

न्यायाम्भोनिधि श्रीमद् विजयानन्दसूरीश्वरजी
(श्री आत्मारामजी महाराज.)

॥ ॐ श्रीचिंतामणि पार्श्वनाथाय नमः ॥



# પ્ર-સ્તા-વ-ના.

**મા**નવ જીવનમાં સાહિત્યનું સ્થાન ઊંચું અને મહત્વનું છે; કારણ કે મનુષ્યોને સંસ્કારી બનાવવા માટે તે મુખ્ય સાધન છે.

સાહિત્ય કોઇ પણ દેશ કે સમાજ-દર્શન-સર્વના પ્રાણરૂપ હોવાથી તે કાયમ માટે માર્ગદર્શક છે. કોઇ પણ દેશ કે ધર્મનું સાહિત્ય જેટલું નિર્દોષ અને પ્રમાણિક તેટલું તે તે રીતે આત્મકલ્યાણ કરનારું છે. જૈન દર્શનના સાહિત્યના રચયિતા ત્યાગી, પ્રમાણિક, લોક-કલ્યાણ કરવાની જ ભાવનાવાળા મહાત્મા હોવાથી તેમનું રચેલું વિવિધ સાહિત્ય નિર્દોષ અને પ્રમાણિક હોવાથી તટસ્થ રીતે જોનારને-અન્યદર્શનીયોને પણ તેવું સહજ જણાય તેમ છે.

કોઇ પણ ધર્મની પ્રાચીનતા તેના ઇતિહાસ અને કથા-સાહિત્ય, જેનો એક બીજા સાથે નિકટ સંબંધ છે, તેના ઉપર મુખ્ય આધાર રાખે છે અને તે સાહિત્ય ભૂતકાળના બનાવોનું અવલોકન, વર્તમાનકાળનું દિગ્દર્શન અને ભવિષ્યકાળમાં મનુષ્યનું ઘડતર ઘડવામાં-સંસ્કારી બનાવવામાં ખાસ ઉપયોગી છે.

ઉત્તમ સાહિત્યના અધ્યયનથી અને તેના નિરંતરના પઠનપાઠનથી મનુષ્યને પોતાનું શું કર્તવ્ય છે તે જણાય છે, તેટલા માટે દરેક મનુષ્યે છેવટ કથા અને ઇતિહાસ સાહિત્યના વાંચનનું નિરંતર વ્યસન લગાવી દેવું જોઇએ કે જેનાથી છેવટ તેઓ આત્મિક લાભ-આનંદ જરૂર મેળવી શકે.

જૈન દર્શનના બે અમૂલ્ય સિદ્ધાંતો-**સ્યાદ્વાદ ( અનેકાંતવાદ )** અને **અહિંસા** એવા છે કે જેનાવડે જૈન દર્શન બીજા દર્શનો ઉપર સર્વોપરીપણું ભોગવે છે, અને તેના ન્યાય તથા તત્વજ્ઞાનના સાહિત્યની સંપૂર્ણ રચના તો એવી અપૂર્વ છે કે જે તટસ્થ ઇતર દર્શન-કારોને પણ ચકિત કરી નાંખે છે.

જૈન દર્શનના સાહિત્યકારોએ દરેક વિષય ઉપર સાહિત્યની રચના કરી છે, તેમાં તીર્થ-

કર ભગવાનપ્રણીત મૂળ પૂજ્ય આગમ-સૂત્રો કે જેના ઉપર જૈન શાસનનો ખાસ આધાર છે તેની સરલતા માટે પંચાંગી પણ રચેલી છે, તેમાંથી પૂર્વાચાર્ય મહારાજાઓએ દોહન કરી તત્ત્વજ્ઞાન, જ્યોતિષ, ગણિત, ભૂગોળ, વૈદક, કથા, ઇતિહાસ, ન્યાય, કાવ્યો વગેરે વિવિધ સાહિત્યો રચેલાં મોજુદ છે; છતાં આજે માત્ર કથા અને ઇતિહાસ સાહિત્ય ઉપર જ મોટા ભાગના મનુષ્યોની રુચિ હોવાથી તે સિવાયના અન્ય સાહિત્ય ઉપર તેઓ દૃષ્ટિ પણ કરતા ઘણા ભાગે જોવામાં આવતા નથી.

આપણા તે પૂજ્ય પૂર્વાચાર્ય પુરુષોએ કથાનુયોગના સાહિત્યમાં મહાપુરુષોના અનેક સુંદર ચરિત્રો, અનેક અંતર્ગત બોધક કથાઓ અને વિવિધ વર્ણનો સાથે રચી આપણા ઉપર મહાન્ ઉપકાર કરેલ છે.

જૈન કથા સાહિત્યોમાં-નિશ્ચય અને વ્યવહાર બન્ને ધર્મના સ્વરૂપો યથાસ્થિત બતાવાયેલાં છે; છતાં કાળ પરિવર્તનવડે મૂળ સંસ્કૃતિ જાળવી રાખતાં તેમાં ન્યૂનાધિકતા થયા કરે તે સ્વાભાવિક છે.

જૈન કથા અને ઇતિહાસ સાહિત્ય વિસ્તારપૂર્વક ગદ્ય, પદ્યાત્મક રૂપે અત્યારે જે ઉપલબ્ધ છે તે ભારતિય ઇતિહાસ ઉપર નૂતન પ્રકાશ પાડે છે; તેની ભાષા પણ શુદ્ધ અને સુંદર પ્રાકૃત મૂળરૂપે છે, જેમાં અનેક સત્ત્વશાળી પૂજ્ય પુરુષોના જીવનવૃત્તાન્તો વિદ્વાન મહાન્ ત્યાગી મહાત્મા-અને આચાર્ય મહારાજાઓએ અનેક રચેલા છે, તેમાં શ્રી તીર્થંકર ભગવાનોના ચરિત્રો તો સૌથી વધારે રસિક, વધારે અનુપમ અને વિવિધ જાતના સુંદર વર્ણનો યુકત હોવાથી તે પ્રથમ પંકિતએ મૂકી શકાય છે.

તીર્થંકર ભગવંતો, ગણધર મહારાજાઓ અને અનુકરણીય અનેક પુર્વજોની નિર્મળ પુણ્ય કથાઓ, તેમજ જિનેશ્વરભાષિત આગમના રહસ્યનું વિવેચન જેમાં હોય તે જ ધર્મકથા કહેવાય છે; તેથી જ તીર્થંકર દેવોના ચરિત્રો એ ઉત્તમ પ્રકારની ખાસ ધર્મકથાઓ ગણાય છે. આવી ધર્મકથા સિવાય પ્રાણી વૈરાગ્ય પ્રાપ્ત કરી શકતો નથી; સંસારજન્ય વ્યથાથી મુક્ત થઇ શકતો નથી, તેમજ ( આત્મિક ) આનંદજન્ય સુખનો સ્વાદ પણ લઇ શકતો નથી. શ્રી જિનેંદ્ર દેવોના સુંદર ચરિત્રો આત્મકલ્યાણની સર્વ સામગ્રી યુક્ત હોવાથી મનનપૂર્વક તેવા ચરિત્રો વાંચનારને કોઇ ને કોઈ લાભ થયા સિવાય રહેતો જ નથી, અને જીવનસુધારણામાં તેનું આલંબન લેવા માટે પુનઃ પુનઃ વાંચવા-વિચારવાનું આવસ્યક થઇ પડે છે.

ભગવાન શ્રી જિનેશ્વર દેવોના ચરિત્રોનું શ્રદ્ધા અને એકાગ્ર ચિત્તે વાંચન કરવાથી એ પરમાત્મા દેવાધિદેવ પ્રત્યે અદ્વિતીય ભક્તિભાવ પ્રગટે છે અને પરમાત્માના વચન અને આજ્ઞા પ્રત્યે અપૂર્વ શ્રદ્ધા ઉત્પન્ન થતાં તે પ્રમાણે જીવનમાં વર્તતા કોઇ વખત અપૂર્વ ઉલ્લાસ આત્મામાં અનુભવવામાં આવે છે.

ભગવાન શ્રી જિનેશ્વર દેવોના ચરિત્રોનું યથાસ્વરૂપે પઠનપાઠન કરવાથી તેવા અદ્વિતીય, પરમ કલ્યાણકારી, પરમ ઉપકારી, અપૂર્વ મહિમાવંત પુણ્યાત્માઓ અન્ય કોઇ થયા જ નથી

એમ ભવ્યાત્માઓને ભાન થાય છે, અનુપમ પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે, અને જિનેશ્વર દેવોની ફરમાવેલ આજ્ઞાનું આરાધન કરનાર ભવ્યાત્માને જગતમાં કલ્યાણની પરંપરા ઉત્પન્ન થતાં સર્વ વાંછિતની સિદ્ધિ અને છેવટે મોક્ષપ્રાપ્તિ અવશ્ય થાય છે.

જિનેશ્વર દેવોના ચરિત્રોનું શ્રવણ–મનન–વાંચન કરવાથી આત્માને રત્નત્રયી, સર્વ સિદ્ધિ, પરમાત્મપણું, અને છેવટે અનંત સુખની પ્રાપ્તિ થાય છે. શ્રી તીર્થંકર દેવોનો અનુપમ, અસાધારણ મહિમા હોવાથી અને આત્મકલ્યાણના પરમ સાધનરૂપ હોવાથી શ્રી જિનેંદ્ર દેવોના ચરિત્રો જ પ્રથમ સ્થાન ધરાવે છે. આ કાળે એ પૂજનીય, વંદનીય, દેવાધિદેવ તીર્થંકર ભગવંતોના અભાવે આ કાળમાં તેમની અમૃતમય વાણી જે આગમો વિગેરેમાં ગુંથાએલી છે એ જ આપણી ખરી મીલકત–સમૃદ્ધિ છે કે જેનાથી જીવનના આદર્શો–ધર્મગુરુઓ, લોકનેતાઓ, સંઘ, સમાજ, જ્ઞાતિના આગેવાનો ઘડી શકે છે. વગેરે કારણોથી આ સભાએ દેવાધિદેવ જિનેંદ્ર પ્રભુના ઉત્તમ કોટીના ચરિત્રોનું કાર્ય હાથ ધર્યું છે અને તેથી—

અત્યાર સુધી આ સભા તરફથી **શ્રી રૂષભદેવ** પ્રભુ, **શ્રી સુપાર્શ્વનાથ** તીર્થંકર દેવ, **શ્રી ચંદ્રપ્રભુ** સ્વામી, **શ્રી વાસુપૂજ્ય** ભગવાન, **શ્રી વિમલનાથ** જિનેંદ્ર, **શ્રી શાંતિનાથ** જિનેશ્વર, **શ્રી નેમનાથ** જિનદેવ, **શ્રી મહાવીર** ભગવંત, મળી આઠ દેવાધિદેવના શ્રી પૂર્વાચાર્યો પૂજ્ય પુરુષો રચિત સચિત્ર સુંદર ચરિત્રોનું પ્રકાશન કરેલું છે અને તેજ ક્રમ પ્રમાણે :—

શ્રી શ્રેયસ્કર, વિઘ્નહર **શ્રી પાર્શ્વનાથ ભગવંતનું** આ સુંદર, અલૌકિક, અનુપમ ચરિત્રનું પ્રકાશન કરી આ સભાએ જ્ઞાનભક્તિ કરી છે, કે જેમાં અધ્યાત્મ જ્ઞાનના બોધક વિષયો, પ્રભુના દશ ગણધરો ભગવાનોના પૂર્વભવના વિસ્તારપૂર્વક રસિક વર્ણનો, અનેક દૃષ્ટાંતો, અંતર્ગત કથાઓ, ઉપનયો અને વિવિધ ભાવે વગેરે આવેલા છે. અત્યારસુધીમાં પ્રગટ થયેલાં તીર્થંકર ભગવંતોના ચરિત્રોમાં આ ચરિત્ર બહુ જ વિદ્વત્તાપૂર્ણ કૃતિ છે અને તેમાં અપૂર્વતા, રસિકતા, મધુરતા, અનુપમતા વિશેષ વિશેષ હોવાથી વાંચકની ધર્મભાવનાને પોષે છે અને પંડિત પુરૂષો અને બાળજીવોને એક સરખું ઉપયોગી થઇ પડે તે રીતે સાદી, સરલ, ગુજરાતી ભાષામાં તેનો અનુવાદ કરાવેલ છે.

આ ગ્રંથના કર્તા પૂજ્ય **શ્રી દેવભદ્રાચાર્ય** મહારાજ છે. તેઓશ્રી મહાન વિદ્વાન ઉચ્ચ કોટીના સાહિત્યકાર વિક્રમની બારમી સદીમાં થયેલા છે. તેઓશ્રી આચાર્ય પદારૂઢ થયાં પહેલાં તેઓશ્રીનું **ગુણચંદ્રગણી** નામ હતું, તે વખતે સંવત ૧૧૩૯ માં **શ્રી મહાવીર ચરિત્ર** વિસ્તારપૂર્વક ૧૨૦૨૫ શ્લોકપ્રમાણ રચેલ હતું, તેનો અનુવાદ પણ આ સભાએ સંવત ૧૯૯૪ માં પ્રકટ કરેલ છે. બીજો ગ્રંથ શ્રી **કથારત્નકોષ** પ્રાકૃત ભાષામાં આચાર્યપદારૂઢ થયા પછી સંવત ૧૧૫૮ ની સાલમાં રચેલો છે, તે સંવત ૨૦૦૦ની સાલમાં ( મૂળ ) આ સભા તરફથી પ્રકટ થયેલ છે, જે ઘણી જ અનુપમ કૃતિ છે અને તેનું ઉચ્ચકોટીનું સંશોધન કાર્ય સાક્ષરવર્યશ્રી પુણ્યવિજયજી મહારાજે કૃપા કરી કરી આપેલ છે, તેનો અનુવાદ પણ હાલમાં આ સભા તરફથી છપાય છે અને આ. શ્રી **પાર્શ્વનાથ ભગવાનના** અપૂર્વ ચરિત્રની રચના પ્રાકૃત ભાષામાં સંવત ૧૧૬૮ માં કરેલી છે, તેનો ગુજરાતી અનુવાદ

કરાવી આ ગ્રંથ પ્રકટ કરેલ છે. આ પૂજ્ય આચાર્ય મહારાજનો સંક્ષિપ્ત પરિચય આ ચરિત્રની પાછળ પ્રશસ્તિમાં આપવામાં આવેલ છે, પરંતુ વિશેષ પરિચય આ સભા તરફથી કથારત્નકોષ મૂળ જે પ્રકાશન પામેલ છે, તેમાં પૂજ્ય વિદ્વાન મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજે ઐતિહાસિક દૃષ્ટિએ ગુજરાતી ભાષામાં વિદ્વત્તાપૂર્ણ આપેલ છે તે ગ્રંથનો અનુવાદ આ સભા તરફથી છપાય છે તેમાં અક્ષરસહ આપવામાં આવશે.

ઉપરના ત્રણ મહામૂલ્ય ગ્રંથો જેની અનુપમ રચના શ્રી **દેવભદ્રાચાર્ય** મહારાજે કરીને જૈન કથા તથા તત્ત્વજ્ઞાન સાહિત્યમાં ઉત્તમોત્તમ વૃદ્ધિ કરી છે.

ભગવાન શ્રી પાર્શ્વનાથ પ્રભુનું આ વિસ્તારપૂર્વક ઉત્તમ ચરિત્ર છે, જેમાં વિશિષ્ટતાઓ પણ ઘણી છે, સાથે સરલ, બોધક અને અંતર્ગત અનેક ધર્મકથાઓ, અને નવીન નવીન જાણવા લાયક અનેક હકીકતો આવેલી છે કે જે મનનપૂર્વક વાંચવાથી સર્વ કોઇ આત્મિક આનંદ પ્રાપ્ત કર્યા સિવાય રહેતો જ નથી. આ ગ્રંથમાં કર્ત્તા આચાર્ય મહારાજે પ્રભુના છ ભવના વર્ણનો સાથે પ્રભુના શુભદત્તાદિ દશ ગણધર ભગવાનોના પૂર્વભવના સુંદર અદ્ભૂત બોધક વૃત્તાંતો, સાથે સામાજિક, ધાર્મિક, વ્યવહારિક બાબતો, ઋતુ વર્ણનના નવા નવા જાણવા લાયક અનેક વિષયો વગેરે બહુ વિસ્તારપૂર્વક આપેલા છે. પ્રભુના દરેક ભવોમાં કમઠે કરેલા મરણાંત ઉપસર્ગો વખતે પ્રભુની અપૂર્વ શાંતિ, અનુપમ દયા, મહિમા, પ્રતિભા વગેરેનું વર્ણન આચાર્યમહારાજે વિદ્વત્તાપૂર્ણ રીતે આ ગ્રંથમાં કરેલ છે, એમ વાચકને અનુભવ થયા સિવાય રહેશે નહિં. આચાર્ય મહારાજની કૃતિના આ ત્રણે અપૂર્વ સાહિત્ય ગ્રંથ રત્નો મનનપૂર્વક વાંચવા જૈન સમાજને નમ્ર સૂચના કરીએ છીએ.

શ્રી પાર્શ્વનાથ ભગવાનના છેલ્લાં તીર્થંકર ભવમાં મનુષ્યો અને દેવોએ પંચકલ્યાણકોમાં કરેલ અપૂર્વ ભક્તિ, પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી સમવસરણમાં બિરાજી અમૃતમય દેશનામાં ધર્મના પ્રકાર—દાન, શીયળ, તપ અને ભાવનું કથાઓ સહિતનું કરેલું અનુપમ નિરૂપણ અને તેથી અમૃતધારારૂપી ઉપદેશવડે અનેક જીવોએ સાધેલું આત્મકલ્યાણ એ સર્વ વર્ણનો મનનપૂર્વક વાંચવા, વિચારવા અને અનુકરણ કરવા યોગ્ય હોવાથી વારંવાર વાંચવા જિજ્ઞાસા ઉત્પન્ન કરે છે અને છેવટે આત્મકલ્યાણ પણ સાધી શકાય છે. આ વિઘ્નહર શ્રેયસ્કર શ્રી પાર્શ્વનાથ પ્રભુ જૈનદર્શનમાં પુરુષાદાણી પુરુષ કહેવાતા હોવાથી તેમનું નામ-સ્મરણ, દર્શન, જાપ, ધ્યાન વગેરે વિઘ્ન હરવામાં અને આત્માનું શ્રેય સાધવા માટે અસાધારણ અને ઉત્કૃષ્ટ મહિમાવંત અવશ્ય ગણાય છે, એ વગેરે કારણોથી જ આ વખતે આ સભાએ શ્રી ત્રેવીશમા જિનેશ્વર ભગવંતનું આ અદ્ભુત મહિમાવંત અનુપમ ચરિત્રનું પ્રકાશન કરેલ છે.

આ સભાના માનદ્ મુખ્ય સેક્રેટરી સં. ૧૯૯૯ ના વૈશાક માસમાં શ્રી તાલધ્વજગિરિ સહકુટુંબ યાત્રાએ ગયા હતાં, જે વખતે ત્યાં બિરાજમાન આ. શ્રી વિજયકુમુદસૂરિજી હસ્તક શ્રી કપડવંજ શ્રીસંઘ તરફથી આ ચરિત્ર મૂળ છપાતું હતું, તેના ફોર્મો તેમના જોવામાં આવતાં, આચાર્ય મહારાજે જણાવ્યું કે આ શ્રી પાર્શ્વનાથ પ્રભુના ચરિત્રની મૂળ કૃતિ ઘણી સુંદર છે, તેનો અનુવાદ કરાવી જો કોઇ પ્રકાશન કરે તો બાળ અને પંડિત સર્વ આત્મિક લાભ પ્રાપ્ત અવશ્ય કરે તેવું છે, વગેરે હકીકત સેક્રેટરીએ સભાને નિવેદન કરતાં

તેનું સુંદર, સરલ ભાષાંતર કરાવી પ્રકટ કરેલ છે. સભાને તે માટે જે કિંમતી સલાહ આ. શ્રી કુમુદસૂરિ મહારાજે આપી છે જેથી તેઓ સાહેબનો ઉપકાર ભૂલી શકતા નથી.

આ ગ્રંથના પાછળના ભાગમાં પરિશિષ્ટ તરીકે દેવાધિદેવ શ્રી પાર્શ્વનાથ ભગવંતના એકસોઆઠ નામ પૂર્વાચાર્યકૃત પદ્યરૂપે તેમજ પૂર્વાચાર્યકૃત "ઉવસગ્ગહરં" મંત્ર સહિતનું સ્તોત્ર વગેરે કે જેનો નિરંતર જાપ કરવાથી વિઘ્નો દૂર થાય છે, તે સર્વ આ ચરિત્ર સાથે સંબંધ રાખતું હોવાથી અને પઠનપાઠન માટે ઉપયોગી હોવાથી પાછળ આપવામાં આવેલ છે.

આ સભા તરફથી અગાઉ પ્રકટ થયેલાં ભગવંતોના ચરિત્રમાં જેમ સુંદર ફોટાઓ આપી અલંકૃત કરવામાં આવેલ છે, તેમ આ ચરિત્રમાં વિવિધ રંગી, વિશેષ સુંદર, આકર્ષક અને વધારે ફોટાઓ આપી શ્રી પાર્શ્વનાથ ભગવંતની ભક્તિ આ સભાએ સુંદર રીતે કરી છે.

આટલું પ્રસ્તાવનારૂપે જણાવી હવે **આ ગ્રંથનો સંક્ષિપ્ત પરિચય** આપીએ છીએ.

**ગ્રંથ-પરિચય.**

દરેક તીર્થંકર ભગવાનોના ચરિત્રના કર્તા મહાપુરુષોએ મોક્ષમાં પધારતાં સુધીમાં તીર્થંકર ભગવંતોના કેટલા ભવો થયા તેની ગણુત્રી (સંખ્યા) પ્રથમ આપેલ હોય છે, પરંતુ અહિં એ પ્રશ્ન થાય છે કે–અનાદિકાલથી આત્મા કર્માવરણથી લેપાયેલો હોવાથી આત્માના ભવની સંખ્યા શી રીતે હોઇ શકે? અહિં શાસ્ત્રકાર મહારાજ જણાવે છે કે–જિનેશ્વર તીર્થંકર ભગવાનોના ભવોની ગણુત્રી તે આત્મા જે ભવમાં પ્રથમ સમ્યક્ત્વ પામે (આત્મવિકાસની શરૂઆત કરે) ત્યારથી મોક્ષમાં જતાં સુધી જેટલા ભવો થાય તેટલી સંખ્યા ભવોની ગણાય છે, એ રીતે **શ્રી પાર્શ્વનાથ ભગવાનના** (ચરિત્રના કર્તા) **શ્રી દેવભદ્રાચાર્ય** મહારાજ આ ગ્રંથમાં પ્રભુના ૭ ભવો જણાવે છે અને તે ભવોનું વિસ્તારપૂર્વક વર્ણન આખું ચરિત્ર પાંચ પ્રસ્તાવમાં સુમારે અગીયાર હજાર શ્લોકપ્રમાણમાં પૂર્ણ કરેલ છે.

શ્રી આદિનાથ પ્રભુ ચરિત્રના કર્તા શ્રી **અમરચંદ્રસૂરિજી** તે ગ્રંથમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુના દશ ભવો જણાવે છે. ત્રીજો, પાંચમો સાતમો અને નવમા ભવને વિષે પ્રભુ દેવલોક, નવ ગ્રૈવેયકમાં દેવપણે ઉત્પન્ન થયેલાં છે તે ચાર ભવની ગણુત્રી આ ચરિત્રના કર્તા મહારાજે લીધી નથી, જેથી બાકીના ૭ ભવો નીચે પ્રમાણે જણાવવામાં આવ્યા છે.

૧. પ્રથમ ભવમાં પ્રભુ ૧ **મરૂભૂતિ** નામે થયા તેમને કમઠ નામના તેના ભાઇએ મૃત્યુ પમાડયા. બીજા ભવમાં મરૂભૂતિ **વનના** હાથી થયા ત્યારે કમઠ કુર્કુટ સર્પ થયો અને તેની દાઢાના વિષવડે મરણ પામ્યા. ત્રીજા ભવમાં* કનકવેગ કિરણવેગ નામના વિદ્યાધર રાજા થયા ત્યાં પણ કાયોત્સર્ગમાં રહેલા તેને (કમઠે) સર્પે ડસ્યા તેથી મરણ પામ્યા. ચોથા ભવમાં **વજ્રનાભ** રાજા થયા તેમણે ચારિત્ર ગ્રહણ કર્યું અને કમઠનો જીવ એક વનમાં ભિલ્લ થયો તેના બાણના પ્રહારે તેમને મૃત્યુ પમાડયા. પાંચમા ભવમાં પ્રભુ કનકબાહુ–સુવર્ણબાહુ નામના ચક્રવર્તી થયા ત્યાં પ્રવ્રજ્યા ગ્રહણ કરી અને કમઠનો જીવ સિંહ થયેલો તેણે તેમને હણ્યા અને છઠ્ઠા ભવમાં શ્રી **પાર્શ્વનાથ ભગવાન જિનેશ્વર** થઇને કમઠના ભયંકર ઉપસર્ગોને સહન કરી તથા તીર્થ પ્રવર્તાવી મોક્ષપદને પામ્યા.

* મૂળમાં પા. ૩ કનકવેગ છે.

શ્રી પાર્શ્વનાથ ભગવંતના આત્માનો સમભાવ એમને ઉત્તરોત્તર ઊર્ધ્વ ગતિ-છેવટ મોક્ષમાં લઇ જાય છે, જ્યારે કમઠનો ક્રૂર કષાય, રૌદ્ર પરિણામ તેને અનેક વખત અધોગતિ-દુર્ગતિમાં ધકેલે છે. અહિં સમભાવ ને કષાયનું યુદ્ધ છેવટના ભવ સુધી આ ચરિત્રમાં જોવામાં આવે છે.

ગ્રંથકાર મહારાજ જણાવે છે કે—

**આ ચરિત્રના સાંભળવાથી કે શ્રદ્ધા અને મનનપૂર્વક વાંચવાથી મોટો અભ્યુદય, દુષ્ટ ગ્રહનો નિગ્રહ, રાગાદિ દોષોનું મંથન, મનની શુદ્ધિ, બુદ્ધિની ઉત્પત્તિ તથા રોગોના સમૂહનો નાશ થાય છે.**

ભારતનો ઇતિહાસ ઈ. સ. ૯૦૦ વર્ષ પૂર્વથી પ્રારંભ થયેલો કેટલાક વિદ્વાનો માને છે અને શ્રી પાર્શ્વનાથ ભગવાન ઐતિહાસિક પુરુષ છે તેમ પણ જણાવે છે; અને ઇ. સ. પૂર્વે નવમા સૈકામાં વણારસી નગરીમાં પોષ વદી ૧૦ (અહિંની માગશર વદી ૧૦) ના રોજ રાત્રિના પૂજ્ય માતા વામાદેવીની કુક્ષિમાં જન્મ થયો હતો. જો કે કેટલાક જૈનેતર વિદ્વાનો શ્રી પાર્શ્વનાથ ભગવાન અને શ્રી મહાવીર પ્રભુ બંનેને પણ ઐતિહાસિક પુરુષ તરીકેની પણ ગણના કરે છે.

---

## પ્રથમ પ્રસ્તાવ. (પા. ૧ થી પા. ૪૦ સુધી)

### પ્રભુના ત્રીજા ભવ સુધીનું વર્ણન.

**મંગલાચરણ—**

ગ્રંથકાર શ્રીદેવભદ્રાચાર્ય મહારાજ આ શ્રી પાર્શ્વનાથ ભગવાનનું ચરિત્ર રચતાં જે ભગવંતનું આ ચરિત્ર છે તે શ્રી પાર્શ્વનાથ ભગવંતને પ્રથમ મંગલાચરણરૂપે, મહિમાવડે વારંવાર નમસ્કાર કરે છે, પછી શ્રી આદિનાથ પ્રભુ, પછી શ્રી અજિતનાથ પ્રભુ અને છેવટે શ્રી મહાવીરસ્વામીની સ્તુતિ કરે છે.

ઘણા ભાંગા, હેતુઓ અને દૃષ્ટાંતોવડે ઉલ્લાસ પામતાં પૂજ્ય સિદ્ધાંતની ત્યારબાદ સ્તવના કરે છે અને પછી સરસ્વતી દેવીનું સ્મરણ કરે છે. પછી ગુરુમહારાજને નમસ્કાર કરે છે. એ પ્રમાણે ઇષ્ટદેવ, સિદ્ધાંત, સરસ્વતી અને ગુરુદેવની સ્તુતિવડે વિઘ્નના સમૂહને દૂર કરીને શ્રી પાર્શ્વનાથ ભગવાનના ચરિત્રનો પ્રારંભ કરે છે.

### (શ્રી પાર્શ્વનાથ પ્રભુનો મહિમા—)

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ તે ચારે પુરુષાર્થ છે તેમાં ધર્મપુરુષાર્થ શ્રેષ્ઠ છે, કારણ કે તે હોવાવડે બીજા ત્રણનું હોવાપણું છે; વળી તે ધર્મ પણ રાગદ્વેષવડે દૂષિત ન હોય તો-જ તે શુભ ફળવાળો થાય છે. કષ્ટથાવડે ઉદ્ધત થયેલા એવા મોટા શત્રુરૂપ રાગદ્વેષને જેમણે દૂરથી અથવા અત્યંત જીતી લીધા છે; તે રાગદ્વેષનો વિજય નિશ્ચયથી સત્પુરુષના ચરિત્રને સાંભળવાથી જ થાય છે. વળી સત્પુરુષ તો તે જ કહેવાય જે રાગદ્વેષનો વિજય કરવામાં તત્પર હોય. રાગ દ્વેષનો સર્વથા વિજય કરવામાં મુખ્ય તો પરમાત્મા પાર્શ્વનાથ જિનેશ્વર જ છે કે જેણે કમઠાસુરના ઉપસર્ગથી તેના ઉપર જરા પણ દ્વેષ કર્યો

નથી જેથી ગ્રંથકાર આચાર્ય મહારાજ કહે છે કે-તે જ પ્રભુનું ત્રણ લોકમાં પ્રસિદ્ધ થયેલું ચરિત્ર કહેવું મારે યોગ્ય છે, જેના વડે કલ્યાણરૂપી વેલડી ઉલ્લાસ પામે છે, વિઘ્નોનાં સમૂહ નાશ પામે છે, કષ્ટરૂપી કાદવ ધોવાઈ જાય છે, દુઃખે કરીને જેનો અંત આવે એવું પાપ પણ નાશ પામે છે, મનને ઇચ્છિત પ્રાપ્ત થાય છે, લક્ષ્મીનો વૈભવ વૃદ્ધિ પામે છે. વળી આ લોકોત્તર મહાપુરુષના દિવ્ય જીવનની એ વિશેષતા છે કે તેમનાં દર્શન, સ્પર્શનથી તો ઠીક પરંતુ વિશેષમાં તેમના નામસ્મરણથી માત્ર પ્રાણીઓનું કલ્યાણ થાય છે. આ અતિશયોક્તિ નથી પરંતુ **ભગવાન પાર્શ્વનાથ પ્રભુના સમયમાં સંસારભરમાં એટલા બધા શુભ પરમાણુ જે વખતે હતા** તે વખતે જ શ્રી પાર્શ્વનાથ પ્રભુના શરીરનું નિર્માણ થયું હતું, તેથી શ્રી પાર્શ્વનાથ ભગવાનનું નામસ્મરણ, ધ્યાન, વગેરે વિઘ્નોનો નાશ કરનાર અને શ્રેયસ્કર છે, એમ મહાપુરુષો નિશ્ચયપૂર્વક જણાવે છે. ભવ્યાત્માઓએ શ્રદ્ધાપૂર્વક આ ત્રેવીશમા જિનેશ્વરનું સ્મરણ, ધ્યાન, વંદન, પૂજન, જાપ વગેરે કરવાનું જ છે. આ રીતે પ્રભુનો મહિમા જણાવી આચાર્ય મહારાજ ચરિત્રનો પ્રારંભ કરે છે.

---

## ( ચરિત્ર પ્રારંભ. )

જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં **પોતનપુર** નામના નગરમાં **અરવિંદ** રાજા રાજ્ય કરે છે, તેને **રતિસુંદરી** વિગેરે અનેક રાણીઓ છે. **મતિસાગર** નામનો મહાબુદ્ધિમાન મુખ્ય મંત્રી છે તેમજ **વિશ્વભૂતિ** નામનો પુરોહિત છે. જિનેશ્વરના વચનને જ પ્રમાણભૂત માનનાર, ધર્મક્રિયામાં તત્પર, અને પૂર્વના કોઈ પુણ્યયોગે **સંભૂત** નામના મુનિરાજની સેવા કરવાવડે સમકિત પામેલ તે પુરોહિતને શ્રેષ્ઠ બ્રાહ્મણ કુળમાં જન્મેલ, શ્રી જિનેશ્વરના ધર્મમાં નિશ્ચય મનવાળી **અનુદ્ધરા** નામની ભાર્યા હતી. તે પુરોહિતને ઉત્તમ ચરિત્રવાળા **કમઠ** અને **મરુભૂતિ** નામના બે પુત્રો હતા. યોગ્ય વયના થતાં તે બંને પુત્રોને **વરુણા** અને **વસુંધરા** નામની કન્યાઓ સાથે અનુક્રમે પરણાવવામાં આવ્યા. કેટલોક કાળ સંસારાવસ્થામાં વ્યતીત થતાં વિશ્વભૂતિ સંયમ સ્વીકારી, અણશણ કરી, પંચપરમેષ્ઠીના સ્મરણપૂર્વક કાળધર્મ પામી સૌધર્મ દેવલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થાય છે. પુરોહિતની સ્ત્રી અનુદ્ધરા પણ પંચ પરમેષ્ઠીના સ્મરણપૂર્વક કાળધર્મ પામે છે. માતાપિતાના મરણના શોકથી વ્યાપ્ત થયેલા તેઓ ગૃહકાર્યમાં પ્રવર્તે છે, તેવામાં **હરિશ્ચંદ્ર** નામના મુનિ ત્યાં પધાર્યા અને તે બંને ભાઈઓને ઉપદેશ આપતાં જણાવે છે કે—દેવ, અસુર વગેરે ત્રણે ભુવનને વિષે નહીં વારી શકાય એવા મૃત્યુના આવા પ્રકારના વ્યાપારને અનંતવાર જાણવા છતાં ખેદ કેમ પામો છો? અને મોક્ષના સાધનરૂપ ધર્મક્રિયા કેમ કરતા નથી? મોક્ષમાં ગયેલા જીવો સિવાય, આ જગતમાં કયો જીવ જન્મ મરણ પામતો નથી? આ સંસાર વિનાશવંત છે ને જિનેશ્વરના ધર્મને જાણવા છતાં શામાટે ખેદ ધરો છો? ધર્મરૂપી ઔષધ સિવાય આત્માને બીજું કંઈપણ રક્ષણ કરનાર નથી, તેથી તમે માત-પિતાનો શોક છોડી ધર્મમાર્ગમાં રમણ કરો વિગેરે, ગુરુમહારાજનો ઉપદેશ સાંભળી, શોકનો ત્યાગ કરી પોતાના કાર્યમાં ઉદ્યમવંત થાય છે. હવે અહિં મરુભૂતિને ગુરુ-ઉપદેશવડે સંસારની અસારતા જાણી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને સ્વરૂપવંત પોતાની સ્ત્રીના મુખ ઉપર દૃષ્ટિ નહીં નાખતા, ક્ષણે ક્ષણે આત્મા વૈરાગ્યવાસિત થતો જતો હોવાથી સંસારનું અસાર સ્વરૂપ વિચારવા લાગ્યો કે-એવો શુભ દિવસ, સમય, સારું નક્ષત્ર અને શુભ વાર ક્યારે આવે કે જેથી ઉત્તમ ગુરુરાજના હાથે વાસક્ષેપ નખાયેલો હું સર્વવિરતિ સ્વીકારું. આ પ્રમાણે શુભ ભાવનાથી ગૃહવાસથી વિરક્ત મનવાળો કાળ નિર્ગમન કરવા લાગ્યો. મોટો ભાઈ કમઠ પ્રમાદરૂપી મદવડે ઉન્મત્ત થતાં, મિથ્યાત્વની વાસના વધતાં, ભવાભિનંદીપણાને કારણે પવિત્ર આચરણની અવગણના કરતો

વિષયવાસનાનો સંગ વિશેષ ને વિશેષ પ્રકારે કરવા લાગ્યો. તેમજ દ્યૂતક્રિયા કરનારા પાપી મિત્રોથી પરિવરેલો તે સ્વચ્છંદ રીતે ફરવા લાગ્યો. વૈરાગ્યવાસિત મરુભૂતિની સ્ત્રી વસુંધરા સુંદર યુવતી છે. યૌવનના પૂરબહારમાં આવેલી છે અને તેનો પતિ તેની સામું પણ જોતો નથી, તેને બોલાવતો નથી તેથી તે પોતાના જીવતરને નિષ્ફળ માનતી હતી.

એકદા તે વસુંધરા સુંદર વસ્ત્રો ધારણ કરીને પોતાના ઘરનું કામકાજ કરતી હતી તે વખતે વિકારી નેત્રવાળા, પોતાના ઊંચ કુલાચારને ભૂલી જઈ કામાભિલાષી કમઠે તેને જોઈ અને કોઈ પણ પ્રકારે સંગમ કરવાની ઇચ્છા તેણે તેને હાસ્ય સહિત, મનોહર વિલાસવાળા વચનોવડે, તેણીના રૂપને વખાણીને બોલાવી. તે વખતે 'આ તો મારો જેઠ છે.' તેમ જાણી વસુંધરા ત્યાંથી નાશી ગઈ અને વિચારવા લાગી કે–લોકવિરુદ્ધ, ધર્મવિરુદ્ધ તેમજ વિકારવાળું વચન મારા જેઠ કેમ બોલે છે? આ પ્રમાણે વ્યાકુળ બનેલી તે હતી તેવામાં કમઠે પાછળથી આવી તેનો હસ્ત પકડી મધુર વચનથી કહ્યું કે–હું તારો પ્રિયતમ હોવાથી તારું કોઈ અનિષ્ટ કરનાર નથી. આમ કહી તેને આલિંગન આપે છે. વસુંધરા પણ 'તમે સસરા જેવા છો, તમને આ શોભે?' વિ૦ કહે છે પરન્તુ તેના હાવભાવથી આધીન બને છે. કામદેવનું દુર્વારપણું હોવાથી, સ્ત્રીજનનું દીર્ઘદર્શીપણું ન હોવાથી, યૌવનપણાનો પ્રસાર હોવાથી, તેવા પ્રકારનો હાવભાવ બનવાનો હોવાથી ભવિષ્યમાં થનારા પતિના મોટા વૈરને બાંધીને તે તેનો સંગ કરે છે. વિષ્ણુ, મહાદેવ અને બ્રહ્મા જેવા મહાપુરુષોના માનનું ખંડન કરનાર કામદેવનો પ્રસાર થાય છે. જમદગ્નિ, વસિષ્ઠ, પુલસ્ત્ય, વ્યાસ અને દુર્વાસા વિગેરે તપસ્વી ઋષિઓ પણ ભગ્ન પ્રતિજ્ઞાવાળા થઈને ખેદ પામ્યા હતા તો આ કમઠ જેવો પામર પ્રાણી શી ગણત્રીમાં?

**"વૈરાગ્યવાસિત યુવાન પુરુષ જ્યારે ત્યાગી બનવાનો વિચાર કરે છે ત્યારે પોતાની યુવાન પત્નીને પણ વૈરાગ્યવાસિત બનાવી ત્યાગી બને તે ઇચ્છવા યોગ્ય છે, નહિં તો પાછળ રહેલી સ્ત્રીઓ ઘણેભાગે અનાચારી બને છે. યુવાની, અજ્ઞાનપણું, નિરાધારપણું કે કપરા સંયોગો તેવી સ્ત્રીઓને અનાચારમાં ઢસડી જાય છે. આવા પ્રસંગો આપણે વર્તમાનકાળમાં પણ જોઈએ છીએ અને ભૂતકાળમાં પણ આવા ચરિત્રોની પરંપરામાં આવા બનાવો બનેલા છે તે જણાવે છે, જેથી ઉત્તમ આવા ચરિત્ર-ગ્રંથો વાંચી તેમાંથી બોધપાઠ લેવા જેવું છે; તે જ આવા ચરિત્રોનું મનનપૂર્વક વાંચવાનું ફલ છે."**

લોકાપવાદ અને કુળમર્યાદાનો ત્યાગ કરી વસુંધરા સાથે ભોગ ભોગવતાં કેટલાક દિવસો ગયા બાદ તેની સ્ત્રી વરુણાને ઈર્ષ્યા ઉત્પન્ન થતાં, મરુભૂતિને તે વાત જણાવતાં તેને સંતાપ ઉત્પન્ન થાય છે. પ્રથમ તો તે વાત તેને અઘટિત લાગે છે, સત્ય માનતાં અચકાય છે, અને દીપજાત નરનું દૃષ્ટાન્ત આપે છે. (પાનું ૧૨) ફરી કમઠની ભાર્યાએ તેવી હકીકત જણાવતાં મરુભૂતિએ જણાવ્યું કે–એમ બન્યું હોય તો ઘટી શકે. "કર્મના પરિણામને કોણ જાણી શકે?" પછી તે પણ પોતાના ભાઈના દુષ્ટ આચરણની ખાત્રી કરવાને માટે બહારગામ જવાનું બ્હાનું જણાવી, ઘરની બહાર નીકળી જાય છે. કમઠ પણ રાત્રિના નિશ્ચિંત થઈ વસુંધરાની સાથે સુતો. થોડો સમય બહાર રહી મરુભૂતિ પણ કાપડીનો વેષ પહેરી, ભાષાનો ફેરફાર કરી, પોતાના ઘરમાં પેસી કમઠને જણાવે છે કે–હે ઘરનાયક! માર્ગમાં થાકી ગયેલા એવા મને પરદેશીને અહીં રહેવાની જગ્યા આપ. આ પ્રમાણે યાચના કરતાં તેને કમઠે ઓસરીમાં સુવાનું જણાવ્યું. મરુભૂતિ ત્યાં કપટથી સુતા બધું નજરોનજર નિહાળે છે. પોતે વૈરાગ્યવાસિત હતો છતાં અનાદિનો મોહનો અધ્યાસ હોવાથી ક્રોધે ભરાતાં અરવિંદ રાજાની પાસે જઈ હકીકત જણાવે છે. આ સાંભળી રાજાને ક્રોધ ચઢે છે અને તરત જ કમઠને પોતાના સેવકોદ્વારા પકડી

મંગાવી, ગધેડા પર બેસારી નગર બહાર કાઢી મૂકે છે. પરાભવ પામેલો, અતિશય ક્રોધવાળો અને તે વખતે મરુભૂતિનું કંઈ પણ અહિત કરવાને અસમર્થ થતાં કમઠ વિચારવા લાગ્યો કે–પૂર્વે કરેલા મારા ઉપકારને ભૂલી ગયેલો મારા નીચ ભાઇનો હું કયારે નાશ કરું ? આ પ્રમાણે વિચારતો તે એક વનમાં જઈ ચડે છે. ત્યાં જ્વલનશર્મા નામના કુલપતિનો મેળાપ જતાં પ્રણામ કરી તેની પાસે બેસે છે. કુલપતિ તેના ખેદનું કારણ પૂછે છે ત્યારે કમઠ પોતાના ભાઇ સંબંધી પરાભવનું કારણ દર્શાવે છે. કમઠ તાપસ બને છે, તપસ્યા કરી દિવસો નિર્ગમન કરે છે.

અહીં મરુભૂતિ દુઃખી માણસો પર દયા દર્શાવતો, અને લોકાપવાદને સાંભળતાં એક વખત પોતાને એવો સંકલ્પ ઉત્પન્ન થયો કે–અરેરે મેં મૂર્ખે મારા મોટાભાઇને વિડંબના ઉત્પન્ન કરી, અપયશને નહીં ગણકારતાં કપટના કુંડા સરખી દુષ્ટ શીલવાળી મારી ભાર્યાને માટે અયોગ્ય કાર્ય કરી નગર બહાર કઢાવ્યો. તે પુરુષોને ધન્ય છે કે જેઓ પુણ્યશાળી વૈરાગ્ય પામીને ભવસમુદ્રનો પાર પામ્યા છે. સ્ત્રીના મોહને ધિક્કાર છે ! હવે મારી અપકીર્તિને કેવી રીતે દૂર કરવી ? વૈરાગ્યવાસિત હૃદયવાળા મનુષ્યો હંમેશાં દયાળુ અને પોતાનું ખરાબ કરનારને માટે કદાચ ક્રોધ કે વૈર ઉત્પન્ન થયું હોય તો પણ તેઓ ગમે તે પ્રકારે પોતાના કાર્યને સુધારી લે છે.

સંસારી જીવનમાં સત્ય હકીકત બનવા છતાં દુનિયા દોરંગી કહેવાય છે અને તેવા કાર્યને અમુક લોકો સત્ય પણ માને છે અને અમુક પ્રકારના લોકો અસત્ય ને અયોગ્ય માને છે. ઉત્તમ મનુષ્યનો સ્વભાવ જુદો હોય છે. ભવિષ્યમાં શ્રી પાર્શ્વનાથ તીર્થંકર થવાના છે, માટે આવા ઉત્તમ પ્રકારના મનુષ્ય માટે આવી ઉંચી ને શ્રેષ્ટ ભાવના હોય તે સ્વાભાવિક છે.

આ પ્રમાણે ખેદ ધરતો મરુભૂતિ તાપસ–આશ્રમમાં જાય છે. ત્યાં અશ્રુના પ્રવાહયુક્ત લજ્જા સહિત પોતાની ભૂલ માટે માફી માગવા કમઠના ચરણમાં પડે છે અને કહે છે કે–હે પૂજ્ય ! તમે પુણ્યશાલી છો અને હું અધમ, કુલને કલંકરૂપ, ભાર્યાના વ્યામોહવડે વિષયથી વિમુખ થવા છતાં પિતા સમાન આપનું તેવા પ્રકારનું તમારું દુષ્ટ કાર્ય કર્યું જેથી મારા તે અપરાધને માફ કરી, મને અભય-દાન આપી, દુષ્કૃત્યવડે તપેલા મારા હૃદયને શાન્ત કરો વિ૦ પશ્ચાત્તાપવડે કમઠના ચરણમાં પોતાનું મસ્તક મૂકે છે ત્યાં તો કમઠ પૂર્વના દુષ્ટ વિચારને યાદ કરી, ક્રોધનો આવેશ ઉત્પન્ન થતાં, તાપસોનો ઉચિત કરુણાભાવ ભૂલી જઇ, લોકોના અવર્ણવાદનો વિચાર નહીં કરતા એક મોટી શિલા ઉપાડી મરુભૂતિના મસ્તક ઉપર નાખે છે જેથી મરુભૂતિના મુખમાંથી રુધિરનો પ્રવાહ વહેતાં પૃથ્વી પર પડી જાય છે. તેવામાં " અયોગ્ય કર્યું, આ શું દુષ્કર માસખમણની તપસ્યાને ઉચિત છે ? તું તારા ભાઇને હણે છે તો તું અમારે જોવાને પણ લાયક નથી. " આ પ્રમાણે તાપસોના વચનોવડે તિરસ્કાર પામતો કમઠ તરત જ ત્યાંથી નીકળી જાય છે. અનેક ઉપચારો તાપસોએ કરવા છતાં મરુભૂતિ મરણ પામે છે. આ પ્રમાણે મહાવેદનાને અનુભવતો સમકિતનો ભંગ કરી તે મરુભૂતિ અરિહંતનું સ્મરણ નહીં કરતો, આર્ત્તધ્યાનને કારણે, વૃક્ષોથી સુશોભિત એવા દંડકારણ્ય નામના વનને વિષે, સૂંઢરૂપી દંડવડે વિકસ્વર હસ્તીરૂપે જન્મે છે. ( **બીજો ભવ** ) તે હસ્તી ક્રીડાવિલાસવડે વનમાં યથેચ્છ વિચરે છે.

" **જુઓ કર્મની સ્થિતિ** " મરુભૂતિને પ્રથમ સત્સંગના યોગે વૈરાગ્ય ભાવ ઉદ્ભવ્યો, પણ જીવનમાં અણધાર્યા સંયોગો ( પોતાની સ્ત્રીનો દુરાચાર વિ૦ ) ઉપસ્થિત થતાં આર્ત્તધ્યાનના વશથી તિર્યંચ યોનિમાં ઉપજવું પડે છે. આ ભવમાં એક સંતપુરુષના સદ્યોગથી કષાય–પરિણામ નષ્ટ થતા

શમ, ભાવનો પ્રાદુર્ભાવ થતાં, ઉત્તરોત્તર વિકાસની શ્રેણી વધતાં છેવટે દેવાધિદેવ શ્રી પાર્શ્વનાથ તીર્થંકર બને છે અને છેવટે સિદ્ધિસ્થાનનાં જાય છે. કમઠ પણ ઉત્તરોત્તર વૈરની વૃદ્ધિ કરતો પરમાત્માના દરેક ભવોમાં છેવટ સુધી ઉપસર્ગ કરતો રહે છે.

એક દિવસે શરદ્ ઋતુમાં અરવિંદ નૃપતિ રાણીઓ સાથે ક્રીડા-વિલાસ કરતો હતો, દરમ્યાન આકાશમાં વીજળી સહિત પવનવડે મેઘમંડળને વીખરાતું જોઈ રાણીઓ રાજાને જણાવે છે કે—ઈંદ્ર-ધનુષથી મેઘમંડળ વ્યાપ્ત હોવા છતાં પવનના ઝપાટાથી ક્ષણ માત્રમાં નાશ પામ્યું તેવી જ રીતે આ સંસારની સમગ્ર વસ્તુઓ અત્યંત અસ્થિર છે અને આ સંસારસાગરમાં રૂપ, લાવણ્ય, યૌવન, શરીર, સ્વજન—આ સર્વ આવા પ્રકારનું અસ્થિર હોવા છતાં મુગ્ધ લોકો વિવેક રહિત થઈ ધન મેળવવા પ્રાણીહિંસા કરે છે, અસત્ય બોલે છે, અન્યનું ધન લૂંટે છે, ચોરી કરે છે, પરસ્ત્રી સાથે ક્રીડા કરે છે, પ્રમાણ વિનાના પરિગ્રહ ધારણ કરે છે. નાશવંત સર્વ પદાર્થો દુઃખરૂપ છે. અહો ! મોહરાજાનું કેવું પ્રાબલ્ય છે વિગેરે. સંસારની અસ્થિરતા, પદાર્થોની ચંચળતા, વિરહનાં દુઃખો, દેહના દર્દો વિગેરે સંબંધી ભાવના ભાવતાં અરવિંદ રાજવીને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. તેમજ પ્રવ્રજ્યા સ્વીકારવા તૈયાર થાય છે. ( અરવિંદ રાજાની વૈરાગ્યપ્રાપ્તિ માટેની સંસારના સ્વરૂપની વિચારણા અહિં ખાસ વાંચવા જેવી છે. પૃ. ૨૦ થી ૨૩ ) પછી તેમની રાણીઓ ફરીથી આ પ્રમાણે ન બોલવા, તેના વિરહથી થનારા દુઃખને સહન ન કરતા રાજાને ઘણા પ્રેમથી દીક્ષા ન લેવા વિનવે છે. રાજા તેઓને સંસારની અસ્થિરતાનું સ્વરૂપ સમજાવે છે. છેવટે રાજા પોતાના પ્રધાન વિગેરે કર્મચારીઓને બોલાવી પોતાની દીક્ષા લેવાની ભાવના જણાવે છે તેમજ પોતાના પુત્ર **મહેન્દ્રકુમારને** પોતાની ગાદીએ બેસાડે છે. સચિવો વિગેરેને તે પુત્રને પોતાની માફક જોવાની તેમજ તેની આજ્ઞા પાળવાની ભલામણ કરે છે, મહેન્દ્રકુમારને પણ રાજ્યનાં* સાત અંગોની વૃદ્ધિ માટે સમજણ આપી પ્રજા તથા સેવકોને કેમ સાચવવા તે સમજાવે છે. પૂર્વકાળના રાજવીઓ પોતાના ત્યાગ વખતે પોતાના પુત્રોને રાજ્ય કેમ ચલાવવું ? રાજધર્મ કેવો હોય તે સમજાવે છે. હવે પોતાની રાણીઓને ફરીથી આશ્વાસન આપીને, અઠ્ઠાઈ મહોત્સવ કરીને, હજારો પુરુષોએ ઉપાડેલી શિબિકા પર રાજા આરૂઢ થાય છે. મંગળ ગીતોવડે ગવાતાં, યાચક જનોને દાન દેવાવડે ખુશી કરતો, પ્રજાજનોથી સ્તુતિ કરાતો, જનસમૂહ, સામંત જનો વિગેરેથી પરિવરેલો, સૈન્ય અને મહેન્દ્રકુમાર જેની સાથે છે તેવો અરવિંદ રાજા **કુસુમાવતંસ** નામના ઉદ્યાનમાં આવી, રાજ-આભૂષણોનો ત્યાગ કરીને, **શ્રી સમંતભદ્રાચાર્યને** ત્રણ વાર વિનયપૂર્વક પ્રદક્ષિણા આપે છે. આચાર્ય મહારાજ સંસારની વિષમતાનું વર્ણન કરતાં ' પ્રવ્રજ્યારૂપી વહાણવડે સંસારસમુદ્રમાંથી મને તારો ' તેમ કહેતાં આચાર્ય મહારાજ ચૈત્યવંદનપૂર્વક અરવિંદ રાજાને પ્રવ્રજ્યા ગ્રહણ કરાવે છે. પછી પાંચ મહાવ્રતનું પાલન કરવા, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને વિષે આદરવાળા થવા વિગેરે મુનિધર્મનો યોગ્ય ઉપદેશ આપે છે. ( પૃ. ૨૫-૨૬ ) આવા ઉચ્ચ કોટિના ચરિત્ર ગ્રંથોમાં તીર્થંકર ભગવાનો, અને આચાર્ય મહારાજાઓના આવા પ્રસંગોમાં સંસારના અસારપણા માટે અને ચારિત્ર ધર્મની અપૂર્વતા, અનુપમતા સંબંધી ઉપદેશો સ્થળે-સ્થળે જોવામાં આવે છે, જે ખાસ પઠન-પાઠન કરવા યોગ્ય હોય છે. આવા ચરિત્રો વાંચવાથી ભવ્ય આત્માને કેટલો લાભ થઈ શકે તે વાચકો સ્વયં સમજી શકે છે.

સાધુ ધર્મનું નિરતિચારપણે પાલન કરતાં કેટલાક સમય પછી અરવિંદ મુનીશ્વરને **અવધિજ્ઞાન**

---

* સ્વામી, પ્રધાન, રાજ, કોશ, કિલ્લો, સૈન્ય અને મિત્ર—આ સાત રાજ્યના અંગો ગણાય છે. તેની વૃદ્ધિ કરવી જોઈએ.

ઉત્પન્ન થાય છે. ગુરુ–આજ્ઞા લઇ, એકલવિહારી બની સાગરદત્ત સાર્થવાહની સાથે શ્રી ઋષભાદિ જિનેશ્વરોના ચરણકમળને વાંદવા માટે અષ્ટાપદ પર્વત તરફ જાય છે. માર્ગમાં સાર્થવાહ અષ્ટાપદ પર્વત સંબંધી વૃત્તાંત પૂછતાં મુનિરાજ તેને જણાવે છે કેઃ—

"કૃતયુગને વિષે થયેલા શ્રી **ઋષભદેવ** પ્રથમ તીર્થંકર હતા. તેમના પુત્ર **ભરત** નામના ચક્રવર્તી અને બાહુબલિ વિગેરે બીજા નવાણું પુત્રો હતા. ભગવાન ઋષભદેવ, યુગલિક ધર્મનું નિવારણ કરી દશ હજાર સાધુઓ સાથે આ અષ્ટાપદ પર્વત પર મોક્ષ પામ્યા. તે સ્થળે ભરત રાજાએ રત્નોવડે મનોહર ચૈત્ય કરાવ્યું અને સ્વસ્વ દેહપ્રમાણ રત્નની પ્રતિમાઓ સ્થાપન કરી તેમને વંદન કરવા અમે જઇએ છીએ. તે પ્રતિમાઓને વંદન કરવાથી સેંકડો ભવમાં ઉપાર્જન કરેલ પાપ નાશ પામે છે. જેઓ ત્યાં જઇને જિનેશ્વરની સ્તુતિ કરે છે, વંદન કરે છે, પૂજન કરે છે, તેઓ કલ્યાણના ભાજનરૂપ બને છે. તે જિનેશ્વરો કોણ છે ? તેમ પ્રશ્ન પૂછતાં સાધુમહારાજ શ્રી જિનેશ્વરોનું યથાસ્થિત સ્વરૂપ પ્રથમ જણાવે છે. બાદ સાધુ ધર્મ અને શ્રાવક ધર્મનું સ્વરૂપ બતાવે છે. આ હકીકત ખાસ મનન કરવા જેવી છે. (પૃ. ૨૭–૨૮) સાર્થવાહની ધર્મભાવના વિકાસ પામવાથી ગુરુમહારાજની પ્રશંસા કરતાં સાર્થવાહ પ્રવ્રજ્યા ગ્રહણ કરવાની પોતાની અશક્તિ જણાવી, પોતાને ઉચિત કાર્ય ફરમાવવા ગુરુમહારાજને વિનંતિ કરે છે, જેથી મુનિરાજશ્રી અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવામાં પ્રચંડ સૂર્યસમાન એવા સર્વજ્ઞ ભગવંતને દેવબુદ્ધિથી અંગીકાર કરવા, સારા સાધુજનોને ગુરુ તરીકે માનવા, શ્રી જિનેશ્વરે કહેલ તત્ત્વ પ્રમાણરૂપ ગણવા અને જીવહિંસા નહીં કરવા ઉપદેશે છે. આ પ્રમાણે વિશુદ્ધ સમકિતના પરિણામવાળો ધર્મ શ્રાવકધર્મ સ્વીકારી અરવિંદ મુનિરાજને વંદન કરી સાર્થવાહ એક મોટી અટવીમાં આવે છે, કે જ્યાં મરુભૂતિનો જીવ વનના હાથી તરીકે ત્યાં વિચરતો હતો. (પ્રભુનો બીજો ભવ) અહીં એક સુંદર સરોવર (જેનું વર્ણન અહિં આપવામાં આવ્યું છે) જોવે છે અને સમગ્ર સાર્થ ત્યાં ઉતરે છે અને ભોજનાદિનો પ્રબંધ કરે છે.

આ સમયે તે હસ્તી પણ તે સરોવરમાં પાણી પીવા આવે છે. પાણી પીને શૃંગારક નામની લતા તેમજ કમળ સમૂહનો આહાર કરી, સાથેની હાથણીઓ સાથે વિવિધ પ્રકારના વિલાસો કરી હસ્તી સરોવરમાંથી બહાર નીકળે છે. સાર્થસમૂહને જોતાં જ તે ક્રોધે ભરાય છે અને તે સમગ્ર સાર્થ-સમૂહને જાણે ગળી જવાને તૈયાર થયો હોય તેમ તે સાર્થ સામે દોટ મૂકે છે. ભય પામેલા મુસાફરો આમતેમ ચોતરફ નાશી જાય છે. ઊંટ વિગેરે પ્રાણીઓ આરડવા લાગે છે, કરિયાણાનો માલ વેર–વિખેર થઇ જાય છે અને સર્વત્ર ભય, ત્રાસ અને કોલાહલ વ્યાપી જાય છે. આ પ્રમાણે ક્રોધી હસ્તીને જોઇ અરવિંદ મુનિ લેશમાત્ર ખેદ પામતા નથી અને અવધિજ્ઞાનવડે તેના પ્રતિબોધનો સમય જાણી કાયોત્સર્ગવડે મુનિશ્રી સ્થિર રહે છે. મુનિને કાયોત્સર્ગમાં રહેલા જોઇને હસ્તી તેમની સન્મુખ દોડે છે, પરંતુ મુનિશ્રીના તપના સામર્થ્યને અંગે હીન સામર્થ્યવાળો બનીને ભય અને ત્રાસના પ્રચાર રહિત થતાં મુનિનો મારવાનો તેનો અભિલાષ નાશ પામી જાય છે. દયાપ્રધાન સંવેગનો આવેગ ઉછળતાં હાથી ત્યાં સ્થિર થઇ ઊભો છે તેટલામાં મુનિશ્રી કાયોત્સર્ગ પારી, હાથીને પ્રતિબોધવા મધુર વાણીથી કહે છે કે–હે વનહસ્તી ! પૂર્વે તેં કરેલો મરુભૂતિનો જીવ શું તને સાંભરતો નથી ? અથવા શું તું અરવિંદ રાજર્ષિને ઓળખતો નથી ? તેમજ સર્વજ્ઞના અંગીકાર કરેલા ધર્મને વિચારતો નથી ?

મુનિરાજના આ પ્રમાણેના વચનો સાંભળી ઊહાપોહ કરતાં હસ્તીને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને તરત જ મુનિરાજને વંદન કરે છે. કમઠને કરેલી કદર્થના સાંભરવાથી ઉત્પન્ન થયેલ વૈરાગ્યવડે અશ્રુ ઝરતા નયનોવડે મુનિની સેવા કરવા લાગે છે. તપસ્વી મુનિરાજ પણ તેને કહે છે કે–

હે હસ્તી ! તું તિર્યંચ હોવાથી સર્વવિરતિ સ્વીકારી શકે તેમ નથી માટે સંતાપ દૂર કરી, પૂર્વભવે પાલન કરેલા જૈન ધર્મને અંગીકાર કરી, બાર વ્રતોનું પાલન કર અને પંચપરમેષ્ઠીનું એકાગ્ર મનવાળો થઈને સ્મરણ કર. પોતે જિનધર્મને અંગીકાર કર્યો છે તેમ સૂચવન કરવા માટે હસ્તી પોતાનું મસ્તક ચલાવી સૂંઢનો અગ્રભાગ ઊંચો કરે છે જેથી મુનિરાજ તેને પાંચ અણુવ્રતવાળો શ્રાવકધર્મ અંગીકાર કરાવે છે. બાદ મુનિરાજના ચરણકમળને નમન કરી હસ્તી જેમ આવ્યો હતો તેમ ચાલ્યો જાય છે. સાર્થના માણસો પણ મુનિરાજનો પ્રભાવ જાણી કેટલાક દેશવિરતિ સ્વીકારે છે અને કેટલાંક સમકિત પામે છે. સાગરદત્ત સાર્થવાહ ત્યાંથી પ્રયાણ કરી જાય છે. અરવિંદમુનિ અષ્ટાપદ પર્વત પર ગૌતમસ્વામીની જેમ ચઢી જઈ આદિ જિનેશ્વરનું મંદિર જુએ છે. અહીં ગ્રંથકર્તાએ આ મંદિરનું સંક્ષિપ્તમાં વર્ણન કરેલ છે તે વાંચવા યોગ્ય છે. ( પૃ ૩૩ ) મંદિરને ત્રણ પ્રદક્ષિણા કરવાપૂર્વક સ્તુતિ, સ્તોત્ર વિગેરેવડે જિનેશ્વરને વાંદી, ચોવીશ જિનેશ્વરની જુદા જુદા અસાધારણ ગુણોવડે ( જેમ સકલાર્હતમાં તેના કર્તા આચાર્ય મહારાજ કરે છે તેમ ) સંક્ષિપ્તમાં સુંદર વાણીવડે સ્તુતિ કરે છે. ( આ સ્તુતિઓ વાંચવા યોગ્ય છે. પૃ. ૩૪ )

આ પ્રમાણે સ્તુતિ કરી હર્ષના રોમાંચવડે પોતાના આત્માને ધન્ય માનતાં અષ્ટાપદ પર્વતથી નીચે ઊતરે છે. બાદ કાળક્રમે વિશેષ પ્રકારના તપ કરી, કર્મરૂપી રજનો નાશ કરી, અનશન સ્વીકારી છેવટે સ્વર્ગલક્ષ્મીને પ્રાપ્ત કરે છે.

ધર્મપ્રાપ્તિ બાદ વનહસ્તી સચિત્ત આહારનો ત્યાગ કરતો, નીરસ સૂકા પાંદડાંઓનું ભોજન કરતો, હાથણીઓ સાથેના વિલાસને દૂરથી જ ત્યાગતો, નેત્રના નિરીક્ષણપૂર્વક ધીમે ધીમે પગલાં ભરતો, આસન શય્યા પર સૂતો, નિરંતર ધર્મધ્યાનમાં નિશ્ચલ બનીને કાળ નિર્ગમન કરવા લાગ્યો. મુનિરાજે પૂર્વે કરેલા ધર્મનું ચિંતવન કરતો, તિર્યંચપણું પામવાથી પોતે સર્વવિરતિ સ્વીકારી શકતો નથી તેથી પોતાના તિર્યંચપણાને નિંદતો અને હવે હું કોને શરણે જાઉં ? શું કરું ? એમ ચિંતવતો તે કર્મના સ્વરૂપને વિચારતો અને મુનિરાજે કરેલા ધર્મનું બરાબર પાલન કરવા લાગ્યો. તિર્યંચપણામાં પણ નિર્દોષ આચરણા, તિર્યંચયોનિ માટેનો પશ્ચાત્તાપ અને છેવટની આત્મિક ભાવના વગેરે અહિં ખાસ વાંચવા-વિચારવા યોગ્ય છે. ( પૃ. ૩૫-૩૬ )

આ બાજુ કમઠ પરિવ્રાજક તથાપ્રકારની શિલાવડે પોતાના ભાઈ મરુભૂતિને મારી નાંખવા છતાં મનમાં શાંતિ પામ્યો નહીં. લોકોના તિરસ્કારને નહીં ગણતો તે કેટલાક દિવસ ત્યાં રહ્યો અને આર્ત્ત-રૌદ્રધ્યાનમાં પ્રવર્ત્યો. બાદ પ્રાણોનો ત્યાગ કરીને તે જ વનમાં કુર્કુટ સર્પપણે ઉત્પન્ન થયો. તે અવસ્થામાં પણ તીક્ષ્ણ નખોવડે, પાંખોના ઝાપટવાવડે સર્વ પ્રાણીઓને ઉપદ્રવ કરતો તે દયા રહિતપણે જીવોનો સંહાર કરતો જ્યાં ફરે છે ત્યાં તે વનહસ્તી પણ છઠ્ઠ-અઠ્ઠમની તપસ્યા કરતો તેમજ જેનું શરીર-બળ નાશ પામ્યું છે તે પોતે સરોવર પાસે પાણી પીવા માટે આવે છે, તે સ્થળે અચિત્ત જળ જોઈ, ખાબોચિયામાં પેસી જળ પીતાં પીતાં તે કાદવમાં ખૂંચી જાય છે અને જેમ જેમ પ્રયત્ન કરીને કાંઠા તરફ જવા પ્રયત્ન કરે છે તેમ તેમ શરીરના ભારને અંગે વિશેષ વિશેષ ખૂંચતો જાય છે. આ પ્રકારની તે વનહસ્તીની સ્થિતિ હતી તેવામાં પૂર્વભવના રોષને કારણે કુર્કુટ સર્પ ત્યાં આવે છે અને હાથીના ગંડસ્થળ પર ચઢી જઈ બાણ જેવા તીક્ષ્ણ નખના પ્રહારથી અને વિષયુક્ત દાઢોથી વારંવાર ડંખ દેવા લાગ્યો. આ અવસરે પોતાનો મૃત્યુકાળ સમીપ જાણી વનહાથી અરવિંદ મુનિરાજે સંભળાવેલા ધર્મોપદેશને યાદ કરે છે, સમભાવમાં સ્થિર રહે છે, કુર્કુટસર્પને પણ પોતાનો ઉપકારી જાણે છે. બાદ પંચપરમેષ્ઠીની સ્તુતિ કરી, વ્રતો ઉચ્ચારી, સકળ જીવોને ખમાવે છે. આવા શુક્લધ્યાનમાં મૃત્યુ પામી હાથી આઠમા સહસ્રાર નામના દેવલોકને વિષે ઉપજે છે.

---

## પ્રસ્તાવ બીજો ( પાના ૪૧ થી ૯૭ સુધી )

# ( શ્રી પાર્શ્વનાથ પ્રભુનો ત્રીજો–ચોથો ભવ. )

## ( ૩ ) કિરણવેગ વિદ્યાધર તથા ( ૪ ) વજ્રનાભ રાજા.

આ જંબૂદ્વીપના પૂર્વ મહાવિદેહ ક્ષેત્રમાં સુકચ્છ નામના વિજયમાં વૈતાઢ્ય પર્વત ઉપર તિલકપુર નામના નગરમાં વિદ્યુતગતિ નામના વિદ્યાધર રાજાને તિલકાવતી નામની પટરાણી છે. તે વનહસ્તિનો જીવ સહસ્રાર દેવલોકથી ચ્યવી તે રાણીના ગર્ભમાં પુત્રપણે અવતરે છે, તેનું નામ કિરણવેગ પાડવામાં આવે છે. યોગ્ય વય થતાં આકાશગામિની અને પ્રજ્ઞપ્તિ વિદ્યા સંપાદન કર્યા પછી પદ્માવતી નામની કન્યા સાથે તેનું લગ્ન કરવામાં આવે છે. કેટલાક વખત પછી તે વિદ્યુતગતિ રાજા હાથી ઉપર બેસીને સૈન્ય સહિત કુસુમાવતંસ ઉદ્યાનમાં આવે છે. આ ઉદ્યાનનો પાલક ઉદ્યાનનું વર્ણન કરે છે તેવામાં 'આકાશમાંથી ઉતરી સૂર્ય સમાન તેજસ્વી શ્રુતસાગર નામના આચાર્ય કેટલાક ચારણ મુનિઓ સહિત તે વનના એક પ્રદેશમાં પધાર્યા છે' તેમ જણાવે છે. અને ત્યાં દેવતાઓએ બનાવેલ કમળ પર સૂરીશ્વરજી બિરાજમાન થતાં નગરના લોકો રાજાની સાથે ત્યાં આવી સૂરિજી મહારાજને નમસ્કાર કરી પોતપોતાના સ્થાને બેસે છે. પછી સૂરિમહારાજે ધર્મદેશના આપતાં પ્રથમ એક ધર્મ જ ઉપાર્જન કરવા લાયક છે અને કેવા ઉત્તમ પુરુષને જ આ ધર્મ વૃદ્ધિ પામે છે. અહિં તેવા ઉત્તમ પુરુષોનું વર્ણન અને મહાપુરૂષોની અમૂલ્ય પદવીને પ્રાપ્ત કરવા ઇચ્છતા હો તો ધર્મને માટે સર્વથા ઉદ્યમ કરવો વગેરે ધર્મના મહત્વતા માટે સૂરિમહારાજ સુંદર રીતે વર્ણન કરે છે. ( પા. ૪૪ ) જેથી તે વખતે ઘણા મનુષ્યો પ્રતિબોધ પામે છે. અહિં વિદ્યાધરેશ ગુરુમહારાજને પૂછે છે કે–આપનું આવું અનુપમ રૂપ–લાવણ્ય હોવા છતાં આપે પ્રવ્રજ્યા અંગીકાર કરી તેનું કારણ જણાવવા કૃપા કરો. પછી સૂરિમહારાજે પ્રથમ અનેક કારણો જણાવવા સાથે વિશેષમાં પ્રથમ ગર્ભના દુઃખો, બાળપણ તથા વૃદ્ધાવસ્થાના દુઃખો અને છેવટે મૃત્યુના દુઃખો સાથે ઇષ્ટ વિયોગ, અનિષ્ટ સંયોગો વગેરે જન્મ મરણની વચ્ચે નિરંતર છે તે નિવારી શકાય તેવા ન હોવાથી તે જાણી મે પ્રવ્રજ્યા ગ્રહણ કરી છે માટે તું પણ તે પ્રવ્રજ્યા ગ્રહણ કર. પછી વિદ્યાધરે સૂરિમહારાજને આ પ્રવ્રજ્યા લીધી તેનું કારણ જણાવવા વિનંતિ કરવાથી સૂરિમહારાજ તેનું કારણ જણાવતાં કહે છે કે–આ ભવથી પૂર્વના નવમા ભવને વિષે આ ભરતક્ષેત્રમાં આવેલ કૌસંબી નગરીમાં વિજયધર્મ નામનો ગૃહપતિ હતો. તેનો નાનો ભાઇ ધનધર્મ હતો. પ્રથમ તેના આર્થિક સ્થિતિ સારી હોવા છતાં ભવિતવ્યતાના યોગે લક્ષ્મી ચાલી જતાં એક દિવસ રાત્રિના પાછલા પહોરે પોતાના તથા કુટુમ્બના નિર્વાહ માટે શું કરવું તેમ પરસ્પર વાર્તાલાપ કરતાં, વ્યાપાર કરતા વેપારીને કાંઇ મુશ્કેલ નથી તેમ વિચારી મિત્ર સ્વજન વર્ગ પાસેથી જોઇતું દ્રવ્ય મેળવી, કરીયાણું, ભાતું વગેરે લઇ બન્ને ભાઇઓ ગર્જનપુર નગરમાં આવે છે. ત્યાં લાભાંતરાય કર્મના ક્ષયોપશમથી કેટલીક સંપદા ઉપાર્જન કરી બીજા નગરમાં આવે છે, જ્યાં દુકાન કરી ચોખા, મીઠું વગેરે ખરીદ અને વેચાણ કરે છે. હવે તે શહેરમાં રાત્રિના એક શેઠને ઘેર ચોરો ખાતર પાડી માણેક સુવર્ણના દાબડા લઇ જલ્દી બહાર નીકળી જાય છે, જ્યાં રાજ્યના રક્ષક પુરુષોને ખબર પડતાં તે ચોરની પાછળ જાય છે અને તે ચોરો ભૂખ્યા–તરસ્યા આ બે ભાઇઓ જે ગામમાં છે ત્યાં આવે છે અને તેમની દુકાને નિર્જન સ્થાન માની માચીની નીચે માલની પોટકી મૂકી ત્રણ સોનામહોર લઇ કોઇ સ્થળે ગામમાં રસોઇ કરાવી જમે છે ત્યાં તે આરક્ષક પુરુષોને આવ્યા જાણી

અરધું જમતાં ઊઠી ત્યાંથી નાસવા જાય છે. ત્યાં આરક્ષક પુરુષોના બાણોવડે વિંધાઇને ચોર મરણ પામે છે. હવે તે બન્ને ભાઇઓએ એકાંતમાં તે પોટલી દેખી જેમાં સુવર્ણ, અને અમૂલ્ય માણિક્ય જોઇ પોતાના ભાગ્ય માટે રાજી થતાં પોતાના નગરે જતાં એક અટવીમાં ભિલ્લોએ ધાડ પાડી તેથી તે બન્ને ભાઇઓએ તે અટવીમાં ભૂમિ ખોદી તે ધન દાટી ત્યાંથી નાસવા જાય છે તેવામાં તે ભિલ્લો તેમને પકડી, પોતાની પલ્લીમાં લઇ જઇ તેમને કેદખાનામાં નાંખે છે, ત્યાં પ્રહારોવડે બન્ને ભાઇઓ છેવટે દાટેલા ધનની ઘણી મૂર્ચ્છાવડે મરી તે ધનની ઉપર ઉંદરપણે ઉત્પન્ન થાય છે, અને અનાદિ ભવના અભ્યાસવડે પરસ્પર યુદ્ધ કરતાં તેઓ બન્ને ત્યાં મરણ પામે છે. ( જુઓ પરિગ્રહની મૂર્ચ્છાનું પરિણામ અને કર્મની વિષમતા ) અને તે જ વનનીકુંજમાં વિજયધર્મ સિંહપણે અને ધનધર્મ **તામલિપ્તિ** નામની નગરીમાં **કુરૂદત્ત** નામના સાર્થવાહને ત્યાં પુત્રપણે ઉત્પન્ન થાય છે. યોગ્ય વય થતાં ધન ઉપાર્જન કરવા માટે સાર્થની સાથે જતાં કોઇ નસીબના યોગે તે વનનીકુંજની પાસે પડાવ નાંખી ઇંધણા વગેરે લાવવા માટે તે વનનીકુંજમાં ફરતાં પૂર્વભવના નિકાચિત કરેલા લોભરૂપી દોષથી દુષ્ટ એવો સિંહ તેને જોતાં મારી નાખે છે અને તે જ અટવીમાં વાનરપણે ઉત્પન્ન થાય છે. ઓઘ સંજ્ઞાના વશથી ત્યાં પૂર્વભવે દાટેલા ધનની રક્ષા કરતો તે વનમાં રહેતો તે સિંહ કોઇ શિકારી પશુનો ભોગ થઇ પડતાં ત્યાંથી મરણ પામી કોઇ પાસેના ગામમાં ગૃહપતિપણે ઉત્પન્ન થાય છે, ત્યાં લાકડાં કાપવાની વૃત્તિથી તે વનનીકુંજ જોઇને તૃણ–કાષ્ઠ વગેરે ગ્રહણ કરે છે. દરમ્યાન તે વાંદરાને જોઇ પૂર્વભવના ક્ષયથી કુહાડાવડે વાંદરાને તે મારી નાંખે છે, અને ત્યાં જ તે હરણપણે ઉત્પન્ન થાય છે અને ગૃહપતિ પણ મરીને તે જ અટવીમાં ભુંડ થાય છે. તેને હરણે જોતાં પરસ્પર યુદ્ધ થતાં હરણ ત્યાં મરણ પામે છે. હવે તે ભુંડ અટવીમાં ફરે છે, દરમ્યાન એક સિંહ ત્યાં આવે છે અને તે ભુંડને મારી નાંખે છે. આ પ્રમાણે બન્ને મરીને કોલ્લકિર નગરમાં એક ગરીબ બ્રાહ્મણને ત્યાં પુત્રપણે અવતરે છે. ત્યાં દુષ્ટ શીલપણાએ કરીને નિત્ય લડાઇ કરતાં તે બન્ને પુત્રોને તેમનો પિતા મારીને કાઢી મૂકે છે અને બન્ને ઉત્તર દિશા તરફ ચાલ્યા જાય છે. ત્યાં તેમને એક સાર્થવાહ જુએ છે અને તેમને ક્યાં જાઓ છો તેમ પૂછતાં તેઓ પોતાની હકીકત જણાવે છે. છેવટે સાર્થવાહ તેમને પરચુરણ કામ કરવા માટે પોતાના ઘેર રાખી લે છે અને પછી સાર્થવાહ કરીઆણાનો વ્યાપાર કરવા **ગર્જનપુર** જતાં તે જ અટવીમાં આવે છે. ત્યાં પડાવ નાખી તે બ્રાહ્મણ પુત્રો ઇંધણા લેવા જતાં જ્યાં પૂર્વે ધન દાટયું હતું ત્યાં આવે છે. જ્યાં " વિનાશનું અવશ્યપણું થવાનું હોવાથી " તે બન્નેને વિરુદ્ધ ક્ષેત્રના પ્રભાવથી પરસ્પર વધ કરવાના–પરિણામ થતાં અરસપરસ વધ કરતાં ત્યાં મરણ પામે છે. " જુઓ ! બૃહસ્પતિથી પણ ન જાણી શકાય તેવા જીવોના પરિણામનું વિરસપણું કેવું છે ? પૂર્વે દાટેલા નિધિ તેમજ વૃત્તાંત નહિં જાણતાં છતાં તે પ્રદેશમાં આવતાં તેવા પ્રકારનો વિરોધ થાય છે. મોહનું સ્વરૂપ કેવું છે ? ( તે માટે જ જ્ઞાનીઓએ અનર્થના માર્ગરૂપ દુર્ગતિમાં લઇ જનાર ધનને કહ્યું છે તે યોગ્ય જ છે ) તે બન્ને ત્યાંથી **રત્નપુર** નગરમાં **કુરૂદત્ત** નામના શ્રેષ્ઠીને ત્યાં યુગલપણે ઉત્પન્ન થાય છે. યોગ્ય વય થતાં દ્રવ્યનું ઉપાર્જન કરવા નગરજનો સહિત ઘણી વેચવાની વસ્તુઓ લઇ પૂર્વદેશમાં જાય છે, જ્યાં કાંઇપણ લાભ ન થવાથી પશ્ચાત્તાપ કરતા ત્યાંથી ગર્જનપુરના માર્ગે આવે છે ત્યાં ધન પ્રાપ્ત કરી તે જ અટવીમાં આવે છે અને તે વનની કુંજ પાસે આવતાં અવધિજ્ઞાન યુક્ત એક પ્રતાપી ચારણમુનિને જોવે છે અને તે બન્ને ભાઇઓ તેમની પ્રશંસા કરતાં તે મુનિના ચરણમાં નમી કહે છે કે–અમે અવશ્ય ભાગ્યશાળી છીએ કે આપ કૃપાળુના ચરણકમળના દર્શન થયા કે જેથી આજે અમોને અવશ્ય કોઇપણ વાંચ્છિતની પ્રાપ્તિ થવી જોઇએ. આમ અનેક પ્રકારે ગુરુસ્તવના કરી, આગળ ચાલતાં કોઇપણ દૈવયોગથી પૂર્વે સ્થાપન કરેલા નિધિને સ્થાને આવતાં ક્ષેત્રના પ્રતાપે પરસ્પર વધ કરવાનો પરિણામ થતાં છરીઓ

કાઢી ઘાત કરવા તૈયાર થાય છે, તેટલામાં દયાના સમૂહવડે ભરેલા અવધિજ્ઞાનવડે 'પૂર્વનો વૈર' સંબંધ જેમણે જાણ્યો છે એવા તે મુનિરાજે તત્કાળ કાયોત્સર્ગ પારીને બન્નેને ભૂજદંડ વિષે ધારણ કરી કહ્યું કે–હે, મૂર્ખાઓ ! પાંચ પાંચ વખત પરસ્પર શસ્ત્રાદિકના ઘાતવડે વિનાશ પામ્યા છતાં આવું અવિચારી અને અયોગ્ય કામ કેમ કરો છો કે હજી પણ ખેદ પામતા નથી ? વગેરે ઉપદેશ આપતાં તરતજ જેઓની કર્મરૂપી બેડી તૂટી ગઇ છે એવા બન્ને ભાઇઓને પશ્ચાત્તાપ થાય છે અને આ અશુભ વ્યાપારનું શું કારણ છે ? તે હકીકત મુનિરાજને તેઓ પૂછે છે ? મુનિરાજ વિજયધર્મ અને ધનધર્મને તેમના પૂર્વ ભવથી આ ભવ સુધીના ભવનો વૃત્તાંત જણાવે છે, જે સાંભળી બન્ને ભાઇઓને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થાય છે. ( આ કાળના પ્રાણીઓને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થઇ શકે છે તેમ શાસ્ત્રો કહે છે તેવી હકીકતો યત્કિંચિત્ કોઇ વખત જાહેર છાપાઓ દ્વારા સાંભળવામાં આવે છે. ) ત્યારબાદ કૃપાળુ મુનિરાજને બંને પૂછે છે કે–અમો આ સંસારથી પાર કેમ ઉતરી શકીએ ? કયા તપવડે પાપરૂપી કાદવથી મલિન થયેલા અમે શુદ્ધિ પામીએ ? આ સાંભળી મુનિ મહારાજ તે બંનેને બાર ભાવનાનું સ્વરૂપ બહુ જ વિસ્તારપૂર્વક સુંદર, સરલ અને વારંવાર વાંચવા, મનન કરવા અને ભાવવા જેવું છે તેનું તેના ફળ સહિતનું સ્વરૂપનું ગુરુમહારાજ જણાવે છે. (પા૦ પર થી પા૦ ૬૦) જે પઠનપાઠન કરવા જેવું છે અને તેમ કરતાં ભવ્યાત્માઓને ઘડીભર તો સંસારનું અસારપણું ઉત્પન્ન થતાં, સંસાર પર ઉદાસીન વૃતિ અવશ્ય થાય છે. હવે અહિં બન્ને ભાઇઓએ ભાવનાનું સ્વરૂપ અને ફળને જાણી પરસ્પર ઇર્ષાનો ત્યાગ કરી પૂર્વે નિધાન કરેલા દ્રવ્યના સંબંધ જાણી અને પૂર્વભવના વૃત્તાંતોનું સ્મરણ કરી શોક કરે છે. તેમને ઉપદેશવડે મુનિરાજ સર્વવિરતિ અને દેશવિરતિ ધર્મ સ્વીકારવા જણાવે છે. પછી બન્ને ભાઇઓ મુનિરાજના ચરણે પડી કુટુમ્બવ્યવસ્થા કરતાં સુધી અમો દેશવિરતિ ધર્મ ગ્રહણ કરીએ છીએ અને પછી સર્વવિરતિ લેવા ગુરુમહારાજને જણાવી, ત્યાંથી નિધાન લઇ, સ્વસ્થાને આવી કેટલાક વખત પછી આ દ્રવ્યનો સમૂહ ઘણો અનર્થકારી છે તેમ જાણી ચૈત્ય કરાવી, આદિનાથ પ્રભુની પ્રતિમા ભરાવી અને માણિક્ય જિનેશ્વરના આભરણો માટે આપી ગૃહસ્થને ઉચિત કાર્ય કરી, બીજું દ્રવ્ય સારા સ્થાનમાં વાપરી ચારણ મુનિ પાસે આવી સર્વવિરતિ લેવાનો વિચાર કરે છે; તેટલામાં મોટા ભાઇની ભાર્યા બન્ને ભાઇઓના દ્રવ્ય સારા માર્ગે ખર્ચતા જોઇ સહન નહિં થઇ શકવાથી તે તેઓને ક્ષીરના ભોજનમાં તાલપૂટ વિષ આપે છે, જેથી બન્ને ભાઇઓને તે વખતે થયેલા આર્ત્તધ્યાનથી સમકિત ચાલ્યું જાય છે અને મૃત્યુ પામી એક પર્વતની ગુફામાં બન્ને મોર થાય છે. પોતાના પુણ્યોદયવડે ત્યાં વનમાં ફરતા પૂર્વે જોયેલા તે ચારણ મુનિને જુએ છે અને તે બન્નેને ઊહાપોહ કરતા જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને મુનિશ્રીને ચરણમાં નમસ્કાર કરે છે. મુનિમહારાજ અવધિજ્ઞાનવડે તેને જાણી તે બન્નેને સમ્યગ્ ધર્મનું આચરણ કરવા ફરમાવી, કર્મનું સ્વરૂપ કેવું છે તે જણાવી ગુરુમહારાજ તેમને અનશન ગ્રહણ કરાવે છે અને પંચ નમસ્કારનું સ્મરણ કરવા આ અસાર સંસારનો ત્યાગ કરી ઉત્તમ અર્થ સાધવાનો ઉપદેશ આપતાં તે બન્ને મોર ચતુર્વિધ આહારના ત્યાગનું પચ્ચખાણ કરે છે, છતાં તેવા પ્રકારના વીર્યોલ્લાસના અભાવપણાએ કરી વિશુદ્ધ સમકિતને પામ્યા વિના ભદ્રક પરિણામમાં વર્તતા તે બન્ને ત્યાં કાળ કરી વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણીને વિષે **ગગનવલ્લભનગરના સંવેગ** નામના વિદ્યાધર રાજાને ત્યાં બન્ને પુત્રો થાય છે. યોગ્ય વય થતાં ત્યાં રહેલા ઉદ્યાનમાં ક્રીડા કરે છે તેવામાં પૂર્વે જોયેલાં તે જ ચારણમુનિને જોતાં તે બન્નેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને તે ચારણ મુનિને મોટી ભક્તિથી વાંદી સેવા કરવા લાગે છે.

પછી મુનિરાજ કાયોત્સર્ગ પારી અવધિજ્ઞાનવડે જાણી તે વિદ્યાધરના બન્ને પુત્રોને જણાવ્યું કે-પૂર્વે ચિરકાળના ધન સંબંધી ઘણા પ્રકારની વિટંબણા ઉત્પન્ન થતાં તીક્ષ્ણ દુઃખના સમૂહવડે તમોને થયેલો ક્ષોભ તથા મારો ઉપદેશ શું તમોને હૃદયને વિષે વર્તે છે કે નહિં ? અથવા ભવભ્રમણનો નિર્વેદ જો હોય તો સમગ્ર સંગનો ત્યાગ કરી પાપરૂપી પર્વતનો નાશ કરનાર પ્રવ્રજ્યા અંગીકાર કરો. ગુરુ પાસેથી તેમ સાંભળી તરત જ ત્યાં દીક્ષા ગ્રહણ કરે છે. મુનિધર્મનું પાલન કરતાં ગુરૂમહારાજ વિજયધર્મને સૂરિને સ્થાને સ્થાપન કરે છે તે જ હું ખેચરેન્દ્ર ! તમારા નગરમાં વિચરું છું અને મોટોભાઇ પણ ધનધર્મ નામનો છે. હે રાજા ! તમે જે પૂછ્યું તે આ દીક્ષાનું કારણ છે.

બાદ રાજા ત્યાંથી નગરમાં જઇ મંત્રી, સામંતો, શ્રેષ્ઠિ વગેરેની સમક્ષ શ્રેષ્ઠ તીથી, કરણ અને મુહૂર્તને વિષે પોતાના પુત્ર કિરણવેગને રાજય પર બેસારી ઉચિતપણાએ કરી તેને પ્રણામ કરી પુત્રોને રાજ્યકારભાર કેમ ચલાવવો ( પા. ૬૦ ) તે માટે ઉચિત શિખામણ આપી તે ખેચર રાજા સૂરીશ્વરની પાસે દીક્ષા લે છે. સર્વવિરતિ ધર્મનું સાવધાનપણે પાલન કરી તપસ્યા કરવાવડે છેવટે કર્મનો નાશ કરી મોક્ષ પામે છે. અહિં વિદ્યાધરનો રાજા કિરણવેગ સુખે કરી રાજ્યનું પાલન કરે છે, તેટલામાં તેની પદ્માવતી રાણીને પુત્ર અવતરે છે જેનું કિરણતેજ નામ પાડવામાં આવે છે. યોગ્ય વયે મહાપ્રજ્ઞપ્તિ વિદ્યા સાધવાની જ્યાં તે તૈયારી કરે છે તેટલામાં ચંડવેગ નામનો વિદ્યાધર રાજસભામાં આવી રાજાને જણાવે છે કે આજ રાત્રિના પાછલા ભાગમાં વૈતાઢ્ય પર્વતના ઉત્તરાવલા કિનારા પર રહેલા એક વૃક્ષની શાખા ઉપરથી ઝંપાપાત ખાઇ નીચે પડતાં એક પુરુષને જીવતો પકડી તેમ કરવાનું તેને પૂછતાં " પ્રાણનો ત્યાગ કરવા ઇચ્છતો હતો છતાં મારું ધાર્યું કાંઇ ન થયું " એટલું જ બોલ્યા સિવાય કાંઇ જવાબ આપતો નથી તેને હું અહિં લાવ્યો છું. વિદ્યાધર રાજાએ તેને પાસે બોલાવી પાસેના માણસોને રજા આપી અને ઘણા આગ્રહપૂર્વક રાજાએ કહેતાં મરણનું કારણ પૂછતાં તે પુરૂષે કહ્યું કે-હું કદલીપુર નગરમાં રહેનારો કૃષ્ણ નામનો ગૃહપતિ છું. મારી સ્થિતિ ઠીક છે, કુટુમ્બ મોટું છે, પરંતુ મારા પિતા મરણ પામ્યા તે પ્રથમ દુઃખ થયું અને પછી મારી માતુશ્રી કુળલજ્જા છોડી અનાચાર કરવા લાગી. તેને અનેક રીતે તેમ નહિં કરવા જણાવ્યું પણ ન માન્યું. એક દિવસ મારી માતા એક ગરીબ માણસના ઘરમાં પેઠી. મારો નાનો ભાઇ વેશ્યાના સંગવાળો થયો અને તેની વહુએ તેના પર મંત્રોચ્ચાર કરવાથી તે પીડા પામતાં આહારનો તેણે ત્યાગ કર્યો અને બીજા એક નિમિત્તિઆને બોલાવી પૂછતાં, તેના ખાટલા નીચેથી એક દાટેલું પૂતળું કાઢતાં, મારા ભાઇની વહુ ભય પામી. તેણીએ પુતલાને માર્ગમાં નાખતાં તે બળી ગયું. મારો ભાઇ પણ તુરત મરણ પામ્યો તે ત્રીજું દુઃખ. તિરસ્કાર પામેલી તે મારા નાના ભાઇની વહુ તેથી કૂવામાં પડી મરણ પામી તે ચોથું દુઃખ. આવી આપત્તિઓથી મુંઝાયેલ હતો દરમ્યાન મારી બ્હેન ઘરની સારભૂત વસ્તુઓનું પોટલું બાંધી ઘરના ચાકર સાથે બહાર નાસી ગઇ, પછવાડે મારો પુત્ર જતાં બંનેનું પરસ્પર યુદ્ધ થતાં મારો પુત્ર પડી જતાં મારી બહેને છરીવડે તેને હણી નાખ્યો. જુઓ પ્રાણીની દુઃખની પરિસીમા. આ દુઃખથી કંટાળી દશ લાંઘણ કરી કુલદેવતાનું આરાધન કરતાં દેવીએ પણ ઉપેક્ષા કરી છેવટે ઝંપાપાત કરતો હતો તે વખતે આપનો સેવક અહિંઆ આપની પાસે લાવ્યો છે, બોલો, હવે હે રાજન્ ! મારે મરણ સિવાય બીજું શું શરણ છે ? ગૃહપતિની હકીકત સાંભળી રાજાને સંસારની વિચિત્રતાનો ભાસ થાય છે તેટલામાં પ્રતિહારી આવી પૂજાની સામગ્રી તૈયાર કરી રાજાને તે ખબર આપે છે. પ્રજ્ઞપ્તિ વિદ્યા સાધવા માટેના આ પૂજનના ફળથી પોતાના આત્માને કાંઇ લાભ નથી તેમ વિચારી અને સંસારની અસ્થિરતા માટે ઘણો ઊહાપોહ થાય છે અને તે આવેલ ગૃહપતિને મરણનો અધ્યવસાય છોડી આ સંસાર સ્વભાવથી જ નાશવંત હોવાથી તેના

સ્વરૂપની ભાવના કરવા રાજા તેને જણાવે છે. દરમ્યાન **શ્રી સુરગુરુ** નામના સૂરિ મહારાજ ઉદ્યાનમાં પધાર્યા છે તેની વધામણી રાજાને મળવાથી હાથી પર બેસી રાજા સપરિવાર સૂરિમહારાજને વાંદવા માટે તે ઉદ્યાનમાં આવે છે. પછી હાથી પરથી ઉતરી સૂરિમહારાજને વાંદે છે અને આચાર્ય મહારાજ અમૃતમય વાણીવડે યથાસ્થિત કર્મનું સ્વરૂપ પછી કર્મપ્રકૃતિબંધ સંબંધી પ્રકાશ કરે છે, ચાર ગતિના સંસારનું વર્ણન, પ્રમાદના દુષ્ટ વિલાસનું સ્વરૂપ અને છેવટે સમ્યગ્ જ્ઞાન વિના કરેલા તપ, અનુષ્ઠાન વ્યંતરાદિક હીનફળને આપનારા જણાવે છે, ( પા. ૬૫ ) જે સાંભળી સૂરિમહારાજને વંદના કરી રાજા સ્વસ્થાને આવે છે. ત્યારબાદ સારા મુહૂર્તયોગે, ચંદ્રબળની અનુકૂળતાએ સારા નક્ષત્રે લગ્ને અને સારા દિવસે પરિવાર સામંત વગેરેને પોતાનો સર્વવિરતિ લેવાનો નિશ્ચય જાહેર કરી પુત્ર કિરણતેજને ગાદીએ બેસાડી પોતાની રાણીઓને બોધ કરી, સર્વને ખમાવી, જિનેશ્વર મંદિરમાં અષ્ટાહ્નમહોત્સવ કરી, સાધુ સાધર્મિક બંધુઓને ઉચિતતા પ્રમાણે દાનવડે સન્માન કરી, કેદખાનામાંથી ગુન્હેગારોને મુક્ત કરી દીનદુઃખીઓને અનુકંપા દાન આપી કેટલાએક રાજપુત્રો વગેરે સહિત કિરણવેગ વિદ્યાધર રાજા સૂરીશ્વર પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરે છે. ( પા. ૬૬ ) **કોઈપણ કામ સારા મુહૂર્તે કરવાથી નિર્વિઘ્ને ફલિભૂત** થાય છે. દરેક ધર્મના શાસ્ત્રકારોનું એવું કથન છે. માસ, તિથિ, વાર, નક્ષત્ર, યોગકરણ, લગ્ન એ રીતે શુભ જોવાય છે. ત્યારબાદ બંદિજનો તેમના ચારિત્રની અને તેમના પુરુષાર્થની બહુજ પ્રશંસા કરે છે. પછી તે મહામુનિ છટ્ઠ, અટ્ઠમ, વગેરે અનેક દુષ્કર તપ કરતાં, મમતાનો ત્યાગ કરતાં ગામ બહાર અને નગરાદિકને વિષે વિચરવા લાગ્યા, કિરણતેજ રાજા પણ મોટી રાજ્યલક્ષ્મીને ભોગવવા લાગ્યો. અહિં કિરણવેગ મુનિ ગીતાર્થ થયા એમ જાણી ગુરુની આજ્ઞા લઇ એકલવિહારની પ્રતિમાને અંગીકાર કરી આકાશમાર્ગે ગમન કરતાં પુષ્કર દ્વિપાર્ધમાં આવે છે, ત્યાં શાશ્વતી પ્રતિમાને વંદન કરી તે મુનિ હર્ષને ધારણ કરતા વૈતાઢ્યગીરિ પાસે હેમગીરીની સમીપે પ્રતિમા ધારણ કરી દિવસાનુદિવસ વૃદ્ધિ પામતી શુભ ભાવનાવાળા તે મુનિ ત્યાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા. હવે પૂર્વે કહેલ કુર્કુટ સર્પ મોટા પાપસમૂહને ઉપાર્જન કરી પાંચમી નરકે જાય છે. ત્યાંના દુઃખોનું વર્ણન ( પા. ૬૭ માં ) બતાવેલ છે, ત્યાં સત્તર સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરી તે જ શૈલની પાસેના નિકુંજને વિષે એક યોજનના શરીરવાળો મોટો સર્પ થાય છે અને આમતેમ ભમતાં તે સર્પ કાયોત્સર્ગમાં નિશ્ચલ શરીરવાળા કિરણવેગ વિદ્યાધર રાજર્ષિને પૂર્વ ભવના ઉદયમાં આવેલા વૈરના કારણથી તેમના શરીરે અનેક ઠેકાણે ડંસે છે; પરંતુ તે મહામુનિવર તે સર્પ ઉપર કોપ, રોષ ખેદ નહિં કરતાં, તેને ઉપકારી માની આત્મવિચારણા કરે છે અને સમતાપૂર્વક સિદ્ધ ભગવાનનું, સ્મરણ કરી, અનશણ ગ્રહણ કરી, સર્વ જીવોને ખમાવતાં આયુષ્ય પૂર્ણ થતાં તે કિરણવેગ મુનીશ્વર અચ્યુત કલ્પમાં બાવીશ સાગરોપમના આયુષ્યવાળા દેવ થાય છે.

હવે આ તરફ જંબૂદ્વીપને વિષે પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રમાં ગંધાવતી વિજયમાં શુભંકરા નગરીને વિષે વજ્રવીર્ય રાજા છે જેને **લક્ષ્મીવતી** નામની ભાર્યા છે. જેની કુક્ષીમાં બારમા દેવલોકથી ચ્યવી કિરણવેગ પુત્રપણે જન્મે છે તેનું નામ વજ્રનાભ પાડે છે. ( આ પ્રભુનો ચોથો ભવ છે ) યોગ્ય વય થતાં એક દિવસ તે કુમાર કેટલાક પ્રધાન પુરુષો સાથે અશ્વક્રીડા કરવા નગરની બહાર નીકળે છે ત્યાં થાકી જતાં એક કંકોળીના વૃક્ષની નીચે બેસે છે; જ્યાં એક કૃશ શરીરવાળા વૃદ્ધે પોતાની પાસેના તાડપત્રમાં લખેલું કાંઇ વાંચતા જોઇ અને તે શું વાંચે છે તેમ પૂછતાં તે પુરુષ જણાવે છે કે બંગ દેશના

અધિપતિ ચંદ્રકાંત નામના રાજાનું ગુણકીર્તન છે જે કુમાર પોતે વાંચવા માગે છે. વાંચી તે પુરુષને કહે છે કે–ઇંદ્રોને જીતી ઐરાવણ હાથી ગ્રહણ કર્યો, પંચાલ દેશના રાજાને વનવાસી કર્યો. એવો આ દેશનો રાજા કોણ છે? ત્યારે તે પુરુષ કહે છે કે જે દેશના ભૂજપુર નગરમાં અમારો સ્વામી ચંદ્રકાંત નામનો રાજા છે તેને એક દૂતે આવીને કહ્યું કે વિજયપુર નગરમાં વિજયદેવ રાજાને સૌભાગ્યસુંદરી નામની પુત્રી છે તેના લગ્નનો વિચાર કરતાં રાજાને તે કુંવરીએ કહેવરાવ્યું કે જે રાધાવેધન વિધાનને જાણનાર હોય તેની સાથે જ હું લગ્ન કરીશ. તે ઉપરથી તે રાજા પોતાના મંત્રિઓને તે કાર્ય કરવાનો હુકમ આપે છે. સર્વ તૈયારી થઇ સર્વ દેશના રાજાઓ આવે છે તેમ ચંદ્રકાંત રાજા પણ ત્યાં આવે છે. લગ્નના અવસરે રાજા અને તેની પુત્રી શણગાર સજી મંડપમાં આવે છે. દાસીદ્વારા દરેક દેશના રાજાઓની ઓળખ, પ્રશંસા, પરાક્રમ વગેરે કુંવરી સાંભળે છે. પછી બધા રાજાઓ રાધાવેધ કરવામાં નિષ્ફળ થાય છે. છેવટે ચંદ્રકાન્ત રાજા ઉભો થઇ બાણ હાથમાં લઈ રાધાવેધ સાધે છે અને કુંવરી તેના કંઠમાં વરમાળા આરોપે છે અને લગ્ન કરી ચંદ્રકાંત રાજા પોતાના નગર તરફ પ્રયાણ કરે છે. દરમ્યાન રસ્તામાં વિજયપુર નગરનો શૂક નામે રાજા ચંદ્રકાંત રાજાનું પરાક્રમ સાંભળી દ્વેષ થતાં પોતાના નગરનું લશ્કર એકઠું કરી બીજા સામંત રાજાઓ સાથે ઐરાવણ હસ્તી પર આરૂઢ થઇ પોતાના નગરથી થોડે દૂર જઇ આ તરફ આવતા ચંદ્રકાંત રાજાને પોતાના દૂત મારફતે કહેવરાવે છે કે અમારા રાજાની સેવા સ્વીકારી, સૌભાગ્ય સુંદરીને આપી તમારા દેશ તરફ જાઓ, નહિં તો યુદ્ધ કરવા તૈયાર થાઓ. દૂતના તે વચનો સાંભળી તે શુક રાજાને તિરસ્કારતો, યુદ્ધ કરવા તૈયાર થાય છે. પછી બન્ને રાજાઓનું સૈન્ય સહિત પ્રચંડ યુદ્ધ થાય છે. શુક રાજા પોતાના સૈન્યનો વિશેષ સંહાર થતો જોઇ, પરસ્પર આપણે બે પોતે જ યુદ્ધ કરીએ, શા માટે સૈન્યનો સંહાર કરીયે? એમ દૂતદ્વારા જણાવતાં રાજા હાથી ઉપર ચડી અને ચંદ્રકાંત રાજા રથમાં બેસી સામસામા યુદ્ધ કરવા લાગ્યા. શક્તિ, ધનુષ્ય, વજ્ર વગેરે યુદ્ધ કરતાં છેવટે શુક રાજાનું વક્ષસ્થળ ભેદાતાં શુકરાજા મરણ પામે છે આકાશમાંથી દેવોએ ચંદ્રકાન્ત ઉપર પુષ્પવૃષ્ટિ કરી અને ઐરાવણ હસ્તી લઈ ચંદ્રકાન્ત રાજા પોતાના નગર ભણી જાય છે. રસ્તામાં પાંચાલ દેશનો રાજા તેના મંત્રિઓએ વાર્યા છતાં અંગ દેશના રાજા સાથે યુદ્ધ કરવા તૈયાર થાય છે જેથી ચંદ્રકાન્ત રાજાએ તેના મેઘનાદ નામના સેનાપતિએ પોતાને યુદ્ધ કરવા જવાની આજ્ઞા માંગતાં તેને તે માટે વિદાય કર્યો અને યુદ્ધ કરતાં પંચાલ દેશના રાજાનો પણ તે પરાજય કરે છે. અને અંગદેશના રાજાએ તેને બંધનમુક્ત કર્યો. અને તેના રાજ્યે સ્થાપન કરતાં પોતાનો પરાજય સહન નહિં કરવાથી છેવટે પંચાલ રાજાના રાજ્યનો ત્યાગ કરી તાપસની દીક્ષા લઈ તેણે વનવાસનો સ્વીકાર કર્યો અને ચંદ્રકાંત રાજા સન્માનપૂર્વક રાણી સહિત પોતાના નગરમાં પ્રવેશ કરે છે. કેટલાક વખત પછી સૌભાગ્યસુંદરી એક પુત્રીનો જન્મ આપે છે. તેનું નામ વિજયા પાડે છે. કેટલાક વખત પછી ત્યાં જ્ઞાનગર્ભ નામનો એક નૈમિત્તિક–જોશી ત્યાં આવતાં અંગ રાજા તેનું સન્માનપૂર્વક પોતાની પુત્રીનો કોણ સ્વામી થશે એમ પૂછે છે. જોશી ભાવિ ભાવનો જાણનારો હોવાથી કહે છે કે–આપની પુત્રીનો શુભંકરા નગરીના વજ્રવીર્ય રાજાના પુત્ર વજ્રનાભ નામના કુમાર સ્વામી થશે. પછી રાજા પોતાની પુત્રીને વિશ્વકર્મ નામના ઉપાધ્યાયને અનેક કળાઓ શિખવા સોંપે છે. તે બુદ્ધિનિધાન રાજાની પુત્રીને કળાઓનું જ્ઞાન આપી પોતાના અંગ દેશમાં જાય છે અને ત્યાંના રાજાને મળવા જતાં અંગ દેશના રાજા આટલા વખત કયાં હતાં તે પૂછે છે. કળાચાર્ય અંગ દેશના રાજા ચંદ્રકાંતની પુત્રીને સમગ્ર કળા શિખવવા ગયો હતો ત્યાં તે રાજાએ મને પંચાંગ પ્રસાદનો લાભ આપ્યો છે. એમ જણાવીને રાજાના કહેવાથી કળાચાર્ય અંગદેશનાં

રાજાની કુંવરીનું અહિં સુંદર વર્ણન કરે છે જે સાંભળી અંગરાજા કામના પરાધીનપણાને પામે છે, જેવામાં લાંબા કાળનાં સંબંધવાળો એક વિદ્યાધર ત્યાં આવી રાજાની વિહ્વળ દશા જોઇ કાંઈપણ કામ હોય તો કહેવા રાજાને જણાવે છે. રાજા વિજયાકુંવરી સંબંધી પોતાનું વાંછિત કહે છે ત્યારે વિદ્યાધર માતપિતાએ આપેલી કન્યાનો પરિગ્રહ કરવો યોગ્ય છે. બાકી ઉચિત નથી તેમ જણાવતાં રાજા માનતો નથી. જેથી તે વિદ્યાધર પોતાની વિદ્યાના બળથી તે કુંવરીને અહિં લાવીને તમોને સોંપું; પરંતુ તેણીની ઇચ્છા વિના અસત્ પ્રવૃત્તિનો ત્યાગ કરવા રાજાને જણાવે છે. રાજાએ તેમ કરવા હા કહેવાથી વિદ્યાધર ચંદ્રકાંત રાજાના ભવનમાં આવે છે. રાત્રિ થઇ ગયેલી હોવાથી કાળા વસ્ત્રવડે તેને ઢાંકીને તે વિદ્યાધરે ઉપાડી અંગરાજાને સોંપે છે અને તમારે બળાત્કારથી આનું કાંઇપણ પ્રતિકૂળ કરવું નહિ તેમ અંગરાજાને પ્રતિજ્ઞા આપી ખેચર ( વિદ્યાધર ) ત્યાંથી રવાના થાય છે. અહિં અંગરાજા તેણીને સમજાવે છે તોપણ રૂદન કરે છે, માતપિતાને સંભારે છે, ખાનપાનનો ત્યાગ કરે છે. અહિં અંગરાજા સવારના પોતાની પુત્રીનું હરણ કરાયેલું જાણી વિલાપ કરે છે અને પોતાનું કોઇ દુશ્મન નથી છતાં કેમ બન્યું. અને તેનું હવે શું કરવું તેમ પોતાના મંત્રિઓને જણાવે છે. એવે વખતે વિરાધગુપ્ત નામના મંત્રિપુત્ર કહે છે કે–વામ માર્ગમાં નિપુણ ભાગુનારાયણ નામના અમારા ગુરુ છે જેઓ મંત્ર, તંત્ર, વગેરેમાં કુશળ છે તેથી તેઓને પૂછવાની જરૂર છે. એમ વિચારી રાજા વિરાધગુપ્ત મંત્રી અને થોડા પરિજનવડે ભાગુનારાયણ પાસે જાય છે. ભાગુનારાયણના કહેવાથી પોતાના આવવાનું પ્રયોજન જણાવે છે. ભાગુનારાયણ રાજાને કહે છે કે આવું દુઃસાધ્ય વસ્તુ સાધવામાં સમર્થ ચંડસિંહ વેતાલનો મંત્ર છે. વેતાલ કૃષ્ણ પક્ષની ચૌદશની રાત્રિએ શ્મશાનમાં જઇ રાતા કણવીરના પુષ્પોવડે એક હજાર ને આઠ વાર જાપ કરવાથી સાધી શકાય છે. તે વખતે ભયંકર ઉપસર્ગો પ્રાપ્ત થાય તો પણ જરાપણ ક્ષોભ પામવો ન જોઇએ. પછી ભાગુનારાયણ પાસેથી મંત્ર લઇ રાજા ઘેર આવી રાણીને સર્વ વૃત્તાંત જણાવે છે. પછી કૃષ્ણપક્ષની ચૌદશને દિવસ રાત્રિના તરવાર સાથે અંગરાજા નગરીની ઉત્તર દિશામાં એક ગુપ્તપણે મોટા શ્મશાનમાં આવે છે. ( અહિં તે ભયંકર શ્મશાનનું વર્ણન કરવામાં આવે છે. ) રાજા ત્યાં પ્રથમ એક ઠેકાણે મંડલ આલેખે છે, બળિદાન નાંખે છે અને બખ્તર બાંધી નિશ્ચલ દ્રષ્ટિ સ્થાપન કરી ચંડસિંહ વેતાલના મંત્રનું સ્મરણ પુષ્પનો જાપ કરે છે, થોડા વખત પછી ત્યાં ઉલ્કાપાત થયા છે. સૌભાગ્યસુંદરી વગેરે આક્રંદ સહિત તમારું દર્શન દુર્લભ છે એમ જાણે બોલતી હોય તેવો ભાસ થાય છે. પછી ઉપસર્ગોના દેખાવો થયા પછી તે વેતાલ ત્યાં હાજર થાય છે. વેતાલ રાજાને પોતાના જીવને ત્રાજવામાં નાખવા જેવું જોખમ નહિં નાંખવા વગેરે હકીકતોથી સાધના કરવાની ના કહેતાં રાજા અડગ રહે છે. પછી વેતાલ ક્ષુધા તૃષાથી પોતે પીડા પામતો હોવાથી માંસ, રૂધિર રાજાને બલિદાન આપવા જણાવે છે. રાજા વેતાલના કહેવાથી પોતાના તિક્ષ્ણ ખડગવડે પોતાના જંઘાદિક પ્રદેશને છેદીને માંસ આપે છે. વેતાલ તે ખાય છે. પછી તૃષા માટે શરીરની નસોને છેદી રુધિર વેતાળને પીવા આપે છે, ફરીથી માંસ માગતાં રાજા શરીર છેદે છે. છેવટે પોતાની કંધરા છેદવા લાગે છે. અર્ધ કંધરા છેદતાં, વેતાલે મોટા પ્રયત્નવડે રાજાના હાથમાંથી ખડ્ગ લઇ પોતાની દિવ્ય દેવ શક્તિથી રાજાના શરીરપીડાનો નાશ કરી, તેના પગમાં પડી, વિનંતિપૂર્વક રાજાની પ્રશંસા કરે છે અને તારો ખરીદ કરાયો હું સર્વથા તારો દાસ છું. અને પછી શું કાર્ય કરવાનું છે તેમ રાજાને પૂછતાં રાજા વેતાલને કહે છે કે–મારી પુત્રી વિજયાને કોણે હરણ કરી છે, તે કઇ સ્થીતિમાં છે? વેતાલ કહે છે કે–તમારી પુત્રીને અંગ દેશનો અધિપતિ રાજાને તેના બાળમિત્ર જ્ઞાનગર્ભ નામ ઉપાધ્યાયે પંચાંગ પ્રસાદના લાભ પૂછવાના પ્રસંગે વિજયાના રૂપાદિ

ગુણના સમૂહને કહેવાથી મૂર્છિત તથા તેના પૂર્વ ભવના મિત્રને ન જણાવતાં તેના મિત્રે વિજયાનું હરણ કરી રાજાને સોંપી છે. વેતાલ તેણીને લાવી આપવાનું કહેતાં રાજા તેમાં પોતાનું કાયરપણું માની વેતાલને દેખાડવાનું જણાવતાં વેતાલે તેને અંગરાજની શય્યાભૂમિ પાસે મૂકે છે રાજા પોતાનું સજ્જનપણું બતાવતાં વિચારે છે કે અરે રે! ક્ષુધા તૃષાથી કૃશ શરીરવાળાં આને માટે મારું શરીર કોઇ ઉપયોગમાં આવ્યું નહિ તેથી આ પ્રયાસ નિષ્ફળ ગયો. રાજા કૃતનિશ્ચયી, નિડર અને કેવો પરોપકારી પુરુષ છે તે જણાય છે. સજ્જન પુરુષોની દૃષ્ટિ હંમેશા પારકાના હિત તરફ જ હોય છે. આથી અંગરાજને સૂતેલો જાણી તે ચંદ્રકાંત રાજા તે અંગરાજા દુરાચારી, અકાર્ય કરનાર, વગેરે શબ્દોથી ધીટકાર આપી શસ્ત્ર ગ્રહણ કરવા કહેતાં અંગ રાજા જાગ્રત થઈ હાથમાં ખડગ ધારણ કરી સામે ઊભો થાય છે. આમનસામન પ્રહાર કરતાં અંગરાજાને મુષ્ટિના પ્રહાર વગેરેથી યુદ્ધ કરતાં પૃથ્વી ઉપર પડે છે. તેને બંગ રાજા ઠંડા જળના બિંદુ વગેરે ઉપચારો કરતાં અંગરાજની મૂર્છા નાશ પામે છે. અને બંગરાજાને ઉપચાર કરતો જોઈ બંધુ જેવો જાણી યુદ્ધ કરવાની ઇચ્છા નાશ પામતાં અને ગુરુની જેમ તેને ગણી નમવા તૈયાર થતાં બંગરાજા તેને ફરી યુદ્ધ કરવા કહે છે. પછી અંગરાજા તેને કહે છે પિતાની જેમ મારા ઉપર તમે ઉપકાર કરવાથી હવે યુદ્ધ કરવું કેમ યોગ્ય હોય અને મારૂં આ રાજ્ય અને તમારી દીકરી બન્નેને ગ્રહણ કરો. એમ પોતાનું સર્વસ્વ ગ્રહણ કરવા સ્નેહપૂર્વક જણાવે છે જેથી રાજ્ય અને વિજયાને બંગરાજા ગ્રહણ કરે છે. વિજયાને લઇ અંગરાજાને તેની ગાદી પાછી સોંપી વેતાળ સાથે ચંદ્રકાંત રાજા પોતાના નગરમાં આવે છે; પ્રજા તેનો સત્કાર કરે છે. હવે એક દિવસ હાથી ઉપર ચડી ચંદ્રકાંત રાજા કેટલાક પ્રધાન લોક સહિત રયવાડી જાય છે. ત્યાં વિનોદ કરી પાછાં વળતાં એક દેવકુલિકા પાસે યોગધર નામના કાપાલિકને હાડકાના કકડાની ગુંથેલી અક્ષરમાળા ફેરવતો રાજા જુએ છે. રાજા હાથીની નીચે ઉતરી કાપાલિકને પ્રણામ કરી તેની પાસે કલ્પશાસ્ત્ર જોઇ તે માટે પૂછતાં કલ્પ વાંચવાનું કાપાલિકને જણાવતાં કેયુર (બાજુબંધ) નામનો વિવરકલ્પ થોડા અક્ષરોવડે રાજાને જણાવે છે, તેમાં આવેલ પાતાલવનિતાનું સ્વરૂપ કેવું હોય છે તેમ પુછતાં કાપાલિક તેનું વર્ણન અર્ધો કરે છે તે જાણી તેના દર્શન માટે ઉત્સુક થતાં કાપાલિકને તે કેયુરવિવરમાં પ્રવેશ કરવા ઇચ્છા જણાવે છે. પછી વેતાળનું સ્મરણ કરતાં વેતાળ રાજાને પાતાળનો માર્ગ બતાવતાં પૂજાની સામગ્રી તૈયાર કરી રાજા પાતાળમાં પ્રવેશ કરે છે. ક્રૂર સિંહો, ભયંકર સર્પો, જાજવલ્યમાન અગ્નિ, ભયંકર વ્યંતરો રૂદન કરતી સ્ત્રીઓ વગેરેના બિહામણા દેખાવો, ઉપસર્ગો જોયાં છતાં રાજા જરા પણ ક્ષોભ નહિં પામતાં એ વિવરમાં પ્રવેશ કરે છે જ્યાં સ્ફટિક મણિની ભીંત અને ઘણા માળવાળું ભવન જોઈ તેમાં વગરક્ષોભ પામે રાજા તેમાં પેસે છે જ્યાં એક મોટા અગ્નિકુંડ અને તેની પાસે બેઠેલ ન જોઇ શકાય તેવી રૂપવાળી એક સ્ત્રી જોઇ હર્ષ પામી તેને શી રીતે બોલાવવી તેનો વિચાર કરી જેવો પોતે તે સ્ત્રી તરફ જાય છે ત્યાં તે સ્ત્રી તે અગ્નિકુંડમાં ઝંપા દઈને શીઘ્રપણે પડે છે, રાજા પણ કૃતનિશ્ચયી હોવાથી તેની પાછળ તે જ અગ્નિકુંડમાં પડે છે. તેટલામાં ત્યાં અગ્નિકુંડને બદલે માત્ર કોમળ શરીરવાળી તે જ સ્ત્રી હર્ષ સહિત રાજાને જોઈ કહે છે કે મરણના ભયથી પાછા હઠતા અને સત્વરહિત અનેક પુરુષોને ક્ષેત્રપાલે વિવરની બહાર ફેંકી દીધા છે. બાકી તમારા આવા મોટા સાહસથી મારું હૃદય તમને આધિન થયું છે માટે દાસીની જેમ તમારી આજ્ઞાને વર્તવા તૈયાર છું અને "સૌભાગ્યસુંદરના વડે શોભાયમાન સુંદર કાંતિવાળા વિચિત્ર કાવ્ય કરનારા અનેક જનો જોવામાં આવે છે પરંતુ સાહસરૂપી એક ધનવાળા તમો એક જ પુરુષ છે." અહિં રાજાના વખાણ કરે છે છતાં પોતાની લઘુતા બતાવે છે. પછી અરસપરસ પ્રેમ સંબંધથી જોડાતાં

કેટલોક કાળ રાજા ત્યાં વ્યતીત કરે છે. પછી રાજા પોતાના રાજ્યમાં જઈ અને ફરીથી તરતજ આ આવવા જણાવે છે. પછી દેવીએ તેને આમલા જેવા મોટા મોતીનો હાર આપી રાજાને વિદાય કરે છે. રાજા કંઠમાં નાખી વેતાળની સહાયવડે પોતાના નગરમાં આવતાં પ્રજા મહોત્સવ કરે છે. અંગરાજા સિંહાસન પર બેસે છે અને અંગરાજાના સત્યગુણોનું કીર્તન કરનાર શ્લોકવાળું યંત્ર મોટા આદરથી પ્રાપ્ત કરે છે તે સ્વામીના બહુમાનથી હું વાંચું છું જે વાંચીને આપે પૂછ્યું કે અંગરાજા કોણ છે અને શત્રુઓનો વિજય કેવી રીતે કર્યો વગેરે પૂછવાથી મેં નિવેદન કર્યું. પછી વિચારે છે કે–અસાધારણ સાહસવાળા પુરુષરત્નો અત્યારે પણ સંભળાય છે. તેથી જ કહેવાય છે કે "**જ્ઞાન, તપ, શૂરવીરતા, વિનય અને દાનને વિષે વિસ્મય કરવો અયોગ્ય છે.**" કારણ કે આ પૃથ્વી બહુ રત્નોવાળી છે. પછી વજ્રનાભ રાજપુત્ર મુસાફરને પ્રસ્તુત અર્થ કયો છે તેમ પૂછતાં મુસાફર કહે છે કે મેં જે તમને વિજયા રાજપુત્રી કહી હતી તેનો વર નિમિત્તિયાએ વજ્રવીર્ય મહારાજાનો પુત્ર વજ્રનાભ થશે તે વરને જોવા માટે ચંદ્રકાન્ત રાજાએ મને મોકલ્યો છે. આ પ્રસ્તુત પ્રયોજન છે. પછી બેઠેલ પરિવાર તે મુસાફરને કહે છે કે–તે જ આ વજ્રનાભ કુંવર છે. પથિક પોતાનો પ્રયત્ન–પ્રયાસ જલ્દી સફળ થયો છે, તેમ માને છે. દરમ્યાન પ્રતિહાર આવીને દેવ આપને બોલાવે છે તેમ કહેતાં પથિક સાથે રાજા પાસે આવે છે. પથિક થોડા દિવસ ત્યાં રહી પોતાના નગરમાં આવી ચંદ્રકાંત રાજાને સર્વ વૃતાંત જણાવે છે. ત્યારબાદ ચંદ્રકાંત રાજા સઘળી રિયાસત, કોષ, કોઠાર સાથે વિજયા રાજપુત્રીને શુભંકરા નગરીએ મોકલે છે. શુભ મુહૂર્તે રાજપુત્રીને વજ્રનાભની સાથે લગ્ન થાય છે. પુત્ર વજ્રનાભને સર્વ રીતે અનુકૂળ અને તૈયાર થયેલ જાણી નિમિત્તિયાએ કહેલ મુહૂર્તે જેને પોતાને હાથે રાજ્યસિંહાસન ઉપર સ્થાપન કરે છે અને સમગ્ર રાજલોકની હાજરીમાં રાજા ન્યાય અને નીતિયુક્ત પ્રજાનું પાલન કરવા ઉપદેશ આપે છે. પછી રાજા, રાણી, રાજેશ્વર, શ્રેષ્ઠીઓ, પુરોહિત વગેરેના પુત્ર સહિત તે રાજા તે જ વખતે પધારેલા મુનીશ્વર **અનંતયશ** નામના સૂરીશ્વર પાસે ચારિત્ર અંગીકાર કરી વિહાર કરે છે. અને નિરતિચાર ચારિત્ર પાળીને કેટલાક વખત પછી સ્વર્ગલોકને પામે છે. અહિં વજ્રનાભ રાજા રાજ્યને સુખે ન્યાયપૂર્વક પાલન કરે છે અને ઉચિત સમયે વિજયારાણીની કુક્ષીએ પુત્રનો જન્મ થાય છે જેનું ચક્રાયુદ્ધ નામ પાડવામાં આવે છે. અહિં રાજપુત્ર પણ વયમાં વૃદ્ધિ પામે છે જેટલામાં ભગવાન ધર્મવર ચક્રવર્તી યથાર્થ નામવાળા (અહિંઆ પ્રભુના ગુણોનું વર્ણન ગ્રંથકર્તા ભગવાન કરે છે તેવા) ક્ષેમંકર નામના તીર્થંકર ભગવાન પધારે છે, દેવો સમવસરણની અનુપમ રચના કરે છે. રાજા વગેરે ત્યાં આવી વંદન કરી ઉચિત સ્થાને બેસે છે. પ્રભુ ત્યાં સદ્ધર્મ દેશના આપવાનો પ્રારંભ કરે છે. સંસારનું અસારપણું બતાવી, વર્તમાનમાં "જિનેશ્વરની વંદના, પૂજા, સ્વાધ્યાય, ધ્યાન, વિનય, અને સેવાનું આચરણ કરવા અને વિશુદ્ધ ધર્મના કાર્યમાં ઉદ્યમ કરવા વગેરે ઉપર દેશના આપે છે. (પા૦ ૯૨) કેટલાક લોકો દેશવિરતિ સર્વવિરતિપણું પામે છે. વજ્રનાભ રાજા સર્વવિરતિને ઇચ્છતો, પ્રભુને વાંદી સ્વસ્થાને આવે છે. પછી રાજાએ પોતાના પુત્ર ચક્રાયુદ્ધને બોલાવી જણાવ્યું કે–પરમાત્મા ક્ષેમંકર પ્રભુ પાસે મેં આજે સમગ્ર દુઃખનો નાશ કરવામાં સમર્થ, ક્ષમાદિક ગુણે કરી સહિત ધર્મનો આચાર સાંભળી આ ગૃહવાસ, આ રાજ્યલક્ષ્મી, આ શરીર, પ્રિયજનોનો સંયોગ વગેરે સ્વપ્નવત, અસ્થિર, નાશવંત અને વિઘ્નોના સમૂહરૂપ (આ સંસાર) જાણી હું આ ભગવાન પાસે દીક્ષા ગ્રહણ કરવા ઇચ્છું છું અને તું આ રાજ્યકારભારને ગ્રહણ કર. ચક્રાયુદ્ધ હાલ દિક્ષા ન લેવા રાજાને વિનંતિ કરે છે. પણ રાજાનું ચિત્ત વૈરાગ્ય વાસિત થયેલ હોવાથી સંસારની ક્ષણભંગુરતા વિશેષ પ્રકારે જણાવે છે. જે મનન કરવા જેવું છે (પા૦ ૯૩) પછી ચક્રાયુદ્ધ રાજ્ય અંગીકાર કરે છે. ત્યારબાદ સર્વ સંગનો

ત્યાગ કરી રાજા જિનેશ્વર ભગવાનની પાસે દીક્ષા ગ્રહણ કરે છે. સર્વ શાસ્ત્રનો અભ્યાસ કરી, ગુરુ આજ્ઞા લઇ, શરીરને શુષ્ક કરી, રાજા એકલવિહારી પ્રતિમાને ધારણ કરીને વિહાર કરે છે. દસ પ્રકારના મુનિધર્મનું પાલન કરતાં. પૃથ્વીપીઠ પર વિચરે છે. કેટલાક વખત પછી દુષ્કર તપને તપવાવડે, આકાશગામિની વિદ્યા રાજાને પ્રાપ્ત થાય છે અને વિહાર કરતાં કરતાં મુનીશ્વર સુકચ્છ નામના દેશમાં આવે છે. આ સમયે પૂર્વે કહેલ કમઠનો જીવ પૂર્વભવે મરીને ધુમપ્રભા નામની નરકને વિષે સવાસો ધનુષ્યના પ્રમાણવાળો સત્તર સાગરોપમના આયુષ્યવાળો નારકી થયો હતો. ત્યાં આયુષ્યના ક્ષયવડે નીકળીને અપકાય, અગ્નિકાય વગેરે એકેન્દ્રિય, જળચર, સ્થળચર વગેરેમાં લાંબા કાળ સુધી ઉત્પન્ન થઇ તેજ સુકચ્છ વિજયને વિષે, જ્વલનગિરિ પર્વતની સમીપે મોટી ભયંકર અટવીમાં ભિલ્લના કુળમાં કુરંગક નામના વનચરપણે જન્મે છે, જ્યાં અનેક જીવોના ઘાત કરવાવડે જીવન વ્યતીત કરવા લાગ્યો. કેટલાક દિવસ બાદ વજ્રનાભ મુનીશ્વર અનેક ગામે વિહાર કરતા પ્રતિમાને ધારણ કરતાં તેજ મોટી અટવીમાં આવે છે અને તે ગિરિકંદરાના મધ્યમાં રહેલી એક ગુફામાં રહે છે. ત્યાં એક સમયે જ્વલનગિરિ પાસે કાયોત્સર્ગ ધારણ કરીને રહેલાં છે, તેટલામાં સૂર્ય આથમે છે, રાત્રિ થાય છે તો પણ તે ભયંકર અટવીમાં જરાપણ ક્ષોભ પામ્યા સિવાય ધ્યાનમાં લીન થાય છે. અને એકાગ્ર ચિત્તે ધ્યાન કરતાં ત્યાં રાત્રિ વીતી જાય છે, એટલે રાજર્ષિ વજ્રનાભ શિઘ્ર તે પ્રદેશથી નીકળી જાય છે. તે દરમ્યાન કુરંગક તે મુનીને જુએ છે અને પૂર્વભવનાં અભ્યાસ કરેલા કોપના આવેગથી તે પાપીએ તીક્ષ્ણ ધનુષ્યથકી મુકેલા બાણપ્રહારવડે તે મહાત્માને પાડી દે છે. તે મુનિશ્વર પંચ નમસ્કારનું સ્મરણ કરતાં ઉચિત સ્થાને મુની બેસી જાય છે અને કુરંગકને પોતાનો ઉપકારી, સહાયકારી માની સર્વ પ્રાણીઓને ખમાવી, ચાર પ્રકારના આહારનું પચ્ચખાણ કરી, મધ્યમ ગ્રૈવેયકને વિષે લલિતાંગ નામે ઉત્તમ દેવ થાય છે. ત્યાં બધા પ્રકારના પાપરહિત ગ્રૈવેયકના પાંચ પ્રકારના અત્યંત સુખનો અનુભવ કરે છે. ગુરુમહારાજ રાગાદિકથી રહિત જીવોને આ સંસારમાં જે સુખ છે તે નરેન્દ્રો, દેવો, દેવેન્દ્રોને પણ દુર્લભ છે. જે સુખ વિષયિક ઉપચારવડે સાધવા લાયક છે તેને બદલે પોતાને આધીન પરમાનંદ રૂપને સુખ છે તે જ પ્રધાન છે.

ઉપરોક્ત બતાવેલ શ્રી પાર્શ્વનાથ પ્રભુના ચરિત્રને વિષે શ્રી કિરણવેગ, સર્પ, વનચર અને વજ્રનાભ રાજાના ચારિત્ર યુક્ત અને ઘણા ભવના વિસ્તારવાળો આ બીજો પ્રસ્તાવ આચાર્યમહારાજ અહિં પૂર્ણ કરે છે.

---

## ( પ્રસ્તાવ ત્રીજો પૃ. ૯૮ થી ૧૮૩ સુધી )

## કનકબાહુ ચક્રવર્તી તથા પરમાત્માની દીક્ષા પર્યંતનો વૃત્તાંત.

આ જંબુદ્વીપના પૂર્વ મહાવિદેહ ક્ષેત્રમાં સુરપુર નગરને વિષે કુલીશબાહુ રાજવીને સુદર્શના નામની પત્ની હતી. વજ્રનાભના ભવમાં પ્રાપ્ત કરેલ પુણ્ય સમૂહના પ્રભાવથી ગ્રૈવેયકથી ચ્યવીને મરુભૂતિનો જીવ ચૌદ સ્વપ્નોથી સૂચિત થઇને સુદર્શનાની કુક્ષીએ અવતર્યો. જેથી ચક્રવર્તી પુત્રની સંભાવના જાણીને રાજાએ સ્વપ્નપાઠકોને પાસેથી ફળનિર્ણય કર્યો. ચક્રવર્તી પુત્રરત્ન થશે તેમ જાણી રાજારાણી અત્યંત પ્રમોદ પામે છે. પુત્રજન્મતાં સુમંગળા નામની દાસીએ રાજાને પુત્રજન્મની વધામણી આપે છે. યોગ્ય સમયે કનકબાહુ નામ સ્થાપન કરવામાં આવ્યું. અને કુમારપણાને પામી બહોંતેર કળાઓમાં કુમાર નિપુણ થયો. કુમારે અશ્વવિદ્યા તેમજ ગજ–વિદ્યામાં સંપૂર્ણ કુશળતા પ્રાપ્ત કરી.

કુમારને ગુણશાલી તેમજ અતિકુશળ જાણીને રાજા કુલીશબાહુને વિચાર થયો કે–" કુમાર રાજ ચલાવવાને સંપૂર્ણ રીતે તૈયાર થયેલ હોવાથી મારે હવે મારા પૂર્વ પુરુષોએ આચરેલા ધર્મમાર્ગનો સ્વીકાર કરવો જોઈએ. સત્પુરુષોનું વૃદ્ધિ પામેલ જીવિત અને મૃત્યુ પણ વખણાય છે તો મારે શા માટે પ્રમાદ કરવો જોઈએ? હવે હું સંયમ માર્ગનો પથિક બનું." આ પ્રમાણે વિચારણા કરી તેમણે તે હકીકત કુમાર કનકબાહુને જણાવી. ત્યારે તેણે ગદ્‌ગદ્‌ સ્વરે પિતાને જણાવ્યું કે–તમારા પ્રસાદથી નિશ્ચિંત બનેલા મને ચિંતાવાળો શા માટે બનાવો છો? મારા હૃદયમાં રહેલા દુઃખને હવે હું કોની પાસે કરીશ? વિગેરે વચનોવડે તેમણે પિતાને નમ્ર સ્વરે કહ્યું એટલે રાજવીએ તેમને કોમળ વચનોથી સમજાવ્યો. અને તેનો મહોત્સવપૂર્વક રાજ્યાભિષેક કર્યો. બાદ રાજપાલનને અંગે યોગ્ય શિખામણ આપી રાજવી દુઃખી બનેલ પોતાની સુદર્શના રાણી પાસે આવી તેના સંતાપનું કારણ પૂછતાં રાણીએ કહ્યું કે–તમે અકાળે જે ધર્મ પુરુષાર્થ આરંભ્યો છે તે જ મારા સંતાપનું કારણ છે; કારણ કે ધર્મ, અર્થ ને કામ એ ત્રણે પુરુષાર્થો યોગ્ય સમયે જ આદરવા યોગ્ય છે. રાજા સુદર્શનાને ધર્મનો યોગ્ય કાળ કયો છે? તે સ્પષ્ટ રીતે સમજાવે છે અને વૃદ્ધાવસ્થા અને ઈંદ્રિયોની ચંચળતા વિગેરે વૈરાગ્યનાં કારણો ઘણી જ સુંદર રીતે અહિં રાજા જણાવે છે જે વાંચવા યોગ્ય છે. ( પૃ. ૧૦૧ )

આ પ્રમાણે રાજાના સમજાવવાથી રાણીને જાતિસ્મરણ જ્ઞાન થાય છે અને તેથી તે તરત જ મૂર્ચ્છા પામે છે. દાસ–દાસીઓ આવી ચઢે છે અને શીતોપચારથી મૂર્ચ્છા દૂર થતાં રાજા રાણીને પૂછે છે કે–મારા અનુચિત બોલવાથી શું તને દુઃખ થયું કે જેથી મૂર્ચ્છા આવી? રાણીએ કહ્યું કે–ઉપદેશ સાંભળી પોતાને જાતિસ્મરણ જ્ઞાન થયું છે તેથી મને મૂર્ચ્છા આવી. આ સાંભળી રાજાને આશ્ચર્ય ઉદ્‌ભવતાં તેણે તેણીનો પૂર્વભવ પૂછ્યો એટલે સુદર્શનાએ પોતાનો પૂર્વભવ જણાવતાં કહ્યું કે– આજથી પાંચમા ભવે વસંતપુરમાં કુબેર શ્રેષ્ઠીનો હું **વસંતસેન** નામનો પુત્ર હતો. પૂર્વના સંસ્કારથી તેને સ્ત્રી પરણવાની ઈચ્છા જ ન થતી. એકદા તેની માતાએ તેને પૂછ્યું કે–ભાર્યા વિના તારો નિર્વાહ કેમ થશે? તેણે જણાવ્યું કે–જ્યાં સુધી તું જીવે ત્યાં સુધી તેમ ને તેમ નિર્વાહ કરીશ, પછી જોયું જશે. કાળયોગે તેની માતા સર્પદંશથી મરણ પામતાં સ્વજનોએ શ્રેષ્ઠીને પુનઃ પરણાવ્યો. નવીન માતા યુવતી હોવાથી તેણે કુબેર શ્રેષ્ઠીનું મન વશ કરી લીધું અને તેના ઉદ્ધતપણાને લીધે ઘરના સર્વ નોકરો પલાયન થઈ ગયા. મારી સાથે પણ તેણે વિરોધી વર્તન કરવા માંડયું તેથી એક દિવસ મધ્ય રાત્રિએ હું ચાલી નીકળ્યો. કોલ્લાકપુરમાં મુનિરાજના દર્શન થતાં મુનિરાજના પૂછવાથી મારે કાંચીપુરી જવું છે તેમ જણાવ્યું ત્યારે જ્ઞાની મુનિરાજે તેને કહ્યું કે–માતા તથા પિતાના અપમાનથી તું ચાલી નીકળ્યો છો, પણ તું અભિમાનનો ત્યાગ કર અને પરમાર્થનો વિચાર કર. મુનિરાજના આ કથનથી વસંતસેન આશ્ચર્ય પામી બોલ્યો કે–હે મુનિરાજ! આ ગુપ્ત વાર્તા તમે શી રીતે જાણી? મુનિરાજે કહ્યું કે–તપની લબ્ધિથી. પછી વસંતસેને મુનિરાજની શુશ્રૂષા શરુ કરી અને પ્રસંગ મળતાં વિજ્ઞપ્તિ કરી કે–મને દીક્ષા આપો. જ્ઞાની ગુરુ મહારાજે કહ્યુ કે–હજુ તારે ભોગાવલી કર્મ બાકી છે. વસંતસેને કહ્યું કે–મારા માતા–પિતાએ ઘણો આગ્રહ કરવા છતાં હું સ્ત્રીના સંગથી દૂર રહ્યો છું, તો મારે ભોગાવલી કર્મ બાકી છે તે કેમ જાણી શકાય? મુનિરાજે જણાવ્યું કે દેશકાળની અપેક્ષાથી જાણી શકાય છે. બાદ વસંતસેન સાર્થની સાથે કાંચીપુરીની નજીકમાં આવે છે.

એવામાં રાજાનો પટ્ટહસ્તી આલાન સ્તંભ ઉખેડીને નાસે છે અને લોકોને ત્રાસ ઉપજાવતાં જ્યાં સાર્થ પડ્યો હતો તે દિશા તરફ આવે છે જેથી સાર્થવાહ ભય પામીને પોતાના સ્વજનો સહિત નાશી

જાય છે પણ તેની એકની એક પ્રિય પુત્રીને ભૂલી ગયો, તે પુત્રી તરફ હસ્તી આવતાં તે પણ ભયભીત બનીને પોકાર કરવા લાગી. તેવામાં વસંતસેન તે પોકાર સાંભળી તેને જીવના જોખમે બચાવી લે છે. તેવામાં રાજાના પ્રતીહારીઓ ત્યાં આવતાં હસ્તી તેઓની સન્મુખ દોડે છે. માયાળુ સાર્થવાહે તપાસ કરતાં પોતાની પુત્રી ન મળતાં તે હસ્તી તરફ જતો હતો તેવામાં વસંતસેન તે સાર્થવાહને તેની પુત્રી સોંપે છે અને સાર્થવાહ સંતોષ પામે છે.

સાર્થવાહની પુત્રી વસંતસેનને વારંવાર જોવાથી ઈહાપોહ થતાં તેણીને જાતિસ્મરણ જ્ઞાન થતાં મૂર્ચ્છા પામતાં શીતોપચાર મૂર્ચ્છા વળવાથી તેના પિતાએ મૂર્ચ્છાનું કારણ પૂછતાં તેણે પોતાને જાતિ-સ્મરણ જ્ઞાનનો વૃત્તાંત જણાવી પોતાનો પૂર્વભવ જણાવ્યો.

પૂર્વભવમાં હું આ મહાનુભાવની પત્ની હતી. તે ધર્મના દૃઢ અનુરાગી હતા અને હું ધર્મવાસનાથી ભ્રષ્ટ હતી. તેણે મને ધર્મની ઇર્ષ્યા ન કરવા યુક્તિપુરસ્સર સમજાવી પણ ફૂટેલા ઘડાની માફક મારામાં ધર્મબિંદુનો પ્રવેશ થયો નહિં. ઘણા સમયે મને કોઢનો રોગ થયો તેથી હું અત્યંત પીડા પામી. મેં આપઘાત કરવાનો નિર્ણય કર્યો, પરન્તુ મારા પતિએ મને સમજાવતાં અને છેલ્લે નવકાર મંત્રના સ્મરણપૂર્વક મૃત્યુ પામી સ્વર્ગમાં ઉપજી ત્યાંથી આવી અહીં તમારી પુત્રી તરીકે જન્મી. આ પ્રમાણે સાંભળી વસંતસેનને પણ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું અને તેઓ બંને જિનધર્મમાં રક્ત બન્યા અને ઘણું દ્રવ્ય ઉપાર્જન કર્યું. આ બાજુ વસંતપુરમાં કુબેરદત્તને આ સમાચાર મળ્યા. તેણે પોતાની વાત જણાવતાં તેણે વસંતસેનને બોલાવી લાવવા પોતાના પતિને આગ્રહ કર્યો. પિતાના આગ્રહથી વસંતસેન કાંચીપુરથી દેવીલાની સાથે નીકળ્યો. સ્વગૃહે આવતાં નવી માતાએ કપટપૂર્વક તેનું બહુમાન કર્યું અને ધીમે ધીમે તેને વશ કરી લઇ તેનું સર્વ દ્રવ્ય પોતાને આધીન કરી લીધું. દેવીલા તેણીનું કપટ પારખી ગઇ. તેણે વસંતસેનને આ રહસ્ય જણાવ્યું. તેણે માતાને પૂછતાં ઉડાઉ જવાબ આપ્યો. અપર માતાએ હવે તેને મારી નાખવા માટે વિષ મિશ્રિત એક મોદક બનાવ્યો પણ ભોજન અવસરે વ્યાકુળ બની ભૂલથી પોતે જ તે મોદક ખાઇ જવાથી મૃત્યુ પામી. કુબેરદત્ત પણ પાછળ મૃત્યુ પામ્યો.

વસંતસેન ચારિત્ર પાળી, દેવ થઇ, ત્યાંથી ચ્યવી જિતશત્રુ નામનો રાજા થયો અને તેની સપત્ની માતા કાળક્રમે કૌશલદેશની મદનકંદલી નામની રાજપુત્રી થઇ. જિતશત્રુને તે પરણાવવામાં આવી પરંતુ પૂર્વભવના વૈરના કારણથી તે રાજાનું અહિત ચિન્તવવા લાગી. તેવામાં રાજાને જ્વર આવ્યો એટલે વૈદ્યોએ લાંઘણ કરવાનું અને ગુપ્તવાસમાં રહેવાનુ સૂચન કર્યું. રાણીએ પણ કપટપૂર્વક કહ્યું કે–જ્યાં સુધી રાજા લંઘન કરશે ત્યાં સુધી હું પણ અન્ન–પાન વિગેરેનો ત્યાગ કરી રહીશ. આ હકીકત જાણી રાજાએ વિચાર્યું કે–રાણીનો મારા પર કેવો અપ્રતિમ પ્રેમ છે. મદનકંદલી તો રાત્રિએ ઇચ્છિત ભોજન કરી લેતી (સ્ત્રીજાતિની માયા તો જુઓ!) અમુક દિવસે રાજાને સારૂં થતાં તેણે અન્ન ગ્રહણ કર્યું ત્યારે મદનકંદલીએ પણ તેની સાથે ભોજન લીધું. રાજાએ અત્યંત પ્રસન્ન થઇ તેને પટરાણી બનાવી.

એક વખત તેણે રાજાને વિષમિશ્રિત પાનબીડું આપ્યું જે ખાવાથી રાજા તરતજ મૃત્યુ પામી, આર્ત્તધ્યાનના વશથી પંચશૈલદ્વીપને વિષે ભારંડ પક્ષી થયો. જુઓ પૂર્વકર્મના ફલની પ્રબળતા! હવે જિનદત્ત નામનો કોઇ એક શ્રાવક સમુદ્રમાં વહાણ ભાંગવાથી પાટિયાના આધારે તે દ્વીપમાં આવી ચઢ્યો. ત્યાં શૂળીપર ચઢેલા એક શખ્સને જોઇને તેનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે—

આ પંચશૈલની દેવી ભયંકર છે. તે અત્રે આવેલા માનવીને મૃત્યુ પમાડે છે. જો તમારે બચવું હોય તો રાત્રે આવતા ભારંડ પક્ષીના પગને વળગી રહેજો તેઓ પ્રાતઃકાળ થતાં ઊડી જઈ તમને સામા કાંઠે પહોંચાડી દેશે. ગભરાયેલ જિનદત્ત શ્રાવક તરતજ તેવા વૃક્ષ પર જઈ સંતાઈ રહ્યો અને રાત્રિએ આવેલા ભારંડ પક્ષીના પગે વળગી ગયો. પ્રાતઃકાળે ઊડી, સામા કાંઠે જઈ ભારંડપક્ષીના પગેથી છૂટો પડતાં, નિરાંતનો શ્વાસ લઈ જિનદત્ત શ્રાવકે " **नमो अरिहंताणं** " એવો ઉચ્ચાર કર્યો આવો ઉચ્ચાર સાંભળતાં જ જિતશત્રુ રાજાનો જીવ તે ભારંડ પક્ષી થયેલો હોવાથી તેને વિચાર થયો કે– આવું મેં ક્યાંક સાંભળ્યું છે. તે સંબંધી ઊહાપોહ કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું અને વસંતસેનાદિક પોતાના પૂર્વભવો જાણ્યા. પછી શુદ્ધ ધર્મનું આલંબન સ્વીકારી, મૃત્યુ પામી, હે રાજન ! આ તમારી રાણી થઈ છે. અનુકૂળ ધર્મોપદેશ સાંભળવાથી મને મૂર્ચ્છા આવી હતી અને આપે મારા પર અત્યંત ઉપકાર કર્યો. હવે આપણે સાથે જ દીક્ષા લઈએ. બંનેએ દબદબાપૂર્વક **સમંતભદ્ર** નામના આચાર્ય પાસે સુદર્શનાદેવી સાથે સર્વવિરતિ સ્વીકારી. કનકબાહુ રાજવી વિધિપૂર્વક પ્રજાનું પાલન કરવા લાગ્યા.

કોઈક વખત રવવાડીએ નીકળતાં વિપરીત શિક્ષાવાળા અશ્વને કારણે રાજવી ભયાનક અરણ્યમાં જઈ ચઢયો. તેવામાં કોઈએક સરોવરને જોઈને તૃષા શાન્ત કરી. પછી આગળ ચાલતાં એક તાપસાશ્રમ તેના જોવામાં આવ્યો. તપોવનમાં પ્રવેશતાં જ તેનું જમણું નેત્ર ફરકતાં શુભ શુકન માની તે આગળ વધે છે, તેવામાં તેની નજરે લાવણ્યની નદી જેવી બે મુનિ કન્યાઓ પડી. લતાદિકને જળસિંચનાદિક કાર્ય કરતાં પરિશ્રમને અંગે એક કંઈક હીન કાંતિવાળી બની એટલે રાજાએ વિચાર્યું કે–આ મુનિકન્યા જણાતી નથી, કોઈ રાજકન્યા હોવી જોઈએ. ગુપ્ત રીતે તે પરિચર્યા જોવા લાગ્યો તેવામાં તે યુવાન કન્યાની સુગંધથી આકર્ષાયેલ ભમરો તેની આસપાસ ગુંજારવ કરવા લાગ્યો એટલે ભય પામીને તે " રક્ષા કરો, રક્ષા કરો " એમ બોલવા લાગી ત્યારે બીજી તાપસીએ તેને કહ્યું કે–" કનકબાહુ રાજવી તારું રક્ષણ કરવા સમર્થ છે." પોતાનું નામ સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો અને તરત જ પ્રગટ થયો. તેને જોઈ બંને જણી વ્યાકુળ બની ગઈ, છતાં મોટી તાપસીએ હિંમતપૂર્વક રાજાને નામ વિગેરે પૂછતાં રાજાએ જણાવ્યું કે–હું કનકબાહુના પરિગ્રહમાં રહું છું. આશ્રમજનના વિઘ્નોના નિવારણ અર્થે અને યોગીઓના દર્શનાર્થે આવ્યો છું. રાજાના આવા વચન સાંભળી નાની બાળા સમજી ગઈ કે આ રાજા પોતે જ છે એટલે લજ્જા પામી. બીજીને રાજાએ વૃત્તાંત પૂછતાં નિઃશ્વાસપૂર્વક તેણીએ જણાવ્યું કે–રત્નપુરના વિદ્યાધરની પત્ની **રત્નાવલીની** આ પદ્મા નામની પુત્રી છે. પિતાના મૃત્યુબાદ ભાઈઓ સાથે પરસ્પર કલેશ થતાં માતા પુત્રીને લઈ તેના ભાઈ **ગાલવ** કુલપતિના આશ્રમમાં આવીને રહી છે. પદ્મા આઠ વર્ષની થતાં રત્નાવલી તાપસી થઈ. કુલપતિએ તેને સર્વ કળાઓ શિખવી. એક દિવસ અત્રે જ્ઞાની મુનિરાજ પધારતાં આ પદ્માનો પતિ કોણ થશે ? તેમ પૂછવાથી મુનિરાજે કહ્યું કે–અશ્વથી હરણ કરાયેલ કનકબાહુ ચક્રવર્તી સ્વયં અત્રે આવીને તેને પરણશે. આ પ્રમાણે સાંભળતાં કનકબાહુ રાજા પોતે હર્ષિત બન્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે—મારો અત્રે આવવાનો પરિશ્રમસફળ થયો. બાદ " કુલપતિ ક્યાં છે ? " તેમ પૂછતાં તાપસીએ જણાવ્યું કે—તે મુનિરાજને વળાવવા ગયા છે તેવામાં તો એક તાપસી ત્યાં આવી કુલપતિના આગમનના સમાચાર આપે છે. આ બાજુ રાજાનું સૈન્ય પણ આવી પહોંચે છે. કુલપતિ પણ સમગ્ર હકીકત જાણી અત્યંત આનંદ પામે છે અને મુનિરાજના જ્ઞાન–બળની પ્રશંસા કરે છે.

જાય છે પણ તેની એકની એક પ્રિય પુત્રીને ભૂલી ગયો, તે પુત્રી તરફ હસ્તી આવતાં તે પણ ભયભીત બનીને પોકાર કરવા લાગી. તેવામાં વસંતસેન તે પોકાર સાંભળી તેને જીવના જોખમે બચાવી લે છે. તેવામાં રાજાના પ્રતીહારીઓ ત્યાં આવતાં હસ્તી તેઓની સન્મુખ દોડે છે. માયાળુ સાર્થવાહે તપાસ કરતાં પોતાની પુત્રી ન મળતાં તે હસ્તી તરફ જતો હતો તેવામાં વસંતસેન તે સાર્થવાહને તેની પુત્રી સોંપે છે અને સાર્થવાહ સંતોષ પામે છે.

સાર્થવાહની પુત્રી વસંતસેનને વારંવાર જોવાથી ઈહાપોહ થતાં તેણીને જાતિસ્મરણ જ્ઞાન થતાં મૂર્છા પામતાં શીતોપચાર મૂર્છા વળવાથી તેના પિતાએ મૂર્છાનું કારણ પૂછતાં તેણે પોતાને જાતિસ્મરણ જ્ઞાનનો વૃત્તાંત જણાવી પોતાનો પૂર્વભવ જણાવ્યો.

પૂર્વભવમાં હું આ મહાનુભાવની પત્ની હતી. તે ધર્મના દૃઢ અનુરાગી હતા અને હું ધર્મવાસનાથી ભ્રષ્ટ હતી. તેણે મને ધર્મની ઇર્ષ્યા ન કરવા યુક્તિપુરસ્સર સમજાવી પણ ફૂટેલા ઘડાની માફક મારામાં ધર્મબિંદુનો પ્રવેશ થયો નહિં. ઘણા સમયે મને કોઢનો રોગ થયો તેથી હું અત્યંત પીડા પામી. મેં આપઘાત કરવાનો નિર્ણય કર્યો, પરન્તુ મારા પતિએ મને સમજાવતાં અને છેવટે નવકાર મંત્રના સ્મરણપૂર્વક મૃત્યુ પામી સ્વર્ગમાં ઉપજી ત્યાંથી આવી અહીં તમારી પુત્રી તરીકે જન્મી. આ પ્રમાણે સાંભળી વસંતસેનને પણ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું અને તેઓ બંને જિનધર્મમાં રક્ત બન્યા અને ઘણું દ્રવ્ય ઉપાર્જન કર્યું. આ બાજુ વસંતપુરમાં કુબેરદત્તને આ સમાચાર મળ્યા. તેણે પોતાની વાત જણાવતાં તેણે વસંતસેનને બોલાવી લાવવા પોતાના પતિને આગ્રહ કર્યો. પિતાના આગ્રહથી વસંતસેન કાંચીપુરથી દેવીલાની સાથે નીકળ્યો. સ્વગૃહે આવતાં નવી માતાએ કપટપૂર્વક તેનું બહુમાન કર્યું અને ધીમે ધીમે તેને વશ કરી લઇ તેનું સર્વ દ્રવ્ય પોતાને આધીન કરી લીધું. દેવીલા તેણીનું કપટ પારખી ગઇ. તેણે વસંતસેનને આ રહસ્ય જણાવ્યું. તેણે માતાને પૂછતાં ઉડાઉ જવાબ આપ્યો. અપર માતાએ હવે તેને મારી નાખવા માટે વિષ મિશ્રિત એક મોદક બનાવ્યો પણ ભોજન અવસરે વ્યાકુળ બની ભૂલથી પોતે જ તે મોદક ખાઇ જવાથી મૃત્યુ પામી. કુબેરદત્ત પણ પાછળ મૃત્યુ પામ્યો.

વસંતસેન ચારિત્ર પાળી, દેવ થઈ, ત્યાંથી ચ્યવી જિતશત્રુ નામનો રાજા થયો અને તેની સપત્ની માતા કાળક્રમે કૌશલદેશની મદનકંદલી નામની રાજપુત્રી થઇ. જિતશત્રુને તે પરણાવવામાં આવી પરંતુ પૂર્વભવના વૈરના કારણથી તે રાજાનું અહિત ચિન્તવવા લાગી. તેવામાં રાજાને જ્વર આવ્યો એટલે વૈદ્યોએ લાંઘણ કરવાનું અને ગુપ્તવાસમાં રહેવાનુ સૂચન કર્યું. રાણીએ પણ કપટપૂર્વક કહ્યું કે–જ્યાં સુધી રાજા લંઘન કરશે ત્યાં સુધી હું પણ અન્ન–પાન વિગેરેનો ત્યાગ કરી રહીશ. આ હકીકત જાણી રાજાએ વિચાર્યું કે–રાણીનો મારા પર કેવો અપ્રતિમ પ્રેમ છે. મદનકંદલી તો રાત્રિએ ઇચ્છિત ભોજન કરી લેતી ( સ્ત્રીજાતિની માયા તો જુઓ ! ) અમુક દિવસે રાજાને સારું થતાં તેણે અન્ન ગ્રહણ કર્યું ત્યારે મદનકંદલીએ પણ તેની સાથે ભોજન લીધું. રાજાએ અત્યંત પ્રસન્ન થઇ તેને પટરાણી બનાવી.

એક વખત તેણે રાજાને વિષમિશ્રિત પાનબીડું આપ્યું જે ખાવાથી રાજા તરતજ મૃત્યુ પામી, આર્ત્તધ્યાનના વશથી પંચશૈલદ્વીપને વિષે ભારંડ પક્ષી થયો. જુઓ પૂર્વકર્મના ફલની પ્રબળતા ! હવે જિનદત્ત નામનો કોઇ એક શ્રાવક સમુદ્રમાં વહાણ ભાંગવાથી પાટિયાના આધારે તે દ્વીપમાં આવી ચઢ્યો. ત્યાં શૂળીપર ચઢેલા એક શખ્સને જોઇને તેનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે—

આ પંચશૈલની દેવી ભયંકર છે. તે અત્રે આવેલા માનવીને મૃત્યુ પમાડે છે. જો તમારે બચવું હોય તો રાત્રે આવતા ભારંડ પક્ષીના પગને વળગી રહેજો તેઓ પ્રાતઃકાળ થતાં ઊડી જઇ તમને સામા કાંઠે પહોંચાડી દેશે. ગભરાયેલ જિનદત્ત શ્રાવક તરતજ તેવા વૃક્ષ પર જઇ સંતાઇ રહ્યો અને રાત્રિએ આવેલા ભારંડ પક્ષીના પગે વળગી ગયો. પ્રાતઃકાળે ઊડી, સામા કાંઠે જઇ ભારંડપક્ષીના પગેથી છૂટો પડતાં, નિરાંતનો શ્વાસ લઇ જિનદત્ત શ્રાવકે " **नमो अरिहंताणं** " એવો ઉચ્ચાર કર્યો આવો ઉચ્ચાર સાંભળતાં જ જિતશત્રુ રાજાનો જીવ તે ભારંડ પક્ષી થયેલો હોવાથી તેને વિચાર થયો કે–આવું મેં ક્યાંક સાંભળ્યું છે. તે સંબંધી ઊહાપોહ કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું અને વસંતસેનાદિક પોતાના પૂર્વભવો જાણ્યા. પછી શુદ્ધ ધર્મનું આલંબન સ્વીકારી, મૃત્યુ પામી, હે રાજન ! આ તમારી રાણી થઈ છે. અનુકૂળ ધર્મોપદેશ સાંભળવાથી મને મૂર્ચ્છા આવી હતી અને આપે મારા પર અત્યંત ઉપકાર કર્યો. હવે આપણે સાથે જ દીક્ષા લઇએ. બંનેએ દબદબાપૂર્વક **સમંતભદ્ર** નામના આચાર્ય પાસે સુદર્શનાદેવી સાથે સર્વવિરતિ સ્વીકારી. કનકબાહુ રાજવી વિધિપૂર્વક પ્રજાનું પાલન કરવા લાગ્યા.

કોઇક વખત રયવાડીએ નીકળતાં વિપરીત શિક્ષાવાળા અશ્વને કારણે રાજવી ભયાનક અરણ્યમાં જઇ ચઢયો. તેવામાં કોઈએક સરોવરને જોઇને તૃષા શાન્ત કરી. પછી આગળ ચાલતાં એક તાપસાશ્રમ તેના જોવામાં આવ્યો. તપોવનમાં પ્રવેશતાં જ તેનું જમણું નેત્ર ફરકતાં શુભ શુકન માની તે આગળ વધે છે, તેવામાં તેની નજરે લાવણ્યની નદી જેવી બે મુનિ કન્યાઓ પડી. લતાદિકને જળસિંચનાદિક કાર્ય કરતાં પરિશ્રમને અંગે એક કંઇક હીન કાંતિવાળી બની એટલે રાજાએ વિચાર્યું કે–આ મુનિકન્યા જણાતી નથી, કોઇ રાજકન્યા હોવી જોઈએ. ગુપ્ત રીતે તે પરિચર્યા જોવા લાગ્યો. તેવામાં તે યુવાન કન્યાની સુગંધથી આકર્ષાયેલ ભમરો તેની આસપાસ ગુંજારવ કરવા લાગ્યો એટલે ભય પામીને તે " રક્ષા કરો, રક્ષા કરો " એમ બોલવા લાગી ત્યારે બીજી તાપસીએ તેને કહ્યું કે–" કનકબાહુ રાજવી તારું રક્ષણ કરવા સમર્થ છે." પોતાનું નામ સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો અને તરત જ પ્રગટ થયો. તેને જોઇ બંને જણી વ્યાકુળ બની ગઇ, છતાં મોટી તાપસીએ હિંમતપૂર્વક રાજાને નામ વિગેરે પૂછતાં રાજાએ જણાવ્યું કે–હું કનકબાહુના પરિગ્રહમાં રહું છું. આશ્રમજનના વિઘ્નોના નિવારણ અર્થે અને યોગીઓના દર્શનાર્થે આવ્યો છું. રાજાના આવા વચન સાંભળી નાની બાળા સમજી ગઇ કે આ રાજા પોતે જ છે એટલે લજ્જા પામી. બીજીને રાજાએ વૃત્તાંત પૂછતાં નિઃશ્વાસપૂર્વક તેણીએ જણાવ્યું કે–રત્નપુરના વિદ્યાધરની પત્ની **રત્નાવલીની** આ પદ્મા નામની પુત્રી છે. પિતાના મૃત્યુબાદ ભાઇઓ સાથે પરસ્પર ક્લેશ થતાં માતા પુત્રીને લઇ તેના ભાઇ **ગાલવ** કુલપતિના આશ્રમમાં આવીને રહી છે. પદ્મા આઠ વર્ષની થતાં રત્નાવલી તાપસી થઇ. કુલપતિએ તેને સર્વ કળાઓ શિખવી. એક દિવસ અત્રે જ્ઞાની મુનિરાજ પધારતાં આ પદ્માનો પતિ કોણ થશે ? તેમ પૂછવાથી મુનિરાજે કહ્યું કે–અશ્વથી હરણ કરાયેલ કનકબાહુ ચક્રવર્તી સ્વયં અત્રે આવીને તેને પરણશે આ પ્રમાણે સાંભળતાં કનકબાહુ રાજા પોતે હર્ષિત બન્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે—મારો અત્રે આવવાનો પરિશ્રમસફળ થયો. બાદ " કુલપતિ ક્યાં છે ? " તેમ પૂછતાં તાપસીએ જણાવ્યું કે—તે મુનિરાજને વળાવવા ગયા છે તેવામાં તો એક તાપસી ત્યાં આવી કુલપતિના આગમનના સમાચાર આપે છે. આ બાજુ રાજાનું સૈન્ય પણ આવી પહોંચે છે. કુલપતિ પણ સમગ્ર હકીકત જાણી અત્યંત આનંદ પામે છે અને મુનિરાજના જ્ઞાન–બળની પ્રશંસા કરે છે.

પછી કુલપતિ રાજાની પાસે જતાં રાજા ઊભો થવાપૂર્વક સન્માન કરે છે. અને પદ્માને ગાંધર્વ-વિવાહથી પરણાવે છે. તેવામાં તેનો ભાઈ પદ્મોત્તર વિદ્યાધર પણ ત્યાં આવી પહોંચે છે અને રાજાને ઉચિત ભેટણાં આપે છે. પછી કનકબાહુ રાજા પોતાની રાજધાનીમાં આવે છે. પદ્મા સાથે વિષયસુખ ભોગવતાં રાજા દિવસો નિર્ગમન કરે છે તે દરમ્યાન એક દિવસ આયુધશાળાના અધિકારીએ આવી વધામણી આપી કે-ચક્રરત્ન ઉત્પન્ન થયું છે તેથી કનકબાહુએ આયુધશાળામાં જઈ, તેની પૂજા કરી, આઠ દિવસનો મહોત્સવ કર્યો. બાદ સેનાપતિ, ગાથાપતિ, પુરોહિત, ગજ, અશ્વ, વાર્ધિકી, સ્ત્રી, છત્ર, મણિ, ચામર, કાંકિણી, અસિ અને દંડરત્ન ઉત્પન્ન થયા. ચૌદ રત્નો અને નવ નિધાનો પ્રાપ્ત થાય છે. હજાર યક્ષોવડે અધિષ્ઠિત ચક્રરત્ન પૂર્વદિશા સન્મુખ ચાલ્યું. ત્યાં માગધાધિપતિ દેવને, પછી વરદામ દેવ, પ્રભાસ દેવ, વૈતાઢ્ય પર્વતની ગુફા તેમજ મ્લેચ્છાદિકનો વિજય કરીને છ ખંડ સાધ્યા. મલેચ્છાદિકોએ ઘણાં પ્રકારનાં ઉપદ્રવો કર્યાં પણ ચક્રવર્તીએ પોતાના રત્નોની સહાયથી તે સર્વ નિષ્ફળ બનાવ્યા. છ ખંડ સાધીને પોતાના નગરમાં આવતાં બત્રીશ હજાર રાજવીઓએ બાર વર્ષપર્યન્ત ચક્રીપણાનો અભિષેક-મહોત્સવ કર્યો. અનંત પુણ્યની રાશિ એકત્ર થયું હોય ત્યારે આવી ઋદ્ધિ-સિદ્ધિ અને સાહ્યબી પ્રાપ્ત થાય છે.

ચોસઠ હજાર સ્ત્રીઓ, નવ નિધિઓ, બત્રીશ હજાર નગર, ચોરાશી લાખ અશ્વ, રથ અને હસ્તી વિગેરે અતુલ ઋદ્ધિને ભોગવતાં કનકબાહુ ચક્રવર્તી સુખપૂર્વક કાળ નિર્ગમન કરે છે, તેવામાં નગરના વનપ્રદેશમાં ભુવનભાનુ તીર્થંકર ભગવાન પધાર્યા. તેને વંદન માટે ચક્રી જાય છે. તીર્થંકર ભગવાને દેશનામાં સંસારની અસારતા, ઈંદ્રિયોની વિલાસિતા, મોહ સુભટનું સ્વરૂપ, જીવની તૃષ્ણા વિગેરે વિષયો ઉપર અમૃતધારા વર્ષાવવાથી કનકબાહુ રાજાને સંવેગ ઉત્પન્ન થયો. ( જુઓ પૃ. ૧૨૧-૧૨૨ ) તેણે તીર્થંકર મહારાજને વિજ્ઞપ્તિ કરી કે-આપની પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરવા ઇચ્છું છું, પછી પોતાના મહેલે આવી, સમવસરણમાં આવેલા દેવોની ઋદ્ધિનો વિચાર કરતાં તેમને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને પોતાના પૂર્વ ભવો વગેરેને જાણવા બાદ કનકપ્રભ નામના પુત્રને રાજ્ય પર સ્થાપન કરી દીક્ષા લે છે. અને ઉત્કૃષ્ટ તપશ્ચર્યાવડે બાવીશ પરીષહોને સહન કરતાં અને વૈયાવૃત્ય તથા સમાધિમાં લીન થયેલા એવા તેમણે તપવડે તીર્થંકરનામકર્મ ઉપાર્જન કર્યું.

'એકદા તેઓ ક્ષીરવન નામના અરણ્યમાં ક્ષિરગિરિના કિનારે સૂર્ય સન્મુખ નિમેષ રહિત નેત્રને સ્થાપન કરી કાયોત્સર્ગ ધ્યાનમાં રહેલ છે, હવે આ બાજુ મરુભૂતિનો જીવ જે કુરંગક નામનો વનચર હતો તે વજ્રનાભ ઋષિને હણીને, પોતાના પરાક્રમને પ્રશંસતો, અનેક પ્રકારના જીવોની હિંસા કરીને તેજ ભવમાં ઉત્પન્ન થયેલા કોઢ વિગેરે અનેક દુઃખોને સહીને સાતમી નરકે ગયેલો. ત્યાંથી નીકળીને આ અરણ્યમાં સિંહ થયો. એકદા પોતાનો ભક્ષ નહીં મળવાથી આમતેમ જોતો તે સિંહ જ્યાં રાજર્ષિ કનકબાહુ કાઉસગ્ગ ધ્યાનમાં ઊભા છે ત્યાં આવી ચડ્યો અને પૂર્વના વૈરને કારણે તેમને હણવા તૈયાર થયો. પૂર્વના દુષ્કર્મનું પ્રાબલ્ય તો જુઓ. ક્ષમાધારી મુનિ કનકબાહુએ વિચાર્યું કે આ મને મારવાને ઇચ્છાવાળો છે એમ વિચારી સિદ્ધની સાક્ષીએ આલોયણ લઈ અણુશણ સ્વીકાર્યું અને સિંહથી હણાતાં મૃત્યુ પામી પ્રાણત નામના દશમા દેવલોકે દેવપણે ઉત્પન્ન થયા. સિંહ પણ કાળાંતરે મૃત્યુ પામી પાંચમી નરકમાં ગયો પછી મુનીશ્વરોનો વિનાશ કરવાથી ઉપાર્જન કરેલા પાપના કડવા વિપાકને અનુભવવા લાગ્યો. અહિં તેનું વર્ણન કરવામાં આવે છે. (પા. ૧૨૫). ત્યાં અનેક પ્રકારના દુઃખો સહન કરીને, નરકથી નીકળીને બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયો. જન્મતાં જ દુર્ભાગી આત્માના માતા-પિતા,

ભાઈ અને સ્વજનાદિક મૃત્યુ પામી ગયા. કંઠ એવા નામથી તે પ્રસિદ્ધિ પામ્યો. યુવાવસ્થા થતાં તે દુઃખે કરીને માત્ર ભિક્ષા મેળવી શકતો હતો. આ પ્રમાણે તેના દિવસો વ્યતીત થતાં અને બીજા શ્રેષ્ઠી વિગેરે લોકોના સુખોપભોગને જોતાં તેને એકદા વિચાર આવ્યોકે-ઘણા લોકો પોતે મનવાંછિત ભોગો ભોગવે છે, વિલસિત ક્રીડા કરે છે અને મને તો સાંજે માત્ર ભોજન જેટલું પણ ખાવાનું મળતું નથી માટે ચોક્કસ જણાય છે કે-મેં પૂર્વે ધર્મ કર્યો નથી. આ પ્રમાણે લાંબી વિચારણા કરી, તે તાપસ થયો અને પંચાગ્નિ વિગેરે કષ્ટક્રિયા કરવા લાગ્યો.

હવે અહિં પ્રાણત દેવલોકમાં રહેલા કનકબાહુ ચક્રવર્તીના જીવને આયુષ્ય કંઈક શેષ રહ્યું ત્યારે અનેક ઉપદ્રવો થતાં કંઈક કંપ અનુભવ્યો, માળા કરમાઈ ગઈ, કાંતિવાળું શરીર કંઈક હીન બન્યું, વસ્ત્ર કંઈક મલિન થઈ ગયા એટલે તેમણે અવધિજ્ઞાનથી આ સંબંધી વિચારણા કરતાં જણાયું કે-હવે ચ્યવન સમય નજીક આવ્યો છે ત્યારે મનમાં લેશ માત્ર ગ્લાનિ ન અનુભવતાં સિદ્ધનું સ્વરૂપ વિચારવા લાગ્યા અને સર્વ માંગલિકોમાં શ્રેષ્ઠ નમસ્કાર મંત્રનું સ્મરણ કર્યું.

આ બાજુ **કાશી** દેશના **વાણારસી** નગરીમાં **અશ્વસેન** નામના રાજાને **વામા** નામની સર્વ-ગુણસંપન્ન પટ્ટરાણી હતી. કનકબાહુનો જીવ પ્રાણત દેવલોકથી ચ્યવીને, શ્રી અરિષ્ટનેમિ ભગવંતના નિર્વાણને ૮૩૭૫૦ વર્ષ વ્યતીત થયા ત્યારે, ચંદ્ર વિશાખા નક્ષત્રમાં આવતાં ચૈત્ર વદી ચોથને દિવસે મધ્ય રાત્રિએ વામા દેવીની કૂક્ષિએ ચૌદ સ્વપ્નોથી સૂચિત કનકબાહુનો જીવ જન્મે છે. અહિં ચૌદ સ્વપ્નોનું વર્ણન સુંદર રીતે કરવામાં આવ્યું છે ( પૃ. ૧૨૯ ). વામા દેવીએ જાગૃત થઈ પોતાના સ્વપ્નોની હકીકત અશ્વસેન રાજવીને જણાવતાં તેમણે કહ્યું કે-ત્રણ ભુવનને પૂજનીય તમારે પુત્ર થશે. બાદ આ શુભ શકુનની ગાંઠ બાંધી વામાદેવીએ શેષરાત્રિ ધર્મધ્યાનમાં વીતાવી.

પ્રાતઃકાળે રાજાએ સ્વપ્નપાઠકોને બોલાવી સ્વપ્નશાસ્ત્રાનુસારે સ્વપ્નોનું ફલ પૂછવાથી સ્વપ્નપાઠકોએ તે દરેક શકુનોનું વિસ્તૃત વર્ણન કરી માંગલિક ફલ સૂચવ્યું ( પૃ. ૧૩૧ ) અને વિશેષમાં જણાવ્યું કે-તમારો પુત્રરત્ન તીર્થંકર ભગવંત થશે. રાજાએ નૈમિત્તિકનું સન્માન કરી વિદાય આપી. વામાદેવી ગર્ભને હર્ષપૂર્વક ધારણ કરવા લાગ્યા અને ઇંદ્રની આજ્ઞાથી વૈશ્રમણ યક્ષે આજ્ઞા આપેલા તિર્યગ્જૃંભક દેવોએ રાજાના ભવનમાં કરોડો સુવર્ણના રત્ન, મણિ, માણિક આદિ ભરી દીધા. ઉત્કૃષ્ટ પુણ્યની આ નિશાની છે કે-દેવો પણ વશવર્તી બની સાનુકૂળ સામગ્રી અર્પે છે. પ્રભુના ગર્ભમાં આવવાથી ઋતુઓ અનુકૂળ થઈ, વ્યાધિઓ વિનાશ પામ્યા અને સર્વત્ર સુખ-શાંતિ વ્યાપી ગઈ વામામાતા સુખશાંતિપૂર્વક ગર્ભનું વહન કરવા લાગ્યા. યોગ્ય સમય થતાં જે **વખતે સંસારભરમાં એટલા બધા શુભપરમાણું** હતા **તે જ વખતે** પોસ વદી દશમની ( અહિં માગશર વદી ૧૦ ) મધ્યરાત્રિએ વિશાખા નક્ષત્રમાં ચંદ્રનો યોગ આવતાં છતાં શ્રી **પાર્શ્વનાથ** ભગવંતનો જન્મ થાય છે. આ સમયે આસન કંપવાથી છપ્પન દિક્કુમારિકાઓ ત્યાં આવી પહોંચી. અહિં તેમના નામ, કાર્ય વગેરે જણાવે છે. ( પા. ૧૩૩ ) અને સૂતિકર્મ સંબંધી પોતપોતાને ઉચિત સર્વ કાર્ય તેઓએ કર્યું. બાદ ઇંદ્રનું સિંહાસન કંપવાથી, સિંહાસન પરથી ઉતરી, સાત-આઠ ડગલાં જિનવરની સન્મુખ જઈ શક્રસ્તવવડે સ્તુતિ કરી, હરિણગમેષી દેવને બોલાવી, દેવોને જિનેશ્વર ભગવંતના જન્મની જાણ કરવા માટે સૂચના કરી. ઇંદ્ર-સૂચનથી હરિણગમેષી દેવે સુઘોષા ઘંટા વગાડી દેવોને જણાવ્યું કે-" આજે ભરતક્ષેત્રમાં પ્રભાવશાળી ત્રેવીશમા તીર્થંકર શ્રી **પાર્શ્વનાથ** ભગવંત જન્મ્યા છે, માટે જન્માભિષેક માટે ચાલો."

સૌધર્મેંદ્ર પાલક વિમાનમાં આરૂઢ થઈ, અસંખ્ય દ્વીપ-સમુદ્રોનું ઉલ્લંઘન કરી, જિનગૃહને ત્રણ પ્રદક્ષિણા આપી, જિનેશ્વર તથા જિનમાતાની સ્તુતિ કરી, સૌધર્મેંદ્ર સાથે આઠ લોકપાલ, આઠ પટરાણી, સાત પ્રકારના સૈન્ય, સાત સેનાપતિ, ત્રણ પર્ષદા, ચોરાશી હજાર સામાનિક દેવો, ૩૩૬૦૦૦ અંગ-રક્ષક દેવો, અને બીજા કરોડો દેવી-દેવોનો સમૂહ સાથે આવે છે. આ છે ભગવંતની અતિશયતાનો પ્રભાવ ! બાદ વામા માતાને અવસ્વાપિની નિદ્રા આપીને, તેમની પાસે પ્રભુનું પ્રતિબિંબ સ્થાપીને, સૌધર્મેંદ્રે પોતાના પાંચ દિવ્ય રૂપો વિકુર્વી, પરમાત્માને લઇ મેરુપર્વત પર આવે છે. પાંચસો યોજન લાંબી અતિપાંડુકબલા શિલાપરના સિંહાસન પર સૌધર્મેંદ્ર, ઉત્સંગમાં પરમાત્માને લઇને બેઠા. આ અવસરે આસન કંપવાથી પ્રભુનો જન્મ જાણવામાં આવતા સર્વ ઇંદ્રો આવી પહોંચ્યા અને અચ્યુતેંદ્રના આદેશથી સર્વ દેવો અભિષેકની સામગ્રી લેવા ગયા અને જળ, ઔષધિ વિવિધ પ્રકારના પદાર્થો લઇ આવી પહોંચતા કળશોવડે પરમાત્માને અભિષેક કર્યો. આ જળ-સ્નાનમાં ઉત્તમ વસ્તુઓ, શ્રેષ્ઠ સુગંધીઓ અને દિવ્ય પદાર્થોનું મિશ્રણ કરવામાં આવે છે. બાદ અચ્યુતેંદ્રના ઉત્સંગમાં પરમાત્માને આપીને સૌધર્મેંદ્રે વૃષભના ચાર રૂપો વિકુર્વી, પોતાના શીંગદ્વારા જળધારા કરી અભિષેક કર્યો. આ સમયે વિવિધ દેવો વાજિંત્રો વગાડતા હતા, નૃત્ય કરતા હતા અને કેટલાક છત્ર, ચામરાદિ વીંઝતા હતા. ગંધકાષાયી કોમળ વસ્ત્રથી ભગવંતના દેહનું લુંછન કરીને પરમાત્માને વિવિધ અલંકારો પહેરાવ્યા અને તેમની સન્મુખ શ્રેષ્ઠ ધૂપ ઉવેખી, અષ્ટ માંગલિક કરી ઇંદ્રે અતિભાવપૂર્વક સ્તુતિ કરી. એ રીતે જન્મકલ્યાણક મહોત્સવ ભક્તિપૂર્વક કરી, બે હાથ જોડી સ્તુતિ કરીને સૌધર્મેંદ્ર સિવાયના સર્વ ઇંદ્રો ચાલ્યા ગયા. બાદ સૌધર્મેંદ્ર જિનગૃહે આવી, માતાની અવસ્વાપિની નિદ્રા હરી લઇ પ્રભુના પ્રતિબિંબને સંહરી લઈ, જિનેશ્વરને માતા પાસે મૂકયા અને સર્વત્ર ઉદ્‌ઘોષણા કરાવી કે—જે કોઈ ભગવંતનું અનિષ્ટ ચિંતવશે તેનું મસ્તક અંજનમંજરીની જેમ સ્વયમેવ તૂટી જશે. બાદ રત્નવૃષ્ટિ અને ધનવૃષ્ટિ કરી ઇંદ્ર સ્વસ્થાને જાય છે.

પ્રિયંકરા નામની દાસીએ પ્રાતઃકાળે અશ્વસેન રાજાને પુત્રજન્મની વધામણી આપી. રાજા અંતઃપુરમાં આવી, જગદ્‌ગુરુને જોઇ, હર્ષ પામી પોતાના સભામંડપમાં ગયા. ત્યાં લોકોએ આવી વર્ધાપન-મહોત્સવ કર્યો. બાદ સૂર્ય-ચંદ્રદર્શન, છઠ્ઠી જાગરણ વિગેરે ઉત્સવ કરી, બારમે દિવસે સર્વનો ભોજનાદિકથી સત્કાર કર્યો. અત્યંત શ્યામ રાત્રિને વિષે પણ માતાએ સર્પને જોયો હતો તેમજ સ્વપ્નને વિષે પણ સર્પ જોયો હતો તેથી પાર્શ્વ એવું યથાર્થ નામ રાખ્યું.

દેવોએ અંગુઠામાં સંક્રમાવેલ અમૃત રસનું પાન કરતા ભગવંત બાલ્યાવસ્થાનું ઉલ્લંઘન કરી કુમારાવસ્થા પામ્યા અને મિત્ર વર્ગ સાથે અશ્વક્રીડા વિગેરે ક્રીડાથી જનરંજન કરવા લાગ્યા. એકદા અશ્વસેન રાજા સભામંડપમાં બેઠા છે તેવામાં પુરુષોત્તમ નામનો અમાત્યપુત્ર સભામંડપમાં રાજાજ્ઞા-પૂર્વક આવ્યો અને પોતાના નગર કુશસ્થળના સ્વામી નરવર્મ રાજાનો વૃત્તાંત જણાવ્યા બાદ વિશેષમાં જણાવ્યું કે-અમારા સ્વામી પ્રસેનજિતને પ્રભાવતી નામની રાજકુમારી છે. એકદા મયૂર નામના ઉદ્યાનમાં જતાં કિન્નરી મુખથી શ્રી પાર્શ્વકુમારના ગુણાનુવાદ સાંભળી અત્યંત આસકત બનેલ તે ફક્ત એક પાર્શ્વકુમારના નામનું જ રટણ કરી રહી છે, પ્રસેનજિતે આ વૃત્તાંત સાંભળી અત્યંત હર્ષ પ્રદર્શિત કરી લગ્ન માટે તૈયારી કરી તેવામાં કલિંગ વિગેરે દેશના ઇર્ષ્યાળુ રાજવીઓએ કુશસ્થલને ઘેરી લીધું. હે રાજન્ ! અત્યારે કલિંગ વિગેરે દેશના રાજવીઓ લોકોને પીડી રહ્યા છે અને પ્રસેનજિત યુદ્ધ માટે તૈયાર થયેલ છે. આ વૃત્તાંત જણાવવા માટે જ હું આપની પાસે આવ્યો છું. આ હકીકત સાંભળી અશ્વસેન રાજાએ યુદ્ધ માટે પ્રયાણ કરવા ભેરી વગડાવી. ચતુરંગ સેનાને સજ્જ

થતી જોઈ પાર્શ્વકુમાર સભામંડપમાં આવ્યા અને પિતાશ્રી પાસેથી સેના સજ્જ કરવાનું કારણ જાણી પાર્શ્વકુમારે પિતાને પ્રાર્થના કરી કે-મૃગલા સરખા તે રાજવીઓની સાથે યુદ્ધ કરવા જવા માટે તમારી જેવા સિંહની જરૂર નથી. આવા ક્ષુદ્ર કામ માટે તમે પ્રયાસ શા માટે કરો છો ? આ પ્રમાણે પિતાને જણાવી પાર્શ્વકુમાર પોતે સૈન્ય સાથે કુશસ્થળ નજીક આવી પહોંચ્યા. આ સમયે ઇંદ્રસારથી માતલિએ આવી પોતાનો વિવિધ શસ્ત્રોથી ભરપૂર રથ પરમાત્માને અર્પણ કર્યો. પરમાત્માએ પછી વિચારણા કરી કે-નિરર્થક વધ-આરંભ કરવાથી શું ? જો શત્રુઓ સમજાવવાથી સમજે તો હિંસારૂપ યુદ્ધનો આરંભ ન કરવો. તેમ વિચારી એક કુશળ દૂતને બરાબર સમજાવી કલિંગાધિપતિ પાસે મોકલ્યો. પહેલાં તો કલિંગપતિએ તેનો તિરસ્કાર કરી કાઢી મૂકયો, પરંતુ તેના અમાત્યોએ સમજાવવાથી, પાર્શ્વકુમારના બળનું વર્ણન કરવાથી તેમજ માતલિના સર્વ આયુધોથી ભરપૂર રથ વિગેરેની હકીકત જાણી કલિંગપતિ, વગર યુદ્ધે નાગદમની વિદ્યાથી સર્પનું વિષ હણાઈ જાય તેમ પાર્શ્વકુમારના શરણે આવ્યો. એવામાં પુરુષોત્તમના મુખથી પાર્શ્વકુમારનું આગમન જાણીને પ્રસેનજિત રાજા પણ ત્યાં આવી પહોંચ્યો. પ્રભાવતી સાથે ભગવંતના પાણિગ્રહણ મહોત્સવનું મુહૂર્ત્ત જોવરાવી શીઘ્ર વિવાહોત્સવ આરંભ્યો. કરમોચન સમયે વિશેષ પ્રકારે દાન આપ્યું. કેટલાક દિવસો શ્વસુરગૃહે રહી શ્રી પાર્શ્વકુમાર પોતાના નગર તરફ ચાલ્યા ત્યારે પ્રસેનજિત રાજવી વળાવા આવ્યા અને ભક્તિપૂર્વક વંદન કરી સ્વસ્થાને ગયા.

પાર્શ્વકુમારના આગમનના સમાચાર સાંભળી અશ્વસેન રાજાએ મહોત્સવપૂર્વક નગરપ્રવેશ કરાવ્યો. કુમાર પણ ભોગાવલી કર્મ જાણી વિવિધ પ્રકારના વિલાસો કરતાં કાળ વ્યતીત કરવા લાગ્યા. પરમાત્માને તેમની સાથે જ છાયાની માફક સાથે જ રહેનારા ત્રણસો મિત્રો થયા.

આ બાજુ કમઠનો જીવ વૈરની પરંપરાને કારણે ગરીબ કુલમાં જન્મી, તાપસ વ્રત અંગીકાર કરી, પંચાગ્નિ તપ કરતો કરતો ભવિતવ્યતાને કારણે વાણારસી નગરીમાં આવી પહોંચ્યો. પોતાની ચારે દિશામાં ચાર મોટા અગ્નિકુંડ ખોદાવ્યા અને તેમાં મોટા મોટા કાષ્ઠો નખાવી પંચાગ્નિ તપ શરૂ કર્યો. તેની આતાપના લેવા લાગ્યો અને મસ્તક પર સૂર્યના પ્રચંડ તાપને સહન કરતો, એમ સાથે છઠ્ઠ, અઠ્ઠમાદિ તપસ્યાને પારણે કંદમૂલાદિનું ભોજન કરી ધ્યાનમાં રક્ત રહેતો, જેથી તેની ખ્યાતિ નગરમાં થતાં લોકો તેના વંદન-પૂજનાદિ માટે જવા લાગ્યા.

એકદા રાજમહેલની ઉપલી ભૂમિકામાં રહેલા પાર્શ્વકુમારે આ રીતે લોકોને આડંબર સહિત જતાં નીહાળી તેનું કારણ પૂછતાં રાજપુરુષે જણાવ્યું કે—એક તાપસ, નગરી બહાર દુષ્કર પંચાગ્નિ તપ તપે છે તેમ તેના દુષ્કર તપથી આકર્ષાયેલા લોકો તેને વંદન કરવા જાય છે. આ હકીકત સાંભળી પાર્શ્વનાથ ભગવંત મનમાં વિચારવા લાગ્યા કે—" વિવેક રહિત અને હિત-અહિતને નહીં જાણનારા અજ્ઞાની લોકો પોતે નાશ પામે છે અને બીજા પ્રાણીઓને નાશ પમાડે છે. પંચાગ્નિ તપવડે પણ ધર્મ થાય તે તો મોટું આશ્ચર્ય છે; કારણ કે તે ક્રિયામાં છ જીવનિકાયનો અવશ્ય વધ થાય છે; તેથી મિથ્યા ઉપદેશ આપનાર આ તાપસની ઉપેક્ષા કરવી ઉચિત નથી." બાદ પરમાત્મા, સેવક પુરુષો સાથે તે તાપસ પાસે આવે છે. તે સમયે સર્પવાળા એક મોટા કાષ્ઠને અગ્નિમાં નાખતા એક માણસને પ્રભુએ જોયો તેથી તેમણે તાપસને કહ્યું કે-" ધર્મના બહાનાથી આ પાપ-ઉપાર્જન કરનારું કૃત્ય તેં શા માટે આરંભ્યું ? ધર્મનું મૂળ દયા છે અને અગ્નિ સળગાવવામાં દયા કયાં રહેલી છે ? કારણ કે અગ્નિમાં તો સર્વ જીવોનો વિનાશ જ થાય છે. જેમ પોતાના આત્માને હણવામાં ઘણું દુઃખ રહેલું છે તેમ બીજા નિરપરાધી જંતુઓને

હણવામાં પણ દુઃખ જ રહેલું છે. દરવાજા વિનાના નગરની જેમ અને મૂળ વિનાના વૃક્ષની જેમ દયા વિનાનો ધર્મ ડાહ્યા પુરુષોના પ્રશંસા પામતો નથી. વિગેરે." (પાર્શ્વકુમારનો આ દયા ધર્મ ઉપરનો સંવાદ મનન કરવા જેવો છે. જુઓ પૃ. ૧૫૭.) આ પ્રમાણે સાંભળી રોષિત બનેલા કમઠ તાપસે જણાવ્યું કે–" હે રાજકુમાર! હાથી, અશ્વ વિગેરેના દોષ જોવામાં તમારી બુદ્ધિ ઉપયોગી હોય, ધર્મ-શાસ્ત્રના વિચારમાં તમે શું જાણો?" ત્યારે ભગવાને કહ્યું કે–" હું શું અસત્ય કહું છું? સર્વ લોકો પ્રત્યક્ષ જુઓ." આ પ્રમાણે સૂચવી, એક અર્ધ બળેલા કાષ્ઠને અગ્નિકુંડમાંથી બહાર કઢાવી, નોકર પાસે પરશુવડે તેના બે ભાગ કરાવતાં તેમાંથી અલ્પ જીવિતવાળો સર્પ નીકળ્યો. બાદ પરમ કૃપાળુ પરમાત્મા પાર્શ્વનાથ પ્રભુએ તેને પંચ પરમેષ્ઠી મંત્ર સંભળાવ્યો, જે એકાગ્ર મનથી સાંભળી, મૃત્યુ પામી તે સર્પ ધરણેંદ્ર દેવ થયો. **મહામંત્ર નવકાર મંત્રનું માહાત્મ્ય જુઓ? જેને શાસ્ત્રકાર ચિંતામણી મહામંત્ર કહે છે અને ઉત્તમોત્તમ ફળ આપનાર કહે છે.** મૃત્યુ સન્મુખ થયેલા સર્પને માત્ર નવકાર મંત્રના શ્રવણ માત્રથી ધરણેન્દ્ર દેવની પદવી પ્રાપ્ત થાય છે. નવકાર મંત્રનું આલંબન ખરેખર આ મહાભયંકર ભવસમુદ્રમાંથી તારવાને જહાજ તુલ્ય છે. આ પ્રમાણે પરમાત્માનો પ્રભાવ જાણી, લજ્જાળુ બનેલ કમઠ તે સ્થળેથી ચાલ્યો જાય છે, અને અજ્ઞાન કષ્ટ કરી મૃત્યુ પામી મેઘનિકાયમાં **મેઘમાલી** નામનો દેવ થાય છે.

હવે વસંતઋતુ આવી પહોંચી. ઉદ્યાનપાલકની વિજ્ઞપ્તિથી પાર્શ્વકુમાર પોતાની પટરાણી **પ્રભાવતી** તેમજ પરિજન વર્ગ સાથે ઉદ્યાનમાં જાય છે અને ત્યાં એક મોટા વાસ-ભુવનમાં બેઠા છે. તે વાસ-ભુવનનાં ચિત્રો જોતાં તેમણે દ્વારિકા નગરી, બલરામ અને કૃષ્ણ વાસુદેવના ચિત્રો જોયા. પછી તેમની દૃષ્ટિ રાજીમતીનો ત્યાગ કરી ધ્યાનમાં રહેલ બાવીશમા જિનેશ્વર **નેમિનાથના** ચિત્ર પર પડે છે. આ પ્રમાણે દૃશ્ય નીહાળી ત્રણ જ્ઞાનના ધણી ભગવંતના વેગને સંવેગ પ્રાપ્ત થાય છે. આ સમયે તેમણે સ્ત્રીના સ્વરૂપની વિચારણા કરી જે ખરેખર વાંચવા તેમજ વિચાર કરવા યોગ્ય છે. (જુઓ પા. ૧૬૦–૧૬૧).

હવે બરોબર સમય થતાં તે વખતે લોકાંતિક દેવો આવી પરમાત્માને તીર્થ પ્રવર્તાવવા માટે વિનંતિ કરે છે. પરમાત્મા પણ પૂર્ણ સંવેગ-રંગને પ્રાપ્ત કરી રાજમહેલે આવ્યા. રાત્રિ પૂર્ણ કરી, પ્રાતઃકાળમાં માતા–પિતાને પોતાની દીક્ષા–ગ્રહણની વાત કરી, જે સાંભળતા માતા વામા તો આકુળ–વ્યાકુળ થઇ ગયા. માતૃસ્નેહના કારણે તેમણે પાર્શ્વકુમારને અનેક પ્રકારે સમજાવ્યા, જેમને શ્રી પાર્શ્વકુમારે નેમિનાથ ભગવંતનું દૃષ્ટાંત આપી શોક રહિત બનાવ્યા. શ્રી અશ્વસેન રાજાએ પણ પરમાત્માનો દૃઢ નિર્ણય જાણી વામાદેવીને સમજાવ્યા. પરમાત્માએ સમસ્ત દારિદ્રયને ચૂર્ણ કરતું સાંવત્સરિક દાન પ્રારંભ્યું. જુઓ પરમાત્માની સમસ્ત જગજ્જંતુઓ પરની કરુણા બુદ્ધિ. ૩૮૮,૮૦૦૦૦૦૦ આટલા પ્રમાણ સુવર્ણનું પરમાત્માએ વર્ષભરમાં દાન આપ્યું. બાદ પરમાત્માનો નિષ્ક્રમણ અભિષેકનો મહોત્સવ શરૂ થયો. તે સમયે આસનકંપથી બત્રીશે ઈંદ્રો આવી પહોંચ્યા, અને પ્રભુનો સ્નાનાભિષેક કર્યો અને પછી પૂર્ણ ભક્તિભાવથી સ્તુતિ કરી. (પૃ. ૧૬૭.) પછી **વિશાલા** નામની શિબિકામાં પ્રભુ આરૂઢ થઇ નગર બહાર **આશ્રમપદ** નામના ઉદ્યાનમાં પધાર્યા અને પોષ વદી અગિયારશને દિવસે અઠમની તપસ્યાપૂર્વક ત્રીશ વર્ષની વયે, ત્રણસો કુલીન રાજપુત્રો અને પરમાત્માએ સાથે પ્રવ્રજ્યા લીધી. અહીં દીક્ષા મહોત્સવનું તથા આશ્રમપદ ઉદ્યાનનું વર્ણન રોચક અને સુંદર શૈલીમાં જણાવવામાં આવ્યું છે. (પૃ. ૧૬૯–૧૭૦.)

આ પ્રસંગે વામા માતાએ પુત્રસ્નેહથી પરમાત્માને કંઈક હિત–શિખામણરૂપે કહ્યું તેને સ્વીકારી પરમાત્માએ ત્રિવિધે ત્રિવિધે સર્વ સાવદ્યયોગનું પચ્ચક્ખાણ કર્યું. લોચ કરેલા કેશને ઇંદ્રે ક્ષીરસમુદ્રમાં પધરાવ્યા. પરમાત્માના ખંભે ઇંદ્રે દેવદૂષ્ય વસ્ત્ર મૂક્યું અને પરમાત્માને તે સમયે મન:પર્યવજ્ઞાન ઉત્પન્ન થયું. ઇંદ્રાદિ દેવો પોતપોતાને સ્થાને ગયા અને પરમાત્મા કાઉસગ્ગ ધ્યાનમાં લીન બન્યા. પ્રાતઃકાળે યુગ પ્રમાણ પૃથ્વી પર નેત્રનો ઉપયોગ કરતાં આશ્રમપદમાંથી નીકળી કોયકટ નામના નગરમાં ગયા અને ત્યાં ધન્ય ગૃહપતિને ત્યાં પરમાન્ન( ક્ષીર )વડે પારણું કર્યું. ત્યાં આગળ પંચ દિવ્યની દેવોએ ગૃહપતિને ઘેર વૃષ્ટિ કરી. ધન્યે પરમાત્માને પારણું કરાવવાથી રાજા પ્રમુખ નગર લોકોએ તે ગૃહપતિની અત્યંત પ્રશંસા કરી અને ધન્ય પણ પોતાને આવો અપૂર્વ લાભ પ્રાપ્ત થયો હોવાથી દાન-ધર્મની પોતે પણ અનુમોદના કરી.

બાદ ત્યાંથી વિહાર કરી, ઉદ્યાનાદિમાં કાઉસગ્ગ ધ્યાને રહેતાં, વિવિધ પરિષહો સહેતાં પરમાત્મા વિહાર કરતાં કરતાં કાદંબરી નામની અટવીમાં આવે છે. કલિ નામના પર્વત પર પરમાત્મા કાઉસગ્ગ ધ્યાને રહે છે, તેવામાં મહીધર નામનો મ્હોટો હાથી ત્યાં આવે છે અને પરમાત્માને કાઉસગ્ગ ધ્યાને રહેલા જોતાં જ તેણે વિચાર્યું કે–આવા મુનિને મેં ક્યાંક દેખ્યા છે ? તેનો ઉહાપોહ કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થાય છે અને પૂર્વ ભવના સંસ્કારવડે સરોવરમાં જઈ, કમલ લઈ પરમાત્માની પૂજા કરે છે. આ હકીકત ચરપુરુષ દ્વારા ચંપાનગરીના દધિવાહન રાજાના પુત્ર કરકંડુએ જાણી દર્શન માટે ત્યાં આવે છે પરંતુ પ્રભુ અન્યત્ર વિહાર કરી ગયા જાણી દિલગીર થાય છે. હવે તે પ્રદેશમાં રહેલા દેવોએ જમીન બરોબર કરી કલિન પત્ર જેવી સ્વચ્છ અતિ સુંદર ઉર્ધ્વ સ્થાને રહેલી નવહાથ પ્રમાણવાળી પ્રભુની મણિમય મૂર્તિ બનાવી જેથી તે સર્વ લોકોને મનવાંછિત આપનારી થઈ, અને તે શ્રી કલિકુંડ તીર્થ તરીકે પ્રભાવિક પ્રસિદ્ધ થયું. શ્રી પાર્શ્વનાથ પ્રભુ શ્રી કલિકુંડ એ નામથી મંત્રાક્ષરને વિષે પ્રસિદ્ધ થતાં અચિંત્ય મહિમા થયો અને દુઃસ્વપ્ન આવેલું હોય તો સારું સ્વપ્ન સંભવતા વાંછિત પદાર્થને અવશ્ય આપનાર થાય છે. હવે શ્રી પાર્શ્વનાથ પ્રભુ વિવિધ સ્થળે એ પૂજા કરાતા અને પ્રાણીમાત્રને દર્શન માત્રથી નિરોગી કરતા, સ્થળે સ્થળે ક્ષુદ્ર ઉપદ્રવોનો નાશ કરતા, પૃથ્વી પર વિહાર કરવા લાગ્યા. અહિં હાથી પણ અનશન કરી પ્રભુનું સ્મરણ કરતો મૃત્યુ પામી ત્યાં કલિકુંડ નામના જિનાલયને વિષે દ્વાર-પાળ ( વ્યંતર ) થયો. પ્રભુ વિહાર કરી શિવનગરીની બહાર કૌશાંબ નામના વનમાં પ્રતિમા ધારણ કરી રહેલ છે ત્યાં પૂર્વે કરેલા ઉપકારના સ્મરણવડે સંતુષ્ટ થયેલ ધરણેન્દ્ર નાગકુમાર દેવોના સમૂહ સાથે જિનેશ્વરના દર્શન માટે ત્યાં આવે છે જ્યાં પ્રભુના ચરણની પૂજા, ગુણોની સ્તુતિ કરી વિચાર કરે છે ત્યાં સૂર્યના કિરણોનો સમૂહ પ્રભુના મસ્તકે પડતાં જોઈ ત્રણ રાત્રિ સુધી છત્ર ધરે છે, જેથી તે નગરી પૃથ્વીને વિષે અહિચ્છત્રા નામે પ્રસિદ્ધ પામે છે. પ્રભુ ત્યાંથી વિહાર કરી રાજપુર નગરમાં પધારે છે. અને તેની રાજવાટિકામાં ઈશ્વર નામનો રાજા જુએ છે તેને બાણાર્જુન નામના નાગરિક ( મગધ ) પુત્રે રાજા અજાણ હોવાથી ત્રણ ભુવનને પૂજવા લાયક અશ્વસેન રાજાના પુત્ર આ શ્રી પાર્શ્વનાથ પ્રભુ જગતને પ્રકાશ કરનારા છે એમ કહેતાં ઉલ્લાસ પામેલ રાજા ત્રણ પ્રદક્ષિણાપૂર્વક જગદ્‌ગુરુને વંદના કરે છે અને પ્રભુના ઉત્તમ લક્ષણો જોતાં પડી જાય છે, જાતિ સ્મરણ જ્ઞાન પ્રાપ્ત કરે છે પછી સેવક વર્ગના પૂછવાથી તે જણાવી પોતાનો પૂર્વભવ જણાવે છે. ( પા. ૧૭૭ ) પછી ત્યાં કુર્કુટેશ્વર તીર્થની સ્થાપના કરી ભગવંતનું શ્યામ બિંબ સ્થાપન કરે છે.

બાદ વિહાર કરી પરમાત્મા પૂર્વે કહેલા આશ્રમપદ વિષે આવે છે, તેવામાં મેઘમાલી થયેલો કમઠનો જીવ પૂર્વનું વૈર સંભારી પરમાત્માને ઘોર ઉપસર્ગ કરવા લાગ્યો-કદર્થના કરવા લાગ્યો, મેઘ વિકુર્વ્યો અને જાણે પ્રલયકાળનો મેઘ હોય તેમ જળધારા થવા લાગી. જળ વધતું વધતું પરમાત્માના કંઠ સુધી આવ્યું, છતાં મેરુ જેવા અચલ પરમાત્મા અંશ માત્ર પણ ચલાયમાન થયા નહીં. આ અવસરે ધરણેંદ્રનું આસન કંપતાં, પરમાત્મા પરનો ઉપસર્ગ જાણી ત્યાં શીઘ્ર આવ્યા અને પરમાત્માને પોતાના સ્કંધ પર લઇ લીધા. અને ઉપસર્ગ શાંત થયો અને મેઘમાલીનો તિરસ્કાર કરતાં, કમઠ ( મેઘમાલી ) શરમીંદો બની, પરમાત્માની માફી માગી, પોતાના આચરણની નિંદા કરી, સ્વસ્થાને ચાલ્યો જાય છે. બાદ ધરણેંદ્ર પદ્માવતી દેવીઓ સહિત પરમાત્માની પરમ ભક્તિભાવપૂર્વક પ્રાર્થના કરી, પરિવાર સહિત સ્વસ્થાને જાય છે.

---

## ચતુર્થ પ્રસ્તાવ. ( પા. ૧૮૪ થી પા. ૩૭૨ સુધી. )

### ( જગદ્ગુરુ શ્રી પાર્શ્વનાથ ભગવાનને થયેલ કેવલજ્ઞાનની પ્રાપ્તિ અને દેશનામાં ભગવંતે કહેલ દશ ગણધરોના પૂર્વભવોના વૃત્તાંતો. )

ચૈત્ર માસની કૃષ્ણ ચતુર્થીને દિવસે ( દીક્ષાના દિવસથી ચોરાશીમે દિવસે ) વિશાખા નક્ષત્રમાં ચંદ્ર આવતાં, ધાતકી વૃક્ષની નીચે બિરાજેલા, અઠ્ઠમ તપમાં હોતે છતે, દેવાધિદેવ શ્રી પાર્શ્વનાથ ભગવંતને શાશ્વત અને લોકાલોકને પ્રકાશ કરવામાં સમર્થ એવું કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે. અહિં કેવળજ્ઞાનનું સંક્ષિપ્ત સ્વરૂપ કહેવામાં આવેલું છે. પ્રભુને કેવલજ્ઞાન ઉત્પન્ન થતાં વૈમાનિક દેવેન્દ્રો, પાતાળના ચમરેન્દ્ર અને બલીંદ્ર વગેરે અસુરેન્દ્રો, વાણવ્યંતર અને જ્યોતિષ દેવેન્દ્રો વગેરેના આસન ચલાયમાન થતાં હજારો વિમાનોની શ્રેણી વિવિધ શૃંગાર અને વાહનો ઉપર બેઠેલા દેવદેવીઓના સમૂહથી પરિવરેલા બત્રીશ ઇંદ્રો ત્યાં આવે છે. પછી સ્તનિત કુમાર દેવો સુગંધી જળનો છંટકાવ કરે છે તથા પાંચ વર્ણવાળા મણિઓવડે બાંધેલી પીઠિકાવડે મનોહર એક યોજનપ્રમાણ ક્ષેત્રને વિષે વૈમાનિક, જ્યોતિષી, ભુવનપતિ દેવોએ ત્રણ પ્રકારના પ્રાકારો-ગઢ* મરકત, કર્કેતન, પદ્મરાગ, વજ્ર અને ઇંદ્રનીલ વગેરે રત્નોવડે પ્રથમ, તપાવેલ જાતિવંત સુવર્ણનો બીજો પ્રકાર અને સ્ફટિક રત્નની કાંતિ જેવો ઉજ્વળ રૂપાની શિલાવડે ત્રીજો એમ સુશોભિત ત્રણ પ્રાકાર તૈયાર કર્યા. તેની વચ્ચે મોટા મૂલ્યવાળું, મણિની પાદપીઠવાળું સિંહાસન વ્યંતરોએ, તે ઉપર ઇશાનેંદ્રે લટકતી મોતીની માળાવાળા ત્રણ છત્ર, તેના ઉપર જિનેશ્વરના શરીરથી બારગણો ઊંચો નવપલ્લવોથી શોભતો સુધર્મેંદ્રે અશોક વૃક્ષ બનાવ્યો. અને સુવર્ણના કમળ ઉપર રત્નના બનાવેલ હજાર આરાવાળું એવું ધર્મચક્ર સ્થાપન કર્યું. બીજા ધૂપઘટી, દેવછંદક વગેરે સર્વ સામગ્રીથી શોભતા ઇંદ્રધ્વજને વ્યંતર દેવોએ તૈયાર કર્યો. અને સ્થળે સ્થળે પાંચ વર્ણની સુગંધ યુક્ત પુષ્પવૃષ્ટિ થાય છે. દેવાંગનાવડે મોટો મંગળનો આચાર કરાતો હતો; ખેચરની દેવીઓ વિલાસ નૃત્ય કરતી હતી. દેવો કરતાળ અને દુંદુભિના નાદો કરતા. કિન્નર દેવોએ આરંભેલો મધુર પંચમ સ્વર નીકળતો હતો. બંદિજનો સ્વામીના ગુણનું કીર્તન કરતા હતા. તંદુલવડે અષ્ટમંગલ આલેખાતો હતો. કળશ સ્થાપન કરવામાં આવતો હતો. એવી અનેક રીતે અનુપમ જગતની લક્ષ્મી જાણે ન હોય તેવું દેવો સમવસરણની રચના કરે છે. પછી દેવ દાનવોવડે સ્તુતિ કરાતા શ્રી પાર્શ્વનાથ

---

* રૂપાનો ગઢ અને સોનાના કાંગરા, સુવર્ણગઢ અને રત્નના કાંગરા, રત્નનો ગઢ અને મણિરત્નના કાંગરા.

પ્રભુ **નમો તીથસ્સ** કહી પૂર્વ દિશા સન્મુખ સિંહાસન ઉપર બિરાજમાન થાય છે, અને ત્રણ દિશામાં વ્યંતર દેવો ભગવાનના પ્રતિબિંબ કરે છે, તે જાણે દાનાદિક ચાર પ્રકારની દેશના માટે સ્થાપન કર્યા ન હોય તેમ શોભતા હતા. સૌધર્મ ઇંદ્ર અને ઇશાનેંદ્ર શ્વેત ચામર લઇ પ્રભુની બે બાજુ ઊભા રહે છે. પ્રભુ પાસે દેવો પુષ્પની વૃષ્ટિ કરે છે.

હવે અહિં ઉદ્યાનપાલક અંતઃપુર સહિત અશ્વસેન રાજાને જિનેશ્વરને કેવળજ્ઞાન ઉત્પન્ન થયાના લાભની વધામણી આપે છે કે તરત જ અશ્વસેન રાજા વાણારસી નગરીમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનના કેવળજ્ઞાનનો મહોત્સવ કરવા–નગર શણગારવા આજ્ઞા આપે છે. પછી અશ્વસેન રાજા હાથી પર બેસી રાણીઓ, સામંતો, મંત્રીઓ, પ્રજાજનો વગેરે સાથે ભગવાનને વાંદવા માટે આશ્રમપદ નામના ઉદ્યાનમાં આવે છે. પોતાની રાણી અને પુત્રવધૂ પદ્માવતીને પ્રભુના અતિશય, સમવસરણની દેવોએ કરેલી અનુપમ રચના અને ભગવાનની વિશાળ સમૃદ્ધિનું વર્ણન જણાવે છે. અને માતા વામાદેવી અને પદ્માવતી દેવીને તમો ભાગ્યશાળી છો એમ કહે છે અને પોતાની ઋદ્ધિની લઘુતા બતાવી પોતાની રાણીને અને પોતાની પુત્રવધૂ પદ્માવતીને તેમના પતિ કે જેઓ ઇંદ્રો વગેરેવડે દેવાધિદેવ થતાં પૂજ્ય છે તેમ અનેક રીતે પ્રભુનો મહિમા, મહત્ત્વતા અને ૠદ્ધિસિદ્ધિનું વર્ણન કરે છે. દેવે કરેલ સમવસરણની રચના વગેરેનું વર્ણન પણ આચાર્ય મહારાજે અહિં બહુ સુંદર રીતે કરેલ છે તે પણ મનન કરવા જેવું છે. (પા. ૧૮૫ થી ૧૮૭).

હવે અશ્વસેન રાજા હાથી ઉપરથી નીચે ઉતરી, આયુદ્ધ છોડી દઇ સમવસરણમાં પ્રવેશ કરી પરિવારસહિત પ્રભુને ત્રણ પ્રદક્ષિણા દઇ વાંદે છે અને સ્તુતિ કરે છે કે–હે પ્રભુ ! મોક્ષમાર્ગના પ્રકાશક, સ્વયંબુદ્ધ, રાગદ્વેષાદિને જીતનારા તમે જય પામો, જય પામો. સંતાપ પામેલાં પ્રાણીઓને શાંતિ કરનારા હે અરિહંત ! તમે જય પામો. ભયંકર કામદેવના મથન કરવાવડે મોટા જયવાદને પામેલાં, સૂક્ષ્મ વગેરે પ્રાણીઓની રક્ષા કરનારા, ભૂવનેશ્વરના ભૂષણરૂપ તમે જય પામો ! અને મારું મન આપના ચરણકમળને વિષે લીન થાઓ, વગેરે શબ્દોવડે સ્તુતિ કરી સ્વપરિવાર સાથે યોગ્ય સ્થાને બેસે છે. પરસ્પર વૈરભાવવાળા પ્રાણીઓ વૈરભાવને ત્યાગી શ્રી પ્રભુને નમી પોતાના સ્થાનમાં બેસે છે. પછી ભગવાન શ્રી પાર્શ્વનાથ પ્રભુ પ્રાણીઓનું કલ્યાણ કરનાર અમૃતમય દેશના શરૂ કરે છે.

સંસારમાં ડૂબતાં પ્રાણીને એક ધર્મ છે કે જે સાધુ અને ગૃહી–એવો બે પ્રકારે છે. પ્રથમ સાધુધર્મ ભવસમુદ્ર તારવામાં વહાણ સમાન, ઋદ્ધિનું મોટું દ્વાર, મોક્ષમંદિરમાં ચડવાની નિસરણી સમાન, મોટું મંગલ, કલ્પવૃક્ષથી પણ અધિક મહિમાવંત વગેરે ગુણવાળો મોક્ષ પ્રાપ્ત કરવામાં મુખ્ય ધર્મ છે તે કેવી રીતે આરાધી શકાય છે તેનું વિસ્તારપૂર્વક વર્ણન કરી, પછી ગૃહી ધર્મનું બાર વ્રતના પાલનપૂર્વકનું સુંદર વર્ણન કરે છે જે અનુક્રમે મોક્ષ આપનાર છે. બન્નેથી થતાં અનેક આત્મિક લાભ વગેરેનું વર્ણન પરમાત્મા જણાવે છે. જે જાણી ગ્રહણ કરવા યોગ્ય, સાક્ષાત્ આત્મકલ્યાણ કરનાર, સિદ્ધિસુખ દેનાર, સર્વ પ્રાણીઓ પોતપોતાની ભાષામાં સમજે તેવી રીતે દેશના આપે છે જેથી (પા. ૧૮૮–૧૮૯) કેટલાક ભવ્યાત્માઓ સંસારથી વિરક્ત થઇ ચારિત્ર અંગીકાર કરે છે, કેટલાક મહાશયો દેશ–વિરતિ અંગીકાર કરે છે.

આ અવસરે વીશ વર્ષની વયવાળા, અનુપમ રૂપને ધારણ કરનારા, પૂર્વ ભવમાં બાંધેલ નિકાચિત

ગણધરનામકર્મવાળા, ઉત્તમ કુળમાં જન્મેલા **શુભદત્ત, આર્યઘોષ, વશિષ્ટ, બ્રંભ, સોમ, શ્રીધર, વારિષેણ, ભદ્રયશ, જય** અને **વિજય** નામના મનુષ્યો પ્રવ્રજ્યા ગ્રહણ કરવા ભગવાનની પાસે આવે છે. ભગવાન તેમને ચતુર્વિધ સંઘ સમસ્ત દીક્ષા આપે છે પછી તેમને સર્વ ભાવાભાવને જણાવવામાં સમર્થ ઉત્પાદ, વિગમ અને ધ્રુવ લક્ષણવાળા ત્રણ અર્થપદો પ્રભુ આપે છે. તે ત્રિપદીને સારી રીતે ગ્રહણ કરી બીજબુદ્ધિપણાવડે કરી પૂર્વભવે બાંધેલા ગણધરનામકર્મના ઉદયવડે સારી રીતે વિસ્તાર કરી બાર અંગ અને ચૌદ પૂર્વની રચના કરે છે, જે વખતે તેના અનુયોગની અનુજ્ઞા આપવા માટે ત્રિલોક બંધુ પોતે તૈયાર થાય છે. તે વખતે સૌધર્મ ઇંદ્ર ઘણા સુગંધવાળા વાસક્ષેપથી ભરેલો રત્નનો થાળ લઇ ભગવાનની પાસે આવે છે. પછી ભુવનગુરુ શુભદત્તને આરંભી અનુક્રમે દશે ગણધર મહારાજોના મસ્તક ઉપર " આજથી મેં તમોને સર્વ દ્રવ્ય, પર્યાય અને નયવડે તીર્થની અનુજ્ઞા આપી છે " એમ કહી વાસક્ષેપની મુષ્ટિ પ્રભુ મસ્તક ઉપર નાંખે છે અને પછી ( દેવો વગેરે પણ તેમ કરે છે ) અહિંયા તે દશે ગણધર મહારાજાઓ કેવા પ્રતાપી મહિમાવંત્તા જગતને પૂજવાલાયક એ વગેરે ગુણો સાથે તેનું વર્ણન ગ્રંથકાર મહારાજ અહિં આપે છે. (પા. ૧૫૦)

હવે પ્રભાવતી દેવી ત્યાં સંસારની અસ્થિરતા ચિંતવે છે અને ક્યારે પ્રભુ પાર્શ્વનાથ ' મને નિરવદ્ય ચારિત્ર આપે ' વિગેરે વિચારી દાન આપી છેવટે પ્રભુ પાસે દીક્ષા અંગીકાર કરે છે. પછી ભવ-સાગર તરવામાં વહાણ જેવા ચારે પ્રકારના તીર્થની ભગવંત સ્થાપના કરે છે. બીજે દિવસે સમવસરણમાં પૂર્વાભિમુખે બેસી ધર્મવચનરૂપી અમૃતનું પાન કરાવવા સર્વને સાધારણ અને યોજનપ્રમાણ ક્ષેત્ર વિસ્તાર પામતી વાણીવડે ધર્મદેશના શરૂ કરે છે, તે વખતે અશ્વસેન રાજા, પ્રભુ તથા ગણધરોને નમીને ભગવાનને પૂછે છે કે–હે પ્રભુ ! આ દસ ગણધરોએ પૂર્વભવે શું કર્યું હતું કે જેથી આપના દર્શન માત્રથી સર્વ સાવદ્યનો ત્યાગ કરવાની અને આવા પ્રકારની નિર્મળ બુદ્ધિની પ્રાપ્તિ થતાં અને અપ્રતિહત ગુણો પ્રાપ્ત થયાં. જગદ્‌ગુરુએ કહ્યું કે–હે મહારાજા ! પૂર્વજન્મે આચરેલાં પુણ્યના પ્રકર્ષનો આ વિકાસ છે. રાજા કહે છે કે–હે ભગવાન ! દશે ગણધરોના પૂર્વભવનો વૃત્તાંત કૃપા કરી જણાવો. પરમાત્મા શ્રી પાર્શ્વનાથ ભગવંત હવે અનુક્રમે તે કહે છે.

---

## પ્રથમ ગણધર ભગવાન શ્રી શુભદત્તના પૂર્વભવનું વર્ણન.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે **કૌશંબી** નામની નગરીના વિજયઘોષ રાજાને **પદ્માવતી** નામની ભાર્યા હતી તેને **જયમંગળ** નામનો પુત્ર હતો. તે ઉદાર હોવાથી થોડા પ્રસાદ સ્થાનને વિષે ઘણા વિત્તનું દાન કરતો હોવાથી રાજાએ તેને બોલાવી જણાવ્યું કે–" હે પુત્ર ! દાન ગુણ શ્રેષ્ઠ છે. વળી કહેવાય કે " સેંકડો મનુષ્યમાં એક જ શૂરવીર થાય છે, હજારોમાં એક જ પંડિત થાય છે; લાખો મનુષ્યોમાં ત્યાગી દાતા કોઇક જ થાય છે અથવા નથી પણ થતો; પરંતુ પોતાના વૈભવની અપેક્ષા રાખ્યા વગર જો દાન કરે તો તે દેશના ત્યાગને માટે થાય છે માટે પરિમિત દાન કરવું; તેમજ કહેવાય છે કે **" લાભને ઉચિત દાન કરવું, લાભને ઉચિત ભોગ કરવો, લાભને ઉચિત પરિવાર રાખવો; લાભને ઉચિત નિધિ કરવો. "** રાજ્યમાં પણ બધી રીતે ઘણા દ્રવ્યનો વ્યય થાય છે તથા અપકીર્તિના ભયથી અન્યાયવડે લોકો પાસેથી એક એક કોડી પણ લેવી યોગ્ય નથી. વળી ધનરૂપી ગુણ કરીને માણસ ઘણા ગુણવાળા મનુષ્યથી ચઢીયાતો થાય છે વગેરે લક્ષ્મીવડે શું શું થતું નથી, વગેરે

સાંભળી હવે આપની આજ્ઞા પ્રમાણે કરીશ તેમ રાજપુત્રે કહેતાં રાજા તેને વિદાય કરે છે. રાજપુત્ર પિતાની તે શિખામણ યાદ કરતો હોવા છતાં તે પરના દુઃખનો નાશ કરનારની બુદ્ધિવાળો હોવાથી અધિક દ્રવ્યનો વ્યય ફરી કરવા લાગ્યો, તેથી અવજ્ઞાનું સ્થાન થવાથી તે રાજપુત્ર કોઇને કહ્યા વગર રાત્રીને વિષે નગરની બહાર નીકળી ઉત્તરાપથમાં જતાં યમુના નદીના કિનારે રહેલ ગંભીરક ગામમાં એક કુલપુત્રને ઘેર આવીને રહે છે. કુલપુત્ર તેના ઉપર બહુ જ પ્રેમભાવ ધરાવે છે. એક દિવસ કુલપુત્રને કોઇ જાતનો વ્યાધિ ઉત્પન્ન થાય છે, ઉપચાર કરતાં વૈદ્યોએ તે વ્યાધિ નથી પણ આ શાકિનીનો દોષ છે તેમ જણાવે છે. શાકિનીનો દોષ હોય તો તે દોષવાળા મનુષ્યની શું ચેષ્ટા હોય છે તે અહિ આચાર્ય મહારાજ જણાવે છે (પા. ૧૯૩). પછી તેનો ઉપાય કરતાં શાકિની તેને શ્વાસ રહિત કરે છે જેથા તેને મરણ પામેલો જાણી ઘરના માણસો રૂદન કરે છે, કુલપુત્રના શબને પાલખીમાં નાંખી સ્મશાન લઇ જઇ અગ્નિમાં ફેંકે છે. દરમ્યાન રાજપુત્ર હવે શું કરવું તેનો વિચાર કરે છે. તેટલામાં અસ્પષ્ટ સ્વરૂપવાળો કોઇ પુરુષ ત્યાં ભિક્ષા માટે આવે છે. સૌને રોતા જાણી રાજપુત્રને કારણ પૂછતાં તે જણાવે છે. આવનાર પુરુષ કહે છે પુરુષાર્થથી તેનો ઉપાય થઇ શકે તેમ છે, તે એ કે-શાકિનીના દોષથી મરણ પામેલાને દષ્ટિબંધ માત્ર ઉચ્છ્વાસ, જીવ રહિતપણું અને અગ્નિદાહપણું હોય છે, તેથી તે કલેવર સજીવ છતાં તેને જ્યારે અગ્નિમાં નાખે ત્યારે જન રહિત મધ્ય રાત્રિને વિષે શાકિનીઓ મળી તેના વિભાગ કરી ખાય છે, તે વખતે કોઇ મોટા સત્ત્વવાળો પુરુષ તેનો નિગ્રહ કરવા શક્તિમાન થાય તો તે નહિ હણાયેલા મનુષ્યને ફરીવાર જીવાડી શકે છે. તેમ જાણ્યા પછી રાજપુત્ર ખડ્ગ અને ધનુષ્ય લઇ તે ગુપ્ત સ્મશાનમાં પહોંચે છે. દરમ્યાન શાકિનીઓ આવી, માટીના ઢગલાવાળા કુલપુત્રને લાવે છે. જે વખતે રાજપુત્ર ખડ્ગ ખેંચી તું પાપી કયાં જાય છે એમ કહી ઇષ્ટ દેવનું સ્મરણ કરવા જણાવે છે જેથી તે ભય પામી તું કહે તેમ કરવા તૈયાર છું તેમ જણાવતાં કુલપુત્રને જીવતો કરવા રાજપુત્ર તેને જણાવે છે. પછી તે બીજી શાકીનિઓને સમજાવે છે અને સાક્ષાત કુલપુત્ર ત્યાં ઊભો થાય છે અને કુલપુત્રને તેના ઘેર લઇ જાય છે સર્વ આનંદ પામે છે. શાકિનીથી મરેલાની ચેષ્ટા, સ્થિતિ, શું હોય છે, તેનો નિગ્રહ શી રીતે થાય તે કેમ જીવતો થાય વિગેરે હકીકતો સમજવા-અનુભવવા જેવી અહિ ગ્રંથકાર મહારાજ જણાવે છે. વિધાતાનો વિલાસ મનુષ્ય જરા પણ જાણી શકતો નથી તે પણ બતાવવામાં આવેલ છે. (પા. ૧૯૪-૧૯૫.) "**ઉપકારી માણસો દુઃખી માણસોને જોવા છતાં જો ઉપકાર કરવાને શક્તિમાન ન થાય તો જીવવાનું શું ફળ ?**" તેથી જ સજ્જન પુરુષોનું જીવતર જ સફળ મનાય છે વગેરે રાજપુત્ર વિચારે છે. કુલપુત્ર પોતાને જીવિતદાન દેનાર રાજપુત્રના પગમાં પડી પોતાના સર્વસ્વનો ઉપભોગ કરવા અને અનેક રીતે રાજપુત્રની પ્રશંસા કરે છે. હવે ત્યાં કેટલાક દિવસ રહી કહ્યા સિવાય રાજપુત્ર ત્યાંથી નીકળીને **ગર્જનપુર** નગરમાં આવે છે જે વખતે ચૈત્ર માસ ચાલતો હોવાથી ચૈત્ર માસના સૃષ્ટિસૌંદર્યનું વર્ણન અહિં આપવામાં આવે છે. (પા ૧૯૬.) હવે અહિં એક દિવસ ત્યાંના રાજા **વસંતસેનનો** પુત્ર **કુવલયચંદ્ર** કામમંદિરમાં મહોત્સવ હોવાથી ત્યાં આવે છે. અહિં સર્વ મહોત્સવમાં સ્તબ્ધ થયેલા છે તે દરમ્યાન (જે દેવલોકનો દેવ છે અને તેના પૂર્વભવને વિષે જે કુવલયચંદ્ર અને જયમંગલનો પિતા હતો અને તે વખતે ત્રણે જણાએ સાથે દીક્ષા લીધી હતી. ત્યાં મૃત્યુ પામી તે ત્રણ જણા સૌધર્મ કલ્પને વિષે દેવ થયા હતા. તેનો પિતા દીર્ઘાયુષ્યવાળો હતો, અને તે બન્ને મધ્યમ આયુષ્યવાળા દેવ થયા હતા. કોઇ વખતે કેવલી ભગવાને બન્નેને કાંઇક દુર્લભબોધી જણાવ્યા હતા જેથી

જે બન્નેએ તે દેવલોકમાં તેના પિતાને પ્રાર્થના કરી જણાવ્યું હતું કે અહિંથી તમે ફરીથી જન્મ લ્યો તે પહેલાં અમો બન્નેને વીતરાગના ધર્મનો બોધ કરવો તેમ કબૂલ કરાવ્યું હતું.) અહિં દેવલોકમાંથી ચ્યવી જુદા જુદા દૂર દેશમાં રાજાને ત્યાં આ બન્ને પુત્રપણે ઉત્પન્ન થયાં છે તેમ જાણી તેનો પૂર્વ ભવનો પિતા જે દેવ થયેલો છે તે અહિં એક સુભટ થઈ તે બન્નેને બોધિલાભ પ્રાપ્ત કરાવવા આવે છે અને કુવલયચંદ્રને યુદ્ધ કરવા જણાવે છે. ત્યાં યુદ્ધ શરૂ થાય છે. સુભટ દેવ હોવાથી તેના પ્રભાવથી કોઈ સૈનિક કાંઈ કરી શકતો નથી. દરમ્યાન છેવટે દેવમદિરની બહાર જયમંગલ કુવલયચંદ્રનો સહાયક બની તે સુભટ સાથે યુદ્ધ કરે છે. તેથી તે વિચારે છે કે આ માણસ જીવિતની દરકાર નહિં કરતાં મારો ઉપકાર કરે છે, એ શું હશે? વગેરે ઉહાપોહ કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થાય છે, ત્યારે તે સુભટ યુદ્ધનો ત્યાગ કરી, આ ઇષ્ટ સિદ્ધિ થઇ તેમ બોલતો તે સુભટ જયમંગલનો હાથ પકડી કુવલયચંદ્ર પાસે લઇ જાય છે, તેને ચેતના પ્રાપ્ત થતાં હે પુત્રો! હું દેવ છું. તેને પૂર્વભવનો સંબંધ જણાવે છે. આ સાંભળી જયમંગલને પણ જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થાય છે. આથી બન્ને રાજપુત્રો જિનધર્મને વિષે નિશ્ચલ થાય છે, દેવ સ્વસ્થાને જાય છે. બન્ને રાજપુત્રો મહેલમાં આવે છે. રાજા પોતાના પુત્ર ઉપર ઉપકાર કરનારની પ્રશંસા કરે છે અને કુવલયચંદ્રને જયમંગલ કોણ છે તેમ પૂછતાં પોતાના પિતાના કાનમા પૂર્વભવની હકીકત જણાવે છે. ત્યારબાદ રાજાને પણ જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થતાં પોતાનો પૂર્વભવ જણાવતાં કહે છે કે—ગુરુકુળમાં વર્તતાં તમે તપ સંયમનું અનુષ્ઠાન કર્યું હતું ત્યાં જ મેં પણ પ્રવ્રજ્યા ગ્રહણ કરી હતી અને હું દેવગુપ્ત નામનો મુનિ હતો.

હવે એક સમયે રાજા પોતાને સંસાર ત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરવાની ઇચ્છા થતાં બંને રાજપુત્રોને જણાવે છે. તેમને પછી કુવલયચંદ્ર પણ સંસાર ત્યાગ કરવાની ઇચ્છા જણાવે છે. રાજા સામર્થ્યવાન હોવા છતાં રાજ્ય કે કુટુમ્બનો ત્યાગ કરી પ્રવ્રજ્યા લેવી અયોગ્ય છે તેમ જણાવતાં કુવલયચંદ્ર કહે છે કે તેમ હોય તો અમારા ભાઈને જ રાજ્ય અર્પણ કરો. જયમંગલ પણ પૂર્વભવના સંબંધને લઈને રાજ્યને નહિં સ્વીકારતા તે પણ સાથે જ ચારિત્ર લેવાની ઇચ્છા વ્યક્ત કરે છે; છતાં રાજા તેમ કરવા હાલ ના પાડવાથી અને રાજપુત્રોને અડધો અડધ રાજ્ય વ્હેંચી આપી બન્નેનો રાજ્યાભિષેક કરે છે. અને દીક્ષા લેવા માટે ચંપકવન નામના ઉદ્યાનમાં આવે છે જ્યાં અચલસૂરિ પાસે પ્રવ્રજ્યા લે છે.

બન્ને રાજપુત્રો ન્યાયપૂર્વક રાજ્ય ચલાવે છે તેટલામાં એક વખત પ્રતિહારે આવી જણાવ્યું કે— હે દેવ! કૌસંબી નગરીથી વિજયઘોષ રાજાએ મોકલેલા પ્રધાન પુરુષો આપના દર્શનને ઇચ્છે છે. તેઓ આવતાં પોતાના પિતાના તે પ્રધાન પુરુષો જાણી રાજપુત્ર ઊભો થાય છે-માન આપે છે અને તે પુરુષો તેના પિતાએ આપેલો એક ગુપ્ત લેખ તેને આપે છે, જે જયમંગલ વાંચે છે. જેમાં તેમના પિતા પોતાનું આયુષ્ય પૂર્ણ થવા આવ્યું છે, માટે મારુ મુખ જોવું હોય તો જલ્દી આવ. એ પ્રમાણે લેખ વાંચે છે. કુવલયચંદ્ર તેને જલ્દી જવાને જણાવે છે. રિયાસત અને સામગ્રી સાથે જયમંગળ ત્યાંથી વિદાય થઇ કૌશંબીપુરીએ આવતાં મહોત્સવપૂર્વક તેનો પિતા તેને પ્રવેશ કરાવે છે ઉચિત સમયે રાજાએ તેને બોલાવી રાજ્ય અંગીકાર કરવાનું તેને કહે છે અને પોતાનું જીવિત માત્ર સાત રાત્રિ સુધી છે જેથી અર્હદ્દત્ત ગણી પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી આરાધના કરવા જણાવવાથી જયમંગળ શોકાતુર થાય છે, જે વખતે રાજ્યના પ્રધાન પુરુષો શુકન તરીકે

સુવર્ણ કળશના મુખમાંથી તીર્થજળનો પ્રવાહ કુંવરના મસ્તકે ઢોળે છે. રાજ્ય કેમ સંભાળવું તે માટે ઉપદેશ આપી સર્વને ખમાવી વિજયઘોષ અર્હદ્દત્તગણી પાસે સંજમ લે છે. નિરતિચારપણે ચારિત્ર પાળી સમાધિપૂર્વક મૃત્યુ પામી સર્વાર્થસિદ્ધિને વિષે દેવપણે ઉત્પન્ન થાય છે. અહિં જયમંગળ રાજ્યનો વિસ્તાર કરવાપૂર્વક ચલાવતો જોઈ તેની ઓરમાન માતા પદ્માવતી પોતાના પુત્ર જયશેખરને સ્વપ્નામાં પણ રાજ્યલક્ષ્મીનો લાભ અસંભવિત છે એમ વિચારતી જયમંગળને વિષ આપી મારી નાખવાનો ઉપાય ચિંતવવા લાગે છે. જયમંગળ પણ સંસારની અનિત્યતા રાજ્યને દોરડારૂપી બંધનવાળું વગેરે અસ્થિર સંસારના ભાવને વિચારતો રાજ્ય ચલાવે છે અને જયશેખરને યુવરાજપદે સ્થાપન કરે છે. દુષ્ટ સ્ત્રીઓ શું શું નથી કરતી? તેવા અનેક દાખલાઓ કથાનુયોગમાં જોવાય છે. હવે એક દિવસ રાજા વિજયયાત્રા માટે જાય છે, તેની ઓરમાન માતા કપટવડે તેની સાથે જાય છે. રસ્તામાં યમુના નદીના કાંઠે સૈન્યે પડાવ નાખ્યો છે. ત્યાં તેની ઓરમાન માતા આવે છે અને પોતાના પુત્રને મોટો વ્યાધિ થયો છે તે સાંભળી, ભાવિ અનર્થ થવાનો છે તે નહિં જાણતાં રાજા તરત જ તેના આવાસમાં આવે છે. જ્યાં તેની માતાએ તે વખતે ઉગ્ર વિષ મિશ્રિત એક પાનનું બીડું રાજાને આપે છે. રાજા ખાય છે, થોડીવારમાં તે અચેતન થઈ ભૂમિ ઉપર પડી જાય છે. પછી તેણી તેને પોટકામાં બાંધી મધ્ય રાત્રિને વિષે યમુના નદીના જળના પ્રવાહમાં વહેતું મૂકે છે. અહિં ચારિત્રકર્ત્તા મહારાજ આવી દુષ્ટ સ્ત્રીઓ કેવી હોય છે ! તે દુષ્ટ કામો કેવા કેવા કરે છે, અને પરોપકારી ગુણી પુરુષોને કેવી આપત્તિઓમાં નાખે છે. કુલ, શીલ, અપયશ કે ઉપકારને પણ ગણતી નથી વગેરેનું યથારિથત વર્ણન કરે છે (પા. ૨૦૩.) હવે જયમંગલ યમુનાના જળના મોજાં વચ્ચે અથડાતો, જળના સિંચનથી તેનો વિષવિકાર નાશ પામતાં દૂર દેશના કાંઠાના પ્રદેશમાં આવે છે. ત્યાં શું આ સ્વપ્ન છે, બુદ્ધિનો ભ્રમ છે, અહિં કયાંથી ! એમ વિચારતાં એક પહોર દિવસ થતાં તે વખતે તે નદીના કાંઠે ગંભીરક નામના ગામમાંથી પૂર્વે જણાવેલ કુલપુત્ર તે નદી ઉપર આવે છે. ત્યાં દેવગુરુનું સ્મરણ કરી નદીમાં જેટલામાં તે પાણી પીવા આવે છે તેટલામાં પોટકામાં બાંધેલી કાંઇ વસ્તુ દેખી ત્યાં પાસે જઇ પોટકું છોડી જુએ છે તો એક મનુષ્યને જુએ છે અને તેને હાથવડે ખેંચી પાણીમાંથી બહાર કાઢી પોતાના ઘેર લઈ જાય છે. ત્યાં સ્નાન કરાવી, વસ્ત્રો આપી, ભોજન કરાવે છે અને બીજે દિવસે તું કોણ છે; નદીમાં પડવું કેમ થયું ? એમ પૂછે છે એટલે જયમંગલ તેને ઓળખે છે. તે કુલપુત્ર પોતાને ઓળખતો નથી, જેથી તે ઠીક છે એમ વિચારી કુલપુત્રને કહે છે કે-હું રાજસેવક છું. એક દુષ્ટ મનવાળા માણસે મને આ પ્રમાણે બાંધીને નદીમાં નાખ્યો હતો. તેનું દુઃખ સાંભળી રાજા કહે છે કે-હે ભદ્ર ! વિધાતાના દુષ્ટ વિલાસના વિષયમાં કોણ નથી આવ્યો. તે તેને સંભળાવતાં એક એક ઇંદ્રિયોના વિષયમાં લુબ્ધ પ્રાણીયો અને સૂર્ય, ચંદ્ર વગેરે રાહુની પીડા વગેરે આપત્તિમાં પડે છે વગેરે સાંભળી કુલપુત્ર કહે છે કે-હું પણ એક વખત મોટા આપત્તિ-સમુદ્રમાં પડ્યો હતો; પરંતુ એક પરોપકારી રાજપુત્રે મને ઉગાર્યો હતો તેમ કહેતાં જયમંગળ કહે છે કે-તે તારો ઉપગારી કોણ હતો ? તેમ પૂછતાં કુલપુત્રે કહ્યું કે-અનેક વખત પૂછ્યા છતાં તેણે પોતાનું સ્વરૂપ કહ્યું નહિં. એથી રાજપુત્ર વિચારે છે કે હજુ પણ શુભ કર્મના લેશવડે તે હજી પણ મને ઓળખતો નથી. આ વખતે શહેરમાં સૈન્ય આવતાં, તેના સેનાપતિ આવા સ્વરૂપવાળો પુરુષ અહિં આવ્યો છે ? એમ પૂછતાં પોતાને ઘેર આવેલો જણાવતાં ત્યાં આવતાં જયમંગલ રાજાને તે જુએ છે અને સર્વ તેને નમે છે. પછી જયમંગલ હું અહિં આવ્યો અને રહ્યો છું તે શી રીતે જાણ્યું ? તેમ પૂછતાં તેઓ જણાવે છે કે "તમે રાત્રિના સહાય વગર જયશેખરને જોવા અપરમાતાને

ત્યાં ગયા પછી તેણીને પૂજતાં તે કહે છે કે—મારા પુત્રને જોઈ તરત જ રાજા ચાલ્યા ગયા છે. આપને ત્યાં નહિ જોવાથી સર્વ શોકાધિન થયા. દરમ્યાન ત્યાં એક ચૂડામણિ શાસ્ત્રનો જાણ એક પુરુષ ત્યાં આવ્યો. તેને પૂછતાં ગંભીરક ગામમાં છે તે જાણી અમો અહિં આવ્યા છીએ. પછી કુલપુત્રની પૂજા કરી, અશ્વ ઉપર સ્વાર થઈને તેના શહેરમાં આવે છે તે જાણી સપત્ની માતા ત્યાંથી નાસી જાય છે; તેનો પુત્ર જયશેખર ત્યાં જ રહે છે.

હવે માતાના આ જાતના દુષ્ટ વિલાસો જાણી તેનું મન વૈરાગ્ય તરફ વળે છે. દરમ્યાન પ્રતિહારી આવી જણાવે છે કે-ભગવાન પૂજ્ય સમંતભદ્રસૂરિ મહારાજ સહસ્રામ્ર વનને વિષે પધાર્યા છે, તે જાણી રાજા સૂરિમહારાજ પાસે આવી સૂરિમહારાજને ભક્તિપૂર્વક વાંદે છે સૂરિમહારાજ રાજાને કહે છે કે-શું તારા મનમાં સંસારની અનિત્યતા કાંઇ સ્ફુરાયમાન થઇ છે? રાજા કહે છે કે—હે પ્રભુ! મારા જેવા ભવાભિનંદિને આવી પ્રવૃત્તિ કેમ સંભવે? માટે ધર્મોપદેશ આપવાવડે મારા ઉપર કૃપા કરો. સૂરિમહારાજ ત્યા મોક્ષરૂપ મહાફળને આપનાર સાધુધર્મ તેને જણાવે છે. વિષય, કષાય, વગેરેથી આસક્ત થયેલાનું અનંત દુઃસ્થિતપણું કેવું છે વગેરે બોધ સાંભળી ત્યાં રાજાનું મન વૈરાગ્ય પામે છે. પછી જયશેખરને ગાદી ઉપર બેસારી સર્વની સંમતિ લઇ ખમાવી, સૂરિમહારાજ પાસે જયમંગલ રાજા દીક્ષા ગ્રહણ કરે છે. સંજમને રૂડી રીતે પાળતાં, વિહાર કરતાં તે મુનિ ગર્જનપુર આવી ત્યાંના ચંપક નામના ઉદ્યાનમાં આવે છે, જ્યાં કુવલયચંદ્ર રાજા ત્યાં આવી વિધિપૂર્વક વંદના કરી વિનંતિ કરતાં જણાવે છે કે હે ભગવાન! આપને શું અયોગ્ય હતું કે—મને ત્યાગ કરીને પ્રવજ્યા અંગીકાર કરીને આ પ્રમાણે વિચરવા લાગ્યા. આપે મને પ્રથમથી જ કહ્યું હોત તો સાથે જ દીક્ષા ગ્રહણ કરીને સુગુરુ પાસે રહીને નિર્મળ ધર્મ કરત જેથી અમે હવે કોને શરણે જઈએ. હાલ અમને મોટું ચારિત્રાવરણ કર્મ છે. હવે મને મૂકીને પ્રવજ્યા આપ્યા વિના તમે જશો નહિ. વગેરે પ્રકારે વિનંતિ કર્યા પછી જયમંગળ રાજર્ષિએ કહ્યું કે—હવે તું પણ ઉદ્યમ કર. એમ સાંભળી વાંદી રાજા પોતાના ઘેર આવી તેના જમાલી નામના મોટા પુત્રને રાજ્ય આપી જયમંગલ મુનિ પાસે પ્રવજ્યા ગ્રહણ કરે છે. બન્ને મુનિયો વિહાર કરતાં કરતાં હસ્તિનાપુરમાં આવે છે. જ્યાં વેદની કર્મના ઉદયને લીધે કુવલયચંદ્રને એકી વખતે જ્વરાદિક રોગો ઉત્પન્ન થવાથી અને આવશ્યાદિક નિત્ય કર્મ કરવામાં અસમર્થ થાય છે, તેથી વિચારે છે કે—આ શરીર ક્ષણભંગુર છે અને સંયમ યોગની વૃદ્ધિ માટે આ શરીરનું પોષણ કરાય છે પણ જો તેનાથી ધર્મરૂપી અર્થ ન સધાતો હોય તો શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે તેનો ત્યાગ કરવો જોઇએ એમ વિચારી શ્રી સંઘ સમસ્ત સિદ્ધોને નમસ્કાર કરી ચારે પ્રકારના આહારનો ત્યાગ કરે છે અને પંચ નમસ્કાર મંત્રનું આરાધન કરતા, કાળ કરી અચ્યુત દેવલોકમાં દેવ થાય છે. પછી જયમંગલ મુનિ ઉગ્ર તપસ્યા કરતા, એકાંતમાં દુષ્કર પ્રતિમાને ધારણ કરે છે, જ્યાં તે તેમની ઓરમાન માતા જે ત્યાંથી ભાગી તાપસી થયેલી તે મરણ પામી વ્યંતરી થયેલી જે ત્યાં વિભંગ જ્ઞાનવડે પ્રતિમાને ધારણ કરી રહેલા તે જયમંગલ મુનિને જાણી અનેક પ્રકારના ઉપસર્ગો કરે છે. જયમંગલ મુનિનો આ વ્યતિકર જાણી કુવલયચંદ્ર દેવ અચ્યુત કલ્પથી ત્યાં આવી તે દુષ્ટ વ્યંતરીને કાઢી મૂકે છે અને ત્રણ પ્રદક્ષિણા કરવાપૂર્વક તે મુનિના ચરણકમલને વિષે પડે છે. મુનિ પણ સવાર થયે કાયોત્સર્ગ પારી ઉચિત સ્થાને બેસે છે. તેને સાધુ કહે છે કે—હે ભદ્ર! તમે કોણ છો અથવા મેં પૂર્વભવે કરેલાં દુષ્કૃતને ખપાવવામાં ખરેખર સહાયકારી હતી તેને તેં કેમ કાઢી મૂકી?" દેવ કહે છે કે—હે ગુરુદેવ! ઉત્તમ ચારિત્રવડે ત્રણ ભુવનને પવિત્ર કરનારા, શત્રુ મિત્રને સરખા ગણનારા તમારા જેવાને આવા પ્રકારના ઉપસર્ગો કરવાથી તે બિચારી દુરંત સંસારરૂપી ભયંકર મોટા તીક્ષ્ણ દુઃખોનું સ્થાનરૂપ ન

આઓ એમ ધારી મેં કાઢી મૂકી છે; પછી મુનિના પૂછવાથી દેવ પોતાનો પૂર્વ વૃત્તાંત જણાવે છે, પછી મુનિને વાંદી સ્વસ્થાને જાય છે.

સાધુ પોતાનો અંતસમય જાણી સમેતશિખર પર્વત ઉપર જઇ ત્યાં સમાધિપૂર્વક કાળ કરી જયંતવિમાનમાં એકત્રીશ સાગરોપમના આયુષ્યવાળા દેવ થાય છે, ત્યાંથી ચ્યવી આ જંબૂદ્વીપના દક્ષિણ ભરતાર્ધના **ક્ષેમપુરી** નગરના **ધનંજય** નામના સામંતની **લીલાવતી** નામની ભાર્યાના ગર્ભમાં શુભ સ્વપ્ને સૂચિત પુત્રપણે અવતરે છે અને તેનું **શુભદત્ત** નામ પાડે છે. અનુક્રમે યુવાવસ્થા પામતાં તે પરણે છે અને સંભૂત મુનિ પાસે ગૃહીધર્મ અંગીકાર કરે છે. માતપિતા પરલોક પામ્યા પછી સંસારના અસ્થિરપણાને વિચારતો, કેટલાક મિત્રો સાથે કહ્યા વગર પોતાના નગરની બહાર જાય છે. આશ્રમપદની પાસે આવતાં કેવલજ્ઞાનનો મહિમા કરવા આવેલા દેવોને આકાશથી આવતાં અને દુંદુભિના શબ્દો સાંભળી તે શું છે તે જાણી, સંસારનો વૈરાગ્ય પામી અહિં આવે છે અને પૂર્વના નિર્મળ મતિ અને શ્રુત જ્ઞાનવડે વગર વિલંબે ચૌદપૂર્વ તેણે રચ્યા તેથી તે મહાત્મા પહેલા ગણધરની પદવીને પ્રાપ્ત થયા. આ પ્રમાણે ભુવનનાથ શ્રી પાર્શ્વનાથ પ્રભુએ પ્રથમ ગણધરનું વૃત્તાંત જણાવી હવે બીજા ગણધરના પૂર્વભવનું વર્ણન કરે છે.

---

## બીજા ગણધર આર્યઘોષના પૂર્વભવનું વૃત્તાંત.

આ જંબૂદ્વીપના ઐરાવત ક્ષેત્રને વિષે **શ્વેતપુર** નામના નગરના **ક્ષેત્રપાલ** નામના રાજાને **કમલાવતી** નામની ભાર્યા છે. તેને પુત્ર કે પુત્રી કાંઇ પણ નહિં હોવાથી મંત્રતંત્રના જાણવાવાળાને પૂછયા કરે છે તે રાજ્યના સીમાડે રહેલ **નિર્ભયનગર**ના રાજા દેવસેનની સાથે યુદ્ધ કરતો હતો, રાજા દેવસેન તેવા પ્રકારની સામગ્રીના અભાવને લીધે તેની સાથે યુદ્ધ કરવા અસમર્થ હોવાથી મુંઝાય છે, દરમ્યાન ત્યાં દ્રોણ નામના યોદ્ધાના સમૂહના નાયક જણાવે કે–મને આજ્ઞા આપો તો છ માસમાં તેનો નિગ્રહ કરીશ, રાજાએ આજ્ઞા આપવાથી તે નગરની બહાર નીકળી શ્વેતપુર તરફ ચાલતાં તેને એક કાપાલિક મળે છે. તે કયાં જાય છે તેમ પૂછતાં શ્વેતપુરના રાજાને પુત્ર નથી અને તેનો પ્રયોગ હું જાણું છું તેથી ત્યાં જાઉં છું. પછી દ્રોણ પોતે કયાં જાય છે તે કાપાલિક જાણી પોતાનો અન્ય કોઈ દુષ્ટ હેતુ પાર પાડવાનો સુવર્ણસિદ્ધિ પ્રાપ્ત કરવાનો હેતુ અને તે શી રીતે પાર પડે તે જણાવે છે ( લોભીયાં હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે ). પછી તેઓ બન્ને **કુશસ્થલ** નગરમાં આવે છે. ત્યાં એક જીર્ણ દેવકુળમાં રહે છે. કાળી ચૌદશ આવતાં કાપાલિકના કહેવા પ્રમાણે એક મૃતક રોગવડે અચેત મુડદા જેવા પુરુષને શોધી લાવી સ્મશાનમાં અડધી રાત્રિએ આવી એક જગ્યાએ મંડલ આલેખી, મડાને સ્નાન વિલેપન કરાવી, તે મંડળમાં સ્થાપે છે. જમણી બાજુ ખડ્ગ મૂકી તેના પગના તળિયાનું મર્દન કરવાનું દ્રોણને સોંપી અને સર્વ દિશામાં બલિદાન નાંખી મોટા પ્રબંધવડે મંત્રનું સ્મરણ કાપાલિક કરવા લાગે છે. ચંદન, વિલેપન વગેરે કરવાવડે શીતલતાને પામવાથી કંઈ ચેતના પામેલો તે પુરુષ મનમાં વિચારવા લાગ્યો કે–મને કેમ અહિં સુવાડ્યો, આ ખડ્ગ મારા હાથમાં કેમ ? વગેરે વિચારે છે. તે વખતે કાપાલિક વિશેષ ધ્યાન લીન થયેલો જોઇ તે સૂતેલો પુરુષ પોતાના વિનાશનો જ નિશ્ચય જાણી ઊઠી ખડ્ગ લઇ પ્રથમ દ્રોણના ઉપર તે વડે ઘાત કરે છે, જે જોઇ કાપાલિક ત્યાંથી નાસી જાય છે. તે પુરુષ ત્યાંથી વિદાય થાય છે અને પ્રભાતમાં કાપાલિક ત્યાં આવ્યો અને દ્રોણને

આળોટતો ત્યાં આવેલા બીજા લોકો સાથે જુએ છે. ત્યાં આવેલા લોકો દ્રોણને પોતાને ઘેર લઈ જઈ તેની સારવાર કરી તેને સાજો કરે છે. તે વખતે દ્રોણ વૈરાગ્ય પામે છે અને વિધિના ખેલનો વિચાર કરે છે કે મનુષ્ય ધારે છે કાંઈ, દૈવ કરે છે બીજું. મેં પ્રથમ તે રાજાને વશ કરી હણવાનો વિચાર કરેલો પરંતુ તે મારા ઉપર જ આવી પડયું જેથી થોડા જીવિતને માટે પરનો દ્રોહ કરવો તે મોટું પાપ છે." **અર્થનો નાશ થાય, અગ્નિમાં પ્રવેશ કરવો, પર્વતના શિખરેથી પડવું, સર્પના રાફડા પાસે રહેવું, અને દુઃસહ વિષનું ભક્ષણ કરવું, શત્રુના ઘેર વસવું તથા અતિ ઉગ્ર કેસરીસિંહના બાલકરૂપી શય્યા વિષે સૂવું એ બધું સારું; પરંતુ પ્રત્યક્ષ અને પરોક્ષ મોટા અનર્થના અને ઘણા દુઃખના કારણરૂપ બીજાને મારવાનો સંકલ્પ કરવો તે સારું નથી.** આવું જેણે જીવનમાં ન કર્યું હોય તેનું જ જીવન ધન્ય છે. બીજાને દુઃખ આપવાથી આપણને દુઃખ, બીજાને સુખ આપવાથી આપણને સુખ પ્રાપ્ત થાય છે. એમ શાસ્ત્રો કહે છે. મનુષ્યોએ વિચારવાનું છે કે 'ખાડો ખોદે તે પડે' તે કહેવત પ્રમાણે કોઈનું મન, વાણી અને કાયાથી ખરાબ ચિંતવતા પોતાનું જ ખરાબ થાય છે તે આ દ્રોણના દૃષ્ટાંત અને વર્તમાન વ્યવહારમાં પણ આપણે તેવા જ વિધિના વિચિત્ર ખેલ જોઈએ છીએ, માટે કોઈનું ખરાબ કરતા કે ચિંતવતા, મોહ તથા લોભને વશ ન થતા, કર્મનું સ્વરૂપ સમજી, વિચારી, ધર્મદૃષ્ટિ ઉપર નજર કરવી. પછી દ્રોણ કાપાલિક પાસે રજા માગતાં કાપાલિકે કેટલેક સુધી પોતાની સાથે આવવા જણાવે છે પણ લોભના ઉત્કટપણાએ કરી, હજી પણ વેદનીય કર્મનું કાંઈ ઉદયપણું હોવાથી, તથા કોઈ પ્રકારનો ભાવી અનર્થ થવાનો હોવાથી અને કાપાલિકના દુષ્ટ અભિપ્રાયને નહિં જાણતો તે કાપાલિકની સાથે દ્રોણ જાય છે. એક યોજન ગયા બાદ એક ઉદ્યાનમાં ચંડિકાનું મંદિર જુએ છે, ત્યાં વિશ્રાંતિ કરી દ્રોણને કહે છે કે–આ નજીકમાં દેખાતા સાલીવૃક્ષની સમિપે ત્રણ હાથ નીચે પાંચ લાખ દિનાર નિધાન છે તે લઈ પછી તું તારે ઘેર જા ત્યાં દિગ્દેવતાનું પૂજન, બલિદાન કરવામાં આવે છે. કાપાલિક ચંડિકા દેવીનું સ્મરણ કરી દ્રોણને ખાડામાં ઉતારે છે પછી તેમાંથી દ્રોણ બહાર નીકળવા જાય છે ત્યાં તેને મારવા માટે ધૂળના સમૂહવડે કાપાલિક દાટી દેવા પ્રયત્ન કરે છે. પોતાના મરણનો નિશ્ચય જાણી દ્રોણ મોટેથી રુદન કરે છે, દરમ્યાન ત્યાં ભાગ્યોદયે એક **શિવાદિત્ય** નામનો સાર્થવાહ આવી ચડે છે. અને રુદન સાંભળતા ખડ્ગ સાથે પોતાના માણસો ત્યાં મોકલે છે, તે જોઈ કાપાલિક ત્યાંથી નાસી જાય છે. દ્રોણને પૂછતાં તે સાર્થવાહને પૂર્ણ વૃત્તાંત જણાવે છે. પછી સાર્થવાહ દ્રોણને તું ક્યાં જાય છે તેમ પૂછતાં દ્રોણ સર્વ સાચી હકીકત જણાવે છે. સાર્થવાહ કહે છે કે–જો તારે પ્રિયનું કામ હોય તો બીજા જીવનું પોતાના જીવિતની જેમ રક્ષણ કરવું. આ ભવમાં જે અશુભ થાય છે તે જીવહિંસાથી ઉત્પન્ન થયેલ પાપનો દુર્વિલાસ છે. હવે મારી સાથે ચાલ. તેથી તે સાર્થવાહ સાથે **કાંચીપુરી** તરફ જાય છે. રસ્તામાં દિવ્યયોગે રાજપુર નગરના રાજા **સમુદ્રદત્તે** દીક્ષા લીધેલી હતી તે પોતાના સાધુસમુદાયથી છૂટા પડીને ચાલતા માર્ગમાં તૃષા અને ક્ષુધાથી ખેદ પામતાં, નિર્દોષ અન્ન, પાણી નહિં મળવાથી પંચ નમસ્કારનું સ્મરણ કરતાં મૂર્ચ્છાવડે બંધ થયેલા નેત્રવાળા તે વટવૃક્ષ નીચે પડી ગયેલા; તે વખતે વૃદ્ધિ પામતી દયાવાળા દ્રોણે તેમને જોઈ કોઈ ઠેકાણેથી પાણી લાવી તે મુનિને પાતાં તેના નેત્રકમળ ઉઘડ્યા. શરીરનો સંતાપ કાંઈક શાંત થતાં "જળના જીવની વિરાધના આજે મારે થઈ" એમ વિચારી મુનિ દ્રોણને કહે છે કે તેં શા માટે જળનો ઉપચાર કર્યો? આવા પ્રકારના શરીર માટે આ અકાર્ય કેમ? પાપરહિત મરણ પણ ઉત્સવરૂપ છે. પછી દ્રોણ અહિં જીવની વિરાધના શી રીતે થઈ? તેમ પૂછતાં પાંચ પ્રકારના એકેન્દ્રિય આદિ ઘણાં પ્રકારના જીવો જિનેશ્વરે કહ્યાં છે. અહિં મુનિશ્રી જળચર, સ્થળચર વગેરે જીવોનું સ્વરૂપ જણાવે છે. તે સર્વનું રક્ષણ પોતાના જીવિતની જેમ તપસ્વીએ સદાય કરવું

જોઇએ. અને સર્વ ધર્મની ચેષ્ટાને વિષે જીવરક્ષા જ શ્રેષ્ઠ કહેવાય છે. હવે મારા મુખને વિષે સચિત્ત પાણી જે તેં નાખ્યું તે મને પીડા કરે છે કે વગેરે જણાવવાથી તે સાંભળી દ્રોણને સંવેગનો આવેગ ઉત્પન્ન થતાં મુનિને કહે છે કે-આવું પ્રાણી પરત્વેનું અહિંસાનું સ્વરૂપ છે તો પૃથ્વીકાય વગેરે જીવોના ઘાતમાં પ્રવર્તેલા અમારા જેવા જીવો આ સંસારથી શી રીતે તરી શકશે? મુનિ જણાવે છે કે જો તું સંતાપ પામતો હોય, મોક્ષપદને ઇચ્છતો હોય તો કુદેવ, કુગુરુ, કુધર્મનો ત્યાગ કરી, અઢાર દોષ રહિત જિનેશ્વરના દસ પ્રકારના ધર્મમાં એકાગ્ર ચિત્તવાળો મુનિ થા. તે સર્વ પ્રાણીઓની રક્ષા કરનારો ક્ષાંતિ સાર વાળો ધર્મ છે. એને અંગીકાર કરી નિત્ય જીવદયા પાળવાથી તું અપાર સંસાર તરી જઇશ. મુનિશ્રી સંસારનું, ધર્મનું સ્વરૂપ અને મુનિધર્મ સમજાવે છે. (પા. ૨૧૬-પા ૨૧૭) જે મનન કરવા જેવું છે. આ સાંભળી દ્રોણ કહે છે કે-મારા કુટુમ્બની સારવાર-સંભાળ બરાબર કરી હું આપની પાસે આપના ચરણકમળમાં ચારિત્ર લેવા ઇચ્છું છું. પછી મુનિશ્રી પાસેથી બાર વ્રતનું સ્વરૂપ જાણી મુનિશ્રી પાસે ગૃહીધર્મ અંગીકાર કરી, ધર્મનું અનેક રીતે આરાધન કરવા લાગ્યો. પછી મુનિને કહે છે કે-મેં તમારું કાંઇપણ અનુચિત કર્યું હોય તો તે ખમાવું છું. પછી મુનિશ્રી વિહાર કરી દ્રવિડ દેશમાં જવા ચાલે છે. ત્યારે તે અને સાર્થવાહ બંને અશ્રુવડે અવિનય થયો હોય તો મુનિશ્રીની ફરી ક્ષમા માગે છે. પછી સાર્થવાહ સાથે ચારિત્રની ભાવના ભાવતા બન્ને જણાં અલંદ નગરમાં આવે છે. ત્યાં દ્રોણને લેવડદેવડનું કામ સોંપીને સાર્થવાહ કાંચી નગરમાં જાય છે. એક દિવસ કોઇ ધૂર્ત અલંદ નગરમાં આવે છે અને દ્રોણની પાસે પાંચ મુદ્રિકા વેચવા લાવે છે અને તેનું પાંચ હજારનું મૂલ્ય આપી દ્રોણ તે ખરીદી લે છે. પછી સાર્થવાહ આવતાં તે જણાવવાથી સાર્થવાહે તેની પરીક્ષા કરતાં તે બનાવટી નીલમણી જણાવતાં-દ્રોણને સાર્થવાહે કહ્યું કે-" આ ખોટી છે, તને કોઇ છેતરી ગયો છે." તે જાણી દ્રોણ શોકાતુર થાય છે અને વિચારવા લાગ્યો કે-હવે સાર્થવાહનું ધન હું હારી ગયો તે મારે શી રીતે પ્રાપ્ત કરવું? વગેરે વ્યાકુલતા જોઇ સાર્થવાહ તેને શાંત કરે છે અને કહે છે કે-વ્યાપારમાં લાભ નુકસાન સમાયેલ છે માટે તારે ખેદ ન કરવો. આમ કહ્યા છતાં ચિત્તમાં શાંતિ ન થવાથી એક દિવસ સાર્થવાહને જણાવ્યા સિવાય રાત્રિને વિષે દ્રોણ નગરથી નીકળી જઇ ઉત્તરાપથમાં તે ધૂર્તને શોધવા જતાં રસ્તામાં એક બ્રાહ્મણ તેને મળે છે, તેની સાથે તેઓ શંખપુર જાય છે. જ્યાં બ્રાહ્મણ માંદો પડે છે. તેની દ્રોણે સારવાર કરી અને તે સાજો થતાં દ્રોણને તે ઉપકારના બદલામાં બે મંત્રો-એક તાવના નાશનો અને બીજો વિષનો નાશ કરનાર આપે છે, તે તેને સાધે છે. પછી આ બ્રાહ્મણ મથુરા નગરી તરફ જાય છે અને દ્રોણ ગજપુર નગરમાં આવે છે જ્યાં રાજાના પુત્રને છ માસ થયાં જ્વર આવતો હતો, આરામ નહિં થવાથી તે જળમાં પડીને આપઘાત કરવાનો વિચાર કરતો હતો જેથી તેને આરામ કરનારને રાજા મોટો પ્રસાદ આપશે તેવી રાજાએ કરાવેલી ઘોષણા સાંભળી દ્રોણ ત્યાં જઇ મંત્રવડે રાજપુત્રના જ્વરનો નાશ કરે છે. દ્રોણે પોતાનો પૂર્વ વૃતાંત જણાવતાં રાજા તેને પાંચ હજાર દીનાર આપે છે. હવે દ્રોણ કોલ્લપુર નગર આવે છે જ્યાં તે ધૂર્તને મુનિના વેશે જુએ છે. તેને જોઇ હાથ જોડી દ્રોણ તેને કહે છે કે-કાંચીપુરીમાં મેં જે જોયા તે તમે જ છો. તેણે હા કહી પોતાને પુષ્પાવતંસક ઉદ્યાનમાં મળવા દ્રોણને જણાવી, કહે છે કે-તને છેતરીને ચાલ્યા બાદ મને વાણારસીના ઠગો મળ્યા. તેમણે મને કુગ્રામમાં રાખ્યો અને મારું સર્વસ્વ ગ્રહણ કરી નાસી ગયા. તને છેતરવા માટે મને પશ્ચાત્તાપ થવા લાગ્યો અને પ્રાણનો ત્યાગ કરવા વિચાર કરતો હતો ત્યાં વજ્રરોહણ નામના તપસ્વીએ મને જોઇ આપઘાત કરવાથી નરકના દુઃખો ભોગવવા પડે છે વગેરે ઉપદેશ આપવાથી મને વૈરાગ્ય થતાં તે મહામુનિને વિનંતિ કરવાથી મને દીક્ષા આપી છે. પછી મુનિ દ્રોણની ક્ષમા માગે છે. પછી દ્રોણ કાંચીપુરીમાં આવે છે અને સાર્થવાહને દ્રોણ પાંચ હજાર દિનાર આપે છે.

એક દિવસ તે બન્ને જણાં રસ્તામાં ચાલ્યા જાય છે ત્યાં અવળા ગધેડા પર બેસાડેલ રાજાના માણસો વધ માટે લઇ જતાં એક કાપાલિક કે જે દ્રોણનું બલીદાન દેતો હતો તેને લઈ જતા જોઈ દુષ્કર્મના વિલાસનો દ્રોણ વિચાર કરે છે. કેટલાક દિવસે દ્રોણ પોતાને ઘેર જતાં ભુંભવન નામના નગરમાં પ્રવેશ કરે છે. ત્યાં ગુણંધર નામના સૂરિને જોઇ વંદન કરે છે જ્યાં તે આચાર્ય મહારાજનાં **સુપ્રભ** નામના તપસ્વી શિષ્યને રાત્રિના વિષે સર્પ કરડે છે તેના મંત્ર-તંત્રાદિવડે અનેક ઉપચારો કર્યા છતાં ઝેર ઉતરતું નથી ત્યાં દ્રોણ તેનું ઝેર ઉતારે છે અને શિષ્યને જાતિસ્મરણજ્ઞાન થાય છે અને જણાવે છે કે પૂર્વભવે આપણે બંને ભાઇઓ હતા અને ચારિત્ર લઇ પછી દેવલોક ગયા હતા. સાધુ કહે છે કે-તને દેખવાથી પૂર્વજન્મનું મને સ્મરણ થયું છે. અત્યારે તને જોવાથી મને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. આ સાંભળી દ્રોણને જાતિસ્મરણ ઉત્પન્ન થાય છે અને મુનિશ્રીને સંયમ લેવાનો પોતાનો વિચાર જણાવતાં સૂરિમહારાજ તેને સંસારની અસ્થિરતા, અશરણતા, વિષય, કષાય, પ્રમાદ, રાગદ્વેષ, મોહના વિપાકનું સ્વરૂપ તેને સંભળાવે છે. જે સંક્ષિપ્તમાં આચાર્ય મહારાજ અહિંજણાવે છે તે વાંચવા જેવું છે. ( પા૦ ૨૨૬ ) તે સાંભળી દ્રોણ ત્યાં દીક્ષા અંગીકાર કરે છે. તપ વગેરે અનુષ્ઠાનોવડે ચારિત્ર પાળે છે. એક દિવસ ગુરુશ્રી વ્યાખ્યાન શરૂ કરે છે. દરમ્યાન એક પુરુષ નિર્ભયપુરમાંથી ત્યાં આવે છે. વ્યાખ્યાન પૂર્ણ થયા પછી દ્રોણ તેને પૂછે છે કે-મારા સંસારીજનોની શી સ્થિતિ છે? તે જણાવે છે કે-તમારી સ્ત્રી મરણ પામી છે. મોટો પુત્ર વ્યસનાદિકમાં પડવાથી રાજાએ તેને કેદખાનામાં નાખ્યો છે. અહિં દ્રોણ કર્મના વિપાકનો વિચાર કરે છે અને ગુરુ આજ્ઞાવડે કેટલાએક મુનિઓ સાથે પોતાના પુત્રને પ્રતિબોધ કરવા નિર્ભયપુર આવે છે. ત્યાંનો રાજા ત્યાં આવી વાંદી ઉચિત સ્થાને બેસી દ્રોણ મુનિને પૂછતાં પ્રારંભથી અત્યાર સુધી શું થયું તે જણાવે છે. રાજાને વૈરાગ્ય પ્રાપ્ત થતાં કર્મનું સ્વરૂપ સાંભળ દ્રોણ મુનિના વખાણ કરે છે. પછી તેનો નાનો પુત્ર ત્યાં આવે છે. તેને ઉપદેશ આપી દ્રોણ દીક્ષા આપે છે. પછી સંજમ બરાબર પાળી મૃત્યુ પામી, દ્રોણ પ્રથમ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થાય છે. ત્યાંથી ચ્યવી આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં **મગધ** દેશમાં રાજગૃહી નગરીમાં રાજાના અમાત્યના પુત્રપણે જન્મે છે. ત્યાં તેનું આર્યઘોષ નામ પાડે છે ત્યાં સ્ત્રીના પરિગ્રહને નહિં કરતો કેટલાક વખત સુધી સારા સાધુઓની સેવામાં રહી હમણાં જ પ્રવ્રજ્યા લેવાને ઇચ્છતો તેના મિત્રો સાથે અહિં આવી મારી પાસે દીક્ષા ગ્રહણ કરી છે. આ પ્રમાણે બીજા ગણધરનો વૃત્તાંત શ્રી પાર્શ્વનાથ ભગવંતે જણાવ્યા પછી હવે દેવાધિદેવ ત્રીજા ગણધરનો વૃત્તાંત કહે છે.

---

## ત્રીજા ગણધર વશિષ્ટના પૂર્વભવનું વર્ણન.

હવે જગદ્ગુરુ જણાવે છે કે-જંબૂદ્વીપના મહાવિદેહક્ષેત્રમાં પુષ્કલાવતી વિજયમાં **સોમનસ** નામનાં નગરમાં **વિજયસેન** નામના રાજા અને તેની **નિર્વાણી** નામની રાણીને **જયસુંદર** નામે પુત્ર છે જેને **નંદક** નામનો બાલમિત્ર છે. રાજા સુમનસનો જયસુંદર ઉપર પૂર્ણ પ્રેમ હોવાથી પોતાની બીજી રાણીઓ પોતાના પુત્રોને રાજ્યગાદી ન મળી શકે તેને લઇને કદાચ ઝેર આપી મારી ન નાખે તેવો વિચાર કરી પોતાનો પુત્ર હાલ ગુપ્ત રીતે દેશાવર ફરે તેમ વિચારી જયસુંદર પરત્વે ( ખોટા ) અણગમો અને બ્હાનું બતાવી પોતાની પાસે આવવાની મના કરવાથી જયસુંદર પોતાના મિત્ર

નંદક સાથે રાત્રીના પોતાના નિવાસથી નીકળી પૂર્વ દેશ તરફ પ્રયાણ કરે છે, આગળ ચાલતાં ટાઢનો સંતાપ દૂર કરવા ત્યાં ઉદ્યાનના મધ્ય ભાગમાં એક મંદિર હતું ત્યાં બન્ને પ્રવેશ કરે છે અને ત્યાં એક ખૂણામાં સૂવે છે જ્યાં ઉપરથી તેના ઉપર જળનું એક બિંદુ પડતાં તપાસ કરતાં એક પરદેશી માણસ સૂતો છે એમ જાણી બીજા સ્થાન પર જતાં ત્યાં રહેલો એક પુરુષ પોતાનું રક્ષણ કરવા જયસુંદરને જણાવે છે. તેને પૂછતાં તે જણાવે છે કે-હું કુલાલ ગામનો રહીશ જવલન નામનો બ્રાહ્મણ છું હું દરિદ્રી હોવાથી લોકોના કહેવાથી કાત્યાયની દેવી મનોવાંછિત આપશે તેમ જાણી તેની આરાધના કરવા આવ્યો છું અને જ્યારે દેવી તુષ્ટમાન થશે ત્યારે હું જળ લઈશ. એ સાંભળી રાજપુત્ર કહે છે કે–એમ દેવો સિદ્ધ થતા નથી, પરંતુ જીવિતની અપેક્ષા રાખ્યા વિના મનુષ્ય જ્યારે પોતાના આત્માને કષ્ટમાં નાખે છે–પોતાનું સત્વ બતાવે છે ત્યારે જ બને છે. પછી બ્રાહ્મણની દયા વિચારી રાજકુંવર પોતાના હાથમાં છરી લઇ દેવી પાસે જઇ દેવીને જણાવે છે કે–આ બ્રાહ્મણની ઇચ્છા પૂરી કર, નહિં તો મારા મસ્તકરૂપી કમળની પૂજા કર. તેમ કહી ડાબા હાથે મસ્તકના કેશ પકડી જેવો છરીનો ઘા કરે છે તેવો દેવી તેનો હાથ પકડી તેમ કરતા અટકાવી તેને વરદાન આપતાં પહેલાં કહે છે કે–સત્વ રહિતના મનુષ્યોની જેમ આ બ્રાહ્મણ વાંછિત દાનને અયોગ્ય છે, છતાં તેના આગ્રહને વશ થઇ બ્રાહ્મણને કહે છે–શું આપું ? બ્રાહ્મણને દેવી કહે છે કે–લાખ લાંઘણવડે અમે દેવો પ્રસન્ન નથી; પરંતુ સત્વવડે જ પ્રસન્ન થઇએ છીએ તે સત્વતારામાં નથી. એમ સાંભળી બ્રાહ્મણ વિચારે છે. કે "પોતાના સુકૃત્યવડે જે પ્રાપ્ત ન થયું તે સત્વરહિતપણે ઉત્પન્ન થયેલું ધન ચિરકાળ રહેતું નથી." તો તેવા પ્રાપ્ત થયેલા ધનવડે શું ફળ છે ? ( મનુષ્યે પણ આ વિચારવા જેવું છે. ) તેમ વિચારી વરદાન લીધા સિવાય ચાલવા માંડે છે. દેવી તેના આવા બુદ્ધિપૂર્વકના વિચાર જાણી તું હવે સત્વવાળો થયો છે માટે હવે તને હું આ મણિ આપું છું તેમ કહે છે. તે દેવીના આગ્રહથી લઈ થોડાં પગલાં ચાલી વિચારે છે કે–જો ખરી લબ્ધિ નથી તો આ પથ્થર-( મણી )વડે શું લાભ ? જો લબ્ધિ છે તો આ પથ્થરના કકડાથી શું લાભ ? માટે જે રાજા વગેરે સુખી દેખાય છે તે સુકૃતના યોગે જ હોવાથી સુકૃત ઉપાર્જન કરવાનો દરેક મનુષ્યે ઉદ્યમ કરવો જોઇએ. વગેરે વિચાર આવતાં ફરી દેવી પાસે આવી મણિ તેના પગ પાસે મૂકી પોતાને સ્થાને જાય છે. **મનુષ્ય જ્યારે ખરેખરું આત્મસ્વરૂપ (તત્ત્વ) સમજે ત્યારે યથાસ્થિત વસ્તુનું તેને ભાન થાય છે ત્યારે કાંચન, મણિ વગેરેને તુચ્છ સમજે છે.** પછી દેવી તે મણિ રાજપુત્રને આપી અદૃશ્ય થાય છે. પછી રાજપુત્ર પોતાના પિતાના પ્રધાન પુરુષો વગેરેની પ્રાર્થનાવડે પોતાના નિવાસ સ્થાનમાં જાય છે.

હવે જવલન બ્રાહ્મણ કુણાલ ગામમાં આવી પોતાના વૃત્તાંત પોતાની ભાર્યાને જણાવે છે. જેવી વાસના હોય તેવું પ્રાણીઓને ફળ મળે છે તેથી જ સુખદુઃખ પરમાર્થથી સત્ય જ નથી. જેમ ગૃહસ્થી મનુષ્યો ખેતી, વ્યાપાર તેને સુખ માને અને ભૂમિશયન વગેરેને દુઃખ માને છે ત્યારે ત્યાગી પુરુષો પરલોકના સુખમાં આસક્ત થયેલા ખેતી, વ્યાપાર વગેરેને દુઃખ માને છે. આવી ઘટમાળમાં સંસાર ચાલે છે વગેરે. આ પ્રમાણે વસ્તુસ્વરૂપને બ્રાહ્મણ નિરંતર વિચારે છે. હવે એક રાત્રિએ છેલ્લે પહોરે સ્વપ્નમાં "કોઈ એક મનુષ્યે ચારે દિશામાં સિંહ, વરુ, સર્પ, શાર્દુલ વગેરેવડે અત્યંત ભ્રાંતિ પામેલા અને મ્હોટા ભયથી પીડા પામેલા પોતાના આત્માને લાકડીવડે હણીને ભયને દૂર કરી મોટા પર્વતના શિખર ઉપર ચડાવ્યો." તેમ સ્વપ્નામાં જોઇ જવલન જાગૃત થાય છે અને સ્વપ્નપાઠક પાસે જઇ ફળ વિષે પૂછતાં સ્વપ્નપાઠક તેને કહે છે કે–આ સ્વપ્નના મહાફળરૂપે થોડા દિવસમાં તને એક મહાપુરુષનો સંગમ થશે અને તેથી તારા અનર્થનું નિવારણ થશે.

હવે કેટલાક દિવસ પછી એક દિવસ પ્રચંડ વાયુનો સમૂહ આવતાં તેના આંગણામાં મંડપની લત્તા ભાંગી જતાં તે લત્તાને લાવી ત્યાં રોપવા કોશવડે જમીનને ખોદતાં તાંબાના ઘડાના ઉપર પડતાં અવાજ થાય છે અને આ શું છે? તેમ વિચારી તપાસતાં નિધાનનો કળશ પ્રાપ્ત કરે છે અને તે ખાડામાં લત્તાને આરોપણ કરી મંડપને ઊભો કરે છે. પછી નિધાનના મુખને ઉઘાડી જોતાં તેમાંથી દસ સ્ત્રીઓના અંગને યોગ્ય મોટા મૂલ્યવાળા અલંકારો, અમૂલ્ય રત્નોનો સમૂહ, કેટલાક જાતિવંત સુવર્ણસમૂહ બહાર કાઢે છે અને પૂર્વે કાત્યાયની દેવી અને મહાપુરુષે સત્ય કહેલું સત્ત્વપણું જ માત્ર જીવિત છે તેમજ સત્વથી પ્રાણીઓને શું શું લાભ થાય છે અહિં તેનું સ્પષ્ટ સ્વરૂપ તેને સમજાય છે ( પા૦ ૨૩૪ ). અહિં જણાવેલ તે વિષય જાણવા જેવો છે. હવે તે કલશને ફરી હાલવતાં લાખવડે જડેલી એક ભોજપત્રિકા તેમાંથી નીકળે છે તે પત્રિકા વાંચતાં "સમુદ્રની વિજય યાત્રા માટે ગયેલા શ્રીદત્તે આ ઉપાર્જન કરેલું દ્રવ્ય એંશી લાખ પ્રમાણવાળું છે." એમ તેને માલૂમ પડે છે અને *કોઇ વખત નામ, સમય અને આ હકીકત સાંભળી છે, અનુભવી છે એમ ઊહાપોહ કરતાં તેને* જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને મૂર્ચ્છિત થાય છે. તેની ભાર્યા શીતળ ઉપચારવડે તેને સ્વસ્થ કરે છે અને કહે છે કે–દુરંત દોષને આપનાર આ નિધાનપ્રાપ્તિ આપણને સુખકારક થતી નથી વગેરે જણાવી તેની પૂજા કરી તે નિધાનને તે જ સ્થળે મૂકી દેવા જણાવે છે. તે સાંભળી જ્વલન તેની ભાર્યાને હસીને કહે છે કે–તું ભયનો વિચાર ન કર; પરંતુ જન્માંતરનું સ્મરણ કરવાના કારણથી નિધાન પ્રાપ્ત થયું છે, જેથી મુખ્ય ગાથાવાળું આ ભોજપત્ર તું જો. તેનો ભાવાર્થ જ્વલન તેણીને જણાવે છે કે "આ નગરમાં શ્રીદત્ત નામનો વણિક વહાણનો વેપારી હતો. તેનો ધનનો સંચય ક્ષીણ થતાં તેનો મિત્ર ક્ષેમંકર તેને પૂર્વ પુરુષોની પરંપરા પ્રમાણે ચાલી આવતા પર કાંઠે જઇ વ્યવસાય કરવા જણાવતાં શ્રીદત્તે પરતીરને લાયક ભાંડો તૈયાર કરી, ગાડાં ઉટો વગેરે ભરાવી ક્ષેમંકર સાથે સમુદ્રકાંઠે રહેલા રતનપુર નગરમાં આવે છે. ત્યાં વહાણો ભરાવી, શસ્ત્રો સહિત સુભટોને ચડાવી, ખલાસી સમુદ્રદેવનું પૂજન કરી, સારા મુહૂર્તોએ વાજીંત્ર નાદપૂર્વક વહાણને હંકારે છે અને સમુદ્રનો પાર પામતાં લંગરને નીચે નાખી સર્વ કરીયાણા ઉતારી, વેપાર શરૂ કરી સર્વ ભાંડનો અદલોબદલો કરી, નવો સંગ્રહ કરવાથી અસંખ્ય લાભ મેળવે છે. તે સર્વ દ્રવ્યની સંકલનાના અર્થવાળી પોતાનું નામ એક ગાથાવડે લખી જે દ્રવ્ય એંશી લાખવાળું છે તેને એક રત્નના દાબડાને વિષે નાંખી એક કલશને વિષે શ્રીદત્ત સ્થાપન કરી સર્વ તૈયારી કરી પાછા જવાની ઇચ્છાએ વહાણને ભરાવી તે જ વહાણને સમુદ્રમાં ચલાવે છે અને સમુદ્ર મધ્યે પહોંચતાં ક્ષેમંકર આ દ્રવ્ય દેખી અને બાલ્યકાળનો શ્રીદત્તનો સંબંધનો વિચાર નહિં કરતાં શ્રીદત્તને શી રીતે હણવો તેમ વિચારે છે દરમ્યાન શ્રીદત્તને એક સ્વપ્ન આવતાં તે વધારે સાવચેત રહે છે છતાં ભાવિભાવ બલવાન હોવાથી રાત્રીના એક વખત શરીરચિંતા ટાળવા તે જાય છે, ત્યાં ક્ષેમંકર પાછળ જઇ તેનું મુખ વસ્ત્રવડે ઢાંકી દે છે, એવામાં શ્રીદત્ત ઉઠવા જાય છે ત્યાં ક્ષેમંકર તેને જળમાં પાડવા ઉંચકે છે, શ્રીદત્ત ક્ષેમંકરને પણ ગ્રહણ કરે છે, જેથી બન્ને જણાં સમુદ્રમાં પડે છે અને શ્રીદત્તને ભાંગેલ વહાણનું પાટિયું હાથ લાગતાં સાતમે દિવસે અચેતન અવસ્થામાં સામે કાંઠે એક વૃક્ષ નીચે તણાઇ આવે છે. ત્યાં સચેત થતાં એક તાપસને જોઇ તે તાપસની સાથે તેના આશ્રમમાં જાય છે જ્યાં કુલપતિ તેને ઓળખે છે અને શ્રીદત્ત પોતાનો સર્વ વૃત્તાંત જણાવે છે. કુલપતિ તેને પોતાની પાસેની મંત્રસિદ્ધિ શીખવે છે અને ત્યાં ક્ષેમંકરનું શું થયું તેમ પૂછતાં કુલપતિ મંત્રવડે દેવને આવાહન કરે છે તેથી દેવ પ્રગટ થતાં અને ક્ષેમંકરનું શું થયું, તેમજ અક્ષત શરીરવાળો પોતાના વહાણને શ્રીદત્ત ક્યારે પ્રાપ્ત કરશે ? તે પૂછતાં કહે છે કે–ક્ષેમંકર, યમરાજના ઘરનો અતિથી થયો છે અને શ્રીદત્ત દશ રાત્રિના છેડે રત્નપુર નગરમાં જાય તો પરિપૂર્ણ ધનના સમૂહ સાથે વહાણને પ્રાપ્ત થશે. પછી

કુલપતિને નમસ્કાર કરી રત્નપુર જાય છે જ્યાં શાંબ નામના શ્રેષ્ઠીને ત્યાં રહે છે. રાત્રિના શાંબને એક કૂવામાં પડેલ મનુષ્યને પોતે અને પોતાની પુત્રી ખેંચી કાઢે છે તેમ સ્વપ્ન આવે છે. પછી શ્રીદત્તને ભોજન કરાવી તેની સુંદર આકૃતિ જોઇ તેથી પાસેથી તેનો પૂર્વ વૃત્તાંત સાંભળી પોતાની પુત્રી પરણાવે છે. નવમી રાત્રીના તેનું વહાણ ત્યાં આવે છે. માલેક વગરના વહાણના ખલાસીઓ માલેક થતાં રાજા પાસે ફરીયાદ થતાં તેની ખાત્રી કરી તે ગામનો ચંદ્રપીડ રાજા તેની ખાત્રી કરવા પેટીઓ મંગાવે છે. શ્રીદત્ત પૂર્વે લખેલાં વિત્તની સંખ્યાની ગાથાવાળું ભોજપત્ર બતાવે છે. પછી સર્વ ધન વગેરે શ્રીદત્તને રાજા સોંપે છે. શાંબ શ્રેષ્ઠી તેને મોટા મૂલ્યવાળા વસ્ત્રો, અલંકારાદિ આપે છે અને સન્માન કરાયેલ શ્રીદત્ત ભાર્યા સાથે પોતાના નગરે આવે છે. મિત્રો વગેરેએ ક્ષેમંકર ક્યાં છે તેમ પૂછતાં શ્રીદત્તે નિસાસા નાખતાં જણાવ્યું કે–રાત્રિને વિષે હું વહાણમાંથી અચાનક પડવા લાગ્યો ત્યારે ક્ષેમંકરે મને હાથ પકડી ખેંચવા જતા અમે બન્ને સમુદ્રમાં પડ્યા અને મને વહાણનું પાટિયું હાથ લાગતાં સમુદ્રને ઉતરી ગયો. ક્ષેમંકર ક્યાં ગયો ? શું થયું ? તે હું જાણતો નથી. પછી એક વખત શ્રીદત્તે સર્વ કરીયાણું વેચી તેનું કાંચન, રત્ન અને દશ યુવાન સ્ત્રીઓને યોગ્ય શ્રેષ્ઠ અલંકારો ખરીદ કર્યા અને લાખથી જડેલું તે ભોજપત્ર આ સર્વ નિધાનના કળશમાં નાંખ્યું અને જમીનમાં તે દાટયું. પછી તેની પ્રથમ પરણેલી સ્ત્રીએ સપત્નીના સન્માનને નહિં સહન કરતી શ્રીદત્તને મારવા તાલપુટ વિષ પાણીમાં નાખી શ્રીદત્તને આપવાથી શ્રીદત્ત મરણ પામે છે. લોકોએ પ્રથમ ભાર્યાનું આ દુષ્ટ કામ જાણી તેને કાઢી મૂકવામાં આવે છે. હવે શ્રીદત્ત આર્ત્તધ્યાનવડે મૃત્યુ પામી હરણ થાય છે. એમ કેટલાક ભવ તિર્યંચના થાય છે. (જુઓ કર્મનો વિલાસ) (પા. ૨૪૨) તે હું આ જ્વલન નામનો તારો પતિ થયો છું અને નિધિમાં નાંખેલા ભોજપત્રને વાંચી મને જાતિસ્મરણ જ્ઞાન થયું છે, માટે ભૂતના દોષની શંકા ન કર અને એ દ્રવ્ય મારું જ છે એમ પોતાની સ્ત્રીને તે જણાવે છે. દ્રવ્ય અવશ્ય નાશ પામવાના સ્વભાવવાળું છે એમ વગેરે વિચારી તે દીન અનાથને આપવા લાગે છે. દરમ્યાન એક દિવસે મૂર્તિમાન સાધુધર્મે શોભતાં એક મુનિવર ભિક્ષા અર્થે શ્રીદત્તને ઘેર આવે છે. જ્વલન દાન આપવા ઊભો થતાં મુનિરાજ તે સચિત્ત આહાર જોઇ આ અકલ્પ્ય જાણી ત્યાંથી પાછા ફરે છે. તે વખતે જ્વલન તે મુનિવરના પગમાં પડી તે નહિં ગ્રહણ કરવાનું કારણ પૂછતાં ફળો સચેત છે અને તારે ત્યાં રાંધેલું અનાજ પણ સચેતના મિશ્રપણાને પામેલ હોઈ સાધુને કલ્પે નહિ એમ જણાવી મુનિરાજ બીજે ઘેર જાય છે. હવે અહિં જ્વલન સાધુમુનિરાજનો આવા પ્રકારનો ભાવ ગુણોનો સમૂહ મેં કોઇ સ્થળે જોયો–દીઠો છે અને પરલોકના માર્ગમાં ખરેખર આવા પુરુષો જ સાર્થવાહ છે વગેરે શુદ્ધ ભાવ પ્રગટ થતાં પૂર્વે પોતાને આવેલ સ્વપ્નસૂચક આ પ્રસંગ ગણી તરત જ તેનું જમણું નેત્ર ફરકે છે જેથી તે મુનિમહારાજ પાસે જ્વલન જાય છે. ત્યાં ગુરુમહારાજ તેને મોક્ષસુખને આપનાર સર્વ સાવદ્યને વર્જવા લાયક સાધુધર્મ જણાવે છે. પૂર્વના સુકૃતને લઇને વૈરાગ્યનો ઉદય થતાં ધર્માનુષ્ઠાનમાં દ્રવ્યનો વ્યય કરી, સ્વજનોને બોધ કરી તે મહાત્મા કોઇ એક દિવસે સાધુદીક્ષા લે છે અને વિવિધ તપનું વિધાન કરતા ગુરુ સાથે વિહાર કરે છે.

એક વાર જ્વલન મુનિ ગુરુને પૂછે છે કે–આપની આવી રૂપસંપદા વગેરે હોવા છતાં કયા નિમિત્તે આવી અવસ્થા હોવા છતાં, કાયર મનુષ્યને વ્યાકુળ કરનાર ચારિત્ર આપે ગ્રહણ કર્યું ? ગુરુ "વિતી ગયેલી વસ્તુને યાદ કરવાથી લાભ નથી" એમ કહેવા છતાં, હવે જ્વલનના આગ્રહથી ગુરુમહારાજ પોતાનો વૃત્તાંત જણાવે છે કે–વિદિશા નામની નગરીમાં ધન નામના સાર્થવાહનો હું **વિજયાનંદ** નામનો પુત્ર છું. મારે **કનકવતી** નામની ભાર્યા હતી. તેણીને પૂર્વ કર્મના અશુભ ઉદયે

કાઢનો વ્યાધિ થયો. તેથી મને જણાવ્યું કે-હે પતિ! મારું સારું ઇચ્છતા હો તો મને ચતુર્વિધ આહારના ત્યાગવડે અનશન કરાવો. તે અનશનમાં સ્થિર રહેતાં, મેં તેને પંચ-નવકારમંત્ર આપ્યો. છેવટે મૃત્યુ સમયે મેં તેણીને કહ્યું કે-જો તું દેવ થા તો મને દર્શન આપજે. પછી તેણી મૃત્યુ પામી સૌધર્મ દેવલોકને વિષે ઉત્પન્ન થઈ છે અને તરતજ અવધિજ્ઞાનવડે જોઇ મને આપેલ વચન યાદ કરી મારી પાસે આવી મને પોતાની ભાર્યા તરીકે યાદ આપી મનવાંછિત આપવાનું જણાવતાં આ સંસારનું અસ્થિરપણું સમજી ના પાડ્યા છતાં મારું આયુષ્ય કેટલું છે એમ મેં પૂછતાં તેણે ત્રીશ વર્ષ જણાવ્યા અને મેં ચારિત્ર ગ્રહણ કર્યું. એમ ગુરુમહારાજે પોતાનો વૃત્તાંત જણાવી, જ્વલનને વિશેષ ઉદ્યમવાળો થવા જણાવ્યું. હવે ત્રીશમું વર્ષ આવતાં વિજયાનંદ સાધુ સમાધિપૂર્વક કાળધર્મ પામી સહસ્રાર કલ્પને વિષે દેવ થાય છે. હવે જ્વલન મુનિ વિહાર કરતા સોમનપુરમાં આવે છે. ત્યાંનો જયસુંદર રાજા મૃગલાનો શિકાર કરવા બાણના સમૂહને ફેંકતો હતો ત્યારે જ્વલન મુનિ ત્યાં આવીને ઊભા; તેમને જોઇને તે બોલ્યો કે સારું થયું કે મારા બાણોવડે આ સાધુ હણાતા બચી ગયા. એમ સંતાપ પામતો મુનિને વંદન કરી તેમનો કોપ શમાવવા વિનંતિ કરવા લાગ્યો કે-આપ સમાધિમાં છો તેમ નહિં જાણતાં હું બાણનો સમૂહ છોડયે જતો હતો તો મારા અપરાધને ક્ષમા કરો. મુનિ કાયોત્સર્ગ પારી, અભય હો એમ કહી, રાજા સર્વ પ્રાણીઓનું રક્ષણ કરનાર હોય છે તો તમે બીજાનો વધ કેમ કરી શકો તેમજ દયાનું અને અભયદાનનું વિશેષ સ્વરૂપ મુનિ જણાવી રહ્યા બાદ રાજા પ્રતિબોધ પામી મુનિની સેવા કરવા લાગ્યો. પછી મુનિને દુષ્કર તપ તપવાનું કારણ પૂછતાં જ્વલનમુનિ પૂર્વે કુણાલ દેશમાં પોતે બ્રાહ્મણ હતા, અને કાત્યાયની દેવીની લક્ષ્મી મેળવવા આરાધન કરવા ગયેલા વગેરે વૃત્તાંત જણાવતાં રાજા કે-તે પુરુષ હું જ હતો. પછી રાજા પોતાના પુત્રને રાજ્યાસન પર બેસારી ચારિત્ર લે છે. જ્વલન મુનિ ચારિત્ર ધર્મ શુદ્ધ રીતે પાળી છેવટે અનશન કરી મરણ પામી સનત્કુમાર દેવલોકમાં જાય છે. ત્યાંથી આયુષ્ય ક્ષય થયે ચ્યવી જમ્બૂદ્વીપના દક્ષિણ ભરતાર્ધ ક્ષેત્રમાં **કાંપીલ્યપુર** નગરમાં **મહેન્દ્ર** રાજાના પુત્ર વશિષ્ટ થઇને બાલ્યાવસ્થાથી વૈરાગ્ય પામેલ હોવાથી માતપિતાને પ્રતિબોધ કરી, કેટલાક રાજપુત્રો સહિત અહિં આવ્યો અને પ્રવજ્યા લઇ ત્રીજા ગણધરની પદવી પામ્યો.

---

**" હવે ચોથા બ્રહ્મ ગણધરનો વૃત્તાંત શ્રી પાર્શ્વનાથ ભગવાન કહે છે. "**

આ જંબૂદ્વીપના ભરતાર્ધના **વૈતાઢ્ય** પર્વત ઉપર **ગગનવલ્લભ** નામના નગરને વિષે **વિજયવેગ** વિદ્યાધરની **મદનાસુંદરી** નામની રાણી છે. તેને **મહાવેગ** નામનો પુત્ર છે. એક દિવસ રાજા રાજ-સભામાં બેઠા છે ત્યાં ચિત્રપટ્ટિકાને હાથમાં ધારણ કરેલો એક પુરુષ આવે છે. તે જણાવે છે કે-**ભોગપુર** નગરના **ચંડગતિ** નામના વિદ્યાધર રાજાની **પદ્મા** નામની કન્યાની આ ચિત્રપટ્ટિકા મને આપી આપની પાસેથી આપના કુમાર મહાવેગ કુમારની છબી લાવવા મોકલ્યો છે, પછી તે ચિત્રપટ્ટિકા મહાવેગ કુંવરને આપે છે. તે ચિત્રપટ્ટિકા લાવનાર પુરુષને લઇ પોતાના મહેલમાં આવે છે. પછી તે પુરુષને આ ઉપક્રમનું કારણ પૂછતાં તે કહે છે કે-અમારા રાજાની તે કુંવરીને પરણવાની વાર્તા રુચતી નથી, તેને માટે પિતાએ અનેક ઉપચારો કર્યા, તો પણ તેના ઉપર દ્રષ્ટિ નાખતી નથી. પછી કોઇ દિવસ ત્યાં નારદ મુનિ આવ્યા, તેની સામે અમારો રાજા ચિંતાથી ઊભો ન થવાથી પોતાનું અપમાન માની નારદ ત્યાં પાછા જતાં રાજા તેમને ફરી બોલાવી સિંહાસન પર બેસારે છે અને નારદ ચિંતાનું-કારણ પૂછતાં પોતાની પુત્રી સંબંધી વૃત્તાંત જણાવે છે. હવે નારદ મુનિએ જ્ઞાનમાં આપેલા

ઉપયોગવડે રાજાને કહ્યું કે–ગગનવલ્લભ નગરના રાજાના પુત્ર મહાવેગ કુમારની તારી પુત્રી ભાર્યા થશે: અને જેમાં વિઘ્નની અપેક્ષા રહે છે. પછી રાજાએ મને તે કુંવરીની છબી લઇ અહિં મોકલ્યો છે. કુંવરની છબી-માંગતા તેમજ તે સંબંધી વિશેષ વાર્તાલાપ થતાં છેવટે કુંવર આ કામ વિષમ છે તેમ કહી રાજપુત્ર પોતાનો પ્રતિચ્છંદ આપી તેને વિદાય કરે છે.

પૂર્વભવના સ્નેહના પ્રભાવથી તે રાજકુમારીને કુંવરની છબી જોઈ સ્નેહ ઉદ્‌ભવે છે અને રાજા તે જાણી જોઈને બોલાવી પૂછતાં શુભ લગ્ન નજીક જાણી રાજા મહાવેગ કુમારને લાવવા પોતાના **મહાબાહુ** નામના સેનાપતિને ગગનવલ્લભ નગરમાં મોકલે છે. સેનાપતિ ત્યાં આવી રાજાને હકીકત જણાવતાં એમ પરસ્પર મધુર વાર્તાલાપ થયા પછી લગ્નનું મૂહુર્ત નજીક જાણી રાજકુમારને ઘણા વિદ્યાધરોના સૈન્ય વગેરે સહિત ત્યાં મોકલે છે, ત્યાં કુમાર પહોંચતાં તેનું યોગ્ય સન્માન કરે છે. અહિં લગ્નની સર્વ સામગ્રી તૈયાર થાય છે, દરમ્યાન યમરાજાના જેવો એક વિદ્યાધર પ્રતિહારીને જણાવ્યા વગર રાજા પાસે આવી કહે છે કે–વિદ્યાધરેન્દ્ર ! **રથનૂપુરચક્રવાલપુરના** અધિપતિ **અનંતવીર્યના** પુત્ર **અનંતકેતુએ** મારી સાથે કહેવરાવ્યું કે–તમારી પુત્રી પદ્મા મારા સિવાય તમારે કોઇને આપવી નહિં અને જો બીજાને આપશો તો હું તેનું હરણ કરીશ. રાજાએ તે નહિ ગણકારતાં પોતાનું સૈન્ય તૈયાર રાખ્યું. લગ્નનું મુહૂર્ત આવતાં લગ્ન વિધિ ચાલે છે, દરમ્યાન ત્યાં અનંતકેતુ દાસીનું રૂપ કરી ત્યાં આવી લગ્નવિધિ પૂરી થતાં અન્યની દૃષ્ટિ ચુકાવી પદ્માને હરણ કરી આકાશમાર્ગે ચાલ્યો જાય છે. કુંવરીનો પિતા નારદનું વચન સ્મરણ કરે છે. રાજપુત્ર મહાવેગ હવે સૈન્ય સહિત પાછળ તે જ માર્ગને વહન કરતાં મેરુપર્વતના તળમાં રહેલા **ભદ્રશાલ** વનમાં આવે છે જ્યાં કરુણા સહિત આક્રંદ વ્યાપ્ત રૂદન કરવા સાથે હે આર્યપુત્ર ! તમારું દર્શન ક્યારે થશે ? એવા શબ્દો બોલતી રાજપુત્રી પદ્માને જોઇ મધુર વાણીવડે આશ્વાસન આપી રાજપુત્રીને પૂછે છે કે તે દુરાચારી ક્યાં છે ? રાજપુત્રી જણાવે છે કે મને અહિં મણિશિલા પર પડતી મૂકી ક્રોધપૂર્વક પૂર્વ દિશા સન્મુખ ગયો છે. તે સાંભળી મહાવેગ પાછળ જતાં અનંતકેતુ તેની દૃષ્ટિગોચર થાય છે. લડાઈ શરૂ થાય છે આ વખતે ગગનવલ્લભ અને રથનુપુરચક્રવાલ નગરના પ્રધાન પુરુષો એક બીજાને પાછા વાળે છે. મહાવેગકુમાર પદ્મા સહિત કરીયાવર વગેરે લઇ પોતાનાં નગરમાં આવે છે. હવે અહિં રાજા અનંતવીર્ય પોતાના પુત્ર અનંતકેતુને કરેલા અવિચારી કાર્ય માટે ઠપકો આપે છે, જેથી અનંતકેતુ પોતાના દુર્વિલાસથી લજ્જા પામતો, પશ્ચાતાપ કરતો, પોતાના આત્માને નિંદતો, ભાવના ભાવતો, વૈરાગ્ય પામતો, પંચમુષ્ટિલોચને કરતો, દરમ્યાન દેવતાએ આપેલ રજોહરણ વગેરે સાધુવેશને ધારણ કરતો સર્વસંગનો ત્યાગ કરે છે. તે વખતે રાજા તેના પગમાં પડી કહેવા લાગ્યો કે–આવું કઠિન દુષ્કર વ્રતનું આ પ્રથમ વયમાં કેમ ગ્રહણ કર્યું ? અહીં સાધુ ધર્મ કેવો છે ? તે જણાવી તેના પિતાને કહે છે કે–મેં મારા મનને સન્માર્ગે જોડેલ છે. આપે મારા ઉપર બોધવડે જે ઉપકાર કર્યો છે તેવો બીજો કોઇ ઉપકાર કરી શકે તેમ નથી. ( પૂર્વકાળના રાજાઓ કેવા ન્યાયી હતા. ) પોતાના પુત્રનાં કોઇપણ અવિચારી કૃત્યને સહન કરતા નહિં, જવા દેતાં નહિ અને યોગ્ય ઠપકો, યથોચિત બોધ આપી ઠેકાણે લાવતા, ભૂલો સુધારતા અને પુત્રો પણ પોતાનાં દુર્વિલાસ માટે તે સાંભળી કેટલે સુધી આત્મનિંદા પશ્ચાત્તાપ કરી છેવટે સંજમ માર્ગ સ્વીકારતા તે આ દૃષ્ટાંત પૂરું પાડે છે. ( પા. ૨૫૪–૨૫૫ )

હવે તે કુમાર **ગુણશીલ** નામના ઉદ્યાનમાં આવતા ગુણશેખરસૂરિની પાસે આવી સંજમ લઇ સૂરિજી સાથે વિહાર કરવા લાગ્યો અને પૂર્વના પાપને ધોઇ નાંખતાં તે રાજર્ષિને અવધિજ્ઞાન ઉત્પન્ન થાય

છે. ગુરુ તેને સૂરિજીની પદવી આપે છે અને કેટલાક વખત પછી અનેક મનુષ્યોને ઉપદેશ આપતાં વિહાર કરી તે ગગનવલ્લભ નગરમાં આવે છે. અહિં મહાવેગ તે વાત જાણી વિચારે છે કે અહો મોટું આશ્ચર્ય છે કે આવા પ્રકારના મહાપાપી પુરુષો પણ આવી સારા પ્રકારની સાધુ પદવી પામે છે, મોહને છતી ગુણનાં શિખર ઉપર ચડે છે. રાજા વિજયવેગ નગરજનો સાથે સૂરિજી પાસે આવી ગુરુના ચરણમાં પડે છે. પછી સભાજનો અને મહાવેગ કુમારના વિષે અમૃતના બિન્દુને ઝરતાં નેત્રને નાંખતાં સૂરિમહારાજ ધર્મકથા કહેવાનો આરંભ કરતા જણાવે છેઃ—અત્યંત દુષ્કર કદાગ્રહમાં લાગેલા આત્માને સન્માર્ગમાં સ્થાપન કરવા રાગ દ્વેષાદિનો નિગ્રહ વિવેકવડે થઇ શકે છે. વિવેક શાસ્ત્રના હંમેશના શ્રવણથી સંભવે છે, તે શ્રવણ સદ્‌ગુરુની સેવનાવડે થાય છે. મોક્ષમાર્ગમાં ચાલેલા પ્રાણીઓને માર્ગ દેખાડનાર સુગુરુ છે. મારી જેવા અથવા **નરવાહન રાજા** જેવા અયોગ્ય પુરુષ પણ ગુરુપ્રસાદથી જ મોટી યોગ્યતા પામ્યા છે. અહિં આચાર્ય મહારાજ **નરવાહન** રાજાની કથા કહે છે. ( પા૦ ૨૫૭ )

**વધદેશા** નગરીનો **નરવાહન** રાજા, તેની **પ્રિયદર્શના** રાણી અને **અમોઘરથ** નામનો પુત્ર છે. કોઇ મોટા પાપ કરનાર મનુષ્યોને વૃદ્ધિ પામતું સુખ અને લક્ષ્મી, પુત્રપરિવાર, આરોગ્ય, અને અત્યંત ધર્મ કરનારા પુરુષોને દિવસે દિવસે સર્વ હાનિ વર્ત્તમાનમાં થતી જોઇ અત્યંત વિપરીત ચિત્તવાળો રાજા કર્મથી વિમુખ થયો ( જુઓ, કર્મનું સ્વરૂપ ! કર્મનું સ્વરૂપ નહિં જાણનાર સમજનારને વિપરીત ચિત્ત થતાં ધર્મ ઉપરથી શ્રદ્ધા ઉઠી જાય છે. આ કાળમાં તેમ જોવાય છે, તે વખતે કર્મનું સ્વરૂપ જાણનાર મનુષ્ય શુભાશુભ પૂર્વકૃત ઉદય માની ધર્મથી વિમુખ થતો નથી.) તેની રાણી અનેક રીતે સમજાવે છે છતાં રાજાને થયેલ વિપરિતપણું જતું નથી. રાજા અઢાર પાપના સ્થાનોને વિષે આસક્ત થઇ વિચરવા લાગે છે. એક દિવસ રાજસભામાં બેઠેલ તે રાજા પાસે એક માણસ આવે છે અને એક હસ્તિ રાજાને બતાવે છે. પછી રાજા તેનાં લક્ષણ અને કિંમત માટે તે જાણકારને પૂછતાં તે રાજાને ભદ્ર, મંદ, મૃગ અને સંકીર્ણ આ ચાર પ્રકાર છે અને ચારેના લક્ષણો જણાવે છે. પછી કઇ ઋતુમાં કયા પ્રકારના હાથીને મદ ઝરે છે અને અન્યને મારવામાં પોતાના કયા અવયવનો ઉપયોગ કરે છે, તે પણ સાથે જણાવે છે ભદ્ર હાથીનું મૂલ્ય સવા લાખ સુવર્ણ અને પછીના પ્રકારનું અડધું અડધું મૂલ્ય અને આ હાથી ભદ્ર જાતિનો કહેતાં રાજા તેનું મૂલ્ય તે પ્રમાણે આપી તે હાથી ખરીદે છે. ( ગા. ૨૫૮–૨૫૯. )

એક દિવસ રાજા અશ્વ પર સ્વાર થઇ નગર બહાર **કૌશંબ** ઉદ્યાનમાં અનેક લોકોને ધર્મકથા કહેતાં **ધર્મસિંહ** નામના સાધુને સાંભળતાં જાણી કોપ પામી અરે, આ કોણ મોટા શબ્દોવડે બોલે છે? રાજસેવકો અને પરિજન અને કુમારે વાર્યા છતાં ચામડાની મઢેલી લાકડીવડે તે સાધુ મહારાજને મારવા પ્રવર્ત્યો. રાણી તે સાંભળી રાજાને નિવારવા છતાં રાજા કહે છે કે–ધર્મ, અધર્મની પ્રરૂપણા સાધુ ન કરે તો છોડી દઉં. રાજાએ કહેલું અંગીકાર કરવાથી રાજા તેને છોડી દે છે. સાધુ ત્યાંથી વિહાર કરી જાય છે. આ જાણી અન્યધર્મી પુરુષો અને ક્ષમાશ્રમણો પણ ત્યાંથી બીજા દેશમાં જાય છે. એક દિવસ બીજાએ નિવારણ કરતાં છતાં તે હાથી ઉપર સ્વારી કરી રાજવાટિકામાં જાય છે. રાજાએ અટકાવ્યા છતાં તે હાથી વિંધ્યાચળ સન્મુખ વેગથી જતાં નહિં અટકવાથી તે મ્હોટી અટવીમાં આવતાં રાજાને ક્ષુધા તૃષા લાગે છે અને આગળ ચાલતાં છેવટે રાજા એક વૃક્ષની ડાલને વળગી નીચે ઉતરે છે. હાથી આગળ ચાલ્યો જાય છે. દરમ્યાન ત્યાં ભિલ્લોનો તેને ભેટો થાય છે. સર્વ આભરણો તેના ઉતારી ભિલ્લો તેને મારી વૃક્ષની સાથે બાંધી ચાલ્યા જાય છે. રાજા પણ બંધનને છોડી દેશ તરફ આવતાં રસ્તામાં **રાજપુર** નગરમાં આવતાં ભૂખ અને તૃષાવડે પીડિત થયેલ તે નગરમાં ભિક્ષા માંગતાં કંઇક તુચ્છ રસ રહિત અન્નને પામે છે.

અને નગરની બહાર નિવાસ માટે ઉદ્યાનમાં આવે છે જ્યાં સ્વાધ્યાય કરતાં મુનિઓને જોવે છે તેને જ્ઞાનરૂપી નેત્રવાળા **સુધર્મસૂરિએ** જોઇ, હે નરવાહન રાજા ! તું આવ્યો ? ગુરૂને ઓળખાણ પૂછતાં સૂરિમહારાજ તેને કહે છે કે-પોતાના દેશમાંથી વિદાય કરતાં તેં પોતે જ પોતાને ઓળખાવ્યો છે. જે સાંભળી તે લજ્જા પામે છે. અહિં સૂરિજી ધર્મોપદેશ આપતા જણાવે છે કે-કોઇ કુરિતક સુકૃતના ઉદયવડે રાજ્યાદિ પામી, ધર્મ અને તેના વિવેકને નહિં જાણનારો નાસ્તિકપણાની બુદ્ધિવડે અનર્થના સમૂહને અવશ્ય પામે છે. વગેરે ઉપદેશ સાંભળી રાજાને પશ્ચાત્તાપ થતાં તેના પૂછવાથી રાજાને અનર્થના સમૂહવશ થયેલ ભૂતકાલની હકીકત જણાવે છે અને પુણ્ય, પાપના ફળો, તપસ્યાદિકવડે જ્ઞાનપ્રાપ્તિ શુભ અશુભ સ્વભાવવાળું કર્મ વગેરે સંબંધી ઉપદેશ આપી તેને સારે માર્ગે પ્રવૃત્તિ કરવા અને જીવહિંસાદિ પાપસ્થાનોવડે પ્રાણીઓના અનિષ્ટનો વિચાર તું કર એમ કહ્યું. પાંચ અવ્રતોનું સેવન કરવાથી પ્રાણીઓ કેટલી વિડંબના પામે છે વગેરે ઉપદેશ આપવાથી રાજા નરવાહનને પશ્ચાત્તાપ થાય છે ( પા. ૨૬૦, ૨૬૧, ૨૬૨ ) તરત જ મિથ્યાત્વની વાસના નાશ પામતાં ગુરૂના ચરણમાં પડે છે, અને કરેલાં પાપો યાદ કરી આત્માને નિંદે છે. ગુરૂના તે માટે ઉપકાર માને છે. અને ગુરુમહારાજ તેને જિંદગી પર્યંત સમકિતનું આરોપણ કરાવે છે, પછી પોતાના નગરમાં આવી પોતાનું રાજ્ય પામે છે. પછી ગ્રંથકાર મહારાજ સદ્‌ગુરૂનાં ઉપદેશનું અહિં માહાત્મ્ય જણાવે છે. (પા. ૨૬૩) વિજયવેગ વિદ્યાધર અને મહાવેગ કુમારના પૂછવાથી નરવાહન રાજાનું આખ્યાન અહિં ગુરૂમહારાજ પૂર્ણ કરે છે. ) પછી બીજે દિવસે ગુરુ પાસે આવી શંકાવાળા રાજપુત્રે ગુરૂને પૂછ્યું કે મારી છબી જોઇ બીજાને પડતા મૂકી મને જાણ્યા વિના પદ્મા રાજપુત્રી મારા વિષે અનુરાગવાળી કેમ થઇ અને આપે વિક્ષેપ કર્યો તેનું શું કારણ તેમ પૂછતાં સૂરિમહારાજે અવધિજ્ઞાનવડે પૂર્વ ભવનો સર્વ વૃત્તાંત કહે છે. આ જંબૂદ્વીપને વિષે અર્ધ ઐરવતક્ષેત્ર વિષે **કુંડિનપુર** નગરમાં અર્જુન નામનો બ્રાહ્મણ હતો જેને સુષેણા નામની ભાર્યા અને કેલિદત્ત નામનો મિત્ર હતો. કેવળ અર્જુન જ બ્રાહ્મણ અસંત કોપવાળો અને ઇર્ષ્યાયુક્ત હતો. સુષેણા શીલવાળી અને કેલિદત્ત નિર્મળ સ્વભાવવાળો હતો. એક વખત રાત્રિએ પ્રથમ પહોરને છેડે અર્જુન અને કેલિદત્ત ઘરમાં પ્રવેશ કરતાં એક ચોર પુરૂષને કંઇ વસ્તુ લઇ વંડી ટપીને જતા જોતાં અર્જુન પોતાની ભાર્યાનો સંકેત કરેલો કોઇ પુરૂષ છે એમ વિચારી કોપ પામેલા તેણે ભૂજારૂપી અર્ગલા ગ્રહણ કરી, પોતાની સ્ત્રીને પૂછે છે-આ કોણ છે ? ત્યારે તસ્કરને નહિં જાણતી સુષેણા કોણ ક્યાં છે ? એમ કહેતાં કોપ પામેલા તેણે સુષેણાની ઉપર ભૂજારૂપી અર્ગલાનો ઘા કરતાં કેલિદત્ત વચ્ચે પડતાં તેને મર્મસ્થાનમાં ઘા પડવાથી તત્કાળ મરણ પામે છે અને વ્યંતર થાય છે, અને ફરી બ્રાહ્મણી થાય છે. અર્જુન લોકોમાં ધીટકાર પામતો મૃત્યુ પામી પ્રથમ નરકમાં જાય છે. સુષેણા પણ બ્રાહ્મણી થઇ નાની ઉંમરમાં વિધવા થઇ ત્યાં તાપસી દીક્ષા લે છે. ત્યાં ઘોર તપ કરી ત્યાંથી પ્રથમ દેવલોકમાં જાય છે. કેલિદત્ત પણ વ્યંતરના ભવમાંથી ચ્યવી **સિંહપુર** નગરના **સાગર** નામનો વણિકપુત્ર થાય છે. ત્યાં વૈરાગ્ય પામી કઠોર તપ કરી પ્રથમ દેવલોકમાં જાય છે. અર્જુન નરકમાંથી નીકળી તિર્યંચ થઇ મરીને શંખપાલિકા ગામમાં શંખ નામે ગ્રામપુરનો પુત્ર થઇ **ધનશર્મા** સાધુ પાસે દીક્ષા લઇ ચારિત્રનું પાલન કરી ત્યાંથી સૌધર્મ દેવલોકમાં દેવ થાય છે. હવે કેલિદત્તનો જીવ ફરી દેવલોકમાં જાય છે. ત્યાંથી ચ્યવી આ ગગનવલ્લભનગરમાં આ મહાવેગ નામનો તું રાજપુત્ર થયો. તે સુષેણા દેવલોકમાંથી ચ્યવી રાજગૃહ નગરમાં કુબેર શ્રેષ્ઠિની શ્યામા નામની પુત્રી થાય છે. અર્જુન પણ તે જ નગરમાં ધન નામના શેઠનો પુત્ર થાય છે. તેની સાથે શ્યામાનો વિવાહ થાય છે. ત્યાં

પૂર્વભવનાં વેરભાવથી તેને જોઇ વિવાહ પૂર્ણ થતાં પહેલા રાત્રિના તેણી નાશી જઇ મહેન્દ્રપુર જઇ સાધ્વીમહારાજ પાસે પ્રવ્રજ્યા લઇ જ્યોતિષ્કને વિષે દેવી થાય છે. ત્યાંથી ચ્યવી ભોગપુર નગરમાં ચંડગતિ વિદ્યાધર રાજાની પદ્મા નામની પુત્રી થાય છે. અને પૂર્વ ભવે પતિનો દ્વેષ કરવાથી પુરૂષ ઉપર દ્વેષ કરનારી થઇ છે. સુષેણાના ભવમાં અર્ગલાનો આડો ઘા તે ઝીલ્યો હતો તેથી તેણીનું ચિત્ત જે તેં વશ કરેલું તેના વશથી હે મહાવેગ ! તને તેણીએ પતિ તરીકે અંગીકાર કર્યો. જે અર્જુન હતો તે હું અનંગકેતુ થયો, પૂર્વ ભવના વેરથી તેણીએ મારો ત્યાગ કર્યો. તો પૂર્વભવની હકીકત સાંભળી મહાવેગને તેમજ પદ્માને ત્યાં જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થતાં ધર્મમાં લીન થાય છે. ઉપર પ્રમાણે સાંભળી રાજાની દીક્ષા લેવાની ઇચ્છા થતાં મહાવેગને ગાદી સોંપી દીક્ષા લે છે અને દેવલોકમાં જાય છે.

હવે મહાવેગને કેટલાક વખત પછી અશુભ કર્મનાં ઉદયથી મહારોગ ઉત્પન્ન થાય છે. ઉપચારો કરતાં રોગ નહિં મટતો હોવાથી કર્મનું સ્વરૂપ વિચારે છે, દરમ્યાન એક વિદ્યાધર વૈદ્ય રોગની શાંતિ માટે તેની પાસે આવે છે, હકીકત જાણી તે વૈદ્ય પશુનો આહાર કરવાની ભલામણ કરતાં મહાવેગ જીવનો ઘાત કરી રોગની શાંતિ કરવા ના કહે છે અને સમ્યક્ પ્રકારે દુઃખ સહન કરતાં એક રાત્રિને વિષે રોગની શાંતિ થશે તો તો હું રાજ્યલક્ષ્મીને તજી પ્રવ્રજ્યા લઇશ. પ્રાતઃકાલ થતાં રોગની શાંતિ થતાં પોતાના પુત્ર કનકવેગને ગાદીએ બેસારી સાઠ વિદ્યાધર રાજપુત્ર સહિત **મેઘઘોષસૂરિ** પાસે દીક્ષા ગ્રહણ કરી, ચારિત્ર પાળી છેવટે બ્રહ્મલોક કલ્પમાં દેવ થાય છે, ત્યાંથી ચ્યવી આ ભરતક્ષેત્રને વિષે **સુરપુર** નગરમાં **કનકકેતુ** રાજા અને તેની **શાંતિમતી** રાણીની કુક્ષિને વિષે પુત્રપણે ઉત્પન્ન થતાં ત્યાં તેનું **બ્રહ્મ** નામ આપવામાં આવે છે. ત્યાં યુવાવસ્થા થતાં પૂર્વભવમાં અનુભવેલ ચારિત્ર ગુણવડે સ્ત્રીના પરિગ્રહથી વિરક્ત મનવાળો થઇ કેટલાક મિત્રો સાથે મારા કેવલજ્ઞાનનો મહિમા જાણી અહિં આવી પ્રવ્રજ્યા અને ગણધરની લક્ષ્મીને પામ્યો છે.

---

## પાંચમા ગણધર સોમનો ( પૂર્વ ભવનો વૃતાંત. )

દેવાધિદેવ પાર્શ્વનાથ ભગવંત દેશનામાં પ્રકાશે છે. આ જંબૂદ્વીપને વિષે ભરતક્ષેત્રમાં **અંગદેશમાં** ચંપા નામની નગરી ને **જિતારી** નામનો રાજા છે. તેને **શિવદત્ત** નામનો અમાત્ય અને તેને **વસંતસેના** નામની સ્ત્રી છે. તેણીએ અનેક મંત્ર તંત્રો ઉપાયો કર્યા પણ પુત્રપ્રાપ્તિ નહિ થવાથી છેવટે આભૂષણો વગેરેનો ત્યાગ કરી ઉદાસ થઇ બેઠી છે ત્યાં અમાત્ય તેનું કારણ પૂછતાં પુત્રવિરહનું દુઃખ જણાવે છે. અમાત્ય તેને પુરુષાર્થવડે કાર્યસિદ્ધિ થાય છે તેમ જણાવી પછી જિતારી રાજાને તે હકીકત ખાનગી જણાવી દશ દિવસ દેવીની આરાધના કરવા માટે અમાત્યે એક મંદિર તૈયાર કરાવી એક ભૂમિશુદ્ધિ કરાવી **ધરા** નામની દેવતાની સ્થાપના કરી–હે દેવી ! તું મને વરદાન આપીશ ત્યારે ભોજન કરીશ એમ જણાવી પગમાં પડી, સ્તુતિ કરી, તેનામાં એક ચિત્તવાળો થાય છે. દરમ્યાન સાતમો અહોરાત્ર ( દિવસ ) થતાં દેવીએ તેની પરીક્ષા કરવા અનેક પ્રકારના ઉપસર્ગો કરવાનો પ્રારંભ કર્યો. કોઇ પણ પ્રકારે અમાત્ય ક્ષોભ નહિં પામવાથી આવા પ્રાણીઓને શું અસાધ્ય હોય ? છેવટે દેવી તુષ્ટમાન થતાં પ્રત્યક્ષ થઇ જણાવે છે કે–કોઇ કર્મના વશથી તને પુત્ર થશે પરંતુ તે તારા ઘરમાં મોટા દારિદ્રને ઉત્પન્ન કરશે એ સાંભળી પુત્ર જ આપવાની માંગણી કરે છે. દેવી વરદાન આપવા સાથે દેવ, ગુરુની પૂજા વિશેષ પ્રકારે કરવાની જણાવી, દેવી અદ્રશ્ય થતાં અમાત્ય પોતાને ઘેર જઇ વસંતસેનાના પૂછવાથી પુત્ર થશે તેમ જણાવે છે.

એક વખત રાત્રિના સુખશય્યામાં સૂતેલી વસંતસેના પ્રભાતસમયે સુંદર આકારવાળો પૂર્ણ કળશ ખાલી પોતાના મુખમાં પ્રવેશ કરતો સ્વપ્નામાં જોવે છે, હર્ષ અને ખેદ સાથે સવારનાં તે અમાત્યને જણાવે છે. તે જાણી અમાત્યે તથાપ્રકારના દેવીનું નિશ્ચયનું સ્મરણ કરીને ધનની અપ્રાપ્તિનો પરિવાર જાણ્યા છતાં વસંતસેનાને તે હકીકત જણાવી નહિં. પરિપૂર્ણ માસે વસંતસેનાને પરવાળાની જેવા રાતા હાથ પગવાળો, કોમળ કાયાવાળો, પુત્ર જનમ્યો, અને બારમે દિવસે તેનું **દેવપ્રસાદ** નામ પાડયું. યોગ્ય સમયે **અહિચંદ્ર શેઠની** સોમા નામની કન્યા તેને પરણાવે છે. હવે ક્રમે ક્રમે તેના ઘરમાં ધનનો નાશ પામવા લાગે છે. દેવીની હકીકતને વારંવાર તે યાદ કરે છે. દરમ્યાન રાજાના આદેશથી તેના હાથમાંથી મુદ્રા લઇ, ઘરનું સર્વસ્વ હરણ કરી રાજસેવકો અમાત્યને કુટુંબ સહિત કેદખાનામાં નાંખી, લાંઘન કરાવી તર્જના કરે છે તે વખતે અમાત્ય રાજ્યલક્ષ્મી કેવી વિડંબના પમાડે છે, રાજાનું સન્માન પણ પ્રથમ મિષ્ટ અને છેવટે તાલપૂટ વિષ જેવું છે વગેરે તેમાં વિચારે છે અને રાજા અમાત્યનું ધન પણ લઇ લે છે. પછી રાજા તેને મુક્ત કરતાં તે પોતાના ઘેર જાય છે. જ્યાં તેની સ્ત્રી વસંતસેનાને સંસારની અદ્ભુત લીલા, કાળ પરિવર્તન, કર્મનું સ્વરૂપ અને રાજાઓનાં પરિચય કેવો દુષ્કર છે ( પા. ૨૭૨ ). વગેરે જણાવી સંતાપ છોડવા ઉપદેશ આપે છે. પછી દેવીએ પૂર્વ વરદાન આપતાં કહેલી હકીકત પોતાની સ્ત્રીને જણાવે છે. અને ભાગ્યમાં જે બનવાનું છે તે બને છે બીજા તો માત્ર નિમિત્તરૂપ છે. જેમ રામચંદ્ર હાથે રાવણનાં મરણનો સંભવ હતો અને સીતાજી તો નિમિત્ત માત્ર થયેલ છે. વગેરે હકીકત અમાત્ય સમજાવે છે. પછી અમાત્ય પોતાના કુટુંબ સહિત ત્યાંથી નીકળી એક પાસેના ગામમાં જઇ ત્યાં આજીવિકા ચલાવે છે. કેટલાક દિવસ પછી અમાત્ય અને તેનો પુત્ર પોતાની દુ:ખી અવસ્થા જોઈ એક દિવસ પોતાની ઘાસની ઝુંપડીમાંથી નીકળી બહાર જાય છે, ત્યાં કંકેલી વૃક્ષની નીચે રહેલા એક મુનિને પોતાના એક ચરણવડે ઉભા રહી સૂર્ય સામે દૃષ્ટિ રાખી ધ્યાન સાથે ઉભેલા જોઇ મોટા હર્ષવડે તે બંને તેમના ચરણોમાં પડે છે. અવધિજ્ઞાનવડે તેના ગુણનો લાભ જાણી મુનિશ્રી તમે આવ્યા તેમ કહે છે. પછી અમાત્ય મુનિને આવા દુષ્કર તપવડે આપના આત્માને કેમ પ્રયાસ આપો છો ? તે પૂછતાં મુનિરાજ પૂર્વે કરેલા દુષ્કૃત કર્મોનો નાશ તપ સિવાય થતો નથી, વળી આ લોકનાં કાર્યો પણ મોટા કલેશ વિના સિદ્ધ થતાં નથી તો આત્યંતિક પરલોકના કાર્યો તપ સિવાય શી રીતે સિદ્ધ થાય ? તમે પણ સત્ત્વપણાએ કરીને દિવસો નિર્ગમન કરતાં કાર્યના તત્ત્વને નહિ જાણીને જ આ પ્રમાણે આત્માને દુ:ખી કરો છો, પૂર્વે કરેલા દુષ્કૃત કર્મોનું પ્રતિવિધાન કેમ કરતા નથી ? વગેરે જણાવી પૂર્વ દુષ્કૃત કર્મના નાશનો વિધાન ગુરૂ મહારાજ બતાવે છે. પણ અમાત્ય મુનિને પોતે પૂર્વ ભવે શું દુષ્કૃત કર્મ કર્યું હતું અને આ ભવમાં તેનો નાશ કરવા માટે અમો શું કૃત્ય કરીએ ? તે કૃપા કરી જણાવો. એમ પૂછવાથી ગુરૂ મહારાજ તેમનો પૂર્વ ભવનો વૃત્તાંત અહિં જણાવે છે. (પા. ૨૭૪ થી પા. ૨૮૨) જે મનન કરવા જેવું છે. મુનિરાજ આ પૂર્વભવના વૃતાંતમાં સાથે ધર્મધ્યાનનો વિધિ બતાવતાં જણાવે છે કે " ધ્યાન કરનાર પવિત્ર થઇ, પલાંઠી વાળી, મન વચન કાયાના વ્યાપારને રૂંધી, નાસિકાના અગ્રભાગ ઉપર નેત્ર રાખી, શ્વાસોશ્વાસને મંદ કરી, પોતાના દુશ્ચરિત્રની નિંદા કરતો, સર્વ પ્રાણીઓને ખમાવતો, પ્રમાદને દુર કરતો, જિનેશ્વરના ધ્યાનમાં એકચિત્તવાળો થઇ, ગણધર ગુરુનું સ્મરણ કરવું. અહિંયા દેવોએ કરેલી સમવસરણની રચનાનું સક્ષિપ્ત પણ જાણવા યોગ્ય વર્ણન ગુરુ મહારાજ આપે છે. તે સમવસરણમાં પછી પ્રભુ પૂર્વ દિશા સન્મુખ સિંહાસન ઉપર બિરાજમાન થાય છે અને ત્રણ દિશા પ્રતિરૂપ દેવો કરે છે, પ્રભુ કેવળજ્ઞાનવડે સમગ્ર વસ્તુનો પરમાર્થ પ્રગટ કરે છે વગેરે પ્રભુના અસાધારણ ગુણોનું વર્ણન કહેવામાં આવે છે.

તેવા પ્રભુ પોતાની પાસે જ છે એવો ભાસ થાય ત્યાંસુધી નિશ્ચલ ધ્યાન કરવા જણાવે છે; પછી ભૂમિ ઉપર જાનુ રાખી મસ્તકને નમાવી જિનેશ્વરના ચરણને સ્પર્શ કરતાં પોતાના આત્માને માનવો અને જિનેશ્વરે રક્ષણ માટે આ અંગીકાર કર્યું છે એમ ચિંતવવું. પછી પ્રભુ પાસેજ વર્તે છે તેમ ધારી ગંધાદિકવડે પ્રભુની સર્વાંગપૂજા કરવી, સ્તુતિ કરવી, અને બોધિલાભાદિકની પ્રાર્થના કરવી. આ પ્રમાણે નિત્ય અભ્યાસ કરવાથી જિનેશ્વરના ગુણ અને રૂપાદિકનો સમ્યક્ પ્રતિભાસ થાય છે, સંવેગ થવાથી કર્મક્ષય થાય છે. રોગાદિકની શાંતિ થાય છે વગેરે વર્ણન ધ્યાન કરવા માટે ગુરુમહારાજ જણાવી છેવટે ઉપદેશે છે કે આ પ્રમાણે હમેશા સમવસરણમાં રહેલા જિનેશ્વરનું સ્મરણ કરી અંતે ધ્યાનનો સંવર કરી ઉચિત કાર્યમાં પ્રવર્તવું વગેરે હકીકત ગુરુ મહારાજે ( અહિં પા. ૨૮૨–૨૮૩ માં ) બતાવેલ છે તે ખાસ વાંચવા આદરવા ભલામણ કરીએ છીએ. આ ગ્રંથકર્ત્તાશ્રીનું અપરિમિત વિદ્વત્તાપૂર્ણ જ્ઞાન, સુંદર શૈલીની અપૂર્વ રચના, વાંચતા વાચકને આત્મિક આનંદ ઉત્પન્ન કરે છે. આ કાળમાં પણ ભવિ પ્રાણીઓ મોક્ષ પ્રાપ્ત કરવા, આત્મિક લાભ અને વ્યવહારિક સુખ પ્રાપ્ત કરવા, આવી રીતે જિનેશ્વરનું ધ્યાન દૃઢ શ્રદ્ધા, શાંતિ અને વગર કષ્ટે કરી શકે છે. આવા દેવાધિદેવોના વિદ્વાન પૂર્વાચાર્યોના રચેલાં ચરિત્રો મનનપૂર્વક વાંચવાથી પ્રાણીને કેટલો આનંદ થાય છે, લાભ મેળવી શકે છે. પૂર્વ કાળમાં કેવલજ્ઞાની વગેરે મહાન પુરૂષો વિદ્યમાન હતા જેથી મનુષ્યને તેમનો પૂર્વ ભવ જ્ઞાનવડે જણાવતાં, પ્રાણી તેઓશ્રીના ઉપદેશવડે ધર્મ પામતાં, કેવા કેવા શુભાશુભ કર્મનો કેવો વિપાક પ્રાણીઓને ભોગવવો પડતો તે સહજ જણાતું; પરંતુ આજે તેવા જ્ઞાની મહાત્માનો વર્તમાન કાળમાં યોગ નહિ હોવાથી આવા સુંદર ચરિત્રોના શ્રદ્ધાપૂર્વકના અધ્યયનથી જ આત્મા, કર્મનું ફળ, તેનું નિવારણ અને દુનિયામાં દેખાતા એક સુખી એક દુઃખી, રોગી, નિરોગી, વગેરે પુણ્ય, પાપ, શુભ અશુભ કર્મના ફળો જોઇ શકાય છે. આત્મા અને કર્મનો સંબંધ, મોક્ષ મેળવવા માટે સંવર, નિર્જરા અને મોક્ષ પ્રાપ્ત કરવાના, જ્ઞાન, દર્શન ચારિત્ર તપ વગેરે ઉત્તમ સાધનો જાણી આદરી મોક્ષ-પ્રાપ્તિ મનુષ્ય કરી શકે છે. આત્મા અને કર્મનું સ્વરૂપ, મોક્ષ મેળવવાના સાધનો નવતત્ત્વો કર્મગ્રંથ વગેરે તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાં જે જોવાય છે તે જૈન દર્શન સિવાય અન્ય કોઇ દર્શનમાં જોવાતા નથી જેથી આવા ચરિત્રો વાંચી વિચારી ( મનનપૂર્વક ) ધ્યાનનો નિરંતર અભ્યાસ ક્રમે ક્રમે કરવાની પ્રાણીને જરૂર છે.

હવે અહિં ગુરૂ મહારાજનો ધ્યાનનો ઉપદેશ સાંભળી શિવા, દેવપ્રસાદ અને અમાત્ય વગેરેએ જિન ધર્મ અંગીકાર કરે છે. પછી અમાત્ય વગેરેના કર્મ ક્ષીણ થવાથી રાજ્યવૈભવ પ્રાપ્ત થાય છે એને દેવપ્રસાદે સંસારનું અસ્થિર સ્વરૂપ વિચારી છેવટે **શ્રમણસિંહ** નામના મુનિની પાસે દીક્ષા અંગીકાર કરે છે. તિક્ષણ સાધુની ક્રિયા પાળી સમાધિપૂર્વક મૃત્યુ પામી સનત્કુમાર દેવલોકમાં જાય છે ત્યાંથી ચ્યવી ક્ષિતપ્રતિષ્ઠિત નગરમાં **મહીધર** રાજાની **રેવતી** ભાર્યાને વિષે પુત્રપણે ઉત્પન્ન થતાં તેનું ત્યાં **સોમ** નામ પાડે છે. યુવાવસ્થાને પામ્યા છતાં કામદેવના દોષો, ઇંદ્રિયના વિકારો અને વિરૂદ્ધ આચરણનો ત્યાગ કરીને રહે છે તે વખતે તેના પિતા લગ્ન કરવા, રાજ્ય લક્ષ્મી ભોગવવા પછી ઉચિત કાર્ય કરવા જણાવે છે, પરંતુ અસ્થિર સંસાર કેવો છે ? વગેરે વચનો વડે આત્મહિત કરવા સંબંધી તે પિતાને જણાવે છે. પછી પિતાની આજ્ઞાનું ઉલંઘન નહિં કરવા વિચારી પોતાની રૂચી જણાવતાં પિતા સામંત રાજા પુરૂષસિંહની પુત્રી **ચંપકમાલા** સાથે લગ્નનું નક્કી કરી શુભ મુહુર્તે લગ્ન કરવા ચંપકમાલાને મોકલવા તેના પિતાને જણાવતાં અચાનક વિઘ્ન આવી પડવાનું છે તેનો વિચાર નહિં કરતાં ચંપકમાલાને ત્યાં મોકલે છે જ્યાં રસ્તામાં દૂત દ્વારા જાણી શતદ્વાર નગરના રાજા **કાર્તવીર્ય** તેણીનું હરણ કરે છે. બન્ને રાજાઓ તે સાંભળી ક્રોધ પામી કાર્તવીર્ય તરફ જાય છે. ત્યાં કુંવર તેના પિતાને પગે પડી જણાવે છે કે મને

તેની સામે જવાની રજા આપો. પછી તેના પિતા ચતુરંગી સેના સાથે તેને વિદાય કરે છે. ત્યાં જાય છે અને બન્નેનું અસ્ત્ર શસ્ત્રોવડે ત્યાં યુદ્ધ થાય છે. પુરૂષસિંહ પણ ત્યાં આવી પહોંચે છે. છેવટે કાર્તવીર્ય વેગથી પોતાના નગર તરફ નાસી જાય છે, પાછળ સૈન્ય જાય છે અને બીજો કોઈ ઉપાય નહિં ચાલવાથી ભય પામેલ તે રાજા તેની પુત્રી ચંપકમાલાને સન્મુખ વિદાય કરે છે. તેણીને લઇ સોમ પોતાના નગર તરફ આવે છે અને મહોત્સવપૂર્વક લગ્ન થાય છે. તેના પિતા તેને રાજ્યગાદી સોંપી પોતે મોક્ષ નિમિત્તે સર્વ ત્યાગ કરી વનને વિષે જવા જણાવે છે. રાજ્યનો ભાર આપ સિવાય ઉપાડવા કોણ સમર્થ છે વગેરે વચનોવડે પોતાના પિતાનું ગૌરવ જણાવે છે. તે સાંભળી 'આ વાર્તાએ કરીને સર્યું'' એમ બોલતો કુમાર પોતે ઘેર જાય છે. ચિરકાળ સુધી દેવ ગુરૂ ધર્મની ઉપાસના કરતાં ચંપકમાલાને હરિશેખર નામનો પુત્ર અવતરે છે. સર્વ ખુશી થાય છે. તે પુત્ર ચાર વર્ષનો થતાં તેને કોઇ વ્યાધિ થતાં તે મૃત્યુ પામે છે. તે વખતે સર્વ શોક પામે છે. દરમ્યાન ત્યાં વિનયંધર નામના મુનિવર્ય પધારે છે. તેને વંદન કરે છે અને મુનિવર શોક પામેલાઓને સંસાર અનિત્ય છે, પીપળ પાન જેવું જીવિત ચંચળ છે અને તે નિરંતર સમુદ્રની વેળાની જેમ જવું આવવું થયા કરે છે જેથી તેને સ્થિર કરવા કોઇ સમર્થ નથી. હરિ, ચક્રવર્તી, ઇંદ્ર, દેવ, દાનવ વગેરે મરણ પામે છે તો પછી માત્ર બાળકના મરણ માટે શું વિસ્મય છે ? વગેરે અનેક પ્રકારે સમજાવી ક્ષણભંગુર સંસારને જાણી ધર્મને માટે ઉદ્યમ કરવા ઉપદેશ આપે છે. પછી રાજા અને રાજપુત્ર શોકનો ત્યાગ કરી મુનિએ આપેલ ધર્મોપદેશ માટે સ્તુતિ કરી, મોહનો ત્યાગ કરી પોતપોતાના કાર્યોમાં ઉદ્યમી થયા. કેટલાક વખત પછી ચંપકમાળાને વિવિધ પ્રકારના રોગો થયા, અનેક ઉપચારો કર્યા છતાં આરામ ન થતાં શહેરમાં પડહ વગડાવ્યો કે-જે માણસ આ દેવીને આરામ કરશે તેને રાજા મનોવાંછિત આપશે. તે સાંભળી કલિંગ દેશનો એક વૈદ્ય ત્યાં આવે છે. તેનો ઉપાય પૂછતાં વૈદ્ય કહે છે કે-તેને સાત રાત્રિ સુધી મદિરાની સાથે પંચુંબરીના ફળ ખવરાવશો તો આરામ થશે. ચંપકમાળા સર્વજ્ઞના ધર્મમાં નિશ્ચય મનવાળી હોવાથી તે જાણી કહે છે કે જળબિંદુ જેવા આ ચંચળ જીવિતને માટે કયો મનુષ્ય આવું અકાર્ય કરે ? જીવિત શાશ્વતું થતું હોય તો ઠીક ? શ્રી વીતરાગના ધર્મને જાણ્યા પછી જીવિતનું અનિત્યપણું હોવાથી આવું પાપ કરવાની મારી ઇચ્છા નથી. વગેરે ( પા. ૨૮૮-૨૮૯ ) ધર્મભાવના વાંચવા જેવા છે એ રીતે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ નહિં કરતાં અન્ય સર્વ છોડી પંચ નમસ્કારનું સ્મરણ કરી મૃત્યુ પામી સ્વર્ગમાં જાય છે. સોમકુમાર પોતે વૈરાગ્યવાસિત થવાથી ચારિત્રની પ્રશંસા કરતો ગૃહવાસી છોડી સંજમ લેવા જણાવતાં તેથી નિશ્ચિત મતિવાળા પોતાના પુત્રને જાણી પિતાએ સોમકુમારને અનુમતિ આપવાથી મારા કેવળજ્ઞાનની ઉત્પત્તિ જાણી પાંચસો રાજપુત્રો સહિત અહિં આવી ચરિત્ર અને ગણધરની પદવીને પામ્યો.

---

## છઠ્ઠા ગણધર ભગવાન શ્રીધરનું પૂર્વભવ વર્ણન.

### જગદ્દગુરૂ શ્રી પાર્શ્વનાથ ભગવાન દેશનામાં કહે છે.

આ જંબૂદ્વીપના ઐરાવત નામના ક્ષેત્રમાં **સુવર્ણપુર** નામના નગરમાં **શિવધર્મ** રાજાને **વામદેવ** નામેનો મંત્રી છે તેને **શીવા** નામની ભાર્યાને અને અસાધારણ સ્વરૂપવાન **બંધુમતી** નામની પુત્રી છે. તેનું તે જ નગરના **મહાઘોષ** નામના સેનાપતિએ ( સ્નેહયોગે ) વામદેવની પાસે બંધુમતીનું લગ્ન પોતાના પુત્ર **હેમદત્ત** સાથે કરવા માંગણી કરતાં તે તેની સમાન જાણી ત્યાં હેમદત્ત સાથે

વેવીશાળ કરવામાં આવે છે. દરમ્યાન શિવધર્મ રાજા એક દિવસ કામદેવના મંદિરમાં મહોત્સવના પ્રસંગે આવે છે, જ્યાં પૂર્વે કોઇ વખત બંધુમતી દર્શન કરવા આવેલ, તે વખતે એક ચિત્રકારે તેનું રૂપ આળેખેલું જોઇ રાજા કામાતુર થાય છે. આવાસે આવી બેચેન બને છે. પ્રધાન પુરુષો કારણ પુછતાં બંધુમતી જોઇ ત્યારથી મને મોહ થયો છે તે જાણી મંત્રી પાસે તેની પુત્રીનું માગુ કરતાં હેમદત્ત સાથે વેવીશાળ કરેલું જણાવે છે. ત્યારપછી નીતિશાસ્ત્રમાં કહેલા રાજાઓના ધર્મનો વિચાર કરે છે (પા. ૨૯૨) રાજા મારે ખેદ થાય છે, રાજા હઠ નહિં મૂકતો હોવાથી રાજાભિયોગ અપરાધ પામવાથી અમાત્યની પુત્રી બંધુમતીને રાજા પરણે છે. અહિં હેમદત્ત તે જાણી ગાંડો બની જઇ શહેરમાં રાજા મારી સ્ત્રી લઇ ગયો, મને ત્યાં લઇ જાઓ. એમ લવતો ફરે છે. રાજા આ હકીકત જાણી પોતે લોકવિરૂદ્ધ, મર્યાદા રહિત અકાર્ય કરેલું છે તેવો પશ્ચાતાપ થતાં હેમદત્તને બોલાવી બંધુમતીની સાથે બીજી સ્ત્રીઓ રાખી, તેની પાસે ઓળખાવી, બંધુમતીને હેમદત્તને સોંપી દે છે. બંધુમતી હેમદત્તને ઘેર ગયા બાદ વિચારે છે કે હું રાણી થયા પછી તેના ચાકરની ભાર્યા શી રીતે થઈ શકું ? વગેરે પશ્ચાતાપ થતાં ખાનપાન, શ્રૃંગાર વગેરેના ત્યાગ કરે છે હેમદત્ત તેને પૂછતાં તેણી કંઇપણ નહિં જણાવતાં તાપસી દીક્ષાનું જણાવી તાપસી થાય છે.

પૂર્વ કાળમાં રાજાઓ વિષય કે પ્રમાદવશ થઇ કુળમર્યાદાનો લોપ કરી અન્યાયપૂર્વક, મર્યાદા રહિત, અનુચિત્ત કવચિત કાર્ય કરી બેસતા; પરંતુ છેવટે યથાર્થ હકીકત જાણતાં, જેને જે જાતનું નુકસાન યા વ્યથા થઇ હોય ] તેનું નિવારણ કરી પોતાના અનીતિરૂપ આચરણ વિરૂદ્ધ સંસારની અસારતા વિચારી સંસારથી વિરક્ત થતાં, જેથી તેવા ન્યાયી રાજાઓ અને તેની વીરાંગનાઓના નામો શાસ્ત્રો અને કથા સાહિત્યમાં સુવર્ણાક્ષરે નામો પણ લખાઈ ગયેલ છે જે ચરિત્રો અનુકરણીય છે. વળી બંધુમતી જેવી સુશીલ, કુલીન, સ્ત્રી હોવાથી, પોતાની કુલિનતા, લોકવિરૂદ્ધતા જાણી, છેવટે તે પણ સંસારથી વિરક્ત થાય છે. આવા પ્રજાવત્સલ ન્યાયી રાજાઓ તથા બંધુમતી જેવી કુલીન વીરાંગનાઓ પૂર્વ કાળમાં હતી અને તેની કસોટી કુદરત કરતી જેથી તે સુવર્ણ થયેલ છે. હેમદત્ત પોતાની હાંસી લોકોમાં થતી જાણી ત્યાંથી નાશી જઈ કલિંગ દેશમાં ત્રિપુરમખ્યાકાર નામના ઉદ્યાનમાં અગ્નિવડે તપતો એક પ્રસિદ્ધ તાપસ રહે છે, ત્યાં આવે છે. અહિં શિવધર્મ રાજાને પણ તે વખતથી સંસારને અસાર ચિંતવતો સુગુરૂના જોગને ઇચ્છતો રાત્રીના સુવે છે તે વખતે સ્વપ્નામાં કિરણોના સમૂહ યુક્ત સૂર્યને જોવે છે. સવારમાં આવી રાજસભામાં બેઠો છે જેવામાં "અન્યાય–અન્યાય" એમ શબ્દ બોલતો એક પુરૂષ ત્યાં રાજસભામાં આવે છે. રાજા કહે છે કે તારો પરાભવ કોણે કર્યો ? પૂછતાં તે પુરૂષ કહે છે કે– આ ગામનો હું દેવલ નામનો ગૃહપતિ છું. મારે ચાર ભાઇઓ તેટલી બ્હેનો, પુત્રો પુત્રીઓ તેની સંતતિઓ પણ હતી. સર્વ સાથે એકજ ઘરમાં રહેતા હતા. દૈવયોગે સુકૃતના ત્યાગવડે દુષ્ટ મહા વ્યાધિ આવતા અનેક ઉપચાર કરતા છતાં હું અને મારા પુત્ર સિવાય બધા મરણ પામવાથી ઘર છોડી અમો બંને ફરવા લાગ્યા. એક દિવસ મારો મોટો પુત્ર નંદોદ્યાનમાં સમવસરેલા અનેક ભવ્ય પ્રાણિઓને ઉપદેશ આપતા વિજયઘોષસૂરિની પાસે ગયો અને તે સૂરિએ મોહ પમાડનાર ચૂર્ણવડે કે કોઇ વિદ્યાના બળવડે તેને વશ કરવા વડે મુખવસ્ત્રિકા, ઓઘો અને કેશના સમૂહનો લોચ કરેલો અને ધર્મ ધ્યાન પામેલો, સર્વ સ્થળે શોધ કરતા મેં જોયો, મેં તેને આ શું કર્યું તેમ પૂછતાં. મોન ધારણ કર્યું. હે, પૃથ્વીનાથ ! કુટુમ્બના દુઃસહ શોકના આવેગવાળો હું આ વૃત્તાંત આપને કહેવાને માટે આવ્યો છું. આ સાંભળી સભાના લોકો હસતાં તેને કહેવા લાગ્યા કે મરણના ભયથી તારા પુત્રે દીક્ષા અંગીકાર કરી તેમાં સાધુને દૂષણ પ્રાપ્ત શું થયું ? તારૂં બીજું

કુટુંબ નાશ પામ્યું તેનો શોક તને કાંઈ નથી. અને જે મહાનુભાવે સંસારનું ક્ષણભંગુરપણું જાણીને અને "ધર્મ સાધવામાં તત્પર એવું મરણ પણ સારૂં છે" એમ ભાવના ભાવી દીક્ષા અંગીકાર કરે છે તેનો તું આ પ્રમાણે શોક કરેછે. ધર્મ રહિત જે મરણ પામે તેનો શોક કરવો વ્યાજબી છે. પરંતુ જે ધર્મ પામ્યા હોય તે જીવિતમાં અને મરણ-બન્નેમાં કીર્તિના સ્થાનને પામે છે. તારું મોહનું મહાત્મ્ય કેવું છે ! નિરંતરના જન્મ, જરા, મૃત્યુ રોગ અને શોક રૂપ અગ્નિવડે બળતો જ છે તેમાંથી નીકળતા જીવને જે નિવારણ કરે તે મોટો શત્રુ છે. આ પ્રમાણે સાંભળી બોધ પામેલો દેવલ બોલ્યો કે-હે રાજા ! મારો મોહરૂપી અંધકારનો નાશ થવાથી મારા પુત્રે ગ્રહણ કરેલા માર્ગે જવા મારૂં મન ઇચ્છે છે જેથી તે તથા રાજા પણ કામાદિકથી ચિત્તમાં વૈરાગ્ય પામેલો હોવાથી ગુરુના દર્શનને ઇચ્છતો હાથી ઉપર બેસી પ્રધાન પુરુષો સહિત દેવલ સાથે નંદન ઉદ્યાનમાં આવે છે ત્યાં હાથી પરથી ઉતરી ગુરુને વાંદે છે; પછી ગુરુ ધર્મકથા પ્રારંભતા ધર્મનું શું ફળ છે અને ધર્મ સદ્દગુરુના ઉપદેશવડે સંભવે છે અને તેથી યથાસ્થિત અર્થના જ્ઞાનથી વ્યાપ્ત સમકિત( શ્રદ્ધા )રૂપી જ્ઞાનવાળું અનુષ્ઠાન ( ક્રિયા ) અતુલ ફળવાળું બને છે વગેરે છે, જેથી હે રાજા ! આ સામગ્રી પામીને પ્રમાદરૂપી મદિરાના મદનો ત્યાગ કરીને સદ્ધર્મના કાર્યના અત્યંત ઉદ્યમવાળો થા. શુભ કર્મને પામીને પણ કુકર્મના દોષથી કેટલાક અજ્ઞાની જીવો નાગદત્તની જેમ ફરીથી પણ મિથ્યાત્વને પામે છે. રાજાની વિનંતિથી સૂરિમહારાજ નાગદત્તની કથા કહે છેઃ—

માગધ દેશમાં દેવરાપુર નામના નગરમાં રામ નામે વણિકપુત્ર અને નાગદત્ત નામે બ્રાહ્મણ પુત્ર બન્ને મિત્રો છે. તે ગામમાં એક વખત રાજાનો અભાવ થતાં ત્યાંના લોકો દુઃખી થવાથી બન્ને મિત્રો દક્ષિણ દેશમાં જાય છે. ત્યાં એક દિવસ નગર બહાર લાકડાં કાપવા જતાં ત્યાં કાયોત્સર્ગે રહેલા મહાબલ નામના એક સાધુને જોતાં હર્ષ પામી ફરી ફરીને તેમની સામે જુએ છે. તે દરમ્યાન મોટી ફણાવાળો એક મોટો સર્પ ડાબી બાજુની ગુફામાંથી નીકળી તે મુનિરાજને ડંસી ગુફામાં પેસી જાય છે; છતાં પણ મુનિને વિષ તો ન ચડયું પરંતુ ધર્મધ્યાનથી ચલાયમાન પણ થયા નહિં. તે જોઈ બન્ને મિત્રો વિચાર કરવા લાગ્યા કે આ ભગવાન અતિશયવંત કલ્પવૃક્ષ જેવાં છે જેથી આમનું અવલંબન કરવું યોગ્ય છે. પછી કાયોત્સર્ગ પારેલા તે મુનિની પાસે જઈ આતાપ, શીત વગેરેવડે આપ કેમ બાધા પામતા નથી ? એમ વિનંતિપૂર્વક પૂછતાં મુનિવરે જણાવ્યું કે-ધ્યાનની સીમાને પામેલા સાધુઓ તેનાથી બાધા પામતા નથી. તે સાંભળી વિચારવા લાગ્યા કે આ પ્રત્યક્ષ ચિંતામણીને આરાધવાથી રોગ, ઉપદ્રવ, દારિદ્ર વગેરે નાશ થાય છે. પછી તે બન્ને રાત્રે મુનિની પાસે સુવે છે. રાત્રિના સમયે તેમની નિંદ્રા નાશ પામી અને તેટલામાં જુએ છે તો નૃત્ય, વાજીંત્ર, ગીત વગેરેવડે ભગવાનની ગુણ-સ્તુતિ કરવામાં તત્પર દેવોના સમૂહને જોઈ વિસ્મય પામી સવારના ભગવાનને વિનંતિપૂર્વક જણાવવા લાગ્યા કે રત્નના નિધિ એવા અમે આપના ચરણકમળની આરાધના કરવા માંગીએ છીએ. પછી ભગવાનને પ્રવ્રજ્યા ગ્રહણ કરવા જણાવતાં તે બન્નેએ પ્રવ્રજ્યા અંગીકાર કરી. પછી એક વખત તે સાધુએ દિક્ષાનો મહિમા જણાવતાં કહ્યું કે ( પા. ૨૯૯ ) આ ચારિત્ર સકળ મનોવાંછિતને આપનારા ચક્રી, ઇશ્વર, ગણધર અને છેવટે તીર્થંકરની પદવી લબ્ધિઓ સર્વે પ્રયત્ન વગર પ્રાપ્ત કરાવે છે અને સર્વ દુઃખોનો નાશ કરનાર છે, છેવટે મોક્ષ આપનાર છે માટે એક ક્ષણ માત્ર પણ પ્રમાદનું આચરણ ન કરવું. તે સાંભળી બન્નેએ તે વાત અગીકાર કરી, પરંતુ નાગદત્તને બ્રાહ્મણ જાતિ સાથે શુચિપણારૂપ પિશાચાદિકના કારણથી મુનિના આચારો રૂચતા ન્હોતા અને રામને મુનિ આચારો અમૃતની જેમ પરિણમ્યા હતા. ઘણા કાળ સુધી ચારિત્રનું પાલન કરી મરણ પામી બન્ને સૌધર્મ દેવલોકને વિષે પુષ્પાવતંસક

નામના વિમાનમાં દેવપણે ઉત્પન્ન થાય છે ત્યાંથી ચ્યવી વસંતપુર નગરમાં પદ્મદત્ત નામના શેઠને ઘેર પુત્રપણે જન્મે છે. પરસ્પર પ્રેમ ભાવથી રહે છે એટલામાં તે નગરમાં અનંત નામના કેવળી ભગવાન પધાર્યા. નગરજનો વાંદવા જાય છે. રામ અને નાગદત્ત ત્યાં ગયા અને કેવળી ભગવાને મોક્ષના ફળવાળો બન્ને પ્રકારનો ધર્મ જણાવ્યો, જે સાંભળી રામ જિનધર્મમાં એક ચિત્તવાળો થયો; પરંતુ નાગદત્ત યુક્તિ, હેતુ અને દ્રષ્ટાંતવડે કેવળીનો ઉપદેશ સાંભળ્યા છતાં પ્રતિબોધ પામ્યો નહિ. મનુષ્યના દુષ્કર્મવડે દુષિત થયેલા મનવાળા જીવને ધર્મ જરાપણુ અસર કરતો નથી, માટે હે રાજા ! ધર્મવડે કંઇપણ સ્પર્શ કરાયેલા કેટલાક પ્રાણીઓ દુષિત મનવાળા હોવાથી અયોગ્યપણાને પામી જિનધર્મને પામીને કેટલાક આનંદ પામતા નથી વગેરે અનેક દ્રષ્ટાંતોવડે જિનધર્મ કહેવાથી રાજા જિનધર્મ સન્મુખ દ્રઢ થયો. દેવલ પણ સર્વ કુવિકલ્પોનો ત્યાગ કરી ચારિત્રને પામ્યો. રાજા શિવધર્મ ગૃહસ્થ ધર્મ સ્વીકારી ઘેર ગયો. હેમદત્ત તાપસી દીક્ષામાં દુષ્કર તપ તપી મરણ પામી, અસુરકુમારને વિષે ભુવનપતિ દેવ થયો. પછી કયા પુણ્ય વગેરેથી હું દેવપણું પામ્યો તેમ વિભંગ જ્ઞાનના પ્રયોગથી પૂર્વભવે ભાર્યાના અપમાનના કારણથી તાપસી દીક્ષાનું વિધાન જોયું. ત્યારપછી તત્કાળ શિવધર્મરાજાને આશ્રીને તેને ક્રોધ ઉત્પન્ન થતાં તે દુરાચારી ક્યાં છે તેમ વિચારી તેને મારવા દોડે છે. તે વખતે તેનો પરિવાર અવસર વિના થયેલા ક્રોધનું કારણ પૂછે છે અને મંગળ મહોત્સવ હાલ અહિં જન્મ્યા હોવાથી કરાવો એમ કહેતાં અત્યંત કોપ પામેલ પરિજનોનું નહિ માનતાં પોતાના ભવનમાંથી નીકળી શિવધર્મ રાજાના ભવન વિષે આવે છે. ત્યાં રાજાના ઉગ્ર પ્રભાવને જોઇ તેનો પ્રયત્ન નિષ્ફળ થયો અને રાજાનું રક્ષણ કરનારા મોટા વ્યંતરોનો તિરસ્કાર પામતાં લજ્જા પામી તે પાછો વળે છે. અહિં મોટા રાજ્યનું પાલન કરીને તથા સર્વજ્ઞના ધર્મની સમ્યક પ્રકારે આરાધના કરી, ચારે આહારનો ત્યાગ કરી નમસ્કાર (નવકાર) મંત્રનું સ્મરણ કરી તે મૃત્યુ પામી ઇશાન દેવલોકમાં સામાનિક દેવપણે ઉત્પન્ન થાય છે ત્યાં ચાર અગ્રમહિષી, ચાર લોકપાળ અંગરક્ષકો, ત્રણ પર્ષદા સાત સૈન્ય સાત સેનાધિપતિ વગેરેવડે દેવ દેવીયોના વિવિધ પ્રકારના મહોત્સવ કરતાં સુખાસને બેસે છે. અને મળેલી દેવલક્ષ્મીનું કારણ પૂર્વભવે કરેલી સુકૃત્ય અવધિજ્ઞાનવડે જાણે છે અને તાપસી દીક્ષાવડે અસુરકુમાર નિકાયમાં ભાર્યાના વિયોગવાળા વૃત્તાંતવાળા વેરઝેરને સમાપ્ત કરતાં અને પોતાનું કાંઇ ન ચાલ્યુ તેમ વિચારતા હેમદત્તને જુએ છે તે વખતે દેવસભાને ઉદ્દેશી શિવધર્મ રાજા તે અસુરકુમારની દુષ્ટ ચેષ્ટાને દેખાડતાં અશક્તિમાન એવો મારી ઉપરનું વેર વાળવા ઇચ્છે છે. તે સાંભળી વિવિધ પ્રકારના આયુધો સજી સ્વામીના પરાભવને નહિં સહન કરતા સેનાપતિઓ તેની સંન્મુખ જઇ હેમદત્તને જણાવે છે કે તું હવે કયાં જઇશ ? એમ બોલતાં સાંભળી તે અધમ ત્યાંથી નાસી જાય છે અને તેને દૂર કાઢી મુકીને શિવધર્મ રાજાના શબને ગોશીર્ષ ચંદન વગેરેવડે સંસ્કાર કરી ત્યાં શુભ કરીને દેવો સ્વસ્થાને જાય છે. હવે શિવધર્મ રાજા દેવલોકમાં ચ્યવી પોતનપુર નગરમાં નાગમળ રાજાની સુંદરી નામની રાણીના ગર્ભ વિષે પુત્રપણે જન્મ્યો. જ્યાં તેનું શ્રીધર નામ પાડવામાં આવ્યું. યોગ્યવયે કલાનો અભ્યાસ કર્યો યૌવનવયે તેને નહિં ઇચ્છતો છતાં પ્રસેનજિત રાજાની રાજીમતિ નામની કન્યાને પરણાવ્યા પછી એક વખત સામંતો વગેરેવડે મળેલી રાજ્યસભામાં રાજા સાથે તે બેઠો હતો તેવામાં પ્રતિહારે આવી રાજાને જણાવ્યું કે આપના દર્શનની ઇચ્છા કરતો એક પુરૂષને દ્વારમાં રોકેલો છે. પછી રાજાની આજ્ઞાથી તેને રાજા પાસે લાવે છે અને રાજાને નમીને જણાવે છે કે–આ નગરમાં રહેનાર ભાનુ શ્રેષ્ઠીનો દત્ત નામનો હું પુત્ર છું; કુવ્યસન લીધે ધનનો નાશ કરતાં મારા પિતાએ કહ્યું કે–કર્મ, શિલ્પ, વેપાર, વિદ્યા વગેરે ધીમે ધીમે સંચય, ઘણા કાળે થયેલ ધનની વૃદ્ધિ મોટા પવનની જેમ વેશ્યા અને જુગાર વગેરેવડે રૂના ઢગલાની જેમ જલ્દી નાશ પામે છે માટે પરિમિત વ્યય નહિ કરતો તું અત્યંત દુઃખ પામીશ. એમ કહેતાં મેં તે

અંગીકાર કર્યું છતાં ફરીને હું ઇચ્છા પ્રમાણે ધનનો ખર્ચ કરવાવાળો થયો. હવે કોઇ દિવસે સૂરદેવ નામના એક યોગીની સાથે મારો પરિચય થતાં તેણે મને કહ્યું કે-મારી પાસે યાક્ષિણીકલ્પ છે, તું મને સહાયક થા તો તે કેયૂર નામની ગુફામાં પ્રવેશ કરવાથી તે સિદ્ધ થાય તેમ છે. તેમ કરવાનું કબૂલ કરી માત-પિતાની રજા વગર તે યોગી સાથે કેયૂર ગુફા તરફ જઇ બળીદાનપૂર્વક બન્નેએ પ્રવેશ કર્યો. અને ત્યાંના ઘણા ભાગને ઉલ્લંઘન કર્યા પછી મણિમય સિંહાસન ઉપર બેઠેલ દાસ દાસીઓથી ચામર વિંઝાવવાવડે અમે તેણીને જોઇ. પછી તેની પૂજા કરી તેની પાસે બેઠા પછી તેણીએ કહ્યું કે-તમારા નગરના રાજા નાગબળને શ્રીધર નામનો પુત્ર જે આ ભવથી પહેલાના ચોથા ભવમાં તે મારો ભાઇ હતો તેનો વિયોગ કેમ થયો તેમ બન્નેએ પૂછતાં યક્ષિણીએ જણાવ્યું કે મરહટ્ટ દેશમાં **અરિષ્ટપુર** નામના નગરમાં **અશોકદત્ત** નામના વણિકને **ધનદેવ** નામનો પુત્ર અને **ધનવતી** નામની પુત્રી હતી. કોઇ વખત અશોકદત્ત મરણ પામ્યો પછી ભાઇએ બ્હેનને યોગ્ય સમયે પરણાવી પછી તેણી સાસરે જતાં તેનો પતિ શૂળના રોગથી મરણ પામ્યો. પછી તેણી પોતાના ભાઇને ઘેર પાછી આવી અને ભાઇએ તેણીને આશ્વાસન આપ્યું છતાં ભાઇની વહુને તેથી ક્રોધ ઉત્પન્ન થયો અને તેણીના છિદ્ર જોવા લાગી અને વારંવાર પોતાના પતિ પાસે ફરિયાદ કરવા લાગી. ધનદેવ સુશીલ ને સમજુ હતો. તેણે પોતાની ભાર્યાનો તિરસ્કાર કર્યો એટલે તે શ્વસુરગૃહનો ત્યાગ કરી ચાલી ગઇ. ધનવતીને આ સમાચાર મળતાં ઘણી જ દુઃખી થઇ અને ચિંતામગ્ન સ્થિતિમાં ગૃહકાર્ય ભૂલી ગઇ. ધનદેવ ભોજન સમયે બહારથી આવતાં ધનવતીને તેનું કારણ પૂછ્યું ધનદેવે બ્હેનને સમજાવી ભોજનઆદિ કાર્ય પતાવ્યું અને પોતાની પત્નીને પણ સમજાવીને લઇ આવ્યો.

ધનવતી વિચારે છે કે-જો કે મારા બંધુનો મારી પર અતીવ પ્રેમ છે પરન્તુ ચિત્ત-સંતાપ ઉપજાવનારા આ ગૃહવાસથી સર્યું, તેથી તેણીએ **રાજિમતિ** નામની પ્રવર્તિની પાસે **યોગેશ્વર** નામના ગણિની નિશ્રામાં ભાગવતી દીક્ષા સ્વીકારી. બાદ તેણીએ ગુરુણી સાથે વિહાર કર્યો. કેટલાક સમય બાદ પુનઃ અરિષ્ટપુર નગરમાં આવતાં ધનદેવ હર્ષ પામ્યો અને ધનવતી સાધ્વીની સારી રીતે સેવા શુશ્રૂષા કરવા લાગ્યો અને પોતે પણ અંતરમાં ભાવના ભાવવા લાગ્યો કે-હું પણ ક્યારે પ્રવજિત થઇ મારી બ્હેનની માફક ધર્મોપાર્જનમાં રક્ત બનીશ? તેની પત્નીને ધનદેવનું આવા પ્રકારનું વર્તન રુચતું ન હતું, તેથી એકદા તેણે સારા સારા આભૂષણો મોદકમાં નાખી અને ધનવતી સાધ્વીના પાત્રામાં વહોરાવ્યા. સાધ્વી થોડાંક પગલાં ગયા હશે તેવામાં તેણીએ ધનદેવ પાસે જઇ કહ્યું કે-તમારી બહેન તો આપણા આવાસમાંથી સાર-સાર વસ્તુઓ લઇ જાય છે, તેથી ધનદેવે તેને ધમકાવી જેથી તેણી તરતજ સાધ્વીને પાછા બોલાવી, તેના પાત્રામાંથી આભરણો કાઢી, પતિને બતાવ્યાં. ધનવતી સાધ્વી આ વૃત્તાંતથી વિલખી બની ગઇ. પ્રવર્તિનીએ શાંત્વન આપતાં જણાવ્યું કે-હજી પણ તમારો દુષ્કર્મનો મોટો ઉદય જણાય છે, માટે તપસ્યાદિકને વિષે વધારે પ્રીતિ કરો. ધનવતીએ માસખમણની તપશ્ચર્યા આરંભી, છેલ્લે અનશન કર્યું અને કાળધર્મ પામી સનત્કુમાર દેવલોકમાં ગઇ.

ધનદેવ પણ ભાર્યાનો કપટ-વ્યવહાર જાણી, વૈરાગ્ય પામી યોગેશ્વર ગણિ પાસે પ્રવજિત થયો અને સંયમ ધર્મનું આરાધન કરી સૌધર્મકલ્પમાં દેવ થયો. ત્યાંથી ચ્યવી સુવર્ણપુર નગરમાં **શિવધર્મ** નામનો રાજવી થયો.

આ બાજુ તેની દુરાચારી ભાર્યા વ્યાધિથી પીડાઇ, મૃત્યુ પામી, લાંબા કાળ સુધી સંસારમાં ભમી

મંત્રીપુત્રી થઇ અને પૂર્વના પ્રતિબંધને કારણે શિવધર્મની રાણી થઇ. પૂર્વના વૈરના કારણે ધનવતી સાધ્વીના દેવ થયેલા જીવે તેને રાજાનો વિયોગ કરાવ્યો અને તાપસીનું વ્રત ગ્રહણ કરાવ્યું. બાદ કાળક્રમે ધનવતીનો જીવ પણ સનત્કુમાર દેવલોકથી ચ્યવી **વાણિજગ્રામમાં સાંબ** નામના વણિકની **સુંદરી** નામની પુત્રી થઈ. મિથ્યાત્વીના સંસર્ગથી તે મિથ્યાદષ્ટિ બની ગઇ અને તે જ નગરમાં **વસુમિત્રના વસુ** નામના પુત્ર સાથે પરણી. યુવાવસ્થામાં તેણીને વિષે અત્યંત કામાધીન બનવાથી વસુ મરણ પામ્યો અને ગંગા નદીને સામે કાંઠે **પારસપુર** નગરમાં ગ્રામરક્ષકના પુત્ર તરીકે જન્મ્યો. વિધવા બનેલી સુંદરીએ પણ જેમ તેમ બાર વર્ષ વ્યતીત કર્યાં અને પછી મૃત્યુ પામવાની ઇચ્છાથી ગંગા તરફ ચાલી. ભાગ્યયોગે સાર્થ સાથે તે તે જ પારસપુરના સીમાડામાં આવી જેને જોતાં જ તે ગ્રામરક્ષકના પુત્રને જાતિસ્મરણ જ્ઞાન થયું. તે ચિત્રમાં આળેખાયેલ હોય તેમ સ્તંભિત થઇ ગયો ખાન-પાનનો ત્યાગ કર્યો, ઘણા લોકો એકત્ર થઇ ગયા અને તેને તેવી સ્થિતિનું કારણ પૂછતાં તેણે પૂર્વભવની સર્વ હકીકત જણાવી, જે સાંભળી સુંદરીએ પણ નિશ્ચય કર્યો કે-આ મારો પૂર્વભવનો પતિ છે. પછી તેણે તેની પત્ની તરીકે ગૃહકારભાર ચલાવ્યો અને કાળક્રમે મૃત્યુ પામી હું યક્ષની અંગના થઈ છું, તે'જ હું છું. હું મારા પૂર્વભવના ભાઇનું સ્મરણ કરું છું. હાલમાં તે શ્રીધર નામના રાજપુત્ર તરીકે વર્તે છે તો તમે આ મોતીનો હાર અને કેટલાક રત્નો લેતા જાઓ અને મારો વૃત્તાંત કહીને તેને આ આપજો.

હે રાજન્ ! આ પ્રમાણે અમે ત્યાંથી પ્રયાણવડે નગરમાં આવીને જેવામાં પોટકીની ગાંઠ છોડી તો ફક્ત હાર જ દેખવામાં આવ્યો અને તેણીએ આપેલા રત્નો તો કોણ જાણે કયાં ચાલ્યા ગયા ? શ્રીધર આ વૃત્તાંત સાંભળી, કંઇક મૂર્ચ્છાવશ બનતાં જાતિસ્મરણ જ્ઞાન પામ્યો. તે લોકોએ તે હાર તેના કંઠમાં સ્થાપન કર્યો, શ્રીધર મનમાં વૈરાગ્યપૂર્વક રહેવા લાગ્યો અને માત્ર બાહ્ય વૃત્તિથી જ રાજ્યનું કેટલાક દિવસ પાલન કર્યું. એક દિવસ તે પોતાના સર્વસંગત્યાગની રાજાને હકીકત જણાવતો હતો, તેવામાં અંતઃપુરમાં કોલાહલ થયો અને રાજલોકો આકુળ વ્યાકુળ થવા લાગ્યા. રાજાએ પ્રિયંકરા દાસીને પૂછતાં જણાવ્યું કે-રાજાનો નાનો પુત્ર, અનેક પ્રકારની માનતા, મંત્રજાપ અને પૂજાવિધાન કરવા છતાં મૃત્યુ પામ્યો છે. આ હકીકત સાંભળતાં જ અત્યંત શોક કરવા લાગ્યો, જેને શ્રીધરે અત્યંત સાંત્વન આપી જણાવ્યું કે-આ ચરાચર જગતને ગળી જનાર યમરાજાના પ્રતીકારનો ઉપાય વિચારવો જોઈએ. નાગબળ રાજાએ તેવા પ્રતીકારનો ઉપાય પૂછતાં શ્રીધરે જણાવ્યું કે-ક્ષાંતિ, માર્દવ અને આર્જવ વિગેરે ગુણોના અભ્યાસથી યમરાજાનો પ્રતિઘાત થાય છે. રાજાએ તે પ્રમાણે કરવાની પોતાની અશક્તિ દર્શાવી, એટલે તેને સમજાવીને તે શ્રીધરકુમાર મારી પાસે આવીને, દીક્ષા ગ્રહણ કરીને, હે અશ્વસેન રાજા ? ગણધર થયો છે. આ પ્રમાણે છઠ્ઠા ગણધરનો વૃત્તાંત સમજવો.

---

## સાતમા વારિષેણ ગણધરનો વૃતાંત.

જંબૂદ્વીપના **સુરપુર** નગરને વિષે **વિક્રમાકર** રાજા તેને **લક્ષ્મી** નામની રાણી અને **વિક્રમસેન** નામનો પુત્ર ઉદ્ભટ હતો. તે નગરના જનોને હેરાન કરતો હતો પણ રાજા તે બાળક હોવાથી શિક્ષા નહોતો કરતો. તે સંબંધી ચિન્તા થતાં મંત્રીઓને બોલાવી આનો ઉપાય પૂછયો ત્યારે તે લોકોએ જણાવ્યું કે-

" विपवृक्षोऽपि संवर्द्धयन् स्वयं छेत्तुमसांप्रतम् । એટલે હે રાજન્ ! અન્ય ચિંતાનો ત્યાગ કરી ફક્ત રાજકાર્યોનું ચિંતવન કરો; કારણ કે " વયના પરિણામથી ઉન્માર્ગે ગયેલું મન પાછું વળે છે. "

રાજપુત્ર વિક્રમસેનને રાજમાંથી કંઈપણ દ્રવ્ય ન મળવાને કારણે તેણે તલવર( તલાટી ) સાથે મિત્રાચારી કરી, નાગરિક લોકોને લૂંટવાનું શરૂ કર્યું. તેથી લોકોએ રાજા પાસે ફરિયાદ કરતાં રાજાએ તલાટીને બોલાવી બંદોબસ્ત કરવા જણાવ્યું, પરન્તુ તલાટી તો રાજપુત્ર સાથે મળતીયો થઇ ગયેલો હોવાથી રાજાએ પોતે કાર્પટિકનો વેષ લઈ રાત્રિને વિષે નગર બહારના દેવાલયમાં જઇ ગુપ્ત રીતે સુઇ ગયો. મધ્યરાત્રિએ તે દેવાલયમાં બે પુરુષો આવ્યા, જે પૈકી એક તલાટી પોતે હતો અને એક તેનો માણસ હતો. તલાટીએ તે માણસને સૂચના આપી કે-તું રાજકુમારને જણાવી દે કે-હમણાં થોડા દિવસ ચોરી ન કરે. પાછા ફરતાં તેમાંથી એક માણસનો પગ રાજાના શરીર સાથે અથડાયો એટલે તેણે " તું કોણ છે ? " એમ પૂછતાં રાજાએ જણાવ્યું કે-" હું કાર્પટિક છું. " પછી પ્રાતઃકાળે તલવરને બોલાવી, તેને મરાવી નખાવ્યો. આની જાણ થતાં વિક્રમસેન કુમાર નાશી ગયો અને એક અટવીમાં જતાં તેને કેટલાક ભિલ્લો મળ્યા, ભીલ્લો તેને કહે છે કે—અનામિકા નામની પલ્લીમાં **દિવાકર** નામનો પલ્લીપતિ હતો. કોઇ વખત તે શિકારે જતાં એક વખત સિંહણે તેને મારી નાખવાથી અમે તેવા કોઇ નાયકની શોધમાં અમે હતાં તેવામાં તમે લાયક છો, એમ કહી વિક્રમસેનને તેનો નાયક બનાવે છે. હવે એક વખત **વૈશ્રમણ** નામનો સાર્થવાહ **કુંભપુર** જવાના નિમિત્તે ચાલ્યો સાથે **સમંતભદ્રસૂરિ** નામના આચાર્ય પોતાના શિષ્યો સાથે વિચરતા હતા. વિક્રમસેનની પલ્લી પાસે સાર્થ પડાવ નાખે છે ત્યાં ભીલ લોકો ઓચીંતીની ધાડ પાડતાં સાથેના લોકો ચોતરફ નાશી જાય છે. **વર્દ્ધન** નામના વિક્રમસેનના સુભટે સાધુમહારાજોને ઓળખી, તેમને લૂંટતા અટકાવ્યા. અને વર્ષાઋતુ હોવાથી તેમને પોતાની પલ્લીમાં લઇ ગયો. વર્ષાઋતુ દરમિયાન ત્યાં સૂરિમહારાજને કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રાપ્ત થાય છે. તે વખતે સુર, અસુરો તેનો મહોત્સવ કરે છે. આ જોઈ વિક્રમસેન વિચારમાં પડી જતાં વર્દ્ધને તેમને જણાવ્યું કે સૂરિમહારાજને કેવળજ્ઞાન પ્રાપ્ત થતાં દેવો આ મહોત્સવ કરી રહ્યા છે એટલે વિક્રમસેન પોતે જ આચાર્ય મહારાજ પાસે આવી, વંદન કરી બેઠો.

" આ ધર્મોપદેશને યોગ્ય છે " એમ જાણી સૂરિમહારાજે તેને ધર્મનું સ્વરૂપ સમજાવ્યું. ( જુઓ પૃ. ૩૧૭–૩૧૮ ) આ સમગ્ર ધર્મોપદેશ સાંભળતાં વિક્રમસેનને પોતાનાં પૂર્વના દુષ્કૃત્યો માટે પશ્ચાત્તાપ થતાં પોતે સારા શ્રાવકપણાને પામ્યો. સાથેના સેવકોમાંથી પણ કેટલાકે ચારિત્ર-લીધું કેટલાકે વ્રત-નિયમો ગ્રહણ કર્યાં.

વિક્રમસેનને હવે પલ્લીપતિનો વ્યવસાય ગમતો ન હતો, જેથી સૂરિમહારાજ જે સ્થળે હતા ત્યાં જઇ, ધર્મોપદેશ સાંભળી પાછો પલ્લીમાં આવી વર્દ્ધનને જણાવ્યું કે આ પલ્લીનો હું ત્યાગ કરવા માગું છું એમ વિચારે છે તેવામાં વિક્રમાકર રાજાના પ્રધાન પુરુષો ત્યાં આવી ચડયા. અને કુમારને જણાવ્યું કે-તમારી ધાર્મિકતા જાણી રાજાએ અમને મોકલેલ છે, માટે રાજમાં પધારો. વર્ધને આ સૂચન વધાવી લીધું અને તેઓ સર્વ સુરપુર આવી પહોંચ્યા. વિક્રમાકર રાજાને જોતાં જ પરસ્પરના નેત્રોમાં હર્ષાશ્રુ આવી ગયા. પછી રાજાએ વિક્રમસેનને યુવરાજપદે નિયુક્ત કર્યો.

એવામાં સીમાડાના રાજા બળવર્ધન સાથે વિરોધ થયો એટલે યુદ્ધ કરવા સજ્જ થયેલા વિક્રમાકર રાજાને રોકીને યુવરાજ વિક્રમસેન તેની સાથે મંત્રણા શરૂ કરે છે ત્યાં બળવર્ધન ભૂપતિના

ગુપ્તચરો આવી ચડ્યા અને વિક્રમસેનને જણાવવા લાગ્યા કે–" પોતાનું રાજ પુત્રો લઇ લેશે " એવી આશંકાથી બળવર્ધન રાજા પોતાના પુત્રોનો નાશ કરતો હતો તેવામાં એક દેવરાજ નામના પુત્રને મંત્રીઓએ ગુપ્તરૂપે મોકલી આપ્યો, રાજાને ખબર પડતાં તે મંત્રીઓને હણવાનો હુકમ આપવાથી તે મંત્રીઓ પોતપોતાના પરિવાર સાથે નાશી ગયા અને દેવરાજ કુમારને મળી ગયા. હાલમાં તે દેવરાજ-કુમાર આપની મિત્રાચારી ઇચ્છે છે. વિક્રમસેને દેવરાજને બોલાવ્યો. દેવરાજે પોતાના પિતા સામે યુધ્ધે ચઢવાની ઇચ્છા જાહેર કરતાં વિક્રમસેને બળવર્ધનને કેદ કરી કુમાર પાસે આપ્યો. જુઓ સંસારની વિચિત્રતા ! " સ્વાર્થ માટે પિતા પુત્રને હણે અને પુત્ર પિતાને કેદ કરે. " આવી સંસાર વિચિત્રતાનો વિચાર કરતાં કરતાં વિક્રમસેન કુમારને પ્રધાન પુરુષે તેને જણાવ્યું કે–આપની સમીપે કેદ કરાયેલ બળવર્ધન ભૂપતિ આવેલ છે, તેણે દેવરાજકુમારને રાજા બનાવ્યો અને બળવર્ધનને મુક્ત કર્યો. બળવર્ધને પછી તાપસી દીક્ષા અંગીકાર કરી. પાછા વળતાં **કૌસંબપુરની** પાસે **શરવન** નામના આશ્રમમાં **સમંતભદ્રસૂરિને** જોયા તેમને વિધિપૂર્વક વંદન કરી પૂછ્યુ કે–કયા કર્મના ઉદયથી મારી ક્રૂર પ્રકૃતિ થઇ ? કેવળી ભગવંતે તેનો પૂર્વભવ જણાવતાં કહ્યું કે—**કુસુમખંડ** નામના નગરમાં **કુળચંદ્ર** શ્રેષ્ઠીને **ગુણશેખર** નામનો પુત્ર હતો, તે અસંત વ્યાધિથી પીડાવા લાગ્યો. **ધર્મરૂચિ** નામના મુનિવર ગોચરી અર્થે ત્યાં આવ્યા. કુળચંદ્ર શ્રેષ્ઠીએ કોઇપણ પ્રકારે પોતાના પુત્રને નિરોગી કરવાનું કહેતાં તેઓએ જણાવ્યું કે–જો તે દીક્ષા અંગીકાર કરે, તો નિરોગી કરું. શ્રેષ્ઠીએ અને ગુણશેખરે પણ ત્રણવાર સોગનપૂર્વક તે કબૂલ કરાવ્યું એટલે મુનિવરે મંત્રજાપ કર્યો કે તરત જ તેના દેહમાં રહેલી વ્યંતરી નાશી ગઇ અને ગુણશેખર પૂર્વવત્ નિરોગી બન્યો. તેને દીક્ષા આપવા માટે ધર્મરુચિ મુનિવર એક માસ ત્યાં રહ્યા. દીક્ષા આપ્યા બાદ વિહાર કર્યો, પણ ક્ષુલ્લકપણાને કારણે ગુણશેખર સંયમ ધર્મનું બરાબર પાલન કરતો ન હતો. આ સંબંધમાં ધર્મરુચિએ તેને વારંવાર શિખામણ આપી છતાં તે સમજ્યો નહીં ત્યારે તેને પૂર્વની જેમ વ્યાધિગ્રસ્ત બનાવી દીધો અને ગુણશેખરે પશ્ચાત્તાપ કરવાથી પુનઃ તેને નિરોગી બનાવવામાં આવ્યો. પછી શુદ્ધ રીતે ચારિત્રનું પાલન કરી, કાળધર્મ પામી તે સૌધર્મ કલ્પમાં દેવ થયો અને ત્યાંથી ચ્યવી વૈતાઢ્ય પર્વત પર દક્ષિણ શ્રેણિને વિષે **ભોગપુર** નગરમાં રામ વિદ્યાધરનો **પવનવેગ** નામનો પુત્ર થયો. પૂર્વના અભ્યાસથી તેને ચારિત્ર સ્વીકારવાનો ભાવ થયો.

એકદા એક **સુંદર** નામનો કુલપુત્ર તેની પાસે આવે છે, તેને વસુંધરી નામની ( બહારથી દેખાતી સુંદર શીલવાળી ) અંદરથી દુઃશીલ સ્ત્રી તેના મિત્ર બાલચંદ્રે જણાવવાથી તેની પરીક્ષા કરવા બ્હારગામ જવાનું બ્હાનું કાઢી ગુપ્તરીતે ઘરમાં સંતાઇ ગયો. અને તેની સ્ત્રી તેના પાડોશી સાથે વિલાસ કરતી જોઇ અને સુંદરને ખાંસી આવતાં ઓળખાઇ જવાથી તે બંને જણાએ સુંદરનું ગળું દબાઇ મરેલો જાણી શહેર બહાર ફેંકી દીધો સવારના સ્વસ્થ થતાં રાજા પાસે ફરીયાદ કરતાં તે જારને મારી નાંખ્યો વસુંધરીના નાક કાન કાપી કાઢી મુકી. ( જુઓ સંસારનું વિષમપણું. નારીનું નિર્દય હૃદય અને દુઃશીલપણું. )

આ પ્રમાણે તેનો વૃત્તાંત સાંભળી પવનવેગે વૈરાગ્ય પામી, **સિંહરથ** નામના રાજર્ષિ–મુનિવર પાસે દીક્ષા અંગીકાર કરી, પણ દુષ્કર્મના યોગે પ્રમાદશીલ બન્યો એટલે ગુરુએ પ્રમાદ ત્યાગવા ઉપદેશ આપતાં પ્રમાદના ભયંકરપણાને જણાવતાં ગુરુમહારાજ તેને ઉપદેશ આપતાં કહે છે કે " ચૌદપૂર્વી, આહારક મનઃજ્ઞાની વગેરે, મહાપુરૂષો પ્રમાદવશ થતાં ત્યાંથી પડયા છતાં તે જન્મ પછીના તરતના બીજા ભવમાં

નરકમાં પડે છે." વિગેરે (પા, ૩૨૯)* તે સાંભળી તેનું પાલન કરી, સંયમમાં રક્ત બની, ઘોર તપશ્ચર્યા કરી, કાળધર્મ પામી સૌધર્મ કલ્પમાં ઉત્પન્ન થયો અને ત્યાંથી ચ્યવીને આ વિક્રમસેન રાજકુમાર થયો છે. આ પ્રમાણે તારા પૂર્વભવની ચેષ્ટા જ તારી ક્રૂર પ્રકૃતિની કારણભૂત છે.

આ પ્રમાણે પોતાના પૂર્વભવો સાંભળી વિક્રમસેન પ્રવ્રજ્યા સ્વીકારવા તત્પર થયો અને માતપિતાની આજ્ઞા લઇ, બોધ પમાડી, ભગવંતની પૂજા કરી વિક્રમસેને દીક્ષા લઇ ચિરકાળ સુધી તેનું પાલન કરી પ્રાણતકલ્પમાં ઉપજ્યો. ત્યાંથી ચ્યવી મિથિલા નગરીમાં નમિ રાજવીની યશોધરા પત્નીની કૂખમાં સારા સ્વપ્નથી સૂચિત થઇને અવતર્યો. વારિષેણ એવું તેનું નામ રાખવામાં આવ્યું. પૂર્વજીવનના અભ્યાસથી તેનું મન સંયમને વિષે જ રક્ત રહેતું હતું, ભોગ વિલાસ પસંદ પડતાં જ ન હતા. તે યુવાવસ્થા પામ્યો ત્યારે મારૂં આગમન સાંભળી, માતપિતાની આજ્ઞા લઇ મારી પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી, હે અશ્વસેન રાજા! તે મારા ગણધરપદને પામેલ છે.

---

## આઠમા ભદ્રયશ ગણધરનો વૃત્તાંત.

કુણાલ દેશમાં કુશસ્થળ ગામમાં કોલ્લાક ગૃહપતિને વઇસા નામની ભાર્યાથી સંતડ નામનો પુત્ર અને દેવકી નામની પુત્રી પ્રાપ્ત થઈ હતી. પિતાએ તે બંનેને પરણાવ્યા, પરન્તુ કોઇપણ કર્મના વશવર્તીપણાથી ચોથા મંગળનું અર્ધ ભ્રમણ થયું તેવામાં દેવકીનો પતિ વિહ્વળ થતાં તેના નેત્રો નાશ પામ્યા અને શ્વાસ વધતાં તે મૃત્યુ પામ્યો. હવે શું કરવું? એમ કોલ્લાકે પૂછતાં ત્યાંના વૃદ્ધજનોએ કહ્યું કે× ચોથું મંગળ સમાપ્ત થયું ન હોવાથી દેવકી બીજાને પરણાવી શકાય, (પૂર્વકાળમાં પણ આ યોગ્ય ગણાતું હતું) પરંતુ કોલ્લાકે તે કબૂલ કર્યું નહીં અને દેવકીને માથે વૈધવ્યનું દુઃખ સહન કરવાનું આવી પડયું. અસહ્ય દુઃખને કારણે રાત્રિએ તે પોતાના ઘરના નજીકના કૂવામાં પડતાં અવાજ સાંભળી લોકો દોડી આવ્યા અને કૂવામાંથી દેવકીના શબને કાઢયું. તેવા પ્રકારની સ્થિતિ નીહાળી સંતડના માબાપ પણ મૃત્યુ પામ્યા એટલે તેનો અગ્નિસંસ્કાર કરી, તેના અસ્થિઓની એક પોટલી કરી ગંગા નદી તરફ ચાલ્યો. રસ્તામાં તેને ચોરો મળ્યા તેની પાસે પોટલી જોઇ તેમાં કંઇપણ દ્રવ્ય હશે એમ ધારી ચોરોએ તેને લૂંટવાનો પ્રયાસ કર્યો ત્યારે સંતડ માતપિતાના અસ્થિ પ્રત્યેના પ્રેમથી તે પોટલીને છુપાવી વેગથી દોડવા લાગ્યો ત્યારે તેને દંડ વિગેરેથી પ્રહાર કર્યો જેથી તે પડી ગયો અને તસ્કરો પોટલી ઉપાડી નાશી ગયા. સંતડ પણ આવા દુઃખથી કંટાળી મોટા શિવલિ નામના વૃક્ષ પર ચઢી, ગળાફાંસો તૈયાર કર્યો તેવામાં તે ઝાડપર એક પોપટ આવ્યો, જેને પોપટીએ મોડા આવવાનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે—આજે મેં એક અદ્દભૂત વૃત્તાંત સાંભળ્યું જેથી મને આવતાં વાર લાગી. પોપટીએ તે વૃત્તાંત સંભળાવવા આગ્રહ કરવાથી પોપટે કહ્યું કે—

હું આજે મલયગિરિ પર ગયો હતો, જ્યાં સૂરદેવ નામના રાજર્ષિ કાઉસગ્ગ ધ્યાને રહ્યા હતા.

---

* અહિં સૂરિ મહારાજે જે ઉપદેશ આપે છે ત્યાં તે પેજના મૂળમાં ચૌદપૂર્વી, આહારક, મનઃજ્ઞાની અને વીતરાગ પણ પ્રમાદવશપણાએ કરીને ત્યાંથી પડ્યા છતાં તે પછીના ભવમાં નરકમાં પડે છે; અહિં વીતરાગ શબ્દ એ અપેક્ષાએ મુકયો છે કે અગીયારમા ઉપશાંતમોહગુણ સ્થાનકે આવેલ આત્માને અંતર્મુહૂર્ત સુધી વીતરાગ દશા રહે છે તે વખતે પ્રમાદ વશ થઇ જાય તો તે ભવમાં પતન થતાં પછીના બીજા ભવમાં નરકગતિ પામે છે (મૂળનો ભાવાર્થ)

× ઋષિઓનું વચન છે કે "પતિ નાશી ગયો હોય, મરણ પામ્યો હોય, પ્રવ્રજ્યાવાળો થયો હોય, નપુંસક હોય કે પતિત થયો હોય તો તે નારી બીજો પતિ કરી શકે છે." (મૂળ શ્લોકનો—અનુવાદ)

તેની પાસે સોમિલ નામનો બ્રાહ્મણ કંઈક જાણવાની ઇચ્છાથી ત્યાં આવ્યો. રાજર્ષિ કાઉસ્સગ ધ્યાનમાંથી મુક્ત બનતાં સોમિલે પ્રણામ કરી પૂછ્યું કે–હે સ્વામી ! પૂર્વભવમાં મેં શું કાર્યો કર્યાં હતા કે જેથી લેશમાત્ર પણ સુખ પ્રાપ્ત થતું નથી. ત્યારે મુનિરાજે તેને કહ્યું કે–તું અને તારો ભાઈ જે પ્રકારે દુઃખના કારણ થયા છો તે હકીકત સાંભળ.

માત–પિતાની સાથે કજીયો કરીને બે બ્રાહ્મણપુત્રો વિંધ્યાટવીમાં આવ્યા. કુલપતિની પાસે તેઓએ તાપસવ્રત અંગીકાર કર્યું એકદા તેઓ ઉમરાના ફળો લઈ ખાવા જાય છે તેવામાં ઉમરાના ફળમાં કૃમિ આદિ અસંખ્ય જીવો જોઈ તેઓ બંને વિચારવા લાગ્યા કે–આવી રીતે અસંખ્ય જીવની હિંસા કરવી તે સાચો ધર્મ ન કહેવાય. આપણે નજીકના હસ્તિ તાપસ પાસે જઈ ધર્મનું સાચું સ્વરૂપ જાણીએ. હસ્તી તાપસે જણાવ્યું કે–આવી રીતે અસંખ્ય જીવોને હણી એક જીવનું પોષણ કરવું સારું નહીં, પરન્તુ હસ્તી જેવા મોટા જીવને મારી, તેના માંસથી નિર્વાહ કરવો, કારણ કે એક જીવના વધથી ઘણા મનુષ્યોને ઘણા દિવસ સુધી ભોજન મળી શકે છે. તે બંનેએ તેનો ધર્મ સ્વીકાર્યો અને કાળ કરી, વ્યંતર થયા. ત્યાં દશ હજાર વર્ષનું આયુષ્ય પાળી, ચ્યવી કૌશાંબી નગરીમાં ગરીબ બ્રાહ્મણના પુત્ર થયા. કાળે કરી વેદ અને શાસ્ત્રમાં કુશળ થયા, એકદા ત્યાંના રાજાને દુષ્ટ સ્વપ્ન આવ્યું. તેનો ઉપાય પૂછતાં આ બંનેએ જણાવ્યું કે–એકસોઆઠ અશ્વોનો હોમ કરાવો, કારણ કે તેથી દુષ્ટ સ્વપ્ન, કુગ્રહ, દુષ્ટ નિમિત્ત, ભૂતાદિકની પીડાઓ નાશ પામે. રાજાએ તે કબૂલ કરી તેવા પ્રકારની સર્વ સામગ્રી તૈયાર કરી તે બંનેને સોંપી. પછી હોમ કરનાર કરાવનારની રક્ષા, શાંતિતુષ્ટિ, પુષ્ટિ માટે મંત્ર ભણી ( પા. ૩૩૫ ) અશ્વોનો જેવામાં હોમ કરે છે, દરમ્યાન આ અશ્વો પૈકી એક અશ્વને જાતિસ્મરણ જ્ઞાન ઉપજ્યું અને પોતે આવી રીતે હોમમાં અનેક વખત હોમાયેલો હોવાથી, બીજા અશ્વોના જીવને શાંતિ થાય તે નિમિત્તે બળપૂર્વક બંધન તોડી, પોતાની તીક્ષ્ણ ખરીથી તે બંને બ્રાહ્મણોને હણી નાખ્યા જેથી તે બંને મૃત્યુ પામી સીમંતક નરકાવાસમાં ઉત્પન્ન થયા. ત્યાં અનેક પ્રકારનાં કષ્ટો સહન કરીને, ચ્યવીને જ્વલન નામના બ્રાહ્મણના પુત્રો થયા. ચોરી આદિ વ્યસનવાળા બનવાથી પિતાએ તેનો તિરસ્કાર કરી કાઢી મૂક્યા. ભૂતિલ નામનો ધાતુવાદી તેમને મળ્યો અને તેણે તેમને મોટા લોભમાં નાખી સુવર્ણસિદ્ધિની વાત કરી. થોડા દિવસ બાદ તે ભૂતિલ તે બંનેને રસકુપિકા પાસે લઈ ગયો અને દોરડાવડે બે ઘડા બાંધી તે બંનેને તેમાં ઊતાર્યા. ઘડા ભરાઈ જતાં ભૂતિલે તે ઘડા કાઢી લીધા અને તેઓ બંને ત્યાં કૂવામાં જ મૃત્યુ પામી કિલ્બિષિક દેવ થયા. ત્યાંથી ચ્યવીને તું બિભેલ નગરમાં સોમિલ દ્વિજ થયો છે અને તારો ભાઈ કુશાલ દેશમાં સંતડ નામનો થયો છે. હાલમાં પોતાના માત–પિતાના મૃત્યુથી, તેના અસ્થિઓ લઈને જતાં, લુંટાવાથી હાલમાં મૃત્યુ પામવાની ઇચ્છા રાખે છે. હે સોમિલ ! હજી પણ તને જે શંકા રહી હોય તે તું પૂછ !

આ પ્રમાણે સાંભળવાથી સોમિલને જાતિસ્મરણ જ્ઞાન થાય છે અને તેણે સુરદેવ રાજર્ષિને પૂછ્યું કે–આવા પ્રકારના દુઃખમાંથી મુક્ત થવા માટે પર્વત પરથી પડવું, અગ્નિમાં પ્રવેશ કરવો કે ગળાફાંસો ખાવો તે હિતકર છે કે નહીં ? રાજર્ષિએ તેને કહ્યું કે–આવી રીતે કરવાથી ઊલટો કર્મબંધ વધે છે અને પ્રાણી અતીવ દુઃખી બને છે સાચો માર્ગ તો સંયમ–ગ્રહણનો જ છે. વિગેરે ઘણા પ્રકારે તેને સમજાવ્યો. ( જુઓ પૃ. ૩૩૮ ) પછી સોમિલે પ્રવ્રજ્યા સ્વીકારી. હે પ્રિયા ! મેં આવા પ્રકારનું વિધાન આજે જોયું.

પોપટની વાણી સાંભળી સંતડ બોલ્યો કે–હે પોપટ ! તેં જે કહ્યું તે સર્વ સાચું છે. હું તેજ દુઃખી સંતડ છું, હું પણ દીક્ષા લેવા ઇચ્છું છું, તું મને મારા ભાઈ સાથે મેળાપ કરાવ. એટલે

પોપટ પુનઃ ઊડીને મલયગિરિ પર ગયો. ત્યાં રાજર્ષિને સર્વ વૃત્તાંત સંભળાવ્યો એટલે સોમિલ સાથે ત્યાં આવી સંતડને પ્રતિબોધી દીક્ષા આપી. નિરતિચારપણે ચારિત્ર પાળતાં પોતાનો અંતસમય નજીક જાણી સંતડે અનશન સ્વીકાર્યું અને કાળધર્મ પામી પ્રાણત કલ્પમાં દેવ થયો. ત્યાંથી ચ્યવી **પોતનપુર**માં **સમરસિંહ** રાજવીની **પદ્મા** નામની રાણીની કુક્ષિમાં **ભદ્રયશ** પુત્ર તરીકે જન્મ્યો. ક્રમેક્રમે દેહવડે વૃદ્ધિ પામતાં કુમારપણાને પામ્યો. એક વખત સમાન વયવાળા રાજકુમારો સાથે ક્રીડા કરવા જતાં **મત્તકુંજર** નામના ઉદ્યાનમાં આવે છે જ્યાં તેણે હાથ-પગે ખીલા જડેલા કોઈએક પુરુષને જોયો એટલે તેના છિદ્રોમાંથી ખીલા વિગેરે કાઢી, તેને સ્વસ્થ કરી તેનું કારણ પૂછતાં તેણે પોતાનું આત્મવૃત્તાંત કહેવું શરૂ કર્યું.

વૈતાઢ્ય પર્વતના પૂર્વ ભાગમાં **ભોગપુર** નગરમાં **સમર** વિદ્યાધર રાજાનો **સાગર** નામનો હું અને **રુદ્રદેવ** નામનો બીજો એમ બે પુત્રો છીયે. તે નાનો મારો ભાઈ મારા છિદ્રો જોવા લાગ્યો, અને મારી નાની ભૂલને મોટી કરી પિતાને જણાવવા લાગ્યો ત્યારે મારા પિતાએ જાણ્યું કે-રુદ્રદેવ આનો પૂર્વભવનો શત્રુ છે. તેવામાં હું માંદો પડ્યો ત્યારે તે મારો વિરુદ્ધ ઔષધોપચાર કરવા લાગ્યો એટલે પિતાએ તેને કાઢી મૂકયો અને મારા પિતા જ મારી શુશ્રૂષા કરવા લાગ્યા. હું નિરોગી થતાં પિતાએ શિખામણ આપી કે-રુદ્રદેવથી તું ચેતતો રહેજે. રુદ્રદેવને પણ આ હકીકતની ખબર પડી એટલે તે પણ કપટથી મારી સાથે પ્રીતિ વધારવા લાગ્યો. એક દિવસ અમે બંને **પુષ્પાવતંસક** ઉદ્યાનમાં ગયા. ત્યાં તેણે એક લતાકુંજમાં **શામલ** શ્રેષ્ઠીની **મલયસુંદરી** નામની પુત્રી જોઈ એટલે મને હેરાન કરવાના આશયથી કહ્યું કે-તું આ લતાકુંજમાં વિશ્રાંતિ લે, હું હમણાં જ આવી પહોંચું છું. હું તો ભોળાભાવે લતાકુંજમાં ગયો એટલે તેણે થોડે આંતરે ઉભા રહીને બૂમ પાડી કે સામલ શ્રેષ્ઠીની પુત્રીને કોઈક હેરાન કરે છે, એમ મારા માથે આળ મુકવાથી શસ્ત્રાસ્ત્રધારી લોકો દોડી આવ્યા પણ મને જોઈ વિલખા બની ગયા. પછી હું ઘરે આવ્યો ત્યારે રુદ્રદેવે મને પૂછ્યું કે-તમે કયાં ગયા હતા? છેવટે જ્યારે પિતાએ મને તેનું કાવત્રું સમજાવ્યું ત્યારે હું ચેતી ગયો.

એકદા રુદ્રદેવે મારી પાસે આવી પોતાના પૂર્વના દુશ્ચરિત્રનો પશ્ચાત્તાપ કર્યો અને મને વિશેષ વિશ્વાસ પમાડ્યો. કેટલોએક સમય વીત્યા બાદ તેણે મને જંબૂદ્વીપની દક્ષિણની પદ્મવર વેદિકા જોવા જવા કહ્યું અને અમે બંને નીકળ્યા. ફરતાં ફરતાં આ ઉપવન પાસે આવતાં અમે અહીં વિશ્રાંતિ લીધી. અને નિદ્રા આવી જતાં તેણે મને ખીલાઓ જડી દીધા, અને હે મહાનુભાવ! તમે મારા પર ઉપકાર કરી ખીલા કાઢ્યા આ મારો વૃત્તાંત છે. એક જ ઉદરમાં ઉત્પન્ન થયેલા જ્યાં આવું અયુક્ત આચરણ કરે ત્યાં બીજી વાત શી કરવી? આવા પ્રકારનો વ્યતિકર કહેવાથી બીજા સાંભળનારના હૃદયને આઘાત લાગે તો પછી સારા કુલમાં ઉત્પન્ન થયેલા લોકમાં પ્રસિદ્ધિ પામેલા થોડા અપવાદના સ્થાનમાં લજ્જા પામનારા અને બ્હીકણ એવા મારા જેવાનું હૃદય સો કકડાવાળું થાય તેમાં શું કહેવું અને મને કેટલું દુઃખ થાય?

એક દિવસ શ્રી **શ્યામાચાર્ય** નામના તપસ્વી સાધુ ત્યાં આવતાં મારા પિતા નગરના લોકો સાથે વાંદવા ગયા. ત્યાં મુનિશ્રીએ પાંચ મહાવ્રતવાળો સર્વજ્ઞે કહેલો ધર્મ કે જે મિથ્યાત્વના ત્યાગ અને વિશુદ્ધ પરિણામવાળો ધર્મ ઇચ્છીત સુખને ઇચ્છનારાએ તેવા ધર્મ માટે ઉદ્યમ કરવો વગેરે ધર્મનું સુંદર સ્વરૂપ સંક્ષિપ્તમાં સંભળાવવાથી મારા પિતા વૈરાગ્ય વાસિત થતાં રુદ્રદેવનો વિશ્વાસ કોઈ વખત કરીશ નહિં તેમ જણાવી મારા પિતા તે આચાર્ય પાસે ચારિત્રવાળા થયા.

હવે સાગર કહે છે કે જગતમાં જય પામતાં જેમના ઘરનું દુશ્ચરિત્ર પ્રગટ થાય તેમની કુલિનતા કુશળતાનું વર્ણન શી રીતે પ્રગટ થાય વગેરે જણાવે છે પછી વિદ્યાધર વિરામ પામતાં સ્ત્રી, પુત્ર વગેરે આ સંસારનું સ્વરૂપ વિષમ દુઃખે કરીને જાણી શકાય તેવું છે વગેરે, સ્વરૂપ ચિંતવતાં સંબંધીઓ અને સંસાર ઉપર ધિક્કાર છૂટતા વ્યાકુલ મનવાળો થાય છે. દરમ્યાન શ્રી નેમિનાથ ભગવાનના સંતાનમાં રહેલ શ્રી ગુણદત્ત નામના કેવળી ભગવાન પધારતાં રાજપુત્ર વિદ્યાધર સાથે મતકોકિલ નામના ઉદ્યાનમાં આવે છે, અને દેવોએ રચેલ સુવર્ણ કમળ ઉપર બિરાજમાન કેવળી ભગવંતને વંદન કરે છે. ભગવંત દેશનામાં સમ્યગ્દર્શન સહિત પંચમહાવ્રત સહિતનો ધર્મ કલ્પવૃક્ષ સદૃશ હોઇ તેના આરાધનથી મળતાં સુંદર ફળો વગેરેનું સ્વરૂપ જણાવે છે. ( પા. ૩૪૫ ) પછી ભદ્રયશ ભગવંતને પૂછે છે કે–આ વિદ્યાધરના ભાઈએ મારણાંતિક અનર્થનું અનુચિત કાર્ય કેમ કર્યું ? કેવળી ભગવંત પૂર્વનું વર્ણન કરતાં જણાવે છે કે–આ ભવથી ત્રીજે ભવે કનકખલ ગામમાં અગ્નિસિંહ બ્રાહ્મણને શંકર અને કેશવ નામના બે પુત્રો હતા. પહેલા ભદ્રિકને બીજો કુટિલ પ્રકૃતિનો હતો. તેના ભાઇએ સમજાવ્યા છતાં અંદર તે પોતાનો મૂળ સ્વભાવ છોડતો નહોતો. તેના પિતા મૃત્યુ પામ્યા પછી શંકર કેશવને કરીયાણા ભરી પરદેશ રળવા મોકલે છે ત્યાં ઘણું દ્રવ્ય એકઠું કરી ઘેર આવી પોતાના ભાઈને થોડું બતાવી વધારાનું ગુપ્ત સ્થળે દાટી દે છે. કેશવનો નોકર ખૂટી તે હકીકત શંકરને જણાવતાં શંકર ત્યાંથી દ્રવ્ય કાઢી તેને બદલે તાંબાના સિક્કાને સોનાનું પાણી ચડાવી તેની જગ્યાએ મૂકે છે. એક વખત કેશવ ગરીબ થતાં ત્યાંથી ધન કાઢી વેચવા જતાં તાંબાના સિક્કા જાણી આઘાત લાગતાં માંદો પડે છે. છેવટે ભોળો શંકર પોતે લીધેલ છે એમ જણાવી તેમાંથી તેને અરધોઅરધ આપે છે. પછી શંકરને વૈરાગ્ય પ્રાપ્ત થતાં ચારિત્ર અંગીકાર કરે છે. પછી શંકરના પુત્રને તેના બાપ પાસેનું ખોટું લેણું કાઢી દ્રવ્ય લઈ લે છે. શંકરનો પુત્ર શંકર મુનિને જણાવતાં સંસારનું વિષમપણું વિચારી, વિશેષ તપ કરી સૌધર્મ દેવલોકમાં જાય છે. કેશવ પણ ચારિત્ર લઇ મૃત્યુ પામી અસુરદેવ થાય છે. પછી શંકર ત્યાંથી ચ્યવી વૈતાઢ્યપર્વત પર ભોગપુર નગરના રાજાના અમાત્ય સમરનો સાગર નામે પુત્ર તું થયો છે, કેશવ મૃત્યુ પામી તારો ભાઇ થયો છે અને પૂર્વભવના વૈરના કારણે તને ઉપદ્રવ કરેલ છે. આ સાંભળી ભદ્રયશને જાતિસ્મરણ જ્ઞાન થાય છે જેથી વૈરાગ્ય પામી, કેવળીને વાંદી ઘેર જઇ માતપિતાની રજા લઇ, કેટલાક વિદ્યાધર ને રાજપુત્રો સાથે મારી પાસે આવી પ્રવ્રજ્યા લે છે અને જગતને પૂજવાલાયક એવી ગણધરની પદવી પામે છે.

---

## નવમા જય અને દશમા વિજય ગણધરના પૂર્વભવોનું વર્ણન.

હવે શ્રી પાર્શ્વનાથ ભગવાન નવમા જય અને દશમા વિજય ગણધરના પૂર્વભવોના વૃત્તાંત કહે છે.

આ જંબૂદ્વીપના દક્ષિણાર્ધમાં કુરૂદેશને વિષે હસ્તિનાપુર નગરના વિજયપાળ રાજાને તિલકસુંદરી અને સૌભાગ્યસુંદરી નામની બે રાણીઓ છે. જેને પ્રથમને વિજયચંદ્ર ને બીજીને પદ્મદેવ નામના પુત્રો છે. એક દિવસ તિલકસુંદરી રાણીને જલોદરનો વ્યાધિ થતાં તેના ઘણા ઉપચારો કર્યા છતાં તે નહિં મટવાથી રાજાને દાનાદિ પારલૌકિક કાર્ય પોતાને કરવાની ઇચ્છા જણાવે છે, મંત્રીના કહેવાથી રાજા રાજ્યગુરૂ ભૈરવ કે જેને કાત્યાયની દેવીનો મંત્ર સિદ્ધ થયેલો છે અને ભૂત, પ્રેત વગેરે દૃષ્ટિદોષ દૂર કરી શકે છે તેને બોલાવે છે, રાજાના પૂછવાથી ભૈરવ કહે છે કે–રાણીને વાયુનો પ્રવાહ છે તેથી આરોગ્ય થાય તેમ સંભવતું નથી. અહિં નાસિકમાંથી નીકળતા વહેતા, બહાર આવતા શ્વાસો-

શ્વાસ-ચંદ્રનાડી, સૂર્યનાડી અને સુષુમણા વગેરે નાડીમાંથી શ્વાસનું આવવું જવું, અને રોગીના મરણજીવન વગેરેનો તેની સાથેનો સંબંધ વગેરે સ્વરોદય જ્ઞાન સંબંધી સંક્ષિપ્તમાં ભૈરવ જણાવે છે. તે વિષેની હકીકત કર્તા આચાર્યમહારાજ અહિં ( પા. ૩૫૧-૩૫૨ ) જણાવે છે. હવે ભૈરવ બીજી રીતે એક કુમારિકાને રેશમી વસ્ત્ર પહેરાવી મંડળ આલેખી તેમાં બેસારી આવેશ પ્રગટાવે છે, તે કુમારિકાને રોગ સંબંધી પૂછતાં જણાવે છે કે રાણીને હવે માત્ર ધર્મરૂપી જ ઔષધ કરવાની જરૂર છે. આ સાંભળી રાજા અતિ ખેદ પામે છે. શાસ્ત્રો જણાવે છે કે—" **પૂર્વભવે રાગદ્વેષવડે દૂષિત અને અજ્ઞાનવડે વ્યાપ્ત થયેલ જીવોએ અનિષ્ટ ફળવાળું કર્મ બાંધ્યું હોય તે ગમે તેવા ઔષધ, દેવ, દાનવો પણ દૂર કરવાને અશક્ત છે, કે જે પોતાના શરીરવડે ભોગવે જ છુટકો છે. જુઓ કર્મનું સ્વરૂપ** " પોતાની રાણીએ પૂર્વભવે શું કર્યું હતું તે પૂછવાથી તે આવેશ યુક્ત કુમારિકા કહે છે કે-બંગાલ દેશમાં **પદ્મખંડ** નગર **અભયકુમાર** શેઠને **શાંતિમતી** નામની સ્ત્રી હતી જે જૈનધર્મી હતા. એક દિવસ શાંતિમતીએ બનાવેલું ભોજન કે જે વિરસ થયેલું તેને શું કરવું તેનો વિચાર કરતી હતી, દરમ્યાન **ધર્મયશ** નામના મુનિરાજ ભીક્ષા માટે ત્યાં આવતા તેમને વહોરાવે છે. મુનિ પોતાના સ્થાને જઇ તેના ગુરૂ તથા પોતે તે આહાર કરે છે, દરમ્યાન **સૂરિજીને** જ્વર અતિસાર વગેરે રોગો ઉત્પન્ન થતાં, ઉપચારોવડે વ્યાધિ શાંત થાય છે, પરંતુ શાંતિમતી તે અત્યંત વિરોધી ભોજનદાનના આપવાવડે બાંધેલ પાપથી મૃત્યુ પામી, નિંદવા લાયક અનેક જાતિમાં ઉત્પન્ન થઇ, દુઃખ પામતી પામતી કંઇ લઘુ કર્મ થતાં કોઇ દરિદ્ર કુટુંબમાં કન્યા થાય છે, ત્યાં તેને કોઇ નહિ પરણવાથી ( પૂર્વે બાંધેલા પાપના વિનાશ માટે ) કોઇ મુનિ પાસે જતાં ત્યાં ધર્મ પામી, તપ કરી, ત્યાંથી મૃત્યુ પામી હે રાજા ! તારી રાણી તરીકે ઉત્પન્ન થઇ છે અને પૂર્વના તે પાપના ઉદયવડે હવે તે જલદી મૃત્યુ પામશે. પછી રાજા તેની રાણી પાસે જઇ આ વૃત્તાંત જણાવે છે. તે સાંભળતાં રાણીને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થાય છે. પછી આત્માને નિંદતી, દાન પુણ્ય કરતી, ધર્મનું સ્મરણ કરતી, સર્વને ખમાવતી અને સૌભાગ્યસુંદરીને બોલાવી પોતાના પુત્રની ભલામણ કરતી પંચ પરમેષ્ઠીનું સ્મરણ કરી મૃત્યુ પામી દેવલોકમાં જાય છે.

રાજા પણ તેણીના પુત્રને માતા માટે ઓછું ન આવે માટે વસ્ત્રાલંકારો વિશેષ આપતા જોઇ સૌભાગ્યસુંદરીને ઇર્ષા થાય છે. એક વખત **કાળસેન** ભિલ્લપતિ સીમાડે બહુ રંજાડ કરતો હતો તેને કુમાર વિજયચંદ્રે પકડી બાંધી તેના ધનમાલ સાથે રાજા પાસે લાવવાથી તેને યુવરાજપદ આપે છે વગેરે જોઇ સૌભાગ્યસુંદરી લાગ જોઇ કુંવરનો નાશ કરવા પાણી સાથે ઝેરનું મિશ્રણ કરી પીવા આપતાં વિજયચંદ્રને દાહ વગેરે રોગો ઉત્પન્ન થાય છે. તેના ઉપચારો કર્યા છતાં નહિ મટવાથી અહિં રહેવું યોગ્ય નથી તેમ વિચારી પોતાના **શુભંકર** નામના મિત્રને બોલાવી ઝંપાપાત ગિરિ વગેરે પરથી પડવું, આપઘાત કે બીજું કોઇ તેમાંથી કયું મરણ સારું તે વાત કોઇ મુનિની પાસે જઇ પૂછવા મોકલે છે, શુભંકર એક **ક્ષેમદત્ત** નામના મુનીશ્વર પાસે જઇ તે પૂછતાં મુનિશ્રી કહે છે કે—" તપ, નિયમ સંયમના ઉદ્યમવાળું મરણ શ્રેષ્ઠ કહેવાય છે. તે સાંભળી સ્વસ્થાને આવતાં શુભંકર **પત્રાલય** ગામમાં જતાં ત્યાં એક કાર્પટિકા (કાપડી) મળે છે. કાર્પટિકના પૂછતાં શુભંકર રોગ ક્યાંથી થયો તે જાણતો નથી, જેથી કાર્પટિક કહે છે કે વિજયચંદ્રની ઓરમાન (સપત્ની) માતાએ પોતાના પુત્રના ઇચ્છિત અર્થના વિનાશની શંકા થવાથી ઝેર આપેલ છે. પછી કાર્પટિકા તેની સાથે જઈ કુમાર ઉપર ઉપકાર કરવા માટે પોતાના મસ્તકના વેણીદંડમાંથી એક ગુટિકા કાઢી તેનું ચૂર્ણ કરી તેને ત્રણ વર્ષની જૂની છાશ સાથે કુમારને ખવરાવે છે જેથી કુમારને વમન, વિરેચન થયા બાદ ક્ષીર ખવરાવે છે તેમ ત્રણ દિવસ કરતાં રોગની શાંતિ થાય છે,

પછી પોતાની પાસેથી થોડું ભાતું કાર્પટિકને આપી વિશેષ કંઇ નથી, પરંતુ વિજયચંદ્ર નામનો રાજકુમાર સમૃદ્ધિ પામ્યો છે તેમ સાંભળો ત્યારે મને દર્શન આપવા આવજો, એમ જણાવી રાજકુમાર પૂર્વ દેશ તરફ :પાટલીખંડ નગરમાં આવે છે અને બહાર અશોકવૃક્ષ નીચે સૂતો છે, જ્યાં તેને "મારા ઉદરમાંથી નીકળેલ અત્યંત, વિસ્તાર પામેલ આંતરડાવડે પાટલીખંડ નગર ચોતરફથી વીંટળાઇ ગયું" એવું શુભ સ્વપ્ન જુએ છે. હવે આ નગરનો રાજા અપુત્ર મૃત્યુ પામેલ હોવાથી પંચ દિવ્ય તૈયાર કરી જેના ઉપર કળશ ઢળશે તે આ ગામનો રાજા થશે એવો પ્રજાએ નિર્ણય કરી ત્યાંના સામંતો પ્રધાન પુરુષો સાથે ગામમાં તેને ફેરવતાં નિર્ણય ન થવાથી શહેર બહાર જ્યાં વિજયચંદ્ર સૂતો છે ત્યાં સર્વ આવે છે. પૂર્વના પૂણ્ય યોગે હાથી ત્યાં ગર્જારવ કરી સૂંઢવડે કુમારને પોતાના સ્કંધ ઉપર બેસારે છે, અશ્વ હેષારવ કરે છે, વાજિંત્રો વાગે છે, ચામર છત્ર ધરાય છે જેથી તે કુમાર રાજ્યલક્ષ્મી પામે છે. તે રાજ્યનો **સુરસેન** નામનો સામંત રાજાને નિંદતો અને નમસ્કાર નહિં કરતો હોવાથી પ્રતિહાર તેના કુકર્મથી તેના મસ્તક ઉપર દંડ મારી તેને બાંધી વિજયચંદ્ર રાજાની પાસે લાવી અપરાધની ક્ષમા માગવા માટે સામંતો કહેતાં રાજાની પછી ઘણી જ પ્રશંસા કરતાં પોતાના અપરાધની ક્ષમા માગવાથી તેને બંધન મુક્ત કરી સ્વસ્થાને જવાની રજા આપે છે.

કેટલાક દિવસ પછી રાજા વિજયચંદ્ર અશ્વારૂઢ થઇ અશ્વક્રીડા માટે નગર બહાર ઘણે દૂર જાય છે ત્યાં ચોરોવડે જેને બંદીજન તરીકે પકડી લઇ જતાં તે પૂર્વનાં ઉપકારી કાર્પટિકને જોવે છે, અને રાજા તે ચોર લોકોને પકડવા જતાં ચોર લોકો નાશી જાય છે. કાર્પટિકને પૂછતાં તે જણાવે છે કે–હું વિજયચંદ્ર રાજાના દર્શન માટે જતો હતો ત્યાં તે રાજાએ મને આપેલું ધન તે ચોરોએ લઇ લીધું અને મને બંદીવાન કરી લઇ જતા હતા, પરંતુ સુકૃતના વશથી આપ સન્મુખ થતાં મારો છુટકારો થયો છે. રાજા સમજ્યો કે હજી આ મને ઓળખતો નથી, તેમ જાણી રાજા કહે છે કે તમે વિજયચંદ્ર રાજાનો શું ઉપચાર કર્યો હતો? રાજાને તે હકીકત જણાવે છે અને તે કુંવરની ઘણી પ્રશંસા કરે છે. હવે રાજપુરૂષો ત્યાં આવતાં રાજા કાર્પટિકને સાથે લઇ રાજધાનીમાં જાય છે. રાજા કાર્પટિકનું સન્માન કરે છે જેથી રાજા મને કેમ આટલું માન આપે છે તે સંબંધી પૂછી શકતો નથી. છેવટે જણાવે છે કે–"મારે વિજયચંદ્ર રાજાના દર્શન માટે જવું છે માટે રજા આપો." તેમ કાર્પટિક કહેતાં છેવટે વિજયચંદ્ર રાજા પોતે કહે છે કે તે જ હું પોતે છું અને તમારાં પ્રભાવથી રાજ્યલક્ષ્મી પામ્યો છું. પછી કાર્પટિકને સામંતની પદવી રાજા આપે છે. આ તરફ વિજયબળ રાજાના બીજા પુત્ર પદ્મદેવને મ્હોટા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. તેની મા સૌભાગ્યસુંદરી ઘણા ઉપચારો કર્યા છતાં આરામ નહિં થવાથી વિચારે છે કે વિજયચંદ્રને કાર્મણ પ્રયોગવડે તેવી અવસ્થાને પહોંચાડ્યો હતો તેનો જ આ પ્રગટ વિપાક છે" એમ વિચારે છે, અને રાજા સહિત તેણી પદ્મદેવની છેલ્લી સ્થિતિ જોઈ કલ્પાંત કરે છે, કુમાર મૃત્યુ પામે છે. મંત્રીઓ સંસારનું સ્વરૂપ રાજાને સમજાવે છે. દરમ્યાન મંત્રીએ રાજાને જણાવે છે કે–બંદીખાનાનો ઉપરી બંધુમિત્ર જણાવે છે કે–મેં વિજયચંદ્રને પદ્માખંડ નગરના રાજા તરીકે રાજ્યલક્ષ્મી ભોગવતો જોયો છે, એ સાંભળી રાજા તેની ખાત્રી કરવા મંત્રીઓને ત્યાં મોકલે છે. અહિં રાણી રાજાને શોક કરતાં કહે છે કે–હું મ્હોટા પાપ કરનારી ધર્મની વૈરી છું એમ જણાવી પશ્ચાતાપ કરે છે. રાજા તેને કહે છે કે–તેં શું તેવું પાપ કર્યું છે. રાણી વિજયચંદ્રને ઝેર આપ્યાની હકીકત કહે છે. રાજા રાજકુમાર વિજયચંદ્ર જીવે છે રાજ્યલક્ષ્મી ભોગવે છે તેમ જણાવતાં રાણી દેદીપ્યમાન થાય છે. પછી રાજા પોતાના પુત્રને ખાની સ્ત્રીઓ કેવી હોય છે? તેના ચરિત્રો કેવા હોય છે વિગેરેનો વિચાર કરે છે તે હકીકત (પા. ૩૬૭–૩૬૮) જાણવા જેવી છે. અને તેથી જ સત્પુરૂષોને ધન્ય છે કે ચારિત્રરૂપી શરીરનું રક્ષણ કરવા

વિલાસ સહિત, ચપળ, સુંદર લોચનવાળી સ્ત્રીઓના વિષયમાં આંધ્યા ન હોય વગેરે. અહિં સ્ત્રીઓના દુશ્ચરિત્રનું વર્ણન વાંચવા જેવું ( પા. ૩૬૭–૩૬૮ ) માં આવેલ છે.અહિં રાજા ધર્મમાં ઉદ્યમવાળો, અને વૈરાગ્ય વાસિત થતાં પોતાના પુત્ર વિજયચંદ્રને તેડવાં મુખ્ય સામંતોને પદ્મખંડ નગરે મોકલે છે, જેથી કુંવર વિજયચંદ્ર કાર્પટિક અને રાજ્યલક્ષ્મી સાથે હસ્તિનાપુર આવે છે રાજા તેનો સત્કાર કરે છે. પછી રાજા તેને સુવર્ણ કળશવડે અભિષેક કરી રાજા પોતાની ગાદીએ સ્થાપન કરે છે અને પોતે તેમજ સામંત વગેરે નવા રાજાને પ્રણામ કરે છે. રાજા વિજયચંદ્રને શિખામણ આપે છે કે શયન, આસન, ભોજન વગેરે કાર્યોમાં પ્રમાદ રહિત થઇ આત્માનું રક્ષણ કરજે કારણકે તે મૃત્યુના સ્થાનો છે. ધર્મ અર્થને વિષે મ્હોટો પ્રયત્ન કરજે, પ્રજાજનનું પણ તથાપ્રકારે કોઇપણ રીતે પાલન કરજે. કારણકે તને તે નિરંતર આશિર્વાદ આપતા રહેશે, વગેરે શિખામણો આપી રાજા વનવાસમાં જઇ તાપસી દીક્ષા લે છે. ઘણા વર્ષો એ રાજ્યોની મ્હોટી લક્ષ્મી ભોગવી, પછી પોતાના પુત્રને રાજ્યનો ભાર સોંપે છે, અને ધર્મની સન્મુખ મતી થતાં ધર્મનું આચરણ કરૂં તેમ વિચારી કાર્પટિક મંત્રી સાથે પુરૂષદત્ત સૂરિ પાસે આવે છે. સૂરિજીના ધર્મોપદેશવડે પોતાને સંજમ લેવાની ઇચ્છા થતાં તે કાર્પટિકને જણાવે છે. કાર્પટિક વિજયચંદ્રનો વિયોગ સહન ન કરી શકવાથી પોતાની દીક્ષા લેવાની ઇચ્છા જણાવે છે. પછી રાજા પોતાના પુત્રને ગાદીએ સ્થાપન કરી દાન દઇ, જિનાલયની પૂજા કરી શ્રી પુરૂષદત્ત સૂરિ પાસે બંને જણા દીક્ષા લે છે. સારી રીતે સંજમની આરાધના કરી ગુરૂ પાસે વિધિપૂર્વક અનશન ગ્રહણ કરે છે. છેવટે મૃત્યુ પામી બંને સૌધર્મ દેવલોકમાં પુષ્પાવતંસક નામના વિમાનમાં દેવપણે ઉત્પન્ન થાય છે. ત્યાંથી ચ્યવી આ ભરતક્ષેત્રને વિષે **શ્રાવસ્તી** નગરીના રાજાને ત્યાં પુત્રોપણે જન્મે છે અને તેનું **જય** અને **વિજય** નામ આપવામાં આવે છે. યૌવનાવસ્થા થયા છતાં વિષયના સંબંધી વિમુખ રહેવાથી મુનિના ચરણકમળની આરાધનાના ઉદ્યમી થવાથી ભાવથી જાણે કે સર્વવિરતિ અંગીકાર કરી હોય તેમ ભાવના ભાવવા લાગ્યા. કેટલાક દિવસ પછી સ્વપ્નમાં દેવો કહે છે કે–હે મહાપ્રભાવવાળા ! હવે તમારૂં જીવિત થોડું હોવાથી આશ્રમપદ ઉદ્યાનમાં જઇ દેવાધિદેવ શ્રી પાર્શ્વનાથ ભગવાન પાસે ચારિત્ર અંગીકાર કરી ગણધરપદવીને પામો. જાગ્રત થતાં આવેલ સ્વપ્નનું ફળ ઉત્તમ જાણી માતપિતાને તે હકીકત જણાવી, રજા લઇ કેટલાક પ્રધાન પુરૂષો સાથે મારી પાસે આવી પ્રવજ્યા લઈ ગણધરની ઉત્તમ પદવીને પામ્યા.

પરમાત્મા અશ્વસેન રાજાને કહે છે કે–રાજા તમારા પૂછવાથી મેં દશે ગણધરોના પૂર્વભવોના વૃત્તાંતો કહ્યાં. હવે અશ્વસેન રાજા પ્રભુને કહે છે કે–આપના જેવું ત્રણ કાળનું યથાસ્થિત સ્વરૂપ બીજો કોણ કહી શકે ? ધન્ય છે, પ્રભુ ! આદશ ગણધર ભગવાનને અને આપના ચરણકમળને જોઇ હર્ષ પામીયે છીયે. અમારૂં જીવિત તો દુર્ગતિના ફળવાળું છે, છતાં સંસારને શીઘ્રપણે તજી મનુષ્યો આપની સેવા કરતા નથી.

અહિં પ્રભુની એ રીતે અશ્વસેનરાજા સ્તુતિ કરે છે, તેટલામાં શક્રેંદ્ર આવી વિનયસહિત મસ્તક નમાવી હર્ષપૂર્વક જણાવવા લાગ્યો કે શઠ અને અત્યંત વૃદ્ધિ પામતાં દ્વેષવાળા કમઠે હે નાથ ! આપના ઉપર ભયંકર ઉપસર્ગ કેમ કર્યો ? તે સાંભળી જગદ્ગુરૂ પાર્શ્વનાથ ભગવાને પોતાની પ્રથમ મરૂભૂતિના ભવથી સર્વ હકીકત ઇંદ્રને જણાવી, જેથી ઇંદ્ર વગેરે સાંભળી વૈરનો વિપાક જાણી જિનેશ્વર નમી–સ્મરણ કરી સ્વસ્થાને જાય છે.

આ ચોથા પ્રસ્તાવમાં દશ ગણધરોના પૂર્વવૃત્તાંતો તથા તીર્થનો વિસ્તાર યુક્ત વૃતાંતવાળો ગ્રંથ પરિચય પૂરો થતાં હવે પાંચમા પ્રસ્તાવનો ગ્રંથ સાર જણાવીએ છીએ.

## પ્રસ્તાવ પાંચમો–( પા૦ ૩૭૩ થી પા૦ ૪૫૭ સુધી )

## શ્રી પાર્શ્વનાથ ભગવાનનું મોક્ષ ગમનરૂપ ધર્મકથાનું વર્ણન.

ગ્રંથકર્તા આચાર્ય મહારાજ આ પ્રસ્તાવમાં તેનું વર્ણન આપે છે. હવે શ્રી પાર્શ્વનાથ ભગવાન અશ્વસેન રાજા વગેરે પ્રધાનજનોની અનુજ્ઞા લઈ સપરિવાર આશ્રમપદ ઉદ્યાનમાંથી બહાર નીકળે છે. પ્રભુ ચોત્રીશ અતિશયવડે બિરાજમાન હોવાથી માર્ગમાં ધર્મચક્ર આગળ ચાલે છે, મસ્તક ઉપર છત્ર શોભે છે, ચામર વિંજાય છે, આકાશમાં દેવદુંદુભિ વાગે છે, મણિના પાદપીઠ સહિત સિંહાસન આકાશમાં સાથે ચાલે છે, વાયુ અનુકૂળ વાય છે, માર્ગમાં આવતાં તરૂવરો નમે છે, મનુષ્યોના મહામારી, દુર્ભિક્ષ, અતિવૃષ્ટિ, વગેરે અનેક દુઃખોના સમૂહને માહાત્મ્યવડે દૂર કરતાં વિચરે છે. વગેરે ભગવંતના અતિશયોવડે શું શું બને છે તેનું વર્ણન અહિં ( પા. ૩૭૩ મે ) આપેલ છે.

રસ્તામાં દરેક સ્થળે રાજા વગેરે અનેક મનુષ્યોને પ્રતિબોધ કરતાં પરમાત્મા **મથુરા** નગરીમાં પધારે છે. આ નગરીમાં કે જ્યાં શ્રી **સુપાર્શ્વનાથ** ભગવાનના તીર્થની પ્રવૃત્તિવડે દેવોએ બનાવેલ મનોહર શુભ અને મથુરા નગરીનું વર્ણન ( પા. ૩૭૪ ) જાણવા જેવું આપેલ છે. આ નગરીની પૂર્વ દિશામાં દેવો સમવસરણની સુંદર રચના કરે છે. ( પા. ૩૭૪ )

પછી ચોત્રીશ અતિશય, ક્ષીરાશ્રવ લબ્ધિઓ, પાંત્રીશ પ્રકારની મનોહર વાણીવડે યુક્ત શ્રી પાર્શ્વનાથ ભગવંત માલકોશ રાગથી યુક્ત, સર્વ પ્રાણીઓ પોતપોતાની ભાષા સમજે તેમ દેશના આપે છે. પરમાત્માની દિવ્યવાણી, સુધાવર્ષણી, સંસારતારણી, અનેક આત્માઓનું કલ્યાણ કરનારી છે. એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુએ જીવોના અજ્ઞાનરૂપી અંધકારને મિટાવી જેમણે અનેક ભવ્યાત્માઓને સમ્યકૃત્વનો માર્ગ બતાવ્યો, અનેક પ્રાણીઓને દેશવિરતિ ધર્મ આપ્યો, અનેક પ્રાણીઓને સર્વવિરતિ ધર્મ ગ્રહણ કરાવ્યો, અનેક આત્માઓને સ્વર્ગ લક્ષ્મી આપી અને અનેક ભવ્યાત્માઓને મોક્ષમાર્ગના પથિક કર્યા છે; પ્રભુ દેશનાની અમૃત વાણીનો આ મહાન પ્રતાપ છે.

આ ચરિત્રના આગલા ચાર પ્રસ્તાવોમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુના ભવો તથા દશ ગણધર ભગવાનોના પૂર્વભવના વૃત્તાંતો એટલા બધા રસિક અને ખાસ મનન કરવા જેવા હતા, જેથી તે માંહેના બોધપાઠો, કથાઓ વિવિધ વર્ણનોનો સંક્ષિપ્તમાં ગ્રંથપરિચય કરાવ્યો છે, તેમ આ પાંચમા પ્રસ્તાવનો સંક્ષિપ્ત ગ્રંથસાર આપવાની જરૂર લાગતી નથી, કારણ કે દેવાધિદેવ શ્રી પાર્શ્વનાથ ભગવાને સમવસરણમાં બિરાજમાન થઇ જે ધર્મદેશના આપી છે એ સર્વ પ્રભુની અમૃત તુલ્ય વાણી હોવાથી આ પ્રસ્તાવમાં તે સંપૂર્ણ વાંચતા વાચકને પ્રમાદ ન થાય, મનનપૂર્વક વાંચી આત્મિક આનંદનો સંપૂર્ણ લાભ લે, તેમજ તે દેશનાના મધુરા રસમાં કંઇ પણ ક્ષતિ ન પહોંચે માટે અહિં માત્ર તેમાં આવેલ વિષયો સંક્ષિપ્તમાં આપવા સાથે કથાઓનો નામનિર્દેશ જ કરીએ છીએ, જેથી વાંચકોને તે છેલ્લા ( પાંચમા ) પ્રસ્તાવ મનનપૂર્વક સંપૂર્ણ વાંચી જવા ભલામણ કરીએ છીએ. પરમાત્માએ સમવસરણમાં બિરાજમાન થઇ ભવ્યાત્માઓનું કલ્યાણ કરવા જે દીવ્ય દેશના આપી છે તેમજ ત્યારપછી પ્રથમ ગણધર ભગવાન શુભદત્તે પોતાની મધુર અને શાંત રસભરિત દેશનામાં લોકોને ધર્મ કહે છે તે સર્વ અક્ષરશઃ એકાગ્ર ચિત્તે શ્રદ્ધાપૂર્વક વાંચત આત્મકલ્યાણ થવા સાથે, ગણધર ભગવાન અને આ ગ્રંથના કર્તા વિદ્વાન આચાર્ય

શ્રી દેવભદ્રાચાર્ય ભગવાને પોતાની વિદ્વત્તાવડે આ ચરિત્રમાં તેની ગુંથણી–સંકલના કેવી રસમય, મનોહર, સુંદર મધુર રીતે કરી છે, તે જાણવા સાથે આચાર્યભગવાન માટે પણ પૂજ્યભાવ ઉત્પન્ન થાય તેમ છે.

આ અવસરે દયામય પ્રવાહને પ્રવર્તાવનારા દશ ગણધરના સમૂહવડે પરિવરેલા તીર્થનાથ શ્રી પાર્શ્વનાથ પ્રભુ પૂર્વ દિશાના દ્વારવડે સમવસરણમાં પ્રવેશ કરી, પ્રદક્ષિણા દેવાપૂર્વક "તીર્થને નમસ્કાર હો" એમ બોલતાં સિંહાસન ઉપર પૂર્વ દિશા સન્મુખ બિરાજમાન થાય છે. હવે કઇ કઇ પર્ષદા કયાં બેસે છે તે જણાવાય છે. અગ્નિ ખૂણામાં ગણધર મુનિઓ, દેવાંગનાઓ, સાધ્વીઓ બેસે છે. દક્ષિણ દિશાના દ્વારવડે પ્રવેશ કરીને વાણવ્યંતર, ભવનપતિ, અને જ્યોતિષિ દેવો વાયવ્ય ખૂણામાં બેસે છે. ઉત્તર દ્વારવડે પ્રવેશ કરીને વૈમાનિક દેવો, મનુષ્યો અને નારીનો સમૂહ ઇશાન ખૂણામાં બેસે છે. ત્યારપછી સિંહ, હરણ, સર્પ વગેરે બીજા પ્રકારના ગઢની મધ્યે વૈરવિરોધ ત્યાગ કરી એક જ ઉદરથી ઉત્પન્ન થયેલ હોય તેમ બેસે છે. અને સદ્ધર્મ સાંભળવામાં તલ્લીન થાય છે. અહિં ભગવાન પાર્શ્વનાથ ભગવંતના મ્હોટા માહાત્મ્યથી તેઓ બંધુની જેમ પ્રેમભાવે વર્તે છે. ત્રીજા ગઢમાં મનુષ્ય અને દેવોના વાહનો વગેરે રહે છે. આ પ્રમાણે મનુષ્ય, તિર્યંચ અને દેવોનો સમૂહ બેઠા પછી જગદ્‌ગુરુ સંસારના ભયનો ભંગ કરવામાં સમર્થ ધર્મકથાનો આરંભ કરે છે.

"હે ભવ્ય જીવો ! ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળના તીર્થંકરોએ મોક્ષપુરીનાં સરળ માર્ગરૂપ, સમગ્ર કલ્યાણનું કુલ ભવનરૂપ, દુઃખરૂપી વૃક્ષને દુર્ગતિરૂપ લતાના સમૂહનો છેદ કરવામાં કુહાડારૂપ, દુષ્કર્મરૂપી અંધકારનો નાશ કરવામાં એક શરદઋતુના પ્રચંડ સૂર્યરૂપ અને મનવાંછિત પ્રાપ્ત કરવામાં પ્રગટ કલ્પવૃક્ષના પ્રભાવરૂપ તથા વિધેય બુદ્ધિવડે કલંક રહિત ધર્મ જ કહ્યો છે. વળી તે ધર્મ, **દાન, તપ, શીલ** અને **ભાવના** એ ચાર પ્રકારે કહ્યો છે.

**જ્ઞાનનું સ્વરૂપ અને તે ઉપર લક્ષ્મીધરનું દૃષ્ટાંત.**

તેમાં પહેલું દાન ત્રણ પ્રકારનું કહ્યું છે. **જ્ઞાનદાન. અભયદાન** અને ત્રીજું સદ્ધર્મ કરનારાના વિષયમાં **ઉપષ્ટંભ દાન.** તેમાં જે જ્ઞાનદાન તે દીવાની જેમ પદાર્થોને પ્રકાશ કરનારૂં છે, અને મોક્ષનગર તરફ ચાલેલા જીવોને સાક્ષાત્ સાર્થવાહ જેવું છે. જે જ્ઞાનદાન આપવાથી જીવ સર્વને વિષે વિચક્ષણ થાય છે–બંધ, મોક્ષ, જીવ, અજીવ, પુણ્ય, પાપ વિગેરેના જ્ઞાનને વિષે, અવશ્ય કુશળપણું પામે છે. ત્યારપછી શુદ્ધ સદ્ધર્મની ક્રિયામાં પ્રવૃત્તિ કરે છે, તથા પ્રાણિવધાદિકને તજે છે અને નિરવદ્ય વૃત્તિને અનુસરે છે. આ પ્રમાણે કરવાથી મોટા સ્વર્ગલોક અથવા મોક્ષસુખને પામે છે. જ્ઞાનના પ્રસાદવડે કયું કલ્યાણ ન પામે ? જેણે તત્ત્વ બુદ્ધિથી જીવોને જ્ઞાનદાન કર્યું હોય, તેણે બન્ને ભવનાં સુખ મેળવ્યા છે. વળી તે જ્ઞાન દાન ભણવું અને ગણવું એ પ્રકારથી પુસ્તકાદિક આપવાથી અને તેના ઉપષ્ટંભથી ખરેખર બીજું સર્વ જ આપ્યું જ છે.

જ્ઞાન આપવાના માહાત્મ્યથી જીવ ગણધરપદને તેમજ અરિહંતપણાને પામે છે. અને ક્રમે કરીને શીઘ્રપણે અપુનર્ભવ( મોક્ષ )ના લાભને પણ પામે છે. આ પ્રમાણે પ્રથમ જ્ઞાનદાનનું સ્વરૂપ કહ્યું.

હવે હું અભયદાનને કહું છું, અને તે પૃથિવ્યાદિક જીવોના રક્ષણવડે થાય છે. તેમાં ?

અપ્કાય, વનસ્પતિકાય, વાયુકાય અને અગ્નિકાય (એ પાંચ એકેંદ્રિય) તથા દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય અને પંચેંદ્રિય જીવોની હિંસાને જે વર્જે છે, તેને ડાહ્યા માણસો અભયદાન કહે છે. અહિંસા મન, વચન અને કાયાવડે જીવની રક્ષા કરવાથી, શત્રુ મિત્રપણાની સમાનતાથી અને મોટી ભાવની વિશુદ્ધિથી હોય છે; પરંતુ આવા પ્રકારનું ઉત્તમ અને બન્ને લોકમાં હિતને ઉત્પન્ન કરનાર અભયદાન શિવલક્ષ્મીએ જોયેલ વિશેષ પ્રકારના જીવોને સંભવે છે. જેથી કરીને સર્વ જીવો મોટી આપત્તિમાં પડયા છતાં પણ પોતાના જીવિતને જ ઇચ્છે છે, તેથી કરીને આ અભયદાન જ કુશળ પુરૂષે આપવા લાયક છે. મરણના ભયથી વ્યાકુળ હૃદયવાળા કયા કયા પુરૂષે પોતાના જીવિતને માટે રાજ્યાદિક સંપદાનો ત્યાગ કરીને માતંગપણાને નથી પામ્યા ? જેથી કરીને રાજ્યાંગ સમગ્ર પૃથ્વીની સમૃદ્ધિ આપવાથી પણ આ જીવિતદાન અત્યંત પ્રિય છે, તેથી કરીને તે (જીવિત) જ આપવા લાયક છે. આ સંસારમાં જે દીર્ઘ આયુષ્ય, રોગરહિતપણું અને લોકના લોચનને આનંદ આપનારું થાય છે, તે અભયદાનનું ફળ જાણવું.

હવે હું ધર્મોપગ્રહ દાનની પ્રરૂપણા કરૂં છું. (જણાવું છું.) વળી તે (ધર્મોપગ્રહ દાન) જ્ઞાનાદિકવડે યુક્ત, પાત્રરૂપ, બ્રહ્મચારી અને સ્વાધ્યાય ધ્યાનમાં સ્થાપન કરેલા ચિત્તવાળા સારા સાધુને વિષે નવ કોટી શુદ્ધ અન્ન, પાન અને વસ્ત્રાદિ દ્રવ્યવડે જે સારી રીતે ઉપગ્રહ કરવો, તે અહિં ઉપગ્રહ કરનારૂં કહ્યું છે. વળી તે ચાર પ્રકારે દાયક શુદ્ધ, ગ્રાહક શુદ્ધ, કાળ શુદ્ધ અને ભાવ શુદ્ધ આ પ્રમાણે આપેલું તે દાન શીઘ્રપણે પાપની નિર્જરા કરે છે. જ્યાં દાતા શ્રાવક મદ રહિત હોય, સમુદ્રની જેમ નિર્વાણ રહિત હોય અને કલ્પ્ય તથા અકલ્પ્યની વિધિને જાણતો હોય તે દાયક વિશુદ્ધ કહેવાય છે. ક્ષાંત્યાદિક ગુણવડે યુક્ત, ગુરુની ભક્તિવાળો અને ચારિત્રવાળો સાધુ જ્યાં અતિથિ થાય, તેને ગ્રાહક શુદ્ધ કહે છે. તથા ઉચિત સમયને વિષે જે અપાય, તે કાળ વિશુદ્ધ કહેવાય છે, અને હૃદયની વિશુદ્ધિવડે જે અપાય તે ભાવશુદ્ધ કહેવાય છે. આ પ્રમાણે આ ચાર વિશુદ્ધિવાળું દાન (જિનેશ્વરોએ) કહ્યું છે, તથા વળી અનુકંપા દાનનો જિનેશ્વરોએ કદી નિષેધ કર્યો નથી. આ પ્રમાણે ત્રણ પ્રકારના દાન જે લોકો ચિત્તની અસંત શુદ્ધિવડે આપે છે, તેઓ આ સંસારસમુદ્રને લીલા માત્રથી તરી જાય છે. આવા પ્રકારનું દાન સંસારવાસથી વિરક્ત થયેલા કોઇકને જ પુણ્યવડે પ્રાપ્ત થાય છે, કલ્પવૃક્ષ વિગેરે પરિમિત અને આ લોક સંબંધી જ કાંઇક મનવાંછિત ફળ આપે છે, પરંતુ આવા પ્રકારનું દાન તો અપરિમિત અને છેવટે મોક્ષને આપે છે. આ ત્રણ પ્રકારના દાનને વિષે મહાસત્વશાળી લક્ષ્મીશ્વરનું દૃષ્ટાંત છે, જે વિરાધનાવડે અલક્ષ્મીને અને આરાધનાવડે લક્ષ્મીને પામ્યો છે. તેનું ચરિત્ર જરા પણ વિક્ષેપ નહિં કરતાં સાંભળો. (પા. ૩૭૭ થી પા. ૩૯૧) પરમાત્માએ કહેલું સમજવા જેવું આદરણીય છે.

આ પ્રમાણે દાન અને અદાનનું વિવિધ પ્રકારનું ફળ જાણીને ભવ્ય પ્રાણીઓએ તેવી રીતે કોઇ પણ પ્રકારે વર્તવું જોઇએ, કે જે પ્રકારે શીઘ્રપણે સંસારનો ભંગ-નાશ થાય. દાન સુખનું નિધાન છે, દુર્ગતિરૂપી મોટી ગુફાનું પિધાન (ઢાંકણું) છે, કલ્યાણને પ્રાપ્ત કરનાર છે, સમગ્ર સુખનું પ્રધાન કારણ છે. જન્માંતરમાં પણ જેઓએ દાન આપ્યું છે, જેઓએ સુકૃત ઉપાર્જન કર્યું છે, સુમતિરૂપી વિલાસતી(ઓ)એ આદર સહિત જેઓને જોવા છે, તથા બરફ અને હારના જેવી શ્વેત (ઉજ્વળ) કીર્તિ જેઓ પામવા લાયક છે, તેઓની જ મતિ દાનને માટે ઉછળે છે, બીજાની મતિ ઉત્સાહ પામતી નથી. અહીં ઘણું કહેવાથી શું ? જો તમને સ્વર્ગ અને મોક્ષના સુખ પ્રિય હોય, તો હંમેશાં દાનને વિષે જ પ્રતિબંધ (આગ્રહ) કરો. આ જગતમાં જે કાંઇ મન અને નેત્રનું દર્શન (જોવા

લાયક વસ્તુ )છે, તે નિર્વૃત્તિને ( સુખને-મોક્ષને ) ઉત્પન્ન કરનાર છે, તે સર્વ વિકળતા રહિત ( પરિપૂર્ણ ) અને ઉદાર દાનનું ફળ સ્ફુટ રીતે તું જાણ. ક્ષુધા અને તૃષાથી વ્યાકુળ થયેલાને જે શ્રેષ્ઠ ભોજન અને જળની પ્રાપ્તિ થાય છે, રોગ વ્યાપ્ત થયેલાનું રક્ષણ કરનાર ઔષધાદિકનો જે લાભ થાય છે, માર્ગમાં ચાલવાવડે દુઃસ્થ થયેલા જેઓને તત્કાળ શય્યાની પ્રાપ્તિ થાય તે સર્વ દાનરૂપી શ્રેષ્ઠ કલ્પવૃક્ષનો વિલાસ છે એમ જાણી સર્વ ઉપાયના કારણરૂપ ધનદાન કરવામાં પણ જેની શકિત નથી, તેઓ પોતાના જીવિતની અપેક્ષા રહિત થઈને તપ કેમ કરે છે? ખેતી અને રાજસેવા વિગેરે ઘણા પ્રકારના દુઃખવડે ધન ઉપાર્જન કરીને તેને ભોગવ્યા વિના અને દાન કર્યા વિના અનંત જનો નાશ પામ્યા છે. આ પ્રમાણે દાન ધર્મના વિષયવાળું દૃષ્ટાંત સંક્ષેપથી મેં કહ્યું. હવે **હું તપ ધર્મ સંબંધી દૃષ્ટાંત કહું છું.**

---

**તપ ધર્મનું સ્વરૂપ અને તે ઉપર ધનશર્મા સાર્થવાહની કથા.**

રસ, રુધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શોણિત ( આ સાત ધાતુ ) તથા અશુભ કર્મો જેના વડે તપે છે, તેને અહીં યથાર્થ તપ કહ્યો છે. વળી તે તપ બાહ્ય અને આભ્યંતર ભેદવડે બે પ્રકારે અહીં ( શાસ્ત્રમાં ) કહ્યો છે. તેમાં બાહ્ય તપ અનશનાદિક ભેદવડે છ પ્રકારે કહ્યો છે. અનશન, ઊનોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયકલેશ અને સંલીનતા એ છ પ્રકારે બાહ્ય તપ છે. બહારના અંગને તપાવવાવડે કર્મની નિર્જરાનું કારણરૂપ આ તપ છે, અને અભ્યંતર તપ પ્રાયશ્ચિત વિગેરે છ ભેદવાળો છે. પ્રાયશ્ચિત, વિનય, વૈયાવૃત્ય તથા સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ આ છ પ્રકારે આભ્યંતર તપ છે. આ બાર પ્રકારના તપને આચરીને વિશુદ્ધ શુભ ભાવનાવાળા ધીર પુરૂષો અનંત પાપોની નિર્જરા કરે છે. જેમ સુકાળ વિગેરેવડે રોગોનો વિનાશ નિશ્ચયથી દીઠો છે, તેમ કર્મનો વિનાશ અનશનાદિકવડે જાણવો. જ્યાં [1]અપવર્તનાદિક થોડો પણ ઇંદ્રિયોનો વ્યાપાર થતો નથી, તેવું ઉગ્ર નિકાચિત કર્મ પણ તપવડે નાશ પામે જ છે. ઋષિહત્યા વિગેરે જે દારૂણ રસવાળા પાપો કહેવાય છે, તે પણ જીવની અપેક્ષા રહિત કરેલા તપવડે કરીને ક્ષીણ થાય છે, ત્યાં સુધી દારિદ્ર હોય છે, ત્યાં સુધી રોગની ઉત્પત્તિ હોય છે, ત્યાં સુધી મોટું દૌર્ભાગ્ય હોય છે અને ત્યાં સુધી અનિષ્ટ અને [2]અનિષ્ઠિત ચિત્તનો સંતાપ ઉત્પન્ન થાય છે કે જ્યાં સુધી હજુ પણ ભવ્ય મનુષ્ય તપ કરવામાં ઉદ્યમ નથી કરતો, અને તે તપ પણ કોઇ પણ પ્રકારે ( જેમ તેમ ) કર્યો હોય, તો છેવટે અશુભ પ્રાપ્ત થાય છે. આ અર્થને વિષે ધનશર્મા સાર્થવાહનું દૃષ્ટાંત છે, કે જે ( સાર્થવાહ ) તપના પ્રસાદ( પ્રભાવ )વડે મોટા સન્માન અને યશને પામ્યો હતો. ( પા. ૩૯૨ થી પા. ૪૦૯. )

આ તપ ધર્મને વિષે કંઇ પણ અસાધ્ય નથી એ પ્રમાણે પોતાની મતિથી વિચારીને, આલસ્યનો ત્યાગ કરીને ભવ્ય જીવોએ આ તપને વિષે સર્વથા યત્ન કરવો. અત્યંત સ્ફૂરાયમાન કિરણોવડે જેમ હિમનો સમૂહ વિલય પામે છે તેમ તપવડે હિંસાદિક મહાપાપો અવશ્ય વિલય પામે છે.

---

૧ પ્રવૃત્તિનો અભાવ-વાળવું. ૨ પાર ન આવે તેવું.

આ પ્રમાણે તપધર્મ મેં કહ્યો, હવે શીલધર્મનું વર્ણન દૃષ્ટાંત સહિત કહું છું તે સાંભળો. હવે

**શીલ ધર્મનું સ્વરૂપ તે ઉપર સુરેન્દ્રદત્તની કથા.**

શુચીત્વવડે શીલધર્મ કહેવાય છે, અને શીલ એટલે મનની વિશુદ્ધિ, અથવા પ્રાણીહિંસાદિક પાપના સ્થાનોનો ત્યાગ, અથવા ક્ષાંતિ, માર્દવ વિગેરે વડે ક્રોધાદિકનો નિગ્રહ, ક્ષણ લવનો પ્રતિબંધ, ઉત્તમ શ્રદ્ધા અને સંવેગ, સર્વ જીવોને વિષે ઇચ્છા રહિતપણે મૈત્રી કરવી, અથવા કલંક રહિત બ્રહ્મચર્ય પાળવું, તે શીલ કહેવાય છે. આ શીલ પુરૂષને મોટી શોભા કરનારૂં આભરણ કહ્યું છે. આ શીલ રહિત પુરૂષો સારી વિભૂષાવાળા હોય તો પણ શોભાને પામતો નથી. જે કોઇ જીવો અહીં મોક્ષમાં જાય છે, ગયા છે અને જશે તે સર્વે નિર્મળ શીલ પાળવાના પ્રસાદથી અવશ્ય જાણો. તપ વિના અને દાન વિના પણ એક શીલ પાળવામાં જ ઉદ્યમવાળા મનુષ્યો **સુરેન્દ્રદત્તની** જેમ અવશ્ય મોટા ઉદયને પામે છે. હવે ( પા. ૪૧૦-થી પા ૪૨૩ )માં જણાવવામાં આવેલ છે. કથામાં જણાવ્યા પ્રમાણે એક શીલ જ સદ્ધર્મરૂપી કલ્પવૃક્ષનું મૂળ છે, દુઃખરૂપી અગ્નિને શાંત કરવામાં મેઘરૂપ છે, મનોવાંછિત સિદ્ધ કરવામાં અનુકૂળ, સંસારના ભયને મસ્તકના શૂલ સમાન, ઘણા પ્રકારના ગુણરૂપી ધાન્યનો સંચય કરવામાં મૂશળરૂપ, અને અધર્મ કુકર્મને પીલનાર છે. આવા ઉત્તમ શીલવ્રતને જે ધારણ કરે છે તે મનોસત્ત્વવાળા છે.

---

આ પ્રમાણે ઉદાહરણ સહિત શીલ ધર્મને સારી રીતે કહીને હવે હું ઉદાહરણ સહિત ભાવના ( ભાવ ) ધર્મ કહું છું.

**ભાવના ( ભાવ ) ધર્મનું સ્વરૂપ તે ઉપર બ્રહ્મદત્તનું દૃષ્ટાંત.**

જે વિશુદ્ધ ચેષ્ટાવડે જીવ ભવાય છે ( ભાવિત કરાય છે ) અને વાસિત કરાય છે, તે ભાવના કહેવાય છે, અને તે જ્ઞાનાદિકના વિષયવાળી ઘણા પ્રકારની છે. કોઇ જીવ જ્ઞાનવડે, દર્શનવડે અને ચારિત્રવડે તથા તીર્થંકરની ભક્તિવડે અવશ્ય આ જગતમાં અત્યંત ભાવનાવાળો થાય છે. આ જગતમાં કોઇક જીવ સંસારની દુર્ગંછાવડે, કામની વિરતિવડે, સાધુની સેવાવડે અને જિનધર્મની પ્રભાવનાવડે ભાવિત થાય છે, કોઇ મોક્ષસ્થાનના શુભ અનુરાગવડે અને સારા સંગવડે ભાવિત થાય છે કોઇ મોક્ષનો અર્થી જીવ અનુચિતની અપ્રવૃત્તિવડે, નિંદાવડે અને ગર્હાવડે ભાવિત થાય છે, જે જીવ જે કોઇ કુશળ કર્મવડે નિશ્ચે ભાવિત થાય છે, તે ભાવના તેને જ ધર્મ ઉત્પન્ન કરનારી થાય છે. ભરત ચક્રવર્તી શરીરના નિઃસારપણાએ કરીને, ભગવાન ચિલાતિપુત્ર પણ વાંસના અગ્રભાગે લાગ્યા છતાં પણ વિષયના અત્યંત વિરાગપણાએ કરીને, વળી મરુદેવી માતા ઋષભદેવ જિનેશ્વરની ઋદ્ધિ જોવાથી ઉત્પન્ન થયેલા મોટા હર્ષવડે કરીને સંસારરૂપી વનના અગ્નિ સમાન ભાવનાને પામ્યા હતા, તેમ સંભળાય છે. ઘણા પ્રકારે જીવોને તે તે ( જુદા જુદા ) ભાવ ઉત્પન્ન થવાથી પરમાર્થવડે ભાવનાનું [1]ઇયત્તાપરિમાણ કરવાને ડાહ્યા પુરૂષો પણ સમર્થ નથી. લવણ રહિત ભોજનની જેમ અને હૃદયમાં પ્રીતિ રહિત સ્ત્રીની જેમ ભાવના રહિત મોટો વિધિ પણ શ્લાઘા પામતો નથી. સિદ્ધાંતને વિષે સંભળાય છે કે—નવગ્રૈવેયકને વિષે અભવ્ય જીવોએ પણ અનંત શરીરો મૂકયા છે, પરંતુ જ્ઞાનાદિક ભાવના વિરહને લીધે મોટી તપશ્ચર્યા કર્યા છતાં પણ મોક્ષના સુખનો લાભ થયો નથી, કેમકે થોડી

---

૧ આટલાપણું એવું માપ.

ધર્મક્રિયાવડે ગ્રૈવેયકમાં ઉત્પત્તિ પ્રાપ્ત થતી નથી. દાન, શીલ અને તપને વિષે જો કોઇપણ રીતે ભાવના ન હોય, તો તે ( દાનાદિક ) સર્વે પોતાના કાર્યને સાધતા નથી. તપ વિગેરે ધર્મને કરનાર પણ ભાવના રહિત હોય તો બ્રહ્મદત્તની જેમ વાંછિત અર્થને પામતો નથી અને તેથી અન્યથા ( ભાવના સહિત ) હોય તો તે **બ્રહ્મદત્તની** જ જેમ વાંછિત અર્થને પામે છે, માટે હે ભવ્યજીવો ! આ બંનેના વિષયમાં પણ હું બ્રહ્મદત્તની કથા કહું છું તે સાંભળો ( પા. ૪૨૪ થી પા. ૪૪૧ ).

આ પ્રમાણે ચિંતામાર્ગને ઓળંગે તેવા વાંછિત અર્થની પ્રાપ્તિ કરવામાં કલ્પવૃક્ષ સમાન ભાવના-ધર્મને મેં કહ્યો. આનાથી બીજો પાંચમો ધર્મ ત્રિભુવનને વિષે પણ નથી. તેથી કરીને શીઘ્રપણે મોક્ષના તથા વાંછિત અર્થને ઇચ્છનારા જીવોએ આ ધર્મને વિષે જ પ્રયત્ન કરવો. જે કોઇ મોક્ષમાં ગયા છે, જશે અને જવાના જ છે તે આના પ્રભાવથી છે એમ તમે જાણો. આ પ્રમાણે દાન, શીલ, તપ અને ભાવનામય ચાર પ્રકારનો ધર્મ કહીને ત્રણ લોકના ગુરુ શ્રી પાર્શ્વનાથ પ્રભુ દેવચ્છંદામાં પધાર્યા.

હવે પહેલો પહોર નિર્ગમન થતાં પહેલા ગણધર **શુભદત્તે** શ્રી જિનેંદ્રની પાદપીઠ ઉપર બેસીને લોકોને ધર્મદેશના આપવી શરૂ કરી.

સંખ્યાતીત ( અસંખ્યાતા ) ભવને વિષે બીજો જે કહે અથવા પૂછે તે અનાદિશેષી આ છદ્મસ્થ જાણતો નથી. આ પ્રમાણે ત્રિભુવનમાં સૂર્યસમાન શ્રી પાર્શ્વનાથસ્વામીએ તેવા કોઇપણ પ્રકારે બન્ને પ્રકારના અશિવરૂપી વ્યાધિથી આ પુરલોકને અસંત મુક્ત કર્યો, કે જે પ્રકારે અત્યારે પણ જગદ્ગુરુના ચરણના પ્રભાવથી ભાવિત મતિવાળા પુરુષો વાંછિત સર્વ અર્થને કરનારી જિનપ્રતિમાને પોતાના ઘરના ઉત્તરંગમાં ( ઉપરના ભાગમાં ) સ્થાપન કરે છે. જે સ્થાને ભગવાન સમવસર્યા હતા તે સ્થાને અસુરો અને સુરોએ બનાવેલું શ્રી પાર્શ્વજિન ભવન હજી પણ મોટું આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. ત્યારપછી ઘણા ભવ્ય જનોને પ્રવ્રજ્યા આપીને અને કેટલાકને શ્રાવક ધર્મમાં સ્થાપન કરીને શુભદત્તાદિક ગણધરો અને સાધુના સમૂહ તથા જઘન્યથી પણ એક કરોડ દેવોથી પરિવરેલા તેમજ પોતાના માહાત્મ્યવડે ડિંબ, ડમર, મારી, રોગ, અશિવ અને દુઃસ્થને દૂર કરતા શ્રી પાર્શ્વનાથ ભગવાન મથુરાપુરીમાંથી નીકળ્યા.

દેવાધિદેવ ( પાર્શ્વનાથ પ્રભુ ) કાસ, જ્વર વિગેરે રોગ શમાવવામાં પ્રસિદ્ધ ધન્વંતરી જેવા છે, દેવવાંછિત અર્થ આપવામાં કલ્પવૃક્ષ સમાન છે, દેવલક્ષ્મીનું મંદિર છે, સદ્ગતિને દેખાડનાર છે, તથા ભવરૂપી મોટી વલ્લીને ઉન્મૂલન કરવામાં પ્રચંડ અને મોટા યુગાંતના પવન સમાન છે, તે શ્રી પાર્શ્વનાથ દેવ જય પામો. જેમનું માત્ર નામ ગ્રહણ કરવાથી પણ રોગ, અગ્નિ વિગેરેથી ઉત્પન્ન થતા ભય તેમજ ભૂતના ઉપદ્રવ અને શાકિનીએ કરેલા વિઘ્નો પણ નાશ પામે છે, રાજાઓ તત્કાળ વશ થાય છે અને શત્રુઓ મિત્ર થાય છે, તે ત્રણ જગતમાં પ્રસિદ્ધ ચરિત્રવાળા શ્રી પાર્શ્વનાથ પ્રભુ જય પામો. "

આ પ્રમાણે સુર, માગધ અને વૃંદારકના સમૂહવડે સ્તુતિ કરાતા તથા વીતભય, શ્રાવસ્તિ, ગજપુર, મિથિલા, કાંપિલ્યપુર, પોતનપુર, ચંપાપુરી, કાકંદીપુરી, શુક્તિમતીપુરી, કૌશલપુર અને રત્નપુર વગેરે મોટા નગરોમાં રાજાના સમૂહને તથા સામંત, મંત્રી, શ્રેષ્ઠી, સેનાપતિ વગેરે પ્રધાન લોકને પ્રતિબોધ કરતા અને એક ગામથી બીજે ગામ વિહાર કરતા પરમાત્મા વારાણસી નગરીએ પધાર્યા, અને ત્યાં પૂર્વ દિશાનાં ભાગમાં દેવોએ વિશાળ ત્રણ પ્રકારવડે મનોહર, પાંચ પ્રકારના પુષ્પના સમૂહવડે શોભતું, મણિમય પાદ-પીઠવાળું, નવા વિકસ્વર થયેલા મોટા પલ્લવવડે વ્યાપ્ત સેકડો શાખાઓ સહિત, કંકેલી વૃક્ષવડે મનો-

કારવાળું, વાયુથી ઉલ્લાસ પામતી ધ્વજાઓના સમૂહવડે વ્યાપ્ત થયેલા આકાશ-આંગણાના વિસ્તારવાળું, મોટું અને મણિના સમૂહવડે શોભતા સિંહાસન સહિત દેવોએ સમવસરણ રચ્યું. તેમાં ભક્તિના સમૂહવડે નમેલા ઇંદ્રોના સમૂહવડે સ્તુતિ કરાતા જગદ્‌ગુરુ તીર્થપતિ શ્રી પાર્શ્વજિનેશ્વર પૂર્વ દ્વારે પ્રવેશ કરીને સિંહાસન ઉપર બેઠા. તે વખતે જિનેશ્વરની પ્રવૃત્તિને માટે નીમેલા પુરુષોએ 'જિનેશ્વરનું આગમન નિવેદન કર્યું', ત્યારે તે પ્રવૃત્તિને જણાવનારા પુરુષોને યથોક્ત દાન આપીને હર્ષપૂર્વક અંતઃપુર સહિત અને પ્રધાન પુરુષોથી પરિવરેલો અશ્વસેન રાજા સમવસરણમાં આવે છે અને ત્રણ પ્રદક્ષિણાપૂર્વક ભગવાનને વાંદી, સ્તુતિ કરી, મુનિજનોને નમસ્કાર કરી પૃથ્વીપીઠ ઉપર બેસે છે. પછી પરમાત્મા ત્રૈલોક્યનાથ શ્રી પાર્શ્વપ્રભુએ અહિંસા, સદ્‌જ્ઞાન, સિદ્ધાંતશ્રવણ અને તપ વગેરે આત્માને શું શું લાભ કરે છે તે ઉપર દેશના આપવાથી ઘણા ભવ્ય જીવો પ્રતિબોધ પામે છે. પછી દેવો, મનુષ્યો વગેરે પ્રભુને વાંદી સ્વસ્થાને જાય છે.

એટલામાં જ્ઞાન વિજ્ઞાનવડે નિપુણ બુદ્ધિવાળો, સર્વને તૃણ સમાન ગણતો, સર્વજ્ઞપણાની પ્રસિદ્ધિની શ્રદ્ધા નહિ કરતો એક **સોમિલ** નામનો બ્રાહ્મણ ભગવંત પાસે આવી બોલવા લાગ્યો કે—હે ભગવાન! **સરિસવયા,** માસ અને કુલત્થ તમારે ભોજ્ય છે કે અભોજ્ય? પ્રભુ કહે છે કે—હે ભદ્ર! સરિસવયા બે પ્રકારના છે ધાન્યવિશેષ સરસવ તે અચિત્ત હોય તો ભક્ષ્ય, બીજો તુલ્ય વયવાળા પુરુષાદિક, બીજું માસ બે પ્રકારે એક ધાન્ય વિશેષ અને બીજા શરીરના અવયવો, તેમાં જે ધાન્યરૂપ અચેત હોય તે ભક્ષ્ય અને બાકીના અભક્ષ્ય. તે જ રીતે કુલત્થ બે પ્રકારે—કળથી નામનું ધાન્ય અચિત્ત હોય તો ભક્ષ્ય તેના બીજો પ્રકાર સારા કુળમાં ઉત્પન્ન થયેલો.

આ પ્રમાણે સર્વજ્ઞ શ્રી પાર્શ્વનાથ પ્રભુએ કહ્યું ત્યારે પંડિતપણાનો ગર્વ નાશ પામવાથી તે બ્રાહ્મણ પ્રભુના ચરણમાં પડી વિનતિપૂર્વક કહે છે કે તમે સર્વજ્ઞ અને પરમ પુરુષ છો, અને આપ ગુરુ છો, હું આપનો શિષ્ય છું. એમ કહી ઉચિત હોય તે કહો. તેમ કહેતાં પ્રભુ સમ્યક્‌ત્વપૂર્વક બાર વ્રતરૂપી ધર્મને વિષે સ્થાપન કરે છે અને તે માટે પ્રમાદ નહિં કરવા જણાવ્યા પછી તે બ્રાહ્મણ પોતાને ઘેર જાય છે.

કેટલાક વખત પછી તે બ્રાહ્મણ શંકા, કાંક્ષા વગેરે દૂષણોવડે પતિત થઇ તાપસના વ્રતને ગ્રહણ કરી, વનવાસમાં જઇ લોકોને વિષે મિથ્યાત્વ પ્રવર્તાવવા લાગ્યો. છઠ્ઠના પારણાને દિવસે કંદમૂળ વગેરેનો આહાર કરવા લાગ્યો. પછી ખાડા વગેરેમાં હું પડીશ ત્યારે અનશન કરીશ એમ નિર્ણય કરી ઉત્તર દિશા સન્મુખ જતાં પ્રથમ દિવસે અશોકવૃક્ષ, બીજે દિવસે સપ્તપર્ણ વૃક્ષ, પછી પીપળા, ચોથે દિવસે ઉમરાવૃક્ષ નીચે ચારે સ્થંભે હોમાદિ કૃત્ય કરતો હતો. દરમ્યાન કોઇ દેવ તેને કહે છે કે—હે બ્રાહ્મણ! આ તારી દુઃપ્રવ્રજ્યા છે, એમ સાંભળી, મને કોણ કહે છે એમ બોલતાં તે દેવ તેને જણાવે છે કે ભગવાન પાર્શ્વનાથ પાસે બાર અણુવ્રતાદિક ગ્રહણ કરીને તેને છોડી અન્યથા પ્રકારે તને વર્તતો દેખીને અમેજ તે કહીયે છીએ. અને ફરી તું શ્રી પાર્શ્વનાથ ભગવાનને સ્વામીપણે સ્વીકારી સમ્યક્‌ત્વ મૂળ અકલંક ગૃહી ધર્મ સ્વીકાર. તે સાંભળી તેને શુભ ભાવ ઉત્પન્ન થતાં શ્રાવક ધર્મ પ્રથમ પ્રમાણે અંગીકાર કર્યો; પરંતુ અંગીકાર કરેલ ધર્મનું પ્રાયશ્ચિત નહિં કરવાથી કાળે કરીને તે બ્રાહ્મણ **શુક્રાવતંસક** વિમાનમાં **શુક્ર** નામના ગ્રહપણે ઉત્પન્ન થયો.

પરમાત્મા અનેક જનોને બોધ આપી ત્યાંથી વિહાર કરતા હતા, દરમ્યાન લાંબા કાળ સુધી દુષ્કર તપ આચરવાથી પરાજય પામેલા, શિવ, સુંદર, સોમ અને જય નામના ચાર મુનિઓ વિશિષ્ટ

કુળમાં જન્મેલા અને ઘણા શાસ્ત્ર સિદ્ધાંતના ભણેલા પ્રભુ પાસે આવી ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વાંદી પૂછ્યું કે–આ ભવમાં અમે સિદ્ધિને પામીશું કે નહિ ? નિર્મળ કેવળજ્ઞાનવાળા સર્વ કાળ અને સર્વ પદાર્થોને જાણનારા ભગવંતે કહ્યું કે તમે ચરમ શરીરવાળા હોવાથી આ ભવમાં જ મોક્ષપદ પામશો. એમ સાંભળી ભગવાનનું વચન કદાપિ અન્યથા થતું નથી, તો મુનિ અનુષ્ઠાનો શા માટે કરવા જોઈએ એમ વિચારી દીક્ષા છોડી આજીવિકા કરવા માટે બૌદ્ધ ધર્મને અંગીકાર કરે છે. અને અનુચિત્ત આહાર વગેરે પ્રવૃત્તિ કરે છે. દરમ્યાન એક વખત પૂર્વે આચરણ કરેલાં ચારિત્રવાળા તે ચારે ( આવશ્ય ભાવિભાવનું ઉલ્લંઘનપણું નહિં હોવાથી ) સંવેગનો સમૂહ ઉછળતાં અનુચિત્ત પ્રવૃત્તિથી પાછા હઠી તેમજ ચાર મહાવ્રતના ખંડનથી અતિતીક્ષ્ણ દુઃખદાયીપણું જાણી પોતાના આત્મા અને દુષ્ટ કર્મને નિંદતા, પ્રભુ શ્રી પાર્શ્વનાથ ભગવાન જગદ્‌ગુરુને ઉપકારી ગુરુ તરીકે છોડવા માટે પશ્ચાત્તાપ કરતાં કરતાં ક્ષપકશ્રેણીએ ચડતાં કેવળજ્ઞાન પ્રાપ્ત કરી છેવટે મોક્ષપદ પ્રાપ્ત કરે છે.

વિશ્વવંદ્ય શ્રી પાર્શ્વનાથ પ્રભુ ત્યાંથી વિહાર કરી આમલકલ્પા નગરીના કોષ્ટક ઉદ્યાનમાં પધાર્યા. ત્યાં દેવો સમવસરણની રચના કરે છે. ત્યાં પણ અનેક પ્રાણીઓ પ્રભુને વાંદી ધર્મદેશના સાંભળી સ્વસ્થાને જાય છે. પછી નંદ નામનો શ્રાવકશ્રેષ્ઠી વિશુદ્ધ સમ્યકત્વવાળો, જૈનધર્મી, પોતાના પરિવાર સહિત આવી ભાવપૂર્વક પ્રભુને વાંદી પ્રશ્ન પૂછે છે કે–હે પ્રભુ ! મારા પર પ્રસાદ લાવી કહો કે, મેં જિનેશ્વરનું સ્મરણ કરવા માટે મારા અગીઆર પુત્રોના અનુક્રમે **ઋષભથી શ્રેયાંસ** સુધી નામ સ્થાપન કર્યા અને એક જ ઉદરથી તેઓ જનમ્યા છતાં પરસ્પર તેઓના સમભાવથી વિલક્ષણપણું છે, જેનું વર્ણન અહિં એઓ કરે છે, ( પા. ૪૪૬ ) તો હે ભગવાન ! આ રીતની ભિન્ન, ભિન્ન પ્રકૃતિવાળા મારા સર્વ પુત્રો પૂર્વભવે કરેલા કયા કર્મના ઉદયને લઇને છે તે જણાવવા કૃપા કરો.

કર્મના શુભાશુભ ઉદયવડે જુદી જુદી પ્રકૃતિ, પ્રવૃત્તિ, સુખ, દુઃખ વગેરે હોય છે તે કર્મનો સિદ્ધાંત છે. જેનું ઘણું સૂક્ષ્મ, સુંદર સ્વરૂપ આ ચરિત્રમાં સ્થળે સ્થળે મહાન પુરુષોએ ઉપદેશ્યું છે, જેથી પૂજ્ય આગમોમાં બતાવેલ ( " તત્ત્વોનું શ્રદ્ધાપૂર્વક જેમને જ્ઞાન થયું હોય છે તે સમજી શકે તેવું છે, અન્ય માટે આવાસર્વજ્ઞ દેવના ચરિત્રમાં આવેલ–દેશનામાં આપેલ આત્મકલ્યાણ સાધવાના વિષયો, સુંદર દૃષ્ટાંતો–કથાઓ, ઉપનયો, બોધપાઠો વગેરેનું શ્રદ્ધાપૂર્વક વાંચન, મનન કરવાથી ભવ્ય પ્રાણીઓને જૈનધર્મ પ્રત્યે શ્રદ્ધા થાય છે અને પૂર્વે કરેલાં દુષ્કર્મ જે ઉદય આવેલ હોય છે તેને શુભ ભાવના, તપ વગેરે ધર્મની આરાધનાવડે તે કર્મને શાંતિપૂર્વક ભોગવી શીઘ્ર આત્મકલ્યાણ સાધી સિદ્ધિપદ પામે છે. તેથી આવા તીર્થંકર ભગવંતોના ચરિત્રો અને તેમાં આવતી કથાઓ અનુકરણીય હોઇ તેના વાંચનનો નિરંતર વ્યાપાર થઇ જવો જોઇએ. " )

હવે શ્રી જિનેંદ્રદેવ પાર્શ્વનાથ ભગવંત નંદને કહેવા લાગ્યા કે–હે ! મહાનુભાવ, અહિં મૂળથી કારણ સાંભળ.

પૂર્વભવે કાકંદી નગરીના શ્રીપુંજ શ્રેષ્ઠીની **શીલમતી** નામની ભાર્યા પુત્ર રહિત હોવાથી એક વખતે ભિક્ષાર્થે સાધુ મહારાજ પધારતાં તે માટે પૂછતાં મુનિરાજશ્રી પોતાના ગુરુદેવ જાણે છે તેમ કહેવાથી ગુરુ મહારાજ પાસે આવી પૂછે છે. ગુરુરાજ જણાવે છે કે મંત્ર વગેરે વિદ્યા, યોગનીતિ, જ્યોતિષ વગેરે સંબંધી કંઇ કહેવું તે મ્હોટું અધિકરણ હોવાથી મુનિઓનો અધિકાર નથી, પરંતુ સર્વ

મનોવાંછિત કરવામાં નિપુણ એક સર્વજ્ઞનો ધર્મ છે. શીલમતીએ તે કહેવાનું કહેતાં સમ્યક્ત્વપૂર્વક બાર વ્રતનો અધિકાર ગુરુમહારાજે સંભળાવવાથી આદરપૂર્વક તેણી અંગીકાર કરે છે. કુળદેવતાની પૂજા કરવી કે કેમ તે પૂછતાં ગુરુદેવ કહે છે કે–જિનેશ્વરદેવની પૂજા કરવાથી બીજી પૂજાવડે શું ? તે સાંભળી સ્વસ્થાને આવી તેણી ગૃહી ધર્મનું પાલન અને માત્ર એક જ જિનેશ્વરની ત્રણુ કાળ પૂજા વગેરે કરે છે. દરમ્યાન એક સાંઝે તેણીની કુલદેવતા ક્રોધપૂર્વક ત્યાં આવી. તેની પૂજા કેમ કરતી નથી ? તેમ કહેતાં તેને ચળાવવાને અનેક ઉપસર્ગો કરે છે, છતાં શીલમતી ચલાયમાન થતી નથી. છેવટ તેનું સત્વશીલપણું જોઇ કુલદેવતા તુષ્માન થઇ પુત્રપ્રાપ્તિ માટે અગ્યાર ગુટિકા શીલમતીને ખાવા આપે છે. તે ગુટિકા એક સાથે ખાવાથી તેને દુઃખ ઉત્પન્ન થતાં કુળ દેવતા આવી ઠપકો આપી તેને શાંતિ કરે છે વળી યોગ્ય સમયે અગ્યાર પુત્રો જન્મે છે. તેના ધનદેવ વગેરે નામો સ્થાપે છે. તે પુત્રો યોગ્ય વય પામતાં વ્યાપારમાં જોડાય છે.

એક વખતે તેમની માતાએ ધર્મને વિષે ઉદ્યમ કરવાનું જણાવતાં પુત્રો ધર્મમાં જોડાય છે. પછી પોતાને ઘરે શ્રી શાંતિનાથ પ્રભુની મ્હોટા મૂલ્યવાળી પ્રતિમા બનાવી સુરગુરુસૂરિએ ભણેલા મંત્રવડે પ્રતિષ્ઠા કરી ગૃહમંદિરમાં પધરાવે છે. તે પુત્રો એક સાથે કેવી રીતે પૂજા કરે છે જે વાંચવા યોગ્ય છે. ( પા. ૪૫૧ ).

હવે તે ગામમાં શ્રી મુનિચંદ્ર નામના કેવળી ભગવાન સપરિવાર પધારતાં આ શ્રેષ્ઠી કુટુંબ પણુ વંદન કરવા જાય છે. શ્રેષ્ઠીની વિનંતિથી કેવલી ભગવાન અહિં ગૃહીધર્મનું ( બાર વ્રતનું ) સ્વરૂપ વિસ્તારથી જણાવે છે જે મનનીય છે. ( ૪૫૧ ).

હવે તે શ્રેષ્ઠીપુત્રો વ્રતના ભંગના વિરસવિપાકને જાણનારા હોવા છતાં તેવો કોઇ કોઇ વ્રતનો અતિચાર કરવા લાગ્યા. કયા પુત્રે શું શું અતિચાર લગાડ્યા તે અહિં જણાવેલ છે. ( પા. ૪૫૩ ) તે પુત્રો આ ભવે તારા પુત્રો થયા છે તેમજ પૂર્વભવમાં વ્રતમાં લગાડેલ કયા અતિચારથી આ ભવમાં તે તારા કયા પુત્રોનું કેવા પ્રકારનું વિલક્ષણપણું થયું છે તે પરમાત્મા શ્રીપાર્શ્વનાથદેવ નંદ નામના શ્રેષ્ઠીને વિસ્તારપૂર્વક જણાવે છે. ( પા. ૪૫૪ ).

ત્રૈલોકયદીપક શ્રી પાર્શ્વનાથ ભગવંત પાસે પૂર્વભવનો વૃત્તાંત સાંભળી તે શ્રેષ્ઠીના પુત્રોને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને ભગવંત શ્રી પાર્શ્વનાથપ્રભુના ચરણકમળમાં પડી અમારે સંસારસમુદ્ર શી રીતે તરવો ? તેમ પૂછતાં પરમાત્મા દેશવિરતિ અથવા સર્વવિરતિ પાળવા માટે જણાવે છે. પુત્રોને વૈરાગ્ય ઉછળવાથી માતાપિતા પાસે આવી ચારિત્ર લેવા આજ્ઞા માંગે છે. માતપિતા પોતાના જીવિત પછી લેવા જણાવે છે, જેથી ફરી શ્રી પાર્શ્વનાથ ભગવંત પાસે આવી નમી દેશવિરતિ અને સર્વવિરતિ સિવાય અન્ય બીજો કોઇ વિધિ છે તેમ પૂછતાં પરમાત્મા કહે છે કે—હે શ્રાવક પુત્રો ! એ બંને ધર્મના મધ્યભાગમાં વર્તતો અગ્યાર પ્રતિમાના વિધાનનો પ્રધાન કાર્ય વિધિપૂર્વક સારી ક્રિયા કરનાર ગૃહીજનોને યોગ્ય છે. તે વિધિને કરતાં પ્રાણીઓ થોડા કાળમાં સંયમમાં સમર્થ થાય છે જેથી તમે તે અગ્યાર પ્રતિમાનું સ્વરૂપ સાંભળો. અહિં શ્રી પાર્શ્વનાથ ભગવંત અગ્યાર પ્રતિમાનું સ્વરૂપ વિધિ વિધાન સહિત જણાવે છે. પા૦ ( ૪૫૫ થી ૪૫૭ )

પછી અંતર્યામી શ્રી પાર્શ્વનાથપ્રભુ જણાવે છે કે શ્રાવક વ્રત ધર્મની ક્રિયાના મુગટ જેવું આ અનુષ્ઠાનનું જે આરાધન કરે છે તેનાથી પ્રાણીઓને શું શું આત્મિક લાભ થાય છે તે જણાવે છે. પછી તે શ્રેષ્ઠીપુત્રો

પ્રથમ વ્રતથી દશમા વ્રત સુધી એકેક પુત્રે એકેક વ્રત ગ્રહણ કરે છે. અગ્યારમા પુત્રે પર્વ દિવસે પૌષધવ્રત લઇ તેના પારણાને દિવસે અતિથિદાન વ્રતને ભાવપૂર્વક ગ્રહણ કર્યું (બે વ્રત લે છે.) તેના માતપિતા સર્વ વ્રત ગ્રહણ કરે છે.

("પૂર્વ કાળમાં જ્યારે ભવ્ય આત્માઓ માટે મોક્ષ માર્ગ ખુલ્લો હતો, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ પણ તેવા જ વર્તતા હતા, પૂણ્યવંત પ્રાણીઓનો જન્મ પણ વિશેષ તે જ કાળમાં થતો હતો, મોક્ષ માટે યોગ્ય સામગ્રીઓ તૈયાર હતી, તીર્થંકર ભગવાનો, કેવળી ભગવંતો, અવધિજ્ઞાની મહારાજો, વગેરે મહાપુરુષો વગેરે જ્ઞાની મહાત્મા સદ્ગુરુનો સુયોગ અને તેવા પરમ ઉપકારી મહાન્ પુરુષની અમૃતમય દેશનાનો લાભ તે કાળના પ્રાણીઓને સુલભ રીતે મળતો હતો અને તેથી જ પૂર્વ ભવ વગેરેના વૃત્તાંતો સાંભળી જાતિસ્મરણ જ્ઞાન (ભવિ જીવોને) ઉત્પન્ન થતાં પૂર્વ ભવે કરેલા શુભાશુભ કર્મના વિપાક જાણી, દેખી સમ્યક્ત્વપૂર્વક દેશવિરતિ પણું કે સર્વવિરતિ પણું અંગીકાર કરી મહાન તપાદિકાદિ અનુષ્ઠાનો વડે કર્મનો નાશ કરી સિદ્ધિપદ તરતજ કે ક્રમે ક્રમે કરી જરૂર મેળવી શકતા હતા. આ બધા આત્મકલ્યાણનાં સાધનો આ કાળમાં તેવા નથી. તોપણ શ્રદ્ધા, ધર્મમાં નિશ્ચલતા, શાસ્ત્ર શ્રવણ, દેવ ભક્તિ, ગુરુ ઉપાસના વગેરે વડે પણ ક્રમે ક્રમે આત્મ સાધન પ્રાણી આ કાળમાં મેળવી શકે છે. વળી સાથે તીર્થંકર ભગવંતો હાલ કાળમાં આ ક્ષેત્રમાં વિદ્યમાન નહિં હોવાથી પૂર્વાચાર્ય મહારાજાઓએ સર્વજ્ઞ ભગવંતોની વાણી કે જે પ્રાણીઓ માટે તેટલી જ ઉપયોગી છે તે આગમો કયા સાહિત્યમાંથી ઉદ્ધૃત કરી જનસમૂહ કેમ વિશેષ લાભ લઇ શકે તે રીતે સરલ આવા અપૂર્વ મનોહર, આત્મિક આનંદ ઉત્પન્ન કરનારા સુંદર ચિત્રોમાં સર્વ પ્રાણીઓના કલ્યાણ માટે વિદ્વત્તાપૂર્ણ રીતે જે રચી છે, ગુંથી છે, પૂરી પાડેલ છે, જે શ્રદ્ધાપૂર્વક, એકાગ્રચિત્તે, મનનપૂર્વક, વારંવાર પઠન-પાઠન કરવાથી ભવ્યાત્માઓને આત્મિક આનંદ થતાં છેવટે મનુષ્ય જન્મનું અવશ્ય સાર્થક કરી શકે છે.")

પછી શ્રેષ્ઠીપુત્રો પ્રભુને નમી પોતાને ઘેર જાય છે. અને પોતાના ઘરની પૌષધશાળામાં ("પૂર્વ કાળમાં ગૃહસ્થો પોતાના ઘરે પણ પૌષધશાળા કરાવી ધર્મ અનુષ્ઠાનો કરતા હતા.") વ્રતોનો સમૂહ જાણી ગ્રહણ કરી, પાલન કરીને પછી પ્રતિમાનું વિધાન કરે છે. માતપિતા સ્વર્ગે ગયા પછી પુત્રાદિકને ગૃહકારભાર સોંપી શ્રી પાર્શ્વનાથ જિનેશ્વર પાસે ચાર મહાવ્રતો (સર્વવિરતિ ધર્મ) અંગીકાર કરે છે.

શ્રી અશ્વસેન રાજા, પ્રસેનજિત વગેરે રાજાઓને પરમાત્મા પણ સમ્યક્ પ્રકારે ચાતુર્યામ ધર્મને વિષે સ્થાપન કરે છે.

તે વખતે સમ્યક્ પ્રકારે પૂજાતા પૃથ્વીપીઠ ઉપર શોભતાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ પૃથ્વી ઉપર જ્યાં જ્યાં વિચરતા હતા ત્યાં ત્યાં ત્યારે કોઢ, ક્ષયરોગ વગેરે મહારોગોનો નાશ થતો હતો. શાકીની, ભૂત, પ્રેત, પિશાચ, શીઘ્રપણે દૂર નાશી જતાં હતાં. દુર્ભિક્ષ, અશિવ, મહામારી વગેરેનો પણ નાશ થતો હતો.

આચાર્ય શ્રી દેવભદ્રાચાર્ય મહારાજ શ્રી પાર્શ્વનાથ જિનેશ્વરનો પ્રભાવ જણાવતાં અહીં કહે છે કે–શ્રી પાર્શ્વનાથ પ્રભુનું જે પ્રાણી સ્મરણ કરે છે, કીર્તન કરે છે, પૂજે છે, સ્નાન કરાવે છે, આભૂષણ પહેરાવે છે, નમસ્કાર કરે છે, શોધે છે અથવા જુએ છે તે પ્રાણીને આ પૃથ્વી ઉપર ચાલતો કોઈપણ સર્પ ઉપદ્રવ કરતો નથી. તે માટે તે વખતે ધરણેંદ્રે પોતે પૃથ્વી પર ચાલતા સર્પના સમૂહને આજ્ઞા કરે છે. વળી મનુષ્યોના સમૂહને મોટું સુખ ઉત્પન્ન કરવા માટે ધરણેન્દ્રદેવે પ્રભુના નામના ઉચ્ચારપૂર્વકની છત્રીશ ગુણુ ી પ્રમિત્રાણી અને હજાર મંત્રવિદ્યા સાક્ષાત્ રચી છે, તેનું ધ્યાન કરવાથી જેમ સૂર્યવડે

હિમ નાશ પામે છે તેમ ચર અને સ્થિર વિષના ઉદ્દગારવાળી દાઢારૂપી અગ્નિવડે દ્રશ્ય અને અદ્રશ્ય ઉત્પન્ન થયેલું દુઃસ્થપણું તત્કાલ વિલય પામે છે.

શ્રી પાર્શ્વનાથ જિનેશ્વર પાસે નિરંતર હાથમાં આયુધ ધારણ કરેલ **પાર્શ્વયક્ષ** અને **પદ્માવતી-દેવી** સમગ્ર વિઘ્નના સમૂહને હણે છે. શ્રી પાર્શ્વનાથ પ્રભુ સમગ્ર વિશ્વને પ્રકાશિત કરનારાછે. ભવ્ય-જીવોની આશાને પૂર્ણ કરનાર છે. મોક્ષનગરીમાં નિવાસ કરનાર છે. સંસારરૂપી પાસ છેદનાર છે આવા અસમાન અને અસાધારણ પ્રભુનું માહાત્મ્ય કોણ જાણી શકે?

**પરમાત્માનો પરિવાર—** શ્રી પાર્શ્વનાથ ભગવાનને દશ ગણધરો, સોલ હજાર સાધુઓ, આડત્રીશ હજાર સાધ્વીઓ, એક લાખને ચોસઠ હજારથી કાંઈક અધિક ઉત્તમ શ્રાવકો, ત્રણ લાખ ને ઓગણચાલીસ હજાર શ્રાવિકા, સાડાસાતસો ચૌદપૂર્વી, ચૌદસો અવધિજ્ઞાની, સાડાસાતસો મનઃપર્યવ જ્ઞાનીઓ, હજાર કેવલજ્ઞાની, અગીયારસો વૈક્રિય-લબ્ધિવાળા, છસો વાદીમુનિ એ ભગવંતનો પરિવાર હતો. શ્રી પાર્શ્વનાથ જિનેશ્વર ત્રીશ વર્ષ ગૃહસ્થ પર્યાય પાળ્યા પછી સીત્તેર વર્ષ સુધી પ્રવજ્યા પર્યાયને પાળીને પોતાના શેષ આયુષ્યને જાણીને **શ્રી સમેતગિરિના શિખર** ઉપર પધારે છે.

અહિં આચાર્ય મહારાજ સમેતશિખરગિરિનું વર્ણન કરે છે. ( પા. ૪૫૯ ) આ પવિત્ર તીર્થગિરિ ઉપર ધીમે ધીમે પરમાત્મા ચડે છે, જ્યાં એક મોટું નિર્મળ સ્ફટિકમણિનું શિલાતલ જોયું. જ્યાં ચાર પ્રકારના આહારનું પચ્ચખાણ કરીને જગત્ પ્રભુ પાદપોપગમવડે રહે છે અને ત્યાં માસિક સંલેખનાને અંતે શ્રાવણ સુદિ આઠમે વિશાખા નક્ષત્રમાં ચંદ્ર રહ્યો હતો ત્યારે સ્વામીની પાસે રહેલ ચારે પ્રકારના દેવોનો સમૂહ અત્યંત દુઃખથી પીડા પામે સતે તથા ચાર પ્રકારના સંઘે વિવિધ પ્રકારનો રૂદનનો આરંભ કરે સતે, પૂર્વે નહિં પ્રાપ્ત કરેલ શૈલશીકરણનો આરંભ કરીને એક સમયે જ સમગ્ર નામ, આયુષ્ય, ગોત્ર અને વેદનીય કર્મ એક ક્ષણમાં જ ખપાવીને ( જે મેળવવા માટે પ્રાણીઓને શું શું કરવું પડે છે ) ( પા. ૪૬૦ ) તે તેત્રીશ શ્રેષ્ઠ મુનિઓ સહિત તીર્થેશ્વર **શ્રી પાર્શ્વનાથ ભગવાન** સો વર્ષનું આયુષ્ય ભોગવીને મોક્ષ મંદિરમાં બિરાજમાન થાય છે.

તે વખતે આસન ચલાયમાન થવાથી તીક્ષ્ણ દુઃખથી પીડા પામેલા સમૂહ સહિત સ્નાન કરી, વિલેપન કરી, અલંકાર વગેરે પહેરી ઇંદ્રોએ ગોશીર્ષ, અગરૂ, કર્પૂર, અને કાષ્ટવડે રચેલી, અગ્નિકુમાર દેવોએ મૂકેલી અગ્નિજ્વાલાએ કરીને સહિત ચિતાને વિષે જિનેશ્વરના શરીરને નાંખ્યું. બળેલા જિનેશ્વરના બાકી રહેલા દાઢા વગેરેના અસ્થિ કકડાને ઇંદ્રોએ ગ્રહણ કરી પ્રભુના સ્મરણ પૂજન માટે વજ્રના દાબડાને વિષે મૂકે છે અને તે સ્થાને મણિસ્તંભ રચે છે અને મોટા શોકના વશથી નીકળતા શોકના અશ્રુ પ્રવાહવડે આક્રંદના શબ્દોવડે તેઓ રૂદન કરે છે. ત્રિભુવનમાં એક ક્ષણ માટે અંધકારવડે ભયંકર થાય છે. દેવો, મનુષ્ય, અસુર, વગેરે ત્રણ લોક વ્યાકુળ થાય છે. જે વખતે ઇંદ્રો પોતાના શોકના સમૂહને રોકી જિનેશ્વરના પ્રભાવને સ્મરણ કરી કહેવા લાગ્યા કે "આ મોટા પ્રભુ શોક કરવા લાયક નથી; કારણ કે સંસારસમુદ્રનો પાર પામ્યા છે. અને છતાં જગદ્દગુરૂનું અસાધારણ માહાત્મ્ય જગતમાં પણ રહેલું છે. તેમનાં નામ ગ્રહણ કરવાથી મોક્ષ, સ્મરણ કરવાથી સિદ્ધિ અને ચરણકમળ પૂજવાવડે મોટું મન વાંછિત અવશ્ય સિદ્ધિ થાય છે."

એ રીતે પ્રભુ શ્રી પાર્શ્વનાથ પરમાત્મા જાણે નજીક જ હોય તેમ માનતા સ્તુતિ કરવા લાગે છે.

(પા. ૪૬૧) અને ભગવંતને નમે છે. એ રીતે ભગવંતની સ્તુતિ કરીને મણિની જેમ પ્રભુને હૃદયમાં ધારણ કરી શોકરૂપી દુઃખથી વ્યાપ્ત થયેલા ઈન્દ્રો સ્વસ્થાને જાય છે. આ રીતે અહિં ઘણી ઉપમાવાળી નાગરાજની ફણા જે પ્રભુના મસ્તક ઉપર શોભે છે, તે શ્રી પાર્શ્વનાથ પ્રભુને હું નમું છું. એ પ્રમાણે સ્તુતિ કરી ઇંદ્રો સ્વસ્થાને જાય છે.

જિનેશ્વર અને ગણધરો મોક્ષમાં ગયા પછી અઢીસો વર્ષે તીર્થ પ્રવર્ત્યું. ત્યારપછી ત્રણ ભવનના એક તિલકરૂપ, મંગળના સ્થાનરૂપ અને મોટા સત્વને પામેલા ચોવીશમા તીર્થંકર ભગવાન શ્રી **મહાવીર દેવ** જિનેશ્વર ઉત્પન્ન થયા.

અહિંઆ પાંચમો પ્રસ્તાવ અને પરમાત્મા શ્રી પાર્શ્વનાથ ભગવાનના ૭ ભવો, દશ ગણધર ભગવાનો સહિતનું, વર્ણન (ચરિત્ર) સંપૂર્ણ થાય છે.

શ્રી પાર્શ્વનાથ જિનેશ્વરનું આ સુંદર ચરિત્ર જેઓ એક મનવાળા થઇને સાંભળે છે અથવા જેઓ ભણે છે, મનનપૂર્વક વાંચે છે, ભાવના અને શ્રદ્ધાપૂર્વક વારંવાર પઠન કરે છે તથા ભકિતના સમૂહથી દયાવાળા જેઓ ચિત્તમાં ધારણ કરે છે, સર્વદા સ્તુતિ કરે છે, તેઓ રોગ, શોક, ધનનો ક્ષય, પ્રવાસ, વૈરી અને ભૂતાદિવડે થતા મોટા દુઃખોથી મુક્ત થઇ વાંછિત સુખને ભોગવે છે, લોકોને પૂજવા યોગ્ય બને છે અને તત્કાળ સ્વર્ગલોકની લક્ષ્મીને અથવા મોક્ષને પામે છે.

કરોડો, લાખો કે હજારો વર્ષો ઉપરના આવા જિનેશ્વર ભગવંતોના ચરિત્રમાં આવેલ અમૃતરસ કોઇ કાળે શુષ્ક બનતો નથી, તેથી જ આવા દેવાધિદેવોનો અપૂર્વ મહિમા અને અચિંત્ય માહાત્મ્ય અવર્ણનીય છે.

પોતાની વિદ્યમાનતામાં પરમાત્મા શ્રી પાર્શ્વનાથ જિનેશ્વરે જગતના જીવોને મિથ્યાત્વરૂપી અંધકાર મીટાવી જ્ઞાનચક્ષુઓ આપ્યા, દેશનાવડે ભવ્ય આત્માઓને સ્વર્ગ અને મોક્ષમાર્ગ બતાવ્યો, બાહ્ય અને અભ્યંતર કર્મરૂપી રોગો, આધિ, વ્યાધિ અને ઉપાધિઓવડે વ્યાપ્ત જીવોને દેશનાવડે અમૃતધારા પ્રકટાવી, દૂર કરાવી સાચું જીવન પ્રાણીઓને આપ્યું, જેમના ગુણો જગતમાં સમાતા નથી, તેવા મહાન્ ઉપકારી દેવાધિદેવોના ગુણાનુવાદ નિરંતર ગાતાં, સ્મરણ કરતાં ભવ્યાત્માઓ–મોક્ષાભિલાષિઓ જીવો કદિ થાકતા નથી; પરંતુ અલૌકિક આનંદ અનુભવી ક્રમે કરી મોક્ષલક્ષ્મી પ્રાપ્ત કરી શકે છે.

આ સુંદર ચરિત્રમાં તીર્થયાત્રાના વર્ણનો, તે કાળના દેશો, શહેરો, ગામોના વિવિધ વૃત્તાંતો, પ્રવાસ વર્ણનો, સમવસરણની અનુપમ રચનાનું વર્ણન, પરમાત્માના અતિશયોનું જણાવેલ માહાત્મ્ય, પ્રસંગે પ્રસંગે ઇંદ્રોએ કરેલી સ્તુતિ, ઉદ્યાનો અને કલાના વર્ણનો, રાજ્યનીતિ પ્રાચીનથી ચાલ્યા આવતા વ્યવહારિક અનેક પ્રસંગો, પરમાત્માએ સમવસરણમાં બિરાજમાન થઇ ગૃહી, સર્વવિરતિ, ધર્મનું સ્વરૂપ, શ્રાવકની અગ્યાર પ્રતિમાનું સ્વરૂપ, શુભાશુભ કર્મના વિપાકો ગણધર ભગવાન અને અનેક પ્રાણીઓનાં પૂર્વભવના વર્ણનો વગેરે અનેક વિષયો જણાવેલ છે, જે શ્રદ્ધા અને મનનપૂર્વક વાંચતાં આત્મામાં આવા મહાન પુરુષોનું ચિત્ર ખડું થતાં પોતે કોણ છે પોતાનું શું કર્તવ્ય છે ? તેનું ભાન થતાં આત્મા ઘડીભર શાંતિ અનુભવે છે અને ક્રમે કરી આત્માને મોક્ષ સમીપ અવશ્ય લઇ જતાં છેવટે પરમપૂજ્યભાવ પ્રગટે છે.

**પ્રશસ્તિ**–ગ્રંથકર્ત્તા મહારાજે કયા સૈકામાં, કેવા સંયોગોમાં, કયા સ્થળમાં, કયા કયા કારણવડે આ ગ્રંથ રચ્યો છે તે હકીકત અહિં સંક્ષિપ્તમાં જણાવવામાં આવે છે. (પા૦ ૫૬૧).

શ્રીપાર્શ્વનાથ પ્રભુનું તીર્થ પ્રવર્તતું હતું ત્યારે ચંદ્રકુળને વજ્રશાખાને વિષે **શ્રીવર્દ્ધમાનસૂરિ** હતા. તેઓશ્રીને **જિનેશ્વરસૂરિ** અને **બુદ્ધિસાગરસૂરિ** નામના શિષ્યો હતા. તેમના બે શિષ્યો જેમાં પ્રથમ **જિનચંદ્રસૂરિ** અને બીજા **શ્રીઅભયદેવસૂરિ** કે જેઓ સિદ્ધાંતની વૃત્તિ તથા પ્રકરણોવડે ભવ્યજનોના ઉપકાર કરનાર હતા તેમના શિષ્ય **શ્રીપ્રસન્નચંદ્રસૂરિ**, તેમના શિષ્ય **શ્રીસુમતિ** ઉપાધ્યાય નામના કે જેમણે **સંવેગરંગશાળારાધન** નામનું શાસ્ત્ર રચ્યું હતું. શ્રીભરૂચનગરમાં **આમ્રદત્તશ્રેષ્ઠીના** ઘરમાં રહેલા **શ્રીદેવભદ્રસૂરિએ** સંવત ૧૧૬૮માં આ **શ્રી પાર્શ્વનાથ ચરિત્ર** રચ્યું છે, તે ચરિત્ર **અમલચંદ્રગણિએ** ધૂલ્લક પુસ્તકને વિષે લખ્યું છે અને આ જેઓએ કરાવ્યું છે તે એ છે કે-કપડવંજપુરમાં ગોવર્ધન શ્રેષ્ઠી હતો તેના પુત્ર સોઢાની કુક્ષિમાં ઉત્પન્ન **થયેલ જજનાગપુત્ર** છત્રાવલ્લી નામની નગરીમાં રહેતો હતો. તેને **સુંદરીના** કુક્ષાથી ઉત્પન્ન થયેલ **સિદ્ધ** અને **વીર** એ નામના બે પુત્રો અને **યશનાગ** નામનો ભાણેજ ત્રીજા પુત્ર જેવો હતો. શ્રેષ્ઠી વીરે શ્રીપાર્શ્વનાથ પ્રભુનું બિંબ કાકાના પુત્ર **ગગયશ્રેષ્ઠી** અને આમ શ્રેષ્ઠીએ સંઘની સાથે તીર્થયાત્રા કરી સ્થાપન કર્યું. વીરના પુત્ર યશદેવ શ્રેષ્ઠી અને **નન્ન** ઠક્કુરે બોધ પામી શકાય તેવું શ્રીપાર્શ્વનાથ પ્રભુનું ચરિત્ર રચાવ્યું. વિક્રમથી અગ્યાર વર્ષ ગયા ત્યારે આ ચરિત્ર **સિદ્ધ થયું. અંબા, સુદર્શના, બ્રહ્મ** અને **શાંતિ** તથા શ્રુતદેવતાના પ્રસાદવડે આ **ચરિત્ર સમાપ્ત થયું.**

શ્રી દેવભદ્રાચાર્ય ભગવાને આ મહાન્ પ્રભાવિક, વિઘ્નહર શ્રેયસ્કર શ્રી પાર્શ્વનાથ પ્રભુના ચરિત્ર સાથે દશ ગણધર ભગવાનો અને અનેક મહાન્ સત્ત્વશાળી નરોના સુંદર ચરિત્રોમાં પૂર્વભવની અંતર્ગત કથાઓમાં અને અન્ય તીર્થંકર પ્રભુ, કેવળી ભગવાન, અવધિજ્ઞાની મુનીશ્વરોએ જુદા જુદા તત્ત્વજ્ઞાનના જે બોધપાઠો ઉપદેશો દૃષ્ટાંતો આપી તેમાં અમૃત રસ સ્થળે સ્થળે હાલવ્યો છે, **તેનું વાંચકબંધુઓ! અને બ્હેનો! આપ શ્રદ્ધા અને ભાવનાપૂર્વક તે સુધારસનું પાન કરી બુદ્ધિ, ભક્તિ, શ્રદ્ધા, ભાવનાને ધન્ય કરી મોક્ષ મેળવો.**

આ ગ્રંથમાં માત્ર પરમાત્મા શ્રી પાર્શ્વનાથ પ્રભુનું એકલું ચરિત્ર જ નથી પરંતુ જિનેશ્વરના જીવન સાથે એમના સમયની અનેક ઘટનાઓ કર્તા શ્રી દેવભદ્રાચાર્ય મહારાજે સુંદર શૈલીમાં સંકલનાપૂર્વક જણાવી છે, તેમાં પરમાત્માનું ચરિત્ર તો કેવી રસભરી રીતે આલેખ્યું છે, તેમજ રસ, અલંકાર વગેરેની કેવી અખૂટ સમૃદ્ધિ તેમાં ભરી છે, કેટલું કૌશલ્યપણું દાખવ્યું છે તે આ ગ્રંથ-પરિચયથી અને તેઓશ્રીના અન્ય સાહિત્ય ગ્રંથોમાંથી વાચક જોઇ શકશે.

*આવા આવા સુંદર, પ્રાચીન વિદ્વાન જૈનાચાર્યો( પૂર્વાચાર્ય )કૃત જૈન સાહિત્ય ( કથા, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન )ના ગ્રંથોના પ્રકાશનો જોયા પછી જૈનેતર વિદ્વાનો, સાક્ષરો, સાહિત્યકારોને પણ હવે કહેવું પડે છે કે ભારતીય સંસ્કૃતિ અને ઇતિહાસ જૈન સાહિત્યના પૂર્ણ અભ્યાસ વિના અપૂર્ણ જ **રહેશે.**

**આવા શ્રી શ્રેયસ્કર, વિઘ્નહર શ્રી પાર્શ્વનાથ ભગવંત** સર્વ જીવોનું કલ્યાણ કરો. અને આ ચરિત્રના વાચકો, પ્રકાશકો, સંપાદક વગેરેના હે જગદ્‌ગુરુ આપને કોટી કોટી વંદના હો, તેમ હૃદયપૂર્વક ઇચ્છી આ ગ્રંથપરિચય પૂર્ણ કરીયે છીયે.

ઉપર જણાવ્યા પ્રમાણે આ ત્રેવીશમા જિનેશ્વર **શ્રી પાર્શ્વનાથ પ્રભુનું** વિસ્તાર-પૂર્વકનું સુંદર, અનુપમ અને બોધપ્રદ, અનુકરણીય શ્રેયસ્કર ઉત્તમોત્તમ ચરિત્ર સાથે કોઇ

* સાક્ષરોત્તમ શ્રીમાન્ આનંદશંકર બાપુભાઇએ આ સભાની લીધેલી મુલાકાત વખતે સભાના વિવિધ સાહિત્ય ગ્રંથો ( મૂળ અને અનુવાદ ) જોયા પછી કાઢેલા ઉદ્‌ગારો.

પુણ્ય પ્રભાવક જૈન બંધુનુ નામ અંકિત થાય તો તેનો સુંદર યોગ થયો કહેવાય તેમ સભાની ઇચ્છા હતી. દરમ્યાન આ સભા મુખ્ય સેક્રેટરીના ખાસ સંબંધી ઉદાર નરરત્ન ધાર્મિક, રાષ્ટ્રીય અને સમાજના પ્રખર સેવક **શ્રીયુત ચંદુલાલ ત્રિભુવનદાસ શાહ જે. પી.** (ઓન. ફર્સ્ટકલાસ મેજીસ્ટ્રેટ)નું કોઇ સારા પ્રસંગે ભાવનગર આવવું થતાં સભામાં આવવાનું નિમંત્રણ કરવાથી (જો કે સભાની ઉત્તમ કાર્યવાહી અને પ્રગતિ તેઓ જાણુતા જ હતા) આવતાં આ ચરિત્ર સંબંધી હકીકત જણાવતાં પોતાના પૂજ્ય સ્વર્ગવાસી પિતાના સ્મરણાર્થે સીરીઝ તરીકે પ્રગટ કરવા ઘણા જ હર્ષ સાથે (સભાના ધારા પ્રમાણે) આર્થિક સહાય આપવાથી આ ગ્રંથ પ્રકટ કરવામાં આવ્યો છે, તે માટે તેમનો સભા આભાર માને છે.

અત્યારે બીજું મહાયુદ્ધ બંધ થવા છતાં પણ બીજી વસ્તુઓની જેમ દિવસાનુદિવસ છાપકામના કાગળો, છપાઇ, ડીઝાઇનો, બ્લોકો અને બાઇંડીંગ વગેરેના ભાવો વધતા જ જાય છે. તેમજ તે માટેનું પૂર્વે મળતું તેવું સાહિત્ય પણ મળતું પણ નથી, છતાં પણ આવા પૂર્વાચાર્ય મહારાજકૃત ઉત્તમ કથા સાહિત્ય (ચરિત્ર) ગ્રંથોનું સુંદર પ્રકાશન કરવા માટે ગ્રંથમાળાની મળેલી આર્થિક સહાય ઉપરાંતનો ઘણો મ્હોટો ખર્ચ કરવો પડે છે; કારણ કે આવા દેવાધિદેવના ચરિત્રની આંતરિક વસ્તુ અનુપમ, અતિ સુંદર હોવાથી તેની બાહ્ય સુંદરતામાં વિશેષ વૃદ્ધિ કરતાં એ બંનેનો સુમેળ વિશેષ રીતે થાય તે દૃષ્ટિ ધ્યાનમાં રાખીને આ ગ્રંથનું સુંદર પ્રકાશન સાથે પરમાત્માના જુદા જુદા પ્રસંગોના ત્રિરંગી અનુપમ ચિત્રો અધિક આકર્ષક કલાની દૃષ્ટિએ તૈયાર કરાવી તેમાં દાખલ કરી લાઇબ્રેરીના શૃંગારરૂપ પરમાત્માની ભક્તિપૂર્વક આ કથા સાહિત્ય ગ્રંથ તૈયાર કરવામાં આવેલ છે.

આ ગ્રંથનો અનુવાદ તૈયાર થયા પછી સં. ૨૦૦૨ ની સાલમાં ચાતુર્માસમાં અત્રે બિરાજમાન આચાર્ય શ્રી **વિજયામૃતસૂરિજી** તથા તેઓશ્રીના વિદ્વાન અને સાહિત્યકાર સુશિષ્ય **ધુરંધરવિજયજી** મહારાજ સાહેબ પાસે મૂળ પ્રત તેઓ સાહેબ પાસે રાખી અનુવાદ વાંચી જવામાં આવેલ હોવાથી એ માટે બતાવેલ કૃપા માટે બંને મહાત્માઓનો અંતઃકરણપૂર્વક આ સભા આભાર માને છે.

આ ગ્રંથની શુદ્ધિ માટે યથાશક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે, છતાં દૃષ્ટિદોષ, પ્રેસદોષ કે અન્ય કારણોથી આ ગ્રંથમાં કોઇ સ્થળે સ્ખલના જણાય તો ક્ષમા માગવા સાથે અમોને જણાવવા નમ્ર વિનંતિ કરીએ છીએ.

**આત્માનંદભવન,**
વીર સં. ૨૪૭૫. વિ. સં. ૨૦૦૫.
શ્રીપાર્શ્વનાથ પ્રભુ જન્મકલ્યાણક દિવસ
(પોષ દશમ) તા. ૨૫-૧૨-૪૮,
નાતાલ દિન-શનિવાર.

ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ
ભાવનગર.

# જાહેર ખબર.

અમારા તરફથી પૂર્વાચાર્ય મહારાજકૃત સુંદર ચરિત્રો તેમજ ઉચ્ચ કોટિના સાહિત્ય ગ્રંથો ઘણાં પ્રસિદ્ધ થયેલાં છે, જેની ઘણા ટુંકા વખતમાં જૈન બંધુઓ તેનો મ્હોટી સંખ્યામાં લાભ લીધો છે. જેથી હવે પ્રકટ થયેલાં ગ્રંથોમાંથી માત્ર નીચેના જ ગ્રંથો થોડા સીલીકમાં છે, પછી તે મળવા મુશ્કેલ છે, માટે જિજ્ઞાસુએ વેળાસર મંગાવી લેવા.

| | | |
|---|---|---|
| ૧ શ્રી વસુદેવહિંડી | ( અનુવાદ ) | રૂ. ૧૫-૦-૦ |
| ૨ શ્રી સંઘપતિ ચરિત્ર | ,, | રૂ. ૬-૮-૦ |
| ૩ શ્રી શાંતિનાથ પ્રભુ ચરિત્ર | ,, | રૂ. ૭-૮-૦ |

## છપાતા થોડા વખતમાં પ્રસિદ્ધ થનારા ગ્રંથો.

૧ શ્રી પાર્શ્વનાથ ચરિત્ર સુંદર આકર્ષક ચિત્રો સહિત ( અનુવાદ )
૨ શ્રી દમયંતી ચરિત્ર ,,

## —: યોજનામાં :—

૧ શ્રી શ્રેયાંસનાથ પ્રભુ ચરિત્ર શ્રી માનતુંગસૂરિકૃત સચિત્ર (અનુવાદ)
૨ શ્રી સુમતિનાથ પ્રભુ ચરિત્ર શ્રી સોમપ્રભાચાર્યકૃત સચિત્ર ,,



# વિ-ષ-યા-નુ-ક્ર-મ



**પ્રથમ પ્રસ્તાવ**
**(પૃ. ૧ થી ૪૦)**

# " ચિત્રસૂચિ "





શ્રી દેવભદ્રાચાર્યકૃત—

# શ્રી પાર્શ્વનાથ પ્રભુ ચરિત્ર.

( અનુવાદ )



## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવન.



શ્રી શંખેશ્વર નિજરંગી, પ્રાણજીવન પ્રભુ તારે—શ્રી૦
અશ્વસેનજી વામાજીકે નંદન, ચંદન સમ હમ સારે,
અનીયાલી તોરી અબુજ અખીયાં, કરૂણારસ ભરે તારે—શ્રી૦ ૧
નયન કચોલે અમૃત રેલે, ભવિજન કાજ સુધારે;
ભવિચકોરચિત્ત હરખે નીરખી, ચંદકિરણસમ પ્યારે—શ્રી૦ ૨
તોરાહી નામ રટત હું નિશદિન, અન્ય આલંબન છારે;
શરણ પડયેકો પાર ઉતારો, ઐસો બીરૂદ તિહારે—શ્રી૦ ૩
ભ્રમત ભ્રમત શંખેશ્વરસ્વામી, પામી ભ્રમ સબજારે;
જન્મ મરણકી ભીતિ નિવારી, વેગ કરો ભવ પારે—શ્રી૦ ૪
આતમરામ આનંદરસ પૂરણ, તું મુજ કાજ સુધારે;
અનહદ નાદ બજે ઘટ અંતર, તુંહી તાન ઉચ્ચારે—શ્રી૦ ૫

## શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ સ્તવન.



પ્રભુજી મોહુ ઐસી કરો બક્ષીસ.
દ્વાર દ્વારનપે મેં ભટકું, નમાઉં કિસહી ન સીસ...પ્ર૦ ૧
શુદ્ધ આતમ કલા પ્રગટે, ઘટે રાગ અરૂ રીસ...પ્ર૦ ૨
મોહ પાતક ખુલે છીનમેં, રમે જ્ઞાન અધીશ...પ્ર૦ ૬
તુમ અજાયબ પાસ સાહેબ, જગપતિ જગદીશ...પ્ર૦ ૪
ગુણવિલાસ કી આશ પુરો, કરો આપ સરીસ...પ્ર૦ ૫

( પ્રાચીન શિલ્પકળાની અનુપમકૃતિ )



નિરંતર ધ્યાન સ્મરણ અને દર્શન માટે—

॥ श्रेयस्कर-विघ्नहर ॐ श्रीशंखेश्वरपार्श्वनाथाय नमः ॥

॥ श्रीमद्विजयानंदसूरिपादपद्मेभ्यो नमः ॥

શ્રીદેવભદ્રાચાર્યવિરચિત—

# શ્રી પાર્શ્વનાથ ચરિત્ર.

( ભાષાંતર )

## પ્રસ્તાવ ૧ લો.

મંગલાચરણ.

સાત ફણાને ધારણ કરનાર નાગેંદ્ર ધર્મની મોટી મહીનો ( પૃથ્વીનો ) ઉદ્ધાર કરવાને ઈચ્છતા એવા જે પ્રભુની સહાય કરવાને પ્રાપ્ત થયો હતો, તે નમતા જીવોની આશાને પૂર્ણ કરનાર, ત્રણ જગતને પ્રકાશ કરનાર, સંસારવાસનો ત્યાગ કરનાર અને કમઠાસુરની લક્ષ્મીનો નાશ કરનાર **શ્રી પાર્શ્વનાથ** જિનેશ્વરને તમે વંદન કરો, તે જ પાર્શ્વનાથ પ્રભુને તમો ફરીથી વંદન કરો, કે જે( પ્રભુ )ના ગુણની સ્તુતિવડે નાગેંદ્રો પોતાની બે જિહ્વાને અને જે ( પ્રભુ )ના મુખને જોવાવડે પોતાના હજાર નેત્રોને કૃતકૃત્ય ( કૃતાર્થ ) માને છે.

નમસ્કાર કરનારા દેવો, અસુરો ( રાક્ષસો ) અને રાજાઓના મણિના મુગટોને વિષે જેમનું પ્રતિબિંબ પડ્યું છે તથા જગતના લોકો(જીવો)નો ઉદ્ધાર કરવા માટે જેમણે ઘણાં રૂપો કર્યાં છે, તે **શ્રી ઋષભદેવ** જિનેશ્વરને વંદન કરો.

ઉત્ત્રસિતવડે, રસિકપણાવડે, વિલાસવડે, વિકાસવડે, આમતેમ ફરવાવડે અને રમતવડે મનોહર સંગમદેવની પ્રિયાઓ (અપ્સરાઓ)વડે જે ભગવાન મોહ પામ્યા નથી, તે **શ્રી મહાવીરસ્વામી** જય પામે છે.

જેના તરંગોનો સમૂહ નિરંતર અતિ સ્ફુરાયમાન થાય છે એવા સમુદ્રની જેમ ઘણા ભાંગા, હેતુઓ અને દૃષ્ટાંતોવડે ઉલ્લાસ પામતો **સિદ્ધાંત** જય પામે છે.

હસ્તમાં રહેલા કમળની સુગંધ લેવા માટે એકઠા થયેલા ભમરાના ગુંજારવના મિષ( બ્હાના )વડે શ્રેષ્ઠ કવિઓ જેની પાસે મનઇચ્છિત વરદાનને માગે છે, તે **સરસ્વતી દેવી** જય પામે છે.

બાળકોની જેમ શિષ્યોને વિચિત્ર શાસ્ત્રરૂપી ઔષધનો રસ આપીને મતના વિસ્તારને ઉત્પન્ન કરતા ગુણોવડે ઉત્તમ **ગુરુમહારાજાઓ** જય પામે છે. આ પ્રસ્તાવમા કોઇક વિદ્વાનો કવિઓના જે સ્તુતિવાદને મોટા સંરભવડે (પ્રયત્નવડે) વિસ્તારે છે, તેને હું પણ કાંઇક જાણું છું, પરંતુ કેવળ પ્રારંભ કરેલા પદાર્થને સાધવામા ઉદ્યમી માણસને તે અપ્રસ્તુત (અયોગ્ય) છે, જેમ સમુદ્ર તરફ જવાને ઇચ્છનાર મનુષ્યને હિમવાન પર્વત તરફ જવુ અયોગ્ય છે તેમ આ પણ અયોગ્ય છે. સજ્જનના ગુણ અને દુર્જનના દોષ જે પ્રગટ કરવા તે પણ યોગ્ય નથી, કેમકે મુખને બંધ કરવાવડે નિર્દોષ કાવ્ય હોતુ નથી. સુવર્ણની જેમ સદોષ કાવ્યને નિર્દોષ કરવામાં અને નિર્દોષ કાવ્યને સદોષ કરવામા ઇંદ્ર પણ સમર્થ નથી, તેથી કરીને પ્રયાસવડે સર્યું ( તેમાં પ્રયાસ કરવાની જરૂર નથી ).

આ પ્રમાણે ઇષ્ટ દેવની સ્તુતિવડે વિઘ્નના સમૂહને દૂર કરીને હવે અમૂલ્ય એવા ઉપદેશસારને હું કાંઇક સ્ફુટ અક્ષરોવડે કહું છું.




આ જગતમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરુષાર્થ છે. તેમાં ધર્મરૂપી પુરુષાર્થ શ્રેષ્ઠ છે, કેમકે તે ધર્મ હોવાથી બીજા ત્રણનું હોવાપણું થાય છે. વળી તે પણ ધર્મ જો રાગ-દ્વેષવડે દૂષિત ન હોય તો જ તે શુભ ફળવાળો થાય છે. આટલું જ નહીં, પરંતુ બીજું પણ કાંઇક દુષ્કર છે, જેથી કરીને કહ્યું છે કે-તે મનુષ્યે ત્રણ લોકને જીત્યા છે, તેણે શ્રેષ્ઠ જય પતાકા પ્રાપ્ત કરી છે, તેની કીર્તિવડે બ્રહ્માંડરૂપી મંડપને ઉજ્વળ કર્યો છે, કે જેણે વિષ્ણુ, સૂર્ય, મહાદેવ વિગેરે દેવોના સમૂહો જીતી લીધા જે મોટા શત્રુ છે કળાઓવડે ઉદ્ધત થયેલા એવા મોટા શત્રુરૂપ રાગદ્વેષને દૂરથી અથવા અત્યંત જીતી લીધા છે. તે રાગ દ્વેષનો વિજય નિશ્ચયથી સત્પુરુષના ચરિત્રને સાંભળવાથી જ થાય છે, વળી સત્પુરુષ તો તે જ કહેવાય કે જે રાગ દ્વેષનો વિજય કરવામાં તત્પર હોય. તેનો વિજય કરવામાં મુખ્ય તો પરમાત્મા

પાર્શ્વનાથ જિનેશ્વર જ છે, કે જેમણે કમઠાસુરના ઉપસર્ગથી તેના પર જરા પણ દ્વેષ કર્યો નથી. તેથી કરીને મોટા ગુણરૂપી રત્નોના રોહણાચળ પર્વત સમાન તે જ પ્રભુનું ત્રણ લોકમાં પ્રસિદ્ધ થયેલું ચરિત્ર કહેવું મારે યોગ્ય છે. જેનાવડે કલ્યાણરૂપી વેલડી ઉલ્લાસ પામે છે, વિઘ્નનો સમૂહ નાશ પામે છે, કલિ( કજીયા )રૂપી કાદવ ધોવાઇ જાય છે, દુરંત ( દુઃખે કરીને જેનો અંત આવે એવું ) પાપ પણ નાશ પામે છે, મનને ઇચ્છિત પ્રાપ્ત થાય છે, તથા મોટી લક્ષ્મીનો વૈભવ વૃદ્ધિ પામે છે, તે પાર્શ્વનાથ પ્રભુનું નામ પણ વાંછિતને આપે છે, તો પછી તેમનું ચરિત્ર વાંછિતને આપે તેમાં કહેવું જ શું ?




તે ભગવાન જે કે પહેલા ભવમાં **મરુભૂતિ** નામના થયા, તેમને કમઠ નામના તેમના ભાઇએ મૃત્યુ પમાડ્યા, બીજા ભવમાં વનના હાથી થયા, તે વનમાં ગયા ત્યારે તે કુર્કુટ સર્પની દાઢાના વિષવડે મરણ પામ્યા. ત્રીજા ભવમાં કનકવેગ નામના વિદ્યાધરના રાજા થયા, ત્યાં પણ કાયોત્સર્ગમાં રહેલા તેમને સર્પે દંશ્યા, તેથી તે મરણ પામ્યા. ચોથા ભવમાં વજ્રનાભ થયા. અને તેમણે ચારિત્ર ગ્રહણ કર્યું. પછી એક વનમાં ભિલ્લે બાણના પ્રહારવડે તેમનો નાશ કર્યો. પાંચમા ભવમાં કનકબાહુ નામના ચક્રવર્તી થયા. પછી ચક્રવર્તીપણું ભોગવીને પ્રવ્રજ્યા ગ્રહણ કરી, અને સિંહે તેમનો નાશ કર્યો. તથા જે પ્રકારે ( છઠ્ઠા ભવમાં ) પાર્શ્વ નામના જિનેશ્વર થઇને કમઠના ભયંકર ઉપસર્ગોને સહન કરીને તથા તીર્થ પ્રવર્તાવીને મોક્ષપદને પામ્યા. તે પ્રકારે કાંઇક સિદ્ધાંતમાંથી અને કાંઇક ગુરૂમહારાજના વચનથી જાણીને પાંચ પ્રસ્તાવવડે તે ચરિત્ર નિર્જરાને માટે હું રચું છું. વૈરાગ્ય, સંવેગ, દુષ્કર્મનો નાશ, મોટો અભ્યુદય, દુષ્ટ ગ્રહનો નિગ્રહ, રાગાદિક દોષનું મથન ( નાશ ), મનની શુદ્ધિ, બુદ્ધિની ઉત્પત્તિ તથા રોગના સમૂહનો નાશ એ સર્વે આનાથી થાય છે, એટલું જ નહીં પણ યત્નથી વર્ણન કરાતું બીજું ચરિત્ર કરવું શક્ય ( સહેલું ) છે. કેવળ સ્વયંભૂરમણ સમુદ્રને બે બાહુવડે તરવાની જેમ, ત્રણ લોકને ઉલ્લંઘન કરવાની જેમ અને મેરૂપર્વતને તોળવાની જેમ આ ચરિત્ર જ રચવું અશક્ય છે. અથવા—જો આ ચરિત્રનો એક લેશ પણ વર્ણન કરવામાં સમર્થ નથી, તો પછી જડ પ્રકૃતિવાળો કીડાની જેવો મારી જેવો અહીં કેમ સમર્થ થાય ? તો પણ પ્રભુના ચરણકમળના સ્મરણથી મારા વીર્યનો ઉલ્લાસ વૃદ્ધિ પામ્યો છે, તેથી મારી શક્તિને અનુસારે હું કાંઇક કહું છું. માત્ર આ ચરિત્રનું

કીર્તન ( કથન ) એકાંતપણે વિસ્તાર કરવાને શક્ય નથી, તેથી કોઇ ઠેકાણે કલ્પિત કહેવામાં આવે તો પણ ડાહ્યા પુરુષોએ રોષ કરવો નહીં.

ઉપર પ્રમાણે જે પ્રથમ મરૂભૂતિ અને કમઠ કહેવામાં આવ્યા, તેને હમણાં હું વિસ્તારથી કહું છું, તેને વિકથાદિ દોષરહિત એવા તમે એક મનવાળા થઇને સાંભળો:--





# चरित्र प्रारंभ.

## પ્રભુનો પ્રથમ ભવ.

સર્વ દ્વીપ અને સમુદ્રની મધ્યે વર્તતા (રહેલા) જંબૂદ્વીપના મુકુટ સમાન ભરતક્ષેત્રને વિષે મનોહર, મહાદેવના હાસ્ય અને હંસની જેવા શ્વેત અને ઉંચા શિખરવાળા દેવમંદિરોવડે હિમાલય પર્વતના શિખરના શૃંગાર( શોભા )ને હસનાર, ગારવાદિક દોષે કરીને રહિત અને પરનું હિત કરનાર મનુષ્યોના સમૂહવડે સુશોભિત, રાજા અને શ્રેષ્ઠીએ આદરપૂર્વક અપાતા ધનવડે આનંદ પામેલા બંદી જનોના સમૂહે જેમાં ‘ જય જય ’ શબ્દની આઘોષણા કરી છે એવું, જાણે કે ધર્મની ઉત્પત્તિનું સ્થાન હોય, જાણે કે કૌતુકના સંકેતનું સ્થાન હોય, જાણે કે વિદ્યારૂપી રત્નની ખાણ હોય, અને સ્વર્ગનો જાણે પ્રતિચ્છંદ ( પ્રતિબિંબ ) હોય, એવું **પોતનપુર** નામનું નગર છે. જે નગરની બહાર કમળના સમૂહવડે સુશોભિત સરોવરો શોભે છે. અને અંદર કૃષ્ણની પ્રતિમાઓ શોભે છે, વળી બહાર વિવિધ પ્રકારના સ્વર્ગના વિકાર અથવા ન્યાયના વિચારવડે મનોહર નગરની ફરતી પૃથ્વી શોભે છે, અને અંદર રાજસભા શોભે છે, વળી બહાર સારા કરવીર, અશોક, પુંનાગ, રાજચંપક વિગેરે વૃક્ષોથી વ્યાપ્ત થયેલી ઉદ્યાનની ભૂમિ શોભે છે, અને અંદર મહેલની પરંપરા શોભે છે, વળી જે નગરમાં વૃક્ષોને વિષે [1]અરિષ્ટ થાય છે, કુંભને વિષે સર્પનો આલેખ થાય છે, કામદેવની ક્રીડાને વિષે કંઠ પકડાય છે, કેશના સમૂહને વિષે બાંધવાનો આરંભ થાય છે તથા મંત્રશાસ્ત્રને વિષે ઉચ્ચાટન અને વિદ્વેષ પ્રગટ થાય છે, પરંતુ લોકોને વિષે કાંઈપણ થતું નથી. વળી જે નગર દેદીપ્યમાન ભુજંગના સમૂહવાળું, દેદીપ્યમાન અનંત સ્ત્રીઓવડે મનોહર અને ઘણા શંખ અને કમળવડે વ્યાપ્ત એવા પાતાળના નગરની જેમ શોભે છે. હવે તે નગરમાં **અરવિંદ** નામનો રાજા હતો, તે રાજાના ચરણકમળને નમસ્કાર કરતા સામંત રાજાઓના

---

૧. ( અરીઠાના ઝાડને વિષે વપરાતો શબ્દ ).

મુગટના મણિના કિરણોના સમૂહવડે વ્યાપ્ત હતા, તે લક્ષ્મીને વિલાસ કરવાનું સ્થાનરૂપ હતો, પૃથ્વી ઉપર ચોતરફ પ્રસરતી શરદ ઋતુના ચંદ્ર જેવી તેની ઉજ્વળ કીર્તિરૂપી કુમુદિનીના વનવડે સર્વ દિશાઓના આંતરા સુગંધી થયા હતા, તરુણ (જુવાન) સૂર્યની કાંતિ જેવા ઉછળતા પ્રતાપરૂપી અગ્નિને વિષે તેણે શત્રુરૂપી શલભ(તીડ)ને ભસ્મ કર્યા હતા, સૂર્યની જેમ તેણે શત્રુરૂપી ચંદ્રનો પ્રચાર ભાંગી નાંખ્યો હતો, નારાયણની જેમ તેણે [1]બલિ રાજાના ભુજબળનો ગર્વ ભાંગી નાંખ્યો હતો, ઇંદ્રની જેમ તેણે રાક્ષસોની જેવા શત્રુનો નાશ કર્યો હતો, અને પોતાના સારા ચરિત્રવડે વિદ્વાનોના સમૂહને પ્રીતિવાળો કર્યો હતો. તેના ભુજદંડની ઉગ્રતાવડે શત્રુના સૈન્યનો પરાજય કરવાથી નિર્ભયપણું હોવાથી ગઢની રચનાને લોકો શોભામાત્ર માનતા હતા, તથા તે રાજાને સર્વ પ્રકારની આધિ, વ્યાધિ અને ઉપાધિ રહિત, પ્રગટ યૌવનવાળી, અદ્‌ભુત રૂપ અને લાવણ્યવડે રતિ અને રંભાના પ્રભાવને દૂર કરનારી અને પોતાના સૌભાગ્યવડે પાર્વતીના ગર્વને નાશ કરનારી **રતિસુંદરી** વિગેરે અંતઃપુરની રાણીઓ હતી. તેમની સાથે સમયની અનુકૂળતા પ્રમાણે પૂર્વે કરેલા પુણ્યરૂપી કલ્પવૃક્ષને અનુસરીને પાંચ પ્રકારના વિષય સુખનો અનુભવ કરતા તથા જેણે **મતિસાગર** વિગેરે મહાબુદ્ધિમાન મંત્રીઓને રાજ્યનો ભાર સોંપ્યો છે એવા તે રાજાના દિવસો કોઇ વખત અતિ નિર્મળ થતા નાટકને જોવાવડે, કોઈ વખત સારા કવિઓના કરેલા મનોહર કાવ્ય(કવિતા)ના ગુણ-દોષને વિચારવાવડે, કોઇ વખત હાથી અને અશ્વ ઉપર ચડીને ફરવાના શ્રમવડે અને કોઇ વખત પ્રજાઓના કાર્યના વિચારવડે નિર્ગમન થતા હતા.

હવે તે રાજાને **વિશ્વભૂતિ** નામનો પુરોહિત(ગોર) હતો. તે રાજાની મોટી પ્રસન્નતાનું સ્થાન હતો. બાળ અવસ્થાથી આરંભીને સાથે જ પાંસુક્રીડા(ધૂળની રમત) કરનાર હતો, સમગ્ર શાસ્ત્રાર્થના પરમાર્થ(રહસ્ય)ના વિચારવડે મોટા મતિના પ્રકર્ષવડે યોગ્ય અને અયોગ્ય વ્યાપારને વિચાર કરનાર હતો, જીવ અજીવ વિગેરે તત્ત્વવિજ્ઞાનમાં કુશળ હતો, બંધ અને મોક્ષનું સ્વરૂપ જાણવામાં વિચક્ષણ હતો, આશ્રવ અને સંવરના સ્વરૂપની વિધિને જાણનાર હતો, જિનેશ્વરનું વચન જ સારભૂત છે અને બીજું સર્વ અસાર છે એમ તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો હતો, ચતુર હતો, સર્વ કળાઓમાં કુશળ હતો, બીજાના બોધિવિજ્ઞાનને જાણવામાં કુશળ હતો, એક પરમાર્થને જ કરનારી ધર્મક્રિયાને વિષે તત્પર હતો, પ્રશસ્ત ચિત્તવાળો હતો, સંતોષના સારવડે સર્વ કાર્યથી નિવૃત્ત થયો હતો, કોઇપણ પૂર્વભવના સુકૃત(પુણ્ય)ના ઉદયવડે **સંભૂત** નામના સાધુની સેવા કરવા વડે બોધિ(સમકિત)રૂપી મિત્રને પામેલો હતો, જિનેશ્વરે કહેલા ધર્મથી તેના મનની પ્રવૃત્તિને જરા પણ ચલાયમાન કરવાને દેવતાઓ પણ સમર્થ ન હોતા, તે

૧. બળવાન.

પ્રધાન મંડળીને સંમત હતો, ચંદ્રમંડળના જેવી ઉજ્વળ કીર્તિના સમૂહવડે તેણે દિશાઓનો સમૂહ ભરી દીધો હતો, તથા તે ચક્રધરો( બ્રાહ્મણો )ને વિષે ચક્રવર્તી સમાન હતો. તે પુરોહિતને અત્યંત વિનયના સમૂહથી ભરેલી, શ્રેષ્ઠ બ્રાહ્મણના કુળમાં જન્મેલી, સર્વજ્ઞના ધર્મમાં નિશ્ચળ થયેલી અને શ્રેષ્ઠ ગુણોને ધારણ કરનારી **અનુદ્ધરા** નામની ભાર્યા હતી. વળી તે વાસિષ્ઠ ગોત્રરૂપી ગગનાંગણ( આકાશ )ને વિષે ચંદ્રરેખા જેવી હતી, નીરોગતા વિગેરે ગુણોવડે તેના શરીરની શોભા સારી હતી, તેણે પોતાના શ્રેષ્ઠ શીળરૂપી ગુણવડે પોતાના પ્રાણનાથને વશ કર્યો હતો, તથા મિત્રને વિષે, બંધુને વિષે અને લોકોને વિષે તે બદ્ધ( ગાઢ ) સ્નેહવાળી હતી. તેની સાથે વિષય સુખને ભોગવતા તે પુરોહિતને કેટલાક દિવસો ગયા ત્યારે બુદ્ધિના અતિશયવડે બૃહસ્પતિનો પરાભવ કરનારા, નય, વિનય, સત્ય, [1]સૌહિત્ય, ત્યાગ( દાન ) વિગેરે ગુણોરૂપી માણિક્યના નિધિ સમાન અને ઉત્તમ ચરિત્રવાળા **કમઠ** અને **મરુભૂતિ** નામના બે પુત્રો જન્મ્યા. તે બન્નેને કળાનો સમૂહ ગ્રહણ કરાવ્યો. યૌવન અવસ્થાને પામ્યા, પછી યોગ્ય સમયે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી તથા રૂપ અને સૌંદર્યવડે મનોહર બે બ્રાહ્મણ કન્યાની સાથે તેમનું પાણિગ્રહણ કરાવ્યું. તેમાં કમઠને **વરૂણા** નામની ભાર્યા હતી, અને મરુભૂતિને **વસુંધરા** નામની ભાર્યા હતી. ત્યારપછી કુળના ક્રમને અનિંદિત, ધર્મને અવિરૂદ્ધ, લોકવ્યવહારને અબાધક અને ગુણના સમૂહને પ્રવર્તાવનાર ધન ઉપાર્જન કરવાના વ્યાપારને વિષે પ્રવર્તેલા તેમનો કાળ જવા લાગ્યો.

ત્યારપછી કોઇક દિવસે સંસારમાં થનારા પદાર્થોના ક્ષણભંગુરપણાએ કરીને, પર્વતના શિખર પરથી ઝરતી નદીના તરંગની જેવી આયુષ્ય કર્મની ચપળતાવડે કરીને અને યમરાજાનો પ્રસાર અનિવારિત હોવાથી વૈરાગ્યને પામેલ વિશ્વભૂતિ પુરોહિતે સર્વ પ્રાણીઓને ખમાવી, થોડા પણ જિનધર્મના અતિચારને સદ્ગુરુની સમીપે આલોચીને, અનશન કરીને અને પંચપરમેષ્ઠીના સ્મરણને વિષે તલ્લીન થઇને કાળધર્મ પામી સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો. તેના મરણના રણરણાટ શબ્દવડે અને શોકવડે ઝરતા આંસુના પ્રવાહથી વ્યાપ્ત થયેલા લોચનવાળી તેની ભાર્યા અનુદ્ધરા પણ સ્મશાનની જેવા ભયંકર સંસારવાસને જાણીને પ્રાપ્ત કરેલા તેવા પ્રકારના વિશેષ તપવડે શુષ્ક શરીરવાળી અને દુઃખે કરીને ધારણ કરી શકાય એવા ધર્મના ભારને ધારણ કરતી તે આદર સહિત પંચ નમસ્કારને સ્મરણ કરતી કાળધર્મને પામી. ત્યારપછી માતાપિતાના મરણથી ઉત્પન્ન થયેલા તીક્ષ્ણ દુઃખવડે વ્યાપ્ત થયેલા મનવાળા, હાહારાવવાળા પોકારના શબ્દ સમૂહવડે મોટા શોકના વ્યાપારવાળા અને વારંવાર પરિજનોવડે નિવારણ કરાતા છતાં પણ રોવાથી પાછા નહીં વળતા એવા તે કમઠ અને મરુભૂતિ તે બન્નેનું પારલૌકિક( મરણ )નું કાર્ય કરીને દુઃખી મનવાળા થઇને ગૃહકાર્યને વિષે પ્રવર્તવા લાગ્યા. તે અવસરે પ્રાપ્ત થયેલા સંવિગ્ન( સાધુ ) વિહારવડે શોભતા **હરિચંદ્ર** નામના મુનિએ તે બન્નેને આ પ્રમાણે ઉપદેશ આપ્યો.

૧. સારૂં હિત કરવાપણું.

 

"અરે રે! અત્યંત શોકના મોટા ભારવડે જેના મુખનું મલિનપણું ઉત્પન્ન થયું છે એવા તમે મનમાં ઉદ્વેગ લાવીને સંતાપને કેમ ધારણ કરો છો? સર્વ સારભૂત વસ્તુઓ હરણ કરાઇ હોય તેમ અને હૃદય નાશ પામ્યું હોય તેમ આ પ્રમાણે નેત્રનો જરા પણ વિક્ષેપ( આમતેમ જોવું ) ન થાય તેમ માત્ર પૃથ્વીની સામું કેમ જુઓ છો? દેવ, અસુર વિગેરે, ત્રણે ભુવનને વિષે દુઃખે કરીને વારી શકાય એવા મૃત્યુના આવા પ્રકારના વ્યાપારને તમે અનંતવાર જોતા છતાં પણ શું જાણતા નથી? કે જેથી કરીને તમે અત્યંત ખેદ પામો છો? મોક્ષના સાધનરૂપ ધર્મક્રિયાને કરતા નથી? અને મોહથી વ્યાકુળ મનવાળા તમે [1]ગજનિમીલિકાની જેમ રહો છો? આ જગતમાં કયો જીવ એવો થયો છે? થાશે? કે થાય છે? કે મોક્ષમાં ગયેલા જીવો સિવાયનો જીવ મૃત્યુને પામ્યો નથી, પામશે નહીં અને પામતો નથી? અથવા તો આ શો વિવેક છે? કે જે આ વિનાશવંત સંસારમાં દેખાય છે અને શાસન કરાય છે તો પણ ખેદ રહિતપણે તમે તે જાણતા નથી? જો જિનેશ્વરના મત( ધર્મ )ને જાણતા છતાં પણ મોટી આપત્તિને વિષે આ પ્રમાણે ખેદ પામે છે, તો પછી વિવેકના વૃત્તાંતની વાર્તા તો દૂર જ જતી રહી. કયો ડાહ્યો માણસ સર્વ જીવોને સાધારણ એવા મરણને વિષે અથવા તો પ્રિયના વિયોગને વિષે મર્યાદા રહિત થઇને શોક કરે? ઘણું કહેવાથી શું? જેનો પ્રતિકાર( ઉપાય ) થઇ શકતો નથી એવા અધમ યમરાજાને વિષે ધર્મરૂપી ઔષધને છોડીને બીજું કાંઇ પણ રક્ષણ કરનાર નથી. આ પ્રમાણે મનમાં જાણીને( નિશ્ચય કરીને ) તમે જરા પણ શોક ન કરતા તેવા પ્રકારે ધર્મકાર્યમાં રમો, કે જે પ્રકારે નિત્ય આવાસમાં( મોક્ષમાં ) વસો( જઈ શકો ). " આ પ્રમાણે ગુરુમહારાજના ઉપદેશને ધારણ કરી અને શોકના આવેગનો ત્યાગ કરી તે કમઠ અને મરુભૂતિ પ્રારંભ કરેલા કાર્ય કરવામાં ઉદ્યમવાળા થયા. તેમાં નાના ભાઇ મરુભૂતિને સંસારની અસારતાના નિરૂપણ કરવાથી સંવેગ( વૈરાગ્ય ) ઉત્પન્ન થયો, પાંચે વિષયોના સંગનો રાગ વિનાશ પામ્યો, માયા ઇંદ્રજાળની જેવા અથવા ગંધર્વ નગરની જેવા ગૃહવાસને માનવા લાગ્યો, બાલ્યાવસ્થાના દુષ્ટ વિલાસ( ક્રીડા )નું સ્મરણ કરવાથી ઘણો પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો, તેથી કરીને નિરંતર વિશુદ્ધ ધર્મ કાર્યનો પ્રારંભ કરવા લાગ્યો, તથા સારા રૂપવાળી પોતાની સ્ત્રી( અથવા પરસ્ત્રી )ના મુખ ઉપર પણ ચક્ષુને નહીં નાંખતો ક્ષણે ક્ષણે આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો.

"પુણ્ય રહિત જીવોને દુર્લભ અને પૂર્વે પ્રાપ્ત નહીં થયેલી મનુષ્યપણાદિક આ સામગ્રી કોઇ પણ શુભ કર્મના ઉદયવડે પ્રાપ્ત થઇ છે. તેમાં પણ સર્વ શાસ્ત્રના અર્થના પારને પામેલા ગુરુની સાથે સંયોગ થયો, તેમાં પણ તેના ઉપદેશ હૃદયમાં આળેખાયેલા હોય તેમ પ્રાપ્ત થયા. તેમજ પરમાર્થની ભાવનાવડે સંસારનું સ્વરૂપ અત્યંત

---

૧. જેમ હાથી નેત્રોને બંધ કરીને સ્થિર રહે છે તેમ.

વિરસ( સાર રહિત ) જાણ્યું તથા કૃત્ય અને અકૃત્યનો વિવેક કરવામાં ચતુર એવું ચિત્ત પણ થયું. હમણાં ઈચ્છિત વસ્તુને સાધવામાં સમર્થ મોટું [1]બળ પ્રાપ્ત થયું છે અને હમણા ઉપચાર રહિત એવું [2]વીર્ય પણ સ્ફુરાયમાન થયું છે. તો હવે કયારે એવો શુભ દિવસ અથવા કયો શુભ સમય અથવા કયું સારું મુહૂર્ત્ત અથવા કયું તે સારું નક્ષત્ર, અથવા કયો તે વાર શુભ આવશે ? કે જે વખતે ઉત્તમ ગુરુના હાથે નાંખેલા વાસક્ષેપથી શોભિત મસ્તકવાળો હું સર્વવિરતિને ગ્રહણ કરી ગુરુકુળમાં રહેલો વિહાર કરીશ ? સાવદ્યને વર્જવામાં ઉદ્યમી મનવાળો, માન અને શોકથી નિવૃત્ત થયેલા મનવાળો, મનુષ્યોની કરેલી સ્તુતિ અથવા નિંદાને વિષે સમાન હૃદયવાળો( હું કયારે થઇશ ) ? તથા દુઃખને પણ સુખ માનતો, નીરસને પણ સુરસ માનતો અને આપત્તિને પણ અભ્યુદય માનતો એવો હું ગામ, નગર અને આકર( ખાણ ) વગેરેમાં કયારે વિહાર કરીશ ? આ પ્રમાણે ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામતા વિવિધ પ્રકારના મનોરથની કલ્પના ( વિચાર ) વડે ગૃહવાસથી વિરક્ત મનવાળો તે મહાત્મા કાળને નિર્ગમન કરતો હતો.

અહીં કમઠ પણ જેમ જેમ દિવસો જતા હતા તેમ તેમ અત્યંત પ્રમાદરૂપી મદિરાના મદવડે ઉન્મત્ત થયો. તત્કાળ વિકાસ પામતી મિથ્યાત્વની વાસનાવડે તેનો શુભ ભાવ સુકાઇ ગયો, ભવાભિનંદીપણાને લીધે તે પવિત્ર આચારની અવગણના કરવા લાગ્યો. દયા, દાક્ષિણ્ય, વિગેરેના સમૂહને તે માયાને વિષે આરોપણ કરવા લાગ્યો, લાવક પક્ષીની જેમ તે નિરંતર વિષયની વાસનાના સંગને પ્રાપ્ત કરતો હતો, કુશ( ડાભ )ના સંથારામાં સુનારા અને શુભ ક્રિયામાં તત્પર એવા બ્રાહ્મણોને પણ આ તો દંભશીલ છે એમ મશ્કરી કરતો હતો. સંતોષરહિતપણાએ કરીને નિરંતર ધન ઉપાર્જન કરવાને માટે તે સર્વ આશ્રવોના દ્વારને પ્રગટ કરતો હતો, પ્રેમી સ્ત્રીઓનું દર્શન જ અમોને ઘણો આનંદ આપનાર છે તેથી અમારે બીજાના દર્શન કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી એમ બોલતો હતો, તથા પરસ્ત્રીના પ્રસંગવાળો, દ્યૂત( જુગાર )ના પ્રસંગવાળો અને પાપી મિત્રોના સમૂહથી પરિવરેલો તે ઈચ્છા પ્રમાણે ફરવા લાગ્યો.

મરુભૂતિની ભાર્યા વસુંધરા પણ દુર્ધર યૌવન અને વિશેષ પ્રકારના ગુણોવડે સુશોભિત હતી, તેના પગ કાચબાની જેવા ઉંચા અને કોમળ હતા, તેની બે જંઘા-( ઢીંચણ ) અતિ કોમળ, સારી રીતે મળેલી અને જાડી હાથીની સુંઢ જેવી રૂંવાડા રહિત હતી, તેના નખના કિરણો સ્ફુરાયમાન અને કાન્તિવાળા હતા, તેના હસ્તરૂપી કમળ કેસર જેવા હતા, નવી કમલિનીના મૃણાલની જેવા કોમળ ભુજારૂપી વેલડીવડે શોભતી હતી, સુવર્ણના કલશની જેવા સ્તનવડે શોભતી અને મુષ્ટિવડે ગ્રહણ કરી શકાય તેવી કેડવડે

૧ મનનું સામર્થ્ય. ૨ શરીરનું સામર્થ્ય.

શોભતી હતી; તેનું મુખ ચંદ્રના મંડળ જેવું હતું, કેતકીના પાંદડા જેવા લાંબા તેના નેત્ર હતા, તેનું મસ્તક અતિ સ્નિગ્ધ અને કોમળ કેશવડે વ્યાપ્ત હતું, શણગાર( ઘરેણાં ) અને સારા વસ્ત્રોવડે બીજી સર્વ સ્ત્રીઓને તેણે ઝાંખી( કાંતિ રહિત ) કરી હતી, તેનો ભર્તા તેને સ્વપ્નમાં પણ બોલાવતો નથી, અને નેત્રના જોવાવડે પણ તેની સામે જોતો નથી. વનમાં રહેલી માલતી લતાની જેમ પોતાના જીવતરને નિષ્ફળ માનતી હતી, આ રીતે તે મુશ્કેલીઓથી દિવસો ગુમાવા લાગી. હવે કોઈક દિવસ મનોહર નેપથ્ય( પહેરવેષ )વડે દેદિપ્યમાન શરીરની કાંતિને ધારણ કરતી તે ગૃહવાસનું કામ કરતી હતી, તે વખતે વિસ્મયવડે વિકસ્વર નેત્રવાળા, પોતાના ઉંચકુળના આચારને ભૂલી ગયેલા, મનમાં જાજ્વલ્યમાન થયેલા કામાગ્નિવાળા અને સર્વ દોષરૂપી તપસ્વીના મઠ સમાન કમઠે તેને જોઈ. તે વખતે યુવાવસ્થાનું ખરાબ શીલપણું હોવાથી, બુદ્ધિના પ્રસારનું દુર્વાસના રૂપી કાદવવડે મલિનપણું હોવાથી, અંતઃકરણમાં પરલોકનું પરાઙ્મુખપણું હોવાથી, સંસાર પહોંચે ત્યાંસુધી અપયશરૂપી ધૂળને સાફ કરવામાં અબીકપણું હોવાથી અને ભાઇના પ્રેમની અપેક્ષા નહીં હોવાથી તેણે વિચાર કર્યો કે–" સાચું જ છે કે આ( સ્ત્રી )ના વિરહવાળું આખું દેવનું નગર( સ્વર્ગ ) ઉજડ થઈ ગયું છે, કે જેથી રંભા અપ્સરાનો સંગ મૂકીને દેવતાઓ સાધુઓની જેમ દૂર ગયા છે રતિના વિયોગવાળો થયેલ મધુમથ(કામદેવ) પણ શરીર રહિત( શોભા રહિત ) થઈને આમતેમ ભટકે છે, તથા શક્ર( ઇંદ્ર ) પણ શચી-( ઇંદ્રાણી ) રહિત થઈને આમતેમ ભટકે છે. તથા આને માટે જ સૂર્ય તેના મસ્તકના અલંકારના મિષવડે કરીને તપે છે અને આને માટે જ ચંદ્ર મહાદેવને સેવે છે, આ સિવાય હું બીજું કાંઈ કારણ માનતો નથી. અથવા તો ઘણા પ્રકારે કરેલા આ નિષ્ફળ વિકલ્પવડે શું કામ છે ? કાંઈજ નથી; પરંતુ જેવી રીતે આની સાથે મારો સંગમ થાય તેવી રીતે કોઈપણ પ્રકારનો યત્ન હું કરું. " આ પ્રમાણે નિશ્ચય કરીને તથા કુળની મર્યાદાનો ત્યાગ કરી પ્રથમ વિલાસ સહિત દૂતીના જેવી પોતાની દૃષ્ટિને તેની પાસે મોકલી. અને કહ્યું કે—" હે સુંદર અંગવાળી ! કૃષ્ણ પક્ષમાં આવેલા ચંદ્રના બિંબની જેમ તું દિવસે દિવસે ક્ષીણ થતી કેમ દેખાય છે ? હમણાં તેનું કારણ તું કહે. ફીકા અને દુબળા ગાલવાળા મુખને તું હે માનવાળી સ્ત્રી ! કેમ ધારણ કરે છે ? તારી લાવણ્ય( સુંદરતા )ની લક્ષ્મી કેમ મંદ થાય છે ? " આ પ્રમાણે હાસ્ય સહિત, મનોહર, વિલાસવાળા, સ્નેહવાળા અને સારભૂત વચનોવડે વિકાસ સહિત કહેવાયેલી તે સ્ત્રી " આ તો મારા જેઠ છે " એમ જાણી લાજ પામતી ત્યાંથી નાશી ગઈ. અને વિચાર કરવા લાગી કે—" અરે રે ! પૂર્વે નહીં જોયેલું અને નહીં સાંભળેલું, લોકવ્યવહારને વિરુદ્ધ, ધર્મ શાસ્ત્રથી બાહ્ય અને વિકારવાળું આવું વચન આ કેમ બોલે છે ? " એમ વિચારીને ભયના આવેશથી કંપતા શરીરવાળી તે એક હાથવડે બંધનથી છૂટી ગયેલા કેશપાશને ધારણ કરતી, અને બીજા હાથવડે ખસી ગયેલી નાડીવાળા ઘાઘરાને ઉંચી કરતી, અને તિરછા નેત્રના વિક્ષોભ( ઉછળવા )વડે જાણે સર્વ

દિશાઓનાં સમૂહને ઉછળતા માછલાના સમૂહવડે આચ્છાદન કરતી હોય તેમ શીઘ્ર શીઘ્ર પલાયન કરતી ( નાશી જતી ) તેની પાસે એકદમ આવીને કમઠે તેને પોતાના હાથરૂપી લતાવડે પકડી, અને મધુર વચનથી કહ્યું કે–" હે પ્રિયા ! વ્યાકુળતાનો ત્યાગ કર, મૂઢતાને મૂકી દે, ચપળપણાને છોડી દે, કેશપાશને બાંધી લે, નાડીની ગાંઠને સ્થાપન કર, સ્તન ઉપરથી ખસી જતા ઉપરના વસ્ત્રને( છાયલને ) ઠેકાણે રાખ, હું તારો અત્યંત પ્રિયતમ હોવાથી કયો અન્ય પુરુષ મનથી પણ તારૂં અનિષ્ટ કરવાને શક્તિમાન છે ?" એ પ્રમાણે બોલતા તેણે પોતે જ પ્રાણનાથની જેમ તેણીનો કેશપાશ બાંધ્યો, સંભ્રમના વશથી ઉત્પન્ન થયેલા પરસેવાના બિંદુઓ વડે વ્યાપ્ત થયેલા કપાળને સાફ કર્યું, તે વખતે વેગથી ચાલવા વડે ઉછળેલા તેના વક્રકેશ વિરામ પામ્યા. પછી તે કમઠ તેણીને આલિંગન કરવા લાગ્યો, ત્યારે તેણીએ કહ્યું કે—" સસરાની જેવા તમારે આવું કાર્ય કરવું શું યોગ્ય છે ? " ત્યારે કમઠ બોલ્યો કે—" હે સુંદર શરીરવાળી ! મુગ્ધ( ભોળી ) એવી તું શાસ્ત્રના પરમાર્થને જાણતી નથી. જેથી કરીને શાસ્ત્રને વિષે હજુ સુધી આ પ્રમાણે સંભળાય છે કે— " **प्रजापतिर्दुहितरमकामयत** " ( પ્રજાપતિ પોતાની પુત્રીને ચાહતો હતો. ) તેથી કરીને શ્રદ્ધાવડે જડ બનેલા પ્રાણીઓના દુર્વિલાસ જેવા આ ખોટા અભિપ્રાયને તું જરાક માન ( મિથ્યા જાણ ). તું પુષ્પની જેવા તારા યૌવનને સફળ કર." આ પ્રમાણે હંમેશાં કહેતા કમઠે તેણીનું ચિત્ત પોતાને આધીન કર્યું, કેમકે આ પ્રમાણે શાસ્ત્રમાં કહેવાય છે કે— ( તેવા પ્રકારના કર્મને યોગે ) સાથે રહેલો પ્રેમ પણ જૂદો પડે છે અને વિશેષ પ્રકારના વચનથી પ્રયોગ કરેલી વાણી દૂતીની જેમ દૂર રહેલા પ્રેમને એકત્ર કરે છે. ત્યારપછી કામદેવનું દુર્વારપણું હોવાથી, સ્ત્રીજનનું દીર્ઘદર્શીપણું ( વિચારવાપણું ) નહીં હોવાથી, યૌવન અવસ્થાનો અસ્ખલિત પ્રસાર હોવાથી, તેવા પ્રકારના ભાવનું અવશ્ય થવાપણું હોવાથી, પતિના ઉપર ઉદ્વેગવાળું મન હોવાથી અને ભવિષ્યમાં થનારા પતિના મોટા વેરને બાંધીને તે તેની સાથે સંગમમાં આવી. અહો ! દુષ્ટ કામદેવનું અકાર્યની પ્રવૃત્તિમાં સજ્જપણું આશ્ચર્યકારક છે. અથવા તો વિષ્ણુ, મહાદેવ અને બ્રહ્માના પણ માનનું ખંડન કરવામાં પ્રચંડ ભુજારૂપી દંડવાળા કામદેવનો પ્રચાર થાય છે તો પછી આ તો શી ગણતરીમાં છે ? જમદગ્નિ, વસિષ્ઠ, પુલસ્ત્ય, વ્યાસ અને દુર્વાસા વિગેરે ઋષિઓ પણ ભગ્ન પ્રતિજ્ઞાવાળા

વાત કહેવી શું યોગ્ય છે? જે સાક્ષાત્ જોયા છતાં પણ યુક્તિપૂર્વક કહ્યા છતાં પણ ઘટતું નથી, તે કુશળ જનોને પ્રિય માણસની પાસે પણ બોલવું ઘટે નહીં. તેથી કરીને હે સુંદર શરીરવાળી! આપણા ઘરમાં તું મુખ્ય છે, અને સ્વજનોના નેત્રરૂપ છે તો પણ તું આવા પ્રકારનું અઘટિત બોલે છે, તો પછી અમારે શું કહેવું? હું જાણું છું કે-વિધાતા(કર્મ)ના વિલાસ અઘટિતને પણ ઘટિત કરે છે (મેળવે છે), તો પણ પિતાની જેવા કમઠને વિષે આ અત્યંત અનુચિત છે. જો આ કમઠ પણ આવા પ્રકારના દુષ્ટ વિલાસને વિષે પ્રવૃત્તિ કરે, તો અસ્ખલિત પ્રચારવાળો કલિયુગ જગતમાં કોને કલુષિત ન કરે? ભલે સાચા નય(નીતિ)ની વાર્તા પ્રવાસ કરો (જતી રહો), કુલીનપણું અપયશને પામો, લજ્જા દૂર જતી રહો, અને મર્યાદા પણ ત્યાગ કરાઓ, તો પણ મારા ભાઇની જેવો બીજો કોઇ પણ સદ્ગુણવાળો દેખાતો નથી, તેથી હવે પછી મારી પાસે આવા પ્રકારનું અનુચિત વૃત્તાંત કહીશ નહીં. જે માણસ ગુરૂજનના પાપને બોલે છે, તે માણસ તે પાપથી લેપાય છે, અને તે ખરાબ વાણીને જે સાંભળે છે, તે તેના કરતાં પણ અધિક પાપથી લેપાય છે." આ પ્રમાણે તેણે (મરૂભૂતિએ) કોઇ પણ પ્રકારે સ્નેહભરેલી મનોહર વાણી વડે તેણીને કહ્યું, કે જેથી કરીને તે લજ્જાવડે નેત્રને બંધ કરીને ત્યાંથી ચાલી ગઈ. ત્યાર પછી આ વૃત્તાંત અત્યંત ગુપ્ત કર્યા છતાં પણ અને સ્નેહ સહિત મરૂભૂતિના નિષેધને સાંભળવાથી વરૂણા કેવળ મૌન રહ્યા છતાં પણ સૂર્યમંડળથી ઉછળેલી ઘણી પ્રભાના સમૂહની જેમ અને યુગને અંતે ક્ષોભ પામેલા તીક્ષ્ણ (મોટા) વાયુવડે ઉડેલા રજના સમૂહની જેમ સર્વ ઠેકાણે અકાર્ય કરવાથી ઉત્પન્ન થયેલો કમઠનો અવર્ણવાદ વિસ્તાર પામ્યો. ત્યારપછી ફરીથી પણ વરૂણાએ મરૂભૂતિને કહ્યું કે-" હે વત્સ! તેં લોકપ્રવાદ સાંભળ્યો? અહીં પણ શું હું પ્રગટ કરવાના સ્વભાવવાળી છું? આ સર્વ લોક ભગવાન સર્વજ્ઞ જેવો જ છે, તે અન્યથા (અસત્ય) બોલે જ નહીં. તેથી કરીને સર્વ પ્રકારે અત્યંત મૂઢપણાનું અવલંબન કરીને **દ્વીપજાત નર**ની જેમ આ પ્રમાણે તું પરમાર્થના વિચાર રહિત કેમ થાય છે?" ત્યારે મરૂભૂતિએ કહ્યું કે-" હે ભાભી! આ દ્વીપજાત પુરૂષ કોણ છે?" ત્યારે તેણીએ કહ્યું કે-" સાંભળો-

શત્રુના સૈન્યના આવવાથી ઉત્પન્ન થતા દુઃખે કરીને રહિત **મહાપદ્મા** નામની નગરી છે. તેમાં **જિતારિ** નામનો મોટો રાજા છે. તેમાં **વસંતક** નામનો રાજપુત્ર છે. તે ધનને મેળવવા માટે મોટા મૂલ્યવાળા કરિયાણા સહિત વહાણમાં ચઢીને ગર્ભવાળી **પ્રિયમિત્રા** નામની પોતાની ભાર્યાને સાથે લઇને સારા તિથિમુહૂર્તને વિષે સ્વજનવર્ગની રજા લઇને કટાહ નામના દ્વીપ તરફ જવા લાગ્યો. ત્યાં જઈને ઘણું દ્રવ્ય ઉપાર્જન કરીને પોતાની નગરી તરફ પાછો ચાલ્યો. તેવામાં સમુદ્રની મધ્યે મોટા વાયુથી ઉછળતા વહાણના ભાંગી જવાથી પરિજન સહિત તે વસંતક મરણ પામ્યો. માત્ર કોઇ પણ પ્રકારે ભાવિતવ્યતાના વશથી, કર્મના પરિણામનું અચિંત્યપણું હોવાથી અને આયુષ્ય કર્મના સામર્થ્યથી તે પ્રિયમિત્રા બુડવું અને બહાર નીકળવું કરતી પૂર્વે ભાંગેલા વહાણનો એક

પાટિયાનો કકડો, કે જે જૂદા જૂદા (ઉપરાઉપરી) ઉછળતા જળના કલ્લોલરૂપી હાથવડે પ્રાપ્ત કર્યો હોય તેમ તેને અતિ પ્રયત્નવડે ગ્રહણ કરીને કેટલેક દિવસે મોટા સમુદ્રથી ઉતરી ગઈ. જાણે તે જ દિવસે પોતાનો જન્મ થયો હોય એમ માનતી તે આમ તેમ ફરવા લાગી, તે વખતે તેણે એક મહાદ્વીપ જોયો. તે દ્વીપ તાલ, તમાલ, શાલ, હિંતાલ, સલ્લકી, મહુલ, કંકેલી, કદલી, જંબુ, જંબીર, આમ્ર, નિંબ, અશોક, પનસ અને ફલિની વિગેરે વૃક્ષોના વનવડે શોભિત હતો. ઉડતા અને પડતા ઘણા કીર (પોપટ), કુરર, ચકોર, કારંડવ, ભારંડ, કપિંજલ અને જીવંજીવક વિગેરે લાખો પક્ષીઓવડે વ્યાપ્ત એવો તે દ્વીપ જાણે ઋતુલક્ષ્મીનું ક્રીડાભવન હોય, જાણે કામદેવને વિશ્રામ કરવાનું સ્થાન હોય, અને જાણે દેવદ્વીપનું પ્રતિબિંબ હોય, તેમ તે દ્વીપ ચોતરફ ઉછળતા સમુદ્રના તરંગોની પરંપરાવડે વ્યાપ્ત હતો. ત્યારપછી તે જીવિતને પામેલી પ્રિયમિત્રા કોમળ અને મીઠા ફળને ખાવાવડે આજીવિકા કરતી હરણની સ્ત્રીઓને વિષે સ્વજનની બુદ્ધિ રાખીને ત્યાં રહી. વળી સિંહના શબ્દના અને રિંછ તથા ચિત્તના ભયથી અત્યંત ભમતા લોચનવાળી તે ગરીબડી સો સો વર્ષ જેવડા દિવસોને નિર્ગમન કરવા લાગી. પછી કાળના ક્રમે કરીને તેણીને પુત્ર જન્મ્યો અને અનુક્રમે વૃદ્ધિ પામતો તે નીવાર (એક જાતની વનસ્પતિ) કંદ, મૂળ વિગેરેવડે તૃપ્ત થતો યુવાવસ્થાને પામ્યો ત્યાર પછી પતિના વિનાશનું સ્મરણ થવાથી ઉત્પન્ન થતા સંતાપવડે તેણીના સર્વ અંગો તપવા લાગ્યા, અને બીજા રતિના વિનોદને નહીં પામતી તે આર્ત્તધ્યાનમાં મગ્ન થઇ. તથા યૌવનપણાને લીધે ઉલ્લાસ પામતા કામદેવરૂપી મહા ગ્રહવડે મથન કરાઇ (પીડા પામી), તેથી "હવે હું કયાં જાઉં ? અથવા શું કરૂં ? અથવા શું પ્રવજ્યા લઉં ?" ઇત્યાદિ મોટા સંકલ્પરૂપી પવનવડે તેનો ચિત્તરૂપી સમુદ્ર ક્ષોભ પામ્યો. અત્યંત ચપળ ઇંદ્રિયોરૂપી અશ્વોને દુઃખે કરીને દમન કરી શકાય તેથી બરફ, ચંદ્ર અને ચંદન રસને પણ અત્યંત અગ્નિની જેવા માનતી તે મૂઢ મતિવાળીને પોતાના પુત્ર ઉપર પણ અત્યંત પતિની બુદ્ધિ ઉત્પન્ન થઇ, તેથી તેણીએ તેને ઘણી રીતે સમજાવ્યો કે-"હે ભદ્ર ! તું મારો પતિ છે. હું તારી ભાર્યા છું, તેથી કરીને આપણો મેળાપ યોગ્ય છે. હે સારા શરીરવાળા ! આ બાબત તું સ્વપ્નમાં પણ થોડી પણ શંકા કરીશ મા, બીજા મનુષ્યો ઘણી રીતે તને પૂછે, તો તું બીજું કાંઇ પણ કહીશ નહીં." આ પ્રમાણે તેણીએ તથા પ્રકારે કોઇ પણ રીતે સમજાવ્યો, કે જે પ્રકારે શંકાનો ત્યાગ કરીને પતિની જેમ તેની



કહ્યું કે–" મારો પતિ છે." તેઓ બોલ્યા કે–" એમ શી રીતે ? કેમકે તારા પતિના રૂપથી, વયના પરિણામથી અને વર્ણથી આ જુદા પ્રકારનો જ છે." ત્યારે તે બોલી કે–" દિવ્ય ઔષધિ, કંદ અને મૂળ ખાવાના પ્રભાવથી તે આવા પ્રકારનો થયો છે." ત્યારે તેઓ બોલ્યા કે–" ભલે કાંઇ પણ હો. તું અમારી સાથે ચાલ, આપણે આપણા દેશમાં જઇએ." ત્યારે તે બોલી કે–" જેવી તમારી આજ્ઞા." એમ કહીને તે વહાણમાં ચડી. કાળના ક્રમે કરીને તે સર્વે પોતાની નગરીમાં પહોંચ્યા. તેની સાથે સર્વ સ્વજનોનો સમૂહ આવ્યો. તે સ્વજનોએ તેણીને પૂછયું ત્યારે તેણીએ સર્વ યથાર્થ કહ્યું. કેવળ પતિના વૃત્તાંતને નહીં શ્રદ્ધા કરતા તે લોકોએ તે બાળકને એકાંતમાં પૂછયું કે–" હે ભદ્ર ! તું કોણ છે ? અને આ તારી શું સગી થાય છે ?" ત્યારે તે બોલ્યો કે–" આ મારી ભાર્યા છે, હું એનો પતિ છું." ત્યારે લોકો બોલ્યા કે–" તું થોડા વર્ષની વયવાળો છે અને આ તો તારાથી બમણી તમણી પર્યાયવાળી ( મોટી ) છે, તેથી આ અત્યંત અસમાન છે. વળી આના પતિને અમે પહેલાં જોયો હતો, તેથી તું તેના પુત્ર જેવો લાગે છે, તેથી તું સાચે સાચું કહે." ત્યારે તે બોલ્યો કે–" આ મેં કહ્યું તેમ જ છે." એમ કહીને તે મૌન રહ્યો. હેતુ અને કારણવડે હજારોવાર કહ્યા છતાં પણ તે કાંઈ પણ બોલ્યો નહીં. ત્યારે લોકોએ તેનો ત્યાગ કર્યો. આવા પ્રકારનો મનુષ્ય પૂર્વે અવળું સમજાવેલો હોવાથી પ્રભુ સેંકડો વચનથી પણ તેને સમજાવી શકે નહીં, તો પછી બીજા માણસો કેમ સમજાવવાને સમર્થ થાય ?"

આ પ્રમાણે વરૂણાએ મરૂભૂતિને ભવિષ્યનું મહાકષ્ટ કહ્યું, ત્યારે તે વિચાર કર્યા વિના હૃદયમાં અત્યંત ક્રોધ વહન કરવા લાગ્યો. આ પ્રમાણે પણ કોઇ વખત હોઈ શકે છે. કર્મના પરિણામને કોણ જાણી શકે ? તેવું કોઇ પણ વિધાન નથી, કે જે સંસારમાં ન સંભવે. આ પ્રમાણે તે મહાત્માનું ચિત્ત વિષયસુખથી નિવૃત્ત થયું છે, તો પણ મોટા ભાઈના દુષ્ટ કાર્યની ખાત્રી કરવાની તેની ઈચ્છા થઇ. આકારને ગુપ્ત કરવા માટે તે મહાત્મા બોલતી એવી ભાભીને નિવારીને તથા " કયા ઉપાયથી મારે અકાર્ય કરનાર આને જાણવો ?" એમ વિચાર કરીને " હું આજે પરગામ જાઉં છું." એમ કમઠને કહીને તે તરત જ ઘરમાંથી નીકળી ગયો. કમઠ પણ " આજે જ મારૂં ચિંતવેલું કાર્ય નિર્વિઘ્ન પાર પામશે " એમ જાણી મનમાં હર્ષ પામ્યો. અને રાત્રિને સમયે શંકા રહિત તેણીની સાથે સૂતો. હવે મરૂભૂતિ થોડીક પૃથ્વી દૂર જઈને ત્યાં ક્ષણવાર વિલંબ કરીને પાછો વળ્યો, અને રાત્રીએ કાપડીયાનો વેષ ધારણ કરીને પોતાના ઘરમાં પેઠો. જીર્ણ કપડાને ધારણ કરનાર અને હાથમાં નાના કળશને ધારણ કરતા તેણે ભાષાનો પણ ફેરફાર કર્યો, તથા જંઘા અને ઉરૂસ્થળને વિષે પાટા બાંધ્યા. પછી અત્યંત દીન મુખવાળા તેણે કમઠને કહ્યું કે–" હે ઘરના નાયક ! લાંબે માર્ગે ચાલવાથી થાકી ગયેલા મને પરદેશીને અહીં રહેવાની જગ્યા આપો. તે જ ભવન ( ઘર ) કહેવાય, કે જેમાં મુસાફરો પોતાના ઘરની જેમ રહે, રમે,

સુવે, ખાય અને દેશની વાર્તા કહે. વળી બીજું કહું છું કે—જે ઘરમાં મુસાફર હર્ષ સહિત પ્રવેશ કરે, અને ત્યાં ઉતરવાનું સ્થાન ન મળે તો તેની આશા ભંગ થવાથી ત્યાંથી નીકળી જાય, તો તે ઘરવડે શું પ્રયોજન છે? (તે ઘર શું કામના છે?)." તે સાંભળીને ઉત્પન્ન થયેલી મોટી કરૂણાના સમૂહવડે વ્યાપ્ત થયેલા કમઠે તેને કહ્યું કે—"હે ભદ્ર! આ જ ઘરની ઓશરીમાં તું રહે." ત્યારે સંતોષ પામેલો મરૂભૂતિ ત્યાં કપટથી સૂતો. ત્યારપછી રાત્રિને વિષે સર્વ યથાર્થ રીતે નિરૂપણ કરીને તેણે તે જ પ્રમાણે નજરે જોયું. ત્યારપછી ભાઇના અત્યંત ખરાબ આચરણ જોઇને મોટા ક્રોધનો સમૂહ ઉત્પન્ન થયો. જો કે તે વિષયથી વિરાગવાળો હતો, તો પણ પરિગ્રહના વિષયવાળા મોહનો અનાદિ ભવનો અભ્યાસ હોવાથી, જુવાન અવસ્થામાં સારો વિચાર નહીં આવવાથી અને તેવા પ્રકારની દુષ્ટ ચેષ્ટા જોવાને અસમર્થ હોવાથી તે વિચારવા લાગ્યો કે—"અહો! મોટા મોહ રાજાનો આ કેવો દુષ્ટ વિલાસ છે? અહો ચંદ્રની જેવા નિર્મળ પોતાના કુળમાં કલંક ઉત્પન્ન કરવામાં કેવી કુશળતા છે? અહો! ધર્મશાસ્ત્રના પરમાર્થનો વિચાર કરવામાં અવળા મુખવાળી મારા ભાઇની બુદ્ધિની આ કેવી વિટંબના છે? કે જેથી થવાની આપદાની પ્રાપ્તિનો વિચાર કર્યા વિના સામાન્ય મનુષ્યને પણ અયોગ્ય કાર્યને મોટો ભાઈ થઇને પણ નાનોની ચેષ્ટાને અનુસરતું દુષ્ટ કર્મ આચરે છે? તો શું હું હવે આ સર્વનો ત્યાગ કરી પરદેશમાં જાઉં? અથવા તો આ વાત મિત્ર, સ્વજન અને બાંધવોને કહું? અથવા હું પોતે જ આને કાંઇ પણ શિક્ષા આપું? અથવા તો આ સર્વ વિચાર અયોગ્ય છે, કેમકે કાળમાં લુબ્ધ થયેલા, મૂઢ, અકાર્યને કરનારા અને લજ્જા મર્યાદાને દૂરથી ત્યાગ કરનારા માણસોને સન્માર્ગમાં સ્થાપન કરવામાં રાજા સિવાય બીજા કોઇપણ મિત્ર અને સ્વજન વિગેરે સમર્થ નથી. તેથી હું તેવી રીતે કરૂં, કે જેવી રીતે બીજા માણસનો પણ આવા પ્રકારના અકાર્ય કરવામાં ઉદ્યમ સંભવે નહીં." આ પ્રમાણે નિશ્ચય કરીને સ્વાભાવિક વેષને ધારણ કરીને તે અરવિંદ રાજાની પાસે ગયો, અને કમઠની દુષ્ટ ચેષ્ટાને યથાર્થ રીતે નિવેદન કરી. તે સાંભળીને રાજાને ક્રોધનો વેગ ઉત્પન્ન થયો અને પોતાના પુરૂષોને હુકમ કર્યો કે—"અરે રે! નોકરો! બ્રાહ્મણના કુળને કલંક લગાડનાર, વેદમાં કહેલી ક્રિયાના શત્રુરૂપ અને દુરાચારવાળા આ કમઠને છેદેલા કાનવાળા ગધેડા ઉપર બેસાડીને, તેની આગળ ખરાબ શબ્દવાળા ઢોલને વગડાવીને, અકાર્યના યથાર્થ વૃત્તાંતની આઘોષણા સાંભળવા માટે એકઠા થયેલા મનુષ્યોના ધિક્કાર શબ્દવડે તેના મનને છેદીને એકદમ નગરની બહાર કાઢી મૂકો." ત્યારપછી "જેવી દેવની આજ્ઞા" એમ કહીને તરત જ તે રાજપુરૂષોએ તે જ પ્રમાણે સર્વ કર્યું. ત્યારપછી તેવા પ્રકારના મોટા પરાભવરૂપી અગ્નિવડે મનમાં તપેલો, ધિક્કાર સહિત નગરની બહાર કાઢી મૂકાયેલો, સરખી જાતિના લોકોના ચિત્તને સંતાપ ઉત્પન્ન કરનાર [1]ત્રિક, [2]ચતુષ્ક અને [3]ચત્વર વિગેરે માર્ગમાં ગવાતા દુશ્ચરિત્રવાળો તે કમઠ મનમાં ક્રોધ પામ્યા છતાં પણ મરૂભૂતિનું કાંઇ પણ અનર્થ કરવાને અસમર્થ થયો અને વિચારવા લાગ્યો.—

"પૂર્વે કરેલા ઉપકારને એકદમ જ ભૂલી ગયેલા મારા અધમ (નીચ) ભાઇનો ચાંડાળની જેવો વ્યાપાર જુઓ. કેટલાક મનુષ્યો પોતાના માથા ઉપર રહેલા નાના તૃણને પણ દૂર કરનાર માણસનો મોટો ઉપકાર માને છે, અને બીજા માણસો સેંકડો ઉપકાર કર્યા છતાં પણ આધીન થતા નથી. તેથી કરીને કયો તે શુભ દિવસ આવશે ? કે જે દિવસે આવા અતિ અનર્થ કરનારા તેને હું મારા હાથથી જ મારી નાંખું ? " આ પ્રમાણે ક્રોધને ધારણ કરતો અને રાજાના ભયથી અત્યંત કંપતા શરીરવાળો તે શીઘ્રપણે એક મોટા વનમાં પ્રાપ્ત થયો. તે વનમાં વિવિધ જાતિના પક્ષીઓ શબ્દ કરતા હતા, તેના સ્થાનો મોટા વૃક્ષોના સમૂહથી સુશોભિત હતા, તાપસોએ કરેલા અગ્નિ હોમથી ઉછળતા ધૂમાડાવડે સર્વ દિશાઓ વ્યાપ્ત થઇ હતી. ભમરાઓના રણરણાટ શબ્દના મિષ વડે જાણે શ્રેષ્ઠ ગાયનનો પ્રારંભ કર્યો હોય, વાયુવડે ચલાયમાન થયેલા વૃક્ષોની શાખારૂપી બાહુવડે જાણે તે નૃત્ય કરતું હોય, અતિ તીક્ષ્ણ વાયુવડે કંપેલા મોટા વૃક્ષો ઉપરથી પડતા પુષ્પોના મિષથી જાણે મોટા હર્ષવડે સાક્ષાત્ જલદીથી અર્ઘ્ય આપતું હોય, તે વનખંડમાં રહેલા મોરે મૂકેલા મધુર કેકારવ શબ્દના મિષવડે જાણે કે પ્રતિશબ્દવડે પૂરાયેલી દિશાવાળું તે વન સ્વાગત( ભલે પધારો એવી ) વાણીને બોલતું હોય એવું દેખાતું હતું. આવા પ્રકારના તે વનનિકુંજમાં ક્ષેત્રના સુંદરપણાથી, કષાયનો ક્ષયોપશમ પ્રાપ્ત થવાથી અને નિયતિવાદ( નશીબ-કર્મ )નું સ્વરૂપ ન જાણી શકાય તેવું હોવાથી કમઠને વૈરાગ્યભાવ ઉત્પન્ન થયો. પછી ત્યાં રહેલા **જ્વલનશર્મા** નામના કુલપતિને જોઇને તેને આદર સહિત પ્રણામ કરી તેની પાસે બેઠો. ત્યારે કુળપતિએ તેને કહ્યું કે-" હે વત્સ ! તું કયાંથી આવ્યો છે ? કયાં જવાનો છે ? અને ખેદ પામેલા જેવો કેમ દેખાય છે ? " ત્યારે કમઠ બોલ્યો કે-" હે ભગવાન ! હું પોતનપુર નગરથી આવ્યો છું, હમણાં તો કયાંઇ પણ જવું નથી, અને મારા ભાઇનો પરાભવ મારા ખેદનું કારણ છે." ત્યારે કુળપતિએ કહ્યું કે-" હે વત્સ ! એમ જ છે. કેમકે ક્ષમાવાળો પુરૂષ પણ ભાઇથી થયેલા પરાભવને સહન કરી શકતો નથી.' એવું શાસ્ત્રનું વચન છે, જો કે એમ છે, તો પણ બુદ્ધિમાન પુરૂષે પરમાર્થની ગવેષણા (વિચારણા) કરવી જોઇએ.

પૂર્વે તેવા પ્રકારનું કયું કર્મ નથી કર્યું ? કે જેથી બીજો કોઇ પણ બાધા ન કરે ? હમણાં કોપ કરવાથી શું ફળ ? પોતાથી બીજો કોઇ અપરાધી નથી. પથ્થરવડે મરાયેલો કુતરો કોપ પામીને તે પથ્થરને જ કરડે છે, પરંતુ સન્મુખ જ રહેલા પથ્થર નાંખનાર માણસની ભાવના કરતો નથી. તેથી કરીને હે ભદ્ર ! કુતરાના વ્યવહારનો ત્યાગ કરીને સિંહની ચેષ્ટાને ધારણ કર કેમકે કોપ પામેલો સિંહ બાણ તરફ દોડતો નથી પણ બાણને ફેંકનાર તરફ જ દોડે છે. બુદ્ધિમાન પુરૂષોનો ક્રોધ પૂર્વે કરેલા પાપના વિલાસ

૧. જ્યાં ત્રણ માર્ગ એકઠા થાય તે ત્રિક. ૨. જ્યાં ચાર માર્ગ એકઠા થાય તે ચતુષ્ક ( ચોક ). ૩. સીધો માર્ગ તે ચત્વર ( ચૌટું ).

ઉપર જ હોય છે. કેમકે તે પાપે પ્રેરણા કરેલા પુરૂષો જ અપકાર કરનારા થાય છે. વળી તે પાપ કર્મ દુશ્કર તપ કરવાવડે, શુભ ધ્યાનવડે અને મન, વચન તથા કાયાના સારા યોગવડે, તેમ જ એકાંતમાં વસવાવડે, ગુરુચરણની સેવાવડે અને દેવપાદની પૂજાવડે શીઘ્રપણે નાશ પામે છે. આવા પ્રકારની પ્રવૃત્તિ પ્રયત્નવડે સાધી શકાય છે એમ પ્રગટ જ દેખાય છે, અને પ્રયત્ન પોતાને આધીન છે, તે પ્રમાણે હોવાથી અનિષ્ટની પરંપરાને કોણ સહન કરે ? આ પ્રમાણે પરમાર્થને જાણીને ક્રોધરૂપી દોષનો ત્યાગ કરી તે પ્રકારે તું ધર્મક્રિયામાં ક્રીડા કર, કે જેથી આવા પ્રકારનો સંતાપ તને પ્રાપ્ત થાય નહીં." આ પ્રમાણે કુળપતિવડે ઉપદેશ કરાયેલ કમઠ પોતાની બુદ્ધિનો પ્રચાર કાંઈક વૈરાગ્ય માર્ગમાં જવાથી કુળપતિને આદર સહિત પ્રણામ કરીને વિનંતિ કરવા પ્રવર્ત્યો–"હે ભગવાન ! તમે યથાસ્થિત ( બરાબર ) મને આદેશ કર્યો, તેથી પ્રસાદ કરીને મને તમારી દીક્ષા આપો." ત્યારે કુલપતિએ તેને તાપસની દીક્ષા આપી, તેને ક્રિયાનો સમૂહ શીખવ્યો, દેવપૂજાદિક મંત્રનું સ્મરણ જણાવ્યું, ત્યારે તે પણ સમ્યક્ પ્રકારે સત્ય અનુષ્ઠાન ( ક્રિયા ) કરવામાં પ્રવર્ત્યો. દુષ્કર વિશેષ પ્રકારના તપ કરવાથી શુષ્ક શરીરવાળો તે લોકોને અભિમત ( ઇષ્ટ ) થયો, કુલપતિને પ્રીતિકારક થયો, અને બાકીના તાપસોને પ્રશંસા કરવા લાયક થયો. એ પ્રમાણે તેના દિવસો જાય છે.

હવે અહીં ગૃહવાસના વ્યાપારને કરતા, વૈભવને અનુસારે દુઃખી માણસો ઉપર દયાને કરતા, મોટા ભાઈના વિરહવાળા ઘરને શૂન્ય જેવું જોતા અને આમતેમ લોકના પ્રવાહને સાંભળતા એવા મરુભૂતિને કોઈક દિવસ આવા પ્રકારનો સંકલ્પ ઉત્પન્ન થયો–"અરે રે ! મેં મહામૂર્ખે મોટું અકાર્ય કર્યું, કે મારા મોટા ભાઈને તથાપ્રકારની વિડંબના કરીને તે વખતે નગરની બહાર કાઢ્યો, અનાર્ય એવા મેં કુળક્રમની અપેક્ષા કરી નહીં, ધર્મની નિંદાનો વિચાર કર્યો નહીં, અને સર્વત્ર વિસ્તાર પામતા અપયશને ગણકાર્યો નહીં. કપટના કુંડા સમાન, વીજળીના તરંગ જેવા ચંચળ મનવાળી અને દુષ્ટ શીળવાળી મારી ભાર્યાને માટે મેં આવું અયોગ્ય કાર્ય કેમ કર્યું ? તે પુરુષો ધન્ય છે, પુણ્યશાળી છે, વૈરાગ્ય પામેલા છે, અને તેઓ ભવસમુદ્રનો પાર પામ્યા છે, કે જેઓ સ્ત્રીનો ત્યાગ કરી સંયમના ઉદ્યોગને પામ્યા છે. તે મારું સમયશાસ્ત્રના પરમાર્થનું ચિંતન અને મારી તે નિર્મળ બુદ્ધિ એકદમ નાશ પામી. અહો ! સ્ત્રી ઉપરના મોટા મોહને ધિક્કાર છે. 'ભાર્યાને માટે મોટાભાઈને ઘર અને નગરથી બહાર કાઢી મૂકયો' એ પ્રમાણે ચારે દિશામાં પ્રસરતી મારી અપકીર્તિને મારે શી રીતે દૂર કરવી ? તેથી કરીને અપયશરૂપી કલંકવડે મલિન થયેલ મારું જીવિત મહાદુષ્ટ મહાદુષ્ટ છે. અને સત્પુરુષોનું જીવિત જગતમાં અપવાદ રહિત વિલાસ પામે છે–વખણાય છે. હવે ખેદ કરવાથી સર્યું, આશ્રમ સ્થાનમાં હું જાઉં અને કમઠને પ્રસન્ન કરીને તથા ખમાવીને અહીં પોતાને ઘેર લાવું."



આ પ્રમાણે ઉત્પન્ન થયેલા મોટા પશ્ચાત્તાપવાળો મરુભૂતિ ઘરના માણસોને કહ્યા વિના, તે કષાયના અમર્ષનો વિચાર કર્યા વિના, મોટી ઉત્કંઠા વૃદ્ધિ પામવાથી તાપસના આશ્રમમાં ગયો. ત્યાં દૂરથી જ તેને જોઈને તેના પ્રેમનો સમૂહ ઉલ્લાસ પામ્યો, પોતાના દુષ્કૃત્યનું ચિંતવન કરવાથી ઉત્પન્ન થયેલ ક્રોધના સમૂહવડે ઉત્પન્ન થયેલા અશ્રુના પ્રવાહથી વ્યાકુલ નેત્રવાળો તે મરુભૂતિ લજ્જા સહિત અને સ્નેહ સહિત પોતાના દુશ્ચરિત્રને ખમાવા માટે કમઠના ચરણમાં પડ્યો, અને પગમાં પડેલો જ તે શોકના સમૂહવડે ચંચળ અક્ષરવાળી વાણી વડે ગદ્ગદ્ સહિત બોલવાને પ્રવર્ત્યો કે—" હે ભગવાન ! તમે પુણ્યશાળી છો, કેમકે નિર્જન વનમાં વસવાવાળા તમે સ્વજનના પરિચયનો ત્યાગ કરીને મૃગલાની સાથે બંધુની બુદ્ધિ ધારણ કરીને આ પ્રમાણે રહો છો, પરંતુ હું તો અત્યંત અધમ અને પોતાના કુલનો કલંકરૂપ છું, કે જે હું નિઃસારમાં શેખર સમાન ભાર્યાના વ્યામોહવડે વિષયથી વિમુખ થયા છતાં પણ પિતાની જેવા તમારું તથાપ્રકારનું દુષ્ટ કાર્ય કરવાને તૈયાર થયો હતો. તેથી કરીને મારા ઉપર કૃપા કરો, અને પૂર્વના મારા અપરાધને તમે માફ કરો. મારી પીઠ ઉપર કલ્પવૃક્ષની લતા જેવો તમારો હાથ મૂકીને મને અભયદાન આપો, અને દુષ્કૃત્યરૂપી અગ્નિવડે તપેલા મારા હૃદયને શાંત કરો. " ઈત્યાદિ દીનતા સહિત, વિશ્વાસ સહિત અને બહુમાન સહિત જેટલામાં તેના ચરણકમળ ઉપર પોતાનું મસ્તક સ્થાપન કરીને તે બોલે છે, તેટલામાં કમઠ પૂર્વના તેના દુષ્ટ ચરિત્રનું સ્મરણ થવાથી અત્યંત કોપનો આવેશ ઉત્પન્ન થવાથી મોટા અમર્ષના વશવડે તાપસ લોકને ઉચિત કરુણાભાવને ભૂલી જઈ, લોકના અવર્ણવાદનો વિચાર નહીં કરી, ગુરુલજ્જાની ઉપેક્ષા કરી તથા ધર્મથી વિરુદ્ધ એવા કાર્યનો વિચાર નહીં કરી એક અતિ મોટી શિલાને ઉપાડી તે શિલા તેના મસ્તક પર નાંખી. તે શિલાના ઘાતથી તેનું શરીર ઘુમવા લાગ્યું, મુખમાંથી રૂધિરનો પ્રવાહ નીકળ્યો, મોટી પીડાના વશથી નેત્રની પાંપણના પુટ મીંચાઈ ગયા, અને ભમરાના સમૂહની જેવા અંધકારના સમૂહવડે જાણે ભરાઈ ગયું હોય એવા- જગતને માનતો તે મરુભૂતિ ચેષ્ટા રહિત થઈને પૃથ્વી પર પડી ગયો. તે વખતે " અરે ! આ અયોગ્ય કર્યું, અયોગ્ય કર્યું. " એમ બોલતા અને અતિથિનું મરણ જોવાથી વૃદ્ધિ પામતા મોટા દુઃખવાળા તાપસ મુનિઓએ કમઠને કહ્યું—" અરે ! સમયશાસ્ત્રના શ્રવણથી વિરુદ્ધ આ શું તેં કર્યું ? અથવા દુષ્કર માસક્ષપણાદિક તપસ્યાને શું આ ઉચિત છે ? અથવા ગુણોવડે મોટા એવા ગુરૂજને આપેલા સદુપદેશને અનુસરતું શું આ કર્યું ? કે જેથી કરીને પ્રણયની વત્સલતાનો ત્યાગ કરી તેં આવું કાર્ય કરવાનો ઉદ્યમ કર્યો ? હલકા માણસોમાં પણ આવું કાર્ય દેખાતું નથી, તો પછી સદ્ધર્મના નિધિસમાન તેં સારા વ્રતવાળા અને નમેલા આવા માણસની હત્યા કેમ કરી ? તું કોનો શિષ્ય છે ? તે તું કહે. જેઓ પોતાનું જીવિત (પ્રાણ) આપીને પણ બીજા પ્રાણીઓનું રક્ષણ કરે છે, તેઓ પણ પોતાના હાથવડે જ પ્રણામ કરતા માણસને હણે છે, તે મોટું આશ્ચર્ય છે. આ આશ્રમમાં શત્રુને પણ બંધુની

બુદ્ધિથી જોવો યોગ્ય છે, અને તું તો બંધુને પણ મારે છે, તેથી તું અમારે જોવાને પણ લાયક નથી." આ પ્રમાણે અતિ કઠોર શબ્દોવડે તિરસ્કાર કરાયા છતાં પણ અતિ કોપવડે કંપતા શરીરવાળો તે કમઠ મુનિજનોથી લજ્જા પામી તરત જ ત્યાંથી નીકળી ગયો. પછી તાપસોએ દયાવડે જો કે મરુભૂતિને પાણીથી સીંચ્યો અને તેની સંવાહના (સેવા) કરી તો પણ મર્મસ્થાનમાં મરાયો હોવાથી તે મરણ પામ્યો. ત્યારપછી તથાપ્રકારની મોટી વેદનાથી સમ્યકત્વનો ભંગ જેને ઉત્પન્ન થયો હતો એવો, અરિહંત ભગવાનના ચરણકમળનું સ્મરણ નહીં કરતો અને પંચનમસ્કારને પણ નહીં સ્મરણ કરતો તે મહાત્મા ( મરુભૂતિ ) કર્મના અચિંત્ય સામર્થ્યથી, કર્મની ગતિ બુદ્ધિના વિષયને ઉલ્લંઘન કરનાર હોવાથી અને આર્ત્તધ્યાનના વશપણાથી તિર્યંચ આયુષ્યના બંધને નિકાચિત કરી મોટા કરોડો શિખરોરૂપી સૈન્યના આડંબરવાળા પર્વતોવડે દુઃખે કરીને ગમન કરી શકાય તેવા, ઉગ્ર અને મોટા શુંઢરૂપી દંડવડે વિકસ્વર પાંદડાવાળા શલ્લકી વૃક્ષોના વનને ખંડન કરનાર, ઇચ્છા પ્રમાણે ચાલતા અને મોટી તૃષ્ણાના અધિકપણાથી ક્રીડા કરતા મૃગરાજ ( સિંહ ), હાથી અને ગવય( બળદ )વડે કરીને ભયંકર, ભિલ્લ લોકોએ કાન સુધી ખેંચેલા હોવાથી કુંડળ જેવા થયેલા ધનુષ્યથી ઉઠતા ( નીકળતા ) બાણવડે મરાયેલા સિંહ અને વાઘના સમૂહના કોલાહલ ( શબ્દ ) વાળા અને સ્થાપન કરેલા ( ઉગેલા ) વૃક્ષોના સમૂહથી સુશોભિત મોટા **દંડકારણ્ય** નામના વનને વિષે મોટા હાથીના ટોળાને મધ્યે એક હાથણીના ગર્ભમાં ઉત્પન્ન થયો. પછી જન્મ પામેલ તે હાથીનું શરીર જૂદા જૂદા અંગના અવયવોવડે શોભવા લાગ્યું, અને શરીર વૃદ્ધિ પામવાથી મોટા યૌવનને પામ્યો. સારી રીતે પ્રતિષ્ઠા પામેલા અને પુષ્ટ સાત અંગવડે વ્યાપ્ત ( સહિત ) ભદ્ર જાતિપણાને પામેલો અને ભૂમિપતિ( રાજા )ની જેમ ચિંતા રહિત દાન( મદ )રૂપી જળવડે તેનો કર ( સૂંઢ–હાથ ) સિંચાયેલો હતો, સારા મણિની જેવા શ્રેષ્ઠ દાંતવાળો અને નોકરની જેમ સુંદર કુંભ ( કુંભસ્થળ–ઘડા )વડે સુશોભિત મસ્તકવાળો અને જાણે જંગમપણાને પામેલો ( હાલતો ચાલતો ) અંજનગિરિ પર્વત હોય તેમ શોભતો હતો. તે યૂથ( ટોળા )ના અધિપતિપણાને પામીને ઇચ્છા પ્રમાણે મંદ ગતિવાળો અને હાથણીઓના શરીરને સ્પર્શ કરવા માટે શુંડાદંડને ( સૂંઢને ) લાંબો કરતો હતો. જૂદી જૂદી ક્રીડાના રાગથી ઉત્પન્ન થયેલ અત્યંત મોટા રતિરસના વિલાસવાળો અને હાથણીઓએ આપેલા અતિ મોટા સલ્લકી વૃક્ષના પલ્લવોને ખાતો હતો. ગંડસ્થળના મદજળના મોટા સુગંધી ઉદ્ગાર( ઓડકાર )ના ગૌરવવડે ભરપૂર હતો, અને ગંભીર મોટા સરોવરમાં શરીરના ધોવાવડે સંતોષને પામતો હતો. નેત્રના રાતા કિરણોવડે વ્યાપ્ત ( સહિત ) ભમરાઓની શ્રેણિના જેવી કાંતિવાળો અને અચિર પ્રભાવડે મનોહર શરૂ થયેલા વાદળાના સમૂહની જેમ તે શોભતો હતો. તેના શરીરનો અગ્રભાગ અતિ ઉંચો હતો, ઉગ્ર શુંડાદંડને અત્યંત ઉછાળતો હતો, અને જાણે ઐરાવણ હાથીને સ્વર્ગથી આકર્ષણ કરવાના મનવાળો હોય તેમ જોતો હતો. આ પ્રમાણે

વિવિધ સુંદર ક્રીડાવિલાસવડે વિશેષે કરીને વૃદ્ધિ પામેલા ઉત્કર્ષવાળો અને હાથણીઓવડે પરિવરેલો તે હસ્તિનાથ વનમાં ફરતો હતો.

હવે આ તરફ તે અરવિંદ રાજા અનેક પુર, આકર ( ખાણ ), પર્વત, નગર, ગામ, ખેટક, કબ્બડ, મડંબ વિગેરે સંનિવેશ( સ્થાન )વડે મનોહર, મોટા સામંત ( ખંડીયા ) રાજાઓ, મંત્રીઓ અને સમર્થ પદાતિના સમૂહવડે સહિત અને ઘણા હાથી, અશ્વ અને રથના સમૂહવડે પૂર્ણ રાજ્યલક્ષ્મીના વિસ્તારને અત્યંત સારી રીતે પાલન કરતો હતો, તે વખતે કોઇ વખત શરદ ઋતુનો સમય આવ્યો, તેના વશથી જીતવાની ઇચ્છાવાળા રાજસૈન્યની જેમ વિસ્તાર પામેલા કોશ( ડોડા )વાળું કમલિનીનું વન ઉલ્લાસ પામ્યું ( ખીલ્યું ). ધૂતારાના સમુદાયની જેમ અપેક્ષા રહિત રાજહંસ પક્ષીઓનો સમુદાય ઇચ્છા પ્રમાણે ( સ્વતંત્ર ) વિચરતો હતો, પ્રવાસી પુરુષોની સ્ત્રીઓની જેમ પર્વતની નદીઓ કૃશપણાને પામી, અને પુણ્યશાળી પુરૂષના આચારની ચેષ્ટાની જેમ ધાન્યની સંપદા મોટા ફળના પ્રકર્ષપણાને પામી. આ પ્રમાણે અતિ મનોહર [1]શરદઋતુને સમયે કૈલાસ પર્વતના શિખરની જેવા ઉંચા મહેલના ગોખમાં બેઠેલો તે રાજા ઘણા પ્રકારની ક્રીડાના વિલાસથી ભરપૂર થઇને વહાલી રાણીઓની સાથે આનંદ પામતો હતો. તે વખતે તત્કાળ આકાશમાં ઉત્પન્ન થયેલા મેઘને ઉંચા મુખવડે દેદીપ્યમાન નેત્રવાળા રાજાએ જોયો. તે મેઘ આકાશરૂપી આંગણામાં ચોતરફ પ્રસરતો હતો. ઓચીંતા નાચ કરતા મોરના સમૂહવડે તે આકાશ તમાલ વૃક્ષના તરુણ ( નવા ) પલ્લવના આકારવાળું દેખાતું હતું, દેદીપ્યમાન ફુરતી વીજળીના કિરણોવડે તે મેઘ કાબરચિતરો હતો, તેણે ગર્જારવ વડે દિશાનો સમૂહ વ્યાપ્ત કર્યો હતો, ઇંદ્રધનુષવડે તે શોભતો હતો, અને થોડા થોડા જળના કણિયા મૂકતો હતો. તથા વળી રાણીઓ સહિત વિસ્મય પામેલો રાજા તેલવડે કાલવેલા ( મિશ્ર કરેલા ) આંજણના સમૂહની જેવા મનોહર કાંતિવાળા તે મેઘને જેટલામાં સમ્યક્ પ્રકારે જુએ છે, તેટલામાં મોટા વાયુથી હણાયેલા ( ઉડાવેલા ) પલાશના પલ્લવની જેમ અને આકડાના રૂની જેમ તે સમગ્ર મેઘમંડળ એકદમ ખંડ ખંડને પામ્યું ( વિખરાઇ ગયું ). તે વખતે ક્ષણે ક્ષણે ઉછળતા શુભ ભાવવાળો રાજા બોલ્યો કે-" અહો ! સુંદરીઓ ! આ જીવ લોકને વિષે આશ્ચર્ય જુઓ, કે જે તેવા પ્રકારનું મેઘમંડળ ઇંદ્રધનુષથી વ્યાપ્ત હોવા છતાં પણ ક્ષણ માત્રમાં જ ગંધર્વનગરની જેમ જોતજોતામાં જ નાશ પામ્યું વિખરાઇ ગયું. હું માનું છું કે-જેવી અવસ્થાને આ મેઘમંડળ પામ્યું, તેવી અવસ્થાને જ આ સંસારમાં ઉત્પન્ન થયેલ સમગ્ર વસ્તુનો સમૂહ અત્યંત અસ્થિર ( ચંચલ ) છે.

જો કે આ સંસારમાં રૂપ, લાવણ્ય, વર્ણ, યૌવન, શરીર અને સ્વજન વિગેરે સર્વ આવા પ્રકારનું ( અસ્થિર ) છે, તો પછી મુગ્ધ લોક વિવેક રહિત થઇને કેમ નિરંતર

---

૧ શરદઋતુના વાદળા શ્વેત હોય છે એમ ગ્રંથોમાં લખે છે અને પ્રત્યક્ષ પણ શ્વેત દેખાય છે.

પરિતાપ પામે છે ? એટલે કે ધનાદિક મેળવવાને માટે પ્રાણીની હિંસા કરે છે, અસત્ય બોલે છે, અન્યના ધનને લુંટવી લે છે, પરસ્ત્રીઓ સાથે ક્રીડા કરે છે, પ્રમાણ વિનાના પરિગ્રહને ધારણ કરે છે, નિવાસ કરેલા પિશાચની જેમ ક્રોધાદિક કષાયોને બહુ સારા માને છે. 'આ કામ મેં કર્યું', અને આ કામ હું કાલે કરીશ, અથવા પરમ દિવસ કરીશ. આ પ્રમાણે સ્વપ્ન જેવા મનુષ્ય લોકમાં કોઇ પણ પ્રકારે ચિંતવન કરે છે. વળી આ પ્રમાણે પ્રત્યક્ષ જ દેખાય છે કે-જે પ્રાતઃકાળે દેખાય છે, તે મધ્યાન્હ સમયે દેખાતું નથી, જે મધ્યાન્હ સમયે દેખાય છે, તે રાત્રિએ ( સાંજે ) દેખાતું નથી, અને રાત્રિએ જે દેખાય છે, તે પ્રાતઃકાળે દેખાતું નથી. સમૃદ્ધિ અસમૃદ્ધિ થઇ જાય છે, સ્વજન પણ પરજન ( પારકો ) થઇ જાય છે, સુખ પણ દુઃખરૂપ થઈ જાય છે, અને તે જ કાળે કરેલું કાર્ય પરાવર્તન પામે છે ( ઉલટું થઈ જાય છે ). અરે રે ! સંસાર કેવો વિરસ ( અસાર ) છે ? જે( બાળકો )ની સાથે ધૂળની ક્રીડાવડે વિલાસ કર્યો હતો, હાસ્ય કર્યું હતું, સાથે નિવાસ કર્યો હતો, તથા નેત્રનો સંકોચ ( મીંચવું-મટકું મારવું ) થાય એટલો સમય પણ છૂટા પડ્યા ન હોતા, તેઓનું પણ સાક્ષાત્ અધમ યમરાજાએ મરણ કર્યું. અરે રે ! દીર્ઘ, દુઃસહ અને અપાર વિરહ સહન કરવો પડે છે. આ પ્રમાણે નાશવંત સર્વ પદાર્થો દુઃખરૂપ છે એવી ભાવનાવાળા આ સંસારમાં હજુ સુધી પ્રીતિ થાય છે, તો અહો ! મોટા મોહરાજાનું માહાત્મ્ય કેવું આશ્ચર્યકારક છે ? અરે ! પાપી જીવ ! તું પોતાના શરીરને વિષે અવયવોના પરિણામનું અન્યથાપણું ( જૂદા પ્રકારપણું ) સાક્ષાત્ જુએ છે, તોપણ હજુ વૈરાગ્ય પામતો નથી. તે આ પ્રમાણે છે.-પહેલાં કાજલની ભસ્મ જેવો અને ચિકાશવાળો કોમળ જે કેશનો સમૂહ હતો, તે હાલમાં ચિરકાળના વિકસ્વર કાસડાના પુષ્પ જેવો ( ઉજ્વળ અને કઠણ ) થયો છે તે તું જાણ. પહેલાં જે દૃષ્ટિ જોવા લાયક પદાર્થોને દૂરથી જોવામાં નિપુણ હતી, તે હાલમાં જોવાતા સમગ્ર માર્ગમાં અત્યંત થંભાઇ ગઈ છે. પહેલાં ડાહ્યા પુરુષોની રેખાને પામેલી જે જિહ્વા પ્રગટ વચનને બોલનાર હતી, તે હમણાં પથ્થરવડે વ્યાપ્ત ભૂમિને વિષે ગાડાની જેમ ઘણી સ્ખલના પામે છે. પહેલાં દોડવું, કુદવું, ચાલવું વિગેરે મોટા વ્યાપારવડે સુંદર આ શરીર હતું, તે હાલમાં માંદા

ભૂમિમાં હણાયેલા શિક્ષકની જેમ શોક કરે છે. ભવન, ધન, પરિવાર, અશ્વ, રથ, યોધા વિગેરે સમૂહવાળી સર્વ સામગ્રીનો પોતે જ ત્યાગ કરીને હે જીવ ! તું એકલો જ પરલોકમાં જઈશ. આ સર્વ સામગ્રી આ ભવમાં જ જીવતા પ્રાણીઓને ઉપકાર કરનાર છે, પરંતુ પરલોકમાં જનારાને તો માત્ર એક ધર્મ જ વાંછિતને આપનાર છે, તેથી હવે સર્વથા પ્રકારે સર્વ સંગનો ત્યાગ કરીને સદ્‌ગુરુના પાદમૂળને વિષે મારે નિરવદ્ય ( શુદ્ધ–પાપ રહિત ) પ્રવ્રજ્યા લેવી યોગ્ય છે. આ પ્રમાણે તે મહાનરેંદ્ર સંવેગથી ભરેલા વચનને બોલ્યો ત્યારે આશ્ચર્યસહિત અંતઃપુરની રાણીઓ બોલવા લાગી.–" હે દેવ ! આ પ્રમાણે સંવેગના સંરંભથી વ્યાપ્ત વાણીને તમે બોલ્યા, તે સાંભળ્યા છતાં પણ આ અમારું હૃદય વજ્રમય છે, કે જેથી તે સેંકડો કકડાવાળું થયું નહીં. અમારા બન્ને કાન પથ્થરની ગાંઠ જેવા કઠોર છે, કે જે (કાન) જીર્ણ છીપલીના સંપુટની જેમ તડતડ થઈને ફુટી ગયા નહીં. તેથી કરીને આપ પ્રસન્ન થાઓ, અને અમારા ઉપર કૃપા કરો. આપ જાણો કે–આવા પ્રકારની વસ્તુનો વિસ્તાર માલતી પુષ્પના ડોડાને વિષે કરિષાગ્નિ(બકરાની લીંડીના અગ્નિ)ની કલ્પના કરવી, તે કદાપિ કુશળ પુરૂષોને વખાણવા લાયક થતી નથી. અથવા તો મૃણાલના તંતુના સમૂહવડે મદોન્મત્ત હાથીના સ્કંધનું બંધન ઘટી શકતું નથી. ઘણું કહેવાથી સર્યું. હે નાથ ! આપે ફરીથી આવું વચન બોલવું નહીં, કેમકે આપના વિરહમાં અયોગ્ય સમયે પણ યમરાજા અમારો કોળિયો ન કરો. આપ જીવતે છતે પ્રભુપણું, ત્યાગ (દાન), નીતિ, મોટું શૂરવીરપણું અને મોટું સૌભાગ્ય આ પાંચ ગુણો અત્યંત જીવતા રહે છે. તમે વૈરાગ્ય પામે સતે રથો, મોટા સુભટો અને હાથીનો સમૂહ વિગેરેવડે સાંકડી થયેલી રણભૂમિને વિષે વિજયલક્ષ્મી કોની પાસે જશે ? હાથીના સમૂહના ગંડસ્થળથી ઝરતા દાન(મદ)ની ધારાવડે દિશાઓ અંધકારથી વ્યાપ્ત થાય છે તેમ આપ વિરાગી થવાથી માગણના સમૂહને દાનની ધારાવડે સર્વ દિશાઓને કોણ વ્યાપ્ત કરશે ?" આ પ્રમાણે ઘણા પ્રેમના સંરંભથી અત્યંત નિરંતર બોલતી અંતઃપુરની રાણીઓને તે રાજા પ્રેમ સહિત આ પ્રમાણે કહેવા લાગ્યો—" હે પ્રિયાઓ ! આવું અત્યંત અનુચિત અને ધર્મરહિત વચન તમે કેમ બોલો છો ? સંસારમાં થતું સુખ પરિણામે વિરસ ( રસ રહિત ) છે એમ શું તમે નથી જાણતી ? પ્રિયનો સમાગમ કોના ચિત્તને આકર્ષણ કરતો નથી ? કયો પુરુષ લક્ષ્મીની વાંછા કરતો નથી ? અને વિષની જેવા પાંચ વિષયોને કોણ ઇચ્છતો નથી ? પરંતુ આ જીવ (પ્રાણ), યૌવન, ઋદ્ધિ અને પ્રિયનો સંયોગ વિગેરે સર્વ (પદાર્થો) પ્રબળ વાયુવડે હણાયેલા કમલિનીના પાંદડાની ટોચ પર રહેલા જળબિંદુની જેમ અતિ ચંચળ છે. આવા પ્રકારનો સંસાર છતાં પણ યમરાજાની પાસે રહેલા ( નજીક મરણવાળા ) જીવોને જેમ અપથ્ય સેવવાની ઇચ્છા થાય છે, તેમ મૂઢ જીવોને અનુરાગની વાસના હોય છે, તેથી કરીને હે રાણીઓ ! હજુ પણ જ્યાં સુધી વિકળતા રહિત (સારું) શરીર અને આરોગ્યતા વિગેરે સામગ્રી છે, ત્યાંસુધીમાં ધર્મક્રિયામાં ઉદ્યમ કરવો યોગ્ય છે. તેથી ઘણા કષ્ટવાળા

ગૃહવાસનો ત્યાગ કરનાર મને તમે કેમ નિષેધ કરો છો ? શું અગ્નિથી બળતા ઘરમાંથી નીકળતા માણસને પકડી રાખવો યોગ્ય છે ? કેટલાક દિવસોને છેડે (અંતે) પણ દૈવના દુર્વિલાસ-(દુષ્ટ ચેષ્ટા)વડે આ પ્રિયનો વિરહ અવશ્ય થવાનો જ છે. તે તમે ભાવના ભાવો (વિચારો) અને મારું હિત કરો. આ સંસારનું નિર્ગુણપણું ઘણીવાર સાંભળ્યું છે, ઘણીવાર જોયું છે અને પોતે સાક્ષાત્ અનુભવ્યું પણ છે, તો પણ જીવો આ સંસારમાં જ મોહ પામે છે. અરે ! તે કેવું આશ્ચર્ય છે ?" આ પ્રમાણે રાજાનું વચન સાંભળીને થવાના વિરહના અત્યંત શોકના વશથી તે રાણીઓના નેત્રો થંભાઇ ગયા અને તેમાંથી અશ્રુ નીકળવા લાગ્યા, હિમના સમૂહથી કરમાઇ ગયેલા કમળના વનની જેમ તેઓનું શરીર લક્ષ્મી ( શોભા ) રહિત થયું, સંભ્રમના વશથી ચલાયમાન થયેલા ચરણોને વિષે મણિના નૂપુર રણરણાટ કરવા લાગ્યા, તથા કારુણ્યથી ભરાઇ ગયેલ દીન મુખવડે વ્યાપ્ત થયેલ હોવાથી લાવણ્ય રહિત થયેલ તે સર્વ અંતઃપુર ( રાણીયો ) જાણે પોતાનું સર્વસ્વ હરણ કરાયું હોય, અને જાણે અનિષ્ટ કોશની પ્રાપ્તિ થઇ હોય, તેમ વસ્ત્રવડે મુખને ઢાંકીને રૂદન કરવા લાગ્યું. રાજા પણ મોટા પવનથી ઉખેડી નંખાતા વૃક્ષ ઉપર રહેલા દુઃખી પક્ષીઓના કોલાહલની જેમ તેમનું રુદન સાંભળીને તેઓ પરમાર્થને હિતકારક નથી એમ નિશ્ચય કરીને તરત જ મંત્રી, સામંત, શ્રેષ્ઠી અને સેનાપતિ વિગેરે પ્રધાન ( મુખ્ય ) જનોને બોલાવીને પોતાની પ્રવ્રજ્યા લેવાની ઇચ્છા જણાવીને પોતાના પુત્ર **મહેંદ્રકુમારને** સર્વશ્રેષ્ઠ તીર્થના જળથી ભરેલા સુવર્ણના કલશ અને સર્વૌષધિ વિગેરે સામગ્રીપૂર્વક મહારાજાના અભિષેકવડે અભિષેક કરીને તથા હાથી, અશ્વ, કોશ, કોઠાર તથા પૃથ્વીનો વિસ્તાર વિગેરે સોંપીને તે અરવિંદ રાજા આ પ્રમાણે કહેવા લાગ્યો કે—"હે પ્રધાનો વિગેરે ! હવે આ મહેંદ્ર તમારો દંડધર ( છડીદાર ) અને ચક્ષુરૂપ છે, તેથી મારી જેમ તેને તમારે જોવો. આની આજ્ઞાને જરા પણ પ્રતિકૂળ કરશો નહીં. સ્વપ્નમાં પણ તેની આજ્ઞાનો ભંગ કરવો નહીં. કદાચ આ પ્રતિકૂળ કરે તો પણ કુળવધૂના દૃષ્ટાંતવડે ( ઉત્તમ કુળની વહુની જેમ ) તેને કાંઇ પણ વિકાર દેખાડ્યા વિના આદર સહિત તેના ચરણકમળની પ્રસન્નતા કરવામાં જ તમારે વર્તવું. તથા હે મહારાજા ( મહેંદ્રકુમાર ) ! હું જેવી રીતે આ રાજલોકને અનુસરતો હતો, તેવી જ રીતે તારે પણ તેઓને અનુસરવું. કદાચ તેમણે મોટો અપરાધ કર્યો હોય તો પણ બાહ્યવૃત્તિથી જ કોપ દેખાડવો, અને હૃદયને વિષે તો પિતા અને પુત્રના દૃષ્ટાંતની જેમ હિતનો જ વિચાર કરવો. ઘણું શું કહું ?

સ્વામી, પ્રધાન, રાજ્ય, કોશ, કિલ્લો, સૈન્ય અને મિત્રજન આ સપ્તાંગ ( સાત અંગવાળું ) રાજ્ય કહેવાય છે, તે સાતેની વૃદ્ધિને માટે પ્રયત્ન કરવો. વળી જો રાજા એકાંત સ્થાનમાં તત્પર ( રહેતો ) હોય, દ્રવ્યના ગર્વ ઉપર પ્રીતિવાળો હોય, તથા શિકાર, જુગાર અને પંચેંદ્રિયના વિષયના પ્રસંગવાળો ( આસક્ત ) હોય, તો તે રાજા તે સપ્તાંગની વૃદ્ધિ કરવાને સમર્થ થતો નથી. તેથી હે પુત્ર ! તે સર્વના ત્યાગમાં તત્પર થઇને અને સામગ્રી

ઉચિત પ્રવૃત્તિવાળા થઇને તારે સમુદ્રની જેમ પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરવું નહીં. વળી હે પુત્ર ! નહીં રૂંધેલા કામ, ક્રોધાદિક છએ શત્રુઓ શક્તિમાન પુરુષને પણ અવશ્ય અશક્તિમાન કરે છે, તેથી તેના વિજયને માટે ચોતરફથી યત્ન કરવો. તથા હે પુત્ર ! તારે હંમેશાં અનીતિનો વિચ્છેદ ( વિનાશ ) જ કરવો, કેમકે અનીતિરૂપી વાયુથી હણાયેલી લક્ષ્મી દીવાની શિખાની જેમ ટકી શકતી નથી. તથા જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ અને બુદ્ધિમાન મનુષ્યોની સેવામાં તારે નિરંતર ઉદ્યમ કરવો, કેમકે તે કુમાર્ગમાં પ્રવર્તતા ચિત્તવાળાનો અંકુશ છે. તેમ જ હિંસા, યુવતિ ( સ્રી ) અને શત્રુથી નિરંતર તું પોતાનું રક્ષણ કરજે, કેમકે આ દ્વારવડે અનેક રાજાઓ વિનાશ પામ્યા છે. ઘણા ગુણોને અનુસરતો હોય તો પણ હૃદયરૂપી કોટરમાં સંતાઇ રહેલા છ ગુણોનો તો સાવધાન થઇને યોગ્ય સમયે વ્યાપાર કરજે."

આ પ્રમાણે પુત્રને શિખામણ આપીને તથા તેની ઉપર રાજ્યનો ભાર આરોપણ કરીને કૃતકૃત્ય ( કૃતાર્થ ) થયેલ તે રાજા દુ:ખી થયેલી અંત:પુરની સ્રીઓને શિખામણ આપવા લાગ્યો કે—"હે દેવીઓ ( રાણીઓ ) ! તમે શા માટે ફોગટ શોક કરો છો ? શું તમે નથી જાણતી ? કે પ્રારંભમાં મધુર અને પરિણામે ( છેડે ) રસ રહિત કિંપાકના ફળની જેમ સર્વ વિષય સુખ છે. સર્વ પદાર્થો મેઘની જેમ ક્ષણવારમાં જ નાશ પામનારા છે, તે શું પ્રત્યક્ષ તમે નથી જોતી ? કે જેથી તમે પરિતાપને પામો છો ? મારો વિયોગ સહન કરવાને તમે સમર્થ નથી, એ વાત જો સત્ય હોય, તો સર્વ સંગનો ત્યાગ કરીને મારા આચરણ કરેલા માર્ગને તમે અનુસરો " આ પ્રમાણે અંત:પુરની સ્રીઓને ઉપદેશ કરીને, જિનેશ્વરોના મંદિરોમાં આદરપૂર્વક અષ્ટાહ્નિકા મહોત્સવ કરીને, કેદખાનામાં બાંધેલા અપરાધી લોકોને મુક્ત કરાવીને અને વિઘ્ન રહિત અમૂલ્ય ગુણરૂપી માણિક્યથી અતિ પૂજવા લાયક ( ભરપૂર ) ચતુર્વિધ સંઘને યથાયોગ્ય વસ્રાદિકવડે પૂજીને તે રાજા મહેલમાંથી નીકળ્યો. તે વખતે બંદિના ઇંદ્રોના સમૂહે આનંદથી ઝરતી સુંદર ઉચ્ચાર કરેલી તેની સ્તુતિના શબ્દવડે દિશાઓના આંતરા ભરી દીધા, સમગ્ર ભૂષણોવડે સુશોભિત શરીરવાળા હજારો મનુષ્યોએ ઉપાડેલી શિબિકા ઉપર તે આરૂઢ થયો, પૂર્ણિમાના ચંદ્રમંડળની જેવા શ્વેત છત્રવડે તેનું મસ્તક શોભતું હતું, મંગળ ગીતવડે મુખરિત થયેલી ઉત્તમ કુળની સ્રીઓના સમૂહવડે તે સ્તુતિ કરાતો હતો, પુરના લોકો, સામંત રાજાઓ અને મંત્રીઓથી પરિવરેલો અને સૈન્ય તથા વાહન સહિત મહેંદ્રકુમાર રાજા તેની પાછળ ચાલતો હતો, પ્રમાણ રહિત ( ઘણા ) ધનનું દાન કરવાથી સંતુષ્ટ થયેલા માગણ( ભિક્ષુક )ના સમૂહ તેના ચરિત્રને ગાતા હતા, નગરની નારીઓ સેંકડો આશીર્વાદવડે તેનું અભિનંદન (વખાણ) કરતી હતી, મહેલની અગાશીમાં રહેલા નગરના લોકોવડે તે અર્ઘ્ય અપાતો હતો, મોટા મર્દલ, મોટા શંખ, કાહલ, તિલિમ અને ગંભીર ભેરી વિગેરેના શબ્દવડે છેલ્લા યુગને અંતે ક્ષોભ પામેલા પુષ્કરાવર્ત મેઘના સમૂહની શંકાને પામતો તે રાજા ધીમે ધીમે જતો હતો, અને છેવટે **કુસુમાવતંસ** નામના ઉદ્યાનમાં આવ્યો. તે વખતે શિબિકા

ઉપરથી ઉતરીને તેણે રાજાના સર્વ ચિહ્નો દૂર મૂકી દીધા, પછી મોટા વિનયવડે ત્રણ પ્રદક્ષિણા આપવા પૂર્વક સમગ્ર ગુણરૂપી રત્નના નિધાનરૂપ, મૂર્તિમાન જાણે શ્રમણધર્મ હોય તેવા, સમગ્ર ગણિવિદ્યારૂપી સમુદ્રના પારગામી તથા દૂર દેશથી આવેલા સેવા કરવાની ઇચ્છાવાળા શિષ્યવર્ગવડે સેવાતા ચરણકમળવાળા **સમંતભદ્રસૂરિ** મહારાજના ચરણકમળને વંદન કરીને આનંદવડે વિકસ્વર થયેલા નેત્રકમળવાળો, હર્ષના સમૂહવડે વિકાસ પામતા રોમાંચવડે વ્યાપ્ત શરીરવાળો, સમગ્ર તીર્થના દર્શનવડે પાપને નાશ કરનારો અને સંસારરૂપી મોટા સમુદ્રથી ઉતરેલા પોતાના આત્માને માનતો તે રાજા પોતાના કપાળ ઉપર હાથરૂપી કમળના કોશને ધારણ કરી વિનંતિ કરવા લાગ્યો કે-"હે ભગવાન! આ સંસારરૂપી સમુદ્ર આવી પડતી હજારો આપદારૂપી જળથી ભરેલો છે, જન્મ, જરા અને મરણરૂપી કલ્લોલના ઉછળતા જળના સમૂહવડે ભરેલો છે, વિવિધ પ્રકારના મોટા વ્યાધિરૂપી ઉલ્લાસ પામતા ભયંકર ગ્રાહના સમૂહવાળો છે, નિરંતર પ્રસરતા રોગ અને શોકરૂપી મગરમચ્છ વિગેરેથી ભયંકર છે. તેથી કરીને આપ ખલાસીરૂપ થઇને સારી રીતે તૈયાર થયેલ પ્રવ્રજ્યારૂપી વહાણવડે મારા પર દયા લાવીને સ્નેહાળ બંધુની જેમ મને તારો."
તે સાંભળીને "હું એ પ્રમાણે કરું, તું કહે છે તે યોગ્ય છે." એમ કહીને ચૈત્યવંદનાદિક વિધિવડે તેને પ્રવ્રજ્યા આપી. પછી તેને કહ્યું કે-"હે મોટા યશવાળા! તું ધન્ય છે, અને તું સંસારના પારને પામ્યો છે; કેમકે પારંગત દીક્ષાને ગ્રહણ કરવાથી મનુષ્યપણાનું ફળ તેં પ્રાપ્ત કર્યું છે. તેથી કરીને આ પ્રવ્રજ્યાને વિષે પાંચ મહાવ્રતોને વિષે સાવધાન ચિત્તવાળા તારે અપ્રમાદી થવું, પાંચ સમિતિને વિષે દૃઢ આદરવાળા થવું, અત્યંત ત્રણ ગુપ્તિવાળા થવું, રાધાવેધ કરનાર પુરુષની જેમ એકાગ્ર દૃઢ ધ્યાનવાળા થવું, છ જીવનિકાયના રક્ષણ કરવામાં પ્રયત્નવાળા થવું. ક્રોધાદિકનો નિગ્રહ કરવામાં, પિંડવિશુદ્ધિમાં, વિનય કરવામાં, બાળ અને માંદા વિગેરેને વિષે વૈયાવૃત્ત્યાદિક કરવામાં, નિરંતર શાસ્ત્રનો પરમાર્થ ચિંતવવામાં અને પરોપકારમાં, આ સર્વે સ્થાનોમાં એકાંત નિઃસ્પૃહપણે રહેવામાં યત્ન કરવો. જો કે અમુક દિવસે નિશ્ચય કરેલી દુર્લભ વાંછિત વસ્તુ પણ મળી શકે છે, પરંતુ કોઇ પણ પ્રકારે નિરવદ્ય પ્રવ્રજ્યા તત્કાળ મળી શકતી નથી. આ જ ચિંતામણિ છે, આ જ કામધેનુ છે અને આ જ કલ્પવૃક્ષ છે, કે જે સારી રીતે વિધિપૂર્વક પ્રયોગ કરેલી શ્રેષ્ઠ વાર્તા કરાય, એમ હું માનું છું. આનાથી બીજો કોઇ પણ મોક્ષને સાધવાનો ઉપાય વર્ણન કરાતો નથી, તેથી કરીને જ મહાભાગ્યવાન અરિહંતાદિકે આ પ્રવ્રજ્યાને જ અંગીકાર કરી છે. આ પ્રવ્રજ્યાને પ્રાપ્ત કર્યા પછી સર્વદા પાંચે ઇંદ્રિયોનું દમન કરવું, સમાન શત્રુ મિત્રપણાએ કરીને સર્વે પ્રાણીઓ જોવા. જો કે કોઇ જીવ હીલના (તિરસ્કાર) કરે અને કોઈ જીવ નમસ્કાર કરે, તો પણ તુલ્ય (સમાન) ચિત્તવાળા થઇને શત્રુ ધારીને ક્રોધ કરવો નહીં, અથવા પોતાનો (મિત્ર) ધારીને સંતોષ ધારણ કરવો નહીં. હે રાજર્ષિ! ઘણું કહેવાથી

શું ? તું સંયમરૂપી રાજ્યને વિષે તેવા પ્રકારનો વીર્યનો ઉલ્લાસ કર, કે જે પ્રકારે શીઘ્રપણે સિદ્ધિપદને તું પામે." આ પ્રમાણે ગુરુનું વચન સાંભળીને–"હું આપના ઉપદેશને ઇચ્છું છું." એમ બોલતા અરવિંદ રાજર્ષિનું મુખકમળ હર્ષ પામ્યું (વિકસ્વર થયું) અને શરીરને વિષે અત્યંત હર્ષ થયો. પ્રાપ્ત કરવા લાયક મેં પ્રાપ્ત થયું છે, એમ માનતા તથા ભવસાગરને હું તરી ગયો છું, એમ પોતાના આત્માને માનતા તથા ગુરુપાદની સ્તુતિ કરતા તે રાજર્ષિ આ પ્રમાણે વાણી બોલ્યા કે–"પ્રસન્ન થયેલા આપ ગુરુમહારાજ જે પ્રકારે મારો ઉપકાર કરવાને સમર્થ છો, તે પ્રકારે માતા, પિતા, પત્ની, પુત્ર, મિત્ર, બંધુ કે સ્વામી વિગેરે કોઇ પણ ઉપકાર કરવાને સમર્થ નથી. કારણ વિના જ વાત્સલ્યવાળા આપનું હું શું કરું ? અને શું આપું ? અથવા તો આપ પ્રત્યુપકારની ઇચ્છા વિનાના કલ્પવૃક્ષરૂપ જ છો, તેથી કરીને શંકા રહિત મારા ઉપર મોટો અનુગ્રહ કરીને સ્ખલના પામેલા, લજ્જા પામેલા, અપરાધી અને પ્રમાદી મારા આત્માને આપે સર્વદા અનુશાસન કરવું (શિક્ષા કરવી)."

આ પ્રમાણે કલ્પવૃક્ષ સમાન ગુરુચરણની સ્તુતિ કરતા, ગ્રહણશિક્ષા અને આસેવના–શિક્ષાને વિષે મોટા પ્રયત્નને કરતા, માન અને અપમાનને વિષે સમાન ચિત્તવાળા, સૂત્ર સહિત અને અર્થ સહિત સિદ્ધાંતનું અવધારણ કરતા, ગુરુમહારાજની સાથે ગામ, આકર (ખાણ), નગર, [1]ખેટ અને [2]કર્બટ વિગેરેમાં વિહાર કરતા અને માત્ર દર્શનવડે જ ભવ્યજનને મહા આનંદ ઉત્પન્ન કરતા તે રાજર્ષિ અનિયમિત વિહારવડે પર્યટન કરવા પ્રવર્ત્યા. કોઇક દિવસે સમગ્ર સૂત્ર અને અર્થને જાણનાર અને દુઃસહ પરીષહોને સહન કરવામાં ધીરજવાળા તે મહાત્માને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું, પછી ગુરુની અનુજ્ઞાથી એકલ-વિહારીપણાને પામ્યા. ઋષભાદિક જિનેશ્વરોના ચરણકમળને વાંદવા માટે **સાગરદત્ત** નામના સાર્થવાહની સાથે અષ્ટાપદ પર્વત તરફ ચાલ્યા. માર્ગમાં કોઇ એક પ્રસંગે સાગરદત્તે તે રાજર્ષિને પૂછ્યું કે–"હે ભગવાન (પૂજ્ય)! આપને ક્યાં જવું છે ?" ત્યારે ભગવાન બોલ્યા–"અષ્ટાપદગિરિના દર્શનને માટે મારે જવું છે." સાર્થવાહે પૂછ્યું કે–"હે ભગવાન! તે અષ્ટાપદગિરિ કયો છે ?" સાધુએ કહ્યું–"તું સાંભળ—

કૃતયુગને વિષે અવતાર (જન્મ) પામેલા, **શ્રીનાભિ** રાજાના પુત્ર અને દેવ (દેદીપ્યમાન) શ્રી **ઋષભનાથ** નામના રાજા પ્રથમ તીર્થંકર હતા. તેનો પુત્ર **ભરત** નામનો ચક્રવર્તી જગતમાં પ્રસિદ્ધ હતો, અને ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા રાજાઓના મુગટોના કિરણોની શ્રેણિવડે તેના ચરણ વ્યાપ્ત થતા હતા. તથા બીજા પણ અનુપમ ભુજના બળવડે સુર અને અસુરને વિસ્મય પમાડનારા અને જગતમાં પ્રસિદ્ધ **શ્રીબાહુબલિ** વિગેરે નવાણું પુત્રો મનુષ્યોમાં શ્રેષ્ઠ હતા. તે પરમાત્માએ (ઋષભદેવે) ત્રાશી લાખ

---

૧ ધૂળના કિલ્લાવાળું નગર. ૨ ખરાબ નગર.

પૂર્વ સુધી રાજ્યનું પાલન કરી, શિલ્પ અને કળાને પ્રગટ કરી ( સર્વને શીખવી ) તથા કુળની પ્રવૃત્તિને માટે નીતિને દેખાડી હતી. ત્યારપછી તેમને સંસારનો વૈરાગ્ય થયો, તે વખતે સર્વે પુત્રોને પોતાનું રાજ્ય વહેંચી આપ્યું, અને પોતે સંસારમાં પડેલા ત્રણ જગતનો ઉદ્ધાર કરવા માટે પ્રવ્રજ્યા અંગીકાર કરી. એક લાખ પૂર્વ સુધી ભવ્ય પ્રાણીઓને અમૂલ્ય ગૃહસ્થધર્મ અને સાધુધર્મનો ઉપદેશ આપી તે ભગવાન મોક્ષના સુખને પામ્યા. અષ્ટાપદ પર્વત ઉપર દશ હજાર શ્રેષ્ઠ સાધુઓવડે પરિવરેલા તે ભગવાન મોક્ષ પામ્યા, તે વખતે ઇંદ્રોએ તેમનો નિષ્ક્રમણ ઉત્સવ કર્યો. તે અષ્ટાપદ ગિરિ ઉપર ભરત રાજાએ તે ત્રણ ભુવનના અદ્વિતીય પ્રભુનું મેરુપર્વતને હાંસી કરનારું, રત્નોવડે મનોહર અને ઉદાર ( મોટું ) ચૈત્ય કરાવ્યું. અને તે ચૈત્યને વિષે પોતપોતાના પ્રમાણ, સંસ્થાન, વર્ણ અને રૂપને ધારણ કરનાર તથા સર્વ રત્નોમય અંગવાળી સર્વે ( ચોવીશે ) તીર્થંકરોની પ્રતિમાઓ સ્થાપન કરી છે, તેથી તેમને વંદન કરવા માટે અમો હાલમાં ચાલ્યા છીએ. તે પ્રતિમાઓનું દર્શન કરવાથી પણ ઘણા સેંકડો ભવમાં ઉપાર્જન કરેલું ( બાંધેલું ) પાપ નાશ પામે છે. તે સ્થાને જે લોકો તે જિનેશ્વરોની સ્તુતિ કરે છે, તેમને વંદન કરે છે, તથા પૂજે છે, તેઓ જ આ જગતમાં સુકૃત-( પુણ્ય )ના ભંડાર છે, અને તેઓ જ કલ્યાણના ભાજન( પાત્ર )રૂપ છે. તેથી કરીને હે સાર્થવાહ ! આ અષ્ટાપદ નામનો ગિરિ મહાતીર્થ છે. તેના દર્શનને માટે અમો અહીં આવ્યા છીએ. આ જ પરમાર્થ છે. ”

આ પ્રમાણે સાંભળી સાર્થવાહ બોલ્યો કે-“ તમે પિતા જેવા જ છો, તેથી હું પૂછું છું કે-આ જિનેશ્વરો કોણ છે ? અને તેઓએ કહેલા ધર્મનો પરમાર્થ શો છે ? સર્વથા પ્રકારે મારા પર કૃપા કરીને આપ કહો. ” ત્યારે તે સાધુ મહારાજે કહ્યું કે-“ હે મહાભાગ્યશાળી ! તું સાંભળ.-જગતની કદર્થના ( પીડા ) કરવાવડે જેઓએ જયપતાકા પ્રાપ્ત કરી છે, જેઓએ વિષ્ણુ અને બ્રહ્મા વિગેરે દેવોના સમૂહનું માહાત્મ્ય મથન કર્યું છે એવા રાગ, દ્વેષ અને મોહરૂપી મોટા શત્રુઓને જેઓએ તપ, નિયમ અને ધ્યાનવડે જીતી લીધા છે, તે જિનેશ્વર કહેવાય છે. વળી તેઓ ચોત્રીશ અતિશયોવડે યુક્ત (સહિત) હોય છે, અઢાર દોષોને દૂરથી જ મૂકનારા ( ત્યાગ કરનારા ) છે, ત્રણે લોકમાં પૂજ્ય છે, બીજાઓનું હિત કરવામાં તત્પર હોય છે, અને મહા સત્ત્વવાળા હોય છે. તથા વળી ધર્મ તેમના મુખરૂપી કમળથી નીકળેલો, સર્વ પ્રાણીઓના સુખનો હેતુ ( કારણ ), સર્વ ગુણોનો આધારરૂપ અને પ્રાણીવધની ( હિંસાની ), અસત્ય બોલવાની અને ચોરીની વિરતિ, વિષયનો ત્યાગઅને પરિગ્રહનો ત્યાગ આ પાંચ પ્રકારનો ધર્મ સંસારરૂપી લતાનો નાશ કરવાથી( માં ) હાથી સમાન છે, રાગ અને દ્વેષરૂપી અગ્નિને બુઝાવવામાં મેઘની ઘટા જેવો છે, ત્રણ[1]

૧ કરવું, કરાવવું અને અનુમોદવું. અથવા મન, વચન અને કાયાવડે કરવું.

કરણની વિશુદ્ધિવડે યુક્ત છે, સર્વ સાવદ્યના વર્જવાવડે પ્રધાન (મુખ્ય) છે, તથા સંસારમાં વસવાથી વૈરાગ્ય પામેલા ચિત્તવાળા જીવોને જલદીથી મોક્ષ આપનાર છે. તથા ગૃહસ્થોનો પણ આ જ ધર્મ છે. પરંતુ તેમાં વિશેષ એ છે કે–અહિંસાદિક પાંચે વ્રતોને વિષે સ્થૂલપણે પોતાની શક્તિ પ્રમાણે સર્વ વ્રતોની પ્રવૃત્તિ (પ્રાપ્તિ) છે, કેમકે તે ગૃહસ્થો સંસારથી અત્યંત વિરક્ત (વૈરાગ્યવાળા) હોય, તો પણ અનેક પ્રકારના વ્યાપાર (કાર્ય) કરવામાં વ્યાકુળ હોવાથી સર્વવિરતિ કરવામાં સમર્થ થતા નથી. તેથી કરીને જ દ્વિવિધ, ત્રિવિધ વિગેરે ભાંગાના ભેદ( પ્રકાર )વડે ભાવના કહેલી છે. તથા એક, બે વિગેરે વ્રતો પણ તે ગૃહસ્થ પોતાની શક્તિ પ્રમાણે અંગીકાર કરી શકે છે. વળી મિથ્યાત્વનો દૂરથી ત્યાગ કરવો એ (સમકિત) જ આ ધર્મનું મૂળ કહેલું છે, અને દેવ તથા ગુરૂના ચરણકમળનો મોટી ભક્તિવડે આશ્રય કરવો, એ પણ ધર્મનું મૂળ છે. તથા દુર્ગતિના કારણરૂપ ધનને વિષે અતિ લોભનો ત્યાગ કરવો, અને પોતાની ભુજાવડે ઉપાર્જન કરેલા દ્રવ્યનો ધર્મના સ્થાનોમાં ઉપયોગ કરવો. આ પ્રમાણે હે દેવાનુપ્રિય! મેં તને આ બે પ્રકારનો ધર્મ કહ્યો. તેમાં જેના ઉપર તારી સાચી શ્રદ્ધા હોય, તેને સમ્યક્ પ્રકારે આચરણ કર. જેમ એક કાકિણી (કોડી) ને માટે ચિંતામણિ રત્નનો ત્યાગ ન કરવો જોઇએ, તેમ તુચ્છ, કષ્ટવાળા અને વિચ્છેદ (નાશ) પામનારા વિષયોના સમૂહની પ્રાપ્તિને નિમિત્તે (માટે) ધર્મનો ત્યાગ તું ન કર–ધર્મને હારી ન જા. જેનું ભવિષ્યમાં કલ્યાણ થવાનું હોય એવો કયો બુદ્ધિમાન માણસ દારિદ્રના ઉપદ્રવથી ખેદ પામ્યા છતાં પણ જેનો પ્રભાવ જાણવામાં આવ્યો છે એવા ધર્મરૂપી કલ્પવૃક્ષને ન ભજે (સેવે)? વળી કલ્પવૃક્ષ વિગેરે આ લોક સંબંધી જ વાંછિતને પ્રાપ્ત કરે છે, અને ધર્મ તો આ ભવ અને પરભવ એ બન્ને ભવમાં સંભવતા સુખોને સાધનાર છે. વિદ્યા, રૂપ, સૌભાગ્ય અને મુદ્ગ (ધાન્ય) વિગેરે [1]ઉપભોગ અને ભોગની સામગ્રી અનેક વખત મળી છે, પરંતુ આ સર્વજ્ઞનો ધર્મ મળ્યો નથી; તેથી કરીને હે સાર્થવાહ! આ બાબતમાં વિવિધ પ્રકારની વાણીનો વિસ્તાર કરવાથી શું ફળ છે? જે પ્રકારે તું વાંછિત સુખને ઇચ્છતો હોય, તે પ્રકારે આ ધર્મમાં ક્રીડા કર."

આ પ્રમાણે સાંભળીને જેના કર્મબંધ નાશ પામ્યા છે, જેની મોટી મિથ્યાત્વની વાસના નાશ પામી છે, જેની ધર્મની ઇચ્છા વિકાસ પામી છે, અને ભક્તિના વશથી જેના રોમાંચ વિકસ્વર થયા છે, એવો તે સાર્થવાહ કપાળ ઉપર બંને હાથરૂપી પલ્લવને સ્થાપન કરી આ પ્રમાણે કહેવા લાગ્યો.–"હે ભગવાન! મને જે આપનું દર્શન થયું, તે આ વાદળા વિનાની વૃષ્ટિ સમાન છે, મહાસાગરના જળને મંદરાચળ પર્વતે મથન કર્યા વિના અમૃતની પ્રાપ્તિ સમાન છે, અંકુરા વિના કલ્પવૃક્ષનું ઉગવું છે, અને ખોદ્યા વિના જ મોટા

૧ વિદ્યા, સ્ત્રી, રૂપ વિગેરે જે વારંવાર ભોગવાય તે ઉપભોગ અને ધાન્ય, ફૂલ વિગેરે જે એક જ વાર ભોગવાય તે ભોગ કહેવાય છે.

નિધાનનો લાભ છે. તેથી કરીને આપના પ્રવ્રજ્યાના અંગીકારથી જ મેં એમ જાણ્યું છે કે–આ સંસાર અત્યંત અસાર છે. જો એમ (અસાર) ન હોય તો આ સંસારનો ત્યાગ કરીને મનવડે પણ દુઃખે કરીને આચરી (પાળી) શકાય એવા અને જોવા માત્રથી પણ રૂંવાડાને ઉછાળનાર આ સંયમરૂપી મોટા ભારને આપે કેમ અંગીકાર કર્યો હોય? હે ભગવાન! સારા ચરિત્રવડે (વિહારવડે) આપે આ પૃથ્વીને પવિત્ર કરી છે; ઘણા દુઃખના ભારથી વ્યાપ્ત થયેલા ભવ્ય લોકને આપે શરણવાળો (આશરાવાળો) કર્યો છે, તથા આપે પોતાનું જન્મ અને જીવિત સફળ કર્યું છે, જંગમ તીર્થરૂપ આપે મને પણ ઉપદેશ આપ્યો, તેથી હું મારા આત્માને હરિ (વિષ્ણુ) અને હર (મહાદેવ) વિગેરેથી પણ અધિક માનું છું, અને પુણ્યશાળી પુરુષોનો પણ અગ્રેસર હું થયો છું એમ હું કહું છું, માત્ર મારે આ એક જ મોટું દુઃખ છે, કે જેથી પ્રવ્રજ્યા ગ્રહણ કરીને આપના ચરણકમળની સેવા કરવામાં તત્પર થવાને હું શક્તિમાન નથી. અહો! મારી અધન્યતા! કે જેથી અમૂલ્ય રત્નના નિધિને તુચ્છ (ખરાબ) ચેષ્ટાવાળો હું ગ્રહણ કરવા શક્તિમાન થયો નહીં, ચિંતામણિ રત્ન પ્રાપ્ત થયા છતાં પણ તેને મેં મોટી અવજ્ઞાપૂર્વક જોયો. અથવા તો શું કરાય (થાય)? ક્ષીરસમુદ્રમાં સ્થાપન કરેલો નિધિ અધિક ગ્રહણ કરી શકાય તેવો નથી, તેથી કરીને હે ભગવાન! જન્મથી જ રંક જેવા અને વરાટિકા (કોડી) માત્રના લાભથી પણ સંતુષ્ટ થનારા મને કાંઇ પણ ઉચિત ધર્મકાર્ય કહો.” ત્યારે ગુરુમહારાજ બોલ્યા કે–“અહો! ભક્તિના સારવડે કેવો સુંદર આ વચનનો વિન્યાસ (સ્થાપન) છે! અહો! આ સીમા રહિત ઉપદેશનો સ્વીકાર છે! બીજો કયો માણસ આવું બોલવા સમર્થ થાય? તેથી કરીને હે ભદ્ર! સંસારરૂપી સમુદ્રને તારવામાં વહાણ સમાન, ગુણરૂપી માણિક્યના કરંડીયા સમાન, મોહરૂપી હાથીને નિવારણ કરવામાં કિલ્લા સમાન, દુઃખરૂપી વૃક્ષના સમૂહને કાપી નાંખનાર, અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવામાં પ્રચંડ સૂર્યસમાન એવા સર્વજ્ઞ દેવ–(જિનેશ્વર)ને ભક્તિ યુક્ત થઇને તું દેવબુદ્ધિવડે અંગીકાર કર. સારા સાધુને જ ગુરુ તરીકે માન, જિનેશ્વરે કહેલા તત્ત્વને પ્રમાણરૂપ માન, તથા ‘જીવહિંસાને હું નહીં કરું’ એમ નિરંતર તું અંગીકાર કર.” આ પ્રમાણે મુનિવડે કહેવાયેલ અને વૃદ્ધિ પામતા વિશુદ્ધ સમકિતના પરિણામવાળો તે સાર્થવાહ શિષ્યની જેમ પૃથ્વીપીઠ ઉપર મસ્તકને નમાવીને બોલ્યો કે–“મને આપે કહેલો ધર્મ હું જિંદગી પર્યંત પાળવાનો છું, કારણ વિનાના બંધુરૂપ આપે સંસારરૂપી કૂવાથી મારો ઉદ્ધાર કર્યો છે. આપના સિવાય બીજો કોણ આવો ઉપકાર કરે? અથવા આવું કહેવાને કોણ શક્તિમાન છે? અથવા બીજા કોનું આવું અમૂલ્ય માહાત્મ્ય છે? ઘણું કહેવાથી શું? આપના ચરણકમળની સેવા કરવાને અયોગ્ય અમે ગૃહવાસની વાસનાવડે બંધાયેલા જ રહીએ છીએ.” આ પ્રમાણે સારી ભાવનાવાળા મોટા (ગંભીર) વચન બોલવા પૂર્વક જેણે અધિક સ્નેહ દેખાડ્યો છે એવો તે મહાત્મા (સાર્થવાહ) પોતાનું કાર્ય કરવામાં ઉદ્યમી થયો, દિવસે દિવસે તેનો શુભ ભાવ

વૃદ્ધિ પામવા લાગ્યો, અત્યંત તત્ત્વ બુદ્ધિવડે શ્રાવક ધર્મને તેણે અંગીકાર કર્યો, તથા તે અરવિંદ મુનિરાજના ચરણકમળની ઉપાસના કરતો તે નિરંતર પ્રયાણ કરીને તે મોટી અટવીમાં પ્રાપ્ત થયો, કે જ્યાં તે મરુભૂતિનો જીવ વનના હાથીપણે રહ્યો હતો. વળી ત્યાં એક સરોવર જોયું. ત્યાં મોટા સ્નેહવાળા બાંધવોની જેવા લાખો પૃથ્વી પર ચાલતા ભારંડ જાતિના શ્વેત પક્ષીઓવડે નિરંતર તે( સરોવર )નું સ્થાન સેવાતું હતું, ઘણા કમળના વનોવડે તે શોભતું હતું, અખંડ વનની શ્રેણિવડે તેનો કિનારો શોભતો હતો, તથા તેનું તળિયું માલમ ન પડે તેમ તે નિર્મળ જળથી ભરેલું હતું. તે સરોવરની પાસે સમગ્ર સાર્થ વિશ્વાસપૂર્વક ઉતર્યો, અને તત્કાળ રાંધવું, પકાવવું વિગેરે ક્રિયા કરવાને પ્રવર્ત્યો. આ અવસરે તે વનહસ્તી ( વનનો હાથી ) સર્વ હાથણીઓના ટોળાથી પરિવરેલો અને ઇચ્છા પ્રમાણે વનમાં વિહાર કરનારો પાણી પીવાને નિમિત્તે તે સરોવર તરફ આવ્યો, તથા શુંડાદંડ( સુંઢ )ને ઉંચો કરી પરિવાર સહિત તે જળને મધ્યે ઉતર્યો. ત્યાં પરસ્પર ( અન્યોન્ય ) ડુબવું કરીને ઘણા નીલવર્ણના કમળની સુગંધથી વ્યાપ્ત અને શુદ્ધ, ભ્રમરાના સમૂહના ઝંકાર શબ્દોવડે મુખર ( વાચાળ ) અને મહામુનિના મનની જેવા પવિત્ર અને સ્વચ્છ સરોવરના જળને પીવા લાગ્યો. પછી તૃષ્ણા રહિત થઇને કોમળ તંતુના સમૂહરૂપી વલયવડે અત્યંત રસવાળી ( સ્વાદિષ્ટ ) શૃંગારક નામની લતાના સમૂહ અને કમળના સમૂહનો કોળિયો ( આહાર ) કરીને તથા હાથણીઓની સાથે વિવિધ પ્રકારની ક્રીડાનો વિલાસ કરીને સરોવરમાંથી બહાર નીકળ્યો, અને તેની પાળના શિખર ઉપર ચઢ્યો, પાસેના પ્રદેશ જોયા, તે વખતે તે સાર્થ કોપ પામેલા યમરાજની જેવા તે હાથીના નેત્રના વિષયમાં આવ્યો. તેને જોઇને તરત જ તે હાથીનો મોટા કોપરૂપી અગ્નિ જાજ્વલ્યમાન થયો, તેનાં નેત્ર શહદની[1] ગોળી જેવા રાતા થયા, તરત જ તેણે પોતાનો પ્રચંડ શુંડાદંડનો અગ્રભાગ કુંડળ જેવો કર્યો, મોટા વાદળાના સમૂહના ગર્જારવની શંકાને કરનાર પોતાના કંઠનાદવડે તેણે દિશાઓના આંતરા પૂર્ણ કરી દીધા, તે પોતાના વિકટ ( ભયંકર ) બે કર્ણતાલને નચાવા લાગ્યો, તેણે અતિ મોટા ક્રોધથી સજ્જ કરેલા પગના પછાડવાવડે પૃથ્વીતળને ક્ષોભ પમાડ્યો, તથા મોટા સંરંભવડે પહોળી કરેલી મુખરૂપી ગુફાવડે જાણે કે તે પ્રદેશમાં રહેલા સાર્થ સમૂહને ગળી જવાને ઉપસ્થિત ( તૈયાર ) થયો હોય, તથા વિશેષ પ્રકારના પ્રયાસના વશથી ઉંચા થયેલા ગંડસ્થળથી ઝરતા મદરૂપી જળની વૃષ્ટિવડે નેત્રને આવરણ કરનાર ( ઢાંકી દેનાર ) ધૂળના સમૂહને નિવારણ કરતો હોય, તેમ તે પવનને જીતનારા વેગવડે સાર્થની સામે દોડયો. તે જ વખતે બાણુની જેવી હિંસા કરવામાં ઉત્કટ ( મોટી ) સુંઢવાળા, ત્રિવળીના વિસ્તારથી વિકાસ પામેલા વિષ્ણુકુમારની જેમ શોભતા, ક્ષયકાળના વાયુવડે ઉડાડેલા પર્વતના શિખર જેવા અને આડંબરના ઘરરૂપ તે

---

૧. એક જાતની ઔષધિ-દવાની ગોળી.

હાથીને મોટા ભયથી ભમતા નેત્રવાળા અને ત્રાસ પામેલા સાર્થે જોયો. તે વખતે પૂર્વે સારી રીતે કરેલા ( મોટા ) પાપરૂપી પવનવડે ઉખેડ્યા હોય તેમ ભયથી આતુર થયેલા તે સર્વે મુસાફરો જલદીથી ચોતરફ નાસી ગયા. તથા ભયથી અસ્થિર થયેલો, ચંચળ અને ઉછળતા લોચનવાળો, ગળી ગયેલા ( છૂટેલા ) કેશપાશવાળો અને હા ! હા ! હા ! હા ! ( અરે રે, એવા ) શબ્દને કરતો સ્ત્રીઓનો સમૂહ શીઘ્રપણે નાશી ગયો. તથા એક તરફ મોટા ગાડાનો સમૂહ ઉછળવા લાગ્યો, બીજી તરફ ગાડાના હાંકનારા નાશી ગયા, ત્રીજી તરફ ફેંકાયેલા ગાડરના વિસ્તારની વ્યથાનો આડંબર થયો, એક તરફ ફેંકાયેલા બાળકોથી લોકો ભ્રાંતિ પામેલા અને ખેદ પામેલા થયા, બીજી તરફ હાથીની સુંઢથી ત્યાગ કરાયેલા ઉંટ અને ઘોડા શબ્દ કરવા ( આરડવા ) લાગ્યા. બધી દિશાઓમાં સર્વ ભાંડ ( કરીયાણા ) વિખરાઈ ગયા, પાણી ભરેલા ઘડાના કકડે કકડા થઇ ગયા, અને તે પૃથ્વી ઉકરડાના જેવી થઈ. આ પ્રમાણે સર્વ ખેરવિખેર ( ખરાબ ) થયું. આ પ્રમાણે સ્વેચ્છાથી ક્રોધ અને ઉત્સાહથી સર્વ સાર્થને વિચ્છાદન ( કાંતિ રહિત ) કરનાર, ચોતરફ ભમતા મદોન્મત્ત તે મોટા હાથીને જોઇને અરવિંદ મુનિ મહારાજ મનમાં જરાપણ ક્ષોભ પામ્યા નહીં, અને અવધિજ્ઞાનવડે તે હાથીના પ્રતિબોધનો સમય જાણ્યો, તેથી તે મહાત્મા મંદરાચળની જેમ કાયોત્સર્ગવડે સ્થિર રહ્યા. તે મોટો હાથી પણ સમગ્ર ટોળાથી પરિવરેલો, સર્વ સાર્થના ધન, યાન, વાહન વિગેરેને ચૂર્ણ કરીને આમ તેમ જોવા લાગ્યો, તે વખતે ઊર્ધ્વસ્થાને રહેલા મુનિને જોઇ એકદમ તેની સન્મુખ દોડ્યો. ત્યાં તેના તપના માહાત્મ્યથી હણાયેલા સામર્થ્યવાળો, પોતાના મસ્તક ઉપર હણાયો હોય તેમ તે હાથી ભય, હાસ્ય અને ક્રોધના પ્રચાર રહિત તે સિંહ જેવા મુનિને જોઈને જ ક્રોધ અને ઉત્સાહથી ભગ્ન થયો, મારવાનો તેનો અભિલાષ નાશ પામ્યો, દયા પ્રધાનવાળો સંવેગનો આવેગ તેને ઉછળવા લાગ્યો, તેથી જાણે ચિત્રમાં આળેખ્યો હોય અથવા માટીનો બનાવેલો હોય તેમ તે મુનિરાજની પાસે ઉભો રહ્યો. તે મુનિએ પણ કાયોત્સર્ગ પારીને અંજન પર્વતની જેવા સ્થિર શરીરવાળા તે વનહસ્તીને પ્રતિબોધ કરવા માટે અત્યંત મધુર અને મનોહર વાણીવડે કહ્યું કે-" હે વનહસ્તી ! પૂર્વે અનુભવ કરેલો મરૂભૂતિનો ભવ શું તને સાંભરતો નથી ? અથવા શું મને અરવિંદ નામના રાજર્ષિને ઓળખતો નથી ? અથવા શું તું પૂર્વે અંગીકાર કરેલા સર્વજ્ઞના ધર્મને વિચારતો નથી ? " આ પ્રમાણે સાંભળીને ઇહાપોહાદિક માર્ગમાં પ્રવર્તેલા તે હાથીને ( જાતિસ્મરણ ) પૂર્વજાતિનું સ્મરણ થયું. ત્યારપછી મોટા સંતોષ( હર્ષ )ના પ્રકર્ષ( અત્યંતપણા )પૂર્વક તે હાથીએ પૃથ્વીતળ ઉપર મસ્તક લોટાવીને ( મૂકીને ) તે તપસ્વીને વંદના કરી, અને સ્વભાવથી જ કોમળ તેના ચરણકમળના તળીયાને સ્પર્શ કર્યો. કમઠને કરેલી કદર્થના સાંભરવાથી ઉત્પન્ન થયેલા વૈરાગ્યવડે અશ્રુને ઝરતા નેત્રવાળો તે હાથી તેની પર્યુપાસના ( સેવા ) કરવા પ્રવર્ત્યો. તે વખતે તેને તપસ્વીએ કહ્યું કે—

"હે વત્સ ! તેં પોતે જ સંસારમાં ઉત્પન્ન થયેલી વિડંબણાના સમૂહનો અનુભવ કર્યો છે, તેથી તને શું શિખામણ આપવી ? તો પણ હું તને કાંઇક કહું છું. કહ્યું છે કે– પોતે દીઠેલું પણ જે બીજાને કહ્યા છતાં પણ તે વિશ્વાસ કરતો નથી. અપૂર્વ (અલૌકિક) ની જેવું જે અનુભવ્યું હોય, તે વસ્તુ પણ અહીં દેખાતી નથી. તેવી વસ્તુને પણ માયા ઇંદ્રજાળની જેમ કર્મનો પરિણામ પ્રગટ કરે છે, જો એમ ન હોય તો તેં જિનેશ્વરના ધર્મમાં રાગી છતાં પણ કપટી કમઠ ઉપર શિલા નાંખીને તેનું મસ્તક ભેદ્યું, તેના મસ્તકની વેદનાથી તું આર્ત્તધ્યાન પામ્યો, અને તે આર્ત્તધ્યાનવડે તું સમકિતનો નાશ કરી આ તિર્યંચના ભવને પામ્યો છે. હમણાં તો યમરાજની જેવા સ્વભાવથી જ ભયંકર એવા હાથીના શરીરને અનુભવતો તું હે ભદ્ર ! સર્વવિરતિને યોગ્ય શી રીતે હોઇ શકે ? અહો ! આ મોટું આશ્ચર્ય છે, કે જેથી તેવા પ્રકારની સામગ્રીનો સંભવ છતાં પણ વિધાતાએ હાલમાં આવા પ્રકારની ખરાબ અવસ્થામાં તને કેમ મૂકયો ? અથવા તો આ નિષ્ફળ વીતી ગયેલા પદાર્થનો (વૃત્તાંતનો) શોક કરવાથી શું ? હવે તું કાળને ઉચિત કાર્ય કર, અને સંતાપને તજી દે. ફરીથી પણ દુઃખના સમૂહરૂપી વનને બાળવામાં અગ્નિ જેવા પૂર્વકાળે (ભવે) પાલન કરેલા જિનધર્મને જ એકાગ્ર ચિત્તવાળો થઇને તું અંગીકાર કર. તું પાંચે અણુવ્રતને ગ્રહણ કર, ત્રણ ગુણવ્રતને અનુસર, અને ક્રમે કરીને ચાર શિક્ષાવ્રતને પણ ગ્રહણ કર. દુઃખરૂપી અગ્નિને શાંત પાડવામાં વરસાદ જેવા, સમગ્ર પ્રાણીઓના સમૂહના મનની તુષ્ટિને આપનાર અને મંત્રની જેમ પંચ પરમેષ્ઠિનું એકાગ્ર મનવાળો થઇને તું સ્મરણ કર. કષાયના વશથી ઉત્પન્ન થતા દુષ્ટ કર્મના વિલાસને તું શીઘ્રપણે મૂકી દે, અને શ્રદ્ધારૂપી જ્ઞાનના સારભૂત શુભ ભાવનાના સમૂહની તું ભાવના કર. વ્યામોહરૂપી મોટા ગ્રહથી ઉત્પન્ન થતા વિષયોના સંગનો સર્વથા ત્યાગ કર. કેમકે તેં દેવ અને મનુષ્યના ભોગ ભોગવ્યા છે, તો પછી આમાં પ્રીતિ કેમ થાય ? દિવસે દિવસે વૃદ્ધિ પામતા શુભ ભાવવાળા તારે સદ્‌ગુરુ અને જૈનધર્મને વિષે મતિ રાખવી, જેનું કલ્યાણ થવાનું હોય તેનો આ સમવાય (સંબંધ) સંભવે છે. ચંચળ નેત્રવાળી સ્ત્રીજનોએ જેના ચિત્તનો સંતોષ ઉત્પન્ન કર્યો છે એવા ગૃહવાસીઓ ઇંદ્રના વિજયવાળા વૈભવના સમૂહને ખેંચનારા પ્રાપ્ત થાય છે, (દેખાય છે.) લાખો શત્રુરૂપી લાક્ષારસને ક્ષય કરનારા રાજ્યના સંભોગ પ્રાપ્ત થાય છે, પરંતુ સંસારરૂપી કૂવામાં પડેલાનો ઉદ્ધાર કરવામાં સમર્થ એવો ધર્મ પ્રાપ્ત થતો નથી. મનોહર પ્રાપ્ત થયેલી શ્રેષ્ઠ દેવીઓ સહિત ઇંદ્રપણું વિગેરે માણસોને પ્રાપ્ત થાય છે, પરંતુ મોક્ષના ફળવાળો ધર્મ પ્રાપ્ત થતો નથી. તેથી કરીને હે શ્રેષ્ઠ હાથી ! સર્વ બાધાના સમૂહને મૂકીને વધતા અનુપમ (મોટા) ઉત્સાહવાળો આવી અવસ્થાને પામેલો તું જિનધર્મનું સ્મરણ કર."

આ સર્વ ઉપદેશને અમૃતના ગંડુષ(કોગળા)ની જેમ નિશ્ચળ કરેલા કાનરૂપી પડીયાવડે પીને સ્ફુટ રીતે પ્રગટ થયેલા પૂર્વે અનુભવેલા સર્વ વૃત્તાંતવડે પોતે જિન-

ધર્મનો અંગીકાર કર્યો છે એમ સૂચવન કરવા માટે તે હાથીએ પોતાનું મસ્તક ચલાવ્યું અને સૂંઢનો અગ્રભાગ ઊંચો કર્યો આકાર અને ચેષ્ટા કરવાવડે તેણે ધર્મનો અભિપ્રાય જણાવ્યો. મુનિએ પણ તેનો ભાવાર્થ જાણીને તેને સમ્યક્ત્વ સહિત પાંચ અણુવ્રતના સારવાળો શ્રાવક ધર્મનો વ્યાપાર અંગીકાર કરાવ્યો. તે જ પ્રમાણે સમગ્ર કાર્યનો વિસ્તાર અવધારણ કરીને (ગ્રહણ કરીને) અને આદર સહિત ઉત્તમ મુનિરાજના ચરણકમળને નમીને હાથીના ટોળાનો સ્વામી તે હાથી જે પ્રમાણે આવ્યો હતો, તે પ્રમાણે પાછો ગયો. આ અવસરે (ત્યારપછી) પ્રત્યક્ષ થયેલા (જોયેલા) શ્રેષ્ઠ હાથીના ચરિત્રવડે મનમાં આશ્ચર્ય પામેલા તે સર્વે સાર્થના લોકો એકઠા થઈને સાગરદત્તની સાથે મુનિરાજના માહાત્મ્યને વારંવાર વર્ણન કરતા કરતા ત્યાં આવીને મુનિરાજના ચરણકમળમાં પડ્યા. તથા તેમાંથી કેટલાક લોકોએ સમકિતને અંગીકાર કર્યું, અને કેટલાકે દેશવિરતિને અંગીકાર કર્યું. સાગરદત્ત સાર્થવાહ પણ વિશેષે કરીને ઉલ્લાસ પામતા શુભ ભાવવાળો, જૈનધર્મમાં અત્યંત નિશ્ચળ અને દેવો સહિત દેવેંદ્રોના સમૂહવડે પણ ધર્મથી ક્ષોભ ન પમાડી શકાય તેવો થયો. ત્યારપછી તરત જ પ્રયાણ કરીને ઈચ્છા મુજબ ત્યાંથી ચાલ્યો. અરવિંદ નામના શ્રેષ્ઠ મુનિ પણ અસાધારણ (મોટા) તપના સામર્થ્યવડે દુઃખે કરીને ચડી શકાય તેવા અષ્ટાપદગિરિ ઉપર ગૌતમસ્વામીની જેમ ચડી ગયા. ત્યાં ભગવાન આદિ જિનેશ્વરોનું મંદિર જોયું. તે મંદિર કેવું છે ? તે કહે છે.

તે મંદિરના ઊંચા શિખર ઉપર લાગેલી ઊડતી શ્વેત ધ્વજાનો આરોપ (ફરકવું) છે. જાણે કે તે ભવરૂપી સમુદ્રને તારવા માટે ઊંચા કરેલા સિતપટ(વાવટા–સઢ)વાળું વહાણ હોય તેમ શોભે છે. વિવિધ પ્રકારના મણિઓના સમૂહવાળું તેનું શિખર છે, તે જાણે સ્ફુરાયમાન, દેદીપ્યમાન અને ઘણા શોભતા રત્નની કાંતિના સમૂહવાળું ઇંદ્રધનુષ હોય તેમ શોભે છે. તે પર્વત ઉપર દેવના સમૂહો કૂદતા હતા, સ્તુતિ કરતા હતા, સમવસરતા હતા, પૂજા કરતા હતા, અને પાછા જતા હતા, તથા દેવીઓ રાસડા લેવા માટે હાથની તાળીઓ વગાડીને કોલાહલ કરતી હતી. અત્યંત ફરકતી ધ્વજારૂપી આંગળીને મિષ- (બ્હાના)વડે જાણે ભવ્ય પ્રાણીઓને બોલાવતું હોય, અને વાગતા ઘંટાના મિષવડે જાણે સ્વાગતને બોલતું હોય તેમ તે મંદિર શોભે છે. બળતા અગરૂ અને કપૂરના (ધૂપોના) ધૂમાડાવડે સર્વ દિશાઓના છેડા અંધકારવાળા થયા હતા, તે જાણે મંદ વાયુવડે ચલાયમાન થયેલ સૂક્ષ્મ વાદળાંના સમૂહને અનુરાગ કર્યો હોય તેમ શોભે છે. આ પ્રમાણે હાર (ધોળા પુષ્પની માળા), હંસ અને મહાદેવના હાસ્યની જેવા ગૌર (શ્વેત) વર્ણવાળા અને ભરત રાજાની કીર્તિનું જાણે શિખર હોય તેવા તે જિનેશ્વરના મંદિરને જોઈને તત્કાળ તે મુનિ રંજિત (રાજી) થયા. દૂરથી જ મસ્તકને પૃથ્વી ઉપર નમાવીને જય જય શબ્દને બોલતા હર્ષના વશથી વિકસ્વર નેત્રવાળા તે મુનિરાજે શીઘ્રપણે જિનાયતનમાં પ્રવેશ કર્યો.

પછી ત્રણ પ્રદક્ષિણા કરવાપૂર્વક સારા સ્તુતિ, સ્તોત્ર અને દંડક વિગેરેવડે જિનેશ્વરને વાંદી ફરીથી પણ આ પ્રમાણે અનુક્રમે સ્તુતિ કરવા લાગ્યા.

મોક્ષમાર્ગને દેખાડનાર તથા કળા, આગમ અને કુળની વ્યવસ્થા કરનાર હે [1]**ઋષભદેવ** સ્વામી ! આપ જય પામો, યથાર્થ નામવાળા અને ગુણોથી રંજિત થયેલા કિન્નરોવડે ગીત ગવાયેલા હે [2]**અજિતનાથ** સ્વામી ! આપ જય પામો. **સંભવ** નામના મુનિના ભવનો નાશ કરનાર અને ત્રણ જગતમાં જેના યશનો પ્રકાશ પ્રગટ થયો છે એવા હે [3]**સંભવનાથ** સ્વામી ! આપ જય પામો. ભવ્ય લોકોને આનંદ પમાડનાર અને રોગ, શોક વિગેરેને દૂરથી નાશ કરનાર હે [4]**અભિનંદન** સ્વામી ! આપ જય પામો. સારી બુદ્ધિથી જાણવા લાયક પદાર્થને જાણનાર અને નવ પ્રકારના તત્ત્વને (નવ તત્ત્વને) પ્રગટ કરનાર હે [5]**સુમતિ** સ્વામી ! આપ જય પામો. પદ્મ (કમળ) સરખા વર્ણવાળા અને રાજ્યનો ત્યાગ કરી સંયમનો સ્વીકાર કરનાર હે [6]**પદ્મપ્રભ** સ્વામી ! આપ જય પામો. જયલક્ષ્મીને પામેલા અને મહાદેવના હાસ્ય તથા હંસની જેવા ઉજ્વળ ગુણના નિવાસરૂપ હે [7]**સુપાર્શ્વનાથ** સ્વામી ! આપ જય પામો. કાંતિના સમૂહવડે ચંદ્રને જીતનાર અને ભક્તિના ભારવડે જેને દેવના સમૂહ નમ્યા છે એવા 'હે **ચંદ્રપ્રભ**[8] સ્વામી ! આપ જય પામો. વિધિપૂર્વક પ્રવૃત્તિને કરનારા અને ત્રણ ભુવનનું અક્ષત (પરિપૂર્ણ) રક્ષણ કરવામાં મહાશક્તિવાળા હે [9]**સુવિધિનાથ** સ્વામી ! આપ જય પામો. સુંદર શુકલલેશ્યાવાળા અને પોતાના માહાત્મ્યવડે જગતના જનોના કલેશનો નાશ કરનારા હે [10]**શીતલનાથ** સ્વામી ! આપ જય પામો. લોકોનું શ્રેય કરવામાં જ એક નિપુણ અને સ્રીજનના કટાક્ષને નિષ્ફળ કરનાર હે [11]**શ્રેયાંસનાથ** સ્વામી ! આપ જય પામો. ઇંદ્રોવડે પૂજવા લાયક અને સાત અંગવાળા રાજ્યનો દૂરથી ત્યાગ કરનાર હે [12]**વાસુપૂજ્ય** સ્વામી ! આપ જય પામો. વિકસ્વર નિર્મળ કાંતિવાળા અને દેવોના મુગટવડે જેના પગના નખની કાંતિ સ્પર્શ કરાયેલી છે એવા હે [13]**વિમળનાથ** સ્વામી ! આપ જય પામો. મોહનું મથન (નાશ) કરનાર અને આપના દર્શનથી સર્વ લોકો અનંત આનંદને પામે છે એવા હે [14]**અનંતનાથ** સ્વામી ! આપ જય પામો. અનુપમ ધર્મના સ્થાનરૂપ અને ગાંભીર્ય વિગેરે ગુણોરૂપી મણિના નિધિરૂપ હે [15]**ધર્મનાથ** સ્વામી ! આપ જય પામો. રોગ, અરિ અને મારીના નાશ કરવાવડે પરમ ઉપકાર કરવાવાળા હે [16]**શાંતિનાથ** સ્વામી ! આપ જય પામો. સુર, અસુર અને ત્રણ ભુવનવડે સેવા કરાયેલા હે તીર્થંકર દેવ [17]**કુંથુનાથ** સ્વામી ! આપ જય પામો. ધર્મના ચક્રવર્તીરૂપ અને મદ તથા દર્પરૂપી સર્પનો નાશ કરનાર હે [18]**અરનાથ** સ્વામી ! આપ જય પામો. મોહરૂપી મલ્લને પીલવામાં પ્રચંડ અને ગુણોરૂપી મણિના કંડિયારૂપ હે [19]**શ્રી મલ્લિનાથ** સ્વામી ! આપ જય પામો. સારા વ્રતોનો જય કરવામાં શ્રેષ્ઠ અને શરીરની પ્રભાના સમૂહવડે દુઃખનો નાશ કરનાર હે [20]**મુનિસુવ્રત**સ્વામી ! આપ જય પામો. સુવર્ણની જેવી

કાંતિવાળા અને મોટા જ્ઞાનના લાભને પામેલા હે [૨૧]**નમિજિનેંદ્ર** સ્વામી! આપ જય પામો. યાદવકુળરૂપી આકાશતલને વિષે ચંદ્ર સમાન અને કલંક રહિત જિનેશ્વર હે [૨૨]**નેમિનાથ** સ્વામી! આપ જય પામો. સાત તત્ત્વને પ્રકાશ કરનાર અને નીલ કમલની જેવા વર્ણના શરીરવાળા હે [૨૩]**પાર્શ્વનાથ** સ્વામી! આપ જય પામો. ગુણોવડે વૃદ્ધિ પામતા અને દેવોએ જેનું અસાધારણ સન્માન કર્યું છે એવા હે [૨૪]**વર્ધમાન** સ્વામી! આપ જય પામો. આ પ્રમાણે જિનેશ્વરોની સ્તુતિ કરીને હર્ષના રોમાંચવડે જેનું શરીર બખતરવાળું થયું છે એવા અરવિંદ રાજર્ષિ તે અષ્ટાપદગિરિ ઉપરથી નીચે ઉતર્યા. ત્યાર પછી કાળના ક્રમે કરીને વિશેષ પ્રકારના તપ કરવાથી કર્મરૂપી રજનો નાશ કરી તથા અનશનનો વિધિ કરીને તે મુનિ સ્વર્ગની લક્ષ્મીને પામ્યા. (૧૪).

અહીં તે હાથીના ટોળાનો સ્વામી મોટા ભાવથી ધર્મને પામ્યો, સર્વ પ્રાણીઓના રક્ષણને માટે નેત્રવડે સારી રીતે જોયેલા પૃથ્વીતળ ઉપર ધીમે ધીમે પગને મૂકતો હતો, છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે ઉગ્ર તપ કરવામાં તેનું ચિત્ત ઉદ્યમવાળું હતું, સચિત્ત અને રસવાળા (સ્વાદિષ્ટ) શલ્લકીના પાંદડાંનું છેદન કરવામાં (તોડવામાં) તે વિરામ પામ્યો હતો, અને પોતાની મેળે પડેલા નીરસ વૃક્ષનાં સૂકાં અને પાકેલાં પાંદડાંવડે આહાર કરતો હતો, હાથણીઓ અને તેના બાળકોની સાથે ક્રીડા કરવાનો પ્રસંગ તેણે દૂરથી ત્યાગ કર્યો હતો, તેનું શરીર ગ્રીષ્મ ઋતુના ઉષ્ણ તાપથી વિશેષ સુકાઇ ગયું હતું, મહામુનિની જેમ તેનું મન સમિતિ અને ગુપ્તિરૂપ સંયમના ઉદ્યમમાં સજ્જ હતું, અચિત્ત શય્યા અને પાણીને તે વાપરતો હતો, નિરંતર જ ધર્મધ્યાનમાં નિશ્ચળ અને તન્મય ચિત્તવાળો તે કાળનું નિર્ગમન કરતો આ પ્રમાણે ભાવના ભાવતો હતો.—"પુણ્યશાળી અને પૂજવા લાયક શ્રેષ્ઠ સાધુઓને ધન્ય છે, કે જેઓ નિરંતર સર્વ જીવોના સમૂહનું રક્ષણ કરવામાં તત્પર થઇને મોટી શ્રદ્ધાવડે સમ્યક્ ધ્યાનમાં રહે છે. શીત, આતપ, ક્ષુધા, અને તૃષા વિગેરે પરિસહોને સહન કરવામાં એક (અદ્વિતીય) ધીરજવાળા છે, આ પૃથ્વીતળ ઉપર નિરંતર વિહાર કરે છે, માન અને અપમાન વિગેરેમાં સમાન ચિત્તની વૃત્તિવાળા હોય છે, તૃણ અને મણિ તથા શત્રુ અને મિત્ર વિગેરે સર્વને વિષે સમભાવવડે અંતઃકરણમાં ભાવના ભાવે છે, પાંચે ઇંદ્રિયોનો નિગ્રહ કરવામાં પ્રધાન (મુખ્ય-અગ્રેસર) છે, પોતાને તથા બીજાને આ અપાર ભવસાગરથકી ઉતારતા અને અનુત્તર (અતિ મોટા) તપ અને સંયમવડે પૂર્વે કરેલા દુષ્ટ કર્મના સમૂહનો નાશ કરતા તે મહાત્માઓ વાયુની જેમ વિચરે છે. વળી હું તો સદ્ધર્મને અયોગ્ય તિર્યંચપણું પામેલો હોવાથી તેવા પ્રકારની સર્વવિરતિનો પરિણામ મારો નાશ પામ્યો છે, મહાપાપને કરનારા મોટા શરીરવડે પણ અનેક જીવોનો ક્ષય કરનાર અને સર્પની જેમ દર્શન માત્રે કરીને પણ સર્વ લોકનો ઉદ્વેગ કરનાર છું, જેવા તેવા આહારવડે મારી કુક્ષિરૂપી ગુફા પૂરાતી નથી, થોડા પાણીવડે પણ મારી તૃષા છુપતી (મટતી) નથી, તિર્યંચ જાતિને લીધે અતુચ્છ (ઘણી) અને અવિચ્છિન્ન (છેદ રહિત) ક્ષુધાવડે

વ્યાપ્ત શરીરવાળો હું શું કરું ? ક્યાં જાઉં ? અથવા કોનું શરણ પામું ? અથવા શું કરવાવડે આ અતિ દુઃખથી ભરી શકાય તેવા પાપી શરીરના વિનાશને હું પામું ? " આ પ્રમાણે ચિંતાના કલ્લોલાવડે વ્યાકુળ હૃદયવાળો તે હાથી પોતાના આત્માવડે જ પોતાને સ્થાપન ( સ્થિર )કરવા પ્રવર્ત્યો—

હે મૂઢ જીવ ! અનુચિત અને નિષ્ફળ કેમ ચિંતવે છે ? કેમકે માત્ર ચિંતા કરવાવડે જ ઇચ્છિત વસ્તુ સિદ્ધ થતી નથી, એ પ્રગટ જ છે. એવી રીતે પણ (ચિંતા કરવાથી) જો વાંછિતની સિદ્ધિ થતી હોય, તો તપ, દાન, શીલ, ભાવના અને પરોપકાર વિગેરે સમગ્ર ધર્મકાર્યો નિષ્ફળ ગણાશે. તેથી કરીને ચિંતાની પરંપરાને છોડીને તું ધર્મને વિષે જ એક મનવાળો (તન્મય) થા; કેમકે ચિંતાથી શરીર જ ક્ષીણ થાય છે, પણ પૂર્વના દુશ્ચરિત્ર (પાપ) કાંઇ ક્ષીણ થતા નથી. હે જીવ ! હજુ પણ તું ધન્ય છે, કે જેથી ગરીબ માણસને જેમ સુવર્ણસિદ્ધિ થાય તેમ તને આ ભવમાં જિનેશ્વરના ધર્મની પ્રાપ્તિ થઇ છે. અન્યથા (જો એમ ન હોય તો) મોટા અરણ્યરૂપી ભયંકર લતાગૃહને વિષે ફરનારા તને ચિંતામણિ જેવા મહામુનિરાજના દર્શન કેમ થાય ? તેમ છતાં પણ (દર્શન થયા છતાં પણ ) તેમનું વચન સાંભળવાથી જાતિસ્મરણને પામેલા તને અમૃતબિંદુની જેવી સુંદર ધર્મકથા સાંભળવાની ઇચ્છા કેમ થાય ? તેમ છતાં પણ (ઇચ્છા થયા છતાં પણ) યોગ્ય પ્રવૃત્તિને ઉત્પન્ન કરનાર ઉગ્ર (મોટો) વૈરાગ્ય કેમ થાય ? આ પ્રમાણે થવાથી ઉદ્યમ કરનારા તને જે થાય તે ભલે થાઓ. આમ છતાં પણ હે જીવ ! જે તું મરણને ઇચ્છે છે, તે યુક્તિયુક્ત (યુક્તિવાળું) નથી. કેમકે માત્ર જીવ જવાથી જ દુઃખનો મોક્ષ (ત્યાગ) સંભવતો નથી; પરંતુ વિવેકના વિકાસથી પ્રાપ્ત થયેલ સંયમના ઉદ્યમવડે આ ભવમાં જ કલ્યાણની સિદ્ધિને કરનાર પ્રયત્ન કરવો યોગ્ય છે. તપ, શીલ, અને સંયમવાળા તથા એકાંતપણે પ્રમાદ રહિત એવા મનુષ્યોનું ધર્મના સમૂહને ઉપાર્જન કરવાના કારણરૂપ દીર્ઘ આયુષ્ય વખણાય છે. તેથી કરીને નિષ્ફળ ચિંતાના કલ્લોલના વાચાળપણાએ કરીને (અથવા વ્યાકુળ પણાએ કરીને) હો હો (બસ બસ–સર્યું સર્યું), હવે તો અરવિંદ મુનિરાજે કહેલો ધર્મ જ મારું મોટું શરણ હો. " આ પ્રમાણે નિશ્ચય કરીને મનરૂપી મંદિર(ઘર)ને વિષે નિશ્ચળ દેદીપ્યમાન જ્ઞાનરૂપી દીપકવાળો તે મોટા પ્રભાવવાળો શ્રેષ્ઠ હાથી ધર્મધ્યાન કરવા લાગ્યો.

હવે આ તરફ તે કમઠ પરિવ્રાજક તથાપ્રકારના વિનયવડે નમ્ર અને વારંવાર ખમાવતા એવા પોતાના ભાઈ મરુભૂતિ ઉપર મોટી શિલા નાંખવાવડે મસ્તકના ચૂરેચૂરા થઇને તે મરણ પામ્યા છતાં પણ શાંત કષાયવાળો થયો નહીં, ઊલટો અત્યંત અધિક આર્ત્તરૌદ્ર ધ્યાનમાં પ્રવર્ત્યો, સહોદર(ભાઇ)ને મારવાથી લોકનો અપવાદ પામ્યો હતો, તાપસ લોકોએ તેનો તિરસ્કાર કર્યો હતો, મધ્યસ્થ લોકોએ તેની ઉપેક્ષા કરી હતી, અને ગુરુવડે પણ તે ભાષણ કરાયો નહોતો, તેથી મરેલાના જેવો તે કેટલાક દિવસો શેષ

આયુષ્યને પાળીને છેવટ પ્રાણનો ત્યાગ કરી તે જ વનને વિષે કુર્કુટસર્પપણે ઉત્પન્ન થયો. અને પરિપૂર્ણ સર્વ અંગ અને ઉપાંગવાળો થઇને તે પૃથ્વી ઉપર સર્વ પ્રાણીઓને ઉપદ્રવ કરવા લાગ્યો, તથા વળી હાથીના અંકુશ જેવા તીક્ષ્ણ નખોવડે કેટલાક પ્રાણીઓને હણતો હતો, મુખરૂપી ગુફાને અત્યંત ઉઘાડીને મોટી દાઢાઓવડે બીજા પ્રાણીઓને હણતો હતો. બીજા કેટલાક પ્રાણીઓને અતિચપળ પાંખના સંપુટને ઝપટાવવાવડે વિનાશ પમાડતો હતો, ચાંચના પુટવડે બીજા કેટલાક જીવોના નેત્રોને ઉપાડી(ફોડી)ને વિનાશ કરતો હતો. આ પ્રમાણે વનમાં રહેલા અગ્નિની જેવો અને મૃગના ટોળાની મધ્યે રહેલા મૃગરાજ(સિંહ)ની જેવો તે કોપ પામેલા યમરાજની જેમ દયા રહિત થઇને જીવોનો સંહાર( નાશ ) કરતો હતો. આ પ્રમાણે ક્રૂર કર્મ કરનાર અને વનને વિષે સ્વચ્છંદપણે વિચરતા (ભ્રમણ કરતા) તેનો કેટલોક લાંબો કાળ ગયો. તે વખતે હાથીના ટોળાનો જેણે દૂરથી ત્યાગ કર્યો હતો, છઠ્ઠ અઠ્ઠમ વિગેરે મોટા તપવડે જેના શરીરનું સામર્થ્ય( બળ ) નાશ પામ્યું હતું એવો તે હાથીના ટોળાનો સ્વામી તૃષાને લીધે શરીરની ગ્લાનિ પામીને ધીમે ધીમે સરોવર તરફ ચાલ્યો, અને ક્રમે કરીને તે સરોવર પાસે આવ્યો. તે સરોવરને એક કાંઠે કાંઠાના વૃક્ષોના પાંદડાં અને તૃણના સમૂહવડે નાશ પામેલા અપ્કાયના જીવવાળું( અચિત્ત ) અને વર્ણાદિકથી પરિણામ પામેલું જળ જોયું, તે જળ પીવાને માટે ધીમે ધીમે ખાબોચીયામાં પેઠો, તેવામાં પાણીને પીતો તે કોઇ પણ પ્રકારે ભાવીના( નશીબના ) વશથી મોટા કાદવમાં ખુંચી ગયો, ત્યાર પછી તે જેમ જેમ સરોવરના કાંઠાની સન્મુખ પગને ચલાવવા લાગ્યો, તેમ તેમ પર્વત જેવા મોટા શરીરના ભારપણાએ કરીને નીચે નીચે ખુંચવા લાગ્યો, અત્યંત નિર્બળપણાએ કરીને પોતાને મોટા ચીકણા કાદવમાંથી ઉદ્ધાર કરવાને સમર્થ થયો નહીં. આવી રીતે તે જેટલામાં રહ્યો હતો, તેટલામાં પૂર્વ ભવના અભ્યાસથી વિશેષ પ્રકારે વૃદ્ધિ પામતા રોષના આવેશવાળા તે કુર્કટ સર્પે સ્વભાવથી જ કોમળ એવા તેના કુંભસ્થળ ઉપર પડીને તીક્ષ્ણ બાણના સમૂહ જેવા નખોવડે તેને ભેદી નાંખ્યું, અને તેના ઉપર ડંખ મારીને મોટી અને દૃઢ દાઢના નાંખવાવડે મોટું વિષ પેસાડયું, તથા અતિ કોમળ રાતા કમળની જેવા તેના ગંડસ્થળને હાથના નખવડે ભેદી નાંખ્યું. તે વખતે તેવા પ્રકારનો પોતાનો અવસાન( મરણ ) કાળ જાણીને, જીવવાની આશાને તૃણની જેમ અવગણના કરીને તરત જ તેના વીર્યનો ઉલ્લાસ વિકસ્વર થયો, તેથી અરવિંદ મુનિરાજે આપેલા ઉપદેશ સંભારીને અને પૂર્વભવમાં સદ્ગુરુએ કહેલી પર્યંત( છેલ્લી ) આરાધનાના વિધાનની વિશેષ પ્રકારે ભાવના ભાવીને, તેવા પ્રકારની મોટી વેદનાને સહન કરતો તે આ પ્રમાણે બોલવા લાગ્યો.—

સમૃદ્ધિવાળા જગતમાં પ્રસિદ્ધ સિદ્ધોની હું સ્તુતિ કરૂં છું, પાંચ પ્રકારના આચારમાં રક્ત (આસક્ત), છત્રીશ ગુણુની શ્રેણિરૂપી રત્નોવડે પૂર્ણ, ગંભીર અને બુદ્ધિમાન એવા પૂજ્ય આચાર્યોને હું વાંદું છું. સામાચારી કહેવામાં જ એક વ્યાપારવાળા, શ્રેષ્ઠ ગણિપિટકને ધારણુ કરનારા અને ઉપદેશ આપવામાં નિપુણ એવા ઉપાધ્યાયોને પ્રયત્નથી હું વાંદું છું. નિરવદ્ય (પાપ રહિત) કાર્ય કરવામાં સજ્જ (તૈયાર) થયેલા, સ્વાધ્યાય અને શુભ ધ્યાનવડે શરીરને શુષ્ક કરનારા અને ધર્મના અર્થીને સહાય કરનારા સાધુઓને હું ભાવથી વાંદું છું." આ પ્રમાણે સિદ્ધની સાક્ષીએ પંચ પરમેષ્ઠીની સંક્ષેપથી સ્તુતિ કરીને, બાલ્યાવસ્થાથી આરંભીને અત્યાર સુધીના સર્વ દુષ્કૃત્યો પ્રગટ કરીને, સમ્યક્ પ્રકારે વ્રતો ઉચરીને, સર્વ જીવોને ખમાવીને અને ધર્મમાં એક લક્ષ્ય (ધ્યાન) રાખીને તેણે સર્વ આહારનું પ્રત્યાખ્યાન કર્યું. ત્યારપછી પૂર્વે કરેલા સર્વ દુષ્કૃત્યોને નાશ કરનારા પંચ નમસ્કારને તે નિરંતર સ્મરણ કરવા લાગ્યો. અને શુભ ભાવવાળો તે ભાવના ભાવવા લાગ્યો કે—"હે જીવ! આ જગતમાં સર્વ જીવોએ કોઇ પણ નિમિત્તવડે મરવાનું જ છે, કેમકે જન્મ થયા પછી અવશ્ય મરણ થાય. માત્ર નિર્મળ વિવેકની પ્રાપ્તિવડે યુક્ત એવા જીવનું જો મરણ થાય, તો ફરીથી તેને કુગતિથી ઉત્પન્ન થતાં દુઃખો પ્રાપ્ત થતાં નથી. માત્ર તેવા પ્રકારનું તે મરણ ધર્મના પ્રભાવથી જ થાય છે, અને સર્વ ધર્મોને મધ્યે પણ એક જૈન ધર્મ જ નરકાદિક દુઃખનો ક્ષય કરવામાં કારણરૂપ છે. વળી સર્વ સુર, અસુર અને મોક્ષના સુખનું કારણરૂપ અને જિનેશ્વરે રચેલો તે ધર્મ મેં પૂર્વભવમાં ઉપાર્જન કરેલા સુકૃત (પુણ્ય)ના વશથી પ્રાપ્ત કર્યો છે. વળી હે જીવ! અત્યંત તીક્ષ્ણ દુઃખના સમૂહથી ખેદ પામેલા દેહવાળો તું થયો છે, તો પણ તું આ પ્રમાણે ચિંતવન કર, કે–આ દુઃખ શું માત્ર છે? હજુ પણ કેટલાક મહાસત્ત્વ(વીર્ય)વાળા યંત્રોવડે પીલાય છે, તથા અંગ ઉપાંગના ભંગની વેદનાને પામે છે, તો પણ સ્થિર ચિત્તવાળા થઇને તેઓ ઉત્તમ અર્થ (સ્થાન)ને પામ્યા છે. વળી કેટલાએક અગ્નિની જ્વાળાથી બળેલા હોય છે, તો પણ જાણે અમૃતથી સીંચાયેલા હોય તેમ તેઓએ જરા પણ કંપારો કર્યા વિના જ શ્રેષ્ઠ આરાધના કરી છે. બીજા પણ મહા મુનિરાજો મોટી શીયાળવડે ભક્ષણ કરતા હોય, તો પણ સમાધિમાં લીન આત્માવાળા તેઓએ ચંદ્રક[1] વેધ્યને સફળ કર્યું છે; તેથી કરીને હે જીવ! અલ્પ માત્ર પણ ચિત્તનો સંતાપ તું ન કરીશ, અને આ કુર્કુટ–સર્પના ઉપર પણ દ્વેષ કરીશ નહીં. કેમકે આ તો નિમિત્ત માત્ર છે, અહીં તો પૂર્વે કરેલા કર્મો જ અપરાધી છે, અથવા તો આ સર્વ કર્મ ખપાવવામાં સહાયકારક હોવાથી પરમ ઉપકારી છે. હજુ પણ તેવા પ્રકારના કાર્યને વિષે દ્રવ્ય આપીને (લઇને) સહાય લેવાય છે, પરંતુ આ તો દ્રવ્ય લીધા વિના જ સહાયકારક થયો છે. તેથી અહો! આ મારો મોટો ઉદય થયો." આ પ્રમાણે મોટી શમતારૂપી અમૃતની વૃષ્ટિવડે સીંચાયો હોય તેમ અને અમૃતથી તૃપ્ત થયો

૧. રાધાવેધને.

હોય તેમ તે સમ્યક્ પ્રકારે એકાગ્ર મનવાળો તે નવકારમંત્રનું સ્મરણ કરતો અશુભ લેશ્યાથી મુક્ત થયેલો તે મહાશ્રદ્ધાવાળો વનહસ્તી મરીને સહસાર કલ્પને વિષે સત્તર સાગરોપમના આયુષ્યવાળો દેવ થયો. તે વખતે ત્યાં અખંડ રત્નના કુંડલવડે શોભતા ગંડસ્થળે કરીને મનોહર મુખવાળી, ચરણમાં લાગેલા (પહેરેલા) ઝણઝણાટ કરતા મંજીર (ઝાંઝર)વડે શોભતી, વિલાસ સહિત ઉછાળેલા હાથરૂપી લતાવડે સ્તનને પ્રગટ કરતી, લાંછન વિનાના પૂર્ણિમાના ચંદ્ર જેવા નિર્મળ મુખવાળી, કમળના સરખા નેત્રવાળી નક્ષત્રોની શ્રેણિની શંકાને કરનાર મોતીના હારવડે વ્યાપ્ત કંઠવાળી, નિર્મળ અને અતુલ્ય કાંચળી અને દેવદુષ્ય વસ્ત્રવડે શોભતા શરીરવાળી, શ્રૃંગારના ગૌરવપણાને અત્યંત વહન કરી, તથા હાસ્ય અને પ્રીતિવડે વિશેષે કરીને મોટા કામદેવને વૃદ્ધિ પમાડતી એવી દેવીઓ આ પ્રમાણે બોલવા લાગી.–" હે ભદ્ર ! તમે જય પામો, આનંદ પામો, જય પામો, જય પામો, વિજયને પામો, અમારા ઉપર પ્રસન્ન થાઓ, નાથ રહિત અમારા નાથપણાને જે તમે પામ્યા છો. આજે પુણ્યનો દિવસ થયો, આજે મંગળ થયું, આજે સુકૃતનો (પુણ્યનો) સમાગમ થયો, આજે જ સ્વર્ગ વસે છે, કે જેથી હે નાથ ! તમે અહીં ઉત્પન્ન થયા." આ પ્રમાણે કેટલીક દેવીઓ બોલવા લાગી, કેટલીક દર્પણ ધારણ કરીને ઊભી રહી, કેટલીક બે ચામર ઢોળવા લાગી. કેટલીક પુષ્પની માળાને અને કેટલીક શ્વેત છત્રને ધારણ કરીને રહી. તથા તે સમયને ઉચિત કાર્યના વિસ્તારને જલદી કરવા લાગી. આવા પ્રકારની દેવીઓથી પરિવરેલો તે દેવ મનોહર ભોગને ભોગવવા લાગ્યો. તથા નંદીશ્વર દ્વીપમાં જઇને સારા વિકસ્વર (વિલાસવાળા) નૃત્ય, ગીત અને પૂજાવડે મનોહર અતિભક્તિ સહિત અષ્ટાન્હિકા મહોત્સવ કરતો હતો. યક્ષ (કુબેર), ઈંદ્ર, ખેચર (વિદ્યાધર), નર અને કિન્નરવડે જેના ચરણકમળની સ્તુતિ કરતા હતા એવા વિદેહાદિક ક્ષેત્રને વિષે સાક્ષાત વિહાર કરતા અરિહંતોને વંદના કરતો હતો. સંસારરૂપી ગંભીર મહાસાગરમાં પડતા જીવોને બચાવવામાં વહાણ સમાન તે અરિહંતોની પાસે સદ્ધર્મના સર્વસ્વને ( સારને ) સારી રીતે સાંભળતો હતો. શાસ્ત્રશ્રવણની ઇચ્છામાં આસક્ત મનવાળો તે ક્રીડા માત્રથી જ ગ્રહણ કરેલા સર્વ શાસ્ત્રના પરમાર્થના વિસ્તારવાળા મુનિઓની ભક્તિવડે પર્યુપાસના (સેવા) કરતો હતો. કોઇક વખત રંભાના જેવી મનોહર દેવીઓના કટાક્ષ તરફ પોતાના નેત્રને ઉછાળતો તે નંદન ઉદ્યાન(વન)માં રહેલી વાવડીમાં ક્રીડાનો આરંભ કરતો હતો. કોઇક વખત (પ્રભુના) જન્મોત્સવને વિષે મળેલા ઇંદ્રો અને દેવોના સમુદાયની સાથે મેરુપર્વત ઉપર રહેલા જિનેશ્વરને સુવર્ણ કલશના જળવડે સ્નાત્ર કરતો હતો. કોઈક વખત પોતે એકલો જ ભક્તિવડે મણિ, સુવર્ણ અને રૂપાના ત્રણ કિલ્લાવાળા અને છત્રાદિકવડે મનોહર જિનેશ્વરના સમવસરણને કરતો હતો. તેમ જ કોઇ વખત કમળ, માલતી, કેતકી અને મંદાર પુષ્પની માળાના સમૂહવડે પોતાને હાથે શાશ્વત જિનપ્રતિમાની પૂજા કરતો હતો. આ પ્રમાણે તે વનહસ્તીનો જીવ દેવપણાને પામેલો મોટા વૈભવવાળો પાંચ પ્રકારના વિષયસુખને ભોગવતો કાળને નિર્ગમન કરવા લાગ્યો.



આ પ્રમાણે ત્રણ ભુવનને પ્રકાશ કરનાર ભગવાન શ્રી પાર્શ્વનાથ જિનેશ્વરના મોટા કલ્યાણના સમૂહવડે પાપને મથન કરનારા આ ચરિત્રને વિષે મરુભૂતિ અને કમઠ તથા વનહસ્તી અને કુર્કુટસર્પના ચરિત્રથી રચેલો દુઃખરૂપી વૃક્ષોને બાળવામાં દાવાનળ સમાન આ પ્રથમ પ્રસ્તાવ સમાપ્ત થયો. (૪૦). આ દેવગતિનો ત્રીજો ભવ થયો છે.

## ઈતિ પ્રથમ પ્રસ્તાવ સમાપ્ત



# પ્રસ્તાવ ૨ જો.



વિદ્યાધર કિરણવેગ અને સર્પ એ પ્રમાણે જે પૂર્વે કહ્યું હતું, તે હાલમાં કહેવાય છે, તેને તમે શાંત મનવાળા થઇને સાંભળો. ( ૧ )—આ જ જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે પૂર્વ મહાવિદેહ ક્ષેત્રમાં શરીરના શ્રૃંગારના આકારવડે મોટા સુકચ્છ નામના વિજયમાં પતાકા ( ધ્વજા ) જેવા અને વિવિધ પ્રકારના પ્રભાવવાળા રત્નોવડે વ્યાપ્ત એવા મોટા વૈતાઢ્ય પર્વત ઉપર તિલકપુર નામનું નગર છે. તેમાં રમ્યતાના ગુણવડે રાગી થયેલા દેવતાઓ નિવાસ કરવાને ઇચ્છે છે, રાસડા લેવામાં ઉલ્લાસ પામેલી સ્ત્રીઓના રણરણ ( શબ્દ ) કરતા વલયોવડે તેની વિભૂતિનો પ્રભાવ પ્રગટ દેખાય છે, દયા, દાક્ષિણ્ય, સત્ય અને સારા હિતેચ્છુપણું વિગેરે ગુણોવડે અત્યંત પૂજવા લાયક મહાપુરૂષોવડે તે ગૌરવવાળું છે. સૂર્યના કિરણોના સમૂહના સ્પર્શથી ઉછળતા અગ્નિના કણીયાવડે અનુમાન કરાતા સ્ફટિક મણિના થાંભલામાં રહેલી પુતળીવડે અને તોરણોવડે શોભના પ્રાસાદો તેમાં છે, અને સર્વ નગરોના સમૂહના કપાળમાં રહેલા તિલક સમાન તે નગર છે. વળી તે નગરમાં કપાળને વિષે અલિક ( કપાળ ) કહેવાય છે, કમળના વનને વિષે રાય( ચકલી )નો વિરાગ છે, સ્ત્રીઓના કપડાને વિષે નીવી( નાડી )ના ભંગનો વિભ્રમ છે, સરોવરોની શ્રેણિમાં નાલિય ( કમલના નાળવા )નો વિકાસ છે, તથા શમી વૃક્ષોને વિષે સંગર ( યુદ્ધ—પરસ્પર અથડાવું ) સંભવે છે, પરંતુ તે નગરના લોકોને વિષે તે નથી ( અલિક એટલે અસત્ય, રાયવિરાગ એટલે રાજા ઉપર વૈરાગ્ય, નીવી એટલે મૂળ ધન, નાલિયુલ્લાસ એટલે અજ્ઞાનનો ઉલ્લાસ, અને સંગર એટલે યુદ્ધ આટલાવાના મનુષ્યમાં નથી. ) પરંતુ માત્ર એક જ દોષ છે કે રાત્રિને વિષે નગરની સ્ત્રીઓના ભૂષણોની કાંતિવડે પ્રગટ માર્ગવાળા તે નગરમાં ચોરની વાંછા સફળ થતી નથી. તે નગરને યુદ્ધના વ્યાપારમાં સજ્જ એવો વિદ્યુદ્દગતિ નામનો વિદ્યાધર રાજા રક્ષણ કરે છે, તે રાજા ઇંદ્ર જેવા માહાત્મ્યવડે શત્રુને હણનાર છે. વક્ષઃસ્થળમાં વિશ્રામ પામેલી ( રહેલી ) અને વ્યાકુળતા રહિત ( સ્થિર ) રાજલક્ષ્મીના વિલાસવડે મનોહર છે, તેના ચરણના નખની કાંતિરૂપી સરોવરમાં ઘણા વિદ્યાધરોના મણિમય મુગટોના માણિક્યરૂપી મગરો રહેલા છે, તથા સમગ્ર વખાણવા લાયક ( શ્રેષ્ઠ ) રાજાના લક્ષણોવડે તેનું શરીર સુશોભિત છે. વળી તે રાજા કોપવડે યમરાજ-જેવો છે, સમૃદ્ધિના વિસ્તારવડે કુબેર જેવો છે, દાન આપવામાં બલિરાજા જેવો છે અને રૂપવડે

કામદેવ જેવો છે, આ પ્રમાણે તે રાજા એક જ છતાં પણ અનેક રૂપપણાને વહન (ધારણ) કરનાર છે.

વળી તે રાજા મોટા શત્રુરૂપી પર્વતના મસ્તકરૂપી શિખરને પાડી નાંખવામાં મોટા પ્રભાવવાળો છે. વીજળીના પડવાની જેમ તે કોના હૃદયને ભયથી વ્યાકુળ કરતો નથી? તે રાજા શત્રુના કુળને એકાંત રહિત છતાં પણ એકાંતમાં રહેલું કરે છે. કુમાર સહિત છતાં પણ કુમાર રહિત કરે છે. બળવાન[1] છતાં પણ જલદીથી બળ સહિત સ્ફુટ રીતે કરે છે. તે રાજાને જેમ સૂર્યને રયણા નામની રાણી છે તેમ સમગ્ર અંતઃપુરમાં પ્રધાન (મુખ્ય) અને સૌભાગ્યવડે રતિ અને રંભાના અભિમાનને નાશ કરનારી **તિલકાવતી** નામની પટરાણી છે. તેની સાથે ત્રણ ( ધર્મ, અર્થ અને કામ ) વર્ગના સારભૂત સંસારના સુખને અનુભવતા તે રાજાના દિવસો જવા લાગ્યા. પછી કોઈ એક દિવસે સારા સ્વપ્નવડે પોતાના અવતારને જણાવતો તે વનહસ્તીનો જીવ સહસ્રાર સ્વર્ગનો દેવ ત્યાંથી ચવીને તિલકાવતી રાણીના ગર્ભમાં પુત્રપણે ઉત્પન્ન થયો, અને યોગ્ય કાળે તેનો જન્મ થયો, તેનું વધામણું થયું, નગરના લોકો ખુશી થયા. પાંચ ધાવમાતાને સોંપેલો તે કુમાર પર્વતની ગુફામાં રહેલા કલ્પવૃક્ષની જેમ વૃદ્ધિ પામ્યો, તે રાજપુત્રનું **કિરણવેગ** નામ પાડ્યું. પૂર્વે કરેલા સુકૃત( પુણ્ય )ના સમૂહવડે રૂપ, લાવણ્ય અને કળાની કુશળતા વિગેરે ગુણોવડે તે સર્વ અંગમાં આલિંગન કરાયો, અને ક્રમે કરીને સર્વ લોકના લોચનને લોભ પમાડતો તે યુવાવસ્થાને પામ્યો. તે વખતે " ચાર સમુદ્રના વલયરૂપી મેખલા( કંદોરા )વાળી પૃથ્વીરૂપી સ્ત્રીનો આ પતિ થવો જોઇએ " એમ ધારીને તે વિદ્યાધર રાજા અત્યંત ખુશી થયો. કુમાર પણ ચિરકાળથી દર્શન કરવામાં ઉત્સુક થયેલી વહાલી પત્નીઓવડે જેમ પરિવરે તેમ આકાશગામિની અને પ્રજ્ઞપ્તિ વિગેરે વિદ્યાઓવડે પરિવર્યો. પછી ઉચિત સમયે મોટા સામંત રાજાના કુળમાં ઉત્પન્ન થયેલી **પદ્માવતી** નામની કન્યા સાથે મોટી વિભૂતિવડે તેને પરણાવ્યો. પાણીગ્રહણ( લગ્ન ) થયા પછી તેણીની સાથે વિવિધ પ્રકારની ક્રીડાવડે ક્રીડા કરતો તે કુમાર કાળને નિર્ગમન કરવા લાગ્યો. ત્યાર પછી કોઇ એક દિવસે તે વિદ્યુદ્ગતિ વિદ્યાધરનો રાજા હાથીના સ્કંધ ઉપર ચડ્યો, અને કેટલાક પ્રધાન, મંત્રી, સામંત રાજા, સુભટ અને સૈન્ય સહિત રાજપાટીને માટે નગરમાંથી નીકળ્યો. અને આમ તેમ ફરતો ફરતો તે **કુસુમાવતંસ** નામના ઉદ્યાનમાં પેઠો. તે ઉદ્યાન કેવું છે? તે કહે છે.–કોઇ ઠેકાણે નવમાલિકા અને માલતીવડે શોભિત હતું, કોઈ ઠેકાણે નવી કેતકીના સમૂહવડે વ્યાપ્ત હતું, કોઇ ઠેકાણે પુંનાગ અને નાગવલ્લીથી વ્યાપ્ત હતું, કોઇ ઠેકાણે ઘણી સુગંધને લીધે એકઠા થયેલા ભમરાઓવડે વ્યાપ્ત હતું, કોઇ ઠેકાણે વિકસ્વર સહકાર( આંબા )ની શાખાઓવડે ઉલ્લસાયમાન હતું, કોઈ ઠેકાણે શતપત્રિકા અને મલ્લીવડે

૧ બળ એટલે સૈન્ય પણ કહી શકાય.

સ્ફુરાયમાન હતું, કોઇ ઠેકાણે નાળીયેરી અને રંભાના પાંદડાંવડે આચ્છાદનવાળું હતું, કોઈ ઠેકાણે નવમાધવીના સમુદાયવડે શોભિત હતું, કોઇ ઠેકાણે નાચ કરતા ભમરાને રમવાનું સ્થાન હતું, કોઇ ઠેકાણે કામી પુરુષોનો સમૂહ દેખાતો હતો અને પ્રવેશ કરતો હતો, કોઇ ઠેકાણે કોયલના ગીતથી શ્રેષ્ઠ દેવગાયન સંભળાતું હતું, કોઇ ઠેકાણે ક્રીડા કરતા ભુંડના શબ્દવડે વ્યાપ્ત હતું, કોઇ ઠેકાણે લીંબડા, લીંબોળી, જાંબુ, અને જામુડાવડે યુક્ત હતું, સર્જ, ખજુર, તાડી અને તમાલ વૃક્ષોવડે યુક્ત હતું, બકુલવન, નીપ અને કંકેલીથી શોભિત હતું, તથા મેરુપર્વતથી નંદનવન ઉતર્યું હોય તેવું તે શોભતું હતું, આવા પ્રકારના તે ઉદ્યાનમાં તે વિદ્યાધરેશ્વર શ્રેષ્ઠ વૃક્ષોના સમૂહને જોતો હતો, તે વખતે ઉદ્યાનપાલકે તેને કહ્યું કે-" હે દેવ ! પ્રસન્ન થાઓ, અહીં દૃષ્ટિ આપવાવડે પ્રસાદ કરો. આ તરફ આ રક્તાશોક વૃક્ષ પલ્લવવાળા છે, આ તરફ કુરબક વૃક્ષોની વીથી( શેરી ) કોરકવાળી થઇ છે, આ તરફ વેઇલ્લના સમૂહ ફુલેલા છે, અને આ તરફ સહકાર( આંબા ) નો સમૂહ માંજરના સમૂહવડે પીંજરો( પીળો ) થયેલો છે." આ પ્રમાણે ઉદ્યાન પાલકનું વચન સાંભળવાથી તે વનને જોવાનો તેનો અભિલાષ બમણો થયો, તેથી તે કેટલાક લાંબા ભુમિભાગ તરફ જાય છે, તે વખતે મનમાં વિસ્મય પામેલા પરિજને તેને વિનંતિ કરી કે-" હે દેવ ! જુઓ, જુઓ, જાણે પોતે જ સૂર્ય હોય તેવા આકાશરૂપી આંગણાને પ્રકાશિત કરતા આ કોઇ સાધુરૂપી સિંહ( ઉત્તમ સાધુ ) ઉતરે છે." આ પ્રમાણે સાંભળીને ઉઘાડેલા અને નિશ્ચળ લોચનવાળો તે વિદ્યાધર રાજા જેટલામાં ઊંચે જુએ છે, તેટલામાં કેટલાક વૃદ્ધ ચારણ મુનિઓથી પરિવરેલા શ્રુતસાગર નામના આચાર્ય જન રહિત વનના એક પ્રદેશમાં ઉતર્યા.

તે વખતે રાજાએ વિચાર કર્યો કે-" શું આ ત્રિપુર નગરના વેરીના ( કામદેવના ) વિરોધથી ભય પામીને ધનુષ્ય, બાણ અને રતિને દૂરથી તજીને પોતાની ઉન્નતિને માટે ચારિત્ર ગ્રહણ કરીને વાયુની જેમ નિરંતર ગતિવાળા આ પૃથ્વી પર વિચરે છે ? ચંદ્ર મંડળની કાંતિનો પરાભવ કરનાર અને સંસારના સારભૂત( ઉત્તમ ) પરમાણુથી બનાવેલી હોય, એવી આની મૂર્ત્તિ દર્શનના માર્ગમાં પણ આવી હોય તો કોની દૃષ્ટિને હર્ષવડે ચંચળ ન કરે ?" આ પ્રમાણે વિસ્મયના વશથી ઉલ્લાસ પામેલી ભક્તિના સમૂહવાળો તે વિદ્યાધરેંદ્ર જુએ છે, તેવામાં તેમના માહાત્મ્યથી ખુશ થયેલ તે પ્રદેશમાં રહેલ દેવતાએ બનાવેલા જાત્ય ( શ્રેષ્ઠ ) સુવર્ણના શતપત્ર( સો પાંદડાવાળા ) કમળ ઉપર તે સૂરીશ્વર બેઠા અને બીજા મુનિઓ ઉચિત સ્થાને બેઠા. તથા તે જ વખતે વિશેષ પ્રકારની વિકાસ પામેલી ભક્તિના પ્રકર્ષથી બુદ્ધિમાન લોકના મુખરૂપી વીણા દંડવડે વગાડેલ કીર્તિરૂપ પટહના પ્રતિધ્વનિ સાંભળવાથી મનમાં હર્ષ પામેલા નગરના જનો આવ્યા, તેઓ રાજાની સાથે જ સૂરીશ્વરના ચરણમાં પડ્યા. ગુરુમહારાજ પાસેથી 'ધર્મલાભ' પામીને તે સર્વે યોગ્ય ભૂમિપીઠ ઉપર બેઠા. પછી વિષ્ણુએ વગાડેલ શંખની જેવા નિર્ઘોષવડે આકાશને ભરી દેનારા

 

શબ્દવડે સૂરિ મહારાજે ધર્મદેશના કરવાનો પ્રારંભ કર્યો.–" સંસારમાં ભ્રમણ કરવાથી વ્યાકુળ થયેલા હે ભવ્યના સમૂહ ! કહેલા હિતકારક કાર્યમાં સજ્જ થઈને પથ્યની જેમ પારમાર્થિક બુદ્ધિવડે એક ધર્મ જ ઉપાર્જન કરવા લાયક છે. વળી તે ધર્મ ત્રણે કાળ જિનેશ્વરના ચરણકમલની પૂજામાં તત્પર થયેલા અને પ્રાણીવધાદિક પાપના સ્થાનોથી વિમુખ ( રહિત ) થયેલા પ્રાણીઓને, રાગ દ્વેષથી નિવૃત્તિ પામેલા ચિત્તવાળા, મોહનો ત્યાગ કરનારા, નિરંતર સાધુની સેવામાં તત્પર, કુસંગથી વિરામ પામેલા, સમકિતની વિશુદ્ધિને માટે શંકાદિ દોષથી રહિત થયેલા, સ્વાધ્યાય, શુભધ્યાન વિગેરેમાં શક્તિ પ્રમાણે બળ( આત્મવીર્ય )ની પ્રવૃત્તિ કરનારા, જ્ઞાનાદિક ગુણો પ્રાપ્ત કરવામાં સજ્જ થયેલા, લોકલજ્જાને પામેલા, 'મેં શું કર્યું અથવા શું નથી કર્યું' એ પ્રમાણે વિચાર કરનારા, કુશળ ( હુશિયાર ) સારા કુળના અંગીકાર કરેલા ભારને વહન કરવામાં ધીર અને ઉજ્વળ તથા નિપુણ એવા પુરુષોને જ આ ધર્મ વૃદ્ધિ પામે છે. આ ધર્મની વૃદ્ધિને માટે જ કેટલાકે રાજ્યનો વિસ્તાર ત્યાગ કર્યો છે,બીજા કેટલાકે જીવવાની અપેક્ષા વિના તપશ્ચર્યાનો વ્યાપાર કર્યો છે, બીજા કેટલાકે સ્વજનનો મેળાપ, સંસ્તવ અને આરંભ દૂરથી તજી દીધા છે, તથા મોટી શિલાના તળ ઉપર ચતુર્વિધ આહારનો ત્યાગ અંગીકાર કરીને તેવા પ્રકારની અત્યંત આત્માની સાથે મળેલી અને કઠોર કષ્ટની ચેષ્ટાને સહન કરે છે, કે જે તેવું સહન કરવાને અસમર્થ જીવોનું ચિત્ત અત્યંત ચમકી જાય છે. તેથી હે દેવાનુપ્રિય જનો ! જો તમે મહાપુરુષની અમૂલ્ય પદવીને પ્રાપ્ત કરવા ઈચ્છતા હો, તો ધર્મને માટે જ સર્વથા ઉદ્યમ કરો." આ પ્રમાણે ગુરુમહારાજે પરમ પુરુષાર્થ( ધર્મ )ની પ્રરૂપણા કરી, ત્યારે ઘણા લોકો પ્રતિબોધ પામ્યા, અને સમકિતને પામ્યા, અને કેટલાકે પ્રવ્રજ્યાને અંગીકાર કરી. આ અવસરે તે વિદ્યાધરેશ સૂરીશ્વરને વિશેષ પ્રકારે વંદન કરી પૂછવા પ્રવર્ત્યો કે—" હે ભગવાન ! આપનું આવું મોટું સૌભાગ્ય છતાં, અનુપમ રૂપનું લાવણ્ય છતાં અને આશ્ચર્યકારક શરીરનું સુંદરપણું છતાં આપે પ્રવ્રજ્યા ગ્રહણ કરી, તેનું શું કારણ ? " ત્યારે સૂરીશ્વર બોલ્યા કે–" હે મોટા રાજા ! જો એક કારણ હોય, તો તે કહી શકાય, પરંતુ અનેક કારણો છે, તે આ પ્રમાણે તમે જુઓ—

પ્રથમ જ ગર્ભમાં ઉત્પન્ન થવાની પીડાવડે પિંડારૂપ થયેલ અંગ અને ઉપાંગપણું, ત્યારપછી યોનિમાંથી બહાર નીકળવાનું અતિ તીક્ષ્ણ દુઃખ પ્રત્યક્ષ જ છે. ત્યાર પછી દાંતની ઉત્પત્તિવડે અનુભવ કરાતું ગળા અને તાળવાના તાડનનું દુઃખ છે, ત્યારપછી વિવિધ પ્રકારના દુઃસહ સેંકડો વ્યાધિવડે વ્યાપ્ત નીરસપણું, ત્યારપછી સુંદર રૂપ અને લાવણ્યની હાનિ કરનાર વૃદ્ધાવસ્થા, અને ત્યારપછી સર્વના અભાવને કહેવામાં તત્પર મરણ પ્રાપ્ત થાય છે. તથા ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સંયોગ વિગેરે દુઃખનો સમૂહ જન્મ અને મરણની વચ્ચે નિરંતર પ્રાપ્ત થાય છે તે દુર્વાર ( વારી ન શકાય તેવો ) હોય છે. આ પ્રમાણે હે વિદ્યાધરેશ્વર ! આ મોટા કારણોને તું સંક્ષેપથી જાણ. આમાંનું એક કારણ

પણ વિવેકી માણસને વૈરાગ્ય ઉત્પન્ન કરે છે, તો પછી હૃદયમાં નિરંતર રહેતો આ સર્વ કારણોનો સમૂહ વૈરાગ્ય ઉત્પન્ન કરે, તેમાં શું કહેવું ? તેથી કરીને હે રાજા ! મેં નિર્દોષ પ્રવ્રજ્યા અંગીકાર કરી છે. જો આટલા બધા કારણોનો સંભવ છતાં પણ વૈરાગ્ય ઉત્પન્ન ન થાય, તો કરોડો જન્મને વિષે પણ હું તેનો અત્યંત અસંભવ માનું છું. આ પ્રમાણે હે રાજા ! પ્રવ્રજ્યા લેવાનું કારણ મેં તને કહ્યું, તું પણ તેને ધારણ કરીને તેમાં ઉદ્યમવાળો થા." આ પ્રમાણે ગુરુએ કહ્યું, ત્યારે તે વિદ્યાધરેશ્વર હર્ષ સહિત આ પ્રમાણે કહેવા લાગ્યો—.

"હે ભગવાન ( પૂજ્ય ) ! આપે સર્વ સત્ય કહ્યું છે. અને હું પણ આ આપનું વચન કરત, પરંતુ કોઈ વિશેષ કારણ અહીં હોવું જોઈએ, તેથી મારા પર અનુગ્રહ કરીને આપ તે કારણ કહો." ત્યારે ગુરુ બોલ્યા કે-"હે મોટા રાજા ! જો તારો આગ્રહ હોય, તો સાવધાન ચિત્તવાળો થઈને તું સાંભળ.—આ ભવથી પૂર્વના નવમા ભવને વિષે આ જ ભરત ક્ષેત્રમાં **કૌશાંબી** નગરીમાં **વિજયધર્મ** નામનો ગૃહપતિ હતો, અને તેનો નાનો ભાઈ **ધનધર્મ** નામે હતો. પરસ્પર પ્રીતિના પ્રધાનપણાએ કરીને તે બન્ને ધનને ઉપાર્જન કરવું વિગેરે વ્યાપારમાં નિવૃત્તિ પામ્યા હતા, પૂર્વપુરુષોની મર્યાદામાં વર્તતા હતા, અને સર્વ દુર્વિલાસ( દુષ્ટ ચેષ્ટા )નો ત્યાગ કર્યો હતો, તો પણ તથાપ્રકારની ભવિતવ્યતાના વશથી તેના ધનનો સમૂહ ક્ષીણ થઈ ગયો. તેથી તે બન્નેના ચિત્તમાં મોટો સંતાપ થયો, અને નગરજનોના પરાભવનું સ્થાન પામ્યા. એક દિવસ રાત્રિના પાછલા સમયે તે બન્નેને ચિંતા ઉત્પન્ન થઈ, કે-"આ કુટુંબનો ભાર કેવી રીતે વહન કરવો ?" ત્યારપછી ધનધર્મે મોટા ભાઈને પૂછ્યું કે-"હે ભાઈ ! હવે શી રીતે નિર્વાહ કરવો ?" ત્યારે મોટાભાઈએ કહ્યું, કે-"હે વત્સ ! કેમ તું વ્યાકુળ થાય છે ? વિક્રમરૂપી વ્યાપારના ધનવાળા પુરુષોને ધન ઉપાર્જન કરવું તે કેટલું માત્ર છે ? અથવા શું દુઃસાધ્ય છે ? અથવા શું દૂર છે ? અથવા શું દુઃખે કરીને આરોહણ કરાય તેવું છે ?" ત્યારે ધનધર્મે કહ્યું-"જો એમ છે, તો ઉદ્યમ રહિત આપણે કેમ કાળ ગુમાવવો જોઈએ ?" ત્યારે વિજયધર્મે કહ્યું-"હે વત્સ ! તું તૈયાર થા, કોઈ પણ ઠેકાણેથી કાંઈપણ ભાંડ (કરીયાણું) ગ્રહણ કર, અને ભાતુ ગ્રહણ કર." તે સાંભળીને 'જેમ તમે આજ્ઞા આપો તેમ હું કરું છું' એમ કહી અહીંથી તહીંથી ( કોઈપણ ઠેકાણેથી ) સ્વજન અને મિત્ર વિગેરે પાસેથી કાંઈક ધન ગ્રહણ કરીને, સર્વ સામગ્રી તૈયાર કરીને ધનધર્મ તથા બીજો ( વિજયધર્મ ) તે બન્ને **ઉત્તરાપથ** નામના દેશ તરફ ચાલ્યા, અને નિરંતર પ્રયાણ કરવાવડે **ગર્જનપુર** નામના નગરને પામ્યા. ત્યાં વેપાર કરવા લાગ્યા. તે વખતે લાભાંતરાયના ક્ષયોપશમના વશથી અને ક્ષેત્ર તથા કાળ વિગેરેના સામર્થ્યથી કેટલીક સંપદા ઉપાર્જન કરી. પછી 'ઘણી વ્યાકુળતાની અપેક્ષાવાળો નગરનો નિવાસ છે.' એમ જાણીને તે નગરનો ત્યાગ કરી જેમાં પાણી અને ઇંધણા સુલભ છે એવા એક ગામમાં

ગયા. ત્યાં ગામના પ્રવેશ કરવાને ઠેકાણે જ એક દુકાન કરી ( લીધી ). અને ચોખા તથા મીઠું વિગેરેવડે ક્રય-વિક્રય ( વેચાણુ અને ખરીદ ) કરવા લાગ્યા. હવે કોઈક દિવસે જે ચોર ગર્જનપુરમાં એક શેઠીયાના ઘરમાં રાત્રે ખાતર પાડીને અમૂલ્ય માણેકના દાણાને તથા ઘણા સુવર્ણુને ગ્રહણુ કરી જલદીથી નીકળી ગયા. પછી ચોરાયેલા તે ઘરનું વૃત્તાંત જેણે જાણ્યું છે એવા આરક્ષક પુરુષો ( સીપાઇઓ ) બખતરવડે શરીરને સુશોભિત કરી તે ચોરની પાછળ ચાલ્યા. અને તે ચોરો અત્યંત વેગથી પાદક્ષેપ( ચાલવા )પૂર્વક જતા મધ્યાન્હ સમયે ક્ષુધા અને પિપાસા( ભૂખ અને તરસ )વડે શુષ્ક શરીરવાળા અને પોતાની દુષ્ટ ચેષ્ટાવડે સર્વત્ર શંકા કરતા તે જ ગામને પામ્યા, કે જે ગામમાં તે બે ભાઈ વેપારી હતા. તે વખતે તે ચોરો તેની દુકાને ગયા. ત્યાં પોતાના આકારને ગોપવી આ નિર્જન છે એમ જાણી તેની માંચીની નીચે સારભૂત તે પોટકાને સ્થાપન કરીને ( સંતાડીને ) તથા ત્રણ સોનામહોર લઈને નજીકમાં રહેલ રાંધનારીને ઘેર ગયા. ત્યાં પોતાને માટે રસોઇ કરાવી. પછી પોતે ભોજન કરવા પ્રવર્ત્યા. તે વખતે ઉંચા કરેલા તીક્ષ્ણુ ખડ્ગવાળા, કુંડલરૂપ કરેલા ધનુષ ઉપર ચડાવેલા બાણુના સમૂહવાળા, આગળ હુશિયાર માણુસના મુખના પવનવડે પૂર્ણ કરેલા કાહલના શબ્દ વડે જેઓએ ગામના લોકોને ક્ષોભ પમાડ્યા હતા એવા તે આરક્ષક પુરુષો હણુહણાટ કરતા ત્યાં આવ્યા. તે જાણી મરણુના ભયથી વ્યાકુલ થયેલા તે ચોરો અર્ધું ખાઇને જ એકદમ નાસવા લાગ્યા. તેમના ઉપર આરક્ષક પુરુષોએ નિરંતર નાંખેલા બાણુના સમૂહવડે તેમના શરીર ભેદાઇ ગયા, અને યમરાજને ઘેર ગયા ( મરી ગયા ). પછી ' બરાબર શોધ કરી છે ' એમ જાણી ધનની શોધ કર્યા વિના તે આરક્ષક પુરૂષો જેવી રીતે આવ્યા હતા, તેવી રીતે પાછા ગયા. પછી વિજયધર્મે અને ધનધર્મે એકાંતમાં રહીને તે પોટલી દેખી. તેમાં સુવર્ણુ અને અમૂલ્ય માણિક્ય દેખ્યા, તે જોઈને તે અત્યંત રાજી થયા અને " અહો ! આપણો વેપારરૂપી કલ્પવૃક્ષ ફળવાળો થયો " એમ માનીને તે પોતાના નગર તરફ ચાલ્યા. માર્ગમાં સાર્થની સાથે ચાલતા તે કોઈક અટવીને વિષે પડ્યા ( ગયા ). ત્યાં યમરાજાની સેના જેવી વારી ન શકાય તેવી ભિલ્લોની ધાડવડે તેઓ લુંટાવા લાગ્યા. તે વખતે ગુપ્તપણે નાશી જતા વિજયધર્મ અને ધનધર્મે એક વનના નિકુંજમાં ( ઝાડીમાં ) થોડાક ભૂમિભાગ ખોદીને તેમાં સર્વ સાર વસ્તુ નાંખી. પછી તે પ્રદેશથી એકદમ નીકળ્યા. તેવામાં નાશી જતા તે બન્નેને ભિલ્લોએ પ્રાપ્ત કર્યા. તેમને બાંધીને પલ્લીમાં લઈ ગયા, અને પલ્લીપતિને સોંપ્યા. પલ્લીપતિએ તેમને કેદખાનામાં નાંખ્યા. ત્યાં દિવસને અંતે પ્રાપ્ત થયેલા તુચ્છ કુક્ષિના ભોજનવડે આજીવિકાને કરતા તે બન્ને દિવસો ગુમાવવા લાગ્યાં, તથા ધનને કારણે કશા ( ચાબક ) વિગેરેના ઘાતવડે પીડા પામતા અને ક્ષીણુ શરીરવાળા તે બન્ને મરીને તે જ વનનિકુંજને વિષે પૂર્વે દાટેલા ધનની ઉપર ઘણી મૂર્છાને લીધે ઉંદરપણે ઉત્પન્ન થયા, અને અનુક્રમે સમર્થ ( મોટા ) થયા. આમ તેમ

ખોદતા ખોદતા તે નિધિની સમીપે ગયા. તથા અનાદિ ભવના અભ્યાસથી ઉછળતી ધનની મૂર્છાથી તે પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. તીક્ષ્ણ દાઢોવડે મર્મસ્થાનમાં છેદાયેલા તે બન્ને તત્કાળ નાશ પામ્યા( મરી ગયા ). ત્યારપછી વિજયધર્મ તે જ વનનિકુંજમાં સિંહપણે ઉત્પન્ન થયો, અને ધનધર્મ **તામલિપ્તી** નામની નગરીમાં **કુરૂદત્ત** નામના સાર્થવાહના પુત્રપણે ઉત્પન્ન થયો. તે કાળના ક્રમે કરીને યુવાવસ્થાને પામ્યો. પછી દ્રવ્ય ઉપાર્જન કરવા માટે સાર્થની સાથે જતો તે કોઈ પણ ભાવી( નશીબ )ના યોગે તે જ વનનિકુંજની પાસે રહ્યો. અને ઇંધણાં લાવવા માટે તે જ વનનિકુંજમાં ગયો. ત્યાં પૂર્વ ભવના નિકાચિત કરેલા લોભરૂપી દોષથી દુષ્ટ એવા સિંહે તેને જોયો. તે વખતે પ્રસરતા તીવ્ર ક્રોધવડે રાતા નેત્રવાળા અને પહોળી કરેલી મોટી મુખરૂપી ગુફાવાળા તે સિંહે તેને મારી નાંખ્યો. પછી મરી ગયેલો તે તે જ અટવીમાં વાનરપણે ઉત્પન્ન થયો. પછી ઇચ્છા પ્રમાણે આમ તેમ ભમતો તે ખરાબ નશીબવાળો વાનર તે જ વનનિકુંજમાં ગયો. ત્યાં તેને મોટી પ્રીતિ થઇ. તેથી બીજા વનમાં વિચરવાનો ત્યાગ કરી તે જ વનનિકુંજ ત્રણે સંધ્યાએ( આખો દિવસ ) જોતો જોતો ઓઘ સંજ્ઞાના વશથી ધનની રક્ષા કરવાનો પરિણામ ઉત્પન્ન થવાથી બાકીના ( બીજા ) વ્યાપારનો ત્યાગ કરી ત્યાં જ રહેવા લાગ્યો. સિંહ પણ ત્યાં જ રહેતો હતો. તે કોઇક દિવસ તે પ્રદેશમાં આવેલા શરભની[1] સાથે પોતાનું સામર્થ્ય વિચાર્યા વિના યુદ્ધ કરવા લાગ્યો. તે વખતે તે શરભે ક્રીડાવડે ઉંચા કરેલ હાથના અગ્રભાગવડે લાપોટ મારીને નીચે પાડી નાંખીને પોતાની પીઠ ઉપર નાંખ્યો. ત્યાંથી મરીને તે ( સિંહનો જીવ ) કોઈ એક પાસેના ગામમાં ગૃહપતિપણે ઉત્પન્ન થયો. તે લાકડા કાપવાની વૃત્તિએ કરીને કાળનું નિર્ગમન કરવા લાગ્યો. એક દિવસે 'વર્ષાઋતુ નજીકમાં આવ્યો છે' એમ જાણી ઘરની ભીંતને ઢાંકવા માટે ગામના ગાડાવાળાની સાથે તે જ અટવીમાં ગયો. ત્યાં આમ તેમ ફરતા તેણે તે જ વનનિકુંજ જોયું, તેથી તે ચિત્તમાં ખુશી થયો, અને તૃણ, કાષ્ઠ વિગેરે ગ્રહણ કરવા પ્રવર્ત્યો. તે વખતે ક્રોધ પામેલા વાંદરાએ તેને જોયો. તેથી કિલકિલ શબ્દને કરતો તે બાણની જેવા તીક્ષ્ણ નખોવડે તે ગૃહપતિના શરીરને ફાડી નાંખવા તૈયાર થયો. તે વખતે ક્રોધ પામેલા તે ગૃહપતિએ કુહાડાવડે તે વાંદરાને માર્યો, તેથી તે મરણ પામ્યો. ત્યારપછી તે ત્યાં જ ભયંકર અટવીને કાંઠે( પાસે ) હરણપણે ઉત્પન્ન થયો. કોઇ વખત તે ફરતો ફરતો તે જ વનનિકુંજમાં આવ્યો, અને પૂર્વે નિધિ કરેલા ધનના લોભના અભ્યાસથી ત્યાં જ રહ્યો. તેને મૂકીને તે કોઈ પણ ઠેકાણે જતો નથી. ગૃહપતિ પણ ક્રોધ પામેલી મોટી સ્ત્રીએ વાનરના નખના ક્ષત ઉપર વિષમિશ્રિત ઔષધ લગાવવાવડે મારી નાંખ્યો. ત્યારે તે તે જ અટવીમાં વરાહ( ભુંડ ) થયો. થોડા દિવસમાં જ તે મોટો( જુવાન ) થયો, તેનો સ્કંધ પુષ્ટ થયો, પોતાની સમીપે રહેલા વિરુદ્ધ પ્રાણીઓના

૧. શિકારી પશુ.

સમૂહને તે પોતાની તીક્ષ્ણ દાઢાના સમૂહવડે ફાડી નાંખતો હતો. ( નાશ કરતો હતો ), અને તૃણ( ઘાસ ) ખાતો તે કોઈ વખત તે જ વનનિકુંજમાં આવ્યો. તેને તે હરણે જોયો, અને વિચાર્યું કે-" આ દુરાચારી કેમ અહીં આવ્યો છે ? " એમ વિચારીને મોટા ક્રોધવાળો તે પોતાના શરીરના બળની અપેક્ષા રાખ્યા વિના જ શીંગડાને નચાવતો તે ભુંડની સન્મુખ ઊભો રહ્યો, તે ભુંડ પણ ભયંકર નાસિકાવડે ઉછાળેલા કાંકરાના સમૂહના મિષવડે જાણે કોપરૂપી પુષ્પની કળીઓના સમૂહને વિખેરતો( ઉછાળતો ) હોય તેમ તે પોતાના શીંગડાના ઘાતને નહીં ગણકારતો મોટી દાઢવડે તે હરણના ચરણને છેદવા પ્રવર્ત્યો. તે વખતે છેદાયેલા ચરણવાળો તે હરણ મોટા દુઃખના મર્દનવડે દીન મુખવાળો વિનાશ પામ્યો. ભુંડ પણ તે જ વખતે પૂર્વના ધનની આસક્તિરૂપ બંધનથી બંધાયેલો જેટલામાં ત્યાં જ રહ્યો, તેટલામાં—

ત્યાં ક્રીડાથી ઉછાળેલ લાંબા નખરૂપી બાણવડે હાથીના કુંભસ્થળને ભેદનાર, અત્યંત પહોળી કરેલી મુખરૂપી ગુફાને વિષે કુટિલ અને મજબૂત પ્રગટ થયેલી દાઢાવાળો, પૂછડારૂપી લતાવડે તાડન કરેલા પૃથ્વીતળના તડતડાટ શબ્દોવડે ભયંકર, તથા જેના ગુંજારવ શબ્દના સાંભળવાવડે સસલા, હરણ અને વાઘ વિગેરે નાશી જતા હતા એવો સિંહ ત્યાં આવ્યો. તે ક્રોધાયમાન થયેલા સિંહે પોતાના હાથના ચપેટા( લપાટ )વડે પીઠ ઉપર મારેલો તે ભુંડ તરત જ યમરાજાના મંદિરમાં ગયો( મરી ગયો ). આ પ્રમાણે તે બન્ને મરીને કોલ્લકિર નામના નગરમાં એક ગરીબ બ્રાહ્મણને ઘેર પુત્રપણે ઉત્પન્ન થયા. અનુક્રમે શરીરવડે અને દીનતાના દુઃખના સમૂહવડે વૃદ્ધિ પામ્યા. કેટલોક કાળ ગયે સતે દુષ્ટ શીળપણાએ કરીને નિરંતર કજીયો કરતા, સર્વ માણસોને અસંતોષ ( દુઃખ ) કરનારા તેવી રીતે વર્તવા લાગ્યા કે જેવી રીતે પગલે પગલે( ઠેકાણે ઠેકાણે ) મોટો વિરોધ થયો, સ્થાને સ્થાને ઉપાલંભનો લાભ થયો, અને ઘેર ઘેર દુશ્ચારિત્રનું કીર્તન થયું. આ પ્રમાણે હંમેશાં તેમના નવા નવા દુઃખથી અતિ દુઃખિત થયેલા માતા-પિતાએ તરત જ પોતાનું હૃદય સ્નેહ રહિત કરીને " દુર્દશારૂપી પ્રચંડ ગંડસ્થળ ઉપર થયેલા ફોડલાની જેવો તે આ સુત( શાસ્ત્ર )નો લાભ અનર્થ કરનાર છે, તેથી આનાવડે સર્યું. " એમ વિચારીને લાકડીવડે, મુઠીવડે અને ઢેફાવડે તે બન્નેને મારીને પોતાના ઘરમાંથી કાઢી મૂક્યા, અને " હવે ફરીથી અહીં આવશો નહીં " એમ કહ્યું. તે વખતે માતાપિતાએ કરેલા મોટા અપમાનવડે .મોટા દુઃખથી અતિ દુભાયેલા અને કરમાયેલા કમળની જેમ મીંચાઇ ગયેલા નેત્રવાળા તે બન્ને જલદીથી નીકળી ગયા. સમાન દુઃખવાળા હોવાથી પરસ્પર પ્રેમના પ્રધાનપણાએ કરીને વર્તતા તે બન્ને " હવે ફરીથી અહીં આવશો નહીં. " એ પ્રમાણે આપણને કહ્યું છે, તો પછી આપણે ઘર તરફ કેમ જવું ? " એમ નિશ્ચય કરીને માબાપ ઉપર ક્રોધ પામેલા તે બન્ને ઉત્તર દિશાની સન્મુખ ચાલ્યા. તે વખતે માર્ગમાં એક સાર્થવાહે તેમને જોયા, અને પૂછ્યું કે-" અરે ! તમે ક્યાં જાઓ

છો ?" ત્યારે તેમણે માતાપિતાનો સર્વ વૃત્તાંત કહ્યો, પણ પોતાનું દુશ્ચરિત્ર કહ્યું નહીં. અથવા તો પ્રાયે કરીને મનુષ્ય પારકા દુશ્ચરિત્રને જ કહે છે. ત્યારે સાર્થવાહે તે બન્નેને ગ્રહણ કર્યા, અને પોતાના ઘરમાં ખાંડવું, રાંધવું અને પાણી લાવવું વિગેરે ઘરનું કામ કરવા માટે રાખ્યા. કરીયાણાના સમૂહને ગ્રહણ કરીને સાર્થવાહ ગર્જનપુર તરફ ચાલ્યો, અને નિરંતર પ્રયાણ કરવાવડે જતો જતો તે જ અટવીને પામ્યો. અને તે જ વનનિકુંજની સમીપે તેણે આવાસ કર્યો. તે અટવીમાં ઇચ્છા પ્રમાણે ચરવા માટે ગધેડા, ઉંટ, બળદ અને ખચ્ચરને છૂટા મૂકયા, તંબુઓ વિસ્તાર્યા, સાર્થના લોકો રાંધવા ને પકાવવામાં પ્રવર્ત્યા. તે બન્ને બ્રાહ્મણના પુત્રોને ઇંધણા લાવવા માટે મોકલ્યા, ત્યારે તે બન્ને હાથમાં તીક્ષ્ણ કુહાડીને ધારણ કરી નશીબના દુષ્ટ યોગવડે તે જ વનનિકુંજમાં ગયા. ત્યાં લાકડા કાપવા લાગ્યાં, તેવામાં વિનાશનું અવશ્ય થવાપણું હોવાથી પૂર્વે સ્થાપન કરેલ નિધિના પ્રદેશમાં તે ગયા. તે વખતે તે બન્નેને વિરુદ્ધ ક્ષેત્રના પ્રભાવથી પરસ્પર વધ કરવાનો પરિણામ ( વિચાર ) ઉછળ્યો. અરે રે ! મોટા મોહથી વ્યાપ્ત થયેલા, દરેક જન્મમાં દોષને પામનારા અને બૃહસ્પતિવડે પણ ન જાણી શકાય તેવા જીવોનું પરિણામને વિષે વિરસપણું કેવું છે ? તે તર્ક કરો. ચિરકાળથી સ્થાપન કરેલા નિધિને જાણતા નથી, અને ચિરકાળથી થયેલા વૃત્તાંતને જાણતા નથી, તો પણ તે પ્રદેશમાં આવેલાને તેવા પ્રકારનો કોઇક વિરોધ થાય છે. અહો ! મોહ કેવો છે ? આ કારણથી જ મોક્ષસુખમાં રસિક થયેલા સાધુઓને અનર્થના માર્ગરૂપ અને દુર્ગતિના માર્ગની જયઢક્કારૂપ ધન કહ્યું છે. તથા કજીયાને ક્રીડા-વિલાસ કરવામાં કેળના ઘર સમાન, અરતિ ( અપ્રીતિ ) રૂપ મોરને નવા મેઘના ગર્જારવ સમાન અને અનીતિરૂપી નદીના સમુદ્ર સમાન ધનને કહ્યું છે. વિસ્તારે કરીને સર્યું. ત્યારપછી તે બન્ને બ્રાહ્મણપુત્રો પરસ્પર નાંખેલા અપેક્ષા રહિત તીક્ષ્ણ કુહાડાના ઘાતવડે ઘુમતા શરીરવાળા થઇને મરણ પામ્યા અને રત્નપુર નગરમાં કુરુદત્ત નામના શ્રેષ્ઠીની સ્ત્રીની કુક્ષિને વિષે યુગલ પુત્રપણે ઉત્પન્ન થયા. યોગ્ય સમયે તેમનો જન્મ થયો. પછી તે મોટા થયા ત્યારે વણિક જનને યોગ્ય કળાનો સમૂહ તેમને શીખવ્યો. સમાન જાતિવાળા વણિકની પુત્રીઓ સાથે તેમના લગ્ન કર્યાં. દ્રવ્યનું ઉપાર્જન કરવા પ્રવર્ત્યા, પરસ્પર સ્નેહથી સર્વ કાર્યનો વિચાર કરતા તે બન્ને ગાડાનો સમૂહ એકઠો કરીને નગરજનોરૂપી પરિવાર સહિત ઘણી વેચવાની વસ્તુઓ લઇને પૂર્વ દેશમાં ગયા. ત્યાં કરીયાણાની અદલબદલ કરી, પરંતુ કાંઇ પણ લાભ થયો નહીં. તેથી "અહો ! આપણો પુરુષાર્થ (ઉદ્યમ) નિષ્ફળ થયો." એમ જાણી ખેદ પામેલા તે બન્ને ચિત્તમાં વિચારવા લાગ્યા—

પુરુષાર્થ કર્યા છતાં પોતાના જીવિતને ત્રાજવા ઉપર મૂકયા છતાં, સમુદ્રને તર્યા છતાં અને વનને ઉલ્લંઘન કર્યા છતાં પણ જેમણે સુકૃત (પુણ્ય) ઉપાર્જન કર્યું નથી, તેઓ

પુરુષોને વાંછિત પદાર્થો પ્રાપ્ત થતા નથી, તેથી કરીને સુકૃત ઉપાર્જન કરવામાં વિમુખ થયેલા ડાહ્યા પુરુષો શા માટે કલેશ કરે છે? તેથી કરીને કોઇ પણ દુષ્કર દીક્ષાને ગ્રહણ કરીને અને એકાંતમાં પંચાગ્નિ તપને તપીને અમે શું પરલોકના કાર્યને સાધીએ? અથવા ભયંકર પડવાવડે (ભૃગુ પાતવડે) અંગ અને ઉપાંગનો ભંગ (ચૂર્ણ) કરીને પોતાના કાર્યને સિદ્ધ કરવામાં સજ્જ (તૈયાર) થા. તેનું ફળ ફોગટ નહીં થાય. તો પણ પ્રારંભ કરેલા પદાર્થનો (કાર્યનો) ત્યાગ કરી બીજું કાર્ય સાધવું તે સત્પુરુષનું લક્ષણ નથી. એમ વિચારીને આત્માને આત્માવડે જ સ્થિર કરીને કાંઇ પણ સામા કરીયાણાંને ગ્રહણ કરી ગર્જનપુરના માર્ગે ચાલ્યા. ત્યાં દ્રવ્ય ઉપાર્જન કરવાથી ઉત્પન્ન થયેલા મોટા અભિમાનવાળા તે બન્ને નિરંતર પ્રયાણ કરવાવડે પૂર્વે કહેલી અટવીમાં પહોંચ્યા, ત્યાં પૂર્વે કહેલા વનનિકુંજની પાસે નિવાસ કર્યો. પછી ભોજનનો વ્યાપાર કરીને પાછલાં પહોરને સમયે તે જ વનનિકુંજમાં ક્રીડા કરવા માટે ગયા. તે જ વખતે ત્યાં કાયોત્સર્ગે રહેલા એક ચારણ મુનિને જોયા, તે મુનિએ એક ચરણ ઉપર આખા શરીરનો ભાર મૂકયો હતો, સૂર્યના બિંબની સન્મુખ મટકા વિનાના ઉઘાડેલા નેત્રકમળ સ્થાપન કર્યાં હતાં, જીર્ણ અને મલિન વસ્ત્ર પહેર્યું હતું, પરિપૂર્ણ અવધિજ્ઞાનવડે સમગ્ર લોકનો વ્યાપાર જાણતા હતા, તથા સમગ્ર ઇંદ્રિયોનો વ્યાપાર રૂંધ્યો હતો. તે મહાત્માને જોઇને તે બન્ને અતિ સંતોષ પામ્યા અને "અહો આનું રૂપ? અહો! આની સૌમ્યતા? અહો! નિઃસંગતા? અહો! ધીરતા? અને અહો! દુશ્ચર તપના અનુષ્ઠાનમાં તત્પરતા? કેવી આશ્ચર્યકારક છે?" એમ વારંવાર પ્રશંસા કરતા તે બન્ને મુનિના ચરણમાં પડ્યા (નમ્યા) અને બહુ માનપૂર્વક કહેવા લાગ્યા કે—

"અમે જ અવશ્ય ધન્ય (ભાગ્યશાળી) છીએ, કે જે અમને દુર્લભ અને પ્રિય ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિના દ્વાર જેવા આપના ચરણકમળના દર્શન થયા. અપુણ્યવાન જનોની દૃષ્ટિરૂપી માર્ગમાં પણ આવા શ્રેષ્ઠ મુનિ આવતા નથી, તેથી કરીને ધન્ય પુરુષોને સ્વપ્નમાં પણ ચિંતામણિ રત્નનો લાભ થાય છે. ચિંતામણિ રત્નને અને કલ્પવૃક્ષને નીચે કરનારા અહીં રહેલા આ ઉત્તમ મુનિ મહારાજવડે આ અટવી. પણ સ્વર્ગ જેવી દેખાય છે. આજે અવશ્ય કોઇ પણ વાંછિતની પ્રાપ્તિ થવી જોઇએ, કેમકે આવા ઉત્તમ મુનિરાજનું દર્શન નિષ્ફળ ન થાય, એ પ્રગટ જ છે. આ પ્રમાણે ઘણા પ્રકારે ચારણમુનિના ગુણોની સ્તુતિ કરીને આમ તેમ ફરતા તે બન્ને ભાઇઓ કોઇ પણ દૈવયોગથી જેવામાં પૂર્વે સ્થાપન કરેલા નિધિને સ્થાને ગયા, તેટલામાં તત્કાળ ક્ષેત્રના પ્રભાવથી તેમનો પરસ્પર વધ કરવાનો પરિણામ (વિચાર) થયો, તેથી તેમના કપાળ ચડાવેલી ભૃકુટિના ભંગવડે ભયંકર થયા, કોપના વશથી ઓષ્ઠ ફરકવા લાગ્યા, યમરાજાની જિહ્વા જેવી છરી તૈયાર કરી, અને પ્રચંડ ભુજારૂપી દંડને નચાવવા લાગ્યા. આ પ્રમાણે જેટલામાં તે બન્ને પરસ્પર ઘાત કરવા માટે તૈયાર થયા, તેટલામાં દયાના પૂર(સમૂહ)વડે ભરાયેલા મનવાળા અને અવધિજ્ઞાનના બળવડે જેણે પૂર્વનો સર્વ ધન સંબંધી દુષ્ટ વ્યાપાર જાણ્યો છે એવા તે

મુનિરાજે તત્કાળ કાયોત્સર્ગને પારી તે બન્નેને ભુજ દંડને વિષે ધારણ કર્યા, અને તેમને કહ્યું કે-"હે મૂર્ખ ! આવી અધમ માણસના જેવી ચેષ્ટા કેમ કરો છો ? અથવા સમ્યક્-પ્રકારે કાર્યનો વિચાર કર્યા વિના આવા અયોગ્ય કાર્યને કેમ કરો છો ? હે મહાનુભાવ! અહીં તમે પરમાર્થનો વિચાર કરો. આ જ સ્થાનમાં રહેલા તમે પાંચ વખત પરસ્પર શસ્ત્રાદિકના ઘાતવડે વિનાશ પામ્યા છો. આટલા બધા અનર્થના સમૂહમાં ( અથવા અનર્થ-રૂપી પથારીમાં ) પડ્યા છતાં પણ કેમ નિર્વેદ (ખેદ) પામતા નથી ? કે જેથી હજુ સુધી આવો વ્યવસાય કરો છો ?" આ પ્રમાણે સાંભળીને તે બન્ને તત્કાળ પોતાની કર્મરૂપી બેડી જાણે તૂટી ગઈ હોય, નેત્રકમળ જાણે ઝરતા હોય અને મોહરૂપી મદિરાનો મદ જાણે નાશ પામ્યો હોય એવા થયેલા તે વિચારવા લાગ્યા-"અહો ! સર્વ પ્રાણીઓના પિતા તુલ્ય આ ભગવાન શું કહે છે ? અથવા નિર્દયપણે હાથમાં ખડ્ગ ધારણ કરીને તથા લજ્જા અને મર્યાદાનો ત્યાગ કરીને અમે આ શું કરવાનો ઉદ્યમ કર્યો ? અમે આ વિષે કાંઇ પણ સારી રીતે જાણતા નથી, કે આ અશુભ અધ્યવસાય( વ્યાપાર )નું શું કારણ છે ? તેથી આ નિર્મળ જ્ઞાનરૂપી નેત્રવાળા ભગવાનને અમે પૂછીએ." આ પ્રમાણે વિચારીને ખડ્ગનો ત્યાગ કરી મુનિરાજના ચરણમાં પડી (વાંદી) આ પ્રમાણે પૂછવા લાગ્યા—"હે ભગવાન ! અમારા ઉપર કૃપા કરીને આપ કહો, કે કયા નિમિત્તવાળો પાંચ ભવમાં ઉત્પન્ન થયેલો અમારો વિનાશ છે ?" ત્યારે ભગવાન બોલ્યા કે-"તમે સાંભળો-**કૌશાંબી** નગરીમાં તમે **વિજયધર્મ** અને **ધનધર્મ** નામના વણિકપુત્ર [1]હતા. તેઓ એકદા ઉત્તરાપથને વિષે તથા-પ્રકારના વેપારવડે દ્રવ્ય ઉપાર્જન કરીને ત્યાંથી પાછા વળ્યા. તે વખતે માર્ગમાં ભિલ્લની ધાડના ભયથી આ વનનિકુંજને વિષે દ્રવ્યનો સાર પૃથ્વીમાં નાંખીને નાસવા લાગ્યા, તે વખતે તેમને ભિલ્લોએ પકડ્યા અને પલ્લીમાં લઈ ગયા. ત્યાં મોટા દુ:ખથી ક્ષુધાવડે ગ્લાનિ પામેલા કાળ કરીને (મરીને) ત્યાં જ ધન નાંખેલા ક્ષેત્રમાં તમે બન્ને [2]ઉંદર થયા. ત્યાં ધનના લોભવડે પરસ્પર યુદ્ધ કરીને મરી ગયા. ફરીથી તે જ વનનિકુંજમાં વિજયધર્મનો જીવ [3]સિંહ થયો, અને બીજો વણિક્પુત્ર થયો. તેને સિંહે હણ્યો, ત્યારે તે ધનધર્મનો જીવ [4]વાનરપણું પામ્યો, અને બીજો ગૃહપતિપણાને પામ્યો. ત્યાં પરસ્પર નખના પાડવા વિગેરેવડે મરણ પામ્યા. પછી ધનધર્મનો જીવ [5]હરણ થયો, અને બીજો વનનો ભુંડ થયો. તેણે હરણને મારી નાંખ્યો, અને પોતે સિંહથી હણાઇને મરી ગયો. ત્યાર પછી તે બન્ને ગરીબ બ્રાહ્મણના [6]પુત્રો સહોદર ભાઈઓ થઇને ધનને સ્થાને ગયા. ત્યાં પરસ્પર મારવાવડે જીવિતનો ત્યાગ કરીને ( મરીને ) હમણાં અહીં [7]સાતમા ભવમાં સગા ભાઈ થઇને આ પ્રમાણે વિનાશ કરવાને તૈયાર થયેલા તમને મેં મુશ્કેલીથી નિવાર્યા છે."

થયેલા તેઓ મુનિરાજને નમસ્કાર કરી બે હાથ જોડી આ પ્રમાણે બોલ્યા, કે-" હે ભગવાન ! આપના સિવાય બીજો કોઇ પણ પરોપકારી નથી. ખરેખર અમે નિર્દય, મર્યાદા રહિત, ક્રૂર અને અત્યંત નિંદિત ( દુષ્ટ ) આચારવાળા છીએ, કે જે અમે અકાર્ય કરવામાં ઉદ્યમી થયા. આવા પ્રકારના વિચારને પણ ઉલ્લંઘન કરનાર વિષયવાળા પાપના સમૂહને કરીને અમે શી રીતે આ સંસારસાગરથી ઉતરવું પામીએ ? અથવા કયા તપ કરવાવડે પૂર્વે ઉપાર્જન કરેલા પાપરૂપી કાદવથી મલિન થયેલા અમે શુદ્ધિને પામીએ ? હે ભગવાન ! આપ કૃપા કરીને કહો." આ પ્રમાણે સાંભળીને મનોહર દાંતના કિરણોના સમૂહરૂપી જળધારાવડે જાણે તેમના સમગ્ર દુષ્કર્મરૂપી કાદવને પખાળતા હોય, તેમ તે મુનિરાજે આ પ્રમાણે કહ્યું. " જો સાચી રીતે જ તમે સમ્યક્ પ્રકારે સંસારના વૈરાગ્યને વહન ( ધારણ ) કરતા હો, તો હે ભદ્રો ! બાર ભાવનાના સમૂહને તમે સારી રીતે ભાવો ( ચિંતવો )." ત્યારે વણિક્પુત્રોએ કહ્યું કે-" હે ભગવાન ! બાર ભાવનાની ભાવના શું કહેવાય ? " ત્યારે ભગવાને કહ્યું કે-" સાવધાન થઇને સાંભળો.—અહીં સર્વ પ્રાણીઓના સમૂહનું રક્ષણ કરવામાં અને દાન આપવામાં તત્પર ભગવાન અરિહંતોએ સંસારસમુદ્રને તરવામાં વહાણ સમાન મોટી બાર ભાવનાઓ કહી છે. તેમાં પહેલી ભાવનામાં સંસારના સર્વ પદાર્થોનું ક્ષણભંગુરપણું ભાવવું, તે આ પ્રમાણે—મોટા વાયુએ ફરકાવેલી પતાકા ( ધ્વજા )ના જેવું ઋદ્ધિનું ચંચળપણું છે, જરા( વૃદ્ધાવસ્થા )રૂપી રાક્ષસીના તીક્ષ્ણ કટાક્ષવાળું યૌવન છે, એક વૃક્ષ ઉપર રહેલા પક્ષીઓના સંયોગ જેવો સ્વજનોનો સંયોગ છે, પ્રેમના અનુબંધનનું ક્ષણમાં સંયોગ અને ક્ષણમાં વિયોગનું પ્રધાનપણું છે, શરીરની સુંદરતાદિકનું વિવિધ પ્રકારના વ્યાધિથી વ્યાપ્તપણું છે, તથા માછલાના ઉછળવાના જેવું જીવતર છે. તેથી કરીને સંસારમાં ઉત્પન્ન થયેલી આ સર્વ વસ્તુને વિષે આગ્રહ ( મોહ ) કરવાવડે સર્યું. આ પહેલી અનિત્ય ભાવના (૧). ત્યારપછી અશરણ ભાવના છે, તે આ પ્રમાણે—હે જીવ ! તું સંસારચક્રને વિષે ફરે છે, જન્મ, વૃદ્ધાવસ્થા અને મરણવડે આચ્છાદિત ( વ્યાપ્ત ) છે, શરીર સંબંધી અને મન સંબંધી અનેક દુઃખોની પરંપરાવડે ક્લેશ પામે છે, દરેક ક્ષણે કારણ વિના ક્રોધ પામેલા યમરાજવડે જોવાય છે, કૂવામાં પડેલા ચકલાની જેમ અત્યંત દુષ્ટ અને અનિષ્ટની પરંપરાવડે વ્યાપ્ત છે, કારણ વિનાના એક બંધુ સમાન સર્વ ઇચ્છિત પદાર્થોને પ્રાપ્ત કરવામાં સમર્થ એક જિનધર્મને છોડીને બીજા માતા, પિતા, સ્ત્રી, પુત્ર, મિત્ર, સ્વજનનો સમૂહ, દ્રવ્યનો સમૂહ અથવા હાથી, અશ્વ વિગેરે સૈન્ય આદિ સર્વમાંથી કોઇ પણ શરણ નથી. તેથી કરીને તેના આગ્રહવડે સર્યું. હજી જ્યાંસુધી ઇંદ્રિયો બળ રહિત નથી થતા, જીવિત સ્વાધીન છે, અને કર્મનો પરિણામ અનુકૂળ છે, ત્યાં સુધી ધર્મમાં ઉદ્યમ કરવો યોગ્ય છે, આ બીજી અશરણ ભાવના છે (૨). ત્યાર પછી સંસાર ભાવના ભાવવી. તે આ પ્રમાણે-અહો ! સંસારના વિલાસની વિચિત્રતા કેવી છે ? કે જેના વશથી આ જીવ સુવર્ણ ધાતુની જેમ અથવા નિપુણ નટની જેમ દેવ,

મનુષ્ય, નારકી અને તિર્યંચરૂપે ઘણા પ્રકારે પરિણામ પામે છે, તથા વળી એક ભવમાં પણ રાજા પણ રંક બને છે, રંક પણ રાજા બને છે, સ્વામી પણ દાસ થાય છે, દાસ પણ સ્વામી થાય છે, નિંદા કરવા લાયક પણ પૂજવા લાયક થાય છે, પૂજ્ય પણ નિંદ્ય થાય છે, વિગેરે. બીજા ભવને આશ્રીને પણ માતા પણ દીકરી થાય છે, દીકરી પણ ભાર્યા થાય છે, ભાર્યા પણ માતા થાય છે, પુત્ર પણ પિતા થાય છે, પિતા પણ પુત્ર થાય છે; શત્રુ પણ મિત્ર થાય છે, અને મિત્ર પણ શત્રુ થાય છે. તથા બ્રાહ્મણ પણ ચંડાળ થાય છે, ચંડાળ પણ બ્રાહ્મણ થાય છે, ક્ષત્રિય પણ વૈશ્ય અથવા શૂદ્ર થાય છે. તથા દેવ પણ કુતરા વિગેરે પણાને પામે છે, કુતરા વિગેરે પણ તેવા પ્રકારના શુભ પરિણામથી દેવપણું પામે છે, તથા રક્ષણ કરવા લાયક હોય, તે પણ ભક્ષણ કરવા લાયક થાય છે, અને ભક્ષણ કરવા લાયક હોય, તે પણ રક્ષણ કરવા લાયક થાય છે, તથા સ્ત્રી પણ પુરુષ થાય છે, પુરુષ પણ પશુ થાય છે, અને પશુ પણ બીજા રૂપને પામે છે. ઘણું શું કહેવું ? આ ચૌદ રાજલોકના વિસ્તારવાળા સંસારરૂપી મોટા અરણ્યના છિદ્ર રહિત દરેક પ્રદેશમાં કઇ તે અવસ્થા ( સ્થાન ) છે ? કે જ્યાં આ જીવ પૂર્વે અનંત વખત ઉત્પન્ન થયો ન હોય ? તેથી કરીને આ વિસ્તારે કરીને સર્યું. આ સંસારના વિચ્છેદને માટે ઉદ્યમ કરવો. આ રીતે ત્રીજી સંસાર ભાવના. (૩) હવે પછી ( ચોથી ) એકત્વ ભાવના ભાવવી. તે આ પ્રમાણે—ઘણી વસ્તુવડે વ્યાપ્ત આ સંસારમાં આ જીવ એકલો જ ઊંચા પગવાળો અને નીચા મસ્તકવાળો અશુચિવડે વ્યાપ્ત એવા ગર્ભમાં વસે છે, ત્યારપછી થનારા ઇષ્ટના વિયોગ અને અનિષ્ટના સંયોગથી ઉત્પન્ન થયેલા દુઃખને પણ તે એકલો જ અનુભવે છે, વૃદ્ધાવસ્થા, શોક અને મરણવડે તે એકલો જ પરાભવ પામે છે, પરંતુ હાથી, ઘોડા અને સમર્થ પદાતિનો સમૂહ હાજર છતાં પણ તે જીવને જરા પણ ટેકો ( આધાર-શાંતિ ) આપવા સમર્થ થતા નથી. એ જ પ્રમાણે ભવાંતરમાં જતાને પણ સ્વજન અને બાંધવાદિક પણ માત્ર સ્મશાનની સીમા સુધી જ રૂદનાદિક લોકવ્યવહારને કરતા તેની પાછળ જાય છે. તથા ઘર, સુખી સ્વજન અને શરીરને નિમિત્તે જે કાંઇ શુભ કે અશુભ કર્મ કર્યું હોય, તેને પણ તે એકલો જ પામે છે. સર્વથા પ્રકારે બાહ્ય વસ્તુના સહાયની સંભાવનાવડે સર્યું, પરંતુ આત્માને સહાય કરનાર ધર્મને વિષે જ પ્રયત્ન કરવો, તે જ શ્રેષ્ઠ છે. આ ચોથી એકત્વ ભાવના છે. (૪). હવે પછી (પાંચમી) અન્યત્વ ભાવના છે. વળી આશ્વાસ(શાંતિ)ના કારણભૂત ધન, ધાન્ય વિગેરે પદાર્થોથી પોતાના આત્માનો

 

વિભૂષિત (શોભતા) અલંકારોનું મોટું ભાજન (પાત્ર) હોવાથી મોટા પ્રયત્નવડે રક્ષણ કર્યું હોય તો પણ તેનાથી આ જીવ જૂદો જ છે, તેથી કરીને જ પરભવમાં જતા આ જીવની પાછળ શરીર વિગેરે સર્વ એક પગલું માત્ર પણ જતા નથી. તેથી કરીને ધનાદિકને વિષે મમતા કરવાથી સર્યું; કેમકે ધનાદિક બહારના પદાર્થોમાં બાળકના કરેલા ધૂળના ઘરની ક્રીડાની કલ્પના કરવી તે જ યોગ્ય છે, અન્યથા [1]કોસિટાના ઘરમાં ક્રીડા કરનારની જેમ પોતાની ક્રિયાવડે પોતાનો જ બંધ થાય છે. આ પ્રમાણે પાંચમી અન્યત્વ ભાવના છે. (૫). હવે (છઠ્ઠી) અશુચિ ભાવના છે. વળી તે રૂપનો ગર્વ વિગેરે થાય ત્યારે આ પ્રમાણે વિચારવી-રૂપનો આધાર શરીર છે, તે શરીર સ્વભાવથી જ અશુચિરૂપ છે. આવા પ્રકારના તે શરીરમાં રૂપવાળા પણ કયા માણસને રૂપના ગર્વનો અવકાશ મળે ? શું શરીરનું અશુચિપણું નથી ? કે જેની ઉત્પત્તિ પ્રથમથી જ વીર્ય અને રૂધિરમાંથી થાય છે. જે શરીર આડુંઅવળું અસત્ય બોલનાર ગુનેગારના પાંજરા (કેદખાના) જેવું છે, નસોના સમૂહનું જાળ છે, લોહીનો કુંડ (તળાવ) છે, માંસનો ઢગલો છે, ચરબીનું ખાબોચીયું છે, છેડા અને જંબાલ લીલનો સમૂહ વિગેરેનું ઘર છે, મૂત્ર અને પુરીષ (વિષ્ટા) વિગેરેનો પ્રવાહ છે, કરમીયા અને ગંડોળાનું ઉત્પત્તિ સ્થાન છે, તથા રોગ અને દુઃખને ક્રીડા કરવાનું ઘર છે. આવા પ્રકારના શરીરમાં સ્નાન અને વિલેપન વિગેરેવડે જે કોઇ શુચિ (શુદ્ધ) કરવાનો પ્રયાસ હોય, તે પણ મોહ જ (મૂર્ખતા જ) છે. કેમકે અશુચિ(વિષ્ટા)વડે ભરેલો ઘડો સેંકડો પ્રકારે સ્નાન, વિલેપન વિગેરે કરવાથી પણ શુચિ થવાને લાયક નથી. વળી જેમ લવણસમુદ્રના સંગથી બીજા સ્થાનના સ્વભાવથી સુંદર (મીઠા) એવા જળ પણ તેપણાને (ખારાપણાને) પામે છે, તેમ અશુચિ રસથી ઉત્પન્ન થયેલા, અશુચિ રસવડે જ વૃદ્ધિ પામેલા અને અશુચિ રસના પ્રવાહવાળા શરીરના સંગથી પણ પ્રધાન (સારા) અને સુગંધી પદાર્થો પણ અશુચિપણાને જ પામે છે. તેથી કરીને દેહના શુચિપણાના અભિમાનવડે સર્યું. આ પ્રમાણે છઠ્ઠી અશુચિપણાની ભાવના છે. (૬). ત્યારપછી હમણાં આશ્રવ[2] ભાવના ભાવવી. તે આ રીતે-પ્રમાદને વશ થયેલ અને મોટા મિથ્યાદષ્ટિપણાથી વિવેક રહિત થયેલ આ જીવ જીવહિંસા, અસત્ય, ચોરી, મૈથુન, આરંભ અને પરિગ્રહરૂપી દ્વારોવડે પાપના સમૂહને આશ્રવે છે (ઝરે છે-બાંધે છે-પ્રવેશ કરવા આપે છે) પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ ન કરવાવડે અને મન, વચન તથા કાયના દુષ્ટ વ્યાપારવડે તે આશ્રવને (પાપને) જ અત્યંત વૃદ્ધિ પમાડે છે. તેથી કરીને જેમ વિચિત્ર અને ચિત્તને સુંદર લાગે તેવું કોઇ એક દ્વાર બંધ કર્યા વિનાનું ઘર ધૂળના સમૂહવડે અત્યંત અધિક ખરડાય છે (વ્યાપ્ત થાય છે), તેમ આ જીવ પણ આશ્રવરૂપી દ્વારવડે પ્રાપ્ત કરેલા પાપથી વૃદ્ધિ પામેલા અશુભ પરિણામવડે ખરડાય છે. તથા તે પાપને નિકાચના અવસ્થામાં

૧ આ જાતનો કીડો છે. તે રેશમના તંતુની જાળરૂપી ઘરમાં ક્રીડા કરતો તેના તંતુઓથી જ બંધાઇ જાય છે. બહાર નીકળી શકતો નથી. ૨ કર્મને પ્રવેશ કરવાનું દ્વાર.

લઈ જતો જીવ નાની સ્થિતિવાળાને મોટી સ્થિતિવાળું, મંદ રસવાળાને તીવ્ર રસવાળું અને થોડા પ્રદેશવાળાને ઘણા પ્રદેશવાળું કરતો તે (જીવ) અનંત સંસારરૂપી વનમાં ભટકે છે. આ પ્રમાણે અનર્થ ફળવાળી સાતમી આશ્રવ ભાવના છે. (૭). ત્યાર પછી હમણાં કહેલી (આશ્રવ) ભાવનાની પ્રતિપક્ષ(શત્રુ)રૂપ સંવર ભાવના ભાવવી. તે આ પ્રમાણે— સ્વભાવથી જ પાપ આશ્રવમાં તત્પર છતાં પણ આ જીવ મિથ્યાત્વને આચ્છાદન (નાશ) કરવાથી, પ્રાણાતિપાતાદિ (જીવહિંસાદિ) પાપનાં સ્થાનોના વિરામ પામવાથી, ઇંદ્રિયોરૂપી સૈન્યનો પરાજય કરવાથી, ગર્વવડે ઉદ્ધત ક્રોધાદિના સમૂહને સ્ખલના પમાડવાથી (અટકાવવાથી), પ્રચંડ ત્રિદંડરૂપી[1] આડંબરના રૂંધવાથી, સર્વ દ્વારોના ઢાંકવાવડે નિર્ભય કમાડવાળા પ્રાસાદની જેવી ચોતરફથી ઝરતી પોતાની પાપરૂપી સર્વ રજને સંવર કરવી (રૂંધી દેવી). તેવા પ્રકારનો વૃદ્ધિ પામતો શુભ ભાવ પણ પૂર્વે બાંધેલી અવસ્થાવાળી શુભ કર્મ પ્રકૃતિ હ્રસ્વ સ્થિતિવાળી હોય તેને દીર્ઘ સ્થિતિવાળી કરે છે, મંદ રસવાળીને તીવ્ર રસવાળી કરે છે, અને અલ્પ પ્રદેશવાળીને ઘણા પ્રદેશવાળી કરે છે. આ પ્રમાણે આઠમી સંવર ભાવના છે. (૮). ત્યારપછી નિર્જરા ભાવના છે અને તે અનશનાદિક વિચિત્ર તપક્રિયા કરવાવડે અશુભ એવા આઠે કર્મોની ગ્રંથિ(ગાંઠ)ને છોડી નાંખનારા લક્ષણવાળી છે. જેમ કોઈ પુરુષ તેવા પ્રકારની (મોટી) વ્યાધિથી દુઃખી થયેલ હોવાથી તીખા, કડવા અને કષાયલા ઔષધવડે, પથ્ય અને અલ્પ ભોજનવડે તથા પરિમિત જળપાનાદિકવડે રોગની પીડાનો નાશ કરી અનુક્રમે સર્વ શરીરની બાધા રહિત થાય છે, તેમ જીવ પણ સંવેગના સારભૂત છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે મોટા તપવડે પૂર્વે બાંધેલા અને નિકાચિત કરેલા અશુભ કર્મને ખપાવી મોટા આરોગ્યના આનંદને પ્રાપ્ત કરે છે. આ નવમી નિર્જરા ભાવના છે. (૯). હવે લોક ભાવના આવી. તેમાં પ્રથમ દ્રવ્યાદિક ચાર ભેદવાળા લોકનું સ્વરૂપ ભાવવું. તેમાં દ્રવ્યથી (દ્રવ્ય લોક) જીવાદિક પાંચ અસ્તિકાયરૂપ, ક્ષેત્રથી ચૌદ રાજ (રજ્જુ) પ્રમાણ ક્ષેત્રના લક્ષણવાળો ક્ષેત્રલોક છે, કાળથી અનાદિ અનંત છે, તથા ભાવથી ઉત્પાદ (ઉત્પત્તિ), વિગમ (નાશ) અને ધ્રુવ (નિશ્ચળ) સ્વભાવવાળો છે. અથવા વિચિત્ર સંસ્થાનવડે રહેલો છે. ઘણું શું કહેવું ? અધોલોકમાં સાત નરક પૃથ્વી છે, તે નિરંતર બળવું, શસ્ત્રથી હણાવું વિગેરે મોટા દુઃખોવડે તપેલા નારકી જીવોની સાત વસતિ (પૃથ્વીઓ) છે. તિર્યક્લોક બમણા બમણા વિસ્તારવાળો અસંખ્ય દ્વીપ અને સમુદ્ર તથા સૂર્ય, ચંદ્ર વિગેરે જ્યોતિના સમૂહરૂપ છે, તથા ઊર્ધ્વલોક સૌધર્માદિક બાર દેવલોક, તેના ઉપર નવ ગ્રૈવેયક, તેના ઉપર પાંચ અનુત્તર વિમાન અને ત્યારપછી (તેની ઉપર) લોકાગ્રમાં રહેલ સિદ્ધક્ષેત્ર છે, એમ ભાવના ભાવવી. આવી ભાવના કરવાથી (વૈશાખ સ્થાને રહેલા) કેડ ઉપર રાખેલા બે હાથવાળા મનુષ્યના આકારવાળા લોકની ભાવના બાંધી જ હોય છે. આ પ્રમાણે દશમી લોકસ્વરૂપ ભાવના છે. (૧૦). હવે બોધિદુર્લભતાની ભાવના છે. તે આ પ્રમાણે-અહીં દુર્લભ

[1] મનોદંડ, વચનદંડ અને કાયદંડ.

જેવા વિષમ ભવસાગરને વિષે જીવોને પ્રથમ તો જંગમપણું પામવું પણ મુશ્કેલ છે. કેમકે સુખની શોધ કરનાર ( ઇચ્છનાર ) તે જીવો સુખને માટે સર્વ આશ્રવના દ્વારોને વિષે પ્રવર્તે છે. તેથી પ્રમાદ અને મિથ્યાત્વવડે ઉલ્લાસ પામેલા મોટા મોહના મહિમાથી પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુરૂપ એકેંદ્રિયને વિષે ઉત્પન્ન થાય છે. તેમાં અસંખ્ય કાળ સુધી નિરંતર દુઃખોને અનુભવે છે અને વળી વનસ્પતિમાં જાય ત્યારે ત્યાં અનંત કાળ સુધી અકલ્યાણને ભજનારા થાય છે. આ પ્રકારે કોઈ પણ રીતે ચિર કાળ સુધી પ્રાપ્ત કરેલા દ્વીંદ્રિયાદિકપણે ઉત્પન્ન થઇને ત્યાં મોટું દુઃખ ભોગવીને મનુષ્યપણું પ્રાપ્ત કરે છે. કોઈ પણ પ્રકારે ( મહા કષ્ટથી ) મનુષ્યપણું પ્રાપ્ત થયું હોય, તો પણ ક્ષેત્ર, જાતિ વિગેરે ધર્મ-સાધનના અંગ રહિત પ્રાપ્ત થાય છે અને કોઇક પ્રકારે ક્ષેત્ર, જાતિ વિગેરે સહિત પ્રાપ્ત થયા છતાં પણ આલસ્ય અને મોહ વિગેરે મોટા વિઘ્ન સહિત હોવાથી બોધિલાભને ઉત્પન્ન કરવાને સમર્થ થતું નથી. અથવા ધર્મ, ગુરુ, તીર્થંકર, સંઘ અને ચૈત્યના વિરુદ્ધપણાએ કરીને, શુદ્ધ ધર્મનું શ્રવણ નહીં કરવાવડે, કષાયના ઉત્કટપણાવડે, અત્યંત દુઃખે કરીને દમી શકાય એવા ઇંદ્રિયોરૂપી ગજેંદ્રોના નિરંકુશપણાએ કરીને, કલ્યાણ મિત્રોની અપ્રાપ્તિએ કરીને, ત્રણ ગારવના મોટાપણાએ કરીને તથા પાપ વાસનાનો અનાદિકાળથી અભ્યાસ કરેલો હોવાથી પ્રાણીઓએ પ્રાપ્ત કરેલી બોધિ નાશ પામે છે. આ પ્રમાણે અગ્યારમી બોધિદુર્લભ ભાવના છે. (૧૧). ત્યારપછી ગુરુદુર્લભતા ભાવના છે. તે આ પ્રમાણે-જ્યાં સુધી વિશેષે કરીને સદ્ધર્મ ક્રિયા કરવામાં ન આવે ત્યાંસુધી પ્રાપ્ત થયેલી બોધિનું સફળપણું નથી, અને તે ક્રિયાનું કરવાપણું સમ્યક્પ્રકારે તેના જ્ઞાનથી થાય છે, અને તેનું જ્ઞાન સમ્યક્પ્રકારે તેનું શ્રવણ કરવાથી થાય છે, અને તેનું શ્રવણ સદ્ગુરૂ પાસેથી થાય છે, વળી તે ગુરુ પણ સ્વસમય (શાસ્ત્ર) અને પરસમયમાં નિપુણ, આકૃતિવડે તેજસ્વી, પરવાદીના ગર્વને દૂર કરવાવડે બળવાન, નિર્મળ જ્ઞાનાદિક ગુણોવડે યશસ્વી, પાંચ પ્રકારના આચારને જાણનાર અને પોતે તેનું સમ્યક્પ્રકારે આચરણ કરનાર, તથા બીજાને તેનો ઉપદેશ કરનાર, પરોપકાર કરવામાં તત્પર, પ્રકૃતિવડે ગંભીર, કોઇ પણ પ્રકારે કાર્યનો વિનાશ થાય તો પણ ખેદ રહિત, પ્રશમરૂપી લક્ષ્મીનો કમલાકર (સરોવર) સમાન, શુભધ્યાન અને સ્વાધ્યાયમાં તત્પર, શાસ્ત્રના અર્થને કહેનાર, તત્ત્વનો વિચાર કરવામાં કુશળ, શીલ વડે નિર્મળ, પ્રાણીઓના હિતની પ્રવૃત્તિમાં ઉદ્યમવાળા, ધનનો સંચય નહીં કરનાર, નિર્દોષ આહાર કરનાર, વિકથા રહિત અને માયા રહિત, આ વિગેરે ગુણોએ કરીને સહિત એવા ગુરુનો સંગમ દુર્લભ છે. તથા વળી જેમ આકડાથી ઉત્પન્ન થયેલું અને ગાયથી ઉત્પન્ન થએલું પણ દૂધ જ માત્ર કહેવાય છે; પરંતુ અર્થક્રિયાવડે ( ઉપયોગપણાવડે ) ગાયનું દૂધ જ ભોજનમાં ઉપયોગી હોવાથી ઉપયોગમાં આવે છે. આ પ્રમાણે ગુરુઓ પણ પોતપોતાના પાખંડ શાસ્ત્રમાં સામાન્ય રીતે મહત્તર ( અતિ મોટા પૂજ્ય ) કહેવાય છે; પરંતુ પૂર્વે કહેલા ગુણોવડે યુક્ત જે હોય, તે જ સારા વૈદ્યપણાએ કરીને કર્મરૂપી

વ્યાધિથી દુઃખી થયેલા પોતાના અને પરના ઉપકાર કરનાર હોય છે. તેથી તેવા પ્રકારના ગુરુ દુર્લભ છે. આ બારમી ગુરુદુર્લભતા નામની ભાવના છે.

આ પ્રમાણે સંપૂર્ણ સ્વરૂપવાળો બાર ભાવનાનો સમૂહ મેં કહ્યો. હવે તે દરેક ભાવનાનું ફળ હું દેખાડું છું, તે તમે સાંભળો. પહેલી ભાવના ભાવવાથી શરીર, ધન અને પુત્રાદિક ઇષ્ટ વસ્તુનો નાશ થાય તો પણ આત્માને તેનો શોક થતો નથી. બીજી ભાવનાથી હાથી, રથ, અશ્વ, રથ, યોદ્ધા, ધન, સ્વજન ( અથવા શય્યા ) વિગેરે હોવા છતાં પણ તેના નાશમાં ચિત્ત ખેદ પામતું નથી. ત્રીજી સંસાર ભાવનાથી દેવ, તિર્યંચ, મનુષ્ય અને નરક એ ચાર ગતિના ભ્રમણને વિચારનારને અવશ્ય અનંત મોટો વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. ચોથી એકત્વ ભાવનાથી સ્વજનાદિકની અસારતા જાણીને તત્ત્વબુદ્ધિથી એકાંતપણે આત્માના હિતમાં જ પ્રવર્તે છે. પાંચમી અન્યત્વ ભાવનાથી પોતાના આત્માને સર્વ પદાર્થોથી જુદો જાણતો પુરુષ સમગ્ર વસ્તુનો નાશ થવા છતાં પણ સંતાપને પામતો નથી. છઠ્ઠી અશુચિ ભાવનાથી પોતાના શરીરમાં રસ, રુધિર, વિષ્ટા, ચરબી વિગેરેનું કદ્રૂપપણું જોતો પુરુષ સુંદરપણાનો ત્યાગ કરે છે. સાતમી આશ્રવ ભાવનાને નિરંતર મનમાં સ્મરણ કરતો મનુષ્ય જીવવધાદિકથી ઉત્પન્ન થયેલા કડવા ફળના વિપાકને જાણે છે. તેનું જ્ઞાન થવાથી સંવર ભાવનાવડે પ્રાણીવધાદિક સર્વ પાપસ્થાનોને સર્વથા સંવરે છે (અટકાવે છે). ત્યારપછી નવમી નિર્જરા ભાવનાથી છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે તપવડે પૂર્વે ઉપાર્જન કરેલા કર્મની અવશ્ય નિર્જરા (ક્ષય) કરે છે, ચૌદ રજ્જુ ઊંચા લોકમાં એવો કોઇ લેશ માત્ર પણ પ્રદેશ નથી, કે જેમાં આ જીવ ઉત્પન્ન થયો ન હોય અને મરણ પામ્યો ન હોય. આ પ્રમાણે લોક ભાવના ભાવવી. અનેક પ્રકારના કુવિકલ્પના વશથી ઉલ્લાસ પામતા મિથ્યાત્વના મોહથી મૂઢ થયેલા મનુષ્ય બોધિને દુર્લભ કરે છે, તેથી તેના સુલભપણા માટે યત્ન કરો. સમગ્ર ગુણોના આધાર અને ભયથી પીડા પામેલા પ્રાણીઓનો ઉદ્ધાર કરનાર ગુરુ પુણ્યથી જ પ્રાપ્ત થાય છે, તેથી તેમની સેવા કરવામાં ઉદ્યમ કરવો. આ પ્રમાણે પોતપોતાના વિષયથી ઉત્પન્ન થતાં ફળના સારવાળું ભાવનાનું સ્વરૂપ સાંભળીને અને જાણીને આત્માને હિત કરનાર અનુષ્ઠાન કરો. ”

આ પ્રમાણે તે ચારણમુનિએ કહ્યું ત્યારે તે બન્ને ભાઇઓ ઉત્પન્ન થયેલા નિર્મળ વિવેકરૂપી નેત્રવડે પરસ્પરની ઇર્ષ્યાનો ત્યાગ કરી, પૂર્વે નિધાન કરેલા દ્રવ્યના સંબંધને જાણી તથા ઉત્પન્ન થયેલા પૂર્વભવના વૃત્તાંતને સ્મરણ કરી લજ્જાના સમૂહથી ભમતા નેત્રવાળા થઇને શોક કરવા લાગ્યા. ત્યારે પૂજ્ય મુનિરાજે તેમને કહ્યું કે—“ હે મહાનુભાવ ! અત્યારે પૂર્વે થઇ ગયેલ વસ્તુનો નિષ્ફળ શોક કરવાથી શું ફળ મળે ? આ સમયને જે ઉચિત હોય, તે કરો. ” ત્યારે તે વણિક્પુત્રો બોલ્યા કે—“ હે ભગવાન ! શું



ઉચિત છે ?" ભગવાન બોલ્યા કે—"સર્વવિરતિ અથવા દેશવિરતિ ઉચિત છે." તે સાંભળીને તે બન્ને મુનિના ચરણમાં પડ્યા ( નમ્યા ) અને કહેવા લાગ્યા કે—"હે ભગવાન ! હજુ જ્યાં સુધી અમે કુટુંબની સ્વસ્થતા નથી કરી ત્યાં સુધી દેશવિરતિ આપો, અને ત્યારપછી પ્રેમના બંધનને છોડી સર્વ પ્રાણીઓના બંધુરૂપ આપની પાસે અવશ્ય અમે સર્વવિરતિને પણ ગ્રહણ કરશું." ત્યારે ભગવાન બોલ્યા કે—"તમારું વાંછિત શીઘ્રપણે વિઘ્ન રહિત સિદ્ધ થાઓ." એમ કહીને તેમને દેશવિરતિ આપી. તથા "હંમેશાં ભાવના ભાવવામાં નિરંતર ઉદ્યમ કરવો." એમ તેમને શિક્ષા આપી. પછી તે બન્ને ભગવાનને વંદન કરી ઘણા કાળથી સ્થાપન કરેલા અર્થસાર( નિધિ )ને ગ્રહણ કરી તે બન્ને વણિકૃપુત્રો પોતાના ઘર તરફ ચાલ્યા. ભગવાન ચારણ મુનિ પણ અન્ય-સ્થાને વિહાર કરી ગયા. પછી તે વણિકૃપુત્રો પોતાને ઘેર પહોંચ્યા. "ઘણું ધન ઉપાર્જન કરેલ હોવાથી" પુરના લોકોએ તેમનું સન્માન કર્યું. પછી સર્વજ્ઞ( તીર્થંકર )ના ચરણ કમળની પૂજા કરવામાં તત્પર મનવાળા તેમને કેટલાક દિવસો ગયા બાદ વિચાર ઉત્પન્ન થયો કે—"આ દ્રવ્યનો સમૂહ અત્યંત અનર્થનું કારણ છે, તેથી તેને સારા સ્થાનમાં વાપરવાવડે સફળ કરીને, સર્વ સંગનો ત્યાગ કરીને તથા ચારણ મુનિના ચરણકમળમાં ભ્રમરરૂપ થઇને દીક્ષા ગ્રહણ કરીએ." આ પ્રમાણે નિશ્ચય કરીને તેમણે પૂર્વે ઉપાર્જન કરેલા ધનવડે જિનેશ્વરનું ચૈત્ય કરાવ્યું, અને તેમાં ભગવાન શ્રી આદિ જિનેશ્વરની પ્રતિમા સ્થાપન કરી. તથા "આના સિવાય બીજું કોઇ ઉત્તમ સ્થાન નથી." એમ વિચારીને તે શ્રેષ્ઠ( અમૂલ્ય ) માણિક્ય વિગેરે જિનેશ્વરના જ આભરણને માટે આપ્યા ( વાપર્યા ). તથા મનમાં ઘણો સંતોષ પામ્યા. પછી ગૃહસ્થને ઉચિત કાર્ય કર્યું. "હવે આપણે પ્રવ્રજ્યા લેશું." એમ મનોરથ કરતા તેઓ જેટલામાં કાંઇ પણ બાકી રહેલા કાર્યનો વિચાર કરે છે, તેટલામાં પુત્રની માતા મોટાભાઇની ભાર્યા નિરંતર દ્રવ્યના ખર્ચના દુઃખને સહન ન કરી શકી, તેથી "આના જીવિતનો નાશ કર્યા વિના આ ધનનો વ્યય કરતા અટકશે નહીં." એમ નિશ્ચય કરીને તે બન્ને ભોજન કરવા બેઠા તે વખતે તે બન્નેને એકી સાથે તાલપુટ વિષ સહિત ઘી અને મધ મિશ્રિત પાયસ ( ખીર ) પીરસી. તે ખાધા પછી તરત જ તેમની દૃષ્ટિનો વ્યાપાર નાશ પામ્યો (આંખો મીંચાઇ ગઇ), અને મોટી પીડાના આટોપ( વિસ્તાર )થી પ્રાપ્ત થયેલા આર્ત્તધ્યાનના વશથી સમકિત જતું રહ્યું. તરત જ મરીને તે બન્ને ભાઇઓ એક પર્વતની ગુફામાં મોર થયા. પછી અનુક્રમે પરિપૂર્ણ પીંછા અને લાવણ્યવડે સુંદર શરીરવાળા થયા, માણસોના નેત્રને હરણ કરનારા ( મનોહર ) થયા. પછી એક દિવસ વનમાં ફરતાં તેમણે પોતાના પુણ્યના પ્રકર્ષથી જાણે આકર્ષણ કરાયા હોય તેમ પૂર્વે જોયેલા અને રાતા અશોક વૃક્ષની નીચે પ્રતિમાએ રહેલા તે ચારણ મુનિને જોયા. તેને જોઇને "આ મુનિરાજને અમે ક્યાં જોયા છે ?" એમ ઇહાપોહ( તર્કવિતર્ક )ના માર્ગવડે શોધ કરતા તેમને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું.

મૂર્છાનો વેગ જાણે નાશ પામ્યો હોય તેમ અને સૂઈને ઉઠ્યા હોય તેમ ઉઠીને "તે જ આ ભગવાન પરમ ઉપકારી પરમ ગુરુ છે." એમ જાણી આનંદને ઝરતા નેત્રવાળા તેઓ મુનિના ચરણમાં પડ્યા ( નમ્યા ). તે જોઇ વિસ્મય પામેલા તે મુનિ કાયોત્સર્ગ પારીને, તેમને ધર્મલાભ આપીને વિચાર કરવા લાગ્યા કે-"અહો! આ રાંકડા કોણ છે ?" એમ વિચારી અવધિજ્ઞાનના બળથી તેમના પૂર્વભવનો સર્વ વૃત્તાંત જાણીને વિચાર્યું કે- "અહો ! કર્મોનું ઈચ્છા પ્રમાણે કરવાપણું કેવું છે ? કે જે એ પ્રમાણે વિશેષ પ્રકારના શ્રાવક ધર્મને પામ્યા છતાં પણ વિષરૂપી વિસૂચિકાવડે જીવિતનો વિયોગ પામી તેવા પ્રકારના કિલષ્ટ (અશુભ) પરિણામવડે તિર્યંચ ગતિને પામ્યા." આ અવસરે શોકના સમૂહથી પાણીને ઝરતા નેત્રવાળા તે મયૂરો સ્નેહ રહિત ગ્રીવાને ઊંચી કરી ભગવાનની સન્મુખ જોવા લાગ્યા. તે વખતે સ્નેહવાળા નેત્રના નાંખવાપૂર્વક ચારણ મુનિએ કહ્યું કે- "હે મહાનુભાવ ! અર્થ( ધન )અનર્થનું મોટું કારણ છે, એમ જે પ્રથમ કહ્યું હતું, તે જ તમને હમણાં ફળીભૂત થયું. 'આજ કાલ અમે ઘરનો ત્યાગ કરીએ.' એમ તમે ચિંતવતા હતા તે વખતે ધનના વ્યયથી ક્રોધ પામેલી ભાર્યાએ વિષના પ્રયોગવડે આર્ત્ત-ધ્યાનને વશ થયેલા અને સમકિતથી ભ્રષ્ટ થયેલા તમારા જીવિતનો નાશ કર્યો, અને તેથી તમે આ તિર્યંચપણું પામ્યા. આ પ્રમાણે થયા છતાં પણ પ્રમાદરૂપી શત્રુના સમૂહને ઓળંગીને પૂર્વે કહેલા સુખકારક સમ્યગ્ ધર્મનું આચરણ કરો, અને આ તિર્યંચપણાને વિષે પ્રીતિ ન કરો, અસંયમ જીવિતને વિષે પણ રમો નહીં, દુષ્કર્મના વિલાસનો ભયંકર વિપાક( પરિણામ )છે, એવી ભાવના ભાવો. જેમ વિષનો લેશ માત્ર પણ તેનો પ્રતિકાર ( ઉપાય ) નહીં કરવાથી જીવનો વિનાશ કરે છે, તેમ ઉપેક્ષા કરેલું દુષ્કર્મ અહિત કરનારું થાય છે, એમાં શું આશ્ચર્ય છે ? તેથી હે ભવ્યો ! જો મારું વચન તમે માનતા હો, તો તમે અનશન ગ્રહણ કરીને, પંચ નમસ્કારમાં તત્પર થઇ આ અસાર શરીરનો ત્યાગ કરો. આ તિર્યંચપણામાં જીવતાને થોડો પણ ગુણ નથી, તેથી ધર્મ-ધ્યાનમાં તત્પર થઇ ઉત્તમ અર્થને સાધો." આ પ્રમાણે તે ચારણ મુનિએ ઇચ્છિત કાર્ય કહ્યું ત્યારે તે મયૂરોએ ચતુર્વિધ આહારનું પચ્ચખ્ખાણ કર્યું, પરંતુ તેવા પ્રકારના વીર્યનો ઉલ્લાસ નહીં હોવાથી વિશુદ્ધ સમકિતને પામ્યા વિના ભદ્રકપણામાં વર્તતા તે બન્ને કાળ કરીને વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિને વિષે ગગનવલ્લભ પુરના પરમ ઇશ્વર ( સ્વામી ) **સરવેગ** નામના વિદ્યાધર રાજાના પુત્રો થયા. તેઓ અનુક્રમે બુદ્ધિના પ્રકર્ષથી સમગ્ર કળાના સમૂહને જાણનાર થયા, અને આકાશગામી વિગેરે વિદ્યામાં વિચક્ષણ થયા, તેમજ યુવાવસ્થાને પામ્યા. કોઇ વખત સરખી વયવાળા મિત્રોથી પરિવરેલા તે બન્ને મોટા વૈતાઢ્યના શિખર ઉપર રહેલા ઉદ્યાનમાં ક્રીડા કરતા હતા, તેવામાં તે જ પૂર્વે જોયેલા કાયોત્સર્ગે રહેલા ચારણ મહામુનિને જોયા. તે વખતે તે બન્ને વિદ્યાધર રાજાના પુત્રોને તેના દર્શનથી જાતિસ્મરણ જ્ઞાન પ્રાપ્ત થયું, તેથી શરણે આવેલા પ્રાણીઓને વત્સલ અને

મોહરૂપી પિશાચને છળનાર ( નાશ કરનાર ) તે તપસ્વી મુનિ મધ્યાન્હ સમયે સૂર્યની સન્મુખ મટકા માર્યા વિનાના સ્થાપન કરેલા નેત્રકમળવાળા રહ્યા હતા, તેને મોટી ભક્તિથી વાંદ્યા અને સેવા કરવા લાગ્યા. ત્યારે તે મુનિ પણ કાયોત્સર્ગ પારીને અવધિજ્ઞાનવડે કાર્યના મધ્યને જાણીને તે બન્ને વિદ્યાધર પુત્રોને કહેવા લાગ્યા કે—" હે મહાનુભાવ ! ચિરકાળના ધન સંબંધી ઘણા પ્રકારની વિડંબનાએ કરીને પ્રધાન ( મુખ્ય ) અને વિત્તાદિકને નિમિત્તે અનંત તીક્ષ્ણ દુઃખના સમૂહવડે થયેલો ક્ષોભ શું તમને સાંભરે છે ? અથવા મેં ઘણા કાળથી આપેલા ધર્મના ઉપદેશનું સર્વસ્વ શું તમારા હૃદયને વિષે વર્તે છે કે નહીં ? આ બાબત સત્ય રીતે કહો. અથવા પૂર્વ કાળનો મોહનો વિલાસ સંભારીને શું તમારા મનમાં, જરા પણ ભવભ્રમણનો નિર્વેદ (વૈરાગ્ય) છે ? જો સાચો નિર્વેદ હોય તો સમગ્ર સંગનો ત્યાગ કરીને પાપરૂપી પર્વતનો નાશ કરનાર પ્રવ્રજ્યાને અંગીકાર કરો. "

આ પ્રમાણે કહ્યું ત્યારે બંધનથી રહિત થયેલા અને સંસારના ભયને પામેલા તે બન્ને એવા એકાંત ઉત્સુકપણાને પામ્યા, કે જેથી પિતા વિગેરેને પોતાનો અભિપ્રાય કહ્યા વિના તે જ વખતે તે મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી. પછી જિનાગમના અર્થને જાણી, તપ અને સંયમ પાળવામાં સામર્થ્યવાળા થઇ, ચિરકાળ સુધી ગુરુની સાથે રહી પૃથ્વી પર વિચરવા લાગ્યા. પછી ગુરુમહારાજે હમણાં વિજયધર્મને સૂરિને સ્થાને સ્થાપન કરીને તે જ આ હું, હે ખેચરેંદ્ર ! તમારા નગરમાં વિચરું છું. બીજા પણ આ મુનિ ઘણા ભવને વિષે મારો ભાઇ ધનધર્મ નામનો છે. હે રાજા ! તમે જે પૂછયું, તે આ દીક્ષાનું કારણ મેં કહ્યું. સારી રીતે સાંભળીને હે રાજા ! જે ઉચિત લાગે તે કરો. ખરેખર શુદ્ધ સદ્ધર્મની સામગ્રી ફરીથી મળવી દુર્લભ છે." આ પ્રમાણે સાંભળીને મનમાં સંવેગને પામેલ વિદ્યુદ્ગતિ વિદ્યાધરરાજા સૂરીશ્વરને વંદન કરી રાજ્યની સ્વસ્થતા કરવા માટે પોતાના નગરમાં ગયો. ત્યાર પછી તેણે મંત્રી, સામંત રાજા, શ્રેષ્ઠી અને સેનાપતિ વિગેરે માણસોની સમક્ષ શ્રેષ્ઠ તિથિ, કરણ અને મુહૂર્ત્તને વિષે કિરણવેગ પુત્રનો મોટો રાજ્યાભિષેક કર્યો, અને વિદ્યાધર જનોથી પરિવરેલા તે વિદ્યાધીશ્વરે તેને પ્રણામ કર્યા, તથા યોગ્યતાથી તેને શિખામણ આપી કે-"રાજ્ય ઘણા વિઘ્નવાળું છે, રાજ્યલક્ષ્મી પણ કપટ કરવામાં ચતુર છે, પ્રાયે કરીને નોકર લોક પણ પોતાના કાર્યમાં રાગી હોય છે, સ્ત્રીજન અત્યંત કુટિલ હૃદયવાળો હોય છે, શત્રુનું કુળ ઘણું બળવાન હોય છે, તથા દ્યૂત ( જુગાર ) વિગેરે વ્યસનો પણ અત્યંત દુઃખે કરીને નિવારણ કરી શકાય તેવા છે; તેથી કરીને હે પુત્ર ! તું સાવધાન થઇને કોઇ પણ પ્રકારે તેવી રીતે રાજ્યભારનું પાલન કરજે, કે જેથી ખળ પુરુષો તારી હાંસી ન કરે, અને ગુરુજન શોક ન કરે. ચોર જેવા માણસોની પાસે સારી રીતે સમ્યગ્દષ્ટિપણાને પ્રકાશ કરતો, અનીતિને રુંધતો, ધર્મના કાર્યને વહન કરતો જેમ ચિરકાળ સુધી સમુદ્ર નદીનો સ્વીકાર કરે છે, અને જેમ સૂર્ય પર્વતના શિખર ઉપર કિર-

ણોને સ્થાપન કરે છે, તેમ તું રાજ્યલક્ષ્મીને ધારણ કરજે." આ પ્રમાણે પુત્રને શિખામણ આપી ( અને મંત્રી વિગેરે બીજાઓને પણ શિખામણ આપી ) તથા તે કાળને ઉચિત બીજું પણ સર્વ કાર્ય કરીને તે ખેચરરાજાએ સૂરીશ્વરની પાસે દીક્ષા ગ્રહણ કરી. પછી નિરંતર ગામ, નગર, આકર ( ખાણ ) વિગેરે પૃથ્વીપીઠ ઉપર વાયુની જેમ સ્ખલના રહિત વિહાર કરવા લાગ્યો, સૂત્ર અને અર્થને ચિંતવવા લાગ્યો. ત્યારપછી ચિરકાળ સુધી વિચરીને છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે તપવડે કૃશ શરીરવાળો તે છેવટ અનશન કરીને તે મહાત્મા મોક્ષપદને પામ્યા. વિદ્યાધરનો રાજા કિરણવેગ પણ ચતુરંગ સૈન્યવડે શત્રુના ગર્વને નાશ કરતો, અત્યંત સ્ફુરાયમાન પ્રતાપવડે બીજાના તેજના પ્રસારને હણતો, ક્રોધ સહિત દૃષ્ટિ નાંખવા માત્રવડે જ દુઃસાધ્ય કાર્યને સાધતો અને પૂર્વના કરેલા સુકૃતરૂપી કલ્પવૃક્ષને અનુરૂપ સુખને ભોગવતો ઇંદ્રની જેમ ઇચ્છા પ્રમાણે રમવા લાગ્યો. પછી કાળના ક્રમવડે **પદ્માવતી** રાણીને પુત્ર ઉત્પન્ન થયો, તેનું વધામણું કર્યું અને યોગ્ય સમયે તેનું **કિરણતેજ** નામ પાડયું. તે પણ કાળના ક્રમે રાજ્યનો ભાર ઉપાડવા સમર્થ થયો. પછી કોઇ દિવસે તે ખેચર રાજાએ મહાપ્રજ્ઞપ્તિ વિદ્યાને વિશેષ પ્રકારે સાધવા માટે દેવતાના પગની પૂજા પ્રારંભી, તેના સાધનની સામગ્રી તૈયાર કરી, ચારે દિશામાં વિવિધ પ્રકારના શસ્ત્રોને હાથમાં ધારણ કરનારા ઉત્તર-સાધક તરીકે ખેચર સુભટોના સમૂહને સ્થાપન કર્યો, બાર યોજનના પ્રમાણની પૃથ્વી ઉપર અમારીની ઘોષણા કરાવી, તથા આ જ કાર્યને નિમિત્તે અનેક સ્થાનોને વિષે વિદ્યાધરોને સ્થાપન કર્યો. ત્યારપછી સ્નાન કરી, શ્વેત વસ્ત્ર પહેરી તે વિદ્યાધરરાજા જેટલામાં વિદ્યા સાધવા માટે તૈયાર થયો, તેટલામાં ચંડવેગ નામનો વિદ્યાધર પ્રતિહાર-દ્વારા પોતાનું આગમન જણાવીને રાજસભામાં પેઠો, અને રાજાના પગમાં પડીને ( નમીને ) વિનંતિ કરવા લાગ્યો.—" હે દેવ ! આપે સર્વ ઠેકાણે જીવહિંસાનો નિષેધ કરવા માટે આજ્ઞા આપેલા અને આમતેમ ભમતા મેં આજે રાત્રિના પાછલા ભાગમાં ભયંકર વૈતાઢ્યના એક છેદાયેલા કિનારા ઉપર રહેલા એક વૃક્ષની શાખા ઉપરથી ઝંપાપાત કરતો અને નીચે પડતો એક પુરુષ જીવતો જ પ્રાપ્ત કર્યો છે. શોકના સમૂહવડે ગંભીર વાણીવાળા અને મોટા ક્રોધના સમૂહથી અત્યંત આકુળ( વ્યાપ્ત ) કંઠરૂપી માર્ગના છિદ્રવાળા તેને મેં ઘણી રીતે શાંતિ આપી, અને શીતળ જળના બિંદુવડે તેનો ઉપચાર કર્યો તથા " અકાળે કોપ પામેલા યમરાજરૂપી કેસરીસિંહને જગાડવા જેવું મોટા વૃક્ષના મસ્તક ઉપરથી પડવાનું સાહસ તું કેમ કરે છે ? " એમ મેં તેને વારંવાર પૂછયા છતાં પણ તે કાંઇ પણ બોલતો નથી, અથવા જોતો પણ નથી. માત્ર " અરે ! રે ! પ્રાણનો ત્યાગ કરવાને ઉત્સાહ કરતો હું કેવા મંદ ભાગ્યવાળો છું ? કે જેથી આટલું પણ મારું મનવાંછિત ન થયું." એ પ્રમાણે વારંવાર બોલતા તેને કેટલાક પુરુષો પાસે તેનો વિહાર અટકાવીને અહીં લાવીને આપના પ્રતિહારની જગ્યાએ મૂકયો છે. હવે પછી આપ પ્રમાણ છો. " આ પ્રમાણે સાંભળીને કૌતુકવડે વ્યાકુળ થયેલા વિદ્યાધરાધિપતિએ તે પુરુષને પોતાની પાસે બોલાવ્યો,

અને તેને મરણનું કારણ પૂછયું. તે વખતે પણ તે કાંઈ પણ બોલ્યો નહીં. માત્ર તેણે ડોકને વાળીને પાસે રહેલા માણસોની સન્મુખ દૃષ્ટિ નાંખી. તેથી તે ખેચરરાજાએ જાણ્યું કે—" અહીં ઘણા માણસો છે, તેથી તે બોલતો નથી. " આમ વિચારીને તે રાજાએ ત્યાંથી સર્વને રજા આપી. પછી ફરીથી રાજાએ તેને પૂછયું કે—" હે ભદ્ર ! સત્ય બોલ. કેમ આવી રીતે મૌનપણે રહે છે ? " ત્યારે તેણે દીર્ઘ નિઃશ્વાસ મૂકીને કહ્યું કે—" હે દેવ ! આ અત્યંત નહીં કહેવા જેવું છે. જો આપ મારા પર પ્રસાદ કરો, તો આ વૃત્તાંત કહ્યા વિના જ મારે મરવું યોગ્ય છે. ચાલતી વાતનો નિર્વાહ કરવા માટે મને રજા આપો. " ત્યારે વિદ્યાધર રાજાએ કહ્યું કે—" મરણના વિચારવડે સર્યું. પ્રથમ તો મેં જે તને પૂછયું તે કહે. " ત્યારે તે બોલ્યો—" જો આપનો સાંભળવાનો અતિ આગ્રહ હોય, તો હું કહું છું, આપ સાંભળો-હું કદલીપુર નામના નગરમાં કૃષ્ણ નામનો ગૃહપતિ છું. ધન ઉપાર્જન કરવા માટે વિવિધ પ્રકારના ઉદ્યમવડે કુટુંબનો નિર્વાહ કરતો રહેતો હતો, કાંઇક ધનનો સમૂહ પણ છે. તથા મારા કુટુંબમાં માતા, નાનો ભાઈ, ભાર્યા, ભાઈની ભાર્યા, પુત્ર અને બેન છે, પરંતુ મારા પિતા મરણ પામ્યા, તે મને પહેલું મહાદુઃખ થયું. જેટલામાં તે દુઃખ શાંત પામ્યું નહીં તેટલામાં મારી માતા કુળની મર્યાદાને અને લજ્જાને છોડીને ઈચ્છા પ્રમાણે વ્યવહાર ( અનાચાર ) કરવા લાગી. તે જાણીને મેં તેને એકાંતમાં કહ્યું કે—'હે માતા ! હવે તમારે આવા પ્રકારનો વિધવા નારીને વિરુદ્ધ વ્યવહાર કરવાનો શો અવસર છે ? સર્વથા અનાચારનો સંવર ( ત્યાગ ) કરો, કેમકે ઘરના માણસોના નેત્રરૂપ તમે છો. તમે જો ઇચ્છા પ્રમાણે ચાલશો, તો તમે બીજાનું નિવારણ શી રીતે કરી શકશો ?' ત્યારે તે બોલી કે-'હે પુત્ર ! હું તને પરમાર્થ (સત્ય) કહું છું કે-હું બ્રહ્મચર્યનું પાલન કરવા શક્તિમાન નથી.' તે સાંભળીને લજ્જારૂપી મોટા વજ્રવડે તાડન કરાયેલો હું પિતાના મરણ કરતાં પણ વધારે દુઃખ પામ્યો. તો પણ ભલે જેમ તેમ રહો ( થાઓ ) એમ વિચારીને આકારનો સંવર કરીને હું વર્તતા છતાં પણ કોઇક દિવસ તે જ નગરમાં તે મારી માતા 'આ ડોશી છે' એમ જાણીને નહીં ઇચ્છતા એવા પણ એક ગરીબ પુરુષના ઘરમાં પેઠી. વળી બીજું એવું બન્યું કે-તે મારો નાનો ભાઇ વેશ્યાના સંગવાળો થયો, તે જાણીને તેની ભાર્યાએ તેને વશ કરવા માટે મંત્ર જાણનારને હાથે મંત્રના વિધાનવડે આઠ અંગમાં ખીલા મારેલું એક પુતળું કરાવી તેના (પતિના) ખાટલા નીચે (ભૂમિમાં) નાંખ્યું (દાટયું). તેથી અભિચારિક મંત્રના સામર્થ્યવડે તે પીડા પામ્યો, તેથી તેણે આહારનો ત્યાગ કર્યો, જીવવાની આશા નાશ પામી, શરીર ક્ષીણ થયું, ત્યારે મેં સિદ્ધદત્ત નામના નિમિત્તિયાને ( જોશીને ) બોલાવ્યો. તેણે મંડળ આળેખ્યું, એક કુમારીને મંત્રી તેને વિષે ક્ષેત્રપાળ ઉતાર્યો, તેણે ગૃહિણીએ પ્રયોગ કરેલા પુતળાનો વૃત્તાંત કહ્યો તે જાણીને મેં તેને ખોદાવ્યું અને જેટલામાં તે દૃષ્ટિના વિષયમાં આવ્યું, તેટલામાં તે નાના ભાઇની ભાર્યા પોતાનું દુશ્ચરિત્ર પ્રગટ થવાથી ભય પામી, અને

એકદમ વચમાં પડીને તેણીએ તે પુતળું ગ્રહણ કર્યું, અને સળગતા અગ્નિની જ્વાળામાં નાંખ્યું, અને તરત જ તે બળી ગયું. તે પુતળાના બળવાથી ઉત્પન્ન થયેલા મોટા અગ્નિવડે મારા ભાઈનો દેહ બળી ગયો અને મરણ પામ્યો ( આ ત્રીજું દુઃખ ). તે વખતે નિમિત્તિયાએ કહ્યું કે—"આ કર્મને કરનારી તે જ આ છે." તે સાંભળીને ઘરના લોકોએ કઠોર વાણીવડે તેણીનો તિરસ્કાર કર્યો, અને નગરના લોકોએ પણ તેણીને ધિક્કાર આપ્યો. આ અપવાદનું દુઃખ સહન ન થવાથી ઘણા પાણીના નિધાનરૂપ એક ગંભીર કૂવામાં તે પડી. તે જાણીને લોકો ત્યાં દોડ્યા, કૂવામાં દોરડું નાંખ્યું, પુરુષોએ તેને ખેંચી કાઢી, પરંતુ તે તો યમરાજની રાજધાનીમાં પહોંચી. આ ચોથું દુઃખ મને પ્રાપ્ત થયું. ત્યારે મેં વિચાર્યું કે—આટલા માત્ર દુઃખ આપવાવડે શું અધમ વિધાતા તુષ્ટમાન થયો હશે કે નહીં? તેવામાં મારું ડાબું નેત્ર ફરક્યું. તે વખતે મેં વિચાર્યું કે—"ઠીક. મેં જાણ્યું. હજુ પણ વિધાતા આટલાથી પણ અટક્યો નથી, માટે મારે સાવધાન રહેવું જોઈએ." આ પ્રમાણે જાણે મોટા દુઃખરૂપી વજ્રના અગ્નિની કુંડીમાં પડેલો હોઉં તેમ હું રહેતો હતો, તેવામાં કોઈક દિવસે તે મારી બહેન ઘરના સારભૂત ગ્રંથિને( પોટકીને ) ગ્રહણ કરીને ઘરના ચાકરની સાથે એકદમ બહાર નીકળી ગઈ. તેની પાછળ તે માર્ગે મારો પુત્ર દોડ્યો તે બન્નેનું દર્શન બે ગામની વચ્ચે થયું. મારા પુત્રે ચાકરને કહ્યું કે—"હે દુરાચારી! ક્યાં તું જાય છે?" તે વખતે મારી બહેને ઉત્સાહ આપેલો તે ચાકર મારા પુત્રની સન્મુખ પાછો વળ્યો. તે બન્નેનું બાહુવડે યુદ્ધ થયું. પરસ્પર મુષ્ટિના ઘાતવડે શરીરમાં ઘુમરી આવવાથી તે બન્ને પૃથ્વી પર પડ્યા ત્યારે મારી બેને મારા પુત્રને છરીવડે હણ્યો, એટલે તે જીવિતથી મુક્ત થયો. આ સર્વ વૃત્તાંત મારા જાણવામાં આવ્યો તેથી લાખો તીક્ષ્ણ દુઃખોવડે હું ગ્રહણ કરાયો. હજાર મુખવાળો થઈને અવર્ણવાદ( અપયશ ) ઉછળ્યો. તે વખતે હું તે અવર્ણવાદને પોતાના કાનવડે સાંભળવાને અશક્ત થવાથી વૈતાઢ્યના તટ( કિનારા ) ઉપર રહેલી કુળદેવતાનું આરાધન કરવા માટે અને પોતાના દુષ્કર્મને પૂછવા માટે ગયો. ત્યાં મેં દશ લાંઘણ( ઉપવાસ ) કરી, તેની દેવીએ ઉપેક્ષા કરી. તે વખતે અત્યંત વૈરાગ્ય( ખેદ )ને પામેલા મેં મરણવડે આત્માની શાંતિ ઇચ્છી, તેથી વૃક્ષ ઉપર ચડીને પડતો હતો, તેટલામાં જલદીથી આપના વિદ્યાધરે મને ઉપાડ્યો અને આપના ચરણની પાસે આણ્યો. આ પ્રમાણે હે દેવ! અઘટિતને ઘટાવવામાં એક( અદ્વિતીય ) નિપુણ અને વિવિધ પ્રકારના મોટા દુઃખને કરનારા અધમ વિધાતાને શું કહેવું? જે શાસ્ત્રને વિષે સંભળાતું નથી, અને જે સમગ્ર પૃથ્વીતળને વિષે દેખાતું નથી, તે સર્વ હે દેવ! યથાર્થ રીતે મારે ઘેર થયું છે. આ પ્રમાણે ક્ષણે ક્ષણે વિચારતો અને સર્વ અંગે ક્ષીણ થયેલો હું જાણે વજ્રની અગ્નિમાં પડ્યો હોય એવા આત્માને રક્ષણ રહિત માનું છું. હે વિદ્યાધરોના સ્વામી! દુઃખના સમૂહથી મૂકાવનાર એક સમર્થ એવા પ્રાણત્યાગ( મરણ )ને છોડીને બીજું કાંઈ પણ રક્ષણ સ્ફુરતું

તેને સોંપ્યો, અંતઃપુરની સ્ત્રીઓને બોધ કર્યો, નગરના લોકોને ખમાવ્યા, જિનમંદિરોને વિષે અઠ્ઠાઈમહોત્સવ કર્યા, સાધુ અને સાધર્મિક લોકોનું ઉચિતતા પ્રમાણે સન્માન કર્યું, કેદખાનામાં બાંધેલા ગુનેગારોને છોડાવ્યા, તથા દીનાદિકને અનુકંપાદાન અપાવ્યું. પછી કેટલાક રાજપુત્રો અને પૂર્વે કહેલા પુરુષની સાથે કિરણવેગ વિદ્યાધરેશ્વરે સૂરીશ્વરના ચરણની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. તે વખતે બંદિજનોએ તેની શ્લાઘા કરી, તે આ પ્રમાણે—

"હે નરનાથ ( રાજા ) ! તમે ધન્ય છો, તમે જ મોટા પૂજ્યપણાને પામ્યા છો, તમારી કીર્તિવડે બ્રહ્માંડ( જગત )રૂપી વાસણના મધ્યભાગને ઉજ્વળ કર્યો, અમે માનીએ છીએ કે-તમારા નિર્મળ હસ્તકમળને વિષે મોક્ષલક્ષ્મી રહી છે, કે જે તમે પોતે જ ચંદ્ર જેવું ઉજ્વળ શીલ પ્રાપ્ત કર્યું. કોઈ પણ માણસ તૃણનો પણ ત્યાગ કરવા ઈચ્છતો નથી, અત્યંત ક્રોધવાળી દુષ્ટ ભાર્યાનો પણ કોઇ ત્યાગ કરતો નથી, સીવેલા (સાંધેલા) વસ્ત્રના કકડાને પણ લોકો તજતા નથી, પરંતુ હે વિદ્યાધર રાજા ! તમે મોટું રાજ્ય, સુંદર અંતઃપુર અને ચતુરંગ સૈન્ય વિગેરેનો જેમ ત્યાગ કર્યો, તેમ બીજો કોઇ ત્યાગ નહીં કરે. હે દેવ ! હે વિદ્યાધર રાજા ! રાગને મથન કરનાર તમને એકને જ છોડીને આ જગતમાં કયા કયા માણસ કામવડે વ્યાપ્ત નથી થયા ? મોટા શણગારવાળી સ્ત્રીઓવડે એકદમ ધર્મથી કોને કોને ચલાયમાન નથી કરાયા ? તથા આ પૃથ્વી ઉપર આશારૂપી પિશાચીવડે કોણ પાપકર્મ નથી કરાવાયો ? મોહની દુષ્ટ ચેષ્ટા ભયંકર દુર્ગતિને કરનારી છે, એમ સર્વ માણસ જાણે છે, દુઃખે કરીને દમન કરી શકાય એવા ઈંદ્રિયોના મોટા સમૂહને પણ સર્વ માણસ જાણે છે, પરંતુ હે ભૂમિપતિ ! ગુરુની પાસે સર્વવિરતિ ગ્રહણ કરીને રાગ રહિત અને ક્રોધ રહિત થઈને પૃથ્વી ઉપર તમે જેમ વિચરો છો, તેવો કોઇ પણ નથી."

આ પ્રમાણે સત્ય ગુરુની સ્તુતિ કર્યા છતાં પણ જરા પણ ગર્વને નહીં કરતા છઠ્ઠ, અઠ્ઠમ, દશમ, દ્વાદશ વિગેરે દુષ્કર તપ કરવામાં તત્પર, આકાશની જેમ આલંબન રહિત, વાયુની જેમ પ્રતિબંધ રહિત ગામ, કુલ વિગેરેને વિષે મમતાનો ત્યાગ કરતા, સૂત્ર અને અર્થને સારી રીતે ભણતા, ગામ, આકર અને નગરાદિકને વિષે વિહાર કરવા લાગ્યા. તથા ઇંદ્રની જેવી ઋદ્ધિના વિસ્તારની જેવા વૈભવના વિસ્તારવાળો કિરણતેજ રાજા ભુજાબળવડે બળવાન લાખો શત્રુઓને દળી નાંખી મોટી રાજલક્ષ્મીને ભોગવવા લાગ્યો. હવે સર્વ ક્રિયાના સમૂહને યથાર્થ જાણનાર કિરણવેગ વિદ્યાધર રાજર્ષિ ગીતાર્થ થયા એમ જાણી ગુરુની આજ્ઞાથી એકલ વિહારની પ્રતિમાને અંગીકાર કરી, આકાશમાર્ગે ગમન કરીને વિશેષ પ્રકારની તપસ્યા કરવા માટે પુષ્કર દ્વીપાર્ધમાં ગયા. ત્યાં શાશ્વતી પ્રતિમાઓને વંદના કરી. ત્યાર પછી મોટા હર્ષને ધારણ કરતા તે મુનિ વૈતાઢ્ય ગિરિની પાસે રહેલા હૈમગિરિની સમીપે સર્વ પ્રાણીઓના સમૂહને ઉપદ્રવ કરવા વિગેરે દોષરહિત

પ્રતિમાએ રહ્યા. આ પ્રમાણે દિવસે દિવસે વૃદ્ધિ પામતી અતિ શુભ ભાવનાવાળા તે મુનિ દિવસોને નિર્ગમન કરવા લાગ્યા.

હવે આ તરફ પૂર્વે કહેલ પ્રગટ થયેલા મોટા ગર્વવાળો કુર્કુટ સર્પ મોટા હસ્તીનો વિનાશ કરીને પોતાની ઇચ્છા પ્રમાણે નિરંતર વધ કરવાની ઇચ્છાવાળો હોવાથી મોટા પાપના સમૂહને ઉપાર્જન કરી કાળના ક્રમવડે પંચત્વ( મરણ )ને પામ્યો, અને અધન્ય એવો તે યથાર્થ નામવાળી ધૂમપ્રભા નામની કેદખાના જેવી પાંચમી નરક પૃથ્વીને વિષે નારકી થયો. ત્યાં તલ તલ જેવડા તેના કકડા થતા હતા, વજ્ર જેવા કુહાડાવડે તે કુટાતો હતો, મોટા તીક્ષ્ણ અરછીવાળા ભાલાવડે ભેદાતો હતો, ચણાની જેમ ભઠ્ઠીમાં શેકાતો હતો, તીક્ષ્ણ ખડ્ગની ધારાવડે છેદાતો હતો, શેરડીની જેમ યંત્રોવડે પીલાતો હતો, જાજ્વલ્યમાન અગ્નિથી તપેલી લોઢાની શિલા ઉપર સુવાડાતો હતો, રોતા છતાં પણ તપેલ તાંબુ અને સીસું પીવરાવાતો હતો, મોટા ભારવાળા લોઢાના રથમાં જોડાતો હતો, પાકેલા માંસના કકડાને અત્યંત ખવડાવાતો હતો, લાકડાની જેમ કરવતવડે વિશ્રાંતિ રહિત( નિરંતર ) ફડાતો હતો, નીચે જાજ્વલ્યમાન અગ્નિવાળી કુંભીને વિષે પકાવાતો હતો, શિલાતળ ઉપર જેમ ધોબીવડે વસ્ત્ર અફળાવાય તેમ અફળાવાતો હતો, તથા તપેલા સીસા અને તાંબાના રસને વહન કરતી નદીને વિષે નંખાતો હતો. આ પ્રમાણે પરસ્પર નારકીઓએ કરેલા મોટા તીક્ષ્ણ દુઃખના સમૂહને સહન કરતો તે સત્તર સાગરોપમ સુધી રહ્યો.

હવે ત્યારપછી નારકનું આયુષ્કર્મ પૂર્ણ થયું ત્યારે ત્યાંથી નીકળીને તે જ સુવર્ણ શૈલની પાસેના નિકુંજને વિષે મહાદેવના ગળારૂપી વલયમાં રહેલા સર્પરૂપી લતાના જેવી સ્વચ્છ કાંતિવડે દિશાઓના છેડાને ઢાંકી દેતો, એક યોજનપ્રમાણ શરીરના વિસ્તારવાળો, ઉદય પામતા સૂર્યમંડળના રંગને અનુસરતા બે નેત્રવાળો અને અનેક પ્રાણીઓના સમૂહનો સંહાર કરનાર મોટો સર્પ થયો. વળી મૂકેલા મોટા ફુત્કાર( ફુંફાડા )રૂપી અગ્નિના કણીયાવડે મિશ્ર થયેલા દુઃસહ ઉચ્છ્વાસવાળો, નચાવેલી ફણારૂપી પાટિયાવડે સૂર્યના કિરણોના પ્રસારને રૂંધતો, પ્રિયંગુવૃક્ષના પાંદડા જેવા સ્વચ્છ અને દીર્ઘ શરીરની ભયંકર લંબાઈવડે તે શોભતો હતો, યમુના નદીના જળનો પ્રવાહ જાણે પૃથ્વી ઉપર ઉતર્યો હોય તેમ તે શોભતો હતો. વિકસ્વર જયાપુષ્પની કાંતિવાળી દૃષ્ટિની છટાવડે તે વનખંડને જલદીથી નવપલ્લવવડે મનોહર કરતો હોય તેવો દેખાતો હતો, તથા ક્રીડાવડે ઉછાળેલા પુંછડાના અગ્રભાગવડે ભાંગી નાંખેલા વૃક્ષના કડકડાટ શબ્દવડે ભયંકર, જાણે પૃથ્વીરૂપી સ્ત્રીનો અત્યંત સ્નેહવાળો વેણુદંડ હોય તેમ શોભતો હતો. આ પ્રમાણે દુસ્સહ યમરાજના ભુજદંડ જેવા પ્રચંડ શરીરવાળો તે મોટો સર્પ જાણે સાક્ષાત્ લાંબા અંજન પર્વતનું વલય હોય તેમ પૃથ્વી પર વિચરતો હતો. આવા પ્રકારના મોટી ક્ષુધાથી

કલાંત શરીરવાળા, આહારને માટે આમતેમ ભમતા અને પાપકર્મથી ભરપૂર તે સર્પે કાંચનગિરિ( મેરુપર્વત )ની જેમ સ્વભાવથી જ નિશ્ચળ શરીરવાળા અને કાયોત્સર્ગમાં રહેલા તે કિરણવેગ વિદ્યાધર રાજર્ષિને જોયા. જોયા પછી તુરત જ પૂર્વભવમાં અભ્યાસ કરેલા અને ઉદયમાં આવેલા વૈરના કારણથી ઉછળેલી મોટા કોપરૂપી અગ્નિની જ્વાળાવડે દેદીપ્યમાન નેત્રવાળો તે ભયંકર, કર્કશ અને દઢ દાઢાના ઉઘાડવાવડે મુખરૂપી ગુફાને ફાડીને( ઉઘાડીને ) દોરડા જેવા લાંબા પોતાના શરીરવડે થાંભલાની જેવા ભગવાનના શરીરને વીંટીને અનેક સ્થાનોને વિષે ડસવા લાગ્યો, તો પણ સંસારના ભાવી સ્વરૂપની ભાવના કરનારા અને સારા ચારિત્રવાળા તે મુનીશ્વરે દુષ્ટ સર્પ ઉપર જરાપણ કોપ ન કર્યો. વળી એક તરફ કોઈપણ પ્રાણી અતિ ક્રોધથી કુહાડાવડે ભુજદંડને કાપે, અથવા બીજી તરફ કોઈપણ પ્રાણી તુષ્ટમાન થઈને તેના હાથને ચંદનવડે લીંપે, તો પણ મુનિઓ સમાન દૃષ્ટિવાળા જ હોય છે. ચિરકાળ સુધી તિરસ્કાર કરાયા છતાં પણ મુનિ તેનો તિરસ્કાર કરતા નથી, અને હીલના કરાયા છતાં પણ પોતે બીજાની હીલના કરતા નથી, પરંતુ સુપ્રસન્ન દૃષ્ટિવડે બંધુની બુદ્ધિથી જુએ છે. કદાચ મેરુપર્વત ચલાયમાન થાય, તથા કદાચ પૃથ્વીપૃષ્ટ રસાતળમાં જાય, પરંતુ મોટું દુઃખ પામ્યા છતાં પણ મુનીશ્વરોનું ચિત્ત ક્ષોભ પામતું નથી (ચલાયમાન થતું નથી). આ પ્રમાણે તે મહાત્મા મોટા દર્પવાળા સર્પવડે તીક્ષ્ણ દાઢાવડે ડસાયા છતાં પણ વિશુદ્ધ મનવાળા તે આ પ્રમાણે વિચારવા લાગ્યા. "કર્મનો ક્ષય કરવા માટે ઉદ્યમી થયેલા જીવોને ઉપસર્ગ કરનારા પ્રાણીઓ ધર્મને વિષે સહાયકારક થાય છે, તેથી તે દ્વેષના સ્થાનને પામતા નથી, પરંતુ તે ઉપકાર કરનાર છે, એમ ધારીને તે વિશેષે કરીને દાન અને સન્માન કરવા લાયક થાય છે, તેથી હે ચિત્ત! દુષ્ટ મનનો દૂરથી ત્યાગ કરીને સમતાને ભજ. જો કે ચિરકાળ જીવતાં છતાં પણ મરણ તો અવશ્ય થવાનું જ છે, તેથી જો તે જલદી પ્રાપ્ત થાય, તો તેમાં અસમાધિનો અવકાશ શો છે?" આ પ્રમાણે પોતાના આત્માને સારી રીતે સ્થાપન (શાંત) કરીને, સિદ્ધ ભગવાનને આલોચના આપીને, અનશન ગ્રહણ કરીને તથા સર્વ જીવોના સમૂહને ખમાવીને પંચ પરમેષ્ઠીનું સ્મરણ કરવામાં તત્પર થયેલા તે કિરણવેગ મુનીશ્વર એવું કોઈ શુભ ધ્યાન પામ્યા, કે જે વડે કાળધર્મ પામીને અચ્યુત કલ્પને વિષે અતિ ધન્ય દેદીપ્યમાન દેવ થયા; કેમકે અચ્યુત શીલવાળાની અચ્યુતમાં સ્થિતિ હોય જ, એમાં શું આશ્ચર્ય? હવે મુગટ, કડા, કુંડલ અને ચૂડામણિવડે સર્વ અંગે શોભતો, હર્ષસહિત દોડતા પરિજનોએ મંગળના ઉચ્ચારવડે સન્માન કરાયેલ, તથા બાવીશ સાગરોપમના આયુષ્યવાળો તે દેવ નિરુપમ સુખસંપદાને ભોગવતો, તે આયુષ્યને અર્ધ સમય જેવું માનતો અસંખ્ય કાળને નિર્ગમન કરવા લાગ્યો.

હવે આ તરફ આ જ જંબૂદ્વીપને વિષે પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રમાં ગંધાવતી નામની

વિજયમાં શુભંકરા નામની નગરી છે. તેમાં અતિ ઊંચા મોટા પ્રાકાર(ગઢ)વડે વીંટાયેલ હોવાથી શત્રુનો વિજય પ્રાપ્ત થયો છે એમ લોકવાણી સંભળાતી હતી. તેના રમણીય દેવમંદિરો, ત્રિક, ચતુષ્ક, ચત્વર અને ચરિયાના વિભાગો લાખો વાણીવડે પણ વર્ણન કરી શકાય તેવા નથી. મોટા ભાગ્યશાળી લોકો તેમાં નિવાસ કરે છે, ઇંદ્રની પુરીની જેમ તેમાં સુંદર દેવજનના સમૂહ શોભે છે, તથા મોટી રજત(ચાંદી)ની ભૂમિની જેમ લોભ રહિત ડાહ્યા માણસોને સુખ આપનારી છે. તથા જે નગરીમાં દિવસના અંતે જ પ્રદોષ શબ્દ કહેવામાં આવે છે, કિંશુકના પુષ્પને વિષે જ કાળા મુખપણું કહેવાય છે, સૂર્યબિંબનો જ અસ્ત કહેવાય છે તથા કુલિંગીને વિષે જટાના આટોપની વિડંબના છે, પરંતુ માણસોને વિષે- આ કાંઈ પણ નથી. તે નગરીને પ્રલય કાળના અગ્નિના ઉગ્ર પ્રતાપવડે શત્રુરૂપી જળાશયને સુકવી દેનાર, સદા ઉપયોગી વૈભવના વિસ્તારનું દાન કરવાથી દીન અને દુઃસ્થ જનોને સંતોષ પમાડનાર તથા જાણે સાક્ષાત્ પાંચમો લોકપાલ હોય તેમ શોભતો **વજ્રવીર્ય** નામનો રાજા પાલન કરે છે. વળી તે મેદિનીનો ભોગી, માતંગની સંગતિવાળો અને ભોગી લોકનો ભક્ત છે, તો પણ સ્વશુચિતાથી પવિત્ર અદ્વિજિહ્વ કહેવાય છે, તે આશ્ચર્ય છે. તે રાજાને બીજી સર્વ સ્ત્રીજનથી અધિક રૂપ અને લાવણ્યવડે મનોહર અંગવાળી, ગીત, વાજીંત્ર અને નૃત્યાદિક કળામાં પ્રવીણ, વિનયનું સ્થાનરૂપ, સૌભાગ્યનું ઉત્પત્તિસ્થાન, ગુરુજનના ચરણકમળની પૂજા કરવામાં તત્પર અને કમળના પત્ર જેવી મોટી શોભાવાળી **લક્ષ્મીવતી** નામની ભાર્યા છે. તેની સાથે દેવલોકમાં ઇંદ્રની જેમ પાંચ પ્રકારના મનોહર અમૂલ્ય વિષયસુખને ભોગવતો તે રાજા રાજ્યનું પાલન કરે છે. કોઇક વખત તે કિરણવેગ દેવ બારમા દેવલોકથી ચ્યવીને તે રાજાની પટ્ટરાણીના ગર્ભમાં પુત્રપણે ઉત્પન્ન થયો. પછી કાળને ક્રમે સારા પ્રશસ્ત દોહદના પૂર્ણ કરવાવડે પરિપૂર્ણ મનોરથવાળી તે રાણીએ કાંઇક અધિક નવ માસ ગયા પછી પ્રશસ્ત શુભ મુહૂર્ત અને યોગને વિષે પુત્ર પ્રસવ્યો. તે સૂર્યની જેવો રાતા કર(કિરણ-હાથ)-વાળો થયો, શરીરે સારી શોભાવાળો અને મહેલને ઉદ્યોત કરનાર થયો. પછી બાર દિવસ વ્યતીત થયા ત્યારે તેનું **વજ્રનાભ** નામ પાડયું. અનુક્રમે તે કુમારપણું પામ્યો. પછી ગુરુની પાસે સર્વ કળાઓનો સમૂહ તેને ગ્રહણ કરાવ્યો. પછી કાળના ક્રમે કરીને વિશેષ પ્રકારનું રૂપ, સૌભાગ્ય અને લાવણ્યવડે મનોહર યુવાનપણું પામ્યો. તે યૌવનના વશથી તેની નિર્મળ મતિવાળી દૃષ્ટિ સારી રીતે વિસ્તાર પામી, પરાક્રમની સાથે તેનું વક્ષઃસ્થળ વૃદ્ધિ પામ્યું, ક્રોધ અને લોભ વિગેરેની સાથે તેનું ઉદર કૃશપણાને પામ્યું, અને નીતિના અનુસરવાની સાથે તેનું ભુજાબળ પ્રસર્યું. વળી જો કે તે ત્રણ[1] શક્તિને ધારણ[2] કરે છે, જો કે સરવન (બાણના સમૂહ)ને મૂકતો નથી, અને જો કે શિખિ-

---

૧ વિદ્યા, મંત્ર અને વીર્ય (શરીર) આ ત્રણ શક્તિ.

૨ કુમાર ત્રણ શક્તિને ધારણ કરે નહીં, સરવન એટલે કામદેવને ચૂકે છે, અને શિખિ એટલે અગ્નિને અથવા મોરને અડકે છે.

(અગ્નિ)ને અડકતો નથી, તો પણ તે કુમાર કહેવાય છે, તે આશ્ચર્ય છે. હિમ(બરફ)ના સમૂહ જેવી ઉજ્વળ (શ્વેત) તેની કીર્તિ કોઇ પણ રીતે તે પ્રકારે પ્રવર્તી, કે જેમાં અનેક ચંદ્ર ઊગ્યા હોય તેવા આકાશની શોભાને ઢાંકી દે છે. તે મહાત્મા એક જ છે તો પણ બુદ્ધિમાન મનુષ્યોએ અનેક પ્રકારે ભણ્યો છે, તે આ પ્રમાણે-દાનમાં કર્ણ અને બલિરાજા જેવો, અને સત્યવડે દ્રોણાચાર્ય જેવો વિગેરે. આવા પ્રકારનો તે રાજપુત્ર કોઇ દિવસ કેટલાક પ્રધાન પુરુષોની સાથે અશ્વક્રીડા કરવા માટે નગરીમાંથી નીકળ્યો. જૂદા જૂદા શ્રેષ્ઠ અશ્વ ઉપર વાહન કરતા તેનું કપાળ પરિશ્રમથી ઉત્પન્ન થયેલા પરસેવાના બિંદુઓવડે વ્યાપ્ત થયું, તેથી વિશ્રાંતિ લેવા માટે નવા ઉલ્લાસ પામેલા મોટા પલ્લવ(પાંદડા)વડે જેની શાખાનો સમૂહ શણગાર્યો હતો, એવા કંકેલી વૃક્ષને તળીયે બેઠો. તે વખતે ત્યાં જ તેણે પ્રથમથી બેઠેલા, દૂર દેશથી આવવાવડે ક્ષીણ શરીરવાળા અને યૌવનને ઉલ્લંઘન કરેલા (વૃદ્ધ) એક પુરુષને જોયો. તે પુરુષ હર્ષથી વિકસ્વર નેત્રવાળો બનીને તાડપત્રમાં લખેલું કાંઇક આદર સહિત વાંચતો હતો. તે જોઇ રાજપુત્રે કૌતુકથી તેને પૂછ્યું કે-"હે પુરુષ! તું શું વાંચે છે?" ત્યારે તે બોલ્યો કે-"બંગ દેશના અધિપતિ **ચંદ્રકાંત** નામના મહારાજાનું આ કાંઇક લેશમાત્ર ગુણકીર્તન છે." ત્યારે રાજપુત્ર પોતાના હાથવડે તે ગ્રહણ કરીને વાંચવા લાગ્યો. "ઠેકાણે ઠેકાણે રૂપવાળા, યશવાળા, ત્યાગી( દાની ), ભોગી અને પોતાના બાહુબળના ગર્વવડે બીજાથી ન જીતી શકાય તેવા ઘણા રાજાઓ છે, પરંતુ બંગનાથને વિષે જેવો મોટો મહિમા વિકસ્વર છે, તેવો બીજા કોઇપણ રાજામાં દેખાતો નથી તથા કહેવાતો પણ નથી, એમ હું માનું છું. ઇંદ્રને હણુયેલા વિક્રમવાળો કરીને તેના ઐરાવણ હાથીને કોણ લાવી શકે? તથા પંચાલ દેશના રાજાને કોણ વનવાસી કરે? અંગ દેશના રાજાએ કપટવડે ગ્રહણ કરેલી રૂપવતી નામની પુત્રીને તે રાજાને જીતીને બંગ દેશના રાજા સિવાય બીજો કોણ ગ્રહણ કરે? પ્રલય કાળના અગ્નિની જેવા ઉત્કટ મોટા કુંડવાળા પાતાલમાં રહેલી અતિ રૂપવાળી દેવતાની પાસે ઝંપાપાતપૂર્વક બંગ દેશના રાજા સિવાય બીજો કોણ જાય? તથા ચંડસિંહને સારી રીતે સાધીને તેને બંગ દેશના રાજા વિના બીજો કોણ સર્વદા સહાય કરે? તેથી કરીને આ જગતમાં તેને તુલ્ય કોણ છે?" આ પ્રમાણે વાંચીને તે રાજપુત્રનું મન મોટા કૌતુકથી વ્યાપ્ત થયું. અને આદર સહિત વિકસ્વર નેત્રને તે પુરુષ ઉપર નાંખીને તથા કપૂરના સમૂહવાળું તાંબૂલનું બીડું પોતાના હાથવડે તે પરદેશી પુરુષને આપીને આ પ્રમાણે તે રાજપુત્ર કહેવા લાગ્યો: "હે મુસાફર! તું સર્વથા સત્ય કહે કે-આ બંગ દેશનો નાથ કોણ છે? તેણે શી રીતે ઇંદ્રને જીત્યો? અથવા ઐરાવણ હાથી શી રીતે ગ્રહણ કર્યો? અથવા પંચાલ દેશના રાજાને શી રીતે વનવાસી કર્યો? અથવા તેની પુત્રીને અંગદેશના રાજાએ શી રીતે હરણ કરી? ફરીને પણ શી રીતે પાછી આણી? અગ્નિકુંડમાં રહેલી દેવતા પાસે શી રીતે ગયો? તથા વેતાળને શી રીતે સહાયકારક કર્યો?" ત્યારે તે મુસાફરે કહ્યું કે-"સાંભળો—

અંગદેશના તિલકરૂપ ભૂજપુર નગરમાં અમારો સ્વામી ચંદ્રકાન્ત નામનો રાજા છે, તે મહાત્માને દૂતે કહ્યું કે-'હે દેવ! હું કાંઇક વિનંતિ કરું છું, આપ સારી રીતે સાંભળો-વિજયપુર નગરમાં વિજયદેવ રાજાની સૌભાગ્યસુંદરી નામની પુત્રી સમગ્ર કળામાં કુશળ છે. તેના વરનો વિચાર કરવાને વખતે તેણીએ સખીના મુખવડે પિતાને કહેવરાવ્યું કે-'જે રાધાવેધના વિધાનને જાણતો હોય, તે મારું પાણિગ્રહણ કરે, અથવા ભગવાન અગ્નિ મને ગ્રહણ કરે.' આ પ્રમાણે સાંભળીને વિજયદેવ રાજા મનમાં આકુળ-વ્યાકુળ થઇને આમતેમ શૂન્ય ચક્ષુનો વિક્ષેપ કરવા લાગ્યો. તે વખતે તેને મંત્રીઓએ કહ્યું કે-'હે દેવ! સ્થાન( કારણ ) વિના આપ આ પ્રમાણે ચિંતાથી વ્યાકુળપણાને કેમ પામ્યા છો? આ કાળને ઉચિત રાધાસ્તંભાદિક કાર્ય કરાવો. રાજાઓને બોલાવો અને નગરમાં મહોત્સવ કરાવો.' ત્યારે રાજાએ કહ્યું કે-'આ યોગ્ય જ છે તેથી કાળને હાનિ ન પહોંચે તેમ ( યોગ્ય અવસરે ) આ સર્વ કાર્ય તમે કરાવો.' તે સાંભળીને 'જેવી આપની આજ્ઞા' એ પ્રમાણે તેની આજ્ઞા મસ્તક પર ધારણ કરીને સર્વે નોકર વર્ગની પાસે તે કાર્ય શરૂ કરાવ્યું, અને નગરની બહાર મોટા વિસ્તારથી અખાડો ( જોવાનું સ્થાન ) કરાવ્યો. ડાબા અને જમણા ભમતા આઠ ચક્ર સહિત, છેડે સ્થાપન કરેલી પુતળીથી યુક્ત અને અત્યંત સ્થિર જાડો સ્તંભ ઊભો ખોડ્યો, તથા દિશાઓમાંથી આવેલા રાજાઓને યોગ્ય પ્રાસાદો તૈયાર કરાવ્યા. પછી હસ્તમેળાપને યોગ્ય પ્રશસ્ત લગ્ન જોવરાવ્યું.

સર્વ દિશાઓમાં મોકલેલા ઉત્તમ પુરુષોએ આદરપૂર્વક નિમંત્રણ કરેલા ઋદ્ધિના વિસ્તારવડે મોટા ભૂમિપતિઓ આવ્યા છે, તેથી તમારે પણ ત્યાં આવવું.' આ પ્રમાણે તેના વચનના આગ્રહથી ચંદ્રકાંત રાજા પણ ત્યાં ગયો. વિશેષે કરીને આદરપૂર્વક યોગ્ય સત્કાર કરીને તે રાજાઓને પૂર્વે કહેલા પ્રાસાદોમાં નિવાસ કરાવ્યો. હાથી, અશ્વ વિગેરેને રાજાએ યોગ્ય સ્થાન અપાવ્યું. હસ્તમેળાપનો સમય સમીપમાં આવ્યો. તે વખતે વિજયદેવ રાજાએ પ્રતિહારના મુખવડે સર્વ રાજાઓને કહેવરાવ્યું કે-'વિજયદેવ રાજા સ્નેહપૂર્વક તમોને કહે છે કે તમારે થોડી પણ અપમાનની શંકા કરવી નહીં; કેમકે આ મારી પુત્રી રાધાવેધના પણ( અભિગ્રહ )વડે પરણવા લાયક છે, તેથી જે કોઇ રાધાને વીંધશે, તેની તે ભાર્યા થશે. તેથી કોઇએ પોતાનો પરાભવ થયો, એમ ભાવના કરવી નહીં.' આવું તેનું વચન સર્વ રાજાઓએ અંગીકાર કર્યું. લગ્નનો દિવસ આવ્યો. તે વખતે વિજયદેવ રાજા પોતાના પરિવાર સહિત અખાડાની પૃથ્વીપીઠ પર બેઠો. બીજા રાજાઓ પણ અનુક્રમે યોગ્ય સ્થાને બેઠા. નગરના પ્રધાન( મુખ્ય ) જનો પણ યોગ્ય સ્થાને રહ્યા. તે વખતે મોટા શણગારવડે ગૌરવ શરીરવાળી, શ્વેત અને સુગંધી પુષ્પની માળાને ધારણ કરતી, અને પ્રતિહારીએ દેખાડેલા માર્ગવાળી સૌભાગ્યસુંદરી આવી અને સર્વ રાજાઓની સન્મુખ બેઠી. તેણીના દર્શનરૂપી ચંદ્રવડે રાજાઓના હૃદયરૂપી સમુદ્ર ઉલ્લાસ પામ્યા, અને વિવિધ પ્રકારના કામના વિકારો થયા. તે આ પ્રમાણે-એકે તત્કાળ

 

તેણીના ઉપર વિકસ્વર દૃષ્ટિ નાંખી, બીજાએ મસ્તકને કંપવાળું કર્યું, બીજાએ પોતાનું ઊંચું કરેલું મુખ દેખાડયું, બીજાએ કપાટના જેવું વિસ્તારવાળું હૃદયસ્થળ દેખાડયું, તથા બીજાએ હર્ષ સહિત જાણે આલિંગન કરવાને માટે વિસ્તાર્યા હોય તેમ પોતાના હાથ વિસ્તાર્યા. આ અવસરે પ્રતિહારીએ પોતાના હાથરૂપી અંકુરાને ઊંચો કરીને કહ્યું કે-'હે દેવી! તે આ બંગાલ દેશનો રાજા છે, કે જેની મતિ શાસ્ત્રને વિષે દૂર રહી છે. તે આ સિંધુ દેશનો અધિપતિ છે, કે જે મહેંદ્ર રાજાનો પ્રસિદ્ધ પુત્ર છે. હે! દેવી તે આ ચીન દેશનો ક્ષત્રિય રાજા છે, કે જેણે યુદ્ધમાં રામને નિયંત્રણ (બંધન) સહિત કર્યો હતો. તે આ કલ્યાણ દેશનો અધિપતિ સુવ્રત નામનો છે, કે જેણે શત્રુસમૂહને ગર્વથી ભ્રષ્ટ કર્યો છે. તે આ દેવતાએ આપેલી શક્તિવાળો અને મંત્રસિદ્ધિની લક્ષ્મીના સંગવાળો અર્જુન નામનો અંગ દેશનો રાજા છે, કે જેને થોડું પણ દુષ્કર્મ રુચતું નથી. વળી આ શૃંગારસાર નામનો સુંદર રાજા છે, કે જે સંગ્રામને વિષે નિશ્ચળપણાએ કરીને મેરુપર્વત જેવો છે, તથા હે દેવી! તે આ દુઃખે કરીને વારી શકાય તેવી સેનાવડે ઉદ્ભટ (બળવાન) અને કર્કશ (કઠણ) દેવરાજ નામનો રાજા છે. હે દેવી! જંગલ દેશ, આભીર દેશ અને કોશલ દેશના આ રાજાઓ હૂણ, વૈરાટ અને વત્સ વિગેરે દેશમાં ઉત્પન્ન થયેલા આ રાજાઓ મનોહર રૂપવાળા છે, કે જેની પાસે દેવો વિગેરે પણ લજ્જા પામે છે. આ પ્રમાણે હે દેવી! અતુલ્ય વિક્રમવડે પ્રગટ કરેલી શક્તિવાળા, રૂપવડે કામદેવને જીતનારા અને ત્રણ લોકમાં પ્રશંસા પામેલા રાજાઓ તમને મેં દેખાડ્યા. હવે જે તમને રુચે, તેને તમે જલદી વરો.' આ પ્રમાણે પ્રતિહારીએ સર્વ રાજાઓ બતાવ્યા, ત્યારે રાજાએ આજ્ઞા આપેલા પ્રતિહારે મોટા શબ્દવડે આઘોષણા કરી કે—'સર્વ કળાઓમાં કુતુહળતાવાળા અને વિજ્ઞાન જાણવામાં કુશળ હે રાજાઓ! તમે રાધાવેધ કરીને સાક્ષાત્ રાજલક્ષ્મી જેવી આ વિજયદેવ રાજાની પુત્રીને પરણો, અને યૌવન સહિત આ જીવતરને સફળ કરો.' આ પ્રમાણે સાંભળીને પ્રથમ મોટા સંરંભને ધારણ કરતો, ધનુષ્ય અને બાણને હાથમાં લેતો અને બંદીજનોવડે જય જય શબ્દ કરાતો માગધ દેશનો રાજા ઊભો થયો. પછી રાધાને લક્ષ્ય કરીને જેટલામાં હજુ બાણને મૂકતો નથી, તેટલામાં તેના હાથમાંથી ધનુષ પડી ગયું, અને તેનું શરીર કંપવા લાગ્યું. ત્યારે લજ્જાથી તેના નેત્રો મીંચાઇ ગયા અને આસન ઉપર બેસી ગયો. પછી કિર રાજા પણ લક્ષ્યથી ભ્રષ્ટ થઇ વિલક્ષ (લજ્જાવાળો) થયો. એ જ પ્રમાણે બીજા રાજાઓ પણ ધનુર્વેદનો વ્યાપાર કરવામાં નિષ્ફળ થયા, અને પોતાના આસન પર બેઠા. તે વખતે માણસોએ હાસ્યસહિત તાળીઓ પાડી. આ અવસરે પુત્રી સહિત વિજયદેવ રાજાનું મુખકમળ કરમાઇ ગયું, અને 'હવે શું કરવું?' એમ વિચારી ઘણો ચિંતાતુર થયો. તે વખતે જલદીથી સજ્જ કરેલા શ્રેષ્ઠ ધનુષ્યને ગ્રહણ કરી બંગ દેશના રાજા મહાત્માએ તેવી રીતે કોઇ પણ પ્રકારે એકાગ્ર મનવાળો થઇ અમૂઢ (બરાબર) લક્ષ્ય રાખી બાણને મૂક્યું, અને કેવળ રાધાનો જ વધ કર્યો એમ નહીં, પણ ગર્વવાળા રાજા-

ઓના હૃદયને પણ વીંધ્યું. તે વખતે જય જય શબ્દ સહિત પ્રલયકાળના મેઘસમૂહના શબ્દ જેવા દુઃસહ ચાર પ્રકારના વાજિંત્રો વાગ્યા, અને સૌભાગ્યસુંદરીએ ચંદ્રકાંત રાજાના કંઠમાં પોતાની ચિત્તવૃત્તિની જેવી વરમાળા નાંખી. પછી મોટી વિભૂતિવડે પાણિગ્રહણ (લગ્ન) થયું. તે વખતે બીજા સર્વે રાજાઓ ઘણી ઇર્ષ્યાને લીધે ઊભા થયા, અને યુદ્ધ કરવા ઉત્સાહવાળા થયા, તેમને મંત્રીઓએ કહ્યું કે—" ધનુર્વેદના મોટા પ્રકર્ષને પામેલા પણ તમે જે આ લક્ષ્યવેધથી ચૂકયા, તે એક માનનું મલિનપણું થયું, તથા બીજું મલિનપણું એ કે-આ કુશળ કળાવાળા સાથે યુદ્ધ કરીને કોઈપણ પ્રકારે દૈવયોગથી અપમાન પામશો તો લોકોની હાસ્યપદવીને પામશો; તેથી આ અધ્યવસાયથી વિરામ પામો. હવે તો પોતપોતાની ભૂમિ (દેશ) તરફ જાઓ. ફરીથી કોણ તમને આ પ્રમાણે નિવારણ કરશે ? " આ પ્રમાણે મંત્રીએ કહેલા વચનને વિચારીને વિજયદેવ રાજાના પૂજા-સત્કારને અંગીકાર કર્યા વિના બીજા સર્વ રાજાઓ ' ફરીથી એવો કોઈ સમય આવશે ' એમ મનમાં ઇર્ષ્યા કરતા જેમ આવ્યા હતા તેમ ગયા. હવે પછી બંગદેશનો રાજા પણ મોટા ગૌરવ(સત્કાર)વડે કેટલાક દિવસ ત્યાં રહીને પછી સસરાએ આપેલ ઘણા હાથી, અશ્વ અને કોશ (ખજાનો) વિગેરે સામગ્રી સહિત સૌભાગ્યસુંદરી રાણીની સાથે પોતાના નગર તરફ ચાલ્યો. જેવામાં તે અર્ધ માર્ગે ગયો તેવામાં ત્યાં વિજયપુર નગરમાં શક્ર નામે રાજા છે. તેને ચાર દાંતવાળો અને ચંદ્ર જેવો ઉજ્જવળ હાથી છે, તેથી તેનું ઐરાવણ નામ રાખ્યું છે, તેથી કરીને જ તે રાજા બીજા રાજાઓ કરતાં અધિક હાથી, અશ્વ અને ભંડાર વિગેરે સામગ્રીના વિશેષપણાથી પોતાના નામને યથાર્થ માનતો અને બીજા રાજાઓને તૃણ સમાન જાણી તિરસ્કારતો હતો. તેણે તે વખતે ચરપુરુષના મુખથી સાંભળ્યું કે-" ચંદ્રકાંત નામનો રાજા આવી રીતે રાજાઓના સમૂહને આક્રમણ કરીને ( હરાવીને ) પોતાની કળાના કુશળપણાથી વિજયદેવની પુત્રીને પરણીને પોતાના નગર તરફ જાય છે. " આ પ્રમાણે સાંભળીને ઉત્પન્ન થયેલા મોટા ક્રોધવાળા તે રાજાએ શત્રુના સૈન્યને કંપાવે તેવો [1]સન્નાનો ઢક્કો વગડાવ્યો. ત્યારે ઢક્કાનો શબ્દ સાંભળીને તરત જ યુદ્ધનો આરંભ જાણીને તેનું ચતુરંગ સૈન્ય તૈયાર થયું. હુશિયાર પુરુષોએ શણગારેલા ઐરાવણ નામના હસ્તીરાજ ઉપર ચડીને તે શક્રરાજા નગરની બહારના માર્ગે રહ્યો. પછી ક્ષેમંકર, નરવીર, વીરસેન, સીમંધર, ધરણ અને ધનદેવ વિગેરે સામંત રાજાઓવડે ચોતરફ પરિવરેલ તે શક્ર રાજાએ કેટલાક પૃથ્વીભાગ સુધી જઈને સ્કંધાવાર ( સૈન્યનો પડાવ ) કર્યો, અને બરાબર શીખવીને દૂતને બંગદેશના રાજાની પાસે મોકલ્યો. તે દૂતે જઈને બંગદેશના રાજાને કહ્યું કે-" હે મહારાજા ! ક્રમ વિના પ્રાપ્ત કરેલી વિદ્યા, ભાર્યા અને રાજલક્ષ્મી પાછળ ( પરંપરાએ ) અનુસરતી નથી, તેથી અમારી સેવા અંગીકાર

૧. બખ્તર પહેરીને તૈયાર થવાનો ઢોલ.

કરીને તથા સૌભાગ્યસુંદરીને આપીને તમે ભય રહિત તમારા નગરમાં જાઓ, એમ અમારા સ્વામી શક્રરાજાની આજ્ઞા છે. અન્યથા ( એમ ન કરો તો ) યુદ્ધ કરવા તૈયાર થાઓ, પણ 'નહીં સજ્જ થયેલા મને છળકપટથી જીત્યો,' એમ બોલશો નહીં." તે સાંભળી બંગરાજાએ કહ્યું કે-"અહો ! દુષ્ટ શિક્ષાના ઉલ્લાપ કેવા છે ? જો કે કોઈપણ પ્રકારે આજીવિકાના અભિલાષી ગરીબ સેવકો કીડા જેવા હોવાથી તેવું બોલી શકે છે, તો પણ તે અનાર્ય શક્રરાજા આટલાવડે પણ ગર્વ કરે છે, અને આટલાથી પણ સ્થિર રહ્યો નહીં, કે જે આ ઘાસના કોઠા જેવો દુષ્ટ હાથીરૂપી કીડો છે, તેને પણ ઐરાવણ એવા નામથી પ્રસિદ્ધિ પમાડ્યો. અહો ! નિર્લજ્જપણું અને આત્મસંતુષ્ટપણું ! અથવા ભલે તે કોઈપણ પ્રકારનો હો. યુદ્ધરૂપી કસોટીવડે જ પરાક્રમરૂપી સુવર્ણની પરીક્ષા થશે, તેથી આવી રીતે પરસ્પર ખરાબ વચન બોલવાથી શું ફળ છે ? તેથી હે દૂત ! તું જઈને તારા રાજાને કહે કે-જલદી યુદ્ધ કરવા તૈયાર થઇ જાઓ." તે સાંભળીને દૂત ગયો, અને રાજાને સર્વ યથાર્થ નિવેદન કર્યું. ત્યારે શક્રરાજા ક્રોધ પામ્યો અને સન્નાહભેરી વગડાવી, તેથી ચતુરંગ સૈન્ય સજ્જ થયું, અને મોટા મોટા ક્રોધના સંરંભથી વ્યાપ્ત તે સૈન્ય ચાલ્યું. બંગરાજા પણ ગરુડ વ્યૂહની રચનાનો આરંભ કરતો અને અનુક્રમે વૃદ્ધિ પામતા યુદ્ધના ઉત્કર્ષવાળો થઈને તેની સન્મુખ રહ્યો. આ અવસરે વાયુવડે ઉછળતી વિચિત્ર ધ્વજપતાકાવાળા અને મોટા હક્કાના પોકારથી ઉદ્ધત થયેલા બન્ને સૈન્યો મળ્યા, તથા પ્રલયકાળે ક્ષોભ પામેલા પુષ્કરાવર્ત મેઘના સમૂહના ગર્જારવ જેવા ગંભીર ઝંભા, મૃદંગ, મર્દલ અને ભેરીના ભાંકારવડે મિશ્ર દુંદુભિ વિગેરે વાજિંત્રો વાગવા લાગ્યા. પછી પરસ્પર યુદ્ધ થવા લાગ્યું. તે આ રીતે.-ચાલતા પર્વતની જેવા ભમતા મદોન્મત્ત હાથીઓને લીધે તે સ્થાન દુઃખે કરીને ચાલી શકાય તેવું હતું. મોટા રથમાં બેઠેલા જોરાવર સુભટોની લડાઇથી ભગ્ન થયેલા બીકણ પુરુષો નાશી જતા હતા, નિરંકુશ દુષ્ટ હાથીના સમૂહના મળવાવડે રથના અશ્વો ત્રાસ પામતા હતા, તીક્ષ્ણ ખડ્ગથી છેદાયેલા મસ્તકની નીકના લોહીની ધારાવડે તે પૃથ્વી રાતી થઇ હતી, પ્રચંડ ભુજાદંડવડે કુંડળરૂપ કરેલા ધનુષ્યથી મૂકેલા બાણોનો વરસાદ થતો હતો, પરસ્પર લાંબા કરેલા હાથના પ્રહારવડે યોદ્ધાનો મોટો ક્રોધ વૃદ્ધિ પામતો હતો, અતિ ઉગ્ર મુદ્ગર લાગવાથી ચૂરાઇ જતા મસ્તકવાળા અશ્વોના અવાજથી તે સ્થાન ભયંકર થતું હતું, અત્યંત તુષ્માન થયેલા બખ્તરવાળા શૂરવીરોવડે શત્રુનો ઘાત થતો હતો, ઊંચા કરેલા ભુજના ગર્વવડે પ્રચંડ જનો વીરોને બોલાવતા હતા, તીક્ષ્ણ અગ્રભાગવાળા ક્ષુરપ્ર(દાતરડા)વડે ઘણા કાળ સુધી ધ્વજાનો સમૂહ કપાતો હતો, હાથની તાળીઓ વગાડવાથી કાળ( મૃત્યુ )રૂપી મોટા વેતાળનો હલબોલ શબ્દ (કોલાહલ) કરતો હતો, દંડને કાપવાથી પડી ગયેલા છત્રોવડે પૃથ્વીપીઠ ઢંકાઇ જતું હતું, શૂન્ય આસનવાળા ભમતા મોટા ગજેંદ્રોના ભયથી પૃથ્વી ઉપર રહેલ મનુષ્યોનો સમૂહ એકઠો થયો હતો, આડે રસ્તે લાગેલા રુધિરના

પ્રવાહવડે અશ્વો અને માણસો હરણ કરાતા હતા ( ખેંચાતા હતા ), આ પ્રમાણે દુઃખે કરીને જોઇ શકાય એવું અને સર્વ દિશાઓમાં આક્રંદના શબ્દથી ભયંકર અને અત્યંત નાચ કરતા ઘણા કબંધો( ધડ )વડે વ્યાસ તે યુદ્ધ થયું. આ પ્રમાણે પ્રચંડ, વિસ્તારવાળા અને ઘણા શ્રેષ્ઠ રથો ભાંગી જવાથી, મોટા સામંત રાજાઓ પડી જવાથી અને અનેક સુભટો તૂટી જવાથી ( વિયોગ પામવાથી ) પોતાના સૈન્યનો ક્ષય સહન કરવાને અસમર્થ એવા શક્ર રાજાએ દૂતના મુખવડે બંગરાજાને કહેવરાવ્યું કે–" આ નિરપરાધી મનુષ્યોના સમૂહના વધવડે શું ફળ છે ? માત્ર તું અને હું યુદ્ધ કરવા લાગીએ." ત્યારે બંગરાજાએ તે અંગીકાર કર્યું. પછી શક્ર રાજા ઐરાવણ હાથીના સ્કંધ ઉપર ચડીને યુદ્ધભૂમિમાં આવ્યો, અને મોટા રથમાં બેસીને બંગરાજા પણ આવ્યો. પછી બન્નેનું યુદ્ધ થવા લાગ્યું. શક્ર રાજાએ યમરાજાની ભ્રૃકુટિ જેવી ભયંકર શક્તિ તેના પર મૂકી, તે વખતે નિરંતર મૂકેલા બાણોના નાંખવાવડે તે શક્તિને દૂર કરીને બંગરાજાએ હાસ્યપૂર્વક કહ્યું કે–" હણાયેલી શક્તિવાળા તારા ઉપર હવે મારે પ્રહાર કરવો યોગ્ય નથી, પરંતુ કેવળ ઉપેક્ષા કરેલા શત્રુઓ મોટા સર્પની જેમ સુખકારક થતા નથી." આ પ્રમાણે કહીને તેણે તેના ઉપર બાણની પરંપરા ફેંકી, તે વડે તેના છત્રનો દંડ છેદાયો, ધ્વજપટનો સમૂહ કાપી નાંખ્યો, હસ્તીપકની સાથે જ ધનુષ્યને નિર્જીવ (પ્રત્યંચા રહિત-જીવ રહિત ) કર્યું, ત્યારે જાજ્વલ્યમાન કોપાગ્નિવાળા શક્ર રાજાએ મોટા પ્રયત્નથી તીક્ષ્ણ ધારવડે ભયંકર વજ્ર તેના ઉપર ફેંક્યું. ત્યારે આવતા એવા તે વજ્રને બંગરાજાએ તેવા કોઇપણ પ્રકારે મોટા મુદ્‌ગરવડે પ્રહાર કર્યો, કે જેથી અયોગ્ય સ્થાને મૂકવાવડે કોપ પામેલ તે વજ્ર પાછું વળીને શક્રરાજાના વક્ષઃસ્થળને ભેદીને પૃથ્વીતળમાં પેસી ગયું. તે વખતે જીવિત રહિત થયેલ શક્રરાજા શ્રેષ્ઠ હાથી ઉપરથી નીચે પડ્યો, તે વખતે–" અહો ! સારું યુદ્ધ થયું." એમ જાણી તુષ્ટમાન થયેલા આકાશરૂપી આંગણામાં આવેલા મોટા દેવોના સમૂહે રણઝણ શબ્દ કરનારા ભ્રમરાવડે વાચાલ ( શબ્દ કરતી ) પુષ્પવૃષ્ટિ કરી, જય જય શબ્દ કર્યો, અને વિજય દુંદુભિ વગાડ્યા. ત્યારપછી યુદ્ધની સીમામાં પડેલા સુભટોનું યોગ્ય કાર્ય કરવામાં સેવક વર્ગને નીમીને તથા ઐરાવણ ગજેંદ્રને ગ્રહણ કરીને બંગરાજા આગળ ચાલ્યો, તેવામાં માર્ગમાં સૌભાગ્યસુંદરીના લગ્ન સમયે આવેલા પંચાલ વિગેરે દેશના રાજાઓ યુદ્ધ કરવા માટે પ્રાપ્ત થયા. તે વખતે બંગરાજાએ તેઓને જણાવ્યું કે–" અરે ! શું તમે શક્રરાજાનો વૃત્તાંત સાંભળ્યો નથી ? કે જેથી આ પ્રકારે મહાકોપરૂપી અગ્નિમાં શલભપણું પામવાનો ઉત્સાહ કરો છો ? " તે સાંભળી તેના વિજયને જોવા( જાણવા )ને વ્યાકુળ થયેલા હોવાથી પોતપોતાના મંત્રીઓદ્વારા સર્વ જાણીને યુદ્ધના ઉત્સાહ રહિત થયેલા સર્વ રાજાઓ જેમ આવ્યા હતા તેમ પાછા વળ્યા. પરંતુ યમરાજે જાણે જોયો હોય તેવો પંચાલ દેશનો રાજા મંત્રીજનોએ ઘણી રીતે નિષેધ કર્યા છતાં પણ બંગરાજાની સાથે યુદ્ધ કરવા ઊઠ્યો ( તૈયાર થયો ). આ અવસરે મેઘનાદ નામના સેનાપતિએ બંગનાથ

રાજાએ વિનંતિ કરી કે-" હે દેવ ! આ પંચાલ રાજા સાથે યુદ્ધ કરવા મને આદેશ આપો, આપને તેની સાથે યુદ્ધ કરવું અત્યંત અનુચિત છે. લુવાર જેવો પણ (અયોગ્ય) પુરુષ સત્પુરુષોને જોવાલાયક પણ નથી, તો પછી આ પંચાલનું તો શું કહેવું ? તેથી તેની સાથે યુદ્ધનો વ્યાપાર બંધ કરો." આ પ્રમાણે તેણે કહ્યું ત્યારે રાજાએ કાંઇક હાસ્યવડે ફરકતા હોઠવડે 'આ સારું કહ્યું' એમ બોલીને પોતાના હાથવડે તેને તાંબૂલ આપીને ઘણા હાથી, અશ્વ, રથ અને સુભટો સહિત વિદાય કર્યો. તરત જ તે પંચાલ રાજાની સાથે યુદ્ધ કરવા પ્રાપ્ત થયો. અને શૈલ્ય, ભાલા, ભલ્લય, સબ્બલ અને નારાચ વિગેરે શસ્ત્રના સમૂહ ફેંકીને તે સેનાપતિએ તત્કાળ પંચાલ રાજાને બળરહિત કરી નાંખ્યો; તોપણ કોપથી ઊંચી થયેલી ભૃકુટિના ભંગવડે જેનું કપાળ જોઇ ન શકાય એવો, અત્યંત અભિમાનરૂપી ધનવાળો અને વારંવાર મંત્રીઓએ નિષેધ કર્યા છતાં પણ તે પંચાલ રાજા વિવિધ પ્રકારની યુક્તિવડે રક્ષણ કરનાર સર્વ સુભટો નાશ પામે છતે પણ શ્રેષ્ઠ હાથીનો ત્યાગ કરી પૃથ્વી ઉપર ઊતરીને પ્રહાર કરવા લાગ્યો. [1]તીરી અને તોમરના સમૂહવડે આકાશતળને જાણે ઢાંકતો હોય તેવો, સેનાપતિએ તત્કાળ મૂકેલા ચક્રવડે જેનો તીરી અને બાણનો સમૂહ છેદી નાંખ્યો છે તેવો, નિઃશ્વાસ મૂકતો અને મૂર્ખની જેમ વિલખાપણાને પામેલો તે પંચાલ રાજા થયો. ત્યારપછી મલ્લની જેમ પ્રચંડ ભુજદંડને નચાવતો તે રાજા સેનાપતિની સાથે બાહુવડે યુદ્ધ કરવા તૈયાર થયો.

ત્યારપછી એક ક્ષણવાર પરસ્પર આપેલા હાથના ઘાતથી જર્જરિત શરીરવાળા તે બન્ને ઊંચે કૂદવું, નીચે પડવું અને આડુંઅવળું ફરવું, વિગેરે ચેષ્ટાવડે અત્યંત મજબૂત તે બન્ને સમર્થ શરીરવાળા, તે બન્ને મલ્લવિદ્યામાં કુશળ હતા, તો પણ સેનાપતિએ પંચાલરાજાને બાંધ્યો અને તેના ગર્વનો ઉત્સાહ નાશ પામ્યો. પછી તેને બંગરાજાની પાસે નાંખ્યો. અથવા તો પોતાની શક્તિને નહીં જાણનાર મનુષ્યને આ કેટલું માત્ર છે ? તે વખતે શ્યામ મુખવાળા, મીંચાયેલા નેત્રવાળા, વચનના વ્યાપાર રહિત અને અત્યંત શોભા રહિત જાણે મરી ગયેલ હોય તેવા તેને જોઇને તરત જ બંગરાજાએ કરુણાવડે તે રાજાને બંધનથી છોડાવીને તેના રાજ્ય ઉપર તેને સ્થાપન કર્યો. પરંતુ ઉત્પન્ન થયેલા સંતાપવાળો તે રાજા રાજ્યને નહીં ઇચ્છતો હોવાથી સંગ રહિત થઇને તાપસોની મધ્યે તાપસની દીક્ષા લઇને તેણે વનવાસનો જ સ્વીકાર કર્યો.

ત્યારપછી વિજયલક્ષ્મી જેના વક્ષઃસ્થળમાં પ્રાપ્ત થઇ છે એવા અને બંદીના સમૂહે ગવાતા મોટા શત્રુઓના વિજય સાંભળવાથી વિસ્મિત થયેલા અને મુનિ થયેલા ચરટોએ જેનો માર્ગ છોડી દીધો છે, એવો તે બંગરાજા થોડા દિવસોમાં પોતાના નગરની સમીપે પહોંચ્યો. તે વખતે ફરકતી વિવિધ પ્રકારની ધ્વજાઓના આડંબરવડે મનોહર, સાફ કરેલા

૧. વાજિંત્ર વિશેષ.

ત્રિક, ચતુષ્ક, ચત્વર, ચતુષ્પથ અને મહાપથવાળું તથા સ્થાને સ્થાને બાંધેલા માંચા ઉપર નાચ કરતી નાટકડીના વ્યાપારવાળું તે નગર થયું. તથા નગરના પ્રધાન લોકોવડે અનુસરાતો તે રાજા સૌભાગ્યસુંદરી સહિત પોતાના મહેલમાં પેઠો. પ્રધાન લોકોએ મોટું ભેટણું આપીને તેને નમસ્કાર કર્યો. પછી પ્રથમની જેમ તે રાજયના કાર્ય ચિંતવવા લાગ્યો. પછી કાળના અનુક્રમે સૌભાગ્યસુંદરી દેવીને સર્વ શુભ લક્ષણવાળી પુત્રી ઉત્પન્ન થઈ, અને તેના પિતાએ વિજય કરવાથી તેનું વિજયા એવું યથાર્થ નામ પાડયું. બીજા પણ નિધાનની પ્રાપ્તિ વિગેરે અભ્યુદય થયા છે તેથી તે અંગરાજા વિશેષે કરીને તુષ્ટમાન થયો. પછી તે વિજયા શુકલપક્ષના પ્રતિપદના મૂર્તિમાન ચંદ્રની જેમ દિવસે વૃદ્ધિ પામતા શરીર અને કળા કૌશલ્યાદિક ગુણવાળી, સમુદ્રની વેળાની જેમ લાવણ્યવાળી અને લક્ષ્મી સહિત હરિની જાણે મૂર્તિ હોય તેમ તે કેટલાક દિવસને છેડે બાલ્યાવસ્થાને ઓળંગી ગઈ. તેવામાં કોઇક દિવસે ત્યાં જ્ઞાનગર્ભ નામનો નૈમિત્તિક (જોશી) આવ્યો. તેને અંગરાજાએ દાન, સન્માન વિગેરેવડે પ્રસન્ન ચિત્તવાળો કરી, સુખાસન પર બેસાડીને પૂછયું કે-"હે નૈમિત્તિક! સર્વથા પ્રકારે સારી રીતે વિચારીને કહો, કે આ મારી વિજયા પુત્રી કોની ભાર્યા થશે?" ત્યારે પ્રશ્નના બળથી ભાવિ ભાવને જાણનારા તેણે નિશ્ચય કરીને કહ્યું કે-"હે દેવ! આ તમારી પુત્રી શુભંકરા નગરીના પરમેશ્વર વજ્રવીર્ય રાજાના પુત્ર વજ્રનાભ નામના રાજકુમારની ભાર્યા થશે, પરંતુ કેટલોક કાળ ગયા પછી થશે." તે સાંભળી રાજાએ તેનો પૂજોપચાર કર્યો, અને તે નૈમિત્તિક પોતાને ઘેર ગયો. પછી તે રાજાએ તે પોતાની પુત્રીને વિશેષે કરીને ગંધર્વ, નાટ્ય, ચિત્ર, પત્રચ્છેદ્ય વિગેરે કળા ગ્રહણ કરવા માટે વિશ્વકર્મા નામના ઉપાધ્યાયને સોંપી. તે ઉપાધ્યાય પણ અતિ કુશળપણાએ કરીને તે રાજકન્યાને મોટી બુદ્ધિના પ્રકર્ષથી સમગ્ર વિશેષને વિચારનારી હોવાથી સર્વ કળામાં કુશળ કરીને પછી રાજા પાસેથી પંચાંગ પ્રસાદને પ્રાપ્ત કરીને પોતાની જન્મભૂમિ અંગદેશમાં ગયો. અને ત્યાં અંગરાજા પોતાનો બાલમિત્ર હોવાનો તેના દર્શનને માટે કેટલાક પુરુષો સહિત તથા અંગરાજાએ આપેલા પંચાંગ પ્રસાદવડે પોતાના શરીરને શણગારીને રાજભવનમાં પ્રાપ્ત થયો. ત્યાં રાજાને જોયા, રાજાએ તેને પ્રણામ કરી આસન આપ્યું, તે યોગ્ય સ્થાને બેઠો. પછી અંગરાજાએ આદર સહિત તેને પૂછયું કે—"હે ઉપાધ્યાય! આટલા લાંબા દિવસ તમે કયાં રહ્યા? તથા આ પંચાંગ પ્રસાદની પ્રાપ્તિ કયાંથી થઇ?" ત્યારે ઉપાધ્યાયે કહ્યું કે—"હે દેવ! આટલા ઘણા દિવસ હું અંગદેશમાં રહ્યો હતો. ત્યાં ચંદ્રકાંત નામના રાજાની પુત્રીને કાળક્ષેપ વિના સમગ્ર કળાનો સમૂહ ભણાવવાથી પ્રસન્ન થયેલા તે રાજાએ મને આ પંચાંગ પ્રસાદનો લાભ કર્યો છે." તે સાંભળીને અંગરાજાએ કહ્યું કે—"હે ઉપાધ્યાય! તે કન્યાનું નામ શું છે? અને તેનું રૂપ કેવું છે? કે જેને કળાગ્રહણ કરાવવાથી તુષ્ટમાન થયેલા રાજાએ આવો મોટો પ્રસાદ કર્યો?" ઉપાધ્યાય બોલ્યો કે—"હે દેવ! નામથી

અને અર્થથી તે વિજયા છે, પરંતુ રૂપને તો કદાચ નિરંતર વાણીનો વિસ્તાર કરનાર ચાર મુખવાળો બ્રહ્મા કહેવાને પાર પામી શકે." તે સાંભળીને વિશેષ ઉલ્લાસ પામેલા કૌતુકવાળા અંગરાજાએ કહ્યું કે—"તો પણ કાંઇક તેનું સ્વરૂપ કહો." ઉપાધ્યાયે કહ્યું કે—"જો એમ હોય તો સાંભળો.—

હે નરેશ્વર ! હું એમ માનું છું કે—તેણીના મુખનું લાવણ્ય જોઇને જાણે લજ્જા પામ્યો હોય તેમ ચંદ્રમા આકાશમાં ઊડી ગયો છે. પાકેલા બિંબ પુષ્પની શોભાને હરણ કરનાર તેણીના ઓષ્ઠને જાણીને ( જોઇને ) જાણે પરાભવથી ભય પામ્યા હોય તેમ વિદ્રુમે ( પરવાળા–રત્ને ) પોતાનો આત્મા સમુદ્રના જળમાં નાંખ્યો છે. તેણીના ઊરુના ( સાથળના ) સૌભાગ્યથી જાણે પરાજય પામી હોય તેવી એક રંભા ( કેળ ) વનમાં લીન થઈ છે, અને જાણે તેણીના રૂપથી પરાભવ પામી હોય તેવી બીજી રંભા ( અપ્સરા ) સ્વર્ગમાં ગઈ છે. પુષ્ટ અને ઊંચા બે સ્તનવડે શોભતું તેણીનું હૃદય જાણે કે દ્વારને વિષે રહેલા બે સુવર્ણ–કળશવાળું કામદેવનું ઘર હોય તેમ શોભે છે. હે નરેશ્વર ! તેણીના એક એક અવયવનું સારી રીતે વર્ણન કરતાં પાર આવે તેમ નથી, તેથી સર્વ અંગની સુંદરતાનું વર્ણન તો દૂર રહો. વળી વધારે હું શું કહું ? અનુપમ ગુણરૂપી રત્નથી વિભૂષિત થયેલી તેવી સ્ત્રી આ જીવલોકને વિષે સંભળાતી નથી અને દેખાતી પણ નથી." આ પ્રમાણે તેણે કહ્યું ત્યારે તે અંગરાજા તેણીનું દર્શન થયું નથી તો પણ તત્કાળ ઉલ્લાસ પામેલા કામદેવરૂપી મોટા પિશાચથી જાણે પરાભવ પામ્યો હોય, અને જાણે મોહરૂપી મહાગ્રહવડે નિગ્રહ( કેદ ) કરાયો હોય તેમ તેણીના જ ધ્યાનમાં રહેલો તથા કમળના પત્ર જેવા દીર્ઘ નેત્રવાળી તેણીને જ પોતાની પાસે( સન્મુખ ), પાછળ અને બન્ને પડખે રહેલી છે એમ માનતો બોલવા લાગ્યો કે—

"હે દેવી ! આ પ્રમાણે ચપળતાથી સર્વ ઠેકાણે સંચાર કરતી તું મારા અર્ધસિંહાસન ઉપર બેસીને સ્થિર કેમ થતી નથી ?" તે વખતે ઉપાધ્યાયે કહ્યું કે—"હે દેવ ! કેમ આવો ઉલ્લાપ કરો છો( બબડો છો ) ? તે દેવી ક્યાં છે ? તમે ક્યાં છો ? આ તો કથા માત્ર જ છે." તે સાંભળી પોતાના આત્માને સ્થિર કરી લજ્જા સહિત રાજાએ કહ્યું કે—"હે ઉપાધ્યાય ! તમે કહો છો એમ જ છે, પરંતુ અમે તેણીના જ એક ધ્યાનમાં તત્પર હોવાથી એવી રીતની જ તેને અમે જોઇએ છીએ, અને બોલીએ પણ છીએ." એમ કહીને પોતાના હાથવડે તાંબૂલ આપીને તે ઉપાધ્યાયને રજા આપીને તે અંગરાજા એવા કોઈક પ્રકારના કામના પરાધીનપણાને પામ્યો, કે જેથી કરીને તે રાત્રિને જાણતો નથી, દિવસને જાણતો નથી, દુઃખને જ પામે છે, સુખના લેશને પણ પામતો જ નથી, તથા ઘરને અરણ્ય જેવું માને છે. અહો ! કામનો મોહ કેવો અતિ વિષમ છે ? આ પ્રમાણે કાષ્ઠની જેમ ચેષ્ટારહિત તે રાજા જેટલામાં વ્યાકુળ અવસ્થાવાળો રહે છે,





તેટલામાં ચિરકાળની સંગતવાળા એક ખેચરે( વિદ્યાધરે ) આવીને તેને કહ્યું કે-"હે નરેંદ્ર! યોગીની જેમ ત્યાગ કરેલા વ્યાપારવાળા થઈને તમે કેમ આવી રીતે રહ્યા છો ? જો કાંઇ કામ હોય, તે મને કહો, આવી રીતે તમે મુંઝાઓ નહીં." આ પ્રમાણે તેણે કહ્યું ત્યારે રાજાએ તેની સન્મુખ જોઇને કહ્યું કે-" આ આસન છે, તેના ઉપર હે મહાભાગ્યવાન ! તમે જલદી બેસો." તે વખતે ખેચરે તેને વારંવાર પૂછયું ત્યારે રાજાએ લજ્જાનો ત્યાગ કરી વિજયા સંબંધી પોતાનું સર્વ વાંછિત કહ્યું. એટલે વિદ્યાધરે કહ્યું કે-"હે નરનાથ ! માતાપિતાએ આપેલી કન્યાનો પરિગ્રહ અને અભિલાપ કરવો યોગ્ય છે, એ જ સત્પુરુષનો માર્ગ છે, તેથી કદાગ્રહને છોડી દો. અનીતિના વિરોધરૂપી દંડને ધારણ કરનારા તમારી જેવાને આવું કાર્ય અનુચિત છે." ત્યારે અંગરાજા બોલ્યો કે-"હે મહાભાગ્યશાળી ! એમ જ છે, પરંતુ પ્રેમને પરાધીન થયેલા મારા હૃદયને ઉન્માર્ગે ગયેલા લવણસમુદ્રનાં કલ્લોલની જેમ નિગ્રહ કરવાને હું શક્તિમાન નથી." ત્યારે વિદ્યાધરે કહ્યું કે-"જો આ પ્રમાણે જ હોય, તો હું તે રાજકન્યાને મારી વિદ્યાના બળવડે અહીં લાવીને તમને સોંપું, પરંતુ તેણીની ઇચ્છા વિના અસત્ પ્રવૃત્તિનો તમે ત્યાગ કરશો." રાજાએ કહ્યું કે-"હે પ્રિય મિત્ર ! તું ચિરકાળ જીવ. એ જ પ્રમાણે કર. પ્રથમ તો તેણીનું દર્શન જ હો. બાકીનું તો તારા વચનના આગ્રહથી હું અન્યથા પ્રકારે કરીશ નહીં." આ પ્રમાણે રાજાએ કહ્યું, ત્યારે કુવલય( પોયણા )ના પત્ર જેવા કાળા આકાશમાં તે વિદ્યાધર ઉપડ્યો, અને એક નિમેષના અર્ધવડે જ ચંદ્રકાંત રાજાના ભવનને પ્રાપ્ત થયો. તેટલામાં સંધ્યાકાળ થયો, કમળના વનો કરમાઈ ગયા, ચક્રવાકના જોડલા જૂદા પડ્યા, અને કંકુના રસવડે જાણે રંગાયું હોય તેવું આકાશતળ થયું.

સૂર્યથી રહિત થએલી દિવસરૂપી લક્ષ્મી પક્ષીઓના શબ્દવડે રૂદન કરતે સતે કુરુલાવલિની જેમ ગળી ગયેલી અંધકારની શ્રેણી શોભવા લાગી. રાતા અરુણના કર-( કિરણો )વડે તાડન કરવાથી તૂટી ગયેલા હૃદયના હારથી પડી ગયેલા તારાઓ મોતિની જેમ શોભવા લાગ્યા. અંધકારના સમૂહરૂપી જળની રાશિવાળા અને ચંદ્રના કિરણોવડે ઉજ્જવળ થયેલા આકાશમાં પર્વત, વન અને કાનન સહિત આખી પૃથ્વી જાણે સાક્ષાત્ ડૂબી ગઈ હોય તેમ જોવામાં આવ્યું. આવી રીતે રાત્રિનો સમય પ્રવર્ત્યો ત્યારે રાજકુમારી વિજયા કેટલીક [1]દાસચેટીથી પરિવરેલી સંધ્યાનું કાર્ય કરીને જેવામાં ઊભી થઈ, તેવામાં મશ્કરીના મિષથી કાળા વસ્ત્રવડે તેને ઢાંકીને વિદ્યાધરે ઊંચી કરી, અને અંગરાજાને સોંપી. તે વખતે વાંછિત અર્થ પ્રાપ્ત થયો એમ જાણીને તે રાજા અતિ સંતુષ્ટ થયો, "હવે તમારે બળાત્કારથી આનું કાંઇપણ પ્રતિકૂળ કરવું નહીં." એમ સોગન દેવાપૂર્વક ખેચરે નિષેધ કર્યો, પછી તે ગયો. ત્યારપછી અંગરાજા તેને અનુકૂળપણે આદરસત્કાર કરવા

૧. દાસ અને દાસીથી.

લાગ્યો, તો પણ નિરંતર શોકથી ઝરતા અશ્રુના પ્રવાહવડે વ્યાકુળ નેત્રવાળી તે જરા પણ રોવાથી વિરામ પામી નહીં, અને પાનભોજનનો ત્યાગ કરી "હા! પિતા! હા! માતા!" એમ વારંવાર વિલાપ કરવા લાગી, તથા ડાબા હસ્તના તળીયા ઉપર મુખકમળને મૂકી, દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસવડે ઓષ્ઠને સુકાવી દેતી, તથા વારંવાર પોતાના દેશની સન્મુખ જોતી તે બંગરાજની પુત્રીને અંગરાજાએ મધુર વાણીવડે કહ્યું કે-"હે દેવી! કોઈપણ મનથી પણ તારું અનિષ્ટ કરશે નહીં, તો તું શા માટે સંતાપ કરે છે? સર્વથા પ્રકારે શરીરની સ્થિરતા કર, વ્યાકુળતાનો ત્યાગ કર, હું થોડા દિવસમાં જ તેવું કરીશ, કે જેમ તું તારા ઘરને દીઠીશ." આ પ્રમાણે સત્ય વચનવડે તેણીના શોકનો વિકાર કાંઇક શાંત કરી દિવસને છેડે સમાન વયવાળી દાસચેટીની પાસે કોઇપણ પ્રકારે તેણીને કાંઇક ભોજન કરાવ્યું, તથા નાટ્ય, પટ્ટ અને ખેટ વિગેરેનું કૌતુક પ્રગટ કરવાવડે તેણીને વિનોદ કરવા પ્રારંભ કર્યો.

આ તરફ ચંદ્રકાંત રાજાના મહેલમાં રાજપુત્રીના નહીં જોવાથી દાસીઓના સમૂહનો "અરે! વિજયા કયાં ગઇ? કયાં ગઇ?" એમ મોટો કોલાહલ ઉછળ્યો. આ કોલાહલ સૌભાગ્યસુંદરીએ અને રાજાએ સાંભળ્યો કે-વિજયાને કોઇએ હરણ કરી છે. તે વખતે શોકના સમૂહથી શ્યામ મુખવાળા થયેલા રાજાએ રાણી સહિત રાજ્યકાર્યનો ત્યાગ કર્યો, અને ભોજન પણ કરતા નથી. તે જાણી મંત્રીજનોએ રાજાને કહ્યું કે-"હે દેવ! આપે આ શું આરંભ્યું? આવો વ્યવહાર તો સ્ત્રીજનને ઉચિત છે, પરંતુ દાવના ઉપાયને જાણનારા તમારે આ યોગ્ય નથી." રાજાએ કહ્યું કે "એમજ છે. તેથી હે! મંત્રીઓ! તમે કહો કે કયા ઉપાયવડે વિજયા પુત્રીની પ્રવૃત્તિ જાણવી? અથવા આવા પ્રકારના અનર્થને કરનાર દુરાચારી કોણ હશે?"

પ્રવેશ કરતા અને બહાર નીકળતાના પગની પંક્તિ( પગલાં )ના રહિતપણાથી ભૂમિ ઉપર ચાલનારાવડે આ હરણ કરાયેલી સંભવતી નથી, પરંતુ કદાચ ખેચરરાજાવડે જ હરણ કરાઈ હોય એમ સંભવે છે. પરંતુ ખેચર, દેવ, ભૂત, યક્ષ અને રાક્ષસ વિગેરે કોઇપણ આપણા વિરોધી નથી, કે જે આવું અનુચિત કાર્ય કરે. તોપણ દૈવે આ કર્યું એમ હું માનું છું." ત્યારે મંત્રીઓ બોલ્યા કે-"હે! દેવ! એમજ તર્ક કરાય છે. તોપણ ઉપાય જ ઉપેય વસ્તુને સાધનાર છે. તેથી તેના જાણવાના ઉપાયમાં પ્રયત્ન કરવો જોઇએ." ત્યારે રાજાએ કહ્યું કે "નિપુણ બુદ્ધિવાળા તમારે જ આનો ઉપાય ચિંતવવો." ત્યારે સમ્યક્પ્રકારે નિશ્ચય કરીને મંત્રીઓએ કહ્યું કે-"હે! દેવ! કુળદેવી ભગવતી કાત્યાયનીને વિશેષ પ્રકારની પૂજાવડે સંતુષ્ટ કરીને તેની પ્રવૃત્તિ પૂછવી, એમ અમોને ઉપાય ભાસે છે." રાજાએ કહ્યું-"આ જ ઉપાય સારો છે, કેમકે દેવતા વિના બીજો કોણ આવા પ્રકારનો અતીંદ્રિય પદાર્થ કહેવાને શક્તિમાન હોય?" આ અવસરે **વિરાધગુપ્ત** નામના

મંત્રીપુત્રે કહ્યું કે—"હે! દેવ! દેવતાના ઉપચારનો માર્ગ દુર્લક્ષ્ય (દુઃખે કરીને જાણી શકાય તેવો) અને ઘણો દુઃખદાયી હોય છે. તેથી હું કાંઇક વિજ્ઞપ્તિ કરવાને ઇચ્છું છું." રાજાએ કહ્યું—"વિશ્વાસપૂર્વક (હિંમતથી) કહે." ત્યારે વિરાધગુપ્તે કહ્યું.—"વામ માર્ગમાં નિપુણ ભાગુરાયણ નામના અમારા ગુરુ છે, તે અનેક મંત્રતંત્રમાં કુશળ છે, તેથી આ બાબતમાં તેને પૂછવું યોગ્ય છે." ત્યારે રાજાએ કહ્યું—"મંત્રીપુત્રે સારું કહ્યું. તેથી આપણે જાતે જ તેના ચરણમૂળમાં જઇએ, કાળક્ષેપ કરવો યોગ્ય નથી." તે સાંભળી બીજા સર્વ મંત્રીઓએ તે અંગીકાર કર્યું. ત્યારપછી રાજા વિરાધગુપ્ત મંત્રી અને પરિમિત (થોડા) પરિજન સહિત ભાગુરાયણની પાસે ગયો. ત્યાં વિશેષ પ્રકારે ઉચિત સેવા કરીને યોગ્ય આસન ઉપર બેઠો. પછી વિરાધગુપ્તે તે ગુરુને રાજાના આવવાનું પ્રયોજન કહ્યું, ત્યારે ભાગુરાયણે કહ્યું કે—"હે! દેવ! આવા પ્રકારની દુઃસાધ્ય વસ્તુને સાધવામાં સમર્થ ચંડસિંહ વેતાલનો મંત્ર છે. તે વેતાલ કૃષ્ણ પક્ષની ચતુર્દશીએ (રાત્રિએ) સ્મશાનને વિષે રાતા કણવીરના પુષ્પોવડે એક હજાર ને આઠ વાર જપ કરવાવડે સાધવા લાયક છે. તે વખતે ભયંકર ઉપસર્ગના સમૂહ પ્રાપ્ત થાય તો જરા પણ ક્ષોભ પામવો નહીં." આ બાબત રાજાએ અંગીકાર કરી, ત્યારે ભાગુરાયણે તેને મંત્ર આપ્યો. તે મંત્રને સાધન સહિત સારી રીતે અવધારણ કરીને રાજા પોતાને ઘેર ગયો. ત્યાં રાણીને આ સર્વ વૃત્તાંત કહ્યો. તેણીએ પણ તેની પ્રશંસા કરી. ત્યારપછી ક્રમે કરીને કૃષ્ણ ચતુર્દશીની રાત્રિનો સમય આવ્યો, ત્યારે જે પ્રકાર કહ્યા હતા તે પ્રકારની પૂજાની સર્વ વસ્તુઓ સહિત તે વંગરાજા યમની જિહ્વા જેવી ઉગ્ર તરવાર હાથમાં ધારણ કરીને કોઇના જાણવામાં ન આવે તેમ (ગુપ્તપણે) એકલો જ રાજમહેલથી નીકળીને નગરીની ઉત્તર દિશાના માર્ગમાં રહેલા મોટા સ્મશાનમાં ગયો. તે કેવું હતું?

વિકટ અને ઉદ્ભટ વૃક્ષોના અગાધ કોટરમાં કડકડાટ શબ્દ થતો હતો, ઘુરઘુર શબ્દ કરતા ઉગ્ર ઘુવડોના ભયંકર શબ્દવડે ત્રાસ ઉત્પન્ન થતો હતો, સળગતા અગ્નિની ચિતામાં બળતા મુડદાના હાડકાનો તડતડ શબ્દ થતો હતો, પોતાની માતા જેવી રીંછડીના મોટા ઉદ્દાપ શબ્દવડે ભયંકર હતું, ચોતરફ ફેલાતા પરૂના સમૂહવાળા માંસને ગ્રહણ કરવા માટે વેતાળો એકઠા થયા હતા, ચરબી અને રુધિરનું પાન કરવાને આધીન થયેલા પિશાચો પરસ્પર તાળીઓ વગાડતા હતા, એક ઠેકાણે મુંડને ખંડન કરવામાં પક્ષીઓના સમૂહો તીક્ષ્ણ ચાંચનો વ્યાપાર કરતા હતા, બીજી તરફ અર્ધ બળેલા અતિસ્નિગ્ધ મડદાની ગંધવડે દુઃસહ હતું, એક તરફ વીરને બોલાવવાપૂર્વક શ્રેષ્ઠ માંસ માંગવામાં આવતું હતું, બીજી તરફ ભૂતોનો સમુદાય કપટથી રોવામાં ચોતરફ વ્યાપારવાળો હતો, આ પ્રમાણે પૂર્વ જન્મમાં કરેલા ઘણા પાપરૂપી વૃક્ષનું જાણે ફળ હોય, અને જાણે પ્રત્યક્ષ નરક હોય, તેવું અનિષ્ટ સ્મશાન પણ રાજાએ જોયું.

હવે તે સ્મશાનમાં રાજાએ એક ઠેકાણે મંડળ આળેખ્યું. દિશાઓમાં બળિદાન નાંખ્યું. ખખતર બાંધ્યું. નાસિકારૂપી વંશના અગ્રભાગ ઉપર નિશ્ચળ દષ્ટિસ્થાપના કરી, ચંડસિંહ વેતાલના મંત્રનું સ્મરણ પ્રારંભ્યું, અને ઉચિત સમયે રાતા પુષ્પવડે જાપ શરૂ કર્યો. આ પ્રમાણે જેટલામાં એકાગ્ર મનવાળો મહાત્મા પ્રસ્તુત પદાર્થના નિર્વાહ માટે પ્રવર્ત્યો, તેટલામાં પૃથ્વીવલય ક્ષોભ પામ્યું ( કંપવા લાગ્યું ), કુળપર્વતો જાણે પરસ્પર યુદ્ધ કરવા પ્રવર્ત્યા હોય તેમ ચલાયમાન થયા, સમુદ્રો પણ જાણે પરસ્પર દર્શનને માટે હોય તેમ ઉછળેલા ઘણા જળના કલ્લોલોવડે પૃથ્વીને ભીંજવીને એકપણાને પામ્યા, તારાઓનો સમૂહ પણ પોતાનું સ્થાન મૂકીને જાણે રસાતળમાં પડ્યો હોય તેવું થયું, સૌભાગ્યસુંદરી વિગેરે અંતઃપુરનો લોક પણ "હે નાથ! હે નાથ! હે હૃદયવલ્લભ! ફરીથી તમારું દર્શન અમને દુર્લભ છે" એમ જાણે બોલતો હોય તેવો તે લોક કોઇએ પલાલના પૂળાની જેમ ઊંચો કરીને દિશાઓમાં ફેંક્યો હોય તેવો દેખાવ થયો. આ પ્રમાણે ઘણું ખરાબ પોતે જોતાં છતાં પણ તે વંગરાજા "આ વેતાલની કરેલી માયા છે" એમ જાણી પોતાના ધ્યાનમાં સ્થિર થયો. આ અવસરે ક્ષય (પ્રલય) કાળના મેઘના ગર્જારવ જેવા ભયંકર હાસ્યને કરતો અને હાથમાં કર્તિકા(કાતર)વાળો તે વેતાળ ત્યાં પ્રાપ્ત થયો, અને બોલવા લાગ્યો કે "હે રાજા! આ તેં શું આરંભ્યું? કેમકે બુદ્ધિમાન માણસોને વિચાર્યા વિના કાર્ય કરવું યોગ્ય નથી. જો જેમ તેમ (ગમે તે રીતે) મંત્રાદિકનું સાધન પ્રાપ્ત થતું હોય, તો આ લોક ખેતી, વેપાર વગેરે કાર્યમાં શા માટે કલેશ પામે? જે જીવો થોડું પણ શરીરનું દુઃખ સહન કરવાને સમર્થ નથી, તેઓ પોતાના જીવને ત્રાજવામાં નાંખવા જેવા આવા કાર્યમાં કેમ પ્રવૃત્તિ કરે?" ત્યારે રાજાએ કહ્યું કે-"અરે નીચ જનને યોગ્ય આવું વચન તું કેમ બોલે છે? જેમ તેમ બોલનારાની કંઇ શોભા હોય? અને શી રીતે ગુરૂપણું (મોટાપણું) હોય? જો તારી જેવો પણ ચિત્તની વૃત્તિને વિચાર્યા વિના સ્વચ્છંદપણે આવું બોલે તો દેવોની જ્ઞાનવાળી વાણી પણ નાશ પામી. અથવા તો આ કહેવાથી શું? અહો! અત્યંત દુષ્કર એવું પણ શરીરને દુઃખકારક કાર્ય મને તું કહે, કે જેથી સંપૂર્ણ રીતે હું મારા આત્માની અપકીર્તિને દૂર કરું." આ પ્રમાણે રાજાએ કહ્યું, ત્યારે ચંડસિંહે કહ્યું કે—"પ્રથમ તો શેષ પદાર્થોના વિસ્તાર કહેવાવડે સર્યું, ક્ષુધા અને તૃષાવડે મારું શરીર અત્યંત ગ્લાનિ પામેલું છે, તેથી તેનો પ્રતિકાર કરવા માટે કાંઇક પણ ઉપાયને તું વિચાર." ત્યારે રાજાએ કહ્યું કે—"આ તો થોડું જ છે. પાસે જ રહેલા બળિદાનનું ઇચ્છા પ્રમાણે ભોજન કર, અને સરોવરમાંથી પાણી પી." ત્યારે ચંડસિંહે કહ્યું કે—"અહો! મૂર્ખતા! કે જેથી રાક્ષસ જન શું ખાય? અને શું પીએ? એટલું પણ તું જાણતો નથી?" રાજાએ કહ્યું—"ઠીક, મેં જાણ્યું, કે માંસ અને રુધિર છે. પરંતુ આ ભક્ષ્ય રાક્ષસનું છે, તમારે વેતાલને આ ભક્ષ્ય નથી." ચંડસિંહે કહ્યું—"કાર્યને આશ્રીને રાક્ષસ અને વેતાલનું થોડું જ અંતર છે." રાજાએ કહ્યું,—"હાસ્યવડે સર્યું. માંસનું ભોજન

અંગીકાર કરો." ચંડસિંહે કહ્યું,—"જો એમ હોય, તો આ મારું કપાલ ( પાત્ર ) ભરી દે." ત્યારે રાજા તીક્ષ્ણ ખડ્ગવડે પોતાના જંઘાદિક પ્રદેશોને છેદીને માંસ આપવા પ્રવર્ત્યો, અને બીજો ( વેતાલ ) તેને ખાવા લાગ્યો. પરંતુ થોડું ખાધા પછી તેણે કહ્યું કે—"મને અત્યંત તૃષા લાગી છે, તેથી હવે મારે ખાવું ઉચિત નથી, કેમકે શાસ્ત્રમાં કહ્યું છે—"ભૂખ્યા પ્રાણીએ જળ પીવું નહીં, અને તૃષાવાળા પ્રાણીએ ભોજન કરવું નહીં, કેમકે પહેલું કરવામાં જલોદરનો વ્યાધિ થાય, અને બીજું કરવામાં રુચિનો નાશ થાય." તે સાંભળીને "અહો! આ વૈદ્યવિદ્યામાં કુશળ છે" એમ હાસ્ય કરીને રાજાએ પોતાના શરીરની નસો છેદીને રુધિર કાઢ્યું, તે પણ કપાલને ઊંચું કરી તેમાં આવેલું રુધિર પીવા લાગ્યો. ત્યારપછી તેની તૃષા શાંત થઈ, એટલે ફરીથી માંસભક્ષણમાં તત્પર થઈ બોલ્યો કે—"અરે! રે! આ તો થોડું જ છે, મારે અર્ધ આહાર પણ થયો નથી." એમ વારંવાર બોલવા લાગ્યો, ત્યારે રાજાએ કહ્યું કે—"હે ભદ્ર! કેમ તું ઉત્સુક થાય છે? જે પ્રકારે સંપૂર્ણ ઈચ્છાવાળો તું થઈશ, તે પ્રકારે હું કરીશ." એમ કહીને રાજાએ પોતાનું સર્વ અંગ કાપ્યું, અને સર્વ માંસ આપ્યું, તો પણ તેની ભોજનની ઈચ્છા શાંત થઈ નહીં, ત્યારે "શૂરવીર પાનવડે શુદ્ધ થાય છે" એમ વિચારતો મહાસત્ત્વવાળો રાજા પોતાના ડાબા હાથવડે પોતાના કેશપાશને પકડીને તથા બીજા ( જમણા ) હાથવડે ખડ્ગને પકડીને પોતાની કંધરા છેદવા લાગ્યો. તે કંધરા અર્ધ છેદાણી ત્યારે "અહો! મહાસાહસ! અહો! મહાસાહસ!" એમ બોલતો વેતાલ મોટા પ્રયત્નવડે રાજાના હાથમાંથી ખડ્ગને ગ્રહણ કરીને પોતાની દિવ્ય દેવશક્તિથી તેના શરીરના પ્રહારની પીડાનો નાશ કરી તેના પગમાં પડી વિનંતિ કરવા લાગ્યો.

"હે દેવ (રાજા)! ભયથી કંપતા શરીરવાળા સેંકડો સાધક જીવો દેખાય છે, આવા પ્રકારના મોટા ભયાનકના કહેવાવડે પણ સર્યું, સર્વ અંગના છેદવાવડે માંસ અને રુધિર આપવું, તેમાં પણ મસ્તકના કાપવાવડે પોતાના જીવિતને તૃણ સમાન ગણવું એ મોટું આશ્ચર્ય છે. તેથી કરીને હવે આ ઘણા પ્રકારના કલેશની કલ્પનાએ કરીને સર્યું, હવે તારા સાહસરૂપી ધનથી ખરીદ કરાયેલ હું સર્વદા તારો દાસ છું. હવે સાધનની વિધિને મૂકી દે, મારે કરવા લાયક કાર્ય દુઃસાધ્ય હોય તે પણ મને કરવા આજ્ઞા આપ, આથી બીજી મારી કાંઈપણ ગતિ નથી." તે સાંભળીને રાજા સ્વપ્નની જેમ અને ઈંદ્રજાળની જેમ સ્વાભાવિક શરીરની સ્થિતિ જોઈને મોટો શોક પામ્યો, અને "અરે રે! ક્ષુધા તૃષાથી કૃશ શરીરવાળા આને માટે મારું શરીર કાંઈ પણ ઉપયોગમાં આવ્યું નહીં, તેથી અહો! આ પ્રયાસ નિષ્ફળ થયો," એમ વિચારીને બોલ્યો કે—"પર કાર્યને સાધવા સિવાય બીજું શું કાર્ય વર્ણન કરાય? તેથી હે મહાયશસ્વી! હવે પ્રસ્તુતને કરો." ત્યારે તે વેતાલ બોલ્યા કે—"હે વંગાધિપતિ દેવ! ઉત્તમ જાતિવાળાને તો આ સર્વ દૂરથી જ ( અત્યંત ) નિષેધ કરાયું છે, પરંતુ આ તો મેં પરીક્ષા કરવા માટે જ કર્યું છે; તેથી

તમે પ્રસન્ન થાઓ (શોક ન કરો). જે કરવા લાયક કાર્ય હોય તે કહો." તે સાંભળીને રાજા સિદ્ધ કાર્યવાળો અને અક્ષય શરીરવાળો થયેલો હોવાથી દેવતાના પૂજોપચારનો સર્વ વ્યાપાર સમાપ્ત કરીને વારંવાર આજ્ઞાને માગતા વેતાલને કહેવા લાગ્યો કે—"હે ભદ્ર ચંડસિંહ! તું મારા આદેશને સાંભળ. વિજયા નામની મારી પુત્રી કોણે હરણ કરી છે? અને તે કેવી સ્થિતિમાં છે. તે સારી રીતે નિશ્ચય કરીને તું કહે." ત્યારે વેતાલે ઉપયોગ આપીને કહ્યું કે—"હે દેવ! અંગદેશનો અધિપતિ રાજા છે, તેના બાલમિત્ર જ્ઞાનગર્ભ નામના ઉપાધ્યાયે પંચાંગ પ્રસાદનો લાભ પૂછવાના પ્રસંગે વિજયાના રૂપાદિક ગુણનો સમૂહ તેને કહ્યો, ત્યારે તે રાજાને કોઇક પ્રીતિની અધિકતા એવી થઈ કે જેથી તન્મયપણાએ કરીને વર્તતો તે મદોન્મત્ત અને મૂર્ચ્છિત જેવો થયો. તે વખતે તેને પૂર્વના સંગતવાળા એક વિદ્યાધર મિત્રે જોયો, અને તેની પાસે આવીને આગ્રહથી તેવી રીતે પૂછયું, કે જેથી તે રાજાએ પોતાનો સર્વ અભિલાષ તેને કહ્યો. તેનો આગ્રહ જાણીને તે વિદ્યાધરે વિજયાનું હરણ કરી તેને રાજાને સોંપી છે. હવે જો તમારો આદેશ હોય તો તેણીને હું લાવું." ત્યારે રાજાએ કહ્યું—"એમ જ છે. તારે અસાધ્ય શું હોય? માત્ર જો તું તેણીને લાવે તો અમારું કાપુરુષપણું (કાયરપણું) થાય. તેથી તું અને તે અંગાધિપને દેખાડ, કે જેથી મારા પરાક્રમવડે હું તેણીને લાવું." તે સાંભળીને 'જેવી દેવની આજ્ઞા' એમ બોલીને વેતાલે ખડ્ગની સહાયવાળા તે પૃથ્વીપતિને હાથે ઉછાળ્યો, અને તે એક નિમેષ માત્રમાં જ જાજ્વલ્યમાન દીવાઓની પ્રભાવડે જેમાં અંધકારનો નાશ થયો છે એવા અંગરાજની શય્યાભૂમિને પ્રાપ્ત થયો ત્યાં સુખે સૂતેલા અંગરાજને જોયો. તે વખતે ચંદ્રકાંત રાજાએ યોગ્ય સ્થાને ઊભા રહીને અંગરાજને કહ્યું કે—"અરે રે! દુરાચારી! લોક વ્યવહારનો ત્યાગ કરનાર! તું આવું અકાર્ય કરીને હજુ સુધી પણ નિદ્રાથી ભરાયેલો સુવે છે? પોતાની દુષ્ટ ચેષ્ટાને તું સંભારતો નથી? અથવા ઘણો તિરસ્કાર કરવાથી શું? શસ્ત્ર ગ્રહણ કર, અને પોતાના હાથની કુશળતા દેખાડ." આ પ્રમાણે તેણે કહ્યું, ત્યારે બગાસા ખાતો તે અંગરાજા હાથમાં ખડ્ગ લઇને શીઘ્રપણે ઉઠ્યો, તેની સન્મુખ ઊભો રહ્યો, અને કહેવા લાગ્યો કે—

"અરે! તું કોણ છે? આવી રીતે અનુચિત કેમ બોલે અને કેમ યુદ્ધ કરવા ઉત્સાહ કરે છે?" ત્યારે વંગરાજાએ પોતાનો વૃત્તાંત કહ્યો. ત્યારે પરમાર્થને જાણીને અંગરાજા 'આ પૃથ્વી વીર પુરુષવડે ભોગવવા લાયક છે,' એમ બોલતો સાંભળવાને સન્મુખ થઇ પ્રહાર કરવા પ્રવર્ત્યો. ત્યારે તેના કરેલા ઘાતને છેતરીને વંગરાજાએ કહ્યું કે—"દુષ્ટ ચેષ્ટાવડે હણાયેલા તારા આ તીક્ષ્ણ ખડ્ગનું શું કામ છે? સેંકડો યુદ્ધમાં વિજય પામેલા ખડ્ગ દુઃસાધ્યના ઉપર વાપરી શકાય છે. તેથી તને તો હું એક મુષ્ટિના પ્રહારવડે જ યમરાજને ઘેર મોકલું છું." આ પ્રમાણે કહીને તે વંગરાજાએ અંગરાજાને મુષ્ટિવડે તથાપ્રકારે કોઇપણ રીતે હણ્યો, કે જે પ્રકારે તેના ઘાતથી તેનું શરીર ધ્રુજી ગયું, અને

હાથમાંથી ખડ્ગ પડી ગયું ત્યારપછી પગના ભારથી ભૂમિતળને કંપાવતા, સંરંભવાળા અને પરસ્પર ઘાત કરનારા તે બન્ને મલ્લની જેમ યુદ્ધ કરવા પ્રવર્ત્યા. તે બન્ને યુદ્ધ કરતા હતા ત્યારે મર્મસ્થાનના ઘાતથી વિકલ થયેલા અંગવાળો અને મૂર્છાવડે મીંચાયેલા નેત્રવાળો અંગરાજા ધસ દઇને પૃથ્વીતળ ઉપર પડ્યો. તે વખતે વંગરાજાએ વિચાર્યું કે—" અહો! આ યુદ્ધનો વ્યાપાર અકસ્માત્ કેમ વિચ્છેદ પામ્યો? હજુ પણ યુદ્ધની આ ખરજ તે જ અવસ્થાવાળી કેમ રહી છે? તેથી આને હું સજ્જ કરું. જો કોઇપણ પ્રકારે આ ચૈતન્ય પામીને સન્મુખ પ્રહાર કરવા પ્રવર્તે તો સંગ્રામનો રસ વૃદ્ધિ પામે." એમ વિચારીને પ્રસન્ન થયેલા વંગરાજાએ ઠંડા જળના બિંદુવડે, રેશમી વસ્ત્રના કોમળ વાયુવડે અને અંગનું મર્દન કરવાવડે તેનો ઉપચાર કરવા શરૂ કર્યું. એક ક્ષણ માત્ર ગયો ત્યારે તેની મૂર્છા નાશ પામી, તેથી દૃષ્ટિ પ્રસારીને તેણે વંગરાજાને બંધુની જેવો વર્તતો જોયો. ત્યારપછી તેની યુદ્ધ કરવાની ઇચ્છા નાશ પામી, અને ગુરુની જેમ તેને નમવા માટે ઊભો થયો, તે વખતે યુદ્ધના ભંગથી ભય પામેલા વંગરાજાએ તેને હાથવડે પકડ્યો અને કહ્યું—" હે અંગરાજા! કેમ આ પ્રમાણે પ્રસ્તુતના વિઘ્નને તું કરે છે? આ ભુવનમાં તારી જેવો કોઇ પણ સુભટ વિદ્યમાન નથી. જો કોઈ પણ પ્રકારે વેલડીનું મથન કરવામાં સિંહની જેમ હાથનો વ્યાપાર તેં મૂકી દીધો હોય એવો તું થયો છે" એમ તું કહેતો હોય, તો શું આટલા માત્રવડે પણ તું અસમર્થ છે? તેથી હે રાજા! પિશાચની જેવા વિષાદ(ખેદ)ને તું દૂર મૂકી દે, અને ફરીથી યુદ્ધ કરવા તૈયાર થા, કેમકે તારા યુદ્ધથી મને ઘણી તુષ્ટિ થાય છે." ત્યારે અંગરાજાએ કહ્યું કે—" પિતાની જેમ તમે મારો ઉપકાર કર્યો, તો યુદ્ધ કરવું કેમ યોગ્ય હોય? તેથી તમે વિરામ પામો, પ્રસન્ન થાઓ, આ સાત અંગવાળું રાજ્ય ગ્રહણ કરો, તથા પહેલાં આણેલી તમારી દીકરીને ગ્રહણ કરો, અથવા આટલું કહેવાથી શું? મારું જીવિત પણ તમે દેવ ગ્રહણ કરો." ત્યારપછી યુદ્ધની અભિલાષાવાળા વંગરાજાએ તેને કહ્યું કે—"આ રાજ્ય અને મારી પુત્રી મેં ગ્રહણ કર્યા, પરંતુ મારી સાથે યુદ્ધ કરો. રાજ્ય મેં ભોગવ્યું, મારુ વાંછિત પૂર્ણ થયું. કેવળ તમારી જેવો યુદ્ધમાં કુશળ કોઈ નથી, તેથી તમારી સાથે યુદ્ધ કરવાની ઈચ્છા છે." અંગરાજાએ કહ્યું કે—" મસ્તક ઉપરથી જે તૃણને પણ પરોપકારીની બુદ્ધિથી દૂર કરે, તે પણ મનોહર દેખાય છે, તો પછી હે મહાતપસ્વી! બંધુની જેમ મારા શરીરની સારવાર કરતા તમે શું કહેવાઓ? તેથી કરીને મારું સર્વસ્વ તમે ગ્રહણ કરો, અને આ યુદ્ધની ઇચ્છાનો ત્યાગ કરો." આ પ્રમાણે તેણે સ્નેહપૂર્વક કહ્યું, ત્યારે વંગરાજા યુદ્ધની ઇચ્છાથી નિવૃત્ત થયો. ત્યારપછી હાથી, અશ્વ, કોશ અને કોઠાર વિગેરે રાજ્યલક્ષ્મીને અને સર્વ અંગે વિભૂષિત કરેલા શરીરવાળી વિજયા નામની રાજપુત્રીને તેની પાસે રાખીને અષ્ટાંગ પ્રણામપૂર્વક નમસ્કાર કરીને અંગરાજા વિનતિ કરવા લાગ્યો—"હે દેવ! પ્રસાદ કરીને આ ગ્રહણ કરો." ત્યારે તેના અસાધારણ વિનયથી

તુષ્ટમાન થયેલ ચંદ્રકાંત રાજા, અંગરાજાને પોતાના રાજ્ય ઉપર સ્થાપન કરીને અને હાથી, અશ્વ વિગેરેને નહીં ગ્રહણ કરીને પોતાની વિજયા પુત્રી સહિત વેતાલે કરેલી સહાયથી ગમનની વિશેષ શક્તિની પ્રાપ્તિથી શીઘ્રપણે પોતાને સ્થાને પ્રાપ્ત થયો. પોતાનું કાર્ય સિદ્ધ થયું છે એમ કહીને વેતાલને પોતાના સ્થાને જવા રજા આપી. "ફરીથી સારા કાર્યને વિષે મને સંભારજો" એમ કહીને તે અદૃશ્ય થયો. આ અવસરે તે આખા નગરમાં સિદ્ધ થયેલા કાર્યવાળા રાજાના આગમનની વાર્તા વિસ્તાર પામી, વર્ધાપન થયું, સર્વ રાજલોક આવ્યો, અને મંગળ ઉપચાર કરીને તેના ચરણમાં નમીને વિનંતિ કરવા લાગ્યો.—"હે દેવ! વિજયાના દર્શનથી જ તેનું હરણ કરનાર શત્રુનો તમે વિજય કર્યો એમ માન્ય રીતે અમે જાણ્યું, તોપણ વિશેષથી તે બાબત સાંભળવા અમે ઇચ્છીએ છીએ." આ પ્રમાણે તેમના વચનના આગ્રહથી પોતાના વૃત્તાંતની પ્રશંસા કરવામાં પરાઙ્મુખ થતાં છતાં પણ રાજાએ તેઓને કાંઇક લેશ માત્ર કહેવાવડે યથાર્થ કહ્યું.

હવે કોઇક દિવસે ઐરાવણ હાથી ઉપર ચડીને ચંદ્રકાંત રાજા કેટલાક પ્રધાન લોક સહિત રયવાડીએ નીકળ્યો. ત્યાં હાથી, અશ્વ વિગેરે વાહનના વિનોદનો ક્ષણ માત્ર કરીને પાછો વળ્યો, તે વખતે એક ઠેકાણે જીર્ણ દેવકુળની પાસે રહેલા બકુલ વૃક્ષની નીચે બેઠેલા, યોગપટ્ટવડે બાંધેલી કેડવાળા, માત્ર એક કપાલના જ પરિગ્રહવાળા, પાસે સ્થાપન કરેલા કલ્પપુસ્તકવાળા અને મૃગચર્મવડે ઢાંકેલા શરીરવાળા યોગંધર નામના કાપાલિકને હાડકાના કકડાની ગુંથેલી અક્ષમાળાને ફેરવતા જોયા. તે વખતે તેને જોવાથી ઉત્પન્ન થયેલા કૌતુકવાળા રાજાએ હાથી ઉપરથી નીચે ઉતરી તથા પ્રણામ કરીને તેને પૂછ્યું કે—"હે ભગવાન! આ પુસ્તકમાં કયું શાસ્ત્ર છે?" તેણે કહ્યું કે—"હે મોટા રાજા! આ કલ્પશાસ્ત્ર છે." ત્યારે રાજાએ કહ્યું કે—"હે ભગવાન! શ્રુતરૂપી સમુદ્ર તો અપાર છે, આયુષ્ય થોડું છે, અને અમે બુદ્ધિ રહિત છીએ, તેથી તેવું અમને કાંઇક પણ શીખવો, કે જે આત્માનું કાર્ય કરનાર થાય અને થોડો પ્રયાસ થાય. તેથી આ શાસ્ત્રમાંથી કાંઇક અમને વિશ્વાસ (શ્રદ્ધા) થાય તેવો કલ્પ વાંચો." કાપાલિકે કહ્યું—"ભલે, એમ કરૂં." પછી સુગુરુની પાસેથી પ્રાપ્ત થયેલો (ભણેલો) પાતાલવનિતા(સ્ત્રી)ના લાભે કરીને પ્રતિબદ્ધ (સહિત) અને સત્ત્વવાળા લોકને જેનું સ્વરૂપ પ્રત્યક્ષ થઇ શકે એવો કેયૂર (બાજુબંધ) નામનો વિવર[1] કલ્પ થોડા અક્ષરવડે રાજાને કહ્યો. તે સાંભળીને રાજાએ કહ્યું—"હે ભગવાન! પાતાલવનિતા કેવા સ્વરૂપવાળી હોય છે?" ત્યારે કાપાલિકે કહ્યું—"હે મહાભાગ્યવાન! અહીં શું કહેવું?

જેના મુખરૂપી ચંદ્રની ચાંદનીવડે અંધકારના સમૂહનો નાશ કરીને લાખો દીવા પ્રગટયા હોય તેમ પાતાળ ઢંકાઇ જાય છે. અનુપમ લાવણ્યવડે પરિપૂર્ણ થયેલી તેણીથી જાણે તિરસ્કાર કરાઇ હોય એવી સુવર્ણની કાંતિ પણ તેના શરીરની કાંતિવડે કાંતિરહિત-

૧. છિદ્ર અથવા વિવરણ કરવું એટલે ખુલ્લું કરવુ

પણાને પામે છે. તેણીના અંગનો એક એક અવયવ પણ એવો છે કે તેને હજાર જિહ્વાવાળો પણ વર્ણન કરી શકે તેમ નથી, તો પછી મનુષ્ય તો શી રીતે વર્ણન કરે? આથી કરીને જ વિધાતાએ હરણ કરવાની શંકાથી નિધાન જેવી તે વનિતાઓને ભયંકર સર્પોવડે ભયંકર પાતાલને વિષે નિધાનરૂપ કરી." તે સાંભળીને તેણીના દર્શનમાં ઉત્સુક થયેલા રાજાએ કહ્યું કે—"હે ભગવાન! જો એમ હોય, તો કેયૂરવિવરમાં પ્રવેશ કરવાનું પ્રસ્થાન કરું." ત્યારે કાપાલિકે તે અંગીકાર કર્યું. પછી ઉચિત સમયે રાજાએ વેતાળનું સ્મરણ કર્યું. પછી તેણે રાજાને માર્ગ દેખાડ્યો, ત્યારે વિવરની દેવતાની પૂજાની સામગ્રી તૈયારી કરીને રાજાએ પ્રવેશ કરવાનો પ્રારંભ કર્યો.

તેમાં કોઈક ઠેકાણે ઊંચી કરેલી દાઢાવડે ભયંકર મુખવાળા સિંહને સન્મુખ આવતો જોયો, કોઈક ઠેકાણે કોયલના જેવી કાળી કાંતિવાળાં અને ચાલતા ફણામંડળવાળા ભયંકર સર્પના સમૂહને જોયો, કોઈ ઠેકાણે જાજ્વલ્યમાન જ્વાળાના સમૂહવડે વ્યાપ્ત મોટા અગ્નિને ચાલતો જોયો, કોઈ ઠેકાણે કરેલા કિલકિલ શબ્દવડે અંબરને રૂંધીને નૃત્ય કરતા વ્યંતરને સન્મુખ જોયો, કોઈ ઠેકાણે મોટા હર્ષવડે વ્યાપ્ત એવા તે રાજાએ પોતાની સન્મુખ આવતા દોઘટ્ટના સમૂહને આદર સહિત જોયો, તથા કોઈ ઠેકાણે અગ્નિજ્વાળાના સમૂહને બહાર કાઢતી, દુઃખથી પીડાયેલી અને રૂદન કરતી સ્ત્રીઓને જોઈ. આ પ્રમાણે ઘણા ભયાનકને જોતા છતાં પણ રાજાના મનમાં જરા પણ ક્ષોભ પ્રસર્યો નહીં, અને વિશ્વાસપૂર્વક પોતાના ઘરની જેમ તે વિવરને વિષે શીઘ્ર પ્રવેશ કર્યો. તેવા સમયે મોટા ભાગ્યના સમૂહથી પ્રાપ્ત કરી શકાય તેવું સ્ફટિક મણિની ભીંતવાળું, ઘણા માળવાળું ભવન રાજાએ જોયું, તે વખતે રાજા જરા પણ ક્ષોભ પામ્યા વિના તેમાં પેઠો, અને તેમાં બળતી જ્વાળાના સમૂહવાળો મોટો અગ્નિકુંડ જોવામાં આવ્યો, તથા તે કુંડની સમીપે રહેલી ન જોઈ શકાય તેવા સુંદર રૂપવાળી એક સ્ત્રી જોવામાં આવી. તેને જોઈને રાજા હર્ષ પામ્યો અને વિચારવા લાગ્યો, કે—"અહો! આ સંસાર અસાર છે, તો પણ હરણના જેવા લોચનવાળી અહીં આ પ્રમાણે રહેતી આ સ્ત્રીવડે કાંઈક સારભૂત છે. પરંતુ મારે તેને શી રીતે બોલાવવી અથવા શી રીતે તેનો સત્કાર કરવો?" આ પ્રમાણે વિચારતો તે રાજા જેટલામાં તેની તરફ જવા પ્રવર્ત્યો, તેટલામાં તત્કાળ જ તે પૂર્વે કહેલા અગ્નિના કુંડમાં પતંગીયાની જેમ ઝંપા દઈને શીઘ્રપણે પડી. તે વખતે રાજા તથાપ્રકારનો તેણીનો વ્યતિકર (બનાવ) જોઈને પોતે જ કરેલો પાસે જવારૂપ પોતાના અપરાધને વારંવાર ચિંતવતો, મોટા શોકના મોટા સમૂહવડે ઉછળતા રણરણ શબ્દવાળો અને "આમ કરવું તે જ આ કાળને યોગ્ય છે" એમ મનમાં નિશ્ચય કરીને તેણીના અંગના સંગથી પ્રાપ્ત થયેલી સુંદરતાવડે પૂર્ણ થયેલા તે જ અગ્નિકુંડમાં ઝંપા દઈને પડ્યો. જેટલામાં તે રાજા તે અગ્નિકુંડમાં મહાસત્ત્વપણાએ કરીને પડ્યો, તેટલામાં ત્યાં અગ્નિકુંડ નથી, તથા જાજ્વલ્યમાન અગ્નિ પણ નથી, માત્ર કમળના જેવા કોમળ શરીરના અવયવવાળી, મૃગના સરખા લોચનવાળી અને



ચંદ્રની જેવા મુખવાળી તે જ સ્રી હર્ષ સહિત રાજા પાસે પ્રાપ્ત થઇ, અને બોલવા લાગી કે—"હે દેવ ! કોણ કોણ અહીં નથી આવ્યો ? અથવા કોણે મને જોઇ નથી ? અથવા મારા દર્શનવડે રાગ રહિત છતાં પણ કોને મોટો રાગ ઉત્પન્ન નથી થયો ? કેવળ અગ્નિકુંડમાં મારા પ્રવેશને જોઈને જાણે ચેતના રહિત થયા હોય તેમ મરણના ભયથી વ્યાકુળ થઇને પાછા હઠતા અને સત્ત્વ રહિત થયેલા કોને ક્ષેત્રપાળે વિવરની બહાર નથી ફેંક્યા ? તેથી હે મહારાજ ! તારા મોટા સાહસથી મારું હૃદય તને આધીન થયું છે, માટે દાસીની જેમ હું તારી આજ્ઞાને કરનારી છું, તેથી મારે જે કરવા લાયક હોય, તે આપ ફરમાવો." ત્યારે રાજાએ કહ્યું કે—"હે દેવી ! તમારા દર્શનને આપવાથી (સિવાય) બીજું કયું કાર્ય તમને કહેવાનું હોય ? કેમકે સુકૃતને નહીં કરનારા જીવો કલ્પવૃક્ષ અને કામધેનુની જેવું તમારું દર્શન ન જ પામી શકે." ત્યારે દેવતા બોલી કે—"હે મહારાજા ! આ તો થોડુંક જ છે.

આ જગતમાં રૂપવડે કામદેવને જીતનાર અને સૌભાગ્યની સુંદરતાવડે ઇંદ્રના પણ અભિમાનને ભાંગનાર અનેક જનો પ્રગટ રીતે જોવામાં આવે છે. મતિના વૈભવવડે સુરગુરુની (બૃહસ્પતિ) બુદ્ધિને પણ જીતનાર, અત્યંત સ્ફુરાયમાન દેહની કાંતિવાળા તથા પવિત્ર અને સુખ આપનાર વચનના વિસ્તારવડે વિચિત્ર કાવ્યોને બનાવનાર અનેક જનો જોવામાં આવે છે, પરંતુ હે નરેંદ્ર ! અસાધારણ (વિશેષ) સાહસરૂપી જ એક ધનવાળો તમારા જેવો કોઈ પણ દેખાતો નથી, તો હે દેવ ! આવા પ્રકારના તમારે આ ત્રણે ભુવનમાં અસાધ્ય શું હોય ? જેનું મન થોડા કાર્યમાં પણ મુંઝાય છે, તેનું તૃણના લેશ પ્રમાણવાળું પણ પ્રયોજન શી રીતે સિદ્ધ થાય ? ત્યાર પછી પોતાની પ્રશંસા સાંભળવાથી ઉત્પન્ન થયેલા સુખને પણ તુચ્છ માનતા રાજાએ કહ્યું કે—"અમે કોણ (કઇ ગણતરીમાં) છીએ ? અમારું સાહસ શું છે ? અથવા કયા કાર્યને સાધવાનું સામર્થ્ય છે ? તેથી આ વાતને તજો. આ પૃથ્વીતળને વિષે પોતાના સુંદર (શ્રેષ્ઠ) ચરિત્રવડે ત્રણ ભુવનના વિસ્તારને પવિત્ર કરનારા તેવા કોઇ પણ ભગવાન ઉત્પન્ન થયા છે, કે જેમની પાસે અમારી જેવા કીડા તેમના પગની ધૂળને પણ અનુસરી શકતા નથી." તે સાંભળીને દેવી બોલી કે—"આ જ મહાપુરુષનું લક્ષણ છે. તમારા ગુણના સમૂહવડે મારું હૃદય સર્વથા પ્રકારે તમારે આધીન થયું છે, તેથી હવે તે પ્રકારે કરજો, કે જેથી તમારા વિયોગરૂપી વજ્રવડે જર્જરિત કરાયેલું આ મારું હૃદય હજારે પ્રકારે ફાટી ન જાય (કકડા ન થાય.)" ત્યારે રાજાએ કહ્યું કે—"હે દેવી ! તમે જે કહો છો, તે હું કરીશ." આ પ્રમાણે હંમેશાં વૃદ્ધિ પામતા મોટા પ્રેમના સંબંધથી જોડાયેલા તે બન્નેનો કેટલોક કાળ એક મુહૂર્ત્તની જેમ વ્યતીત થયો (ગયો). ત્યારપછી તેવા પ્રકારના નાયક(રાજા)ના અભાવથી પોતાના રાજ્યની દુઃસ્થિતિના વિચારમાં પડેલા રાજાએ તેણીને કહ્યું કે—"હે દેવી ! કેટલાક દિવસ જઇને મારા રાજ્યને સર્વથા પ્રકારે હું જોઉં, અને ફરીથી તરત જ હું આ તરફ

પાછો વળીશ." આ પ્રમાણે રાજાના આગ્રહને અને મોટા કાર્યને જાણીને દેવીએ તેને આમળા જેવા મોટા મોતીનો હાર આપીને તથા બીજી બીજી કથાને વિષે મારું સ્મરણ કરજો, એમ કહીને તે રાજાને વિદાય કર્યો. આદર સહિત તે દેવીના હસ્તરૂપી પાસલાના જેવા તે હારને પોતાના કંઠમાં નાંખીને વેતાલની કરેલા સહાયવાળો તે રાજા નેત્રના નિમેષ માત્રમાં જ પોતાના નગરમાં પહોંચ્યો. તરત જ સિંહાસન ઉપર બેઠો અને નક્ષત્રના મંડળવડે સૂર્યની જેમ હારવડે દશે દિશામાં પ્રસરેલા કાંતિના સમૂહવડે શોભતો તે રાજાને રાજલોકે જોયો. ફરીથી મહોત્સવ થયો, નગરના લોક અત્યંત ખુશી થયા, નીહાર( બરફ )ના હાર જેવો કીર્તિનો સમૂહ સર્વત્ર વિસ્તાર પામ્યો. આ પ્રમાણે આશ્ચર્યકારક અનુપમ ગુણરૂપી રત્નના રોહણાચળ પર્વત સમાન તે મોટા અનુભાવવાળા વંગરાજાના સત્ય ગુણોનું કીર્તન કરનાર શ્લોકોનું પત્ર તેના વિરહના દુ:ખરૂપી ભાલાવડે ભેદાયેલા હૃદયમાંથી નીકળતા જીવના રક્ષણ માટે જાણે પ્રાપ્ત થયું હોય તેમ તે મેં મોટા આદરથી પ્રાપ્ત કર્યું. રણરણ શબ્દ કરતો વચ્ચે વચ્ચે સ્વામીના બહુમાનથી હું વાંચું છું, તેથી કરીને હે ભાગ્યશાળી ! જે તમે પોતે જ આ પત્ર વાંચીને પૂછયું કે—" વંગરાજા કોણ છે ? અને શત્રુનો વિજય વિગેરે વ્યવસાય તેણે કેવી રીતે કર્યો ? એમ જે પૂછયું, તે આ સર્વ મેં નિવેદન કર્યું, અને એક ક્ષણવાર શીતળ વૃક્ષની છાયામાં વિશ્રામ લીધો. હવે મને પ્રસ્તુત પ્રયોજન કરવા માટે અનુજ્ઞા આપો. પછી અહો આશ્ચર્ય છે, આશ્ચર્ય છે કે જે અત્યારે પણ અસાધારણ સાહસરૂપી ધનવાળા પુરુષરત્નો સંભળાય છે. આથી જ કહેવાય છે કે-જ્ઞાન, તપ, શૂરવીરતા, વિનય અને દાનને વિષે વિસ્મય કરવો અયોગ્ય છે; કેમકે આ પૃથ્વી બહુ રત્નવાળી જ છે." આ પ્રમાણે વિચારીને વજ્રનાભ રાજપુત્રે કહ્યું કે—" હે મુસાફર ! આ સર્વ મેં જાણ્યું, પરંતુ તેં જે કહ્યું કે-' પ્રસ્તુત અર્થ કરવાની મને અનુજ્ઞા આપો, ' તો તે પ્રસ્તુત અર્થ કયો છે ? " મુસાફરે કહ્યું કે—" હવે હું તે કહું છું કે-"મેં તમને જે વિજયા રાજપુત્રી કહી હતી, તેનો વર નિમિત્તિયાએ વજ્રવીર્ય મહારાજાનો પુત્ર વજ્રનાભ કહ્યો છે. તે વરને જોવા માટે ચંદ્રકાંત રાજાએ મને મોકલ્યો છે. આ પ્રસ્તુત પ્રયોજન છે."

આ અવસરે અર્ધ ઉઘાડેલા ઓષ્ઠવડે જરાક દાંતને પ્રગટ કરીને, શબ્દ બોલ્યા વિના ઉત્તરીય વસ્ત્રના છેડાવડે મુખકમળને ઢાંકીને તે રાજપુત્ર હસવા લાગ્યો. તે વખતે પરસ્પર અર્ધ નેત્રવડે જોતો પરિવાર જન બોલ્યો કે-" હે મહાનુભાવ ! તે જ આ વજ્રનાભ રાજકુમાર છે, કે જેના દર્શનની તું ઇચ્છા કરે છે." આ પ્રમાણે સાંભળીને અત્યંત ઉલ્લાસ પામતા હર્ષના ઉત્કર્ષવડે વિકસ્વર લોચનવાળા તે પથિકે કહ્યું કે-" અહો ! ભગવાન વિધાતા અનુકૂળ છે, કે જેથી પ્રયાસ વિના જ વાંછિત અર્થનો મેળાપ થયો. વળી બીજું, આજે મારો માર્ગનો પરિશ્રમ સફળ થયો, આજે જ મારી દૃષ્ટિ જોવા લાયક

પદાર્થને જોવાવડે ઉત્તમ ફળને પામી, આજે જ બોલનારાઓને મધ્યે તમારી જ વાણી પવિત્રપણાને પામી છે, અથવા હે નરેંદ્ર પુત્ર ! કયું વાંછિત પૂર્ણ નથી થયું ? " આ પ્રમાણે તે પથિક બોલતો હતો ત્યારે પ્રતિહારે આવીને વિનંતિ કરી કે–" હે રાજપુત્ર ! મોટો કાળ વિલંબ થયો છે, તેથી શંકા પામેલા દેવે તમને બોલાવવા માટે મને મોકલ્યો છે. " તે વખતે તે પથિક પુરુષને હાથવડે ધારણ કરી રાજપુત્ર ઊભો થયો, રાજાની પાસે ગયો, અને પંચાંગ પ્રણામ કરીને ઉચિત આસન ઉપર બેઠો. ત્યારે રાજાએ તેને પૂછયું. કે–" હે પુત્ર ! આટલો કાળ વિલંબ થવામાં શું કારણ છે ? " તે વખતે રાજાના પગમાં પડીને ( નમીને ) તે પથિક પુરુષે કહ્યું કે–" હે દેવ ! હું જ કારણ છું. " રાજાએ કહ્યું–" શી રીતે ? " ત્યારે તેણે રાજકન્યાના વરને જોવા પર્યંત સર્વ પૂર્વનો વૃત્તાંત કહ્યો. તે સાંભળી રાજા હર્ષ પામ્યો અને બોલવા લાગ્યો કે–" વસંત ઋતુના ઉત્સવમાં લક્ષ્મી( શોભા )ના સ્થાનરૂપ આ કુમાર કોને સંતોષ ન પમાડે ? " ત્યારે રાજલોકે કહ્યું–" હે દેવ ! આ એમ જ છે. " ત્યારપછી રાજાએ તે પથિકને કેટલાક દિવસ પોતાની પાસે મોટા આદરપૂર્વક રાખ્યો. પછી કોઇક દિવસે મોટા પ્રાસાદવડે સન્માન કરીને રાજાએ તેને રજા આપી ત્યારે તે રાજાની કીર્તિના કહેવાવડે વાચાળ મુખવાળો તે પાછો વળીને પોતાના નગરમાં ગયો. ચંદ્રકાંત રાજાને પ્રણામ કરી મોટા આદરપૂર્વક રાજપુત્રનો સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભળીને સંતુષ્ટ થયેલા રાજાએ સાંવત્સરિક લોકની પાસે સમ્યક્પ્રકારે જવાના દિવસનો નિશ્ચય કરીને મોટા અશ્વ, ખચ્ચર, હાથી, રથ અને યોધાના સમૂહ અને કોશ, કોઠાર વગેરે સામગ્રી સહિત વિજયા રાજપુત્રીને શુભંકરા નગરીમાં મોકલી. તેણીના આવવાથી પ્રથમ મોકલેલા પુરુષોએ વજ્રવીર્ય રાજાને વધામણી આપી. રાજાએ તેઓને ઇનામ આપ્યું, અને ઊંચી કરેલી શ્વેત ધ્વજાઓના પટના આડંબરવડે આચ્છાદિત, શુદ્ધ કરેલા સર્વ રાજમાર્ગવાળું અને ઠેકાણે ઠેકાણે બેઠેલા કથા કરનાર, તાલ વગાડનાર અને નાચ કરનાર મનુષ્યોવડે મનોહર નગર કરાવ્યું. શુભ મુહૂર્તે રાજપુત્રીએ નગરમાં પ્રવેશ કર્યો. બળવાન ગ્રહોવડે પ્રધાન ( સારા ) લગ્નને વિષે મોટી ઋદ્ધિના વિસ્તારથી તે રાજપુત્રી વજ્રનાભની સાથે પરણી. તે કાળને ઉચિત કાર્ય કરીને વજ્રવીર્ય રાજા નિશ્ચિંત થયો. ત્યારપછી કોઇક દિવસે તે મહાત્મા રાજાએ તે પુત્રને પોતાથી દાનવડે, બળવડે, આજ્ઞાના ઐશ્વર્યવડે, પ્રભુ શક્તિવડે, મતિના પ્રકર્ષવડે, દુર્દાંત ( ઉદ્ધત–બળવાન ) સામંતોને દમન કરવાવડે, સમગ્ર શાસ્ત્રના પરમાર્થના પરિશ્રમવડે અને વૃદ્ધિ પામતા પુણ્ય પ્રતાપના પ્રકર્ષવડે અધિક જાણીને સાવધાન થયેલા નૈમિત્તિકે કહેલા સારા મુહૂર્તને વિષે પોતાના હાથે રાજ્ય ઉપર સ્થાપન કર્યો. ત્યારપછી સમગ્ર રાજલોક સહિત તે તેને નમસ્કાર કરી ઉચિત ઉપદેશ આપવા લાગ્યો—

" હે વત્સ ! આ પૃથ્વીપીઠ ઉપર નરેંદ્ર શબ્દ કોને પ્રાપ્ત થયો નથી ? દુઃખે કરીને દમન કરી શકાય તેવા ઇંદ્રિયોના દોષવડે કોણ ભ્રષ્ટ થયો નથી ? અથવા કોણ

નાશ પામ્યો નથી ? અથવા ક્રોધ અને લોભાદિકવડે રૂની જેમ લઘુપણાને કોણ નથી પામ્યો ? પ્રમાદવડે કરીને નીચથી પણ નીચપણાને કોણ નથી પામ્યો ? નીતિમાં રાગી છતાં પણ અને કીર્તિ પામ્યા છતાં પણ કયો નરનાથ રાજપુત્રીના વ્યતિકરથી[1] અસ્થાનવાળો થઈને કોણ વિનાશ નથી પામ્યો ? તેથી કરીને હે પુત્ર ! પાપ ( અન્યાય ) રહિત વૃત્તિવડે અતિ શુદ્ધ રાજ્યને તેવા પ્રકારે કોઇ પણ રીતે તું રાજ્યનું પાલન કરજે, કે જેથી પિતાની જેમ લોકોને નમવાના સ્થાનરૂપ તું થાય. આવી રીતે પ્રજાનું પાલન કરવાથી એવું કોઇ વાંછિત નથી, કે જે સિદ્ધ ન થાય. તેથી કરીને અવશ્ય આ ભવ અને પરભવ સંબંધી ઈચ્છિત કાર્યને માટે તું અવશ્ય પ્રયત્ન કરજે. ” આ પ્રમાણે પુત્રને ઉપદેશ આપીને લક્ષ્મીવતી રાણી સહિત અને રાજેશ્વર, શ્રેષ્ઠી, પુરોહિત વિગેરેના પુત્રો સહિત તે ધીરજવાન રાજા તે જ વખતે આવેલા મુનીશ્વર **અનંતયશ** નામના સૂરીશ્વરના પાદમૂળને વિષે સર્વવિરતિ ( ચારિત્ર ) અંગીકાર કરીને અનવદ્ય વૃત્તિથી વિહાર કરવા લાગ્યા. તે મુનિ તેવા પ્રકારનો કાંઇક તપવિશેષ કરતા હતા, કે જેમ બીકણ પુરુષો બાણના સમૂહના ઘાતને સાંભળી ન શકે તેમ સામાન્ય પુરુષો સાંભળવાને પણ શક્તિમાન થયા નહીં. સારી રીતે સિંહપણાથી નીકળીને અને ચિરકાળ સુધી વિચરીને તથા ઉત્તમ અર્થની આરાધના કરીને તે મહાત્મા દેવલક્ષ્મીને ( સ્વર્ગને ) પામ્યા. વજ્રનાભ રાજા પણ અનેક સામંત, સુભટ અને પુરોહિત વિગેરે પ્રધાન પરિજનોવડે અનુસરાતો, પ્રકૃતિ વર્ગનું પાલન કરતો, ધર્મના વિરોધનું રક્ષણ કરતો, લુંટારાના પક્ષને શાસન કરતો તથા અશાંતિને દૂર કરતો કાળને નિર્ગમન કરતો હતો. ઉચિત સમયે વિજયા પટ્ટરાણીની સાથે વિષયસુખને ભોગવતા તેને પુત્ર જન્મ્યો. તેનું ચક્રાયુધ નામ રાખ્યું. અને તે બાલ્યાવસ્થાનું ઉલ્લંઘન કરી, સમગ્ર કળાની કુશળતાને પ્રાપ્ત કરી મલ્લ શિક્ષાદિકના વિનોદવડે વૃદ્ધિ પામતો રહેતો હતો. હવે એક દિવસ ઉચિત વિહારવડે ગામ, નગર અને આકર વિગેરેમાં પર્યટન કરતા, પોતાના માહાત્મ્યવડે દુષ્કાળ, શત્રુ, મરકી અને રોગાદિક દુઃખોને દૂર કરતા, આકાશમાં ચાલતા ત્રણ છત્રવડે, આકાશમાં પોતાની મેળે જ ઢોળાતા શ્વેત અને શ્રેષ્ઠ ચામરની શ્રેણિવડે તથા આકાશમાં રહેલા મણિના પાદપીઠ સહિત સિંહાસનવડે શોભતા, અનેક કરોડ દેવોવડે પરિવરેલા, ભાવ નિદ્રાવડે સૂતેલા એવા ભવ્ય જીવોરૂપી કમળના સમૂહને પ્રતિબોધ કરતા, મિથ્યાત્વરૂપી અંધકારના સમૂહનો નાશ કરતા, માર્ગમાં મળેલા નર અને તિર્યંચના સમૂહવડે સેવાતા, મુનિના સમૂહવડે સ્તુતિ કરાતા, યોગીના સમૂહવડે ધ્યાન કરાતા, તથા જાણે એક ઠેકાણે મળેલી ત્રણ ભુવનની લક્ષ્મી( શોભા )ને દેખાડતા હોય, તેવા ભગવાન ધર્મવર ચક્રવર્તી યથાર્થ નામવાળા **ક્ષેમંકર** નામના તીર્થંકર ત્યાં પધાર્યા. તે વખતે ભક્તિના સમૂહથી અત્યંત વિકસ્વર થયેલા રોમાંચવડે સુશોભિત શરીરવાળા સુર અને અસુરોએ કિલ્લારૂપી વલયથી

૧. સમાચારથી–ગુપ્ત રહસ્યથી.

વિંટાયેલ, વિવિધ પ્રકારના ચિહ્નથી યુક્ત અને ચારે દિશામાં શુભ રત્નના સિંહાસનવાળું સમવસરણ રચ્યું. ત્યારપછી દેવોવડે સ્તુતિ કરાતા અને પુષ્ટ આઠ પ્રતિહારવડે શ્રેષ્ઠ આકારવાળા તીર્થંકર તીર્થને પ્રણામ કરીને સિંહાસન ઉપર બેઠા. તેવામાં રાજા વિગેરે સભાજનો ત્યાં આવ્યા, અને તીર્થંકરને વંદન કરી યોગ્ય સ્થાને બેઠા. ત્યારપછી મેરુપર્વતથી ઝરતા જળના રાશિના શબ્દ જેવા મનોહર શબ્દવડે ત્રણ ભુવનના બંધુરૂપ તીર્થંકરે સદ્ધર્મ દેશના આપવાનો પ્રારંભ કર્યો—

"હે ભવ્ય પ્રાણીઓ ! છિદ્રવાળા હસ્તસંપુટમાંથી ઝરતા પાણીની જેમ ક્ષણે ક્ષણે ક્ષીણ થતા પ્રાણીઓના આ જીવિત( આયુષ્ય )ને શું તમે જોતા નથી ? અથવા તો નિરંતર ઉત્પન્ન થતા રોગ અને શોકવડે તથા ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટની પ્રાપ્તિ વિગેરે દુઃખોવડે બાધા પામતા, શરણ રહિત, રક્ષણ રહિત, પ્રાણ રહિત, થોડા જળમાં માછલાની જેમ તડફડતા ને સારું કુળ અને સારી જાતિ વિગેરે સદ્ધર્મના કારણનો સમૂહ પ્રાપ્ત થયા છતાં પણ ભમતા અરઘટ્ટ( રેંટ )ની ઘટીના સમૂહની જેમ વિવિધ પ્રકારે ( ઊંચેનીચે ) ફરતા આ શરીરને શું તમે જોતા નથી ? કે જેથી વિશ્વાસુ થઇને ( સ્થિર ) રહો છો ? અને તેના પ્રતિકારનો વિચાર કરતા નથી. છેવટે તુચ્છ અને વિરસ વિષની જેવા વિષમ વિષયોની આસક્તિમાં મોહ પામેલા જ રહો છો. વળી જુઓ કે બળ ઝરી જાય છે, અસાર શરીર પ્રગટ રીતે ક્ષીણ થાય છે, તથા વિજ્ઞાન, વર્ણ, લાવણ્ય અને રૂપની લક્ષ્મી ( શોભા ) નાશ પામે છે, તેથી કરીને હે મહાનુભાવ ! હજુ પણ જ્યાંસુધી વજ્રના પડવાની જેવી ભયંકર અનર્થની પથારી ( વિસ્તાર ) કયાંઇથી આવી ન પડે, ત્યાંસુધીમાં જિનેશ્વરની વંદના, પૂજા, સ્વાધ્યાય, ધ્યાન, વિનય અને સેવાનું આચરણ કરો, અને સદ્ધર્મ રહિત લોકોના સંગનો ત્યાગ કરો. હંમેશાં મોટા ભવવૈરાગ્યને ધારણ કરતા તમે પરભવમાં સુખકારક વિશુદ્ધ ધર્મના કાર્યમાં જ ઉદ્યમ કરો."

આ પ્રમાણે જિનેશ્વરે પરમાર્થનો વિસ્તાર કહ્યો ત્યારે તે સભા સંવેગ ( વૈરાગ્ય ) પામી, પ્રસન્નતાના વશથી ઉછળતા રોમાંચના કંચુકવાળી થઇ, અને આપના ઉપદેશને ઇચ્છીએ છીએ એમ કપાળ ઉપર બે હાથ જોડીને બોલવા લાગી, તથા સમ્યક્ત્વ, દેશવિરતિ અને સર્વવિરતિને વિષે ઉદ્યમવાળી થઇ. વજ્રનાભ રાજા પણ સર્વવિરતિને ગ્રહણ કરવાને ઇચ્છતો ભુવનપ્રભુને વાંદીને શીઘ્ર પોતાને ઘેર ગયો. અને ત્યાં સમયને યોગ્ય ભોજનાદિક વ્યાપાર સંપૂર્ણ કરીને પોતાના ચક્રાયુધ કુમારને બોલાવ્યો. તેણે આવીને પાદમાં નમન કર્યા પછી આસનનો સ્વીકાર કર્યો, પ્રયોજન સાંભળવામાં સાવધાન થયો, અને પિતાનું મુખકમળ જોવામાં પોતાના નેત્રકમળ નાંખ્યા ત્યારે રાજાએ તેને કહ્યું કે—"હે પુત્ર ! સમગ્ર ત્રણ ભુવનનું કલ્યાણ કરનારા ક્ષેમંકર તીર્થંકરની પાસે મેં આજે સમગ્ર દુઃખનો નાશ કરવામાં સમર્થ, ક્ષમાદિક ગુણે કરીને સહિત અને નિઃસંગપણાના સારરૂપ ધર્મનો આચાર સાંભળ્યો, અને તે સાંભળીને આ ગૃહવાસના સંગને હું અગ્નિની જ્વાળાની

શ્રેણિવડે નાશ પામેલો જાણું છું, આ રાજ્યલક્ષ્મીના વિસ્તારને સ્વપ્ન જેવો માનું છું, આ શરીરરૂપી હાડકાંના પાંજરાને અશુભ પુદ્ગળોના મોટા ભંડાર જેવું અંગીકાર કરું છું, આ શરીરને જરારૂપી રાક્ષસીને ક્રીડા કરવાના વન જેવું જોઉં છું, પ્રિયજનોના સંયોગને એક વૃક્ષ ઉપર બેઠેલા પક્ષીઓના સમૂહ જેવો ગણું છું, તથા યમરાજને પાસે આવેલા વિઘ્નના સમૂહ જેવો તર્ક કરું છું, તેથી હે પુત્ર! હવે હું ભગવાનની પાસે કાળને યોગ્ય એવી દીક્ષા ગ્રહણ કરૂં, અને તું પૂર્વપુરુષોની પરંપરાવડે આવેલા આ રાજ્યભારને ગ્રહણ કર." ત્યારે ચક્રાયુધે કહ્યું કે–"હે પિતા! આવા પ્રકારની ક્રિયાનો આ કયો પ્રસ્તાવ (કાળ) છે? હજુ પણ તમારા શરીરની શોભા સંપૂર્ણ છે, તમારી યુવાવસ્થા સંપૂર્ણ સૌભાગ્યવાળી છે, આ રાજ્યલક્ષ્મી સર્વ રાજાઓના સમૂહવડે શ્લાઘા કરવા લાયક છે, અને સર્વ બંધુ લોક ભક્તિથી વ્યાપ્ત છે, તેથી આવા પ્રકારની સામગ્રીનો સદ્‌ભાવ છતાં આવા પ્રકારના કહેવાનો શો કાળ છે? માટે પ્રબળ પરાક્રમ વિગેરે હાનિ પામે ત્યારે તમને જેમ રૂચે તેમ કરજો." તે સાંભળીને કાંઇ હસીને રાજાએ કહ્યું કે–"હે વત્સ! જેનું મૂળ નિર્માણ રસ, રૂધિર, માંસ, અસ્થિ અને મજ્જા વિગેરેવડે છે, તે અધન્ય શરીર પણ જો શોભાવાળું કહેવાતું હોય, તો આ સમગ્ર જીવલોકને વિષે કાંઇ પણ વસ્તુ શોભા રહિત નથી એમ કહેવું અયોગ્ય છે, પરંતુ આ શરીર ધર્મ કરવાને જ ઉપયોગી છે. તેથી તે શ્લાઘા કરવા યોગ્ય છે. આ યુવાવસ્થા પણ પુષ્પ જેવું છે, પર્વતની નદીના મોટા તરંગ જેવું ક્ષણભંગુર છે; તેથી તે વિવેકી પુરુષને કેમ વખાણવા લાયક હોય? તથા વળી જેમ આ શરીર આ લોક સંબંધી અર્થને વિષે ઇચ્છિત અર્થ સાધવામાં સમર્થ છે, તેમ પરલોક સંબંધી અર્થ સાધવામાં પણ તે જ સમર્થ છે. આ યુવાવસ્થા ગયા પછી અત્યંત સમીપે આવતી જરાવસ્થાને પામેલા શરીરવડે ભોજન પણ કરી શકાય નહીં, તો પછી બીજા કાર્યની તો શી વાત કરવી? તેથી હે વત્સ! આ થોડા કાળનું યુવાનપણું જેટલામાં નાશ ન પામે, તેટલામાં તેની અપેક્ષાવાળું દુષ્કર તપ વિગેરે કરવું યોગ્ય છે.

હે પુત્ર! સર્વને સામાન્ય એવી આ રાજ્યલક્ષ્મી પણ વીજળીની જેમ ચપળ છે, તે ધર્મમાં જ એક ચિત્તવાળાને મોહ કરનારી કેમ થાય? મનુષ્યને ત્યાગ કરવાની ઇચ્છાવાળી લક્ષ્મી દુઃશીલ ભાર્યાની જેમ કુળને જોતી નથી, શીલને જોતી નથી, પુત્રને જોતી નથી, અને નીતિને પણ જોતી નથી. મોહ પણ તેવું કાંઇક ઉત્પન્ન કરે છે, કે જે મોહથી પોતાના પિતાને પણ રાજ્યાદિકના કારણે હણીને, પુત્રને પણ તજીને, પોતાના જીવિતને પણ નહીં ગણીને તથા મિત્રને પણ અમિત્ર જાણીને તેવું તેવું કાર્ય કરે છે કે, જેથી કરીને સર્વનો અત્યંત ત્યાગ કરે છે. વળી હે વત્સ! તેં જે બંધુજનના સંયોગની અહીં પ્રશંસા કરી, તે સંયોગ પણ સ્વપ્નમાં પ્રાપ્ત થયેલા ધનના સમૂહની જેમ ક્ષણમાં જ દેખતા જતાં નાશ પામે છે. બુદ્ધિમાન માણસોના મનને ખુશી કરવા કોણ સમર્થ હોય? આ અસ્થિરને વિષે આશાનો બંધ બાળકોને પણ સંમત નથી. જેઓ સ્વભાવથી જ

નાશ પામનારા તેવા પ્રકારના પદાર્થોને વિષે રાગી થાય છે, તેઓ તૃષ્ણાથી પીડા પામ્યા છતાં ચંડાળને ઘેર પાણી માગે છે. હે પુત્ર ! આવા પ્રકારની સામગ્રી શી રીતે સુલભ હોય ? સંસારસમુદ્રમાં પડેલા જીવોની ક્યાં ગતિ થાય ? તે કોણ જાણે છે ? અચિંત્ય ચિંતામણિની જેવો મહામૂલ્યવાળો ધર્મ જ ખરો પુરુષાર્થ છે. તેથી તે ધર્મને જ માટે બુદ્ધિમાન લોકે પ્રવૃત્તિ કરવી જોઇએ. તેથી હે પુત્ર ! તું મને ધર્મનું સહાયપણું અંગીકાર કર, સ્નેહના કાયરપણાનો સર્વથા ત્યાગ કર, રાજ્યના ભારનો સ્વીકાર કર. હવે મારે અહીં શું કરવાનું છે ? અતુલ્ય બળ અને પરાક્રમવડે શત્રુના સમૂહને આક્રમણ કરનાર તું જે મારો પુત્ર છે, સૈનિકો તારા ઉપર અતિ અનુરાગવાળા છે, અને અનીતિનો નિગ્રહ કરવામાં પ્રધાન (શ્રેષ્ઠ) રાજમુદ્રા છે, તેથી કરીને પરમાર્થ રીતે પૂર્વે નહીં પ્રાપ્ત–અનુભવેલું કાંઇ પણ નથી, તેથી ઘણી વાણીના વિસ્તારવડે સર્યું, મારું વાંછિત પૂર્ણ કર.” આ પ્રમાણે તેણે વારંવાર કહ્યું, ત્યારે ચક્રાયુધે તે રાજ્ય અંગીકાર કર્યું. તેનો રાજ્યાભિષેક કર્યો અને ઉપદેશ કર્યો. ત્યારપછી વસ્ત્રમાં બાંધેલા તૃણની જેમ શ્રેષ્ઠ નગર સહિત અને અંતઃપુર સહિત રાજ્યલક્ષ્મીના વિસ્તારનો ત્યાગ કરીને રાજાએ જિનેશ્વર ભગવાનની પાસે દીક્ષા ગ્રહણ કરી, પછી સમગ્ર શાસ્ત્ર અને તેના અર્થનો અભ્યાસ કરી, વિવિધ પ્રકારના તપવિશેષવડે શરીરને શુષ્ક કરી, ગુરુમહારાજની અનુજ્ઞા લઇને અને એકલવિહારી પ્રતિમાને ધારણ કરીને વિહાર કરવા લાગ્યા.

અસંયમવડે ત્યાગ કરાએલ, બે પ્રકારના બંધનથી મુક્ત થયેલ, ત્રણ પ્રકારના દંડવડે કોઇપણ વખત દંડને નહિ પામેલ, ત્રણ ગુપ્તિવડે ગુપ્ત, ચાર કષાયથી દૂર થયેલ, પાંચ સમિતિવડે સદા સમિત, છ કાયની રક્ષામાં તત્પર, સાતે ભય રહિત મનવાળા, આઠ મદના સ્થાનને દૂર કરવામાં નિપુણ, નવ બ્રહ્મચર્યવડે ગુપ્ત અને દશ પ્રકારના ધર્મનું પાલન કરતા–આ પ્રમાણે ઘણા પ્રકારની સાધુક્રિયાના સમૂહવડે મોટા માહાત્મ્યને પામેલા જાણે પોતે સાક્ષાત્ ધર્મ જ હોય તેમ શોભતા તે પૃથ્વીપીઠ ઉપર વિચરવા લાગ્યા. તેવામાં કોઇક દિવસે વિવિધ પ્રકારના દુષ્કર તપવિશેષવડે આકાશગામિની લબ્ધિનું બળ તેને પ્રાપ્ત થયું. અનિયત વૃત્તિવડે વિચરતા તે અનેક મહાપુરુષોવડે યુક્ત, ધન, સુવર્ણ, ગાય, ભેંશ વિગેરે પશુવડે સમૃદ્ધિવાળા મોટા સુકચ્છ નામના દેશમાં ગયા. આ સમયે (આ તરફ) તે પૂર્વે કહેલો એક યોજન પ્રમાણ શરીરવાળો કમઠના જીવરૂપ સર્પ મરુભૂતિના જીવરૂપ કિરણવેગ નામના મુનિને પૂર્વભવના વૈરના વશથી નાશ કરીને ઘણા પ્રકારના જીવોના સમૂહના ઘાતથી ઉપાર્જન કરેલા ઘણા પાપના સમૂહવાળો આમતેમ (ચોતરફ) ભમતો, અનેક મોટા વૃક્ષોના સમૂહવડે સૂર્યના કિરણોને રૂંધનાર પર્વતના એક પ્રદેશમાં વાયુવડે હીંચકા ખાતી (ચલાયમાન) વૃક્ષશાખાના પરસ્પર અથડાવાથી ઉત્પન્ન થયેલ દાવાનળની જ્વાળાના સમૂહથી બળતા શરીરવાળો અને રૌદ્રધ્યાનના વશથી પીડા પામેલો તે મરીને ધૂમપ્રભા નામની નરકપૃથ્વીને વિષે સવાસો ધનુષ્યના (પ્રમાણ

વાળા ) શરીરવાળો અને સતર સાગરોપમના આયુષ્યવાળો નારકી થયો, અને ત્યાં પરસ્પર નારકીના વિકુર્વેલા વિરૂદ્ધ રૂપોએ આપેલા તીક્ષ્ણ દુઃખની વેદનાને અનુભવતો અને એક નેત્રના મીંચવા જેટલો કાળ પણ સુખને નહીં પામતો ત્યાંથી આયુષ્યના ક્ષયવડે ઉધરીને ( નીકળીને ) અપ્કાય, અગ્નિકાય વિગેરે એકેંદ્રિયને વિષે તથા જળચર અને સ્થળચર વિગેરે વિકલેંદ્રિયને વિષે કેટલાક લાંબા કાળ સુધી ઉત્પન્ન થઇને તે જ સુકચ્છ વિજય( દેશ )ને વિષે મોટા જ્વલનગિરિ નામના પર્વતની સમીપે અત્યંત ભયંકર મોટી અટવીને વિષે શબરના ( ભિલ્લના ) કુળમાં અનેક જીવોનો ક્ષય કરનાર કુરંગક નામનો વનચર થયો. તે બાલ્યાવસ્થાને ઓળંગીને અનુક્રમે યુવાવસ્થાને પામ્યો. અને દીપડ, તરચ્છ, વાઘ, રીંછ વિગેરે જીવોના વધવડે હંમેશાં જીવિકાવૃત્તિને કરવા લાગ્યો. આ પ્રમાણે કેટલાક દિવસો ગયા ત્યારે તે વજ્રનાભ મુનીશ્વર વીરાસન વિગેરે કષ્ટકારક ક્રિયામાં તત્પર, અન્ય જીવોની પીડાના ત્યાગમાં તત્પર અને ગામ, નગર વિગેરેમાં પ્રતિમાને-ધારણ કરતા તે જ મોટી અટવીમાં આવ્યા, અને ગિરિકંદરાના મધ્યમાં રહેલી ગુફામાં રહ્યા. અને કોઇ એક સમયે જ્વલનગિરિની પાસે કાયોત્સર્ગ ધારણ કરીને મેરુપર્વતની જેમ નિશ્ચળ રહ્યા. તેટલામાં સૂર્ય અસ્તગિરિ ઉપર ગયો ( અસ્ત પામ્યો ) તે વખતે આંજણ અને ભેંસના શીંગડા જેવો કાળો અંધકારનો સમૂહ વિસ્તાર પામ્યો, બીજાની સમૃદ્ધિ જોવાથી દુભાતા દુર્જનના મુખની જેમ ભવનનો સમૂહ અંધકારવાળો થયો, અત્યંત દેદીપ્યમાન તારારૂપી નેત્રવાળી રાક્ષસીના જેવી રાત્રિ વિસ્તાર પામી, કામદેવની જેમ મોટી ઔષધીનો સમૂહ જાજ્વલ્યમાન થયો, અને મુનિ લોકની જેમ પક્ષીનો સમુદાય પોતાને સ્થાને છુપાઇ ગયો. તથા વળી—

મોટો શબ્દ કરતા શરભ( રીંછ )ના સમૂહે હણેલા માતંગના મદરાગને ધરાવનાર, ભમતા મૃગોના શબ્દથી દેદીપ્યમાન થયેલ ભુંડોના ભયંકર શબ્દવાળા, સજ્જ થયેલા પગવડે દોડતા અને ભયંકર શબ્દ કરતા સિંહથી હરણનો સમૂહ જેમાં નાશી જતો હતો એવા, પહોળું મુખ કરતા અજગરોવડે ગળી જવાતા જીવોને લીધે દુઃખે કરીને જોઇ શકાય તેવા, કુદતા, હસતા અને વિલાસ કરતા વેતાલોએ હલહલાટ કરેલા અને ભયભીત થયેલા પથિક લોકોએ મોટા પર્વતની ગુફામાં શરીરનું સ્થાપન કર્યું હતું એવા તે વિકટ વૃક્ષોવડે ગાઢ અટવી વનને જોયા છતાં પણ તે મુનિરાજ જરા પણ ભય પામ્યા વિના ધર્મધ્યાનનું જ ધ્યાન કરવા લાગ્યા. આ પ્રમાણે ધર્મધ્યાનમાં જ એકાગ્ર ચિત્તવાળા તેની રાત્રિ વીતી ગઇ. તેના પાપકર્મના સમૂહની જેમ પ્રભા( અંધકાર )નો સમૂહ નાશ પામ્યો, શુભ અધ્યવસાયના સમૂહની જેમ સૂર્યમંડળનો કિરણસમૂહ સ્ફુરાયમાન થયો, અને કીર્તિની જેમ દિશાઓ પ્રગટ થઇ. ત્યારપછી સૂર્યના કિરણોના પ્રયાણને જાણનારા જીવના સમૂહવાળા પૃથ્વીતળ ઉપર કાયોત્સર્ગને પારીને રાજર્ષિ વજ્રનાભ યુગપ્રમાણ ક્ષેત્રને વિષે દૃષ્ટિને વિષે સ્થાપન કરીને શીઘ્રતા અને મંદતા રહિતપણે તે પ્રદેશથી ચાલ્યા.

આ અવસરે શિકારમાં પ્રવર્તેલા કુંડળ જેવા કરેલા, ધનુષ્ય ઉપર બાણુને ચઢાવી આમ તેમ પ્રાણીઓના સમૂહને ઘાત કરવાને ઇચ્છતા પૂર્વે કહેલા કુરંગ વનચરે તે મુનિને જોયા. ત્યાર પછી પૂર્વ ભવમાં અભ્યાસ કરેલા, ઉછળેલા અને જાણી શકાય તેવા કોપના આવેગથી “ પ્રસ્તુત અર્થને આધીન આ છે ” એમ જાણીને તે પાપીએ તીવ્ર ધનુષ્યથકી મૂકેલા એક બાણુના પ્રહારવડે તે મહાત્માને પાડી દીધા. તે વખતે તેવા પ્રકારના તીક્ષ્ણુ બાણુથી હણુાયા છતાં પણુ પ્રાણીના સમૂહને જોવાના પ્રયત્નવાળી ચક્ષુને નાંખીને પૃથ્વી-પીઠને જોઇને સર્વ આદરવડે પંચ નમસ્કારનું સ્મરણુ કરતા તે મુનિ ઉચિત સ્થાનને વિષે ધીમે ધીમે બેઠા. પછી રૌદ્રધ્યાન અને આર્ત્તધ્યાનને વર્જીને, “ આ દુષ્કર્મના મથનને આશ્રીને મારો મોટો ઉપકારી છે. ચાકર રહિત એવો મારો આ ચાકરની જેમ સહાય-કારક છે. ” એમ માનીને તથા “આ શરીર અત્યંત અધમ છે ” એમ અવધારણુ કરીને, સર્વ પ્રાણીઓના સમૂહની ક્ષામણુા કરીને તથા ચાર પ્રકારના આહારનું પચ્ચખ્ખાણુ કરીને મધ્યમ ગ્રૈવેયકને વિષે **લલિતાંગ** નામે ઉત્તમ દેવ થયા. અને ત્યાં અત્યંત સુકૃત-ના સમૂહવડે પરિપૂર્ણુ ઈચ્છિત અર્થવાળા, સારા સાધુની જેમ અનિંદ્ય, પૌષધવ્રતને પામેલાની જેમ વ્યાપાર રહિત અને વીતરાગની જેમ સ્ત્રી રહિત તેણે કેટલોક કાળ નિર્ગમન કર્યો. તથા વળી—

કાનને સુખ આપનાર કોમળ ( સુંદર ) ગીતથકી પણુ અનંતગુણા મૃદુ અને મંદ વાયુના સ્પર્શથી ઉત્પન્ન થયેલ સ્ફાટિક મણિના વિમાનની ભીંતના શબ્દને સાંભળતા, અહીંના રૂપ કરતાં પણુ અનંતગુણુા મણિના છજ્જાની ભીંતથી ઉત્પન્ન થયેલ વિવિધ પ્રકારના અનઘ ( મનોહર ) રૂપને અનિમેષ દૃષ્ટિવડે જોતા, ખીર ( દૂધ ), શેરડી અને સાકર વિગેરેની મીઠાશ કરતાં અનંતગુણુા કરેલા ઉત્તમ રસને ઈચ્છા પ્રમાણે આસ્વાદન કરતા, વિકાસ પામેલી માલતી, બકુલ અને કેતકીના સુગંધથી અનંતગુણુા સુગંધના સમૂહને નિરંતર અત્યંત અનુભવ કરતા, તથા હંસ, રૂ, પદ્મગર્ભ, મેઘપટલ અને માખણુના સ્પર્શથી અનંતગુણુા સ્પર્શેંદ્રિયને અનુકૂળ મોટા કોમળ સ્પર્શનો અનુભવ કરતા, આ પ્રમાણે તે મહાભાગ્યશાળી અનવદ્ય[1] ગ્રૈવેયક ક્ષેત્ર સંબંધી પાંચ પ્રકારના સુખનો અનુભવ કરતા સર્વદા રહે છે. કારણુ કે વિષયાદિક પદાર્થો મોહરૂપી મહાપ્રકૃતિના પેટક ( પેટી )-ને આધીન છે, અને મોહ મહાદુઃખરૂપ છે, તથા મોહનું તુચ્છપણું થાય તો અમૂલ્ય સુખ પ્રાપ્ત થાય. તેથી કરીનેજ ક્રોધ, લોભ વિગેરે મોટા દોષોથી અત્યંત ત્યાગ કરાયેલા જીવો જે મોટી સુખસંપદાને પામે છે, તે શું આશ્ચર્ય છે ? ગુરુમહારાજ કહે છે કે— રાગાદિકથી રહિત જીવોને આ સંસારમાં પણુ જે સુખ છે, તે સુખ ચક્રવર્તી, દેવેંદ્ર અને બળદેવને પણુ દુર્લભ છે. રાગદ્વેષરૂપી અગ્નિથી તાપ પામેલા અને વધતી તૃષ્ણુાવાળા

૧. પાપ રહિત.

જીવો વાંછિત વિષયોની પ્રાપ્તિ થયા છતાં પણ સુખને પામતા નથી. જે સુખ વિષયાદિક બહારના ઉપચારવડે સાધવા લાયક છે, તે સુખ સારું નથી. પરંતુ પોતાને આધીન પરમાનંદરૂપ જે સુખ છે, તે જ પ્રધાન છે. ઘણું કહેવાથી શું ફળ? તે મહાત્મા મોટા રાગ દ્વેષ રહિત મનવાળા અને સમ્યક્ત્વરૂપી મોટા ગુણવાળા હોવાથી લાંબા કાળ સુધી સુખને અનુભવતા હતા. આ પ્રમાણે જયના વિસ્તારવાળા અને સર્વ જીવોના પાપનો સંહાર( નાશ ) કરનારા મનવાંછિતને આપવામાં કલ્પવૃક્ષ જેવા શ્રીપાર્શ્વનાથસ્વામીના ચરિત્રને વિષે શ્રી કિરણવેગ, પન્નગ( સર્પ ), વનચર અને વજ્રનાભ રાજાના ચરિત્રવાળો અને ઘણા ભવના વિસ્તારવાળો આ બીજો પ્રસ્તાવ સમાપ્ત થયો.



# તૃતીય પ્રસ્તાવ.

હવે કનકબાહુ, કેસરી સિંહ અને પાર્શ્વનાથ મહાપ્રભુ એમ જે પૂર્વે કહ્યું હતું, તે હવે કહેવાય છે, તેને સાવધાન ચિત્તવાળા થઇને તમે સાંભળો.—આ જ જંબૂદ્વીપના પૂર્વ મહાવિદેહ ક્ષેત્રમાં પુરાણ( જૂના ) નગરના સમૂહને વિષે શ્રેષ્ઠપણાને પામેલું, સમગ્ર વિજયની પતાકા( ધ્વજા )ની જેવું, કુળપર્વત જેવા ઊંચા દેવાલયના વલયવડે શોભતું, મોટા પ્રમાણવાળી ખાઈવડે વ્યાસ, પ્રાકારવડે ગૌરવવાળું, વિકાસ કરતા મનોહર અને મોટાં નેપથ્ય( વેશ )વાળા, મોટી ઇચ્છાવાળા અને હુશિયાર ઉત્તમ પુરુષોવડે સુશોભિત, અને પોતાની શોભાના સમુદાયવડે દેવનગર( સ્વર્ગ )નો પરાજય કરનાર **સુરપુર** નામનું નગર છે. વળી જે નગરમાં ચંદન વૃક્ષોનું પરસ્પર ઘર્ષણ( અથડાવું ) થાય છે, શેરડીનું પીલવું થાય છે, મિત્ર( સૂર્ય )ના વિયોગમાં કુમુદ( પોયણા )ને પ્રહર્ષ ( વિકસ્વરપણું ) થાય છે, વર્ષાઋતુમાં રાજહંસોનો જ પ્રવાસ થાય છે, તથા સ્ત્રીઓના ઉદરને વિષે જ તુચ્છ( કૃશ )પણું હોય છે; પરંતુ લોકોને વિષે આમાંનું કાંઈપણ નથી. તે નગરનું **કુલિશબાહુ** નામનો રાજા રક્ષણ કરે છે. તેના ચરણ નમતા રાજાઓએ સ્થાપન કરેલ મસ્તકના મણિમય મુગટના કિરણોવડે કાબરચિત્રા થાય છે, રણાંગણમાં નાચ કરતી તરવારરૂપી સ્ત્રીને નચાવનાર છે, ઉન્માર્ગમાં ચાલેલા મદોન્મત્ત હાથીને શિક્ષા આપવામાં કુશળ છે, તથા હાથીની ચપેટા માત્રથી જ પર્વતને પાડવામાં વજ્રની વિડંબના કરનાર છે. દિશાઓમાં પ્રસરતો તેનો પ્રતાપ( પ્રભાવ ) એક છતાં પણ બે પ્રકારે દેખાય છે, તેમાં નમસ્કાર કરનારાને હિમ જેવો શીતળ અને શત્રુઓને અગ્નિ જેવો ઉષ્ણ લાગે છે. જેના ધનુષ્યની પ્રત્યંચાનો ઝણકારરૂપી મેઘનો શબ્દ કોઇ અપૂર્વ જ છે, કે જેને સાંભળીને એકદમ રાજહંસો નાશી જાય છે. તે રાજાને સર્વ અંતઃપુરમાં શ્રેષ્ઠ, નવા યૌવનવડે મનોહર તથા રૂપ, લાવણ્ય અને સૌભાગ્યવડે મનને હરણ કરનારી યથાર્થ નામવાળી **સુદર્શના** નામની ભાર્યા છે. તેણીની સાથે ડાહ્યા માણસોને પ્રશંસા કરવા લાયક સમયને યોગ્ય વિષયસુખને સેવતા તે રાજાને ચૌદ મહાસ્વપ્નોવડે પુરૂષરત્નના અવતારને સૂચવન કરનાર તે મરૂભૂતિનો જીવ વજ્રનાભના ભવમાં પ્રાપ્ત કરેલા મોટા પુણ્યના સમૂહના સામર્થ્યવડે ગ્રૈવેયકથકી ચવીને સુદર્શના દેવી( રાણી )ના ગર્ભમાં પુત્રપણે ઉત્પન્ન થયો. તે વખતે દેવીએ કહેલા મોટા ચૌદ સ્વપ્નના શ્રવણવડે નિશ્ચય કરેલા છ ખંડના ભૂપતિના વૃત્તાંતવાળો રાજા મોટા હર્ષને પામ્યો, તેથી સ્વપ્નપાઠકને બોલાવીને, તેમને સન્માનપૂર્વક

પૂછીને તથા ચક્રવર્તીરૂપે પુત્રના અવતારનો નિશ્ચય કરીને પછી તેણે દેવીને તે વાત જણાવી. તે સાંભળવાથી ઉત્પન્ન થયેલા મોટા હર્ષવાળી તે રાણીને સમગ્ર પાપના વ્યાપારનો ત્યાગ કરીને નિરંતર પ્રવર્તેલા વૈશ્યાના નાટ્યાદિકના વિનોદવડે વર્તવા લાગી, અને સુખે કરીને ગર્ભને વહન કરવા લાગી. પછી કોઈ વખત નવ માસથી કાંઈક અધિક કાળ નિર્ગમન થયો ત્યારે સારા તિથિ, વાર, નક્ષત્ર અને મુહૂર્ત્તને વિષે સુદર્શના દેવીને પ્રસવ થયો, અને કાંતિના સમૂહવડે સૂતિકાગૃહમાં સળગાવેલા મંગળ દીવાઓના સમૂહને આચ્છાદન ( તેજ રહિત ) કરતો, પરવાળાની જેવા હાથ અને પગના વિભાગવાળો તથા ભાગ્યવાન મનુષ્યોના મુગટરૂપ પુત્ર ઉત્પન્ન થયો. ત્યાર પછી શીઘ્રપણે પગ મૂકવાવડે ક્ષોભ પામેલ કેડના કંદોરાની ઘુઘરીના રણરણાટ શબ્દવડે અનુમાન કરાતા આગમનવાળી સુમંગળા નામની દાસીએ રાજાને પુત્રજન્મની વધામણી આપી. તેથી અત્યંત તુષ્ટમાન થયેલા તે રાજાએ તેને સર્વ અંગના આભરણ આપ્યા, નગરમાં મહોત્સવ કરાવ્યો, દીન જનોને દાન અપાવ્યું અને દેવાલયોમાં પૂજાનો વિશેષ ઉત્સવ કરાવ્યો. પછી સારા ગ્રહના બળવડે શુભ દિવસને વિષે પુત્રનું કનકબાહુ એવું નામ સ્થાપન કર્યું અને આનંદ એવું બીજું નામ સ્થાપન કર્યું. ત્યાર પછી તે પાંચ ધાત્રીવડે આદર સહિત લાલન પાલન કરાતો ચંદ્રની જેમ લોકોના નેત્રને આનંદ આપતો અનુક્રમે કુમારપણાને પામ્યો. પછી કાળક્ષેપ વિના (જલદી) બહોંતેરે કળાઓને ભણ્યો, અને પરિશ્રમના કારણથી હાથી અને અશ્વને ચલાવવાની ક્રીડામાં પ્રવર્ત્યો.

જ્યાં સુધી આ કુમાર દૃષ્ટિના વિષયમાં આવ્યો નથી ત્યાં સુધી બીજા મનુષ્યોનું બળ વર્ણન કરાય છે. અને ત્યાં સુધી જ વિક્રમનો ઉત્કર્ષ કીર્તન કરાય છે. જેની સામે બીજા મલ્લ નથી એવા અને મોટા ગર્વવાળા મલ્લો પણ આ કુમારના હાથની લાપોટથી હણાયા સતા પોતાના ગર્વને મૂકી દે છે, અને હાસ્યના સ્થાનને પામે છે. કુમારની શક્તિના પ્રકર્ષને કહેવા માટે ઇંદ્ર પણ શક્તિમાન નથી, તો પછી સામાન્ય બુદ્ધિવાળા કીડા જેવા મનુષ્ય માત્ર તો કેમ શક્તિમાન થાય ? પૂજાને લાયક એવા ગુરુજનને વિષે આના વિનયનો પ્રયોગ પણ કોઈક અપ્રતિરૂપ( અસાધારણ–અલૌકિક ) છે, કે જે વિનય કરવાને ચિરકાળ સુધી સુગુરૂના કુળનું સેવન કરનારા પણ શક્તિમાન નથી. મોટા વિક્રમવડે ભયંકર શત્રુના સમૂહ ઉપર પરાક્રમ કરવામાં નિપુણ તે કુમારને જોઇને પ્રસન્ન થયેલ રાજા પણ વિચારવા લાગ્યો કે–“ ચિરકાળથી પ્રાપ્ત કરેલા શુભ કર્મનો મોટો ફળવિપાક છે, અન્યથા આવા પ્રકારનો રાજ્યને ધારણ કરનાર પુત્ર મારે કેમ હોય ? તેથી હવે આ કુમારરૂપી સિંહની ઉપર રાજ્યની ધુરા સ્થાપન કરીને પછી મારે નિરવદ્ય(શુદ્ધ) પ્રવ્રજ્યા ગ્રહણ કરવી યોગ્ય છે. મારી પૂર્વના ચિરકાળના રાજાઓએ પણ પુત્રને વિષે રાજલક્ષ્મી સ્થાપન કરીને ગૃહાવાસથી વિરક્ત ચિત્તવાળા થઇને ચારિત્ર અંગીકાર કર્યું છે. શું તે પણ પુત્ર કહેવાય ? કે જે ત્રણ જગતમાં શ્લાઘા કરવા લાયક પૂર્વના પુરૂષોએ અંગીકાર કરેલા

માર્ગને વિષે પ્રગટ સંરંભવાળો થઇને પ્રવર્તતો ન હોય? સત્પુરૂષોનું વૃદ્ધિ પામેલું જીવિત અને મરણ પણ વખણાય છે, તેથી આ સ્વાધીન હોવાથી શા માટે પ્રમાદ કરવો જોઇએ?" આ પ્રમાણે વિચાર કરીને કનકબાહુ પુત્રને બોલાવીને અશ્રુના પ્રવાહવડે આર્દ્ર થયેલા નેત્રનેકમળવાળા રાજાએ તેને સ્નેહપૂર્વક કહ્યું કે–"હે પુત્ર! સર્વ ગુણોએ કરીને તું મારાથી પણ મોટો છે. તેથી તું રાજ્યને અંગીકાર કર, અને હું તારી અનુજ્ઞાથી સુગુરૂની પાસે સર્વવિરતિ ગ્રહણ કરીને વિવિધ પ્રકારના તપમાં તત્પર થઇને પોતાના જન્મ અને જીવિતના દુર્લભ ફળને ગ્રહણ કરૂં." તે સાંભળીને દુઃખે કરીને સહન કરી શકાય તેવા થનારા પિતાના વિયોગના શોકથી તેના નેત્રમાં જળ ઉછળવા લાગ્યું અને "હવે ઇચ્છા પ્રમાણે ચાલવાની ક્રીડાને આ જલાંજલિ આપું છું." એમ વિચારતા તે કુમારસિંહે પિતાને આ પ્રમાણે કહ્યું કે–"હે પિતા! તમારા પ્રસાદથી નિશ્ચિત થયેલા મને તમે ચિંતાવાળો ન કરો. તમોએ ત્યાગ કરેલો હું બીજાને અનુસરવાવડે દુઃખી થઇશ. અને હૃદયમાં રહેલા દુઃખને હું કોની પાસે કહીશ?" આ પ્રમાણે વારંવાર અશ્રુના પ્રવાહવડે ચલાયમાન નેત્રકમળવાળા અને શોકના ભારથી કુલેલા ગળારૂપી નીકના રૂંધાવાવડે સ્ખલના પામતા અક્ષરવાળી વાણીવડે બોલતાં તે કુમારને પોતાના ખોળામાં બેસાડીને ઘણા કાળ સુધી પ્રેમભરેલા વચનોવડે શિખામણ આપીને ભ્રકુટિના માત્ર દેખાડવાવડે જ દોડેલા પ્રધાન પુરૂષોએ આણેલા સુવર્ણકુંભના મુખમાંથી નીકળતા મોટા તીર્થમાં ઉત્પન્ન થયેલા જળવડે નહીં ઇચ્છતાં પણ તે રાજપુત્રને અભિષેક કર્યો અને સર્વ રાજાઓથી પરિવરેલા તે રાજાએ તેને પ્રણામ કર્યા, તેના મસ્તક ઉપર શ્વેત છત્ર ધારણ કર્યું તથા મણિના સમૂહવડે શોભતા કંઠ અને ઘુઘરીના સમૂહવડે ઉજ્વળ મનોહર ચામર તેના ઉપર ઢોળવા લાગ્યા તથા "તમે ચિરકાળ સુધી જય પામો જીવો અને આનંદ પામો." એમ ઉચ્ચાર કરવામાં બંદીજનોના સમૂહના મુખ વાચાળ થયા. પાંચ વર્ણના રત્નોના કિરણોવડે ઇંદ્રના ધનુષ્યના વિસ્તારને કાપી નાંખનારા સિંહાસન ઉપર બેઠેલા, સુભટ, ભોજક અને અંગરક્ષકોવડે ચોતરફથી પરિવરેલા, ઉદયાચળ પર્વતના શિખર ઉપર રહેલા સૂર્યની જેવા શોભતા એવા તેને જોઇને મોટો ભાર ઉતાર્યો છે, એવા ભારવાહકની જેમ હૃદયમાં અત્યંત હર્ષને પામેલ તે વજ્રબાહુ રાજા આ પ્રમાણે કહેવા લાગ્યા.—"હે વત્સ! રાજ્યને અંગીકાર કરનારા તારે સર્વદા તે પ્રકારે માણસોની સાથે વર્તવું, કે જે પ્રકારે તું અને હું આપણે બન્ને શ્લાઘાને લાયક થઇએ. શું તે પણ પુત્ર કહેવાય? કે જેની લોકોત્તર કીર્તિવડે અત્યંત ભરેલું ભવન કરેલા હાસ્યની જેમ શોભતું ન હોય? વળી હે પુત્ર! તે કીર્તિ પોતાનું પવિત્ર વ્રત પાળવાથી પ્રાપ્ત થાય છે, અને તેનું પાલન સમગ્ર દુર્નીતિના ત્યાગથી જ થાય છે. વળી તેનો ત્યાગ હંમેશાં સદ્ગુરુની પાસે સારા શાસ્ત્રના શ્રવણવડે થાય છે, અને તેનું શ્રવણ શિકાર, જુગાર વિગેરે વ્યસનનો ત્યાગ કરવાથી થાય છે. વળી તેનો ત્યાગ પાપી મિત્રોના સંગનો

ત્યાગ કરવાથી થાય છે, અને તેનો ત્યાગ પણ પરલોકના ભયથી સંભવે છે, તથા પરલોકનો ભય મોટી કલ્યાણરૂપી વેલડીએ કરીને સહિત એવા અને સદ્‌ગતિરૂપી શ્રેષ્ઠ સ્ત્રી-(દેવી)એ મોકલેલાની જેમ કોઇકને જ થાય છે. આ પ્રમાણે હે વત્સ! ઉત્તરોત્તર (આગળ આગળ) ગુણના મહત્વનું સ્થાન પામવાથી તેવું બીજું કાંઇપણ નથી, કે જે સિદ્ધ ન થાય, તો પછી આ રાજ્ય તો કેટલું માત્ર છે?" આ પ્રમાણે કનકબાહુને સારી રીતે ઉપદેશ આપીને પછી રાજા પરિજનથકી સુદર્શના રાણીનો મોટો સંતાપ સાંભળીને તેનો સંતાપ દૂર કરવા માટે અંતઃપુરમાં ગયો. તેને જોઇ સુદર્શના ઊભી થઇ. ત્યાં સુખાસન ઉપર બેસીને તે રાજા કહેવા લાગ્યો કે-"હે દેવી! તારા પુત્રને રાજ્યનો ભાર સોંપવાથી અમે હર્ષ પામ્યા છીએ, પરંતુ તારી અસમાધિ સાંભળવાવડે કાંઇક અન્યથા પણ છે, તો હે દેવી! મનમાં સંતાપ થવાનું શું કારણ છે? તે હું સાંભળવા ઇચ્છું છું." ત્યારે દેવીએ કહ્યું કે-" હે દેવ! ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થ છે. તે જો પોતપોતાના સમય વિના કરવામાં આવે તો સુખકારક થતા નથી, તેથી જે આ ધર્માર્થ તમે અયોગ્ય કાળે આરંભ્યો છે, તે જ હે દેવ! મારા મોટા સંતાપનું કારણ છે." ત્યારે રાજાએ કહ્યું કે-"હે દેવી! ધર્મનો યોગ્ય કાળ કયો હોય? તે તું કહે." ત્યારે તેણીએ કહ્યું કે-"વૃદ્ધાવસ્થામાં અને ઇંદ્રિયો શાંત થાય ત્યારે ધર્મનો યોગ્ય કાળ છે." ત્યારે કાંઇક હસીને રાજાએ કહ્યું કે-"હે દેવી! આ તારું વચન અયોગ્ય છે. જર્જર અંગવાળા મનુષ્યો ધર્મ કરવાને શી રીતે શક્તિમાન થાય? કેમકે તપ, નિયમ, વિનય, સંયમ અને જ્ઞાનનો અભ્યાસ સાધવા લાયક છે. અને તે વૃદ્ધાવસ્થામાં સમગ્ર શક્તિ રહિત થયેલાને સંભવતો નથી. જેમ અવિકલ (પરિપૂર્ણ) દેહપણું હોય ત્યારે અર્થ અને કામ પ્રાપ્ત કરી શકાય છે, તે જ પ્રમાણે ધર્માર્થ પણ પ્રાપ્ત કરી શકાય છે, તેથી વૃદ્ધપણું અયુક્ત છે. વળી ધર્મને સાધવામાં ઇંદ્રિયોનું ઉપશાંતપણું જ કારણ છે, તે સત્ય છે; પરંતુ ઇંદ્રિયોનો ઉપશમ વૃદ્ધપણાની કે બીજાની (યુવાનપણાની) અપેક્ષા કરતો નથી, કેમકે કેટલાક વૃદ્ધો પણ ઇંદ્રિયોનો નિગ્રહ કરતા નથી, અને કેટલાક યુવાન પણ નિગ્રહ કરે છે. તેથી અહીં વિવેક જ કારણ છે એમ યોગ્ય છે. તે નિગ્રહનો સંભવતો કાળ કે અકાળ અવિવેકી માણસને ઘટતો નથી. તથા વૃદ્ધપણું પ્રાપ્ત થશે કે નહીં? તે પણ કોણ જાણે છે? જેમ પાકેલા અને કાચા પણ ફળો વૃક્ષ ઉપરથી પડે છે, તેમ વૃદ્ધ અને બાળક પણ મરણ પામે છે. તેમાં નિયમનો પરિણામ શો છે? મૃત્યુ અનિયમિત છે, તથા દેહ, રૂપ અને વૈભવ નાશવંત છે, તથા વિષયોનું સુખ પણ પરિણામે ભયંકર (દુઃખરૂપ) છે; તેથી તેમાં આગ્રહ શો કરવો? જે કાર્ય વૃદ્ધપણામાં કરવા લાયક છે, તે કાર્ય હમણાં કેમ ન કરાય? કેમકે કલ્યાણના પ્રયોજનવાળા કાર્યો ઘણા વિઘ્નવાળા હોય છે, તે તું શું નથી જાણતી?" આ પ્રમાણે રાજાએ સુદર્શના દેવીને તેવા પ્રકારે કોઇપણ રીતે પ્રતિબોધ કર્યો, કે જે પ્રકારે સંવેગને પામેલી તેણીને જાતિસ્મરણ જ્ઞાન

ઉત્પન્ન થયું. તે વખતે ચિરકાળના જન્મનું સ્મરણ થવાથી પ્રાપ્ત થયેલી મૂર્છા વિગેરેની વેદનાવડે મીંચાયેલા નેત્રવાળી તે છેદાયેલી ચંપકલતાની જેમ અંગને નહીં સહન કરતી પૃથ્વી ઉપર પડી ગઇ. તે વખતે જલદી દોડતી દાસીઓએ કરેલા શીત ઉપચારવડે અને શરીરની સેવાવડે તે ચેતનાને પામી, અને તરત જ તેના નેત્રકમળ વિકસ્વર થયા. તે જોઇ ભ્રાંતિ પામેલા રાજાએ તેને કહ્યું, કે-" હે દેવી ! આ શરીરનું વિલક્ષણપણું શું થયું ? મારા અનુચિત બોલવાના કારણથી આમ થયું ? કે બીજું કાંઇ કારણ છે ? " ત્યારે દેવીએ કહ્યું-" હે મહારાજા ! અમૃતના ઝરણા જેવી તમારા ઉપદેશની સુંદર વાણી સાંભળવાથી મને પૂર્વજન્મનું સ્મરણ થયું. તેને આશ્રીને મને આ મૂર્છાનો વિકાર થયો." ત્યારે રાજાએ કહ્યું, કે-" હે દેવી ! મને મોટું આશ્ચર્ય થયું છે તેથી તું કહે કે પૂર્વની જાતિ ( જન્મ ) કઇ ? અને તેનું સ્મરણ કેવી રીતે થયું ? " ત્યારે દેવીએ કહ્યું, કે-" હે મહારાજા ! સાંભળો—

હું આ ભવથી પહેલાં પાંચમે ભવે **વસંતપુર** નામના નગરમાં **કુબેર** નામનો શ્રેષ્ઠી હતો, તેનો **વસંતસેન** નામનો હું પુત્ર હતો તે હું યુવાવસ્થાને પામ્યા છતાં પણ પિતાએ, બીજાએ અને સ્વજનોએ સ્નેહથી સુંદર વચનોવડે મને સમજાવ્યા છતાં પણ સ્રીના સંગ્રહને કરતો ન હતો. પછી એક દિવસે મારી માતાએ મને કહ્યું, કે-" હે વત્સ ! ગૃહિણી ( ભાર્યા ) વિના તું તારો નિર્વાહ શી રીતે કરી શકીશ ? અને ભોજનાદિક નિત્ય ક્રિયાની ચિંતા રહિત શી રીતે થઇશ ? " ત્યારે તેણે કહ્યું, કે-" હે માતા ! જ્યાં સુધી તું લાંબો કાળ જીવશે, ત્યાંસુધી તારાથી નિર્વાહ કરીશ, અને પછીથી યથાયોગ્ય વિચાર કરીશ. " ત્યારે માતાએ કહ્યું, કે-" જે તને રૂચે, તે કર. " આ પ્રમાણે કામ-ભોગાદિકથી પરાઙ્મુખ થયેલો તે કદાચિત્ ( કોઇ વખત ) શાસ્ત્રના શ્રવણવડે, કદાચિત્ સાધુની ગોષ્ઠીવડે, કદાચિત્ ગૃહકાર્ય કરવાવડે અને કદાચિત ધન ઉપાર્જન કરવાવડે દિવસોનું નિર્ગમન કરતો તે દિવસોને ગુમાવવા લાગ્યો. ત્યારપછી કોઇક વખતે દરેક જીવોનું પરિણામે ( છેવટે ) મરણ હોવાથી અને પ્રિયજનનો સંયોગ વીજળીની જેમ ચપળ હોવાથી રાત્રિએ સુખે સુતેલી તેની માતાને સર્પ કરડ્યો, અને વિષના ઉગ્રપણાને લીધે તે તરત જ મરણ પામી, તો પણ મૂઢપણાને લીધે શ્રેષ્ઠીએ મંત્રતંત્રને જાણનારાને બોલાવ્યા. તેઓએ વિષને હરણ કરવાના અનેક ઉપાયો કર્યા, પરંતુ કાંઇપણ ઉપકાર થયો નહીં. છેવટ સૂર્યમંડળનો ઉદય થયો, ત્યારે તેણીને ચેતના રહિત જાણીને મંત્રાદિકને જાણનારાઓએ તેનો ત્યાગ કર્યો. પછી કુબેર શ્રેષ્ઠીએ સમગ્ર લોક સહિત તેણીની ઊર્ધ્વદેહના ક્રિયા કરી, અને બીજું પણ અવસર પ્રમાણે તેણીનું મરણકાર્ય કર્યું. કેટલોક કાળ ગયા પછી નહીં ઇચ્છતા છતાં પણ તે શ્રેષ્ઠીને સમાન જાતિવાળી એક કન્યા પરણાવી.

મોટા યૌવનને પામેલી તેણીએ શ્રેષ્ઠીનું હૃદય પોતાને વશ કર્યું, તેથી શ્રેષ્ઠીએ તેણીને સર્વ ગૃહના નાયકપણે સ્થાપન કરી. પછી પરિજનને અને સ્વજનને તૃણની

જેમ તુચ્છ ગણુતી ને મોટી ગણાતી તે મોટા ગર્વથી વર્તવા લાગી. અને દુઃખે કરીને સાધી શકાય તેવા કાર્યની જેમ નિરંતર નીચે ઊંચે જતી તે મર્યાદા મૂકીને કોઇપણ પ્રકારે તેવી રીતે દુર્મુખપણાને પામી, કે જેથી કરીને અત્યંત ઉદ્વેગ પામેલા ઘરના માણુસો (નોકરો) બીજાને ઘેર જતા રહ્યા. ખરેખર દુષ્ટ વચનવડે દુઃખી થયેલાની આ જ ગતિ (શરણુ) હોય છે. દુનિયાના લોક જે પ્રકારે અત્યંત હૃદયને સુખ આપનાર, નિર્મળ અને મધુર વચનની અપેક્ષા કરે છે, તે પ્રકારે દાન, સન્માન અને વિનયની અપેક્ષા કરતા નથી. અંજનની જેવી કાંતિવાળી અને ઇચ્છિત રૂપ રહિત છતાં પણ કોયલના તે જ સ્વરવડે લોકો ખુશી થાય છે. હંમેશાં ભયંકર સર્પનું ગળી જવું કરનાર મોરની જેમ સારા મુખવાળા માણુસો દુષ્કર્મ કરનારા હોય તોપણુ આનંદ આપનારા હોય છે. મનોહર રહિત પ્રવૃત્તિ કરનારા મનુષ્યો પોતાના મનમાં જે કાંઇ પણ (ગમે તે) ધારણુ કરો, પરંતુ બહારથી સ્નેહની રુચિવાળા હોય તો મણિની જેમ સૌભાગ્યને પામે છે. અવકાશને પામેલી તે સ્ત્રી એક વખતે મનમાં આ પ્રમાણે વિચારવા લાગી, કે–"બકરીના ગળાના આંચળની જેવા અને તુચ્છ વિક્રયાદિક વેપારને કરતા આ વસંતસેનને પોષણુ કરવાથી શું ફળ છે?" એમ વિચારીને તેનો ક્ષુદ્ર ઉપદ્રવ કરવા લાગી, એટલે કે–ભોજનને સમયે સારૂં ભોજન આપતી નહોતી, સ્નાન દાનાદિકને વિષે પ્રવૃત્તિ કરતી નહોતી, માંદગી વિગેરેને વિષે ઉપચાર કરતી નહોતી, તથા વસંતસેને તેણીને કાંઇક કઠોર અક્ષર કહ્યા હોય ત્યારે ચડાવેલી ભ્રૂકુટિના ભંગવડે ભયંકર મુખવાળી થઇને હજાર વાર ઉત્તર આપવાથી પણ શાંતિને પામતી નહોતી. પિતાની સમક્ષ પણુ અનુચિત બોલતી તેણીને નિવારણુ કરવા કોઇ શક્તિમાન નહોતા. પિતા પણ તેણીના વચનને અનુસરનાર (માનનાર) હોવાથી "આ કાંઇ પણ અસંગત (અયોગ્ય) બોલતી નથી" એમ માનીને તેને જ પ્રણામ કરતો હતો. પોતે દોષમાં આસક્ત થયેલા પુરૂષો બીજા અધિક દોષવાળા પુરૂષોની પણ પ્રશંસા કરે છે. કેમકે અવિવેકી પુરૂષો, શી રીતે દોષથી વિરામ પામે? **જેમ જેમ દોષની પ્રશંસા કરાય છે, તેમ દિવસે દિવસે સદ્ગુણો હાનિને પામે છે,** તેમાં શું આશ્ચર્ય છે?

"અહો! પિતા પણુ આ દુષ્ટ સ્ત્રીના પક્ષને કેમ અનુસરે છે? અને નીતિવાળા પણુ મને કેમ તિરસ્કાર કરે છે? તેથી પરાભવના સ્થાનરૂપ આ ઘરમાં રહેવાથી મને શું લાભ છે?" આ પ્રમાણે વિચારીને તે વસંતસેન મધ્ય રાત્રિને સમયે કોઇને પણ વાત કહ્યા વિના જ હાથમાં થોડું ભાત લઇને દક્ષિણ દિશાને લક્ષ્ય કરીને (જવાનું ધારીને) ઘરમાંથી બહાર નીકળ્યો. માર્ગમાં જતા તેને મહામૂલ્યવાળી દુકાનોથી પરિપૂર્ણ શેરીઓવડે સુશોભિત કોલ્લાકપુર નામના નગરમાં મુનિરાજનું દર્શન થયું. પ્રસન્ન થયેલી બહારની આકૃતિના જોવાથી તેને થોડાક હર્ષ ઉત્પન્ન થયો, તેથી તે તેના ચરણુકમળમાં પડ્યો. તેને જોઇને" આ સારો ભદ્રિક છે." એમ મુનિએ જાણીને મુનિએ તેને પૂછ્યું,

કે–"હે વત્સ! શા કારણે અને કયાંથી તું આવ્યો છે? તથા ક્યાં જવું છે?" ત્યારે વસંતસેને કહ્યું, કે–"હે ભગવાન! દેશ જોવાના કૌતુકને લીધે હું વસંતપુર નગરથી આવ્યો છું, અને કાંચીપુરીમાં મારે જવું છે." તે સાંભળીને દિવ્ય જ્ઞાનનો ઉપયોગ દઇને હાસ્યના વશથી કાંઇક ઉઘડેલા ઓષ્ઠપુટવાળા મુનિએ કહ્યું, કે–"ઠીક, જાણ્યું. નવી માતાના અને પિતાના અપમાનને કારણે તું આ પ્રમાણે ચાલ્યો છે. જો કે તું મોટા ચિત્તના સંતાપને પામ્યો છે, તો પણ હે વત્સ! તું અભિમાનનો ત્યાગ કર અને પરમાર્થનો વિચાર કર, પ્રાયે કરીને લોક કાર્યની અપેક્ષાવાળો હોય છે. તે આ પ્રમાણે:—

કાર્યને વિષે જે ઉપયોગી છે અને જેના વિના નિર્વાહ થતો ન હોય, તેને જ નમસ્કાર કરવો જોઇએ. પરંતુ પોતાના પિતાથી પણ અન્યને નમવું નહીં. જ્યાં સુધી પોતાનું કાર્ય છે, ત્યાં સુધી જ સ્વજન છે, ત્યાં સુધી બંધુ છે, ત્યાં સુધી સ્ત્રી છે, ત્યાં સુધી પુત્ર અને મિત્ર છે, અને તે કાર્યના અસંભવમાં તે સર્વે તૃણ સમાન છે. તેથી કરીને હે વત્સ! કાર્યના કારણ વિના આ જીવલોકમાં બીજું કાંઇ પણ હિતકારક નથી. આ પ્રમાણે જાણતા છતાં પણ ફોગટ કેમ ખેદ કરે છે?

આ પ્રમાણે મુનિએ કહ્યું, ત્યારે સત્ય કારણને જાણવાથી લજ્જા પામેલો વસંતસેન બોલ્યો, કે–"હે ભગવાન! અનાર્ય એવા મેં અપમાનને ગુપ્ત કર્યા છતાં પણ તમે શી રીતે જાણ્યું?" ત્યારે ભગવાને કહ્યું, કે "અરિહંત ભગવાને ઉપદેશ કરેલા વિશેષ પ્રકારના મોટા અટ્ઠમાદિક તપવિશેષે કરીને પ્રાપ્ત થયેલા સત્ય જ્ઞાનના ઉપયોગવડે મેં આ જાણ્યું છે વળી આ જ્ઞાન કેટલું માત્ર છે? કેમકે હે વત્સ! દેશ, કાળ અને સ્વભાવવડે અત્યંત દૂર રહેલી વસ્તુઓ પણ હસ્તતળમાં રહેલા આમળાની જેમ જ્ઞાનરૂપી નેત્રવડે જોવાય છે. તેમાં મેરૂ પર્વત વિગેરે દેશથી અતિ દૂર રહેલા છે, ભૂત અને પિશાચ વિગેરે સ્વભાવથી અતિ દૂર રહેલા છે, તથા જે ભરત રાજા અને રાવણ વિગેરે થઇ ગયા, તે કાળથી અતિ દૂર છે. આ સર્વે પદાર્થો જ્ઞાનીના જ્ઞાનના વિષયમાં રહેલા છે." આ પ્રમાણે સાંભળીને અત્યંત વિસ્મયને પામેલ વસંતસેન હંમેશાં મુનિની સેવા કરવા લાગ્યો. અને સાધુઓના પરિચયથી તેને ધર્મનો અભિલાષ થયો તેથી તેણે મુનીશ્વરને કહ્યું કે–"હે ભગવાન! પ્રવ્રજ્યા લેવાની ઇચ્છાવાળા મારી સર્વવિરતિની યોગ્યતા છે કે નથી?" ત્યારે ઉપયોગ સહિત મુનિએ કહ્યું, કે "હે ભદ્ર! વિશેષ ક્રિયાને આવરણ કરનારૂં ભોગરૂપી ફળવાળું કર્મ હજુ તારે બાકી છે." ત્યારે વસંતસેને કહ્યું, કે "હે ભગવાન! માતા, પિતા, સ્વજન, બાંધવ વિગેરેએ ઘણી રીતે કહ્યા છતાં પણ દારાનું ગ્રહણ નહીં કરતાં મારે કેવી રીતે તે કર્મ સંભવી શકે?" ભગવાને કહ્યું, "દેશ અને કાળ વિગેરેની અપેક્ષાવડે અસંભવિત પદાર્થોનો પણ સંભવ જોયો છે (જોવામાં આવે છે)." ત્યાર પછી ભગવાનનું સત્ય વચનપણું અને કાર્યના પરિણામનું અચિંત્ય સામર્થ્યપણું વિચારતો તે કેટલાક દિવસ પછી મુનિરાજના ચરણકમળને નમવાપૂર્વક તે કોલ્લાકપુરમાંથી સારા

સાર્થની સાથે નીકળ્યો, અને કાળના ક્રમે કરીને ગમન કરતો તે કાંચીપુરીની સમીપે પહોંચ્યો, અને વટવૃક્ષોની મોટી છાયાવડે સુશોભિત ભૂમિભાગને વિષે આવાસ કર્યો. આ અવસરે કોઈ પણ પ્રકારે બાંધવાના સ્તંભને ઉખેડીને, માવતની અવજ્ઞા કરીને રાજાનો પટ્ટહસ્તી ઇચ્છા પ્રમાણે વિચરવા લાગ્યો, અને દુકાન, મકાન અને વનનું મર્દન કરતો તે સાર્થની સમીપે આવ્યો. યમરાજ જેવા ભયંકર અને શબ્દ કરતા ગાઢ બેડીવડે બાંધેલા એક ચરણવાળા તેને સમીપે પ્રાપ્ત થયેલ જોઇને સાર્થપતિ પોતાના ઘરના મનુષ્યોને લઈને શીઘ્ર શીઘ્ર તે પ્રદેશથી પાછો ફર્યો, પરંતુ મરણના મોટા ભયથી ક્ષોભ પામેલ તેને બાર વર્ષના વયવાળી પોતાની પુત્રી સાંભરી નહીં. તે વખતે તે ભયના વશથી કંપતા શરીરવાળી, આડાઅવળા પગ મૂકતી પિતાની પાછળ ચાલી. તેને કોપવડે રાતા નેત્રવાળા તે મોટા હાથીએ જોઇ. તે વખતે "આ બાલિકા નાશ પામશે." એમ લોકોએ હાહારવ કર્યો. "અહો! અયોગ્ય થાય છે, અયોગ્ય થાય છે." એમ બોલતા પ્રતિહારજનો ચારે દિશામાં દોડયા. તથા તે બાળા ભયના વશથી જરા પણ ચાલવાને અશક્ત "હા! પિતા! માતા! અને ભાઇ! આ હું અન્ત કરનારા હાથીવડે યમરાજને ઘેર લઇ જવાઉં છું, તમે કેમ ઉપેક્ષા કરો છો? કેમ શીઘ્રપણે રક્ષણ કરતા નથી? અરે! હું કયાં જાઉં? કોનો આશ્રય લઉં? અને કોને બોલાવું?" આ પ્રમાણે તે બોલતી હતી, તેટલામાં પ્રચંડ (ભયંકર) સુંઢરૂપી દંડને નચાવતો તે હાથી તેની પાસે આવ્યો. આ પ્રમાણે વિલાપ કરતી, અત્યંત ઉલ્લાસ પામેલા ભયથી વિહ્વળ થયેલી અને મૂર્છાવડે મીંચાયેલા નેત્રવાળી તે કન્યા શીઘ્રપણે ચેતના રહિત થઇ. તેવા પ્રકારની તે કંન્યાને દયાના સમૂહવડે ભરાયેલા હૃદયવાળા વસંતસેને જોઇ. અને પોતાના જીવિતની અપેક્ષા રાખ્યા વિના તેણીને તરત જ ઉપાડી લીધી. તે જ વખતે ચારે દિશામાં વર્તતા પ્રતિહારના સમૂહના તીક્ષ્ણ ખડ્ગવડે ભેદાયેલા શરીરવાળો અને મોટા કોપના આવેગથી ઝરતા મદજળવાળો તે હાથી પણ તે કન્યાને તજીને વેગથી પ્રતિહારોની સન્મુખ વળ્યો. અને પછી વિશ્વાસ પામેલા વસંતસેને તે બાળાને નિર્વિઘ્ન પ્રદેશને વિષે મૂકી. સાર્થપતિએ પણ પોતાના ઘરના મનુષ્યોની મધ્યે પોતાની પુત્રીને જોઇ નહીં, તેથી અપત્યના પ્રતિબંધવડે તૃણની જેમ પોતાના જીવિતની અવગણના કરતો પરિવારના જનોએ અટકાવ્યા છતાં પણ તે હાથીને ઉદ્દેશીને ચાલવા લાગ્યો. તેને વસંતસેને પાછો વાળ્યો. અને તે વખતે અક્ષત શરીરવાળી, ઊંચા કરેલા નેત્રવાળી અને ભયના વિકારથી કાંઇક શાંત થયેલી તે કન્યા તેને દેખાડી. તેણીને સાર્થવાહે પૂછયું, કે "હે પુત્રી! કોણે તને અહીં આણી?" તેણીએ કહ્યું કે "હું સારી રીતે જાણતી નથી, પરંતુ જેણે તમને બોલાવ્યા, અને મને દેખાડી, તેણે મને આણી છે." તે સાંભળીને "અહો! આનું પરોપકારપણું! અને અહો! આનું સજ્જનપણું!" એમ વિચારીને તે સાર્થવાહ વસંતસેન ઉપર અત્યંત પ્રસન્ન થયો. આ અવસરે તે કન્યા પણ

આ મારો જીવિતદાતા છે.” એમ વિચારીને વિશેષે કરીને હૃદયમાં વિશેષ દયા ( પ્રીતિ )-વાળી થવાથી પોતાના નેત્ર ઊંચા કરીને વસંતસેનને જોવા લાગી. તે વખતે “પૂર્વે મેં આને ક્યાં જોયો છે ?” એમ તર્કવિતર્કના માર્ગને શોધવાના વશથી તેણીને જાતિ-સ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, તેથી ફરીથી મૂર્ચ્છા પામીને પૃથ્વીપીઠ ઉપર પડી. તે વખતે “વિના કારણે શું થયું ?” એમ વિચારીને સાર્થવાહ ખેદ પામ્યો, અને વસંતસેન આશ્ચર્ય પામ્યો. ફરીથી શીત ઉપચાર કરવાથી એક ક્ષણ માત્રમાં જ તે ચૈતન્યને પામી, ત્યારે સાર્થવાહે પૂછયું કે-“હે પુત્રી ! તેવા પ્રકારના કારણ વિના પણ ફરીથી તું કેમ મૂર્ચ્છા પામી ?” તેણીએ કહ્યું, કે-“હે પિતા ! વિના કારણે મોટો ઉપકાર કરનારા આને વિશેષે કરીને હું જોવા લાગી, તેથી મને જાતિસ્મરણ થયું, અને યથાર્થપણે પૂર્વભવ મેં જોયો.” સાર્થવાહે કહ્યું-“તે પૂર્વભવ કેવો છે ?” તેણીએ કહ્યું-“હે પિતા ! સાંભળો.

પૂર્વભવમાં હું આ જ મહાનુભાવની અનુરાગવાળી પતિવ્રતા ભાર્યા હતી. ત્યાં કોઇ પણ દિવ્ય યોગે કરીને આ ભર્તા મને ક્ષણે ક્ષણે ધર્મોપદેશ આપતા હતા, તો પણ મારી ધર્મવાસના ભ્રષ્ટ થઇ, તેથી હું ધર્મને પામેલા માણસની ખિસા ( ઇર્ષ્યા ) કરવા લાગી, સાધુઓની નિંદા કરવા લાગી. તથા દુઃખથી ઉપાર્જન કરેલું આ ધન ધર્મસ્થાનને વિષે કેમ દેવાય ? પરલોક કોણે દેખ્યો છે ? જે મનુષ્યો ધર્મ કરતા નથી, તેઓ પણ દીર્ઘ આયુષ્યવાળા, સારા રૂપવાળા, નીરોગી અને ઇચ્છા પ્રમાણે વિલાસ કરતા દેખાય છે, તથા ધર્મમાં તત્પર મનુષ્યો પણ રોગ, શોક, દારિદ્ર અને ઉપદ્રવ વિગેરેવડે ક્ષીણ શરીર-વાળા દુઃખે કરીને જીવતા જોવામાં આવે છે, તેથી ‘કાર્યને વિષે ઉપયોગ વિનાની આ તમારી ધર્મની કલ્પનાવડે શું ફળ છે ?’ આ પ્રમાણે મેં કહ્યું, ત્યારે તેણે કહ્યું, કે-“હે મોટા પ્રભાવવાળી ! મોટા મિથ્યાત્વવડે તારો વિવેક ઢંકાઇ ગયો છે, તેથી તું આ પ્રમાણે બોલે છે. એમ ન હોય તો શું કોઇ ડાહ્યો માણસ ધર્મને દૂષણ આપે ? જે ધર્મના પ્રસાદવડે તેવું કાંઇ પણ નથી, કે જે સિદ્ધ ન થાય. વળી પાપકર્મવાળા પણ સુખી છે, અને બીજા ( પુણ્ય કરનારા ) દુઃખી છે, એમ તેં જે કહ્યું, તે પણ અયુક્ત છે. કેમકે આ જન્મને વિષે જે પાપકર્મમાં પ્રવર્તેલા પણ કોઇક પ્રકારે રૂપ અને આરોગ્ય વિગેરેવડે યુક્ત દેખાય છે, તે પૂર્વભવમાં કરેલા સુકૃતવડે સુખી દેખાય છે; અને બીજા જે દુઃખી દેખાય છે, તે ઘણા ભવમાં કરેલા મોટા પાપવડે દુઃખી દેખાય છે. કેમકે કારણ વિના વિવિધ પ્રકારના કાર્યો હોઇ શકે જ નહીં. તેથી કરીને પાપ અને પુણ્ય દુઃખ અને સુખને ઉત્પન્ન કરવામાં કારણરૂપ છે, એમ તું જાણ. તે ( પુણ્ય પાપ ) ચિરકાળનું કરેલું કે નહીં કરેલું છે, તે કાર્યના અનુમાનથી જણાય છે. ફળી ધર્મને ઉપાર્જન કરવાને સમયે જ તેના ફળની પ્રાપ્તિ જે થતી નથી, તે બીજના અંકુરાની જેમ સાક્ષાત્ કાળની અપેક્ષા રાખે છે. તેથી કરીને હે મૃગાક્ષી ! આ પ્રમાણે અતિ નિશ્ચય કરેલો અર્થ છતાં પણ મિથ્યાદષ્ટિવડે સંશયરૂપી ત્રાજવાને વિષે અશુભ અને શુભ કર્મના પક્ષને તું

આરોપણ ન કર. દુઃખથી ઉપાર્જન કરેલ ધન અનેક પ્રકારે નાશવડે ક્ષણભંગુર છે, તેથી સારા ધર્મસ્થાનમાં તેનો જે ઉપયોગ કરવો, તે જ તેનું રક્ષણ શાસ્ત્રમાં કહેલું છે. જેઓએ પોતાના હાથવડે વિવિધ પ્રકારના ધર્મ ક્ષેત્રોને વિષે ધન વાપર્યું (વાવ્યું) નથી, તેઓ ધાન્યની જેમ આ જગતમાં ઘણા ફળના સમૂહને ભોગવનાર શી રીતે થાય? હે સુતનુ! (સારા શરીરવાળી!) ધર્મ પામેલા માણસની પણ તું કદાપિ નિંદા કરીશ નહીં. કેમકે સદ્ધર્મ કરનારનું બહુમાન કરવાથી પણ પુણ્યની પ્રાપ્તિ જોવામાં આવે છે શાસ્ત્રમાં કહ્યું છે કે-જે પોતે ધર્મને કરે છે, અને પોતે અસમર્થ હોવાથી બીજા પાસે ધર્મ કરાવે છે, તથા તે ધર્મને કરનારની જે અનુમોદના કરે છે, તે પણ ધર્મ ઉપાર્જન કરનાર કહેવાય છે." (હે પિતા) આ પ્રમાણે તેણે ઘણા પ્રકારની યુક્તિનો સમૂહ મને કહ્યો તો પણ ફુટેલા ઘડાની જેમ મારામાં તે ઉપદેશરૂપી જળનો બિંદુ પણ પ્રાપ્ત થયો નહીં. આવા પ્રકારની દુષ્ટ વાસનાથી વાસિત થયેલા અંતઃકરણવાળી હું સદ્ધર્મના આચારથી વિમુખ (રહિત) થઈને તથા નિરંતર પાપકર્મમાં તત્પર થઈને ઇચ્છા પ્રમાણે રહેવા લાગી. પછી એક દિવસ મને ખુદ્દલો કોઢનો રોગ પ્રગટ થયો. મારું શરીર નાશ પામ્યું, નાસિકા અંદર પેસી ગઈ, આંગળીઓ વિસન્ન થઈ (ગળી પડી), ઝરતા પરૂનો પ્રવાહ પ્રસર્યો, તડફડતું માછલાનું જાળ (સમૂળ) ઉછળવા લાગ્યું, અને મરેલા સર્પના મડદાની જેવો અનિષ્ટ દેહનો દુર્ગંધ અત્યંત ઉછળ્યો. તે વખતે તથાપ્રકારની દેહની અવસ્થા જોવાથી અત્યંત ખેદ પામેલી હું હૃદયમાં વિચારવા લાગી-અરેરે! યૌવનના મદવડે મતિનો વિભ્રમ થવાથી મેં તેવી રીતે ધર્મને દૂષિત કર્યો, કે જે રીતે મારા પ્રાણને વિષે દુઃસહ દુઃખ આવી પડ્યું. તેથી હવે શું હું અગ્નિમાં પડું? કે જળમાં પડું? કે વિષ ખાઉં? કે ભયંકર વનમાં જાઉં? કે આત્માનો ઘાત કરૂં? અથવા કયા કાર્યવડે મારા આવા પ્રકારના દુઃખનો નાશ થાય? અથવા આવા વિચારથી શું? પ્રથમ તો આ મારા પતિને જ પૂછું કે-હું શું કરૂં તે યોગ્ય છે? કે નથી યોગ્ય? કેમકે નિશ્ચય કરેલા કાર્યમાં પ્રવર્તતા જીવોના કાર્યનો નાશ થતો નથી. આ પ્રમાણે વિચારીને મેં તે મારા પતિની પાસે મારો સર્વ અભિપ્રાય કહ્યો (જણાવ્યો). ત્યારે તેણે પણ સ્નેહથી નમ્રતાના રહસ્યવાળું ધર્મકાર્ય મને કહ્યું. ત્યારે મેં તેને કહ્યું, કે-નાથ! પ્રાણના ત્યાગવડે જે અનુષ્ઠાન (ક્રિયા) જલદીથી વિઘ્ન રહિત મહાફળને ઉત્પન્ન કરનાર હોય, તે મને કહો; ત્યારે તેણે અનશનવડે પ્રધાન અને પંચ નવકારના સ્મરણના સારવાળું સિદ્ધ અનુષ્ઠાન કરવાનું કહ્યું. તે મેં તરત જ કર્યું. મારી પાસે રહેલા તેણે તેવા પ્રકારનો આરાધનનો વિધિ કર્યો, કે જે પ્રકારે તેના પ્રભાવથી મેં મરીને દેવપણું પ્રાપ્ત કર્યું. પછી હે પિતા! ત્યાંથી ચ્યવીને હમણાં આ હું તમારી પુત્રી થઈ છું. વળી આ પણ ફરીથી મારો ઉપકાર કરનાર થયા છે." આ પ્રમાણે તેણીએ કહ્યું, ત્યારે વસંતસેનને પણ જાતિસ્મરણ થયું, અને આંખો મીંચીને મૂર્છા પામ્યો. ત્યારે સાર્થવાહે તેના શરીરની સંવાહના કરીને તેને

 

સ્વસ્થ શરીરવાળો કર્યો, અને તેને પૂછયું, કે-" હે વત્સ ! તને આ શું થયું ? " ત્યારે તેની પુત્રીએ કહેલાને અનુસારે સર્વ પોતાનું વૃત્તાંત તેણે કહ્યું. તે સાંભળીને સાર્થવાહ તે વસંતસેનને આદરપૂર્વક પોતાના આવાસમાં લઈ ગયો. મોટા સત્કારથી ભોજન કરાવ્યું. ત્યારપછી સાર્થવાહે તેને કહ્યું, કે-" હે વત્સ ! જો કે આ મારી પુત્રી સાથે તારો સંબંધ વિધાતાએ પ્રથમથી જ કર્યો છે, તો પણ અત્યારે ફરીથી તેને નવો કરવા માટે મારું મન ઇચ્છા કરે છે." ત્યારે પૂર્વભવના ઉત્પન્ન થયેલા મોટા પ્રતિબંધથી બંધાએલી બુદ્ધિવાળા વસંતસેને કહ્યું, કે-" હે પિતા ! તમારી જેવી ઇચ્છા." પછી સાર્થવાહે જોશીને બોલાવ્યો. તેણે હસ્તમેળાપને યોગ્ય શુભ ગ્રહના બળવાળું લગ્ન કહ્યું. પછી તે મુહૂર્ત આવ્યું ત્યારે મોટી વિભૂતિ(સમૃદ્ધિ)ના સમૂહવડે વસંતસેનને પરણાવ્યો. દેવીલા નામની તે પુત્રીની સાથે તેનું પાણિગ્રહણ થયું. ત્યાર પછી તે તેણીની સાથે જાતિસ્મરણને અનુસરતા પૂર્વભવમાં આચરેલા જિનધર્મની ક્રિયામાં તત્પર થઈને દ્રવ્ય ઉપાર્જનાદિક કાર્ય કરવામાં પ્રવર્ત્યો. કેટલોક દ્રવ્યનો સમૂહ ઉપાર્જન કર્યો. ઉત્તમ સાધુની સાથે સંયોગ થયો, તેથી વિશેષ કરીને જીવાજીવાદિક પદાર્થના વિસ્તારનું જ્ઞાન પ્રાપ્ત થયું. દેવ, મનુષ્ય અને અસુરોવડે પણ જિનધર્મથી ક્ષોભ ન પમાડી શકાય તેવો થયો.

હવે અહીં વસંતપુરમાં કુબેરદત્તે વસંતસેનની દ્રવ્ય-ઉપાર્જનાદિક સર્વ વાર્તા જાણી ત્યારે તેણે પોતાની ભાર્યાને કહ્યું કે—" વસંતસેન આ પ્રમાણે નિર્વાહ કરે છે. " ત્યારે તેણીએ કહ્યું, કે—" હે આર્યપુત્ર ! પોતાનો પુત્ર કુટુંબના ભારને વહન કરવામાં સમર્થ છે, તેમાં પણ તેણે દ્રવ્ય ઉપાર્જન કર્યું છે, તો પછી તેને કેમ દૂર કરાય ? તેને આપણે ઘેર લાવીને કેમ ન રખાય ? અને તેના દ્રવ્યનો ઉપભોગ આપણે કેમ ન કરીએ ? " કુબેરદત્તે કહ્યું, કે—" જો એમ હોય, તો હું પોતે જ ત્યાં જઈને તેનું સન્માન કરીને તે વસંતસેનને અહીં લાવું. નહીં તો તે આવશે નહીં. " ત્યારે તેની ભાર્યાએ તે અંગીકાર કર્યું, ભાતું તૈયાર કર્યું અને કેટલાક મિત્રો વિગેરેથી પરિવરેલો તે કુબેરદત્ત **કાંચીપુરીમાં** ગયો, અને વસંતસેનના આવાસમાં પેઠો. તેને જોઇ સ્નેહપૂર્વક વસંતસેન ઊભો થયો, અને સ્નાન ભોજનાદિકવડે મોટી ભકિત કરી. પછી અવસરે આવવાનું કારણ પૂછયું. ત્યારે તેણે કહ્યું, કે—" હે વત્સ ! તું જે દિવસે પોતાના ઘરથી નીકળ્યો, તે દિવસેથી આરંભીને ઘરમાં કે દ્વારમાં, દિવસે કે રાત્રિએ, જનમાં ( ગામમાં ) કે વનમાં તથા સૂવામાં કે બેસવામાં કોઈ પણ ઠેકાણે મને શાંતિ થઇ નથી. પછી હાલમાં તારું અહીં રહેઠાણ સાંભળવાથી મારું હૃદય અતિ સંતોષથી ભરાઇ ગયું, તેથી ઘરનું કાર્ય તજીને હું અહીં આવ્યો. તેથી હે વત્સ ! સર્વ વિકલ્પનો ત્યાગ કરીને એકદમ તૈયાર થા કે જેથી આપણે એકીસાથે જ પોતાને ઘેર જઇએ. " તે સાંભળીને તેવા પ્રકારની ભવિતવ્યતાના વશથી નવી માતાના દુષ્ટ વેપારને ભૂલી જઇને દેવિલાની સાથે સાથે સાર્થવાહને તે વાત નિવેદન કરીને વસંતસેન પિતાની સાથે ચાલ્યો. કેટલેક દિવસે પોતાને ઘેર પહોંચ્યો.

મોટા કપટવાળી નવી માતાએ તેનું મોટું ગૌરવ કર્યું. દંભના સ્વભાવવાળી તેણીએ સ્નેહ પ્રગટ કર્યો. મંદ મંદ અને મધુર તેવા તેવા વચનોવડે તે વસંતસેનને વશ કરીને તેનું ધન પોતાને આધીન કર્યું. તે વખતે દેવિલાએ સપત્ની માતાનું કપટી સ્વભાવપણું કાંઇક જાણ્યું, અને તેણીએ કોઇ એક સમયે એકાંતમાં વસંતસેનને કહ્યું, કે—" આ સપત્ની માતા માયા ( કપટ ) રહિત નથી, તેથી તેના ઉપર વિશ્વાસ રાખવો નહીં." આમ કહ્યા છતાં પણ તે સ્વચ્છ હૃદયપણે વર્તતો દોષને જોતો નથી. પછી કાળના ક્રમે કરીને પૂર્વે ઉપાર્જન કરેલો દ્રવ્યનો સમૂહ ક્ષીણ થયો ત્યારે વસંતસેને સપત્ની માતાને કહ્યું, કે—" હે માતા! તેટલો બધો દ્રવ્યનો સમૂહ કયાં ગયો?" તેણીએ કહ્યું, કે—" પુત્ર! કેટલોક દ્રવ્યસમૂહ વૃદ્ધિમાં ( વ્યાજે ) આપ્યો છે, અને કેટલોક વેપારમાં રહેલો છે." તેણે કહ્યું, કે—" પ્રથમ વેપારને યોગ્ય કેટલું ધન છે? તે તૈયાર કરો." તેણીએ તે વચન અંગીકાર કર્યું. પરંતુ " આટલાથી જ આની ઉપેક્ષા કરવી યોગ્ય નથી" એમ વિચાર કરતી તેણીએ મોદક તૈયાર કર્યા, તેમાં એક મોદકની અંદર તાલપુટ વિષ નાંખ્યું. તે મોદકને પણ શંકારૂપી દોષને દૂર કરવા માટે બધા મોદકની પાસે રાખ્યો. પછી ભોજનનો સમય પ્રાપ્ત થયો ત્યારે શ્રેષ્ઠી અને વસંતસેન બંને સાથે બેઠા ત્યારે તે પીરસવા લાગી. તે વખતે મતિના મોહને લીધે પિતા અને પુત્રને નિર્દોષ મોદક પીરસીને અને દોષવાળો મોદક પોતે ગ્રહણ કરીને ભોજન કરવા બેઠી. જેમ જેમ તેના ઉદરમાં વિષવાળા મોદકનો રસ જતો હતો, તેમ તેમ ચેતના રહિત થતી તે સુતેલી જ પૃથ્વી પર પડી. તે જોઇને હા! હા! આ આમ શું થયું?" એમ બોલતો શ્રેષ્ઠી તત્કાળ ઉભો થયો. જેટલામાં તેનો કાંઇક ઉપાય વિચારે છે, તેટલામાં તે મરણ પામી. ( કહ્યું છે કે ) બીજાને માટે કાંઇક જૂદું વિચારાય છે, અને પોતાના ઉપર તે જૂદું પડે છે. અહો! મોટા બુદ્ધિમાન જનો પણ દૈવનો પરિણામ જાણી શકતા નથી. આ રીતે તે રાંકડી મરી ગઇ, તેણીએ સ્થાપન કરેલું ધન નાશ પામ્યું. શ્રેષ્ઠી પણ તેના વિયોગથી દુઃખી થઇને મરણ પામ્યો. પછી તેમનું પારલૌકિક કાર્ય કરીને, ગૃહવાસનો ત્યાગ કરીને, દીક્ષા ગ્રહણ કરીને તથા કેટલાક લાંબા કાળ સુધી શુદ્ધ શીલને પાળીને, પછી મરણ પામીને સૌધર્મ દેવલોકમાં મહર્દ્ધિક દેવ થયો. ત્યાંથી આયુષ્ય કર્મના ક્ષયવડે ચવીને ભરતક્ષેત્રમાં કાશ્યપપુરમાં જિતશત્રુ નામે રાજા થયો. તે રાજ્યસુખને ભોગવતો હતો, તેવામાં તે પૂર્વભવની સપત્ની માતા વિષથી મરણ પામીને તિર્યંચાદિક જાતિને વિષે દુઃખના વિપાકને ભોગવીને કોઈક શુભ કાર્યને યોગે કોશલ દેશના રાજાની **મદનકંદલી** નામની પુત્રી થઇ. તે યુવાવસ્થાને પામી ત્યારે તે જિતશત્રુ રાજાને આપી. મોટી ઋદ્ધિના સમૂહવડે તે રાજા તેણીને પરણ્યો. વિષયમાં આસક્ત થયેલા તેમના દિવસો જવા લાગ્યા, પરંતુ પૂર્વ ભવના ક્રૂર કર્મના વશથી મદનકંદલી દુષ્ટ શીળપણાએ કરીને રાજાનો વિનાશ કરવા ચિંતવવા લાગી. તેવામાં કોઈક દિવસે રાજાના શરીરમાં મોટો જ્વર (તાવ) ઉત્પન્ન થયો. વૈદ્યો એકઠા થયા.

તેઓએ સારી રીતે નિશ્ચય કરીને લાંઘણુ કરવાનું અને અત્યંત ગુપ્ત ગૃહમાં રહેવાનું કહ્યું. રાજાએ તે અંગીકાર કર્યું, અને તે જ દિવસથી લાંઘણુ કરવા તે પ્રવર્ત્યો. મદનકંદલી પણ માયાના સ્વભાવથી જાણે પોતાના અત્યંત ગાઢ પ્રેમના સંબંધનો પ્રકાશ કરતી હોય તેમ 'દેવ ભોજન નહીં કરે ત્યાં સુધી હું પણ નહીં કરૂં' એમ વિચારીને લાંઘણમાં રહી. અને તે વાત રાજાને જણાવી. તે વખતે "અહો! મારા ઉપર આનો નિશ્ચિત સ્નેહ છે" એમ વિચારીને તેણીના પ્રેમથી આકર્ષણ કરાયેલ રાજાએ તેણીને ભોજન કરાવવા માટે પ્રધાન પુરૂષોને મોકલ્યા. તેઓએ ઘણા વાણીના વિસ્તારવડે તેણીને સમજાવી. તે વખતે "જીવન, મરણ, ભોજન, લાંઘણુ, તથા સુખ દુઃખ આ સર્વ દેવની સાથે જ છે." એમ કહીને તે મદનકંદલી મૌન રહી પરંતુ રાત્રિએ એકાંતમાં થોડું અને પથ્ય માત્રનું ભોજન કરવા લાગી. ત્યાર પછી કેટલાક લંઘન કરવાથી રોગનો નાશ થયો ત્યારે રાજાએ ભોજન કર્યું, તે વખતે દેવીએ ભોજન કર્યું. પછી "અહો! આનો મારા ઉપર કેવો પ્રેમ છે?" એમ વિચારીને રાજાએ તેણીને સર્વ અંતઃપુરીમાં મુખ્યપણે સ્થાપન કરી. પછી એક વખત અવસર પામીને તેણીએ પાનબીડામાં વિષ નાંખ્યું. તે પાનનું બીડું શંકા રહિત ચિત્તવાળા રાજાએ ખાધું અને તરત જ મરણ પામ્યો, તથા આર્ત્તધ્યાનના વશથી તે ભારંડ પક્ષીપણે ઉત્પન્ન થયો. તે પંચશૈલ દ્વીપને વિષે ફરવા લાગ્યો. કોઇક દિવસ જિનદત્ત નામનો શ્રાવક સમુદ્રમાં વહાણુ ભાંગવાથી કોઇ પણ પ્રકારે દૈવના દુર્વિલાસના વશથી પાટિયાનો એક કકડો પામીને પંચશલ દ્વીપમાં આવ્યો, અને તે દ્વીપને મધ્યે ફરવા લાગ્યો. તે વખતે એક પ્રદેશને વિષે શૂળ ઉપર નંખાયેલ અને દુઃખથી સ્તનિત (રૂદનના) શબ્દને કરતો એક સુંદર આકારવાળો પુરુષ જોયો. તે જોઇ ભયથી કંપતા શરીરવાળા જિનદત્તે તેને પછ્યું, કે—" હે મહાપુરૂષ! આવી અવસ્થાવાળા તને મારે જે પૂછવું તે અતિ અયોગ્ય છે, તો પણ ભયથી વ્યાકુલ થયેલ હું કંઇક પૂછું છું, કે આ પ્રદેશ કયો છે? તને આવી રીતે શૂલિકા ઉપર કોણે ચડાવ્યો? અથવા તેં શું કાંઇ વિનાશ કર્યું છે?" ત્યારે તેણે કહ્યું, કે–" આ પંચશૈલ નામનો દ્વીપ છે, આ દ્વીપની કોપ પામેલી દેવીએ મને શૂલિકા ઉપર નાંખ્યો છે, મેં તેની આજ્ઞાનો ભંગ કર્યો તે મારો અપરાધ છે, અથવા આ પણ પારમાર્થિક (સત્ય) નથી.

કાંઇ પણ નિમિત્ત માત્રને પામીને પાંપ કરનારી અને વૈરવાળી આ દેવી કાળ રાત્રિની જેમ ઘણા માણસોને પાડી દે છે. હે ભાઈ! શું તું નથી દેખતો? કેટલાકને વૃક્ષની શાખા ઉપર લટકાવ્યા છે, કેટલાકને પૃથ્વી ઉપર ચોતરફ લોઢાના ખીલાવડે ખોડ્યા છે, ભૂતના બલિદાનની જેમ કેટલાકના શરીરના કકડા કરીને સર્વ દિશાઓમાં પક્ષીઓવડે ખવાતા નાંખ્યા છે, કેટલાકને કુંભીમાં પકાવ્યા છે, કેટલાકના નવ ખંડ કરીને તોરણ તરીકે બાંધ્યા છે, અને કેટલાકને અગ્નિવડે બાળ્યા છે. આ પ્રમાણે નરકના જેવી તેની મોટી વિડંબના (પીડા) જોઇને જીવિતનો અર્થી કયો મનુષ્ય અહીં એક ક્ષણ માત્ર પણ

રહી શકે ? " આ પ્રમાણે સાંભળીને મરણરૂપી મહાભયથી કંપતા શરીરવાળા જિનદત્તે કહ્યું, કે–" હે ભાઇ ! હું તો વહાણ ભાંગવાથી એક પાટિયાનો કકડો પામીને અહીં આવ્યો છું. તારા વચનવડે મેં હમણાં આ સર્વ જાણ્યું છે. હવે તું કહે, કે આ અપાર દુઃખનો સમુદ્ર મારે શી રીતે તરવો ? " ત્યારે ચિત્તમાં દયા આવવાથી તેણે કહ્યું, કે– " હે મહાયશસ્વી ! જાણે કે ગગનને પામવા માટે હોય, તેમ જે આ ઊંચે ગયેલા વટવૃક્ષને જુએ છે, ત્યાં રાત્રિએ ભારંડ પક્ષીઓ સામે કાંઠેથી આવીને વસે છે, અને પ્રાતઃકાળે પાછા સામે કાંઠે જાય છે. જો તું તેમના ચરણને વિષે ગાઢ આલિંગન કરીને રહે, તો તેઓ તને સામે કાંઠે લઇ જાય, નહીં તો કદાચ કોઇ પણ પ્રકારે તે દુષ્ટ દેવીના દૃષ્ટિમાર્ગમાં આવીશ તો તું નાશ પામીશ. " આ પ્રમાણે કહીને શૂલિકાથી ભેદાયેલા હૃદયવાળો તે મરણ પામ્યો. જિનદત્ત પણ જલદીથી પગનો પ્રક્ષેપ કરતો તરત જ પૂર્વે કહેલા વટવૃક્ષ પાસે ગયો. ત્યાં એક શાખા ઉપર ગુપ્ત થઇને રહ્યો. તેટલામાં સૂર્યની પ્રભા નાશ પામી, અંધકારનો સમૂહ વિસ્તાર પામ્યો, કમળના વન બીડાઇ ગયા, કુમુદના વન વિકસ્વર થયા, ચક્રવાકના સમૂહ ઉદાસ થયા, ઘુવડનો સમૂહ નિર્વિઘ્નપણે મોટા હર્ષથી વિકાસ પામ્યો, અને ચંદ્રમંડળનો ઉદય થયો, ત્યારે પાંખોના ઉછાળવાથી નાના પક્ષીના સમૂહને ક્ષોભ પમાડતા ભારંડ પક્ષીઓ કયાંઇથી આવીને તે વટની શાખા ઉપર બેઠા. ત્યારપછી તે પક્ષીઓ સૂતા, ત્યારે જિનદત્ત ધીમે ધીમે પાસે આવીને જેમ સંસારના ભયથી ઉદ્વેગ પામેલા મનુષ્ય ગુરૂના ચરણને વિષે લાગે, તેમ એક ભારંડ પક્ષીના ચરણને વિષે ગાઢ રીતે લાગ્યો. પછી પ્રભાત સમય થયો, તારાઓનો સમૂહ વિખરાઇ ગયો ( અસ્ત પામ્યો ), અને શુક, સારિકા વિગેરે પક્ષીનો સમૂહ ઇચ્છા પ્રમાણે ફરવા લાગ્યો, ત્યારે તે ભારંડ પક્ષીઓ ઊડ્યા, અને સામે કાંઠે પહોંચ્યા. તે વખતે " नमो अरिहंताणं " ઇત્યાદિ બોલતો અને જીવિતને પામ્યો હોય તેમ તે જિનદત્ત ભારંડના પગને મૂકીને પૃથ્વીતળ ઉપર આવ્યો. તે વખતે તે ભારંડ પણ જિતશત્રુ રાજાનો જીવ હોવાથી " મેં આ " नमो अरिहंताणं " ઇત્યાદિ કયાં સાંભળ્યું છે ? " એમ વિચાર કરતો જાતિસ્મરણને પામ્યો, તથા વસંતસેનાદિક ભવને સંભારીને સંવેગને પામ્યો, અને " આ મારા અયોનિ–તિર્યંચ જીવિતવડે શું છે ? " એમ વિચારતો ચતુર્વિધ આહારનું પ્રત્યાખ્યાન કરીને જીવ રહિત ( અચિત્ત ) શિલાતળ ઉપર રહીને પંચ નમસ્કારનું સ્મરણ કરતો કર્મ વિકારના દુર્લક્ષ્યપણાએ કરીને વિશુદ્ધ સમકિત પામ્યા વિના મરીને હે મહારાજા ! આ તમારી ભાર્યા થઇ છે. ધર્મશાસ્ત્રના શ્રવણથી ચિરકાળ સુધી અનુભવેલાને અનુકૂળ ધર્મોપદેશનો વૃત્તાંત સાંભળવાથી મને જાતિસ્મરણ થયું, તે આ મૂર્ચ્છાનું કારણ છે. આ પ્રમાણે હે મહારાજા ! ધર્મોપદેશને કરતા તમે મોટા પાપરૂપી કાદવમાં ખુંચેલ મારો જરાવડે ક્ષીણ થયેલા ગરીબ માણસના ગુણની જેમ ઉદ્ધાર કર્યો છે. તમારા સિવાય બીજો કોઇ પણ મારો મોટો ઉપકારી નથી. તેથી આપણે સાથે જ સુગુરૂની પાસે

પ્રવ્રજ્યાને અંગીકાર કરીએ. ” તે સાંભળીને વજ્રબાહુ રાજા ખુશી થયો, જિનાલયોને વિષે પૂજોપચાર કરાવ્યા, કેદખાના વિગેરેમાં રૂંધેલા લોકોને મુક્ત કરાવ્યા તથા નિષેધ કર્યા વિના મોટું દાન અપાવ્યું. ત્યાર પછી સારા મુહૂર્તને વિષે હજાર માણસોએ ઉપાડી શકાય તેવી શિબિકા ( પાલખી ) ઉપર ચઢીને રાજાએ સુદર્શના દેવી અને બીજા મંત્રી, સામંત વિગેરેની સાથે તેજ સમયે આવેલા **સમંતભદ્ર** નામના આચાર્યની પાસે સર્વવિરતિ અંગીકાર કરી. પછી ચિરકાલ સુધી નિર્મળ શીલ સહિત, યથાર્થ ક્રિયામાં તત્પર અને પરોપકારાદિક ગુણવડે યુક્ત તે રાજર્ષિ અંતપર્યન્ત આરાધના કરીને સદ્ગતિ પામ્યો. કનકબાહુ રાજા પણ વિધિ પ્રમાણે પ્રજાવર્ગનું પાલન કરતો, અનુપમ ( મોટા ) સુકૃતના સમૂહવડે રાજ્યલક્ષ્મીના વિસ્તારને ઉપાર્જન કરતો અને ઉપદ્રવના સમૂહને શાંત કરતો રાજ્યનું પાલન કરવા લાગ્યો.

છ ખંડ પૃથ્વીમંડળના સ્વામીપણાને સૂચવન કરનાર વિવિધ પ્રકારના પર્વત, નગર, મગર, શ્રીવત્સ, કલશ અને કુલિશ ( વજ્ર ) વિગેરે સર્વ અંગના અવયવોના લક્ષણોવડે તે રાજા તેવી રીતે કોઇ પણ પ્રકારે ચિન્હવાળો હતો, કે જે પ્રકારે કોઇના કહ્યા વિના પણ અને અલંકાર રહિત પણ તે મહારાજા જણાતો હતો. તેણે હાથમાં કોઇ પણ વખત ધનુષ્યરૂપી દંડમાં તીક્ષ્ણ બાણને ધારણ કર્યું નથી, તો પણ તે મહાત્મા દેવની જેમ શત્રુઓને દુરાલોક ( દુઃખે જોઈ શકાય, તેવો ) હતો. માણસોના નેત્રના આનંદને વધારતો એવો કોઈ પણ અલૌકિક મહિમા તેને પ્રાપ્ત થયો હતો, કે જે બીજા રાજાઓને સ્વપ્નમાં પણ સંભવે નહીં. બીજા રાજાઓ જ્યાં સુધી આ રાજાની પાસે ઊભા રહ્યા નથી ત્યાં સુધી મણિના મુકુટ, કટક, કેયૂર અને પાયડના આટોપવાળા ( અલંકારવાળા ) તેઓ શોભે છે. નિરંતર છત્રવડે દિશાઓના છેડાને આચ્છાદન કરનારા જેઓ બહાર નીકળ્યા સતા શોભે છે, તેઓ પણ જેની સભામાં આવે ત્યારે દીન ( કંગાલ ) જેવા જણાય છે. તે આવા પ્રકારના ગુણોવડે મનોહર મહારાજા કનકબાહુ રાજા બાહુ ઉપર વીરવલયને ધારણ કરતો, ઇંદ્રની જેમ શોભતો અને રાજેશ્વર, સેનાપતિ વગેરે પ્રધાન પુરૂષોવડે પરિવરેલો એક દિવસ રાજપાટીએ નીકળ્યો. તે જ વખતે અશ્વપાળે સર્વ લક્ષણોના ચિન્હવાળા સૂર્યના રથથી જ જાણે પૃથ્વી ઉપર ઉતર્યો હોય એવો એક અશ્વ આણ્યો. રાજા કૌતુકથી તે અશ્વ ઉપર ચડીને તેને ચલાવવા લાગ્યો ત્યારે ચલાવતો તે અશ્વ વિપરીત શિક્ષાને લીધે તેવાં વેગના અતિશયને પામ્યો, કે જે વેગવડે આ આખું પૃથ્વીવલય ચક્ર ઉપર ચડાવ્યું હોય તેમ ફરતું દેખાયું, જાણે પગવડે ગતિ કરનારા વૃક્ષો સમીપે આવતા હોય તેમ દેખાયા, અને પર્વતો જાણે ડોલતા શિખરવાળા હોય તેમ રાજાએ જાણ્યા.

આ પ્રમાણે તે રાજા થોડા કાળે જ લાંબા માર્ગને ઓળંગીને અરણ્યમાં પહોંચ્યો, અને તૃષાથી તેનો કંઠ અતિ સુકાઈ ગયો. સિંહના શબ્દ સાંભળવાથી નાશી જતા હરિણ

અને મૃગના રુદનવડે જે વન કરુણ સ્વર કરતું હતું, છેયાના સ્તંભ ઉપર લટકતા પૂળાવડે સળગતા વનના દાવાનળવડે જે ભયંકર દેખાતું હતું, જંબૂ, જંબીર, તાલ અને હિંતાલના વૃક્ષોવડે દિશાઓનો સમૂહ જેમાં ઢંકાઈ ગયો હતો, તથા જેમાં ઘણા પક્ષીઓ ચાલતા (ઉડતા) હતા, એવા એક બીજા વનને જોયું. ત્યાં પવનવડે ઉછળતા મોટા કલ્લોલોના સમૂહવડે ઉછળતું સ્વચ્છ(નિર્મળ) પાણીવાળું અને વિકસ્વર કમળવાળું એક સરોવર જોયું. તેને જોઇને તે અશ્વ તરત જ વિશ્રાંતિવાળો થયો (ઊભો રહ્યો). ત્યારે રાજાએ તેના ઉપરથી ઉતરીને તેને પાણીથી સીંચ્યો, અને તેને પાણી પાયું. પછી પોતે પણ જળમાં અવગાહન(પ્રવેશ) કરીને તથા જળનું પાન કરીને એક ક્ષણવાર વિશ્રાંતિ લીધી. પછી ફરીથી પણ જેવામાં તે ચાલ્યો તેવામાં હોમના ધૂમાડાના અંધકારવડે વ્યાપ્ત વૃક્ષોવડે ઢંકાયેલ અને વૃદ્ધ તાપસોના આવાસવડે મનોહર એક તપોવન જોવામાં આવ્યું. પરસ્પર વૈરને ત્યાગ કરેલા વિવિધ પ્રકારના શિકારી પશુઓ અને મુનિકુમારોવાળા તે અતિ પવિત્ર તપોવનને જોઇને રાજા મુનીશ્વરના દર્શન કરવાની ઇચ્છાથી જેવામાં પ્રવેશ કરવા લાગ્યો, તેવામાં તેનું જમણું નેત્ર ફરક્યું તેથી "ખરેખર અહીં કાંઇ પણ મનવાંછિત કાર્ય થશે" એ પ્રમાણે ચિંતવતો રાજા જેવામાં કેટલાક ભૂમિભાગમાં જાય છે, તેવામાં પોતાની જમણી બાજુએ તેણે મનોહર શબ્દ સાંભળ્યો. તેથી તે શબ્દને અનુસારે આર્દ્ર થયેલા અશ્વનો ત્યાગ કરી તે રાજા થોડાક ભૂમિભાગે ગયો ત્યાં તેણે દેવસુંદરી(અપ્સરા)ની જેવી બે મુનિકુમારિકાને જોઈ. જાણે સાક્ષાત્ લાવણ્યની નદી હોય, તેવી તે બન્ને અનુકૂળ જળથી ભરેલા પૂર્ણકળશવડે નાના વૃક્ષના સમૂહને સિંચતી હતી. તેને જોઇને અત્યંત હર્ષના પ્રકર્ષથી વ્યાપ્ત થયેલો રાજા તેની શ્લાઘા કરવા લાગ્યો, કે-"અહો! આનું રૂપ? અને અહો! આનું સૌંદર્ય કેવું છે? આવા પ્રકારનું પ્રગટ મોટું સૌભાગ્ય દેવીઓને પણ સુલભ નથી અને તેવું જો તાપસીને છે, તો તેઓએ ત્રણ લોકને જીતી લીધા." આ પ્રમાણે વિચારીને હર્ષ પામેલા મનવાળો તે રાજા વૃક્ષના આંતરામાં ગુપ્ત રહીને જેવામાં તેમને જુએ છે, તેવામાં તે બન્ને માધવી લતામાં બેઠી. તેમાંની એક કુમારી નવા મૃણાલના જેવા કોમળ અને સારા રૂપવડે શોભતી શરીરની લક્ષ્મીવાળી હતી અને બીજી યૌવનને ઓળંગેલી હોવાથી કાંઇક ઓછા રૂપવાળી હતી. તેમાં નવા યૌવનવાળીએ બીજીને કહ્યું, કે-"હે સખી! આ મજબૂત બાંધેલા વલ્કલને તું કાંઈક શિથિલ કર, કે જેથી સુખે કરીને વૃક્ષને સિંચન કરીએ" તે સાંભળીને રાજાએ વિચાર્યું કે-"અહો! આ કુલપતિનું મોટું મૂઢપણું છે કે જે સ્વાધીન કરવા માટે કમળના પત્રવડે છેદવાને ઇચ્છે છે." પછી લાંબે કાળે બકુલ વૃક્ષને સીંચીને ઝાંખી થયેલી તેની મુખની શોભા જોઇને રાજા આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો. "આ તાપસપતિની પુત્રી નહીં હોય, પરંતુ મહારાજાની આ પુત્રી હોવી જોઇએ, એમ મારું માનવું છે. એમ ન હોય તો મારું મન આને વિષે કેમ આસક્ત થાય?"

આ સમયે તેણીની મુખકમળની સુગંધથી આકુળ થયેલ એક ભમરો 'આ કમળ છે' એમ માનતો હસ્તતળના પવનવડે દૂર કરાતા છતાં પણ તેણીને પીડા ઉત્પન્ન કરતો જેટલામાં સમીપપણાને નથી મૂકતો, તેટલામાં તેણીએ કહ્યું કે–"હે સખી! રાક્ષસ જેવા આ દુષ્ટ ભમરાથી મારૂં રક્ષણ કર, રક્ષણ કર." ત્યારે તેણીએ કહ્યું કે–"તારૂં રક્ષણ કરવામાં કનકબાહુ રાજા વિના બીજો કોણ સમર્થ હોય? તેથી જો અવશ્ય તારે રક્ષણનું કાર્ય હોય, તો જલદીથી તેને જ અનુસર (પાસે જા)." તે સાંભળીને "આ મારો પ્રસ્તાવ આવ્યો" એમ વિચારીને "રક્ષણ કરતા આ તપોવનમાં આને બાધા કરનાર કોણ છે?" એમ બોલતો અનુપમ રૂપ અને લાવણ્યવાળો તે રાજા એકદમ પ્રગટ થયો. તેને તરત જ જોઇને તે બન્ને ભયના વશથી કાંઇ પણ બોલી નહીં, અને તેનો કાંઇપણ ઉચિત ઉપચાર કર્યો નહીં. તો પણ રાજાએ તેમને કહ્યું કે–"તમારું તપ અનુષ્ઠાન નિર્વિઘ્નપણે શું ચાલે છે?" ત્યારે ધૈર્યનું આલંબન કરીને મધ્યમ વયવાળી તાપસીએ કહ્યું કે–"હે મહારાજા! કનકબાહુ રાજા સમર્થ છતાં ઇચ્છિત ક્રિયાના સમૂહમાં વિઘ્ન કરવા માટે મનથી પણ કોણ સમર્થ થાય? કેવળ આ મુગ્ધા પુષ્પના ભમરાથી પીડા પામતી "રક્ષણ કર, રક્ષણ કર" એમ બોલવા લાગી છે." ત્યારપછી તમાલ વૃક્ષની નીચે તેણીએ આપેલા આસન ઉપર રાજા બેઠો. પછી મધ્યમ તાપસીએ તેને પૂછ્યું કે–"મહાનુભાવ! અનુપમ આકૃતિના મોટાપણાને લીધે દેખાઓ છો કે તમે સામાન્ય માણસ નથી, તો વિશેષ જાણવામાં ચપળ થયેલું મારું મન કાંઇક પૂછવા ઇચ્છે છે, કે–કયા ગોત્રને (વંશને) તમે શોભાવ્યું છે? અને કયા નગરને પોતાના ચરણ મુદ્રાના સ્થાપનવડે પવિત્ર કર્યું છે?" આ સાંભળીને રાજા "હું પોતે મારા આત્માને શી રીતે કહું? અથવા શી રીતે સંવરૂં(ઢાંકું)?" એમ વિચારીને બોલવા લાગ્યો કે–"હે ભદ્રે! સુરપુરના સ્વામી શ્રી વજ્રબાહુના પુત્ર, કનકબાહુના પરિગ્રહમાં હું રહું છું. તેની આજ્ઞાથી આ આશ્રમવાસી લોકના વિઘ્ન કરનારને નિવારણ કરવા માટે અને નવા યોગના દર્શન માટે હું અહીં આવ્યો છું. બીજા કોઇ કારણથી આવ્યો નથી." આ પ્રમાણે સાંભળીને પ્રથમ વયવાળી તાપસી 'તે જ આ રાજા છે' એમ જાણી હર્ષ પામી અને તરત જ મુખકમળને વિકસ્વર કરતી ત્યાંથી ગઇ. હવે રાજાએ બીજીને કહ્યું કે–"શા કારણથી આ બાળાને અયોગ્ય અને કઠણ વલ્કલનો વેષ ધારણ કરવામાં જોડી છે?" ત્યારે દુઃખ સહિત નિશ્વાસ નાંખીને તે બોલી કે–"સાંભળો. રત્નપુરના સ્વામી ખેચરાધિપની **રત્નાવળી** નામની ભાર્યાને વિષે **પદ્મા** નામની આ પુત્રી ઉત્પન્ન થઇ છે. મોટા અનુભાવવાળી આ પુત્રીના જન્મ પછી તરત જ તેનો પિતા મરણ પામ્યો. તેના રાજ્યના અર્થી પુત્રો વિદ્યમાન છતાં પણ તેઓએ પરસ્પર યુદ્ધ કરીને રાજ્ય નાશ પમાડયું, ત્યારે રત્નાવળી આ પુત્રીને લઇને આ આશ્રમના સ્વામી અને પોતાના ભાઈ **ગાલવ** નામના કુલપતિની પાસે આવી. તે કુલપતિએ મધુર વચનવડે તેને આશ્વાસન આપ્યું, તેથી પોતાના ઘરની જેમ આ કન્યાનું

પાલન કરતી તે અહીં રહી. પછી તે આઠ વર્ષની થઈ ત્યારે વૈરાગ્યને પામેલી રત્નાવળીએ તાપસીવ્રત અંગીકાર કર્યું. પછી પદ્માને તેના મામા કુલપતિએ કળાનો સમૂહ ભણાવ્યો. ક્રમે કરીને તે યુવાવસ્થાને પામી, ત્યારે તેને વલ્કલનો વેષ પહેરાવીને મને રક્ષણ કરવા માટે સોંપી. ત્યારપછી મુનિકન્યાઓની સાથે વૃક્ષોને સીંચવાના વિનોદવડે દિવસો પસાર કરવા લાગી. પછી કોઇ દિવસે અનેક સાધુઓથી પરિવરેલા, દિવ્ય જ્ઞાનરૂપી નેત્રવાળા, માન અને મદનને જીતનાર તથા મિત્ર અને શત્રુને વિષે સમદૃષ્ટિવાળા એક મુનીશ્વર આ આશ્રમ પ્રદેશમાં પધાર્યા. તેમને વિનયથી મસ્તક નમાવીને કુલપતિએ પ્રણામ કર્યા, અને આદર સહિત પૂછયું કે–" હે ભગવન્ ! આ પદ્મા કોની પત્ની થશે ? " ત્યારે ભગવાને કહ્યું કે–" કનકબાહુ ચક્રવર્તી અશ્વવડે હરણ કરાયેલો અહીં આવીને પોતે જ તેને પરણશે. " આ પ્રમાણે સાંભળીને કનકબાહુ " આ મારો પરિશ્રમ સફળ થયો. " એમ માનીને બોલવા લાગ્યો કે–" હે ભદ્રા ! હમણાં ભગવાન કુલપતિ કયાં વર્તે છે ? તે તું કહે, કે જેથી તેના ચરણકમળના દર્શનવડે હું મારા આત્માને પવિત્ર કરૂં. " ત્યારે તે બોલી કે–" ભગવાન કુલપતિ ગામ તરફ જવાને ચાલેલા તે દિવ્ય જ્ઞાની મુનીશ્વરને અનુસરણ કરવા માટે ( વળાવવા માટે ) ગયા છે. " આ અવસરે એક વૃદ્ધ તાપસી જલદી ત્યાં આવી, અને કહેવા લાગી કે–" હે ચંદ્રોત્તરા ! આ બાલિકાને લઇને તું જલદી આવ. ભગવાન કુળપતિને આવવાનો અવસર થયો છે. " તે વખતે અશ્વના માર્ગને અનુસરતા–દોડતા અશ્વોની કઠણ ખુરાના શબ્દ સાંભળવાવડે સૈન્યનું આવાગમન ધારીને રાજાએ કહ્યું કે–" પ્રથમ તો તું ઇચ્છિત કાર્ય કરવા માટે જા. હું પણ આ આશ્રમના ઉપરોધ રહિત પોતાના સૈન્યનો પડાવ કરવા માટે જાઉં છું. " પછી તે મધ્યમ વયની તાપસી વક્રનેત્ર( દૃષ્ટિ )ના નાંખવાવડે દિશાઓના મુખને વ્યાપ્ત કરતી, કામદેવના બાણના નાંખવાવડે હૃદયમાં વ્યાકુળ થયેલી, કંધરા( ડોક )ને પાછી વાળતી વારંવાર પાછળના ભાગમાં ( રાજાની સન્મુખ ) જોતી, વૃક્ષની છાયામાં વિશ્રાંતિના મિષવડે કાળક્ષેપને ઇચ્છતી, તથા ગુરૂના આગ્રહથી મંદ મંદ પગલા ભરતી એવી તે પદ્માને મુશ્કેલીથી આશ્રમમાં લઇ ગઇ. તે રત્નાવળીએ તેનો સર્વ વૃત્તાંત કહ્યો. કુળપતિ પણ તત્કાળ સમગ્ર વૃત્તાંત જાણીને " અહો ! ભગવાન મુનિરાજનું વચન સત્ય જ થયું. " એમ વિચારીને સંતોષ પામીને બોલવા લાગ્યો કે—

" એક તો ચારે આશ્રમના ગુરૂ મહાભાગ્યવાન ચક્રવર્તી પોતે જ અશ્વના અપહારથી આ અમારા આશ્રમને પ્રાપ્ત થયા. વળી બીજું એ કે–તે પદ્માના પતિ થવાના છે, તેથી તે અર્ઘ્યદાન( પૂજા )ને લાયક છે. કેમકે અતિથિનું પૂજન તાપસોનું મૂળ( પ્રથમ ) વ્રત શાસ્ત્રમાં કહ્યું છે. આ વાત સર્વેએ અંગીકાર કરી. ત્યારે રત્નાવળી, પદ્મા અને નંદોત્તરા સહિત કુળપતિ કનકબાહુ રાજાની સમીપે ગયા. ત્યારે રાજા તેમની સન્મુખ ઊભો થયો. પછી રાજાએ તેની ઉચિત પૂજા કરી અને કુશાસન આપ્યું, ત્યારે પરિવાર સહિત

આશીર્વાદવડે વાચાળ મુખવાળા તે કુળપતિ બેઠા. પછી સ્નેહસહિત રાજાએ કહ્યું કે—"હે ભગવાન! તમે આવો પરિશ્રમ કેમ લીધો? અમે અહીં કાંઇક સૈન્યનો પડાવ નાંખવાના કારણે રહ્યા છીએ. નહીં તો તમારા ચરણકમળના દર્શનને માટે જ અમે પ્રથમ ચાલ્યા છીએ." ત્યારે કુળપતિએ કહ્યું કે-"હે મહારાજા! સામાન્ય રીતે પણ અમારે અતિથિનું પૂજન કરવું યોગ્ય છે, તો પછી ચારે આશ્રમના સ્વામી તમે પોતે જ અહીં પ્રાપ્ત થયા, તે વિષે શું કહેવું? અતિથિ સર્વના ગુરૂ જ છે, એમ સામાન્યપણે પણ જગત્પ્રસિદ્ધ છે, તો પછી અરણ્યમાં વસનારા મુનિઓને તો પ્રસિદ્ધ હોય, તેમાં શું કહેવું?" આ પ્રમાણે કહીને કુળપતિએ વિવિધ પ્રકારના મંગળ આચાર કરીને રાજાના પાણિગ્રહણને માટે પદ્માને આણી. તે વખતે મોટા હર્ષના પ્રકર્ષને પામેલો રાજા ગાંધર્વ વિવાહવડે તત્કાળ તે બાળાને પરણ્યો. આ અવસરે તેણીના ભાઈ પદ્મોત્તર ખેચરરાજાએ આ સમગ્ર વૃત્તાંત જાણીને વિવિધ પ્રકારના વિમાન ઉપર ચડીને ત્યાં પ્રાપ્ત થયો, અને ઘણા પ્રકારની ભેટ આપીને તથા તેને પ્રણામ કરીને બેઠા. તે વખતે રત્નાવળીએ કહ્યું કે-"હે મહારાજા! આ મારો સપત્નીનો પુત્ર છે, તે તમારા પાદની સેવાને ઇચ્છે છે. તેથી તમે તેવું કરો, કે જે રીતે તે જલદી વાંછિત અર્થનો ભાગી થાય. જેમ પહેલાં વિષ્ણુએ આ પદ્મા-(લક્ષ્મી દેવી)ને પોતાના વક્ષઃસ્થળને વિષે નિવાસવાળી કરી હતી, તેમ આ પદ્માને પણ તમે કરજો." ત્યારપછી કપાળપટ્ટ ઉપર પોતાના બે હસ્તકમળ જોડીને ખેચરરાજા પદ્મોત્તરે કહ્યું કે-"હે દેવ! મને ઉચિત આજ્ઞા કરો. આ જન નિરંતર તમારા કિંકરની જેમ મોટો ભૃત (સેવક) છે. તેથી ઉચિત કે અનુચિત કાર્યમાં તમારે જરા પણ શંકા કરવી નહીં." તે વખતે પદ્મા પણ થવાના માતાના વિયોગથી ઝરતા નેત્રના અશ્રુજળવાળી થઇને "ક્યારે હું તમારા મુખદર્શનના સમયને જોઇશ" એમ માતાના ચરણકમળને નમીને દુઃખથી પીડાયેલી બોલવા લાગી, તથા મુનિકન્યાઓ ઉપર અને નાના વૃક્ષો ઉપર દૃષ્ટિ નાંખવા લાગી. તે વખતે રત્નાવળીએ તેને કહ્યું કે-"હે પુત્રી! તું કાંઇ પણ શોક ન કરીશ, કેમકે ખેચરનો નાથ ચક્રવર્તી જે તારો ભર્તા સાક્ષાત્ છે, અને આ નંદોત્તરા સખી તારૂં કાર્ય સાધવામાં તત્પર તને સહાય કરનારી આવી છે. તેથી તારે કાંઇક થોડું પણ શોકનું સ્થાન નથી. તારે ગુરૂને વિષે ભક્તિ, સ્વજનોને પ્રણામ, સારી રીતે શીલનું પાલન અને ધર્મને વિષે રાગ આ સર્વ કદાપિ તજવા નહીં." પછી રત્નાવળીની જેમ કુલપતિએ પણ પ્રેમથી તેણીને અધિક ઉપદેશ આપ્યો. ત્યારે તે બાળાએ "તેમ જ હું કરીશ" એમ કહીને સર્વ અંગીકાર કર્યું. ત્યારપછી પ્રેમપૂર્વક તે સર્વેનું સન્માન કરીને તથા પદ્મોત્તરનું સન્માન કરીને સર્વેને વિદાય કરીને, રાજા પોતાના નગરમાં ગયો.

તે વખતે નરેંદ્રના આવવાથી વૃદ્ધિ પામતા હર્ષના સમૂહવડે પરિપૂર્ણ હૃદયવાળા નગરના લોકોએ ઊંચા કરેલા શ્વેત અને વિચિત્ર પ્રકારના ધ્વજપટના સમૂહવડે રમણીય,

ઠેકાણે ઠેકાણે હર્ષ પામેલા અને ક્રીડા કરતા નટના નાટક સંબંધી તાલ વગાડનારા માણસોના સમૂહવડે મનોહર તથા આનંદવાળા બંદીના સમૂહે કરેલી જય જયારવની આઘોષણાવડે વૃદ્ધિ પામતા મોટા કોલાહલવાળું વધામણું મોટી સમૃદ્ધિના વિસ્તારથી કર્યું. આ પ્રમાણે કનકબાહુ રાજા દેવલોકમાં ઇંદ્રની જેમ અને પાતાળમાં નાગરાજની જેમ પૂર્વે કરેલા સુકૃતવડે ઇચ્છિત અર્થને પ્રાપ્ત કરતો અને પદ્મા નામની મુખ્ય રાણીની સાથે વિષયસુખને ભોગવતો કેટલાક લાંબા કાળને નિર્ગમન કરતો હતો. તે વખતે આયુધશાળામાં નીમેલા મુખ્ય પુરૂષે આવીને રાજાને વધામણી આપી કે-"હે દેવ! સ્ફુરાયમાન વિજળીની છટાની પ્રભાના સમૂહના આરોપવાળા આયુધની શાળાને વિષે વિવિધ પ્રકારના મણિખંડવડે મંડિત હજાર આરાવડે શોભતું, સારભૂત, શત્રુના સમૂહના વધને વિષે દેવો અને અસુરોવડે પણ જેનો પ્રસાર અટકાવી ન શકાય તેવું અને ઘણા પુણ્યથી પામી શકાય તેવું ચક્રરત્ન ઉત્પન્ન થયું છે." આ સાંભળીને ઉલ્લાસ પામતા હર્ષવાળો કનકબાહુ રાજા પોતે રાજલોક સહિત આયુધશાળામાં ગયો, અને મોટા વિસ્તારથી ચક્રરત્નનો આઠ દિવસનો મહોત્સવ કરાવ્યો. તે અવસરે ચક્રવર્તીની સમાન મોટા વિક્રમવાળું, શત્રુઓને ક્ષોભ પમાડવામાં નિપુણ અને નિર્મળ બુદ્ધિવાળું સેનાપતિ રત્ન પણ ઉત્પન્ન થયું, ખેતી કર્મ કરવામાં પ્રગટ બુદ્ધિના પ્રસારવાળો ગાથાપતિ, શાંતિકર્મ કરવામાં અત્યંત દક્ષ અને સર્વ શાસ્ત્રને જાણનાર પુરોહિત, ગજરત્ન, અશ્વરત્ન, વાર્ધકિરત્ન અને મોટી કળાવાળું, સુખ સ્પર્શવાળું અને બીજી સર્વ સ્ત્રીઓમાં પ્રધાન સ્ત્રીરત્ન, એક હજાર ને આઠ સળીવાળું, વામ ભાગે વિસ્તારવાળું છત્રરત્ન, બે રયણી (હાથ) વિસ્તારવાળું મનોહર ચામર રત્ન, સૂર્યમંડળની પ્રભા જેવા વિસ્તારવાળું, ચાર આંગળના પ્રમાણવાળું મણિરત્ન, વળી ચાર આગળ લાંબું સુવર્ણનું શ્રેષ્ઠ કાંકિણિરત્ન, બત્રીશ આંગળ લાંબું અસિરત્ન, તથા શત્રુને દુઃસહ અને વામ ભાગે લાંબું દંડરત્ન, આ પ્રમાણે સર્વે (ચૌદ) રત્નો ઉત્પન્ન થયાં. તે અવસરે હજાર યક્ષોવડે આશ્રિત ચક્રરત્ન પૂર્વદિશાની સન્મુખ ચાલ્યું, તેની પાછળના માર્ગે સર્વ સૈન્ય અને વાહન સહિત ચક્રવર્તી આવ્યો. તે ચક્રરત્ન પૂર્વ દિશામાં માગધતીર્થાધિપતિ દેવની પાસે જઇને રહ્યું. ત્યારે ચક્રવર્તીએ ત્રણ રાત્રિના ઉપવાસ (અઠમ) કરીને ધનુષ્યને કાન સુધી ખેંચીને માગધાધિપને ઉદ્દેશીને પોતાના નામના ચિહ્નવાળું બાણ મૂક્યું. ત્યારે પોતાના અનેક દેવોથી પરિવરેલો, સભામંડપમાં બેઠેલો તે દેવ પોતાના પગની પાસે પડેલા તે બાણને જોઇને ઉત્પન્ન થયેલા કોપના આવેગવાળો અને ચડાવેલી ભૃકુટિના ભંગવડે ભયંકર મુખવાળો થઇને બોલવા લાગ્યો, કે-" દુષ્ટ હીન લક્ષણવાળો અને મરવાની ઇચ્છાવાળો આ કોણ છે? કે જે મારી સભામાં સુવર્ણના પુંખવાળું બાણ મૂકે છે? અત્યંત ગર્વવાળો વિદ્યાધર કે દેવ કે ગંધર્વ એમાંથી કોણ આ સંભવે છે? કે જેણે અત્યંત અનુચિતપણે બાણને ફેંક્યું?" એ પ્રમાણે મોટા કોપવાળો તે જેવામાં તે બાણને હાથમાં લઇને

જુએ છે, તેવામાં લખેલું ચક્રવર્તીનું નામ જોયું. ત્યારે તેના કોપનો વિકાર શાંત થયો, તત્કાળ આસન ઉપરથી ઉઠીને પૃથ્વીતળ ઉપર મૌલિમંડળને નમાવતો તે બાણને નમસ્કાર કરી તથા વિવિધ પ્રકારના રત્નના આભરણોને ગ્રહણ કરીને ચક્રવર્તીની પાસે ગયો. તેના પગમાં પડીને બાણ તથા આભરણો આપીને કપાળતળ ઉપર હસ્તકમળના કોશને આરોપણ કરીને બોલવા લાગ્યો કે-"હે દેવ! હું તમારો પૂર્વ દિક્‌પાળ કિંકર છું, હંમેશાં મને આજ્ઞા આપીને મારા પર અનુગ્રહ કરવો, ત્યારપછી ચક્રવર્તીએ તેનો અઠ્ઠાઇ મહોત્સવ કરી તેને રજા આપી પોતે વરદામ નામના તીર્થાધિપતિ દેવને ઉદ્દેશીને ચાલ્યો. તે દેવ પણ પૂર્વ પ્રમાણે જાણીને આવીને તેના પગમાં પડ્યો, તેને ખમાવીને, રત્નના આભરણો આપીને તથા તેની કરેલી પૂજાનો મહિમા અંગીકાર કરીને પોતાને સ્થાને ગયો. ફરીથી ચક્રવર્તી ચતુરંગ સૈન્ય સહિત અશ્વના હેષારવ, રથના ઝણઝણાટ અને હાથીના ગર્જારવના નાદવડે મંદરાચળ પર્વતથી મથન કરાતા સમુદ્રની શંકાને કરતો પૂર્વના અનુક્રમે પ્રભાસ તીર્થના અધિપતિને આજ્ઞા માનનાર કરીને વૈતાઢ્યગિરિની ગુફાને આશ્રીને ચાલ્યો અને ઘણા હાથી, અશ્વ, રથ અને યોદ્ધાના સમૂહથી પરિવરેલા (સહિત) વિજયસેન સેનાપતિને સિંધુ નદીની સામે કાંઠે રહેલા મ્લેચ્છોના ખંડને સાધવા માટે મોકલ્યો. અને પોતે વૈતાઢ્યગિરિના નિતંબ પ્રદેશમાં વજ્રમય ગાઢ કમાડના યુગલવડે દ્વારના પ્રવેશને રૂંધનાર તિમિર ગુફાને લક્ષ્ય કરીને સ્કંધાવારને સ્થાપન કરીને રહ્યો. સેનાધિપતિ પણ ચર્મરત્નને વહાણને આકારે કરીને, તેમાં ચતુરંગ સેનાને બેસાડીને સુખે કરીને સિંધુ નદીને ઉતર્યો. પછી મહાબળવાળા, મહાપરાક્રમવાળા અને સર્વ દેશની ભાષા જાણવામાં નિપુણ એવા તે સેનાપતિએ મ્લેચ્છના મોટા સૈન્યને હણેલા અને મથન કરેલા પરાક્રમવાળું કર્યું, તેથી તે મ્લેચ્છોએ તેની સેવા અંગીકાર કરી, મોટા હાથી, અશ્વ અને રત્નકોશ તેને આપ્યો, ત્યારે તેમનું સન્માન કરીને તથા તેમને યોગ્ય સ્થાને સ્થાપન કરીને તે સેનાપતિ પાછો ફર્યો અને ચક્રવર્તીની પાસે આવ્યો. તેમના ચરણ-કમળમાં પ્રણામ કરીને મ્લેચ્છના વિજયની વધામણી તેણે આપી, અને મ્લેચ્છોએ આપેલા હસ્તી, અશ્વાદિક તેને સોંપ્યા.

હવે વૈતાઢ્યની ગુફાના બે કમાડને ઉઘાડવા માટે ચક્રવર્તીએ વિનયથી નમ્ર અને મસ્તકવડે આજ્ઞાને અંગીકાર કરનાર તે સેનાપતિને મોકલ્યો. ત્યારે તેણે ત્રણ ઉપવાસ કરીને, દંડરત્ન ગ્રહણ કરીને કમાડના સંપુટને તાડન કર્યું, તેથી તે સંપુટ શબ્દ કરતું ઉઘડી ગયું. પછી તેની અંદર ઉન્મગ્ના અને નિમગ્ના એ બે નદીની ઉપર વર્ધકિરત્ને રાખેલા કાષ્ઠફલકની ઉપર ચાલવાવડે ચક્રવર્તીના સૈન્યે પ્રવેશ કર્યો. પોતાના ઘરની જેમ તે ગુફામાં પચાસ યોજનને ઉલ્લંઘન કરીને સુખથી ચક્રવર્તીઓએ વૈતાઢ્યની ગુફાને ઓળંગી. પછી વૈતાઢ્યની ઉપરના ભાગમાં ( ઉત્તર દિશામાં ) રહેલા મનુષ્યો પ્રથમ જ રૂધિરની વૃષ્ટિ, દિશાનો દાહ અને પૃથ્વીકંપ વિગેરે સેંકડો ઉત્પાતને જોઇને ભય પામ્યા, ઉદ્વેગ

પામ્યા અને આ શું અનિષ્ટ થશે? એમ સંતાપને પામીને જેટલામાં રહે છે, તેટલામાં વાયુએ ઉડાડેલા અનેક મગર, વાનર, સિંહ, તાલ, ગરૂડ અને વટ વગેરે મોટા ચિહ્નના વિસ્તારવડે જાણે આકાશતળને આચ્છાદન કરતું હોય, કુદતા મોટા અશ્વની કઠણ ખુરાના પ્રહારવડે પૃથ્વીતળને જાણે જર્જરિત કરતું હોય, અને અસંખ્ય શંખના શબ્દથી મિશ્ર ભેરિના ભાંકારવડે દેદીપ્યમાન વાજિંત્રના શબ્દવડે આકાશને જાણે એક શબ્દમય દેખાડતું હોય, તેમ ચક્રવર્તીનું અશ્વ સૈન્ય પ્રાપ્ત થયું. તે સૈન્ય આવેલું સાંભળીને મ્લેચ્છોએ બખ્તર પહેર્યા, હાથમાં વિવિધ પ્રકારના શસ્ત્ર ધારણ કર્યા, ગર્વના અત્યંતપણાથી શત્રુના સમૂહને તૃણના લવની જેવા અસાર (તુચ્છ) માનવાથી અવગણના કરતા તેઓ મોટા સંરંભભાવથી એકઠા થઈને યુદ્ધ કરવા પ્રાપ્ત થયા. પ્રથમના યુદ્ધના રસથી ઉલ્લાસ પામતા બળવાળા તે મ્લેચ્છોએ ચક્રવર્તીના અશ્વસૈન્યનો પરાભવ કર્યો તે વખતે તીક્ષ્ણ બાણના સમૂહવડે અશ્વવારનો પ્રચાર રૂંધાયો, શૂન્ય આસનવાળા હાથી અને રથ સર્વ દિશાઓમાં પલાયન કરવા લાગ્યા, યોદ્ધાઓનો સમૂહ કાંતિ રહિત (કાળા) મુખવાળો અને મોટા સામંતો અવળા મુખવાળા થયા. આ પ્રમાણે પોતાના સૈન્યને નિર્બળ જોઈને સેનાપતિ અશ્વરત્ન ઉપર ચડ્યો, અને ચક્રવર્તીના હાથથકી કરવાલ રત્ન લઈને "અરે રે! દુષ્ટ આચારવાળા! મારાથી તમારું જીવિત રહેશે નહીં" એમ મોટા સંરંભવડે બોલતો તે તેવા પ્રકારે મ્લેચ્છના સૈન્યને હણવા લાગ્યો, કે જે પ્રકારે થોડા માત્ર કાળમાં જ સૂર્યના કિરણોથી હણાયેલા અંધકારના સમૂહની જેમ, ગરૂડના ચંચુપુટવડે ભાંગેલા ગર્વવાળા સર્પના કુળની જેમ અને સિંહની કરચપેટાવડે પીડા પામેલા હરણના સમૂહની જેમ તે સૈન્ય ચોતરફ નાશી ગયું. પછી તે મ્લેચ્છ લોકો ગર્વનો ઉત્સાહ ભગ્ન થવાથી તેને હણવાને અસમર્થ થવાથી ભય પામીને દૂર જતા રહ્યા.

પછી નદીને કિનારે રહીને, વિનયથી નમ્ર થઈને અને આહારનો ત્યાગ કરીને મેઘ વિગેરે દેવોની આરાધના કરવા પ્રવર્ત્યા. ઊંચા મુખવાળા (ચિત્તા), વસ્ત્ર રહિત અને તેમાં જ એક ચિત્તવાળા તેઓ જેટલામાં ત્રણ દિવસ સુધી રહે છે તેવામાં આકાશમાં રહેલા દેવો આ પ્રમાણે બોલ્યા કે-"તમે અમોને શામાટે સંભાર્યા છે? તે કાર્ય અત્યારે કહો." ત્યારે તેઓએ નમીને કહ્યું કે-"તમે આ અમારા શત્રુના સૈન્યને હણો." ત્યારે મેઘ વિગેરે દેવોએ કહ્યું કે-"આ કનકબાહુ ચક્રવર્તી મહાપ્રભાવવાળો અને મહાબળવાળો છે, તેને હણવાને ઈંદ્ર પણ શક્તિમાન નથી. જો તમે કહો, તો માત્ર અમે વર્ષાદનો ઉપસર્ગ તેને કરીએ." ત્યારે તેઓએ કહ્યું કે-"ભલે, એમ પણ હો." ત્યારે તે દેવો ગયા અને મુશલ(સાંબેલા)ના પ્રમાણવાળી જળધારાવડે તેઓ કોઈપણ રીતે તે પ્રમાણે વરસાવવા લાગ્યા, કે જે પ્રમાણે ચક્રવર્તીએ ચર્મરત્ન ઉપર તે સમગ્ર સૈન્યને સ્થાપન કરી અને ઉપર બાર યોજન વિસ્તારવાળા રચેલા છત્રને સ્થાપન કર્યું, તેટલા પ્રમાણમાં જ સર્વ સૈન્ય ચિંતા રહિત થઈને રહ્યું. ત્યાં ગાથાપતિએ તે જ દિવસે વાવેલા,

ઉગેલા અને લણેલા હજાર કુંભથી પણ વધારે શાલિ(ચોખા)ના સમૂહવડે શાંત ક્ષુધાવાળા લોકો થયા. તેની સાથે જ ચક્રવર્તી પોતાના ઘરની જેમ ત્યાં રહ્યો, અને જળના વિકારથી ઉત્પન્ન થયેલા કાંઇ પણ દુ:ખને પામ્યા નહીં. ત્યારપછી સાતમે દિવસે અયોગ્ય કાળે જળનો સમૂહ પડવાથી કોપ પામેલા ચક્રવર્તીએ કહ્યું કે-" અરેરે! કોણ મહાપાપી મને આ પ્રમાણે ઉપદ્રવ કરવા પ્રવર્ત્યો છે? શું તેનો નિગ્રહ કરવામાં કોઇ પણ સમર્થ અહીં નથી?" તે સાંભળીને સોળ હજાર યક્ષો પરિકર ( કેડ ) બાંધીને મોટા ક્રોધથી વૃદ્ધિ પામતા ઇર્ષ્યાના ઉત્સાહવાળા થઇને મેઘ વિગેરેની સાથે યુદ્ધ કરવા લાગ્યા. ત્યારે એક ક્ષણમાત્રમાં જ જીતાયેલા તે મેઘ વિગેરે દેવો નાશી ગયા. તે વખતે તેઓને યક્ષોએ કહ્યું કે-" અરે! તમે દુર્વિનયનો ત્યાગ કરીને જાઓ અને ચક્રવર્તીની સેવા માનો ( અંગીકાર કરો ). નહીં તો તમારું જીવિત રહેશે નહીં, કેમ કે તેણે અમને પણ જીતી લીધા છે." આ પ્રમાણે સાંભળીને તરત જ સર્વ મ્લેચ્છો એકઠા થઇને, પોતાના સ્કંધ ઉપર કુહાડા સ્થાપન કરીને અને છૂટા કેશ મૂકીને નિ:શ્વાસ નાખતા મોટા હાથી, અશ્વ અને રત્નોની ભેટ આપીને તે ચક્રવર્તીને નમ્યા, અને "હે દેવ! તમે જ અમારૂં શરણ છો." એમ બોલતા તેઓએ તેની સેવા અંગીકાર કરી. તે વખતે ચક્રવર્તીએ તે મ્લેચ્છ જનો સાથે સંભાષણ કરીને અને તેઓને વિદાય કરીને પછી સિંધુ નદીના દક્ષિણ ખંડને સાધવા માટે સેનાપતિને આજ્ઞા કરી ત્યારે પૂર્વની જેમ તે સર્વ સાધીને તથા જીતીને આવ્યો. તે વખતે ચક્રવર્તી ખંડ ગુફા પાસે હતો. પછી ગંગાના ઉત્તર ખંડને તથા મ્લેચ્છના સૈન્યને જીતીને સેનાપતિ ચક્રવર્તીની પાસે આવ્યો, તે વખતે ચક્રવર્તીએ વિદ્યાધરોને લક્ષ્ય કર્યા. વૈતાઢ્ય પર્વતની બન્ને શ્રેણિમાં તે વિદ્યાધરો રહેતા હતા. તેની સાથે એવી જાતનો તેનો કોઇ સંગ્રામ થયો, કે જેને કહેવાને શેષ નાગ પણ સમર્થ ન થાય. તેઓ પણ સેવક થયા. પછી શીઘ્રપણે ખંડ ગુફાને ઓળંગીને ગંગાને કાંઠે ચક્રવર્તીએ નવ મહાનિધાન પ્રાપ્ત કર્યા. પછી ગંગા નદીના સામા તીરના ખંડને પણ સેનાપતિએ જીત્યો. આ રીતે જીતવા લાયકને જીતીને ચક્રવર્તીએ છએ ખંડ સાધ્યા. તે ચક્રીએ કેટલાક રાજાઓને રાજ્યથી ભ્રષ્ટ કરીને પાછા રાજ્ય પર સ્થાપન કર્યા, કેટલાકનો દંડ કર્યો અને કેટલાકના જીવિતના હરણ કરવાથી વિધુર કર્યા. એ રીતે તેનો ઉત્કર્ષ વૃદ્ધિ પામ્યો. પછી મોટા દાન અને ભોગથી સંતુષ્ટ થયેલા બંદી જનોએ જેના વિજય, યશ અને પ્રભાવની આઘોષણા કરી હતી એવો તે ચક્રવર્તી મોટા વિસ્તારથી પોતાના નગરમાં આવ્યો. તેના આવવાથી મનમાં અત્યંત હર્ષથી ભરપૂર થયેલા લોકોએ તેવો કોઇક પૂરતો મહોત્સવ કર્યો, કે જે કહેવાને પણ સામાન્ય માણસ શક્તિમાન ન થાય. પછી શુભ દિવસે બત્રીશ હજાર રાજાઓએ પોતાના કિંકરો પાસે મોટા તીર્થમાં ઉત્પન્ન થયેલા જળ, સર્વ ઔષધીઓ, તથા સરસ કમળો શતપત્ર, જાઇ, જુઇ, વિગેરેના પુષ્પો મંગાવ્યા. ત્યારપછી એકસો આઠ સુવર્ણના કળશવડે, એકસો આઠ મણિમય કળશવડે, એકસો આઠ રૂપાના

કળશવડે તથા એક સો આઠ ચંદનના કળશવડે તે ચક્રવર્તીને બાર વર્ષ સુધી મહારાજાનો અભિષેક કર્યો. પછી અભિષેકનો ઉપચાર પૂર્ણ થયા પછી સર્વ રાજાઓએ મોટા મૂલ્યવાળા ભેટણા કર્યા. પછી ચક્રવર્તીએ દૂર દેશથી આવેલા રાજાઓને ઉચિત સત્કારવડે સન્માન કરીને જેમ આવ્યા તેમ વિદાય કર્યા. પછી સમયને અનુસરીને અનુપમ લાવણ્યવડે શોભતી, સુંદર રૂપવડે દેવસુંદરીને હસનારી, પૂર્ણિમાના ચંદ્ર જેવા મુખવાળી અને અભગ્ન( પરિપૂર્ણ ) સૌભાગ્યરૂપી ગુણે કરીને અલંકૃત ચોસઠ હજાર સ્ત્રીઓ સાથે પોતે દેવના વૈભવ જેવું દિવ્ય વિષયસુખને ભોગવતો, ચૌદ મહારત્નોના, નવ મહાનિધિના, બત્રીશ હજાર રાજાઓના, છન્નુ હજાર [1]આકરના, બત્રીશ હજાર નગરના, દરેક ચોરાશી લાખ હાથી, અશ્વ અને રથોના, ત્રણસો ને સાઠ સુથારના( સુતારના ), તથા બીજા અનેક, ભટ, ભોજક, મંત્રિ, [2]માંડલિક, અને કૌટુંબિકના અધિપતિપણાને પાલન કરતો, અનેક રત્નોથી બનાવેલા વિચિત્ર મનોહર અને ઉછળતા શ્વેત ધ્વજપટના આટોપવાળા વૈજયંત નામના મોટા પ્રાસાદમાં રહેતો, બત્રીશ પ્રકારના નાટકને જોતો, પાઠકોવડે કીર્તન કરાતો, ચિત્રવિચિત્ર ભીંત ઉપર આલેખ કરાતો અને કીર્ત્તને સાંભળતો તે ચક્રી પાતાળમાં નાગરાજની જેમ મોટા સુખવડે કાળને નિર્ગમન કરતો હતો. એક દિવસ પ્રાસાદના ઉપલા ભાગમાં રહેલા તે મહાત્માએ નગરથી દૂર દિશાઓના મંડપને ઉદ્યોત કરતા, આકાશમાં મળેલા રત્નના વિમાની શ્રેણિના પટલ( સમૂહ )વાળા અને ઊડતા તથા પડતા દેવોના સમૂહને જોયો. તેથી મનમાં તીર્થંકરના આગમનની સંભવના કરતો, મોટા વિલંબને પામેલ અને તત્કાળ જાણે બંધનથી મુક્ત થયેલ હોય તેમ પોતાના આત્માને માનતો તે કનકબાહુ ચક્રવર્ત્તી રાજેશ્વરી, શ્રેષ્ઠી, સેનાપતિ અને મંત્રી વિગેરે ઘણા જનોથી પરિવરેલો ભગવાન **ધર્મેશ્વર** તીર્થંકરને વાંદવા માટે ચાલ્યો. અનુક્રમે નગરના મધ્યભાગે ચાલતો તે સમવસરણમાં પહોંચ્યો. તે વખતે દૂરથી જ સમગ્ર રાજચિહ્નોને મૂકીને મોટા વિનયવડે ત્રણ પ્રદક્ષિણાપૂર્વક ભગવાનને વાંદીને તથા ગણધરાદિકને યથાયોગ્ય નમીને ઉચિત સ્થાને બેઠો. તે વખતે જળવાળા મેઘના શબ્દ જેવા સ્વરવડે, શરણે આવેલા જીવોના મનને સંતોષ પમાડનારી વાણીવડે ભગવાને ધર્મદેશના શરૂ કરી. તે આ પ્રમાણે-" આ અસાર સંસારમાં એક ધર્મને મુકીને બીજું કાંઇ પણ સારભૂત નથી, તેથી આ લોકો કેમ નિરર્થક ખેદ કરે છે ? સંસારના કાર્યમાં અવશ્ય માણસો લાગે છે, પણ ધર્મને વિષે લાગતા નથી. પરંતુ આ ધર્મમાં લાગેલા પ્રાણીઓના દિવસો નિષ્ફળ જતા નથી. તેના વાંછિત અર્થ સિદ્ધ થાય છે, અત્યંત દુઃખથી સહન કરી શકાય તેવા સંસારનો ભય પણ નાશ પામે છે, અને કેદખાનામાં બાંધેલાની જેમ કામ અને કષાયોરૂપી પિશાચો પ્રાપ્ત થતા નથી. તથા ભયંકર ઇંદ્રિયોરૂપી સુભટો પણ ફટાટોપને( ઉદ્ધતાઇને )

૧. ખાણવાળા ગામ વિશેષ. ૨. જેની આસપાસ ગામ ન હોય તે મડંબ, તેનો સ્વામી.

દેખાડી શકતા નથી. અત્યંત દુઃસહ મોહરૂપી યોદ્ધો પણ હણાયેલી શક્તિવાળો થાય છે, અવળા સ્થાનમાં આક્રાંત( વ્યાપ્ત ) થયેલ અશુભ ધ્યાનનો સમૂહ પણ સમર્થ થતો નથી, ઉછળતું પ્રમાદરૂપી ચક્ર પણ અત્યંત આક્રમણ( બાધા ) કરતું નથી, તેથી હે મહાભાગ્યશાળી ! અવશ્ય તમારૂં કલ્યાણ થવાનું છે, અન્યથા આવી સામગ્રી ક્યાંથી પ્રાપ્ત થાય ? તે સામગ્રી આ પ્રમાણે,–મનુષ્ય જાતિ, ઉત્તમ કુળ, કલંક રહિત રૂપની સંપત્તિ, શ્રેષ્ઠ ગુરુની ઉત્તમ ભક્તિ, ધર્મ અને અર્થ ઉપાર્જન કરવાની શક્તિ તથા પરિપૂર્ણ આયુષ્ય. આ સામગ્રી પુણ્ય રહિત જીવોને સંભવતી નથી. તેથી કોઇ પણ પ્રકારે આ સામગ્રી પ્રાપ્ત કરીને ધર્મમાં સદાય ઉદ્યમ કરો. તુચ્છ અને પરિણામે ભયંકર એવા ઇંદ્રિયોના વિષયમાં આસક્ત થયેલા તમે કોટિ મૂલ્યવાળા આ ધર્મને એક કોડીને માટે થઇને હારી ન જાઓ. ઘણી સમૃદ્ધિ પ્રાપ્ત કરી છે, સમગ્ર પૃથ્વીનું સ્વામીપણું પણ પ્રાપ્ત કર્યું છે, તથા લાવણ્ય, વર્ણ અને રૂપના અતિ સારવાળું શરીર પણ પ્રાપ્ત કર્યું છે; પરંતુ ભવ–ચારકના બંધથી છોડાવવામાં સમર્થ અને શુદ્ધ આ પરમ બંધુની જેવો સદ્ધર્મ કરવાનો સ્વીકાર( રાગ ) પ્રાપ્ત કર્યો નથી. તથા કોઇ પણ પ્રકારે આ ધર્મ પ્રાપ્ત થયો હોય, તો વૃદ્ધિ પામતી શુદ્ધ શ્રદ્ધાવડે તેવી રીતે કોઇ પણ પ્રકારે કરવો કે જેથી તે ધર્મ અતિ પ્રકર્ષપણાને પામે. આ ધર્મમાં લાગ્યા છતાં પણ ઘણા જીવો તથાપ્રકારના અનર્થરૂપી શસ્ત્રથી હણાઇને ફરીથી ભવરૂપી સમુદ્રમાં વહાણના પાટિયાથી રહિત થયેલાની જેમ ડુબી જાય છે, તેથી કરીને હજુ પણ જ્યાં સુધી જરાવસ્થાએ અસાર શરીરરૂપી પાંજરાને જર્જરિત કર્યું નથી, વડવાગ્નિની જેમ દુઃસહ પ્રિય જનનો વિયોગ પ્રાપ્ત થયો નથી, જેનો પ્રચાર નિવારણ ન કરી શકાય તેવા રોગો પણ વ્યાકુળ કરતા નથી, સમગ્ર ઇંદ્રિયોનો સમૂહ પણ પોતાના વિષયો ગ્રહણ કરવામાં સજ્જ છે, તથા ઉઠવું, ગમન કરવું, આમ તેમ ચાલવું, રમવું, વિગેરે ચેષ્ટાવડે શ્રેષ્ઠ આ દેહ વર્તે છે, ત્યાં સુધીમાં સુખના અભિલાષી જનોએ ધર્મમાં ઉદ્યમ કરવો યોગ્ય છે. ” આ પ્રમાણે ભગવાન **ભવનભાનુ** નામના તીર્થંકરે કરવા લાયક તત્ત્વ કહ્યું ત્યારે ઘણા લોકો પ્રતિબોધ પામ્યા, તથા કનકબાહુ ચક્રવર્ત્તી પણ અંતઃકરણમાં પ્રસરતા સંવેગના વેગવાળો થઇને મોટા અગ્નિથી બળતા ઘરની જેમ ગૃહવાસને દુઃખ આપનાર જાણીને તથા ચતુરંગ સૈન્યનું સામર્થ્ય પણ પરમાર્થથી તો નિરર્થક છે એમ નિશ્ચય કરીને “ હે ભગવાન ! રાજ્યની સ્વસ્થતા કરીને તમારી પાસે હું મારા જન્મ અને જીવિતને સફળ કરીશ. ” એમ બોલીને પોતાના નગરમાં ગયો. સમવસરણમાં આવેલી ઉત્તમ દેવોની મોટી સમૃદ્ધિનો વિચાર કરતા તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, તેથી ચિરકાળ સુધી ભોગવેલા મોટા દેવલોકની ક્રીડા, વિલાસસંભોગના સુખોને ચિંતવવા લાગ્યો—

તેવા રૂપવાળું શરીર, તેવું સુખ, તે મનોહર ઋદ્ધિ અને તે સંભોગ દેવલોકમાં રહેલા મારે જે હતા, તે લેશ માત્ર પણ અહીં નથી, કેમકે મોટા મળવાળા, અશુચિ,

ક્લેશવાળા, દુર્ગંધવાળા તથા રૂધિર, અસ્થિ, માંસ અને પિત્તાદિક ધાતુથી અતિ વ્યાપ્ત આ અધમ શરીરના વિષયને પામેલા મને લીંબડાને વિષે નિંબકીડાની[1] જેમ આ શરીરને વિષે પણ પ્રીતિ ઉત્પન્ન થઇ. જો કે વિવિધ પ્રકારના શસ્ત્રોથી ઉત્કટ દેવોરૂપી યોદ્ધાઓના સમૂહવડે રક્ષણ કરાયેલા પણ અને મોટી ઋદ્ધિને પામેલા પણ દેવેંદ્રો યમરાજવડે હરણ કરાય છે, તો પછી સાર રહિત હાથી, અશ્વ અને સેવકો વિગેરેવડે અમારા જેવાની શી રક્ષા કરાય ? તેથી આ ગૃહવાસનો મોહ અનુચિત છે. જે જીવો આ નિઃસાર શરીરવડે સારભૂત ધર્મને ઉપાર્જન કરે છે, તે જ આ જગતમાં ધન્ય છે, અને તેઓનો જ મનુષ્ય જન્મ સફળ છે. આ પ્રમાણે તેનો શુભ પરિણામ વિશેષ વિકાસ પામ્યો, તેથી કનકપ્રભ નામના પોતાના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરીને, સર્વ સામંત અને મંત્રીના સમૂહને સમજાવીને, નગરના અને દેશના પ્રકૃતિ( પ્રજા )લોકને ખમાવીને, ઇચ્છાથી પણ વધારે દાન અપાવવાવડે યાચકના સમૂહને પ્રસન્ન કરીને તથા તે કાળને ઉચિત સમગ્ર કાર્ય કરીને કેટલાક રાજપુત્ર સહિત તે ચક્રીએ તીર્થંકરની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી.. છટ્ઠ, અટ્ઠમ વિગેરે વિવિધ પ્રકારના દુષ્કર તપ કરવામાં તત્પર, ગુરુકુળમાં આસક્ત, ગ્રામ અને આકર વિગેરેમાં પ્રતિબંધ રહિત વિહારવડે વિચરતા, ક્ષુધા અને પિપાસા વિગેરે બાવીશ પરિષહોને સહન કરવામાં એક ( અદ્વિતીય ) ધીર તથા શત્રુ અને મિત્રને વિષે સમાનપણું ધારણ કરતા તે ચક્રી મુનીશ્વર કાળને નિર્ગમન કરવા લાગ્યા. તથા વળી અરિહંત, સિદ્ધ, પ્રવચન, ગુરુ, સ્થવિર, બહુશ્રુત અને તપસ્વીને વિષે એકચિત્તવડે જ હંમેશાં અતુલ્ય વાત્સલ્યને પ્રકાશ કરતા, જ્ઞાનમાં ઉપયોગી ચિત્તવાળા, દર્શન, વિનય, અવશ્ય કૃત્ય અને શીલ વ્રતને વિષે નિરંતર અતિચારનો ત્યાગ કરતા, ક્ષણ લવ તપના વિધાનમાં અને ત્યાગમાં યથાયોગ્ય પ્રવૃત્તિ કરતા, તથા વૈયાવૃત્ય અને સમાધિ કરવામાં દૃઢ રાગવાળા, અપૂર્વ જ્ઞાન ગ્રહણ કરવામાં અને ભક્તિમાં સમ્યક્ પ્રકારે જોડાયેલા તથા શાસનની પ્રભાવનાને પણ શક્તિ પ્રમાણે કરતા, દુષ્કર તપવિશેષવડે શુષ્ક શરીરવાળા અને મહાસત્વવાળા તે મહાત્માએ તીર્થંકરનામગોત્રવાળું શુદ્ધ કર્મ બાંધ્યું. આ પ્રમાણે શુભ પ્રકૃતિના સમૂહને નિકાચિત કરતા અને એક ગામથી બીજે ગામ વિચરતા તે એકદા **ક્ષીરવન** નામના મોટા અરણ્યમાં પ્રાપ્ત થયા, અને ત્યાં **ક્ષીરગિરિ**ને તટે સૂર્યની સન્મુખ નિમેષ રહિત નેત્રને સ્થાપન કરી તથા મન, વચન અને કાયાના વ્યાપારને રૂંધીને કાયોત્સર્ગે રહ્યા.

આ અવસરે તે પૂર્વે કહેલ કુરંગક નામનો વનચર મરુભૂતિનો જીવ કાયોત્સર્ગે રહેલા વજ્રનાભ નામના ઋષિપણે વર્તતા તેને બાણના પ્રહારવડે હણીને " અહો ! હું મોટા ધનુષ્યને ધારણ કરનાર છું. " એમ પોતાને માનીને મોટા હર્ષને પામતો, દરેક ક્ષણે

૧. લીંબડામાં રહેલો કીડો.

 

તે ઋષિના ઘાતરૂપ પાપકર્મના સમૂહને વારંવાર નવા કરતો, અનેક રૂરૂ, વિરૂક, હરિ ( સિંહ ), હરણ અને રીંછને ભાલાવડે મારીને શરીરનું પોષણ કરતો, તે જ ભવમાં ઉત્પન્ન થયેલા જ્વર, શ્વાસ, કાસ, ઉઘાડા કોઢ વિગેરે મોટા રોગના સમૂહવાળો તે મરીને સાતમી નરકપૃથ્વીને વિષે રોરૂય( રૌરવ ) નામના નરકાવાસમાં નારકીપણે ઉત્પન્ન થયો. ત્યાં તે ઘણા પ્રકારના દુઃખોને અનુભવવા લાગ્યો. તે આ પ્રમાણે—અતિ મોટા મુદ્‌ગરના ઘાતવડે ઘેઘુર, ઉગ્ર વેદનાથી હણાયેલો( દુઃખી ), હા ! હા ! હા ! હા ! હા ! એમ નિરંતર આક્રંદના નિર્ઘોષને કરતો, અત્યંત તપાવેલ શુળના અગ્રભાગરૂપી ખીલાવડે સર્વ અંગે ખીલાતો ( વ્યાપ્ત ), નેત્રને મીંચવા જેટલો કાળ પણ સુખના લેશને નહીં પામતો, " લાંબા કાળને વિષે અનિષ્ટ અને કઠોર પાપ મેં શું કર્યું હશે ? કે જેથી આવું અતિ તીક્ષ્ણ દુઃખ મને પ્રાપ્ત થયું ? " એમ વારંવાર બોલતો, આ પ્રમાણે તે મહાપાપી વિશ્રાંતિ રહિત તેવા પ્રકારની અસાતાવેદનીને પામ્યો, કે જે કેવલજ્ઞાની જ જાણવાને કે કહેવાને સમર્થ હોય. આ પ્રમાણે નિરંતર પ્રસરતા મોટી વેદનાના સમૂહવાળા પોતાના આયુષ્યને પૂર્ણ કરી રૌરવ નામના નરકાવાસથી ઉદ્ધરીને ( નીકળીને ) તે ક્ષીરગિરિ ઉપર ગુફાના મધ્ય ભાગમાં રહેલી સિંહણના ઉદરને વિષે સિંહપણે ઉત્પન્ન થયો. ક્રમે કરીને વૃદ્ધિ પામતા સર્વ અંગોપાંગવાળો, દેદીપ્યમાન અને ભયંકર કેસરાની છટાના આડંબરવડે શોભતા કંધરાના પ્રદેશવાળો, મોટા પુંછડાની છટાવડે તાડન કરેલા પૃથ્વીપીઠથી નીકળતા મોટા નિર્ઘોષવડે દિશાઓના આંતરાને બધિર( બહેરા ) કરતો, કિંશુકના[1] મુખ જેવા રાતા નેત્રવાળો, હાથીના અંકુશના આકારવાળી મોટી દાઢાના સમૂહવડે દુઃખે કરીને જોઇ શકાય તેવા મુખવાળો તથા અનેક પ્રાણીઓના સમૂહનો ઘાત કરવાવડે પ્રાણવૃત્તિને કરતો તે કોઈપણ દૈવયોગવડે ગયેલા દિવસે માંસનો આહાર પ્રાપ્ત નહીં થવાથી મોટી ઉછળતી ક્ષુધાથી ઉત્પન્ન થયેલ વિશેષ પ્રાણીને મારવાની ઇચ્છાવાળો થઇને ભોજનને માટે પ્રાણીવિશેષને જોવા માટે આમતેમ ભમતો તે પ્રદેશને પામ્યો, કે જ્યાં તે શ્રેષ્ઠ રાજર્ષિ કાયોત્સર્ગે રહેલા હતા. તે ઋષિને જોઇને પૂર્વ ભવમાં ઉત્પન્ન થયેલા વૈરના અનુબંધવાળા, દરેક ક્ષણે કરેલા ગુંજારવવડે પર્વતની ગુફા, કુહર અને વનના મધ્ય ભાગને પૂરતા તથા પગને લાંબા વિસ્તારતા તે સિંહને જોઇને તે મુનીશ્વરે વિચાર્યું, કે—" ખરેખર આ મને મારવાને ઇચ્છાવાળો છે, તેથી જેટલામાં હજુ સુધી મારામાં બળ અને પરાક્રમ છે, તેટલામાં મારે આગાર રહિત પચ્ચખ્ખાણ કરવું યોગ્ય છે. " એમ વિચારીને તેણે સર્વ આહારનો ત્યાગ કર્યો, સિદ્ધની સાક્ષીએ આલોયણ લીધી, સમતા ભાવનાને ભાવવા લાગ્યા, અને શુભ અધ્યવસાયને પામ્યા. તે વખતે તેને તે સિંહે ભયંકર હસ્તની ચપેટાવડે પૃથ્વીપીઠ ઉપર પાડી દીધા, અને તીક્ષ્ણ બાણની જેવા તીક્ષ્ણ નખોવડે તેને ફાડી નાંખ્યા. તે વખતે ઉત્તમ સમાધિવડે

---

૧ કેશુડાના.

શરીરનો ત્યાગ કરી તે ઋષિ દશમા પ્રાણત કલ્પ નામના દેવલોકમાં મહાપ્રભ નામના વિમાનને વિષે વીશ સાગરોપમના આયુષ્યવાળા મહર્દ્ધિક દેવ થયા. તે સિંહ પણ આવા પ્રકારના મોટા પાપને તથા અનેક પ્રાણીઓના સમૂહના ક્ષયને કરીને પોતાનુ આયુષ્ય પૂર્ણ થયું ત્યારે મરીને પંકપ્રભા નામની પાંચમી નરકપૃથ્વીને વિષે દશ સાગરોપમના આયુષ્યવાળો નારકીરૂપે ઉત્પન્ન થયો. ત્યાં વિવિધ પ્રકારના દુઃસહ મોટા દુઃખના સમૂહવડે નિરન્તર વ્યાકુળ મનવાળો, દરેક ક્ષણે પૂર્વે કરેલા કાર્યની નિંદાવડે સંતાપને પામેલ, કેદખાનામાં નાંખેલાની જેમ અને વજ્રના પાંજરાની અંદર રૂંધેલાની જેમ કોઇ પણ પ્રકારે મોટા કલેશવડે મલિન થયેલ તે આયુષ્યને ભોગવવા લાગ્યો. પછી કાળના ક્રમવડે તે ભવનું આયુષ્ય ક્ષીણ થયું ત્યારે ત્યાંથી નીકળ્યો સતો તે તથાપ્રકારની ભવિતવ્યતાના વશથી તિર્યંચ યોનિવાળા જળચર, સ્થળચર અને ખેચરને વિષે તથા નિંદિત ( અધમ ) મનુષ્ય કુળને વિષે મુનીશ્વરનો વિનાશ કરવાથી ઉપાર્જન કરેલા પાપરૂપી મોટા વૃક્ષના કડવા ફળના વિપાકને અનુભવવા લાગ્યો. તે આ પ્રમાણે.—

કોઇ ઠેકાણે તીક્ષ્ણ અગ્રભાગવાળા ખડ્ગથી હણાયો, કોઇ ઠેકાણે કરવતવડે તેનું શરીર ફાડયું, વળી કોઇ ઠેકાણે પ્રલય કાળના અગ્નિ જેવા દેહના દાહથી હણાયો, કોઇ ઠેકાણે પરાધીન શરીરવાળો તે ભૂખ્યા સિંહના બાળકવડે કોળિયો કરાયો, કોઈ ઠેકાણે મોટા કોઢવડે હાથ, પગ અને નાસિકાનો અગ્રભાગ નાશ પામ્યા, કોઇ ઠેકાણે આકાશથી પડેલી વીજળીના તાડનવડે ઇંદ્રિયોનો પ્રચાર નાશ પામ્યો, કોઈ ઠેકાણે દુષ્ટ શિકારી પશુવડે તેના શરીરના કકડેકકડા થયા, કોઈ ઠેકાણે ક્ષુધાથી પીડા પામેલ તે મોટી તૃષાથી ચેતના રહિત થયો. કોઇક ઠેકાણે કાપણીથી કપાયો અને ભાલાથી ભેદાયો, અને કોઇ ઠેકાણે દુષ્ટ દૃષ્ટિવિષ સર્પવડે તેનું જીવિત હરણ કરાયું. આ પ્રમાણે મુનિને મારવાથી ઉત્પન્ન થયેલા પાપવડે પરાધીન તે મરણને પામ્યો. ત્યારપછી વિવિધ પ્રકારના તીક્ષ્ણ અસંખ્ય દુઃખને સહન કરવાના વશથી ઉત્પન્ન થયેલા કર્મના લઘુપણાએ કરીને કોઇ એક દેશમાં જન્મથી આરંભીને ગરીબ અવસ્થાવાળા બ્રાહ્મણના કુળમાં પુત્રપણે ઉત્પન્ન થયો. ત્યાં પણ પૂર્વના બાકી રહેલા દુષ્કર્મવડે તે ઉત્પન્ન થયો કે તરત જ તેના માતા, પિતા, ભાઇ અને પાસે( નજીક )નો

વડે લાલન કરાતા, હર્ષવાળી મૃગાક્ષી( સ્ત્રી )ના વક્ષઃસ્થલમાં વિલાસ કરવાને યોગ્ય વૈભવવાળા અને વૈભવના વિસ્તારવડે કુબેરને પણ હલકો કરનાર એવા પુણ્યવાન મનુષ્યને જોઇને મનને વિષે વૈરાગ્યને પામેલો તે વિચાર કરવા લાગ્યો.

"હું માનું છું, કે ખરેખર પૂર્વજન્મમાં મેં કાંઇ પણ સુકૃત કર્યું નથી, જો એમ ન હોય, તો આવા પ્રકારના દુઃખનું સ્થાન હું કેમ થયો હોઉં ? હું માનું છું કે-મારા દુર્વિલાસવડે તે પણ મારા માતા, પિતા, ભાઇ અને સ્વજનવર્ગ સર્વે વિનાશ પામ્યો હશે. આ જગતમાં જન્મની પછી તરત ઉત્પન્ન થયેલા સુખ કે દુઃખ જે દેખાય છે, તે વિકલ્પ( તર્ક ) રહિત (નિશ્ચે) પૂર્વ ભવનું જ કહેવાય છે. મારા જન્મ પછી તરત જ સમગ્ર મોટું પણ કુળ ક્ષીણ થયું, તેથી મારો જન્મ પિતાદિકનો વિનાશ કરનાર કેમ ન હોય ? હે અધમ વિધાતા ! પિતાદિકનો વધ કરવા માટે તેં મને કેમ ઉત્પન્ન કર્યો ? શું તેમનો વિનાશ કરવા માટે તારી પાસે બીજો ઉપાય નહોતો ? આ વિગેરેવડે મોટા દુઃખના સમૂહથી દુભાયેલો, ઘણા વિકલ્પોની કલ્પના કરનાર તે જાણે હૃદયમાં રોતો હોય તેમ ધર્મ કર્મની સન્મુખ બુદ્ધિવાળો વિચાર કરવા લાગ્યો કે "જગતને વિષે કાંઇ પુણ્ય પ્રગટ જ છે કે જેને આશ્રીને કોઇક મનુષ્ય એકાંત સુખી, નીરોગી અને દીર્ઘ આયુષ્યવાળો દેખાય છે. તથા પ્રાપ્ત થયેલા વાંછિતના સમૂહવડે વૃદ્ધિ પામતા સંતોષવાળો અને શરદ્ઋતુના ચંદ્રની જેમ બીજાને પણ સંતોષ કરનાર દેખાય છે. મનુષ્યપણું સામાન્ય છતાં તથા ઇંદ્રિયો અને અવયવોપણું તુલ્ય( સરખું ) છતાં પણ પ્રાણીઓની વિચિત્રતા દેખાય છે, તે પુણ્ય અને પાપ વિના ઘટી શકતી નથી. તેથી સેંકડો કષ્ટથી પોષણ કરવા લાયક અને પુણ્યના ઉપાર્જન રહિત માત્ર પૃથ્વીને ભાર કરનાર આ દેહરૂપી પાંજરાવડે મારે શું કામ છે ? જ્ઞાન, તપ, દાન અને પરાક્રમમાંથી એક પણ ગુણવડે જેની ઉન્નતિ બીજાઓવડે ગવાતી નથી, તે પણ શું મનુષ્ય કહેવાય ? જેઓ સંખ્યાવડે કોઇ પણ ઠેકાણે દેખાતા નથી, તેઓ જોવા માત્રમાં જ પ્રાયે કરીને નાશ પામતા કીડાની જેમ પ્રાણીઓ અનંતી વાર આ જગતમાં ઉત્પન્ન થાય છે, તો હવે ઘણા વિકલ્પના સમૂહવડે સર્યું, હવે હું દેખેલા વિશેષ મહાફળ આપવામાં સમર્થ એવા એક ધર્મને જ યત્નવડે કરૂં." આ પ્રમાણે નિશ્ચય કરીને એક આશ્રમના સ્થાનને વિષે જ્વલન નામના કુલપતિની પાસે તેણે તાપસની દીક્ષા અંગીકાર કરી. ત્યારથી આરંભીને કંદ, મૂળ અને ફળાદિકવડે ભોજનવિશેષ કરતો, વૃક્ષની છાલના વસ્ત્રને ધારણ કરતો, મોટી જટાના સમૂહવડે મસ્તકનું વેષ્ટન( વીંટવું ) કરતો અને અસામાન્ય (મોટા) બ્રહ્મચર્યના વ્રતના અભિગ્રહને પામેલો તે પંચાગ્નિ વિગેરે ઘણા પ્રકારના તપવિશેષ કરવા પ્રવર્ત્યો.

એવામાં મનોહર સુખરૂપી સાગરમાં પેઠેલા, નિરંતર પ્રવર્તતા નૃત્યને જોવામાં વિકસ્વર નેત્રકમળવાળા, શ્રેષ્ઠ વિમાનાવતંસકમાં સુખે કરીને રહેલા કનકબાહુ ચક્રીશ્વર નામના શ્રેષ્ઠ દેવને

કાંઇક આયુષ્ય બાકી રહ્યું ત્યારે કેટલાક મોટા ઉપદ્રવો થયા તથા મણિપીઠિકા ઉપર બેઠા છતાં પણ, કલ્પવૃક્ષના તરૂણ પલ્લવોવડે વ્યાપ્ત છતાં પણ અને નિરંતર અવસ્થિત રૂપવાળો છતાં પણ તે વિકલ્પ રહિત કંપને પામ્યો મંદાર અને પારિજાતકના પુષ્પની માળા મ્લાનપણાને પામી ( કરમાઇ ગઇ ), દેવ શરીરના ઉપભોગવડે મોટી શોભા વર્તતા છતાં પણ ( કરમાઇ ગઇ ). ઉદય પામેલા બાર સૂર્યની પ્રભાના સમૂહ જેવી કાંતિવાળું શરીર પણ તરત જ જાણે લક્ષ્મીએ મૂક્યું હોય તેમ પૂર્વના જેવી શોભાને પામતું નથી. કેમ આ મોટા દેવની પાસે પણ અનુચિત બોલે છે ? એ પ્રમાણે જાણે લાજ પામી હોય તેમ તેની લજ્જા( ભાર્યા ) પણ વિવરની સન્મુખ થઇ. સર્પની કાંચળી જેવા નિર્મળ અને તપેલા સુવર્ણના ગુંજ જેવા મનોહર તેનાં પહેરેલા વસ્ત્રો પણ એકદમ મલિન થઇ ગયા. હવે પછી થવાના મનુષ્ય ભવના સંભવતા ભાવને( પદાર્થને ) શીખવા માટે હમણાં પણ તેની દૃષ્ટિ [1]નિમીલન અને [2]ઉન્મીલન કરવાને શીઘ્ર પ્રવર્તી. વિવિધ પ્રકારના મણિની શય્યા, મંડપ, ભવન અને વનને વિષે રહ્યા છતાં પણ થવાના દેવલક્ષ્મીના વિરહથી આતુર અંગવાળો જાણે થયો હોય તેમ તે પ્રીતિને પામતો નથી. જેના જીવિતનું કેટલાક( થોડા ) દિવસ પછી પ્રયાણ થવાનું છે, એવા તે શ્રેષ્ઠ દેવને આ પ્રમાણે અનેક ઉત્પાતો ( ઉપદ્રવો ) થયા. તે વખતે તેણે વિચાર્યું કે—" આ અસંભવિત ભાવો શું થયા ? શું કાંઇપણ અત્યંત દુઃસહ અનર્થ કરશે ? " પછી તેણે અવધિજ્ઞાનના બળવડે પોતાના જીવિતનો અંતસમય જાણીને સદ્ભાવના સમૂહથી ઉત્પન્ન થયેલા મોટા સંવેગને પામીને ભાવના ભાવવા લાગ્યો,—" ચૌદ રાજલોક પ્રમાણવાળા આ લોકને વિષે એક સિદ્ધોને મૂકીને બીજા કોઇનો સદ્ભાવ અવસ્થિત( સ્થિર-નિત્ય-રહેનાર ) નથી, તેથી ઉત્પત્તિ અને પ્રલયે( નાશે ) કરીને સહિત આ સર્વ વસ્તુના વિસ્તારને વિષે સંયોગ અને વિયોગથી ઉત્પન્ન થતો હર્ષ કે શોક પણ કરવો યોગ્ય નથી. તેથી હે જીવ ! ઉત્પન્ન થયેલા પ્રાણીનું અવશ્ય મરણ છે જ એમ જાણીને મરણના ચિન્હો જોવાથી જરા પણ તું ખેદ કરીશ નહીં. જો લવસત્તમ ( સર્વાર્થસિદ્ધ ) દેવો પણ અવશ્ય મરણધર્મને પામે છે, તો પછી પરિમિત આયુષ્યવાળા બીજા જીવોની તો શી ગણના કરવી ? અથવા તો સર્વ પ્રાણીઓને સાધારણ આ મરણના સંબંધમાં શું કહેવું ? માટે હે જીવ ! દુર્લભ પંચ નવકારનું તું સ્મરણ કર. આ પંચ નવકારવડે રહિત એવા જીવોએ અનંત વાર કરોડો જન્મ મરણ પ્રાપ્ત કર્યા છે, પરંતુ યમરાજને નાશ કરનાર આ પંચ નવકાર પ્રાપ્ત કર્યો નથી. વળી તે પંચ નવકાર મારા હૃદયરૂપી પટ્ટને વિષે નિરંતર ટાંકણાથી આળેખાયેલ વર્તે છે, તો યમરાજ શું કરશે ? ઘણા પ્રકારના ઉપાયો છે. " આ પ્રમાણે ભાવના ભાવતા તેના મનનો પ્રસાર જરાપણ ક્ષોભ પામ્યો નહીં, તેથી તેવા પ્રકારથી વિધુર અવસ્થાને પામ્યા છતાં પણ ખેદને પામ્યો નહીં.

---

૧. મીંચાવું ૨. ઉઘાડવું.

હવે આ તરફ આ જ જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે દક્ષિણાર્ધ ભારતક્ષેત્રના તિલકરૂપ, ધન ધાન્યની સમૃદ્ધિવાળા લોકોવડે વ્યાપ્ત અને પરચક્ર( શત્રુ સૈન્ય ), ચરટ, ભટ અને ભોજક( ભુવા )થી ઉત્પન્ન થયેલા ક્ષુદ્ર ઉપદ્રવો નથી દેખ્યા જેણે એવા **કાશી** નામના દેશને વિષે સર્વ નગરીના અલંકાર જેવી, મોટા પ્રાકારના પરિક્ષેપ( વીંટાવા )ને લીધે લાખો શત્રુઓવડે પણ ક્ષોભ ન પમાડી શકાય તેવી, વાયુએ ઉછાળેલ સુરસરિત( ગંગાનદી )ના જળકણવડે સીંચેલા સ્નિગ્ધ વિવિધ પ્રકારના વનખંડવડે જેનો પરિસર ( પાસેનો ભૂમિભાગ ) સુશોભિત છે તેવી, કલિકાલના વિલાસવડે તિરસ્કાર નહીં પામેલી, ભૂત અને પિશાચાદિકે ઉત્પન્ન કરેલા દોષોવડે પરાભવને નહીં પામેલી, કુતીર્થિકની કુવાસનારૂપી પરાગ( ધૂળ )વડે આલિંગન નહીં કરાયેલી, ઇંદ્રની પુરીની જેમ ઘણા બુધ લોકોવડે અધિષ્ઠિત, રત્નાકર( સમુદ્ર )ની વેળાની જેવી નાના પ્રકારના રત્ન, શંખ, છીપલી, પ્રવાળા, મોતી અને પર્વના સમૂહવડે સુશોભિત તથા પૃથ્વીની જેમ કુલપર્વત જેવા મોટા દેવાલયવડે શોભતી **વાણારસી** નામની નગરી છે. વળી તે નગરીમાં હાથીને વિષે જ મલિનપણું( શ્યામતા ) છે, પણ સત્પુરુષના ચરિત્રને વિષે મલિનપણું નથી, ભવનના કલહંસ પક્ષીને વિષે જ મુખરાગ છે, પણ વિશેષ પ્રકારના કોપવિકારને વિષે નથી, તૃણના અગ્રભાગ ઉપર લાગેલા જળબિંદુને વિષે જ ચંચળપણું છે, પણ પ્રારંભેલા કાર્યને વિષે નથી, કલમ, અહૃ, રિહૃ વિગેરે પક્ષીઓને વિષે જ પક્ષપાત( પાંખોનો પાત ) છે, પણ વિવાદને વિષે પક્ષપાત નથી, તથા વૃદ્ધાવસ્થાની પ્રાપ્તિવડે જ સુખનો ભંગ થાય છે, પણ કોપના અભિમાનવડે સુખભંગ થતો નથી. આવા પ્રકારના ગુણોવડે મનોહર એવી તે નગરીને વિષે સૂર્યની જેમ વૃદ્ધિ પામતા ઉદયવડે શોભતો, ઐરાવણ હાથીની જેમ નિરંતર દાનને માટે ઉંચા કરવાળો[1], પોતાના પ્રતાપથી વશ થયેલા નમતા સામંત રાજાઓની મુગટમાળાવડે પૂજાતાં ચરણકમળવાળો અને ઈક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા રાજાઓના લલાટના તિલક સમાન **અશ્વસેન** નામનો રાજા છે. તથા સમગ્ર વિબુધ( વિદ્વાન )ના વર્ગને શીતળ છતાં પણ વૈરીસમૂહને મોટા સંતાપને કરનાર, સ્થિર છતાં પણ સર્વ દિશાના સમૂહને વ્યાપ્ત કરવાના સ્વભાવવાળા અને ચંદ્રમંડળની જેવા ઉજ્વળ છતાં પણ શત્રુની સ્ત્રીઓના મુખમંડળને શ્યામ કરનારા જે રાજાના યશવડે બ્રહ્માંડરૂપી ભાંડ( વાસણ )નો મધ્ય ભાગ ભૂષિત થયો છે. તથા જેને વિષે રાજલક્ષ્મી મનોહર લાવણ્યવડે પરિપૂર્ણ હસ્તકમળવડે શોભતી, ભાર્યાની જેમ અન્ય પુરુષના સંભોગના વ્યતિકર રહિત, અત્યંત નિશ્ચળ અને વિઘ્ન રહિત નિરંતર આલિંગનના સુખને પામેલી છે. તથા જેમ સમુદ્રને વેલા નામની ભાર્યા છે, સીરપાણિને[2] વનમાલા નામની છે, કલ્પવૃક્ષને શાખા નામની છે, અને ચંદ્રને જ્યોત્સ્ના નામની છે, તેમ તે રાજાને સર્વ અંતઃપુરમાં પ્રધાન અને

૧. સૂંઢ અથવા હાથ. ૨. બળદેવ.

નિરંતર ધર્મકર્મને કરનારી **વામા** નામની ભાર્યા છે. ઇંદ્રાણીની સાથે ઇંદ્રની જેમ તેની સાથે વિષયસુખને ભોગવતા તેના દિવસો જવા લાગ્યા.

હવે તે પૂર્વે કહેલ કનકબાહુ ચક્રવર્તી મુનીશ્વર શ્રેષ્ઠ દેવ થયો હતો તેનો જીવ પૂર્વભવમાં જેણે તીર્થંકરનામગોત્ર બાંધ્યું હતું, તે પ્રાણતકલ્પ નામના દેવલોકથી ચ્યવીને મોક્ષલક્ષ્મીને પામેલા ભગવાન અરિષ્ટનેમિના સાડાસાત સો વર્ષ અધિક ત્રાશી હજાર (૮૩૭૫૦) વર્ષ વ્યતીત થયા ત્યારે, વિશાખા નક્ષત્રમાં ચંદ્ર રહ્યો હતો, ત્યારે ચૈત્ર વદ ચોથની તિથિએ અર્ધરાત્રિને સમયે વામા દેવીની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયા. ભગવાન ગર્ભમાં આવવાને સન્મુખ થયા ત્યારે હાથી વિગેરે ચૌદ મહાસ્વપ્નો વામાદેવીએ દીઠા. તે વખતે કોમળ રૂની રચેલી મનોહર શય્યામાં રહેલી અને નિદ્રાની મુદ્રાથી નેત્રના જોવાના વ્યાપાર રહિત તે દેવી હતી. ( તે ચૌદ સ્વપ્નો આ પ્રમાણે– ) ગંડસ્થળમાંથી ઝરતા મદજળના સુગંધથી એકઠા થયેલા ભમરાના સમૂહના શબ્દવડે સંતોષ કરનાર અને સાત અંગવડે પ્રતિષ્ઠિત હાથીને પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો. મોટા અને પુષ્ટ સ્કંધવાળા, વિચિત્ર શીંગડાવાળા, ચંદ્રની જેવા ગૌર ( શ્વેત ) શરીરવાળા અને લીલા સહિત ગમન કરનારા વૃષભને મુખમાં પ્રવેશ કરતો જોયો. ઉછળતા કેસરાના વિસ્તારવાળા અને અત્યંત મનોહર રીતે ચાલતા સિંહને દેવીએ પોતાના મુખકમળમાં ભમરાની જેમ પ્રવેશ કરતો જોયો. હાથીએ ધારણ કરેલ નિર્મળ રૂપાના કળશવડે સ્નાન કરાતી અને કમળપત્રના જેવા નેત્રવાળી લક્ષ્મીને સાક્ષાત્ મુખમાં પ્રવેશ કરતી જોઈ. ભમરાના પગના સમૂહવડે વ્યાપ્ત પત્રવાળી પ્રચુર માલતીના પુષ્પોવાળી ઘણા સુગંધી પુષ્પોની માળાને પોતાના મુખ તરફ આવતી સ્વપ્નમાં જોઇ. ઉલ્લાસ પામતી પ્રભારૂપી જળના કલ્લોલોવડે જાણે આકાશરૂપી સમુદ્રને ભરી દેતો હોય તેવા, મનોહર અને લાંછન રહિત ચંદ્રને પોતાના મુખમાં પેસતો જોયો. કમળના વનની જડતાનું ખંડન કરનાર સૂર્યમંડળને દેવીએ સ્વપ્નમાં પોતાના મુખરૂપી ઉદયાચળ પર્વતમાં લીન થયેલ જોયું. મુખરૂપી આકાશને અનુસરતી, શબ્દ કરતી મણિની ઘુઘરીઓથી પરિવરેલી અને અતિ લાંબા વાંસ ઉપર રહેલી શ્વેત ધ્વજાને સ્વપ્નમાં જોઇ. અત્યંત મનોહર આકારવડે સુંદર રૂપવાળા અને પુષ્પની માળાવડે મનોહર કુંભને સ્વપ્નમાં પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો. જાણે કે રણરણાટ શબ્દવડે ભમતા ભમરાના સમૂહવડે જેના ગીત ગવાતા હોય એવા પોતાના મુખને પદ્મ સરોવર તરફ જતું સ્વપ્નમાં જોયું. મળતી ઘણી નદીઓના જળના સમૂહવડે વ્યાપ્ત અને મોટા કલ્લોલોવડે શોભતા સમુદ્રને સ્વપ્નમાં પોતાના મુખરૂપી આકાશમાં તરત પ્રસરતો જોયો. રત્નમય ભીંતના ભાગવાળું અને ઉછળતા મોટા ધ્વજપટવડે શોભતા મોટા વિમાનને દેવીએ પોતાના મુખમાં રહેલ જોયું. પાંચ પ્રકારના રત્નના કિરણોના સમૂહવડે દિશાના સમૂહને ઇંદ્રધનુષ્યવાળા કરતા મોટા રત્નના સમૂહને પોતાના મુખમાં જતો જોયો. સત્યવતીના

( સતી સ્ત્રીના ) મુખમાં રહેલ, ઉછળતી જ્વાળાના સમૂહવડે દુઃખથી જોઇ શકાય તેવા અને જાણે ઘીવડે સિંચન કર્યું હોય તેમ વૃદ્ધિ પામતી શિખાવાળા અગ્નિને તેણે એકદમ સ્વપ્નમાં જોયો. આ પ્રમાણે ચૌદ સ્વપ્નો જોઇને વામાદેવી તુષ્ટમાન થઇ, અને શય્યાનો ત્યાગ કરીને રાજાની પાસે અનુક્રમે સર્વ સ્વપ્નો કહ્યાં. તે સાંભળીને **અશ્વસેન** રાજા પણ અમંદ ( ઘણા ) આનંદના સમૂહને ધારણ કરતો પોતાની બુદ્ધિવડે સ્વપ્નના સ્વરૂપનો વિચાર કરીને કહેવા લાગ્યો કે-" હે દેવી ! મોટા પુણ્યના પ્રકર્ષથી પામી શકાય તેવા આ સ્વપ્નોના પ્રભાવથી હું એમ માનું છું, કે—ત્રણે ભુવનમાં પ્રખ્યાત કીર્તિના સમૂહવાળો, ચાર સમુદ્રથી વીંટાયેલી સમગ્ર પૃથ્વીના વલયનો સ્વામી, સુર અને અસુરને પણ વંદન કરવા યોગ્ય ચરણકમળવાળો અને સર્વ રાજાઓના સમૂહના મુગટ સમાન પુત્ર તમને થશે. તેથી સુખાસન ઉપર બેસીને કલ્યાણકારક દેવગુરુના વિષયવાળી કથાએ કરીને શેષ રાત્રિને તું નિર્ગમન કરજે. " તે સાંભળીને " તમે જે કહો છો, તેજ પ્રમાણે હો " એમ કહીને વસ્ત્રના છેડાની મજબૂત શકુનની ગાંઠ બાંધીને તે દેવી કહેલ વિધિ પ્રમાણે રહેવા લાગી. તે વખતે વામાદેવીના ગર્ભમાં અવતરેલા ત્રણ ભુવનના પ્રભુના પ્રભાવથી ચલાયમાન આસનવાળા અને અવધિજ્ઞાનવડે જિનેશ્વરનો ગર્ભમાં અવતાર થયો એમ જાણીને મોટા ઉત્સવવાળા બત્રીશે ઇંદ્રો વિસ્તાર પામતા મોટા હર્ષથી વિવિધ પ્રકારના રત્નના વિમાનની શ્રેણિવડે ગગનતળને આચ્છાદન કરતા વાણારસી નગરીમાં આવ્યા. પછી જિનેશ્વરની માતાને ત્રણ પ્રદક્ષિણા કરી, ભૂમિતળને વિષે મુકુટના મંડળને નમાવી તથા પ્રણામ કરીને સ્તુતિ કરવા લાગ્યા—

" હે દેવી ! ભવરૂપી અંધકૂપમાં પડતા પ્રાણીઓનો ઉદ્ધાર કરવામાં સમર્થ અને ચિંતામણિ રત્નનો પરાજય કરનાર પુત્રને કુક્ષિને વિષે ધારણ કરનાર તમે વિજયવંત છો, પરંતુ માર્ગ અને ઉન્માર્ગને જોવામાં વિહ્વળ થયેલા ત્રણ ભુવનને ( જીવોને ) સન્માર્ગમાં સ્થાપન કરવાવડે હે દેવી ! તમે અંધ માણસની યષ્ટિની જેમ ઉપયોગી છો. અનુપમ ગુણરૂપી રત્નના નિધિ સમાન પુત્રને કુક્ષિને વિષે ધારણ કરતી એવી તમે કેવળ પોતાના આત્માનો જ ભવથી ઉદ્ધાર કર્યો છે એમ નહીં, પણ ત્રણે જગતનો ઉદ્ધાર કર્યો છે. હે દેવી ! પોતાના કુળરૂપી આકાશતળના મંડળને પ્રકાશ કરવામાં પ્રધાન તું જયવંત વર્તે છે, અને ચંદ્રની જ્યોત્સ્નાની જેમ કોને સંતોષ નથી કરતી ? હે દેવી ! જ્યાં તારી જેવી શ્રેષ્ઠ રત્નને ધારણ કરનારી ઉત્પન્ન થાય છે, ત્યાં તુચ્છ સ્વભાવવાળો પણ સ્ત્રીવર્ગ કેમ ગર્વ વહન ન કરે ? " આ પ્રમાણે મોટા હર્ષથી પ્રસરતા ઘણા રોમાંચવડે કંચુકીવાળી કાયાવાળા ઇંદ્રો જિનમાતાની સ્તુતિ કરીને પોતાને સ્થાને ગયા.

વિશેષ એ કે-દેવોના પ્રભાવથી તે વાણારસી નગરીમાં ચોતરફ સુગંધી પુષ્પોના સમૂહ પડ્યા, દરેક સમયે મોટા કલ્યાણ ( ઉત્સવ ) વિકાસ પામ્યા, ડિંબ અને ડમર વિગેરે વ્યાધિઓ નાશ પામી અને સુખી સ્વજનો હર્ષ પામીને ગોષ્ઠી કરવામાં તત્પર થયા,

ત્યારપછી વામાદેવી મંગળ કથાવડે રાત્રિને નિર્ગમન કરીને પ્રાત:કાળે શય્યાથકી ઊઠીને દેવતાના ચરણકમળની પૂજા કરવા પ્રવર્તી. અશ્વસેન રાજાએ પણ સૂર્યમંડળનો ઉદય થયો ત્યારે પ્રભાતનું કાર્ય કરીને પ્રધાન નોકરવર્ગને બોલાવ્યો, અને તેમને કહ્યું કે–" અરે ! તમે જલદી જલદી પદન્યાસપૂર્વક જઇને સ્વપ્નશાસ્ત્રના પરમાર્થને જાણવામાં વિચક્ષણ નૈમિત્તિકોને જલદી અહીં લાવો." ત્યારે રાજાની આજ્ઞાને મસ્તક ઉપર ધારણ કરનારા તેઓ હર્ષવડે વિકસ્વર મુખવાળા થઇને નૈમિત્તિકોના ઘરોને વિષે ગયા, અને તેઓને રાજાનો આદેશ કહ્યો ત્યારે તે નિમિત્તિયાઓએ સ્નાન કરી, મોટા મૂલ્યવાળા શ્રેષ્ઠ વસ્ત્રો પહેરીને, મોટા મૂલ્યવાળા અલંકારોવડે અંગને વિભૂષિત કરીને, સુગંધી પુષ્પોની માળાવડે કેશના ગુચ્છાને શણગારીને તથા નિમિત્તશાસ્ત્રના પુસ્તકને હાથમાં ગ્રહણ કરીને રાજમહેલમાં આવ્યા. એ જ પ્રતિહારના કહેવાથી રાજસભામાં પેઠા. ત્યાં રાજાને આશીર્વાદ આપીને સુખાસન ઉપર બેઠા. પછી પુષ્પ, ફળ, તાંબૂલ અને રેશમી વસ્ત્ર આપવાથી તેમને સંતુષ્ટ કરીને રાજાએ પૂછ્યું કે—" હે દેવાનુપ્રિય ! આજે મધ્યરાત્રિને સમયે સુખે સૂતેલી વામા દેવીએ આ હાથી, વૃષભ વિગેરે ચૌદ મહાસ્વપ્નો જોયા. તેઓનો ફળવિપાક કેવો થશે ? તે સારી રીતે વિચારીને યથાર્થ કહો." આ પ્રમાણે રાજાએ નમ્રતાપૂર્વક પૂછેલા તે નિમિત્તિયાઓ સારી રીતે સ્વપ્નશાસ્ત્ર જોઇને પરસ્પર નિશ્ચય કરીને કહેવા લાગ્યા.—

"હે દેવ ! ઘણા જન્મમાં કરેલા મોટા સુકૃતના સમૂહને ભજનાર (પામેલ) પ્રાણીઓ પ્રગટ મહાફળવાળા આવા સ્વપ્નો જુએ છે. જે સુકૃત રહિત હોય તે આમાંનાં એક એક સ્વપ્નને પણ જોઇ શકતા નથી, તો પછી આના સમૂહને શી રીતે જોઇ શકે ? તો હવે એક એક સ્વપ્નનું ફળ તમે સાંભળો. હાથીના દર્શનથી તમારો પુત્ર નિરંતર દાનને વરસાવનાર થશે ૧, વૃષભના દર્શનથી ઉપાડેલા મોટા ભારને ધારણ કરવામાં શક્તિમાન થશે ૨, સિંહના દર્શનથી શૂરવીર, કોઇથી પણ પરાભવ નહીં પામનાર અને ભયરહિત થશે ૩, લક્ષ્મીનું સ્થાન જોવાથી મેરુપર્વત ઉપર સ્નાન(અભિષેક)ને યોગ્ય થશે ૪, પુષ્પની માળા જોવાથી ભવ્ય પ્રાણીઓના સમૂહરૂપી ભમરાઓને સેવવા લાયક થશે ૫, વળી ચંદ્રને જોવાથી તે મોટા હર્ષનું (આનંદ ઉલ્લાસનું) કારણ થશે ૬, સૂર્ય દેવના દર્શનથી મિથ્યાત્વરૂપી અંધકારનું હરણ કરી શુદ્ધ ચિત્તવાળો થશે, ધ્વજના જોવાથી પોતાના કુળરૂપી પ્રાસાદ ઉપર ધ્વજાની જેમ શોભશે ૮, કળશના દર્શનથી તે મોક્ષનગરના માર્ગમાં ચાલેલા જીવોને મંગળરૂપ થશે ૯, પદ્મ સરોવરના દર્શનથી પંક અને તૃષા વિગેરે દોષને હરણ કરનાર થશે ૧૦, સમુદ્રના દર્શનથી ગંભીર અને મનોહર ગુણરૂપી મણિના નિવાસ(ઘર)રૂપ થશે ૧૧, વિમાનના દર્શનથી સ્વર્ગ વિમાનમાંથી આવેલ જણાય છે ૧૨, રત્નના સમૂહના દર્શનથી મોટા મૂલ્યવાળા ગુણરૂપી રત્નના મોટા સમૂહવાળો થશે ૧૩, તથા અગ્નિના દર્શનથી સર્વ કર્મરૂપી ઇંધણાને બાળનાર થશે ( મોક્ષમાં જશે ). ૧૪. આ પ્રમાણે મોટા પુણ્યના સમૂહનું પાત્રરૂપ, શ્રેષ્ઠ પુરુષોમાં પુંડરીક (કમળ) સમાન અને ત્રણે લોકને

આનંદ કરનાર તમારો પુત્ર જિનેશ્વર થશે. આવા પ્રકારના ચૌદે સ્વપ્ન તીર્થંકર અને [1]ચક્રવર્તીની માતા જુએ છે, આનાથી અર્ધા (સાત) સ્વપ્નને જોનારી ભરતાર્ધના સ્વામી-(વાસુદેવ)રૂપ પુત્રનો જન્મ આપે છે. તથા હે દેવ! બળદેવની માતાઓ આમાંનાં ચાર સ્વપ્ન જુએ છે, બાકીના સામાન્ય રાજાઓની માતાઓ આમાંનાં એક એક સ્વપ્નને જુએ છે." આ પ્રમાણે સાંભળીને અત્યંત હર્ષના પ્રકર્ષ(સમૂહ)વડે વ્યાપ્ત થયેલ રાજાએ આ સર્વ વૃત્તાંત તુષ્ટચિત્તવાળી દેવીને કહ્યો. "હે દેવી! નિમિત્તિયાનું કહેલું આ વચન સત્ય છે, ફરીથી પણ કહું છું કે સત્ય છે, અને કેવળીના વચનની જેમ અવિતથ (સત્ય) છે. તેથી તું જરા પણ શંકા કરીશ નહીં." આ પ્રમાણે નિશ્ચય કરીને રાજાએ તે નિમિત્તિયાઓની પૂજા કરીને મનોહર વાણીવડે વિદાય કર્યા, ત્યારે તેઓ પોતપોતાને સ્થાને ગયા. આ પ્રમાણે મોટા આનંદથી ભરપૂર થયેલી વામાદેવી અત્યંત સુખે કરીને ગર્ભને વહન કરવા લાગી. પછી જિનના પક્ષપાતી ઇંદ્રના વચનથી વૈશ્રમણ યક્ષે આજ્ઞા આપેલા તિર્યગ્જૃંભક દેવોએ તે રાજાના ભવનમાં કરોડો સુવર્ણના ઢગલા, મણિ, મોતી, પ્રવાલ, કર્કેતક અને નીલમણિ વગેરે રત્નોનો સમૂહ, [2]ચીન, [3]અર્ધચીન અને દેવદૂષ્ય વિગેરે શ્રેષ્ઠ વસ્ત્રોનો વિસ્તાર (સમૂહ) તથા બીજા સર્વ ભોગના અંગ (પદાર્થ) નાંખ્યા. તથા વાયુકુમાર દેવોએ તૃણ અને કચરા વિગેરે અસાર અને દુર્ગંધી પુદ્ગલો દૂર કર્યાં. મેઘકુમાર વગેરે દેવોએ પણ ગર્ભમાં ભગવાન ઉત્પન્ન થવાથી અત્યંત આનંદ પામીને સુગંધી જળની વૃષ્ટિ કરી. ઋતુદેવતાએ પણ અત્યંત વિકસ્વર મંદાર અને પારિજાતની મંજરી સહિત અને રણરણ શબ્દ કરતા ભમરાના સમૂહવાળા વિવિધ પ્રકારના પુષ્પના સમૂહ વિખેર્યા (નાંખ્યા). જિનેશ્વરના મોટા પુણ્યના પ્રકર્ષથી પ્રેરણા કરાયેલી કેટલીક દેવીઓ દર્પણ દેખાડવા લાગી, કેટલીક સ્તુતિ કરવા લાગી, કેટલીક મનવાંછિત વસ્તુ આપવા લાગી, કેટલીએક જય, જીવ, આનંદ પામ વિગેરે આશીર્વાદ બોલવા લાગી, તથા કેટલીએક સંતોષ, પુષ્ટિ, કાંતિ અને લાવણ્ય કરનારા ઉત્તરકુરુ દેશમાં નીપજેલા આહાર લાવીને આપવા લાગી. ઘણું કહેવાથી શું?

વામાદેવીની પાસે રહેલી મનોહર આલાપને કરતી અને અત્યંત વિનયથી નમતી દેવીઓ કિંકરીની જેમ (દાસીની જેમ) તેની સેવા કરતી હતી. પૂર્વે સારી રીતે આચરેલા પુણ્યને કાંઇપણ અસાધ્ય નથી, અન્યથા સુરાંગનાઓ મનુષ્ય સ્ત્રીની દાસી કેમ થાય? આ પ્રમાણે મોટા પ્રભાવવાળી તે વામાદેવી દેવોની અંગનાવડે સેવાતી હતી, મનુષ્યની સ્ત્રીઓવડે અતિ મનોહર વાણીએ કરીને શ્લાઘા કરાતી હતી, મધુર કંઠવડે મનોહર કિન્નરની સ્ત્રીઓવડે ગાયન કરાતી હતી, બંદીજનોવડે દરેક ક્ષણે શ્લોકોથી સ્તુતિ કરાતી હતી, તથા હર્ષિત અંગવાળા બંધુ અને મિત્રજનોવડે આનંદ પમાડાતી હતી, આ

---

૧. ચક્રવર્તીની માતા આ સ્વપ્નો કાંઇક ઝાંખા જુએ છે. ૨ રેશમી. ૩. અર્ધરેશમી.

પ્રમાણે વૃદ્ધિ પામતા સુખવાળી તે દેવી વ્યાધિ રહિત થઇને ગર્ભને વહન કરતી હતી. ગર્ભના અનુભાવથી જ લાવણ્યના સમૂહથી ઉજ્વળ શરીરની કાંતિએ કરીને તે દેવી અંદર રહેલા ચંદ્રવાળા શરદ્ ઋતુના વાદળાના સમૂહની જેમ શોભતી હતી. ત્રણે લોકના આનંદની વૃદ્ધિ કરનાર તે ગર્ભ જેમ જેમ વૃદ્ધિ પામતો હતો, તેમ તેમ દેવીની દાક્ષિણ્ય, દયા ગુણ અને શ્રેણિ પણ વૃદ્ધિ પામતી હતી. અત્યંત દીન અને દુઃખી જનોનું નિરંતર સુસ્થિત-પણું કરતી તે દેવી જગતમાં જંગમ કલ્પવૃક્ષની શાખા જેવી થઇ. કિલ્લા અને સૈન્યવડે ગર્વિષ્ઠ થયેલા પણ જે રાજાઓ પહેલાં અશ્વસેન રાજાને નમ્યા નહોતા, તેઓ પણ આ જગત્ પ્રભુના પ્રભાવથી જ તેને નમવા લાગ્યા. જગત્ પ્રભુના પ્રભાવરૂપી ચિત્રક નામની દિવ્ય ઔષધિવડે જાણે વ્યાપ્ત થયા હોય, તેમ તેના કોશ અને કોઠાર હંમેશાં અપાયા છતાં પણ ક્ષય પામતા નથી. આ પ્રમાણે પુત્રના મિષવડે પ્રગટ રીતે જાણે ચિંતામણિ રત્નને ધારણ કરતી હોય તેવી તે દેવી સ્વપ્નને વિષે પાસે થઇને જતા સર્પને જોતી, હંમેશાં રાજ્યમાં અને દેશમાં મોટા ઉદયની વૃદ્ધિ કરતી મોટા સુખવડે પ્રસૂતિના દિવસને પામી. પછી ગર્ભથી નવ માસ અને સાડાસાત દિવસ ગયા ત્યારે પોષ વદ દશમની મધ્ય રાત્રિને સમયે, વિશાખા નક્ષત્રમાં ચંદ્ર આવે સતે, શંકરના હાસ્ય જેવું અને હંસની જેવું દિશાવલય થયે સતે, અને શુભ ગ્રહો બળવાન થયે સતે જેમ રોહણાચળની પૃથ્વી શ્રેષ્ઠ રત્નને ઉત્પન્ન કરે, જેમ નંદનવનની પૃથ્વી કલ્પવૃક્ષને ઉત્પન્ન કરે, અને જેમ પૂર્વ દિશા સૂર્યને ઉત્પન્ન કરે તેમ દેવીએ જગતના ગુરુ ભગવાનને જન્મ આપ્યો. આ અવસરે શીતળ, સુગંધી અને મંદ વાયુ વાવા લાગ્યો, ત્રણ જગતને પ્રકાશ કરનાર મોટો ઉદ્યોત પ્રસર્યો, ઝંકારવડે મુખર મુખવાળા ભમરાઓ ચૂસાતી સુગંધવાળા પાંચ વર્ણના પુષ્પો પર પડવા લાગ્યા, પર્વત અને વન સહિત પૃથ્વી ઉલ્લાસ પામી, કુમુદ અને કમળના વનો વિકાસ પામ્યા, વનની રાજી ( શ્રેણિ ) પુષ્પવાળી થઇ, મોરનો સમૂહ નાચવા લાગ્યો, કોયલોનો શબ્દ થવા લાગ્યો, તથા ડિંબ અને ડમર જેવા રોગો શાંત થયા છે એવા ગામ નગર વિગેરે હર્ષ પામ્યા. આ પ્રમાણે અસદૃશ જિનેશ્વરના મોટા પ્રભાવવડે સંભવતા વિસ્મયકારક ઘણા ભાવોવડે પૃથ્વીમાં શું શું આશ્ચર્યકારક ન થયું ? આ અવસરે જિનેશ્વરના જન્મના પ્રભાવથી ચલાયમાન આસનવાળી, અવધિજ્ઞાનવડે પોતાના અધિકારનો સમય જાણનારી, અધોલોકમાં વસનારી **ભોગવતી** વિગેરે આઠ દિશાકુમારી દેવીઓ પરિવાર સહિત સૂતિકાગૃહમાં આવીને જિનેશ્વરની માતાને સ્તુતિ કરીને વિનંતી કરવા લાગી કે—" હે દેવી ! તારે જરા પણ ભય પામવો નહીં. અધોલોકમાં રહેનારી અમે દિક્કુમારીઓ ચિર કાળથી ચાલતા આવેલા જગદ્ગુરુના કાંઇક જન્મકાર્યને કરશું, માટે દેવી અમને આજ્ઞા આપો. " એમ કહીને સંવર્ત વાયુવડે જન્મના ઘરના ભૂમિભાગને ચારે દિશામાં તૃણ અને કચરો દૂર કરીને શુભ પુદ્ગલોવડે વ્યાપ્ત કર્યું. પછી તેની પાસે રહીને જિનેશ્વરના ગુણો ગાવા લાગી. પછી પ્રથમની જેમ **મેઘંકરા** અને **મેઘવતી**

વિગેરે ઊર્ધ્વલોકમાં વસનારી આઠ દિક્કુમારીઓ પૂર્વની જેમ જિનેશ્વરની માતાને નમીને, મેઘનો સમૂહ વિકુર્વીને સુગંધી પાણી છાંટવાપૂર્વક ઘરના આંગણાની પૃથ્વી રજના સમૂહ રહિત કરીને, પાસે રહીને જિનેશ્વરની માતાને અને જિનેશ્વરને ગાતી ઊભી રહી. ત્યારપછી પૂર્વ રુચક પર્વતમાં વસનારી **નંદોત્તરા** અને **નંદા** વિગેરે આઠ દિશાકુમારીઓ પૂર્વે કહ્યા પ્રમાણે પ્રણામ વિગેરે કરીને મોટા મણિના દર્પણને હાથમાં રાખી જિનેશ્વરના ગુણ ગાવામાં તત્પર થઇને પાસે ઊભી રહી. પછી દક્ષિણ રુચક પર્વતમાં કરેલા નિવાસવાળી **સુવચતા** અને **સમાહારા** વિગેરે આઠ દિકકુમારી દેવીએ સ્વચ્છ જળથી ભરેલા મણિ અને સુવર્ણના ભૃંગારને હાથમાં ધારણ કરીને અત્યંત પાસે નહીં તેમજ દૂર પણ નહીં એવી રીતે જિનેશ્વર અને તેની માતાના ગુણ ગાવામાં તત્પર થઇને ઊભી રહી. પછી પશ્ચિમ રુચક પર્વતમાં કરેલા નિવાસવાળી **ઈલાદેવી** અને **સુરાદેવી** વિગેરે આઠ દિકકુમારી દેવીઓ સુવર્ણની દાંડીવાળા વીંઝણા( પંખા )ને હાથમાં ધારણ કરીને જિનેશ્વર અને તેની માતાના ગુણ ગાવામાં તત્પર થઇને મોટી ભક્તિથી પશ્ચિમ દિશામાં જઇને રહી. પછી ઉત્તર રુચક પર્વતમાં કરેલા નિવાસવાળી **વારૂણી** અને **પુંડરીક** વિગેરે આઠ દિકકુમારી દેવીઓ મણિના સમૂહવડે શોભિત મોટા દંડના વિસ્તારવાળા શ્વેત ચામર હાથમાં રાખીને પૂર્વની જેમ જિનેશ્વર અને તેની માતાને ઉલ્લાસવાળા પ્રેમના સમૂહથી વ્યાપ્ત થઈને ગાતી ગાતી ઊભી રહી. ત્યારપછી વિદિશાના રૂચક પર્વત ઉપર વસનારી ઇંદ્રાદિક દેવોને પણ શ્લાઘા કરવા લાયક **ચિત્રા** અને **સોયામણી** વિગેરે ચાર વિદિક્કુમારી દેવીઓ મણિની દીપિકાને હાથમાં રાખી જિનેશ્વર અને તેની માતાના ગુણ ગાવામાં મુખર મુખવાળી અત્યંત દૂર પ્રદેશમાં નહીં રહેતી ઊભી રહી. પછી મધ્ય રૂચક પર્વત ઉપર વસનારી **રૂપા**, **રૂપાંશા** વિગેરે ચાર દિક્કુમારી દેવીઓએ આવીને તથા જિનેશ્વર અને તેની માતાની સ્તુતિ કરીને મોટા વિનયવડે ભગવાનનું ચાર અંગુલને મૂકીને બાકીનું નાભીનાલ છેદીને વિવિધ પ્રકારના રત્ન સહિત ખાડામાં નાંખ્યું, અને તેના ઉપર સુવર્ણવડે વ્યાપ્ત છેડાવાળું હરિતાલિકા પીઠ બાંધ્યું. ત્યારપછી જિનેશ્વરના જન્મગૃહની દક્ષિણ, ઉત્તર અને પૂર્વ એ ત્રણે દિશામાં મનોહર કેળના ગૃહવડે રચેલા અને મધ્ય ભાગમાં સ્થાપન કરેલા વિશિષ્ટ મણિમય સિંહાસને કરીને સહિત ત્રણ ચતુઃશાલ ભવન બનાવ્યાં. પછી દક્ષિણ ભવનના સિંહાસન ઉપર જિનેશ્વરને અને તેની માતાને બેસાડીને સુગંધી શ્રેષ્ઠ તેલવડે તેમને અભ્યંગન કર્યું, પછી ગંધોદ્વર્તનવડે ઉદ્વર્તન કરીને પૂર્વ દિશાના ભવનના સિંહાસન ઉપર બેસાડ્યા. ત્યાં રત્ન અને સુવર્ણના બનાવેલા અને નિર્મળ જળથી ભરેલા પૂર્ણકળશવડે તેમને સ્નાન કરાવ્યું. પછી સારા ગંધવાળા અને કોમળ કાષાય વસ્ત્રવડે તેમના અંગને લુછીને શ્રેષ્ઠ ઘનસાર અને અગરૂથી મિશ્ર કરેલા હરિચંદનના વિલેપનવડે તેમના શરીરને વિલેપન કર્યું, તથા દેવદૂષ્ય વસ્ત્ર પહેરાવીને શ્રેષ્ઠ રત્નના આભરણોવડે સુશોભિત કર્યું. ત્યારપછી ઉત્તરના ચતુઃશાલના સિંહાસન ઉપર બેસાડીને

હિમવાન પર્વત ઉપર ઉત્પન્ન થયેલા ગોશીર્ષ ચંદનના લાકડાવડે (લાકડા નાંખીને) અરણિકના કાષ્ઠના ઘસવાથી ઉત્પન્ન થયેલા અગ્નિમાં શાંતિકર્મ કર્યું. પછી શિલાના કકડાના ગોળ યુગલને ભગવાનના કાનની પાસે વગાડતી, "કુળપર્વતની જેવા મોટા આયુષ્યવાળા તમે થાઓ" એમ વારંવાર બોલતી, બાકીના સર્વ સૂતિકાના કાર્યને સમાપ્ત કરવાથી પોતાની આત્માને કૃતાર્થ માનતી, તે દેવીઓ જન્મગૃહના મોટા પલ્યંક ઉપર તે બન્નેને સ્થાપન કરીને, પાસે રહીને જિનેશ્વર અને તેની માતાના ગુણસમૂહને ગાતી ઊભી રહી. આ પ્રમાણે ભુવનના નાથનું પ્રસૂતિસમયનું કાર્ય વિસ્તાર સહિત મોટા આદરપૂર્વક શેષ અધિકારને અનુસરીને છપ્પન્ન દિક્કુમારીઓએ "અમારા જન્મ અને જીવિતનું ફળ આજે જ પ્રાપ્ત થયું" એમ માનતી અને તેથી પરિતોષવડે ઉલ્લસિત (શોભતા) શરીરવાળી તે દેવીઓ દિશા અને વિદિશામાં રહીને જિનેશ્વર અને જિનમાતાના ત્રણ લોકને વિસ્મય કરનારા ગુણસમૂહને ગાતી ગાતી ઊભી રહી.

આ અવસરે વજ્ર, ઇંદ્રનીલ અને મરકતમણિના કિરણોવડે પલ્લવિત (વિકસ્વર) અને એક ઠેકાણે રહેલા ઇંદ્રના ધનુષ્યના કાંડની જેમ શોભતું સૌધર્મ સભામાં નિરંતર ગીત અને નૃત્યના ઉપચારથી ખેંચાયેલા ચિત્તવાળા ઇંદ્રનું સિંહાસન ચલાયમાન થયું. તે વખતે ઇંદ્રે વિચાર્યું કે-"આ અચલિત (સ્થિર) આસન ચલિત થયું, તેનું શું કારણ ? શું કોઇ ગર્વવાળાની આ દુષ્ટ ચેષ્ટા હશે ? અથવા તો જીવિતનો અર્થી કોઇપણ વિશેષ ગર્વવાળો છતાં પણ સર્પના મસ્તકનું ખજવાળવું કરે જ નહીં, તેથી અહીં કોઇ મોટું કારણ હોવું જોઇએ." આ પ્રમાણે વિચારીને અવધિજ્ઞાનવડે જોવા લાગ્યો ત્યારે વાણારસી નગરીમાં સમાપ્ત થયેલા સૂતિકર્મવાળા જિનેશ્વરનો જન્મ તેણે સાક્ષાત્ જોયો. તે વખતે મોટા હર્ષના પ્રકર્ષથી ઉછળતા મોટા શરીરના રોમાંચવાળા અને વિકસ્વર મુખકમળવાળા તે ઇંદ્રે પોતાના આસનનો ત્યાગ કર્યો. પછી સાત આઠ પગલા જિનેંદ્રની સન્મુખ જઇને, પંચાંગ પ્રણામ કરીને, ભાલપટ્ટ ઉપર કરના અગ્રભાગ સ્થાપન કરીને તથા અત્યંત ઉપયોગ રાખીને "नमोत्थुणं अरिहंताणं" ઇત્યાદિ શક્રસ્તવવડે તીર્થના નાયક જગદ્ગુરુની સ્તુતિ કરી. ત્યારપછી ઇંદ્ર સિંહાસન ઉપર બેઠો, હરિણેગમેષી નામના દેવને બોલાવ્યો અને તેને કહ્યું કે-"હે ! દેવ ! વાણારસી નગરીમાં મહાત્મા જિનેશ્વર ત્રેવીશમા તીર્થંકર જન્મ્યા છે, તેના જન્માભિષેકનો અવસર થયો છે, તેથી જે પ્રકારે દેવનો સમૂહ આ અર્થને જાણે, તે પ્રકારે તું કર." તે સાંભળીને વિનયવડે મસ્તકને નમાવીને 'તથા પ્રકારે હો' એમ ઇંદ્રની આજ્ઞા અંગીકાર કરીને તે હરિણેગમેષી દેવે **સુઘોષા** નામની મોટી ઘંટા વગાડી. ત્યારે તે ઘંટાના રવના પ્રતિશબ્દવડે સમગ્ર સ્વર્ગની ઘંટાઓનો દેવલોકને વિસ્મય કરનારો રણરણાટ શબ્દ વિકસ્વર થયો (ઉછળ્યો). તે વખતે જગતને જાણે એક શબ્દમય કરતું હોય તેવા તે શબ્દને સાંભળીને દેવો વિચાર કરવા લાગ્યા કે-"શું આ પ્રલયકાળના મેઘસમૂહનો નિર્ઘોષ છે ? અથવા તો શું મેરુ

પર્વતવડે મંથન કરાતા ક્ષીરસમુદ્રનો દેવસમૂહને કંપાવનારો અતિ ગંભીર આ મોટો નિનાદ છે? અથવા તો શું અકસ્માત્ વિઘટિત ( ફુટેલા ) બ્રહ્માંડથી ઉત્પન્ન થયેલ અને એક જ સમયે દિગ્ગજના કંઠની ગર્જનાથી વિસ્તારને પામેલો આ પ્રચંડ શબ્દ છે?" આ પ્રમાણે ઘણા પ્રકારની શંકા કરીને જેટલામાં સારી રીતે ઉપયોગવાળા થઇને જુએ છે, તેટલામાં સુઘોષા ઘંટાના પ્રતિશબ્દનો સમૂહ તેઓએ જાણ્યો. પછી નાટકાદિકના વ્યાક્ષેપને તજીને "આજે મનુષ્યલોકમાં કાંઇપણ કલ્યાણાદિક કાર્ય પ્રાપ્ત થયું છે." એમ જેવામાં તેઓ વિચારે છે, તેવામાં સેનાપતિએ આઘોષણા કરી કે-"હે દેવના સમૂહો! તમે સાંભળો-આજે ભરતક્ષેત્રમાં મોટા સત્ત્વવાળા ત્રેવીશમા જિનેશ્વર જન્મ્યા છે, તેના જન્માભિષેકને માટે ચાલેલા ઇંદ્રની પાસે સૈન્ય અને વાહન સહિત તમે સર્વ ઋદ્ધિવડે એકદમ આવો." આ પ્રમાણે અમૃતના રસની જેમ શ્રવણને સુખ ઉત્પન્ન કરનારું તે વચન સાંભળીને સર્વે દેવો બીજા વ્યાપારનો ત્યાગ કરીને તત્પર તૈયાર થયા. આ સમયે ઇંદ્રે પાલક નામના દેવને બોલાવ્યો. ત્યારે તે પૃથ્વીતળને ચુંબન કરતા મસ્તકવડે પ્રણામ કરીને બોલવા લાગ્યો, કે-"હે દેવ! મને આજ્ઞા આપો." ત્યારે ઇંદ્રે તેને કહ્યું કે-"તું વિમાન તૈયાર કર." ત્યારે તેણે "તથા પ્રકારે હો" એમ કહીને ઇંદ્રનો આદેશ અંગીકાર કર્યો. પછી લાખ યોજનના પ્રમાણવાળા, અનેક રત્નોના બનાવેલા સ્થૂલ થાંભલાના સમૂહવડે શોભિત, પદ્મવર વેદિકાવડે વીંટાયેલા પર્યંત ભાગવાળા, ઊંચી ફરકતી શ્વેત વિજય પતાકાવડે મનોહર, દ્વારના તોરણવાળા, સ્થિર અને સ્થૂળ સ્તંભ ઉપર સ્થાપન કરેલા શાલભંજિકા( પૂતળી )વડે મનોહર, લટકતા નિર્મળ મોતીના હારવડે વ્યાપ્ત, તથા પાંચ પ્રકારના સુગંધી મંદાર પુષ્પની માળાના સુગંધના ઉછાળાવાળા શ્રેષ્ઠ વિમાનને બનાવીને ભક્તિથી નમ્ર થયેલા તેણે ઇંદ્રને નિવેદન કર્યું. ત્યારે ચાર લોકપાળવડે, આઠ અગ્રમહિષી( પટરાણી )વડે, સાત સૈન્યવડે, સાત સેનાપતિવડે, ત્રણ પર્ષદાવડે, ચોરાશી હજાર સામાનિક દેવવડે, તેનાથી ચાર ગુણા ( ૩૩૬૦૦૦ ) અંગરક્ષક દેવોવડે અને બીજા પણ અનેક કરોડ દેવ અને દેવીઓવડે પરવરેલો ઇંદ્ર તે વિમાન ઉપર ચડીને તિર્યગ્લોકના મધ્ય ભાગે કરીને અસંખ્ય દ્વીપ સમુદ્રોને ઓળંગીને વાણારસી નગરીમાં આવ્યો. ત્યાં વિમાનના વિસ્તારનો સંકોચ કરીને જિનેશ્વરના જન્મગૃહને ત્રણ પ્રદક્ષિણા આપીને મોટા વિનયવડે ઘરની અંદર પ્રવેશ કરીને જિનેશ્વર અને જિનેશ્વરની માતાની સ્તુતિ કરવા લાગ્યો.

"હે દેવી! તમે જય પામો છો કે—તમારો આ શ્રેષ્ઠ પુત્ર સંસારસાગરમાં પડતા પ્રાણીને તારવામાં વહાણ સમાન અને તીર્થંકર ઉત્પન્ન થયો છે. આટલા માત્રથી જ તમે આ ભયંકર સંસારસમુદ્રને ગાયના પગલાની જેમ ક્રીડા માત્રથી જ કીર્તિવાળા થઇને તરી ગયા છો. તમે અવશ્ય ઉત્તમ મુનિઓમાં આશીર્વાદનું પાત્ર( સ્થાન )રૂપ થયા છો. તથા તમે પોતાના સુચરિત્રવડે કરીને ત્રણ ભુવનને પણ પવિત્ર કર્યું છે." આ પ્રમાણે

સ્તુતિ કરીને તે વામાદેવીને અવસ્વાપિની વિદ્યાથી નિદ્રાધિન કરીને અને તેની પાસે પુત્રના પ્રતિબિંબને સ્થાપન કરીને ઇંદ્રે પોતાના પાંચ દિવ્ય રૂપો કર્યા. તેમાં એક રૂપવડે હરિએ ચંદનથી લીપેલા હસ્તકમળમાં જગદ્‌ગુરુને સારી રીતે સ્થાપન કર્યા, બીજા રૂપવડે તેની ઉપર છત્ર ધારણ કર્યું, બીજા બે રૂપવડે તેને ચામર ઢોળવા લાગ્યો, તથા એક ( પાંચમા ) રૂપવડે હાથમાં એક વજ્ર ધારણ કરી પ્રભુની આગળ ચાલ્યો. આ પોતાના પાંચ રૂપના નિર્માણને (વિકુર્વણાને) હર્ષથી સફળ થયા એમ વારંવાર અનુમોદના કરતો તે ઇંદ્ર મેરુપર્વત તરફ શીઘ્ર ચાલ્યો. આ પ્રમાણે મોટા પ્રમોદને પામેલા તથા વાનર, મગર, રૂરૂ, સિંહ, હરણ, વરાલય, શરભ, રથ, યાન અને જંપાન ઉપર ચડેલા પોતાના દેવસમુદાયથી પરિવરેલ તે ઇંદ્ર નિમેષ માત્રમાં જ મેરુપર્વતને પામ્યો. વળી જે મેરુપર્વત સર્વ દિશામાં પ્રસરતા મોટા સ્ફુરાયમાન રત્નોના પ્રસરતા કિરણોના સમૂહવડે સૂર્યના બિંબનો પણ વિક્ષેપ(તિરસ્કાર) કરે છે; તથા તે પ્રકારે આકાશતળને અત્યંત ઉલ્લંઘન કરીને ઊંચે દૂર વૃદ્ધિ પામ્યો છે, કે જે પ્રકારે દેવ અને દાનવોએ પણ માપ કરવાના દંડ જેવો તેને માન્યો. તે પર્વત પર એક ઠેકાણે સૂર્યના કિરણોવડે વ્યાપ્ત મોટા સ્ફટિક રત્નમાંથી અગ્નિની જ્વાળા ઉછળતી હતી, અને બીજી તરફ ચંદ્રની જ્યોત્સ્નાવડે તાડન કરાયેલ સ્ફટિક રત્ન જળની વૃષ્ટિ કરતું હતું. એક તરફ નિર્મળ મરકત મણિના કિરણોના સમૂહથી શ્યામ કાંતિવાળો તે પર્વત દેખાતો હતો, અને બીજી તરફ અંક અને કર્કેતક મણિના કિરણોરૂપી જળવડે જાણે કે તે ક્ષાલન કરાયો હોય તેમ શ્વેત દેખાતો હતો. એક તરફ શાલ, હિંતાલ, બકુલ, તાલ અને તમાલના વનવડે મનોહર દેખાતો હતો, અને બીજી તરફ કલ્પવૃક્ષના વનવડે મોટી દિશાઓના સમૂહવડે શોભતો હતો. દેવના મિથુનના વસવાથી વિકસ્વર સુગંધવડે તે પર્વતનો મણિનો શિલાપટ્ટ રમણીય દેખાતો હતો, તથા તે પર્વત ઉપર નાચ કરતી કિન્નરોની સ્ત્રીઓએ દેવોના નૃત્યનો ગર્વ નાશ કર્યો હતો. આવા પ્રકારના તે દેવગિરિ( મેરુ ) ઉપર મનોહર સંચારને કરતો અને હસ્તકમળમાં જિનેશ્વરને ધારણ કરનાર ઇંદ્ર દેવો સહિત આવ્યો. શંકરના હાસ્ય જેવી અને હંસના જેવી શ્વેત, અર્ધ ચંદ્રના આકારવાળી અને પાંચસો યોજન લાંબી અતિપાંડુકંબલા નામની શિલા ઉપર રહેલા વજ્ર, ઇંદ્રનીલ, મરકત અને કર્કેતક વિગેરે રત્નના બનાવેલા સિંહાસન ઉપર પ્રદક્ષિણાપૂર્વક પોતાના ઉત્સંગમાં ચિંતામણિની જેમ જિનેશ્વરને મોટા યત્નથી ધારણ કરતો અને ક્ષણે ક્ષણે પ્રમાણથી અધિક વૃદ્ધિ પામતા સંતોષવાળો તે ઇંદ્ર બેઠો. આ અવસરે મણિના મુગટ, કડા અને કટિસૂત્ર( કંદોરા ) વિગેરેવડે શોભતા, જંગમપણાને પામેલા કલ્પવૃક્ષની જેમ શોભતા, સિંહ, હરણ, મગર, વાનર, હાથી અને અશ્વ વિગેરે વાહન ઉપર બેઠેલા, ઘણા કોટાકોટિની સંખ્યાવાળા પોતપોતાના દેવોએ કરીને સહિત, અને આસન ચાલવાથી

અવધિજ્ઞાનના પ્રયોગવડે જિનેશ્વરના જન્માભિષેકનો આરંભ જેઓએ જાણ્યો છે એવા સર્વ ઇંદ્રો મેરુગિરિના શિખર ઉપર આવ્યા. ત્યાં જિનેશ્વરને ત્રણ પ્રદક્ષિણા કરીને મોટા હર્ષવડે વિકસ્વર મુખકમળવાળા જાણે પાપના સમૂહનું પ્રક્ષાલન કરનાર પોતાના આત્માને માનતા હોય તેવા, આજનો દિવસ સુદિન છે, પુણ્ય દિવસ છે, આ જ ઉત્કૃષ્ટ દિવસ છે, એ પ્રમાણે પરસ્પર બોલતા તે સર્વ ઇંદ્રો પોતપોતાને સ્થાને બેઠા.

ત્યારપછી અચ્યુત દેવલોકના ઇંદ્રે પોતાના પ્રધાન દેવોને આદેશ કર્યો, કે—"હે દેવો! ત્રણ લોકના મુગટ સમાન ભગવાન જગદ્‌ગુરુને લાયક મહામૂલ્યવાળી અભિષેકની સામગ્રી જલદી લાવો." ત્યારે તે દેવો ઇંદ્રના શાસનને મસ્તકવડે અંગીકાર કરીને તત્કાળ નીપજાવેલા ઘણા પ્રકારના કળશ, પુષ્પની છાબડી અને ભૃંગાર વિગેરે સામગ્રી સહિત તમાલપત્ર જેવા શ્યામ આકાશતળમાં ઊડ્યા. ત્યારપછી ક્ષીરોદધિ, માગધ, વરદામ, પ્રભાસ, મહાનદી, કુંડ અને સરોવરના પાણી, ગંગા વિગેરે મહાનદીના બન્ને કિનારાની માટી, નંદનવન અને સૌમનસ વિગેરે વનખંડમાં ઉત્પન્ન થયેલ વેઈલ્લ, માલતી, બકુલ, શતપત્ર અને પારિજાત મંજરી વિગેરે મોટા સુગંધવાળાં પુષ્પના સમૂહ તથા કુમુદ, કલ્હાર (શ્વેત કમળ) કમલ, શતપત્ર અને સહસ્રપત્ર વિગેરે મોટા કમળના સમૂહને ગ્રહણ કરીને તત્કાળ અચ્યુતેંદ્રની પાસે આવ્યા. ત્યારે અચ્યુત દેવેંદ્ર પર્ષદા સહિત, અંગરક્ષકો સહિત, ત્રાયસ્ત્રિંશ દેવો સહિત અને લોકપાલ સહિત મોટા પ્રયત્નવડે બીજા વ્યાપારને કરવાનો ત્યાગ કરી સુગંધના ઉછળવાવડે મનોહર ઘનસાર અને અગરૂનો ધૂપ ઉખેવીને તથા ઉત્તમ તામરસ, બકુલ, માલતી અને મકુલના પુષ્પની અંજલિ જિનેશ્વરના ચરણની પાસે નાંખીને એકહજારને આઠ સુવર્ણ કળશ, એકહજારને આઠ રૂપાના કળશ, એક-હજારને આઠ મણિમય કળશ, એકહજારને આઠ મણિ અને રૂપામય કળશ, એકહજારને આઠ સુવર્ણ અને મણિમય કળશ, એકહજારને આઠ ભોમેય( માટીના ) કળશ તથા એકહજારને આઠ ચંદનના કળશ તૈયાર હતા, તેમાં વિવિધ પ્રકારના તુવર, માટી અને સર્વ ઔષધિરસ નાંખ્યા, હરિચંદનવડે શોભિત કર્યા, તેની અંદર મૃગનાભિ અને કપૂરનો સમૂહ નાખ્યો, સુગંધી પુષ્પની માળા તે કળશો ઉપર મૂકી, તથા શતપત્ર કમળવડે તેના મુખ ઢાંકયા. આ રીતે કરીને તે સર્વ કળશોવડે એકી સાથે અભિષેક કરવા લાગ્યો. ત્યારપછી આ જ ક્રમવડે પ્રાણત દેવલોકના ઇંદ્રથી આરંભીને અસુરેંદ્ર ચમર, બલિ, ચંદ્ર અને સૂર્ય પર્યંત એકત્રીશ ઇંદ્રોએ મોટા હર્ષના વશથી ઉછળતા રોમાંચવાળા થઇને જિનેશ્વરને અનુક્રમે અભિષેક કર્યો. આ પ્રમાણે તે સર્વ ઇંદ્રોએ જિનાભિષેકનું કાર્ય સમાપ્ત કર્યું ત્યારે અચ્યુતેંદ્ર પોતાના ઉત્સંગમાં જિનેશ્વરને સ્થાપન કરીને સિંહાસન ઉપર બેઠો. પછી અભિષેકની સામગ્રી સહિત દેવોના સમૂહથી પરિવરેલા સૌધર્મેંદ્રે પણ જગદ્‌ગુરુની ચારે બાજુ સારી રીતે મળેલા, પુષ્ટ અને લષ્ટ (સુંદર) શરીરવાળા, શંખ, કુંદ અને સ્ફટિક જેવા ઉજ્વળ શરીરવાળા અને સારા ગોળ શીંગડાવાળા (ચાર)

વૃષભો વિકુર્વ્યા. તેઓના શીંગડાના માર્ગને અનુસરતા આકાશગંગાના જળપ્રવાહના આકારવાળા દૂર અને જળના પ્રવાહ ઊંચા ઉછળવાવડે દેખાતા, અને નીચે પડતી વખતે મિશ્ર થયેલા, મોટા સ્ફટિક મણિના દંડનું અનુકરણ કરનાર તથા ખળખળાટના શબ્દવડે સુરાસુરને વિસ્મય કરનાર એવા દૂધ અને જળનો સમૂહ ભગવાનના મસ્તક ઉપર નાંખ્યો. તથા ક્ષીરોદધિના જળથી ભરેલા કળશોવડે જિનેશ્વરને અભિષેક કર્યો. તથા વળી નિરંતર ઉપર પડતા મોટા દૂધના પૂરને તત્કાળ દેવીઓના સજ્જ કટાક્ષના નિક્ષેપના સમૂહની જેમ જિનેશ્વર સહન કરતા હતા. અથવા તો જિનેશ્વરના અંગના સંગથી શુદ્ધિને પામેલો ઉજ્વળ પ્રસરતા યશની જેમ શિલાતલ ઉપર પડવાથી વિસ્તાર પામેલો દૂધનો સમૂહ શોભતો હતો. અથવા તો જિનેશ્વરના ઉપર પડતો દૂધનો સમૂહ ચિરકાળથી સૂતેલી સિદ્ધિરૂપી વધૂના સુંદર કંઠથી પડેલા હારની જેમ ભાસે છે ( શોભે છે ). દેવોએ નાંખેલો ક્ષીર જળનો સમૂહ મરકત મણિના જેવા નિર્મળ જિનેશ્વરના શરીરની કાંતિના સંબંધથી યમુના નદીના જળપ્રવાહ જેવો દેખાય છે. આ પ્રમાણે ત્રણ ભુવનને વિસ્મય આપનાર જિનેશ્વરના જન્માભિષેક મહોત્સવનો મહિમા કહેવાને ધરણેંદ્ર પોતે પણ શક્તિમાન નથી. વળી બીજું–જિનેશ્વરના જન્માભિષેકનો મહોત્સવ થતો હતો ત્યારે કેટલાક દેવેંદ્રો જિનેશ્વરની પાસે વજ્રમય દંડવાળા છત્રને ધારણ કરતા હતા, બીજા કેટલાક મણિમય દર્પણને ઊંચા કરતા હતા, કેટલા સુગંધી પરિમલના ઉછળવાવડે મનોહર પુષ્પમાળને ઊંચી કરતા હતા, કેટલાક ક્ષીર અને જળથી ભરેલા સુવર્ણકળશો અભિષેક કરનારા દેવોને આપતા હતા, તથા જગદ્ગુરુનો અભિષેક થતો હતો ત્યારે દેવો ચાર પ્રકારના વાજિંત્રોને વગાડતા હતા, તે આ પ્રમાણે.–પડહના મનોહર શબ્દથી મિશ્ર દુંદુભિના સમૂહવાળા, મર્દલ, ઉદ્દામર, કરડિય અને કરટીના શબ્દવાળા, કાહલા, શંખ અને શંખાવળીથી શોભતા, ભેરીના ભાંકાર શબ્દવડે મનોહર, મોટા ભંભારવવાળા મોટા કાંસીયા, મનોહર તલતાલવડે મિશ્ર સેંકડો ઢક્કા, ઝાલરના ઝણઝણાટ શબ્દવડે પડછંદાને કરનાર, ઉછળતા બક્કસય, તંત્રી અને વીણાના સમૂહવાળા, તત્કાળ ચાર પ્રકારના વાદ્ય ( વાજિંત્રો ) સજ્જ કર્યાં, તેને દેવોના હસ્તના ખૂણાવડે વગાડ્યા, મોટા વાયુના વિક્ષોભથી વિસ્તારને પામ્યા, પ્રલયકાળના મેઘના ગર્જારવ જેવા પ્રચંડ જણાયા, તુંબરુ વિગેરેને ગાયકો વગાડતા હતા, દેવોનો સમૂહ નાચ કરતો હતો, દેવનો સમૂહ સિંહ, અશ્વ વિગેરેનો આશ્રય કરતા હતા, તથા મોટા હર્ષના સમૂહથી ઉત્પન્ન થયેલ હલબોલ શબ્દથી આકાશતળને વ્યાપ્ત કરતા હતા, આ પ્રમાણે વાજિંત્રો વાગતે સતે ત્રણ જગતના દુરિતને નાશ કરનાર જિનાભિષેક થયો.

આ અવસરે સૌધર્મસ્વામીએ સુગંધી અને અતિ કોમળ કાષાય વસ્ત્રવડે ભગવાનના સર્વ અંગને લુંછ્યું, કર્પૂર અને અગરૂથી મિશ્ર ગોશીર્ષ ચંદનવડે તેને લેપ કર્યો, પછી

 

અવધિજ્ઞાનના પ્રયોગવડે જિનેશ્વરના જન્માભિષેકનો આરંભ જેઓએ જાણ્યો છે એવા સર્વ ઇંદ્રો મેરુગિરિના શિખર ઉપર આવ્યા. ત્યાં જિનેશ્વરને ત્રણ પ્રદક્ષિણા કરીને મોટા હર્ષવડે વિકસ્વર મુખકમળવાળા જાણે પાપના સમૂહનું પ્રક્ષાલન કરનાર પોતાના આત્માને માનતા હોય તેવા, આજનો દિવસ સુદિન છે, પુણ્ય દિવસ છે, આ જ ઉત્કૃષ્ટ દિવસ છે, એ પ્રમાણે પરસ્પર બોલતા તે સર્વ ઇંદ્રો પોતપોતાને સ્થાને બેઠા.

ત્યારપછી અચ્યુત દેવલોકના ઇંદ્રે પોતાના પ્રધાન દેવોને આદેશ કર્યો, કે—"હે દેવો! ત્રણ લોકના મુગટ સમાન ભગવાન જગદ્‌ગુરુને લાયક મહામૂલ્યવાળી અભિષેકની સામગ્રી જલદી લાવો." ત્યારે તે દેવો ઇંદ્રના શાસનને મસ્તકવડે અંગીકાર કરીને તત્કાળ નીપજાવેલા ઘણા પ્રકારના કળશ, પુષ્પની છાબડી અને ભૃંગાર વિગેરે સામગ્રી સહિત તમાલપત્ર જેવા શ્યામ આકાશતળમાં ઊડ્યા. ત્યારપછી ક્ષીરોદધિ, માગધ, વરદામ, પ્રભાસ, મહાનદી, કુંડ અને સરોવરના પાણી, ગંગા વિગેરે મહાનદીના બન્ને કિનારાની માટી, નંદનવન અને સૌમનસ વિગેરે વનખંડમાં ઉત્પન્ન થયેલ વેઇલ્લ, માલતી, બકુલ, શતપત્ર અને પારિજાત મંજરી વિગેરે મોટા સુગંધવાળાં પુષ્પના સમૂહ તથા કુમુદ, કલ્હાર (શ્વેત કમળ) કમલ, શતપત્ર અને સહસ્રપત્ર વિગેરે મોટા કમળના સમૂહને ગ્રહણ કરીને તત્કાળ અચ્યુતેંદ્રની પાસે આવ્યા. ત્યારે અચ્યુત દેવેંદ્ર પર્ષદા સહિત, અંગરક્ષકો સહિત, ત્રાયસ્ત્રિંશ દેવો સહિત અને લોકપાલ સહિત મોટા પ્રયત્નવડે બીજા વ્યાપારને કરવાનો ત્યાગ કરી સુગંધના ઉછળવાવડે મનોહર ઘનસાર અને અગરૂનો ધૂપ ઉખેવીને તથા ઉત્તમ તામરસ, બકુલ, માલતી અને મકુલના પુષ્પની અંજલિ જિનેશ્વરના ચરણની પાસે નાંખીને એકહજારને આઠ સુવર્ણ કળશ, એકહજારને આઠ રૂપાના કળશ, એકહજારને આઠ મણિમય કળશ, એકહજારને આઠ મણિ અને રૂપામય કળશ, એકહજારને આઠ સુવર્ણ અને મણિમય કળશ, એકહજારને આઠ ભોમેય( માટીના ) કળશ તથા એકહજારને આઠ ચંદનના કળશ તૈયાર હતા, તેમાં વિવિધ પ્રકારના તુવર, માટી અને સર્વ ઔષધિરસ નાંખ્યા, હરિચંદનવડે શોભિત કર્યા, તેની અંદર મૃગનાભિ અને કપૂરનો સમૂહ નાખ્યો, સુગંધી પુષ્પની માળા તે કળશો ઉપર મૂકી, તથા શતપત્ર કમળવડે તેના મુખ ઢાંકયા. આ રીતે કરીને તે સર્વ કળશોવડે એકી સાથે અભિષેક કરવા લાગ્યો. ત્યારપછી આ જ ક્રમવડે પ્રાણત દેવલોકના ઇંદ્રથી આરંભીને અસુરેંદ્ર ચમર, બલિ, ચંદ્ર અને સૂર્ય પર્યંત એકત્રીશ ઇંદ્રોએ મોટા હર્ષના વશથી ઉછળતા રોમાંચવાળા થઇને જિનેશ્વરને અનુક્રમે અભિષેક કર્યો. આ પ્રમાણે તે સર્વ ઇંદ્રોએ જિનાભિષેકનું કાર્ય સમાપ્ત કર્યું ત્યારે અચ્યુતેંદ્ર પોતાના ઉત્સંગમાં જિનેશ્વરને સ્થાપન કરીને સિંહાસન ઉપર બેઠો. પછી અભિષેકની સામગ્રી સહિત દેવોના સમૂહથી પરિવરેલા સૌધર્મેંદ્રે પણ જગદ્‌ગુરુની ચારે બાજુ સારી રીતે મળેલા, પુષ્ટ અને લષ્ટ (સુંદર) શરીરવાળા, શંખ, કુંદ અને સ્ફટિક જેવા ઉજ્વળ શરીરવાળા અને સારા ગોળ શીંગડાવાળા (ચાર)

મળતું હોય તો અમને ફરીથી પણ આવા પ્રકારના તમારા મોટા ઉત્સવને જોનારા અમે થઇએ. " આ પ્રમાણે સદ્ભાવપૂર્વક મોટા વચનના વિસ્તારવાળી ગુણની સ્તુતિવડે ભુવન-પ્રભુની સ્તુતિ કરીને તે ઇંદ્રો જે પ્રમાણે આવ્યા હતા તે પ્રમાણે શીઘ્રપણે પાછા સ્વસ્થાને ગયા. માત્ર એક સૌધર્મેંદ્ર મનમાં હર્ષ પામીને અવસ્વાપિની વિદ્યા અને ભગવાનના પ્રતિરૂપને સંહરીને જિનેશ્વરને માતાની પાસે મૂક્યા. પછી જગત્પ્રભુના ઓશીકે વસ્ત્ર અને કુંડલનું યુગલ સ્થાપન કર્યું, તથા તેના દૃષ્ટિમાર્ગને વિષે મણિમય લાંબી મોટી માળા મૂકી (લટકાવી). ત્યારપછી દેવોની પાસે તે આખી નગરીને વિષે ઇંદ્રે ઉદ્‌ઘોષણા કરાવી, કે-" દેવ, દાનવ, ભૂત, રાક્ષસ અથવા બીજા પણ કોઇ દુષ્ટ મનુષ્યો જિનેશ્વરની માતાની અથવા ત્રણ લોકના બંધુ સમાન જિનેશ્વરની જે કોઈ અનિષ્ટ ચેષ્ટા કરશે, તો તેનું મજબૂત મસ્તક પણ અંજનમંજરીની જેમ સો કકડાવાળું થઇને ફુટી જશે. તેથી તેઓનું મનવડે પણ અનિષ્ટ ચિંતવવું નહીં. પછી (બત્રીશ) નંદાસન અને તેટલા જ ભદ્રાસન તથા બત્રીશ કરોડ હિરણ્ય અને બત્રીશ કરોડ સુવર્ણ તથા આખી નગરીમાં સુવર્ણવૃષ્ટિ, રત્નવૃષ્ટિ, શ્રેષ્ઠ વસ્ત્ર, ગંધ, રચાવી-કરી ત્યાં હર્ષથી સિદ્ધાયતનોને વિષે જલદી જલદી અષ્ટાહ્નિકા મહોત્સવ કરાવ્યા. આ પ્રમાણે ભૃત્યની જેમ જિનેશ્વરના જન્મસમયના સર્વ કૃત્ય કરીને ઇંદ્ર સ્વામીને વારંવાર સ્મરણ કરતો પોતાના સ્વર્ગમાં ગયો.

આ પ્રમાણે જિનેશ્વરના જન્માદિક સર્વ કાર્ય સમાપ્ત થયા, જગદ્ગુરુ માતાની શય્યામાં લીન થયા, સૂતિકાગૃહમાં મંગળ દીવા બતાવતા હતા, તીક્ષ્ણ ખડ્ગ હથિયાર હાથમાં ધારણ કરીને પહેરેગીરજનો અત્યંત સાવધાન રહ્યા હતા, વૃદ્ધ સ્ત્રીઓ મંગળ ગાવામાં વાચાળ મુખવાળી હતી, રંગાવલી( નાટકની મંડલી ) મહેલના આંગણામાં રહી હતી, વિકસ્વર વંદનમાળા દ્વારના તોરણ ઉપર બાંધી હતી, સરસ, તામરસ, અશોક, માલતી, બકુલ અને તિલક વિગેરેના પુષ્પોનો સમૂહ ચોતરફ વિખેર્યો હતો, તથા દરેક ભવનના દ્વારમાં શતપત્ર( કમળ )થી ઢાંકેલા પૂર્ણ કલશો સ્થાપન કર્યા હતા, તે વખતે જિનેશ્વરના જન્માભિષેકનો મહોત્સવ જોવાથી જાણે કૃતાર્થ થઇ હોય તેમ રાત્રિ પૂર્ણ થઇ. જાણે જિનેશ્વરના મુખકમળને જોવાના કૌતુકથી જ હોય તેમ સૂર્ય ઉદય પામ્યો. જાણે મોટા સુખના ભારવાળા હોય તેમ પક્ષીઓ શબ્દ કરવા લાગ્યા, તથા સુગંધી, શીતળ અને મંદ તથા દક્ષિણ આવર્તવડે મનોહર વાયુ વાવા લાગ્યા. હર્ષથી ઉલ્લાસ પામેલા મયૂરના સમૂહ નાચ કરવા લાગ્યા. ભંભા, મૃદંગ, મર્દલ અને મોટા શબ્દવાળા દુંદુભિ વિગેરે વાજિંત્રો વગાડતા હતા, તથા કાનને સુખ આપનારા શ્લોકનો ઉચ્ચાર કરવામાં ચતુર એવા બંદિના સમૂહ શ્લોકો બોલતા હતા. તે વખતે વામાદેવી જાગૃત થઇ અને ઘણા સુગંધને લીધે એકઠા થયેલા ભમરાના સમૂહવડે વિશેષ પ્રકારે વૃદ્ધિ પામતી શ્યામ કાંતિવાળા ત્રણ ભુવનના ગુરુ ભગવાનને પોતાની પાસે રહેલા જોયા, ઓશીકાને સ્થાને ઇંદ્રે મૂકેલા મણિના બે કુંડલ અને બે દેવદૂષ્ય જોયા, તથા દૃષ્ટિમાર્ગમાં રહેલા જાડા

હાર, અર્ધાહાર, કડક ( કડા ), કંકણ, મણિ, મુગટ અને ત્રુટિત ( બાજુબંધ ) વિગેરે આભૂષણોવડે તેને ચોતરફ ઉચિત રીતે અલંકારવાળું કર્યું, મંદર, રાયણ અને ચંપક વિગેરે પાંચ વર્ણના પુષ્પની માળાવડે તેની પૂજા કરી. બે દેવદૂષ્ય વસ્ત્ર પહેરાવ્યા. પછી કલ્પવૃક્ષની જેમ શોભતા તે પ્રભુને જોઇને સર્વે સુરેંદ્રો અને અસુરેંદ્રો મોટા હર્ષને પામ્યા, તેથી કાલાગરુ, કપૂર અને મૃગમદ( કસ્તુરી )વડે સહિત વિશુદ્ધ દ્રવ્યથી બનાવેલ ધૂપને ઉખેવીને બમણા હર્ષથી ચંચળ થયેલા હોવાથી તેઓએ જિનેશ્વરની પાસે અખંડ–નહીં કુટેલા, સ્ફટિક રત્ન જેવા ઉજ્વલ અને ચંદ્રના કકડા જેવા મનોહર શાલિના ચોખાવડે દર્પણ ૧, ભદ્રાસન ૨, વર્ધમાન ૩, કળશ ૪, મત્સ્યયુગલ ૫, શ્રીવત્સ ૬, સ્વસ્તિક ૭ અને નંદાવર્ત્ત ૮, આ અષ્ટમંગળ આળેખ્યા. તથા બકુલ, તિલક, ચંપક, અશોક, મલ્લિકા, માલતી, મંદાર અને માંજર સહિત જાનુપ્રમાણ પુષ્પવૃષ્ટિ કરી, તથા જળ લવણ ઉતારવા-પૂર્વક આરતિ અને મંગળદીપ વિગેરે માંગલિક કાર્ય કર્યાં. ત્યારપછી મોટા હર્ષના વશથી વિલાસ પામેલા રોમાંચવડે કંચુકવાળા થયેલા શરીરવાળા, રણરણાટ કરતા રત્નના કંકણના સમૂહવાળા બાહુને ઊંચા કરતા, વિલાસના મોટા સમૂહ ચક્ષુ( દષ્ટિ )ના નાંખવાવડે દિશાના અંતને પ્રદીપ્ત કરતા, મોટા શ્રમના વશથી ઉછળેલા હારના વિસ્તારથી વિઘ્ન કરતા, વિવિધ પ્રકારના અંગહારવડે મનોહર મૂકેલા પગના ભારથી પર્વતને કંપાવતા, વિશેષ પરિશ્રમવડે લાંબા અને ઊંચા નિઃશ્વાસને નાંખતા, ડોલતા મસ્તક મંડળથકી પડેલી મંદારપુષ્પની માળાવડે પૃથ્વીને ઢાંકતા, અને પરસ્પર હાથને ઊંચા કરવાથી મણિના મોટા વલયને પ્રગટ કરતા, આ પ્રમાણે ત્રણ જગતને આશ્ચર્ય કરનારા, અપ્સરાઓથી પરિવરેલા તે દેવેંદ્રો ભરતના ભાવને સત્ય કરતા જિનેશ્વરની પાસે નૃત્ય કરવા લાગ્યા. તથા પૃથ્વી-તળને ચુંબન કરતા મસ્તકવડે સર્વ આદરપૂર્વક પ્રણામ કરીને, કપાળ ઉપર બે હાથ જોડીને આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા. "બંધનના કારણરૂપ મોટા કામદેવનું મથન કરનારા, અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનારા, શુભ દર્શનવાળા, પદાર્થોને પ્રગટ કરનારા, સદ્ગ-તિના કારણરૂપ તપ, દર્શન ( સમકિત ), જ્ઞાન અને ચારિત્રના વ્યાપારનો વિસ્તાર કરનારા, સંસારસમુદ્રમાં પડતા પ્રાણીઓને તારવામાં વહાણ સમાન, કષાયના વ્યવસાયમાં હેતુરૂપ મિથ્યાત્વ વિગેરે પાપના સમૂહનો નાશ કરનાર, ભરતખંડની પૃથ્વીને વિષે શત્રુ, સર્પ, મરકી, ડમર અને યુદ્ધના ભારને શાંત કરનાર, કલિરૂપી મેલને ધોવામાં નિર્મળ અને અનુપમ જળ સમાન, રૂપ, લાવણ્ય અને ભવભ્રમણથી ખેદ પામેલા અને વૈરાગ્ય પામેલા ભવ્ય જીવોના આધારભૂત અને સમતારૂપી સારવાળા એવા હે જગતના બાંધવ પ્રભુ! તમે જયવંત વર્તો. વળી હે નાથ! જો તમે અહીં અવતરીને આ ભવ્ય જીવોના સમૂહનો ઉદ્ધાર કરતા ન હો, તો તેઓ જે દુઃખને પામે, તે પણ તમે જ જાણો છો. હે ભુવનેશ્વર! તે કાંઇપણ નથી, કે જે અમે કલ્યાણને પામ્યા ન હોઈએ, કે જેથી અમે તમારા જન્મા-ભિષેકના કાર્યમાં ઉદ્યમી થયા. વળી હે દેવ! તમારા ચરણની સેવા કરનારાને જો માગ્યું

મળતું હોય તો અમને ફરીથી પણ આવા પ્રકારના તમારા મોટા ઉત્સવને જોનારા અમે થઇએ." આ પ્રમાણે સદ્ભાવપૂર્વક મોટા વચનના વિસ્તારવાળી ગુણની સ્તુતિવડે ભુવનપ્રભુની સ્તુતિ કરીને તે ઇંદ્રો જે પ્રમાણે આવ્યા હતા તે પ્રમાણે શીઘ્રપણે પાછા સ્વસ્થાને ગયા. માત્ર એક સૌધર્મેંદ્ર મનમાં હર્ષ પામીને અવસ્વાપિની વિદ્યા અને ભગવાનના પ્રતિરૂપને સંહરીને જિનેશ્વરને માતાની પાસે મૂકયા. પછી જગત્પ્રભુના ઓશીકે વસ્ત્ર અને કુંડલનું યુગલ સ્થાપન કર્યું, તથા તેના દૃષ્ટિમાર્ગને વિષે મણિમય લાંબી મોટી માળા મૂકી (લટકાવી). ત્યારપછી દેવોની પાસે તે આખી નગરીને વિષે ઇંદ્રે ઉદ્ઘોષણા કરાવી, કે-" દેવ, દાનવ, ભૂત, રાક્ષસ અથવા બીજા પણ કોઇ દુષ્ટ મનુષ્યો જિનેશ્વરની માતાની અથવા ત્રણ લોકના બંધુ સમાન જિનેશ્વરની જે કોઇ અનિષ્ટ ચેષ્ટા કરશે, તો તેનું મજબૂત મસ્તક પણ અંજનમંજરીની જેમ સો કકડાવાળું થઇને ફુટી જશે. તેથી તેઓનું મનવડે પણ અનિષ્ટ ચિંતવવું નહીં. પછી (બત્રીશ) નંદાસન અને તેટલા જ ભદ્રાસન તથા બત્રીશ કરોડ હિરણ્ય અને બત્રીશ કરોડ સુવર્ણ તથા આખી નગરીમાં સુવર્ણવૃષ્ટિ, રત્નવૃષ્ટિ, શ્રેષ્ઠ વસ્ત્ર, ગંધ, રચાવી–કરી ત્યાં હર્ષથી સિદ્ધાયતનોને વિષે જલદી જલદી અષ્ટાહ્નિકા મહોત્સવ કરાવ્યા. આ પ્રમાણે ભૃત્યની જેમ જિનેશ્વરના જન્મસમયના સર્વ કૃત્ય કરીને ઇંદ્ર સ્વામીને વારંવાર સ્મરણ કરતો પોતાના સ્વર્ગમાં ગયો.

આ પ્રમાણે જિનેશ્વરના જન્માદિક સર્વ કાર્ય સમાપ્ત થયા, જગદ્ગુરુ માતાની શય્યામાં લીન થયા, સૂતિકાગૃહમાં મંગળ દીવા બતાવતા હતા, તીક્ષ્ણ ખડ્ગ હથિયાર હાથમાં ધારણ કરીને પહેરેગીરજનો અત્યંત સાવધાન રહ્યા હતા, વૃદ્ધ સ્ત્રીઓ મંગળ ગાવામાં વાચાળ મુખવાળી હતી, રંગાવલી( નાટકની મંડલી ) મહેલના આંગણામાં રહી હતી, વિકસ્વર વંદનમાળા દ્વારના તોરણ ઉપર બાંધી હતી, સરસ, તામરસ, અશોક, માલતી, બકુલ અને તિલક વિગેરેના પુષ્પોનો સમૂહ ચોતરફ વિખેર્યો હતો, તથા દરેક ભવનના દ્વારમાં શતપત્ર( કમળ )થી ઢાંકેલા પૂર્ણ કલશો સ્થાપન કર્યા હતા, તે વખતે જિનેશ્વરના જન્માભિષેકનો મહોત્સવ જોવાથી જાણે કૃતાર્થ થઇ હોય તેમ રાત્રિ પૂર્ણ થઇ. જાણે જિનેશ્વરના મુખકમળને જોવાના કૌતુકથી જ હોય તેમ સૂર્ય ઉદય પામ્યો. જાણે મોટા સુખના ભારવાળા હોય તેમ પક્ષીઓ શબ્દ કરવા લાગ્યા, તથા સુગંધી, શીતળ અને મંદ તથા દક્ષિણ આવર્તવડે મનોહર વાયુ વાવા લાગ્યા. હર્ષથી ઉલ્લાસ પામેલા મયૂરના સમૂહ નાચ કરવા લાગ્યા. ભંભા, મૃદંગ, મર્દલ અને મોટા શબ્દવાળા દુંદુભિ વિગેરે વાજિંત્રો વગાડતા હતા, તથા કાનને સુખ આપનારા શ્લોકનો ઉચ્ચાર કરવામાં ચતુર એવા બંદિના સમૂહ શ્લોકો બોલતા હતા. તે વખતે વામાદેવી જાગૃત થઇ અને ઘણા સુગંધને લીધે એકઠા થયેલા ભમરાના સમૂહવડે વિશેષ પ્રકારે વૃદ્ધિ પામતી શ્યામ કાંતિવાળા ત્રણ ભુવનના ગુરુ ભગવાનને પોતાની પાસે રહેલા જોયા, ઓશીકાને સ્થાને ઇંદ્રે મૂકેલા મણિના બે કુંડલ અને બે દેવદૂષ્ય જોયા, તથા દૃષ્ટિમાર્ગમાં રહેલા જાડા



અને મનોહર મણિના લટકતા દામને જોયો. તેથી પોતાની નિર્મળ બુદ્ધિના વૈભવથી જાણેલ ઈંદ્રે કરેલ જિનેશ્વરનો વિશેષ સત્કાર જોઇને વિશેષ હર્ષ પામી. ત્યારપછી હર્ષ સહિત શીઘ્ર દોડતી પ્રિયંકરા નામની દાસીએ અશ્વસેન રાજા પાસે જઈને તેને ત્રણ ભુવનના અભ્યુદયના કારણરૂપ પુત્રજન્મની વધામણી આપી. તે સાંભળીને મોટા આનંદને પામેલા તે રાજાએ સાત પેઢી સુધી દારિદ્રનો નાશ કરનાર પોતાના સર્વ અંગના મુગટ સિવાય આભરણ સહિત ધનનો સમૂહ અપાવીને તથા પોતાની છત્રની છાયામાં સ્નાન કરાવીને તેણીનું દાસીપણું દૂર કર્યું. તથા મોટા વિસ્તારથી આખી નગરીમાં આ વર્ધાપન પ્રવર્તાવ્યું.

હર્ષ પામેલા રાજપુરુષોએ તે નગરીના દરવાજાના તોરણને વિષે એકદમ હજાર સ્તંભ અને તેના પર હજાર ચક્ર સ્થાપન કર્યાં. મોટા ધવલ મંદિર ( ઘર ) ઉપર, દુકાન ઉપર, દેવાલય ઉપર અને સભા ઉપર મોટા વાંસ ઉપર લટકાવેલી વંદનમાલાઓ ( ધ્વજા ) બાંધી. ઠેકાણે ઠેકાણે મનોહર ઉછળતા મોટા સુગંધવાળા સળગાવેલા અગરૂ અને કપૂરથી ભરેલી મોટી ધૂપઘડીઓ સ્થાપન કરી. ચોતરફ મંચ અને અતિમંચ ઉપર બેઠેલી યુવાન સ્ત્રીઓના સુંદર નાટકવડે મનોહર ચત્વર, ચતુષ્ક અને ચતુર્મુખ વિગેરે માર્ગો કર્યાં. દીન, માગણ અને દુઃસ્થ માણસોને તેવા પ્રકારનું કાંઈક દાન આપ્યું, કે જે પ્રકારે તેઓના દારિદ્રનો સ્વપ્નમાં પણ સંભવ થાય નહીં. કિંકરોએ વગાડેલા વાજિંત્રોનો શબ્દ કોઇ પણ રીતે તેવા પ્રકારે ઉછળ્યો, કે જેથી તેનાવડે પૂર્ણ થયેલું આકાશ જાણે હાસ્ય કરતું હોય તેવું દેખાવા લાગ્યું. તૃણ અને કચરાથી રહિત કરેલા રાજમાર્ગમાં પાણી છાંટયું અને પુષ્પનો સમૂહ વિખેર્યો. મોટા પવનવડે ઉછળતી ભવનોની ધ્વજાઓના સમૂહથી તે નગરી રમણીય થઇ. તુષ્ટમાન થયેલા જુગારી અને કાષ્ઠહારી જનોએ મોટી સારી વસ્તુઓ ગ્રહણ કરી, દરેક ઘેર નૃત્ય કરતી યુવાન સ્ત્રીઓનો મોટો કોલાહલ થવા લાગ્યો. દેવના મંદિરોમાં વિવિધ પ્રકારની પૂજા અને બલિદાન સહિત શાંતિકર્મ કરાવ્યું. આ પ્રમાણે રાજાના સુખને વૃદ્ધિ કરનાર વર્ધાપન આખી નગરીમાં કરાવ્યું. પરિમિત ( થોડા ) પ્રધાન પુરુષોવડે અનુસરાતો રાજા પણ ભુવનને ઉલ્લંઘન કરનારા ગુણોના સમૂહવાળા અને નમેલા દેવેંદ્રોના સમૂહવડે સર્વ આદરપૂર્વક સેવા કરાતા જિનેશ્વરને જોવા માટે વૃદ્ધિ પામતી મોટી ઉત્કંઠાવાળો થવાથી પ્રતિહારીએ દેખાડેલા માર્ગવડે અંતઃપુર તરફ ચાલ્યો. અનુક્રમે જલદી જલદી જતો તે રાજા વિવિધ પ્રકારની રક્ષાનો પ્રક્ષેપ કરાતા પાંચ વર્ણના પુષ્પના સમૂહથી મનોહર, દ્વાર દેશમાં સ્થાપન કરેલ મુશલ અને યૂપવાળા, શ્રેષ્ઠ વંદનમાલામાં રહેલા કુસુંબી અને રક્ત વસ્ત્રવડે શોભતા સૂતિકાગૃહે પહોંચ્યો. ત્યાં આગળ ચાલનાર પુરુષે રાજાનું આગમન નિવેદન કરવાથી દેવી તરત જ તેની સન્મુખ ઊભી થઈ. તે વખતે " હે દેવી ! સંભ્રમે ( આદરે ) કરીને સર્યું સર્યું " એમ બોલતો રાજા દાસીએ આપેલા આસન ઉપર બેઠો. પછી સંભ્રમના સમૂહથી વિકસ્વર નેત્રવાળા રાજાએ પોતાના

શરીરની સ્નિગ્ધ કાંતિવડે મરકત મણિનો પણ પરાભવ કરતા અને બાલ ( નાના ) તમાલ વૃક્ષની જેમ નેત્રના આનંદને કરતા જગદ્ગુરુને જોયા.–તેના દર્શનથી રાજાની દૃષ્ટિનો બન્ને પ્રકારનો દોષ નાશ પામ્યો. કેમકે ગુરુજનનું દર્શન કલ્યાણકારક હોય જ છે. એમાં શું આશ્ચર્ય ! પુત્રના દર્શનવડે તે રાજાને તેવો કોઈ પણ હર્ષ થયો, કે જે કહેવાને શક્તિમાન ન થવાય; પરંતુ કદાચ અનુભવ થવાથી જાણી શકાય. હર્ષથી વ્યાપ્ત થયેલ રાજા જયાં જયાં પોતાની ચક્ષુ નાંખતો હતો, ત્યાં ત્યાં સર્વત્ર એક છતાં પણ પોતાના પુત્રને અનેક ( ઘણા ) જોતો હતો. કલ્પવૃક્ષની જેવા ત્રણ ભુવનને પૂજ્ય એવા જિનેશ્વરનો અવતાર થયો ત્યારે તે ઘરમાં હાથી, અશ્વ, રત્ન, કોઠાર અને કોશનો વિસ્તાર સમાયો નહીં. આ પ્રમાણે પ્રસન્ન મનવાળો તે રાજા એક ક્ષણવાર ત્યાં બેસીને પછી તરત જ માત્ર દેહવડે કરીને સભામંડપમાં ગયો. ત્યાં સિંહાસન ઉપર બેઠેલા રાજાને સામંત, મંત્રી, શ્રેષ્ઠી અને સેનાપતિ વગેરે પ્રધાનજનો મોટા ભેટણાં આપીને તથા પ્રણામ કરીને આ પ્રમાણે વર્ધાપન કહેવા પ્રવર્ત્યા–" હે દેવ ! કુળરૂપી આકાશતળમાં ચંદ્રની જેવા અને મનવાંછિત પદાર્થોના સમૂહને આપવામાં ચિંતામણિ રત્ન જેવા પુત્રના જન્મવડે તમે વર્ધાપન કરાઓ છો. " ત્યારે રાજાએ કહ્યું.–" તમને પણ હું વર્ધાપન કરું છું, કે જેઓનો ( તમારો ) સુર અને અસુરને પણ પૂજવાલાયક ચરણકમળવાળો આવા પ્રકારના મોટા પ્રભાવવાળો સ્વામી થશે. " ત્યારે પ્રધાનજનોએ કહ્યું, કે–" હે દેવ ! આપ કહો છો તે બરાબર છે પરંતુ પરમાર્થનો વિચાર કરતાં આ લોક સંબંધી થોડા ઉપકાર કરનારા અનેક સ્વામીઓ હોય છે, તથા આ ભવ અને પરભવનો ઉપકાર કરનાર તો આ જગતમાં દુર્લભ છે. હે દેવ ! આ પૃથ્વી શું વસુમતી નથી કહેવાતી ? કે જેને વિષે અક્ષત, અનુપમ અને સર્વને સામાન્ય આવા પ્રકારનું પુત્રરૂપી ધન ઉત્પન્ન થાય છે. પુત્રના મિષવડે કરીને આ ચિંતામણિ ઉત્પન્ન થયો છે. અન્યથા લોકોના મનવાંછિતની પૂર્ણતા શી રીતે થાય ? ગુણરૂપી રત્નના રોહણાચળ પર્વત જેવા આ પુત્રવડે કરીને હે દેવ ! પુત્રવાળા સર્વ લોકોને વિષે તમે એકલાએ જ વિજયપત્ર મેળવ્યું છે. " આ પ્રમાણે તેઓએ યથાયોગ્ય જિનેશ્વરની સ્તુતિ કરી, પછી તે લોકોનું રાજાએ સન્માન કર્યું, પછી તે સર્વે જેમ આવ્યા હતા તેમ પોતાને સ્થાને ગયા. આ પ્રમાણે ઉચિત દિવસે ચંદ્ર સૂર્યનું દર્શન અને છઠ્ઠી જાગરણ વિગેરે મોટા ઉત્સવ કરીને જગદ્ગુરુના જન્મથી બારમો દિવસ આવ્યો ત્યારે માતાપિતાએ નગરીનાં વિદ્વાન લોકોને અને કુળના વૃદ્ધ જનોને બોલાવ્યા, તેમને મોટા આદરથી સારું ભોજન કરાવવાપૂર્વક વસ્ત્ર અને આભરણાદિકવડે સન્માન કર્યું, દેવ અને ગુરુજનની પૂજા કરી, મંગળ વાજિંત્ર વાગવા લાગ્યા, વૃદ્ધ સ્ત્રીઓ મંગળવડે વાચાળ મુખવાળી થઇ, ઘણા જનપદના ( દેશના ) લોકો પ્રવેશ કરવા લાગ્યા, કુંકુમના પંકવડે ભાગવતીના મુખકમળ ઉપર વિલેપન કર્યું, માગણ લોકોને દાન આપવા લાગ્યા, તથા ભટ્ટનો સમૂહ શ્લોક બોલવા લાગ્યો, અત્યંત શ્યામ રાત્રિને વિષે પણ માતા પોતાની પાસે જતા સર્પને

અને સ્વપ્નમાં પણ સર્પને જોયો હતો, તેથી ભગવાનનું 'પાર્શ્વ' એવું યથાર્થ નામ પાડયું. નામની સ્થાપના કર્યા પછી ભગવાન પોતાના અંગુઠામાં દેવતાએ સંક્રમાવેલ મોટા અમૃત રસને પીવાવડે શરીરના પોષણનું કાર્ય કરતા હતા, અને પાંચ ધાત્રીવડે લાલનપાલન કરાતા તે બાલ્યાવસ્થાનું ઉલ્લંઘન કરવા લાગ્યા. ત્યારપછી દેવતાએ આણેલા ઉત્તરકુરુના શ્રેષ્ઠ કલ્પવૃક્ષના ફળના રસના આહારવડે અનુપમ લાવણ્ય, વર્ણ અને દેહના અવયવોની વિશેષ વૃદ્ધિ થવાથી સર્વ લોકોના લોચનને અત્યંત આનંદ ઉત્પન્ન કરનારા યૌવનના આરંભવડે દેદીપ્યમાન ભગવાન વિશેષ શોભાને પામ્યા. તે આ પ્રમાણે—

અતિ સ્નિગ્ધ અને કુટિલ કેશવડે શોભતું તે ભગવાનનું ઉત્તમાંગ( મસ્તક ) તેના મુખકમળમાં આસકત થયેલા હોવાથી જાણે આવી પડતા મુગ્ધ ભમરાવડે સહિત થયું હોય તેમ શોભે છે. નાસિકારૂપી વંશ સહિત તેનું ભાલપટ્ટ( કપાળ ) ત્રણ જગતને જીતનારી નેત્રકમળની લક્ષ્મીવડે શ્યામ છત્રની શોભાને ધારણ કરતું હોય તેમ શોભે છે. તેના શ્રોત્રયુગલ અનુપમ, સુંદર અને મોટી કાંતિના વિસ્તારરૂપી મનોહર લક્ષ્મીને ક્રીડા કરવાનો હીંડોળો જાણે કર્યો હોય તેમ શોભે છે. લાવણ્યના સમુદ્રરૂપ તેના મુખનો મનોહર અધર( ઓષ્ઠ ) જાણે કોમળ અને કાંતિવાળો પ્રથમ ઊગેલો વિદ્રુમનો પલ્લવ હોય તેમ શોભે છે. તેના સુંદર દાંતમાંથી ઉછળતી અતિ શ્વેત કાંતિનો સમૂહ જાણે કારુણ્યરૂપી મોટા સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલ તેના બાહુરૂપી મોટા અશોક વૃક્ષની બે લતા આકાશની કાંતિરૂપી પુષ્પવાળા હસ્તતળરૂપી નવા પલ્લવની જેવી પ્રગટ દેખાય છે ( શોભે છે ). તેના વક્ષ:સ્થળમાં રહેલ શ્રીવત્સનું લાંછન આ સર્વને શોભાવે છે, અન્યથા તે શકુનના વાંછિત ફળને શી રીતે આપે ? અતિ ઊંચા કટીતટ તથા પહોળા અને જાડા વક્ષ:સ્થળવડે શોભતા અને કૃશ ઉદરવાળા તે પ્રભુ સિંહના બાળકની શોભાને અત્યંત ધારણ કરે છે. અત્યંત મોટી ભૂમિકાવડે દેદીપ્યમાન સદ્ધર્મરૂપી મનોહર મહેલના જાણે બે થાંભલા હોય તેમ તેની પુષ્ટ બે જંઘા દેખાય છે. ( શોભે છે). મયૂરના ચૂડામણિ જેવા નમતા નર, અમર અને ઇંદ્રોના શોભતા મુગટમણિઓવડે તેના પદયુગલને, તેના નખની કાંતિના લાભને માટે જાણે સેવતા હોય, તેમ નિરંતર સેવે છે.

ઘણું કહેવાથી શું ? પર્વત, મગર, ભૃંગાર, અશ્વ, હાથી વિગેરે એક હજાર ને આઠ લક્ષણોવડે તેના અંગ અને પ્રત્યંગ શોભતા હતા, દેવભવના સમયે ઉત્પન્ન થયેલ અવધિજ્ઞાન, મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનરૂપી ત્રણ નેત્રને અનુસરનારા હતા, સર્વ લોકોના લોચનને આનંદ કરનારા હતા, અતિશય ગુણના સમૂહવડે જાણે પ્રાપ્ત કરેલી હોય તેવી સર્વ કળાઓ પોતે જ તેને અનુસરતી હતી, કુમારને યોગ્ય વિશેષ અભ્યાસ કરવાથી મોટા અર્થવાળા શાસ્ત્રસમૂહનું રહસ્ય પ્રગટ કરવાવડે મહાશાસ્ત્રના પારગામી વિદ્વાનોને પણ વિસ્મય પમાડતા હતા, સમગ્ર ભાષાવિશેષને જાણવામાં નિપુણ હતા, પ્રસ્તાવને યોગ્ય

પરિમિત અને મધુર વચન બોલવામાં કુશળ હતા. આ રીતે કુમારપણાનું ઉલ્લંઘન કરી અનુક્રમે કામદેવરૂપી પક્ષીના વન જેવા યૌવનને પ્રભુ પામ્યા. ત્યારપછી અનુપમ રૂપવાળા યૌવનને પામેલા સ્વામીએ સૌંદર્યની લક્ષ્મીવડે સૌભાગ્યને, સૌભાગ્યવડે ભાગ્યની પ્રાપ્તિને, ભાગ્યની પ્રાપ્તિવડે મોટી ઋદ્ધિના લાભવડે વિવેકને, વિવેકવડે કળાની કુશળતાને, કળાની કુશળતાવડે કીર્તિને અને કીર્તિવડે ત્રણ ભુવનને વિભૂષિત કર્યું. આ પ્રમાણે તે મહાત્મા સરખી વયવાળા રાજપુત્ર સહિત કદાપિ( કોઇક વખત ) અશ્વને વહન કરવાવડે, કદાપિ મદોન્મત્ત હસ્તીના દમનવડે, કદાપિ કોયલની જેવા સુંદર કંઠવાળા ગાયકોએ પ્રારંભેલા શુદ્ધ ગીતના સાંભળવાવડે, કદાપિ નૃત્યકળામાં નિપુણ વેશ્યાઓના નાટકને જોવાવડે, કદાપિ પ્રમાણ અને પ્રમેયના વિષયવાળા વિચારની કલ્પનાવડે તથા કદાપિ દૂર દેશથી આવેલા દર્શનના અભિલાષાવાળા લોકોને સર્વ સમય આપવાવડે વિવિધ પ્રકારે ક્રીડા કરવા લાગ્યા. તથા વળી–આ ભુવનગુરુની જેને વિષે કુશળતા ન હોય, એવી કોઈ કળા પણ નથી, તેવું કોઇ શાસ્ત્ર નથી, એવો કોઈ પૂર્વપક્ષ નથી, તેવો કોઇ ઉત્તરપક્ષ નથી, અથવા તો સર્વજ્ઞ ભગવાનને આ સર્વ કેટલું માત્ર છે ? આ રીતે એઇ પાંચ જાતના રાજરત્નના સમૂહથી બનાવેલા અને મેરુગિરિ જેવા ઊંચા પ્રાસાદને વિષે રહેતા ભગવાન સુખે કરીને દિવસોને નિર્ગમન કરવા લાગ્યા. ત્યારપછી કોઇક દિવસ સર્વે સામંત, મંત્રી અને માંડલિક રાજાઓથી પરિવરીને સભામંડપમાં બેઠેલા અશ્વસેન રાજાના વિવિધ પ્રકારના શસ્ત્રને હાથમાં ધારણ કરનાર અંગરક્ષકો પોતાને સ્થાને રહ્યા હતા, દૂર દેશથી આવેલા રાજાના દૂતો પ્રવેશ કરતા હતા, પૂર્વના લૌકિક કાર્યોનો વિચાર થતો હતો, અને સીમાડાના રાજાના મોટા મૂલ્યવાળા ભેટણા મૂકાતા હતા, તે વખતે પ્રતિહારે ત્યાં આવીને પૃથ્વીતળ ઉપર સ્પર્શ કરતા મસ્તકવડે પ્રણામ કરીને વિનંતિ કરી, કે–" હે દેવ ! સારા નેપથ્ય અને સારી કાંતિવાળા શરીરવાળો, કેટલાક વૃદ્ધ અને નિપુણ પુરુષો સહિત, હું માનું છું કે, કોઇક મોટા રાજાનો પ્રધાન પુરુષ તમારા દર્શનની ઇચ્છાવાળો દ્વારને વિષે રહેલ છે. " ત્યારે રાજાએ કહ્યું, કે–" તેને જલદી પ્રવેશ કરાવ. " ત્યારે તેના વચનની પછી તરત જ પ્રતિહારે તેને પ્રવેશ કરાવ્યો. તે પુરુષ રાજાના પાદને પ્રણામ કરી સુખાસન ઉપર બેઠો. તે વખતે રાજાએ તેને પૂછ્યું કે–" હે ભદ્ર ! તું કયાંથી આવ્યો છે ? અને શા કામ સારૂ આવ્યો છે ? " ત્યારે તે બોલ્યો, કે–" હે દેવ ! આપ સાંભળો—

સમગ્ર પુરોને વિષે મોટાપણાને પામેલું અને ભાગ્યશાળી મોટા પુરુષોથી વ્યાપ્ત, શ્વેત ધ્વજાવડે શોભતા ઊંચા શિખરવાળા દેવાલયવડે ગૌરવને પામેલું કુશસ્થલ નામનું નગર છે. તેમાં નમતા મોટા સામંતોના મુગટના મણિની કાંતિરૂપી જળવડે ધોવાયેલા પાદપીઠવાળો અને પોતાના પ્રતાપવડે ગર્વિષ્ઠ શત્રુના સમૂહને આક્રમણ કરતો (વશ કરતો) **નરધર્મ** નામે રાજા છે. તેના શરીરના સાતે ધાતુ સર્વજ્ઞના ધર્મરૂપી રસે કરીને વ્યાપ્ત

ઇંદ્રવડે પણ ધર્મથી ચલિત કરવાને અશક્ય છે, તથાપ્રકારની ઇચ્છા નહીં છતાં પણ બાહ્ય વૃત્તિથી રાજ્યસુખને અનુભવતા છતાં પણ (આ રીતે વિચારતો હતો) "તે સારો દિવસ કયો હશે? અથવા મારો સંમત તે કયો સમય હશે? સારું પવિત્ર તે નક્ષત્ર પણ મને ક્યારે પ્રાપ્ત થશે? કે જે વખતે પુત્રને વિષે રાજ્યનો ભાર નાંખીને ભરત રાજાની જેમ સુગુરુ પાસે દીક્ષા અંગીકાર કરીને સ્વજનાદિક લોકની અપેક્ષા રહિત, સંગ રહિત, છઠ્ઠ અઠ્ઠમ વિગેરે તપ કરવાથી કૃશ શરીરવાળો હું વિહાર કરીશ? અને છેવટે સારી રીતે આરાધના કરીશ?" ઇત્યાદિ વિચાર કરીને તે બુદ્ધિમાન બીજે કોઇ અવસરે **પ્રસેનજિત** નામના પુત્રને રાજ્ય પર સ્થાપન કરીને જિનેશ્વરની પાસે દીક્ષા ગ્રહણ કરીને તેવા કોઇપણ ક્રમવડે તે નીકળ્યા, કે જેના વડે અતિ દુષ્કર કાર્ય કરનારાનું મન પણ અતિ આશ્ચર્ય પામ્યું." આ પ્રમાણે સાંભળીને અશ્વસેન રાજા વિસ્મયના વશથી વિકસ્વર મુખ-કમળવાળો થઇને સામંતાદિકની પાસે આ પ્રમાણે કહેવા લાગ્યો, કે-"આ આશ્ચર્ય જુઓ કે-કેટલાક મનુષ્યો એક વરાટિકા(કોડી)નો પણ ત્યાગ કરતા નથી, અને બીજા કેટલાક રાજ્યલક્ષ્મીને પણ ધર્મને માટે તૃણની જેમ તજે છે. કેટલાક કામદેવના રૂપને તિરસ્કાર કરનારા શરીરવાળા છતાં પણ શરીરને વિષે આસક્ત થતા મુખરૂપી ચંદ્રવડે, શરીરરૂપી સૂર્યવડે, બે નેત્રરૂપી સૌમ્ય(સૌમ્યતાવાળા-બુધ)વડે રત્નભરરૂપી ગુરુ-(ભારે-બૃહસ્પતિ)વડે, કવિ(વિદ્વાન-શુક્ર)વડે, વખાણવાલાયક મધ્ય ભાગવડે, મંદ ગતિવાળા (શનિ), લોહિત (લાલ-મંગળ) એ ચરણકમળવડે, કેતુ (વક્ર-કેતુગ્રહ) કેશ-પાશવડે, તારા (મનોહર-તારાઓ) લોચન કાંતિવડે બનાવેલી નથી, અને કેટલાક અનેક રોગે કરીને વ્યાકુળ છતાં પણ તે દેહને વિશે જ રાગ કરે છે. કેટલાએક સારા રૂપવાળી સ્ત્રીને વિષે ચક્ષુ પણ નાંખતા નથી, અને બીજા કેટલાક સંકલ્પથી કલ્પના કરેલી તે સ્ત્રીને વિષે મોહ પામે છે. કેટલાએક ધીર પુરુષો રાગરૂપી રાજની સાથે પણ મત્સરથી યુદ્ધ કરે છે, અને બીજા કેટલાક સ્ત્રીના અર્ધ નેત્રવડે જોવાયાથી ક્લેશ પામે છે. સુકૃતને સારી રીતે કરનારા કેટલાક વિકસ્વર મુખવાળા થઇને મરણને પણ ઇચ્છે છે, અને બીજા કેટલાક તે મરણનું સ્મરણ થતાં જ ભયથી વ્યાકુળ થઇને ચમકી જાય છે. તથા કેટલાએક પ્રીતિવાળા પણ બંધુજનને અસારની બુદ્ધિથી તજી દે છે, અને કેટલાક કજીયા કરવાવડે મલિન એવા પણ તે બંધુજનને યત્નવડે શોધે છે. આ પ્રમાણે મનુષ્યપણું તુલ્ય છતાં પણ તમે તર્ક કરો કે અનુપમ (અસાધારણ) વિશેષ ચેષ્ટાવાળું આવું અનુષ્ઠાન ભિન્ન ચિત્તવૃત્તિવાળાનું શી રીતે દેખાય?" આ પ્રમાણે અશ્વસેન રાજાએ મોટા વિસ્મયવડે અધિક ઉછળતા વાણીના વિસ્તારવડે કહ્યું, ત્યારે સભાજનોએ 'तहत्ति' (તમે કહો છો તેમજ છે) કહીને સર્વ સ્વીકાર્યું. ત્યારે દૂતે કહ્યું કે-"હે દેવ! પ્રસ્તુત અર્થને સાંભળો." ત્યારે રાજાએ તે અંગીકાર કર્યું, ત્યારે તે દૂત બોલ્યો કે-"સામાન્ય (સરખી ઋદ્ધિવાળા) હજારો રાજાઓ જેના માર્ગને અનુસરે છે, જેણે યાચક વર્ગના મનોરથ પૂર્ણ કર્યાં છે,

રથની જેમ જે પોતાના ચક્ર( સમૂહ )ને ચલાવવામાં કુશળ છે, વખાણવા લાયક પરાક્રમવડે જેણે શત્રુના પક્ષને દબાવી દીધો છે, જિનેશ્વરના ચરણની પૂજારૂપી જળવડે જેણે પાપરૂપી મળને ધોઇ નાંખ્યો છે, સિદ્ધાંતનો સાર સાંભળવાવડે જે નિર્મળ વિવેકી છે, સારા સાધુજનની ઉપાસના કરવાવડે જેનું સમકિત વિશુદ્ધ છે, સમુદ્રની જેમ જેનો મધ્ય ( હૃદય ) પામી શકાતો નથી, અને સૂર્યની જેમ જેનો પ્રતાપ હણાયો નથી, એવો શ્રી પ્રસેનજિત રાજા પૂર્વના ક્રમવડે રાજ્યનું પાલન કરે છે. પછી કાળના ક્રમવડે અનુપમ રૂપ અને લાવણ્યવડે શોભતી **સ્વયંપ્રભા** નામની તેની ભાર્યાને સારા સ્વપ્નથી સૂચન કરેલા જન્મવાળી **પ્રભાવતી** નામની શ્રેષ્ઠ પુત્રી ઉત્પન્ન થઇ છે. તે હંમેશા વૃદ્ધિ પામતા લાવણ્ય, વર્ણ અને સૌંદર્યાદિક ગુણોવાળી ચંદ્રની જાણે મૂર્ત્તિ હોય તેમ સર્વ કળાના સમૂહને પામી, અને અનુક્રમે સમગ્ર લોકના લોચનના ઉત્સવરૂપ યૌવનને પામી છે. ચંદ્ર જેવા મુખવડે, સૂર્ય જેવા શરીરવડે, બુધ જેવા બે નેત્રોવડે, ગુરૂ ( બૃહસ્પતિ ) જેવા સ્તનભારવડે, કવિ( શુક્ર )વડે કીર્તન કરવાલાયક મધ્યભાગવડે, શનિ જેવા મંદ ગતિ-વાળા, કેતુ જેવા કેશના સમૂહવડે અને તારા જેવી લોચનની કાંતિવડે સર્વ જ્યોતિષના સમૂહવડે જાણે બનાવી હોય તેમ શોભતી તે કુમારી સખીજન સહિત વિવિધ ક્રીડાવડે ક્રીડા કરતી કોઇક વખત **મયૂર** નામના ઉદ્યાનમાં ગઇ. ત્યાં આમતેમ ચાલતી તે પુષ્પને ચુંટતી હતી તે વખતે તેણીએ ઘણા પાંદડાવાળી શાખાઓના સમૂહવડે સૂર્યના કિરણોના વિસ્તારને રોકતા એક તમાલ વૃક્ષની નીચે લીન થયેલ કિન્નરીઓએ ગાયેલી આ બે ગાથાઓ સાંભળી. " સમગ્ર કળારૂપી કલહંસના સમૂહને કમલાકર ( સરોવર ) સમાન, સુકૃતનો ભંડાર, શ્રી અશ્વસેન રાજાના કુળરૂપી આકાશતળમાં રહેલ નિર્મળ ચંદ્ર સમાન, જયવડે પ્રકાશમાન અને મોટા સૌભાગ્યવડે કામદેવના ગર્વનો નાશ કરનાર શ્રી પાર્શ્વનું પાણિગ્રહણ કદાચ બહુ પુણ્યવાળી કન્યા કરી શકે. " આ પ્રમાણે કાંઇક કુમારના ગુણનું કીર્તન સાંભળીને તે બાળા કહી ન શકાય તેવા અને પૂર્વે કોઇપણ વખત નહીં અનુ-ભવેલા રસાંતરને પામી. તે વખતે જાણે ક્રોધ પામેલા હોય તેવા કામદેવે અવસર પામીને એકી વખતે જ પોતાના પાંચે બાણોવડે તેણીને તાડન કર્યું. ત્યારપછી જાણે સૂતી હોય, જાણે મદોન્મત્ત થઇ હોય, અને જાણે મૂર્છા પામી હોય તેમ કુમારનું જ અંતઃકરણમાં ધ્યાન કરતી, આંખોને મીંચતી અને પ્રસાદનું સ્થાન છતાં પણ પ્રિય સખી જનની સાથે નહીં બોલતી તે બાળા વારંવાર સખીઓએ બોલાવી છતી પણ મૌન ધારણ કરીને રહી. " અરે ! હા ! હા ! અયોગ્ય કાળે પણ વિધાતાએ આ શું કર્યું ? " એ પ્રમાણે કરુણા સહિત વિલાપ કરતી સખીઓને આશ્વાસન કરવા માટે અયોગ્ય કાળે પણ હુંકાર શબ્દ કરવા લાગી. તે વખતે "જે ગાથાના ગીતને સાંભળવાથી આને કામદેવનો વિકાર થયો છે" એમ સંભાવના કરતી સખીઓએ તેણીને કહ્યું કે–" હે પ્રિય સખી ! તું ભાગ્યશાળી છે, કે જેનો ( તારો ) સારા સ્થાનમાં અનુરાગ થયો છે. કેમકે તું રાજહંસની પુત્રી છે, અને

તે કુમાર કમલાકર છે, તેથી હે વહાલી ! આ બન્નેનો સંગમ કોને પસંદ ન પડે ? પરંતુ ધીરજનું આલંબન કરીને તું આ પ્રસ્તુત અર્થને વિષે કાંઇક કાળના વિલંબને સહન કર, કે જેથી તું મનવાંછિત પામી શકે. "

આ પ્રમાણે મનોહર વાણીવડે આશ્વાસન આપીને તેને તેના મંદિરમાં તેઓ લઇ ગઇ, પરંતુ ત્યાં પણ બહાર કે મધ્યે ( અંદર ), એકાંતમાં કે જનસમૂહમાં, રાત્રિએ કે દિવસે, શય્યામાં કે આસનમાં તથા ઘરના આંગણામાં કે વનમાં કોઇ પણ ઠેકાણે તે રતિને પામતી નહોતી. પરંતુ માત્ર લાંબા નીસાસાવડે ઓષ્ઠરૂપી પલ્લવને સુકાવતી દુઃખથી ઉછળતી મંદ વાયુએ ચલાવેલ વૃક્ષની શાખાની જેમ વસ્ત્રને ચલાવવા લાગી. પછી તે સખીઓએ જલદી જલદી જઇને પ્રસેનજિત રાજાને તેણીનું સર્વ વૃત્તાંત વિસ્તારથી કહ્યું. રાજા પણ તે સાંભળીને તુષ્ટમાન થઇ બોલ્યો કે–" અહો ! મારી પુત્રી વિશેષ જ્ઞાની છે, કે જેની બુદ્ધિ જગતના ચૂડામણિરૂપ અશ્વસેન રાજાના પુત્રને વિષે આસક્ત થઇ. મેં પણ પહેલાં જ સ્વયંપ્રભા દેવીની પાસે કહ્યું હતું કે–આ પુત્રી પાર્શ્વકુમારને આપવા યોગ્ય છે. તેથી આ સત્ય થયું. કેમકે અનુકૂળ દેવ સર્વનું કલ્યાણ કરે છે. અને આ પ્રમાણે અમારા મનવાંછિત અર્થને સાધવામાં પ્રધાન આ પુત્રીનું વાંછિત છે. આ પ્રમાણે તેની પાસે જઇને તમે તેને નિવેદન કરો " ત્યારે સખીઓએ ત્યાંથી પાછી આવીને હર્ષ સહિત આ સર્વ હકીકત રાજપુત્રીને નિવેદન કરી. ત્યારે તે કન્યા તેને અમૃતરસની જેમ શ્રવણપુટવડે પાન કરીને વિયોગની વેદનાથી કાંઇક શાંતિ પામી, તો પણ ચંદ્રને ઇચ્છતી નથી, ચંદનને વખાણતી નથી, પુષ્પમાળાને ધારણ કરતી નથી, કાકલીના ( કોયલના ) ગીતને સાંભળતી નથી, શૃંગારને પહેરતી નથી, તથા માલતી વિગેરેના પુષ્પના સમૂહને બહુ માનતી નથી. કેવળ અશ્વસેન રાજાના પુત્રના નામરૂપી મંત્રાક્ષરોને જ જીવિતની રક્ષાના કારણ રૂપ હોવાથી વારંવાર એકાગ્ર મનવાળી થઇને યોગને પ્રાપ્ત થઇ હોય તેમ સમગ્ર બહારના વ્યાપારનો ત્યાગ કરી સ્મરણ કરવા લાગી. આવા પ્રકારનું તેણીનું સ્વરૂપ જાણીને પ્રસેનજિત રાજા આ સ્વયંવર થયો એમ જાણીને હે દેવ ! તમારી પાસે ઘણા હાથી, અશ્વ વિગેરે સહિત તેણીને મોકલવા તૈયારી કરવા લાગ્યા, તેટલામાં કલિંગ દેશના રાજા અને બીજા પણ સીમાડાના રાજાઓ પ્રગટ ઇર્ષ્યાવાળા થઇ " અમારા જીવતા છતાં જો આવું સ્ત્રીરત્ન બીજે ઠેકાણે જાય છે, તો અમારી શૂરતાની વાર્તા પણ જતી રહી. " એમ વિચારતા તે સર્વે પૂર્વે કરેલી અભ્યર્થના( માગણી )ને સંભારીને વિલખા થયા, અને સર્વ સૈન્ય સહિત તે નગરીને વીંટીને રહ્યા છે. ત્યારે રાત્રિએ પ્રસેનજિત રાજા પોતાનું સૈન્ય તૈયાર કરી આક્રમણ કરવાવડે શત્રુઓને ઉપદ્રવ કરવા લાગ્યો. આ પ્રમાણે દુઃખી અવસ્થા થવાથી **સાગરચંદ્ર** મંત્રીનો **પુરૂષોત્તમ** નામનો હું પુત્ર હે દેવ ! તમારી પાસે આવ્યો છું. હે દેવ ! આ વૃત્તાંત સાંભળીને તમને જે કાંઇ ઉચિત લાગે, તે તમે કરો. " આ સાંભળીને અશ્વસેન રાજા પણ કોપ પામ્યો. તથા ભ્રકુટિ ચડાવવાથી ભયંકર મુખવાળા, કોપથી રાતા થયેલ નેત્રોને

ઉછાળતા, અને હાથમાં વિવિધ શસ્ત્રોને ધારણ કરનારા સર્વે સુભટના સમૂહ ક્ષોભ પામ્યા. તે વખતે અશ્વસેન રાજાએ અમાત્યને આજ્ઞા આપી, કે-" હાથી, અશ્વ, સુભટ અને રથના સમૂહને એકદમ તૈયાર કરાવ." ત્યારે તે અમાત્યે તરતજ પૃથ્વીતલના સમૂહને ક્ષોભ પમાડનારી મોટી ભેરી વગડાવી. ત્યારપછી અકસ્માત તેનો શબ્દ સાંભળવાથી ક્ષોભ પામેલા સુભટ અને હાથીના સમૂહ ઉછળવા લાગ્યા, અશ્વ અને ખચ્ચરની ખુરીના અગ્ર ભાગવડે ખોદાયેલી પૃથ્વી ઉપરથી ઉડતા રજના સમૂહવડે આકાશનો અવકાશ રૂંધાઇ ગયો. તે જોઇને ચતુરંગ સેનાની તૈયારીની સંભાવના કરીને જગદ્ગુરુ પાર્શ્વકુમાર રાજાની પાસે આવ્યો. અને પ્રણામ વિગેરે વિશેષ પ્રતિપત્તિ ( સેવા ) કરીને તરત જ આદર સહિત કિંકરે આણેલા સિંહાસન ઉપર બેસીને બોલવા લાગ્યો, કે-" હે પિતા ! તમારા દેશમાં શું કોઇએ ઉપદ્રવ કરવાનો આરંભ કર્યો છે ? કે જેથી કરીને અયોગ્ય કાળે પણ રાજાઓ આમતેમ પાદનિક્ષેપ કરે છે, રાજમાર્ગ દુઃસંચારવાળા થયા છે, મોટી ઉછળેલી રેણુના સમૂહથી રૂંધાયેલા દિશાના સમૂહો દુઃખથી જોઇ શકાય તેવા થાય છે, વાયુએ ઉડાડેલા ગંધહસ્તીના કુંભસ્થળના સિંદૂર સમૂહના પરાગવડે રંજિત થયેલા કિરણસમૂહવાળું સૂર્ય-મંડળ જાણે અસ્તગિરિ ઉપર ચાલ્યું ગયું હોય તેમ દુઃખે કરીને જોવાલાયક થયું છે, તથા કમળવનના વિકાસના અનુમાનથી દિવસ પૂર્ણ થયો જણાય છે. તેથી કરીને હે પિતા ! આ બધું શું છે ?" ત્યારે રાજાએ કહ્યું, કે-" હે વત્સ ! પ્રસેનજિત્ નામના મહારાજાએ મોકલેલ આ અમાત્યપુત્ર પુરૂષોત્તમ તને સર્વ વૃત્તાંત કહેશે, તેને તું સાવધાન થઇને સાંભળ." પછી રાજાના અર્ધનેત્રના જોવાથી ઉત્સાહ પામેલા તે પુરુષોત્તમે તેને પ્રણામ કરીને મૂળથી સર્વ વૃત્તાંત યથાર્થ કહ્યો. ત્યારે કાંઇક હાસ્યના વશથી ઉઘાડેલા ઓષ્ઠપુટમાંથી નીકળતા મનોહર દાંતના કિરણોના સમૂહવડે દિશામંડળને શ્વેત કરતા કુમારે કહ્યું કે—

" હે પિતા ! આ તો થોડુંક જ કાર્ય છે. આટલા માત્રવડે પણ તમે તમારા આત્માને કેમ પ્રયાસ પમાડો છો ? હું પણ તેને યોગ્ય ઉપક્રમ કરીશ, તે દુષ્ટ શું માત્ર છે ? જેથી મારા હોવા છતાં જો તમે આવા પ્રકારના કાર્યમાં પ્રયાસ (કષ્ટ) કરો, તો પછી પુત્ર શું કરે ?" આ પ્રમાણે બોલતા તે જગદ્ગુરૂને મોટા સ્નેહથી રાજાએ પોતાના ઉત્સંગમાં બેસાડીને તથા મસ્તક ઉપર ચુંબન કરીને કહ્યું કે-" હે વત્સ ! બીજો કોણ આવું કહેવાને જાણે છે ? અથવા બીજા કોનો આવો વિશુદ્ધ બુદ્ધિનો ઉત્કર્ષ છે ? આ પ્રમાણે દુષ્ટ જનને અનુશાસન કરવું યોગ્ય જ છે. માત્ર અત્યારે પણ તારો પર્યાય (વય) સંગ્રામને યોગ્ય નથી, તેથી તું અહીં જ રહે, હું પોતે જ તે મોટા શત્રુનો નિગ્રહ કરીશ." ત્યારે કુમારે કહ્યું, કે-" હે પિતા ! શરીરનો નાનો કે મોટો પર્યાય કહેવો, તે કારણ નથી, તેથી કરીને જ હું કાર્યને સાધનાર થયો છું.-સર્વ જગતમાં પ્રસરેલો અંધકારનો સમૂહ સૂર્યના લેશ માત્ર તેજથી પણ વિનાશ પામે છે, તેથી મોટાપણું શ્લાઘા કરવા લાયક છે, એ યુક્ત નથી. લઘુપણું પણ નિંદાને યોગ્ય કેમ હોય ? કેમકે અણુ જેટલો પણ શ્રેષ્ઠ મણિ

પર્વતના શિખર જેવા મોટા પણ ગરલ( ઝેર )ને દૂર કરે છે; તેથી મને આજ્ઞા આપો, તે દુરાચારી કેટલા માત્ર છે? ( શું હિસાબમાં છે ? )" ત્યારે પિતાએ આજ્ઞા આપી. એટલે તે કુમાર પોતાને મહેલમાં ગયો. પછી મોટા આભૂષણાદિક આપવાવડે પુરુષોત્તમને તુષ્ટમાન કરીને સારા મુહૂર્ત્ત સમયે કુમારે પ્રયાણ કર્યું. તે વખતે અશ્વસેન રાજાના કહેવાથી ચતુરંગ સૈન્ય સહિત સામંત રાજાઓના સમૂહ તત્કાળ કુમારની પાસે આવ્યાં. તે વખતે શ્વેત છત્રને ધારણ કરનાર, શ્રેષ્ઠ શ્વેત બે ચામરવડે વીંઝાતા, મોટા હાથી ઉપર ચડેલ અને અનેક રાજાઓથી પરિવરેલ તે કુમારની આગળ ચારણભાટનો સમૂહ યશ ગાવા લાગ્યો, ચાર પ્રકારના વાજિંત્ર વાગવા લાગ્યા, અશ્વના હેષારવવડે અને હાથીની ગર્જનાના શબ્દસમૂહવડે આકાશ ભરાઇ ગયું. દરેક સમયે ઉત્પન્ન થતા શુભ શકુનવડે વૃદ્ધિ પામતા ઉત્સાહવાળો, તથા જેની આગળ મોટા સુભટો હક્કાર પોક્કાર કરી રહ્યા છે એવો તે કુમાર ચાલ્યો. આ પ્રમાણે સમગ્ર સૈન્યના સમૂહવડે પૃથ્વીતલને અત્યંત ભરી દેતા તે મહાત્મા જેટલામાં પહેલા પ્રયાણે પહોંચ્યા, તેટલામાં પૃથ્વીતળને સ્પર્શ નહીં કરતો, અનેક દિવ્ય શસ્ત્રોથી ભરેલો અને માતલિ નામના સારથિવડે યુક્ત એવો એક રથ પ્રાપ્ત થયો. તે વખતે મસ્તકવડે પૃથ્વીતળને સ્પર્શ કરતો માતલિ પ્રભુને પ્રણામ કરી કહેવા લાગ્યો કે-"હે દેવ! મારું વચન સાંભળો. ચારના ( ગુપ્ત પોલીસના ) અધિકારમાં નીમાયેલા દેવના વચનવડે આ વૃત્તાંત જાણીને દેવના ઇંદ્ર હરિએ ( શક્રે ) તમારી પાસે મને રથ સહિત મોકલ્યો છે, તેથી હે નાથ! મહેરબાની કરીને આ રથ ઉપર તમે આરૂઢ થાઓ, અને તેમ કરવાથી ઈંદ્રની પ્રાર્થનાનો ભંગ ન થાઓ." આ પ્રમાણે તેના કહેવાથી ભુવનપ્રભુ તે રથ ઉપર આરૂઢ થયા. પછી નગર અને આકરવડે રમણીય પૃથ્વીવલયને જોતા તે જવા લાગ્યા. આ પ્રમાણે નિરંતર પ્રયાણવડે જતા તે પ્રભુ કુશસ્થળ નામના મોટા નગરની પાસેના ઉદ્યાનમાં પ્રાપ્ત થયા. ત્યાં સ્કંધાવારનું સ્થાપન કરીને પછી પોતે ભુવનનો ક્ષય અને રક્ષણ કરવામાં સમર્થ ભુજદંડવાળા છતાં પણ અને પ્રલય કાળના પ્રચંડ સૂર્યમંડળની જેવા મોટા પ્રતાપવાળા છતાં પણ કરુણાના સમૂહવડે ભરપૂર મનવાળા "આ કીડા જેવા રાજાઓને પીડા કરવાથી શું ફળ?" એમ મનમાં વિચાર કરતા પ્રભુએ સામ વગેરે નીતિમાર્ગમાં વિચક્ષણ અને પ્રસ્તાવ( સમય )ને ઉચિત બોલવામાં હુશિયાર એવા દૂતને વિશેષ કહેવા લાયક પદાર્થને શીખવીને કલિંગ રાજા વિગેરે શત્રુની સમીપે મોકલ્યો. ત્યારે મસ્તક ઉપર તેની આજ્ઞાને ધારણ કરતો તે દૂત મોટા સંરંભવડે વિલંબ રહિત ( શીઘ્ર ) ગતિ કરીને તેમની પાસે ગયો, અને કહેવા લાગ્યો કે-"હે રાજાઓ! કુશલપણાના અર્થી પુરુષોને પોતાના સામર્થ્યને યોગ્ય સમારંભ [illegible] છે. કેમકે તક્ષક નાગરાજના ફણા રત્નને ગ્રહણ કરવામાં [illegible] પણ [illegible] ભાગી થતો નથી. તે આ પ્રમાણે-ઐરાવણ જેવો પર્[illegible] માંથી [illegible] પણ હાથીઓ જો પર્વતના કટકને વિંધવા માંડે, [illegible] વળે.

કાર્યમાં નિપુણ પુરુષ "આ કોણ છે? અથવા હું કોણ છું?" એમ પોતાનું અને બીજાનું આંતરું જાણીને પ્રવર્તે અથવા પાછો ફરે. અગ્નિને ઓળંગવા માટે તત્પર થયેલ પતંગીયાના સમૂહની જેમ તેજસ્વી પુરૂષનું આક્રમણ કરવાને પ્રવર્તેલો પુરૂષ ક્ષયને પામે છે, તેમાં શું આશ્ચર્ય? ભુવનના સ્વામીને વિષે આસક્ત થયેલી સિંહણની જેવી પ્રભાવતીની ઇચ્છા કરતા તમે અવશ્ય શિયાળની જેમ નાશ પામશો. જેની પાસે સુર અસુર સહિત સમગ્ર ત્રણ જગત પદાતિ તુલ્ય (જેવું) છે, તેવા ત્રણ લોકોને પૂજવા લાયક આ પ્રભુની સાથે તમારે વિરોધ કેમ હોય? તેથી અકસ્માત્ પોતાના કુળનો નાશ કરવા માટે કેમ પ્રાપ્ત થયા છો? કેમકે સિંહની સાથે મૃગલાનું યુદ્ધ યોગ્ય નથી." આ પ્રમાણે તે દૂતે કહ્યું ત્યારે કોપથી રક્ત થયેલા બન્ને નેત્રવાળો કલિંગ રાજા વિગેરે શત્રુનો સમૂહ બોલવા લાગ્યો. "હું દૂત છું એમ બોલનાર તું હણવા યોગ્ય નથી. અન્યથા તું હણવા યોગ્ય જ છે, કે જેથી અમારી પાસે પણ તું અત્યંત અયોગ્ય બોલ્યો છે." ત્યારે દૂતે કહ્યું કે-"હજુ પણ તમે દુઃશિક્ષિત (મૂર્ખ) છો, તેથી અમારા સ્વામીના ત્રણ ભુવનમાં પ્રચંડ પરાક્રમને તમે જાણતા નથી." એમ કહીને દૂત પાછો ફર્યો. અને અત્યંત ક્રોધને ધારણ કરતા તેઓએ દુઃખે કરીને વારી શકાય એવું ચતુરંગ સૈન્ય તૈયાર કર્યું. દૂતે પણ જઇને ભુવનના સ્વામી પાર્શ્વને સર્વ વૃત્તાંત કહ્યું. ત્યાર પછી પ્રભાકર મંત્રીએ કલિંગરાજ વિગેરે શત્રુ રાજાઓને કહ્યું કે-"અરે રે! રાજાઓ! યોગ્ય બોલનાર દૂતનો પણ તિરસ્કાર કરીને પોતાના આત્માને પ્રમાણ કરતા તમે કેમ આવું નિઃસાર જેમ તેમ બોલ્યા? શું તમે આ પણ નથી જાણતા કે ચૌદ મહાસ્વપ્નોવડે જેનો અવતાર સૂચવાયો છે, જેના ચરણકમળ સર્વે સુર અસુરને વાંદવા લાયક થયાં છે, જેના જન્મ થયા પછી તરત જ વૈશ્રમણ નામના યક્ષરાજે નાંખેલા સુવર્ણના નિધાનવડે નગરીના સર્વ લોકોને દારિદ્રરહિત કર્યા છે, તથા જેણે સમગ્ર રોગ અને શોક દૂરથી નાશ કર્યાં છે, એવા આ પાર્શ્વકુમાર છે. (તે શું તમે નથી જાણતા?) આ હકીકત મને ગુપ્તચરે કહી છે, કે-"ઇંદ્રે માતલિ સારથિ સહિત અને અનેક દિવ્ય આયુધોથી પરિપૂર્ણ પોતાનો વિજય રથ આ કુમારને યુદ્ધ સમયે આરોહણ કરવા માટે મોકલ્યો છે." તેથી કરીને તમે પોતાના આત્માનું રક્ષણ કરો. અકસ્માત જ દુર્નયરૂપી પવનથી પ્રેરાયેલા તમે પતંગીયાની જેમ તેના કોપરૂપી અગ્નિને વિષે કેમ પડો છો? ત્રણ લોકને પૂજવા લાયક આ કુમારની સેવા કરનારા તમને લઘુપણાનું કલંક નહીં લાગે, કેમકે તે ત્રણ જગતના બંધુરૂપ છે. તેથી તેની સેવાને પામેલા જીવોને બન્ને ભવ સંબંધી અર્થની પ્રાપ્તિ હસ્તતળમાં જ રહેલી છે." આ પ્રમાણે સાંભળીને તત્કાળ ભયથી ક્ષોભ પામેલા તેઓ યથાવસ્થિત (સત્ય) અર્થનો વિચાર કરી કહેવા લાગ્યા, કે-"હે શ્રેષ્ઠ મંત્રી! અમે કાર્ય અકાર્યનો વિચાર કર્યા વિના અયોગ્ય કાર્યનું આચરણ કર્યું, પરંતુ હવે તેં અમોને યથાસ્થિત અર્થના વિસ્તારવડે સારી રીતે પ્રતિબોધ કર્યો છે, તેથી તું કહે કે અમારે તે

ભુવનનાથના દર્શન કેવી રીતે કરવા? અથવા પોતાના દુશ્ચરિત્રને ખમાવવાવડે અમારા મનની શાંતિ શી રીતે કરવી?" ત્યારે મંત્રીએ કહ્યું કે-"વ્યાકુળતા( ભય )નો ત્યાગ કરો, મોહને તજો, કેમકે તે પ્રભુ પ્રણયને વત્સલ છે. તેથી તમે છૂટા કેશ મૂકીને અને સ્કંધ ઉપર પરશુને ધારણ કરીને જલદી જઈને મોટા ઇંદ્રો જેના ચરણકમળમાં નમ્યા છે એવા તેને પ્રણામ કરો, હવે કાળક્ષેપ કરવો યોગ્ય નથી." તે સાંભળી 'તમે કહ્યું તે સત્ય છે' એમ કહી તે પ્રકારે સર્વ કરીને કલિંગરાજ વિગેરે સર્વ રાજાઓ ભગવાનની સમીપે ચાલ્યા, અને સિંહદ્વારની પાસે આવ્યા, ત્યાં પ્રતિહારે તેમને રોકયા.

ત્યારે તેઓએ કહ્યું કે-"હે દ્વારપાળ! તું અહીંથી જઇને મહારાજાને અમારું આગમન નિવેદન કર." ત્યારે મોટા હર્ષને પામેલ હાથમાં સુવર્ણ દંડને ધારણ કરતો તે પ્રતિહાર પ્રભુની પાસે ગયો, અને તેના પગમાં પડીને કહેવા લાગ્યો કે-"હે દેવ! જેમ નાગદમની વિદ્યાના પ્રભાવથી સર્પનું વીર્ય હણાઇ જાય છે, તેમ તમારા પ્રતાપથી હણાયેલા સામર્થ્યવાળો આ કલિંગદેશનો રાજા બીજા રાજાઓ સહિત પોતાને સ્થાને એક ક્ષણ માત્ર પણ પ્રીતિ નહીં પામવાથી પોતાના પરિવાર સહિત કંઠ ઉપર પરશુને ધારણ કરી તમારા ચરણકમળના પ્રણામરૂપી જળવડે પોતાના આત્માને નિર્મળ કરવા ઇચ્છતો દ્વારના તોરણની પૃથ્વી ઉપર આવીને રહ્યો છે, તો અહીં શું કરવું?" ત્યારે ભગવાને કહ્યું, કે-"કુઠારને દૂર કરીને સારા સત્કારપૂર્વક તેને જલદી પ્રવેશ કરાવ." ત્યારે "જેવી દેવની આજ્ઞા" એમ કહીને પ્રતિહાર ત્યાંથી નીકળ્યો. ત્યાં તે રાજાને પ્રભુનો આદેશ કહ્યો ત્યારે "મારા પર મોટી કૃપા કરી" એમ વિચારી પરશુને દૂર કરીને તથા કેશપાશને બાંધીને અનેક સેંકડો રાજા, દંડાધિપતિ, સંધિપાળ, દૂત અને સેંકડો મંત્રી સહિત ભુવન પ્રભુના સભામંડપમાં પેઠો. ત્યાં દૂરથી જ પરિવાર સહિત કલિંગ રાજાએ ત્રણ ભુવનના સ્વામી પાર્શ્વને મસ્તક નમાવી પ્રણામ કર્યા, અને પછી કપાલતળ ઉપર હસ્તકમળના કોશને ધારણ કરી કહેવા લાગ્યો કે-"હે દેવ! મારો દુર્નય પણ પૂર્વના કોઇ કુશળ કર્મના ઉદયવડે મોટા ઉદયના કારણપણે પરિણમ્યો છે, કે જેથી સમગ્ર સંપદા આપવામાં ચિંતામણિરૂપ આપના ચરણકમળ આજે અમારા ચક્ષુના વિષયને પામ્યા. આમ થવાથી અમે અમારા આત્માને અનર્થ કરનાર કેમ કહીએ? કે જેથી અન્યથા પ્રકારે આવા મોટા લાભનો સંભવ ન થાત. તેથી આપ પ્રસન્ન થાઓ, અને વિકલ્પ રહિત અમારું રાજ્ય, રાષ્ટ્ર, કોશ, કોઠાર, હાથી, અશ્વ અને રથનો સમૂહ સર્વ આપ ગ્રહણ કરો. અથવા આટલું કહેવાથી શું? હે દેવ! અમારું જીવિત પણ આપને આધીન છે, માટે જેમ આપને ભાસે તેમ ઉપયોગ કરીને આ જીવિતને કૃતાર્થ કરો. ચિંતામણિને નીચે કરનાર આપના ચરણકમળના દર્શનથી અમે માનીએ છીએ કે આ ભવ અને પરભવમાં અમે અમારા આત્માને કલ્યાણના ભાજનરૂપ કર્યો. જે આપના ચરણકમળમાં ત્રણ ભુવન પણ ભમરાપણાને પામે છે, તેને જોવાથી અમે શું કલ્યાણને નથી પામ્યા?" આ પ્રમાણે

જેટલામાં તેઓ મોટી ભક્તિવડે મનોહર વાણીવડે બોલતા હતા, તેટલામાં પુરુષોત્તમ પાસેથી કુમારના આગમનનું વૃત્તાંત જાણીને તથા યુદ્ધનો આડંબર શાંત થયો જાણીને તત્કાળ પ્રસેનજિત રાજા નગરમાં મહોત્સવ કરાવીને પોતાના સમગ્ર સૈન્ય સહિત નગરથી નીકળ્યો, અને પાર્શ્વકુમારની પાસે ગયો, અને ઉચિત સેવા કરીને સુખાસન ઉપર બેસીને આ પ્રમાણે બોલ્યો, "હું માનું છું કે–હે જગત્પ્રભુ! ખરેખર મારા પુણ્યથી જ તમે અહીં પ્રાપ્ત થયા છો; કેમકે અપુણ્યશાળીના ઘરમાં કદાપિ વસુધારા પડે જ નહીં. સુકૃતના સમુદ્રરૂપ તમારા સમાગમથી હું પણ પુણ્યનું સ્થાન થયો છું; કેમકે સત્પુરુષનો યોગ કોના ઉદયનો હેતુ ન હોય? મારા હૃદયરૂપી જે વનનો વૃક્ષ દુર્ગ્રહના ઉદયવડે સુકાઇ ગયો હતો, તે અકાળના મેઘ સમાન તમને પામીને જલદી પલ્લવિત થયો છે. તથા પ્રસરતા ઉત્તરોત્તર મોટા મનોરથરૂપી પુષ્પવાળો પણ થયો છે. હવે હે દેવ! તમારા પ્રભાવથી તે જલદી ફળની સંપદાને પામો, તેથી હે દેવ! આ મારી પ્રભાવતી પુત્રી જે પ્રકારે શીઘ્રપણે યથાર્થ નામવાળી થાય તે પ્રકારે અતિ પ્રસિદ્ધ કરો કેમકે કલ્યાણકારક કાર્યો ઘણા વિઘ્નવાળા હોય છે." આ પ્રમાણે તે રાજાના કહેવાથી મંત્રીજનોએ તરત જ જ્યોતિષ શાસ્ત્રના અર્થને ભણનારા જોશીઓને બોલાવ્યા, અને તેમને પાણિગ્રહણને યોગ્ય એવું લગ્ન (મુહૂર્ત) પૂછ્યું.

ત્યારે તેઓએ સારી રીતે વિચાર કરીને પાસે જ પ્રાપ્ત થયેલ વિશિષ્ટ ગ્રહોના બળવડે શ્રેષ્ઠ લગ્ન કહ્યું. ત્યારે બન્ને પક્ષવાળાએ વિવાહની સર્વ સામગ્રી તૈયાર કરી. પછી શુભ મુહૂર્ત આવ્યું ત્યારે કુળવાન વૃદ્ધ સ્ત્રીઓએ મોટી ઋદ્ધિના વિસ્તારથી તીર્થજળવડે અને સર્વ ઓષધીવડે વધૂ વરને સ્નાન કરાવી, રિવાજ પ્રમાણે તે બન્નેને પોંખ્યા (પોંખણા કર્યા). પછી નિષેધ રહિત સર્વને દાન આપ્યું, મોટા માણસોનો ઉપચાર કરાવ્યો, મંગળના વાજિંત્ર વગડાવ્યા, વાચાળ સ્ત્રીનો સમૂહ વારંવાર વિસ્તારથી ગીત ગાવા લાગ્યો. આ પ્રમાણે બન્ને પક્ષના સંતોષવડે પ્રભાવતી તેમજ કુમારનું પાણિગ્રહણ(હસ્તમેળાપ) થયું. પછી ફેરા ફેરવ્યા. કન્યાના હાથને મૂકવાને સમયે પ્રસેનજિત રાજાએ ભુવનના સ્વામીને હાથી, અશ્વ અને રથ વિગેરે તથા સુવર્ણ, ચીન, અર્ધચીન વિગેરે વિચારથી પણ અધિક દાન આપ્યું. આ રીતે મોટા હર્ષથી વિવાહ સંપૂર્ણ થયો. વૃદ્ધિ પામતા પૂજાસત્કારના પ્રકર્ષવડે કેટલાક દિવસ સુધી પરમેશ્વર કુશસ્થળ નગરમાં રહ્યા. પછી સર્વ રાજલોકવડે અનુસરાતા તે પ્રભુ પોતાની નગરીને ઉદ્દેશીને નીકળવા લાગ્યા, તે વખતે ફરીથી પ્રસેનજિત રાજાએ મોટા વસ્ત્ર અને અલંકાર વિગેરેવડે તેનું સન્માન કર્યું. પછી પ્રભુ તે નગરથી નીકળ્યા ત્યારપછી પાંચમા પ્રયાણકને વિષે (પાંચ મુકામ સુધી સાથે રહ્યા પછી) પ્રભુના પગમાં નમવું વિગેરે મોટી ભક્તિવાળા કલિંગરાજા વિગેરેને પોતપોતાના રાજ્ય આપીને તથા સન્માન કરીને પ્રભુએ વિદાય કર્યા, ત્યારે તેઓ પોતાના

સ્થાન તરફ ચાલ્યા. પછી પ્રસેનજિત રાજાએ પણ પ્રથમ પિતાના વિરહથી સંભવતા ઉછળતા નેત્રની અશ્રુધારાવડે ધોવાયલા મુખવાળી પ્રભાવતીને મધુર વચનવડે શાંત કરી, તથા સમયને ઉચિત શિક્ષા( ઉપદેશ ) આપી. પછી ભગવાને સ્નેહવાળી ચક્ષુ નાંખવાપૂર્વક સારી રીતે સન્માન કરીને તેમને વિદાય કર્યા, ત્યારે તે ભગવાનના ભુવનને વિષે અદ્ભૂત રૂપને, અનુપમ લાવણ્યને, અન્ય રાજાના સુભટના સમૂહના સામર્થ્યના પરાભવને, ચંદ્રની કાંતિને, તુચ્છ કરનાર અનુપમ કીર્તિને, અત્યંત મોટા સૌભાગ્યને તથા અમૃતની વૃષ્ટિ જેવી નાંખેલી દૃષ્ટિને વારંવાર પ્રશંસવા લાગ્યો. તથા "પુણ્યના રાશિરૂપ આ ભગવાનના દર્શન મને ફરીથી કયારે થશે ?" એમ વિચારીને સંતાપ કરતો અને કંઠને પાછો વાળી પાર્શ્વકુમારને વારંવાર જોતો તે રાજા મહાકષ્ટથી પોતાના નગરમાં ગયો.

ભગવાન પણ અનુક્રમે ચાલવા લાગ્યા. માર્ગમાં જૂદા જૂદા નમતા સીમાડાના રાજાના મુગટના મણિના કિરણોની શ્રેણિવડે વ્યાપ્ત ચરણવાળા, ઘણું ચાલવાથી થાકી ગયેલા મનુષ્યોના સમૂહને શરણુ આપતા, તથા અતિ કરુણા યુક્ત ચક્ષુ નાંખવા માત્રથી જ પરસ્પર વિરુદ્ધ લોકોના સંતાપને નાશ કરતા તે પ્રભુ વાણારસી નગરીની પાસેના (સીમાડાના) ઉદ્યાનમાં આવ્યા. તે વખતે કુમારના આવવાથી તુષ્ટ થયેલા અશ્વસેન રાજાએ નગરીમાં મહોત્સવ કરાવ્યો. ફરકતી વિચિત્ર ધ્વજા બાંધેલા મોટા સેંકડો વાંસવડે સહિત, કંકુના રસથી છાંટેલા માર્ગને વિષે પાંચ વર્ણના પુષ્પોના સમૂહ વિખેર્યા, બળતા સુગંધી શ્રેષ્ઠ ધૂપના ધૂમાડાથી આકાશ વ્યાપ્ત થયું, મંચ અને અતિમંચ ઉપર નાચ કરતી સુંદરીના સમૂહવડે મનોહર દેખાવા લાગ્યું, ઠેકાણે ઠેકાણે લટકાવેલા મુક્તામણિના હારવડે દિશાઓ શોભવા લાગી, કોયલના કંઠના અને કિન્નરના એકીસાથે ગાયનના શબ્દ ઉછળતા હતા, દરેક ઘરનાં દ્વારના તોરણો ઉપર બાંધેલી વંદન માળાવડે શોભિત થયું, તથા પર્વત જેવા ઊંચા દેવાલય ઉપર મોટું નાટક થવા લાગ્યું. આ પ્રમાણે નગરીની મોટી શોભા કરાવીને અશ્વસેન રાજાએ શુભ મુહૂર્ત્ત વખતે મોટી વિભૂતિથી પ્રવેશ કરાવ્યો. કુમારે નગરીમાં પ્રવેશ કર્યો તે વખતે વિલાસ કરતી અને મનોહર રૂપવાળી સ્ત્રીઓને આ પ્રમાણે વિવિધ પ્રકારના કામદેવના વિકાર થયા.—

મંડન સમાપ્ત થયા વિના પણ ઉલ્લાસ પામતા મોટા રોમાંચવાળી કુમારને જોતી કોઈ સ્રીની સખીઓએ ગુપ્ત રીતે હાંસી કરી, "અરે મૂઢ ! પગમાં પડેલા કંદોરાને પણ તું શું દેખતી નથી ?" એમ કુમારને જોવા માટે આતુર થયેલી બીજીને તર્જના કરી, "હે સખી ! શું આ કામદેવ સહિત સાક્ષાત્ રતિ જાય છે ? ના, એમ નથી. ત્યારે શું વિષ્ણુની સાથે સાક્ષાત્ લક્ષ્મી દેખાય છે ? ના, આ સર્વ મિથ્યા છે. પરંતુ તે આ પૃથ્વી પર પ્રસિદ્ધ પાર્શ્વકુમાર છે, અને આ કુમારે પોતાના હાથવડે ગ્રહણ કરેલી ( પરણેલી ) જે પ્રભાવતી તે જ આ છે. હે સખી ! તમાલપત્રના જેવી શ્યામ પાર્શ્વના શરીરની કાંતિની છટા (સમૂહ) વડે સહિત શંકરના હાસ્ય જેવી ઉજ્વળ દેવી પ્રભાવતીની પ્રભા તે યમુના નદીના જળવડે

આચ્છાદન કરાયેલ ગંગાનદી જેવી દેખાય છે, તે તું જો.” આ પ્રમાણે ઘણા વચનો બોલતી અને પોતાના મહેલની બારીઓમાં રહેલી નગરની નારીઓએ અત્યંત કોમળ હાથની આંગળીઓની શ્રેણિવડે દેખાડેલા પાર્શ્વકુમારે ધીમે ધીમે પોતાના ઘરમાં પ્રવેશ કર્યો. તે વખતે અત્યંત હર્ષના સમૂહથી ભરેલા એકઠા થયેલા દેવ અને દાનવના સમૂહવડે તે વાણારસી પુરી સ્વર્ગનગરીની જેમ શોભવા લાગી. વળી તે વખતે દારપરિગ્રહ કરેલા ભગવાનની પોતાના પિતામાતાએ તે કાળને ઉચિત વિશેષ પ્રતિપત્તિ કરી ત્યારે સ્વજન, સખી અને મિત્રમંડળ જાણે મોટા કલ્યાણની શ્રેણિમય થયા હોય, જાણે સમગ્ર સુખના સમૂહથી ઘડાયા હોય, અને અમૃતરસના સમૂહથી ભરાઇ ગયા હોય તેમ અધિક વૃદ્ધિ પામતા સંતોષવાળા થયા. આ પ્રમાણે ભુવનસ્વામી અસાર સંસારના સ્વરૂપને જાણતા છતાં પણ, ત્રણ જ્ઞાનરૂપી નિર્મળ લોચનવડે ભૂત, વર્તમાન અને ભવિષ્યના ભાવોને જાણતા છતાં પણ તથા સંસારરૂપી કૂવામાં પડેલા પ્રાણીના સમૂહનો ઉદ્ધાર કરવામાં કરુણાથી બંધાયેલા રસવાળા છતાં પણ માતાપિતાના મોટા પ્રતિબંધનને જાણતા હોવાથી તથા ઘણા ભવમાં ઉપાર્જન કરેલા ભોગફળવાળા જે કર્મ બાકી રહેલા છે તેનો ક્ષય થયો નથી એમ જાણતા હોવાથી સમયને યોગ્ય ગીત, નૃત્ય વિગેરે ઉપચાર–સારવાળા પાંચ પ્રકારના વિષયોને સેવવામાં તત્પર થઈ, પરોપકારમાં પરાધીન ચિત્તવાળા થઇ કાળનું નિર્ગમન કરવા લાગ્યા. તથા ગૃહસંસારમાં વસતા ભગવાનને ઘણા મોટા કુળમાં ઉત્પન્ન થયેલા, વિનય અને નીતિમાં પ્રધાન, દયા અને દાક્ષિણ્ય વિગેરે ગુણોવાળા, અને સંસારના ભયથી ભીરુ હોવાને લીધે જ ધર્મના અનુરાગી ત્રણસો મિત્રો થયા. પછી જગદ્‌ગુરુ જ્યાં રમે છે, બેસે છે, સૂવે છે, સંક્રમણ કરે છે, ભોજન કરે છે અને પરિવર્તન કરે છે ત્યાં તે મિત્રો પણ રમે છે, બેસે છે, સૂવે છે, સંક્રમણ કરે છે, ભોજન કરે છે અને પરિવર્તન કરે છે. ઘણું શું કહેવું ? છાયાની જેમ તેઓ જરા પણ દૂર જતા નથી. આ પ્રમાણે દિવસો જાય છે.

તેવા સમયે પૂર્વે કહેલો કમઠનો જીવ ભગવાન પ્રત્યે વૈરની પરંપરાને પામેલો, ગરીબ કુળમાં મનુષ્યભવને પામેલો કઢ( કમઠ ) નામનો તાપસ વ્રતને અંગીકાર કરીને પંચાગ્નિ તપને તપતો ભવિતવ્યતાના વશથી વાણારસી નગરીમાં આવ્યો અને બહારના ઉદ્યાનમાં રહ્યો. ત્યાં પોતાની ચારે દિશાએ ચાર અગ્નિકુંડ ખોદાવ્યા. સળગતા મોટા અગ્નિવાળા તે કુંડોમાં વારંવાર મોટા મોટા કાષ્ઠ નાંખવાથી મોટો તાપ( અગ્નિ ) વિકાસ પામ્યો. પછી તે કુંડોની વચ્ચે રહેતો અને મસ્તક ઉપર પ્રચંડ સૂર્યમંડળના તાપને સહન કરતો તે આતાપના કરવા લાગ્યો. તથા છઠ્ઠ અઠ્ઠમ આદિ તપના પારણાને વિષે કંદમૂલાદિકનું ભોજન કરતો, ધ્યાનમાં તલ્લીન થતો, પોતાના નિયમના ભંગનું રક્ષણ કરતો, થાંભલાની જેમ ઊર્ધ્વસ્થાને રહેતો, આમતેમ જતા આવતા લોકોવડે નમસ્કાર કરાતો અને શ્લાઘા કરાતો જેટલામાં રહે છે, તેટલામાં તેની કીર્તિ નગરીમાં વિસ્તાર પામી. “આવા પ્રકારના

 

દુષ્કર તપ કરવામાં તત્પર અને અત્યંત નિરાલંબન( એકાગ્ર ) ધ્યાનવડે મન, વચન અને કાયાના વ્યાપારને રૂંધતો એક મહાતપસ્વી અમુક ઠેકાણે પંચાગ્નિ તપને તપતો રહેલ છે." આ સાંભળીને ઘણા રાજેશ્વર, તલવર, માડંબિક, કૌટુંબિક અને સેનાપતિ વિગેરે પ્રધાન લોકો તેને વાંદવા ચાલ્યા. તેમાં કેટલાક શિબિકા ઉપર ચડેલા, કેટલાક રથ અને અશ્વની પીઠ ઉપર ચડેલા જવા લાગ્યા, કેટલાક યાનવડે અને કેટલાક રથવડે જવા લાગ્યા. તે વખતે ગતાનુગતિ ન્યાયવડે આશ્ચર્યપણાથી બાળ અને વૃદ્ધ સહિત સર્વ જનોના ચાલવાથી રાજમાર્ગ સાંકડા થયા, પગ મૂકવાની પરંપરા અતિ મંદ થઈ. આ અવસરે ત્રણ લોકના પ્રભુ ભગવાન પાર્શ્વકુમાર સાત ભૂમિ( માળ )ના પ્રાસાદના ઉપરના ભાગમાં સિંહાસન ઉપર બેઠા હતા, રાજપુત્રાદિક પ્રધાન જનો તેને પરિવર્યા હતા, તે વખતે કોઈક રીતે તેની દૃષ્ટિ રાજમાર્ગમાં પડી, તેથી એક તરફ જતા નરનારીના સમૂહને જોઇ કહેવા લાગ્યા કે-"અહો! શું આજે ઈંદ્ર મહોત્સવ છે? કે કૂવાનો મહોત્સવ છે? કે તળાવનો મહોત્સવ છે? કે યક્ષનો મહોત્સવ છે? કે જેથી આ નગરીનો લોક યાનાદિક ઉપર ચડીને તથા તથા મોટો શણગાર પહેરીને એક જ તરફ જાય છે?" તે સાંભળીને એક પુરુષે કહ્યું કે-"હે દેવ! આ નગરીની બહાર એક તાપસ દુષ્કર તપ કરવામાં તત્પર થઈ પંચાગ્નિ તપને તપે છે, તેથી તેની દુષ્કર ક્રિયાના સમૂહથી વશ થયેલા હૃદયવાળા લોકો તેને વાંદવા માટે જાય છે." આ પ્રમાણે સાંભળીને ભુવનસ્વામી કહેવા લાગ્યા કે-"અહો! આ મોટું આશ્ચર્ય છે! કે જેથી વિવેક રહિત અને હિત અહિતને નહીં જાણનારા અજ્ઞાની લોકો પોતે નાશ પામે છે, અને બીજા પ્રાણીઓને નાશ પમાડે છે. આ જગતમાં બે પદાર્થ છે. તેમાં સાથે જ પ્રાપ્ત થયેલો વિવેક અને બીજો વિવેકી સત્પુરુષનો સંગ. જેઓને આ બેમાંથી એકે નથી, તેઓ પરમાર્થથી આંધળા છે તેથી બીજાઓને આડા માર્ગે ઉતારે છે. આ શ્રદ્ધા કરવા લાયક નથી, કે પંચાગ્નિ તપવડે પણ ધર્મ થાય છે. આ તો મોટું આશ્ચર્ય છે! કેમકે તેમાં છએ જીવનિકાયનો વધ અવશ્ય થાય છે, તેથી જીવનના વિનાશમાં વર્તતા આ મહાત્માની ઉપેક્ષા કરવી યોગ્ય નથી. તેથી હે રાજપુત્રો! તેની પાસે હું પોતે જઇને મિથ્યાત્વરૂપી મોહથી મોહ પામેલા તેને બોધ કરું." એમ કહીને મનમાં કરુણાને પામેલા, નગરની નારીઓના નેત્રરૂપી કમળવડે પૂજાતા જગદ્‌ગુરુ ચાલ્યા અને મિત્રના સમૂહથી પરિવરેલા તે તેની પાસે આવ્યા. આ અવસરે સળગતા અગ્નિના કુંડમાં અંદર રહેલા મોટા સર્પવાળા એક કાષ્ઠને નાંખતા માણસને પ્રભુએ જોયો, ત્યારે પ્રભુએ કહ્યું કે-"ધર્મના માટે તપના સમૂહને કરતા હે તાપસ! ધર્મના મિષવડે પાપ ઉપાર્જન કરનારું તેં આ શું આરંભ્યું? કેમકે ધર્મનું મૂળ દયા છે, તે દયા અગ્નિના સળગાવવામાં કેમ થાય? કેમકે તે અગ્નિને વિષે સર્વ જીવોનો વિનાશ જોવામાં આવે છે. જો કદાચ શરીરનો દાહ કરવાવડે પાપનો નાશ થાય છે, તેથી આ અગ્નિનો આરંભ કર્યો છે એમ માનવું હોય, તો આત્માને હણવાથી શું ફળ? માટે ધર્મ કરવો

એ જ ઉચિત છે. અથવા પોતાના આત્માને જ હણવો એ જ ઉચિત છે. બીજા નિરપરાધી જંતુઓને હણવાથી શું ફળ મળે? કેમકે બીજાને હણવાથી આત્માને મોટું દુઃખ જ થાય. જેમ પોતાના વિનાશમાં ઘણું દુઃખ છે, તેમ બીજાને હણવામાં પણ તેને ઘણું દુઃખ થાય છે, એમ પોતાના અનુમાનથી જાણીને જીવિતની ઈચ્છાવાળા સર્વ પ્રાણીઓનું રક્ષણ કરવું, તે જ શ્રેષ્ઠ ધર્મ છે; તો પછી અનર્થ કરનાર આ પંચાગ્નિ તપવડે શું ફળ છે? દરવાજા વિનાના નગરની જેમ અને મૂળ વિનાના મોટા વૃક્ષની જેમ દયા વિનાનો ધર્મ ડાહ્યા પુરુષોની પ્રશંસા પામતો નથી. જેમ બીજ વિના ધાન્ય થતું નથી, અને જેમ સૂત્ર વિના વસ્ત્ર બનતું નથી, તેમ જીવદયા વિના ધર્મ શી રીતે આત્માને પામે? જેમ નાયક વિનાના રથ, હાથી, અશ્વ અને સુભટના સમૂહથી મળેલું સૈન્ય પણ દુષ્ટ લોકોવડે જલદી હણાય છે, તેમ દયા વિનાનો ધર્મ પણ હણે છે. આ જગતમાં સર્વ જીવોને સમકિતની ભાવનાવડે ધર્મ પ્રાપ્ત થાય છે, કેમકે સમકિત વિનાની ક્રિયા કાગળના પુષ્પની જેમ નિષ્ફળ છે. દુઃખથી ભય પામતા અને સુખના અભિલાષી એવા જીવોને વિષે ધર્મના અર્થી પુરુષો આ પ્રમાણે દુઃખ ઉત્પન્ન કરે તે કેમ યુક્ત હોય? જો કદાચ જીવનો વધ કરવામાં ધર્મ માનવામાં આવે, તો મચ્છીમાર વિગેરે લોક નિરંતર તેમાં જ આસક્ત છે, તેથી તે સદ્‌ગતિને પામે. તેથી હે તાપસ! અગ્નિના કુંડમાં ઈંધણા સળગાવવાનું કાર્ય તું શીઘ્ર તજી દે, કેમકે તે ચર અને અચર સર્વ જીવોના વિનાશનું કારણ છે." આ પ્રમાણે સાંભળીને કઠ( કમઠ ) ઋષિએ કહ્યું કે-"હે મોટા રાજપુત્ર! હાથી, અશ્વ વિગેરેના ગુણદોષ જોવામાં તમારી જેવાની બુદ્ધિનો પ્રકર્ષ હોય છે, પરંતુ ધર્મશાસ્ત્રના વિચારમાં હોય નહીં, તેથી તમારે અહીં શું બોલવું? જેમાં જેનો વિષય ન હોય, તેને તે વિષયને બોલવાથી શું ફળ?" ત્યારે ભગવાને કહ્યું કે-"હે મહાનુભાવ, આ શું અન્યથા( અસત્ય ) છે? અગ્નિ શું જીવનો ક્ષય કરનાર નથી? જો તમને વિશ્વાસ ન હોય, તો પ્રત્યક્ષ જુઓ, હું તમને દેખાડું." એમ કહીને ભુવનગુરુએ અર્ધ બળેલું મોટું કાષ્ઠ અગ્નિકુંડમાંથી કઢાવી ચતુર પુરુષના હાથે પરશુવડે જલદીથી બે ભાગ કરાવ્યા. તે વખતે તેમાંથી બળતા શરીરવાળો, ધૂમના સમૂહથી વ્યાકુલ નેત્રવાળો અને બાકી રહેલા અલ્પ જીવિતવાળો સર્પ નીકળ્યો. ત્યારે મોટી દયાને વશ થયેલા મનવાળા અને સર્વ પ્રાણીઓના સમૂહનું રક્ષણ કરનારા ભગવાને તે સર્પને પંચ નવકાર મંત્ર સંભળાવ્યો. ત્યારે લઘુકર્મપણાએ કરીને તે સર્પે એકાગ્ર ચિત્તવડે અમૃતની જેમ તેને શ્રવણપુટવડે પીધો( સાંભળ્યો ). તે મંત્ર ભાવનાના પ્રભાવે કરીને તે મરણ પામીને ભવનવાસી દેવોને વિષે ધરણ નામે સર્પરાજ ઉત્પન્ન થયો, જેથી કરીને પાપરૂપી પતંગને બાળવામાં અગ્નિની જ્વાળા જેવો આ મંત્ર છે, તેથી મરણ સમયે દ્વાદશાંગીને તજીને આનું જ સ્મરણ કરવામાં આવે છે. જેમ વધતા વૈરીવાળા, અજ્ઞાની અને મનમાં ભયથી આતુર થયેલા મનુષ્યો ગૌરવપણાએ કરીને અમોઘ શસ્ત્રને ધારણ કરે છે, તેમ આ મંત્ર ધારણ કરવો. વિવેક રહિત જે તિર્યંચોએ



શ્રી પાર્શ્વકુમારે કાષ્ઠમાંથી બળતા સર્પને કાઢી વિવેકરહિત કમઠ તાપસને બતાવેલ અપૂર્વ દયાધર્મ.

એ જ ઉચિત છે. અથવા પોતાના આત્માને જ હણવો એ જ ઉચિત છે. બીજા નિરપરાધી જંતુઓને હણવાથી શું ફળ મળે? કેમકે બીજાને હણવાથી આત્માને મોટું દુઃખ જ થાય. જેમ પોતાના વિનાશમાં ઘણું દુઃખ છે, તેમ બીજાને હણવામાં પણ તેને ઘણું દુઃખ થાય છે, એમ પોતાના અનુમાનથી જાણીને જીવિતની ઈચ્છાવાળા સર્વ પ્રાણીઓનું રક્ષણ કરવું, તે જ શ્રેષ્ઠ ધર્મ છે; તો પછી અનર્થ કરનાર આ પંચાગ્નિ તપવડે શું ફળ છે? દરવાજા વિનાના નગરની જેમ અને મૂળ વિનાના મોટા વૃક્ષની જેમ દયા વિનાનો ધર્મ ડાહ્યા પુરુષોની પ્રશંસા પામતો નથી. જેમ બીજ વિના ધાન્ય થતું નથી, અને જેમ સૂત્ર વિના વસ્ત્ર બનતું નથી, તેમ જીવદયા વિના ધર્મ શી રીતે આત્માને પામે? જેમ નાયક વિનાના રથ, હાથી, અશ્વ અને સુભટના સમૂહથી મળેલું સૈન્ય પણ દુષ્ટ લોકોવડે જલદી હણાય છે, તેમ દયા વિનાનો ધર્મ પણ હણે છે. આ જગતમાં સર્વ જીવોને સમકિતની ભાવનાવડે ધર્મ પ્રાપ્ત થાય છે, કેમકે સમકિત વિનાની ક્રિયા કાગડાના પુષ્પની જેમ નિષ્ફળ છે. દુઃખથી ભય પામતા અને સુખના અભિલાષી એવા જીવોને વિષે ધર્મના અર્થી પુરુષો આ પ્રમાણે દુઃખ ઉત્પન્ન કરે તે કેમ યુક્ત હોય? જો કદાચ જીવનો વધ કરવામાં ધર્મ માનવામાં આવે, તો મચ્છીમાર વિગેરે લોક નિરંતર તેમાં જ આસક્ત છે, તેથી તે સદ્ગતિને પામે. તેથી હે તાપસ! અગ્નિના કુંડમાં ઈંધણા સળગાવવાનું કાર્ય તું શીઘ્ર તજી દે, કેમકે તે ચર અને અચર સર્વ જીવોના વિનાશનું કારણ છે." આ પ્રમાણે સાંભળીને કઠ( કમઠ ) ઋષિએ કહ્યું કે-"હે મોટા રાજપુત્ર! હાથી, અશ્વ વિગેરેના ગુણદોષ જોવામાં તમારી જેવાની બુદ્ધિનો પ્રકર્ષ હોય છે, પરંતુ ધર્મશાસ્ત્રના વિચારમાં હોય નહીં, તેથી તમારે અહીં શું બોલવું? જેમાં જેનો વિષય ન હોય, તેને તે વિષયને બોલવાથી શું ફળ?" ત્યારે ભગવાને કહ્યું કે-"હે મહાનુભાવ, આ શું અન્યથા( અસત્ય ) છે? અગ્નિ શું જીવનો ક્ષય કરનાર નથી? જો તમને વિશ્વાસ ન હોય, તો પ્રત્યક્ષ જુઓ, હું તમને દેખાડું." એમ કહીને ભુવનગુરુએ અર્ધ બળેલું મોટું કાષ્ઠ અગ્નિકુંડમાંથી કઢાવી ચતુર પુરુષના હાથે પરશુવડે જલદીથી બે ભાગ કરાવ્યા. તે વખતે તેમાંથી બળતા શરીરવાળો, ધૂમના સમૂહથી વ્યાકુલ નેત્રવાળો અને બાકી રહેલા અલ્પ જીવિતવાળો સર્પ નીકળ્યો. ત્યારે મોટી દયાને વશ થયેલા મનવાળા અને સર્વ પ્રાણીઓના સમૂહનું રક્ષણ કરનારા ભગવાને તે સર્પને પંચ નવકાર મંત્ર સંભળાવ્યો. ત્યારે લઘુકર્મપણાએ કરીને તે સર્પે એકાગ્ર ચિત્તવડે અમૃતની જેમ તેને શ્રવણપુટવડે પીધો( સાંભળ્યો ). તે મંત્ર ભાવનાના પ્રભાવે કરીને તે મરણ પામીને ભવનવાસી દેવોને વિષે ધરણ નામે સર્પરાજ ઉત્પન્ન થયો, જેથી કરીને પાપરૂપી પતંગને બાળવામાં અગ્નિની જ્વાળા જેવો આ મંત્ર છે, તેથી મરણ સમયે દ્વાદશાંગીને તજીને આનું જ સ્મરણ કરવામાં આવે છે. જેમ વધતા વૈરીવાળા, અજ્ઞાની અને મનમાં ભયથી આતુર થયેલા મનુષ્યો ગૌરવપણાએ કરીને અમોઘ શસ્ત્રને ધારણ કરે છે, તેમ આ મંત્ર ધારણ કરવો. વિવેક રહિત જે તિર્યંચોએ

પણ આ મંત્ર ધારણ કર્યો હોય છે, તે પણ જલદીથી સદ્ગતિને પામે છે. તેમાં આશ્ચર્ય શું છે? જેમ સમુદ્રમાં વહાણ ભાંગી જાય ત્યારે તેનું એક પાટિયું ગ્રહણ કરાય છે, અથવા અગ્નિવડે ઘર બળતું હોય ત્યારે તેમાંથી જેમ મહારત્ન ગ્રહણ કરાય છે, અથવા મોટા કુવા વિગેરેમાં પડનારાઓ કોઇનું આલંબન કરે છે તેમ પંચ નમસ્કારને જો ગ્રહણ કરે તો શું સિદ્ધ ન થાય? પ્રાણીહિંસાદિકમાં આસક્ત થયેલા પણ અને સત્પુરુષની ચેષ્ટાનો ત્યાગ કરનારા પણ મનુષ્યો મરણસમયે આ મંત્રનું સ્મરણ કરવાથી અવશ્ય દેવસંપદાને પામે છે. જ્યાં સુધી નવકાર મંત્રનું સ્મરણ કર્યું નથી ત્યાં સુધી શત્રુ, મરકી, ચોર, રાઉલ, શાકિની, વેતાલ, ભૂત અને રાક્ષસ વિગેરે લોકોને બિવરાવે છે. જેઓના મનરૂપી પટ્ટને( પાટિયાને ) વિષે આ મંત્ર ટાંકણાવડે કોતરેલાની જેમ વર્તે છે, ત્યાં સુધી તેઓને આ ભવ અને પરભવ સંબંધી ભય પાસે પણ આવી શકતો નથી." આ પ્રમાણે સર્પને પંચ નવકાર આપ્યા પછી તે મરણને પામ્યો, ત્યારે તરત જ લોકોએ જગદ્ગુરુને સાધુકાર આપ્યો તે આ પ્રમાણે—

"અહો! આ મોટું કૌતુક છે, કે આ જગતમાં ધર્મ પરમાર્થને જાણવામાં કોણ સમર્થ છે? તથા આ પ્રમાણે વિસ્તારથી કહેવાને પણ કોણ સમર્થ છે? કયા બીજા પુરુષની આવી સ્વાભાવિક દયા દેખાય છે? અથવા લોકના લોચનને આનંદ આપનારું આવું અદ્ભુત રૂપ કોને હોય છે? તેથી કરીને અશ્વસેન રાજાના કુળને વિષે નિર્મળ ચંદ્ર સમાન અને પાખંડીના મતરૂપી અંધકારનો નાશ કરવામાં અત્યંત પ્રચંડ તેજવડે સૂર્ય સમાન આ પાર્શ્વકુમાર જય પામે છે, જેથી કરીને આવા પ્રકારના પુરુષરૂપી રત્નવડે આ લોક શોભા પામે છે, તેથી કરીને જ સુર અસુરોને પણ વખાણવા લાયક અને પાસે જવા લાયક છે. જો આ કુમાર આવ્યા ન હોત, તો આવા પ્રકારના મિથ્યાદૃષ્ટિના કહેલા કુમાર્ગથી દુ:ખી થયેલ આ લોક પાતાલમાં( નરકમાં ) ગયો હોત." આ પ્રમાણે ભુવનપ્રભુના સત્ય ગુણના કીર્તનવડે સંતાપ પામેલો અને લજ્જા પામેલો શઠ( મૂર્ખ ) કમઠ તાપસ તે સ્થાનથી ચાલ્યો ગયો. સ્વભાવથી જ કુટિલ પાપી જીવોને સત્પુરુષનો સંગમ પણ નિષ્ફળ થાય છે, કેમકે સન્માર્ગ દેખ્યા છતાં પણ તે કમઠને મહાદુ:ખ થયું. આ પ્રમાણે તે કમઠ અત્યંત વ્યાકુળતાને પામીને તથા પોતાના વિશ્વાસથી કષ્ટે કરીને અત્યંત દુષ્કર અજ્ઞાન તપ કરીને કાળધર્મ પામીને ભુવનપતિને વિષે મેઘકુમાર નિકાયની મધ્યે **મેઘમાલી** નામનો દેવ ઉત્પન્ન થયો. ત્રણ ભુવનનો પ્રકાશ કરનાર પાર્શ્વ ભગવાન પણ બંદિના સમૂહવડે સ્તુતિ કરાતા, નગરજનોવડે શ્લાઘા કરાતા, સેંકડો અંગુલિવડે પરસ્પર દેખાડાતા, ચોખાથી મિશ્ર કરેલા પુષ્પાંજલિવડે પૂજાતા, ઘણી વાર દર્શન થયા છતાં પણ પૂર્વે જાણે બિલકુલ ન દેખ્યા હોય, તેમ ભુવનની ઉપરની ભૂમિકા( માળ )માં રહેલી નગરની સ્ત્રીઓએ આદર સહિત વિકસ્વર નેત્રવડે જોવાતા, અસંખ્ય શંખ, કાહલા, તિલિમ, ઢક્કા, હુડુક્ક અને દુંદુભિ વિગેરે વાજિંત્રના શબ્દવડે સહિત ( શોભતા ) તથા અનેક ભાટ,

ચક્કર, કિંકર, ચાટુકર( વિદૂષક ), પીઠમર્દક, પસાય અને વિત્તગ વિગેરેથી પરિવરેલા પોતાની નગરીમાં પેઠા. પછી ત્યાં મહેલની બારી પાસે સ્થાપન કરેલા મણિપીઠ ઉપર બેસીને વિવિધ ક્રીડાવડે રમતા તેના દિવસો જવા લાગ્યા. પછી કોઇ વખત મલય પર્વતના વાયુની પ્રેરણાથી જેમાં વૃક્ષની લતાઓનો સમૂહ ઉછળતો હતો, પડતા પાટલાપુષ્પના સમૂહવડે પૃથ્વીતળ ઢંકાઇ ગયું હતું, વિકસ્વર નવા આમ્રની મંજરીના સમૂહરૂપી ધૂળવડે આકાશતળનો વિસ્તાર ધૂસર વર્ણવાળો થયો હતો, મધથી મત્ત થયેલા ભમરાના ગુંજારવવડે દિશાઓના આંતરા વાચાળ થયા હતા, કોયલના સમૂહના મધુર શબ્દ સાંભળવાથી પથિક જનો ત્રાસ પામતા હતા, તથા કુરૂબકના પુષ્પના સમૂહથી મુગ્ધ કુલ્લંધકનો સમૂહ વ્યાકુળ થયો હતો, એવો વસંત ઋતુનો સમય આવ્યો. તે જણાવવા માટે ઉદ્યાનપાલક ભગવાનની પાસે આવ્યો. બકુલની માળા અને આંબાની મંજરી તેની પાસે મૂકીને તથા તેના ચરણકમળને નમીને વિનંતિ કરવા લાગ્યો, કે-" હે દેવ! કૃપા કરીને વનની લક્ષ્મીને તમે જુઓ." ત્યારે તેના વચનના આગ્રહથી પ્રભાવતી વિગેરે પ્રધાન લોકવડે અનુસરાતા ભગવાન હાથણીના સ્કંધ ઉપર આસન બાંધીને બેઠા. બન્ને બાજુએ રહેલી સ્ત્રીઓના હસ્તકમળવડે લીલા સહિત ચામરોવડે તે વિંઝાવા લાગ્યા, તથા આગળ વાગતા વાજિંત્રના શબ્દવડે આકાશના આંગણાના વિસ્તારને જાણે પૂરતા હોય તેમ ઉદ્યાનમાં પહોંચ્યા. પછી વનની શોભા જોવા માટે હાથણી ઉપરથી નીચે ઊતર્યા, અને પગે ચાલીને તે વનની અંદર ચાલ્યા. તે વખતે ઉદ્યાનપાલકે વિનંતિ કરી કે-" હે દેવ! આ તરફ વનની શોભાને જુઓ, સુવર્ણના આભરણની જેવા કરણના પુષ્પોવડે સંપદાને પામેલ આ ઋતુ શોભે છે. અને આ બીજી તરફ હે દેવ! જુઓ, કે પુષ્પના સમૂહથી નમેલી શાખા અને પ્રતિશાખાવાળા આ વૃક્ષો કલકંઠના( કોયલના ) શબ્દવડે તમારું સ્વાગત કરતા હોય તેમ શોભે છે. હે પ્રભુ! આ તરફ કિંશુક પુષ્પોના સમૂહથી શોભતી આ વૃક્ષની શ્રેણિ કુસુંબી વસ્ત્ર સહિત જાણે તમારું મંગળ કરતી હોય તેમ શોભે છે. હે જગન્નાથ! આ તરફ આ મલ્લિકાના સમૂહ સુગંધમાં અંધ( વ્યાપ્ત ) થયેલા ભમરાઓના શબ્દવડે જાણે તમને પરિહાસ (હાસ્ય-હર્ષ) આપતા હોય તેમ શોભે છે. આ તરફ વાયુના ભયથી ધ્રૂજેલા કોહલની ધૂળવડે ધવલ( શ્વેત ) થયેલ અશોકના પત્ર મદિરાથી મત્ત થયેલ સ્ત્રીના કટાક્ષવડે ક્ષોભ પામ્યા હોય તેમ શોભે છે. વળી આ તરફ જુઓ, કે-પતિ ઉપર કોપ પામેલી સ્ત્રીથકી હૃદયનો ક્ષોભ જેને ઉત્પન્ન થયો છે એવો માત વૃક્ષના ભંગના પવન જેવો કોયલનો શબ્દ વિસ્તાર પામે છે. તથા તિલક વૃક્ષવડે ઉજ્જવળ અને વિકસ્વર કમળના રસવડે સુરભિ ગંધવાળા મધુ(વસંત)લક્ષ્મીના મુખમાં ગીતની જેવો ભમરાનો શબ્દ સંભળાય છે. આ પ્રમાણે હે નાથ! સ્ત્રીના વિલાસથી ચંચળ થયેલ નેત્ર જેવા (રૂપી) પત્રવડે પલ્લવિત થયેલ હોય તેવા ભુવનમાં વિસ્તાર પામેલ આ ઉત્તમ વસંત સમયને તમે જુઓ." આ પ્રમાણે ઉદ્યાનપાળે તેમને વૃક્ષનો સમૂહ દેખાડ્યો, તેને આમતેમ જોતાં જોતાં

પૂરાયેલાની જેમ સેંકડો ભયરૂપી કલ્લોલોવડે વ્યાપ્ત આ સંસારસાગરને ઓળંગવા શક્તિમાન થતા નથી, તેથી કરીને હવે મારે આ ગૃહવાસના બંધવડે સર્યું. શું પરમાર્થ છે ?–કમળની જેવા સ્વચ્છ ઉછળેલા સુગંધના સમૂહવાળું જે પ્રમદાનું મુખ છે, તે જ આ જગતમાં બંધનનું સ્થાન છે. તેને જ વિરાગીજન કપાળની જેમ જાણે છે. તથા વિલાસના મંડનવડે મનોહર પુષ્ટ સ્તન પણ પુદ્ગળના પરિણામની ભાવનાવડે જૂઠું ભાસે છે. કટિતટને વિષે મળેલ અને રત્નના મોટા અલંકારવાળા નિતંબરૂપી બિંબ પણ વિષ્ઠા અને મૂત્રના ભાજનની જેમ જરા પણ મનને આનંદ આપતું નથી. વળી મણિના સમૂહવડે શોભિત બે કુંડળવડે સહિત જે આ સ્ત્રીનું મુખ છે, તે પણ પરમાર્થનો વિચાર કરવાથી સંસારમાર્ગમાં જનારાને રથના જેવું જણાય છે. તથા સ્ત્રીની જે આ ત્રિવળીરૂપી માલા કહેવાય છે, તે પણ ભવસમુદ્રના તરંગોની શ્રેણી છે એમ બુદ્ધિમાન મનુષ્યે જાણવા યોગ્ય છે. તથા સ્ત્રીના જે આ કેળના સ્તંભ જેવાં મનોહર સાથળરૂપી દંડ શ્લાઘા કરાય છે, તે પણ તત્ત્વના વિચારથી મહામોહરૂપી મદોન્મત્ત હાથીના દાંત જેવા મુશળ સમાન છે એમ જાણવું. તથા મૃગાક્ષી( સ્ત્રી )નું જે આ મનોહર ચરણકમલનું યુગલ છે, તે પણ રણરણાટ કરતા મણિના નૂપુરના મિષથી દુર્ગતિ તરફ ચાલેલા પ્રાણીના સમૂહને જાણે કહેતું હોય તેમ દેખાય છે." આ પ્રમાણે વિચાર કરતા ત્રણ ભુવનના સ્વામીને તત્કાળ મોટો વૈરાગ્ય વિકાસ પામ્યો, તેથી સિદ્ધિરૂપી વધૂ ઉપર રાગ બંધાયો, સંસારના અસાર સુખની આશંસા રહિત થયા, સખીજનને વિષે પણ દૃષ્ટિ નાંખતા નહોતા, પાસે રહેલા પ્રિયતમ લોકને પણ જોતા નહોતા, નિરવદ્ય રાજના સુખને વિષે પણ રાગી થયા નહીં. આ પ્રમાણે જેટલામાં રહ્યા છે તેટલામાં અવધિજ્ઞાનવડે જગદ્ગુરુની દીક્ષા ગ્રહણ કરવાનો સમય જાણીને તે કહેવાના અધિકારવાળા બ્રહ્મલોકના નિવાસી સારસ્વત અને આદિત્યાદિક દેવો આવીને પ્રભુના ચરણકમળને પ્રણામ કરીને આદરપૂર્વક વિનંતિ કરવા લાગ્યા કે—

"હે નાથ ! ક્રીડા માત્રથી જ વિકાસ પામેલા નિર્મળ જ્ઞાનના પ્રકાશથી જગતને જોનારા આપના પાસે ઇંદ્ર પણ કહેવાને શક્તિમાન નથી, તો પણ પોતાનો ( અમારો ) અધિકાર છે, તેથી હે દેવ ! અમે કાંઇક બોલીએ છીએ, કે–સંસારરૂપી સમુદ્રમાં પડેલા આ અનાથ પ્રાણીઓનો ઉદ્ધાર કરો. તથા મિથ્યાત્વરૂપી મોટા અંધકારથી જેની દૃષ્ટિનો પ્રચાર રૂંધાયો છે એવા આ જગતને આપ ઉપદેશરૂપી સૂર્યનાં કિરણોના સમૂહવડે નિર્મળ આલોક( પ્રકાશ )વાળું કરો. મોટા પાખંડી લોકોની સર્વ મંડળી સૂર્ય જેવા આપની પાસે આવી હોય તે ખદ્યોતની કાંતિને પામો. હે જગદ્ગુરુ ! ભવ્યજીવોરૂપી સાર્થને હવે સારા જ્ઞાન, ચારિત્ર અને દર્શન( સમ્યક્ત્વ )લક્ષણવાળા મોક્ષમાર્ગને પ્રગટ કરીને આપ સાર્થવાહપણું કરો. સર્વ મલિનતાએ કરીને રહિત ( ઉજ્વળ ) આપનો યશ ક્ષીરસાગરથી અત્યંત ભરેલો હોય તેમ આ ભુવનને વિષે પ્રસરો. અમે ઘણું શું કહીએ ?

ભુવનગુરુ વનના મધ્ય ભાગમાં પેઠા. અને ત્યાં તેણે એક મોટું વનભવન( મહેલ ) જોયું. તેની મણિમય મોટી ભીંતમાં લોકોના મુખકમળનું પ્રતિબિંબ પડતું હતું, તેના મોટા ઉજ્વળ શિખરના અગ્રભાગવડે આકાશમાં જવાનો ભાગ રૂંધાયો હતો, પવનવડે ઊડતી ધ્વજાના પટ વિષે શબ્દ કરતી ઘુઘરીના શબ્દવડે સૂર્યના રથના અશ્વો ત્રાસ પામતા હતા, પાંચ વર્ણના રત્નોના કિરણોવડે ચારે દિશામાં ઇંદ્રધનુષની કલ્પના થતી હતી, વનદેવતાએ પોતાના હાથવડે સુગંધી પુષ્પોનો સમૂહ વિસ્તાર્યો હતો, સેવા કરવા આવેલી દેવની સ્ત્રીઓએ મોટી નિર્મળ શય્યા રચી હતી, એક ઠેકાણે બેઠેલા કિંનરોના મિથુનોએ ગાયનના શબ્દનો પ્રારંભ કર્યો હતો, તથા યક્ષરાજની સ્ત્રીઓએ બળતા મંગળ દીવા સ્થાપન કર્યાં હતાં. પછી સમગ્ર પ્રાણીઓના સમૂહને સુખ આપનારા તે ભવનમાં આવીને સ્વામી સુવર્ણના આસન ઉપર બેઠા. તેના અત્યંત રમણીયપણાએ કરીને આક્ષિપ્ત ચિત્તવાળા ભુવનપ્રભુ ભવનના ભીંતના ભાગને જોવા લાગ્યા. તેમાં—

અત્યંત કુશળ ચિતારાઓએ ચિતરેલા વિવિધ પ્રકારના પક્ષી, દેવ, અને તિર્યંચના રૂપો તથા બીજા પર્વત અને નગર વિગેરેને જેટલામાં જોવા લાગ્યા તેટલામાં સોરઠ નામના મોટા અને શ્રેષ્ઠ દેશમાં રહેલી, પૃથ્વીરૂપી સ્ત્રીના કંઠમાં રહેલી મણિની કંઠી જેવી દ્વારકા નગરી જોઇ, કે જેને ઉછળતા કલ્લોલોરૂપી બાહુવડે પોતાના બંધુની જેવા સમુદ્રે નિરંતર આલિંગન કર્યું છે. વાવ, ઉદ્યાન અને સ્ત્રીઓવડે શોભતી, રત્નના પ્રાસાદોવડે દેદીપ્યમાન, દેવની નગરીની જેમ મનને મોહ ઉત્પન્ન કરનારી, અને જગતમાં પ્રસિદ્ધ નામવાળી તે નગરી જોઇ. તેમાં સુરેંદ્રની ઉપમાવાળા અને ભૂષણોવડે દેવોના કલ્પદ્રુમોને જીતનારા દશ દશાર રાજાઓને તથા સ્ફુરાયમાન મણિના નૂપુરવાળું અને અત્યંત સુંદર રૂપવાળું અંતઃપુર ભીંતના ચિત્રમાં ચિતરેલ-રહેલ જોયું. રૂપાદિક ગુણવડે શોભતા વાસુદેવ, બળરામ, સાંબ, પ્રદ્યુમ્ન, સાગર, નભસેન, જરાપુત્ર અને દુર્વર્ણક નામના રાજપુત્રો ચિત્રમાં રહેલા પાર્શ્વનાથે જોયા. તથા ઉગ્રસેન રાજાની પુત્રી પ્રસિદ્ધ, સતી અને અતિ બાંધેલા અનુરાગવાળી **રાજિમતી**નો ત્યાગ કરી દીક્ષાને અંગીકાર કરેલા, ઊંચાઇવડે પર્વતને જીતનારા એવા **નેમિનાથ** જિનેશ્વરને જોયા. આ પ્રમાણે ત્રણ જ્ઞાનરૂપી નેત્રવાળા, કામદેવને જીતનાર, સ્થિરતાને ધારણ કરનાર અને સંયમમાં એકાગ્ર મનવાળા નેમિનાથ જિનેશ્વરના ચરિત્રને પોતાની પાસે જોઇને ભુવનના એક ( અદ્વિતીય ) પ્રભુ ભગવાન પાર્શ્વકુમાર સંવેગનો વેગ પ્રાપ્ત થવાથી તત્કાળ વિચારવા લાગ્યા કે–અહો ! કામદેવના બાણના પ્રહારથી થતા પરાભવને નહીં જાણતા આ ભગવાન નેમિકુમારનો અખંડ અને ડિંડિરના પિંડ જેવો ઉજ્વળ યશ આ પૃથ્વીમંડળમાં પ્રસર્યો છે, કે જેણે પ્રેમવાળી અને ક્રોધ પામેલી સ્ત્રીના તીક્ષ્ણ કટાક્ષવડે વિસ્તાર પામેલા દુઃખના સમૂહને જાણ્યો નથી. પરંતુ બીજા અનેક પ્રાણીઓ કામદેવરૂપી સુભટવડે નાચે કરાતા, ઠેકાણે ઠેકાણે આવી પડતી મોટી આપદાના સમૂહવડે ચૂર્ણ કરાતા અને પરમ તત્ત્વના બોધને નહીં જોનારા ખેદ( કેદ )ખાનામાં

પૂરાયેલાની જેમ સેંકડો ભયરૂપી કલ્લોલોવડે વ્યાપ્ત આ સંસારસાગરને ઓળંગવા શક્તિમાન થતા નથી, તેથી કરીને હવે મારે આ ગૃહવાસના બંધવડે સર્યું. શું પરમાર્થ છે ?–કમળની જેવા સ્વચ્છ ઉછળેલા સુગંધના સમૂહવાળું જે પ્રમદાનું મુખ છે, તે જ આ જગતમાં બંધનનું સ્થાન છે. તેને જ વિરાગીજન કપાળની જેમ જાણે છે. તથા વિલાસના મંડનવડે મનોહર પુષ્ટ સ્તન પણ પુદ્ગળના પરિણામની ભાવનાવડે જૂઠું ભાસે છે. કટિતટને વિષે મળેલ અને રત્નના મોટા અલંકારવાળા નિતંબરૂપી બિંબ પણ વિષ્ઠા અને મૂત્રના ભાજનની જેમ જરા પણ મનને આનંદ આપતું નથી. વળી મણિના સમૂહવડે શોભિત બે કુંડળવડે સહિત જે આ સ્ત્રીનું મુખ છે, તે પણ પરમાર્થનો વિચાર કરવાથી સંસારમાર્ગમાં જનારાને રથના જેવું જણાય છે. તથા સ્ત્રીની જે આ ત્રિવળીરૂપી માલા કહેવાય છે, તે પણ ભવસમુદ્રના તરંગોની શ્રેણી છે એમ બુદ્ધિમાન મનુષ્યે જાણવા યોગ્ય છે. તથા સ્ત્રીના જે આ કેળના સ્તંભ જેવા મનોહર સાથળરૂપી દંડ શ્લાઘા કરાય છે; તે પણ તત્ત્વના વિચારથી મહામોહરૂપી મદોન્મત્ત હાથીના દાંત જેવા મુશળ સમાન છે એમ જાણવું. તથા મૃગાક્ષી( સ્ત્રી )નું જે આ મનોહર ચરણકમલનું યુગલ છે, તે પણ રણરણાટ કરતા મણિના નૂપુરના મિષથી દુર્ગતિ તરફ ચાલેલા પ્રાણીના સમૂહને જાણે કહેતું હોય તેમ દેખાય છે." આ પ્રમાણે વિચાર કરતા ત્રણ ભુવનના સ્વામીને તત્કાળ મોટો વૈરાગ્ય વિકાસ પામ્યો, તેથી સિદ્ધિરૂપી વધૂ ઉપર રાગ બંધાયો, સંસારના અસાર સુખની આશંસા રહિત થયા, સખીજનને વિષે પણ દૃષ્ટિ નાંખતા નહોતા, પાસે રહેલા પ્રિયતમ લોકને પણ જોતા નહોતા, નિરવદ્ય રાજના સુખને વિષે પણ રાગી થયા નહીં. આ પ્રમાણે જેટલામાં રહ્યા છે તેટલામાં અવધિજ્ઞાનવડે જગદ્ગુરુની દીક્ષા ગ્રહણ કરવાનો સમય જાણીને તે કહેવાના અધિકારવાળા બ્રહ્મલોકના નિવાસી સારસ્વત અને આદિત્યાદિક દેવો આવીને પ્રભુના ચરણકમળને પ્રણામ કરીને આદરપૂર્વક વિનંતિ કરવા લાગ્યા કે—

"હે નાથ ! ક્રીડા માત્રથી જ વિકાસ પામેલા નિર્મળ જ્ઞાનના પ્રકાશથી જગતને જોનારા આપના પાસે ઇંદ્ર પણ કહેવાને શક્તિમાન નથી, તો પણ પોતાનો ( અમારો ) અધિકાર છે, તેથી હે દેવ ! અમે કાંઇક બોલીએ છીએ, કે–સંસારરૂપી સમુદ્રમાં પડેલા આ અનાથ પ્રાણીઓનો ઉદ્ધાર કરો. તથા મિથ્યાત્વરૂપી મોટા અંધકારથી જેની દૃષ્ટિનો પ્રચાર રૂંધાયો છે એવા આ જગતને આપ ઉપદેશરૂપી સૂર્યનાં કિરણોના સમૂહવડે નિર્મળ આલોક( પ્રકાશ )વાળું કરો. મોટા પાખંડી લોકોની સર્વ મંડળી સૂર્ય જેવા આપની પાસે આવી હોય તે ખદ્યોતની કાંતિને પામો. હે જગદ્ગુરુ ! ભવ્યજીવોરૂપી સાર્થને હવે સારા જ્ઞાન, ચારિત્ર અને દર્શન( સમ્યક્ત્વ )લક્ષણવાળા મોક્ષમાર્ગને પ્રગટ કરીને આપ સાર્થવાહપણું કરો. સર્વ મલિનતાએ કરીને રહિત ( ઉજ્વળ ) આપનો યશ ક્ષીર-સાગરથી અત્યંત ભરેલો હોય તેમ આ ભુવનને વિષે પ્રસરો. અમે ઘણું શું કહીએ ?

ખરાબ સ્થિતિને દૂર કરનાર, પ્રગટ કરેલા સાત નયવડે નિપુણુ અને મનોહર વ્યવસ્થાવાળા અને મોક્ષપુરના માર્ગને દેખાડનાર તીર્થને હવે પ્રવર્તાવો.”

આ પ્રમાણે ઘણા વાણીના સમૂહવડે વિનંતિ કરીને વિનયથી નમ્ર થયેલા તે દેવો પ્રભુના પાદને પ્રણામ કરીને તરત જ જેમ આવ્યા હતા તેમ પાછા ગયા. ભુવનના નાથ ભગવાન પણ દરેક સમયે સંવેગની વૃદ્ધિ પામ્યા, એટલે ત્યાંથી નીકળીને પોતાના ધવલગૃહ ને મહેલમાં આવ્યા. ત્યાં પાંચ વિષયોના સુખ સહિત મિત્રજનોનો ત્યાગ કરીને ભવથી અત્યંત વિરક્ત થયેલા ભગવાન ધર્મધ્યાનમાં લીન થયા. આ સમયે મિત્રમંડળને વિષે વિરક્ત થયેલા ત્રિલોકબંધુને જોઈને જ જાણે તેજ રહિત થયો હોય તેમ સૂર્ય અસ્તગિરિના શિખર ઉપર ગયો. અને ત્રણ જગતને પ્રકાશ કરનાર પ્રભુની પાસે પરિમિત (થોડા) પ્રકાશવાળો હું શા હિસાબમાં છું ? એવા નિર્વેદ(ખેદ)વડે જાણે પશ્ચિમ સમુદ્રના જળને વિષે પડ્યો હોય તેમ તે તેમાં પડ્યો. પદ્માના અનુરાગને ત્યાગ કરનાર જગદ્ગુરુને જાણીને કમળલક્ષ્મીએ વિકાસરૂપી હાસ્યનો ત્યાગ કર્યો. જ્યારે નાથ વિરાગને પામ્યા ત્યારે મારે રાગનો સમય શો છે? એમ જાણે દુઃખ પામી હોય તેમ સંધ્યાએ પણ વિરક્તપણું પ્રાપ્ત કર્યું. કરને (દાણને) ગ્રહણ કરવાપૂર્વક આ જગદ્ગુરુએ અમારો ઉપભોગ કર્યો નથી, એમ ધારીને જાણે શોક પામી હોય તેમ દિશાઓ શ્યામ મુખવાળી થઈ. હવે મહાપ્રભુના વિરહવાળી થયેલી હું શી રીતે રહીશ? એમ જાણીને જાણે મૂર્છાવડે મીંચાયેલા નેત્રવાળી થઈ હોય તેમ પૃથ્વી અંધકારમાં નિમગ્ન થયેલી દેખાવા લાગી. પછી દુઃખે કરીને વહન કરી શકાય તેવા સંયમના ભારના વહનરૂપ પ્રવ્રજ્યા લેવાની ઇચ્છાવાળા ભગવાનનો જાણે મંગળપૂર્ણ કલશ હોય તેમ ચંદ્ર પ્રગટ થયો, અને જગદ્ગુરુના મનોરથની શ્રેણીની જેમ ચંદ્રિકાની શ્રેણિ પ્રસાર પામી. પછી પ્રદોષ સમયનું કાર્ય કરીને તે જ વખતે તૈયાર કરેલી સ્ફટિકમણિ જેવા ઉજ્વળ વસ્ત્રની કાંતિવાળી, મોટા મૂલ્યવાળા હંસના રૂની તળાઈવડે મનોહર અને બે તરફ મૂકેલા ઓશીકાવાળી સુખશય્યાને વિષે શય્યારોહણના મંગળ વાજિંત્ર વાગવાપૂર્વક શય્યાપાલ પુરુષના ભુજદંડ ઉપર પોતાનો હસ્ત સ્થાપન કરીને જગદ્બંધુ બેઠા.

તે વખતે શય્યા ઉપર લીન થયેલા ભગવાન સિદ્ધિવધૂ ઉપર આસક્ત થયા, તેથી અવકાશને નહીં પામેલો કામદેવ દૂર જતો રહ્યો. પ્રિયતમાના પ્રેમરૂપી મજબૂત બેડી નીકળી જવાથી તત્કાળ પ્રભુને વિકાર કરવા માટે શ્રૃંગારાદિક રસો સમર્થ ન થયા. પરમાર્થ બુદ્ધિથી કામદેવના વિવિધ પ્રકારના વિલાસોને દુષ્ટ-અસાર જાણનારા પ્રિય બંધુ, મિત્ર, સ્ત્રી અને સ્વજનાદિકને વિષે તૂટેલા સ્નેહવાળા, એકાંત (ઉત્તમ) તત્વને વિષે નિશ્ચળ સ્થાપન કરેલ નિર્મળ વિવેકવાળા તે પ્રભુને અત્યંત અનિત્યાદિક

વજ્રમય પરમાણુથી બનેલું લાગે છે. પણ બીજું કાંઇ કારણ દેખાતું નથી. તથા હું માનું છું કે-હમણાં આ મારા કુળના ઉદયના ક્ષયનો કાળ પ્રાપ્ત થયો. એમ ન હોય તો હે વત્સ ! ચંદ્રના બિંબ જેવી કાંતિવાળા તારાથી પણ આવા પ્રકારના વચનરૂપી અંગારાની વૃષ્ટિ કેમ પડે ? તેથી આ કથા દૂર રહો. પૃથ્વીને ધારણ કરવાવડે મને પ્રસન્ન કર. તારા વિના બીજો કોઇ આવા પ્રકારના રાજ્યના ભારનો ઉદ્ધાર કરવામાં ધીરજવાળો નથી. વળી હું પરિણત ( વૃદ્ધ વયવાળો ) થયો છું, તેથી હવે અંદરના મોટા શત્રુના સમૂહનો વિજય કરવા માટે પ્રવ્રજ્યા લેવાવડે હું ઉદ્યમ કરું." આ પ્રમાણે બોલતા રાજાના વચન સાંભળીને નિરંતર પડતી અશ્રુની ધારાવડે ધોયેલા મુખવાળી અને દુઃસહ દુઃખના સમૂહવડે કંપતા શરીરવાળી વામાદેવી બોલી કે—

"હે પુત્ર ! હે કુમાર ! હવે આવા પ્રકારના બોલવાથી અથવા કરવાથી સર્યું. હે વત્સ ! સારા પુત્રો કદાપિ માતાપિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર હોતા નથી. હે વત્સ ! તેં શું સાંભળ્યું નથી ? રામ દશરથ રાજાના વચનથી રાજ્યને, લક્ષ્મીને અને અંતઃપુરને તજીને વનમાં ગયો હતો. અથવા શું તેં સાંભળ્યું નથી ? માતાપિતાના વચનથી ઋષભદેવે સંયમને વિષે રસિક છતાં પણ લાંબા કાળ સુધી રાજ્યનો ભાર અંગીકાર કર્યો હતો. અથવા શ્રી શાંતિનાથ વિગેરેએ શું રાજ્યલક્ષ્મી ભોગવી નહોતી ? તેથી આ યુવાવસ્થામાં પણ ઘરવાસનો ત્યાગ કરવાની તારી બુદ્ધિ અયોગ્ય છે. જે સેવા-પ્રધાનવાળું માતાપિતાની આજ્ઞાનું પાલન કરવું, આ જ તારો ધર્મ છે, અને આ જ તારું દુષ્કર તપ છે, તેથી વત્સ ! મારી પ્રાર્થનાનો તું સ્વીકાર કર અને ગૃહવાસના ત્યાગની બુદ્ધિને તજી દે. નહીં તો તારો પિતા નહીં રહે ( જીવે ), હું નહીં રહું, કુળ નહીં રહે, લક્ષ્મી નહીં રહે, અને રાજ્ય પણ નહીં રહે. હે વત્સ ! અત્યંત સુખ-સંપદાને ઉત્પન્ન કરનાર અને કલંક રહિત રાજ્યવડે તારા મનોરથો પ્રજાઓને ખુશી કરો, તારા ચરણકમળમાં વિલાસ કરતા મુગટવાળા રાજાઓ સદા સુખી થાઓ, અને શત્રુ-પણાનો ત્યાગ કરનારા રાજાઓ નિરંતર તારી આજ્ઞા કરનારા થાઓ. પોતપોતાના ધર્મમાં અનુરાગવાળા, વિઘ્ન રહિત સમથ કરવા લાયક ક્રિયાને કરતા ચારે આશ્રમના ગુરુ લિંગ-ધારી ( તાપસાદિક ) તને આશીર્વાદ આપો. ઘણું શું કહેવું ? તું રાજ્યના ભારને ધારણ કર, એટલે આજે જ મારી સાથે તારા પિતા વ્રત ગ્રહણ કરીને વનમાં જાય." આ પ્રમાણે પોતાના વાંછિત અર્થથી પ્રતિકૂળ પિતામાતાનું વચન સાંભળીને તે બન્નેના હિતને માટે સ્વામી આ પ્રમાણે બોલ્યા, કે—"હે ધીરજવાન પિતા ! ધીરજપણાનો ત્યાગ કરીને તમે શું દુઃખને ધારણ કરો છો ? સજ્જન પુરુષો કદાપિ સંયોગ કે વિયોગને વિષે વ્યાકુળ થતા નથી. તથા હે માતા ! તમે પણ તુચ્છ રાજ્યના સુખના લેશ માત્રના કાર્યવડે અને કલ્યાણમાં વિઘ્ન લાવવાવડે મારું વિપ્રિય કેમ કરો છો ? વળી હિતબુદ્ધિ-વડે અહીં જ રાજ્યના કાર્યમાં મને તમે જે સ્થિર કરો છો, તે પણ યોગ્ય નથી, કેમકે

રાજ્યાદિક અનેકવાર ભોગવ્યા છે. અનંતા ભવમાં ભમતા જીવે શું નથી ભોગવ્યું ? અથવા શું પ્રાપ્ત નથી કર્યું ? તો પણ તેને તૃપ્તિ થતી નથી. અત્યંત દુઃખના વિપાક (પરિણામ)વાળા વિષયો અને રાજ્યાદિકને વિષે આ પ્રમાણે મને પ્રેરણા કરતા તમે હે માતા ! શી રીતે હિતકારક થશો ? જે પરિણામે દુઃખના સમૂહનું કારણ છે, અને જે સંસારની વૃદ્ધિ કરનાર છે, તે રોગી માણસને અપથ્યની જેમ હિતકારક થવું યોગ્ય નથી. હે માતાપિતા ! આ વૈભવ સંસારસાગરને તરવામાં અનુકૂળ છે ? કે ઇતર (પ્રતિકુલ) છે ? તે સારી રીતે વિચારો. સંસારથી વિરક્ત ચિત્તવાળા શ્રી **અરિષ્ટનેમિ** ભગવાનનું અતિ વિસ્મય કરનારું ચરિત્ર શું તમે પોતે જ નથી સાંભળ્યું ? દેવનગર જેવું પુર, **સમુદ્રવિજય** પિતા, **શિવા** માતા, ગોવિંદ અને હલિ વિગેરે ત્રણ જગતમાં પ્રસિદ્ધ ભાઈઓ, કમળના પત્ર જેવા નેત્રવાળી અને લક્ષ્મીની જેવી મનોહર **ઉગ્રસેન** રાજાની પુત્રી, આ સર્વને તૃણની જેમ તજીને તેણે શું ચારિત્ર ગ્રહણ કર્યું નહોતું ? તેથી હે માતાપિતા ! જો તમે હિતના અર્થી હો, તો મારી સહાયને (અનુકૂળતાને) અંગીકાર કરીને તત્કાળ મને સંયમરૂપી રાજ્ય સમીપે જવા દો." આ પ્રમાણે પાર્શ્વકુમારનો નિશ્ચય જાણીને રાજાએ વામાદેવીને કહ્યું કે-"હે દેવી ! સ્વપ્નના અનુમાનથી જ આના નિશ્ચયને તું જાણ. તીર્થ પ્રવર્તાવવાના સ્વભાવવડે ત્રણ ભુવનનો ઉપકાર કરવા માટે આ ધર્મ ચક્રવર્તી થયો જોઇએ, તેથી તું સ્નેહનો મોહ તજી દે. આ કારણથી જ લોકાંતિક દેવોએ તીર્થના પ્રવર્તાવવા માટે આને આદરપૂર્વક કહ્યું છે, અને પોતે પણ તે કાર્યમાં ઉપયોગવાળો છે." આ પ્રમાણે નિશ્ચય કરીને પ્રતિબંધ (સ્નેહ) દૂર કરીને સર્વ ગૃહવાસના સંગનો ત્યાગ કરતા નાથને માતાપિતાએ અનુમોદના આપી.

ત્યારપછી જિનેશ્વરોનો આ જિનકલ્પ છે કે દીન વિગેરેને દાન આપવાપૂર્વક પ્રવ્રજ્યાનો સ્વીકાર કરાય છે, એમ વિચારીને જગદ્ગુરુએ એક વર્ષ સુધી અખંડ રીતે (નિષેધ વિના) વાંછિત અર્થ આપવાને માટે પ્રધાન પુરુષોને નીમ્યા. આ અવસરે વિવિધ પ્રકારના રત્નના સમૂહવડે શોભિત દેવેંદ્રનું સિંહાસન ભગવાનના પ્રભાવથી ચલાયમાન થયું. ત્યારે "શા કારણથી આસનનો કંપ થયો ?" એમ વિચારી અવધિજ્ઞાનના બળથી જિનેશ્વરના નિષ્ક્રમણનો દાન સમય જાણીને હર્ષ પામેલા ઇંદ્રે વૈશ્રમણ દેવને આજ્ઞા આપી, કે-"હે યક્ષરાજ ! ભગવાનના ભવનને વિષે સુવર્ણના સમૂહ તથા રત્ન, વસ્ત્ર અને આભરણ વિગેરેના સમૂહને તું એવી રીતે નાંખ, કે જે રીતે એક વર્ષ સુધી માગનારા યાચક જનોની ઇચ્છા પૂર્ણ થાય." તે સાંભળીને "દેવની જેવી આજ્ઞા" એમ કહીને વૈશ્રમણ દેવે પોતાના દેવોને આજ્ઞા કરી કે—"હે દેવો ! આ પૃથ્વીતળને વિષે કુળનો નાશ થવાથી નાથ વિનાના જે આ નિધાનો છે, તથા તેવા પ્રકારના બીજા કોઇ નિધાનો હોય, તે સર્વ શીઘ્રપણે શ્રી પાર્શ્વનાથના મંદિરમાં નાંખો. તથા ઘણા પ્રકારના રત્ન, વસ્ત્ર અને આભરણ વિગેરેની વૃષ્ટિ કરો."

ત્યારે તેઓએ સમ્યક્ પ્રકારે વૈશ્રમણ દેવની આજ્ઞાને આદર સહિત 'તહત્તિ' એમ બોલવાપૂર્વક સ્વીકાર કરીને સર્વ તે પ્રમાણે પ્રાપ્ત કર્યું. ત્યારપછી તે નગરીમાં ઠેકાણે ઠેકાણે સુવર્ણના સમૂહો તથા વસ્ત્ર અને આભરણ વિગેરેના સમૂહો સ્થાપન કર્યા. તથા વરવરિકાની[1] આઘોષણાપૂર્વક ત્રિક, ચતુષ્ક, ચત્વર, ચતુર્મુખ અને મહાપથ વિગેરે પ્રદેશોમાં રાજ અને રંકને સરખા ગણી, ગુણી અને નિર્ગુણીની અપેક્ષા કર્યા વિના, સ્વજન અને પરજનનો વિચાર કર્યા વિના તથા ઉપકારી અને અનુપકારીને જોયા વિના જ મનવાંછિત દાન આપવાની શરૂઆત કરી. આ પ્રમાણે હંમેશાં સૂર્ય અસ્ત થાય ત્યાં સુધી પ્રસર( સમૂહ )ને નિવારણ કર્યા વિના સર્વ માણસોને મનવાંછિત મોટું દાન આપવા લાગ્યા. તે આ પ્રમાણે-કેટલાએકને નગર, પત્તન, મંડન અને ગામ વિગેરે લોકોના નિવાસો આપ્યા, કેટલાકને હાર, મણિ, મુગટ, કટક અને ત્રુટિક વિગેરે આપ્યા, કેટલાકને મદોન્મત્ત શ્રેષ્ઠ હાથીઓ, રથો, વલ્હીક દેશના સૈંધવ દેશના અને બીજા અશ્વો આપ્યા, કેટલાકને ચીનાંશુક અને દુકૂલ વિગેરે વસ્ત્રો આપ્યા, કેટલાકને મુક્તામણિ, નીલમણિ, મહાનીલમણિ અને પદ્મરાગમણિ વિગેરે વિશેષ પ્રકારનાં રત્નો પ્રભુના કહેવાથી માણસોને આપ્યા. આ પ્રમાણે એક વર્ષ સુધી મેઘની જેવા સ્વામીએ વાંછિત પદાર્થના દાનની વૃષ્ટિ કરીને યાચક વર્ગને શાંતિવાળો ( સુખી ) કર્યો. તથા જે સુવર્ણનું દાન કર્યું, તેને આશ્રીને એક દિવસ સંબંધી એક કરોડ અને આઠ લાખ સુવર્ણનું માન થયું હતું. તથા ગામ વિગેરે, અલંકાર વિગેરે અને વસ્ત્ર વિગેરે પ્રભુએ જે દાન આપ્યું, તેનું માન (માપ) તે જ જિનેશ્વર જાણી શકે; પરંતુ ત્રણસો અઠ્ઠાશી કરોડ અને એંશી લાખ ( ૩૮૮,૮૦ ૦૦૦૦૦ ) આટલું આખા વર્ષનું સુવર્ણના દાનનું પ્રમાણ થાય છે. આ પ્રમાણે અનુપમ ( અજોડ ) અનુકંપા દાન અપાવીને સર્વ પ્રાણીઓના સમૂહ સંબંધી અભયદાન દેવાની ઇચ્છાવાળા જગદ્ગુરુ જેટલામાં સર્વવિરતિનો સ્વીકાર કરવા તૈયાર થયા, તેટલામાં અશ્વસેન રાજાના પ્રધાન પુરુષોએ પ્રભુને વિનંતી કરી કે-" હે સ્વામી ! મહારાજા અમારી પાસે તમને કહેવરાવે છે, કે-" મારા ઉપર મોટો અનુગ્રહ કરીને નિષ્ક્રમણનો અભિષેક કરવા માટે મને અનુજ્ઞા આપો. " ત્યારે ભગવાને કહ્યું-" જેમ તમને રુચે, તેમ કરો. " ત્યારે અશ્વસેન રાજાએ પોતાના પુરુષોને આજ્ઞા આપી, કે-" અરે ! કુમારને યોગ્ય મહામૂલ્યવાળા નિષ્ક્રમણના અભિષેકને જલદી તૈયાર કરો. " વચન સાંભળીને તરતજ તીર્થ અને સર્વૌષધીથી ભરેલા કળશાદિક તેજ રીતે તેઓએ તૈયાર કર્યા. ત્યાર પછી ભગવાનને પૂર્વ દિશાની સન્મુખ સિંહાસન ઉપર બેસાડીને મુખ્ય એક સો ને આઠ સુવર્ણકળશોવડે, એક સો ને આઠ રત્નમય કળશોવડે, એક સો ને આઠ રૂપ્યમય કળશોવડે તથા તેવા બીજા વિવિધ પ્રકારના કળશોવડે અભિષેક કરીને જેટલામાં અતિ કોમળ ગંધકાષાય વસ્ત્રના છેડાવડે ભગવાનના શરીરને લુંછતા નથી, તેટલામાં ચલાયમાન આસનવાળા

૧. જે વરદાન એટલે વાંછિત માગવું હોય તે માગો એમ.

હજારો વિમાનના સમૂહવડે આકાશના વિસ્તારને ઢાંકી દેતાં બત્રીશે દેવેંદ્રો તત્કાળ ત્યાં આવ્યા. અને ભક્તિના ભારવડે અત્યંત વિકસ્વર થયેલા રોમાંચવાળા અચ્યુતેંદ્ર વિગેરે ઇંદ્રોએ જન્મમહોત્સવ વખતે મેરુપર્વત પર રહેલા ભગવાનને એક સો ને આઠ કલધૌત ( સુવર્ણ ) વિગેરેના કળશવડે જેમ પૂર્વે અભિષેક કર્યો હતો તેમ આદરપૂર્વક અભિષેક કરીને પછી ગંધકાષાય વસ્ત્રોવડે શરીરને લુંછીને ઘુસૃણ ( કેસર ), ઘનસાર ( કપૂર ) અને હરિ ( ગોશીર્ષ ) ચંદનવડે શરીરને વિલેપન કર્યું, દેવદૂષ્ય વસ્ત્ર પહેરાવ્યું, અને મણિ-મુકુટાદિકવડે સર્વ અંગને વિભૂષિત કર્યું. તથા મસ્તક ઉપર મંદાર પુષ્પની શ્રેષ્ઠ માળાઓ પહેરાવી. પછી પાંચ વર્ણના પુષ્પસમૂહ પાથરીને અષ્ટમંગળ આળેખ્યા. પછી ભક્તિના સારભૂત નૃત્યનો ઉપચાર કરીને હર્ષવડે વિકસ્વર નેત્રવાળા તે ઇંદ્રો પૃથ્વીને ચુંબન ( સ્પર્શ ) કરતા મસ્તકવડે પ્રણામ કરીને સ્તુતિ કરવા લાગ્યા, તે આ પ્રમાણે કે—

" હે જિનેંદ્ર ! સર્વ ક્ષેત્રોમાં આ ભરતક્ષેત્ર અતિ ઉત્તમ છે કે જેને વિષે મોહરૂપી અંધકારવડે હણાયેલા લોચનવાળા ભવ્ય જીવોને સમગ્ર પદાર્થના સમૂહને દેખાડનારા અને ત્રણ ભુવનમાં અદ્વિતીય મણિના દીવા જેવા તમે ઉત્પન્ન થયા છો. હે નાથ ! સંસારરૂપી સાગરમાં વહાણ જેવા અને સમગ્ર પાપના લેશનો નાશ કરનાર આપને પામીને પણ જેઓ આપને કીર્તન કરતા નથી, પૂજતા નથી અને જોતા નથી, તે બિચારા વિધિવડે હણાયા છે, એમ હું માનું છું. પ્રત્યક્ષ રીતે જ મનવાંછિત દેવામાં દક્ષ ( ઉદાર ) અને મોટા ભયંકર સમગ્ર રોગોનો નાશ કરનાર કલ્પવૃક્ષની જેવા તમારા હસ્તને જોઇને જે પ્રાણી આનંદ પામતો નથી તે હે સ્વામી ! આ જગતમાં લુંટાયો છે. જેઓ તમારા મુખ-કમળને જરા પણ જુએ છે તે મનુષ્યો કદાપિ દુર્ગતિમાં જતા નથી અને જેઓ થોડા પણ તમારા ગુણને સંભારે છે, તેઓ પોતાના નિર્મળ યશવડે જગતને ભરી દે છે " આ પ્રમાણે અનુપમ અને મોટા ગુણોના અનુરાગવડે વચનનો વિસ્તાર કરતા ઇંદ્રો જિનેશ્વર-ની સ્તુતિ કરીને ઉચિત સ્થાને બેઠા. આ અવસરે સૌધર્મેંદ્રે પાંચ વર્ણવાળા રત્નના કિરણોના સમૂહવડે ઇંદ્રધનુષ્યના આડંબરને દૂર કરનાર અનેક નાની નાની ધ્વજાવડે શોભતા ધ્વજના સમૂહવડે યુક્ત, અનેક વિચ્છિત્તિ( રચના )ના ચિત્રોવડે શોભતી, તથા અંદર સ્થાપન કરેલા મણિના પાદપીઠ સહિત સિંહાસનવડે સુશોભિત અને હજાર પુરૂષો-વડે ઉપાડી શકાય તેવી **વિશાલા** નામની શિબિકા પોતાના કિંકર દેવો પાસે કરાવી. તે વખતે પોષ કૃષ્ણ એકાદશીએ પૂર્વાહ્ન કાળે વિશાખા નક્ષત્રમાં ચંદ્ર હતો ત્યારે ત્રીશ વર્ષ સુધી કુમારાવસ્થાને પાળીને અઠ્ઠમના તપવાળા જગદ્ગુરુ શ્રી પાર્શ્વનાથ કાશ્યપ ગોત્રવડે બન્ને પ્રકારે શોભતા, નવ હાથ શરીરની ઊંચાઇવાળા, નેત્રને આનંદ આપનાર, તમાલ-પત્રના ગુચ્છા જેવી દેહની કાંતિવડે શોભતા, સમચતુરસ્ર સંસ્થાનમાં રહેલા, વજ્રઋષભના-રાચ સંઘયણવાળા, તથા તત્કાળ સ્નાન કરેલા, વિલેપન કરેલા, દિવ્ય વસ્ત્ર પહેરેલા, કરેલા મોટા શણગારવાળા, અને ઉત્તમ કુળમાં જન્મેલા ત્રણસો રાજકુમારોવડે પરિવરેલા,

દુકૂલ વસ્ત્રના છેડાવડે નિષેધ કરતી, મોટા વિરહના દુઃખના વશથી ઝરતા અને તૂટેલા હારથી ઝરતા મોતીની જેવા સ્થૂળ અશ્રુના બિંદુઓવડે શોકરૂપી અગ્નિથી તપેલા હૃદયને જાણે સીંચતી હોય, તથા ક્રોધના સમૂહથી વ્યાપ્ત ગળાની નીકવાળી તે ગદ્‌ગદ્ વાણીવડે બોલવા લાગી, કે–" હે વત્સ ! ત્રણ ભુવનને પ્રકાશ કરનાર કાશ્યપ નામના પવિત્ર ગોત્રમાં તું ઉત્પન્ન થયો છે, જન્મથી આરંભીને જ દેવોએ આપેલા દિવ્ય આહારના સમૂહને તું પામેલો છે. અતિ કોમળ અને મનોહર લાવણ્યવડે પૂર્ણ સર્વ અંગની સુંદર લક્ષ્મી- ( શોભા )ના સારભૂત, જરાપણ અનિષ્ટને જેણે નથી જોયું એવા મજબૂત શુભ ચેષ્ટાને પામેલા, કોમળ કામદેવના સરખા રૂપવાળા અને અત્યંત મોટા સૌભાગ્યવાળા હે પુત્ર ! તું આ દુષ્કર અને ભયંકર પ્રવ્રજ્યાને શી રીતે ગ્રહણ કરી શકીશ ( પાળી શકીશ ) ? હે વત્સ ! જાવજ્જીવ સુધી શુદ્ધ, ઉંછ ( વીણેલો ), તુચ્છ અને નીરસ આહાર હંમેશાં ભોજન કરવાનો છે, તે પણ સદ્ધર્મના ભરવા માટે છે. તેમાં હંમેશાં બાવીશ પરીસહોને સહન કરવાના છે, અને ગામ, નગર તથા આકર વિગેરેને વિષે મમતાપણું ત્યાગ કરવા લાયક છે. વળી હે વત્સ ! વીરાસન વગેરે વિવિધ પ્રકારનો કાયક્લેશ સહન કરવાનો છે, અત્યંત પીડા પામ્યા છતાં પણ જરાપણ પ્રમાદ કરવો નહીં. તથા આ જગતમાં ગ્રામકંટક પણ દુઃખે કરીને સહન થાય તેવા ઘણા સંભવે છે, તેને ગણકાર્યા વિના જ રાધાવેધને જીતવો. હે વત્સ ! સર્વ ભાવને જાણનારા તારી પાસે મારે વધારે શું કહેવું ? તેવી રીતે કોઈ પણ પ્રકારે અહીં તારે યત્ન કરવો, કે જે પ્રકારે શીઘ્રપણે તું મોક્ષને પામે. " ત્યારે " હે માતા ! હું તે પ્રમાણે જ કરીશ." એમ જગદ્‌ગુરુ તેના વચનને અંગીકાર કરી, સિદ્ધ ભગવાનને સમ્યક્ પ્રકારે નમસ્કાર કરી. " સર્વ સંગનો ત્યાગ કરીને હવે હું ત્રિવિધ ત્રિવિધે સર્વ સાવદ્યનો ત્યાગ કરું છું. " એમ બોલીને પ્રતિજ્ઞારૂપી પર્વતના શિખર ઉપર ચડ્યા. પછી અતિ સ્નિગ્ધ ( કોમળ–ચીકાશ- શવાળા ) અને લાંબા મસ્તકના કેશના સમૂહને દૂર કરતા ( લોચ કરતા ) જગદ્‌ગુરુની પાસે ઇંદ્ર આવીને નમસ્કાર કરીને દેવદૂષ્યવડે તે કેશનો સમૂહ ગ્રહણ કરવા લાગ્યા. તથા સુર, અસુર, વિદ્યાધર અને ખેચરના સમૂહ આકાશતળમાં રહીને જય જય શબ્દ બોલવા- પૂર્વક મનોહર સુગંધી ગંધવૃષ્ટિને અને ચૂર્ણવૃષ્ટિને મૂકવા લાગ્યા. લોચનું કાર્ય સમાપ્ત થયું ત્યારે તે કેશના સમૂહને ઇંદ્રે ક્ષીરસાગરમાં નાંખ્યો. બાહ્ય અને અભ્યંતર આવરણ- ( પરિગ્રહ )નો ત્યાગ કરતા ભગવાનના અંશસ્થળે ( ખભા ઉપર ) લાખ સુવર્ણના મૂલ્ય- વાળું એક દેવદૂષ્ય દેવેંદ્રે મૂક્યું. તે વખતે ભગવાનને **મનઃપર્યવ જ્ઞાન** ઉત્પન્ન થયું. ત્યાર પછી જગદ્‌ગુરુના દીક્ષા ગ્રહણને અનુસરવાવડે તે ત્રણ સો રાજકુમારોએ કેશનો લોચ કરવાપૂર્વક " આ ભગવાન જે કરશે, તે અમે પણ કરશું. " એમ બોલીને પ્રવ્રજ્યા અંગીકાર કરી. તે વખતે અશ્વસેન રાજાએ " અહો ! આ દુષ્કર કરનારા છે. " એમ જાણી તે સર્વેની પ્રશંસા કરી, કે—" અહો ! હે મહાયશવાળા ! તમે આ સારું

કાર્ય કર્યું, સારું કાર્ય કર્યું. પોતાના કુળને કલંક રહિત કીર્તિરૂપી અમૃતરસવડે ઉજ્વળ કર્યું. તમારા આત્માને તમે સિદ્ધિરૂપી વધૂના કટાક્ષ નાખવાના પાત્રરૂપ કર્યો, સંસારમાં ઉત્પન્ન થતાં દુઃખોને તમે જલાંજલિ આપી અને કામદેવના પ્રચંડ શાસનને તમે ખંડિત કર્યું, કે જેથી દુર્ધર મતને ધારણ કરતા તમોએ આ પ્રમાણે આ ત્રિલોકના સ્વામીની આરાધના આરંભી." આ પ્રમાણે કહીને પાર્શ્વનાથ પ્રભુના બે ચરણકમળને નમીને રાજા પરિવાર સહિત વારંવાર મોટા આશ્ચર્યરૂપ ભગવાનની દીક્ષા અંગીકારના મહોત્સવને સંભારતો ઇંદ્રાદિક દેવો સહિત જેમ આવ્યો હતો તેમ પાછો ગયો.

ત્યાર પછી સુરેંદ્રો, અસુરેંદ્રો અને નરેશ્વરો વિગેરે સર્વે પોતપોતાને સ્થાને ગયા ત્યારે તારાઓવડે ચંદ્રની જેમ અને કમળોવડે સરોવરના વિભાગની જેમ તે ત્રણસો રાજકુમાર-સાધુઓવડે શોભતા ભગવાન મેરુગિરિ જેવા સ્થિર થઈને, નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ રાખીને તથા ભુજરૂપી પરિઘને લાંબા કરી કાયોત્સર્ગ ઊભા રહ્યા અને ધર્મધ્યાન કરવાને પ્રવર્ત્યા ( લીન થયા ). આ પ્રમાણે તે કાયોત્સર્ગે રહ્યા હતા તેટલામાં જ સૂર્ય અસ્ત પામ્યો. નિરંતર જતા અને આવતા દેવ અને મનુષ્યના સમૂહના સ્તુતિના વચનવડે પ્રશંસા કરાતા અને સર્વ જીવના સમૂહની રક્ષા કરવામાં તત્પર થયેલા શ્રીપાર્શ્વનાથ-સ્વામીની રાત્રિ અનુક્રમે પ્રભાતરૂપ થઇ, સૂર્યમંડળનો ઉદય થયો અને પ્રાતઃકાળનો શીતળ વાયુ વાવા લાગ્યો.

સૂર્યના કિરણોવડે ખીલેલા કમળના કોશમાં પ્રસરતી સુગંધને વિષે આકુળ થયેલા હોવાથી બીજા પુષ્પોથકી પાછા વળેલા ભમરાના સમૂહ ભમવા લાગ્યા. રાત્રિના સમયમાં ઉત્પન્ન થયેલા મોટા દુઃખરૂપી સમુદ્રને તરી ગયેલા ચક્રવાક પક્ષીઓ જાણે કે જીવિતને પામ્યા હોય તેમ મોટા હર્ષથી શબ્દ કરવા લાગ્યા. તે જ ક્ષણે ગાઢ અંધકારનો સમૂહ નાશ પામવાથી વિકસ્વર થયેલા દિશાઓના મુખ જાણે ભગવાનના દર્શન કરવા માટે પ્રકાશ પામ્યા હોય તેમ પ્રકાશ પામ્યા. આ પ્રમાણે જેમાં સમગ્ર પદાર્થનો સમૂહ પ્રગટ થયો છે એવું પૃથ્વીમંડળ થયું ત્યારે સમગ્ર પ્રાણીના ઉપરોધ રહિત જગદ્ગુરુ પોતાની પાસે રહેલા મનુષ્યની રજા લઇને તે આશ્રમપદથી નીકળીને યુગપ્રમાણ પૃથ્વી ઉપર નેત્રનો ઉપયોગ આપતા આપતા જગતમાં પ્રસિદ્ધ કોયકટ નામના ગામમાં ગયા. ત્યાં ધન અને ધાન્યની સમૃદ્ધિવાળો, સ્વભાવથી જ દાનની શ્રદ્ધામાં આસક્ત અને સ્વભાવથી જ કરુણાવડે વ્યાપ્ત અંતઃકરણવાળો ધન્ય નામનો ગૃહપતિ રહે છે. તેને ઘેર તે દિવસે કોઇ વિશેષ પ્રકારનો ઉત્સવ હતો, તેથી ઘણી ખીર રાંધી હતી. પછી ઘરના માણસો ભોજન કરવા લાગ્યા. આ અવસરે અઠ્ઠમ તપનું પારણું કરવાની ઇચ્છાવાળા ભુવનગુરુએ ગોચરીનો સમય થયો એમ જાણી શીઘ્રતા રહિતપણે અને ચપળતા રહિતપણે મધુકર-વૃત્તિવડે આહારને માટે ગામની અંદર પ્રવેશ કર્યો, અને વિધિના વશથી તે ધન્યના ઘરમાં

પ્રવેશ કર્યો, અને ઘરના આંગણાના એક ભાગમાં ઊભા રહ્યા. તેને ધન્યે જોયા. તે વખતે "અહો ! આ ભગવાનની રૂપસંપત્તિ કેવી છે ? અહો ! લાવણ્ય કેવું છે ? અહો ! સર્વ લક્ષણોની સંપ્રાપ્તિ કેવી છે ? અહો ! કમળના પત્ર જેવી દીર્ઘ દૃષ્ટિ કેવી છે ? તથા અહો ! સર્વના નેત્રને આનંદ આપનારી તાપિચ્છ( તમાલ )ના ગુચ્છ જેવી નિર્મળ શરીરની કાંતિ કેવી છે ? " એ પ્રમાણે વિસ્મયના રસથી આકુળ થયેલો તે ચિંતવે છે—" અત્યંત સત્ત્વવાળા, મનોહર શરીરવાળા અનેક સાધુરત્નો અહીં મારે ઘેર આવેલા દેખ્યા છે, પરંતુ મન અને નેત્રને સુખ આપનાર જેવા આ છે, તેવા અહીં મેં કદાપિ જોયા નથી. સંસારસાગરને તરવામાં વહાણ જેવા આ સાધુ વિધાતાએ શું મને પ્રાપ્ત કર્યા છે ? કે ઇચ્છિત મનોરથોને પૂર્ણ કરવા માટે આ કલ્પવૃક્ષ પોતે જ શું મારે ઘેર આવ્યા છે ? " આ પ્રમાણે મોટી ભક્તિના પ્રકર્ષથી ઉછળતા રોમાંચવાળા તેણે મોટા પ્રયત્નથી ઘી અને મધ ( સાકર ) સહિત પરમાન્ન( ખીર )વડે તેમની ઇચ્છા પ્રમાણે જગદ્ગુરુને પારણું કરાવ્યું ( વહોરાવ્યું ). આ અવસરે પાર્શ્વપ્રભુના પારણાથી ખુશી થયેલા, આકાશતળમાં રહેલા, " અહો ! દાનં અહો ! દાનં " એમ બોલતા સુર, અસુરોએ ઘણા સુગંધી જળની વૃષ્ટિ કરી, પાંચ વર્ણવાળા રણરણ શબ્દવડે શોભતા પુષ્પના સમૂહને નાંખ્યો, અને સાડાબાર કરોડ પ્રમાણવાળી વસુધારા કરી, તથા આકાશના વિસ્તારને ભરી દેતો વાજિંત્રનો શબ્દ વિસ્તાર પામ્યો. ત્યાંના રાજાએ તે ધન્યની પૂજા કરી, તથા લોકોએ તેની પ્રશંસા કરી. આ જ ભવમાં તે નામથી ધન્ય છે એમ નહીં, પણ મોટી કીર્તિને પામેલો તે અર્થથી પણ ધન્ય છે, તથા સંસારસમુદ્રના પારને પણ પામનારો છે. આ કારણથી જ ચિંતામણિ કલ્પવૃક્ષ અને કામધેનુથી પણ અધિક શ્લાઘા કરવા લાયક સુપાત્રદાન સર્વ જગતમાં મુખ્ય કહ્યું છે. વળી તે ( જીવ ) જ ભવસમુદ્રને તરી ગયો છે, મોક્ષરૂપી ઘરના બે કમાડના સંપુટ તેના જ ઉઘડ્યા છે એમ હું માનું છું, તેણે જ દુઃખરૂપી વૃક્ષને ઉખેડી નાંખ્યો છે, તેણે જ યમરાજાએ ઉત્પન્ન કરેલ ભયનો નાશ કર્યો છે, તથા વિવિધ પ્રકારના વિકલ્પ રહિત ( શુદ્ધ ) માર્ગે પોતાના આત્માને જોડ્યો છે. નમતા દેવોના ઉદ્ભટ મોટા માણિક્યવડે શોભતા અને વિજયવાળા જે રાજ્યને નિઃશંકપણે સ્વર્ગમાં શક્ર ( ઇંદ્ર ) પ્રગટ રીતે ભોગવે છે, પાતાળમાં સર્પોવડે ઘણાં પ્રકારની જેની કીર્તિ ગવાય છે એવો ભુજંગરાજ( ધરણેંદ્ર ) જે રાજ્ય ભોગવે છે, તથા ચક્રવર્તી આ પૃથ્વીપીઠ ઉપર જે રાજ્ય કરે છે, તે સર્વ દાનનું જ નિર્મળ ફળ છે. વળી હું માનું છું કે-જેઓ આ દાનને વિષે મોટા ઉત્સાહને પામતા નથી, અથવા પ્રશંસા( અનુમોદના ) કરતા નથી, તથા જેઓ આ દાનને માટે કોઇ પણ પ્રકારે મતિને બાંધતા નથી, અથવા સાંધતા નથી, તે આ સંસારરૂપી કેદખાનામાં રહેલા મોટા પાપરૂપી અગ્નિવડે પીડા પામતા અને પોતાના આત્માના શત્રુરૂપ મનુષ્યો કઇ કઇ મોટી આપત્તિને નહીં પામે ? આ પ્રસંગવડે સર્યું. આ પ્રમાણે મહાત્મા ધન્ય કુલપતિ આ લોકમાં સુવર્ણના સમૂહના લાભવડે અને શરદ્ઋતુના વાદળા જેવી

ઉજ્વળ કીર્તિના પ્રસારવડે મોટા માહાત્મ્યને પામ્યો, અને પરલોકમાં પણ તે અવશ્ય કલ્યાણના ખજાનારૂપ થશે. પછી ભાર રહિત થયેલ ભગવાન પાર્શ્વનાથ ત્યાંથી નીકળીને વિઘ્નનું મથન ( નાશ ) કરનાર ( નિર્વિઘ્ન )માંથી, નગર અને આકર વિગેરેમાં વિહાર કરવા લાગ્યા. બીજા પણ મુનિઓ જાણેલા સર્વ સાવદ્યના ત્યાગમાં ઉદ્યમવાળા થઇને નિર્દોષ આહારવડે જે રીતે પ્રાપ્ત થાય તે રીતે પારણાને કરતા જગદ્‌ગુરુના ચરણની આરાધના કરવામાં તત્પર થયેલા, સંસારના ભયનો ત્યાગ કરતા અને મનમાં સંવેગને પામેલા ( ધારણ કરતા ) તે સર્વે જિનેશ્વરની સાથે જ વિહાર કરતા હતા. ગ્રામાદિકની બહાર રહેલા ઉદ્યાનાદિકમાં નિવાસ કરતા, શત્રુ અને મિત્રને વિષે સમાન તથા સુવર્ણ અને પત્થરના કકડાને વિષે સરખા ચિત્તવાળા તે જગદ્‌ગુરુ બીજા જનોએ મનથી પણ દુઃખે કરીને આચરી શકાય એવા વ્રતનું પાલન કરવા લાગ્યા. તે આ પ્રમાણે–કોઇ વખત તે ભગવાન પથ્થરના સ્તંભ જેવા નિશ્ચળ થઇ, ક્ષુદ્ર ઉપદ્રવના ભયને નહીં ગણકારતા પ્રતિમાને ધારણ કરીને રાત્રિ નિર્ગમન કરતા હતા, કોઇક વખત ચિત્તને અત્યંત નિશ્ચળ રાખીને અને ઇંદ્રિયોના વ્યાપારને રૂંધીને પરમ તત્ત્વના ધ્યાનરૂપી અગ્નિવડે અશુભ કર્મરૂપી કચરાના સમૂહને બાળતા હતા, કોઇ વખત સામાન્ય માણસને દુષ્કર એવા વીરાસન વિગેરે સ્થાનોને અંગીકાર કરી નેત્રાદિકના નહીં ફરકવાવડે પથ્થરની ઘડેલી પ્રતિમાના સદૃશપણાને અનુભવતા હતા, તથા કોઇક વખત બહાર ઉગ્ર સૂર્યના તાપવડે અને અંદર દુષ્કર તપના આચરણરૂપી અગ્નિવડે તપતા તે પ્રભુ કમળના પત્ર જેવા કોમળ શરીરને તપાવતા હતા, એ રીતે દિવસોને નિર્ગમન કરતા હતા. તથા વળી જેમ સ્તંભને ઉખેડીને, તેમ ગાઢ સ્નેહરૂપી બંધનને તોડીને, મોટા કોપરૂપી અંકુશના ઘાતના સમૂહની અવગણના કરીને, ગર્વિષ્ઠ કામદેવરૂપી માવતના ઉપચારને પ્રતિકૂળ વ્યાપાર કરનાર, માયારૂપી મોટી શ્રૃંખલા( સાંકળ )ની શ્રેણિની તૃણની જેમ અવગણના કરનાર, લોભરૂપી લોઢાની બેડીને પણ છેદીને ઝરતા મોટા મદરૂપી મોટા પ્રભાવવાળો, મોટા પરીસહોના પ્રતીકારના સમૂહને દૂરથી ત્યાગ કરનાર, રણસંગ્રામમાં રહેલા નિરંતર ચોતરફ દોડતા ઘોડેસ્વારોની જેવા મનુષ્યોએ ચક્ષુવડે જોઇ ન શકાય તેવો, હૃદયરૂપી આલાન( બાંધવાના ખીલા )થી દુર્જય રાગાદિકરૂપી પ્રતિગજના સમૂહને નાશ કરનાર, સમગ્ર વિષયરૂપી સમૂહને હણેલા અને મથેલા કરતો, અનુપમ કીર્તિરૂપી ઘંટાના નાદવડે ભુવનના મધ્ય ભાગને પૂરી દેતો, અતિ ગાઢ કર્મરૂપી મોટા વૃક્ષોના સમૂહને મરડી નાંખતો, સ્ખલના રહિત ( નિરંતર ) પ્રચારવડે ( આવવાવડે ) સારી રીતે રાજાઓ અને માણસોવડે સન્માન કરાતો એવો પ્રભુરૂપી ગંધહસ્તી શીઘ્રપણે પૃથ્વી ઉપર વિચરતો હતો. દરેક સમયે શુદ્ધ ભાવનાવડે આત્માને ભાવતા, મોક્ષ અને સંસારને વિષે રાગ કે વિરાગને તે જગન્નાથ કરતા નહોતા. આ પ્રમાણે અનિયમિત વિહારવડે વિહાર કરતાં તે મહાત્મા ઘણા ગામ, આકર, નિગમ વિગેરે સંનિવેશવડે રમણીય અને ધન, ધાન્યથી પરિપૂર્ણ લોકવાળા અંગ

દેશમાં ગયા. ત્યાં ગ્રામાદિકને વિષે એક એક દિવસ રહેવાવડે કેટલાક દિવસો નિર્ગમન કરીને કોઇપણ દિવ્ય યોગથી ભમતા ભમતા અનેક વૃક્ષોના સમૂહવડે સૂર્યના કિરણોના વિસ્તારને રૂંધતી અને ઊંચા મોટા પર્વતના ઊંચા શિખરના શૃંગારવડે સૂર્યના રથના અશ્વોને સ્ખલના પમાડનારી **કાદંબરી** નામની મોટી અટવીમાં ભુવનગુરુ પ્રાપ્ત થયા. ત્યાં કલિ નામના પર્વતના એક પ્રદેશમાં કાયોત્સર્ગ રહ્યા. તે પર્વતની પાસે કુંડના આકારપણાએ કરીને પ્રસિદ્ધ કુંડ નામનું એક સરોવર હતું તેના જળનો સમૂહ, કહ્લાર અને શતપત્રવડે સુગંધી અને નિર્મળ હતો. ઘણી જાતના પક્ષીના સમૂહના ચાલવાવડે તે રમણીય હતું, અને ચોતરફ રહેલા ( પરિવરેલા ) ઘણા પ્રકારના વૃક્ષોના સમૂહવડે શોભિત હતું. ત્યાં અનેક કરભ ( હાથીના બાળક ) અને હાથણીઓના ટોળાથી પરિવરેલો **મહીધર** નામનો મોટો હાથી પાણી પીવા માટે શીઘ્રપણે આવતો હતો તેણે પર્વતના કટક ઉપર કાયોત્સર્ગે રહેલા સ્થિર લોચનવાળા ભગવાનને જોયા. તે વખતે " આવા પ્રકારના મહામુનિને મેં કોઇપણ ઠેકાણે જોયા છે. " એમ ઇહાપોહ( તર્કવિતર્ક )ના 'માર્ગમાં પ્રવર્તેલા તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તે વખતે તેણે વિચાર કર્યો, કે—" હું પૂર્વજન્મમાં મહાવિદેહ ક્ષેત્રને વિષે શરીરવડે વામન ( નીચો ), સર્વ લોકોને હસવા લાયક **હેમધર** નામનો કુલપુત્ર હતો. ત્યાં પિતાના અપમાનવડે ઘરમાંથી બહાર નીકળી આમતેમ ફરતો હું પ્રવ્રજ્યા લેવાની ઇચ્છાથી ગુરુની સમીપે ચાલેલા **સુપ્રતિષ્ઠ** નામના વણિક્પુત્રને મળ્યો. તેની સાથે મારો સ્નેહ થયો, તે મને ગુરુની સમીપે લઇ ગયો, અને ત્યાં ગુરુએ મને દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને ધર્મતત્ત્વ સંભળાવ્યું. તેમાં દેવતત્ત્વ આ પ્રમાણે—

" દેવ અરિહંત જ છે, કે જે રાગાદિક દોષના સમૂહવડે રહિત છે, પ્રાણીઓ ઉપર કરુણાવાળા, માર્ગને પ્રગટ કરનારા, શરણ કરવા લાયક, ઉરઃસ્થળમાં શ્રીવત્સના લાંછનવાળા, મેઘની ગર્જના જેવા મનોહર નિર્ઘોષવાળા, દેવોના સમૂહે પૂજવા લાયક, ઉપમા રહિત અને પ્રશાંત દેવ છે. તથા ગુરુતત્ત્વ આ પ્રમાણે છે-વ્રત અને છકાયની રક્ષા કરવામાં સર્વદા ઉદ્યમવાળા, અકલ્પ્ય ( દોષવાળી ) વસ્તુનો ત્યાગ કરવામાં તત્પર, સંગનો ત્યાગ કરનાર, પાંચ પ્રકારના શ્રેષ્ઠ આચારમાં શુદ્ધ વ્યાપાર કરનાર, તથા પાંચ ઇદ્રિયો અને ચાર કષાયને જીતવામાં તલ્લીન થયેલા ગુરુ જાણવા. તથા ધર્મતત્ત્વ આ પ્રમાણે-સમગ્ર જીવોની રક્ષાના સારવાળો, ત્યાગ કરેલા વિષયોના વ્યાપારવાળો, આદિ, મધ્ય અને છેવટે એકત્વ ભાવને પામેલો; જીવહિંસાદિક પાપના સ્થાનોનો જેમાં ત્યાગ છે; તે ધ્યાનાદિકના નિધિવાળો ધર્મ અત્યંત શ્લાઘા કરવા લાયક છે. " આ પ્રમાણે દેવાદિક તત્ત્વના આ સ્વરૂપને મેં જાણ્યું, પરંતુ વામન હોવાથી હું સાધુ ધર્મને અયોગ્ય છું, તેથી ગુરુએ દેવપૂજાની પ્રવૃત્તિ જેમાં મુખ્ય છે એવા શ્રાવકધર્મને વિષે પાંચ અણુવ્રતાદિક જણાવીને મને સ્થાપન કર્યો. અને તે શ્રાવકના પુત્રને સર્વવિરતિ આપી. પરંતુ હું તો પાપકર્મવાળો હોવાથી અરિહંત ભગવાનને નિરંતર પૂજતા છતાં પણ તેવા પ્રકારના બાળજનોવડે નિરંતર ' આ વામન



કાદંબરી અટવીમાં કલિપર્વત અને કુંડ સરોવર પાસે કાયોત્સર્ગમાં રહેલા **શ્રી પાર્શ્વનાથ** ભગવાનની **મહીધર** હાથીએ કમળવડે કરેલી પૂજા.
( દેવોએ કરેલી શ્રી કલિકુંડ તીર્થની સ્થાપના. )

દેશમાં ગયા. ત્યાં ગ્રામાદિકને વિષે એક એક દિવસ રહેવાવડે કેટલાક દિવસો નિર્ગમન કરીને કોઈપણ દિવ્ય યોગથી ભમતા ભમતા અનેક વૃક્ષોના સમૂહવડે સૂર્યના કિરણોના વિસ્તારને રૂંધતી અને ઊંચા મોટા પર્વતના ઊંચા શિખરના શ્રૃંગારવડે સૂર્યના રથના અશ્વોને સ્ખલના પમાડનારી કાદંબરી નામની મોટી અટવીમાં ભુવનગુરુ પ્રાપ્ત થયા. ત્યાં કલિ નામના પર્વતના એક પ્રદેશમાં કાયોત્સર્ગ રહ્યા. તે પર્વતની પાસે કુંડના આકારપણાએ કરીને પ્રસિદ્ધ કુંડ નામનું એક સરોવર હતું તેના જળનો સમૂહ, કલ્હાર અને શતપત્રવડે સુગંધી અને નિર્મળ હતો. ઘણી જાતના પક્ષીના સમૂહના ચાલવાવડે તે રમણીય હતું, અને ચોતરફ રહેલા (પરિવરેલા) ઘણા પ્રકારના વૃક્ષોના સમૂહવડે શોભિત હતું. ત્યાં અનેક કરભ (હાથીના બાળક) અને હાથણીઓના ટોળાથી પરિવરેલો મહીધર નામનો મોટો હાથી પાણી પીવા માટે શીઘ્રપણે આવતો હતો. તેણે પર્વતના કટક ઉપર કાયોત્સર્ગે રહેલા સ્થિર લોચનવાળા ભગવાનને જોયા. તે વખતે "આવા પ્રકારના મહામુનિને મેં કોઈપણ ઠેકાણે જોયા છે." એમ ઈહાપોહ(તર્કવિતર્ક)ના માર્ગમાં પ્રવર્તેલા તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તે વખતે તેણે વિચાર કર્યો, કે—"હું પૂર્વજન્મમાં મહાવિદેહ ક્ષેત્રને વિષે શરીરવડે વામન (નીચો), સર્વ લોકોને હસવા લાયક હેમધર નામનો કુલપુત્ર હતો. ત્યાં પિતાના અપમાનવડે ઘરમાંથી બહાર નીકળી આમતેમ ફરતો હું પ્રવ્રજ્યા લેવાની ઈચ્છાથી ગુરુની સમીપે ચાલેલા સુપ્રતિષ્ઠ નામના વણિકપુત્રને મળ્યો. તેની સાથે મારો સ્નેહ થયો, તે મને ગુરુની સમીપે લઈ ગયો, અને ત્યાં ગુરુએ મને દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને ધર્મતત્ત્વ સંભળાવ્યું. તેમાં દેવતત્ત્વ આ પ્રમાણે—

"દેવ અરિહંત જ છે, કે જે રાગાદિક દોષના સમૂહવડે રહિત છે, પ્રાણીઓ ઉપર કરુણાવાળા, માર્ગને પ્રગટ કરનારા, શરણ કરવા લાયક, ઉરઃસ્થળમાં શ્રીવત્સના લાંછનવાળા, મેઘની ગર્જના જેવા મનોહર નિર્ઘોષવાળા, દેવોના સમૂહે પૂજવા લાયક, ઉપમા રહિત અને પ્રશાંત દેવ છે. તથા ગુરુતત્ત્વ આ પ્રમાણે છે–વ્રત અને છકાયની રક્ષા કરવામાં સર્વદા ઉદ્યમવાળા, અકલ્પ્ય (દોષવાળી) વસ્તુનો ત્યાગ કરવામાં તત્પર, સંગનો ત્યાગ કરનાર, પાંચ પ્રકારના શ્રેષ્ઠ આચારમાં શુદ્ધ વ્યાપાર કરનાર, તથા પાંચ ઇંદ્રિયો અને ચાર કષાયને જીતવામાં તલ્લીન થયેલા ગુરુ જાણવા. તથા ધર્મતત્ત્વ આ પ્રમાણે–સમગ્ર જીવોની રક્ષાના સારવાળો, ત્યાગ કરેલા વિષયોના વ્યાપારવાળો, આદિ, મધ્ય અને છેવટે એકત્વ ભાવને પામેલો; જીવહિંસાદિક પાપના સ્થાનોનો જેમાં ત્યાગ છે; તે ધ્યાનાદિકના વિધિવાળો ધર્મ અત્યંત શ્લાઘા કરવા લાયક છે." આ પ્રમાણે દેવાદિક તત્ત્વના આ સ્વરૂપને મેં જાણ્યું, પરંતુ વામન હોવાથી હું સાધુ ધર્મને અયોગ્ય છું, તેથી ગુરુએ દેવપૂજાની પ્રવૃત્તિ જેમાં મુખ્ય છે એવા શ્રાવકધર્મને વિષે પાંચ અણુવ્રતાદિક જણાવીને મને સ્થાપન કર્યો. અને તે શ્રાવકના પુત્રને સર્વવિરતિ આપી. પરંતુ હું તો પાપકર્મવાળો હોવાથી અરિહંત ભગવાનને નિરંતર પૂજતા છતાં પણ તેવા પ્રકારના બાળજનોવડે નિરંતર 'આ વામન



ગાઢ ભરી અટવીમાં કલિપર્વત અને કુંડ સરોવર પાસે કાયોત્સર્ગમાં રહેલા **શ્રી પાર્શ્વનાથ** ભગવાનની **મહીધર** હાથીએ કમળવડે કરેલી પૂજા.
( દેવોએ કરેલી શ્રી કલિકુંડ તીર્થની સ્થાપના. )

છે ' એમ કહીને હાંસી કરાતો, મનમાં મોટા કોપના વેગને ધારણ કરતો કેટલાક દિવસો ગયા પછી ક્ષુદ્ર શરીરવાળા મારા આત્માને નિંદતો, સત્ત્વના સમૂહવાળા મોટા શરીરને બહુમાનતો, તથાપ્રકારના રોગથી વ્યાપ્ત થયેલો અને લોકોના ઉપહાસરૂપી દુઃખને જ ધારણ કરતો આર્તધ્યાનવડે મરણ પામીને હમણાં મોટા શરીરવાળા પ્રાણીના નિયાણાવાળા કર્મવડે પર્વત જેવા મોટા શરીરના ભારવાળો હાથી થયો છું, અને હમણાં પણ ( આ ભવમાં પણ ) કિલષ્ટ સત્ત્વવાળો હોવાથી નિર્મળ શીળ પાળવામાં અયોગ્ય અને ઘણા પાપસ્થાનમાં આસક્ત હું શું કરું ? કયાં જાઉં ? અથવા કોને કહું ? અથવા કોની આરાધના કરું ? અથવા તો આ અસંભવિત વસ્તુના વિચારવાથી શું ફળ ? આજ નીલકમળની જેવા શ્યામ, સમગ્ર કલિના પાપના સમૂહનો નાશ કરનાર, અનુપમ રૂપવાળા અને શ્રીવત્સાદિકના લાંછનવડે અવશ્ય અરિહંત ભગવાન છે, તેથી તેની જ પૂજા કરું. " આ પ્રમાણે નિશ્ચય કરીને તે મોટો હાથી કુંડ સરોવરની સન્મુખ દોડયો, જળની મધ્યે પેઠો અને શરીરને ધોઇને સાફ કર્યું. પછી સમગ્ર યૂથ ( ટોળા ) સહિત સરોવરમાંથી સુંદર ગંધનો વિસ્તાર કરતા કમળો ગ્રહણ કરીને કાયોત્સર્ગે રહેલા ભગવાનની પાસે ગયો. ત્યાં તેને ત્રણ પ્રદક્ષિણા કરીને કમળોવડે તેના ચરણની પૂજા કરી. પછી સ્મરણ થયેલા પૂર્વે ભણેલા વંદનસૂત્રવડે સ્વામીને વાંદીને જેમ આવ્યો હતો તેમ પાછો ગયો. તે વખતે તે પ્રદેશમાં રહેનારા દેવો આવ્યા અને ભગવાનને સુગંધી પુષ્પના સમૂહ વિખેરીને ગંધ, માળા અને વિલેપનવડે સર્વેએ આદરપૂર્વક પૂજ્યા, મનમાં પ્રસન્ન થયેલા તેઓએ દુંદુભિનો નાદ કર્યો, અને નાટ્યનો વિધિ પ્રવર્તાવ્યો. આ પ્રમાણે કેટલાક દિવસો સુધી મોટો ઉત્સવ થયો. તે પ્રદેશમાં રહેલા વનચરોએ તે વૃત્તાંત સર્વ જાણ્યો, તેથી મોટા આનંદથી ભરપૂર મનવાળા તેઓ " અહો ! આ મોટું આશ્ચર્ય છે. " એમ આશ્ચર્ય પામીને ચંપા નગરીમાં જઇને દધિવાહન રાજાના પુત્ર કરકંડુ નામના મોટા રાજાને આ વૃત્તાંત નિવેદન કર્યો. ત્યારે તે રાજા આ સાંભળીને મનમાં વિસ્મય પામી સૈન્ય અને વાહન સહિત તે મહાટવીમાં ભગવાનના દર્શન અને વંદન કરવા માટે આવ્યો. તે વખતે ભગવાને બીજે ઠેકાણે વિહાર કર્યો હતો. રાજા પણ તે પ્રદેશમાં આવ્યો, અને સ્વામીને નહિં જોવાથી અધૈર્ય પામ્યો. તે વખતે તે રાજાની ભક્તિથી મનમાં ખુશી થયેલા તે પ્રદેશમાં રહેનારા દેવોએ ગિરિકટકનું વિદારણ કરીને ( ફાડીને ) નવ હાથના પ્રભાવવાળી, ફલિનીના પત્ર જેવી સ્વચ્છ, અત્યંત સુંદર શરીરવાળી અને ઊર્ધ્વસ્થાને રહેલી ભગવાનની પ્રતિમા ઉત્પન્ન કરી. તેને જોઇને રાજાએ જય જય શબ્દ કર્યો, અને તે ઠેકાણે હિમગિરિના શિખરની હાંસી કરનાર જિનાલય બંધાવ્યું. તેમાં સર્વ આદરવડે તે પ્રતિમા સ્થાપન કરી, તેની પૂજા કરી અને તેને વંદના કરી. આ પ્રમાણે રાજાદિકના પૂજવાથી બીજા દેશોમાં પણ આ વાર્તા ( પ્રતિમા ) પ્રસિદ્ધ થઇ, તથા પ્રાતિહારિક દેવના સાંનિધ્યથી માણસોને મનવાંછિત આપનારી થઇ. તે આ પ્રમાણે—

તું અંગીકાર કર. આ રસાયણ સેવનારને કદાપિ આ ભવમાં કે પરભવમાં રોગ, ઈષ્ટનો વિયોગ કે શોક થતાં નથી." આ પ્રમાણે મુનિએ કહ્યું ત્યારે મરણના ઉદ્યમને છોડીને હું સાધુના ચરણમાં પડ્યો ( નમ્યો ), અને વિનંતિ કરવા લાગ્યો કે-" હે ભગવાન! અનુપમ પ્રભાવવાળા આ રસાયણનો જાણનાર હું જે પ્રકારે થાઉં, તે પ્રકારે સર્વથા આપ કરો." ત્યારે ભગવાને વિસ્તારથી પાંચ મહાવ્રતની રક્ષા જેમાં પ્રધાન છે, એવા ક્ષમા, માર્દવ વિગેરે દશ પ્રકારવાળો સાધુધર્મ કહ્યો, તથા પાંચ અણુવ્રતના સારવાળો સમ્યક્ત્વ-રૂપી મૂળવાળો ઉત્તરગુણોથી શોભતો ગૃહીધર્મ પણ કહ્યો. તે સાંભળીને મેં કહ્યું કે—" હે ભગવાન! આપે મને સારો ઉપદેશ આપ્યો. ફક્ત મારું સાધુધર્મ પાળવાનું સામર્થ્ય નથી તેથી મને શ્રાવકધર્મ આપો." ત્યારે તે વિદ્યાધર મુનિએ મને સમ્યક્ત્વનું આરોપણ વિગેરે વિધિવડે શ્રાવકધર્મ કહ્યો, અને તે મારી અવસ્થાને યોગ્ય આરોપણ કર્યો ( ગ્રહણ કરાવ્યો ). મેં પણ સારા ભાવપૂર્વક અંગીકાર કર્યો. પછી તે દિવસથી આરંભીને નિર્જીવ આહારાદિક ગ્રહણ કરવાવડે, ત્રણે કાળે અરિહંતના ચરણનું સ્મરણ કરવાવડે અને પાંચ નવકારના પરાવર્તન(ગણવા)વડે નિરંતર હું આરાધના કરવા લાગ્યો. કોઈક દિવસ હું જિનાલયને વિષે ગયો. ત્યાં દેવને વાંદીને ત્યાં રહેલા દિવ્યજ્ઞાની ગુણસાગર નામના મુનિના ચરણકમળને નમીને હું યોગ્ય સ્થાને બેઠો. તે વખતે પુષ્કલિ નામના શ્રાવકે તે મુનીશ્વરને પૂછ્યું કે-" હે ભગવાન! આવા પ્રકારના કોઢના રોગથી વ્યાપ્ત ( દુર્ગંધી ) શરીરવાળા માણસને જિનાલયમાં આવી દેવવંદન કરવું યોગ્ય છે?" મુનિએ કહ્યું-" આશાતનાના ત્યાગવડે અત્યંત ઉપયોગવાળા મનુષ્યને દેવના અવગ્રહનો ત્યાગ કરવા-પૂર્વક ચૈત્યને વિષે પણ દેવવંદન કરનારને દોષ કેમ લાગે? કેમકે સાધુઓ પણ મલિન શરીર-વાળા અને શરીરમાં સ્નાન, વિલેપન રહિત છતાં પણ જિનભવનને વિષે દેવને વાંદે જ છે." ત્યારે પુષ્કલિએ કહ્યું કે-" હે ભગવાન! આનું આ ક્લિષ્ટ કર્મ શું આ ભવમાં જ ક્ષીણ થશે કે અહીં ભવાંતરમાં ગયેલાને પણ પ્રાપ્ત થશે?" મુનિએ કહ્યું-" આ કર્મના ક્ષીણ થવાથી કે નહીં ક્ષીણ થવાથી શું? હજી પણ આને બીજા મોટા અનર્થની પ્રાપ્તિ થશે." પુષ્કલિએ કહ્યું કે-" હે ભગવાન! તે અનર્થ કેવી રીતે થશે?" ત્યારે સાધુએ કહ્યું-" આ મહાનુભાવે પૂર્વે તિર્યંચગતિને યોગે આયુષ્યકર્મ નિકાચિત કર્યું છે. અને તે ( તિર્યંચાયુ ) મરણસમયે સમકિતના ત્યાગથી સંભવે છે. કેમકે શાસ્ત્રમાં કહ્યું છે કે-" સમકિત પામવાથી નરક અને તિર્યંચ આ બે દ્વાર બંધ થાય છે. તથા દેવના, મનુષ્યના અને મોક્ષનાં સુખો સ્વાધીન( પ્રાપ્ત ) થાય છે." પુષ્કલિએ કહ્યું કે-" કયા તિર્યંચને વિષે આ ઉત્પન્ન થશે?" ભગવાને કહ્યું-" કૂકડાને વિષે ઉત્પન્ન થશે." આ પ્રમાણે સાંભળીને હે ચારુદત્ત મંત્રી! હું શરીરના મોટા દુઃખથી અને ભવાંતરમાં થવાના તિર્યંચગતિના સંયોગથી અત્યંત દુઃખી થઈને રોવા લાગ્યો. ત્યારે પુષ્કલિએ મધુર વચનવડે મને આશ્વાસન આપ્યું. તથા ભગવાને કહ્યું કે—" હે મહાનુભાવ! તું કેમ

સંતાપ કરે છે? કેમકે-પૂર્વ જન્મમાં ઉપાર્જન કરેલા ( બાંધેલા ) કટુ વિપાકવાળા પાપને ભોગવ્યા વિના બીજો કોઇ પણ તેનો ક્ષય કરવાનો ઉપાય છે જ નહીં. તેથી અહીં રોવાથી શું ફળ? કદાચ છેલ્લો સમુદ્ર ( સ્વયંભૂરમણ ) પણ સુકાઇ જાય, મેરુપર્વત પણ ચલાયમાન થાય, ભયંકર દાઢાના કુહરવાળા સિંહના મુખને વિષે પણ શયન કરાય, અતિ તીક્ષ્ણ ધારવાળા ખડ્ગના સમૂહ ઉપર ચાલી પણ શકાય, અને મોટી ફણાના આટોપવાળા સર્પની સાથે ક્રીડા પણ કરી શકાય, પરંતુ પૂર્વ જન્મમાં ઉપાર્જન કરેલા પાપકર્મના સમગ્ર વિપાકનો પોતે અનુભવ કર્યા વિના સાક્ષાત્ શ્રી જિનેશ્વર પણ સુખે રહી શકતા નથી." આ પ્રમાણે સાંભળીને હું રોવાથી વિરામ પામ્યો, અને તે મુનિના ચરણમાં નમીને હું પૂછવા લાગ્યો કે-"હે ભગવાન! ક્યારે અને કેવી રીતે હું સમકિત પામીશ?" ભગવાને કહ્યું-"અહીંથી મરીને તું રાયપુરમાં પુરોહિતના ઘરની કુકડીનો કુકડો થઇશ. પછી ભવિતવ્યતાના વશથી એક વખત ઉદ્યાનમાં વિવિધ પ્રકારના ભોજન તૈયાર કરાવીને કુટુંબ અને પરિવાર સહિત તે પુરોહિત ભોજન કરતો હશે, ત્યારે આમતેમ ભમતાં તને પણ કાયોત્સર્ગે રહેલા મુનિના દર્શન થશે. પછી તેની પાસે જતા તને જાતિસ્મરણ થશે, તેથી અનશન કરીને મરીને તે જ રાયપુર નગરમાં રાજા થઇશ. ત્યાં રાજપાટીએ ગયેલો તું નીલકમળની જેવા શ્યામ, એક હજાર ને આઠ લક્ષણોને ધારણ કરનાર અને અનુપમ રૂપવાળા પાર્શ્વનાથ જિનેશ્વરને જોઇને સમકિત પામીશ." આ પ્રમાણે સાંભળીને હે મંત્રીશ્વર! "આ બહુ સારું થશે, કે જેથી સાક્ષાત્ ભગવાનના દર્શન મને થશે." એમ જાણીને હું શોક રહિત થયો. પછી કાળક્રમે હું મરીને કુકડો થયો, અને ત્યાંથી મરીને આ રાજા થયો. હમણાં માગધના વચનવડે અને પૂર્વે કહેલા લક્ષણોને જોવાવડે મને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું." ત્યાર પછી જે સ્થાને ભગવાન કાયોત્સર્ગે રહ્યા હતા, તે ઠેકાણે ઇશ્વર રાજાએ મોટો ઉત્સવ કરાવ્યો, ચૈત્ય ભવન કરાવ્યું. અને તેની અંદર તમાલના પર્ણ જેવા શ્યામ ભગવાનના બિંબને સ્થાપન કર્યું. તે ચૈત્યનું **કુર્કુટેશ્વર** નામ રાખ્યું અને તે પ્રસિદ્ધિને પામ્યું. તેના સંબંધથી તે નગર પણ કુર્કુટેશ્વર નામે દેશાંતરોમાં પ્રસિદ્ધ થયું. આ પ્રમાણે ભગવાન પાર્શ્વનાથ કુર્કુટેશ્વરથી નીકળીને

તીક્ષ્ણ અંકુરાની જેવી ઊગેલી મજબૂત દાઢાના સમૂહવડે દુઃખે કરીને જોઈ શકાય તેવા, ભાલાની જેવા નખના સમૂહવડે ભયંકર, લાંબા કેસરાવડે વિકરાળ, અત્યંત ભયંકર ગુંજારવના નાદવડે આકાશતળના વિસ્તારને ભરી દેતા અને લટકતી લાંબી જિહ્વાવાળા મોટા સિંહો સજ્જ કર્યા. તેઓ વિવિધ પ્રકારની કદર્થના કરવાથી ઘણા પરિશ્રમવાળા થયા છતાં પણ જિનેશ્વર ચલાયમાન નહીં થવાથી ભયંકર દીવાની જેમ પોતાની મેળે જ શાંત થયા. ત્યાર પછી ઝરતા મદરૂપી જળના સમૂહને વરસાવવાથી નીરંધ્ર( છિદ્ર રહિત ) આકાશતળને રુંધનારા, દુઃખે કરીને દમી શકાય તેવા, મેઘના સમૂહ જેવા મોટા, ગર્જના કરતા અને ચલાયમાન કર્ણલતાવડે કપાળમાં રહેલા ભમરાને તાડન કરતા હાથીઓવડે ક્ષોભ પમાડ્યા છતાં પણ મેરુપર્વતની જેવા પ્રભુ ક્ષોભ પામ્યા નહીં. પછી તાલ વૃક્ષ જેવી ઊંચી, ભયંકર અને કાળી જિહ્વાવડે ભયંકર શીરવાળા, ભયંકર ભૃકુટિરૂપી કુટિલ કાતરવડે મડદાના માંસને કાપનારા, મૂકેલા કિલકિલ શબ્દવડે પૃથ્વીતળમાં રહેલા જીવોને ક્ષોભ પમાડનારા, તાલ વૃક્ષ જેવી લાંબી જંઘાના ભારવડે પૃથ્વીપીઠને ભાંગી નાંખતા અને અત્યંત ભયંકર રાક્ષસના સમૂહોવડે ક્ષોભ પમાડ્યા છતાં પણ પ્રભુ વાયુવડે ક્ષીરસાગરની જેમ જરા પણ ક્ષોભ પામ્યા નહીં. ત્યાર પછી શીઘ્ર અને વિઘ્નરહિત ભયંકર ધુત્કારના શબ્દવડે આકાશને બધિર( બહેરું ) કરતા તથા વિચિત્ર પ્રકારની સ્ફુરાયમાન દાઢાવડે ભયંકર વાઘોવડે, રીંછડીના મૂકેલા ફેત્કાર શબ્દના વિસ્તારરૂપી તિરસ્કારના સમૂહવડે, નિપુણ અને રાતી કાંતિના સમૂહવાળા અને ચોતરફ ભમતા દીપડાઓવડે, તીક્ષ્ણ, ખડ્ગ, કુંત, વાવલ્લ, ભાલા અને બાણોના સમૂહના વરસાવવાવડે, દિશા દિશામાં પડતા ઘણા સિંડિમાલ( છરા ), હલ, મુસળ અને ચક્રવડે, ભયંકર, કઠણ અને શઠ મનવાળા કમઠે કરેલા એકએક (ઉપસર્ગ) પણ સામાન્ય માણસના જીવિતને હરવામાં સમર્થ, દેહની અતિ પીડા કરવામાં નિપુણ, તથા 'હું પહેલો' એમ ગર્વવાળા ઘણા પ્રકારના ઉપદ્રવના વિસ્તારવડે તલના ફોતરાના ત્રીજા ભાગ જેટલા પણ ક્ષોભને મનમાં નહીં પામતા ભગવાનને જોઈ મનમાં ક્ષોભ પામેલો કમઠ 'આ સાધુને મારે કેમ ક્ષોભ પમાડવો ?' એમ વિચારવા લાગ્યો. પછી 'ઠીક, મેં જાણ્યું, મોટા જળના સમૂહની પ્રેરણાવડે આને સમુદ્રમાં નાંખું.' આમ વિચારીને તે કમઠે આકાશતળમાં ( મેઘનો સમૂહ ) વિસ્તાર્યો. ખદ્યોતના બાળકોએ ઉત્પન્ન કરેલા ઉદ્યોતવાળો રંધ્ર( છિદ્ર )રહિત અંધકારનો જાણે સમૂહ હોય તેવો, રત્નની કાંતિથી વ્યાપ્ત જાણે કાલોદધિ સમુદ્રનાં પાણીની વેળા હોય તેવો, ઊછળતા વાયુએ ખોદેલાં રત્નોનાં કિરણોવડે વ્યાપ્ત જાણે અંજનગિરિ હોય તેવો, તારાની શ્રેણિનાં કિરણોના સમૂહથી વ્યાપ્ત થયેલી કૃષ્ણપક્ષની જાણે રાત્રિ હોય તેવા સર્વદિશાઓના મુખમાં પ્રસરેલા દેદીપ્યમાન વીજળીના સમૂહવડે જાણે વ્યાપ્ત હોય તેવા, ભેંશની શ્રેણિ અને કાજળના સમૂહ જેવા શ્યામ મેઘના સમૂહને વિસ્તાર્યો. સર્વદિશામાં અતિ મનોહર ઇંદ્રધનુષ્યના સમૂહવડે વિખરાયેલા અતિ તીક્ષ્ણ બાણના સમૂહની જેવા, અત્યંત ઘોર (ગાઢ) ધારાની



हरनारायण एण्ड सन्स
पिक्चर पब्लिशर
जोधपुर

BHAGWAN PARASNATH JI

શ્રેણિવડે દશે દિશાના સમૂહને રૂંધનાર મેઘના જળના સમૂહને જન્માભિષેકને વિષે જેમ નાંખ્યો હતો તેમ ભગવાનના મસ્તક ઉપર નાંખ્યો. પ્રલય કાળે સુકાઈ ગયેલા સમુદ્રને ભરી દેવામાં સમર્થ તે જળ જિનેશ્વરના દેહનો સ્પર્શ કરીને તેના શરીરની પ્રભાથી વ્યાપ્ત થયેલું હોવાથી જાણે યમુના નદીનું જળ હોય તેવું તે પૃથ્વી ઉપર પડવા લાગ્યું. તથા શ્વેત મેઘના સમૂહ જેવી કાંતિવાળો અને મોટા વાયુની લહરીએ કરેલા વિસ્તારવાળો જળબિંદુનો સમૂહ આકાશમાં પ્રસરવા લાગ્યો. વારંવાર પ્રલય કાળની જેવા મોટા વાયુવડે પ્રેરણા કરાતો મેઘનો સમૂહ મુસળના અગ્રભાગ જેવી ધારના જળસમૂહવાળો જિનેશ્વરની ઉપર પડવા લાગ્યો. આ પ્રમાણે ત્રણ જગતના ગુરુના ધ્યાનનો નાશ કરવા માટે અત્યંત ભયંકર ગર્જારવવડે ત્રણ જગતના પ્રલય કાળની શંકાને ઉત્પન્ન કરનાર જળનો વરસાદ પ્રસરવા લાગ્યો. પછી સમુદ્રની જેમ મર્યાદાનો ત્યાગ કરીને તે જળ કોઈ પણ રીતે તથાપ્રકારે વિસ્તાર પામ્યું, કે જે પ્રકારે મિત્રની જેમ પ્રભુના કંઠે લાગ્યું. જેમ જેમ જળ વિસ્તાર પામવા લાગ્યું, તેમ તેમ જગદ્ગુરુનો ધ્યાનરૂપી અગ્નિ મોટા ક્રોધવાળા વડવાનળની જેમ મોટી વૃદ્ધિને પામ્યો. તે વર્ષાને લોકોએ જળથી ભરાયેલા પ્રભુના નેત્રરૂપી પત્રને દાંતની કાંતિરૂપી મકરંદ(પુષ્પની રજ)વાળું, ગ્રીવાને કમળના નાળ જેવી અને મુખને કમળ જેવું જોયું.

તેટલામાં નાના પ્રકારના મણિઓની પ્રભાથી સુશોભિત નાગરાજ **ધરણેંદ્રનું** આસન ચલાયમાન થયું. તેણે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકીને કમઠે કરેલા ભગવાનના ઉપસર્ગના સમૂહનો વૃત્તાંત જાણ્યો. ત્યારપછી ભગવાન પ્રત્યે મોટા પક્ષપાતને ધારણ કરતો ધરણેંદ્ર સ્ફુરાયમાન પદ્મપુટના જેવી ચપળ કીકીવાળા નેત્રપત્રવાળી, પરવાળાની જેવા લાલ અધર મનોહર વચનવાળી ( અધરવડે મનોહર મુખવાળી ), અત્યંત સુરભિ સુગંધથી ખેંચાઇ આવતા ભ્રમરની શ્રેણિથી સહિત, મણિના કુંડલમાં પ્રતિબિંબરૂપ થયેલા કપોલની કાંતિવડે સહિત ( શોભતી ), પુષ્ટ અને ગાઢ સ્તન ઉપર લટકતા નિર્મળ મોતીની માળાવાળી, કોમળ કમળના વિલાસવડે શોભતી ભુજારૂપી વેલડીવાળી, મધુર શબ્દ કરતા કંદોરાવડે શોભતા મધ્યપ્રદેશવાળી ( કટિપ્રદેશવાળી ), કેળના ગર્ભ જેવી બે જંઘાવડે શોભતી, કંકેલિના પલ્લવ જેવા રાતા હાથ પગરૂપી કમળવડે શોભતી તથા લાવણ્યવડે પરિપૂર્ણ શરીરવાળી પોતાની સુંદરીઓ( સ્ત્રીઓ )સહિત ( ધરણેંદ્ર ) આવ્યો. અને ત્યાં વીજળીના ચમકારાના આડંબરવડે ભયંકર મોટા મેઘના સમૂહે મૂકેલા જળસમૂહની મધ્યે રહેલા અંજનગિરિની જેવા ભુવનબાંધવને (પ્રભુને) જોયા. તેવા પ્રકારના તેમને સ્ફુરાયમાન ફણાના મણિના સમૂહની કાંતિરૂપી દીવાના સમૂહવાળું, મોટા મેઘના જળપ્રલયને રોકનારું તથા દેદીપ્યમાન સાત ફણારૂપી પાટિયાવાળું મોટું છત્ર ભગવાનની ઉપર રચ્યું (કર્યું). તથા પરમેશ્વરને નમીને તેના પગની નીચે લાંબા નાળવાવડે શોભતા મોટા કમળને સ્થાપન કર્યું. હવે તેના ઉપર શોભતા બે ચરણપણાએ કરીને પૃથ્વીતળના

જળનો અવગાહ(સ્પર્શ) નાશ થવાથી તથા મસ્તક ઉપર રચેલા ફણારૂપી છત્રવડે મોટા મેઘના જળની ધારાનો પ્રચાર અટકવાથી તે ભુવનગુરુ વિશેષે કરીને શુભ ભાવ વિકાસ પામવાથી શુભ ધ્યાન ધ્યાવા પ્રવર્ત્યા. આ રીતે પણ જળની ધારાના સમૂહના પડવાના નિરોધથી ઇર્ષ્યાવાળા કમઠના જીવ મેઘમાલીને જોઇને ઉત્પન્ન થએલા મોટા કોપવાળો ધરણેંદ્ર બોલ્યો કે-" અરે મહાપાપી! સંભાષણ કરવામાં તું સર્વપ્રકારે અયોગ્ય છે, તો પણ તારા હિતને માટે હું તને કાંઇક કહું છું-હે પાપી! કરુણામૃતના સમુદ્ર અને કારણ વિના જ ઉપકાર કરવામાં એકલાલસાવાળા આ ત્રણ ભુવનના પ્રભુને વિષે તેં આવું શું કર્યું? હે મૂઢ! જો કે તારા હિતને માટે કાષ્ઠમાં પેઠેલા સર્પને દેખાડવાવડે તારા પંચાગ્નિ તપનું મોટું અસારપણું કહ્યું, તો તેમાં પણ તારે કેમ વેર થયું? તું કારણ વિના વૈરી છે, અને આ (પ્રભુ) કારણ વિના પરમબંધુ છે, તો પણ તું વૈર કરે છે. અરે અનાર્ય! તું આત્માને (પોતાને) જાણતો નથી. અથવા તો સર્પને આપેલું દૂધ પણ વિષપણે પરિણમે છે, તેમ અજ્ઞાની જનને હિતવચન પણ અહિત લાગે, તેમાં શું આશ્ચર્ય?" આ પ્રમાણે ધરણેંદ્રે તેવા કોઈ પણ પ્રકારે કઠોર વચનવડે તેનો તિરસ્કાર કર્યો, કે જે પ્રકારે તે પોતાના અંગની ચેષ્ટાવડે અત્યંત વિલખો થયો. અને બીડાતા કમળની જેવાં લોચનવાળા તેણે જગદ્ગુરુને જળની ઉપર મોટા નાળવાળા, કમળ ઉપર રહેલા પગવાળા અને સર્પની ફણાના કરેલા છત્રવડે ઢાંકેલા મસ્તકવાળા જોયા, તથા સમીપે વિસ્તાર પામતાં જળના સમૂહના ચપળ કલ્લોલોવડે સ્પર્શ કરાતા શરીરવાળા અને સર્પોવડે સેવા કરાતા સમુદ્રના નિલયરૂપ મધુનમન( કૃષ્ણ )ની જેવા જોયા. ત્યાર પછી ચિરકાળના કરેલા વૈરથી તેને પશ્ચાત્તાપ થયો, તેથી 'અરેરે! મેં આ મોટું અકાર્ય(પાપ) કર્યું' એમ સંતાપ પામ્યો. તેથી પ્રભુના પગમાં પડીને, તેમને ખમાવીને તથા પોતાના દુશ્ચરિત્રની નિંદા કરીને ભગ્નપ્રતિજ્ઞાવાળો તે (મેઘમાલી) જેમ આવ્યો હતો તેમ પાછો પોતાને સ્થાને ગયો. આ પ્રમાણે છાય નગરની જેમ કમઠની કરેલી મેઘની પીડા શાંત થઇ ત્યારે ધરણેંદ્રે ભગવાનને અત્યંત સમાન ચિત્તવાળા જોઇને તથા શઠ કમઠની કરેલી કદર્થના આવી પડવાથી વ્યાકુળ છતાં પણ દયાને કરનારા અને વિશેષે કરીને ધ્યાનના પ્રબંધમાં બાંધેલા અતિ શુદ્ધ મનના પ્રસ્તારવાળા જોઇને ભક્તિના ભારથી (સમૂહથી) વ્યાપ્ત અંગવાળો તે ધરણેંદ્ર પદ્માવતી વિગેરે દેવીઓ સહિત પાર્શ્વજિનેશ્વરને પંચાંગ પ્રણામ કરીને સ્તુતિ કરવા લાગ્યો કે-"હે નાથ! સંસારમાં પરિભ્રમણ કરતા પ્રાણી વર્ગને આપ પરમ-શરણ છો. સમુદ્રને તરાવવામાં નૌકાને છોડીને બીજું કોણ સમર્થ થાય? હે પ્રભુ! તમારા જ્ઞાનગુણના સમૂહનું કીર્તન કરવામાં ઇંદ્ર વિગેરે પણ શક્તિમાન નથી, તો પછી મારા જેવો સ્વભાવથી જ જડ પ્રાણી શું કીર્તન કરે? ચિંતામણિ રત્ન અને કલ્પવૃક્ષને પણ જીતનારા તમારા દર્શનના પ્રભાવવડે વિચારને પણ ઉલ્લંઘન કરનારા મનવાંછિત પદાર્થો સિદ્ધ થાય છે. આ પ્રમાણે હે દેવ! તમારી સ્તુતિના વિસ્તારમાં મારી બુદ્ધિ

કાંઇક સ્થિર થઇ છે, અથવા તો પ્રભુના પાદની ભક્તિ કયા વાંછિતને અવશ્ય ઉત્પન્ન ન કરે ? હે જગદ્‌ગુરુ! તમારી પ્રતિમા પણ માણસના મનના મોટા આનંદને કરે છે, તો પછી પ્રત્યક્ષ દેખાતી શાંત અને કાંતિવાળી શ્રેષ્ઠ મૂર્ત્તિ આનંદ કરે તેમાં શું કહેવું ? તમારા મોટા ધ્યાનરૂપી અગ્નિને બુઝાવવાને ઇચ્છતા કમઠે જળનો સમૂહ ફેંક્યો, તો પણ તે તમારા કરુણારસની તુલ્યતાને પામ્યો નહીં. હે નાથ! અમૂલ્ય ગુણોના સમૂહરૂપ રત્નના અનુપમ નિધિ સમાન તમને પામ્યા છતાં પણ અનાર્ય જનો અવસ્તુની બુદ્ધિવડે ત્યાગ કરે છે. અહો! તે મહાકષ્ટ છે. સમગ્ર પ્રાણીઓના સમૂહને સુખ કરનારા પ્રભુરૂપ તમારે વિષે પણ અનાર્ય લોકો જે દ્વેષ કરે છે, તે હે પ્રભુ! અમૃતને વિષે પણ તેમની વિષની બુદ્ધિ છે. હે ભુવનના નાથ! જેઓ તમારી સ્તુતિ કરતા નથી, તેઓ પોતાના આત્માના શત્રુ જ છે. શું ચિંતામણિ રત્નને વિષે પુણ્યવાનની ઉપેક્ષા હોય ? હે નાથ! તમારા સારા ચરિત્રવડે જેનું ચિત્ત અત્યંત ચમત્કાર પામ્યું ન હોય, તેને હું અવશ્ય જાણે વિકલેંદ્રિય હોય અને પથ્થરમય હોય એમ માનું છું. તમારા જ્ઞાનાદિક ગુણના અંતને (છેડાને) જો કદાચ તમે જ જાણતા હો અથવા તો આકાશ આકાશની સાથે જ સરખાવાય છે, તેમાં આશ્ચર્ય શું છે ? હે નાથ! અતિ દુઃખે કરીને જીતી શકાય એવો પણ મોહ તમે તે પ્રકારે વિમુખપણાને પમાડ્યો, કે જે પ્રકારે તે મોહ ભવ્ય પ્રાણીઓને તમારા સ્મરણવડે પણ અત્યંત દૂર થાય છે. હે પ્રભુ! જેઓને મનવાંછિત પદાર્થમાં તમારા ચરણકમળની પૂજા પ્રાપ્ત થઇ ન હોય, તે મનુષ્યો અભવી અથવા દૂરભવી હોય છે. હે નાથ! સમાન દૃષ્ટિવાળા પણ તમારી નિંદા અને સ્તુતિ કરનારા પ્રાણીઓને ફળનો ભેદ પ્રાપ્ત થાય છે, તેથી તમારું મહાત્મ્ય અસમાન અને અનુપમ છે એમ જણાય છે. હે નાથ! મારા પુણ્યની પરંપરારૂપી વાડી કમઠના જળવડે તેવી રીતે સીંચાઇ છે, કે જે રીતે તમારો વૈયાવચ્ચના ઉપયોગવડે તે મોક્ષના ફળવાળી થઈ છે. મોક્ષ નગરની સ્ત્રીના સારા સ્નેહવાળા બંધુના સંબંધથી ઉત્પન્ન થયેલું તે સુખ મારા મનને તેવી રીતે ખેંચે છે, કે જે રીતે હે નાથ! તમારા ચરણની સેવા મારાથી નહીં થાય. ઘણું કહેવાથી શું ? જો તમારા ચરણની સેવાનું ફળ હોય, તો તે સેવા અવશ્ય મારા દેહને સર્વદા તે પ્રમાણે ઉપયોગવાળો કરો. આ પ્રમાણે નાથની સ્તુતિ કરીને પરિવાર સહિત, ભક્તિથી ભરપૂર અને ચલાયમાન કુંડલવડે દેદીપ્યમાન ગંડસ્થળવાળો તે ધરણેંદ્ર પોતાને સ્થાને ગયો. પછી મોક્ષમાર્ગે પ્રવર્તેલા પ્રાણીઓના સાર્થવાહરૂપ ભગવાન પાર્શ્વનાથ સ્વામી પણ દુઃખે કરીને ચડી શકાય તેવા શુક્લધ્યાનરૂપી પર્વતના શિખર ઉપર ચડ્યા. આ પ્રમાણે કમળના પત્ર જેવા સ્વચ્છ (કોમળ) દેહની કાંતિવડે મનોહર પાર્શ્વનાથ સ્વામીના મોટા ઉલ્લાસ પામતા કલ્યાણથી ભરપૂર આ ચરિત્રને વિષે શ્રી કનકબાહુ જિનના જન્માદિક મહોત્સવવાળો, કમઠે કરેલા ઉપસર્ગવાળો અને દુઃખરૂપી હાથીને નાશ કરવામાં સિંહના બચ્ચા સમાન આ ત્રીજો **પ્રસ્તાવ** સમાપ્ત થયો.

---

બાજુએ શ્રેષ્ઠ કલશ સ્થાપન કર્યા. આ પ્રમાણે જાણે કે સર્વને આશ્ચર્યમય હોય, કલ્યાણમય હોય અને જગતની લક્ષ્મીમય હોય તેવું તથા ભયથી પીડા પામેલાને શરણભૂત સમવસરણ દેવોએ બનાવ્યું. ત્યારપછી ત્યાં દેવ અને દાનવના સમૂહવડે સ્તુતિ કરાતા. ભુવનપતિ 'તીર્થને નમસ્કાર હો' એમ કહીને સિંહાસન ઉપર પૂર્વ દિશાની સન્મુખ બેઠા. પછી બીજી ત્રણે દિશામાં વ્યંતર દેવોએ ભગવાનના પ્રતિબિંબ સ્થાપન કર્યા, તે જાણે એક વખતે જ દાનાદિક ચાર ધર્મની દેશનાને માટે સ્થાપન કર્યા હોય તેમ શોભતા હતા. પછી તુષ્ટમાન થયેલા સૌધર્મ ઇંદ્ર અને ઇશાન ઇંદ્ર વિનયવડે નમ્ર થઇને પોતાના હાથમાં શ્વેત ચામર ધારણ કરીને સ્વામીની બે બાજુએ સારી રીતે ઊભા રહ્યા. આજે તીર્થનો આરંભ છે તેથી સુગંધને લીધે મળેલા ભમરાના શબ્દના મિષવડે જાણે મંગળને ગાતી હોય તેમ પુષ્પવૃષ્ટિ દેવોએ પ્રભુની પાસે કરી. આ અવસરે જલદીથી આવેલા ઉદ્યાનપાલકોએ અંતઃપુર સહિત અશ્વસેન મહારાજાને જિનેશ્વરના કેવળજ્ઞાનના લાભનું નિવેદન કરવાવડે વધામણી આપી. ત્યારે અસાધારણ આનંદના સમૂહને ધારણ કરતા તે રાજાએ વધામણી આપનાર માણસોને પારિતોષિક દાન ( ઇનામ ) અપાવીને પોતાના પુરૂષોને આજ્ઞા કરી, કે—" અરે ! આ આખી વાણારસી નગરીમાં સર્વ ઠેકાણે પડહ વગાડવાપૂર્વક જિનેશ્વર પાર્શ્વનાથ પ્રભુના કેવલજ્ઞાનનો મહોત્સવ પ્રવર્તાવો." ત્યારે આદરપૂર્વક રાજાની આજ્ઞાને અંગીકાર કરીને તે પુરુષોએ તે પ્રકારે શુદ્ધ રીતે સર્વ તૈયારી કરી. સર્વ ઠેકાણે શ્વેત ધ્વજાઓ ઊંચી કરી, સુગંધી જળ છાંટીને રાજમાર્ગ શુદ્ધ કર્યો, નૃત્યનો ઉપચાર પ્રવર્ત્યો, સારા નેપથ્ય ( પહેરવેશ ) વાળી સ્ત્રીઓ ઇચ્છા પ્રમાણે ફરવા લાગી, નગરના મોટા જનોએ સારો શણગાર કર્યો, તથા દરેક ઘરના દ્વારમાં વિકસ્વર વંદનમાળાઓ બાંધી. આ રીતે આખું નગર શોભાવાળું કર્યું. રાજાએ પણ તત્કાળ સ્નાનનો ઉપચાર કર્યો, અખંડિત અને નિર્મળ દુકૂલ ( રેશમી ) વસ્ત્ર પહેર્યું, શ્રેષ્ઠ શણગાર રચ્યો, પછી મોટા હર્ષના સમૂહથી વિકસ્વર નેત્રવાળી વામાદેવી વિગેરે અંતઃપુરના જનોવડે પરિવરેલો, સામંત રાજાઓ, મંત્રીઓ, સેનાપતિ, મોટા શેઠીયા, સાર્થવાહ અને પુરોહિત વિગેરેવડે પરિવરેલો, તે રાજા મોટા હાથીના સ્કંધ ઉપર ચઢ્યો, તેના મસ્તક ઉપર ચંદ્રમંડળ જેવું શ્વેત છત્ર ધારણ કર્યું, બન્ને પડખે રહેલી વારવેશ્યા શ્વેત ચામર ઢોળવા લાગી. આવી રીતે જાણે સાક્ષાત્ દેવેંદ્ર હોય તેમ શોભતો તે રાજા ભગવાનને વાંદવા માટે આશ્રમપદ નામના ઉદ્યાન તરફ ગયો. ત્યાં જાણે ત્રણે ભુવનો એકઠા થયા હોય તેમ સુર, અસુર અને મનુષ્યના સમૂહના મેળાપ જોઇને તે રાજાએ વામાદેવીને અને પદ્માવતી વહુને કહ્યું, કે—

" ભુવનના એક બંધુરૂપ આ ભગવાનની ઉદાર સમૃદ્ધિના સમૂહને તમે જુઓ. આવા પ્રકારની વિભૂતિ ( સમૃદ્ધિ ) સ્વપ્નમાં પણ કોને હોઇ શકે ? અથવા દેવો દાસની જેમ સર્વ પ્રયત્નોવડે કોની પાસે આ પ્રમાણે પ્રવર્તે ? અથવા કોણ આ પ્રમાણે સ્તુતિ

કરે ? આ તો દેવોના ઇંદ્રોવડે પણ પૂજાય છે. તથા કંકેલી વૃક્ષ, છત્ર, ચામર, સિંહાસન, પુષ્પવૃષ્ટિ, દિવ્યધ્વનિ, દુંદુભિનો નાદ અને ભામંડળ આ સર્વ આના વિના બીજા કોને હોય ? હે દેવી ! તારા પુત્રની ઋદ્ધિનો લેશ પણ મારી ઋદ્ધિના સર્વ સમુદાયને તૃણના અગ્ર ભાગ કરતાં પણ અત્યંત લઘુ ( હલકો ) કરે છે, તે તું સારી રીતે જો. હે દેવી ! તું જ એક ધન્ય છે, અને તેં જ ધર્મનું ફળ પ્રાપ્ત કર્યું છે, કે જેનો ત્રણ ભુવનના મુગટરૂપ આવા પ્રકારનો પુત્ર છે. હે પ્રભાવતી ! તું પણ આ જગતમાં યથાર્થ નામવાળી કેમ નથી થઈ ? કે જેના પતિના ચરણ ઇંદ્રના સમૂહવડે સેવાય છે. તે ગામ, તે આકર, તે ખેટ અને તે મંડલ વિગેરે જનાવાસો ( માણસોના નિવાસસ્થાનો ) ધન્ય છે, કે જેમાં ત્રણ જગતના ચક્ષુરૂપ આ મહાભાગ્યશાળી પોતે વિચરે છે." આ પ્રમાણે ભુવનગુરુના ગુણકીર્તન કરવામાં વાચાળ મુખવાળો અને નિમેષ રહિત વિકસ્વર લોચનવાળો તે રાજા ભગવાનના છત્રાતિછત્ર જોઈને દૂરથી જ મોટા હાથી ઉપરથી નીચે ઉતર્યો. ત્યાર પછી એક સાટક( કપડાં )ને ધારણ કરીને ( પહેરીને ), ઉત્તરીય વસ્ત્ર( ખેસ )વડે ઉત્તરાસંગ કરીને, મણિના મુગુટને, ચામરને અને ખડગને તજીને, શ્વેત છત્રનો ત્યાગ કરીને તથા ઉપાનહ( જોડા )નો પણ ત્યાગ કરીને મોટા વિનયવડે સમવસરણમાં પ્રવેશ કર્યો, અને મોટી ભક્તિથી ત્રણ પ્રદક્ષિણા કરવાપૂર્વક આ પ્રમાણે તે સ્તુતિ કરવા લાગ્યો.

"હર્ષ સહિત નમતા સુર અને અસુરના મસ્તકની ફુજતી મંદાર પુષ્પની માળાવડે પૂજેલા પાદના અગ્ર ભાગવાળા ! ( ધર્મ–મોક્ષ ) માર્ગનો પ્રકાશ કરનાર ! સ્વયંબુદ્ધ ! અને જીતવા લાયક( રાગદ્વેષાદિક )ને જીતનારા ! હે ભુવનપતિ ! તમે જય પામો. નિર્મળ કેવળજ્ઞાનરૂપી નેત્રકમળવાળા ! અરૂહ ! ( ફરીથી જન્મ મરણ રહિત ) ગર્હા રહિત ! સંત ! તાપ પામેલા પ્રાણીઓની શાંતિ કરવામાં જ મેઘની વૃષ્ટિ સમાન ! હે અરિહંત ! તમે જય પામો. દુઃખે કરીને નાશ કરી શકાય તેવા અમર્ષનો ત્યાગ કરનાર હે નાથ ! એક વર્ષ સુધી સુવર્ણની વૃષ્ટિ કરનાર હે નાથ ! નિઃસીમ ( હદ વિનાના ) અને ભયંકર કામદેવના મથન કરવાવડે મોટા જયવાદને પામેલા હે નાથ ! તમે જય પામો. જગતમાં મોટા આડંબરવાળા રાગદ્વેષાદિક શત્રુનો સંહાર કરવામાં નિપુણ એવા હે નાથ ! દુઃખે કરીને જાણી શકાય તેવા ( સૂક્ષ્મ ) પ્રાણીઓની રક્ષા કરનારા તથા દ્રવ્ય ક્ષેત્રાદિની અપેક્ષા નહીં કરનારા હે નાથ ! તમે જય પામો. આ પૃથ્વીના ભરતક્ષેત્રમાં જન્મેલા શ્રેષ્ઠ પુરુષોના કપાલતલના તિલક સમાન અને વિલાસવાળી સ્ત્રીઓના લાખો કટાક્ષોથી પણ ક્ષોભ નહીં પામેલા હે વિશ્વંભરનાથ ! તમે જય પામો. હે દેવ ! સ્ફુરાયમાન તેવા પ્રકારની કાંતિરૂપી કેસરવડે વ્યાપ્ત અને ભુવનેશ્વરના ભૂષણરૂપ તમારા ચરણકમળને વિષે ભમરાની જેમ મારું મન લીન થાઓ." આ પ્રમાણે સ્નેહથી સ્તુતિ કરીને તે રાજા વામાદેવી સહિત રોમાંચના ઉલ્લાસવાળો થઇને યોગ્ય સ્થાને બેઠો. તે પ્રદેશમાં રહેનારા બીજા પણ રાજાઓ ભગવાનને વંદન કરવા માટે તે સમવસરણમાં ભૂમિ ઉપર આવ્યા. તથા પરસ્પર વૈરભાવનો ત્યાગ

કરીને સિંહ અને હરણ, બિલાડા અને ઉંદર, સસલા અને ચિત્તા, સર્પ અને મોર, વિગેરે જિનેશ્વરના મોટા પુણ્યથી જાણે આકર્ષણ કરાયા હોય તેમ ત્યાં આવ્યા, અને પૃથ્વીતળ ઉપર મસ્તકને નમાવી પ્રભુને વાંદીને બીજા પ્રાકારની અંદર રહ્યા. હવે ચાર પ્રકારના દેવો પોતપોતાને સ્થાને બેઠા, મનુષ્ય અને તિર્યંચના સમૂહ યોગ્ય સ્થાને રહ્યા, તથા વાજિંત્રના શબ્દ, મંગલ ગીતના રવ (શબ્દ) અને લોકોના કોલાહલ શાંત થયા ત્યારે દેવના હાથવડે વગાડેલા દુંદુભિના અવાજ જેવા અને જળથી ભરેલા મોટા મેઘના ગર્જારવ જેવા ગંભીર શબ્દવડે પ્રભુએ સારી રીતે ધર્મકથા(દેશના)નો પ્રારંભ કર્યો. તે આ પ્રમાણે :—

"હે શ્રોતાજનો! આ સંસારરૂપી સમુદ્રમાં ડુબતા ભવ્ય પ્રાણીઓને તારવામાં એક ધર્મ જ મોટા વહાણ જેવો સમર્થ છે. વળી તે ધર્મ સાધુ અને ગૃહીના ભેદવડે બે પ્રકારનો છે. અને તેમાં સાવદ્ય કાર્યનો ત્યાગ અને નિરવદ્ય કાર્યનો સ્વીકાર કરવો એ સાધુધર્મ છે. ચતુર્યામ (ચાર મહાવ્રત) પ્રધાન, ગામ અને કુળ વિગેરેને વિષે મમતાનો ત્યાગ, પાંચે ઇંદ્રિયોનું દમન, તથા કષાયોનો અત્યંત નિગ્રહ કરવો, અપ્રતિબદ્ધ વિહાર, તથા આહાર, ઉપધિનિવાસ અને ફલક(પાટિયા)નો ઉદ્‌ગમ અને ઉત્પાદના ત્યાગના દોષવડે ઉપભોગ કરવો, હંમેશાં પ્રતિલેખનાદિ કાર્યને વિષે વિઘ્નના સમૂહનો નાશ કરીને યોગ્ય સમયે વિધિપૂર્વક કરવામાં આસક્તિ કરવી, પ્રમાદનો અત્યંત ત્યાગ કરવો, ઉપસર્ગના સમૂહનો વિજય કરવા માટે ઉદ્યમ કરવો, સંસારને વિષે મોટો વૈરાગ્ય, ગુરૂકુળમાં વસવાની પ્રીતિ, સૂત્ર અને તેના અર્થને વિષે ઉપયોગ, ગુરુની ભક્તિ કરવી, શક્તિ પ્રમાણે તપસ્યા કરવી, નિરંતર ધર્મક્રિયામાં અનુરાગ કરવો, પરમાર્થના વિષયમાં ઇચ્છા કરવી, સર્વત્ર અનુચિતનો ત્યાગ કરવો, બાલાદિક સાધુની પરિચર્યા કરવી, દુઃખથી પીડાયેલા ઉપર દયા કરવી, સમિતિ અને ગુપ્તિનું શરણ કરવું, તથા વિધિ પ્રમાણે મરણ પામવું.—આ પ્રમાણે સાધુ ધર્મ છે. આ સાધુ ધર્મ સંસારરૂપી સમુદ્રને તારવામાં વહાણ જેવો છે, આ ઋદ્ધિનું મોટું દ્વાર છે, આ મુક્તિરૂપી મંદિરના શિખર ઉપર ચડવાની નીસરણી છે, આ મોટું મંગલ છે, આ મનવાંછિત પદાર્થ આપવામાં કલ્પવૃક્ષ અને ચિંતામણિથી પણ અધિક મોટા મહિમાવાળો છે. આ જીવ જ્યાં સુધી મોક્ષસુખને આપનાર આ મુનિધર્મને સમ્યક્ પ્રકારે પ્રાપ્ત કરતો નથી, ત્યાં સુધી આ મોટી ભવરૂપી અટવીમાં મોહરૂપી મેઘથી મૂઢ થયેલો હોવાથી ભમ્યા કરે છે. જે જીવોએ મોટા વિધિવડે આ સાધુધર્મનું એક દિવસ પણ આરાધન કર્યું હોય છે, તેઓ આ ભવસાગરને ગોષ્પદની જેમ ક્રીડાવડે જ તરી ગયા છે. આ સાધુધર્મનો અંગીકાર કરીને ધર્મમાં જ અત્યંત લક્ષ્ય રાખનારા અનંત જીવોએ દુઃખને જલાંજલિ આપ્યો છે. તે આ યતિધર્મ હાથમાં (શીઘ્રપણે) મોક્ષલક્ષ્મીને ઉત્પન્ન કરનારો છે. આ ધર્મ પાળવામાં અશક્ત જીવોને માટે બીજો ગૃહીધર્મ હોય છે. અને વળી તે ધર્મ ૧ જીવહિંસા, ૨ મૃષાવાદ, ૩ ચોરી અને ૪ પરસ્ત્રીના ત્યાગ-

રૂપ, ૫ ધન ધાન્યાદિકને વિષે ઇચ્છા પ્રમાણે પરિમાણ કરવું, ૬ દિશાનું પરિમાણ કરવું, ૭ પોતાની શક્તિ પ્રમાણે ભોગ અને ઉપભોગનો સંક્ષેપ કરવો, તથા ૮ અનર્થદંડનું વિરમણ કરવું, ૯ ઉચિત રીતે સામાયિક કરવું, ૧૦ દેશાવકાશિક કરવું, ૧૧ પૌષધ કરવો, તથા તે પૌષધ પારીને ૧૨ અતિથિદાન કરવું. આ પ્રમાણે સમ્યક્ત્વ ગુણ સહિત ( બાર પ્રકારનો ) ગૃહીધર્મ કહેવાય છે. અતિચારરૂપી કલંકથી રહિત આ વ્રતને એક દિવસ પણ પાળીને શુદ્ધ દેશચારિત્રવાળા ગૃહસ્થો પણ અનુક્રમે મોક્ષને પામે છે. આ ધર્મને વિષે વિત્ત( ધન )ને વાપરનારા, ચિત્તની સ્ખલના રહિત ( સ્થિર ચિત્તવાળા ), નિરંતર સારા ઉદ્યમવાળા, એકાંતપણે સદ્ગુરુને વિષે ભક્તિવાળા, અને જિનપૂજાને વિષે આસક્ત, સત્ત્વવાળા, તત્ત્વને સારી રીતે જાણનારા, વિશુદ્ધ ( શ્રેષ્ઠ ) ધાર્મિક જનોની વાર્તા કરનારા અને સર્વને વિષે મમતાનો ત્યાગ કરનારા ગૃહસ્થો પણ સંસારના અંતને પામ્યા છે. સારું કુળ અને સારું દેવપણું વિગેરે ક્રમે કરીને શુદ્ધ ચારિત્રને પામેલા ગૃહસ્થો આ ધર્મના પ્રભાવથી પરંપરાએ કરીને ( અનુક્રમે ) મોક્ષને મેળવે છે. ધન્ય જીવોને આ ગૃહસ્થધર્મ પ્રાપ્ત થાય છે, તેઓ જ તેના અંતને પામે છે, તેના અંતને પામીને શીઘ્રપણે દુઃખના અંતને પણ પામે છે." આ પ્રમાણે પાર્શ્વનાથ ભગવાને સર્વ પ્રાણીઓને સાધારણ વાણીવડે સર્વ સુર, અસુર, નરપતિ ( રાજા ), તિર્યંચ અને મનુષ્યવડે વ્યાપ્ત થયેલી સભાને વિષે અમૃતના જળની વૃષ્ટિ જેવી, મોટા ઉત્સવના કારણભૂત અને સાક્ષાત્ કલ્યાણ સિદ્ધિના જેવી સુખ દેનારી સદ્ધર્મદેશના કહી. આ ધર્મદેશના સાંભળીને તત્કાળ ગાઢ મોહરૂપી નિગડ ( બેડી ) નાશ પામવાથી મોટા આનંદના સમૂહવડે વિકસ્વર નેત્રવાળા, મોટા અભ્યુદયને પામેલા પોતાના આત્માને માનતા, ઘાસના પૂળાની જેમ, ઘર, સ્ત્રી, પુત્ર અને મિત્રજનના સંયોગને આસપાસ ( ફોગટ–તુચ્છ ) જાણીને, વીજળીની જેવા ચંચળ આયુષ્યને જાણીને, અને મોટી વિષવલ્લીના વિલાસની જેવા કડવા પરિણામવાળા વિષયના સંગને જાણીને કેટલાક મહાનુભાવ મુખ્ય રાજપુત્રાદિકે સંસારથી વિરક્ત મનવાળા થઈને ચિત્તની વૃત્તિ જરા પણ ચલાયમાન ન થવાથી ચારિત્ર અંગીકાર કર્યું. તથા તેવા પ્રકારના પુત્રાદિકના પ્રેમના અનુબંધરૂપી બંધનથી બંધાયેલા અને ચારિત્રાવરણ કર્મવડે મોહ પામેલી બુદ્ધિવાળા બીજા કેટલાકે સંસારવાસનો સંગ પરિણામે ભયંકર છે એમ જાણતા છતાં પણ, જરા, મરણ, રોગ અને શોકરૂપી અગ્નિની હજારો જ્વાળાઓવડે વ્યાપ્ત જગતને જોતાં છતાં પણ, નિરંતર આવી પડતી આપદાના સમૂહવડે વ્યાપ્ત આયુષ્યને જાણતા છતાં પણ સમ્યગ્દર્શનને અને દેશવિરતિને અંગીકાર કરી, તથા જે રાજપુત્રોએ પૂર્વે ચારિત્રના અતિશયની સંખ્યા પ્રાપ્ત કરી હતી, તેઓએ પણ જિનેશ્વરની સાક્ષીએ ફરીથી સર્વવિરતિ ચારિત્ર ગ્રહણ કર્યું.

આ અવસરે વીશ વર્ષની વયવાળા, અનુપમ રૂપને ધારણ કરનારા, શરીરના અનુપમ લાવણ્યવાળા, વજ્રઋષભનારાચ સંઘયણવાળા, સમચતુરસ્ર સંસ્થાનમાં રહેલા, મોટા

સૌભાગ્યને ધારણ કરતા, પૂર્વભવમાં નિકાચિત કરેલા ગણધર નામ ગોત્રવાળા, પ્રશસ્ત લક્ષણોવડે અંકિત થયેલા અને ઉત્તમ કુળમાં જન્મેલા શુભદત્ત, આર્યઘોષ, વસિષ્ઠ, બંભ ( બ્રહ્મ ), સોમ, શ્રીધર, વારિષેણુ, ભદ્રયશ, જય અને વિજય નામના મનુષ્યો પ્રવ્રજ્યા ગ્રહણ કરવા માટે ભગવાનની પાસે આવ્યા. તે વખતે ભગવાને સંઘ સહિત તેઓને દીક્ષા આપી. ત્યારપછી અત્યંત નિર્મળ બુદ્ધિના પ્રકર્ષવડે સમગ્ર કાર્યનો વિચાર કરનારા અને પરિપાટિએ ( અનુક્રમે ) રહેલા તેઓને ક્રમે કરીને સર્વ ભાવ અને અભાવને જણાવવામાં સમર્થ ઉત્પાદ, વિગમ અને ધ્રુવ લક્ષણુવાળા ત્રણુ અર્થપદો આપ્યા. વિનયવડે નમ્ર થયેલા તેઓએ તે અર્થપદોને ( ત્રિપદીને ) સારી રીતે ગ્રહણ કરીને બીજ-બુદ્ધિપણાવડે અને પૂર્વભવમાં બાંધેલા ગણધર નામ ગોત્રકર્મના આશ્રયવડે સારી રીતે વિસ્તાર કરીને બાર અંગ અને ચૌદ પૂર્વ રચ્યા. આ પ્રમાણે સૂત્રની રચના કરી ત્યારે તેના અનુયોગની અનુજ્ઞા આપવા માટે તે ત્રિલોકના બંધુ પોતે જ તૈયાર થયા. તે વખતે સૌધર્મઈંદ્ર ઘણા સુગંધવડે પ્રાપ્ત થયેલા ભમરાના સમૂહે કરીને શ્યામ કાંતિવાળા અને સુગંધવાળા વાસક્ષેપથી ભરેલો રત્નનો થાળ લઈને ભગવાનની પાસે આવ્યા. પછી ભુવન-ગુરૂ ભગવાન કાંઇક નમેલી કાયાવાળા શુભદત્તને આરંભીને વિજય પર્યંત તે દશેના મસ્તક ઉપર " આજથી મેં તમોને સર્વ દ્રવ્ય, પર્યાય અને નયવડે તીર્થની અનુજ્ઞા આપી છે. " એમ બોલતા બોલતા વાસક્ષેપની મુષ્ટિ નાંખવા લાગ્યા. આકાશમાં રહેલા દેવો પણ ચારે દિશામાં પ્રસરતી સુગંધવાળી ચૂર્ણની મુષ્ટિ નાંખવા લાગ્યા. એ જ પ્રમાણે ભગવાને તેઓને ગણુ( ગચ્છ )ની પણ અનુજ્ઞા આપી. દેવેંદ્રોના સમૂહવડે વંદાયેલા, સર્વ લબ્ધિઓવડે આનંદ પામેલા, પોતાના ગોત્રને પ્રકાશ કરવામાં મનોહર દીપક જેવા, દુષ્કર્મરૂપી કાષ્ઠને બાળવામાં અગ્નિ જેવા, વ્રતને વિષે જ ચિત્તને સ્થિર રાખનારા, તપની લક્ષ્મીવડે યુક્ત, શાંત ચિત્તની વૃત્તિવાળા, શુદ્ધ બુદ્ધિમાં પ્રવેશ કરેલા, ગુણુની શ્રેણિવડે શોભતા, કોઈવડે પણ દોષને નહીં પામેલા, સ્ફુરાયમાન કાંતિની મૂર્તિવાળા, બુદ્ધિવડે ઈંદ્રના મંત્રી( બૃહસ્પતિ )ને જીતનારા, ક્રોધ અને વઢવાથી રહિત થયેલા, પૃથ્વીતળના એક અલંકારરૂપ, ઉત્પન્ન થયેલી વિચિત્ર શક્તિવાળા તથા એક મોક્ષમાર્ગમાં જ વર્તવા-વાળા, આવા પ્રકારના માહાત્મ્યવડે શોભતા, મોટા સત્ત્વવાળા અને જગતને પૂજવા લાયક ચરણુકમળવાળા તે દશે સાધુઓ શીઘ્રપણે ગણુધરની પદવીને પામ્યા. અથવા તો તેઓનું શું વર્ણન કરવું ? કે જેઓના મસ્તક ઉપર પાર્શ્વનાથ સ્વામીએ પોતે જ કલ્પવૃક્ષના પલ્લવ જેવો પોતાનો હાથ વિસ્તાર્યો છે. ( મૂક્યો છે ). જેમ કુલપર્વતોવડે મેરુપર્વત શોભે છે, જેમ તમાલ વિગેરે વૃક્ષોવડે જંબૂવૃક્ષ શોભે છે, જેમ તારાઓવડે ચંદ્ર શોભે છે, અને જેમ દ્રહોવડે સીતા નદીનો પ્રવાહ શોભે છે, તેમ તે ગણુધરોવડે શોભતા, મોટા માહાત્મ્યને પામેલા, વિશેષ પ્રકારની શોભાને પામેલા અને મોહરહિત થયેલા ભુવનગુરુ પૃથ્વી પર વિહરે છે. પછી તે ભગવાનના પક્ષપાતને અનુસરનારા,

બાલ્યાવસ્થાથી જ પ્રેમના અનુબંધવાળા તથા બંધુ, મિત્ર અને સ્વજન ઉપર રાગરહિત થયેલા અને કામદેવનું અત્યંત મથન કરનારા બીજા કેટલાક પણ ભગવાનની પાસે દીક્ષા અંગીકાર કરી. પ્રભાવતી દેવી પણ ભગવાનની પ્રવ્રજ્યાના કાળથી આરંભીને દરેક સમયે વિષયસુખનું ક્ષણભંગુરપણું, પ્રેમબંધનું સંધ્યાના રાગ જેવું ચપળપણું, આયુષ્યનું પર્વતના શિખર ઉપરથી પડતી નદીના જળના જેવું ચપળપણું ભાવતી (વિચારતી) હતી કે, "તે દિવસ ક્યારે આવશે ? કે જે દિવસે સંસારના નિવાસનો ત્યાગ કરનારા પાર્શ્વનાથ સ્વામી પોતે જ મને નિરવદ્ય પ્રવ્રજ્યા આપે ? વળી તે દિવસ ક્યારે આવશે ? કે જે દિવસે અંગ, ઉપાંગ શાસ્ત્રોનો સારી રીતે અભ્યાસ કરતી અને ગુરૂકુળમાં લીન થયેલી હું વિહાર કરીશ ? વળી તે દિવસ ક્યારે આવશે ? કે જે દિવસે ગુરૂણી (સાધ્વી) જનોની મધ્યમાં રહેલી હું શુદ્ધ, ઉંછ અને તુચ્છ આહારને અમૃતની બુદ્ધિથી વાપરીશ ?" આ વિગેરે મનોરથની શ્રેણિને નિરંતર વિચારતી અને મોટા સંવેગને પામેલી તે પ્રભાવતી દેવીએ રાજા, ઇશ્વર, શ્રેષ્ઠી, સેનાપતિ, મંત્રી અને સામંત વિગેરેની હજારો પુત્રીથી પરિવરેલી તથા દીન અને દુસ્થ જનોને ઇચ્છા પ્રમાણે નિષેધ રહિત (નિરંતર) દ્રવ્યના સમૂહને આપતી મોટી વિભૂતિવડે ભગવાનની પાસે દીક્ષા ગ્રહણ કરી. આ પ્રમાણે આઠ મહાપ્રાતિહારિકવડે પ્રગટ માર્ગવાળા તથા ગણધરો, સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓવડે યુક્ત એવા પાર્શ્વનાથ ભગવાને પહેલા સમવસરણને વિષે અનર્થના સમૂહને નાશ કરવાના સામર્થ્યવાળા અને ભવસાગર તરવામાં વહાણ જેવા તીર્થનો વિસ્તાર કર્યો (તીર્થ સ્થાપના કરી). ત્યારપછી બીજે દિવસે ભગવાન સમવસરણની મધ્યે પૂર્વાભિમુખ રહેલા હતા તેના પાદપીઠની સામે પાસે શુભદત્ત નામના મોટા ગણધર બેઠા હતા, અને તેની પછી બાકીના ગણધરનો વર્ગ અનુક્રમે બેઠો હતો. બાકીના સ્થાનોમાં અનુક્રમે સાધુ, સાધ્વી, દેવ, દેવી, નર, નારી અને તિર્યંચનો સમુદાય બેઠો હતો, તે સર્વ સભાસદોના નિમેષ રહિત નેત્રોરૂપી ભમરાઓ જિનેંદ્રના મુખરૂપી કમળમાં નિશ્ચળપણે રહ્યા હતા, તેમના શ્રવણપુટ ધર્મવચનરૂપી અમૃતનું પાન કરવામાં પ્રસાર પામ્યા હતા, તથા ભીંતમાં આળેખેલા ચિત્રની જેમ સર્વે સ્થિર રહેલા હતા, તેમને ભગવાન સર્વને સાધારણ અને યોજનપ્રમાણ ક્ષેત્ર સુધી વિસ્તાર પામતી વાણીવડે ધર્મ કહેતા હતા, તે વખતે મોટા આનંદને વહન કરતા અશ્વસેન મહારાજાએ ભગવાનને વાંદીને તથા શુભદત્તાદિક ગણધરોને નમીને કૌતુક પામવાથી ભગવાનને પૂછ્યું કે-"હે ભગવાન ! આ ગણધરોયે પૂર્વ ભવે શું કર્યું હતું ? કે જેથી આપના દર્શન માત્રથી જ આવા પ્રકારના સર્વ સાવદ્યનો ત્યાગ કરવામાં ઉદ્યમવાળી પ્રતિપત્તિ ઉત્પન્ન થઈ ? તેમાં પણ આવા પ્રકારનો નિર્મળ બુદ્ધિનો પ્રકર્ષ અને અપ્રતિરૂપ ગુણો તેમને શી રીતે પ્રાપ્ત થયા ?" ત્યારે જગદ્ગુરુએ કહ્યું કે-"હે મહારાજા ! પૂર્વ જન્મમાં આચરેલા પુણ્યના પ્રકર્ષનો આ વિકાસ છે." રાજાએ કહ્યું કે-"હે ભગવાન ! મને મોટું આશ્ચર્ય ઉત્પન્ન

થયું છે, તેથી કૃપા કરીને દશ ગણધરોના અનુક્રમે પૂર્વ ભવના વૃત્તાંતને આપ કહો." ત્યારે ભગવાને કહ્યું કે–"તમે સર્વ એકાગ્ર મનવાળા થઇને સાંભળો—

આ જ જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે ભરતક્ષેત્રમાં વૈશ્રમણ( કુબેર )ની નગરીના વિભ્રમવાળી **કૌશાંબી** નામની નગરી હતી. તેમાં નમસ્કાર કરતા સામંતોના સમૂહના મુગટોવડે સ્પર્શ કરાયેલા પાદપીઠવાળો અને મોટા માહાત્મ્યવડે શત્રુઓનો નાશ કરનાર **વિજયઘોષ** નામે રાજા હતો. તેને મોટા સૌભાગ્ય વિગેરે ગુણોથી વ્યાપ્ત **પદ્માવતી** નામની ભાર્યા હતી. તેમને ત્યાગ, ભોગ અને શૌંડીર્ય ( શૂરવીરતા ) વિગેરે ગુણોવડે વિશેષ પ્રસિદ્ધિને પામેલો **જયમંગલ** નામનો પુત્ર હતો. આ પ્રમાણે પોતપોતાના કર્મને અનુસારે સુખ સંપદાને ભોગવતા તેમના દિવસો નિર્ગમન થતા હતા. તેમાં તે રાજપુત્ર અત્યંત ઉદાર પ્રકૃતિપણાને લીધે થોડા પ્રસાદના સ્થાનને વિષે પણ ઘણા વિત્તનું દાન કરતો હતો. તેને એક વખત બોલાવીને રાજાએ કહ્યું કે–"હે વત્સ! પુરુષને દાન દેવાનો ગુણ હોય, તે યોગ્ય જ છે. કેમકે કહ્યું છે કે–'સેંકડો મનુષ્યોમાં એક જ શૂરવીર થાય છે, હજારોમાં એક જ પંડિત થાય છે, અને લાખો મનુષ્યોમાં ત્યાગી દાતા કદાચ કોઈક થાય છે અથવા નથી પણ થતો.' માત્ર પોતાના વૈભવની અપેક્ષા રાખ્યા વિના જો દાન કરે, તો તે દેશના ત્યાગને માટે થાય છે, તેથી પરિમિત દાન કરવું યોગ્ય છે. વળી હે વત્સ! શું તેં આ વૃદ્ધ વચન નથી સાંભળ્યું? કે–લાભને ઉચિત ( યોગ્ય ) દાન કરવું, લાભને ઉચિત ભોગ કરવો, લાભને ઉચિત પરિવાર રાખવો, અને લાભને ઉચિત નિધિ કરવો. તથા વળી હે વત્સ! નિરંતર હાથી, ઘોડા અને પદાતિના સમૂહને યોગ્ય અશન પૂરવામાં ( આપવામાં ) સામંતાદિકને હંમેશાં પ્રસાદ ( પગાર ) આપવામાં અને નવા નવા હાથી, ઘોડા વિગેરેને ગ્રહણ કરવામાં ઘણા દ્રવ્યનો વ્યય થાય છે, તે શું તું નથી જોતો? તથા અપકીર્તિના પડહના ભયથી અન્યાયવડે લોકો પાસેથી એક કોડી પણ લેવી યોગ્ય નથી. તથા—

હે વત્સ! દ્રવ્ય વિનાના સાધુઓ જ શોભે છે, પરંતુ રાજપુત્રો શોભતા નથી, કેમકે હંમેશાં તેના ઉપયોગથી જ સર્વ ક્રિયાઓ થઇ શકે છે, એમ તું જાણ. સારી જાતિ, સારું રૂપ, મોટું સૌભાગ્ય અને શ્રેષ્ઠ આજ્ઞાનું ઐશ્વર્યપણું આ સર્વ લક્ષ્મી રહિત મનુષ્યોને રૂના જેવું તુચ્છ છે. હે વત્સ! તું શું નથી જોતો? કે–જાતિ વિગેરે ગુણોવડે શોભતા મનુષ્યો પણ ધનવાળા હલકા માણસના પણ દાસપણાને અને કિંકરપણાને અંગીકાર કરે છે. એક જ ધનરૂપી ગુણે કરીને માણસ મોટા ( ઘણા ) ગુણવાળા માણસની પણ ઉપર ( ચડીયાતો ) કરાય છે, તેથી હે વત્સ! લક્ષ્મીની મોટી વૃદ્ધિ કરવી જ યોગ્ય છે." આ સાંભળીને રાજપુત્રે કહ્યું કે–"આપ જે મને આજ્ઞા આપો છો તે જ હવે મારે કરવાનું છે. અત્યારે ગયેલી વાર્તા કહેવાથી શો ગુણ છે?" તે સાંભળીને રાજાએ પોતાના હાથથી પાનબીડું આપવાપૂર્વક તેને રજા આપી, ત્યારે તે રાજપુત્ર પોતાના મકાનમાં

ગયો. પિતાની આજ્ઞાને પ્રિય મિત્રની જેમ નિરંતર હૃદયમાં ધારણ કરતો હતો, તોપણ સ્વભાવથી જ તે પરના દુઃખનો નાશ કરનાર હોવાથી અધિક દ્રવ્યનો વ્યય કરવા લાગ્યો, તેથી રાજાની અત્યંત અવજ્ઞાનું સ્થાન થયો, અને તેથી કરીને જ લોકોમાં પણ લઘુપણાને પામ્યો. ત્યારપછી રાજાએ નિષેધ કર્યાનું આચરણ કરવાથી પોતાના આત્મા ઉપર જ ક્રોધ કરીને તે રાજપુત્ર કોઇને પણ કહ્યા વિના જ રાત્રિને વિષે વેષનું પરાવર્તન (ફેરફાર) કરીને નગરમાંથી બહાર નીકળ્યો અને ઉત્તરાપથમાં ગયો. ત્યાં યમુના નદીને કાંઠે રહેલા ગંભીરક નામના ગામમાં એક કુલપુત્રને ઘેર આવીને રહ્યો. હંમેશાં તેના દર્શનથી અને વાતો કરવાથી તેની સાથે રાજપુત્રનો સ્નેહ થયો. તેની સારી આકૃતિએ કરીને અને પ્રિય વચનનો અંગીકાર તથા વાત્સલ્ય વિગેરે ગુણોએ કરીને કુલપુત્રે જાણ્યું કે-"ખરેખર આ કોઇ મોટા રાજાનો કે સામંતનો પુત્ર હોવો જોઇએ." આ પ્રમાણે વિચાર થવાથી કુલપુત્ર તે દિવસથી આરંભીને વિશેષે કરીને આસન આપવું અને મધુર વચન બોલવું વિગેરેવડે રાજપુત્રનો સત્કાર કરવા લાગ્યો. આ પ્રમાણે પરસ્પર પ્રેમવડે વર્તતા તે બન્નેના કેટલાક દિવસો ગયા, ત્યારે તે કુલપુત્ર કાંઇક ખરાબ શરીરવાળો (વ્યાધિવાળો) થયો. ત્યારે વૈદ્યને બોલાવ્યો. તે વૈદ્યે તેને વ્યાધિનું નિદાન પૂછ્યું, ત્યારે કુલપુત્રે કહ્યું કે-"હું સારી રીતે કાંઇપણ જાણતો નથી." ત્યારે વૈદ્યે તેના લક્ષણવડે "આ શાકિનીનો દોષ છે" એમ જાણ્યું. તેના લક્ષણો કયા કહેવાય છે? તે આ પ્રમાણે-"જે પોતાના નેત્રને બીજાના નેત્ર ઉપર બદ્ધલક્ષ્ય કરવાને શક્તિમાન થતો ન હોય, સંબંધ વિનાનું બોલતો હોય, સમયે સમયે આતુર થતો હોય, હસતો હોય, કેશને સાફ કરતો હોય, વચ્ચે વચ્ચે કાંઇક ગાતો હોય, કારણ વિના પણ શરીરનું શીતપણું અને ઉષ્ણપણું પ્રગટ કરતો હોય, આને હું લઇ જાઉં, અને આને હું કાતરવડે ફાડી નાંખું. ઇત્યાદિ લક્ષણોવડે તે શાકિનીવડે ગ્રહણ કરાયો છે એમ જાણવું." એમ વિચારીને વૈદ્યે કહ્યું કે-"આ વિશેષ પ્રકારના મંત્રવાદીને યોગ્ય છે, પરંતુ વાત, પિત્તાદિક દોષની ચિકિત્સાના વિષયવાળો આ નથી." એમ કહીને તે વૈદ્ય પોતાને ઘેર ગયો. પછી ભય પામેલા ઘરના માણસો મંત્રવાદીને બોલાવવા ચાલ્યા. જે વખતે ઘરમાંથી બહાર નીકળ્યા તેજ વખતે બિલાડીઓનું યુદ્ધ જોવાથી "આ અપશુકન થયા" એમ માની તે લોકો પાછા ફર્યા. પછી જેટલામાં તેઓ કાંઇક ઉપાય કરવા લાગ્યા, તેટલામાં તે શાકિનીઓએ તેને શ્વાસ રહિત કર્યો. તે જોઇ "આ મરણ પામ્યો" એમ જાણી તે ઘરના માણસ કંઠ મૂકીને (મોટા અવાજે) રોવા લાગ્યા. તેવામાં રાજપુત્ર પણ કાર્યને લીધે કેટલોક કાળ બહાર રોકાઇને ઘેર આવ્યો. સર્વ કુટુંબને રોતું જોયું, અને કુલપુત્રને ચેષ્ટા રહિત જોયો તેથી તેને અત્યંત શોક ઉત્પન્ન થયો, અને "અરે રે! નહીં ધારેલું આ શું પ્રાપ્ત થયું?" એમ ધારી પરિતાપ કરવા લાગ્યો. તે વખતે સ્વજનો તે કુલપુત્રના શરીરને જંપાતમાં (પાલખીમાં) નાંખીને

ચિતાના પ્રદેશમાં ( સ્મશાનમાં ) લઇ ગયા, અને ત્યાં બળતી અગ્નિની જ્વાળાના સમૂહમાં તેને નાંખ્યું. પછી તે માણસો પોતાના ઘર તરફ પાછા વળ્યા. કુલપુત્રનું આખું કુટુંબ અતિ દુ:ખી થયું. રાજપુત્ર પણ તેના વિયોગના મોટા શોકના સમૂહવડે ક્ષીણ શરીરવાળો થયો, અને " હવે શું કરવું ? " એવી ચિંતાના સમૂહથી ચપળ હૃદયવાળો થઇને જાણે સર્વસ્વ ચોરાઇ ગયું હોય તેમ ચક્ષુના વિક્ષેપ રહિત શૂન્યપણે રહ્યો. પછી પ્રદોષસમય થયો ત્યારે દૂર દેશથી અસ્પષ્ટ સ્વરૂપવાળો કોઇ પુરુષ ભિક્ષાને નિમિત્તે તે ઘેર આવ્યો. ત્યાં તેવી રીતે રોતા ઘરના માણસોને જોઇને તે પુરુષે ઘરના એક પ્રદેશમાં રહેલા રાજપુત્રને પૂછયું કે-" હે ભદ્ર ! આ રોદન કેમ ઉત્પન્ન થયું ? " રાજપુત્રે કહ્યું કે- " આજે જ આ ઘરનો નાયક શાકિનીના દોષથી મરણ પામ્યો. " પરદેશી માણસે કહ્યું કે-" જો એમ હોય, તો આ શોકને લાયક નથી, પરંતુ હે મોટા સત્ત્વવાળા ( શૂરવીર )! પુરુષાર્થથી તેનો ઉપાય થઇ શકશે. " રાજપુત્રે કહ્યું કે-" શરીર ભસ્મની રાશિપણાને પામ્યું છે, તેથી મોટા સત્ત્વવાળો શું કરી શકે ? "

ત્યારે તે પરદેશીએ કહ્યું કે-" હે મહાભાગ્યશાળી ! જેનું જીવિત રોગથી નાશ પામ્યું હોય, તેનો આ તારો કહેલો પરમાર્થ છે, પરંતુ શાકિનીથી મરેલાને દૃષ્ટિબંધ માત્ર જ ઉચ્છ્વાસ રહિતપણું, જીવ રહિતપણું અને અગ્નિદાહપણું હોય છે. તેથી તે કલેવર સજીવ છતાં પણ વિભ્રમના વશથી મરેલું માનીને સ્વજનોએ સ્મશાનના અગ્નિમાં જ્યારે નાંખ્યું ત્યારે જનરહિત મધ્ય રાત્રિને સમયે શાકિનીઓ એકઠી થઇને તેના વિભાગ કરે છે અને ખાય છે. તે સમયે જો કોઇ મોટા સત્ત્વવાળો તેનો નિગ્રહ કરવા શક્તિમાન થાય, તો નહીં હણાયેલા તે મનુષ્યને ખરેખર ફરી જીવાડી શકે એ નિશ્ચય છે. " ત્યારે રાજપુત્રે કહ્યું કે-" જો આટલા માત્રથી પણ મહાપુરુષ કુલપુત્રની કુશળતા થાય, તો આ થોડું જ છે." આ શબ્દ સાંભળીને રૂદનના શબ્દને મૂકીને તે કુટુંબે મૌન ધારણ કર્યું. રાજપુત્ર પણ કેડને ગાઢ બાંધીને તથા ખડ્ગ અને ધનુષ્યને લઇને સ્મશાનની સન્મુખ ચાલ્યો. તે વખતે " કાર્યની ગતિ અતિ દુર્લક્ષ્ય છે " એમ વિચારીને કુટુંબજનોએ તેને નિષેધ કર્યો, તો પણ રાજપુત્ર ઘરમાંથી બહાર નીકળ્યો. ધીમે ધીમે પગલાં મૂકતો તે ગુપ્ત ગતિવડે સ્મશાનની સમીપે પહોંચ્યો. ત્યાં માલુકા વૃક્ષની ગાઢ ઝાડીમાં ગુપ્ત રહ્યો. અત્યંત પ્રમાદ રહિત અને તેમાં જ એક દૃષ્ટિ આપીને તે જેટલામાં રહ્યો, તેટલામાં મધ્ય રાત્રિનો સમય થયો જાણીને એક વટ વૃક્ષની નીચે શાકિનીનો સમૂહ એકઠો થયો. ડમરૂ વાગવા લાગ્યું, તે વખતે મોટા ફેત્કાર શબ્દને કરતી એક શાકિની સ્મશાનમાંથી માટીના ઢગલાવાળા કુલપુત્રના શરીરને લાવી. તે વખતે કોપ પામેલા યમરાજની જિહ્વા જેવા અસહ્ય ખડ્ગ ધનુષ્યને ખેંચીને રાજપુત્ર તેની સન્મુખ દોડ્યો, અને " અરે પાપી ! વેરિણી ! તું ક્યાં જઇશ ? " એમ કહીને તેને કેશને વિષે પકડી, અને કહ્યું કે-" તું ઇષ્ટ દેવનું સ્મરણ કર. આ તું હમણાં યમરાજના મુખમાં પડીશ. " એમ રાજપુત્રે કહ્યું ત્યારે ભય પામેલી

તે બોલી કે-" હે પુત્ર ! તું જે કહીશ, તે હું હવે કરીશ. કેમ તું મને મારે છે ? " રાજપુત્રે કહ્યું કે-" જો એમ હોય, તો આ કુલપુત્રને જીવતો કરીને મને આપ. " તેણીએ તે અંગીકાર કર્યું, તથા તેણીએ કોઈપણ રીતે તેવી રીતે બીજી શાકિનીઓને સમજાવી, કે જેથી તેઓએ પણ પોતપોતાનો ભાગ આપવાનું અંગીકાર કર્યું. તે વખતે અક્ષત (પરિપૂર્ણ) શરીરવાળો કુલપુત્ર ઊભો થયો. તે વખતે " તમારે આનું હવે પછી કાંઇપણ અનિષ્ટ કરવું નહીં " એ પ્રમાણે તેઓને ત્રણ વાર સોગન ખવરાવીને રાજપુત્ર તે કુલપુત્રને પોતાને ઘેર લઇ ગયો. તેને જોઈ તેનું કુટુંબ તુષ્ટમાન થયું અને સ્વજન વર્ગ આશ્ચર્ય પામ્યો. પછી મનમાં અત્યંત આશ્ચર્ય પામેલ રાજપુત્ર વિચારવા લાગ્યો, કે-" અહો ! વિધાતાનો વિલાસ જરા પણ જાણી શકાય તેવો નથી. તે આ પ્રમાણે—

જે જોયા છતાં પણ ઘટતું ન હોય, જે કહ્યા છતાં પણ વિરુદ્ધ લાગતું હોય, સારા નિપુણ પુરુષોએ ઘણીવાર જોયા છતાં પણ શંકા પ્રાપ્ત થાય છે, અને જે કહ્યા છતાં પણ અસંભવિતપણાને લીધે તેને કહેનારો લજ્જા પામે છે, તેવું પણ વિધાતા દેખાડે છે. એ મોટું આશ્ચર્ય છે. આ જગતમાં ઉપકારી માણસો દુઃખી માણસોને જોતા છતાં પણ જો ઉપકાર કરવાને શક્તિમાન ન થાય, તો તેના જીવવાનું શું ફળ છે ? આ જગતમાં સત્પુરુષોના તે જ જીવતરને હું સફળ માનું છું, કે જેઓ દુઃખથી તાપ પામેલા જનોનો ઉદ્ધાર કરે. આ જગતમાં કોણ કોણ ઉત્પન્ન નથી થયા ? અથવા કોને લક્ષ્મીનું બળ પ્રાપ્ત નથી થયું ? પરંતુ તે જો પરોપકાર રહિત હોય, તો તેનાથી શું ફળ ? " આ પ્રમાણે તે રાજપુત્ર વિચાર કરતો હતો, તે વખતે ઘરના માણસોએ તે કુલપુત્રને પૂર્વનો સર્વ વૃત્તાંત નિવેદન કર્યો, ત્યારે ' આ મારો જીવિતદાતા છે, ' એમ જાણીને રાજપુત્રના પગમાં તે પડ્યો, અને આ પ્રમાણે કહેવા લાગ્યો-" તારા ઉપકારનો બદલો વાળવામાં આખી પૃથ્વીનું દાન કરાય તે પણ મને અતિ તુચ્છ ભાસે છે, તો પછી બાહ્ય વસ્તુના દાનાદિકનો સત્કાર કરાય તે શું માત્ર છે ? તો પણ હે મોટા ભાગ્યવાળા ! તારા કોઈ પણ કાર્યને વિષે મારા શરીરનો, ઘરના માણસોનો અને સર્વ દ્રવ્યાદિક પદાર્થોનો તું ઉપયોગ કર. હરિશ્ચંદ્રાદિક રાજાઓએ પણ આશ્ચર્યભૂત આવા પ્રકારનું કાર્ય કાંઇ પણ કર્યું નથી. તથા પુરાણ અને લૌકિક આગમને વિષે પણ સંભળાતું નથી. " આ પ્રમાણે કુલપુત્ર બોલ્યો, ત્યારે પોતાની પાસે જ પોતાની પ્રશંસા થવાથી તે રાજપુત્ર લજ્જા પામ્યો, અને નીચા મુખવાળો થઈને કહેવા લાગ્યો, કે—" હે સુખકારક ! મેં તારા ઉપર થોડોક જ ઉપકાર કર્યો છે, તો પણ તું તેને મોટો કરે છે. અથવા તો સત્પુરુષોની એવી જ પ્રકૃતિ હોય છે. " આ પ્રમાણે ત્યાં કેટલાક દિવસો રહીને પ્રત્યુપકારની અપેક્ષા નહીં રાખતો તે રાજપુત્ર કુલપુત્રને કાંઇ પણ વાત કહ્યા વિના જ ત્યાંથી ગુપ્ત રીતે નીકળી ગયો, અને ગર્જનપુરમાં ગયો. તે વખતે મધુ (ચૈત્ર) માસ આવ્યો હતો, તેથી આમ્રવૃક્ષો ફુલ્યા હતા, કંકેલી



(અશોક) વૃક્ષો માંજરવાળા થયા હતા, અને મલ્લિકા વૃક્ષો જાજ્વલ્યમાન થયા હતા, તથા વિકસ્વર કુંદોટ્ટ(શ્વેત કમળ)ની મરટ્ટ(કળીઓ)ને ઉઘાડવામાં કુશળ દક્ષિણ દિશાનો પવન પ્રસરવા લાગ્યો, તાલ, તમાલ અને શાલ વિગેરે વૃક્ષોના વનો નવા ઉત્પન્ન થયેલા અંકુરાવડે વિદ્રુમ(પરવાળા)ની શોભાનો નાશ કરનારા થયાં, ચોતરફ મોટા શૃંગારવડે મનોહર સ્ત્રીઓની રાસક્રીડા પ્રગટ થઈ, અને કામદેવના મંદિરમાં મહોત્સવનો પ્રારંભ થયો. તે વખતે ત્યાં ગર્જનપુરનો રાજા વસંતસેનનો કુવલયચંદ્ર નામનો યુવરાજ મોટા વિસ્તારવડે આવ્યો. તે વખતે વાજીંત્રો વાગવાપૂર્વક ઘણા પ્રપંચના વિસ્તારથી સજ્જ થયેલી અને પંચમ સ્વરના ઉદ્ગારને સત્ય કરતી મૃગાક્ષી સ્ત્રીઓનું નૃત્ય થવા લાગ્યું. તે જોઇને સર્વ લોકો જાણે સ્તંભિત થયા હોય, જાણે લેપના બનાવેલા હોય, અને જાણે પથ્થરમાં કોતર્યા હોય તેમ અત્યંત સ્તબ્ધ (સ્થિર) થઈ ગયા, અને રાજપુત્ર કુવલયચંદ્ર વિશેષે કરીને સ્તબ્ધ થયો.

આ અવસરે પોતાના તેજવડે સૂર્યમંડળનો પણ પરાભવ કરતો, સમગ્ર સુભટના સમૂહનો તૃણની જેમ અવગણના કરતો, તથા " રે રે ! અધમ રાજપુત્ર ! પૃથ્વીવલયનો વિનાશ કરવાના કારણભૂત ! કુવલયચંદ્રના નામ માત્રવડે તુષ્ટ થયેલા ! હે દુષ્ટ ! તું મારી સામે આવ, અથવા મારા ચરણમાં નમવાનું અંગીકાર કર. અન્યથા (એમ ન કરે તો) તારો મોક્ષ નથી." આ પ્રમાણે બોલતો એક મનુષ્ય ત્યાં પેઠો, અને યમરાજની જિહ્વા જેવા ભયંકર ખડ્ગને ખેંચીને તેને પ્રહાર કરવા સજ્જ થયો. તે વખતે રંગનો (ઉત્સવનો) ભંગ થયો, રાજા ક્ષોભ પામ્યો, રાજલોક ખળભળ્યો, જોવા આવેલા માણસોનો સમૂહ નાશી ગયો. અત્યંત સંક્ષોભના વશથી ખડ્ગને નહીં સંભારતો કુવલયચંદ્ર તેની સન્મુખ ઊભો રહ્યો. તે બંનેનું પરસ્પર મોટું યુદ્ધ પ્રવર્ત્યું. તે વખતે તથાપ્રકારના સહાય રહિત તે રાજપુત્રને જોઇને દયાર્દ્ર મનવાળા કૌતુક જોવાને માટે આવેલા જયમંગળ રાજપુત્રે વિચાર કર્યો કે—" આ અત્યંત અયોગ્ય છે, કે જેથી આટલા બધા લોકોમાંથી કોઇ પણ કાંઇ પણ ઉચિત બોલતો નથી, તો આ કયો ન્યાય માર્ગ છે ? કે જેથી આ રાજપુત્ર લોકના સમૂહમાં રહેલો છતાં પણ આવી વિડંબનાને પામે છે ? અથવા આ વિચારવડે શું ? હું જ પરાભવ પામતા આ રાજપુત્રને પ્રથમ માત્ર મધ્યસ્થ વચનવડે જ આનંદ પમાડું." એમ વિચારીને તે બંનેની વચ્ચે જઈને જયમંગળે કહ્યું કે—" હે ! હે ! તમે બન્ને મારું વચન સાંભળો.

દેવ ભવનની યાત્રાને વિષે વિશેષે કરીને ઘણા લોકોવડે વ્યાપ્ત થયેલા આવા સ્થાનમાં આવા પ્રકારની પ્રવૃત્તિ ઉત્તમ પુરુષને યોગ્ય નથી. જે ઉચિત સ્થાનના વિષયવાળું હોય તે જ શૂરવીરપણું કહેવાય છે, પરંતુ તે જો અન્યથા પ્રકારે કરાય, તો તે પ્રગટ રીતે ગામડીયાપણું ઉત્પન્ન કરે છે. મોટું કોપનું કારણ હોય તો પણ ગુણવાન માણસે પ્રસ્તાવ (પ્રસંગ) અને અપ્રસ્તાવ જાણવો જોઇએ, તેથી આ સ્થાનને વિષે તમે સર્વથા પ્રકારે

યુદ્ધનો ત્યાગ કરો. અથવા તો આ પ્રથમ સાધ્ય ભલે દૂર રહો, પરંતુ ઉચિત સ્થાનને વિષે જઇને ક્ષત્રિયના આચારવડે તમે યુદ્ધ કરો, અને આ લોકના સમૂહનો ત્યાગ કરો." આ પ્રમાણે જયમંગલ રાજપુત્રે કહ્યું ત્યારે તે સુભટ કુવલયચંદ્રની સાથે લોકોના સમૂહથી નીકળીને બીજે સ્થાને રહીને યુદ્ધ કરવા લાગ્યો. આ અવસરે રાજાએ અંગરક્ષકોને કહ્યું કે–" અરે રે ! એકલા જતા રાજપુત્રની પાછળ તમે કેમ નથી જતા ? શું આ સેવકનો ધર્મ છે ? કે જેથી સંકટમાં પડેલા સ્વામીની ઉપેક્ષા કરો છો ? " આ વખતે કોઇપણ દુર્દૈવના યોગવડે રાજાએ વારંવાર કહ્યા છતાં પણ સર્વ સેવક-વર્ગ સ્તંભિત જેવો થઇ ગયો ત્યારે મોટી દયાના સમૂહવડે ભરાયેલા મનવાળો તે જ જયમંગલ રાજપુત્ર ત્યાં કુવલયચંદ્રનો સહાયકારક થયો, અને " તું ભય પામીશ નહીં " એમ મોટા અવષ્ટંભવડે કહ્યું. પછી તે બન્નેનું મોટું યુદ્ધ પ્રવર્ત્યું. તેમાં કુવલયચંદ્ર કાંઇક ખેદ પામ્યો ત્યારે તેને પાછળ રાખીને જયમંગલ તેની સાથે યુદ્ધ કરવા પ્રાપ્ત થયો. તે વખતે એક ક્ષણમાં જ પરસ્પર નાંખેલા ભયંકર ઘાતવડે તેમના શરીર ઘુમવા લાગ્યા, કપાળતળ ઉપર ચડાવેલી ભયંકર ભૃકુટિવડે તેમના મુખ દુઃખે કરીને જોવા લાયક થયા, કોપના વશથી તેમના નેત્રો પહોળા અને રાતા થયા, અને પ્રચંડ ભુજારૂપી દંડવડે ઉછાળેલા બાણના વરસાદવડે આકાશ ભરાઇ ગયું. આ પ્રમાણે તે બન્ને યુદ્ધ કરવાથી થાકી ગયા, તેથી ધનુષ્યના દંડનો ટેકો કરીને વિશ્રામ લેવા લાગ્યા. તે વખતે કુવલયચંદ્રે વિચાર કર્યો કે–" અહો ! આ કોઇ શ્રેષ્ઠ સત્પુરુષ છે. કોણ આ પ્રમાણે પોતાના જીવિતની અવગણના કરીને મારે માટે યત્ન કરે ? તેની સાથે મારે ઓળખાણ નથી, પરસ્પર આદરસત્કાર પણ થયો નથી, તો પણ આ મહાત્મા મારા કાર્યને વિષે આ પ્રમાણે ઉદ્યમ કરે છે. મારા પિતાએ મને યુદ્ધની સહાય કરવા માટે અંગરક્ષકોને આજ્ઞા આપી, તો પણ નિરંતર તેઓના ઉપર ઉપકાર કર્યા છતાં પણ તેઓ એક પગલું પણ ચાલ્યા નહીં. તો આમાં શું કારણ હશે ? કે આ મહાત્મા પોતાના જીવિતની પણ અપેક્ષા રાખ્યા વિના આ પ્રમાણે યુદ્ધમાં પ્રવર્ત્યો ? ઠીક, કાંઇક કારણ હોવું જોઇએ. " આ પ્રમાણે ઉહાપોહ( તર્કવિતર્ક )ના માર્ગમાં તેનું ચિત્ત જવાથી તે કુવલયચંદ્રને જાતિસ્મરણ ઉત્પન્ન થયું, અને મૂર્છાવડે તેના નેત્રો મીંચાઇ ગયા. આ અવસરે શસ્ત્રાદિકના સમૂહનો ત્યાગ કરી અને યુદ્ધના આડંબરનો ઉપસંહાર ( ત્યાગ ) કરીને " હે કુવલયચંદ્ર ! હે રાજપુત્ર જયમંગલ ! હવે અમાંગલિક ચેષ્ટાવડે સર્યું, સર્યું, હમણાં ઇચ્છિતની સિદ્ધિ થઇ " એમ બોલતો તે સુભટ જયમંગળને હાથમાં પકડીને કુવલયચંદ્રની પાસે ગયો. અને શીતળ વાયુ વિગેરે ઉપચાર કરવાવડે તેને ચેતના પ્રાપ્ત થઈ. ત્યારે તે સુભટે તેને ( કુવલયચંદ્રને ) અને બીજાને ( જયમંગળને ) કહ્યું કે—.

" હે પુત્રો ! પૂર્વજન્મમાં થયેલા વૃત્તાંતને તમે શું નથી સંભારતા ? કે આનાથી પૂર્વના ભવમાં તમે અને મેં સાથે જ દીક્ષા ગ્રહણ કરી હતી, વિવિધ પ્રકારની તપશ્ચર્યા કરી હતી, પ્રધાન સંયમવાળો દીર્ઘ પર્યાય પાળ્યો હતો, આલોચના, ચાર શરણ અને

ખામણા સહિત અનશન વિધિ કરીને આપણે ત્રણે મરણ પામીને સૌધર્મ કલ્પને વિષે દેવ થયા. હું દીર્ઘ આયુષ્યવાળો થયો, અને તમે બે મધ્યમ આયુષ્યવાળા થયા. આપણે ત્રણે પરસ્પર મોટા સ્નેહના સારથી એકી સાથે જ વ્યાપાર કરતા હતા. કોઇક વખતે કેવલીએ તમને બેને કાંઇક દુર્લભ બોધિવાળા કહ્યા, ત્યારે તમે પ્રેમ સહિત મને આ પ્રમાણે પ્રાર્થના કરી, કે-"તારે અહીંથી પ્રયાણ કર્યા પહેલાં અમને શ્રી વીતરાગના ધર્મને વિષે બોધ કરવો. આ બાબતમાં તારે જરાપણ પ્રમાદ કરવો નહીં." આ તમારું વચન મેં અંગીકાર કર્યું. અને તમે કર્મના યોગવડે જૂદા જૂદા દૂર દેશમાં મોટા રાજાના ઘરમાં ઉત્પન્ન થયા. પછી હે જયમંગલ ! તું તારા પિતાના અપમાનથી કોઇક રીતે અહીં પ્રાપ્ત થયો. અને કુવલયચંદ્ર પણ વસંત ઋતુનો ઉત્સવ જોવાનો અહીં આવ્યો હતો તેથી "બોધ કરવાનો આ સમય છે" એમ જાણીને તમારા બન્નેના એક સાથે બોધિલાભને માટે મેં અકસ્માત યુદ્ધનો મોટો વિસ્તાર તમને દેખાડ્યો." આ પ્રમાણે સાંભળીને જયમંગળ પણ જાતિસ્મરણને પામીને પ્રતિબોધ પામ્યો. આ પ્રમાણે તે બન્ને રાજપુત્રો જિનધર્મમાં નિશ્ચળ થયા. પછી તે દેવ પણ સુભટના રૂપને મૂકીને શ્રેષ્ઠ મુગટ અને કુંડલના આભરણને ધારણ કરી તેમને ધર્મનો ઉપદેશ આપીને ઇચ્છિત સ્થાને ગયો. ત્યારપછી "નથી બાણ, નથી ધનુષ્ય, નથી પ્રહાર અને નથી શરીરનો આયાસ (શ્રમ)" કેવળ પોતાને વ્યાકુળતા રહિત જ જોતા તે બન્ને રાજપુત્રો "અહો ! દેવોનો શક્તિપ્રકર્ષ કેવો છે ?" એમ વારંવાર વિચાર કરતા, વિસ્મિત મનવાળા અને પૂર્વ જન્મના મોટા સ્નેહાનુબંધવડે ચિત્તમાં વ્યાપ્ત થયેલા તે બન્ને પ્રેક્ષણક રંગભૂમિમાં ગયા, અને વિનય સહિત પ્રણામ કરીને રાજાની સમીપે બેઠા. તે વખતે- "અહો ! આ કયા મહાનુભાવની અપૂર્વ (અનુપમ-ઘણી) સત્પુરુષ ચેષ્ટા છે ? કે જેથી આ પ્રમાણે આદરસત્કાર નહીં કરાયા છતાં પણ આણે મારા પુત્ર ઉપર આવો ઉપકાર કર્યો ?" આ પ્રમાણે સ્નેહથી વિકસ્વર થયેલા નેત્રવાળા કુવલયચંદ્રને પૂછયું, કે-"વત્સ ! આ મહાનુભાવ કોણ છે ? કે કારણ વિના જ ઉપકાર કરનાર જે આ કલિકાળનો પરાભવ કરીને આ પ્રમાણે વર્તે છે ?" ત્યારે તે કુવલયચંદ્રે તેના કર્ણ પાસે રહીને પૂર્વનો સર્વ વૃત્તાંત કહ્યો. તે સર્વ સાંભળીને માર્ગાનુસારી બોધ હોવાથી તત્કાળ જાતિસ્મરણને પામેલો રાજા પણ પૂર્વે અનુભવેલા વૃત્તાંતને કહેવા લાગ્યો કે-"હે વત્સ ! વિધિ અનુકૂળ છે, કે જેથી તમારા આ પૂર્વ ભવના વૃત્તાંતને સાંભળવાથી મને પણ બોધિ પ્રાપ્ત થઇ. જે ગુરુકુળમાં વસતા તમોએ તપ અને સંયમનું અનુષ્ઠાન કર્યું હતું, ત્યાં જ મેં પણ પ્રવજ્યા ગ્રહણ કરી હતી. શું તમને નથી સાંભરતું કે હું **દેવગુપ્ત** નામનો મુનિ હતો ?" ત્યારે રાજપુત્રોએ કહ્યું કે-"હે પિતા ! હમણાં અમને સ્મરણ થયું." આ અવસરે પ્રતિહારે આવીને રાજાને વિનંતિ કરી કે-"હે દેવ ! ભોજનનો સમય થયો છે, તેથી પોતાને સ્થાને (ઘેર) આવવા કૃપા કરો." ત્યારે તે વસંતસેન

રાજા જયમંગળ ને કુવલયચંદ્રને સાથે લઈને પોતાને મહેલ ગયો. ત્યાં દેવપૂજાદિક કરીને ભોજન કર્યું. ત્યાર પછી રાજાએ તે બન્ને રાજપુત્રોને બોલાવી પ્રેમથી કહ્યું કે—

" ચિરકાળે કરેલા મારા સુકૃત કર્મનો પૂર્વે નહીં ભોગવેલો લેશ માત્ર પણ બાકી છે, તેથી કરીને મને જાતિસ્મરણાદિક સામગ્રી સ્ફુટ ( પ્રગટ ) થઈ. અને તેના વશથી જ હમણાં મને નિર્મલ વિવેક પ્રાપ્ત થયો છે, કે જેથી હવે મારું મન ગૃહવાસના સંગનો ત્યાગ કરવા ઈચ્છે છે. ચિરકાળ સુધી રાજ્યાદિકનું પાલન કર્યા છતાં પણ આ દગ્ધ (બળેલા) જીવને અનંત વાર તે રાજ્યાદિકની પ્રાપ્તિ થયા છતાં પણ કોઇ પણ પ્રકારે વૈરાગ્ય ઉત્પન્ન થતો નથી. ? અહીં લાંબા સંસાર માર્ગમાં નિરંતર પ્રવૃત્તિ કરનારા જીવોએ શું શું ભોગવ્યું નથી ? અને શું શું પ્રાપ્ત કર્યું નથી ? તો પણ તે સર્વ અપૂર્વ જેવું જ ભાસે છે, તેથી કરીને હવે તમે સર્વથા પ્રકારે મારા ધર્મના સહાયપણાને અંગીકાર કરો. અને સ્વભાવથી જ દુઃખે કરીને વહન કરી શકાય તેવા આ રાજ્યના ભારને અંગીકાર કરો. અને અમે પૂર્વની જેમ સાધુ થઈને, ચારિત્રનું આચરણ કરીને, દુષ્કર તપસ્યામાં તત્પર થઇને પરલોકનું હિત સાધીએ. " આ પ્રમાણે રાજાએ કહ્યું ત્યારે પૂર્વ કાળનો સ્નેહ સાંભરવાથી વિયોગની સંભાવનાથી ઉત્પન્ન થયેલા દુઃખવડે હણાયેલા તે બન્ને રાજપુત્રો રૂદન કરવા લાગ્યા. તેમને કોઇ પણ પ્રકારે નિષેધ કરીને રાજાએ કહ્યું કે—" અરે રે ! કેમ તમે આ પ્રમાણે કાયર થાઓ છો ? શું સંસારી જીવોને આ અપૂર્વ છે ? કે જે જીવોને એક ક્ષણ માત્રમાં જ વિવિધ પ્રકારની આપત્તિના સમૂહ આવી પડે છે, યમદંડની જેવો પ્રચંડ વિયોગ પ્રાપ્ત થાય છે, તથા અકસ્માત્ કોપ પામેલા યમરાજના કટાક્ષ જેવા તીક્ષ્ણ રોગ અને શોક ઉત્પન્ન થાય છે, તો પછી દરેક સમયે સંભવતા દેવ, મનુષ્ય અને અસુર લોકને સાધારણ એવા મરણનું તો કહેવું જ શું ? તેથી મોહના પ્રસારનો ત્યાગ કરો, અને શીઘ્રપણે મારા પરલોકના હિતને માટે પ્રવૃત્તિ કરો. " ત્યારે કુવલયચંદ્રે કહ્યું કે—" હે પિતા ! જો તમારે સર્વથા પ્રકારે આ કરવું હોય, તો હું પણ તમારી સાથે જ સદ્ધર્મ ગુણની આરાધના કરીશ, અને મત્સ્યના માંસના સ્વાદ જેવા આરંભમાં મધુર અને પરિણામે કટુક એવા આ રાજ્યવડે શું છે ? " ત્યારે રાજાએ કહ્યું કે–" હે વત્સ ! આ એમ જ છે, પરંતુ આલંબન વિનાના રાજ્યનો ત્યાગ કરવાથી તેમાં નાયકના રહિતપણાએ કરીને, સાધુજનની પીડાવડે અને સમગ્ર વ્યવસ્થાના નાશવડે અધર્મનો સંભવ થાય છે, તેથી આ મારું કહેલું જ તારે માનવું જોઇએ. અન્યથા યુગાદિ તીર્થંકર ઋષભસ્વામીએ કેમ પ્રથમ અત્યંત અજ્ઞાની લોકોને કર્મ, શિલ્પ અને નીતિ માર્ગ વિગેરે વ્યવહારો શીખવ્યા, અને ત્યારપછી સર્વવિરતિ ગ્રહણ કરી ? આ પ્રમાણે સામર્થ્ય હોતા છતાં અસ્વસ્થ રાજ્યનો કે કુટુંબનો ત્યાગ કરીને જે પ્રવ્રજ્યા લેવી તે અયોગ્ય છે. " તે સાંભળીને રાજપુત્રે કહ્યું કે–" હે પિતા ! જો એમ હોય તો આ મારા ભાઈને અત્યંત ઉપકારી રાજ્ય અર્પણ કરો. " ત્યારે

રાજાએ કહ્યું કે-" જો આ અંગીકાર કરે, તો અયુક્ત શું છે ? ( તે યોગ્ય જ છે. )" ત્યારે જયમંગળ બોલ્યો કે-" હે પિતા ! જો કુવલયચંદ્રનું મન દીક્ષા લેવાનું હોય તો મારે રાજ્ય કરવું કેમ યોગ્ય હોય ? કેમકે જે હું આની સાથે જ પૂર્વ જન્મમાં સમાન સુખ દુઃખને સહન કરવાવડે સાથે જ રહ્યો હતો, સાથે જ અભ્યાસ કરતો હતો, સાથે જ વિહાર કરતો હતો, અને સાથે જ દેવપણું પામ્યો હતો." ત્યારપછી વસંતસેન રાજાએ બન્ને રાજપુત્રોને હાથમાં પકડીને કહ્યું કે-" હું તમને જે કહું, તેનું તમારે સર્વથા પ્રકારે ઉલ્લંઘન કરવું નહીં." એમ કહીને તેણે ભૃત્ય લોકો પાસે મોટા મૂલ્યવાળો રાજ્યાભિષેક તૈયાર કરાવ્યો. પછી સારા મુહૂર્તે તે બન્નેને અર્ધ અર્ધ રાજ્ય આપવાવડે પ્રેમ સહિત રાજ્યપદે સ્થાપન કર્યા, અને શિખામણ આપી, તથા સામંતાદિક લોકોને આજ્ઞા કરી કે-" તમારે આ બન્નેને મારી જેમ જોવા, તથા આ બન્નેનું થોડું પણ આજ્ઞાનું ઉલ્લંઘન મનથી પણ ન કરવું." એમ કહીને તે રાજા દીન, અનાથ વિગેરે ખરાબ સ્થિતિવાળા માણસોને મોટું દાન અપાવીને, કેદખાના વિગેરેમાં રૂંધેલા અપરાધી જનોના સમૂહને મુક્ત કરાવીને તથા હજાર મનુષ્યોવડે વહન થાય તેવી શિબિકા ઉપર ચડીને ચંપકવન નામના ઉદ્યાનમાં ગયો. ત્યાં તેણે અચલસૂરિની પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી, અને પછી પ્રમાદરહિત વિચરવા લાગ્યો. અહીં જયમંગલ અને કુવલયચંદ્ર સગા ભાઈની જેમ અને એક ગુરુના શિષ્યની જેમ મોટા સ્નેહપૂર્વક રાજ્યલક્ષ્મી ભોગવવા લાગ્યા. રાજ્ય કરતા તેમણે તથાપ્રકારે કોઈ પણ રીતે પ્રજાનું પાલન કર્યું, કે જે પ્રકારે તે પ્રજાએ પૂર્વના રાજાઓનું સ્વપ્નમાં પણ સ્મરણ કર્યું નહીં.

દ્રવ્યથી ગુણનો સંભવ થાય છે, અને ગુણને વહન કરનારી વૃદ્ધિ થાય છે, એમ શાસ્ત્રમાં સંભળાય છે, પરંતુ તેમના રાજ્યમાં કદાપિ તે સંભળાતું નહોતું. તથાપ્રકારે કોઈપણ રીતે સમગ્ર ત્રણ વર્ગના સારનું મોટા પ્રમાણવાળું રાજ્ય તેમણે ભોગવ્યું, કે જેથી તેમની મોટી કીર્તિ સર્વત્ર પ્રસાર પામી. રાજ્યલક્ષ્મી ભોગવવાથી કોણ કોણ ગર્વિષ્ઠ થયા નથી ? અને અપયશને કોણ પામ્યા નથી ? અને નીતિરૂપી લતાનું ઉન્મૂલન કોણે કર્યું નથી ? પરંતુ પરલોકના ભીરૂ( બીકણ ) ચિત્તવાળા તેમણે આત્માનો નિરોધ કર્યો, અને છ આભ્યંતર શત્રુના નિગ્રહમાં નિરંતર અત્યંત ઉદ્યમ કર્યો. આ પ્રમાણે વર્તતા તે બન્ને રાજાઓ સૂર્ય અને ચંદ્રની જેમ સર્વ ઠેકાણે વખાણવા લાયક ચરિત્રવાળા રાજસભામાં બેસીને રાજકાર્યનું ચિંતવન કરતા હતા, તેવામાં એક વખતે પ્રતિહારે આવીને વિનંતિ કરી કે-" હે દેવ ! કૌશંબી નગરીથી વિજયઘોષ રાજાએ મોકલેલા પ્રધાન પુરુષો તમારા દર્શન કરવા ઉત્સુક થયેલા હોવાથી દ્વારને વિષે રહ્યા છે ( આવ્યા છે )" ત્યારે તે બન્ને રાજાએ કહ્યું કે-" તેઓને જલદી પ્રવેશ કરાવ." ત્યારે " જેવી દેવની આજ્ઞા " એમ કહીને તરત પ્રતિહારે તેઓને પ્રવેશ કરાવ્યો. ત્યારે " આ મારા પિતાના પ્રધાન પુરુષો છે " એમ જાણીને જયમંગળ રાજા ઊભો થયો, અને પિતાની જેમ તેઓનો

આદરસત્કાર કર્યો, અને સમીપે આપેલા આસન ઉપર તેઓ બેઠા. પછી તેઓએ પંચાંગ પ્રણામ કરવાપૂર્વક તેને તેના પિતાનો ગુપ્ત લેખ( કાગળ ) આપ્યો. તે લઈને જયમંગળે વાંચ્યો. તેનો ભાવાર્થ તેણે જાણ્યો. તે આ પ્રમાણે-" મારા શરીરનું સર્વ બળ નાશ પામ્યું છે, મારી દૃષ્ટિ પણ જોવાલાયક પદાર્થને વિષે મહાકષ્ટથી પ્રવર્તે છે, પ્રાયે કરીને મારું આયુષ્ય પૂર્ણ થયું છે, મારા પ્રાણો પરોણાની જેમ હમણાં જ જવાની ઇચ્છા કરે છે, તેથી જો મને જોવાની તારી ઇચ્છા હોય, તો તું નિઃશંકપણે એકદમ અહીં આવ." આ ભાવાર્થને વિચારતા તેના અંતઃકરણમાં મોટા શોકનો સમૂહ ઉત્પન્ન થવાથી નેત્રમાંથી અશ્રુનું જળ નીકળવા લાગ્યું. આવા પ્રકારના તે જયમંગલને જોઇને કુવલયચંદ્ર રાજાએ તેને કહ્યું કે-" હે મહારાજા ! સર્વ દુઃખી અવસ્થાઓમાં મહાપુરુષોનું ધૈર્ય જ અલંકારરૂપ છે, તો પછી મહાસાગરની મર્યાદાના ઉલ્લંઘન જેવું અને મેઘની કચરાની વૃષ્ટિ જેવું આ શું થયું ? " તે વખતે શોકના સમૂહથી ગળાની સેર રૂંધાઇ જવાથી બોલવાને અશક્ત થયેલા જયમંગળે કુવલયચંદ્રને તે લેખ આપ્યો. તે તેણે વાંચ્યો અને તેનો ભાવાર્થ જાણ્યો. તેથી " અહો ! આને રૂદનનો આરંભ થયો તે યોગ્ય જ છે " એમ વિચારતા કુવલયચંદ્રે તેને કહ્યું કે-" હે મહાયશસ્વી ! તું કેમ સંતાપ કરે છે ? આ મોટું કાર્ય છે, તેથી કાળનો વિલંબ કરવો યોગ્ય નથી. કેમકે-દ્રવ્યનો વિસ્તાર, રાજ્ય અને સ્નેહીજન વિગેરે સર્વ સુલભ જ છે, પરંતુ માતાપિતાનું દર્શન દુર્લભ છે, તે ફરીથી સંભવશે નહીં. પુત્રના દર્શનની ઇચ્છાવાળા માતાપિતાનું મરણ થવાથી અને તેનું દર્શન નહીં થવાથી હૃદયમાં ખટકતું (વ્યાપ્ત થએલું) તે દુઃખ જન્માંતરને વિષે પણ વિરામ પામશે નહીં. તેથી હે મહાભાગ્યવાન ! હમણાં આ કાર્ય કાળના વિલંબને સહન કરશે નહીં, તેથી વ્યામોહનો ત્યાગ કરીને કાળને યોગ્ય આચરણ કરવું યોગ્ય છે. " આ પ્રમાણે કુવલયચંદ્રે કહ્યું ત્યારે " કાર્યનો નિર્ણય કરવામાં નિપુણ બુદ્ધિવાળો આ ( રાજા ) ઉચિત કહે છે " એમ મનમાં નિશ્ચય કરીને જયમંગળે કહ્યું કે—" હે મહારાજા ! તમે સત્ય કહ્યું છે, પરંતુ પ્રેમના અનુબંધને ઉલ્લંઘન ન કરાય તેવા જેમ પિતા છે, તેવો જ તું પણ છે. આ પ્રમાણે ડોળાયમાન ( વ્યાકુલ ) મનવાળો હું શું કરું ? " ત્યારે કુવલયચંદ્રે કહ્યું કે—" આ એમ જ છે, પરંતુ માતાપિતાના પ્રેમનો ભંગ બીજા પ્રયોજનના ભંગથી અત્યંત અધિક( મોટો ) છે. તેથી શીઘ્રપણે પ્રયાણ કર. કેવળ હું પણ તારી સાથે આવીશ, તે બાબત તારે પ્રતિકૂળ કરવું નહીં. " ત્યારે જયમંગળે કહ્યું કે—" હે મહારાજા ! તું એમ ન બોલ, કેમકે નાયક વિનાનો આ દેશ પાછળથી પશ્ચાત્તાપવાળો કેમ ન થાય ? દીક્ષા લેવાની ઇચ્છાવાળા મહારાજા( પિતા )નું શિક્ષાવચન શું તને યાદ આવતું નથી ? તેથી કેટલાક દિવસ સુધી તું પ્રજાનું પાલન કર. અને હું પિતાને જોઇશ અને શરીરની સ્થિતિ પૂછીશ. " આ પ્રમાણે મોટા કષ્ટવડે તેની ગર્જનપુરના રક્ષણ માટે સ્થાપના કરી, પોતાના કેટલાક પ્રધાન રાજ-

પુત્રો સહિત અને જાતિવંત (સારા) અશ્વ અને ઉંટ વિગેરે ઉતાવળા વાહનો સહિત જયમંગળ ત્યાંથી નીકળ્યો, અને વિલંબ રહિત (શીઘ્ર) પ્રયાણ કરીને જતો તે કૌશાંબી-પુરીએ પહોંચ્યો. તેનું આવવું જાણીને પિતાએ નગરીમાં મહોત્સવ કરાવ્યો. નગરના મોટા જનોવડે અનુસરાતા તે રાજપુત્રે ઘરમાં પ્રવેશ કર્યો. રાજાને (પિતાને) જોયા અને તેને પ્રણામ કર્યા. તે વખતે સ્નેહવડે વિકસ્વર થયેલા નેત્રવાળા તે રાજાએ આદર સહિત તે રાજપુત્રને આલિંગન કરીને પોતાના ઉત્સંગમાં (ખોળામાં) બેસાડ્યો, અને પૂર્વનો વૃત્તાંત પૂછ્યો. ત્યારે લજ્જાવડે મીંચાયેલા નેત્રકમળવાળા તેણે યથાર્થ વૃત્તાંત કહ્યો. આ પ્રમાણે જુદી જુદી કથાવડે એક ક્ષણ ગુમાવીને તે રાજપુત્રને પોતાના મકાનમાં જવાને વિદાય કર્યો. પછી તેણે સ્નાન ભોજનાદિક કાર્ય કર્યું. પછી ઉચિત સમયે ફરીથી રાજાએ તેને બોલાવ્યો, અને તેને આસન આપ્યું તેના ઉપર તે બેઠો. ત્યારપછી પ્રેમ સહિત તેને કહ્યું કે-"હે વત્સ! આ રાજ્યને તું અંગીકાર કર. અમે માત્ર પાંચ રાત્રિ સુધી જ જીવિતવાળા છીએ, તેથી હવે અર્હદ્દત્ત ગણિની પાસે સંથારક પ્રવજ્યાને અંગીકાર કરીને અનશન ગ્રહણ કરવાપૂર્વક આરાધના કરવાને ઇચ્છીએ છીએ." આ પ્રમાણે સાંભળીને હૃદયમાં ન માય તેવા સંતાપવાળો થઇને "હવે મારે શું કરવું?" એમ વિચારીને શ્યામ મુખવાળો અને નીચી દષ્ટિવાળો તે જેટલામાં કાંઇપણ બોલ્યો નહીં, તેટલામાં રાજાની ભ્રકુટિ ઊંચી કરવા માત્રથી જ તૈયાર થયેલા રાજાના પ્રધાન જનોના હાથમાં આપેલા સુવર્ણકળશના મુખમાંથી ઝરતો તીર્થજળનો પ્રવાહ તેના મસ્તક ઉપર પડ્યો. ત્યારે "હે પિતા! આ શું? આ શું?" એમ બોલતા રાજપુત્રને રાજાએ કહ્યું કે-'હે વત્સ! આ વખતે આ જ ઉચિત છે, કેમકે પરંપરાથી પોતાની જાતે જ આવેલા પદાર્થોથી અવળા મુખને કરનારા સત્પુરુષો શોભતા નથી, તેથી હે પુત્ર! હવે તું સારી રીતે પૂર્વ પુરુષોની સ્થિતિવડે વર્તજે (રહેજે) અને સર્વ વ્યવહારને જણાવવામાં નિપુણ બુદ્ધિવાળા અને તારી પીઠના સેવક જેવા (આ પ્રધાન જનો) માત્ર તને ઉપદેશની પરંપરારૂપ છે." આ પ્રમાણે કહીને તે કાળને ઉચિત ખામણાવડે અંતઃપુરને, પુરના લોકોને અને સામંતાદિક જનોને ખમાવીને તે રાજા અર્હદ્દત્ત ગણિની પાસે ગયો. ત્યાં સંથારક દીક્ષા ગ્રહણ કરી, અત્યંત સમાધિને વિષે મનને સ્થાપન કર્યું, અને સાધુઓની સમીપે થઇને આરાધના સૂત્રનું પરિવર્તન શરૂ કર્યું. ગુરુમહારાજે પણ કોમળ અને મધુર વાણીવડે ઉપદેશ આપ્યો. આ પ્રમાણે તે વિજયઘોષ રાજર્ષિ તે કાળને ઉચિત સર્વ કાર્ય કરીને નિરંતર પંચ નમસ્કારનું સ્મરણ કરતો મરણ પામીને સર્વાર્થસિદ્ધિને વિષે દિવ્ય દેવઋદ્ધિને પામ્યો. જયમંગળ રાજા પણ પરાભવ ન પામે તેવા પ્રતાપવડે સામંત સમૂહને વશ કરીને, જિનશાસનની પ્રભાવનામાં તત્પર રહીને અને સારા સાધુઓના ચરણકમળની સેવામાં એકચિત્તવાળો થઇને અશ્વ અને હાથીએ કરીને દેદીપ્યમાન રાજલક્ષ્મીને ભોગવવા લાગ્યો, પરંતુ તેની સપત્ની (ઓરમાન) માતા પદ્માવતી

દેવીએ તેનો તેવા પ્રકારનો મોટી સમૃદ્ધિયુક્ત દેદીપ્યમાન રાજ્યનો વિસ્તાર જોઇને અને પોતાના પુત્ર જયશેખરને સ્વપ્નમાં પણ રાજલક્ષ્મીનો લાભ અસંભવિત છે એમ વિચારીને જયમંગળ રાજાનો વિષના પ્રયોગ વિગેરેવડે વિનાશ કરવાના ઉપાય ચિંતવવા લાગી.

જયમંગળ રાજા પણ અત્યંત અનિત્યાદિકને વિચારતો હતો, રાજ્યને રજ્જુની જેવાં મોટા બંધનરૂપ માનતો, પોતાના આત્માને સાંકળથી બાંધેલો હોય અને કેદખાનામાં નાંખેલો હોય તેમ માનતો, અથવા કૂવામાં નાખ્યો હોય તેમ માનતો તે રાજ્યનું પાલન કરતો હતો. પછી કોઇક દિવસે પોતાના ભાઇ જયશેખર કુમારને સારી રીતે યુવરાજને પદે સ્થાપન કર્યો, અને પોતાના પ્રસાદનું સ્થાન કર્યો, તોપણ તે તેની માતા જયમંગળને મારવા માટે નિરંતર ઉપાયને જોતી હતી. અરે રે ! દુષ્ટ સ્ત્રીઓનું કેવું દુશ્ચરિત્ર છે ? કોઇ અવસરે રાજા વિજયયાત્રાને માટે ચાલ્યો, તે વખતે તે સપત્ની માતા કપટવડે કરીને તેની સાથે ચાલી. માર્ગમાં યમુના નદીને કાંઠે સ્કંધાવાર ( સૈન્ય ) સ્થાપન કર્યો. રાત્રિએ સમગ્ર સેવક વર્ગ સૂઇ ગયો તે વખતે અવસર પામીને તે જયમંગળ રાજાની પાસે ગઇ, અને તેને કહ્યું કે—" જયશેખરને મોટો વ્યાધિ થયો છે. " તે સાંભળીને સ્નેહના વશથી ભાવી કાળમાં થવાના મોટા અનર્થને નહીં જાણીને તે રાજા તરત જ સહાય વિના જ ( એકલો ) તેણીના આવાસમાં ગયો. ત્યાં તેણીએ મોટી શય્યા રચી, તેના ઉપર રાજા બેઠો. તે વખતે તેણીએ તેને અત્યંત ઉગ્ર વિષથી મિશ્ર કરેલું પાંન બીડું આપ્યું. તેણે પણ વિચાર કર્યા વિના તે બીડું ખાધું, ત્યારે તે વિષના વશથી જાણે ચેતના રહિત થયો હોય તેમ કાષ્ઠની જેમ ભૂમિ ઉપર પડી ગયો. તે વખતે દુષ્ટ શીલવાળી તેણીએ તેને પોટકામાં બાંધીને મધ્યરાત્રિએ જ વેગથી જઇને યમુના નદીના જળના પ્રવાહમાં વહેતો મૂક્યો. પરોપકારમાં પ્રવર્તતો હોય, સ્નેહવાળો હોય અને નિર્મળ ગુણવાળો હોય, આવા પણ મનુષ્યને અનાર્ય સ્ત્રીઓ મોટી આપત્તિમાં નાંખે છે. સર્પણના જેવી પાપી અનાર્ય સ્ત્રીઓ કુળને, શીળને, અપયશને કે ઉપકારને પણ ગણકારતી નથી અને તેવા મનુષ્યને મરણ પમાડે છે. અધમ સ્ત્રીઓ તેની સન્મુખ જુદું ( મીઠું ) બોલે છે, અને પછવાડે જુદું ( કડવું ) બોલે છે, અને કાળરાત્રિની જેમ ઉપકારીને પણ મરણ પમાડે છે. વ્યાધિ, પિશાચી અને સર્પણથી રક્ષણ કરવાનો કાંઇ પણ ઉપાય હોય છે, પરંતુ કપટવડે કુટિલતાવાળી સ્ત્રીઓથી રક્ષણ કરવાનો ઉપાય દુર્લભ છે. આ પ્રમાણે સારા સ્વભાવવાળા તે મહાત્માને પણ દુષ્ટ શીળવાળી તે સ્ત્રીએ આ રીતે ઘણા અનર્થને કરનારી આવી દુરવસ્થાને પમાડ્યો. આ પ્રમાણે યમુનાના જળના ઉછળતા ચપલ કલ્લોલોવડે અથડાતો, મગર અને મત્સ્યના પુંછડાની છટાથી પ્રહાર કરાતો અને પાણીના પૂરવડે વહન કરાતો તે પ્રવાહને અનુસારે જવા લાગ્યો. નદીના પાણીના અતિ શીઘ્ર વેગવડે તે દૂર દેશના કાંઠાના પ્રદેશમાં નંખાયો. તે જળના સિંચનથી રાજાનો વિષવિકાર નાશ પામ્યો. તે વખતે " આ શું ? આ કયો પ્રદેશ છે ? શું આ સ્વપ્ન છે ? કે મારી બુદ્ધિનો વિભ્રમ છે ? " આ પ્રમાણે

તે જેટલામાં વિચાર કરતો રહે છે, તેટલામાં એક પહોરવાળો દિવસ થયો. તે વખતે તે નદીને કાંઠે રહેલા ગંભીરક નામના ગામમાંથી પૂર્વે કહેલો તે કુલપુત્ર તે નદી ઉપર આવ્યો. તેણે પોતાના પગનું પ્રક્ષાલન કર્યું, દેવગુરુનું સ્મરણ કર્યું, અને સૂર્યને અર્ઘ્યની અંજલિ આપી. પછી કાંઇક આગળ ચાલીને પાણી પીવા માટે જેટલામાં નદીએ પ્રાપ્ત થયો, તેટલામાં તેણે પોટકામાં બાંધેલી કાંઇક વસ્તુ જોઈ. ત્યારે તે કૌતુકથી તેની પાસે ગયો, પોટકું છોડયું અને તેની અંદર તત્કાળ ઉઘડેલા નેત્રકમળવાળા જયમંગળને જોયો, ત્યારે દયાળુ મનવાળા તેણે પોતાના હાથવડે તેને ખેંચ્યો અને પાણીમાંથી બહાર કાઢ્યો. પછી ધીમે ધીમે પોતાને ઘેર તેને લઇ ગયો. ત્યાં તેલવડે તેને અભ્યંગન કર્યું, સ્નાન કરાવ્યું, બે શ્વેત વસ્ત્ર પહેરાવ્યા અને ભોજન કરાવ્યું. પછી સ્વસ્થ થયેલા શરીરવાળા તેને બીજે દિવસે તે કુલપુત્રે પૂછ્યું કે–" હે મહાયશવાળા ! તું કોણ છે ? અથવા આ પ્રમાણે નદીમાં પડવું કેમ થયું ? " તે સાંભળીને " અહો ! તે આ મહાનુભાવ કુલપુત્ર છે, પણ તે મને ઓળખતો નથી. આ પણ કાંઇક ઠીક થયું. હવે કેમ મારા આત્માને હું પોતે કહું ? " એમ વિચારીને રાજાએ કહ્યું કે–" હે ભદ્ર ! હું રાજસેવક છું. એક દુષ્ટ મનવાળા માણસે આ પ્રમાણે બાંધીને મને નદીમાં નાખ્યો. " તે સાંભળીને–" અરેરે ! કોઇ પાપી માણસે આ અતિ અયોગ્ય કાર્ય કર્યું, કે જેથી તને આવી દુઃખી અવસ્થાને પમાડ્યો. " આ પ્રમાણે બોલતા તેને રાજાએ કહ્યું કે–" હે ભદ્ર ! વિધાતાના દુષ્ટ વિલાસના વિષયમાં કોણ નથી આવ્યો ? તે આ પ્રમાણે—

અત્યંત અગાધ ( ઊંડા ) જળપ્રવાહને તળિયે રહેનારા મત્સ્યના સમૂહને નિપુણ ધીવરો ( મચ્છીમારો ) જાળના પ્રયોગવડે પકડે છે. આકાશના આંગણામાં ચાલવાની પ્રીતિવાળા પણ પક્ષીઓના સમૂહને અત્યંત નિપુણ જનો પાશાદિકના વ્યાપાર (ઉપયોગ) વડે બાંધે છે. પર્વત જેવા મોટા શરીરવાળા, દુઃખે કરીને ગ્રહણ કરી શકાય તેવા, અને ઇચ્છા મુજબ ચાલનારા હાથીઓ પણ અતિ ગાઢ વારિબંધનવડે બંધાઈને મહાદુઃખે કરીને રહે છે. જે આકાશમાં દૂર ચાલનારા સૂર્ય ચંદ્ર વિગેરે દેવો છે, તેઓ પણ ભયંકર રાહુની પીડાવડે પરાભવને સહન કરે છે. તેથી કરીને આપત્તિના સમૂહની મધ્યે રહેલા સંસારમાં ઉત્પન્ન થયેલા જંતુઓને જે આ આવા પ્રકારની આપત્તિનું પડવું, તે કેટલું માત્ર છે ? " તે સાંભળીને કુલપુત્રે કહ્યું કે–" હા, એમ જ છે. હું પણ પહેલાં અત્યંત મોટા આપત્તિ-સમુદ્રમાં પડ્યો હતો, પરંતુ મહાપુરુષોના મસ્તકના શેખર( મુગટ )રૂપ એક રાજપુત્રે મને ઉગાર્યો હતો. અહો ! તેનું પરોપકારીપણું ? અને અહો ! તેના પોતાના જીવિતનું નિરપેક્ષપણું ? " તે સાંભળીને–" આ સામાન્ય મનુષ્ય નથી, કે જે હજુ સુધી ઉપકારનું સ્મરણ કરે છે. " એમ વિચારતાં રાજપુત્રે કહ્યું કે–" હે ભદ્ર ! તે તારો ઉપકાર કરનાર કોણ હતો ? " ત્યારે કુલપુત્રે કહ્યું–" હે મહાભાગ્યવાન ! તે મહાત્માએ પ્રેમ ( વિનય ) સહિત અનેક પ્રકારે પૂછ્યા છતાં પણ પોતાનું સ્વરૂપ કહ્યું નહીં. માત્ર અત્યંત

આગ્રહ કર્યો ત્યારે મૌનનું આલંબન કરીને રહ્યો હતો." ત્યારે રાજપુત્રે વિચાર્યું કે- "હજુ પણ કાંઇક શુભ કર્મનો લેશ છે, કે જેથી આ મને ઓળખતો નથી."

આ અવસરે ગામની બહાર જયઢક્કાના નિનાદ સહિત ગંભીર ભેરીના ભાંકાર શબ્દવડે ભયંકર ભંભા, મુકુંદ, મર્દલ અને મોટી ઝલ્લરી ( ઝાલરના ) ઝંકારવાળા ચાર પ્રકારના વાજિંત્ર વાગવા લાગ્યા. તે વખતે "આ શું ? આ શું ?" એમ બોલતા ગામના માણસો અને કુલપુત્ર તેની સન્મુખ દોડ્યા. તે જ વખતે ચાર પ્રકારનું સૈન્ય ત્યાં પ્રાપ્ત થયું. તે વખતે સેનાપતિએ ગામના જનોને પૂછયું કે-"હે લોકો ! શું તમારા ગામમાં આવા સ્વરૂપવાળો પુરુષ નથી આવ્યો ?" તે સાંભળીને જેટલામાં ગામના લોકો કાંઇ પણ બોલ્યા નહીં, તેટલામાં કુલપુત્રે કહ્યું કે-"તમે જેવા પુરુષને પૂછો છો, તેવો પુરુષ આવી રીતે અમારા ઘેર આવ્યો છે અને રહ્યો છે." તે સાંભળીને તુષ્ટમાન થયેલા સેનાપતિએ તેને પોતાના શરીરના સર્વ અલંકારો આપ્યા. પછી સર્વે ગામમાં પેઠા. જયમંગળ રાજાને ત્યાં જોયો. હર્ષથી વિકસ્વર નેત્રવાળા સેનાપતિ વિગેરે પ્રધાન લોકો તેને નમ્યા, અને સર્વે યોગ્ય સ્થાને બેઠા. તે જોઇ વિસ્મય પામેલો રાજા પૂછવા લાગ્યો કે-"અહો ! હું અહીં આવ્યો છું અને અહીં રહ્યો છું, તે તમે શી રીતે જાણ્યું ?" ત્યારે તેઓ બોલ્યા કે—"હે દેવ ! તમે સાંભળો. તમે મધ્ય રાત્રિને સમયે સહાય વિનાના જ ( એકલા જ ) જયશેખર રાજપુત્રને જોવા માટે સપત્ની માતાને ઘેર ગયા, ત્યારપછી તમે ક્યાં ગયા ? અને ક્યાં રહ્યા ? તે કોઇએ કાંઇપણ જાણ્યું નહીં. માત્ર અતિ આગ્રહથી પૂછેલી. તમારી સપત્ની માતાએ માત્ર આટલું જ કહ્યું કે—'કુમાર( જયશેખર )નું પ્રતિજાગરણ કરીને તત્કાળ દેવ ( રાજા ) મારા ઘરમાંથી નીકળીને ગયો છે, ત્યારપછી હું કાંઇપણ જાણતી નથી.' તે સાંભળી સ્કંધાવાર ( સૈન્ય )ના લોકો અત્યંત વ્યાકુળ થયા. સર્વ ઠેકાણે નિપુણતાથી તમને જોવા ( શોધવા ) લાગ્યા, પરંતુ તમારું એક પગલું માત્ર પણ જોયું નહીં. તેથી તે દિવસે બાળકોને પાન ભોજનનો ત્યાગ કર્યો. અંતઃપુર મરણ માટે તૈયાર થયું. કૃપા રહિત લોકો ખડ્ગ ઊંચા કરીને પોતાના આત્માને હણવા લાગ્યા. તેઓને મહાકષ્ટથી નિષેધ કર્યો. કેટલીક વેળા ગઇ. શોકના વેગથી ઝરતા અશ્રુજળવડે વ્યાપ્ત નેત્રવાળા પ્રધાન લોકો જાણે પાતાળમાં પ્રવેશ કરવાને ઇચ્છતા હોય તેમ નીચું મુખ કરીને રહ્યા. આ પ્રમાણે સર્વ સૈન્ય અતિ દુઃખને પામ્યું તે વખતે ચૂડામણિ શાસ્ત્રના પરમાર્થને જાણનાર એક પુરુષ ત્યાં આવ્યો. તેને દાન અને માન આપવાપૂર્વક અમે પૂછયું કે—"અમારા દેવ ( રાજા ) ક્યાં વર્તે છે ?" ત્યારે તેણે પ્રશ્નના અક્ષરને અનુસારે વિષના મૂળવાળો ( વિષથી આરંભીને ) નદીમાં પ્રવેશ અને ગંભીરક નામના ગામમાં પ્રવેશ સુધીનો સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભળીને અમે તેની વિશેષ પૂજા કરીને તત્કાળ પવન કરતાં પણ વધારે વેગવાળા અશ્વાદિક વાહનવડે પ્રયાણ કર્યું, અને વિલંબ રહિત ગતિવડે આ ગામમાં પ્રાપ્ત થયા, અને પૂર્વના

કરેલા સુકૃતના સમૂહના વશથી અમે તમને જોયા તેથી હવે પ્રસન્ન થાઓ, અને આ અશ્વરત્ન ઉપર ચડો." તે વખતે તેઓના અત્યંત આગ્રહના વશથી વસ્ત્રાદિકવડે તે કુલપુત્રની પૂજા કરીને રાજા અશ્વ ઉપર ચડ્યો, અને શીઘ્ર શીઘ્ર જતો સ્કંધાવારને (સૈન્ય) પામ્યો. ત્યાં વધામણી થઇ, સપત્નીની માતા નાશી ગઇ. કાર્યના તત્ત્વને નહીં જાણતો જયશેખર ત્યાં જ રહ્યો. રાજાએ તેને જરા પણ ભય બતાવ્યો નહીં, અને સપત્નીની માતાનો દુષ્ટ વિલાસ નિશ્ચય કરીને તેણે વિચાર્યું, કે—

જેઓએ સર્વ સંગનો દૂરથી ત્યાગ કરીને સર્વ ઈચ્છિત વસ્તુને સાધવાના કારણરૂપ સુસાધુની દીક્ષા ગ્રહણ કરી હોય, તે સત્પુરુષો જ ધન્ય છે. તે પાપણીએ કાંઈ પણ કારણ વિના મને આવા અનર્થમાં કેમ નાંખ્યો હશે ? જો હું તે રીતે પંચ નમસ્કાર વિના મરણ પામ્યો હોત, તો મારી કઇ ગતિ થાત ? માટે હે પાપી જીવ ! હજી પણ તું રાજ્યને વિષે રાગી થાય છે, અને વિષયના સુખને ઈચ્છે છે, પરંતુ આવા પ્રકારના દુ:ખના સમૂહ આવી પડવાથી સંસારનું વિરસપણું જોતો નથી. મહાસત્ત્વવાળા તે સનત્કુમારાદિક પુણ્યશાળીઓને ધન્ય છે, કે જેઓએ તૃણની જેમ રાજ્ય અને દેશ વિગેરે સર્વનો ત્યાગ કર્યો હતો. અજ્ઞાની માણસો આપત્તિમાં પડે છે, તેમાં શું કહેવા લાયક છે ? પરંતુ જાણનારા માણસો પણ આત્માને ચેતવણી આપતા નથી, એ મોટું આશ્ચર્ય છે." આ પ્રમાણે વિચાર કરવાથી તે રાજાનું મન વૈરાગ્ય માર્ગમાં લાગ્યું. તે વખતે પ્રતિહારે તેને વિનંતિ કરી કે–"હે દેવ ! સંસારરૂપી સમુદ્રમાં પડેલા પ્રાણીઓને તારવામાં વહાણ જેવા ભગવાન (પૂજ્ય) **સમંતભદ્રસૂરિ** મહારાજ સહસ્રાગ્રવનને વિષે સમવસર્યા છે (પધાર્યા છે)." તે સાંભળીને તેને પારિતોષિક અપાવીને તે રાજા સૂરિમહારાજની પાસે ગયો. ત્યાં મોટી ભક્તિથી વાંદીને પૃથ્વીપીઠ ઉપર બેઠો. ત્યારે સૂરિએ તેને આશીર્વાદ આપીને કહ્યું કે–"હે મોટા રાજા ! સંસારરૂપી કૂવામાં પડેલા પ્રાણીઓને હસ્તનું અવલંબન આપનાર જેવા દેવપૂજાદિક ધર્મના ગુણો શું સમ્યક્ પ્રકારે નિર્વાહ પામે છે ? ધન, ભવન, સ્વજન અને શરીર સંબંધી અનિત્યતા તારા મનમાં કાંઇપણ સ્ફુરાયમાન થાય છે ? કે જેનાથી સમગ્ર ભવરૂપી રોગ નાશ પામે. અપૂર્વ અપૂર્વ (નવા નવા) ગુણને ઉપાર્જન કરવામાં શું તારી મતિ કાંઈક પણ પ્રવર્તે છે ? કે જેના પ્રભાવથી ઘરવાસની વાસના અવશ્ય તૂટી જાય." ત્યારે રાજાએ કહ્યું કે–"પાપરૂપી પંકમાં ખુંચેલા, વિષયોમાં લુબ્ધ થયેલા, ધર્મચિંતનાદિકમાં મુગ્ધ થયેલા મારી જેવા ભવાભિનંદીને આવા પ્રકારની પ્રવૃત્તિ કેમ સંભવે ? માટે હે ભગવાન ! ધર્મોપદેશ આપવાવડે મારા ઉપર પ્રસાદ કરો." ત્યારે ગુરુએ વિલંબ રહિત સર્વ વાંછિતને આપનાર અને મુખ્યપણે મોક્ષરૂપી મહાફળને આપનાર સુસાધુધર્મ મોટા વિસ્તારથી તેને કહ્યો. વિષય અને કષાય વિગેરેને વિષે નિરંતર આસક્ત થયેલા પ્રાણીઓને ભવભ્રમણરૂપી ભયંકર દુ:ખના સમૂહવડે ઘણો ક્ષોભ પણ પ્રાપ્ત થાય એમ કહ્યું. તથા પ્રમાદરૂપી દુર્વિલાસથી ઉત્પન્ન થતું અને અત્યંત અનર્થના સમૂહના સંસ્તવથી મોટા દુ:ખવાળું અનંત દુ:સ્થિતિપણું

પણ દેખાડયું. ઈત્યાદિ કોઈપણ પ્રકારે તે મુનીશ્વરે તે રાજાને એવી રીતે ઉપદેશ આપ્યો, કે જેથી તેનું મન સંસારથી વૈરાગ્ય પામ્યું અને તેથી શીઘ્રપણે દીક્ષા ગ્રહણ કરવાની ઇચ્છા થઇ. પછી ગુરુને વાંદીને તે સ્કંધાવારમાં ( સૈન્યમાં ) ગયો, મંત્રી અને સામંત વિગેરેને બોલાવ્યા. તે સર્વની સમક્ષ જયશેખરને રાજ્યસ્થાને સ્થાપન કર્યો. તેને કોશ ( ખજાનો ), કોઠાર, હાથી અને અશ્વ વિગેરે સર્વ પરિગ્રહ આપ્યો. પછી સર્વ લોકોને ખમાવ્યા અને દીન, અનાથાદિકને મનવાંછિત દાન આપ્યું. પછી શુભ દિવસે શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે સમંતભદ્રસૂરિની પાસે તે જયમંગળ રાજાએ દીક્ષા ગ્રહણ કરી. મતિના પ્રકર્ષના અત્યંત નિર્મળપણાએ કરીને થોડા પર્યાયવડે પણ તેણે અંગ ઉપાંગ આદિ શાસ્ત્રનો અભ્યાસ કર્યો, તથા વિવિધ પ્રકારની તપશ્ચર્યામાં તત્પર અને ગુરુકુળને વિષે નિશ્ચયપણે લીન તે ગામ નગરાદિકને વિષે અપ્રતિબદ્ધ વિહારવડે વિચરવા લાગ્યો. અને ક્રમે કરીને કેટલાક સાધુ સહિત ગર્જનપુરમાં ગયો, ચંપક નામના ઉદ્યાનમાં નિવાસ કર્યો. કુવલયચંદ્ર રાજાએ તેને આવેલા જાણ્યા, તેથી સમગ્ર નગરના પ્રધાન, રાજેશ્વર, શ્રેષ્ઠી અને સેનાપતિ વિગેરે સહિત તેના વંદન માટે આવ્યો. વિધિ પ્રમાણે વંદન કરીને હર્ષના સમૂહથી અત્યંત ઉછળતા મોટા રોમાંચવાળો તે પૃથ્વીપીઠ ઉપર બેઠો. અને પછી પોતાના કપાળતલ ઉપર બે હાથ જોડીને ઉપાલંભ ( ઠપકા ) સહિત વિનંતિ કરવા લાગ્યો—

"હે ભગવાન ! શું તમને આ યોગ્ય છે ? કે મને ત્યાગ કરીને તથા પ્રવજ્યા અંગીકાર કરીને આ પ્રમાણે તમે વિચરવા લાગ્યા ? જો તમે મને પહેલાં કહ્યું હોત, તો સાથે જ સાધુની દીક્ષા ગ્રહણ કરીને સુગુરુની પાસે રહીને નિર્મળ ધર્મ કરત. હમણાં તમે તે સર્વને અન્યથા કરીને પ્રવર્ત્યા છો, તેથી અનાથ થયેલા અમે હવે કોને શરણે જઇએ ? હા ! ધિક્કાર છે કે હજુ પણ મારે મોટું ચારિત્રાવરણ કર્મ છે, કે જેથી તમારી સાથે કોઇ પણ પ્રકારે આવી જાતનો વિયોગ પ્રાપ્ત થયો. હે ભગવાન ! ઘણું કહેવાથી શું ? મને મૂકીને પાપરૂપી પર્વતને કાપવામાં વજ્ર સમાન પ્રવજ્યા આપ્યા વિના તમે જશો નહીં." તે સાંભળીને જયમંગળ રાજર્ષિએ કહ્યું કે–"હે મહાનુભાવ ! આમાં મારો શો અપરાધ છે ? પૂર્વે કરેલા કર્મરૂપી યંત્રવડે આમ તેમ ફેંકાતા જંતુઓને પોતાને આધીન શું છે ? કે જેથી મનવાંછિત અર્થને વિષે નિર્વિઘ્નપણે પ્રવર્તે ? તેથી કરીને હવે તું ઉદ્યમ કર. આ કાર્યને માટે જ ગુરુએ આજ્ઞા આપેલા અમે અહીં આવ્યા છીએ." તે સાંભળીને "સારી રીતે મારો નિસ્તાર કર્યો" એમ બોલતો રાજા તેને વાંદીને પોતાને ઘેર ગયો. ત્યાં જમાલિ નામના મોટા પુત્રને રાજ્ય સોંપીને તે કાળને ઉચિત સર્વ કાર્ય કરીને જયમંગળ મુનિની પાસે તેણે પ્રવજ્યા ગ્રહણ કરી. પછી પડિલેહણા, પ્રમાર્જના વિગેરે વિશેષ પ્રકારની ક્રિયાનો અભ્યાસ કર્યો, તથા ઇચ્છા, મિચ્છા વિગેરે સમાચારીના આચારનો અભ્યાસ કર્યો, અને સૂત્રનો પણ અભ્યાસ કર્યો. અત્યંત સમાધિને વિષે મનવાળો અમૃતના મોટા સાગરમાં જાણે ડુબ્યો હોય અને જાણે મોક્ષને

પામ્યો હોય તેમ સમથ કલ્યાણે કરીને સહિત પોતાના આત્માને માનતો તે નિર્દોષ ચારિત્રનું પાલન કરવા પ્રવર્ત્યો. પછી એક દિવસ તે બન્ને રાજર્ષિ વિહાર કરતા કરતા હસ્તિનાપુરમાં આવ્યા. ત્યાં વેદનીય કર્મના ઉદયના વશથી કુવલયચંદ્ર રાજર્ષિને એકી કાળે જ જ્વરાદિક રોગો ઉત્પન્ન થયા. તે રોગોએ તેના શરીરરૂપી અસ્થિપિંજરને સાર રહિત કર્યું. આવશ્યકાદિક નિત્ય કર્મ કરવામાં અસમર્થ થયો. સૂત્રનું પરિવર્તન વિગેરે કરવાના વ્યાપારમાં અસમર્થપણાને પામ્યો. તે વખતે તેણે વિચાર કર્યો કે—" સંયમ યોગની વૃદ્ધિને માટે આ શરીરનું પાલન કરાય છે. તેનો અભાવ થવાથી વિલય પામેલા આ શરીરનો ઉપચાર કરવાથી શું ફળ પ્રાપ્ત થાય ? તેમાં પણ સંદેહ વિના જ સંભવતા ઘણા રોગના સમૂહવાળું, ક્ષણભંગુર અને અસાર આ શરીર ધર્મના કાર્ય માટે પોષણ કરાય છે, પણ જો તેનાથી ધર્મરૂપી અર્થ પણ સધાતો હોય, તો શાસ્ત્રમાં કહેલા વિધિપૂર્વક તેનો ત્યાગ કરવો યોગ્ય છે. તેથી હવે મારે તે જ કરવું યોગ્ય છે. " આ પ્રમાણે નિશ્ચય કરીને તેણે જયમંગળ મુનિપતિને કહ્યું. ત્યારે તેણે પણ તેની ઇચ્છાનો નિશ્ચય જાણીને તે અંગીકાર કર્યું. પછી સારા મુહૂર્તને વિષે સંઘની સમક્ષ દેવ વાંદીને ચતુર્વિધ આહારના વિષયવાળું પ્રત્યાખ્યાન ગ્રહણ કર્યું. ચંદ્રાવેધ્યક વિગેરે શાસ્ત્રોની અનુપ્રેક્ષા ( પરાવર્તન ) કરવાના મનવાળો અને સારી રીતે સાંભળતો તે મહાત્મા કેટલોક કાળ ઉલ્લંઘન કરીને અવસાન સમયને પામ્યો, તેથી નિરંતર પંચ નવકારનું સ્મરણ કરતો તે મરણ પામીને અચ્યુત કલ્પને વિષે દેવ થયો. જળમંગળ સાધુ પણ તે જ દિવસથી ચિત્તમાં મોટા ભવભયને વિચારીને વિશેષે કરીને ઉલ્લસિત સંવેગવાળો થયો. તેથી વિશેષે કરીને છઠ્ઠ અઠ્ઠમ વિગેરે ઉગ્ર તપશ્ચર્યા કરીને રાત્રિએ એકાંતમાં દુષ્કર પ્રતિમાને ધારણ કરવા લાગ્યો.

તેવામાં તે સપત્ની માતા પોતાના દુશ્ચરિતરૂપી વજ્રાશનિવડે હણાયેલી પુત્રનું મન સ્નેહ રહિત જાણીને ભયથી સંભ્રાંત થઇને પલાયન કરી ગઇ, અને ક્ષુધા પિપાસા વિગેરેવડે શરીરની ગ્લાનિ પામીને કોઇપણ પ્રકારે આશ્રમપદને પ્રાપ્ત થઇ. ત્યાં તાપસોએ તેણીને જોઇ, અને કંદ, મૂળ, ફળ વિગેરે આહાર આપીને તેનો ઉપચાર કર્યો. ત્યારે વૈરાગ્યને પામેલી તેણે તાપસીનું વ્રત ગ્રહણ કર્યું. હંમેશાં કંદમૂલાદિકવડે શરીરનો નિર્વાહ કરતી તેણીને એક દિવસે વિસૂચિકાનો વ્યાધિ થયો. તે રોગનું નિવર્તન નહીં થવાથી અને આયુષ્ય સંપૂર્ણ થવાથી તે મરણ પામી, અને વ્યંતરીપણે ઉત્પન્ન થઇ. તે વખતે તે કારણ રહિત વૈરપણાએ કરીને જયમંગલને આશ્રીને પ્રદ્વેષને કરતી, વિભંગ જ્ઞાનવડે પ્રતિમાને ધારણ કરતા તે મુનિના સ્વરૂપને જાણીને " આજે હું મારું વેર વાળું " એમ વિચારીને મોટા વેગવડે આવીને કાયોત્સર્ગે રહેલા તે રાજર્ષિને ઉપસર્ગો કરવા લાગી. અટ્ટહાસવડે ભયંકર સેંકડો વેતાલ, ઉત્તાલ અને રાક્ષસીવડે, હિમના કણીયાવડે ભયંકર અને દુઃસહ પ્રચંડ વાયુના સમૂહવડે, વિકટ ફણાએ કરીને ભયંકર સર્પોએ મૂકેલા મોટા ફુંફાડારૂપ ભયંકર શબ્દવડે, તથા દાઢાના સમૂહવડે ભયંકર હરણ અને સિંહના

તીક્ષ્ણ નખોવડે તેને આખી રાત્રિ ઉપસર્ગ કર્યો, તો પણ સારી રીતે આધ્યાત્મિક આત્માવાળા તે જયમંગળ મુનિ જરા પણ ધર્મધ્યાનથી ચલાયમાન થયા નહીં. તો પણ કારણ વિના જ વૈરવાળી અને પાપ પ્રકૃતિવાળી તેણીએ તે મહાત્માને સમુદ્રની મધ્યે નાંખવાનો પ્રારંભ કર્યો. આ અવસરે અવધિજ્ઞાનના બળથી જયમંગળ મુનિનો વ્યતિકર જાણીને કુવલયચંદ્ર દેવ અચ્યુત કલ્પથી મનને જીતનારા મોટા વેગવડે તેની પાસે આવ્યો. ત્યાં મોટા કોપના સંરંભથી ઉગ્ર અને દુષ્ટ ચેષ્ટાવાળી તે વ્યંતરીને કાઢી મૂકીને ત્રણ પ્રદક્ષિણા કરવાપૂર્વક હર્ષ સહિત મુનિના ચરણકમળને વિષે પડ્યો. સાધુ પણ સૂર્યમંડલ ઉદય પામે સતે, પ્રચંડ અંધકારનો મોટો સમૂહ નાશ પામે સતે અને દિશાનો સમૂહ પ્રગટ થયે સતે કાયોત્સર્ગને પારીને ઉચિત સ્થાને બેઠા. ત્યારે ફરીથી તે દેવે તેને વંદના કરી. ત્યારે સાધુએ તેને પૂછ્યું કે–" હે ભદ્ર ! તું કોણ છે ? અથવા તેં આ બિચારીને કેમ કાઢી મૂકી ? પૂર્વે મેં કરેલા દુષ્કૃતને ખપાવવામાં તે ખરેખર સહાય કરનારી છે તેથી પરમાર્થથી તો તે સન્માન કરવાનું જ સ્થાન છે. " ત્યારે તે દેવે કહ્યું કે–" હા, એમજ છે, પરંતુ ઉત્તમ ચારિત્રવડે ત્રણ ભુવનને પવિત્ર કરનારા અને શત્રુ મિત્રને સમાન ગણનારા તમારી જેવાને આવા પ્રકારના ઉપસર્ગોનો સમૂહ કરવાથી તે બિચારી દુરંત સંસારરૂપી અરણ્યના ભયંકર, મોટા અને તીક્ષ્ણ દુઃખોનું સ્થાનરૂપ ન થાઓ એમ ધારીને મેં તેણીને કાઢી મૂકી છે, પરંતુ તેણીના કરેલા ઉપસર્ગોવડે દુઃખી થતા તમારા મનને સારું ( શાંત ) કરવા માટે કાઢી મૂકી નથી. " ત્યારે ભગવાને કહ્યું કે–" ભલે એમ હો, પરંતુ તમે કયા દેવલોકમાં વાસ કરનાર છો ? અને તમારું નામ શું છે ? તે તમે કહો. આ બાબત મને મોટું કૌતુક છે. " ત્યારે તે દેવે પોતાનો સર્વ પૂર્વ વૃત્તાંત કહ્યો; ત્યારપછી તે કુવલયચંદ્ર દેવ એક ક્ષણવાર ભગવાનની પર્યુપાસના ( સેવા ) કરીને, નાટ્યવિધિ દેખાડીને ચલાયમાન મણિ કુંડલવાળો સ્વર્ગની સન્મુખ મરકતમણિના થાળ જેવા શ્યામ આકાશતળમાં ઉપડ્યો. સાધુ પણ ક્રમે કરીને અંતને પામેલા આયુષ્યને જાણીને સંમેત્ત પર્વતના શિખર ઉપર ચડ્યા. ત્યાં ભક્ત પ્રત્યાખ્યાન કરીને, મરણ પામીને જયંત વિમાનમાં એકત્રીશ સાગરોપમના આયુષ્યવાળા દેવ તરીકે ઉત્પન્ન થયા. ત્યાં મોટા સુખના સમૂહને અનુભવીને, ત્યાંથી ચવીને આ જ જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે દક્ષિણ ભરતાર્ધ ક્ષેત્રમાં **ક્ષેમપુરી** નામની નગરીમાં **ધનંજય** નામના સામંતની **લીલાવતી** નામની ભાર્યાના ગર્ભમાં શુભ સ્વપ્નથી સૂચવેલ પુત્રપણે ઉત્પન્ન થયો અને ઉચિત સમયે પ્રસવ્યો. તે વખતે વધામણી થઈ. પછી બાર દિવસ ગયા ત્યારે તેનું **શુભદત્ત** નામ પાડયું. પૂર્વજન્મમાં જ્ઞાનની આરાધનાના ફલવડે નિર્મલ બુદ્ધિનો પ્રકર્ષ ઉત્પન્ન થવાથી થોડા કાળમાં જ સમગ્ર કળાઓનો સમૂહ તેણે પ્રાપ્ત કર્યો. અનુક્રમે બાલ્યાવસ્થાનું ઉલ્લંઘન કરીને યુવાવસ્થાને પામ્યો. ઇચ્છતા નહીં છતાં પણ મોટા કષ્ટે કરીને દારા( સ્ત્રી )નો સંગ્રહ



કરાવ્યો. (પરણાવ્યો) અને **સંભૂત** મુનિની પાસે તેણે ગૃહીધર્મ અંગીકાર કર્યો. તે ધર્મનું આરાધન કરવામાં તત્પર રહેલા તેના કેટલાક લાંબા વર્ષો ગયા. ત્યારપછી તેના માતાપિતા પરલોક પામ્યા ત્યારે તે તેના વિરહના અત્યંત દુઃખવડે દુભાયો, તેથી ભવનને પ્રેતના વન જેવું, બંધુજનોને કેદખાનાના બંધન જેવા, પ્રત્યક્ષ રોગની જેમ પ્રિયાના સંગને અને સર્પના શરીર જેવા ભોગોપભોગને માનતો અને મનોહર ગીત-નૃત્યાદિકને વિષે રતિને નહીં પામતો, કેટલાક સમાન વયના મિત્રોવડે પરિવરેલો તે કોઈને વૃત્તાંત કહ્યા વિના જ પોતાની નગરીમાંથી બહાર નીકળ્યો. આશ્રમપદની પાસે આવતા તેણે કેવલજ્ઞાનનો મહિમા કરવા આવેલા દેવોના દુંદુભિના શબ્દને સાંભળીને તથા પાંચ વર્ણવાળા રત્નના વિમાનની શ્રેણિની પરંપરાવડે આચ્છાદન કરેલા આકાશતળને જોઈને "આ શું છે?" એમ તે આશ્ચર્ય પામ્યો. પછી દેવના મુખથી પરમાર્થને જાણીને તે અહીં આવ્યો, અને સંસારનો વૈરાગ્ય થવાથી તેણે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. પૂર્વના નિર્મળ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનરૂપી નેત્રપણાએ કરીને આ પ્રમાણે વિલંબ વિના જ ચૌદ પૂર્વ તેણે રચ્યા, તેથી તે મહાત્મા પહેલા ગણધરની લક્ષ્મીનું પાત્ર થયા છે."

આ પ્રમાણે પહેલા ગણધરનું કહેવા લાયક વૃત્તાંત કહીને પછી ભુવનનાથે બીજા ગણધરનું પૂર્વ વૃત્તાંત કહેવાનો આરંભ કર્યો.

---

## બીજા ગણધરનું પૂર્વભવ વૃત્તાંત.

આ જ જંબૂદ્વીપ નામના દ્વીપમાં ઐરવત ક્ષેત્રને વિષે અનેક વૃત્તાંતના સમૂહનું ભવનરૂપ, સમગ્ર વાંછિત પૂર્ણ કરવાનું સ્થાન અને મોટી સમૃદ્ધિવડે વ્યાપ્ત **શ્વેતપુર** નામનું નગર છે. તેમાં સમગ્ર ક્ષત્રિય કુલના તિલકરૂપ **ક્ષેમપાળ** નામે રાજા છે, તેને વજ્રકરની ભૂમિ જેવી, લોકોને આશ્રય કરવા લાયક **કમળાવતી** નામની ભાર્યા છે. તે બન્નેના ચિરકાળ સુધી રાજ્યલક્ષ્મી અને વિષયસુખ ભોગવતા છતાં ઘણા વર્ષો વીતી ગયા, પરંતુ કદાપિ પુત્ર કે પુત્રી જન્મ્યા નહીં. આ કાર્યને લીધે દુઃખી થયેલા તે બન્ને ઉપાયો ચિંતવવા લાગ્યા, મંત્ર તંત્રને જાણનારાને પૂછવા લાગ્યા, તો પણ મનવાંછિતને પામ્યા નહીં. તે રાજા નિરંતર સીમાડામાં રહેલા **નિર્ભય** નગરના રાજા **દેવસેન**ની સાથે યુદ્ધ કરતો હતો, અને તેના ગામ, નગર વિગેરેને રૂંધીને લૂંટતો હતો. દેવસેન રાજા પણ તેવા પ્રકારના હાથી, અશ્વ વિગેરે સામગ્રીના રહિતપણાએ કરીને તે રાજાની સાથે યુદ્ધ કરવાને અસમર્થ હોવાથી નગરના રોધની રક્ષા કરવા માટે દિવસોને નિર્ગમન કરતો હતો. એક દિવસ મંત્રી વિગેરે ખાનગી મુખ્ય માણસોને મધ્યે રહેલા, ચિત્તમાં અત્યંત ઉદ્વેગ પામેલા તેણે કહ્યું કે-"હે! હે! કાંઇપણ ઉપાય કહો. આ ક્ષેમપાળનો નિગ્રહ શી રીતે કરવો? એના જીવતાં સુધી આપણું અને દેશનું કુશળ સંભવતું નથી." તે સાંભળીને તેઓમાંથી કોઇ પણ જેટલામાં બોલતો નથી, અને રાજા પણ વારંવાર

કુવલયના પત્ર જેવા સ્વચ્છ નેત્રને સભામાં વર્તતા જનો ઉપર નાંખે છે, તેટલામાં દ્રોણ નામના યોધાઓના સમૂહના નાથે (સેનાપતિએ) કહ્યું કે-"હે દેવ! મને આજ્ઞા આપો. છ માસની અંદર હું તેનો નિગ્રહ કરીશ, અથવા મારા આત્માનો નિગ્રહ કરાવીશ." તે સાંભળીને તેના ઉપર સ્નેહવાળી ચક્ષુને નાંખતા રાજાએ તેને આદેશ આપ્યો, કે-"તું કાળના વિલંબ વિના તેવી રીતે કરજે, કે જે રીતે તે નાશ પામે." ત્યારે "દેવની જેવી આજ્ઞા" એમ બોલતો અને રાજાએ પોતાના હાથવડે આપેલા પાનના બીડાવડે વ્યાપ્ત હાથવાળો તે દ્રોણ રાજભવનથી બહાર નીકળ્યો, અને પોતાને ઘેર ગયો. પછી કુટુંબની સ્વસ્થતા કરીને શ્વેતપુર તરફ ચાલ્યો. માર્ગમાં જતા તેને એક કાપાલિક મળ્યો. તેને તે દ્રોણે નમસ્કાર કર્યો, અને પૂછયું કે-"હે ભગવાન! તમે કયાં જવાના છો?" કાપાલિકે કહ્યું કે-"શ્વેતપુરમાં જવું છે." દ્રોણે કહ્યું કે-"હે ભગવાન! ત્યાં શું પ્રયોજન છે?" કાપાલિકે કહ્યું-"તે નગરનો રાજા પુત્ર રહિત છે, તેથી પુત્રની ઉત્પત્તિને માટે તે મંત્ર, તંત્રાદિકને જાણનારા માણસનો ઉપચાર (આદર) કરે છે, એમ મેં સાંભળ્યું છે, અને તે સંબંધી હું કાંઇક પણ દેવગુરુના ચરણકમળના પ્રસાદવડે જાણું છું. તેથી તે શ્વેતપુરના રાજાને હું જોવા (મળવા) ઇચ્છું છું." તે સાંભળીને દ્રોણે વિચાર્યું કે-"આની સેવકવૃત્તિ કરીને આની સાથે જ હું જાઉં તો ઠીક, કેમકે એમ કરવાથી રાજાના દર્શન અને વાંછિત અર્થ(કાર્ય)ની સિદ્ધિ થશે." એમ વિચારીને તે પોતાના મનમાં હર્ષ પામ્યો. પછી વિશેષે કરીને વિનયનો ઉપચાર કરવાપૂર્વક કાપાલિકની સાથે તે જવા લાગ્યો. અત્યંત વિનયથી નમ્ર, સ્નેહવાળા અને સમીપે રહેતા તે દ્રોણને જોઇને કાપાલિક આ પ્રમાણે બોલ્યો કે—

"હે વત્સ! તારું મન કયાં જવાનું છે? અને કયા કારણે જવું છે?" તેણે જવાબ આપ્યો કે-"તમારા દર્શન થવાથી મારાં સર્વ કાર્ય સમાપ્ત થયાં છે, તેથી હે ભગવાન! તમે જ દેવની જેમ અને ગુરુની જેમ સેવવા લાયક છો. સમગ્ર કાર્યરૂપી સાગરને તરવામાં વહાણ સમાન તમે જ છો." કાપાલિકે પૂછયું કે-"હે ભદ્ર! તારા સ્વજનો કોણ છે?" તેણે કહ્યું કે-"તમારાં ચરણરૂપી બે કલ્પવૃક્ષ પ્રસન્ન હોવાથી મારે સર્વ સ્વજનો છે." તેને એકાગ્ર ચિત્તવાળો જાણીને કાપાલિકે પ્રેમ સહિત અંતઃકરણમાં અક્લિષ્ટ ચિત્તવાળા થઇને કહ્યું કે-"હે વત્સ! શંકારહિતપણે તું મારી સાથે ચાલ, કે જેથી હું તારું ઇચ્છિત સિદ્ધ કરીને મારું પોતાનું કાર્ય સાધીને તત્કાળ તારે ઘેર જવાની હું રજા આપીશ." ત્યારે દ્રોણે કહ્યું કે-"હે પ્રભુ! શું તમારે પણ કાંઇ કાર્ય કરવાનું છે? કે જે સાધવાને તમે ઇચ્છો છો?" ત્યારે કાપાલિકે કહ્યું કે-"હે વત્સ! સર્વ આદરપૂર્વક તું પૂછે છે, તેથી તને હું મારું કાર્ય કહું છું, તે તું સાંભળ. પરલોકમાં જતી વખતે અમારા ગુરુએ ઉપદેશના સારભૂત આ પ્રમાણે કહ્યું હતું કે-કૃષ્ણ ચતુર્દશીની રાત્રિએ અક્ષત મૃતક(શબ)ના સાધવાવડે ખૂટે નહીં તેવાં સુવર્ણના કોઠારની પ્રાપ્તિ થવાથી

સર્વ વાંછિતની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, પરંતુ તે સિદ્ધિ ભક્તિમાન અને એકાગ્ર ચિત્તવાળાં સહાયકારક વિના પ્રાપ્ત નહીં થાય. આ પ્રમાણે તેમના કહેવાથી આટલા દિવસ સુધી વિન્યાસ (થાપણ) રહિતપણે જ હું રહ્યો છું, પરંતુ આજે તું પાસે રહેનાર થયો તેથી તે સિદ્ધિ હસ્તકમળમાં પ્રાપ્ત થઈ હોય તેમ જણાય છે." તે સાંભળીને કાર્યના ગંભીર અર્થને વિચાર્યા વિના દ્રોણે કહ્યું કે-"હે ભગવાન! આ મારું જીવિત મેં તમને આપ્યું છે, તેથી જ્યાં તમને રુચે, ત્યાં શંકા રહિતપણે તમે ઉપયોગ કરો." ત્યારે "ભલે એમ હો (બહુ સારું)" એમ બોલતા કાપાલિકે શકુનની ગાંઠ બાંધી. પછી તે બન્ને કુશસ્થલ નામના નગરમાં ગયા. ત્યાં એક જીર્ણ દેવકુલમાં રહ્યા. જેટલામાં કૃષ્ણ ચતુર્દશી પાસે જ આવી ત્યારે કાપાલિકે દ્રોણને કહ્યું કે-"હે વત્સ! તું સ્મશાનમાં જા. અને અક્ષત શરીરવાળા કોઇપણ મૃતકને તું જો, કે જેનાવડે રાત્રિને વિષે કહેલા વિધિ પ્રમાણે તેને સાધીને કૃતાર્થ થઇએ." તે સાંભળીને "ભલે, હું તેમ કરું છું" એમ કહીને જ્યારે સૂર્યમંડળ અસ્તગિરિના શિખર ઉપર પ્રાપ્ત થયું અને કંકુના રસની છટા જેવી સંધ્યાની કાંતિ પ્રસાર પામી ત્યારે દ્રોણ સ્મશાનમાં ગયો. ત્યાં સર્વ પ્રયત્નવડે મૃતકને જોયાં, પરંતુ કહેલા ગુણવાળું એકે જોયું નહીં. ત્યારે મનમાં ખેદ પામતો તે આમતેમ ભ્રમણ કરવા લાગ્યો, તેવામાં એક વટ વૃક્ષની નીચે પડેલા અને મોટા વ્યાધિના વશથી શિથિલ અને લોઠતી હૃદયગ્રંથિની પીડાના આડંબરથી ચેષ્ટા રહિત થયેલા શરીરવાળા મૃતકની જેવા એક પુષ્ટ શરીરવાળા પુરુષને જોઇને હર્ષ પામેલો તે કાપાલિકની પાસે ગયો, અને તેના લાભનો વૃત્તાંત કહ્યો. ત્યારે કાપાલિકે તેની પ્રશંસા કરી. પછી તેના સાધનને માટે સર્વ સામગ્રી તૈયાર કરી, બે પહોર પ્રમાણવાળી રાત્રિ થઈ (મધ્યરાત્રિ થઈ) ત્યારે તે બન્ને ત્યાં ગયા. પછી સ્મશાનના એક ઉચિત સ્થાનમાં કાપાલિકે મંડળ આળેખ્યું. પૂર્વે કહેલું મૃતક ત્યાં અણાવ્યું. તેને સ્નાન કરાવી અને વિલેપન કરીને તે મંડળમાં સ્થાપન કર્યું. તેના જમણા હાથની પાસે યમરાજની જિહ્વા જેવું એક ખડ્ગ મૂક્યું. તે મૃતકના ચરણના તળીયાને મર્દન (તલહટ્ટિ) કરવા દ્રોણને બેસાડ્યો. તેણે સર્વ દિશાઓમાં બળિદાન નાંખ્યું, શકલીકરણ કર્યું, નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ સ્થાપન કરી અને મોટા પ્રબંધવડે મંત્રના સ્મરણનો આરંભ કર્યો.

તે વખતે ચંદનના વિલેપનવડે, શીતળ પવનવડે અને પાદનું મૃક્ષણ (ચોળવું) કરવાવડે વેદનાનો નાશ થવાથી તેવા પ્રકારે કાંઇક ચેતનાને પામેલો અને ચિત્તની શાંતિને પામેલો તે પુરુષ મનમાં ચિંતવવા લાગ્યો કે—"આ શું? મને અહીં કેમ સુવાડ્યો? મારી તલહટ્ટિ કેમ કરે છે? શા કારણથી આ મોટા પ્રબંધવડે ધ્યાનમાં પ્રવર્તે છે? અને કયા કારણ માટે મારા હાથની પાસે ખડ્ગ મૂક્યું છે?" આ પ્રમાણે જોવામાં કાંઇક કંપતા શરીરવાળો તે અત્યંત ગુપ્ત રીતે વિચાર કરે છે તેવામાં તે કાપાલિક વિશેષે કરીને અત્યંત

ધ્યાનમાં લીન થયો. મંત્રના માહાત્મ્યથી વિસ્મય પામેલો દ્રોણ પણ અન્ય વ્યાપારમાં મનની વીરતાવાળો થઇને વિશેષે કરીને તેના પાદયુગ્મનું મર્દન કરવા લાગ્યો. પછી તે પુરુષે પોતાની બુદ્ધિવડે પોતાના વિનાશનો નિશ્ચય કરવાથી અને પોતાના રક્ષણને માટે બીજો કોઇ ઉપાય નહીં જોવાથી ક્રોધ પામીને તે જ ખડ્ગને પોતાના હસ્તતલમાં મજબૂત રીતે ગ્રહણ કરીને, તત્કાળ ઊઠીને તે દ્રોણને ખડ્ગવડે માર્યો. ત્યારે તે પોકાર કરતો પૃથ્વીપીઠ ઉપર પડી ગયો. તેવા પ્રકારના તે શબ્દને સાંભળીને કાપાલિક નાશી ગયો. તે પુરુષ જલદી જલદી તે પ્રદેશથી પાછો ફર્યો. અનુક્રમે રાત્રિ પ્રભાતરૂપ થઇ. સૂર્યમંડળનો ઉદય થયો. કોઇપણ રીતે કાપાલિક ત્યાં આવ્યો અને ખડ્ગના ઘાતથી પરાધીન શરીરવાળા તથા પૃથ્વીતળ ઉપર આળોટતા દ્રોણને જોયો. તે વખતે જોવાવાળા લોકો પણ આવ્યા. અને "આ શું થયું ? આ શું થયું ?" એમ તેઓએ કાપાલિકને પૂછ્યું ત્યારે કપટના સ્વભાવવાળા તેણે કહ્યું–"આ સ્થાનનું કાંઇક પણ અનિષ્ટપણું સંભવે છે." ત્યારે લોકોએ પૂછ્યું કે–"આનો ઉપશમ( શાંતિ ) શી રીતે થાય ?" કાપાલિકે કહ્યું કે–"જો ઘાત પામેલા આના શરીરની આરોગ્યતા થાય તો શાંતિ થાય, પણ મરણવડે શાંતિ નહીં થાય." તે સાંભળીને અકલ્યાણના ભયથી તે લોકો દ્રોણને પોતાને ઘેર લઇ ગયા. ત્યાં ઘાતને બંધાવ્યો, વ્રણ રૂઝાવાનો પ્રયોગ કર્યો અને પથ્ય પળાવ્યું. એ રીતે તેને તૈયાર (સારા) શરીરવાળો કર્યો. તે વખતે વૈરાગ્ય પામેલા તેણે વિચાર કર્યો કે–"આ સત્ય જ કહેવાય છે, કે—

ચંદ્ર જેવા ઉજ્વળ ( નિર્મળ ) હૃદયવડે હર્ષ સહિત કાર્યનો આરંભ અન્યથા ( જુદા ) પ્રકારે ચિંતવાય છે, અને વિધિના વશથી તે અન્યથા પ્રકારે પરિણમે છે. ખરેખર પહેલાં મેં આ પ્રમાણે વિચાર્યું હતું કે–આ કાપાલિકની સાથે જઇને તે રાજાને ચિરકાળ સુધી વિલાસ પમાડીને પછી અવશ્ય તેને હું હણીશ એમ મેં જે વિચાર્યું હતું, તે મારા ઉપર જ હમણાં આવી પડયું. તેથી અરે રે ! ક્રૂર અધ્યવસાય પણ દુરંત છે, તો પછી ચેષ્ટા દુરંત હોય તેમાં શું કહેવું ? તેથી કરીને થોડા જીવિતને માટે જે પરના દ્રોહની બુદ્ધિ કરવી તે મોટું અકલ્યાણ ( પાપ ) છે. આવું મેં પહેલાં મારા રાજાની પાસે કેમ અંગીકાર કર્યું. ? સુખને કારણે બીજાનો ઘાત કરવાની બુદ્ધિ પણ કોણ કરે ? કારણ કે પર્વત ઉપર ચડવાની ઇચ્છાવાળો ડાહ્યો પુરુષ પાતાળતળમાં પ્રવેશ ન જ કરે. અર્થનો નાશ થાય તે સારું, અગ્નિમાં પ્રવેશ કરવો તે સારું, પર્વતના શિખર ઉપરથી પડવું તે સારું, સર્પરાજવડે ભયંકર રાફડાની પાસે અવસ્થાન કરવું તે સારું, અતિ દુઃસહ વિષનું ભક્ષણ કરવું તે સારું, શત્રુને ઘેર વસવું તે સારું, તથા અતિ ઉગ્ર કેસરી સિંહના બાળકરૂપી શય્યાને વિષે સૂવું તે પણ સારું છે, પરંતુ પ્રત્યક્ષ અને પરોક્ષ મોટા અનર્થના કારણના સમૂહરૂપ અને ઘણા દુઃખના કારણરૂપ બીજાને મારવાનો સંકલ્પ કરવો પણ સારો નથી. જેઓએ પોતાના આખા જીવિતવ્યવડે બીજાને દુઃખ કર્યું ન

સર્વ વાંછિતની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, પરંતુ તે સિદ્ધિ ભક્તિમાન અને એકાગ્ર ચિત્તવાળા સહાયકારક વિના પ્રાપ્ત નહીં થાય. આ પ્રમાણે તેમના કહેવાથી આટલા દિવસ સુધી વિન્યાસ (થાપણ) રહિતપણે જ હું રહ્યો છું, પરંતુ આજે તું પાસે રહેનાર થયો તેથી તે સિદ્ધિ હસ્તકમળમાં પ્રાપ્ત થઇ હોય તેમ જણાય છે." તે સાંભળીને કાર્યના ગંભીર અર્થને વિચાર્યા વિના દ્રોણે કહ્યું કે-"હે ભગવાન! આ મારું જીવિત મેં તમને આપ્યું છે, તેથી જ્યાં તમને રુચે, ત્યાં શંકા રહિતપણે તમે ઉપયોગ કરો." ત્યારે "ભલે એમ હો (બહુ સારું)" એમ બોલતા કાપાલિકે શકુનની ગાંઠ બાંધી. પછી તે બન્ને **કુશસ્થલ** નામના નગરમાં ગયા. ત્યાં એક જીર્ણ દેવકુલમાં રહ્યા. જેટલામાં કૃષ્ણ ચતુર્દશી પાસે જ આવી ત્યારે કાપાલિકે દ્રોણને કહ્યું કે-"હે વત્સ! તું સ્મશાનમાં જા. અને અક્ષત શરીરવાળા કોઇપણ મૃતકને તું જો, કે જેનાવડે રાત્રિને વિષે કહેલા વિધિ પ્રમાણે તેને સાધીને કૃતાર્થ થઇએ." તે સાંભળીને "ભલે, હું તેમ કરું છું" એમ કહીને જ્યારે સૂર્યમંડળ અસ્તગિરિના શિખર ઉપર પ્રાપ્ત થયું અને કંકુના રસની છટા જેવી સંધ્યાની કાંતિ પ્રસાર પામી ત્યારે દ્રોણ સ્મશાનમાં ગયો. ત્યાં સર્વ પ્રયત્નવડે મૃતકને જોયાં, પરંતુ કહેલા ગુણવાળું એકે જોયું નહીં. ત્યારે મનમાં ખેદ પામતો તે આમતેમ ભ્રમણ કરવા લાગ્યો, તેવામાં એક વટ વૃક્ષની નીચે પડેલા અને મોટા વ્યાધિના વશથી શિથિલ અને લોઠતી હૃદયગ્રંથિની પીડાના આડંબરથી ચેષ્ટા રહિત થયેલા શરીરવાળા મૃતકની જેવા એક પુષ્ટ શરીરવાળા પુરુષને જોઇને હર્ષ પામેલો તે કાપાલિકની પાસે ગયો, અને તેના લાભનો વૃત્તાંત કહ્યો. ત્યારે કાપાલિકે તેની પ્રશંસા કરી. પછી તેના સાધનને માટે સર્વ સામગ્રી તૈયાર કરી, બે પહોર પ્રમાણવાળી રાત્રિ થઇ (મધ્યરાત્રિ થઇ) ત્યારે તે બન્ને ત્યાં ગયા. પછી સ્મશાનના એક ઉચિત સ્થાનમાં કાપાલિકે મંડળ આળેખ્યું. પૂર્વે કહેલું મૃતક ત્યાં અણાવ્યું. તેને સ્નાન કરાવી અને વિલેપન કરીને તે મંડળમાં સ્થાપન કર્યું. તેના જમણા હાથની પાસે યમરાજની જિહ્વા જેવું એક ખડ્ગ મૂક્યું. તે મૃતકના ચરણના તળીયાને મર્દન (તલહટ્ટિ) કરવા દ્રોણને બેસાડ્યો. તેણે સર્વ દિશાઓમાં બળિદાન નાંખ્યું, શકલીકરણ કર્યું, નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ સ્થાપન કરી અને મોટા પ્રબંધવડે મંત્રના સ્મરણનો આરંભ કર્યો.

તે વખતે ચંદનના વિલેપનવડે, શીતળ પવનવડે અને પાદનું મ્રક્ષણ (ચોળવું) કરવાવડે વેદનાનો નાશ થવાથી તેવા પ્રકારે કાંઇક ચેતનાને પામેલો અને ચિત્તની શાંતિને પામેલો તે પુરુષ મનમાં ચિંતવવા લાગ્યો કે—"આ શું? મને અહીં કેમ સુવાડ્યો? મારી તલહટ્ટિ કેમ કરે છે? શા કારણથી આ મોટા પ્રબંધવડે ધ્યાનમાં પ્રવર્તે છે? અને કયા કારણ માટે મારા હાથની પાસે ખડ્ગ મૂક્યું છે?" આ પ્રમાણે જોવામાં કાંઇક કંપતા શરીરવાળો તે અત્યંત ગુપ્ત રીતે વિચાર કરે છે તેવામાં તે કાપાલિક વિશેષે કરીને અત્યંત

ધ્યાનમાં લીન થયો. મંત્રના માહાત્મ્યથી વિસ્મય પામેલો દ્રોણુ પણુ અન્ય વ્યાપારમાં મનની વીરતાવાળો થઇને વિશેષે કરીને તેના પાદયુગ્મનું મર્દન કરવા લાગ્યો. પછી તે પુરુષે પોતાની બુદ્ધિવડે પોતાના વિનાશનો નિશ્ચય કરવાથી અને પોતાના રક્ષણુને માટે બીજો કોઇ ઉપાય નહીં જોવાથી ક્રોધ પામીને તે જ ખડ્ગને પોતાના હસ્તતલમાં મજબૂત રીતે ગ્રહણુ કરીને, તત્કાળ ઊઠીને તે દ્રોણુને ખડ્ગવડે માર્યો. ત્યારે તે પોકાર કરતો પૃથ્વી-પીઠ ઉપર પડી ગયો. તેવા પ્રકારના તે શબ્દને સાંભળીને કાપાલિક નાશી ગયો. તે પુરુષ જલદી જલદી તે પ્રદેશથી પાછો ફર્યો. અનુક્રમે રાત્રિ પ્રભાતરૂપ થઇ. સૂર્યમંડળનો ઉદય થયો. કોઇપણુ રીતે કાપાલિક ત્યાં આવ્યો અને ખડ્ગના ઘાતથી પરાધીન શરીરવાળા તથા પૃથ્વીતળ ઉપર આળોટતા દ્રોણુને જોયો. તે વખતે જોવાવાળા લોકો પણુ આવ્યા. અને "આ શું થયું ? આ શું થયું ?" એમ તેઓએ કાપાલિકને પૂછ્યું ત્યારે કપટના સ્વભાવવાળા તેણે કહ્યું-"આ સ્થાનનું કાંઇક પણુ અનિષ્ટપણું સંભવે છે." ત્યારે લોકોએ પૂછ્યું કે-"આનો ઉપશમ( શાંતિ ) શી રીતે થાય ?" કાપાલિકે કહ્યું કે-"જો ઘાત પામેલા આના શરીરની આરોગ્યતા થાય તો શાંતિ થાય, પણુ મરણુવડે શાંતિ નહીં થાય." તે સાંભળીને અકલ્યાણુના ભયથી તે લોકો દ્રોણુને પોતાને ઘેર લઇ ગયા. ત્યાં ઘાતને બંધાવ્યો, વ્રણુ રૂઝાવાનો પ્રયોગ કર્યો અને પથ્ય પળાવ્યું. એ રીતે તેને તૈયાર (સારા) શરીરવાળો કર્યો. તે વખતે વૈરાગ્ય પામેલા તેણે વિચાર કર્યો કે-"આ સત્ય જ કહેવાય છે, કે—

ચંદ્ર જેવા ઉજ્જવળ ( નિર્મળ ) હૃદયવડે હર્ષ સહિત કાર્યનો આરંભ અન્યથા ( જુદા ) પ્રકારે ચિંતવાય છે, અને વિધિના વશથી તે અન્યથા પ્રકારે પરિણુમે છે. ખરે-ખર પહેલાં મેં આ પ્રમાણે વિચાર્યું હતું કે-આ કાપાલિકની સાથે જઇને તે રાજાને ચિરકાળ સુધી વિલાસ પમાડીને પછી અવશ્ય તેને હું હણીશ એમ મેં જે વિચાર્યું હતું, તે મારા ઉપર જ હમણાં આવી પડયું. તેથી અરે રે ! ક્રૂર અધ્યવસાય પણુ દુરંત છે, તો પછી ચેષ્ટા દુરંત હોય તેમાં શું કહેવું ? તેથી કરીને થોડા જીવિતને માટે જે પરના દ્રોહની બુદ્ધિ કરવી તે મોટું અકલ્યાણુ ( પાપ ) છે. આવું મેં પહેલાં મારા રાજાની પાસે કેમ અંગીકાર કર્યું ? સુખને કારણે બીજાનો ઘાત કરવાની બુદ્ધિ પણુ કોણુ કરે ? કારણુ કે પર્વત ઉપર ચડવાની ઇચ્છાવાળો ડાહ્યો પુરુષ પાતાળતળમાં પ્રવેશ ન જ કરે. અર્થનો નાશ થાય તે સારું, અગ્નિમાં પ્રવેશ કરવો તે સારું, પર્વતના શિખર ઉપરથી પડવું તે સારું, સર્પરાજવડે ભયંકર રાફડાની પાસે અવસ્થાન કરવું તે સારું, અતિ દુઃસહ વિષનું ભક્ષણુ કરવું તે સારું, શત્રુને ઘેર વસવું તે સારું, તથા અતિ ઉગ્ર કેસરી સિંહના ખાળકરૂપી શય્યાને વિષે સૂવું તે પણુ સારું છે; પરંતુ પ્રત્યક્ષ અને પરોક્ષ મોટા અનર્થના કારણુના સમૂહરૂપ અને ઘણા દુઃખના કારણુરૂપ બીજાને મારવાનો સંકલ્પ કરવો પણુ સારો નથી. જેઓએ પોતાના આખા જીવિતવ્યવડે બીજાને દુઃખ કર્યું ન

હોય, તે જ પુરુષો આ જગતમાં ધન્ય છે, અને તેઓએ જ વિજયપત્ર મેળવ્યું છે. બીજાને દુઃખ આપવાથી પોતાને દુઃખ પ્રાપ્ત થાય છે, અને બીજાને સુખ આપવાથી પોતાને સુખ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે લોકોમાં પ્રગટ કહેવત છે, તો પણ મારી જેવા મોહ પામે છે. અરે રે! મોહ કેવો છે? આ પ્રમાણે કાંઇપણ ભલે હો. હવે હું તે ઠેકાણે જ જાઉં, કે જ્યાં મને કોઈ પણ જાણતો (ઓળખતો) ન હોય. અન્ય જન્મમાં પણ પ્રાણીના વધવડે મને લક્ષ્મી પ્રાપ્ત ન થાઓ." આ પ્રમાણે વિચાર કરતાં તેનું મણ ફસાઇ ગયું અને નીરોગ શરીરને પામ્યો. પછી ફરીથી કાપાલિકે તેને શ્વેતપુર તરફ જવાને કહ્યું ત્યારે પૂર્વ કાળના કલુષ(ખરાબ) અભિપ્રાયથી પરાઙ્મુખ (અવળા મુખવાળા) થયેલા તેણે કાપાલિકને કહ્યું કે-"હે ભગવાન! હવે શ્વેતપુર તરફ જવામાં મારું મન વિવૃત થયું છે. ધન ઉપાર્જન કરવાના ઉપાયને હું જરા પણ ઇચ્છતો નથી, તેથી તમે મારા ઇચ્છિત અર્થને કરો (મને રજા આપો.)" તે સાંભળીને "અહો! આ ખેદ પામ્યો હોય તેવો કેમ દેખાય છે? તથા આ ઉપયોગવડે કેમ વાંછિત અર્થની સિદ્ધિ થશે?" એ પ્રમાણે વિચારતા તે કાપાલિકે કહ્યું કે-"હે ભદ્ર! જો શ્વેતપુર પ્રત્યે જવાનો તારો વિચાર ન હોય, તો ભલે તેમ હો; પરંતુ કેટલાક પૃથ્વીભાગ સુધી તું મારી સાથે ચાલ, કે જેથી તારો કાંઇક પણ ઉપકાર કરીને પછી તને રજા આપું." તે સાંભળીને લોભના ઉત્કટપણાને લીધે, વેદનીય કર્મનું કાંઇક ઉદયપણું હોવાથી તથા-પ્રકારના અનર્થનું અવશ્ય થવાપણું હોવાથી, તથા કાપાલિકના દુષ્ટ અભિપ્રાયને નહીં જાણવાથી દ્રોણે તેનું વચન અંગીકાર કર્યું. પછી તે બન્ને એક યોજનપ્રમાણ માર્ગ ગયા. ત્યાં એક ઉદ્યાનમાં ચંડિકા દેવીનું આયતન (દેરું) જોયું. ત્યાં તે બન્નેએ ક્ષણમાત્ર વિશ્રાંતિ લીધી. પછી "વાંછિત પ્રયોજનનો સમય છે" એમ વિચારી કાપાલિકે કહ્યું કે-"હે ભદ્ર! નજીકમાં જે આ મોટા સાલ વૃક્ષને તું જુએ છે, તેની સમીપે ત્રણ હાથ નીચે પાંચ લાખ દીનારનું નિધાન છે, તેને ગ્રહણ કરીને તું તારે ઘેર જા." તે સાંભળી સ્વચ્છ હૃદયપણાને લીધે દ્રોણે તે અંગીકાર કર્યું. પછી તે બન્ને નિધાનના પ્રદેશમાં ગયા. પુષ્પ અને અક્ષત (ચોખા) નાંખવાવડે દિગ્દેવતાનું પૂજન કર્યું. કાપાલિકે ચંડી દેવીનું સ્મરણ કર્યું અને કહ્યું કે-"હે દેવી! આ પુરુષવડે તું બલિદાન અંગીકાર કરજે." પછી બીજાને (દ્રોણને) પૂજીને ખોદવાની આજ્ઞા આપી. ત્યારે આશારૂપી પિશાચીવડે નચાવેલો તે કાષ્ઠના કોદાળાવડે કાંઇક ઓછા ત્રણ હાથ પ્રમાણવાળી પૃથ્વીને ખોદીને "આ કહેવાથી સર્યું" એમ નિશ્ચય કરીને તે દ્રોણ નિધાનના ખાડામાંથી નીકળવા લાગ્યો, ત્યારે કાપાલિકે તેને મારવા માટે ધૂળના સમૂહવડે તેને દાટી દેવાનો આરંભ કર્યો. તે જોઇને "અરે! મેં નિશ્ચે જાણ્યું કે-નિધાનના મિષવડે આ દુષ્ટ કાપાલિકે [illegible]વાનો આરંભ કર્યો." એમ વિચારીને તે દ્રોણે મોટેથી રાડ પાડી. તે વખતે [illegible] દિત્ય નામનો સાર્થવાહ આવ્યો હતો, તેણે "અરે! [illegible]?" [illegible] ખડ્ગને

હાથમાં ધારણ કરનારા પુરુષોને મોકલ્યા. તેમને જોઈને વાંછિત અર્થની સિદ્ધિ રહિત થયેલો તે કાપાલિક નાશી ગયો અને બીજાને (દ્રોણને) તે પુરુષોએ નિધાનના ખાડામાંથી બહાર કાઢ્યો. પછી તે સાર્થે ત્યાં જ નિવાસ કર્યો. પછી સાર્થવાહે તેને પૂછ્યું કે–"હે પુરુષ! મૃત્યુને પ્રબોધ કરવા (જગાડવા) જેવો આ ખાડામાં પ્રવેશ તેં કેમ કર્યો?" ત્યારે દ્રોણે મૃતકનો વૃત્તાંત અને ખાડા પૂરવાનો વૃત્તાંત તેને કહ્યો. તે સાંભળીને સાર્થવાહે કહ્યું કે–"હે મહાયશસ્વી! બન્ને ઠેકાણે તને મારવા માટે જ તે પાખંડી ચંડાળનો આ સર્વ ઉપક્રમ છે, એમ મને સંભવે છે. પ્રાયે કરીને પ્રાણીનો વધ કર્યા વિના આ પાખંડીઓને મંત્રસિદ્ધિ થતી નથી, એમ કહેવાય છે. તેથી હજુ તારું કાંઈક સુકૃત છે, કે જેથી યમરાજાની જેવા કાપાલિકથી તું પાછો ફર્યો." ત્યારે દ્રોણે કહ્યું કે–"હે સાર્થવાહ! એમ જ છે." આ અવસરે ભોજનનો સમય પ્રાપ્ત થયો. દેવગુરુનું સ્મરણ કર્યું, દીન અને અનાથની ચિંતા કરી. પછી દ્રોણની સાથે જ ભોજન કરીને સાર્થવાહ ઉચિત સ્થાને બેઠો. તે વખતે ચાકરે તેને પાન બીડું આપ્યું. તેણે તેના વિભાગ કરીને પાસે રહેલા માણસને (દ્રોણને) આપ્યું. યોગ્ય સમયે સાર્થવાહે દ્રોણને પૂછ્યું કે–"હે ભદ્ર! તું ક્યાં જાય છે? અથવા શું પ્રયોજન છે?" ત્યારે તે દ્રોણે કરવાલના (ખડ્ગના) ઘાતથી આરંભીને સંવેગની પ્રાપ્તિ પર્યંત સર્વ પૂર્વ વૃત્તાંત યથાર્થ (સાચો) કહ્યો. તે સાંભળીને સાર્થવાહે કહ્યું કે–"જો તારે પ્રિયનું કામ હોય તો બીજા જીવને પોતાના જીવિતની જેમ પ્રયત્નથી રક્ષણ કરવા.

આ ભવમાં જે અશુભ થાય છે, જે અનિષ્ટ પણ થાય છે, તથા જે મનને પ્રતિકૂલ થાય છે, તે સર્વ જીવહિંસાથી ઉત્પન્ન થયેલ પાપનો દુર્વિલાસ જાણવો. હે ભદ્ર! હવે પછી તારે સ્વીકાર કરેલના કરવા વિના પોતાના નગરની સન્મુખ જવું યોગ્ય નથી. જો તને નિરાબાધ રુચતું હોય, તો હે ભદ્ર! તું મારી સાથે ચાલ, આપણે દક્ષિણમાં જઇએ. ત્યાં તારો નિર્વાહ થશે." તે સાંભળીને દ્રોણે તેનું વચન અંગીકાર કર્યું. ત્યારપછી ઉંટના સમૂહ ઉપર અને બળદ ઉપર સર્વ ભાંડ મૂકીને તે સાથે **કાંચીપુરી** તરફ ચાલ્યો. ત્યારપછી તેઓ જતા હતા ત્યારે માર્ગમાં કોઈપણ પ્રકારે દિવ્ય યોગે કરીને અટવીની મધ્યે રાજપુર નગરના રાજા સમુદ્રદત્તે દીક્ષા ગ્રહણ કરી હતી, તે પોતાના સાધુસમુદાયથી કોઈપણ રીતે જૂદા પડીને ચાલતા ચાલતા માર્ગમાં તૃષા અને ક્ષુધાથી અત્યંત ખેદ પામ્યા. અને ઘણું સચિત્ત પાણી અને કંદમૂલાદિક છતાં પણ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યા વિના જ પંચ નમસ્કારનું જ સ્મરણ કરતા મૂર્છાવડે બંધ થયેલા નેત્રવાળા તે વટવૃક્ષની નીચે પડી ગયા. તત્કાળ વૃદ્ધિ પામતી દયાવાળા દ્રોણે તેને જોયા, તેથી તરત જ તેના અંગની સંવાહના કરી, અને કોઈક ઠેકાણેથી પાણી લાવીને તેને પાયું. ત્યારે તેના નેત્રકમળ ઉઘડ્યા અને શરીરનો સંતાપ કાંઇક શાંત થયો. તે જ વખતે "હા! હા! જળના જીવોની વિરાધના આજે મારે થઇ" એમ વિચારીને તેણે કહ્યું કે–"હે ભ-

યશસ્વી ! તેં મારો જળનો ઉપચાર કેમ કર્યો ? કેમકે અન્ય જીવના વધવડે પોતાના જીવનું રક્ષણ શાસ્ત્રમાં નિષેધ કર્યું છે આ શરીર અત્યંત રક્ષણ કર્યા છતાં પણ, અત્યંત પાલન કર્યા છતાં પણ અને ઘણા પ્રકારના ઉપચાર કર્યા છતાં પણ વિદ્યુતના ઉદ્યોતની જેમ ચિરકાળ સુધી સ્થિર રહેશે નહીં. આવા પ્રકારના શરીરને માટે અકાર્ય કેમ કરાય ? નિરવદ્ય ( પાપ રહિત ) જીવિતવાળાનું મરણ પણ ઉત્સવરૂપ છે એમ હું માનું છું." આ પ્રમાણે તે મહાત્મા તપસ્વીએ કહ્યું ત્યારે ભક્તિના ભારથી ભરાયેલા મનવાળા દ્રોણે કહ્યું કે–" અહીં જીવની વિરાધના કઇ થઇ ? " ત્યારે મુનિએ કહ્યું કે–" હે ભદ્ર ! જળ પણ એકેંદ્રિય જીવરૂપ કહ્યું છે. તે વર્ણાદિકવડે નિર્જીવ થયું હોય તો મુનિને વાપરવું કલ્પે છે. પૃથ્વીકાય, વાયુકાય, અગ્નિકાય અને વનસ્પતિકાય પણ ઘણા પ્રકારના જીવવાળા જિનેશ્વરોએ કહ્યા છે. હે ભદ્ર ! તે સર્વે એકેંદ્રિય છે. કમીયા, ગંડોલા, શંખ અને છીપલી વિગેરે દ્વીંદ્રિય કહ્યા છે. કીડી, કુંથુ અને મકોડા વિગેરે ત્રીંદ્રિય કહ્યા છે. ભમરા, તીડ અને પતંગ વિગેરે ચતુરિંદ્રિય જાણવા. તથા જળચર, સ્થળચર અને ખેચર એ ઘણા પ્રકારના પંચેંદ્રિય કહ્યા છે. મત્સ્ય, મગર, નક્ર વિગેરે અનેક પ્રકારના જળચર છે, સિંહ, હરણ, વિરૂપ (વરૂ), ગધેડા, અશ્વ અને હાથી વિગેરે સ્થળચર છે. હંસ, ભારંડ અને કાદંબક વિગેરે આકાશતળમાં ચાલનારા (ખેચર) છે. આ પ્રમાણે જગદ્‌ગુરુએ જીવના વિભાગો અસંખ્ય કહ્યા છે. આ સર્વ જીવોનું પોતાના જીવિતની જેમ તપસ્વીએ સદા રક્ષણ કરવાનું છે. અન્યથા અત્યંત દુષ્કર ક્રિયા કર્યા છતાં પણ નિરર્થક જ થાય છે. જો જીવે દયા કર્યા વિના ઘણા કાળ સુધી ચારિત્રનું આચરણ કર્યું હોય, ઘણા શ્રુતનો અભ્યાસ કર્યો હોય, અને ઘણી તપસ્યા કરી હોય, તો તે સર્વ કાસપુષ્પની જેમ નિષ્ફળ છે. જેમ સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ મેરુપર્વત કહેવાય છે, સર્વ નદીમાં શ્રેષ્ઠ ગંગાનદી કહેવાય છે, અને સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ તીર્થંકર કહેવાય છે, તેમ સર્વ ધર્મની ચેષ્ટાને વિષે જીવરક્ષા જ શ્રેષ્ઠ કહેવાય છે. તેથી કરીને ભિક્ષુએ બદ્ધલક્ષ્ય (ઉપયોગવાળા) થઇને તે જીવરક્ષામાં જ ઉદ્યમ કરવાનો છે. આ કારણથી જ મૂર્છાવડે મીંચાયેલા નેત્રવાળા મારા મુખને વિષે સચિત્ત પાણી તેં જે નાંખ્યું, તે મને બાધા (પીડા) કરે છે." આ પ્રમાણે તે મુનિએ જીવનો વિસ્તાર જણાવ્યો ત્યારે તે દ્રોણને મોટા સંવેગનો આવેગ ઉત્પન્ન થયો, તેથી તે કહેવા લાગ્યો. કે–" હે ભગવાન ! જો આવા પ્રકારનો પૃથ્વી, જળ અને અગ્નિ વિગેરે અનેક પ્રકારના જીવનો સમૂહ તમે અવશ્ય રક્ષણ કરવા લાયક કહ્યો, તો નિરંતર પૃથ્વીકાય વિગેરે જીવોના ઘાતમાં પ્રવર્તેલા અમારી જેવા જીવો આ સંસારરૂપી સાગરને શી રીતે તરી શકશે ? " ત્યારે ભગવાને કહ્યું કે–" હે મહાયશસ્વી ! સમ્યગ્દર્શનના સ્વીકારવાપૂર્વક ધર્મના વ્યાપારમાં આસક્ત ચિત્તવાળા પ્રાણીઓને ગાયના પગલાની જેમ સંસારસાગરનું તરવું થોડું જ છે, તેથી જો તું સંસારથી ભય પામતો હોય, અને પૂર્વે કરેલા પાપકર્મના દુષ્ટ વિલાસવડે સંતાપ પામતો હોય, તેમ જ જલદી મોક્ષપદને ઇચ્છતો હોય, તો અર્દેવને વિષે

દેવબુદ્ધિનો, અગુરુને વિષે ગુરુબુદ્ધિનો અને અધર્મને વિષે ધર્મબુદ્ધિનો ત્યાગ કરીને અઢાર દોષથી રહિત જિનેશ્વર જ ગુરુ છે, દશ પ્રકારના ધર્મમાં એકાગ્ર બુદ્ધિવાળા સાધુવર્ગ જ ગુરુ છે, અને સમગ્ર પ્રાણીઓના સમૂહની રક્ષા કરવામાં પ્રધાન અને ક્ષાંતિ સારવાળો જ ધર્મ છે એમ જાણી તે ત્રણેનો અંગીકાર કરીને જીવદયાદિક નિત્યકર્મને વિષે ક્રીડા કર, તેમ કરવાથી તું અપાર સંસારસાગરને તરી જઈશ.

દેવ, મનુષ્ય અને અસુર સહિત આ જગતને વિષે એનાથી બીજો કોઈ પણ નિરવદ્ય ગુણવાળો સંસારને તારનાર પ્રગટ ઉપાય છે જ નહીં. જે કોઈ પણ જીવો કર્મના ક્ષયને કરે છે, કરતા હતા અને કરશે, તે સર્વે આ જ ઉપાયવડે છે, અન્યથા નથી. ચાર ગતિએ કરીને ગહન આ સંસારરૂપી મોટી અટવીરૂપી કડાઈમાં ભમતા (ઉકળતા) જીવોને મનુષ્યપણું વિગેરે સામગ્રી મળવી દુર્લભ છે. મનુષ્ય ક્ષેત્ર, સારી જાતિ, ઉત્તમ કુળ, સારું રૂપ, આરોગ્ય, આયુષ્ય, બુદ્ધિ, પોતાના મનનો નિગ્રહ, શ્રદ્ધા અને સંયમ આ સર્વ અત્યંત દુર્લભ છે. ઘણા કાળથી નહીં પામેલા પણ પોતાના મનનો નિગ્રહ વિગેરેને કોઈ પણ કુશળ કર્મના ઉદયવડે પામીને હવે તેના લાભને માટે તું યત્ન કર આ પ્રાપ્ત થવાથી સર્વ પ્રાપ્ત થયું છે એમ જાણવું, કેમકે આનાથી રહિત જીવોને અનંત ભવમાં ભ્રમણ કહ્યું છે. વિલાસવાળી સ્ત્રી, રાજ્ય અને ધનનો વિસ્તાર કોઈ પણ પ્રકારે પ્રાપ્ત થાય છે, પરંતુ ફરીથી પ્રાપ્ત ન થાય તેવા ક્ષમાદિક ગુણ, સાધુ અને સદ્ધર્મની સામગ્રી પ્રાપ્ત થતી નથી. આ સામગ્રીને પામીને પણ જે જીવ તુચ્છ અને નીરસ સંસારના અર્થમાં આસક્ત થઈને કોઈ પણ પ્રકારે તેને શિથિલ કરે, તો દુઃખરૂપી દાવાનળથી બળતો તે શોક કરે છે. જે પોતાના આત્માનું હિત કરવાના મનવાળો હોય, અને જે જરા પણ દુઃખને ઇચ્છતો ન હોય, તે જીવે સમગ્ર પાપવ્યાપારનો ત્યાગ કરીને આમાં જ અત્યંત ઉદ્યમ કરવો જોઈએ." આ પ્રમાણે એકાગ્ર ચિત્તવાળો દ્રોણ સાંભળીને મુનિના ચરણને નમીને કહેવા લાગ્યો કે-"હે ભગવાન! હવેથી મારે સર્વથા પ્રકારે તમારા ચરણકમળની સેવા જાવજીવ સુધી કરવી યોગ્ય છે, પરંતુ માત્ર કાંઈક કુટુંબની સારવારરૂપી બંધનવડે બંધાયેલ છું, તેથી કેટલાક દિવસ તેની સારસંભાળ કરીને હું સંયમ કરવા (ચારિત્ર લેવા) ઈચ્છું છું." ત્યારે મુનિએ કહ્યું કે-"જો એમ હોય, તો મિથ્યાત્વાદિકનો ત્યાગ કરીને યથાશક્તિ અંગીકાર કરેલા પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતરૂપી કલંક રહિત ગૃહીધર્મને હર્ષ સહિત અંગીકાર કર." તે સાંભળીને "બહુ સારું" એમ કહીને વ્રતાદિકના વિસ્તારવાળા ધર્મકૃત્યને ભાવપૂર્વક સારી રીતે જાણીને જેમ દૌર્ગત્યરૂપી શિલાના સમૂહવડે પીડા પામેલો પ્રાણી રત્નના નિધાનને પામે, તથા મોટા રોગથી પીડાયેલો માણસ જેમ દિવ્ય ઔષધને પામે, તેમ દ્રોણે તે ગૃહીધર્મ પ્રાપ્ત કર્યો. ત્યારથી આરંભીને તે મહાત્મા ત્રણે સંધ્યાએ જિનેશ્વરનું વંદન, પૂજન તથા અણુવ્રતાદિકની ભાવનાને વિષે

બદ્ધ લક્ષ્યવાળો ( તત્પર ) થયો. કેટલાક દિવસને અંતે તે અટવીને ઉલ્લંઘન કરી ત્યારે ભગવાને સાર્થવાહને તથા દ્રોણને કહ્યું કે-"તમારી સહાયવડે હું મોટી આપદાને તરી ગયો છું, હવે હું અહીંથી દ્રવિડ દેશને ઉદ્દેશીને વિહાર કરવા ઇચ્છું છું; તેથી મેં તમારું થોડું પણ કાંઇક અનુચિત કર્યું હોય તેને ખમાવું છું. તથા સમગ્ર વાંછિત અર્થને આપવામાં કલ્પવૃક્ષ જેવા જિનધર્મને વિષે તમારે અત્યંત ઉદ્યમ કરવો." તે સાંભળીને થવાના મુનિચરણના વિયોગરૂપી તીક્ષ્ણ દુઃખરૂપી ભાલાવડે હૃદયમાં વિંધાયેલા હોવાથી નેત્રમાંથી પડતા મોટા અશ્રુજળવડે સીંચાયેલા મુખવાળા તે બન્ને તેના ચરણમાં પડીને કહેવા લાગ્યા, કે-"હે ભગવાન! અમે અજાણપણાને લીધે જે કાંઇ અપરાધ કર્યો હોય, તેને તમે ખમજો ( માફ કરજો. ) તથા ફરીથી પોતાના દર્શનવડે અમારા ઉપર અનુગ્રહ કરજો." ત્યારે "વર્તમાન યોગવડે હું તેમ કરીશ" એમ બોલીને તે રાજર્ષિ દ્રવિડ દેશની સન્મુખ ચાલ્યા. સાર્થ પણ કાંચીપુરના માર્ગે ચાલ્યો. દ્રોણ પણ જાણે ચિંતામણિ રત્ન પ્રાપ્ત થયું હોય એમ પોતાના આત્માને માનતો તથા "આ મહામુનિના ચરણકમળને હું ફરીથી ક્યારે સ્પર્શ કરીશ?" એમ વારંવાર વિચારતો સાર્થને અનુસરીને ચાલ્યો. એ પ્રમાણે કાળના ક્રમે કરીને અલંદ નગરમાં પહોંચ્યા. ત્યાં નગરની બહાર સાર્થે નિવાસ કર્યો. કાંઇક ભાંડનું વિનિવર્તન કર્યું. અને સાર્થવાહે દ્રોણને ઘરના કાર્યને વિષે ક્રયવિક્રયાદિકને વિષે સ્થાપન કર્યો ( નીમ્યો ), તેથી તે હંમેશાં તેવા પ્રકારના કાર્ય કરવાવડે વણિક કળાને વિષે કુશળ થયો કે જેથી બીજા અતિ નિપુણ પુરુષ પણ તેને છેતરી ન શકે. તથા સાર્થવાહે શંકા રહિતપણે તેને સર્વ પ્રયોજનને વિષે પ્રમાણરૂપ કર્યો. એ જ પ્રમાણે દિવસો જવા લાગ્યા અને કાળના ક્રમે કરીને તે સાર્થવાહ કાંચી નગરીમાં ગયો અને યોગ્ય પ્રદેશમાં નિવાસ કર્યો. નગરના લોકો આવ્યા. ત્યારે સર્વ ભાંડ પ્રગટ કર્યા. માણસો તેને ગ્રહણ કરવા લાગ્યા. બીજે કોઇ દિવસે કોઈ એક ધૂર્તે સુવર્ણની વીંટી ઉપર સ્થાપન કરેલ ચોકાશવાળા ભમરાના કકડાવડે શોભતી અને મહા નીલમણિની કાંતિને વહન કરતી પાંચ મુદ્રિકા એકાંતમાં દ્રોણની પાસે મૂકી. તેણે પોતાની બુદ્ધિથી તેની પરીક્ષા કરીને, મોટા નીલમણિ ધારીને પાંચે મુદ્રિકાનું પાંચ હજાર સુવર્ણનું મૂલ્ય કર્યું. ત્યારે કપટના સ્વભાવવાળા તેણે મોટા કષ્ટવડે તે મૂલ્ય અંગીકાર કર્યું. પછી ઘણા લાભની સંભાવના કરતા દ્રોણે પાંચ હજાર સુવર્ણ આપીને તે ધૂર્તને રજા આપી ત્યારે તે શીઘ્ર ગતિએ કરીને અદૃશ્ય થયો. ત્યારે દ્રોણે વિચાર કર્યો કે-"કેમ આ મુદ્રિકાનો વેપારી અહીંથી એકદમ જતો રહ્યો? કાંઇક કારણ હોવું જોઇએ." એમ વિચારીને તે મનમાં કાંઇક શંકા પામ્યો તેટલામાં દિવસ અસ્ત થયો. અને અનુક્રમે જગત અંધકારના સમૂહરૂપી મોટા સમુદ્રમાં ડૂબી ગયા જેવું થયું. તથા—

આકાશતળરૂપી કુડગ વૃક્ષનો શોભતો ઉજ્વળ જાણે પુષ્પનો સમૂહ હોય તેવો સર્વ દિશાઓના ભાગને શોભાવતો તારાનો સમૂહ ઉદય પામ્યો. અંધકારરૂપી શત્રુના મસ્તકને

કાપવાથી નીકળેલા રુધિરવડે લીંપાયેલ જાણે અરુણ (રાતું) ચક્ર હોય, તેવું ચંદ્રમંડળ ઉદય પર્વત ઉપર ચડયું. ચંદ્રના બિંબમાંથી નીકળતો અતિ દીર્ઘ કિરણોનો સમૂહ શ્વેત સર્પની શંકા થવાથી પાછા વળેલા લોચ કરેલા દેડકાના સમૂહની જેમ શોભવા લાગ્યો. પ્રલય કાળના પવનથી ઉછળેલા ક્ષીરસાગરના જળના સમૂહ જેવા ચંદ્રના નિર્મળ કિરણોના સમૂહવડે આકાશનું વિવર પૂરાઇ ગયું. દિશારૂપી વધૂના વક્ષઃસ્થળને વિષે જાણે સ્ફટિક મણિની માળા લટકતી હોય, અથવા મોતીની માળા લટકતી હોય, તેમ ચંદ્રની કાંતિનો સમૂહ શોભવા લાગ્યો. ત્યારપછી કરુણ આક્રંદ કરતા ચક્રવાક પક્ષીના શબ્દવડે જાણે તર્જના કરાયો હોય તેમ રાત્રિનો પતિ (ચંદ્ર) અસ્ત પામ્યો. અને ચક્રવાક પક્ષીના અનુગ્રહને માટે જાણે ઊગતો હોય તેમ સૂર્ય ઉદય પામ્યો. પછી દિશાનો સમૂહ પ્રકાશવાળો થયો ત્યારે દ્રોણે ઊઠીને સાર્થવાહને તે પાંચ મુદ્રિકા દેખાડી. તેણે પણ નીલકાંતિવડે વ્યાપ્ત તેને નિપુણ નેત્રવડે જોઇને કાંઇક શંકા પામીને પોતાના નખના અગ્રભાગવડે તેની ટોચ ઘસી. તેના નિસ્વર શબ્દવડે ભૂંગથી સંભવતું આ મણિમંડળ કૃત્રિમ છે એમ તેણે નિશ્ચય કર્યો. પછી તેણે દ્રોણને કહ્યું કે-"હે ભદ્ર ? કોઇ ધૂર્તે તને છેતર્યો છે." ત્યારે દ્રોણે કહ્યું કે-"કેવી રીતે તમે એવો નિશ્ચય કર્યો ?" ત્યારે સાર્થવાહે એક મુદ્રિકા ઉપરથી લાખનો લેપ દૂર કરી ભૂંગનો કકડો ખુલ્લો કરીને દ્રોણને દેખાડ્યો. તે જોઇને તે લજ્જા પામ્યો, તેની પ્રીતિ નાશ પામી અને સર્વ અંગમાં દાહ ઉત્પન્ન થયો. પછી વિચારવા લાગ્યો કે-"અજાણતો એવો હું સાર્થવાહનું ધન કેમ હારી ગયો ? તે ધન ફરીથી હવે મારે શી રીતે પ્રાપ્ત કરી શકાશે ? તેની પ્રાપ્તિનું કારણ શું હશે ? અથવા હમણાં હું શું કરવા શક્તિમાન છું ? અને તેના ઉપકારના પારને પામીને હું શી રીતે કૃતાર્થ થઇશ ?" એ પ્રમાણે વિચારીને કાંતિ રહિત મુખવાળો તે અશન ખાવાને પણ ઇચ્છતો નહોતો, ત્યારે સાર્થવાહે તેને કહ્યું કે-"તું ચિત્ત રહિત જેવો કેમ દેખાય છે ? ધૂર્તે આપેલી મુદ્રિકાને માટે દ્રવ્યનો ક્ષય થયો તેના દુઃખને શું તું વહન કરે છે ? અથવા બીજા કોઇ કારણના વશથી પરાધીનની જેમ ભમ્યા કરે છે ?" ત્યારે દ્રોણે કહ્યું કે-"હે સાર્થવાહ ! હા. તમારા દ્રવ્યનો જે નાશ થયો તે નિરંતર નષ્ટ શલ્યની જેમ મને પીડા કરે છે." ત્યારે સાર્થવાહે કહ્યું કે-"હે ભદ્ર ! જો એમ હોય તો તારે થોડો પણ ચિત્તનો સંતાપ કરવો નહીં. આમાં તારો શો અપરાધ છે ? કેમકે દ્રવ્ય ઉપાર્જન કરવામાં પ્રવર્તેલા માણસને કદાચિત્ લાભ થાય છે, કદાચિત્ મૂળ ધનની જ પ્રાપ્તિ રહે છે, અને કદાચિત્ સર્વ દ્રવ્યનો પણ નાશ થાય છે. કેમકે કામ અને પ્રમાદ વિગેરે દોષોવડે દ્રવ્યનો વિનાશ થાય છે, તેમાં વેશ્યાના વ્યસનને આશ્રીને અથવા મદ્યપાન અને જુગારના પ્રસંગને આશ્રીને થતો દ્રવ્યનો નાશ અત્યન્ત મનના સંતાપને ઉત્પન્ન કરે છે. તથા વળી દ્રવ્ય અને માહાત્મ્યને ઉત્પન્ન કરવા માટે પ્રવર્તેલા માણસોને કદાચિત્ અનર્થની પ્રાપ્તિ થાય તે સુપ્રસિદ્ધ જ છે.

શું તેં નથી સાંભળ્યું ? કે સમુદ્રનું મથન કરવાથી ઉછળેલા વિષના ગળવા( ખાવા )-વડે શ્રીકંઠ ( શંકર ) તરત જ વિષના દોષથી નીલકંઠ થયો. અથવા આ શું નથી સાંભળ્યું ? કે-લિંગનો છેડો જોવા માટે પાતાલમાં ગયેલા વિષ્ણુનું શરીર કાલાગ્નિના મોટાં દાહવડે કાળું થઇ ગયું. આ પ્રમાણે વિચાર કરીને વ્યાકુળતાને તજી દે, અને પોતાના કાર્યમાં પ્રવૃત્તિ કર; કેમકે શોક કરવાથી શરીર સીદાય છે, પરંતુ કાર્યની સિદ્ધિ થતી નથી. " આ પ્રમાણે સાંભળીને બાહ્ય વૃત્તિથી " બહુ સારું " એમ અંગીકાર કરીને દ્રોણ ગૃહકાર્યનો વિચાર વગેરે કરવામાં પ્રવર્ત્યો. પછી કોઇક દિવસે સાર્થવાહને વાત જણાવ્યા વિના જ, તેવા પ્રકારનું શંબલ( ભાતું ) ગ્રહણ કર્યા વિના અને કોઇને સહાય કર્યા વિના મધ્ય રાત્રિને સમયે તે દ્રોણ નગરીમાંથી બહાર નીકળ્યો. અને ઉત્તરાપથથી સન્મુખ પૂર્વે કહેલા ધૂર્તને જોવા માટે ચાલ્યો. માર્ગમાં ચાલતા તેને એક બ્રાહ્મણ મળ્યો. તેની સાથે ગમન કરવું અને અવસ્થાન કરવું વિગેરેવડે હંમેશાં વર્તતા પરસ્પર સ્નેહ થયો. અનુક્રમે તેઓ શંખપુરમાં ગયા ત્યારે તે બ્રાહ્મણ ગ્લાન થયો ( માંદો પડ્યો ). તે વખતે " સાથે સાથે ચાલનારા આનો ત્યાગ હું કેમ કરું ? " એમ વિચારીને દ્રોણે તેની ઔષધ અને પથ્યાદિકવડે સારસંભાળ કરી, તેથી કેટલાક દિવસે તે સાજો થયો. તે વખતે કારણ રહિત દ્રોણના વાત્સલ્યપણાએ કરીને ખુશી થયેલો બ્રાહ્મણ તેને કહેવા લાગ્યો. કે-" હે દ્રોણ ! તારા સાચી ભાવનાથી પ્રતિચાર કરવાવડે મારું ચિત્ત તારા ઉપર અત્યંત આકર્ષાયું છે, તેથી કાંઇક ઉપકાર કરવાને ઇચ્છું છું, તેથી આ બે મંત્રને તું ગ્રહણ કર. તેમાં એક મંત્ર વિષનો નાશ કરનાર છે અને બીજો જ્વરનો નાશ કરનાર છે. " ત્યારે દ્રોણે તે અંગીકાર કર્યું, અને સારા મુહૂર્તે તે મંત્ર ગ્રહણ કર્યા પછી " સારા સ્થાને આનો ઉપયોગ કરજે " એમ કહીને તે બ્રાહ્મણ મથુરા નગરી તરફ ગયો. દ્રોણ પણ નગર અને આકરાદિકને વિષે તે ધૂર્તને જોતો જોતો ગજપુરમાં ગયો. અને ત્યાં મોટા જ્વરથી ગ્રહણ કરાયેલો રાજાનો પુત્ર ખેદ પામતો હતો. તેની વેદનાથી જીવિતનો ત્યાગ કરવાના મનવાળા તેણે પોતાના પિતાને કહ્યું કે-" હે પિતા ! આ છઠ્ઠો માસ ચાલે છે. જ્વર મને મૂકતો નથી. મારું શરીર ક્ષીણ થયું છે, ભોજનની ઇચ્છા નાશ પામી છે. તેથી જો તમે અનુજ્ઞા આપો તો હું જળપ્રવેશાદિકવડે જીવિતનો ત્યાગ કરું. " રાજાએ કહ્યું-" હે વત્સ ! હવે ફરીથી આ પ્રમાણે તું બોલીશ નહીં. હું તેવી રીતે કરીશ, કે જેથી થોડા દિવસમાં તું નીરોગ થઇશ. " એમ કહીને તેણે નગરમાં આઘોષણા કરાવી, કે-" રાજપુત્રને જે કોઇ જ્વર રહિત કરશે, તેને રાજા મોટો પ્રસાદ આપશે. " આ પ્રમાણે ત્રિક, ચતુષ્ક અને ચૌટા વિગેરેમાં ઉદ્‌ઘોષણા થઇ, ત્યારે કોઇ પણ મંત્રવાદી પ્રાપ્ત થયો નહીં, પરંતુ તત્કાળ જ્વરના નાશનો મંત્ર શીખેલો તે દ્રોણ રાજકુળમાં ગયો. તેણે રાજપુત્રને જોયો. પછી તે જ વખતે મોટા પ્રબંધવડે તેના જ્વરનો નિગ્રહ કર્યો. તેથી તે નીરોગી થયો. રાજા તુષ્યમાન થયો. તેથી તેણે દ્રોણને કહ્યું કે-" જે

તને આપવાનું હોય, તે તું કહે. ત્યારે તેણે મૂળથી આરંભીને ધૂર્તના ઠગવા સુધીનો સર્વ પોતાનો વૃત્તાંત કહ્યો. ત્યારે રાજાએ તેને પાંચ હજાર દીનાર આપ્યા. અને પોતાના સર્વ અંગના આભરણ આપવાવડે તેની પૂજા કરી, તથા સારી સહાય સહિત તેને પોતાને સ્થાને જવાની રજા આપી. ત્યારે નિરંતર પ્રયાણવડે તે દ્રોણ કોલ્લપુરમાં પહોંચ્યો. ત્યાં દેવવંદન કરવા માટે જતા તેણે રાજમાર્ગને વિષે તે પૂર્વે કહેલો ધૂર્ત દેખ્યો. તે ધૂર્ત પ્રવ્રજ્યાને પામેલો, સારા સાધુના વેષને ધારણ કરનાર, ઈર્યાસમિતિવાળો, સારા સાધુની સહાયવાળો અને ભિક્ષાને માટે ગામમાં પેઠેલો દેખ્યો. તે જોઈ મનમાં આશ્ચર્ય પામેલા તેણે પ્રણામ કરીને પૂછ્યું કે-"હે ભગવાન! કાંચીપુરીમાં જેને મેં જોયા હતા, તે જ તમે છો? અથવા સારી ઇચ્છાથી મને છેતર્યો છે?" ત્યારે તે ધૂર્ત મુનિએ કહ્યું કે-"હે ભદ્ર! તે જ હું છું. મારું વૃત્તાંત હું પછી કહીશ. પુષ્પાવતંસક નામના ઉદ્યાનમાં તું મને મળજે, કેમકે ઘણું કહેવાનો આ સમય નથી." તે સાંભળીને "બહુ સારું" એમ કહીને તે દ્રોણ ચૈત્યવંદન માટે ગયો. ત્યાં દેવવંદન કરીને પોતાને સ્થાને ગયો, અને ભોજન કર્યા પછી પુષ્પાવતંસક નામના ઉદ્યાનમાં ગયો. મોટા કૌતુકથી વ્યાકુળ ચિત્તવાળા તેણે ધૂર્તમુનિને પ્રણામ કર્યા. ત્યારે આશીર્વાદ આપવાપૂર્વક આદર સહિત તેણે કહ્યું કે-"હે દ્રોણ! તે વખતે કાંચીપુરીમાં કૃત્રિમ પાંચ મુદ્રારત્ન આપવાવડે તને છેતરીને પાંચ હજાર દીનારના પોટકા સહિત શીઘ્રપણે હું પાછો વળ્યો. માર્ગમાં વાણારસીના ઠગો( ધૂર્તો )ને મળ્યો. તેઓએ "હું ધનવાળો છું" એમ મને જાણ્યો. પછી કેટલાક પ્રયાણ સુધી હું તેમની સાથે ગયો. તેવામાં હું વિશ્વાસુ છું એમ ધારીને તેઓએ એક કુગામમાં મને રાખ્યો અને મારું સર્વસ્વ ગ્રહણ કરીને તે ઠગારા નાશી ગયા. અને હું બે ત્રણ દિવસ સુધી સંભ્રાંત ચિત્તવાળો થઈને, તેઓના યોગની દુષ્ટ વાસના નાશ પામવાથી મારા સર્વસ્વનો નાશ વિચારીને અને મોટા દુ:ખથી સંતાપ પામીને વિચારવા લાગ્યો કે-"અરે! રે! મેં મહાપાપીએ તે સરળ ચિત્તવાળાની વંચના કરીને ધન હરણ કર્યું. તે ધન અત્યારે મારું પણ ન થયું અથવા તેનું પણ ન થયું, તો હવે પાપ કરનાર હું જીવીને શું કરીશ?" એમ વિચારીને મહાવૈરાગ્યને પામીને "ગિરિના શિખર ઉપરથી મારા આત્માને મૂકીને પ્રાણનો ત્યાગ કરું" એમ મનમાં નિશ્ચય કરીને પર્વત ઉપર મને વજ્રરોહણ નામના તપસ્વીએ દીઠો. અને તેણે પૂછ્યું કે-"હે ભદ્ર! તું પર્વત ઉપર કેમ ચડે છે?" ત્યારે મેં સર્વ વૃત્તાંત તેને કહ્યું. ત્યારે તે મુનિએ મને પડવાનો નિષેધ કર્યો, અને કહ્યું કે—

"અન્યનું વિત્ત ગ્રહણ કરીને એક મોટું પાપ તેં કર્યું, અને હમણાં પોતાના જીવને હણવા ઇચ્છે છે, તે બીજું મોટું પાપ છે. આ પ્રમાણે હે ભદ્ર! અસમાન પાપને પુષ્ટ કરીને તું તારા આત્માને ભયંકર નરકરૂપી ખાડામાં કેમ નાંખે છે? તથા હે ભદ્ર! શું તું આ નથી જાણતો? કે તેમાં ( નરકમાં ) શરીરનું છેદન, ભેદન, અગ્નિદાહ અને ઊંચા વૃક્ષ ઉપર ઉલ્લંબન( લટકવું ) વિગેરે દુ:ખોને નિરંતર અનેક વાર પરાધીનપણે સાક્ષાત

સહન કરતો પાપથી દુભાયેલો પ્રાણીનો સમૂહ નેત્રના મીંચવા જેટલા પ્રમાણવાળા થોડા પણ સુખને પામતો નથી." આ પ્રમાણે તે મુનિએ મને કહ્યું ત્યારે હું અત્યંત ભય પામીને મુનિના ચરણમાં પડ્યો, અને વિનંતિ કરવા પ્રવર્ત્યો કે-"હે ભગવાન! જો એમ હોય, તો જે રીતે હું કોઇપણ પ્રકારે આ મોટા પાપથી નિસ્તાર પામું (મુક્ત થાઉં), તેમ તમે કરો. આ હું તમારા શરણને પામ્યો છું." ત્યારે તે ભગવાને આવા પ્રકારના પાપરૂપી વ્યાધિના મોટા ઔષધરૂપ પ્રવ્રજ્યા વિધાનને કહીને સારા નક્ષત્રના મુહૂર્તે મને દીક્ષા આપી. ત્યારપછી આ પ્રમાણે એક ગામથી બીજે ગામ વિહાર કરું છું અને આ બહુ સારું થયું, કે તારી સાથે (તારું) મને દર્શન થયું, તેથી છેતરવાના અપકાર કરવાવડે મેં તને અનર્થની પથારીમાં જે નાંખ્યો છે, તેને તું સર્વથા પ્રકારે મને માફ કર." ત્યારે દ્રોણે કહ્યું કે-"હે ભગવાન! આ મારા કર્મનો દુર્વિલાસ છે, તેમાં તમારો શો અપરાધ છે? હવે તમે જ્ઞાન, દર્શન અને ચારિત્રમાં સાવધાન ચિત્તવાળા થજો." એમ કહીને દ્રોણ કાંચીપુરીમાં ગયો. ત્યાં સાર્થવાહને મળ્યો. તેને પાંચ હજાર દીનારની પોટકી આપી. સાર્થવાહ તે જોઇને પ્રસન્ન થયો, અને તેણે દ્રોણને કહ્યું કે-"હે ભદ્ર! હવે તું અમને વાત કહ્યા વિના કોઇપણ ઠેકાણે જઇશ નહીં. તારી જેવા સદ્ભાવની પ્રધાનતાવાળા પુરુષરૂપી રત્ન રહિત આ ધન કે ભવનવડે શું પ્રયોજન છે?" ત્યારે દ્રોણે કહ્યું કે-"ઠીક હવે તેમ કરીશ." પછી કોઇક દિવસ તે બન્ને રાજમાર્ગમાં જતા હતા ત્યારે છેદેલા કાનવાળા ગધેડાની પીઠ ઉપર બેઠેલો, ગળામાં લટકાવેલી સરાવની માળાવાળો, કણેરનાં પુષ્પોવડે રચેલા મુગટવાળો, મેશવડે આખે શરીરે લીંપાયેલો, આગળના ભાગમાં પટહ અને ડિંડિમના શબ્દ સાંભળવાથી એકઠા થયેલા બાળકોવડે હલબોલ કરાતો અને "હું અનાથ છું, અનાથ છું" એમ બોલતો તથા વધને માટે દ્વાર તરફ લઇ જવાતો એક કાપાલિકને દેખ્યો. તેને જોઇને દ્રોણે કહ્યું કે-"હે સાર્થવાહ! તે આ કાપાલિક છે, કે જેનાથી હણાતાં મારું તમે રક્ષણ કર્યું હતું." તે સાંભળીને મનમાં આશ્ચર્ય પામેલા સાર્થવાહે એક પુરુષને પૂછયું કે-"શા કારણથી આ તપસ્વી હણાય છે?" ત્યારે તે પુરુષે કહ્યું કે-"આ તપસ્વી નથી પરંતુ પાખંડી ચંડાળ છે, અને આવા પ્રકારના દંડને યોગ્ય જ છે. તેનું કારણ તમે સાંભળો. પાપ કરનારા આણે રાત્રીએ કાંચીપુરીના રાજાના પુત્ર શ્રીપાળને વશીકરણ મંત્રને આપવાના મિષવડે કાત્યાયની દેવીની પાસે પુરુષના બલિદાનને કારણે તે શ્રીપાળનો વિનાશ કરવા પ્રારંભ્યો. તે ગુપ્ત રહેલા રાજપુરુષોએ જોયો, તેથી યષ્ટિ અને મુષ્ટિના પ્રહારવડે તેને જર્જરિત કરીને તથા બાંધીને રાત્રિએ ગુપ્ત સ્થાને રાખ્યો. અને હમણાં તેને મારી નાંખવા માટે રાજા તૈયાર થયો. તેને પ્રધાન જનોએ વિનંતિ કરી કે-"આ ક્ષત્રિયધર્મ નથી, કે જે મોટા અપરાધને પણ પામેલા લિંગી-(સાધુ)ને મારી નાંખવાનું કરવું. કેમકે-સ્મૃતિમાં કહ્યું છે કે-"સમગ્ર ધન સહિત અને હણ્યા વિના તેને દેશમાંથી બહાર કરવો." ત્યારે રાજાએ કહ્યું કે-"એમ છે ખરું,

પરંતુ વિષવૃક્ષની જેવા આ અનેક પ્રાણીઓના સમૂહનો નાશ કરનાર હોવાથી ઉચ્છેદ કર્યા વિના કલ્યાણકારક નહીં થાય, તેથી તે હમણાં જ વિનાશ કરવા લાયક છે." ત્યારે તે રાજાના વચનને અનુસરનારા અમે આને સ્મશાન તરફ ચલાવ્યો છે." તે સાંભળી સાર્થવાહે કહ્યું કે-"હે દ્રોણ! આ આશ્ચર્ય જો, કે જે આ પ્રમાણે સર્વ સંગનો ત્યાગ કરીને પણ પ્રાણીઓને અને પોતાના આત્માને દુઃખ પમાડે છે." ત્યારે દ્રોણે કહ્યું કે-"અહીં શું કહેવું?—

વિષય અને કષાયને પરાધીન થયેલા, શ્રદ્ધા અને સંવેગથી રહિત, મૂર્ખ અને ધર્મનું ખરાબ મથન કરનારા અનાર્ય જનો કાર્ય અકાર્યને જાણતા નથી. તેના કડવા પરિણામને નહીં જાણતા તેઓ અકાર્યનો પ્રારંભ કરે છે, તેથી અગ્નિનો સંગ કરનાર પતંગની જેમ વિનાશ પામે છે. જેઓએ અકાર્યમાં પ્રવર્તેલા આત્માને દુષ્ટ હાથીની જેમ રૂંધ્યો નથી, તેઓ અતુલ્ય (અસમાન) વિપત્તિની પરંપરાને પામે છે. તેમાં શું આશ્ચર્ય છે? ભયંકર સર્પ, વિષ, અગ્નિજ્વાળા અને જળ વિગેરેના ઉપાયવડે આત્માનો વિનાશ કરવો સારો છે, પણ આવા પ્રકારની વિડંબના પામવી સારી નથી. પાપમાં આસક્ત થયેલા પ્રાણીઓની જીવન પર્યંત અપકીર્તિ અને બન્ને લોકમાં દુઃખની ઉત્પત્તિ દેખાય છે અને સંભળાય પણ છે. થોડા દિવસના જીવિતને માટે તેવું કાંઇક નિંદ્ય કર્મ તેઓ કરે છે, કે જે કરવાથી અનંતકાળ સુધી તીક્ષ્ણ દુઃખોને સહન કરવા પડે છે. આવા પ્રકારના નિંદિત કર્મને કરનારાનો જન્મ ન થાય તે જ સારું છે, અથવા જન્મ થાય તો તત્કાળ મરણ થાય તેને હું સારું માનું છું. દુષ્કર્મનો વિલાસ ભયંકર આપત્તિને આપનાર છે એમ જાણતા છતાં પણ તેમાં જ આસક્ત થાય છે. અહો! અત્યંત મોટો મોહ કેવો છે? નેત્ર રહિત (અંધ) પુરુષ કૂવા વિગેરેમાં પડે છે, તેમાં શું કહેવું? પરંતુ જે સારી ચક્ષુવાળા પણ તેમાં પડે છે, તે જ મોટું આશ્ચર્ય છે. આ પ્રમાણે હે સાર્થવાહ! હવે આવી કથા કહેવાથી સર્યું, હવે તો સર્વ પ્રયત્નવડે આપણે આત્માનું હિત ચિંતવવું યોગ્ય છે." ત્યારે સાર્થવાહે કહ્યું કે-"હા. તે તેમ જ છે. જે પ્રાણી જે કાર્ય કરે, તે પ્રાણી તેનું ફળ પામે, તેથી તેની વિકથા કરવાથી શું ફળ? પરલોકના અર્થીએ પોતાના આત્માને જ કુશળ અનુષ્ઠાનમાં સારી રીતે પ્રતિષ્ઠિત કરવો યોગ્ય છે." પછી તેઓ જોતે સતે જ કરુણા સહિત વિલાપ કરતા, પોતાના દુશ્ચરિત્રને વારંવાર બોલતા અને મરણના મોટા ભયથી કંપતા શરીરવાળા તે કાપાલિકને સર્વ લોકની સમક્ષ કકડે કકડા કરીને મારી નાંખ્યો. તેને ભયંકર વિડંબના જોવાથી હૃદયમાં ત્રાસ પામેલા સાર્થવાહ અને દ્રોણ પોતાને (ઘેર) સ્થાને ગયા. ત્યાં ભોજન કર્યા પછી દ્રોણે સાર્થવાહને કહ્યું કે-"સર્વથા સ્નેહના અનુબંધને છોડીને મને મારા નગર તરફ જવા માટે રજા આપ. આટલા દિવસ સુધી હું પોતાના ઘરની જેમ તારી પાસે રહ્યો. તારા દાક્ષિણ્ય-પણાનું શું વર્ણન કરાય? પ્રેમ સહિત બોલનારને શું કહેવું? અથવા અત્યંત

(સુકૃત વિનાના) દૂર દેશમાં જાય તો પણ બીજાનાં ચાકરપણાને પામે છે, તેથી હે ભદ્ર! તમે સર્વ પ્રયત્નવડે સુકૃતને માટે જ ઉદ્યમ કરો અને ખોટા વિકલ્પથી વ્યાકુળ મનવાળા થઈને ધર્મકાર્યમાં પ્રમાદ ન કરો. આ પ્રમાણે તે મુનિએ ધર્મપ્રધાન ઉપદેશ કર્યો ત્યારે આપણે પ્રતિબોધ પામ્યા, અને તેની જ પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. પછી વિવિધ પ્રકારની તપસ્યા કરીને છેવટે અનશન કરીને મરણ પામીને તું અને હું દેવપણે ઉત્પન્ન થયા. ત્યાં દેવ સંબંધી સુખ ભોગવીને આયુષ્યનો ક્ષય થયો ત્યારે ચવ્યા. પછી હું પોતનપુર નગરમાં વણિકના પુત્રપણે ઉત્પન્ન થયો અને કેટલાક વર્ષો સંસારનું સુખ ભોગવીને આ ભગવાન ગુણધરસૂરિની પાસે મેં દીક્ષા ગ્રહણ કરી. અને હમણાં તને જોવાથી મને જાતિસ્મરણ ઉત્પન્ન થયું." આ પ્રમાણે અતીત(પૂર્વનો) વૃત્તાંત કહેવાથી પૂર્વે અનુભવેલા સર્વ વ્યતિકરનું કથન શ્રવણના વિષયમાં આવવાવડે દ્રોણને પણ જાતિ સ્મરણ થયું. હસ્તતળમાં રહેલા મુક્તાફળ(મોતી)ની જેમ પૂર્વે અનુભવેલું સર્વ પ્રત્યક્ષ થયું. પછી સૂરિમહારાજના પગમાં પડીને તે કહેવા લાગ્યો કે–"હે ભગવાન! ઘણા દિવસથી મૂકી દીધેલી કુટુંબની ચિંતાના વશથી મારું મન સંયમ ગ્રહણ કરવા ઉત્સુક થાય છે, પરંતુ બીજું કાંઇ કારણ નથી. તેથી મારે અહીં શું કરવું યોગ્ય છે?" ત્યારે સૂરિએ કહ્યું કે–

"આ અનંત સંસારમાં વિવિધ પ્રકારની યોનિને વિષે ભમતા પ્રાણીઓને પિતા, માતા અને પુત્ર વિગેરેપણાએ કરીને કોણ કોણ ઉત્પન્ન નથી થયા? અથવા કોના અર્થ ઉપાર્જન વિગેરે વ્યાપારો કોણે નથી કર્યા? અને પોતાના આત્માને અત્યંત દુષ્કર વ્યવસાયમાં કોણે નથી નાંખ્યો? તથા કયા દુષ્કર્મો નથી કર્યાં? અથવા ધન મેળવવા માટે મલિન ચિત્તવડે મુગ્ધજનોને છેતરવાના કયા પ્રકારો નથી પ્રારંભ્યા? તથા સ્વજનાદિકનો વિનાશ થાય ત્યારે સ્નેહને વશ થયેલા અને તેના વિરહથી દુઃખી થયેલા કોણે પોતાનો આત્મા અગ્નિમાં નથી નાંખ્યો? અને તેની પ્રતીતિવાળા ચિરકાળના વિવિધ પ્રકારના વિડંબનાના કયા સમૂહ આ અનંત કાળના સંસારરૂપી ભવનને વિષે પૂર્વે નથી અનુભવ્યા? જો આ સંસારમાં સ્વજનાદિક પરિમિત (થોડા) હોય, તો તેના વિષયવાળી કાંઇક ઉચિત એવી પણ સુખ, દુઃખના નિર્વાહની ચિંતા હોઇ શકે છે. પરંતુ ત્રણે ભુવનને વિષે પરજન કોઇ પણ નથી, તેથી કોનો ઉપચાર કરવો? અથવા કોનો ન કરવો? આ જગતમાં તેવો કોઈ પણ જીવ નથી, કે જે પુત્રાદિકપણે થયો ન હોય, તથા જે તારા પિતાદિકપણે ઉત્પન્ન થયા ન હોય, તેવા પણ નથી. આ પ્રમાણે પરસ્પર સ્વજનપણું સર્વ પ્રાણીના વિષયવાળું હોવાથી સર્વને વિષે સ્નેહ અથવા અસ્નેહ કરવો યોગ્ય છે. તથા સર્વ પ્રાણીના વિષયવાળો સ્નેહ ત્રિવિધ ત્રિવિધે કરીને રક્ષણ કરવાથી જ થાય છે. અને તે રક્ષણ જિનેશ્વરની દીક્ષાને પામેલા ચિત્તવાળાને જ સંભવે છે તેથી હે ભદ્ર! જો સ્વજનાદિકને વિષે ઉપચાર રહિત સ્નેહને તું ધારણ કરતો હોય તો તેઓના ઉપચાર(ઉપકાર)ને માટે તું દીક્ષા ગ્રહણ કર." આ પ્રમાણે ગુરુએ કહ્યું ત્યારે યથાર્થ બોધ ઉત્પન્ન થવાથી કુટુંબના

પ્રતિબંધ( સ્નેહ )ની બુદ્ધિનો ત્યાગ કરીને દ્રોણુ ગુરુની પાસે સાધુની ક્રિયા( દીક્ષા ) અંગીકાર કરી. પોતાના શરીર ઉપર પણ પ્રતિબંધનો ત્યાગ કરીને દુષ્કર છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે વિશેષ પ્રકારના તપમાં પ્રવર્ત્યો. તથા સાવધાન મનવાળો તે સિદ્ધાંતનો અભ્યાસ કરવા લાગ્યો અને તેના અર્થને વિચારવા લાગ્યો. તથા બાલ, ગ્લાન વિગેરે કાર્યમાં પ્રવર્ત્યો, અને ગુરુની સાથે ગામ, આકર વિગેરેમાં વિહાર કરવા લાગ્યો. પછી કોઇક દિવસે ગુરુએ સિદ્ધાંતનો અનુયોગ ( વ્યાખ્યાન ) શરૂ કર્યો, તેનું શ્રવણ કરવામાં ઉત્સુક થયેલ ભવ્યજનો આવ્યા, અને કૃતિકર્મ કરીને શ્રોતાજનો બેઠા. તે વખતે નિર્ભયપુરમાંથી એક પુરુષ ત્યાં આવ્યો, અને સૂરિના પાદમાં પડીને( નમીને ) ઉચિત સ્થાને બેઠો. તેને સૂરિએ પૂછ્યું કે–"હે ભદ્ર! તું કયાંથી આવ્યો છે?" ત્યારે તેણે કહ્યું કે–"હે ભગવાન! નિર્ભયપુરથી હું આવ્યો છું." તે વખતે સૂરિની પાસે રહેલા દ્રોણુ મુનિએ તેને ઓળખીને કહ્યું કે–"હે ભદ્ર! વ્યાખ્યાનની સમાપ્તિ થાય ત્યારે અહીં જ રહીને તું મને એક ક્ષણ વાર મળજે કે જેથી મારે તને મારા સંસારી જનની વાત પૂછવી છે." ત્યારે તેણે તે અંગીકાર કર્યું. પહેલા પહોર( પોરસી )ને છેડે વ્યાખ્યાન ઊઠ્યું ( સમાપ્ત થયું ). ત્યારે લોકો જેમ આવ્યા હતા તેમ ગયા, ત્યારે દ્રોણુ સાધુએ તેને પૂછ્યું કે–"હે ભદ્ર! મારા સંસારી જનો શી રીતે વર્તે છે? તે તું કહે." ત્યારે તેણે કહ્યું કે–"હું કહું છું. તમે ઘરથી નીકળ્યા ત્યારે તમારી સ્ત્રી પાછી ન ફરે તેવી શૂળની વેદનાથી વ્યાપ્ત થઇને બે ત્રણ દિવસ મોટા કષ્ટથી રહીને મરણ પામી. પછી મોટો પુત્ર પણ અંકુશ રહિતપણાએ કરીને દ્યૂતાદિકના વ્યસનવડે સમગ્ર ઘરના સાર( ધન )નો નાશ કરીને વાંછિત અર્થની પ્રાપ્તિ નહીં થવાથી ચોરી કરવા લાગ્યો. એક વખત આરક્ષકે તેને પકડ્યો અને બાંધીને રાજાને દેખાડ્યો. ત્યારે રાજાએ પૂછ્યું કે–"આ કોણ છે?" આરક્ષકોએ કહ્યું કે–"હે દેવ! તમે રાજ્યના કાર્ય માટે જે દ્રોણુ નામના પ્રધાન પુરુષને મોકલ્યો છે, તેનો આ મોટો પુત્ર છે." ત્યારે રાજાએ કહ્યું કે–"જો એમ છે, તો જ્યાં સુધી દ્રોણુ આવે ત્યાંસુધી આને કેદખાનામાં ગુપ્ત કરીને રાખો. પછી જેમ ઉચિત લાગશે તેમ કરશું." તે સાંભળીને દ્રોણુ મુનિએ વિચાર્યું કે–"અહો! કર્મની પરિણતિ કેવી છે? અહો! દૈવ( કર્મ )નો પરિણામ અચિંત્ય છે કે જેથી પાપી કુટુંબને આવા પ્રકારનો વિષમ દશાનો વિપાક( ઉદય )પ્રાપ્ત થયો. હવે જો ગુરુ મને આજ્ઞા આપશે તો હું ત્યાં જઇને તે દુરાચારી પુત્રને પ્રતિબોધ કરીને મુનિધર્મમાં સ્થાપન કરું." આ પ્રમાણે વિચાર કરીને તે ગુરુના ચરણમાં પડ્યો, અને તેણે પોતાનો અભિપ્રાય કહ્યો. ત્યારે ગુરુએ કેટલાક સાધુ સહિત તેને રજા આપી, બાદ તે નિર્ભયપુરમાં ગયો. ત્યાં યોગ્ય સ્થાને રહ્યો. તેનું આગમન જાણીને રાજા તેની પાસે આવ્યો. મુનિને વાંદીને ઉચિત સ્થાને તે બેઠો. મુનિએ તે કાળને ઉચિત ધર્મકથા કહી. પછી સમય પામીને રાજાએ પૂછ્યું કે–"હે ભગવાન! આ શો વૃત્તાંત છે?" ત્યારે ભગવાને કાપાલિકના વૃત્તાંત

જેમાં પ્રથમ છે, ધૂર્તનો વૃત્તાંત મધ્યમાં છે અને પૂર્વ ભવના ભાઈએ કહેલા જન્માંતરના સ્મરણથી ઉત્પન્ન થયેલ જાતિસ્મરણ અંતમાં છે, એવો પોતાનો વૃત્તાંત કહ્યો. તે સાંભળીને સંવેગને પામેલો રાજા કહેવા લાગ્યો કે—

"આ જગતમાં મલિન ચિત્તથી અંગીકાર કરેલા જે કાર્યો કરાય છે તે કિંપાકના ફળની જેમ છેવટે વિરસ થાય છે. પ્રાણીઓ પૂર્વે કરેલા કર્મવડે સુખ અને દુઃખને પામે છે. અને તેનું ચિંતન કરવામાં તત્પર થયેલા તેઓ વૃથા આત્માને મલિન કરે છે. પોતાના કર્મની પ્રેરણાના વશથી સુખ કે અસુખની પ્રાપ્તિવડે સુસ્થ કે દુઃસ્થ થયેલા જીવોને પરમાર્થપણે કોઇ પણ કર્તા કે અકર્તા નથી. માત્ર બીજી બીજી સંક્લિષ્ટ ક્રિયાના સમૂહરૂપી તંતુઓવડે કોશિટાની જેમ જીવ પોતાના આત્માને બાંધે છે, તેથી હે દ્રોણ મુનીશ્વર! તમે આ યોગ્ય કર્યું છે, કે જેથી સર્વ દુઃખોનો ક્ષય કરનારી આ પ્રવ્રજ્યા તમે ગ્રહણ કરી. વળી અમારું પ્રયોજન પણ તમારા પ્રભાવથી જ સિદ્ધ થયું છે, કે જેથી તે જ દિવસથી તે રાજા મારા ઉપર વૈરથી વિરામ પામ્યો છે. કુશળને ઇચ્છનાર મનુષ્યે શુભ ધ્યાનવડે જ નિરંતર રહેવું, કેમકે કલેશ પામેલા મનુષ્યો બન્ને ભવમાં વિપત્તિઓને પામે છે. વળી હે ભગવાન! મારે યોગ્ય જે કાર્ય હોય, તે કાર્ય સર્વ પ્રકારે મને કહેજો." આ પ્રમાણે નમ્રતા સહિત કહીને તે રાજા જેવી રીતે આવ્યો હતો તેવી રીતે ગયો. ત્યારપછી ઉચિત સમયે લજ્જાવડે મીંચાયેલ નેત્રવાળો તેનો નાનો પુત્ર ત્યાં આવ્યો, અને તેના ચરણને નમસ્કાર કર્યા. ત્યારે તે દ્રોણ સાધુએ તેને કહ્યું કે-"હે ભદ્ર! કેમ વર્તે છે?" ત્યારે અશ્રુજળવડે વ્યાપ્ત નેત્રવાળા તેણે પૂર્વે જણાવેલા પુરુષે કહેલા કુટુંબના વૃત્તાંતને સંવાદ કરનાર સર્વ વૃત્તાંત કહ્યો. ત્યારે સાધુએ મોટા વિસ્તારથી સમગ્ર કલ્યાણને કરનાર જિનધર્મ તેને કહ્યો. તે સાંભળીને પ્રતિબોધ પામ્યો અને મિથ્યાત્વાદિક પાપસ્થાનોનું પચ્ચખ્ખાણ કર્યું. પછી યોગ્ય સમયે તેને સાધુએ કહ્યું કે-"હે ભદ્ર! જો તારો મોટો ભાઇ પ્રવ્રજ્યા ગ્રહણ કરે, તો હું તેને કારાગૃહમાંથી છોડાવું." ત્યારે તે નાના પુત્રે જઈને પોતાના મોટાભાઈને આ વાત જણાવી. તે સાંભળીને અત્યંત ગુપ્ત રીતે કારાગૃહમાં રહેવાથી ખેદ પામેલા તે મોટાભાઇએ તે વચનને અંગીકાર કર્યું. પછી દ્રોણ મુનિએ તે મોટા પુત્રને રાજા પાસેથી છોડાવીને તેને દીક્ષા આપી. ત્યારપછી વિહાર કરીને તે ગુરુ પાસે આવ્યો. ચિરકાળ સુધી નિઃકલંક ચારિત્રનું પાલન કરીને છેવટ મરણ પામીને તે દ્રોણ મુનિ સૌધર્મ દેવલોકમાં મહર્દ્ધિક દેવ થયો. ત્યાં ચિરકાળ સુધી ભોગ ભોગવીને, ચવીને આ જ જંબૂદ્વીપ નામના દ્વીપમાં ભરતક્ષેત્રમાં **મગધ** દેશમાં રાજગૃહ નગરમાં રાજાના અમાત્યનો પુત્ર થઈને ઉત્પન્ન થયો. તેનું **આર્યઘોષ** નામ પાડ્યું. પૂર્વે આચરણ કરેલ પ્રવ્રજ્યાના અનુરાગવાળો અને સંસારમાં ઉત્પન્ન થયેલા સમગ્ર પદાર્થોને વિષે વિરક્ત ચિત્તવાળો તે સ્ત્રીનો પરિગ્રહ કર્યા વિના જ માતાપિતાના આગ્રહવડે કેટલાક લાંબા કાળ સુધી સારા સાધુની સેવામાં તત્પર રહીને હમણાં પ્રવ્રજ્યા લેવાને

ઈચ્છતો તે કેટલાક સહાયકારક( મિત્રો ) સહિત અહીં આવ્યો અને તેણે દીક્ષા ગ્રહણ કરી.

આ પ્રમાણે બીજા ગણધરનો પણ ચિર( લાંબા ) ભવના સંબંધવાળો વૃત્તાંત કહ્યો. હવે ત્રીજાને આશ્રીને તેનો વૃત્તાંત કહું છું, તે તમે સાંભળો—

---

## ત્રીજા ગણધરનો પૂર્વ વૃત્તાંત.

જંબૂદ્વીપ નામના દ્વીપમાં પૂર્વ મહાવિદેહ ક્ષેત્રમાં જયના પ્રગટ યશવડે અત્યંત ભરપૂર પુષ્કલાવતી નામનો વિજય છે. તેમાં **સૌમનસ** નામના શ્રેષ્ઠ નગરમાં શત્રુરૂપી ગજેંદ્રને ફાડી નાંખવામાં સિંહના કિશોર( બચ્ચા ) જેવો **વિજયસેન** નામનો પ્રસિદ્ધ રાજા છે. સુંદર રૂપ અને સૌભાગ્યવડે દેવની સ્ત્રીઓના ગર્વનો નાશ કરનાર અને પ્રસિદ્ધ ગુણવાળી **નિર્વાણી** નામની તેને ભાર્યા છે. વાણીની ચતુરાઇ વિગેરે માહાત્મ્યવડે જયવાદને પામેલો અને અનુપમ રૂપ લક્ષ્મીવડે દેવકુમારને જીતનાર **જયસુંદર** નામનો તેમને પુત્ર છે. તે રાજપુત્રને હંમેશાં અતિ ભક્તિવાળો, તેનું કાર્ય કરવામાં અતિ શક્તિવાળો અને તેની સેવા કરવામાં અપ્રમાદી **નંદક** નામનો બાળમિત્ર છે. સાથે સૂવું, સાથે રહેવું, સાથે ફરવું અને સાથે ભોજન કરવું, વિગેરે સર્વ કાર્યમાં સાથે વર્તતા; માત્ર શરીરથી જ જૂદા એવા તે બન્નેના દિવસો વ્યતીત થાય છે. કોઇક દિવસે સુખશય્યામાં સૂતેલા રાજાને રાત્રિના પાછલા સમયે વિચાર થયો કે-" આ મારો જયસુંદર કુમાર રાજના લક્ષણવડે વ્યાપ્ત શરીરવાળો હોવાથી પૂર્વ પુરુષોનું સ્થાન આપવાને લાયક છે, તેથી જો હું કોઇ પણ પ્રકારે મોટા સન્માનવડે તેને જોઉં, તો અવશ્ય મારી બીજી પત્નીઓ પોત-પોતાના પુત્રને રાજ્યના અભાવની શંકા થવાથી કદાચ વિષાદિકના પ્રયોગથી મારી નાંખે. તેથી હું તથાપ્રકારે કાંઇક કરું, કે જે પ્રકારે કેટલાક લાંબા વર્ષો સુધી અજ્ઞાત( ગુપ્ત ) ચર્યાવડે ચોતરફ ફરે." આ પ્રમાણે વિચાર કરીને રાજાએ તે કુમાર ઉપર અપ્રસાદ કર્યો, અને કાંઈક મિષ કહીને તેને આવવા માટે દ્વારનું નિવારણ કર્યું, તથા જીવિત( ભોજન )નો પણ નિષેધ કર્યો. ત્યારે અત્યંત અપમાન પામેલો તે રાજપુત્ર નંદક મિત્ર સહિત મનમાં ખેદ પામીને રાત્રિને મધ્યે નીકળી ગયો અને પૂર્વ દેશની સન્મુખ ચાલ્યો. પાંચ યોજન ઉલ્લંઘન કર્યા ત્યારે તેનું શરીર પરિશ્રમને લીધે અત્યંત ગ્લાનિ પામવાથી કોઇ પણ પ્રકારે ( મોટા કષ્ટથી ) એક ખેટક( ગામડા )માં પહોંચ્યો. ત્યાં એક બ્રાહ્મણને ઘેર રહ્યો (ગયો ). તેને મનોહર અને ઉદાર શરીરવાળો જોઇને તે બ્રાહ્મણે ભોજન આપ્યું. પછી ત્યાં ત્રણ રાત્રિ રહીને કાંઇક સારા શરીરવાળો થયો, ત્યારે તે રાજપુત્ર નંદકની સાથે ચાલ્યો. અનુક્રમે જતાં કુસુમપુરને ઓળંગી બે ગામની વચ્ચે હિમથી વ્યાપ્ત થયેલા શીતલ વાયુવડે હણાયેલો તે એક પગલું પણ ચાલવાને અશક્ત થયો ત્યારે નંદકે તેને કહ્યું કે—" હે રાજપુત્ર ! અહીં સમીપે ઘણા પાંદડાના વિસ્તારથી શોભતા, મોટા પ્રમાણવાળા,

અનેક શ્રેષ્ઠ વૃક્ષોના સમૂહથી શોભતા પરિસરવાળું, પ્રસરતા ( આવતા ) ઘણા પ્રકારના પક્ષીના સમૂહના મધુર શબ્દવડે મનોહર અને શંકરના હાસ્ય જેવા શ્વેત અને ઊંચા શિખરવાળા દેવાલયવડે ગૌરવતાવાળું ઉદ્યાન દેખાય છે. તેથી આવો, ત્યાં ક્ષણ માત્ર વિશ્રાંતિ લઈને શીતનો સંતાપ દૂર કરીને પછી આગળ જઈએ." ત્યારે રાજપુત્રે કહ્યું કે—"ભલે એમ હો." પછી ઉદ્યાનના મધ્ય ભાગમાં રહેલા દેવમંદિરમાં તે બન્નેએ પ્રવેશ કર્યો. ત્યાં રાજપુત્ર એક ખૂણામાં રહ્યો અને તે જેટલામાં એક ક્ષણવાર ઊભો રહે છે, તેટલામાં તેના મસ્તક ઉપર શીતળ જળનો બિંદુ પડ્યો." ત્યારે "આ શું છે?" એમ વિચારી તેણે પોતાનો હાથ ઊંચો પસાર્યો ( કર્યો ) ત્યારે જળની ભરેલી કરપત્રિકા લાગી. ત્યારે "અહો! અહીં કોઈ પરદેશી માણસ સૂતેલો સંભવે છે." એમ જાણી બીજે ઠેકાણે રહેવા લાગ્યો, પરંતુ ત્યાં પગના અગ્રભાગવડે નિષેધ કરતા તે સ્થાને રહેલા એક પુરુષે કહ્યું કે–"હે મહાયશવાળા! અહીં રહેલા મને તું રક્ષણ કરજે." રાજપુત્રે કહ્યું કે–"તું કોણ છે?" તેણે કહ્યું કે–"હું કુલાલ ગામનો રહીશ જવલન નામનો બ્રાહ્મણ છું. જન્મથી આરંભીને જ મોટા દારિદ્રરૂપી કેળના કંદ જેવો, સ્વપ્નમાં પણ પોતાના નિર્વાહને નહીં જોતો, તથાપ્રકારની કળાકુશળતા રહિત, હંમેશાં પર ઘરને વિષે ભિક્ષા માટે ભ્રમણ કરીને દિવસને છેડે પ્રાણવૃત્તિ( આજીવિકા )ને કરતો અને આજીવિકારૂપી અટવીમાં ત્યાગ કરાયેલો હું "આ કાત્યાયની દેવી મનવાંછિત આપવામાં કલ્પલતા જેવી છે." એમ લોકો પાસેથી સાંભળીને તેની આરાધના કરવા માટે અહીં આવ્યો છું. અને સર્વ( ચારે ) પ્રકારના આહારનો ત્યાગ કરીને ભગવતીની આરાધના કરું છું. આજે વીસમી લાંઘણ વર્તે છે." આ પ્રમાણે સાંભળીને દયા ઉત્પન્ન થવાથી રાજપુત્રે કહ્યું કે–"હે ભદ્ર! જો એમ છે તો આ ઉપર પાણીની ભરેલી કરપત્રિકા કેમ લટકાવી છે?" ત્યારે જવલને કહ્યું કે–"જ્યારે દેવી મને પ્રસાદ આપશે, ત્યારે આ જળવડે હું મગનું ઓસામણ કરીશ, કેમકે પછી લાંઘણને લીધે શરીર ક્ષીણ થવાથી જળ લાવવાની મારી શક્તિ નહીં રહે. તેથી પ્રથમથી જ મેં આ ઉપાય કર્યો છે." ત્યારે રાજપુત્રે કહ્યું કે–"હે ભદ્ર! આવી રીતે કરવાથી લાખ લાંઘણ કર્યા છતાં પણ દેવતાઓ વરદાન આપવામાં સન્મુખ સંભવતા નથી. પોતાના જીવિતની અપેક્ષા રાખ્યા વિના જ્યાં સુધી પોતાનો આત્મા વિષમ કષ્ટમાં નંખાતો નથી, ત્યાં સુધી ઇચ્છિત કાર્ય સિદ્ધ થતા નથી, તેથી આવો વ્યામોહ શો છે? જો કદાચ પ્રાણીઓને જેમ તેમ (ગમે તે રીતે) ઇચ્છિતની પ્રાપ્તિ થતી હોય, તો કોઈ પણ વખતે કોઈ પણ માણસ દુઃખી હોય જ નહીં." એમ બોલતો દયાના સમૂહવડે ભરાયેલા હૃદયવાળો રાજપુત્ર પોતાના જમણા હાથમાં નીલમણિના જેવી કાંતિવાળી છરીને ધારણ કરીને ભગવતી દેવીની સમીપે ગયો. અને "આ ગરીબ બ્રાહ્મણની ઇચ્છા પૂર્ણ કર, અથવા તો મારા મસ્તકરૂપી કમળની પૂજાનો સ્વીકાર અંગીકાર કર." એમ બોલતો તે જેટલામાં ડાબે હાથે પોતાના કેશનો સમૂહ ગ્રહણ કરીને જમણા હાથવડે પોતાના મસ્તક

ઉપર છરીનો વ્યાપાર કરે છે તેટલામાં દેવીએ તેને પોતાના હસ્તતળમાં ધારણ કરીને કહ્યું કે-"હે વત્સ! સાહસ કરવાથી સર્યું, જે મારે કરવા લાયક હોય, તે તું કહે." ત્યારે રાજપુત્રે કહ્યું કે-"જો એમ હોય તો આ અત્યંત દુઃખી અને દૌર્ગત્યના સમૂહથી વ્યાપ્ત થયેલા બ્રાહ્મણને પૂર્ણ વાંછિતવાળો કર." ત્યારે દેવીએ કહ્યું કે-"હે વત્સ! સત્વ રહિત માણસોના મસ્તકને મુગટ સમાન આ બ્રાહ્મણ વાંછિત દાનને અયોગ્ય છે, તેથી તું કાંઇ પણ પોતાના વાંછિતને કહે, કે જેથી તે આપીને હું નિવૃત્તિ પામું." ત્યારે રાજપુત્રે કહ્યું કે-"હે દેવી! એમ ન કર. જો મારા ઉપર કાંઇ પણ પ્રસન્નતાને તું ધારણ કરતી હોય, તો આના મનોરથને પૂર્ણ કર." ત્યારે આ પ્રમાણે તેનો નિશ્ચય જાણીને દેવીએ બ્રાહ્મણને કહ્યું કે-"હે વત્સ! તું તારા વાંછિતને કહે કે જેથી હું તને આપું." ત્યારે અમર્ષ (ઇર્ષ્યા) ઉત્પન્ન થવાથી તે બ્રાહ્મણે કહ્યું કે-"હે દેવી! વાંછિતનું આપવું હમણાં દૂર રહો, પરંતુ પ્રથમ તું મને આ કહે, કે મારા વીશ લંઘનને છેડે પણ સ્વપ્નમાં માત્ર દર્શન આપવાવડે પણ પોતાના માહાત્મ્યને નહીં પ્રકાશ કરતી તું અપ્રતિહારીની જેમ કેમ રહી છે? અને આ કોઇ મહાપુરુષના વચન માત્રથી જ વરદાન આપવાનું કેમ અંગીકાર કરે છે?," ત્યારે દેવીએ કહ્યું કે-"હે બ્રાહ્મણ! લાખ લાંઘણવડે પણ અમારું મન પ્રસન્ન થતું નથી, પરંતુ સત્ત્વવડે જ પ્રસન્ન થાય છે. તે સત્વ તારામાં જરા પણ નથી, પરંતુ આ કોઇક મહાસત્ત્વવાળાના કહેવા પછી તરત જ અનુસરતું ન કરાય, તો તૃણની જેમ પોતાના જીવિતનો પણ ત્યાગ કરે માટે આ કારણ છે. હવે તને જે રૂચતું હોય, તે મને કહે." ત્યારે તે બ્રાહ્મણે વિચાર્યું કે-"પોતાના સામર્થ્ય (સત્ત્વ) વડે અથવા ચિર કાળના કરેલા સુકૃતવડે જે પ્રાપ્ત થયું ન હોય, તે સત્ત્વ રહિતપણે બીજાના આગ્રહવડે પ્રાપ્ત થયેલું ચિર કાળ સુધી રહેતું નથી. તે ભિક્ષા પણ સુખકારક છે, કે જે પોતાના પરાક્રમથી જ પ્રાપ્ત થાય છે તેથી આવા પ્રકારના લાભના મસ્તક ઉપર વજ્ર પડો. ઘણા જન્મમાં ઉત્પન્ન કરેલા નિર્મળ કર્મની પરંપરાથી રહિત પ્રાણીઓ પણ પોતાના હિતને શોધતા સતા ખરેખર પોતાના આહારના પ્રમાણથી જ તૃષ્ણાને શમાવી દે છે, તેથી કરીને બીજાના આગ્રહથી પ્રાપ્ત થયેલા આ ધનવડે શું ફળ છે?" એ પ્રમાણે વિચારીને તે જ્વલન બ્રાહ્મણ એકદમ આસન ઉપરથી ઊભો થયો, અને તત્કાળ પ્રાપ્ત થયેલા પ્રબલ વીર્યના વશથી વિકાસ પામેલા શરીરના સામર્થ્યવાળો તે લંઘનવડે શરીરનું બળ શુષ્ક છતાં પણ કરપત્રિકાને અને ભાતાને હાથમાં લઇને પોતાના ઘરની સન્મુખ ચાલ્યો. તે વખતે દેવી વિલખી (લજ્જાવાળી) થઇ, અને ફરીથી તેને બોલાવીને દેવીએ આદર સહિત કહ્યું કે-"હે ભટ્ટ! ઘરની સન્મુખ કેમ ચાલ્યો? વાંછિત અર્થને કેમ નથી માગતો?" ત્યારે ભટ્ટે કહ્યું કે-"હે દેવી! સત્ત્વવડે કે પુણ્યવડે નહીં ઉપાર્જન કરેલું ધન ગિરિના શિખર ઉપર નાંખેલા જળની જેમ કેટલો લાંબો વખત સ્થિર રહે? તેથી હે દેવી! તારે મને માફી આપવી, કે જેથી મેં તારો ઉપરોધ કર્યો." ત્યારે દેવીએ કહ્યું

કે–" એ એમ જ છે. પરંતુ હમણાં તું આ પ્રમાણે વીર્યના ઉલ્લાસવાળો થયો છે, તેથી અપાતા મનવાંછિતને પણ નહીં ઇચ્છતો તું અત્યંત સત્ત્વવાળો થયો છે, તેથી મનવાંછિત અર્થને આપવામાં કુશળ એવા આ મણિને તું ગ્રહણ કર." ત્યારે ભટ્ટે કહ્યું કે–" તારા પ્રણયના ભંગના ભયથી આ ગ્રહણ કરું છું, પરંતુ અર્થી( યાચક )પણાએ કરીને ગ્રહણ કરતો નથી. કેમકે પુરુષનું જે અર્થીપણું છે, તે મરણ વિના જિહ્વાની સ્ખલના છે, વાયુના ક્ષોભ વિના કંઠવિવરનો નિરોધ છે, અને પ્રયાસ વિના કાંતિનો નાશ છે." આ પ્રમાણે કહીને પિપાસા રહિત અને કેવળ વિકાસ પામતા સત્ત્વવાળો તે ભટ્ટ મણિને લઇને જેટલામાં કેટલાક પગલાં ગયો તેટલામાં ફરીથી તેણે વિચાર્યું કે—

" જો મારે લબ્ધિ નથી, તો આ પત્થરવડે મને શું લાભ ? અને જો લબ્ધિ હોય, તો આ પત્થરનો કકડો ગ્રહણ કરવાથી શું લાભ ? આ જગતમાં પ્રસિદ્ધ ઇભ્ય અને રાજા વિગેરે સુખી દેખાય છે, તેઓ મણિ રહિત છતાં પણ સુકૃતના યોગથી તેવા ( સુખી ) હોય છે. તેથી મનવાંછિતને પામવાની ઇચ્છાવાળા મનુષ્યે સર્વથા પ્રકારે પ્રયત્નવડે સુકૃત ઉપાર્જન કરવામાં જ અત્યંત પ્રવૃત્તિ કરવી. બીજાથી શું ફળ છે ? " આ પ્રમાણે વિચારીને તેણે પાછા વળીને દેવીના હસ્તકમળને વિષે નિષેધ કર્યા છતાં પણ મણિને મૂકયો અને પછી તે પોતાને સ્થાને ગયો. પછી " રાજપુત્રના સંયોગથી ભટ્ટને સત્ત્વનો લાભ થયો." એમ વિચારતી દેવીએ કહ્યું કે–" હે રાજપુત્ર ! વત્સ ! સૂર્યના કિરણોવડે વ્યાપ્ત થયેલા સ્ફટિકમાંથી પણ અગ્નિના કણીયા ઝરે છે, સુભટના સંગથી કાયર પુરુષને પણ વીર્યનો ઉલ્લાસ થાય છે, અને દાતાર પુરુષને જોવાથી દાનને આપવા નહીં ઇચ્છતાને પણ દાન દેવાની ઇચ્છા થાય છે." ત્યારે રાજપુત્રે કહ્યું કે–" હે દેવી ! તારા ભવનમાં રહેવાનું જ આ માહાત્મ્ય છે. બીજા કોને આવા પ્રકારની અસંભવિત ભાવનાનું સામર્થ્ય થાય ? " ત્યારે દેવીએ કહ્યું કે–" ભલે કાંઇ પણ હો. હે વત્સ ! આ મણિ મેં તને જ આપ્યો છે." એમ કહીને તેના હસ્ત-કમળની મધ્યે તે મણિ મૂકીને દેવી અદૃશ્ય થઇ ગઇ. રાજપુત્ર પણ મણિ લઇને નંદકની સાથે સૂર્ય-મંડળનો ઉદય થયો અને હિમનો સમૂહ નાશ પામ્યો ત્યારે દેવાલયમાંથી નીકળ્યો, અને દેવીએ આપેલા મણિના માહાત્મ્યવડે ઇચ્છિત અર્થની પ્રાપ્તિવાળો તે ઇચ્છા પ્રમાણે સર્વ ઠેકાણે કેટલાક લાંબા કાળ સુધી ફર્યો. પછી પિતાના પ્રધાન પુરુષો અને પૌરજનોના નમ્રતાવાળા પ્રાર્થનાના વચનવડે તે પાછો વળ્યો, અને બળવાન પદાતિ, હાથી, અશ્વ, કોશ અને કોઠાર વિગેરે સમૃદ્ધિવડે યુક્ત રાજલક્ષ્મીને પામ્યો. હવે તે જ્વલન બ્રાહ્મણ કુણાલ ગામમાં ગયો અને પોતાના ઘરમાં પેઠો. તેને જોઇ તેની ભાર્યા ઊભી થઇ, અને દેવતાદિકનો વૃત્તાંત જાણીને તે ખુશી થઇ. પછી તે બન્ને પૂર્વની સ્થિતિ પ્રમાણે વર્તવા લાગ્યા. માત્ર તે દિવસથી આરંભીને કોઇની પ્રાર્થના નહીં કરતો, દીન વચનને નહીં બોલતો અને કેટલાક ઘર પ્રત્યે ભમવાવડે પ્રાપ્ત થયેલા આહારવડે સંતોષ પામતો તે દિવસોને નિર્ગમન કરવા લાગ્યો.

"જેવી વાસના હોય, તે જ પ્રમાણે જીવોને સુખ દુઃખ પ્રાપ્ત થાય છે. સમ્યક્પ્રકારે તેનો વિચાર કરીએ તો તે સુખ દુઃખ પરમાર્થથી સત્ય નથી. ગૃહસ્થીઓ ખેતી અને સેવા વિગેરેને વિષે આસક્ત થઈને પણ સારું સુખ માને છે, અને મસ્તકનો લોચ તથા ભૂમિશયન વિગેરેને દુઃખરૂપ માને છે. પરંતુ પરલોકના સુખમાં આસકત થયેલા મુનિઓ તેને વિપરીત કહે છે, તથા પરમાર્થ દ્રષ્ટિવડે તે જ પ્રમાણે (વિપરીતપણે) અનુભવે છે. અન્યથા સારંગજની જેમ એકચિત્તવાળા થઈને અગ્નિમાં પ્રવેશ કરે અને યુદ્ધમાં ભાલાને પણ કમળનાં નાળની જેવા કોમળ કેમ ઈચ્છે?" આ પ્રમાણે તે મહાત્મા બ્રાહ્મણ મનમાં જૂદા પરિણામવાળો થઈને આ ભવ સંબંધી અર્થને વિષે જેમ તેમ જ્યાં ત્યાં સંતોષને પામતો હતો. પછી એક વખત રાત્રિએ છેલ્લા પહોરમાં સ્વપ્નમાં આ પ્રમાણે તેણે જોયું કે–કોઈ એક મનુષ્યે ચારે દિશામાં સિંહ, વરૂ, સર્પ અને શાર્દૂલવડે અત્યંત ભ્રાંતિ પામેલા અને મોટા ભયથી પીડા પામેલા પોતાના આત્માને લાકડીવડે સિંહ વિગેરે શ્વાપદોને હણીને, ભય તથા શંકાને દૂર કરીને મોટા પર્વતના શિખર ઉપર ચડાવ્યો. આ પ્રમાણે સ્વપ્ન જોઇને મોટા સંતોષને ધારણ કરતો તે જ્વલન જાગ્યો. અને તેણે વિચાર કર્યો કે–"આ સ્વપ્નનો શો પરમાર્થ છે? તે નિશ્ચયથી જાણી શકાતું નથી. સામાન્યથી તો જણાય છે કે કલ્યાણનો હેતુ છે." એમ વિચારીને તે પ્રભાતે સ્વપ્નપાઠકની પાસે ગયો. તેની પાસે કાંઇક ફળ મૂકીને આદર સહિત તેણે સ્વપ્નનું ફળ પૂછયું ત્યારે સ્વપ્નપાઠકે પણ સારી રીતે વિચારીને કહ્યું કે–"હે બ્રાહ્મણ! હું તને કહું છું કે આ સ્વપ્ન સામાન્ય નથી. થોડા દિવસમાં જ તને કોઇ મહાપુરુષનો સંગમ થશે, આ કારણથી જ તારા અનર્થનું નિસ્તરણ થશે." ત્યારે "બહુ સારું" એમ કહીને જ્વલને તે અંગીકાર કર્યું અને મનમાં સંતુષ્ટ થઈ પોતાને ઘેર ગયો. પછી કોઈક દિવસે તે ઘરના આંગણામાં બેઠો હતો ત્યારે મોટા વેગના વશથી રેણુના સમૂહને ઉછાળતો અને ગુંજારવને કરતો મોટા વાયુનો સમૂહ તે પ્રદેશમાં આવ્યો. તે વાયુએ મંડળની લતા ભાંગી નાંખી ત્યારે વ્યાકુળ ચિત્તવાળો તે પણ લતાને લાવીને તેને ખોદવાને નિમિત્તે તે પ્રવર્ત્યો. કોશવડે તે જમીનના દરને ખોદવા લાગ્યો. તે વખતે તાંબાના ઘડાના કાંઠા ઉપર તે કોશ લાગવાથી તડતડ કરીને ખટકી ગઈ (પડી ગઈ). તે વખતે "આ શું છે?" એમ વિસ્મય પામેલા તેણે પાસેનો ભાગ શોધતાં એક મોટો નિધાનનો કલશ પ્રાપ્ત કર્યો. તેને બહાર કાઢીને પોતાના ઘરમાં નાંખ્યો અને તેને ઠેકાણે લતાને આરોપણ કરી મંડપને ઊભો કર્યો. પછી યોગ્ય સમયે તે નિધાનના મુખને ઉઘાડીને તેમાંથી દશ સ્ત્રીઓના સર્વ અંગને યોગ્ય મોટા મૂલ્યવાળા અલંકાર, અમૂલ્ય રત્નોનો સમૂહ અને કેટલોક મોટા જાત્ય કાંચનનો સમૂહ બહાર કાઢ્યો. તે વખતે મોટા સંતોષને પામેલો તે જ્વલન વિચારવા લાગ્યો કે–"તે મહાપુરુષે અને કાત્યાયની દેવીએ સત્ય જ કહ્યું હતું, કે સત્ત્વ રહિત મનુષ્યને કોઈપણ

ઠેકાણેથી કાંઇપણ પ્રાપ્ત થતું નથી. તેથી કરીને મેં યોગ્ય કર્યું કે સત્ત્વમાં ચિત્તને ધારણ કરીને મેં સીદાતા છતાં પણ તે દેવીએ આપેલ મણિને મનથી પણ ઇચ્છયો નહીં, તેથી કરીને સત્ત્વ જ જીવિત છે, સત્ત્વ જ સમગ્ર લક્ષણોમાં પ્રધાન ( મુખ્ય ) છે. સત્ત્વ જ વાંછિત અર્થ પૂર્ણ કરવામાં કલ્પવૃક્ષ અને કામધેનુ સમાન છે. સત્ત્વ જ દેવો અને દાનવોના પણ ચિત્તક્ષેપને ઉત્પન્ન કરે છે. સત્ત્વવડે નિવારણ કરેલા ભૂત અને સર્પ વિગેરે પણ આક્રમણ કરી શકતા નથી. જળવડે છાંટેલાની જેમ સત્ત્વવડે અગ્નિ બુઝાઇ જાય છે, અને સત્ત્વવાળા પુરુષોને જ મંત્ર અને તંત્ર વિગેરે સિદ્ધ થાય છે. આ પ્રમાણે દેવીએ અને તે કોઇ મોટા પુરુષસિંહે જે પરમાર્થપણે કર્યું, તેવું કરવાને ઇંદ્ર પણ સમર્થ નથી." આ પ્રમાણે વિચાર કરતા જ્વલને "હજુ પણ કદાચ નિધાનના કલશમાં કાંઇપણ સંભવે છે." એમ ધારીને તે કળશને નીચા મુખવાળો કર્યો ત્યારે તેમાંથી લાખવડે જડેલી ભુર્જપત્રિકા નીકળી. તેને તેણે આદરથી ગ્રહણ કરી. લાખને દૂર કરીને તે પત્રિકાને વાંચવા લાગ્યો. તે આ પ્રમાણે. "સમુદ્રની વિજયયાત્રાને માટે ગયેલા શ્રીદત્ત સંબંધી આ ઉપાર્જન કરેલું દ્રવ્ય સર્વ સંખ્યાએ કરીને એંશી લાખ પ્રમાણવાળું છે." આ પ્રમાણે વાંચીને "આ શ્રીદત્ત કોણ ? મેં તેને કયાં સાંભળ્યો છે ? કે કયાં અનુભવ્યો છે ? તથા આ આભરણાદિક સર્વ દ્રવ્ય મેં કોઇ વખત ઉપાર્જન કર્યું છે કે ભોગવ્યું છે ?" આ પ્રમાણે ઇહાપોહાદિક માર્ગણની ગવેષણા કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તરત જ મૂર્ચ્છાવડે મીંચાયેલા નેત્રવાળો તે પૃથ્વીપીઠ ઉપર પડ્યો. ત્યારે "શું આ નિધાન દેવતાનો કરેલો કોઇ વિકાર છે ?" એમ વિચારીને ભયથી કંપતી બ્રાહ્મણીએ તેને શીત ઉપચાર કર્યો. ક્ષણ માત્રમાં જ ચેતના પામીને તે સારા શરીરવાળો થયો ત્યારે બ્રાહ્મણીએ તેને કહ્યું કે—

"હે પ્રિયતમ ! પર ઘેરથી પ્રાપ્ત થયેલી લૂખી ભિક્ષા પણ મને સુખ આપે છે, પરંતુ દુરંત દોષને આપનારી રત્નના નિધાનની પ્રાપ્તિ પણ મને સુખકારક થતી નથી. જીવના અંતને કરનાર તેવા પ્રકારની ભોજનની સામગ્રીવડે શું ફળ છે ? પરંતુ પરિણામે સુખકારક કડાઇની ઉડરક સારી છે. તેથી કરીને જે ઠેકાણે આ નિધિ પ્રાપ્ત થયો છે ત્યાં જ તેની પૂજા કરીને મૂકી દો; કેમકે જીવતા માણસને ફરીથી કોઇક વાર વાંછિત અર્થનો લાભ થશે." તે સાંભળીને કાંઇક હસીને જ્વલને કહ્યું કે-"હે સુતનુ ! તું આ પ્રમાણે ભયને કેમ વહન કરે છે ? આ મારા શરીરનો વિકાર કાંઇ નિધાનના દોષથી ઉત્પન્ન થયો નથી, પરંતુ જન્માંતરનું સ્મરણ કરવાના કારણથી થયો છે." ત્યારે બ્રાહ્મણીએ કહ્યું કે-"એમ શી રીતે ?" ત્યારે તેણે નિધાનના સ્વરૂપને સૂચન કરવામાં મુખ્ય ગાથાવાળું ભૂર્જપત્ર દેખાડયું. તે તેણીએ ગ્રહણ કર્યું અને વાંચ્યું, પરંતુ તેનો ગર્ભિત અર્થ નહીં સમજવાથી તેણીએ પૂછ્યું કે-"હું આ અર્થના મથ્યને ( રહસ્યને ) જાણતી નથી, તેથી સ્ફુટ અક્ષરે કહો." ત્યારે જ્વલને કહ્યું કે-"સાંભળ. આ જ મોટા નગરમાં પહેલાં

**શ્રીદત્ત** નામે વહાણુનો વણિક ( વેપારી ) હતો. કાળના ક્રમવડે ઘરના ખર્ચવડે અને જતાં આવતાં સ્વજન વર્ગનું સન્માન અને દાન વિગેરે કરવાવડે તેના ધનનો સંચય ક્ષીણ થયો, કોશ અને કોઠાર ક્ષીણ થયા, વ્યાજે આપેલ ધનનો સંચય લીન થયો, તથા દૂર દેશમાં રહેલું ધન વણિકપુત્રોએ નાશ કર્યું. આ પ્રમાણે વૈભવનો નાશ જોઇને શ્રીદત્ત કાંતિરહિત( શ્યામ ) થઈ ગયો. તે વખતે તેના બાલમિત્ર ક્ષેમંકરે તેને કહ્યું કે—" હે પ્રિય મિત્ર ! સત્પુરુષની સાથે રહેનારા સત્ત્વનો આ પ્રમાણે ત્યાગ કરી થોડા પ્રયાસથી સાધી શકાય તેવા પણ દ્રવ્યના ઉપાર્જનમાં તું તે સત્ત્વને કેમ ગુપ્ત કરે છે ? અને પૂર્વપુરુષોની પરંપરાથી ચાલતા આવતા પરકાંઠે જવાના વ્યવસાયને કેમ કરતો નથી ? " ત્યારે શ્રીદત્તે કહ્યું કે—" હે પ્રિય મિત્ર ! બુદ્ધિનો વૈભવ છતાં પણ ધનના વૈભવ વિનાનો પુરુષ રૂની જેમ હું નિષ્ફળ માનું છું, તેથી હું શું કરું ? અહીં હું કેવો ઉપાય આરંભું ? અથવા હે મિત્ર ! શું કરેલું સારું કર્યું થાય ? ( કહેવાય ) ? આ પ્રમાણે હીંચકા ઉપર જાણે ચડ્યું હોય તેવું મારું મન કોઇ પણ ઠેકાણે સ્થિર થતું નથી. અરે ! મારો વિધાતા હમણા વિમુખ થયો છે. વાંછિત ફળને માટે હું જે કાંઇ ગ્રહણ કરું છું, તે હાથમાં રહેલું છતાં પણ અવશ્ય નાશ પામે છે. " ત્યારે ક્ષેમંકરે કહ્યું કે—" હે મિત્ર ! જો કે એમ છે, તો પણ સત્પુરુષે વિષાદનો ત્યાગ કરી બુદ્ધિ, પરાક્રમ અને વ્યવસાયમાં તત્પર થવું. કેમકે—

વિષાદરૂપી પિશાચનો ત્યાગ કરનાર, આળસ રહિત અને પરાક્રમરૂપી એક રસનો ત્યાગ કરનાર મનુષ્યને જો લક્ષ્મી અનુસરે નહીં તો તે લક્ષ્મી જ છેતરાઇ છે, એમ હું માનું છું. (૧). વિઘટિત થયેલા અને સો કકડાવાળા થયેલા મોટા કાર્યને પણ બુદ્ધિથી શોભતા વ્યવસાય( ઉદ્યમ )વાળા પુરુષો સંઘટિત કરે છે, તેમાં શું આશ્ચર્ય છે ? જો કદાચ કોઈ પણ પ્રકારે હરણને વિષે સિંહના હસ્તતલનો પ્રહાર નિષ્ફળ થયો હોય તો શું એટલા માત્રથી જ તે સિંહ ગુફામાં જઈ મરી જાય ? તેથી હે શ્રીદત્ત ! દૈવને પ્રમાણરૂપ કરીને સર્વથા પ્રકારે પ્રાકૃત( સામાન્ય ) માણસની જેમ વ્યવસાયરૂપી પ્રમાણરહિતપણે તારે રહેવું યોગ્ય નથી. " આ પ્રમાણે તે મિત્રે નિર્ભર્ત્સના કરેલા તે શ્રીદત્તે પરતીરને લાયક વિવિધ પ્રકારનું ભાંડ તૈયાર કરાવ્યું, અને ગાડાંઓ તથા ઊંટના સમૂહને તે ભાંડોવડે ભરી દીધાં. પછી મોટા ઉદ્યમવડે ક્ષેમંકરની સાથે તે સમુદ્રને કાંઠે રહેલા રત્નપુર નગરમાં ગયો.

વહાણુ ચાલ્યું. તે વખતે નાવમાં બેસેલા માણુસોએ પર્વતો અને વનો સહિત આ આખા પૃથ્વીપીઠને જાણે કુંભારના ચક્ર ઉપર ચડાવ્યું હોય તેમ ચોતરફ પરિભ્રમણુ કરતાં જોયું. પવનવડે ઊછળેલા મોટા કલ્લોલવડે આમતેમ (ચોતરફ) ચાલતો તારાઓનો સમૂહ છીપલીના સંપુટમાંથી નીકળેલા મુક્તાફળની જેવો દેખાય છે. અતિ મોટા મત્સ્યના મુખમાંથી નીકળતો સ્ફટિક મણિની જેવો ઉજ્વળ ઊંચો ઉછળતો જળનો પ્રવાહ જાણે કે બીજો જ (નવીન) મોટો શ્વેતપટ હોય તેમ શોભે છે. અતિ સ્વચ્છ પાણીને તળીયે દેખાતા મણિના સમૂહ, મોતી અને પરવાળા તે સમુદ્ર ગંભીર જળવાળો હોવા છતાં પણુ જાણે જાનુપ્રમાણુ જ હોય તેવો દેખાતો હતો. તથા એક ઠેકાણે ચોતરફ મોટા વિસ્તારવાળો મોટો મેઘ પૃથ્વીતળ ઉપર આવીને જાણે કે જળને ગ્રહણુ કરવાનો આરંભ કર્યો હોય તેમ શોભે છે. આ પ્રમાણે સમુદ્રને આદરવડે વિકસ્વર નેત્રથી જોતાં અને વૃદ્ધિ પામતાં મોટા ઉત્સાહવાળા તે જનો સમુદ્રના પારને પામ્યા. ત્યારે શ્વેતપટનો સંવર કર્યો, નાગરને નીચે નાંખ્યા, સર્વ કરીયાણા (સરસામાન) ઉતાર્યા, વેપાર ચાલુ થયો, સર્વ ભાંડનો અદલોબદલો થયો, બીજું ભાંડ ગ્રહણુ કર્યું, તેથી અસંખ્યાતો લાભ થયો. પછી સર્વ દ્રવ્યની સંકલનાના અર્થવાળી અને મધ્યમાં પોતાના નામવાળી એક ગાથા ભુર્જપત્ર ઉપર લખી.—

સમુદ્રની વિજયયાત્રાને વિષે ગયેલા શ્રીદત્તને આધીન થયેલું પોતે ઉપાર્જન કરેલું ધન સર્વ સંખ્યાએ કરીને એંશી લાખ પ્રમાણુવાળું છે. આ ભુર્જપત્રને રત્નના દાબડાને વિષે નાંખીને પ્રધાન પણ્યની મધ્યે સ્થાપન કર્યું. ત્યારપછી પાછા જવાની ઇચ્છાવાળા તેણે વહાણુને ભરાવ્યું. અને સર્વ તૈયારી કરીને મન અને પવનના અનુકૂળ સંયોગે શ્વેતપટ ચડાવીને તે વહાણુ પાછું ચલાવ્યું અને તે મોટા વેગથી ચાલવા લાગ્યું. હવે તે વહાણુ સમુદ્રની મધ્યે પહોંચ્યું ત્યારે મણિ અને કાંચન વિગેરે અર્થના મોટા સમૂહને જોઇને લોભથી ચપળ થયેલા ક્ષેમંકરનું ચિત્ત ચલાયમાન થયું. તેથી તેને અકાર્ય કરવાનો પરિણામ ઉત્પન્ન થયો. પૂર્વકાળનો બાળપણાથી જ ઉત્પન્ન થયેલો પ્રેમનો પ્રબંધ તૂટી ગયો (નાશ પામ્યો). કુળના ક્રમની અવગણના કરીને સર્વ દ્રવ્યને ગ્રહણુ કરવાનો અભિલાષ ઉત્પન્ન થયો. તેથી "આ શ્રીદત્તને શી રીતે હણવો ?" એ પ્રમાણે દરેક સમયે ઉપાયના સમૂહને ચિંતવવા લાગ્યો. ત્યારે તે જ અર્થમાં આપેલા ઉપયોગવાળા અને બીજા વ્યાપારમાં નિવૃત્ત મનવાળા તેને જોઇને શ્રીદત્તે કહ્યું કે—"હે ક્ષેમંકર ! ઇંદ્રિયોના નિરોધવડે યોગીની જેમ એક જ લક્ષ્ય ઉપર ચક્ષુને નાંખીને તું આ શું ધ્યાન કરે છે ?" ત્યારે આકારનો સંવર કરીને ક્ષેમંકરે કહ્યું કે—"હું કાંઇપણુ ધ્યાન(વિચાર) કરતો નથી. માત્ર દેવના સમૂહને આ પ્રમાણે પ્રાર્થના કરું છું, કે—જો તમારા પાદવંદનનું, શરણુનું અને પૂજનનું ફળ હોય, તો વિલંબ(વિઘ્ન) રહિત આ યાનપાત્ર(વહાણુ) પોતાને ઘેર જાઓ. જો કોઇપણુ પ્રકારે કુશળતાથી અમે અમારે ઘેર પહોંચશું, તો ત્રણે સંખ્યાએ બીજા કાર્યથી વિરતિ પામીને તમારી પૂજા કરશું. "ત્યારે શ્રીદત્તે કહ્યું કે—"આ નિષ્ફળ

ચિંતવન કરવાથી શું ફળ ? જે થવાનું હશે, તે થશે, જે નહીં થવાનું હોય, તેનો સંભવ જ નથી. આ પ્રમાણે અર્થનો નિશ્ચય હોવાથી અહીં ચિંતા( વિચાર )નો શો અવસર છે ? કેમકે કોઇપણ વખત કાર્યો ચિંતાને આધીન હોતા જ નથી." ત્યારે ક્ષેમંકરે કહ્યું કે—" હા. એમ જ છે, તો પણ તત્ત્વને જાણનાર પણ ચિત્તના વ્યાપારને રૂંધવા સમર્થ થતો નથી." આ પ્રમાણે પરસ્પર જુદી જુદી વાતોના વિસ્તારવડે દિવસને પૂર્ણ કરી રાત્રિએ તે બન્ને સૂઇ ગયા, અને પ્રભાતસમયે શ્રીદત્તે સ્વપ્ન જોયું, કે-" શરીરની ચિંતા( ઠલ્લો ) કરતા મને આ ક્ષેમંકરે સમુદ્રમાં નાખ્યો." આ પ્રમાણે જોઇને મનમાં વિસ્મય પામેલો અને જાગૃત થયેલો શ્રીદત્ત વિચાર કરવા લાગ્યો કે-" સ્વપ્નનો અર્થ આ પ્રમાણે સૂચવન કરે છે.-અનુભવેલા, જોયેલા અને ચિંતવેલા પ્રકૃતિના વિકારો દૈવના પ્રેરેલા હોય છે અને તે સ્વપ્નના નિમિત્તો પુણ્ય અને પાપ જ છે, તેનો અભાવ નથી. તેમાં જોયેલ, અનુભવેલ અને ચિંતવેલ પ્રકૃતિના વિકારોમાંથી જો એક પણ ન હોય, તો દૈવે પ્રેરણા કરેલા પુણ્ય અને પાપનું કારણપણું હોય. તે પણ આવા પ્રકારના કાર્યના વિષયવાળું પ્રગટ અક્ષરવડે કેમ ઘટી શકે ? અથવા તો વિધાતા( દૈવ )ના વ્યાપારો નહીં ઘટતાને ઘટાડવામાં હુશિયાર છે. આ મારો મિત્ર છતાં પણ કોઇપણ કારણે કરીને હમણાં એકાગ્ર મનવાળો થઇને અત્યંત ચિંતાતુર દેખાય છે, તે હું જાણતો નથી. પૂર્વે મારા પૂછવાથી જે મને તેણે પ્રત્યુત્તર આપ્યો તે પણ ચિત્તને ખેદ ઉત્પન્ન કરવા સિવાય બીજું કાંઇ નથી, એમ મને ભાસે છે. અથવા મોટો સ્નેહવાળો અને સાથે વસવાવાળો આ મારી સાથે જ ચાલ્યો. આવો આ મહાત્મા આવા પ્રકારના અનર્થને કરનાર કેમ ઘટી શકે ? આ અતિ મનોહર દ્રવ્યનો સમૂહ હરિ અને મહાદેવને પણ લોભથી વ્યાપ્ત વિકુર્વે છે ( કરે છે ), તો પછી આ પણ ઘટી શકે છે." આ પ્રમાણે વિચારતો શ્રીદત્ત શય્યામાંથી ઊઠીને, પ્રભાતનું કાર્ય કરીને ક્ષેમંકરની પાસે જઇને બેઠો, અને તે જ પ્રમાણે કાંઇક ધ્યાન કરતો હોવાથી નિશ્ચળ નેત્રવાળો તેને જોયો. ત્યારે શ્રીદત્ત સ્વપ્નને અનુસરતા વિચારનો સમૂહ ઉત્પન્ન થવાથી સારી રીતે વિશેષે કરીને ઉપયોગમાં તત્પર રહેવા લાગ્યો. ત્યારપછી મધ્ય રાત્રિને સમયે શરીરચિંતા કરવાના મનવાળો તે ઊઠીને ધીમે ધીમે જવા લાગ્યો, તે વખતે તે જ અપધ્યાનમાં નિરંતર ઉપયુક્ત ચિત્તવાળા ક્ષેમંકરે તેને જાણ્યો. તેથી તેને અનુસરતા માર્ગે પોતે લાગ્યો. શ્રીદત્ત પણ ચિત્તમાં ઉપયોગ રાખીને ઉચિત પ્રદેશમાં શરીરચિંતા કરવા લાગ્યો. બીજો (ક્ષેમંકર) પણ વેષનું પરાવર્તન કરી વસ્ત્રવડે મુખને અત્યંત ઢાંકીને જલદી તે પ્રદેશમાં પ્રાપ્ત થયો. તેને શંકાને લીધે આમતેમ ચક્ષુને નાંખતા શ્રીદત્તે જોયો. તે વખતે જેટલામાં તે પ્રદેશથી ઉઠવાને તે તૈયાર થયો, તેટલામાં પોતાને થવાના મોટા આપાત( વિનાશ )નો વિચાર કર્યા વિના ક્ષેમંકરે તેને જળ તરફ ફેંક્યો. પડતા એવા તેણે તથાપ્રકારે કોઇ પણ રીતે ક્ષેમંકરને ગ્રહણ કર્યો, કે જે પ્રકારે તે બન્ને એકી સાથે જ મોટા સમુદ્રમાં પડ્યા. તેમાં મજ્જન( ડુબવું ) અને ઉન્મજ્જન( ઉછળવું ) કરતા શ્રીદ થીગડા( આધાર )-

ના વશથી કોઇપણ પ્રકારે પૂર્વે ભાંગી ગયેલા કોઇક વહાણનું પાટિયું પ્રાપ્ત કર્યું. તેને પ્રિય મનુષ્યની જેમ તેણે પોતાની બાહુરૂપી લતાવડે આલિંગન કર્યું (પકડયું). તેના સામર્થ્યવડે તે સાતમે દિવસે સામે કાંઠે પહોંચ્યો. માત્ર કંઠપ્રદેશમાં પ્રાપ્ત થયેલા જીવિત(પ્રાણ)વાળો તે સમુદ્રને કાંઠે રહેલા એવા વૃક્ષની નીચે પડ્યો. ત્યાં શીતળ વાયુવડે તેના શરીરને આશ્વાસન(શાંતિ) મળ્યું. તેથી ચોતરફ દિશાના વલય(સમૂહ)ને જોવા લાગ્યો. તેવામાં તેણે પ્રદેશમાં આવેલ કંદ, મૂલ અને ફળના અર્થી એક તાપસને જોયો. ત્યારે તેને તેણે પૂછયું કે-"હે ભગવાન! આ કયો પ્રદેશ છે? અથવા જળ ક્યાં છે?" ત્યારે તાપસે કહ્યું કે-"આ વેલાગમ નામનો પ્રદેશ છે. અને જળ તો અહીંથી દૂર છે. તેથી ક્ષીણ બળવાળો તું ત્યાં જવાને શક્તિમાન નથી. તેથી આ જ કમંડળના જળને પીને તું સ્વસ્થ શરીરવાળો થા." શ્રીદત્તે તે અંગીકાર કર્યું. કમંડળનું જળ પીધું તેથી કાંઇક સ્વસ્થ થયો, અને તે તાપસની સાથે આશ્રમમાં ગયો. ત્યાં કુલપતિને જોયા, તેના પગમાં તે પડ્યો, અને તેનાવડે આશીર્વાદ અપાયેલો તે પૃથ્વીપીઠ ઉપર બેઠો. તેને કોઇપણ રીતે કુળપતિએ ઓળખ્યો. તેથી તેણે શ્રીદત્તને પૂછયું કે-"આ કયો વૃત્તાંત છે?" ત્યારે તેણે વહાણમાંથી પડવું અને પાટિયાનો લાભ થવો ત્યાં સુધીનો સર્વ પોતાનો વૃત્તાંત યથાર્થ કહ્યો. તે સાંભળીને વિસ્મય પામેલો કુળપતિ કહેવા લાગ્યો કે—

"અહો! ક્ષેમંકરનું અનુચિત કરવાપણું કેવું છે? અહો! અધમ વિધાતાનું પ્રતિકૂળ વર્તવાપણું કેવું છે? તથા અહો! કાર્યના પરિણામનું દુર્લક્ષ્યપણું કેવું છે? કે જેથી આવા સત્પુરુષ પણ આવા પ્રકારની વિષમ દશાને પામે છે? અથવા તો સંસારમાં પડેલા પ્રાણીઓને આવા પ્રકારના વ્યસનમાં પડવું થાય તેને કોણ ગણે છે? તેથી હે વત્સ! તું ચિત્તમાં સંતાપ કરીશ નહીં." ત્યારે શ્રીદત્તે કહ્યું કે-"હે ભગવાન! કલ્પવૃક્ષનો વિજય કરનારા તમારા ચરણકમળ જોવાથી મારા ચિત્તનો સંતાપ દૂર નાશ પામ્યો છે, અને કલ્યાણરૂપી કંદલી ઉલ્લાસ પામી છે." કુલપતિએ કહ્યું કે-"જે તારો આવા પ્રકારનો ગુરુને વિષે પક્ષપાત છે, તેનો ઉદય અવશ્ય થશે. તેમાં શું શંકા છે?" આ વખતે ભોજનની વેળા થઇ ત્યારે કુળપતિએ શ્રીદત્તને કોમળ ફળ, મૂળ અપાવ્યાં. તેણે તે ખાધાં. કેટલાક દિવસે તે સારા શરીરવાળો થયો. પછી તેણે કુળપતિના પગમાં પડીને કહ્યું કે-"હે ભગવાન! મને હવે અહીંથી પોતાને સ્થાને જવાની રજા આપો." ત્યારે કુળપતિએ કહ્યું કે-"હે વત્સ! મારી પાસે કેટલાક કાળથી મંત્રસિદ્ધિ છે. તે તને સારી રીતે શીખવીને પછી તને રજા આપીશ." ત્યારે શ્રીદત્તે કહ્યું કે-"આ બાબતમાં તમે જ પ્રમાણ છો." પછી રાત્રિનો સમય થયો ત્યારે પાટી ઉપર મંત્રાક્ષરો લખીને, તેને પુષ્પવડે પૂજીને એક અવ્યક્ત ઋષિકુમારને અધિવાસ કર્યો, અને એકસો ને આઠ પુષ્પને નાંખવાપૂર્વક પત્ર પર ઉતારેલા મંત્રનું સ્મરણ કર્યું. ત્યારપછી એક ક્ષણમાત્રમાં જ દેવવડે અધિષ્ઠિત થયેલ તાપસકુમાર બોલવા લાગ્યો કે-"મારું સ્મરણ કેમ કર્યું?" ત્યારે

કુળપતિએ કહ્યું કે–" હે મહાયશ ! આ શ્રીદત્ત જે પ્રમાણે વહાણમાંથી પડ્યો, અને જે પ્રમાણે આટલી ભૂમિ સુધી આવ્યો, તે અમે જાણ્યું, પરંતુ હવે પોતાના વહાણને અક્ષત શરીરવાળો આ કેવી રીતે મળશે ? અથવા તે ક્ષેમંકરનું શું થયું ? તે યથાર્થ કહો. " ત્યારે પત્રમાં ઊતરેલા તે દેવે કહ્યું કે—" ક્ષેમંકર પોતાના અને આ( શ્રીદત્ત )ના અકલ્યાણને કરનાર થઈને મગરની ભયંકર દાઢારૂપી શસ્ત્રવડે કપાયેલાં સર્વ અંગવાળો થઇને યમરાજના ઘરનો અતિથિ થયો છે. તથા શ્રીદત્ત જો દશ રાત્રિને છેડે રત્નપુર નગરમાં જાય, તો પરિપૂર્ણ સમગ્ર ધનના સમૂહવાળા પોતાના વહાણને પ્રાપ્ત કરે. " એમ કહીને તે પત્ર સ્વાભાવિક થઇ ગયું. પછી મંત્રસ્મરણનો વિધિ સમાપ્ત કર્યો. પછી સર્વ પરમાર્થને જાણનાર તે શ્રીદત્ત કુળપતિને પ્રણામ કરી તાપસે બતાવેલા (દેશના) માર્ગે રત્નપુર તરફ વિદાય થયો. પછી દેશને પામેલો તે શ્રીદત્ત તાપસોને ત્યાંથી રજા આપીને અવિલંબિત ( નિરંતર ) પ્રયાણે કરીને રત્નપુરમાં પહોંચ્યો. ત્યાં શાંબ નામના નગરના મુખ્ય શ્રેષ્ઠીને ઘેર રહ્યો. તે શ્રેષ્ઠીએ ગઇ રાત્રિમાં સ્વપ્ન જોયું હતું કે–" કોઇ એક મહાપુરુષ કૂવામાં પડ્યો હતો, તેને મેં અને મારી પુત્રીએ હસ્તનું અવલંબન આપીને ઉતાર્યો. " તથા તે શ્રેષ્ઠીની પુત્રી પરણવાને લાયક થયા છતાં પણ તેવા પ્રકારના યોગ્ય વરના અભાવથી પરણ્યા વિનાની જ વર્તે છે, એ મોટો ચિત્તનો સંતાપ તેને થતો હતો. ત્યાર પછી ભોજનસમયે " સ્વાભાવિક મનોહર આકૃતિવાળો આ છે. " એમ જાણીને તેણે શ્રીદત્તને ભોજન કરાવ્યું. ત્યારપછી શ્રેષ્ઠીએ તેને પૂછ્યું કે–" હે ભદ્ર ! તું કયાંથી આવે છે અને કયાં જવું છે ? " ત્યારે શ્રીદત્તે સંક્ષેપથી સર્વ વૃત્તાંત કહ્યો. પછી સ્વપ્નના અનુમાનવડે તેની યોગ્યતા જાણીને શ્રેષ્ઠીએ પોતાની પુત્રી તેને આપી અને તેનો વિવાહ કર્યો. ત્યાર પછી નવ રાત્રિ પૂર્ણ થઈ ત્યારે તે પોતાનું વહાણ ત્યાં આવ્યું, પરંતુ આ નાયક વિનાનું છે, એમ જાણીને નિર્યામિકો( ખલાસીઓ )એ પરસ્પર વિચાર કરીને સર્વ પણ્ય( કરીયાણા )નો સમૂહ પોતાને આધીન કર્યો. અને કાંઠે ગયા પછી શુલ્ક(દાણ ) આપીને બાકી રહેલ સર્વ દ્રવ્ય આપણે વહેંચીને ગ્રહણ કરશું. " એમ નિશ્ચય કરીને તે વહાણને કાંઠે લાવ્યા. તે વખતે શ્રીદત્તે ત્યાં આવીને નિર્યામક વિગેરેને પૂછ્યું કે–" અરે ! તમે સર્વ કુશળ છો ને ? " ત્યારે તેઓ બોલ્યા કે–" તું કોણ છે ? " શ્રીદત્ત કહ્યું કે–" હું આ વહાણનો સ્વામી છું. " ત્યારે કાંઇક જાણતા છતાં પણ લોભથી પરાભવ પામેલા તેઓએ કોપ સહિત કહ્યું કે–" અરે ! સંબંધ વિનાનું ( અસત્ય ) ન બોલ. અમારા જીવતા છતાં બીજો કોણ સ્વામી છે ? " આ પ્રમાણે શ્રીદત્તનું નિરાકરણ કરીને વહાણમાંથી ભાંડ ઉતારવા લાગ્યાં. ત્યારે શ્રીદત્ત તે નગરના રાજા **ચંદ્રપીડ** પાસે જઇ તેની તે સંબંધી આજ્ઞા આપી. ત્યારપછી મોટું પ્રાભૃત લઈને નિર્યામિકો રાજાની પાસે ગયા. ત્યાં પ્રાભૃત આપવાપૂર્વક તેઓએ પોતાનો વૃત્તાંત જણાવ્યો. ત્યારે દાણના વશથી ઉત્પન્ન થયેલા દાક્ષિણ્યપણાએ કરીને રાજાએ તેઓનું કહેલું અંગીકાર કર્યું, પછી અતિ સંતોષને પામેલા તે નિર્યામકો ત્યાંથી ચાલ્યા (ગયા). આ અવસરે શ્રીદત્તે

વહાણનો વૃત્તાંત શાંબ શ્રેષ્ઠીને કહ્યો ત્યારે તે મહાજન સહિત રાજકુળમાં ગયો. અને રાજાને પુષ્પ અને તાંબૂલ આપવાપૂર્વક વિનંતિ કરવા લાગ્યો, કે—

"સામાન્ય લોક પણ કાર્યનો નિશ્ચય કર્યા વિના વિસંવાદને દૂર કરતા નથી, એ વાત પ્રગટ જ છે, તો પછી હે મહારાજા! તમે દંડધર શી રીતે કરો? જો એક પક્ષના વચનના પ્રમાણપણાએ કરીને ન્યાયમાર્ગ હોય, તો હમણાં પણ નિશ્ચે કલિકાલ રાજાની સ્થિતિ ઉતરી, માટે હે દેવ! અહીં બીજો પક્ષ પણ તમારે પૂછવો યોગ્ય છે. અને ત્યારપછી અર્થનો વિચાર કરીને જે યોગ્ય લાગે, તે કરો." ગોળ અને સાકરથી પણ એકે કહેલી ગોળી થાય છે, તેથી બન્ને પક્ષની પરીક્ષા કરવામાં દંડધરો પ્રવર્તે છે." આ પ્રમાણે મહાજને કહ્યું ત્યારે લજ્જા પામેલા રાજાએ ફરીથી નિર્યામકોને પાછા વાળીને પોતાની પાસે બોલાવ્યા. પછી રાજાએ શાંબ શ્રેષ્ઠીને કહ્યું કે-"હવે બીજો પક્ષ બોલે." ત્યારે તે શ્રેષ્ઠીએ શ્રીદત્તને કહ્યું કે-"હે શ્રીદત્ત! જે યોગ્ય હોય, તે તું બોલ." ત્યારે શ્રીદત્તે કહ્યું કે-"હે દેવ! સાંભળો. લોભને વશ થયેલા મારા મિત્રે રાત્રિના મધ્યસમયે મને મારવા માટે વહાણમાંથી સમુદ્રમાં નાંખ્યો. અને પડતા એવા મેં તેને પણ હાથવડે પકડીને નાંખ્યો. પછી કોઇપણ રીતે દૈવયોગે મેં પૂર્વે ભાંગેલા વહાણના પાટિયાને પ્રાપ્ત કર્યું, તેથી મોટા કષ્ટવડે હું અહીં આવ્યો. તેથી હે દેવ! આ વહાણ મારું છે. આ નિર્યામકો બિચારા મારા કર્મકર જ છે." ત્યારે રાજાએ કહ્યું કે-"હે નગરના પ્રધાન પુરુષો! સારી રીતે વિચાર કરો. આમાં પરમાર્થ (સાચું) શું છે?" ત્યારે નગરના પ્રધાન લોકોએ કહ્યું કે-"હે દેવ! બન્ને પક્ષને વસ્તુઓનું પ્રમાણ, મૂલ્ય અને ગુપ્તધન પૂછો. ત્યારપછી જે યોગ્ય લાગે, તે કરો." ત્યારે રાજાએ પ્રથમ નિર્યામકોને પૂછયું, કે-"જો આ વહાણ તમારું હોય, તો કેટલા પ્રમાણવાળું પણ્ય છે? તેનું શું મૂલ્ય છે? અને ગુપ્તધન કેટલું છે? તે કહો." તે સાંભળીને ક્ષોભ પામેલા તેઓ પરસ્પર ઉલ્લાપ કરવા લાગ્યા. ત્યારપછી રાજાએ કમળના પત્ર જેવી વિકસ્વર દૃષ્ટિ શ્રીદત્ત ઉપર નાંખી. ત્યારે તેણે પણ્ય વિગેરે સંખ્યાવાળો સર્વ વ્યવહાર કહ્યો. તો પણ તેના ઉપરોધને વહન કરતા રાજાએ કહ્યું કે—"જો આ કાંઇ પણ વિશેષ પ્રકારે પ્રતીતિ (વિશ્વાસ) ઉત્પન્ન કરે, તો વિવાદ રહિતપણે આ વહાણ આનું જ થાય." ત્યારે શ્રીદત્તે તે વહાણમાંથી પોતાના નામના ચિન્હવાળી પેટીઓ મંગાવી. તેને રાજાના દેખતાં ઉઘાડી. તેમાંથી રત્નનો દાબડો કાઢ્યો. તેની મધ્યે પૂર્વે લખેલા વિત્તની સંખ્યાને કહેવાના તાત્પર્યવાળી ગાથાવાળું ભુર્જપત્ર બતાવ્યું. તે રાજાએ વાંચ્યું. ત્યારે તેને નિશ્ચય થયો, તેથી નિર્યામકોને કાઢી મૂકયા. પછી શ્રીદત્તે સમગ્ર ધન પોતાને આધીન કર્યું. શાંબ શ્રેષ્ઠી પ્રસન્ન થયો. રાજાએ પોતાના હાથવડે આપેલા પાનબીડા લઇને સર્વે પૌરજનો જેમ આવ્યા હતા તેમ પોતાને ઘેર ગયા. શ્રીદત્તે ભાંડને યોગ્ય સ્થાને રખાવ્યું અને કેટલુંક બદલાવ્યું. પછી કુટુંબ સહિત શાંબ શ્રેષ્ઠીએ કરેલા મોટા મૂલ્યવાળા વસ્ત્ર અને અલંકારાદિક આપીને સન્માન કરેલો

ભાર્યા સહિત તે શ્રીદત્ત ઉંટ વિગેરે ઉપર સમગ્ર ધનના વિસ્તારને ધારણ કરાવીને મોટા ભાટચારણોવડે પરિવરેલો અને નિરંતર દીન-દુઃસ્થ જનોને દાન આપવાવડે પ્રસન્ન કરતો પોતાના નગરને પામ્યો. રાજાએ તેની પૂજા કરી, નગરના લોકોએ સન્માન કર્યું અને સ્વજનવર્ગે બહુમાન કર્યું. પછી અવસરે તેના મિત્રના ઘરના લોકોએ તેને પૂછયું કે-"ક્ષેમંકર કયાં છે?" ત્યારે દીર્ઘ નીસાસા નાંખીને શ્રીદત્તે આ પ્રમાણે કહ્યું કે-"કોઇ પણ રીતે પ્રમાદથી રાત્રિને વિષે મૂકેલા પગવાળો હું વહાણમાંથી પડવા લાગ્યો, તે વખતે તે મહાનુભાવ મને હાથમાં પકડીને ખેંચવા લાગ્યો, પણ શક્તિમાન ન થયો, તેથી અમે બન્ને સાથે જ સમુદ્રમાં પડ્યા. તેમાં હું કોઇક પ્રકારે પૂર્વે ભાંગેલા વહાણના પાટિયાને પામીને સમુદ્રને ઉતરી ગયો અને ક્ષેમંકરનું શું થયું? તે કયાં ગયો? તે મેં જાણ્યું નથી." તે સાંભળીને તેનો સ્વજનવર્ગ રુદન કરવા લાગ્યો અને તેનું મરણકાર્ય કર્યું. ક્ષેમંકરને સ્થાને તેના પુત્રને સ્થાપન કર્યો. શ્રીદત્તે તેને વસ્ત્રાદિક આપવાવડે વિભૂષિત કર્યો તે પુત્ર પણ તેને પિતાની સ્થિતિવડે સેવવા લાગ્યો. પછી એક વખત શ્રીદત્તે સર્વ ભાંડનું વિનિવર્તન (અદલોબદલો) કરીને કાંચન ગ્રહણ કર્યું, રત્નનો સમૂહ કર્યો અને દશ જુવાન સ્ત્રીને યોગ્ય શ્રેષ્ઠ અલંકારનો સમૂહ એકઠો કર્યો, તથા તે લાખથી જડેલું ભુર્જ-પત્ર, આ સર્વ નિધાનના કલશમાં નાંખ્યું. ત્યારપછી ઘરના આંગણામાં નિર્જન સમયે તે કલશ પૃથ્વીતળમાં નાંખ્યો, અને બાકીનું દ્રવ્ય ત્યાગ(દાન), ભોગ અને વેપાર વિગેરે કાર્યમાં ઉપભોગ કરવા લાગ્યો. એ પ્રમાણે કેટલોક કાળ ગયો. ત્યારપછી તેની પ્રથમ પરણેલી ભાર્યા દુઃસહ ઉત્પન્ન થયેલી ઇર્ષ્યારૂપી શલ્યવડે વ્યાપ્ત હૃદયવાળી થઇને સપત્નીના સન્માનદાનાદિકને સહન કરવા સમર્થ નહીં હોવાથી "મારે મારા પતિને શી રીતે મારવો?" એ પ્રમાણે ઉપાયના સમૂહને વિચારવામાં તત્પર થઇ. પછી બીજે કોઇ દિવસે તેવા પ્રકારના તેના વિનાશના ઉપાયને નહીં જોતી તેણીએ તાલપુટનું ચૂર્ણ પાણીના વાસણમાં નાંખ્યું, અને તે ભોજન કરવા બેઠેલા શ્રીદત્તને આપ્યું. તે વખતે વિષના ઉગ્રપણાને લીધે અને યમરાજની સમીપે પ્રવૃત્તિપણું હોવાથી આંખના મટકા જેટલા જ કાળવડે તે મરણને પામ્યો. તે વખતે "આ શું થયું? શું થયું?" એમ કોલાહલ થયો. મંત્રવાદી વિગેરે પુરના લોકો એકઠા થયા. પોપટના પિંછા જેવી સ્વચ્છ શરીરની કાંતિવડે "આ વિષનો વિકાર છે" એમ વિચક્ષણ પુરુષોએ જાણ્યું. "આ કોનું કાર્ય છે?" એમ વિચારીને પરિજનો શોધ કરવા લાગ્યા. ત્યારે "કાર્યનો વિનાશ થવાથી આ શોધવડે શું ફળ છે?" એમ કહી સ્વજનોએ તેનો નિષેધ કર્યો. તેનું મરણ કાર્ય કર્યું. પછી ઇંગિત(ચેષ્ટા) અને આકાર વિગેરે જાણવામાં નિપુણ પુરુષોએ "આ દુષ્ટ કામ કરનારી તેની પહેલી ભાર્યા છે." એમ જાણીને તેણીને ઘરમાંથી કાઢી મૂકી. તેથી તે દુઃખને ભજનારી થઇ અને બીજી ઘરની સ્વામિની થઇ.

હવે શ્રીદત્ત દુ:સહ વિષરૂપી અગ્નિથી હણાવાવડે મહાદુ:ખથી વ્યાસ થઇ આર્ત્તધ્યાનના વશથી મરીને હરણ થયો. તથા તે ચિર ભવવાળી (પહેલી) સ્ત્રી મરીને લોધ્રક વૃક્ષપણે ઉત્પન્ન થઇ. પછી તે હરણને તેણે મારી નાંખ્યો. ત્યારે તે અટવીને વિષે હાથીરૂપે ઉત્પન્ન થયો. તે મોટા શરીરવાળો, ઘણા પ્રકારની હાથણીઓ અને હાથીના બચ્ચાના સમૂહવડે પરિવરેલો, ઇચ્છા પ્રમાણે વૃક્ષોવડે ગહન નદીના પ્રવાહને વિષે ફરતો હતો, તેવામાં મોટા ભયંકર પ્રસરતા દાવાનળને તેણે જોયો. તે જાણે પ્રસરતી લાંબી જ્વાળારૂપી ભુજાવડે હર્ષથી નાચ કરતો હોય, ઊંચા વૃદ્ધિ પામેલા ધૂમાડાના મિષવડે જાણે શિખર ચડાવ્યું હોય, ફુટી જતા વાંસના તડતડ શબ્દના મિષવડે જાણે અટ્ટહાસ કરતો હોય, તથા રાક્ષસની જેવા ઘોર આકારવાળો તે દાવાનળ આ સર્વ લોકને ગળી જવાના મનવાળો જાણે હોય તેમ દેખાવા લાગ્યો. તે વખતે મહાનુભાવ યૂથનો પતિ તેવા મહાપ્રલયને જોઇને જીવવાની ઇચ્છાથી ત્યાંથી એક દિશામાં નાશી ગયો. તે અગ્નિ પણ મોટા વાયુથી પ્રવર્તેલો, યુથપતિના પૃષ્ઠભાગને નહી છોડતો દુષ્કર્મના સમૂહની જેમ થોડા જ કાળમાં તેની પાસે આવ્યો. તે વખતે થોડા પાણી અને કાદવના સમૂહવડે વ્યાપ્ત એક પલ્વલ( ખાબોચીયા)ની મધ્યે પોતાના વિનાશને નહીં જાણીને કંપતા શરીરવાળો તે જલદી પેઠો. ત્યાર પછી તે વડવાનળ શાંત થયો ત્યારે ક્ષુધાવડે શરીરમાં કલેશ પામતો તે હસ્તીનો નાથ મોટા વેગવડે જેટલામાં કાંઠા તરફ ચાલ્યો તેટલામાં તે અગાધ પંકમાં ખુંચી ગયો, અને મોટા ભયંકર દુ:ખથી તાપ પામ્યો. પછી સાત દિવસ સુધી જીવીને મરી ગયો. તે આ હું જ્વલન નામનો તારો પતિ થયો છું, અને નિધિમાં નાંખી પૂર્વે લખેલા ભૂર્જપત્રને વાંચવાથી જાતિ સ્મરણને પામ્યો છું. તેથી આ દ્રવ્ય મારું જ છે. પૂર્વે અનુભવેલા ભાવોના સ્મરણવડે જ મૂર્ચ્છાની પ્રાપ્તિ પણ થઇ છે, તેથી હે પ્રિયા! નિધાનના ભૂત પિશાચના દોષની શંકા તું ન કર." આ પ્રમાણે સાંભળીને વિસ્મય પામેલી બ્રાહ્મણી વિચારવા લાગી કે—"અહો! આ મોટું આશ્ચર્ય છે કે જેથી આવા પ્રકારનું અસંભવિત કાર્ય પણ સંભળાય છે. જ્વલન પણ તે દિવસથી આરંભીને દ્રવ્યના સમૂહના વિરસપણાને, અવશ્ય નાશ પામવાના સ્વભાવપણાને અને અનેક અનર્થના સમૂહ ઉત્પન્ન કરવામાં તત્પરપણાને જાણીને મોટા વિસ્તારવડે દીન, અનાથ વિગેરેને દાન આપવા લાગ્યો. ત્યાર પછી કોઇક દિવસે રૂપવડે કામદેવ જેવો, તેજવડે સૂર્ય જેવો, સૌમ્યતાવડે ચંદ્ર જેવો અને દુર્ધર્ષપણાવડે સિંહ જેવો તથા જાણે મૂર્તિમાન સાધુધર્મ હોય તેમ શોભતો એક સાધુ ભિક્ષાને નિમિત્તે તેને ઘેર આવ્યા. તે વખતે રૂપાદિક ગુણના સમૂહ જોવાવડે મોટા હર્ષના સમૂહને પામેલો તે જ્વલન વિવિધ પ્રકારના ફળ, ભક્ષ્ય અને ભોજનવડે પૂર્ણ સુવર્ણનો થાળ ભરીને પોતે જ સાધુને દાન આપવા માટે ઊભો થયો. સાધુ પણ રાગ દ્વેષ રહિત અને ત્રણ પ્રકારની એષણા સમિતિમાં ઉપયોગવાળા હોવાથી આમ્રાદિક અપરિણત (સચિત્ત) ફળે કરીને સહિત તે થાળને જોઇને 'આ અકલ્પ્ય છે' એમ જાણીને સર્વનો ત્યાગ કરી

ત્યાંથી નીકળવા લાગ્યા, તે વખતે દાન દેવામાં બમણી બુદ્ધિવાળા જ્વલને તેના પગમાં પડીને વિનંતિ કરી કે—"હે ભગવાન ! તમે આ ગ્રહણ નથી કરતા, તેનું શું કારણ છે ?" ત્યારે સાધુએ કહ્યું કે—" મહાભાગ્યવાન ! જે આ સહકાર (આમ્ર) વિગેરે વૃક્ષોના કાચાં ફળો શસ્ત્રથી પરિણમેલા ( અચિત્ત થયેલા ) નથી, તેથી તે સજીવ હોવાથી સાધુને તેનો ઉપભોગ કરવો કલ્પે નહીં." ત્યારે જ્વલને કહ્યું કે–" ભલે, ફળો દૂર રહો. આ સિદ્ધ (રાંધેલું) અશન કેમ ગ્રહણ કરતા નથી ? " ત્યારે સાધુએ કહ્યું–" સચિત્ત ફળના સહિતપણાએ કરીને મિશ્ર દોષને પામેલું આ સિદ્ધ ભોજન પણ અકલ્પ્ય જ છે." એમ કહીને તે બીજે ઘેર ગયા. તે વખતે " અત્યંત શ્લિષ્ટ ( મળેલી ) ધર્મચેષ્ટાનું પ્રધાનપણું કેવું ? " એમ જાણી મોટા સંતોષને પામેલ તે જ્વલન વિચારવા લાગ્યો, કે—

" ઘણા બ્રાહ્મણ શ્રમણો( સાધુઓ ) ભિક્ષાને માટે અહીં હંમેશાં આવે છે, પરંતુ આવા પ્રકારનો ભાવ કોઇએ દીઠો નથી અને કહ્યો પણ નથી. આવા પ્રકારના ગુણનો સમૂહ મેં કોઈ પણ શ્રમણાદિકનો જોયો નથી. કલ્પને ચેષ્ટા પણ સારી પ્રતિષ્ઠા પામી છે, તેથી પરલોકના માર્ગમાં લાગેલા પ્રાણીઓને ખરેખર આ જ સાર્થવાહ છે. અને મોહથી અંધ થયેલા જીવોને રાજ મોટી ચક્ષુ છે. હું માનું છું કે-પૂર્વે સ્વપ્નને વિષે મને જેણે રક્ષા કરી હતી, અને જેણે મને પર્વત ઉપર ચડાવ્યો હતો, તે જ આ મહાનુભાવ છે; તેથી સંસારસમુદ્રને તારવામાં વહાણ સમાન આ જ ભગવાન કોઈ પણ મારા કુશળ કર્મના ઉદયવડે મને પ્રાપ્ત થયા છે. આ પ્રમાણે વિચાર કરતાં તેનું તરત જ જમણું નેત્ર ફરક્યું. ત્યારે તે વિશેષે કરીને અત્યંત પરિતોષને પામ્યો. ત્યાર પછી શીઘ્ર શીઘ્ર ભોજન કરીને તે સાધુની સમીપે ગયો. આદર સહિત તેના ચરણને નમીને તે પૃથ્વીપીઠ ઉપર બેઠો. ત્યારે સાધુએ તેને યોગ્ય જાણીને અત્યંત અપ્રમાદી મોટા સત્ત્વવડે સાધવા લાયક, ક્ષમા વિગેરે મુખ્ય આચારના સારવાળો, તરત જ મોક્ષસુખને આપનારો, બન્ને ભવની કલ્યાણપરંપરા આપવામાં શ્રેષ્ઠ, સર્વ સાવદ્યને વર્જવાપૂર્વક નિરવદ્ય કાર્યને સેવવામાં એકનિષ્ઠાવાળો તથા ઇચ્છા પ્રમાણે ઉછળતા દુઃખે કરીને દમી શકાય એવા ઇંદ્રિયોરૂપી હરણના સમૂહનો નિરોધ કરવામાં દોરડાના બંધનવાળો સાધુધર્મ કહ્યો. તે તેને પૂર્વ ભવના કરેલા સુકૃતના અનુભાવથી પસંદ પડ્યો. તથા નિરંતર સાધુની સેવા કરવાના વશથી યથાર્થ બોધને પામેલો અને સંસારના નિવાસથી વિરક્ત ચિત્તવાળો તે સમુચિત ધર્માનુષ્ઠાનમાં ધનનો વ્યય કરીને અને પોતાના સ્વજનોને બોધ કરીને મોટા સંવેગને પામેલો તે મહાત્મા બીજા કોઇ દિવસે સાધુની પાસે સાધુદીક્ષાને પામ્યો તથા દરેક સમયે અધિક વૃદ્ધિ પામતી સત્ત્વની ભાવનાવાળો, છઠ્ઠ અઠ્ઠમ વિગેરે મોટા તપનું વિધાન કરવામાં તત્પર તથા પોતાના આત્માની જેમ સમગ્ર જીવના સમૂહનું રક્ષણ કરતો તે ગુરુની સાથે વાયુની જેમ અપ્રતિબદ્ધપણે ગામ અને આકર વિગેરેને વિષે વિહાર કરવા લાગ્યો. એકદા સ્વા-

ધ્યાયની સમાધિને વિષે મોટા વિનયવડે ગુરુને પ્રણામ કરીને જ્વલન મુનિએ પૂછ્યું કે-"તમારી જેવા પ્રકારની રૂપસંપદા છે, અને સર્વ લક્ષણોએ કરીને સહિત આ દેહલતા છે, તેવા પ્રકારની સુખેથી લાલન કરેલા બીજા કોઇની દેખાતી નથી. તો કયા નિમિત્તે કરીને નવીન યુવાવસ્થામાં પણ આવા પ્રકારનું કાયર મનુષ્યજનોને વ્યાકુલ કરનારું ચારિત્ર તમે ગ્રહણ કર્યું ? તે વિષે મને મોટું કૌતુક છે, માટે સર્વથા પ્રકારે તમે કહો." ત્યારે સાધુએ કહ્યું કે-"હે મહાનુભાવ ! વીતી ગયેલી વસ્તુના કહેવાથી શું ફળ ?" ત્યારે જ્વલન મુનિએ કહ્યું કે-"તમે કહો છો તેમજ છે, પરંતુ પોતાના બાલની નમ્રતાપૂર્વક પ્રાર્થનાને પૂર્ણ કરવી એ ગુરુને ઉચિત જ છે." ત્યારે ગુરુએ કહ્યું કે-"જો એમ હોય તો તું સાંભળ. **વિદેશા** નામની નગરીમાં ધનવડે આઢ્ય( મોટો) **ધન** નામનો સાર્થવાહ હતો. તેનો હું **વિજયાનંદ** નામનો સુપ્રસિદ્ધ પુત્ર છું. મારે ક્ષમાના સ્થાનરૂપ, સારા શીલવાળી, અત્યંત પ્રીતિવાળી અને જિનેંદ્ર ધર્મને વિષે આસક્ત **કનકવતી** નામની ભાર્યા હતી. એકદા મહાનુભાવવાળી તેણીના શરીરમાં કોઇ પણ પ્રકારના ચિરકાળના ઉત્પન્ન થયેલા કર્મના દોષે કરીને દુષ્ટ કુષ્ઠ( કોઢ ) નામનો મહાવ્યાધિ ઉત્પન્ન થયો. તેથી થોડા દિવસમાં જ સુવર્ણની કાંતિ જેવી શરીરની કાંતિ છતાં પણ ભમરાના સમૂહ, કોયલ, ગવલ અને અંજનના જેવી થઇ ગઇ. ઓષ્ઠ અને નાસિકારૂપી વાંસ નષ્ટ થયા, આંગળીઓ ગળી ગઇ, હાથ પગ વલય રહિત થયા, પરૂનો પ્રવાહ શરીરમાંથી વહેવા લાગ્યો, અતિ દુઃસહ દુર્ગંધ ઉત્પન્ન થયો, ગણગણાટ કરતી માખીઓના સમૂહના મુખ( ચાંચ )વડે શરીરમાં વ્રણના( છિદ્રના ) સમૂહ થયા. તેથી મનમાં મરણનો નિશ્ચય કરીને મને આ પ્રમાણે કહેવા લાગી કે-"હે પ્રિયતમ ! દયાને પામેલા તમે જો મારું પ્રિય કરવાને ઇચ્છતા હો, તો ચતુર્વિધ આહારના ત્યાગવડે મને અનશન આપો. આવા પ્રકારની આપત્તિને પામેલી મારે હવે જીવવાથી શું ફળ છે ? માટે હવે તો ત્રણ ભુવનમાં એક સારભૂત પંચ નવકાર જ મારું શરણ છે." ત્યારે-"હે સુતનુ ! ઔષધ આપવા વગેરેવડે હું તે પ્રકારે કરીશ કે, જેથી શીઘ્રપણે તારું શરીર સારું થશે. આ પ્રમાણે તું કાયર કેમ થાય છે ?" આ પ્રમાણે મેં તેણીને કહ્યા છતાં પણ જવાબ આપ્યા વિના જ અનશનમાં સ્થિર રહી. ત્યારે પાસે રહેલા મેં તેણીને પંચ નવકાર મંત્ર આપ્યો. પછી અવસાન સમય પ્રાપ્ત થયો ત્યારે મેં પ્રેમ સહિત તેણીને આ પ્રમાણે કહ્યું કે-"દેવપણે ઉત્પન્ન થયેલી તું મને દર્શન આપજે." ત્યારે તેણીએ એ અંગીકાર કર્યું. પછી મનમાં સંવેગ પામેલી તે સમ્યક્ પ્રકારે પંચ પરમેષ્ઠીમંત્રનું સ્મરણ કરતી મરણ પામી. પછી સૌધર્મ દેવલોકને વિષે મનોહર દેવલક્ષ્મીને પામીને તત્કાળ અવધિજ્ઞાનવડે પ્રિયતમને આપેલા પ્રતિવચન( ઉત્તર )ને જાણીને તત્કાળ ઉદય પામેલા બારે સૂર્ય કરતાં પણ અધિક તેજવડે દિશાઓના સમૂહને પ્રકટ કરતી તે મારી પાસે આવીને આ પ્રમાણે કહેવા લાગી. "હે આર્યપુત્ર ! તમે મને ઓળખો છો કે નહીં ? તે હું તમારી ભાર્યા પૂર્વે કહેલ

સંભારીને કહેવા માટે અહીં આવી છું." તે સાંભળીને સ્મરણ થયેલા પૂર્વકાળના વૃત્તાંતથી વૃદ્ધિ પામેલા મોટા સંતોષવાળા મેં તેની સાથે વાત કરી, ત્યારે તેણીએ મને આ પ્રમાણે કહ્યું કે–"તમે કાંઇ પણ મનવાંછિતને કહો કે, જેથી અવશ્ય તેને હું પૂર્ણ કરું." ત્યારે ચિત્તમાં વૈરાગ્યને પામેલા મેં જવાબ આપ્યો. "જે સંસારમાં પ્રાણીઓનું જીવિત જળના ચંચળ કલ્લોલ જેવું ચપળ છે, શરીર પણ અકસ્માત આવી પડતા વિવિધ પ્રકારના રોગના સમૂહવડે વ્યાપ્ત છે, યુવાવસ્થા પણ મોટા તીક્ષ્ણ વાયુએ ઉછાળેલા રૂના જેવું ચંચળ છે. ગંધર્વ નગરની જેમ ક્ષણ માત્રમાં જ જેવાથી નષ્ટ પામેલો પ્રિયજનનો સંયોગ છે. વ્રણમાં રહી હોય તેમ લક્ષ્મી પણ ચંચળ છે, શરીરની શોભા વીજળીની જેમ ક્ષણમાં નાશ પામનારી છે, તો હે સુતનુ! આ પ્રકારે સર્વ હોવાથી મારે શું વાંછિત કહેવું?" ત્યારે દેવતાએ કહ્યું કે–"જો કે એમ છે, તો પણ કાંઇક કાર્ય મને કહો, કેમકે દેવતાનું દર્શન નિષ્ફળ ન થાય." ત્યારે "હે દેવી! જો એમ હોય, તો મને તું કહે કે–આજથી કેટલું લાંબું મારું આયુષ્ય છે?" ત્યારે દેવીએ કહ્યું કે–"પૂરેપૂરા ત્રીશ વર્ષ છે, પરંતુ પરમાર્થથી તે કાંઈપણ નથી. તેથી ધર્મને વિષે ઉદ્યમ કરવો યોગ્ય છે. લવસત્તમ દેવોનું પણ આયુષ્ય ક્ષીણ થાય છે, તો પછી બીજાની શી ગણતરી? જો આ સંસારમાં ક્ષણભંગુર અને નિઃસાર આ શરીરવડે નિત્ય ધર્મરૂપી સાર સિદ્ધ થાય, તો શું સંપૂર્ણ ન થયું?" આ પ્રમાણે તે દેવતાનું વચન "બહુ સારું" એમ સારી રીતે અંગીકાર કરીને મેં દીક્ષા ગ્રહણ કરી. દેવી પણ પોતાને સ્થાને ગઈ. તેથી જ્વલન! તેં વ્રતગ્રહણનું જે કારણ મને પૂછયું, તે આ છે. તું પણ આ સાંભળીને ધર્મને વિષે ઉદ્યમવાળો થા."

હવે તે સાંભળીને કપાળતળ ઉપર બે હસ્તકમળ રાખીને "તેમ જ હો" એમ બોલતો, વિશેષે કરીને તપ કરવામાં તત્પર, સંયમને વિષે ઉદ્યમી મનવાળો, સૂત્ર અને અર્થની પરિભાવનામાં તત્પર, અને પરોપકારાદિકની પ્રવૃત્તિવડે જગતના વિસ્તારને પવિત્ર કરતો તે જ્વલન સાધુ કાળના ક્રમવડે ગીતાર્થ થયો. પછી ક્રમે કરીને ત્રીશમું વર્ષ આવ્યું ત્યારે આયુષ્યનું સાવશેષપણું જાણીને, સર્વ પ્રાણીઓના ક્ષામણાદિક કાર્યો કરીને, તથા વિશેષે કરીને સંલેખનાનું આરાધન કરીને વિજયાનંદ સાધુ પણ કાળ કરીને સહસ્રાર કલ્પને વિષે દેદીપ્યમાન દેવ થયો. જ્વલન સાધુ પણ તે દિવસથી આરંભીને ઉત્પન્ન થયેલા મોટા સંસારના વૈરાગ્યને ધારણ કરતો અને પુર, આકાર વિગેરેમાં વિહાર કરતો **સોમનપુરમાં** આવ્યો અને બહાર અશોક વનમાં રહ્યો. હવે તે નગરનો રાજા **જયસુંદર** કેટલાક ઘોડેસ્વારોના પરિવારવાળો રાજવાટિકાને માટે (ફરવા માટે) નીકળ્યો. ત્યાં અશોક વનમાં સંચરતા મૃગના સમૂહને જેઈને મૃગયા(શિકાર)ના રસનો અનુભવ કરવાના મનવાળો થઈને કર્ણ પર્યંત ખેંચેલા પ્રચંડ ધનુષ્યમાંથી બાણનો વરસાદ કરતો તે વનની મધ્યે પેઠો. હરણનો સમૂહ પણ ભયથી વ્યાકુલ લોચનવાળો થઇને કોઇ પણ કયાંઇ પણ પલાયન કરી ગયા. તેની પાછળનો માર્ગમાં લાગેલો રાજા પણ બાણના સમૂહને ફેંકતો ત્યાં સુધી ગયો,

કે જ્યાં તે સાધુ ચક્ષુના વિષયમાં આવ્યો. તે વખતે "હા! હા! મેં મહાપાપીએ તીક્ષ્ણ બાણોવડે સાધુને કદાચ હણ્યા હોત" આ પ્રમાણે ચિત્તમાં ઉત્પન્ન થયેલા મોટા સંતાપવાળો તે અશ્વ ઉપરથી ઉતરીને તેના પગમાં પડ્યો, અને તેનો કોપ શમાવવા માટે વિનંતિ કરવા લાગ્યો, કે—

"હે ભગવાન! આ નગરનો રાજા હું મૃગયા કરવા માટે અહીં આવ્યો છું. અહીં સમાધિમાં રહેલા તમે છો એમ મેં જાણ્યું નહીં તેથી મારા મોટા અપરાધને તમે ક્ષમા કરો, કે બાણનો સમૂહ મેં જે છોડ્યો. મને અભયદાન આપો." સાધુ પણ તે જ વખતે કાયોત્સર્ગ પારીને કહેવા લાગ્યો, કે-"હે રાજા! તમને અભય હો. અમે કીડી માત્રને પણ હણતા નથી પરંતુ તમે પણ જીવોને અભયદાન દેવામાં તત્પર થાઓ. જેમ તમને દુઃખ પ્રિય નથી તેમ બીજા પણ સર્વ પ્રાણીઓને છે. આ પ્રમાણે હોવાથી તમે પ્રાણીના સમૂહનો વધ શી રીતે કરી શકો? બીકથી ભય પામેલા નિર્બળ પ્રાણીઓનું રાજાએ રક્ષણ કરવું જોઈએ, એ રાજાનો ધર્મ છે, તો પછી શુષ્ક તૃણને ખાનારા મૃગના વધને વિષે તે ધર્મ ક્યાંથી થાય? આ જગતમાં અભયદાન સિવાય બીજું કોઈ મોટું દાન નથી, તેમજ ધર્મ પણ નથી. તેથી હે રાજા! તે અભયદાનરૂપ ધર્મવડે તમે તમારા આત્માનું કુશળ કરો. આ લોકને વિષે રોગ, શોક, આપદા વિગેરે જે કાંઈ અત્યંત તીક્ષ્ણ દુઃખ થાય છે, તે પ્રાણીના વધથી ઉત્પન્ન થયેલ છે એમ જાણો, અને સંસારને વિષે અત્યંત ભ્રમણ થાય છે." આ પ્રમાણે સાધુએ કહ્યું ત્યારે રાજા પ્રતિબોધ પામ્યો, અને બીજા વ્યાપારનો ત્યાગ કરીને મુનિના ચરણકમળની આરાધનામાં તત્પર થઇ હંમેશાં તેની સેવા કરવા લાગ્યો. પછી હંમેશાં દર્શનવડે વૃદ્ધિ પામેલા પ્રેમવાળા રાજાએ તે સાધુને પૂછ્યું કે-"હે ભગવાન! આવા પ્રકારના દુષ્કર તપ કરવામાં તમને શું કારણ થયું છે?" ત્યારે ભગવાને કહ્યું કે-"હે મોટા રાજા! જો કોઇક એક કારણ હોય, તો તે કહી શકાય." ત્યારે રાજાએ કહ્યું કે-"તો પણ વિશેષે કરીને તે સાંભળવાને હું ઇચ્છું છું." ત્યારે જ્વલન મુનિએ કહ્યું કે-"હે મોટા રાજા! જો એમ હોય, તો તમે સાંભળો.-પૂર્વે હું કુણાલ દેશનો નિવાસી દારિદ્રવડે પીડા પામેલો બ્રાહ્મણ હતો. એક દિવસ કુસુમપુરની પાસે રહેલા બે ગામની વચ્ચે રહેલ સમીપે જ પ્રાતિહાર રહેલ કાત્યાયની દેવીની પ્રતિમાને સાંભળીને તેની આરાધના કરવા માટે ત્યાં ગયો. વીશ લાંઘણ કરી. તેવામાં રાત્રિએ મોટા સત્ત્વવાળો અને પરોપકાર કાર્ય કરવામાં તત્પર કોઈ મહાપુરુષ ત્યાં આવ્યો. તેણે મારું સ્વરૂપ જાણીને તથાપ્રકારે કોઇપણ રીતે ભગવતીને વિનંતિ કરી કે-જે પ્રકારે તે દેવી મને વરદાન આપવા માટે સન્મુખ થઇ. ઇત્યાદિ સર્વ વૃત્તાંત ત્યાં સુધી કહ્યો, કે જેવામાં "સત્ત્વ રહિત મનુષ્યને કાંઇપણ સિદ્ધ થતું નથી" એવા ભગવતીના વચનવડે અને તે મહાસત્ત્વવાળા પુરુષના તથાપ્રકારના આશ્ચર્યભૂત પરાક્રમને જોવાવડે મને જે અત્યંત પરાક્રમ વૃદ્ધિ પામ્યો, તે જ કારણ સમગ્ર વાંછિતની સિદ્ધિવાળો ત્યાં સુધી




થયો, કે જ્યાં સુધી આ પ્રવ્રજ્યા મેં અંગીકાર કરી." તે સાંભળીને કાંઇક હસીને રાજાએ કહ્યું કે—"હે ભગવાન! તે જ હું છું, કે જે મેં પોતાના મસ્તકરૂપી કમળવડે પૂજા કરવાના નિશ્ચયવડે તમારા ઉપર દેવીને પ્રસન્નતાની સન્મુખ કરી." ત્યારે સાધુએ તેને પૂછ્યું કે—"આ કેવી રીતે?" ત્યારે તેણે રાજ્યના લાભ પર્યંતનો સર્વ પોતાનો વૃત્તાંત કહ્યો. પછી ભગવાને કહ્યું કે—"હે મોટા રાજા! સત્વના પ્રધાનપણાએ કરીને જેમ તમે આ રાજ્ય ઉપાર્જન કર્યું, તેમ હવે સત્વમાં પ્રધાન ચિત્તવાળા થઇને પરલોક પણ સાધવો." ત્યારે રાજાએ "બહુ સારું" એમ કહીને તે અંગીકાર કર્યું. પછી તરત જ પોતાના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરીને પ્રવ્રજ્યા ગ્રહણ કરી, અને તેમાં અત્યંત ઉદ્યમી થયો. જ્વલન તપસ્વી પણ પાંચ પ્રકારના આચારની ચિરકાળ સુધી આરાધના તથા જિનશાસનની પ્રભાવના કરીને અને છેવટ અનશન કરીને મરણ પામીને સનત્કુમાર દેવલોકમાં દેવ થયો. ત્યાં આશ્ચર્યકારક વૈભવના સમુદાયને ભોગવીને આયુષ્યના ક્ષયે ચ્યવીને આ જ જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે દક્ષિણ ભરતાર્ધ ક્ષેત્રમાં **કાંપીલ્યપુર** નામના નગરમાં **મહેંદ્ર** રાજાનો પુત્ર **વસિષ્ઠ** નામે થઇને બાલ્યાવસ્થાથી જ આરંભીને પોતાના આત્માને અને પાંચ પ્રકારના વિષયસુખને જાણીને પ્રવ્રજ્યા લેવાને ઇચ્છતો તે પિતા અને માતાને સારી રીતે પ્રતિબોધ કરીને કેટલાક રાજપુત્ર સહિત અહીં આવ્યો તથા પ્રવ્રજ્યાને અને ગણધરની પદવીને પામ્યો.

આ પ્રમાણે ત્રીજા ગણધરના સંબંધવાળો વૃત્તાંત કહ્યો. હવે ચોથા ગણધરનો લાંબો વૃત્તાંત કહેવાય છે, તે સાંભળો.

---

## અથ ચતુર્થ ગણધર વૃત્તાંત.

સમગ્ર જંબૂદ્વીપના અલંકાર જેવા ભરતાર્ધક્ષેત્રરૂપ પૃથ્વીના કપાળના તિલકભૂત, પચાસ યોજનના વિસ્તારવાળો, તેનાથી અર્ધ (પચીશ યોજન) ઉત્સેધ (ઊંચાઇ)-વાળો અને વિવિધ પ્રકારના રત્નકૂટની કોટિવડે આકાશના આંગણાને શોભાવતો **વૈતાઢ્ય** નામનો પર્વત છે. તેના ઉપર પોતાની સુંદરતાવડે સમગ્ર નગરોની શોભાને તિરસ્કાર કરનાર, દેવાલય ઉપર રહેલા અને વાયુથી ફરકતા ધ્વજરૂપી આંગળીઓવડે સૌધર્મપુરને પણ તર્જના કરનાર તથા પોતાના સુંદરતાદિક ગુણે કરીને દેવોને પણ વલ્લભ (પ્રિય) **ગગનવલ્લભ** નામનું નગર છે. તેને વિષે અતુલ્ય ભુજાબળના ગર્વવડે દુર્જય શત્રુને દળી નાંખવાથી પ્રાપ્ત કરેલા વિજયવડે વૃદ્ધિવાળા મેલી કીર્તિના સમૂહવડે જેણે દિશાઓના આંતરા ભરી દીધા છે એવો, જુવાન સૂર્યના જેવા ઉછળતા પ્રતાપવડે દિશાઓના સમૂહને આક્રમણ કરનાર, તથા ચક્રવર્તીના લક્ષણને લાયક શોભતા સર્વ અંગના અવયવવાળો **વિજયવેગ** નામનો વિદ્યાધર રાજા છે. તેને **મદનાસુંદરી** નામની રાણી છે, તેણીની

લક્ષ્મી( શોભા )વાળા હસ્તકમળવડે શોભતી મનોહર અંગલતા જાણે કામદેવરૂપી વૃક્ષની લતા હોય તેમ તે શોભે છે. તેમને અનુપમ રૂપ અને લાવણ્યવડે મનોહર તથા મહાદેવના હાસ્ય જેવા ઉજ્વળ યશવડે દિશાઓને ઉજ્વળ કરતો **મહાવેગ** નામનો પુત્ર છે. પૂર્વે કરેલા સુકૃતને અનુરૂપ સુખને ભોગવતા તેમના દિવસો નિર્ગમન થવા લાગ્યા. એક દિવસ રાજા સભામંડપમાં બેઠો હતો અને પ્રધાન પુરુષો પોતપોતાને સ્થાને બેઠા હતા ત્યારે પ્રતિહારે આવીને કપાળવડે પૃથ્વીમંડળને ચુંબન કરીને વિનંતિ કરી કે–"હે દેવ! આપણા દ્વારને વિષે હાથમાં ચિત્રપટ્ટિકાને ધારણ કરતો એક પુરુષ દેવના દર્શનમાં ઉત્સુક રહેલો છે." ત્યારે રાજાએ કહ્યું કે–"તેને જલદી પ્રવેશ કરાવ." ત્યારે "બહુ સારું" એમ કહીને તેણે તત્કાળ તેને પ્રવેશ કરાવ્યો. પછી વિનયથી મસ્તક નમાવીને રાજાને પ્રણામ કરી તે યોગ્ય આસન ઉપર બેઠો. પછી સંભ્રમ સહિત ચક્ષુ નાંખવાપૂર્વક વિદ્યાધર રાજાએ તેને પૂછયું કે–"હે પુરુષ! તું કયાંથી આવ્યો છે? અથવા શું પ્રયોજન છે?" તેણે કહ્યું કે–"હે દેવ! હું કહું છું. **ભોગપુર**ના અધિપતિ **ચંડગતિ** નામના વિદ્યાધર રાજાએ પોતાની કન્યા **પદ્મા**નું રૂપ એક પાટિયા ઉપર આળેખાવીને તે ચિત્રફલક મારા હાથમાં આપીને મને તમારા દર્શન માટે તથા મહાવેગ રાજકુમારનું રૂપ પ્રતિબિંબ લાવવાને માટે મને મોકલ્યો છે." તે વખતે તે જોવાને સન્મુખ થયેલા વિદ્યાધર રાજાને તેણે ચિત્રપટ્ટિકા આપી. રાજાએ તે જરાક જોઇને જ પુત્રને આપી. અને તે તેને જોઇને નિશ્ચળ અને નિમેષ રહિત નેત્રને સ્થાપન કરીને મોહના વશથી વ્યાકુળ અને ઉછળતા રોમાંચવડે કામદેવને પ્રગટ કરતો જાણે થંભાઇ ગયો હોય, જાણે લેપથી બનાવ્યો હોય અને જાણે પથ્થરમાં કોતર્યો હોય, તેમ એક ક્ષણવાર રહ્યો. ત્યારે "ગુરુજનની સમક્ષ આ મારે અનુચિત છે." એમ વિચારીને લજ્જાથી નમેલી ડોકવાળો તથા કપટથી ઉત્પન્ન કરેલા કોપના વિકારથી કામદેવના સંકલ્પ( વિકાર )ને છુપાવતો તે બીજી બીજી વાતોના વ્યાક્ષેપવડે સેવાનો સમય પૂર્ણ કરીને ચિત્રપટ્ટિકાવાળા પુરુષની સાથે પોતાના મહેલમાં ગયો. ત્યારપછી એકાંતે રહેલા રાજપુત્રે આદર સહિત તે પુરુષને પૂછ્યું, કે—"હે ભદ્ર! આ ઉપક્રમનું શું કારણ છે?" ત્યારે તેણે કહ્યું કે—"તે રાજકન્યાને કોઇપણ કારણને લીધે પરણવાની વાર્તા પણ રુચતી નથી, પુરુષનું કીર્તન પણ સંતાપને ઉત્પન્ન કરે છે, ઇંદ્રિયોના અર્થનો વિચાર પણ રુચતો નથી. આવા પ્રકારની તેણીની અવસ્થા જોવાથી અત્યંત સંતાપ પામેલા તેના માતાપિતાએ મંત્ર-તંત્રાદિકનો ઉપચાર જ નથી કર્યો એવો કોઇપણ નથી, તો પણ તેણીના ભાવનું પરિવર્તન થયું નહીં. પછી રાજાએ પોતાના પ્રધાન પુરુષોને સર્વ વિદ્યાધર રાજાઓની પાસે મોકલ્યા અને નમ્રતાપૂર્વક તે તે રાજાઓના બાલપુત્રોના પ્રતિચ્છંદો મંગાવ્યા તે સર્વ પોતાની પુત્રીને દેખાડ્યા, પરંતુ સૂર્યમંડળને વિષે જેમ ચક્ષુ ન નાંખે તેમ તેઓને વિષે તેણીએ ચક્ષુ નાંખી નહીં. ત્યારપછી કોઇક દિવસે ત્યાં નારદ મુનિ આવ્યા. તે

વખતે પૂર્વે કહેલી ચિંતાવડે વ્યાકુળ થયેલો તે વિદ્યાધરપતિ તેની સામે ઊભો થયો નહીં. ત્યારે અપમાનની શંકા થવાથી તે મુનિ પાછા ફર્યા, તે રાજાએ જાણ્યું તેથી નમ્રતા સહિત તેને બોલાવીને પોતાને સિંહાસન ઉપર બેસાડ્યા. પછી આદર સહિત પ્રણામ કરીને "ચિત્તની વ્યાકુળતાને લીધે મેં તમને જાણ્યા નહીં." એમ બોલતાં રાજાએ તેને ખમાવ્યા. ત્યારે કાંઈક વિકસ્વર લોચનવાળા તે મુનિએ ખેચર રાજાને પૂછ્યું કે—"હે મોટા રાજા! અન્યચિત્ત થવાનું શું કારણ છે?" ત્યારે તેણે પોતાની પુત્રીનો સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભળીને એક ક્ષણવાર યોગનિદ્રાને પામ્યા હોય તેમ સમાધિવાળા થઈને જ્ઞાનમાં આપેલા ઉપયોગવડે પુત્રીના પાણિગ્રહણનો વૃત્તાંત જાણીને તે મુનિ કહેવા લાગ્યા કે—"હે મોટા રાજા! તું ચિત્તમાં સંતાપ ન કર. આ તારી પુત્રી ગગનવલ્લભપુરના સ્વામીના મહાવેગ નામના કુમારની ભાર્યા થશે, પરંતુ કાંઈક કાળના વિલંબની અને કાંઈક વિઘ્નની અપેક્ષા કરે છે." ત્યારપછી તે રાજાએ પુત્રીના પ્રતિરૂપની ચિત્રપટ્ટિકા મને આપીને તમારી પાસે મોકલ્યો છે. અને અહીંથી હું પાછો ફરું ત્યારે તમારા રૂપનું પ્રતિચ્છંદક મારી પાસે તેણે મંગાવ્યું છે, તેથી હે રાજપુત્ર! "આ ઉપક્રમનું શું કારણ છે?" એમ તમે મને જે પૂછ્યું, તેમાં આ કારણ છે." તે સાંભળીને રાજપુત્રે કહ્યું કે—"હે ભદ્ર! આ કાર્ય વિષમ છે.

જે બન્ને પક્ષના પ્રતિબંધવડે વ્યાપ્ત થયેલ હોય, તે જ પ્રેમ મનોહર છે. જેમ બન્ને બાજુ રંગને પામેલું નીલ વસ્ત્ર મનોહર હોય છે, પરંતુ બીજું (એક પક્ષનું) નહીં, કારણ કે અનુરાગીને વિષે પણ જે રાગ કરવો તે તત્ત્વવેત્તાઓએ સુખકારક કહ્યો નથી, તો પછી દુર્લક્ષ્ય, રૂક્ષ અને વિપરીત મનવાળા વિરાગીને વિષે શું કહેવું?" ત્યારે આવેલા પુરુષે કહ્યું કે—"હે રાજપુત્ર! આ કારણથી જ તેણીનો ભાવ જાણવા માટે તમારા રૂપનો પ્રતિચ્છંદ મંગાવ્યો છે." ત્યારપછી વસ્ત્ર, આભરણ વિગેરે આપવાવડે સન્માન કરીને તથા રાજપુત્રના રૂપના પ્રતિચ્છંદને આપીને વિદ્યાધર રાજાએ રજા આપેલ તે પોતાના નગરમાં ગયો, સ્વામીને જોયા, અને કુમારના રૂપની ચિત્રપટ્ટિકા તેને આપી. રાજાએ તે જોઈ, પછી આદર સહિત રાજકન્યાને તે આપી. ત્યારે પૂર્વજન્મના સ્નેહના પ્રભાવથી ઉત્પન્ન થયેલ સવિલાસ વિકસ્વર નેત્રવાળી તેણીએ તે ચિત્રપટ્ટિકાને સ્નેહ સહિત જોઈ. તેને વિષે જ એક ચિત્તપણાએ કરીને તે તન્મય જ થઈ ગઈ. તથા તે રૂપને જોતી વિદ્યાધર મહારાજાની પુત્રીની દૃષ્ટિ નિમેષ રહિત થઈ, હૃદય પણ અત્યંત ઉલ્લાસપણાને પામ્યું. પાસે રહેલી સંગમવાળી સખીઓએ તેણીનું અંગ વૃદ્ધિ પામતું અને કંપતું જોયું, તથા કપાળપટ્ટ અતિ ઘણા રોમાંચવડે અલંકૃત જોયું અને અસાધારણ હર્ષ જોયો. આ વૃત્તાંત રાજાની પટ્ટરાણીએ જાણ્યો અને મહારાજાને તે જણાવ્યો. ત્યારે તે જ દિવસે રાજાએ જોશીઓને બોલાવ્યા. તેમની પાસે લગ્ન જોવરાવ્યું. ત્યારે તેઓએ શુભ ગ્રહના

બળવાળું પાસે જ આવેલું લગ્ન કહ્યું. એટલે વિદ્યાધર રાજાએ મહાવેગ કુમારને લાવવા માટે મોટા સૈન્યના સમૂહ સહિત મહાબાહુ નામના સેનાપતિને મોકલ્યો. તે થોડા કાળે જ ગગનવલ્લભ નગરમાં પહોંચ્યો. તેને વિજયવેગ વિદ્યાધર રાજાએ બહુમાન આપ્યું. પછી ઉચિત ભોજન વિગેરે આપવાવડે સન્માન કરાયેલ તે યોગ્ય સમયે રાજાની પાસે આવ્યો. ત્યારે આદર સહિત પ્રણામ વિગેરે વિશેષ પ્રતિપત્તિ કરીને પાસેના પ્રદેશમાં આપેલા સુખાસન ઉપર તે બેઠો. પછી સ્નેહ સહિત રાજાએ તેને કહ્યું કે–"ભોગપુરના રાજાની અને રાજલોકની કુશળતા છે?" સેનાપતિએ કહ્યું કે–"હે દેવ! તમારી સાથે થયેલા સંબંધના પ્રભાવથી વૃદ્ધિ પામતા મહાકલ્યાણવાળા પુર અને જનપદ સહિત મહારાજાની કુશળતા છે. તથા વળી–અત્યંત વિસ્તારવાળો પણ શ્રેષ્ઠ વૃક્ષ કેટલાકના જ સંતાપનો નાશ કરે છે, પરંતુ પ્રસાર પામતો મેઘ તો પર્વત અને વન સહિત આખી પૃથ્વીના સંતાપનો નાશ કરે છે. હે ખેચરેંદ્ર! કલ્પવૃક્ષની જેવા માણસોના પુણ્યવડે સર્વ અંગે સુખ કરનારા તમારી જેવા કોઇક પુરુષો ઉત્પન્ન થાય છે. હે વિદ્યાધર ચંદ્ર! તમારા અંગથી ઉત્પન્ન થયેલી જ્યોત્સ્નાના પ્રવાહવડે મારા પ્રભુનું હૃદય તેવી રીતે કોઇપણ પ્રકારે અત્યંત વ્યાપ્ત થયું છે, કે જે રીતે અતિ દૂરથી વિકાસ પામેલો હૃદયનો દાહ એકદમ શાંત થઇ ગયો છે, અને તે દાહ હિમ, હાર, ચંદ્ર અને ચંદન રસથી પણ દુઃસાધ્ય છે." આ પ્રમાણે પોતાની પ્રશંસાના શ્રવણથી ઉછળતી લજ્જાવડે મીંચાયેલા મુખકમળવાળા ખેચરેંદ્રે તેને કહ્યું કે–"આવું બોલવાને કોણ સમર્થ છે? ગિરિવડે મથન કરાયેલ સાગર( ક્ષીરસમુદ્ર )માંથી અમૃત ઉત્પન્ન થયું છે, એમ લોકો બોલે છે, તે અસત્ય છે, પરંતુ હું તો જિહ્વારૂપી ગિરિવડે મથન કરાયેલા મુખરૂપી સાગરમાંથી તે ઉત્પન્ન થયું છે, એમ માનું છું. સંતાપ પામેલો પ્રાણીઓનો સમૂહ જેવી રીતે તમારા જેવાની વાણીવડે શીતળતાને પામે છે, તેવી રીતે લાખ સંખ્યાવાળા ચંદ્રના કિરણોના સમૂહવડે પણ પામી શકતા નથી." ત્યારપછી સેનાપતિએ કહ્યું કે–"હે મહારાજા! હવે આ વાત બંધ રહો. પ્રસ્તુત અર્થને સાંભળો.–હસ્તમેળાપનું લગ્ન ( મુહૂર્ત ) સમીપે આવ્યું છે, તેથી મહાવેગ રાજકુમારને લાવવા માટે અમારા સ્વામીએ અમને મોકલ્યા છે. તેથી કાળવિલંબ વિના જ અમારા સ્વામીના મનોરથ પૂર્ણ થાઓ, લોકોના નેત્રો કૃતાર્થ થાઓ, તથા અમારા સ્વામીની પુત્રીનું જન્મ અને જીવિત સફળ થાઓ." ત્યારે તે વિદ્યાધર રાજાએ અંગીકાર કર્યું. ત્યારપછી ઘણા વિદ્યાધરોના સૈન્યવડે આકાશતળને વ્યાપ્ત કરતા તથા હાથી, અશ્વ, યાન, વાહન અને વિમાનની શ્રેણિવડે સૂર્યના કિરણોના વિસ્તારને નાશ કરતા મહાવેગ કુમારને ભોગપુર તરફ મોકલ્યો. ત્યારે સેનાપતિની સાથે એક જ વિમાનમાં આરૂઢ થયેલો કુમાર અનેક નગર અને આકરવડે મનોહર પૃથ્વીને જોતો કાળક્ષેપ વિના જ ભોગપુર પહોંચ્યો. ત્યારે ચંડગતિ વિદ્યાધર રાજાએ સન્મુખ આવવાવડે તેનું સન્માન કર્યું, અનુકૂલ નિવાસ આપ્યા, હાથી, અશ્વ

વિગેરેને યોગ્ય જવાસા વિગેરે મોકલ્યા અને કુમારને માટે વિશેષ પ્રકારના ઉપભોગ અને પરિભોગને ઉચિત પુષ્પ અને તાંબલ વિગેરે મોકલ્યા. ત્યારપછી રાજમાર્ગ શુદ્ધ કર્યા, મંદિરો સંમાર્જન કર્યા, વિવાહની સામગ્રી તૈયાર થવા લાગી, વિચિત્ર શય્યા સજ્જ કરવા લાગ્યા, ખંડ, ખાજા વિગેરે દ્રવ્યના સમૂહ એકઠા કરવા લાગ્યા, ચીન, અર્ધચીન, દેવદૃષ્ય, નિમ્મોલ અને દુકૂલ વિગેરે વસ્ત્રોના ઢગલા કરવા લાગ્યા, હાર, દોર, કટક, કટિ-સૂત્ર, કંકણ, કુંડલ અને કિરીટ વિગેરે વિવિધ પ્રકારના આભરણો સ્થાપન કરવા લાગ્યા, શાલભંજિકાવડે મનોહર ચતુરિકાના સ્થિર થાંભલા ખોડવા લાગ્યા, સ્વજન વર્ગના સન્માનને માટે શ્રેષ્ઠ હાથી, અશ્વ વિગેરે તૈયાર કરવા લાગ્યા, તથા સમીપે આવેલા મહોત્સવને માટે ચિંતક મનુષ્યો આમતેમ હર્ષથી દોડવા લાગ્યા, તે વખતે યમરાજની જેવો અજાણ્યા આગમનવાળો કોઈ એક વિદ્યાધર પ્રતિહારને પણ જણાવ્યા વિના સુખાસન ઉપર બેઠેલા વિદ્યાધર રાજાની પાસે આવ્યો, અને બોલવા લાગ્યો કે—

હે વિદ્યાધરેંદ્ર! રથનૂપુરચક્રવાલ નામના પુરના અધિપતિ અનંતવીર્યના પુત્ર અનંતકેતુએ મને તમારી પાસે મોકલ્યો છે, અને આ પ્રમાણે કહેવરાવ્યું છે કે-" જે આ પદ્મા નામની તમારી પુત્રી છે, તે બીજા કોઇને આપવી નહીં, હું જ તેને પરણવા ઇચ્છું છું. છતાં પણ જો કદાચ તે કન્યા બીજા કોઈને આપશો, તો તેની પાસેથી પણ હું તેણીનું હરણ કરીશ." આ પ્રમાણે મર્યાદા રહિત પૂર્વે નહીં સાંભળેલ પ્રલાપોને સાંભળીને વિદ્યાધર રાજાએ કહ્યું કે-" હે ભદ્ર! તું મહારાજાના પુત્રનો દૂત છે, તેથી તું અનુચિત બોલ નહીં. અન્યથા આવા પ્રકારનું મર્યાદા રહિત બોલનારાને શરીર સંબંધી દંડ જ યોગ્ય હોય છે." તે સાંભળીને તે દૂત પણ " શું તમે મારું કહેલું નહીં કરો?" એમ બોલતો જેમ આવ્યો હતો તેમ ગયો, પરંતુ તે ખેચર રાજા ચિત્તમાં ચમત્કાર પામ્યો. તેથી ચતુરંગ સૈન્ય વિશેષે કરીને તૈયાર કરાવ્યું. સર્વ ઠેકાણે બખ્તરને ધારણ કરનારા અને વિવિધ પ્રકારના શસ્ત્રના સમૂહને ઉછાળતા સુભટના સમૂહો સ્થાપન કર્યા. એવા સમયે હસ્તમેળાપનું સારું મુહૂર્ત્ત સમીપે આવ્યું, તેથી બંને પક્ષવાળાએ તે કાળને ઉચિત વહુ વરને સ્નાન અને પોંખવું વિગેરે કાર્ય કર્યું. ત્યારપછી અગ્નિમાં હોમ કરવા લાગ્યા, બ્રાહ્મણનો સમૂહ વેદ ભણવા લાગ્યો, કુલ સ્ત્રીઓ મંગળ ગાવા લાગી, મુહૂર્ત્તને કહેનારા( જોશીઓ ) પુણ્યાહં પુણ્યાહં એમ કહેવા લાગ્યા, તથા વહુ અને વર અગ્નિની પ્રદક્ષિણા કરવા લાગ્યા, તે વખતે તે પૂર્વે કહેલ વિદ્યાધરેંદ્રનો પુત્ર અનંતકેતુ દાસીનું રૂપ ધારણ કરીને રાજકન્યા પદ્માની પાસે આવ્યો. પછી વિવાહ પૂર્ણ થયો, કન્યાના પાણિમોચનનું પ્રદાન પ્રવર્ત્યું, બન્ને પક્ષમાં પુષ્પ, તાંબૂલ, ભૂષણ અને દિવ્યાંશુક આપવાવડે મોટું સન્માન કરવામાં આવ્યું, વેશ્યા સ્ત્રીઓ નૃત્ય કરવા લાગી, ચાર પ્રકારના વાજિંત્ર વાગવા લાગ્યા, દીન અને દુઃસ્થ જનોને દાન અપાવા લાગ્યા, ઉત્સવનો મોટો સમારંભ મોટાઇને પામ્યો, તથા બન્ને પક્ષના લોકો

અત્યંત સંતુષ્ટ થયા, તે વખતે વિદ્યાધર રાજાનો પુત્ર દાસીના રૂપને ધારણ કરનાર અનંતકેતુ સર્વ લોકને વ્યાક્ષિપ્ત ચિત્તવાળા જોઇને પદ્મા રાજકન્યાને હાથમાં ધારણ કરીને મરકતમણિના થાળ જેવા શ્યામ અથવા કોયલની કાંતિ જેવા શ્યામ આકાશતળમાં ઊડ્યો. તે વખતે કોઇ નિપુણ પુરુષે પણ તેને જોયો નહીં. ત્યારપછી કાંઇક પણ શેષ રહેલા કાર્યને કરીને જેટલામાં કન્યાની માતા કન્યા પાસે આવે છે તેટલામાં તેને નહીં જોવાથી "મારી પુત્રી કયાં ગઇ ?" એમ બોલતી ખેચર રાજાએ સાંભળી. ત્યારપછી ચિત્તમાં ક્ષોભ પામેલા અને નારદના વચનનું સ્મરણ કરતા તે રાજાએ સર્વ ઠેકાણે સુભટોને મોકલ્યા. તે સર્વ પદ્માને જોવા માટે તૈયાર થયા અને રંગનો ભંગ થયો. આ વૃત્તાંત સર્વત્ર વિસ્તાર પામ્યો. તે વખતે તે સર્વ રાજલોક સુખની શ્યામ કાંતિવાળો થયો, અને મંત્રીઓ પણ હવે શું કરવું ? એમ વિચારી મૂઢ થયા અને વિલખા થયા. આ અવસરે લોકનો પ્રવાદ વિસ્તાર પામ્યો, કે–"અનંતકેતુ પદ્માને હરણ કરી ગયો છે." તે જાણીને રાજપુત્ર મહાવેગે મોટા ચિત્તના અવષ્ટંભના સંરંભવડે મોટા ઉત્સાહપૂર્વક કહ્યું, કે–"અરે રે ! ચતુરંગ સૈન્ય તૈયાર કરો. દુરાચારી કેટલો માત્ર છે ?" ત્યારે તેના વચનની પછી તરત જ વિદ્યાધરનું સૈન્ય તૈયાર થયું. પછી તે સૈન્ય સહિત મહાવેગ કુમાર મન અને વાયુને જીતનારા વેગવડે દેવતાએ કહેલા તેને અનુસરનારા માર્ગે ચાલ્યો. પછી વૃદ્ધિ પામતા યુદ્ધના રસવાળો તે કુમાર મેરુપર્વતના તળમાં રહેલા ભદ્રશાલ વનના ગહન (ઝાડી)માં પહોંચ્યો. ત્યાં તેણે કરુણા સહિત આક્રંદના શબ્દવડે વ્યાપ્ત રુદનનો શબ્દ સાંભળ્યો. તે શબ્દને અનુસારે જતા તેણે મણિશિલાના તળ ઉપર દુઃસહ શરીરને મૂકીને "હા આર્યપુત્ર ! ફરીથી તમારું દર્શન મને કયારે થશે ? હું મંદભાગ્યવાળી છું શું હવે હું પર્વતશિખર ઉપરથી પડવાવડે કે મોટા વૃક્ષની શાખા ઉપર શરીરને લટકાવવાવડે આત્માનો ત્યાગ કરું ?" આ પ્રમાણે બોલતી પદ્મા રાજપુત્રીને જોઇ અને મધુર વાણીવડે તેણીને આશ્વાસન આપ્યું. તે વખતે અકસ્માત્ આવેલા વિદ્યાધર રાજાના પુત્ર મહાવેગને જોઇને સંભ્રમ સહિત એક સમયે જ ઉત્પન્ન થયેલ હર્ષ અને લજ્જાથી ભરપૂર થઇને ફરીથી જીવ્યો હોય એમ પોતાના આત્માને માનતી અને વસ્ત્રના છેડાવડે મુખને ઢાંકતી તેણીને કુમારે કહ્યું, કે–"હે પ્રિયા ! હવે વ્યાકુળતાવડે સર્યું, કહે, કે તે દુરાચારી કયાં છે ?" ત્યારે રાજપુત્રીએ કહ્યું કે–"હે પ્રિયતમ ! ઘણા પ્રકારના તિરસ્કાર, તાડન અને ઉલ્લાપ વિગેરે તેવા કોઇ પણ ઉપાયવડે તે પાપીએ મને ક્ષોભ પમાડવા માટે મોટો આરંભ કર્યો, તો પણ મારું ચિત્ત ક્ષોભ પામ્યું નહીં, અને "મારો બીજો નાથ( પતિ ) અગ્નિ જ જ છે." એમ બોલતી અને રોતી મને અહીં મણિશિલા ઉપર તેણે તજી દીધી. અને તીક્ષ્ણ ખડ્ગને હાથમાં ધારણ કરનાર પોતે પણ ગર્વવડે ત્રણે ભુવનને તૃણની જેવું જોતો તરત જ અહીંથી પૂર્વ દિશાની સન્મુખ જતો રહ્યો." આ પ્રમાણે સાંભળીને અતિ ગાઢ( મજબૂત ) બખ્તર પહેરીને

કુમાર વેગથી ચાલ્યો, જેટલામાં કેટલાક લાંબા આકાશભાગને પામ્યો તેટલામાં તે ખેચર રાજાનો પુત્ર અનંતકેતુ તેની દૃષ્ટિગોચર થયો. ત્યારે મહાવેગ કુમારે તેને કહ્યું કે–" અરે રે! અધમ ખેચર! ધનુષ્યને જોયા વિના વેધ ઉત્પન્ન કરીને અથવા તો છળથી ઘાત કરનાર કૂતરાની જેમ કાંઈપણ ઉપધાન ઉત્પન્ન કરીને નાશી જતો તું હે પાપી કેમ લજ્જા પામતો નથી? અથવા તો આવી અધમ ચેષ્ટાવડે શું તું પાતાલમાં નહીં જાય? અથવા તો આ કહેવાથી શું? મારી સન્મુખ થઇ જા, અને તારું શૂરવીરપણું બતાવ." આ પ્રમાણે સાંભળીને અત્યંત કોપથી ઉત્પન્ન થયેલ નેત્રની રાતી કાંતિના સમૂહવડે આકાશતળને રાતું કરતો, અથવા ખડ્ગની શ્યામ કાંતિના મિષવડે જાણે યમરાજાને અનુસરતો હોય તેમ તે અનંતકેતુ વેગથી તેની સન્મુખ પાછો વળ્યો અને કહેવા લાગ્યો, કે–

"જો કોઇ પણ પ્રકારે દયાવડે કરીને શશલા અને મચ્છરના ઉપર કેસરીસિંહ કરપ્રહાર કરતો નથી, તો અરે! આ સિંહ બીકણ છે એમ કહેવું શું યોગ્ય છે? કીડા જેવાનો વધ કરવાથી કઇ કીર્તિ અને કયું બળ પ્રાપ્ત થાય? જો તે ગુપ્રહઠ ઓષધિ જેવી સંભાવના કરાય, તો શું તે છળથી ઘાત કર્યો કહેવાય?" ત્યારે મહાવેગ રાજકુમારે કહ્યું કે– "અહો! દુષ્કર્મ કરનારનો પણ મોટો ઉત્કર્ષ કેવો છે? આ જગતમાં મહાપુરુષો પોતે જ યોગ્ય અયોગ્યને જાણે જ છે. અને બીજા (અધમ) પુરુષો કહ્યા છતાં પણ તે યોગ્ય અયોગ્યને જાણતાં નથી. અરે રે! મહામોહ કેવો છે? દોષને ગુણપણે ગ્રહણ કરનાર મનુષ્ય તે દોષથી શી રીતે પાછા ફરે? અથવા ગુણને દોષપણે નિશ્ચય કરવાથી તે ગુણમાં શી રીતે પ્રવૃત્તિ કરે? હે ભદ્ર! આવા પ્રકારના વિમૂઢ મનવાળા તારી પાસે મારે શું કહેવું? માત્ર જેનું ભદ્ર થવાનું હોય તેને આવા પ્રકારની ચેષ્ટા સંભવતી નથી." ત્યારે અનંતકેતુ બોલ્યો, કે–"તેં જે આ વાચાળપણું કહ્યું, તે પાછળથી તને હિતકારક નહીં થાય. યોગ્યપણું કે અયોગ્યપણું સુવર્ણની જેમ યુદ્ધરૂપી કષપટ્ટથી જ હમણાં પ્રગટ થશે, તેથી હવે તું તારા હાથમાં શસ્ત્રને ગ્રહણ કર." આ પ્રમાણે જેટલામાં તે બોલે છે, તેટલામાં સમુદ્રના જળની જેમ શબ્દના આડંબરને કરતું મોટું સૈન્ય અનંતકેતુની પાસે આવ્યું. આ અવસરે–ભંભા, મૃદંગ, મર્દલ અને મોટા શબ્દવાળા ઢક્કારવડે વ્યાપ્ત ચાર પ્રકારના વાજિંત્રો વાગવા લાગ્યા. તથા બન્ને પક્ષના સૈન્યો "હણો, હણો" એમ બોલતા યુદ્ધ કરવા લાગ્યા. તેમાં સામા પક્ષના હાથીઓના તીક્ષ્ણ દાંતના અગ્રભાગવડે ભેદાવાથી હાથીઓનો સમૂહ નાશી જવા લાગ્યો, સન્મુખ આવતા બખ્તરવાળા વીર યોધાઓ બાણની વૃષ્ટિ કરવા લાગ્યા, બાણની વૃષ્ટિવડે છેદાયેલા ધ્વજાના ચિહ્નો અને છત્રોવડે પૃથ્વીપીઠ આચ્છાદિત થયું (ઢંકાઇ ગયું). આશ્રય વિનાના કાયર મનુષ્યો દેવતાના સમૂહનું સ્મરણ કરવા લાગ્યા, ઉછળતા મોટા સુભટો પરસ્પર ઘાતના સમૂહને કરવા લાગ્યા, ઘાતથી ઉત્પન્ન થયેલી મૂર્ચ્છાને પામેલા સુભટોનો ઉપચાર કરવા માટે

વીરોને બોલાવવા લાગ્યા, સંગ્રામના વેગથી મૂકેલા પોકારરૂપી ઘોર શબ્દવડે આકાશતળનો વિસ્તાર રૂંધાઇ ગયો, ભોગને માટે પ્રાપ્ત થયેલા પક્ષીઓની પાંખોવડે છાયા વૃદ્ધિ પામી, દીન મુખવાળા રાજાના સમૂહ છાગ, ગજેંદ્ર અને અશ્વ ઉપર પલાંઠી વાળીને બેઠા, ગણી ન શકાય તેટલા પડેલા મડદાવડે પૃથ્વી ભરાઈ ગઇ. આ પ્રમાણે બન્ને પક્ષના ક્ષયને કરનારા, મોટા અને ભયંકર યુદ્ધના વ્યાપારને જોઇને તે બન્ને કુમારો પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. આ અવસરે ગગનવલ્લભ રાજાના પ્રધાન પુરુષોએ "આ વિના કારણે અન્ય જનોનો નાશ કરવાથી શું ફળ છે?" એમ કહીને મહાવેગ રાજકુમારને પાછો વાળ્યો. બીજાને પણ રથનૂપુરચક્રવાલ નગરના રાજાના સચિવોએ પાછો વાળ્યો. ત્યારે તે બન્ને પોતપોતાને સ્થાને ગયા. યુદ્ધનો વ્યાપાર શાંત થયો. કામદેવની જેમ શોભતો મહાવેગ કુમાર પદ્મા સહિત ભોગપુર નગરમાં આવ્યો. ત્યાં વધામણી થઇ, ફરીથી તે નગરમાં મહોત્સવ થયો. પછી કેટલાક દિવસ ત્યાં રહીને ચંડગતિ વિદ્યાધરેશ્વરે આપેલાં ઘણાં વસ્ત્રો, અલંકારો, હાથીઓ અને અશ્વો વિગેરે પદાર્થો લઇને તે કુમાર પદ્મા સહિત પોતાના નગરમાં આવ્યો. તે જોઇ રાજા હર્ષ પામ્યો, તેણે સર્વ વૃત્તાંત જાણ્યો. પછી પદ્મા રાજપુત્રીની સાથે પાંચ પ્રકારના વિષયસુખને ભોગવતો દેવલોકમાં ઇંદ્રની જેમ વિવિધ પ્રકારની ક્રીડાવડે ક્રીડા કરતો તે કુમાર રહેવા લાગ્યો.

હવે અહીં રથનૂપુરચક્રવાલ નગરમાં કોઇપણ પ્રકારે (મુશ્કેલીથી) લાવેલા અનંતકેતુ કુમારને વિદ્યાધરના રાજા અનંતવીર્યે કહ્યું કે-"હે વત્સ! બાળ(મૂર્ખ) જનને લાયક તેં આ શું આચરણ કર્યું? કે જેથી આવું કાર્ય કરતા તેં અને કે તારી માતાને કે બંધુ જનને કે મિત્રવર્ગને કોઇને પણ પૂછ્યું નહીં. વિચાર્યા વિના આવું કાર્ય કરવું તે શું બુદ્ધિમાન પુરુષોને યોગ્ય છે? હે વત્સ! એક જ વખત પ્રાપ્ત થયેલ અપયશરૂપી કલંક હજારો સુકૃતરૂપી જળવડે ધોઈ શકાતો નથી, તે શું તું નથી જાણતો? અખંડિત પુરુષાર્થવડે જ સત્પુરુષોનું જીવિત વખણાય છે. બીજા પુરુષના ઉપર દ્વેષ કરનારી તે સ્ત્રીની ઉપર મોહ શો કરવો? અથવા તો તેં આ શું નથી સાંભળ્યું? કે-"સ્ત્રીઓના હૃદયમાં જેઓ વસે છે, તેઓ જ પુણ્યશાળી છે. તથા જેઓ દેવોને પણ પૂજવા લાયક છે, તેઓને તે સ્ત્રીઓ જાણતી નથી. અથવા તો હે વત્સ! શું તે આશ્ચર્યકારક સનત્કુમાર ભગવાનનું આ ચરિત્ર નથી સાંભળ્યું? કે જેણે વિવિધ પ્રકારના પ્રલાપ અને શૃંગારનું જાણે મનોહર ઘર હોય, કામદેવનું જાણે ઘર હોય, લાવણ્યનું જાણે સંકેત કરવાનું સ્થાન હોય, મોટા પ્રતિબંધ(આગ્રહ)ની જાણે ખાણ હોય, રૂપાદિક ગુણોના સમૂહનું જાણે નિધાન હોય, અને દેવસુંદરીઓનો પણ પરાભવ કરનાર ચોસઠ હજારની સંખ્યાવાળા અંતઃપુરનો તૃણની જેમ ત્યાગ કર્યો, તે વખતે તેણે તેઓના પ્રેમબંધની અપેક્ષા કરી નહીં, શાંતિના સારવાળા તેઓના અનુનયના વચનના વ્યાપારને ગણ્યો નહીં, તેઓની સાથે પૂર્વકાળે કરેલા કેલિક્રીડાના આલાપને સંભાર્યો પણ નહીં, પરંતુ કેવળ સિંહની

જેમ પ્રવ્રજ્યા ગ્રહણ કરીને ઘરમાંથી તત્કાળ નીકળી ગયો, અને ત્યારપછી સિંહની જેમ જાવજીવ સુધી તેણે વિહાર કર્યો. તેથી હે મહાનુભાવ! વત્સ! મહાસત્ત્વવાળા કેટલાક પુરુષો વિદ્યમાન મોટા અંતઃપુરનો પણ ત્યાગ કરે છે, અને બીજા પુરુષો બીજાને આધીન થયેલા અંતઃપુરને હઠવડે ગ્રહણ કરવા ઇચ્છે છે. સ્નેહ કયો? અથવા રતિ કઈ? આવી સ્થિતિને વિષે સદ્ભાવ કયો? તોપણ તેમાં જ રતિ હોય છે. અથવા તો કામદેવ કોને વિડંબના કરતો નથી?" આ પ્રમાણે વિદ્યાધરેશ્વરે ઉપદેશ આપ્યો ત્યારે અનંતકેતુ પોતાના દુર્વિલાસને લીધે લજ્જાના ભારથી મીંચાયેલા નેત્રવાળો અને જાણે પોતાનું સર્વસ્વ હરણ કરાયું હોય તેમ અત્યંત કાંતિ રહિત મુખની શોભાને ધારણ કરતો પોતાના આત્માને નિંદવા લાગ્યો, કે-"અરે! પાપી જીવ! આ પ્રમાણે ઉત્તમ પુરુષનું ચરિત્ર સાંભળતો તું હજુ સુધી પોતાના દુશ્ચરિત્રરૂપી મોટા પર્વતથી દબાયો છતાં પણ રસાતળમાં કેમ જતો નથી? અથવા પોતાના સીત્કારપણાને કેમ અંગીકાર નથી કરતો? અહો! તારું વજ્રગ્રંથિના જેવું કઠોરપણું કેવું છે? અહો! સદ્ધર્મની અપેક્ષા રહિતપણું કેવું છે? તથા દુર્ગતિમાં વસવાનું લાલસાપણું કેવું છે?" આ પ્રમાણે ઘણા પ્રકારની ભાવનાને ભાવતો તે રાજપુત્ર તેવા કોઈ સંવેગના આવેગને પામ્યો, કે જેથી તરતજ પંચમુષ્ટિ લોચને કરીને દેવતાએ આપેલ રજોહરણ અને પ્રતિગ્રહ વિગેરે સાધુવેશને ધારણ કરીને મોટા સર્પવડે આશ્રિત થયેલા ભવનની જેમ સર્વ સંગનો ત્યાગ કરીને નીકળવા લાગ્યો. તે વખતે તેના ચરણમાં પડીને વિદ્યાધર રાજાએ કહ્યું, કે-"હે વત્સ! કેમ આ પ્રમાણે અકસ્માત્ જ આ ન કહી શકાય તેવું, મેરુપર્વતને ઉપાડવા જેવું, હાથવડે મહાસમુદ્રને તરવા જેવું તથા ધારાવડે ભયંકર ખડ્ગ જેવા સિંહને આક્રમણ કરવા જેવું દુષ્કર વ્રતનું ગ્રહણ આ પ્રથમ વયમાં જ તેં કેમ આરંભ્યું? હે વત્સ! શું તું નથી જાણતો? કે કામદેવના બાણોની શ્રેણિ દુર્ધર છે, ઇંદ્રિયોરૂપી મહાગજેંદ્રની શ્રેણિ દુર્દમ છે, મોટા સમુદ્રના મોટા કલ્લોલની પરંપરાની જેમ દરેક ક્ષણે થતી શંકાની પરંપરા દુઃખે કરીને નિવારણ કરી શકાય તેવી છે, તથા તર્ક વિના જ (અકસ્માત્) આવી પડેલો કષાયરૂપી ભિલ્લના ભાલાનો સમૂહ દુઃખે કરીને રક્ષણ કરી શકાય તેવો છે, તેથી હે વત્સ! પાછલે કાળે કેટલાક લાંબા વખત સુધી અતિ કઠોર છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે તપના કરવાવડે આત્માની તુલના કરીને તથા ભાવનાના સમૂહને ભાવીને (વિચારીને) આ પ્રવ્રજ્યા વિધાનનું આચરણ યોગ્ય છે." તે સાંભળીને અનંતકેતુએ કહ્યું કે-"હે મહારાજા! કુમાર્ગમાં પ્રવર્તેલા મારા મનને સન્માર્ગમાં જોડીને હવે વિક્ષેપને ઉત્પન્ન કરનારા વચનવડે તમે પ્રતિકૂલતા ન કરો. તમે મારા ઉપર જે ઉપકાર કર્યો છે, તે બીજો કોઇપણ ઉપકાર કરી શકે તેમ નથી.

રાજ્ય, લક્ષ્મી અને સ્ત્રીજન આ સર્વ કામઉપભોગની સામગ્રી આપ્યા છતાં પણ તે દુર્ગતિના ફળવાળી છે, તથા પરિણામે અત્યંત વિરસ છે. વળી હે ખેચર રાજા! વૃદ્ધિ પામતા અનંત કલ્યાણવાળી સદ્ધર્મની બુદ્ધિ કયા કયા અભ્યુદયનું કારણ અવશ્ય ન થાય?

તેથી હવે સ્નેહનો પ્રબંધ દૂર કરીને મારા સદ્ધર્મના કાર્યની સહાય અંગીકાર કરો. બાકીના કાર્યોવડે પર્યાપ્ત ( સમાપ્ત ) થયું. મારું કાંઇપણ સુકૃત છે, તેથી તમારો ઉપદેશ સાંભળીને તરત જ મારી બુદ્ધિ સાવદ્ય કાર્યનો ત્યાગ કરવામાં સજ્જ( તત્પર ) થઇ." આ પ્રમાણે પિતાને સ્થિર કરીને, પ્રેમી સ્ત્રીજનોની અવગણના કરીને સંવિગ્ન ચિત્તવાળો તથા માન અને શોક રહિત તે બહાર નીકળ્યો. 'ત્યારપછી હું પહેલો, હું પહેલો' એમ બોલીને નમસ્કાર કરતા ખેચરોના મણિમય મુગટોના ઉજ્જવળ માણિક્યવડે જેના ચરણ-કમળની પૂજા થઇ છે એવો તે અનંતકેતુ રાજર્ષિકુમાર નગરના લોકોવડે પ્રશંસા કરાતો, માગધના સમૂહવડે સ્તુતિ કરાતો, મંત્રી અને સામંતોવડે પૂજા કરાતો તથા પ્રકૃતિ વર્ગવડે આદરપૂર્વક જોવાતો તે કુમાર ગુણશીલ નામના ઉદ્યાનમાં ગયો. ત્યાં ગુણશેખર નામના સૂરિને જોયા. તેની પાસે ફરીથી સંયમના ઉદ્યોતને પામ્યો. સૂત્રને અને અર્થને સારી રીતે ભણતો તે ગુરુની સાથે ગ્રામ અને આકારાદિકને વિષે વિહાર કરવા લાગ્યો. કાળના ક્રમે કરીને તે શ્રુતરૂપી સાગરનો પારગામી થયો. વિશેષ પ્રકારના ( ઉત્તમ ) તપ વિશેષવડે પૂર્વે કરેલા પાપરૂપી જળાશયને સુકવી નાંખનારા તેને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું, તેથી વિવિધ પ્રકારની શંકાના સમૂહને નાશ કરતા તેને ગુરુએ સૂરિની પદવી આપી. પછી બીજા પ્રયોજનની અપેક્ષા રહિત, માત્ર ભવ્ય લોકના ઉપકારની અપેક્ષા કરતો, ઘણા સાધુના સમૂહવડે યુક્ત, હાથીની જેમ નિરંતર સૂત્રદાનના[1] વરસાદને વરસતો, વરસાદના વ્યયવડે પણ શ્રુતરૂપી ધનને ક્ષય નહીં પમાડતો, ધનવાન લોક, મંત્રી અને સામંતોવડે સેવાતા ચરણકમળવાળો, કમળની જેમ પ્રતિબંધ( આગ્રહ )રૂપી પંકવડે નહીં લેપાતો, અને કોઇના વડે પણ પરાભવને નહીં પામતો તે વિહારની પરિપાટી-( અનુક્રમ ) વડે ગગનવલ્લભ નગરમાં આવ્યો. ત્રિક, ચતુષ્ક અને ચૌટામાં તેના આગમનની વાર્તા પ્રસરી. તથા મહાવેગ રાજપુત્રે વિશેષથી તે વાર્તા જાણી. પછી અત્યંત આશ્ચર્ય પામીને તે વિચાર કરવા લાગ્યો કે–"અહો! મોટું આશ્ચર્ય જુઓ, કે જેથી આવા પ્રકારના મહાપાપી માણસો પણ આવા પ્રકારની સારા સાધુની પદવીને પામે છે, અને આગળ આગળ ગુણરૂપી ગુણના શિખર ઉપર ચડે છે, તથા હરિહરાદિક પણ દુઃખે કરીને નિગ્રહ કરી શકે તેવા મોહરૂપી યોધાને જીતે છે.

સંસારના સ્વરૂપની જેવા ગહન( ગાઢ ) તથા દ્રવ્યાદિક જૂદા જૂદા કારણોની અપેક્ષાવડે ઘણા વિભાગવાળા કર્મપરિણામના વિલાસને કોણ જાણી શકે? દરેક સમયે ભાવનું પરિવર્તન જોવામાં આવે છે તેથી તે જ એકાંતે કરીને આ ભવ્ય છે અથવા ઇતર( અભવ્ય ) છે, એમ કહી શકાય નહીં. સન્માર્ગમાં રહેલો પ્રાણી તે સન્માર્ગમાં જ વિશેષ ઉદ્યમ કરે છે, અને ઉન્માર્ગે રહેલો પ્રાણી સન્માર્ગનું સ્મરણ કરે તે અતિ દુષ્કર છે, તેથી સર્વ પ્રકારે તે મહાત્મા સામાન્ય ગુણવાન નથી કે જે મહાત્મા આ પ્રમાણે

૧. સૂત્રરૂપી મદના.

અનુચિત પ્રવૃત્તિને પામેલા ચિત્તને પાછું વાળીને સંયમરૂપી પર્વતના શિખર ઉપર આરૂઢ થયા છે અને અહીં આવ્યા છે, તેથી તે મહાત્મા વંદન, નમંસણ અને પર્યુપાસન વિગેરે પ્રતિપત્તિ( સેવા )ને લાયક છે." આ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને વિજયવેગ રાજા તથા નગરના બીજા લોકોની સાથે કુમાર વગેરે તેને વંદન કરવા ગયા. ત્યાં જઇને રાજચિહ્નોને દૂર કરી આદર સહિત પ્રદક્ષિણા કરવાપૂર્વક તે સર્વે ગુરુના ચરણમાં પડ્યા ( નમ્યા ). પછી ગુરુએ આશીર્વાદ આપેલા તેઓ ઉચિત આસને બેઠા. ત્યારપછી સભાજનોને વિષે અને વિશેષે કરીને મહાવેગ કુમારને વિષે અમૃતના બિંદુના સમૂહને ઝરતા નેત્રને નાંખતા સૂરિમહારાજે ધર્મકથાનો પ્રારંભ કર્યો—

અત્યંત દુષ્કર એવા પણ નદી, સમુદ્ર અને પર્વતનું ઉલ્લંઘન કરવાને શકય છે, પરંતુ કદાગ્રહમાં લાગેલા આત્માને સન્માર્ગમાં સ્થાપન કરવો શકય નથી. તથા વળી કદાગ્રહમાં પ્રવૃત્તિ કરનારા રાગદ્વેષાદિક મોટા શત્રુઓ છે, અને તે શત્રુઓનો નિગ્રહ વિવેકથી જ સંભવે છે. વળી તે વિવેક હંમેશા શાસ્ત્રના શ્રવણથી જ સંભવે છે અને તેનું સમ્યક્ પ્રકારે શ્રવણ સદ્ગુરુના ચરણની વિશેષ પ્રકારે સેવા કરવાથી જ સંભવે છે. મોક્ષ માર્ગમાં ચાલેલા પ્રાણીઓને માર્ગ દેખાડનારા સુગુરુ જ છે, કેમકે મિથ્યાત્વવડે અંધ થયેલા પ્રાણીઓના ચક્ષુરૂપ પરમ ગુરુ જ છે. મારી જેવા અથવા **નરવાહન** રાજાની જેવા અત્યંત અયોગ્ય જનો પણ ગુરુના પ્રસાદથી જ મોટી યોગ્યતાને પામે છે. આ ઉપદેશ સાંભળીને મોટા કૌતુકવડે વ્યાપ્ત મનવાળા કુમાર અને રાજા વિગેરે કહ્યું, કે–" હે ભગવાન! તમારું સર્વ સ્વરૂપ અમને પ્રત્યક્ષ જ છે, પરંતુ નરવાહન રાજાનું ઉદાહરણ પ્રસાદ કરીને કહો." ત્યારે સૂરિએ કહ્યું કે–" સાંભળો—

વિવિધ પ્રકારના આશ્ચર્યરૂપી રત્નોના રોહણાચળની પૃથ્વીરૂપ **વઇદેશા** નામની નગરી છે. તેમાં નમતા સામંતોના મુગટના મણિના કિરણોવડે વ્યાપ્ત ચરણવાળો નરવાહન નામે રાજા છે. તેને સર્વજ્ઞ( જિનેશ્વર )ના શાસનને વિષે મોટી ભક્તિવાળી **પ્રિયદર્શના** નામની ભાર્યા છે, અને **અમોઘરથ** નામનો પુત્ર છે. તે સર્વે પોતપોતાના કાર્યમાં તત્પર થઇને કાળનું નિર્ગમન કરવા લાગ્યા. કેવળ ( પરંતુ ) મોટા પાપને કરનારા પણ મનુષ્યોને દિવસે દિવસે વૃદ્ધિ પામતા સુખ, સમૃદ્ધિ અને પુત્રાદિક પરિવારવાળા અને અત્યંત ધર્મને કરનારા મનુષ્યોને દિવસે દિવસે હાનિ પામતા ધન, આરોગ્ય, સુખ અને પરિજનવાળા જોઇને અત્યંત વિપરીત થયેલા ચિત્તવાળો રાજા ધર્મ અને અધર્મના પક્ષને દૂર નાંખી દેવા લાગ્યો. ત્યારે કોઇ ઉચિત સમયે પ્રિયદર્શના રાણીએ તેને કાંઇક ઉપદેશ કર્યો કે–"હે દેવ! સર્વ લોકોએ માનેલા ધર્મ અને અધર્મના સ્વરૂપને તમે કેમ દૂર કરો છો? કેમકે–રાજ્યાદિક પદાર્થો ધર્મનું ફળ છે એમ સામાન્ય જનો પણ કહે છે,

અને ધનનો નાશ, રોગ અને શોક વિગેરે પાપનું ફળ છે એમ પણ કહે છે. જો એમ ન હોય, તો સર્વ જગત સુખી અથવા દુ:ખી જ હોય, કેમકે કારણ વિના રાજાપણું, રંકપણું અને સરોગીપણું વિગેરે અનેક પ્રકારપણું કેમ ઘટે (સંભવે)?" ત્યારે રાજાએ કહ્યું કે-"હે ભદ્રા! જેમ માટીના પિંડનું ઘડાપણે અને મદિરાના પાત્રપણે અનેક રૂપપણું છે, તેમ અહીં પણ જાણવું. હે સુતનુ! ધૂર્તજનોએ પોતાની બુદ્ધિથી રચેલા ઘણા પ્રકારના સૂત્રના વિસ્તારવડે તને આ પ્રમાણે કુબોધ ઉત્પન્ન થયો છે, તેથી તું આ પ્રમાણે બોલે છે. કયો માણસ દેખેલી(પ્રત્યક્ષ)વસ્તુનો ત્યાગ કરીને નહીં દેખેલી વસ્તુને અનુસરે? તેથી હે પ્રિયા! હવે ફરીથી આવા પ્રકારના અસાર વિચારને તું કરીશ નહીં." તે સાંભળીને "સ્વામીના ચિત્તને અનુસરવું એ જ ભૃત્યોનું નિત્યકર્મ છે." એમ વિચારીને તે રાણી મૌન રહી. ત્યારપછી તે રાજા નિરંતર મધ, મદિરા અને માંસના આસ્વાદમાં આસક્ત થઇ, પ્રાણીઓના સમૂહનો વધ કરવામાં પ્રવૃત્ત થઇ, ધર્મના વિષયની વાર્તાને પણ નહીં કરતો અને સર્વ પાપસ્થાનોને વિષે આસક્ત થઇ વિચરવા (રહેવા) લાગ્યો. પછી કોઇ એક દિવસ તે રાજા સભામંડપમાં સિંહાસન ઉપર બેઠો હતો ત્યારે દૂર દેશમાંથી આવેલા હેડાઉએ (કોઇ માણસે) ઊંચા મુખના વિભાગવાળો, પ્રમાણવડે યુક્ત અને અનુક્રમે ગોળાકાર સુંઢવાળો, ધનુપૃષ્ઠના સંસ્થાનવાળા વિશેષ પીઠવાળો, કાચબાની જેવા શ્વેત નખવડે શોભતા મનોહર ચરણવાળો અને ભુંડની જેવા જઘન પ્રદેશવાળો એક શ્રેષ્ઠ હાથી દેખાડ્યો. તેને જોઇને પ્રસન્ન થયેલો રાજા કારીગરોને પૂછવા લાગ્યો કે-"હે લોકો! આની શી કિંમત છે? આ હાથી કઇ જાતિવાળો છે? અથવા તેનું લક્ષણ શું છે?" ત્યારે હાથીના લક્ષણ જાણનારા તેઓએ કહ્યું કે-"હે દેવ! તમે સાંભળો.-પ્રથમ તો સ્વરૂપ અને લક્ષણ વિગેરે જાણ્યા પછી તેનું મૂલ્ય સંભવે છે, તેથી કરીને પ્રથમ તેના સ્વરૂપ વિગેરેને જાણો (સાંભળો).

ભદ્ર, મંદ અને મૃગ આ ત્રણ પ્રકારે હાથીનું સ્વરૂપ છે. તથા આ ત્રણેને કાંઇક સદૃશ હોય તે ચોથો સંકીર્ણ કહેવાય છે. તેમાં જે મધની ગોળી જેવા પીળા નેત્રવાળો, અનુક્રમે સારી રીતે ઉત્પન્ન થયેલા લાંબા પૂંછડાવાળો, આગળ અત્યંત ધીર અને સર્વ અવયવોવડે સમાહિત (સુંદર) હોય, તે ભદ્ર કહેવાય છે. ચલાયમાન, જાડા અને વિષમ ચર્મવાળો, મોટા મસ્તકવાળો, જેના પુંછડાનું મૂળ જાડું હોય; જેના નખ, દાંત અને વાળ જાડા હોય, તથા જેના નેત્ર સિંહના નેત્ર જેવા પીળા હોય, તે મંદ કહેવાય છે. જે નાનો હોય, જેની ગ્રીવા (ડોક) નાની હોય, જેની ચામડી પાતળી હોય, જેના દાંત, નખ અને વાળ ઝીણા હોય, જે બીકણ હોય, ત્રાસ પામતો હોય, ઉદ્વેગ પામતો હોય અને નાશી જવાના સ્વભાવવાળો હોય, તે મૃગ નામનો હાથી કહેવાય છે. આ ત્રણ જાતના હાથીના રૂપ અને શીલવડે જે થોડું થોડું પણ અનુસરણ કરે, તે સંકીર્ણ કહેવાય છે, એમ જાણવું. ભદ્ર હાથીને શરદ ઋતુમાં મદ ઝરે છે, મંદ હાથીને વસંત ઋતુમાં મદ ઝરે

છે, મૃગ હાથી હેમંત ઋતુમાં જ મદ ઝરે છે અને સંકીર્ણ હાથી સર્વ કાળે મદ ઝરે છે. ભદ્ર હાથી પોતાના દાંતવડે બીજાને મારે છે, મંદ હાથી પોતાની સુંઢવડે બીજાને હણે છે, મૃગ હાથી મોટા ગાત્ર(શરીર)વડે બીજાને હણે છે, અને સંકીર્ણ હાથી સર્વવડે હણે છે. ભદ્ર હાથીનું મૂલ્ય સવાલાખ સુવર્ણ છે, મંદ હાથીનું મૂલ્ય તેનાથી અર્ધ લાખનું છે, તેનાથી અર્ધ મૃગ હાથીનું મૂલ્ય છે અને તેનાથી અર્ધ સંકીર્ણ હાથીનું મૂલ્ય છે. હે મહારાજા! આ હાથી ભદ્ર જાતિનો સંભવે છે. હવે તમને જેમ રૂચે, તે મૂલ્ય આપો અને આને ગ્રહણ કરો." ત્યારે ખુશી થયેલા રાજાએ સવાલાખ સુવર્ણ અપાવીને તે હાથીને મુખ્ય હાથીની શાળામાં મોકલ્યો અને હેડાઉગને રજા આપી.

પછી કોઈક દિવસે રાજા અશ્વવાહનિકામાં નીકળ્યો. ત્યાંથી પાછા આવતાં તેણે કોશંબ નામના ઉદ્યાનમાં અનેક લોકોની પાસે ધર્મકથાને કહેતા **ધર્મસિંહ** નામના સાધુને જોયા તેને જોઈને કોપવડે હોઠને દમતા(કરડતા) રાજાએ કહ્યું કે-" અરે! કોણ આ ઇચ્છા પ્રમાણે મોટા શબ્દવડે બોલે છે?" ત્યારે તેના પરિવારે કહ્યું કે-"હે દેવ! આ સાધુ ધર્મકથાને કહે છે." ત્યારે લજ્જા અને મર્યાદાનો ત્યાગ કરીને નરવાહન રાજા પ્રધાન અને પરિજનોએ નિષેધ કર્યા છતાં પણ અને અમોઘરથ રાજપુત્રે સ્ખલના પમાડ્યા છતાં પણ ચામડાની લાકડીવડે કઠોરપણે સાધુને મારવા પ્રવર્ત્યો. આ વૃત્તાંત દેવીએ સાંભળ્યો તેથી તેણીએ રાજાને નિવારવા માટે પ્રધાન પુરુષો મોકલ્યા. તેઓએ આવીને વિનંતિ કરી ત્યારે "જો મારા રાજ્યને વિષે ધર્મ અધર્મની પ્રરૂપણા ન કરે, તો હું તેને છોડી દઉં." રાજાનું આવું કહેવું સાધુએ અંગીકાર કર્યું. ત્યારે રાજાએ તેને છોડી દીધો, એટલે તે બીજે ઠેકાણે વિહાર કરીને ગયા. આ વૃત્તાંત સાંભળીને નગરના લોકો ખેદ પામ્યા, કે-"રાજાઓ અહીં જ હીલના કરવાથી હાનિને પમાડે છે, હાંસી કરવાથી રોવરાવે છે, આક્રોશ કરવાથી વધ બંધ કરે છે, અને તાડન કરવાથી મરણ આપે છે." એમ વિચાર કરતો લોક અત્યંત ભય પામ્યો. રાજાની અપકીર્ત્તિ ચોતરફ પ્રસરી, ધર્માર્થી લોકો દેશાંતરમાં જતા રહ્યા. સાધુનો સમૂહ પણ જો કે તપના તેજવડે તે રાજાને ભસ્મની રાશિરૂપ કરવાને સમર્થ છે, તો પણ-"બાળક(મૂર્ખ)ને સુલભ એવા આક્રોશ, તાડન, તર્જના અને ધર્મભ્રંશ આમાંના ઉત્તર ઉત્તરને અભાવે પૂર્વપૂર્વને ધીર પુરુષ લાભ માને છે." તથા-જો તું ક્ષમા કરીશ, તો તું બીજાવડે નમન કરાઇશ, અને તારું ક્ષમાશ્રમણ નામ પણ શોભશે. અને જો ક્ષમા ન કરીશ, તો બીજા તને નમશે નહીં, અને ક્ષમાશ્રમણ નામને નિરર્થક ધારણ કરીશ." ઇત્યાદિ મનમાં ભાવના ભાવતા તે સાધુ બીજા દેશમાં ગયા.

ત્યારપછી કોઈક દિવસે શિક્ષાને નહીં ગ્રહણ કરાવેલા તે શ્રેષ્ઠ હાથીને તત્કાળ ગ્રહણ કરીને લોકોએ નિવારણ કર્યા છતાં પણ તેના પર ચઢીને તે રાજા રાજવાટિકામાં ચાલ્યો. ત્યારે કોઇપણ પ્રકારે દૈવના દુષ્ટ યોગથી ઇચ્છા પ્રમાણે વનમાં ફરવાનું સ્મરણ

કરતો તે હાથી રાજાએ તીક્ષ્ણ અંકુશના પ્રહારવડે કુંભસ્થળને જર્જરિત કર્યા છતાં પણ વિંધ્યાચળની સન્મુખ વેગથી ચાલ્યો. પવનથી પણ અધિક વેગવાળા જતા તેને અટકાવવા માટે અશ્વનું સૈન્ય અને યોદ્ધાનો સમૂહ દોડ્યો, પરંતુ નિકાચિત કર્મના સમૂહની જેમ જરા પણ રોકવાને તેઓ સમર્થ થયા નહીં. પછી જેટલામાં એક નિમેષ માત્ર પણ સમય ન ગયો, તેટલામાં તે હાથી અદૃશ્ય થયો. તરત જ મોટી અટવીમાં પડ્યો (ગયો), અને રાજા ક્ષુધા તૃષાવડે અત્યંત ગ્લાનિ પામ્યો. પછી અનુક્રમે જતો તે હાથી એક મોટા વૃક્ષની નીચે ચાલ્યો, તે વખતે તે રાજા તેના પરથી ઉછળીને તે વૃક્ષની શાખાને વળગી ગયો. હાથી આગળ ચાલ્યો. રાજા પણ વૃક્ષ ઉપરથી નીચે ઉતર્યો અને પાણીની શોધ કરવા પ્રવર્ત્યો. તેવામાં ભિલ્લોએ તેને પ્રાપ્ત કર્યો ત્યારે તેઓએ તેનું આભરણાદિક સર્વ લઇ લીધું, અને માત્ર લંગોટ પહેરાવ્યો. પછી તેઓએ આદરથી પૂછ્યું કે-"તું કોણ છે?" રાજા કાંઇપણ બોલ્યો નહીં. ત્યારે તેઓએ તેને લાકડી અને મુષ્ટિવડે માર્યો અને વૃક્ષની સાથે બાંધ્યો. પછી ભિલ્લો જેમ આવ્યા હતા તેમ ગયા. રાજા પણ રાત્રિને વિષે મોટા કષ્ટવડે ધીમે ધીમે બંધનનો મોક્ષ કરીને દેશ તરફ ચાલ્યો, અને કોઇપણ પ્રકારે ક્ષુધા અને તૃષ્ણાવડે કિલષ્ટ શરીરવાળો તે **રાજપુર** નગરમાં પહોંચ્યો. ત્યાં તળાવને વિષે જળ પીધું, તેથી સ્વસ્થ શરીરવાળો થયો અને ભિક્ષાને સમયે નગરમાં પેઠો. ભિક્ષા માટે ભમવા લાગ્યો, અને કાંઇક તુચ્છ, રસ રહિત અશન અને ભુક્તને પામ્યો. પછી સાંજને સમયે નગરની મધ્યે આ તસ્કર છે એમ ધારીને કોઇપણ ઠેકાણે નિવાસને નહીં પામતો તે નગરની બહાર ઉદ્યાનમાં ગયો. ત્યાં સ્વાધ્યાયને કરતા સાધુઓને સાંભળ્યા, તેથી તેમની પાસે ગયો. તેને દિવ્યજ્ઞાનરૂપી નેત્રવાળા સુધર્માસૂરિએ જોયો, અને કહ્યું કે-"હે મોટા રાજા નરવાહન! તું આવ્યો?" તે સાંભળીને "આ મને શી રીતે જાણે છે?" એમ વિસ્મય પામેલો રાજા કહેવા લાગ્યો, કે-"હે સાધુ! તમે મને શી રીતે જાણો છો?" ત્યારે સૂરિએ કહ્યું કે-"હે મોટા રાજા! પોતાના દેશમાંથી સાધુઓને વિદાય કરતા તેં પોતે જ પોતાના આત્માને જણાવ્યો છે." આ પ્રમાણે સાંભળીને રાજા લજ્જા પામ્યો. સૂરિએ તેને બોધ આપ્યો, કે-"હે દેવાનુપ્રિય!

કોઇપણ કુત્સિત સુકૃતના ઉદયવડે રાજ્યાદિક પામીને તુચ્છ મતિવાળા મનુષ્યો ગર્વને પામે છે, અને મર્યાદા રહિત આ પ્રમાણે બોલે છે કે-"પુણ્ય પાપ છે જ નહીં, પરલોક છે નહીં, કોઇ જીવ પણ નથી, તેથી લોક દાન, શીલ અને તપના કાર્યમાં કેમ પ્રવર્તે છે? ઇત્યાદિ ભૂતવડે ગ્રહણ કરાયો હોય તેમ બોલતો, સિદ્ધાંત શાસ્ત્રના પરમાર્થને દૂષિત કરતો, પોતાની ઇચ્છા પ્રમાણે ધર્મ વિરુદ્ધ કાર્યને કરતો, સાધુ જનનો તિરસ્કાર કરતો, સારા લોકની અવગણના કરતો, હું જ તત્ત્વ જાણનાર છું, હું જ નિર્મળ વિવેકવાળો છું, બીજા સર્વ લોક મૂઢ અને અનુચિત બોલનાર છે, એમ અત્યંત બોલતો તારી જેવો મનુષ્ય હે રાજા! અનર્થની પથારી (સમૂહ)ને અવશ્ય પામે છે." આ પ્રમાણે

સાંભળીને રાજાના ચિત્તમાં મોટો પ્રશ્ચાત્તાપ ઉલ્લાસ પામ્યો, તેથી તે કહેવા લાગ્યો, કે-"હે ભગવાન ! મેં કેવા પ્રકારની અનર્થની પથારી પ્રાપ્ત કરી છે ?" ત્યારે સૂરિએ કહ્યું કે-"આનાથી બીજું તને શું કહેવું ? તેં તે મહાત્મા તપસ્વીને દુર્વચનવડે દુઃખ કર્યું, અને હાથના પ્રહાર વિગેરેવડે તાડન કર્યું, તેથી કરીને તું રાજ્યથી ભ્રષ્ટ થયો, ભિલ્લોએ કરેલી મોટા બંધનાદિક શરીરની પીડાને પામ્યો, અને મોટા અપયશનું ભાજન થયો, તથા પરલોકમાં ધર્મ વિરુદ્ધ વર્તવાથી અતિ તીક્ષ્ણ દુઃખની ખાણરૂપ થઇશ. વળી પરલોક નથી, પુણ્ય પાપ નથી વિગેરે જે તું કહે છે, તે પણ પ્રત્યક્ષ અનુભવ કરાતા પુણ્ય પાપના ફળપણાને લીધે ઉન્મત્તના પ્રલાપ જેવું છે. તથા તપ વિગેરેનું નિષ્ફળપણું તું જે કહે છે, તે પણ અત્યંત અનુચિત છે. કેમકે જો તપસ્યાદિકનું ફળ ન હોય, તો અહીં જ રહેલો હું તારા થઇ ગયેલા વૃત્તાંતને શી રીતે જાણું ? તેથી કરીને તપસ્યાદિક વિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી. તથા પરલોકનો અસંભવ પણ અનુચિત છે, કેમકે જાતિસ્મરણાદિકવડે તેનું પ્રત્યક્ષપણું જ છે. વળી જે કુંભારનો ઘડો, મદિરાપાત્ર વિગેરે દૃષ્ટાંત તેં કહ્યું, તે પણ તારી સાથે જ વ્યભિચાર હોવાથી અત્યંત અઘટિત ( અનુચિત ) છે. કેમકે તું રાજા થઇને હમણાં રંક થયો છે. તેની વિચિત્રતાના કારણથી શુભ અશુભ સ્વભાવવાળું કર્મ પણ અંગીકાર કરવું જોઇએ કે જે કર્મના વશથી સુખી જીવ પણ અસુખી થાય છે, અને અસુખી પણ સુખી થાય છે. વળી દીઠેલું મૂકીને નહીં દીઠેલાને વિષે કોણ પ્રવર્તે ? એમ જે તેં કહ્યું, તે પણ શ્વપાક અને કિંપાકના ફળનો ઉપભોગ અને ત્યાગને જોવાથી અઘટિત( અયોગ્ય ) છે. જો અદૃષ્ટની કલ્પના અનુચિત છે એમ તારું કહેવું સત્ય હોય, તો પ્રારંભમાં મધુર એવું પણ કિંપાકનું ફળ ભાવી કાળે વિનાશ કરનાર હોવાથી કેમ ત્યાગ કરાય છે ? તથા ધર્મ કરનારા સીદાય છે, અને પાપ કરનારા સુખને અનુભવે છે, એમ તેં જે કહ્યું, તે પણ પૂર્વે કરેલા કર્મથી ઉત્પન્ન થયેલું જાણવું. પરંતુ તે ( વર્તમાન )કાળના ધર્મ કે અધર્મને આશ્રીને ન જાણવું.

તેથી હે રાજા ! ઇંદ્રિય વિષયના વશ કરવાપણાને અંગીકાર કરીને જેમ તેમ બોલવાવડે તું તારા આત્માનો નાશ ન કર. સારા માર્ગમાં પ્રવૃત્તિ કર, મધ, મદિરા અને પ્રાણીઘાતનો ત્યાગ કર, તુચ્છ સુખના લેશ માટે થનારા મોટા દુઃખને તું અંગીકાર ન કર. સમગ્ર લોકમાં પ્રસિદ્ધ, સિદ્ધાંતમાં કહેલ, સુખના કારણરૂપ અને જીવદયાની પ્રધાનતાવાળા એક ધર્મને જ તું સારી રીતે આચરણ કર. જો તું પોતાની મોટી કલ્યાણની મોટી પરંપરાને ઇચ્છતો હોય, તો અતિ કડવા અને કર્કશ( કઠણ ) ફળવાળા પૂર્વે કરેલા દુષ્કર્મોની નિંદા કર. હે રાજા ! જીવહિંસાદિક પાપસ્થાનોને વિષે પ્રવર્તેલા પ્રાણીઓનું જે અનિષ્ટ થાય છે, તે અહીં શું કહેવું ? તે આ પ્રમાણે—સન્મુખ રહીને મારવું વિગેરે અન્યનો ઘાત કરનારાનો સર્વસ્વનું હરણ અને હનન વિગેરે અતિ ભયંકર વિપાક પ્રત્યક્ષ જ દેખાય છે. તથા અસત્ય બોલનારની જિહ્વાનો છેદ વિગેરે મોટા અનર્થો પ્રાપ્ત થાય

છે, પરદ્રવ્યનું હરણ કરનારને પણ મસ્તક, હાથ અને પગનું કાપવું વિગેરે પ્રાપ્ત થાય છે, પરસ્ત્રીમાં આસક્ત થયેલાને વિવિધ પ્રકારની વિડંબના દેખાય છે, તથા પરિગ્રહમાં આસક્તિવાળાને તેનાથી પણ વિશેષ વિડંબના દેખાય છે. હે પૃથ્વીનાથ ! આ પ્રમાણે પ્રત્યક્ષ દેખાતા અનંત દુઃખવાળા પાપરૂપી પંકને વિષે તું પોતાના આત્માને નાંખીશ નહીં જો તું પોતે ધર્મનો ભાર અત્યંત ઉપાડવાને સમર્થ ન હોય, તો ધર્મને પામેલા મનુષ્યને પણ અનુમોદના કરવામાં શું તું સમર્થ નથી ? હે પૃથ્વીનાથ ! હજુ કાંઈ પણ નાશ પામ્યું નથી. વિશિષ્ટ માર્ગને તું ભજ. દૂર ગયેલી પણ લક્ષ્મી નીતિને પામેલા મનુષ્યને અનુસરે છે." આ પ્રમાણે સ્ફુટ અક્ષરોવડે ગુરુએ ઉપદેશ કર્યો ત્યારે નરવાહન રાજાને ઘણો પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો, તેથી તત્કાળ તેની મિથ્યાત્વની વાસના નાશ પામી, તથા અનેક પ્રકારના દુશ્ચરિત્રવડે ઉપાર્જન કરેલા પાપના ભારથી ભય પામેલો તે રાજા ગુરુના ચરણમાં પડ્યો અને કહેવા લાગ્યો, કે—

"હે ભગવાન ! કુવામાં પડેલો મનુષ્ય જેમ હાથના અવલંબન દેવાવડે ખેંચી કઢાય તથા મોટી નદીના પાણીના પૂરમાં ડૂબતો માણસ જેમ તત્કાળ આપેલા વહાણવડે તરી જાય, તેમ સ્ફુટ અને પ્રગટ અર્થવાળા ધર્મનો ઉપદેશ દેવાવડે તમે મારા ઉપર મોટો અનુગ્રહ(ઉપકાર) કર્યો છે, તેથી હવે સર્વ કુવિકલ્પનો ત્યાગ કરીને કારણ વિનાના બંધુ સમાન તમારી પાસે જિનધર્મનો જ અંગીકાર કરું છું. તથા અજ્ઞાનને વશ થયેલા, મિથ્યાત્વની ભાવનાથી ભાવિત(વ્યાપ્ત) થયેલા અથવા રાજ્યના ગર્વથી વ્યાપ્ત થયેલા મેં જે આ અયોગ્ય આચરણ કર્યું છે, ધર્મ કરનારા મુનિજનોનું પ્રતિકૂલપણું (શત્રુપણું) કર્યું છે, અસત્ય પદાર્થની પ્રરૂપણા કરી છે, તથા સારા માર્ગની અવલપના(નિંદા) કરી છે, આ વિગેરે જે અયોગ્ય કાર્ય રાગાદિકને વશ થયેલા મેં કર્યું હોય, કરાવ્યું હોય કે અનુમોદ્યું હોય, તે સર્વને હું નિંદું છું, ગર્હા કરું છું, અને અયોગ્ય પ્રાયશ્ચિત્તને અંગીકાર કરું છું." ત્યારે ગુરુએ કહ્યું કે–"હે મોટા રાજા ! તમારી જેવા ઉત્તમ પ્રકૃતિવાળાને આ યોગ્ય જ છે." એમ કહીને પછી દિવ્યજ્ઞાનના ઉપયોગવડે તેની યોગ્યતા જાણીને, તેને જિનધર્મનો પરમાર્થ જણાવીને (કહીને), મિથ્યાત્વનો ત્રિવિધ ત્રિવિધે ત્યાગ કરાવીને જિંદગી પર્યંત સમકિતનું આરોપણ કર્યું, તથા મધ, મદિરા અને રાત્રિભોજન વિગેરેનો વિશેષે કરીને ત્યાગ કરાવ્યો. પછી તે રાજાએ પૂર્વે કરેલા દુષ્કૃતનું પ્રાયશ્ચિત અંગીકાર કર્યું, અને શક્તિ પ્રમાણે જિનધર્મની સમ્યક્ આરાધના કરવામાં પ્રવૃત્તિ કરી. તેને શ્રાવકના સમૂહે આ સાધર્મિક છે એમ જાણ્યો, અને તેથી વસ્ત્ર અને ભોજનાદિકવડે તેની પૂજા કરી. પછી કેટલાક દિવસને અંતે તે પોતાનું રાજ્ય પામ્યો. તે વખતે નગરના લોકોએ તેનું વર્ધાપન કર્યું. પછી રાજાએ મોટી ઋદ્ધિના સમૂહવડે સાધુવર્ગને નગરમાં પ્રવેશ કરાવ્યો. હંમેશાં જિનધર્મમાં તેના ઉદ્યમ કરવાવડે પ્રિયદર્શના દેવી આનંદ પામી. અનુક્રમે અમોઘરથ રાજપુત્ર પણ ત્યાં આવ્યો. ધર્મના અર્થીજનો વિશેષે કરીને

અનુરાગવાળા થયા. આ પ્રમાણે અત્યંત અયોગ્ય છતાં પણ, દુર્ગતિમાં જવાનો કોલકરાર આવ્યા છતાં પણ, મોટી નિંદાને પામ્યા છતાં પણ, તથા પોતાના રાજ્યથી ભ્રષ્ટ થયા છતાં પણ તે નરવાહન રાજા ફરીથી મોટી ઉન્નતિ( અભ્યુદય )ને, ઉદાર ધર્મને અને સુગતિને જે પામ્યો, તે સદ્‌ગુરુના ઉપદેશનું માહાત્મ્ય જ છે. સમ્યક્ પ્રકારે સમાધિ મનવાળા ગુરુઓ ધન્ય જીવોને પાપરૂપી કાદવમાં ખૂંચેલા પ્રાણીઓના સમૂહને ટેકારૂપ લાકડીના જેવી અનુશિષ્ટિ( શિખામણ ) આપે છે. સદ્‌ગુરુના ચરણના પ્રસાદે કરીને એવું કાંઇપણ દુર્જ્ઞેય નથી, કે જે જાણી ન શકાય, તથા એવું કોઇ દુર્લભ નથી, કે જે પ્રાપ્ત ન થાય. આ પ્રમાણે હે વિજયવેગ વિદ્યાધર રાજા! અને હે મહાવેગ રાજપુત્ર! તમે મને નરવાહન રાજાનું જે આખ્યાન પૂછ્યું હતું, તે આ મેં તમને જણાવ્યું." આ સાંભળીને ઘણા લોકો પ્રતિબોધ પામ્યા, અને પોતપોતાની શક્તિ પ્રમાણે તપ-નિયમની ક્રિયા કરવા પ્રવર્ત્યા. પછી રાજા વિગેરે સર્વ લોકો ઉઠીને ગુરુના ચરણને પ્રણામ કરીને જેમ આવ્યા હતા તેમ ગયા.

પછી બીજા દિવસે ફરીથી રાજા વિગેરે સર્વ લોકો આવ્યા. ગુરુએ ધર્મકથાનો પ્રારંભ કર્યો. પછી અવસરને પામીને ઉત્પન્ન થયેલી શંકાવાળા રાજપુત્રે ગુરુના ચરણકમળને પ્રણામ કરીને પૂછ્યું કે-"હે ભગવાન! રૂપાદિક ગુણોવડે અધિક એવા પણ બીજા રાજપુત્રના સમૂહને મૂકીને માત્ર મારા પ્રતિચ્છંદ( છબી-ફોટા )ને જ જોઇને બરાબર સ્વરૂપને નહીં જાણવા છતાં પણ **પદ્મા** રાજપુત્રી મારે વિષે અનુરાગ પામી, તેનું શું કારણ? અથવા તો તે સર્વ વ્યતિકર (વૃત્તાંત) જાણતા છતાં પણ તમે તેમાં વિક્ષેપ કર્યો, તેનું શું કારણ?" ત્યારે સૂરિએ અવધિજ્ઞાનના બળથી પૂર્વભવનું સર્વ વૃત્તાંત જાણીને કહ્યું કે-"હે રાજપુત્ર! તું આ વૃત્તાંત સમ્યક્ પ્રકારે સાંભળ:—

આ જ જંબૂદ્વીપને વિષે અર્ધ ઐરવત ક્ષેત્રની પૃથ્વીના અલંકારરૂપ **કુંડિનપુર** નામનું નગર છે. ત્યાં ષટ્‌કર્મ કરવામાં તત્પર તથા પિંડને આપવાવડે અને યોગાદિકના વિધાનવડે પ્રાણીઓના ઉપકારને કરતો **અર્જુન** નામનો એક બ્રાહ્મણ રહે છે. તેને સારા શીલવાળી અને ધર્મમાં તત્પર **સુષેણા** નામની ભાર્યા છે. તથા બાલ્યાવસ્થાથી જ સાથે ધૂળની ક્રીડા કરતો **કેલિદત્ત** નામનો મિત્ર છે. આ સર્વ (ત્રણે) સ્વભાવથી જ પ્રાણીઓને વિષે અનુકંપા કરવામાં તત્પર હતા, સ્વભાવથી જ દાક્ષિણ્ય અને દાન આપવાના શીલવાળા હતા, સજ્જનો નિંદા ન કરે તેવા અને કુશળ પુરુષો હસે નહીં તેવા વ્યવહારવડે વર્તતા તેઓ કાળને નિર્ગમન કરવા લાગ્યા. કેવળ અર્જુન બ્રાહ્મણ તેના (ક્રોધના અને ઇર્ષ્યાના) વિપાકને જાણતા છતાં પણ અત્યંત કોપવાળો અને ઇર્ષ્યાવાળો હતો, સુષેણા સારા શીલવાળી અને માનવાળી હતી, તથા કેલિદત્ત પણ અંગીકાર કરેલાનું પાલન કરવામાં વ્યસનવાળો અને સ્વચ્છ (નિર્મળ) સ્વભાવવાળો હતો. આ પ્રમાણે કેટ

લાક દિવસો ગયા ત્યારે એક દિવસે અત્યંત હિમના કણિયાથી વ્યાપ્ત વાયુ વાવા લાગ્યો, મોટી ઠંડી( ટાઢ )નો સમૂહ પડવા લાગ્યો, દરેક ઘરમાં રાખેલા અગ્નિની પાસે બેસીને માણસોએ દિવસનો પહેલો પહોર વ્યતીત કર્યો, ધનવાન પુરુષો પાકા તેલમાં કાલવેલા કંકુ( કેસર )વડે શરીરને અભ્યંગ કરવા લાગ્યા, તથા વિકસ્વર કુંદપુષ્પ, પારતિપુષ્પ વિગેરેની સમૃદ્ધિવડે શોભતો હેમંત ઋતુ પ્રાપ્ત થયો. દિવસના અંતસમયે સૂર્ય અસ્ત પામ્યો, અને આકાશતળ સંધ્યાના વાદળાના રંગથી ભરાઈ ગયું, તે વખતે પોતાના ઘરમાં એક ઠેકાણે અર્જુન, સુષેણ અને કેલિદત્ત સુખાસન ઉપર બેઠા હતા, તથા એકાંતમાં તેનો પરિજન બેઠો હતો, તે વખતે આ પ્રમાણે વાર્તા થઈ ( ગામમાં થતી વાર્તા સાંભળી ) કે-" આજે **યશોવર્ધન** નામના શ્રેષ્ઠીના પુત્રની વહુ પ્રથમ યૌવનમાં વર્તે છે, તેણીનો તેવા પ્રકારનો દોષ જોયા વિના પણ તેના પતિએ કઠોર વચનવડે તેની અત્યંત તર્જના કરી, કે—" તારે કોઇની સાથે બોલવું નહીં અને કોઇને ઘેર જવું નહીં, કેમકે જેનો પ્રચાર રૂંધ્યો ન હોય તેવી સુશીલા સ્ત્રી પણ થોડા કાળમાં જ દુઃશીલપણાને પામે છે. " ત્યારે તેણીએ કહ્યું કે-" હે આર્યપુત્ર ! આ પ્રમાણે કઠોર અક્ષરોવડે શિક્ષાવચન કહેવાથી શું ફળ છે ?–આ જગતમાં જેની જેવી પ્રકૃતિ હોય, તે લાખો શિક્ષાના દાનને ( વચનને ) પામીને પણ સરળ કરેલા કૂતરાના પુંછડાની જેમ અન્યથા થતી નથી. જેમ પ્રસરતી સમુદ્રની વેળા મર્યાદા વિના શાંત પામતી નથી, તેમ દુર્નયની પ્રવૃત્તિને નિવારણ કરનારી કુલમર્યાદા જ છે " આ પ્રમાણે તેણીએ કહ્યું ત્યારે તેના પતિનો કોપ વૃદ્ધિ પામ્યો, તેથી " હે પાપી ! પ્રતિષ્ઠા પામેલા તારા આત્માને તું કહે છે ? " એમ કહીને તેણે તે પ્રમાણે કર્યું, કે જે પ્રકારે નવી વહુની જેમ અત્યંત ગુપ્તસ્થાનમાં તેણીને રૂંધી ( નાંખી ). તેથી તે ચંદ્ર સૂર્યને પણ જોતી નથી. ત્યારે તેણીને અમર્ષ ( કોપ ) ઉત્પન્ન થયો, અને પતિને પ્રતિબોધ કરવા માટે ઉપાયના સમૂહને વિચારવા લાગી. પછી કોઈક દિવસે તેના ઘરમાં કોઇક મહોત્સવ થયો તેથી સર્વ સ્વજનવર્ગને નિમંત્રણ કર્યું, તેમને ભોજન કરાવ્યું અને રાત્રિએ ગૃહદેવતાની પાસે જાગરણ પ્રારંભ્યું. તે વખતે ઘરના લોકો ગીત, નૃત્ય જોવામાં વ્યાપ્ત થયા ત્યારે તે વહુએ વિચાર્યું કે-" આજે મારે અહીંથી નીકળવાનો સમય છે. " પછી તે પુરુષનો વેષ ધારણ કરીને ગુપ્ત ઘરમાંથી બહાર નીકળી. " આ પુરુષ છે. " એમ ધારીને ઘરના આરક્ષકોએ તેને રોકી નહીં, તેથી વિઘ્ન રહિતપણે તે ઇચ્છિત સ્થાને ગઇ. "–આ પ્રમાણે કથાને સાંભળીને ઈર્ષ્યાના સમૂહવડે પ્રસરતા ક્રોધના આવેશવાળા અર્જુને કહ્યું કે-" અહો ! દુષ્ટ વનિતાનું રૂંધન કરવા ઇંદ્ર પણ શક્તિમાન નથી. " ત્યારે કેલિદત્તે કહ્યું, કે-" હે પ્રિય મિત્ર ! તું સર્વ સ્ત્રીજનની નિંદા ન કર. સીતા વિગેરે મહાસતીઓના ચરિત્ર સાંભળવાથી હર્ષનો ઉત્કર્ષ થાય છે. " ત્યારે સુષેણાએ કહ્યું કે-" કોઇ પણ સારા શીળવાળી નથી, એમ આર્યપુત્રનો અભિપ્રાય છે. " આ પ્રમાણે વિતર્ક રહિત તેઓના દિવસો જવા લાગ્યા. પછી કોઇ વખત રાત્રિએ

પહેલા પહોરને છેડે અર્જુન અને કેલિદત્ત દ્વારને માર્ગે ઘરમાં પ્રવેશ કરતા હતા ત્યારે તેમણે એક ચોરપુરુષને કાંઇક વસ્તુ લઇને વેગવડે વંડીને ઉલ્લંઘન કરીને જતો જોયો. તે વખતે તે ઇર્ષ્યાળુ હોવાથી "ભાર્યાનો સંકેત કરેલો આ કોઇ પુરુષ છે." એમ ધારીને કોપ પામેલા તેણે ભુજારૂપી અર્ગલા ગ્રહણ કરી અને સ્ત્રીને પૂછયું. કે-"આ કોણ છે?" ત્યારે પોતાના કાર્યમાં વ્યાકુલ હોવાથી તસ્કરને નહીં જાણતી સુષેણાએ કહ્યું કે-"કોણ કયાં છે?" ત્યારે-"અરે પાપણી! ઇચ્છા પ્રમાણે આની સાથે તું રહી છે, અને મેં તને પૂછયું કે-આ કોણ છે? અને કયાં છે? ત્યારે તું અજાણપણાને પ્રગટ કરે છે." આ પ્રમાણે બોલતા અર્જુને ભુજારૂપી અર્ગલાનો ઘા કર્યો. તે વખતે "હા! હા! કાર્યનું તત્ત્વ જાણ્યા વિના આ ઘાત કરવો અયોગ્ય છે." એમ બોલતો કેલિદત્ત તે બંનેની વચ્ચે પડ્યો અને ઘાતવડે પ્રાપ્ત કરાયો, તથા મર્મસ્થાનમાં ઘાત થવાથી તત્કાળ મરણ પામ્યો. તે વખતે-"અહો! કેમ આ મહાનુભાવ કેલિદત્ત મારે નિમિત્તે મરણ પામ્યો?" એમ પશ્ચાત્તાપ કરતી સુષેણા પણ તે પ્રકારે તેણે હણી, જેથી તે પણ પરલોકમાં ગઇ. અર્જુન પણ લોકને વિષે "આ સ્ત્રીઘાતક છે, બ્રાહ્મણઘાતક છે અને આ મહાપાપી છે." એમ ધિક્કાર કરાતો તે જ ભવમાં મોટા રોગવડે આયુષ્ય ખપાવીને મરણ પામ્યો, અને આર્ત્તવશાર્ત્ત થયેલો તે પહેલી નરકપૃથ્વીમાં ઉત્પન્ન થયો. કેલિદત્ત વ્યંતર થયો, સુષેણા પણ તેવા પ્રકારના સંકલેશવાળી નહીં હોવાથી ફરી પણ બ્રાહ્મણી થઇ. ત્યાં પહેલી વયમાં જ વિધવાપણાથી દુ:ખી થઇ તાપસીની દીક્ષા લઇને, અત્યંત ઘોર બાળતપ કરીને તથા મરીને સૌધર્મ દેવલોકમાં સાત પલ્યોપમના આયુષ્યવાળી દેવી થઇ. કેલિદત્ત પણ ત્યાંથી ચ્યવ્યો સતો **સિંહપુર** નગરમાં **સાગર** નામનો વણિકપુત્ર થયો. પહેલી યુવાવસ્થામાં પણ સંસારના વૈરાગ્યની બુદ્ધિ પ્રાપ્ત થવાથી શ્રમણ થઇને છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે કઠોર તપમાં તત્પર થઇને, કાળ કરીને સૌધર્મ દેવલોકમાં દેવ થયો. અર્જુન પણ નરકમાંથી નીકળીને તિર્યંચ થયો. ત્યાંથી મરીને **શંખપાલિકા** ગામમાં શંખ નામે ગ્રામપુરનો પુત્ર થઇને કોઇપણ પ્રકારે **ધનશર્મ** સાધુની પાસે દીક્ષા ગ્રહણ કરીને અતિ ભયંકર અને સામાન્ય માણસના રોમને વિકસ્વર કરનાર ચારિત્રનું પાલન કરીને છેવટ મરીને સૌધર્મ દેવલોકમાં દેવ થયો. હવે પોતાના આયુષ્યનો ક્ષય થયો ત્યારે કેલિદત્તનો જીવ સારા કુળમાં મનુષ્ય થઇને સર્વજ્ઞના ધર્મને યથાર્થ પ્રાપ્ત કરીને દેવલોકમાં ગયો. ત્યાંથી ચ્યવીને આ ગગનવલ્લભ નગરમાં આ મહાવેગ નામનો તું રાજપુત્ર થયો છે. સુષેણા પણ સૌધર્મ દેવલોકથી ચ્યવીને રાજગૃહ નગરમાં કુબેર શ્રેષ્ઠીની શામા નામની પુત્રી થઇ. અર્જુન પણ તે જ નગરમાં **ધન** નામના શ્રેષ્ઠીનો પુત્ર થયો. તેની સાથે તે શામાનો વિવાહ થયો. ત્યાં ચિરકાળના વૈરભાવથી તેને જોઇને જ રાત્રિએ વિવાહ સમાપ્ત થયા પહેલાં જ એક દિશાને આશ્રીને

 

નાશી ગઈ અને મહેંદ્રપુરમાં ગઈ. ત્યાં સારી સાધ્વીની પાસે પ્રવ્રજ્યા લઇ તેનું પાલન કરી મરીને જ્યોતિષ્ક દેવને વિષે દેવી થઈ. કાળના ક્રમવડે ત્યાંથી ચ્યવીને ભોગપુર નગરમાં ચંડગતિ વિદ્યાધર રાજાની પદ્મા નામે પુત્રી થઇ. પૂર્વભવે પતિનો દ્વેષ કરવાથી પુરુષો ઉપર દ્વેષવાળી થઇ. કેવળ હે મહાવેગ! કેલિદત્તરૂપ થયેલા તેં પોતે તેનો આપેલો ઘાત અંગીકાર કર્યો હતો તેથી તેણીનું ચિત્ત જે તેં વશ કર્યું હતું, તેના વશથી તને પતિરૂપે અંગીકાર કર્યો. તથા જે અર્જુન હતો, તે હું અનંગકેતુ થયો છું. પૂર્વભવના મલિન કર્મના પ્રભાવથી તેણીને ગ્રહણ કરવા પ્રાપ્ત થયો, તો પણ તેણીએ મારો ત્યાગ કર્યો, તેથી હે મહાવેગ! તને આશ્રીને પદ્મા રાજપુત્રીનો જે અનુરાગ અને મને આશ્રીને જે વિરાગ થયો, તે સર્વ મેં તને કહ્યું." ત્યારે આ સર્વ વૃત્તાંત મનમાં વિચારતા મહાવેગ રાજપુત્રને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પદ્મા દેવીને પણ તે સર્વ વૃત્તાંત સાંભળીને જાતિસ્મરણના વશથી પૂર્વે અનુભવેલો વ્યતિકર પ્રત્યક્ષ થયો. તેથી જગદ્‌ગુરુના ધર્મમાં જ એક ચિત્તવાળી થઇ.

આ પ્રમાણે સતજ્ઞાનરૂપી ચક્ષુવડે તેઓનું સર્વ વૃત્તાંત સ્ફુટ રીતે જોઈને તથા કહીને તે મુનિરાજ મૌન રહ્યા. તે સાંભળીને સારી રીતે વૈરાગ્યને પામેલા રાજાએ કહ્યું, કે–"હે ભગવાન! હું તમારી પાસે દીક્ષા ગ્રહણ કરવા ઈચ્છું છું." ત્યારે ગુરુએ કહ્યું કે–"હે ખેચરરાજા! ઘણા વિઘ્નના સમૂહથી ભરેલા આ ધર્માર્થને વિષે કાળના વિલંબનો ત્યાગ કરીને સારી રીતે ઉદ્યમ કર." ત્યારે ખેચરરાજાએ પોતાને સ્થાને મહાવેગને સ્થાપન કર્યો, અને પોતે દુઃખનો નાશ કરનારી ચારિત્રલક્ષ્મી અંગીકાર કરી. પછી ગામ, આકર વિગેરેને વિષે ગુરુની સાથે જ ચિરકાળ સુધી અપ્રતિબદ્ધ ( અનિયમિત ) વિહાર કરીને દેવલોકની લક્ષ્મીને પામ્યો. હવે અહીં મહાવેગ મનોહર વિદ્યાધરની પદવીને પામીને તેવી રીતે કોઇપણ પ્રકારે પ્રવર્ત્યો, કે જેથી સમગ્ર ખેચરનું બળ પોતાને આધીન કર્યું. ત્યારપછી કોઈક દિવસે તે મહાત્મા પૂર્વકાળે ઉત્પન્ન કરેલા કોઇપણ કર્મવડે મોટા વ્યાધિથી વ્યાકુળપણાને પામ્યો. ત્યારે મંત્ર, તંત્ર અને વિજ્ઞાનવડે શોભતા ઘણા વૈદ્યોને બોલાવ્યા. તેઓએ ઘણા ઉપચારો કર્યા; પરંતુ કાંઈપણ ઉપકાર થયો નહીં. મનમાં અત્યંત ખેદ પામતો અને જરા પણ સુખને નહીં પામતો શાંત ચિત્તવાળો તે મહાસત્ત્વ વિચારવા લાગ્યો, કે–"પૂર્વે કરેલા દુષ્કૃત્યોને ભોગવ્યા વિના કોઇપણ પ્રકારે તેનો મોક્ષ ( નાશ ) થતો નથી, તેથી હે જીવ! તું કેમ મુંઝાય છે? અને કેમ સંતાપ પામે છે?" આ પ્રમાણે તે વિચારે છે, તે સમયે ઘણા લોકોને ઉપકાર કરનાર એક વિદ્યાધર મહાવૈદ્ય તેની પાસે આવ્યો. તેણે રોગનું ઉત્થાન ( ઉત્પત્તિ ) પૂછયું, અને તેના ઉપશમ માટે આરંભ કર્યો, અને જાણ્યું કે પશુના આહાર વિના રોગની શાંતિ નહીં થાય. એમ જાણીને તેણે તે વાત ખેચરરાજાને કહી. ત્યારે તેણે પણ કહ્યું, કે–જીવના વધવડે જે સુખ મને થાય, તે સુખવડે મારે સર્યું. આ જન્મને વિષે અને બીજા જન્મને વિષે પણ

પ્રાણીઘાતવડે કરીને જે કોઇ ઉદય થયો છે, તે એક મારે જ હો. મારા કુળને વિષે પણ તે ન હો." આ પ્રમાણે નિશ્ચય કરીને રાજાએ તત્કાળ તેને વિદાય કર્યો, અને રોગથી ઉત્પન્ન થયેલા દુઃખને સમ્યક્પ્રકારે સહન કરવા લાગ્યો. પછી કોઇક દિવસે રાત્રિના પ્રદોષ-સમયે અત્યંત દુઃસહ રોગથી પીડા પામેલા તે રાજાએ વિચાર્યું, કે–"જો કોઇપણ પ્રકારે આ વ્યાધિનો સમૂહ થોડો પણ શાંત થાય, તો આ રાજ્યલક્ષ્મીનો સર્વથા ત્યાગ કરીને હું પ્રવ્રજ્યા અંગીકાર કરૂં." આ પ્રમાણે નિશ્ચય કરીને તે શય્યામાં રહ્યો. ચિરકાળે નિદ્રા આવી, ક્ષુધા ઉત્પન્ન થઇ, રતિ (પ્રીતિ) ઉત્પન્ન થઇ, દરેક સમયે રોગનો સંમૂહ દૂર થવા લાગ્યો. ત્યારે સર્વ પ્રધાન લોકોને બોલાવીને પોતાને સ્થાને કનકવેગ નામના પોતાના પુત્રને સ્થાપન કરીને તથા તેને શિક્ષા આપીને સાઠ વિદ્યાધર રાજપુત્ર સહિત **મેઘઘોષ** *સૂરિની પાસે તેણે દીક્ષા ગ્રહણ કરી. પછી કલંક રહિત ચારિત્રને ચિરકાળ* સુધી પાળીને બ્રહ્મલોક કલ્પમાં દેવલક્ષ્મીને પામ્યો. અને ત્યાં દશ સાગરોપમનું આયુષ્ય પાળીને તથા દિવ્ય દેવસુખ ભોગવીને ત્યાંથી ચવીને આ જ ભરતક્ષેત્રને વિષે **સુરપુર** નામના નગરમાં કનકકેતુ નામના રાજાની **શાંતિમતી** નામની રાણીની કુક્ષિને વિષે પુત્રપણે ઉત્પન્ન થયો. પછી ઉચિત સમયે તેનું બ્રહ્મ નામ સ્થાપન કર્યું. પછી યુવાવસ્થાને પામ્યા છતાં પણ પૂર્વજન્મમાં અનુભવેલા ચારિત્રગુણવડે સ્ત્રીના પરિગ્રહથી વિરક્ત મનવાળો તે કેટલાક ધર્મમિત્રોની સાથે સર્વવિરતિની ઇચ્છાવાળો થઇને મારા કેવળજ્ઞાનનો મહિમા જાણીને અહીં આવ્યો છે, તથા પ્રવ્રજ્યા અને ગણધરની લક્ષ્મીને પામ્યો છે.

આ પ્રમાણે ચોથા ગણધરના વિષયવાળી વક્તવ્યતા કહી. હવે પાંચમા ગણધરના વિષયવાળી તે વક્તવ્યતાને કાંઇક સાંભળો.

---

## પાંચમા ગણધરનો વૃત્તાંત.

આ જ જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે ભરતક્ષેત્રમાં અંગ નામના દેશમાં વાસુપૂજ્ય જિનેશ્વરના જન્મથી ઉત્પન્ન થયેલ મોટા આનંદના પ્રકર્ષવાળી, અત્યંત સમૃદ્ધિવડે વ્યાસ પ્રધાન લોકોવડે અધ્યાસિત અનેક પ્રાસાદોની પરંપરાવડે સુશોભિત તથા બહુ પત્રવાળા કમળોવડે અધિષ્ઠિત( વ્યાસ ) સરોવરની પંક્તિ જેવી **ચંપા** નામની નગરી છે. તેમાં ક્ષત્રિયના કુળરૂપી આકાશતળને વિષે ચંદ્ર જેવો **જિતારિ** નામનો રાજા છે. તેને મોટા પ્રસાદનું સ્થાનરૂપ અને સર્વ પ્રયોજનને વિષે મોટા વિશ્વાસનું પાત્રરૂપ શિવ-**દત્ત** નામનો અમાત્ય છે. તેને વસંતસેના નામની ભાર્યા છે. તે પુત્ર વિનાની છે, તેથી તે પુત્રને માટે દેવતાદિકની પૂજામાં તત્પર થઇને મંત્ર, તંત્રમાં કુશળ પુરુષોને પૂછવાવડે દિવસોને નિર્ગમન કરે છે. પછી એક દિવસ કોઇપણ પ્રકારે પુત્રના સંભવને નહીં જોતી

નાશી ગઈ અને મહેંદ્રપુરમાં ગઈ. ત્યાં સારી સાધ્વીની પાસે પ્રવ્રજ્યા લઇ તેનું પાલન કરી મરીને જ્યોતિષ્ક દેવને વિષે દેવી થઇ. કાળના ક્રમવડે ત્યાંથી ચ્યવીને ભોગપુર નગરમાં ચંડગતિ વિદ્યાધર રાજાની પદ્મા નામે પુત્રી થઇ. પૂર્વભવે પતિનો દ્વેષ કરવાથી પુરુષો ઉપર દ્વેષવાળી થઇ. કેવળ હે મહાવેગ! કેલિદત્તરૂપ થયેલા તેં પોતે તેનો આપેલો ઘાત અંગીકાર કર્યો હતો તેથી તેણીનું ચિત્ત જે તેં વશ કર્યું હતું, તેના વશથી તને પતિરૂપે અંગીકાર કર્યો. તથા જે અર્જુન હતો, તે હું અનંગકેતુ થયો છું. પૂર્વભવના મલિન કર્મના પ્રભાવથી તેણીને ગ્રહણ કરવા પ્રાપ્ત થયો, તો પણ તેણીએ મારો ત્યાગ કર્યો, તેથી હે મહાવેગ! તને આશ્રીને પદ્મા રાજપુત્રીનો જે અનુરાગ અને મને આશ્રીને જે વિરાગ થયો, તે સર્વ મેં તને કહ્યું." ત્યારે આ સર્વ વૃત્તાંત મનમાં વિચારતા મહાવેગ રાજપુત્રને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પદ્મા દેવીને પણ તે સર્વ વૃત્તાંત સાંભળીને જાતિસ્મરણના વશથી પૂર્વે અનુભવેલો વ્યતિકર પ્રત્યક્ષ થયો. તેથી જગદ્ગુરુના ધર્મમાં જ એક ચિત્તવાળી થઇ.

આ પ્રમાણે શ્રુતજ્ઞાનરૂપી ચક્ષુવડે તેઓનું સર્વ વૃત્તાંત સ્ફુટ રીતે જોઇને તથા કહીને તે મુનિરાજ મૌન રહ્યા. તે સાંભળીને સારી રીતે વૈરાગ્યને પામેલા રાજાએ કહ્યું, કે-"હે ભગવાન! હું તમારી પાસે દીક્ષા ગ્રહણ કરવા ઇચ્છું છું." ત્યારે ગુરુએ કહ્યું કે-"હે ખેચરરાજા! ઘણા વિઘ્નના સમૂહથી ભરેલા આ ધર્માર્થને વિષે કાળના વિલંબનો ત્યાગ કરીને સારી રીતે ઉદ્યમ કર." ત્યારે ખેચરરાજાએ પોતાને સ્થાને મહાવેગને સ્થાપન કર્યો, અને પોતે દુઃખનો નાશ કરનારી ચારિત્રલક્ષ્મી અંગીકાર કરી. પછી ગામ, આકર વિગેરેને વિષે ગુરુની સાથે જ ચિરકાળ સુધી અપ્રતિબદ્ધ ( અનિયમિત ) વિહાર કરીને દેવલોકની લક્ષ્મીને પામ્યો. હવે અહીં મહાવેગ મનોહર વિદ્યાધરની પદવીને પામીને તેવી રીતે કોઇપણ પ્રકારે પ્રવર્ત્યો, કે જેથી સમગ્ર ખેચરનું બળ પોતાને આધીન કર્યું. ત્યારપછી કોઇક દિવસે તે મહાત્મા પૂર્વકાળે ઉત્પન્ન કરેલા કોઇપણ કર્મવડે મોટા વ્યાધિથી વ્યાકુળપણાને પામ્યો. ત્યારે મંત્ર, તંત્ર અને વિજ્ઞાનવડે શોભતા ઘણા વૈદ્યોને બોલાવ્યા. તેઓએ ઘણા ઉપચારો કર્યા; પરંતુ કાંઇપણ ઉપકાર થયો નહીં. મનમાં અત્યંત ખેદ પામતો અને જરા પણ સુખને નહીં પામતો શાંત ચિત્તવાળો તે મહાસત્ત્વ વિચારવા લાગ્યો, કે-"પૂર્વે કરેલા દુષ્કૃત્યોને ભોગવ્યા વિના કોઇપણ પ્રકારે તેનો મોક્ષ ( નાશ ) થતો નથી, તેથી હે જીવ! તું કેમ મુંઝાય છે? અને કેમ સંતાપ પામે છે?" આ પ્રમાણે તે વિચારે છે, તે સમયે ઘણા લોકોને ઉપકાર કરનાર એક વિદ્યાધર મહાવૈદ્ય તેની પાસે આવ્યો. તેણે રોગનું ઉત્થાન ( ઉત્પત્તિ ) પૂછ્યું, અને તેના ઉપશમ માટે આરંભ કર્યો, અને જાણ્યું કે પશુના આહાર વિના રોગની શાંતિ નહીં થાય. એમ જાણીને તેણે તે વાત ખેચરરાજાને કહી. ત્યારે તેણે પણ કહ્યું, કે-જીવના વધવડે જે સુખ મને થાય, તે સુખવડે મારે સર્યું. આ જન્મને વિષે અને બીજા જન્મને વિષે પણ

પ્રાણીઘાતવડે કરીને જે કોઇ ઉદય થયો છે, તે એક મારે જ હો. મારા કુળને વિષે પણ તે ન હો." આ પ્રમાણે નિશ્ચય કરીને રાજાએ તત્કાળ તેને વિદાય કર્યો, અને રોગથી ઉત્પન્ન થયેલા દુઃખને સમ્યક્પ્રકારે સહન કરવા લાગ્યો. પછી કોઇક દિવસે રાત્રિના પ્રદોષ-સમયે અત્યંત દુઃસહ રોગથી પીડા પામેલા તે રાજાએ વિચાર્યું, કે-"જો કોઇપણ પ્રકારે આ વ્યાધિનો સમૂહ થોડો પણ શાંત થાય, તો આ રાજ્યલક્ષ્મીનો સર્વથા ત્યાગ કરીને હું પ્રવ્રજ્યા અંગીકાર કરૂં." આ પ્રમાણે નિશ્ચય કરીને તે શય્યામાં રહ્યો. ચિરકાળે નિદ્રા આવી, ક્ષુધા ઉત્પન્ન થઇ, રતિ (પ્રીતિ) ઉત્પન્ન થઇ, દરેક સમયે રોગનો સમૂહ દૂર થવા લાગ્યો. ત્યારે સર્વ પ્રધાન લોકોને બોલાવીને પોતાને સ્થાને કનકયોગ નામના પોતાના પુત્રને સ્થાપન કરીને તથા તેને શિક્ષા આપીને સાઠ વિદ્યાધર રાજપુત્ર સહિત મેઘઘોષ સૂરિની પાસે તેણે દીક્ષા ગ્રહણ કરી. પછી કલંક રહિત ચારિત્રને ચિરકાળ સુધી પાળીને બ્રહ્મલોક કલ્પમાં દેવલક્ષ્મીને પામ્યો. અને ત્યાં દશ સાગરોપમનું આયુષ્ય પાળીને તથા દિવ્ય દેવસુખ ભોગવીને ત્યાંથી ચવીને આ જ ભરતક્ષેત્રને વિષે સુરપુર નામના નગરમાં કનકકેતુ નામના રાજાની શાંતિમતી નામની રાણીની કુક્ષિને વિષે પુત્રપણે ઉત્પન્ન થયો. પછી ઉચિત સમયે તેનું બ્રહ્મ નામ સ્થાપન કર્યું. પછી યુવાવસ્થાને પામ્યા છતાં પણ પૂર્વજન્મમાં અનુભવેલા ચારિત્રગુણવડે સ્ત્રીના પરિગ્રહથી વિરક્ત મનવાળો તે કેટલાક ધર્મમિત્રોની સાથે સર્વવિરતિની ઇચ્છાવાળો થઇને મારા કેવળજ્ઞાનનો મહિમા જાણીને અહીં આવ્યો છે, તથા પ્રવ્રજ્યા અને ગણધરની લક્ષ્મીને પામ્યો છે.

આ પ્રમાણે ચોથા ગણધરના વિષયવાળી વક્તવ્યતા કહી. હવે પાંચમા ગણધરના વિષયવાળી તે વક્તવ્યતાને કાંઇક સાંભળો.

---

## પાંચમા ગણધરનો વૃત્તાંત.

આ જ જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે ભરતક્ષેત્રમાં અંગ નામના દેશમાં વાસુપૂજ્ય જિનેશ્વરના જન્મથી ઉત્પન્ન થયેલ મોટા આનંદના પ્રકર્ષવાળી, અત્યંત સમૃદ્ધિવડે વ્યાપ્ત પ્રધાન લોકોવડે અધ્યાસિત અનેક પ્રાસાદોની પરંપરાવડે સુશોભિત તથા બહુ પત્રવાળા કમળોવડે અધિષ્ઠિત(વ્યાપ્ત) સરોવરની પંક્તિ જેવી ચંપા નામની નગરી છે. તેમાં ક્ષત્રિયના કુળરૂપી આકાશતળને વિષે ચંદ્ર જેવો જિતારિ નામનો રાજા છે. તેને મોટા પ્રસાદનું સ્થાનરૂપ અને સર્વ પ્રયોજનને વિષે મોટા વિશ્વાસનું પાત્રરૂપ શિવદત્ત નામનો અમાત્ય છે. તેને વસંતસેના નામની ભાર્યા છે. તે પુત્ર વિનાની છે, તેથી તે પુત્રને માટે દેવતાદિકની પૂજામાં તત્પર થઇને મંત્ર, તંત્રમાં કુશળ પુરુષોને પૂછવાવડે દિવસોને નિર્ગમન કરે છે. પછી એક દિવસ કોઇપણ પ્રકારે પુત્રના સંભવને નહીં જોતી

હોવાથી, સ્નાન, વિલેપન અને શૃંગારનો ત્યાગ કરી, હાર વિગેરે ભૂષણના સમૂહનો ત્યાગ કરી, ડાબા હસ્તતળ ઉપર મુખકમળને આરોપણ કરી, મલિન દુકૂલ વસ્ત્રવડે મસ્તકમંડળને આચ્છાદન કરી તથા પૃથ્વીતળ ઉપર નિમેષ રહિત શૂન્ય લોચનને સ્થાપન કરી કાંઈપણ મનમાં વિચારતી એવી તેને રાજભવનમાંથી આવેલા મંત્રીએ જોઈ. અને તેણીને પૂછ્યું કે–"હે સુતનુ! સમય વિના આ દુઃસ્થ અવસ્થાને તું પામી છે, તેનું શું કારણ છે? શું મારાથી અથવા પરિજનથી કાંઈપણ અપરાધનો સંભવ થયો છે? તે તું કહે." ત્યારે વસંતસેનાએ કહ્યું, કે–"હે આર્યપુત્ર! કોઈનાથી કાંઇ પણ દુરવસ્થા થઇ નથી. કેવળ પોતાના કર્મથી કરેલો જે કોઇ વિનિપાત (દુઃખ) થયો છે, તે ધનના વાપરવાવડે કે સામર્થ્યના વ્યાપારવડે દૂર કરી શકાય તેવો નથી." ત્યારે અમાત્યે કહ્યું, કે–"તે વિનિપાત કયો છે?" વસંતસેનાએ કહ્યું કે–"પુત્રના વિરહ સિવાય બીજો કયો વિનિપાત કહું?" મંત્રીએ કહ્યું, કે–'હા. એમ જ છે, પરંતુ અહીં શું કરીએ? કેમકે જે કાર્ય પુરુષાર્થથી સાધી શકાય છે, અથવા જે કાર્ય બુદ્ધિના પ્રયોગથી સાધી શકાય છે, તે કાર્ય ઉદ્યમી પુરુષને જેમ તેમ (કોઇ પણ પ્રકારે) સિદ્ધ થાય છે. તો પણ હે પ્રિયા! તું શોકને મૂકી દે. હવે હું કોઈ પણ પ્રકારે તેવું કરીશ, કે જેથી તારો વાંછિત અર્થ હાથમાં જ સફળતાને પામશે." ત્યારે તે પ્રિયાએ કહ્યું કે–"કયા ઉપાયવડે થશે?" મંત્રીએ કહ્યું કે–"કુળદેવતાની આરાધના કરવાવડે આ અર્થ સાધવા લાયક છે. કેવળ દશ રાત્રિ સુધી તું મારા દર્શનની ઇચ્છા કરીશ નહીં, કેમકે ઇંદ્રિયોનું દમન કર્યા વિના ઇચ્છિત કાર્ય સિદ્ધ થતું નથી." તે સાંભળીને વસંતસેનાએ તેનું વચન અંગીકાર કર્યું.

આ પ્રમાણે પરસ્પર વચનના ઉપન્યાસ(કહેવા)વડે તેઓને પરસ્પર વિચાર કરતાં મોટો કાળનો વિલંબ થયો. તેવામાં તત્કાળ રાજાનો પ્રતિહાર ત્યાં આવ્યો, અને તેને કહ્યું કે–"હે અમાત્ય! આપણા રાજા ઘણા કાળ સુધી તમારા માર્ગને જોતા જોતા રહ્યા છે અને હમણાં મને જલદીથી તમને બોલાવવા માટે મોકલ્યો છે તેથી શીઘ્રપણે ચાલો." તે સાંભળીને "જેવી દેવની આજ્ઞા." એમ કહીને અમાત્ય જલદી ચાલ્યો. રાજકુળમાં પહોંચ્યો તથા રાજાને પ્રણામ કરીને સુખાસન ઉપર બેઠો. રાજાએ પૂછ્યું કે—"આટલા કાળનો વિલંબ થયો તેનું શું કારણ?" અમાત્યે કહ્યું કે—"હે દેવ! કાંઇ પણ ઘરના પ્રયોજનના પરતંત્રપણાએ કરીને કાળ વિલંબ થયો છે." રાજાએ કહ્યું કે—"શું બીજે કાળે ઘરના પ્રયોજનનો અભાવ હતો? કે જેથી હમણાં તેના સંભવમાં આટલો કાળ વિલંબ થયો? તેથી સ્ફુટ રીતે સત્ય કહે." ત્યારે રાજાના કાનના મૂળમાં રહીને પોતાની સ્ત્રીનો યથાર્થ વૃત્તાંત કહ્યો. તે સાંભળીને રાજાએ કહ્યું કે—"તારી સ્ત્રીનો ઉદ્યમ સ્થાને છે (યોગ્ય છે)." ત્યારે અમાત્યે કહ્યું કે—"હે દેવ! મેં પુત્રના લાભને નિમિત્તે દશ રાત્રિ સુધી કુળદેવતાની આરાધના અંગીકાર કરી છે. તે જો તમે દેવ પ્રસાદ કરીને સર્વ-વ્યાપારના ત્યાગની અનુજ્ઞા મને આપો, તો મારું કાર્ય પ્રમાણના શિખર ઉપર આરૂઢ

થાય ( સફળ થાય ). ” ત્યારે રાજાએ કહ્યું કે—“ અમાત્ય ! રાજ્યના કાર્યની ચિંતાનો ત્યાગ કરીને દશ રાત્રિ સુધી તું દેવીની આરાધના કર. આ બાબતમાં તારો કાંઇ પણ અપરાધ નથી. ” તે સાંભળીને “ તમારો મોટો પ્રસાદ થયો ” એમ અંગીકાર કરી તે જ કાળના કાર્યનું ચિંતવન કરતા તેને રાજાએ વિદાય કર્યો, ત્યારે તે પોતાને ઘેર ગયો. ત્યાં એકાંત સ્થળે એક મંદિર તૈયાર કરાવ્યું. ત્યાં સંમાર્જન કરેલા અને છાણથી લીપેલા એક પ્રદેશમાં ધરા નામની દેવતા સ્થાપન કરી, તેની પૂજા કરી, તથા સ્નાન અને વિલેપન કરીને અમાત્યે કહ્યું કે—“ હે દેવી ! તું મને વરદાન આપીશ ત્યારે જ હું ભોજન કરીશ. ” આ પ્રમાણે નિશ્ચય કરીને તે દેવીના પગમાં પડયો. અને ચિર કાળ સુધી તેણીના ગુણની સ્તુતિ કરીને દર્ભાસન ઉપર બેઠો. તથા ભગવતીના મુખકમળ ઉપર નિશ્ચળ નેત્રરૂપી ભમરાને સ્થાપન કરી તેમાં જ એક ચિત્તવાળો રહેવા લાગ્યો. પછી સાતમો અહોરાત્ર ( દિવસ ) પ્રાપ્ત થયો ત્યારે તેના સત્યની પરીક્ષા કરવા કરવા માટે દેવીએ તેને ક્ષોભ પમાડવાનો પ્રારંભ કર્યો. તે આ પ્રમાણેઃ—એક ઠેકાણે શિયાળનાં ફેત્કાર શબ્દ અને મોટા ડમડમ શબ્દને કરતા ડમરૂથી ઉત્પન્ન થયેલ અને પૃથ્વીના આંતરાને ભારી દેનાર ભયંકર શબ્દ નીકળ્યા. બીજે ઠેકાણે તીક્ષ્ણ, યમરાજની જિહ્વા જેવી લાંબી અને અતિ કુટિલ કાર્ત્તિકા ( કાતર ) જેના હાથમાં છે; એવો અતિ ભયંકર અને ઉછળતો પિશાચનો સમૂહ વિસ્તાર પામ્યો. બીજે ઠેકાણે ભયંકર, વિસ્તાર પામેલા શરીરવડે સૂર્યના કિરણોના વિસ્તારને રૂંધનારા, અને ગાઢ અંધકારની જેવા શ્યામ સર્પના સમૂહ ઉછળવા લાગ્યા. એક ઠેકાણે કેસરાવડે વ્યાપ્ત કંધરા( ડોક )વડે ભયંકર શરીરવાળા સિંહના સમૂહે સજ્જ કરેલા મોટા ભયંકર શબ્દ નીકળવા લાગ્યા. બીજે ઠેકાણે તીવ્ર જ્વાળાના સમૂહવડે વનખંડને કોળિયારૂપ કરતા ( બાળતા ) અને આકાશતળમાં પ્રસરતો ભયંકર અગ્નિ પ્રગટ થયો. આ પ્રમાણે વિવિધ પ્રકારનો બિભીષિકા-( ભય )નો સમૂહ તે અમાત્યને ભય પમાડવા માટે તે દેવીએ તેવા કોઇ પણ પ્રકારે કર્યો, કે જેનાથી ઇંદ્ર પણ ક્ષોભ પામે. તો પણ તે મહાત્મા અમાત્ય એક રૂંવાડા( લેશ ) માત્ર પણ પોતાના કૃત્ય( ધ્યાન )થી કંપ્યો નહીં. કેમકે તેમાં જ એક ચિત્તવાળા સત્ત્વવાળા પ્રાણીઓને શું અસાધ્ય હોય ? ત્યારે તુષ્ટમાન થયેલી તે દેવી રણ ઝણ શબ્દને કરતા મણિના નૂપુરના શબ્દના મિષથી જાણે તેના સત્ત્વની પ્રશંસા કરતી હોય તેમ પ્રત્યક્ષ થઇને કહેવા લાગી, કે–“ હે મહાસત્ત્વવાળા ! તું વરદાન માગ. તારી સારી ચેષ્ટાવડે હું પ્રસન્ન થઇ છું. ” ત્યારે પોતાના કપાલતલ ઉપર કોમળ હસ્તકમળને આરોપણ કરીને ( મૂકીને ) અમાત્યે કહ્યું, કે–“ હે દેવી ! જેને માટે મેં તારા ચરણકમળની આરાધના કરી છે, તે શું તારું અજાણ્યું છે ? કે જેથી “ વરદાન માગ ” એમ તું મને કહે છે ? ” દેવીએ કહ્યું કે–“ હે વત્સ ! તું કહે છે તેમ જ છે. પરંતુ મારું ચિત્ત કાંઇક વ્યાકુળ થયું છે, તેથી તને પૂછવા હું પ્રવૃત્ત થઇ છું. ” ત્યારે મનમાં વિસ્મય પામીને અમાત્યે

કહ્યું કે–"હે દેવી ! મને મોટું કૌતુક થયું છે, તેથી પ્રથમ (હમણાં) વરદાન આપવું દૂર રહેો, પરંતુ ચિત્તના વ્યાક્ષેપનું કારણ તું કહે." દેવતાએ કહ્યું–"કહું છું. હે વત્સ! સંતાનના વિચ્છેદથી ભય પામેલો તું પુત્રને ઇચ્છે છે. તે પુત્ર આપવાથી કર્મના વશવડે વૃદ્ધિ પામતો તે તારા ઘરમાં મોટા દારિદ્રને ઉપદ્રવ કરશે. તેથી કરીને તારા અતુલ્ય સાહસવડે વશ કરાયેલા હૃદયવાળી હું તને શું પુત્ર આપું ? કે બીજું કાંઇ પણ વાંછિત આપું ? આ જ વિક્ષેપનું કારણ છે." તે સાંભળીને અતિ ભય પામેલો અમાત્ય વિચાર કરવા લાગ્યો, કે–"અહો ! જે દૌર્ગત્ય છે તે યમરાજના આવવા વિનાનું મરણ છે, અગ્નિ વિના શરીરનો દાહ છે, અને દુકાળ વિના ભૂખમરો છે. આમ છતાં હવે મારે શું કરવું ઉચિત છે ?" આ પ્રમાણે વિચાર કરતાં તેને ફરીથી દેવતાએ કહ્યું કે–"હે વત્સ! હવે તને જે રૂચે, તેને તું માગ." ત્યારે "ગૃહસ્થીઓને પુત્રનો અભાવ મોટું દૂષણ છે." એમ પોતાની બુદ્ધિથી મનમાં નિશ્ચય કરીને અમાત્યે કહ્યું કે–"હે દેવી ! ભલે ગમે તેમ થાઓ. મારી વસંતસેના ભાર્યાને પુત્ર આપ." દેવીએ કહ્યું–"ભલે. પુત્ર આપ્યો. તું શંકા કરીશ નહીં. પરંતુ વિશેષે કરીને દેવ અને ગુરુની પૂજાને વિષે રહેજે." એમ કહીને તે દેવી અદૃશ્ય થઇ. પછી તે અમાત્ય પૂજાનો વિધિ સમાપ્ત કરીને ઘેર ગયો. ત્યાં સ્નાનાદિક ઉપચાર કરીને તથા દેવ અને ગુરુના ચરણનું સ્મરણ કરીને ભોજનમંડપમાં બેઠો, તથા મિત્ર, જ્ઞાતિ અને સેવક સહિત તેણે ભોજન કર્યું. ત્યારપછી મુખશુદ્ધિ કરીને કપૂરના પાત્ર સહિત પાનબીડાને હાથમાં રાખી કોમળ દુકૂળ વસ્ત્રથી ઢાંકેલા (પાથરેલા) મોટા પલ્યંક ઉપર બેઠો. તે વખતે કાર્યસિદ્ધિની સંભાવના કરતી વસંતસેના તેની પાસે આવી, અને સુખાસન ઉપર બેસીને પૂછવા લાગી, કે–"હે આર્યપુત્ર ! આરાધના કરાતી ભગવતીએ શું કર્યું ? તે કહો." ત્યારે અમાત્યે કહ્યું કે–"તારી પુત્રની ઇચ્છા પૂર્ણ કરવાવડે સર્વ કર્યું." વસંતસેનાએ કહ્યું કે–"આર્યપુત્ર ! તમારા નિશ્ચયને અસાધ્ય શું હોય ? માત્ર તુષારના કાદવથી જાણે વ્યાપ્ત થઇ હોય તેવી કમળની માળાની જેવી શ્યામ તમારા મુખની કાંતિ કોઇ પણ કારણથી દેખાય છે, તે હું જાણતી નથી. કેમકે મનવાંછિત અર્થની સિદ્ધિ થવાથી આવા પ્રકારની શોભા મલિન થાય નહીં." ત્યારે અમાત્યે કહ્યું કે–"ચિરકાળથી ભોજન, સ્નાન અને વિલેપન વિગેરે શરીરનો સત્કાર ત્યાગ કરવાથી આવા પ્રકારની જ કાંતિ સંભવે છે." ત્યારે "તમે જે જાણો તે ખરૂં છે." એમ કહીને વસંતસેના મૌન રહી. પછી અનુક્રમે કમળના વનની જડતાનું ખંડન કરવામાં પ્રચંડ કિરણોવાળો સૂર્ય અસ્ત પામ્યો. તે વખતે પૂર્વ દિશા જાણે સૂર્યના શોકથી રાતા વસ્ત્ર પહેરીને દીક્ષા લેતી હોય તેમ જાવયના રસલી જેવા રાતા રંગથી ઉલ્લાસ પામતા સંધ્યાના વાદળારૂપી વસ્ત્રના આવરણવાળી થઇ. જેની કાંતિનો પ્રસાર અંધકારના સમૂહથી વ્યાપ્ત થયો છે એવો તારાઓનો સમૂહ જાણે કે દોષાસંગ( રાત્રિના અથવા દોષના સંગ )ના વશથી અમનોહરપણાને પામ્યો હોય તેમ દેખાવા લાગ્યો. તેવામાં

કુમુદોને વિધુરપણું ( કરમાવાપણું ) આપીને " તે સૂર્ય કયાં ગયો ? " એમ કોપથી જાણે રાતા શરીરવાળો થયો હોય તેવો ચંદ્ર ઉદય પામ્યો.

આવા પ્રકારની રાત્રિને વિષે સુખશય્યામાં સૂતેલી વસંતસેનાએ પ્રભાતસમયે સ્વપ્ન જોયું, કે–દેખાતા સુંદર આકારવાળો પૂર્ણકળશ મારા મુખમાં પેઠો, પરંતુ તે કલશ ખાલી હતો. આ પ્રમાણે જોવાથી હર્ષ અને વિષાદવડે વ્યાકુલ હૃદયવાળી તે જાગી, અને અમાત્યની પાસે તે સ્વપ્ન તેણીએ કહ્યું. ત્યારે અમાત્યે પણ કળશ માત્રના દર્શનથી પુત્રજન્મનો નિશ્ચય કર્યો, અને ખાલીપણાથી ધનના વિરહની સંભાવના કરી. તથા-પ્રકારના દેવીના વચનના નિશ્ચયનું સ્મરણ કરીને તે( ધન )ની અપ્રાપ્તિનો પરિહાર કરવા માટે કહેવા લાગ્યો, કે—" હે પ્રિયા ! દેવીના પ્રસાદવડે સૂચવન કરાયેલ આ પુત્રલાભ તને અવશ્ય થશે. હવે તું કાંઈ પણ સંશય કરીશ નહીં. " ત્યારે વસંતસેનાએ કહ્યું કે–" જો એમ હોય, તો તે ખાલી કેમ દેખાયો ? " અમાત્યે કહ્યું કે–" હે પ્રિયા ! તે કળશ શું ખાલી છે ? કે ભરેલો છે ? તે નિદ્રાથી મીંચાયેલા લોચનવાળી તેં સમ્યક્-પ્રકારે જાણ્યું ન હોય. " ત્યારે " એમ હો. " એમ કહીને વસંતસેના સંતોષ પામી. તે જ રાત્રિએ તેણીને ગર્ભ પ્રગટ થયો. કાંઇક અધિક નવ માસ વ્યતીત થયા ત્યારે તેણીને પ્રસૂતિ થઇ, અને વિદ્રુમ( પરવાળા )ની જેવા રાતા હાથ પગવાળો તથા માખણની જેવી કોમળ કાયાવાળો પુત્ર જન્મ્યો. તેનું વર્ધાપન કર્યું. પછી બારમો દિવસ પ્રાપ્ત થયો ત્યારે સમગ્ર સ્વજનો અને નગરના લોકોને ભોજન, દાન અને સન્માન કરવાપૂર્વક તે બાળકનું દેવપ્રસાદ એવું યથાર્થ નામ પાડયું. પછી પાંચ ધાવમાતાવડે લાલનપાલન કરાતો તે અનુક્રમે કુમારપણાને પામ્યો. ત્યારે તેને સમગ્ર કળાનો સમૂહ ભણાવ્યો. પછી અહિચંદ્ર શેઠની સોમા નામની કન્યા તેને પરણાવી. પરસ્પર સ્નેહવડે તેમના દિવસો જવા લાગ્યા. માત્ર જૂદા જૂદા વ્યય( ખર્ચ )ના આવો પડવાથી ધનનો સાર નાશ પામવા લાગ્યો. તે વખતે અમાત્યે આ પ્રમાણે વિચાર કર્યો, કે–" દેવીએ જે દારિદ્ર કહ્યું હતું, તે સ્વપ્નમાં ખાલી કળશ જોવાવડે દઢ થયું. તેથી હવે શું કરવું ? દ્રવ્ય વિના કાંઇ પણ કરી શકાય નહીં. " આ પ્રમાણે તે વિચારે છે, તે અવસરે ત્યાં રાજપુરુષો આવ્યા. તેઓ રાજાના આદેશથી તે તે અપરાધના સ્થાનો કહીને, તેના હાથ-માંથી મુદ્રાને ગ્રહણ કરીને તથા ઘરનું સર્વસ્વ હરણ કરીને રાજકુળમાં ગયા. અમાત્યને પણ કુટુંબ સહિત ગુપ્તિમાં ( કેદખાનામાં ) નાંખ્યો અને લાંઘણ કરાવી, તથા દુર્વચનોવડે તર્જના કરાવી. તે વખતે અમાત્યે વિચાર કર્યો, કે—

શત્રુના ઘરથી પ્રાપ્ત થયેલ અસાર ભિક્ષાની પ્રવૃત્તિ કરવી સારી છે, વનમાં રહેવું સારું છે, અથવા વ્યાધિવાળાપણું સારું છે, બીજા માણસોનું ચાકરપણું કરવું સારું છે; પરંતુ અધિકારવડે રાજાની લક્ષ્મી પ્રાપ્ત થાય તે સારી નથી. કેમકે પ્રારંભમાં મનોહર

સંપદા જોવામાં આવે, અને છેવટે દુઃખ પ્રગટ થાય છે, માટે અધિકારવડે વિલાસ પામતા મનુષ્યોના મસ્તક ઉપર વજ્રાશનિ પડો. બેસ, ઊભો રહે, બોલ, જા, અને મૌનવડે આ કાર્ય કર. આ પ્રમાણે દેવની જેવા રાજાઓ સેવકને હુકમ કરીને પીડા કરે છે. આ પ્રમાણે છેવટે જેને અસાધારણ વિટંબણા આવી પડે છે, તે અનર્થ પ્રાપ્ત થવાથી, ભોગવવાથી કે દેવાથી પણ શું ફળ છે? રાજાનું સન્માન પ્રથમ ખાંડ, શેરડી અને સાકરના રસ જેવું મીઠું લાગે છે, અને તે જ સન્માન પરિણામે તાલપુટ વિષ જેવું થાય છે." આ પ્રમાણે તે અમાત્ય જેટલામાં અત્યંત દુઃખથી હણાયેલો ચિંતાતુર રહે છે, તેટલામાં રાજપુરુષો આવીને કહેવા લાગ્યા, કે-"હે અમાત્ય! દેવ આદેશ આપે છે, કે-અંદરનું (ગુપ્ત) ધન આપીને દેવના ચરણસ્પર્શવડે (દેવતાના સોગન ખાવાવડે) તારા આત્માને તું શુદ્ધ કર." ત્યારે "બહુ સારું" એમ અમાત્યે અંગીકાર કર્યું. પછી સર્વ ધનનો વિસ્તાર આપીને દેવતાના ચરણના સ્પર્શવડે રાજાના ચિત્તને વાસિત (ખુશ) કર્યું. પછી રાજાએ તેને શુષિરધનથી મુક્ત કર્યો. ત્યારે તે પોતાને ઘેર ગયો. મનમાં ખેદ પામેલા તેને વસંતસેનાએ કહ્યું, કે-"હે આર્યપુત્ર! ધીરજનો ત્યાગ કરી, ચિત્તના અવષ્ટંભને છોડી તથા કાયરપણાને અંગીકાર કરી તમે કેમ આ પ્રમાણે વર્તો છો? શું આ સંસારની સ્થિતિ અપૂર્વ છે? તે આ પ્રમાણે-ભમતા અરઘટ્ટની ઘડીની શ્રેણિની જેમ ખાલી થયેલા પુરુષો તત્કાળ પૂર્ણ થાય છે, અને પૂર્ણ થયેલા ખાલી થઇ જાય છે. તેમાં શું આશ્ચર્ય છે? કાળવડે કોણ કોળિયો કરાયો નથી? કોણ ભીખ માગનાર ગૌરવને પામ્યો છે? લક્ષ્મીથી કોણ મૂકાયો નથી? અને ખળ પુરુષોવડે કોણ દૂષિત થયો નથી? રાજાઓને કોણ વહાલો છે? કોણ મનવાંછિતને પામ્યો છે? કોને આપત્તિઓ પ્રાપ્ત નથી થઈ? તેથી હે નાથ! તમે સંતાપનો ત્યાગ કરો." ત્યારે અમાત્યે કહ્યું કે—"હે પ્રિયા! અકસ્માત્ દુઃખ આવી પડવાથી સંતાપ થાય છે, અને સમ્યક્ પ્રકારે નિશ્ચિત થયેલ ભાવી આપદા આવી પડવામાં તે(સંતાપ)નો શો અવકાશ હોય?" વસંતસેનાએ કહ્યું કે—"હે આર્યપુત્ર! કેવી રીતે તેનો નિશ્ચય થયો?" ત્યારે અમાત્યે દેવીનો પુત્રના વરદાન આપવાનો વ્યતિકર અને સ્વપ્નમાં ખાલી કળશની પ્રાપ્તિના સદ્ભાવથી વૈભવનો અભાવ કહી બતાવ્યો." ત્યારે વસંતસેનાએ કહ્યું કે—"જો એમ છે, તો પુત્ર વિના શું આપણે ન ચાલે?" અમાત્યે કહ્યું કે—"આ તો નિમિત્ત માત્ર જ છે. પરમાર્થપણે તો કોઇ કોઇને આપવા કે હરણ કરવા સમર્થ નથી. તે આ પ્રમાણે-જેના વડે જે સુખ કે દુઃખ, જે ઇષ્ટ કે અનિષ્ટ, અથવા જે લક્ષ્મી કે તેનો નાશ પામવાનો છે, તેને તે અવશ્ય પામે છે. પૂર્વે કરેલા કર્મવડે જીવોને જે શુભ કે અશુભ પામવાનું છે, તે તેવા પ્રકારે જ પરિણમે છે. તેમાં બીજો તો નિમિત્ત માત્ર જ થાય છે. દશરથના પુત્ર(રામ)ના હાથવડે અવશ્ય દશાસ્ય(રાવણ)ના મરણનો સંભવ હોવાથી મોટા અનુભાવવાળી જનકની પુત્રી (સીતા) નિમિત્ત માત્ર થઇ છે. સર્વ લોક આઠમા ચંદ્રને માણ-

સના અનિષ્ટનું કારણ કહે છે, તેને જ રાહુ ગળી જાય ત્યારે બીજા કોને આઠમો કહેવો ? તેથી કરીને પુત્ર વિના પણ મારે અવશ્ય દૌર્ગત્ય થવાનું હતું. તેનો કાળ હમણાં પ્રાપ્ત થયો હોવાથી તે દૌર્ગત્ય મને પ્રાપ્ત થયું છે. તેમાં પુત્રનો શો દોષ છે ? " વસંતસેનાએ કહ્યું કે-" હા. એમ જ છે. " પછી અમાત્ય પોતાના કુટુંબ સહિત ત્યાંથી નીકળીને એક પાસેના ગામમાં ગયો. ત્યાં તે સર્વેએ યથાયોગ્ય કામ કરવાવડે આજીવિકા કરવાનો પ્રારંભ કર્યો. એ પ્રમાણે દિવસો જવા લાગ્યા. હંમેશાં કષ્ટકારક ક્રિયા કરવાથી અમાત્યનું શરીર ક્ષીણ થયું. ઊભા થવું, સૂવું, અને ચાલવું વિગેરે ક્રિયાને કષ્ટવડે કરતા તેને પુત્રે કહ્યું, કે-" હે પિતા ! તમે શરીરના પ્રયાસવડે તમારા આત્માને કેમ દુઃખી કરો છો ? હું જ બધું કામ કરીશ. " ત્યારે તેની માતા બોલી કે-" હે વત્સ ! તું સારું બોલ્યો. સુપુત્રનો એ જ માર્ગ છે, કે માતાપિતાને વિષે સર્વ પ્રયત્નવડે યોગ્ય સેવામાં જોડાવું (લાગવું). " આ પ્રમાણે હંમેશાં મહાકષ્ટવડે પરઘરના કામ કરવા વિગેરેવડે દિવસના અવસાનસમયે ભોજનની પ્રાપ્તિના સંભવવડે તે અમાત્ય અને તેનો પુત્ર દેવપ્રસાદ પણ અત્યંત વૈરાગ્યને પામ્યા. પછી મનમાં દુભાતા તે બંને જીર્ણ ઘાસની કોટડીમાંથી નીકળીને દ્વારને વિષે ગયા. ત્યાં કંકેલિ વૃક્ષની નીચે રહેલા એક મુનિને જોયા. તે જાણે સાક્ષાત્ ધર્મ હોય તેમ શોભતા હતા. તેણે એક જ ચરણ ઉપર આખા શરીરનો ભાર ધારણ કર્યો હતો ( એક પગે ઊભા હતા ), સૂર્યમંડળની સન્મુખ નિમેષ રહિત નેત્રને સ્થાપન કર્યા હતા, તેણે કામદેવનો નાશ કર્યો હતો, એવા કલંક રહિત જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ત્રણ રત્નને ધારણ કરનાર તે મહામુનિને જોયા. તે વખતે તેના દર્શનથી ઉલ્લાસ પામતા મોટા હર્ષથી ઉત્પન્ન થયેલા રોમાંચરૂપી કંચુકથી વ્યાપ્ત શરીરવાળા તે બન્ને તેના ચરણમાં પડયા. મુનિ પણ અવધિજ્ઞાનના બળથી તેમના ગુણનો લાભ જાણીને કાયોત્સર્ગ પારીને ઉચિત પ્રદેશમાં બેઠા. ફરીથી હર્ષવડે વિકસ્વર લોચનવાળા તે બન્નેએ તેને પ્રણામ કર્યા, તેને ધર્મલાભ આપીને મુનિએ કહ્યું કે—" હે દેવાનુપ્રિય ! તમે આવ્યા ? " ત્યારે તેમણે કહ્યું કે—" હે ભગવાન ! હા. એમ જ છે. " પછી મનમાં વિસ્મય પામેલા અમાત્યે કહ્યું કે—" હે શ્રેષ્ઠ સાધુ ! આવા અતિ દુષ્કર તપવિશેષે કરીને આ તમારા આત્માને કેમ પ્રયાસ આપો છો ? " સાધુએ કહ્યું કે—" અમાત્ય ! પૂર્વે કરેલા દુષ્કૃત કર્મોનો આવા પ્રકારના વિશેષ તપ વિના કેમ ક્ષય થાય ? જો આ લોકનાં કાર્યો પણ મોટા કલેશ વિના સિદ્ધ થતા નથી, તો આત્યંતિક પરલોકના શુભ કર્મો શી રીતે સિદ્ધ થાય ? તૃણની જેમ રાજ્યનો ત્યાગ કરીને ધીર પુરુષો( સાધુઓ ) પુર, નગર, નિગમ અને સંબાધને છોડીને ઘોર તપસ્યા કરવા માટે વનવાસને અંગીકાર કરે છે. તમે પણ પડી ગયેલા સત્વપણાએ કરીને દિવસોને નિર્ગમન કરતા કાર્યના તત્ત્વને નહીં જાણીને આ જ પ્રમાણે આત્માને કેમ ઝૂરો છો ? ( દુઃખી કરો છો ? ) દુઃખી અવસ્થામાં પાડવાને

વિષે એક ( અદ્વિતીય ) કુશળ અને પ્રગટ પૂર્વે કરેલા દુષ્કૃત કર્મોનું પ્રતિવિધાન કેમ કરતા નથી ? જેમ ઉપેક્ષા કરેલો થોડો પણ વ્યાધિ તત્કાળ અનર્થને ઉત્પન્ન કરે છે, તેમ દુષ્કર્મનો લેશ પ્રતિકાર નહીં કરવાથી દુઃખને આપે છે. તેથી અનંત દુઃખના કારણરૂપ તે મોટા દુષ્કર્મને તપ, નિયમ અને ભાવનાવડે આ જ ભવમાં વિનાશ પમાડવો યોગ્ય છે. ”

તે સાંભળીને વિસ્મિત મનવાળા તેમણે કહ્યું કે—“ અમે પૂર્વ ભવમાં આવું કટુક રસવાળું કયું દુષ્કર્મ કર્યું હતું ? અથવા હમણાં ( આ ભવમાં ) તેનો નાશ કરવા માટે શું કૃત્ય અમે કરીએ ? તે પ્રસાદ કરીને અમને હમણાં આદેશ આપો. હે મોટી કરુણાવાળા ભગવાન ! દુઃસહ દુઃખરૂપી મોટા સમુદ્રના ઉછળતા કર્મવિપાકરૂપી મોટા કલ્લોલોવડે હરણ કરાતા અમોએ દ્વીપની જેવા તમને પ્રાપ્ત કર્યા છે. તમે જ અમારી માતા છો, તમે જ અમારા પિતા છો, તમે જ અમારા ગુરુ છો, તથા તમે જ અમારા સ્વામી અને બંધુ છો, તેથી તમે અમને ઉચિત માર્ગમાં જોડો. ” તે સાંભળીને મોટા દુઃખના સમૂહવડે ભરેલા અને કરુણાવાળા તેના વચનના સમૂહવડે વિશેષ ઉત્સાહ પામેલા તે સાધુ કહેવા લાગ્યા કે—“ હે દેવાનુપ્રિયો ! તમે એકાગ્ર મનવાળા થઈને સાંભળો.-જય પતાકાવાળું, ઊંચા અને મોટા પ્રાસાદના શિખરવડે આકાશને રૂંધનાર, અત્યંત મોટી ઋદ્ધિના વિસ્તારવડે કુબેરને લઘુ કરનારા શ્રેષ્ઠીવાળું, નહીં જોયેલા ઉપદ્રવ અને વ્યાધિવાળું, હંમેશાં મોટા આશ્ચર્યને દેખાડનાર, અને બુધજનોએ નિવાસ કરેલ સુરપુરની જેવું **વસંતપુર** નામનું નગર છે. તેમાં શત્રુરૂપી હાથીને મારવામાં સિંહની જેવા મોટા પરાક્રમવાળો **અરિદમન** નામે રાજા સર્વત્ર પ્રસિદ્ધિવાળો છે. તે રાજાને બાલ્યાવસ્થાથી આરંભીને વૃદ્ધિ પામતી મોટી ઋદ્ધિના વિસ્તારવાળો તથા સમગ્ર લોકને ચક્ષુ સમાન **નંદ** નામનો મિત્ર છે. તેને **સુંદરી** નામની ભાર્યા છે, તેમને **સ્કંદ** નામનો પુત્ર છે. તે સ્વભાવથી જ વિનયવાળો અને કળાના સમૂહમાં કુશળ છે. તેને નામે કરીને **શીલવતી** અને અર્થે કરીને **ધર્મરતા** ભાર્યા છે. તથા પ્રકૃતિથી જ નિરંતર ઉચિત કાર્ય કરવામાં તત્પર છે. પરસ્પર પ્રેમના બંધુપણાએ કરીને વર્તતા તેઓના દિવસો જવા લાગ્યા, તેવામાં તેવા પ્રકારના ચોર, જળ, અગ્નિ, મદિરાપાન, વેશ્યા અને દ્યૂત વિગેરે વ્યસનનો અભાવ છતાં પણ ક્ષીણ થતા ધનના સમૂહને જોઇને સ્કંદે પિતાને કહ્યું કે–“ હે પિતા ! આ પ્રમાણે વિવિધ પ્રકારના વ્યાપાર કરતા છતાં પણ અને પરિમિત ખર્ચ કરતા છતાં પણ દિવસે દિવસે કોઇ પણ અદૃષ્ટવડે જાણે હરણ કરાતું હોય તેમ ક્ષીણ થતું ધન કેમ દેખાય છે ? ” ત્યારે નંદે કહ્યું કે–“ હે વત્સ ! કાંઇ પણ કારણ દેખાતું નથી, પરંતુ જેમ તું કહે છે તેમ આ સર્વ ધન ક્ષીણ થતું જ દેખાય છે. ” ત્યારે સ્કંદે કહ્યું કે–“ હે પિતા ! દ્રવ્યના વિનાશને આશ્રીને શી રીતે નિશ્ચય કરવો ? ” નંદે કહ્યું કે–“ નિશ્ચય કરવામાં એક કારણ છે. જો પૂર્વ પુરુષોનું નાંખેલું અક્ષય નિધાન પ્રાપ્ત થાય, તો નિશ્ચે કાંઇ પણ નાશ પામવાના સ્વરૂપવાળું થાય નહીં. ” ત્યાર પછી શુભ દિવસે બળિદાન નાંખવાપૂર્વક

તે પિતા પુત્ર બન્ને નિધાનનું સ્થાન ખોદવા લાગ્યા. પછી જેટલામાં કેટલુંક ખોદે છે તેટલામાં પુંછડાની છટાવડે પૃથ્વીપીઠને તોડતા, ચણોઠીની જેવા લોચનની પ્રભાના સમૂહવડે અકાળ સંધ્યાને દેખાડનારા, અતિ ભયંકર મુખરૂપી કુહરમાંથી નીકળતા અગ્નિની શિખાવડે દેદીપ્યમાન, જાણે કલિકાળના કેશનો સમૂહ હોય, જાણે યમરાજાના નેત્રનો વિક્ષોભ હોય, તથા મંદરાચળવડે મથન કરાતા મોટા સમુદ્રના તીવ્ર વિષવડે વ્યાપ્ત જાણે ચપળ કલ્લોલો હોય, તેવા તથા મોટા ફુંફાડાવડે પૃથ્વીને કંપાવતા મોટા સર્પો પ્રાપ્ત થયા. તેમને જોઇને અત્યંત ભય પામેલા તે નંદ અને સ્કંદ વેગથી નાશી ગયા. પછી કેટલાક લાંબા ( ઘણા ) દિવસો ગયા ત્યારે તેમણે ધૂળના સમૂહવડે તે નિધાનના ખાડાનો પ્રદેશ પૂરી દીધો. " પુણ્યની પરિપાટી ( પરંપરા ) નાશ પામી. " એમ વિચારીને ભય પામેલા તે નંદ અને સ્કંદ કુટુંબની આજીવિકાને પણ મૂકીને કાંઇક વાસણનો સમૂહ લઇને ગોલ્લ દેશ તરફ ચાલ્યા. ચાલતા તેઓને માર્ગમાં **દેવશર્મા** નામનો સાર્થવાહ મળ્યો. તેઓને પરસ્પર વાર્તાલાપ થયો, અને એક જ ( સમાન ) દેશ તરફ જવાપણાએ કરીને સાથે જ ચાલ્યા. પછી કેટલાક લાંબા માર્ગને ઉલ્લંઘન કર્યો તેવામાં ભિલ્લોની ધાડ આવી પડી. તે જોઇ જીવિતના નાશથી ભય પામેલા સાર્થવાહ, નંદ અને સ્કંદ એક દિશાએ નાશી ગયા. પછી નાયક રહિત થવાથી તે સાર્થને વિશેષે કરીને લુંટ્યો. માત્ર હસ્તના જ સહાયવાળા તે સાર્થવાહ, નંદ અને સ્કંદ **નરપુર** નગરમાં પહોંચ્યા. પરના ઘરને વિષે કામ કરવા લાગ્યા. કાંઇક દ્રવ્યનો સમૂહ ઉપાર્જન કર્યો. તેઓના ચિત્તનું સમાધાન ( શાંતપણું ) થયું. તેઓ જે વ્યવસાય કરતા હતા, તેનાથી તેમને ઇચ્છિત લાભ થયો હતો. **દેશ, કાળ, ક્ષેત્ર, ભવ અને ભાવને આશ્રીને સુખ, અસુખ ( શુભ, અશુભ ), લાભ, અલાભ વિગેરે ભાવો (પદાર્થો) પ્રાપ્ત થાય છે.** આ પ્રમાણે કેટલુંક ઘણું દ્રવ્ય ઉપાર્જન કરીને તે ત્રણે જનો એક જ ઠેકાણે રહીને દિવસોને નિર્ગમન કરવા લાગ્યા. પછી એક દિવસે તે દેવશર્મા સાર્થવાહે નિધાનનો કલ્પ પ્રાપ્ત કર્યો, અને તેમાં લખેલો, દિશાના વિભાગ રહિત, દ્રવ્યની સંખ્યા સહિત અને વિશ્વાસ ઉપજે તેવો નિધાન-નિબંધ ( નિધાનનો લેખ ) વાંચ્યો, અને તે લેખ સમાન હૃદયવાળાપણું હોવાથી નંદ અને સ્કંદને દેખાડ્યો. તે વાંચીને તેમણે શ્લાઘા કરી. ત્યારે સાર્થવાહે કહ્યું કે-" જો તમે સહાયવાળા થાઓ, તો આ નિધાન આપણે ગ્રહણ કરીએ. " ત્યારે તેમણે તે અંગીકાર કર્યું. પછી જોશીને શુભ મુહૂર્ત્ત પૂછીને તે સર્વે ( ત્રણે ) કહેલા સ્થાને ગયા. ત્યાં બલિવિધાન કર્યું. પછી ખોદવા લાગ્યા. ત્યારે તે નિધાન પ્રત્યક્ષ થયું. તે વખતે તેને ગ્રહણ કરવા માટે મોટા કપટપણાથી શ્વાસના રૂંધવાપૂર્વક નેત્રને નિશ્ચળ કરીને મરેલાની જેમ ચેષ્ટા રહિત થઇને તે સ્કંદ ભૂમિપીઠ ઉપર પડ્યો. તે જોઇ સાર્થવાહ અને નંદ ભય પામ્યા, અને " અરે ! આ શું થયું ? " એમ કહી નિધાનનો ત્યાગ કરી ઠંડા ઉપચાર અને શરીરની સંવાહના કરવાવડે સ્કંદનો ઉપચાર કરવા લાગ્યા. પરંતુ કાંઇપણ વિશેષ (ફેરફાર)

થયો નહીં. ત્યારે નંદે કહ્યું કે-“ મને આ વિઘ્ન પ્રાપ્ત થયું. તેથી આ દોષ શાથી ઉત્પન્ન થયો ? તે જણાતું નથી, તો હવે નિધાનનો પૃથ્વીભાગ ઢાંકી દો. તેને ખમાવીને મૂકી દો. કદાચ આમ કરવાથી કાંઇક પણ સ્કંદનો ઉપકાર થાય. ” તેનું આ કહેવું સાર્થવાહે અંગીકાર કર્યું અને તે જ પ્રમાણે કર્યું. તે જ વખતે સ્કંદ સાવધાન ( સારો ) થયો અને નેત્રને વિકસ્વર કરીને કહેવા લાગ્યો, કે-“ આ શું છે ? ” ત્યારે સાર્થવાહે તેને પૂર્વનો સર્વ વૃત્તાંત કહ્યો. કપટના સ્વભાવપણાએ કરીને સ્કંદે કહ્યું કે-“ એમજ છે. જે વખતે મૂર્ચ્છાથી મારા નેત્ર મીંચાઇ ગયા તે વખતે કોઇએ કહ્યું કે-“ આ નિરપરાધી કેમ હણાય છે ? અહીં તો સાર્થવાહ જ હણવા લાયક છે કે જેથી તેણે જ આ ખોદવાનું આરંભ્યું છે. ” આની પછી કોઇએ કાંઇપણ કહ્યું કે ન કહ્યું, તે હું કાંઇપણ જાણતો નથી. ” આ પ્રમાણે સાંભળીને તે સાર્થવાહ ભય પામ્યો. પછી “ જીવતો નર ભદ્રને જુએ છે ” એમ વિચાર કરીને નિધાનને ઢાંકીને તે સાર્થવાહ નંદ અને સ્કંદની સાથે ઘેર ગયો. ત્યાં પરસ્પર વાતો કરીને દિવસ નિર્ગમન કર્યો. સંધ્યાકાળ પ્રાપ્ત થયો. ત્યારપછી સ્કંદે એકાંતમાં પોતાના પિતાને કપટથી કરેલી મૂર્ચ્છા વિગેરે વૃત્તાંત પ્રગટ કરવાવડે સાર્થવાહને નિધાનથી વિમુખ કરવાનો ઉપાય મેં કર્યો છે અને તે નિધાન આપણે જ ગ્રહણ કરવું છે એમ કહ્યું. ત્યારે નંદે તે સર્વ જાણ્યું અને સંતુષ્ટ મનવાળા તેણે તેની પ્રશંસા કરી. ત્યારપછી સર્વ નગર માણસ રહિત થયું, સાર્થવાહ પણ સૂઈ ગયો ત્યારે પોતાની સર્વ તૈયારી કરીને તથા તે નિધાન ગ્રહણ કરીને નંદ અને સ્કંદ પોતાના નગર તરફ ચાલ્યા. માર્ગમાં એક નિવાસસ્થાને ગયા. ત્યાં રહીને જેવામાં તે નિધાનને ઉઘાડીને જુએ છે તેવામાં દરેક રત્ન મોટા મૂલ્યવાળા જોયા. ત્યારે મોટા હર્ષના સમૂહને પામેલા તેઓ પરસ્પર બોલવા લાગ્યા, કે—“ આ જગતમાં બુદ્ધિને જે ઉલ્લંઘન કરનાર છે, જે ઇચ્છા કરવાને શક્ય નથી, અને જે વિચાર્યા છતાં પણ ઘટી શકતું નથી, તેવા પણ મનુષ્યના વાંછિત અર્થને વિધાતા વિઘ્નનો અત્યંત નાશ કરીને તત્કાળ પ્રાપ્ત કરાવે છે. તમે સાક્ષાત્ જુઓ, કે—જે સમયે આ વિધાતા પ્રતિકૂળપણાને પામ્યો હોય, તે જ સમયે આપણા હાથમાં રહેલા પણ વિત્તાદિકનો નાશ થાય છે. મુગ્ધ બુદ્ધિવાળા મનુષ્યો દેવોને શા માટે નમે છે ? શા માટે રાજાની સેવા કરે છે ? ધ્યાન અને તપનું વિધાન કરવાવડે આ દેહને કેમ પીડા પમાડે છે ? કે જેથી ક્રીડા માત્રમાં જ વાંછિત અર્થના સમૂહને સાક્ષાત્ અપાવનાર વિધાતા દેવને મનુષ્યો પૃથ્વીપીઠ ઉપર મસ્તકને સ્થાપન કરીને કેમ વાંદતા નથી ? અને પૂજતા નથી ? ” ત્યારે સ્કંદે કહ્યું કે—“ હે પિતા ! પ્રસન્નતાના પ્રકર્ષવડે સર્યું કેમકે એકાંત હર્ષને પામેલા મનુષ્યને પણ કદાચ વિધાતા સહન કરતો નથી, અને કદાચ દુઃખી ઉપર પણ અનુકંપા કરે છે; કેમકે વિધાતાનો સર્વ વ્યાપાર દુર્લક્ષ્ય છે. ” ત્યારે નંદે કહ્યું કે—“ હે વત્સ ! તેં સારું કહ્યું, હે વત્સ ! તેં સારું કહ્યું. બૃહસ્પતિ જેવો પણ કયો બીજો મનુષ્ય આવું ભણવાને શક્તિમાન હોય ? ”

પછી ત્યાં સ્વસ્થ શરીરવાળા થઇને અખંડિત ( નિરંતર ) પ્રયાણવડે કરીને વસંતપુરમાં પહોંચ્યા. ત્યાં રાજાએ તેમનું સન્માન કર્યું, નગરના લોકોએ પણ બહુમાન આપ્યું. પછી પૂર્વના પ્રવાહવડે નગરનાં કાર્ય અને રાજ્યનાં કાર્ય ચિંતવવા લાગ્યા. હવે અહીં તે સાર્થવાહ રાત્રિ પ્રભાતરૂપ થઇ ત્યારે નંદ અને સ્કંદને નહીં જોવાથી ત્રિક, ચતુષ્ક અને ચર્ચર વિગેરે ઠેકાણે તેમને જોવા લાગ્યો. કોઇપણ ઠેકાણે તેમની પ્રવૃત્તિ નહીં પામવાથી મનમાં ખેદ પામ્યો. અને "તેઓ કયાં ગયા હશે? કયાં રહ્યા હશે? અથવા કોઈ તસ્કરાદિકવડે આ પરદેશી છે એમ જાણીને બંદિગ્રાહવડે ( કેદીની જેમ પકડવાવડે ) લઈ જવાયા હશે?" આ પ્રમાણે કુવિકલ્પથી વ્યાપ્ત થયેલ તે તેમના ઉપગરણના સમૂહને કાંઇપણ નહીં જોવાથી ચિંતવવા લાગ્યો, કે—"જો કદાચ લોભથી પરાભવ પામેલા મનવાળા તેઓ તે નિધાનને પ્રાપ્ત કરીને નાશી ગયા હોય, તો હું પણ તે નિધાનનું સ્થાન જોઉં." એમ વિચારીને તે નિધાનના પૃથ્વીભાગમાં ગયો. ત્યાં ચારે દિશામાં નાંખેલા બળિદાન અને પુષ્પને, ખોદેલા કળશને તથા પ્રધાન વસ્તુવડે પૂજેલા તે પ્રદેશને સમ્યક્ પ્રકારે જોઈને તથા મૂર્છાની પ્રાપ્તિ વિગેરે કપટના સ્થાનરૂપ સમગ્ર સ્કંદના વિલાસને જાણીને ચિત્તમાં અત્યંત સંતાપ પામેલો તે "અરે! આ પાપી મિત્રોએ મને કેવો છેતર્યો? હવે હું શું કરું? અથવા કોને કહું? અથવા કયો ઉપાય શરૂ કરું?" એમ વિચારીને ભોજન પાણીનો ત્યાગ કરી વર્તવા લાગ્યો, ત્યારે તેને પાડોશીએ પૂછ્યું કે—"હે સાર્થવાહ! મુખની શ્યામ કાંતિવાળો તું ઉદ્વેગ પામ્યો હોય તેવો કેમ દેખાય છે?" ત્યારે સાર્થવાહે કહ્યું કે—"તે નંદ અને સ્કંદ નામના મારા સ્વજનો કયાં ગયા? એ ચિંતાથી આવી રીતે ઉદ્વેગ પામેલા મનવાળો હું થયો છું." ત્યારે પાડોશીએ કહ્યું કે—"તમારા સ્વજનોએ જતી વખતે મારી પાસે તમને આ પ્રમાણે કહેવરાવ્યું છે, કે—"અમે કેટલાક દિવસ ઉત્સવના પ્રયોજનથી જવાના છીએ, તમે સમાધિવડે ( સુખવડે ) રહેજો, અને અમે પાછા આવશું ત્યારે તમને મળીને જેમ ઉચિત હશે તેમ કરશું." તે સાંભળીને "અહો! કપટના આરંભની કુશળતા કેવી છે?" એમ વિચારીને શૂન્ય હુંકાર આપીને સાર્થવાહે તેનું કહેવું અંગીકાર કર્યું, અને દિવસને અંતે ભોજન કર્યું. સૂર્ય અસ્ત થયો. પોતે શય્યામાં સૂતો. તે વખતે ઘણા કુવિકલ્પની કલ્પનાવડે બુદ્ધિનો વિપર્યાસ ઉત્પન્ન થવાથી મહાવિદેહ ક્ષેત્રમાં રહેલા જૈન મુનિધર્મની સ્થિતિની જેમ આખી રાત્રિ નિદ્રા રહિત મુખવાળો તે થયો, અને તેથી ચાર પહોરવાળી પણ રાત્રિ લાખ પહોરવાળી જાણે થઈ હોય તેવી નિર્ગમન કરી. પછી શય્યામાંથી ઊઠ્યો અને પ્રભાતનું કાર્ય કર્યું. પછી વ્યાપારમાં જોડેલાથી બાકી રહેલા વિત્તને ગ્રહણ કરીને વસંતપુર તરફ ચાલ્યો. હવે આ તરફ નંદ અને સ્કંદે તે સાર્થવાહના આગમનની સંભાવના કરી, તેથી તેના વિઘાતને માટે રુદ્ર નામના પોતાના ભાણેજને કેટલાક સહાયકારક મનુષ્યો સહિત સમયને યોગ્ય કહેવા લાયક સર્વ ઉપદેશને આપીને દેવશર્મા સાર્થવાહની સન્મુખ મોકલ્યો. ત્યારે તે વિલંબ રહિત ગમનવડે સન્મુખ



આવતા ગાડાના સાથીઓને પૂછવાવડે સાર્થવાહની ખબર જાણીને ગૌલ દેશની સંધિ- (સીમાડા)ને પામ્યો. ત્યાં એક સીમાડાના ગામની સમીપે કૂવાના કાંઠા પાસે રહેલા વટવૃક્ષની નીચે વસેલા થોડા સાર્થને જોયો. ત્યારે તે તેની સમીપે ગયો, અને કહેવા લાગ્યો, કે–"અરે! દેવશર્મા સાર્થવાહ કયાં છે? તે તમે શું જાણો છો?" ત્યારે ભવિતવ્યતાના વશથી સાર્થવાહે કહ્યું કે–"અરે! તમારે તેનું શું પ્રયોજન છે?" રૂદ્રે કહ્યું કે–"તે અમારા પિતામહની સમાન છે. તેનું પ્રયોજન અમે પછી કહેશું." ત્યારે કાર્યનું તત્ત્વ વિચાર્યા વિના સાર્થવાહે કહ્યું કે–"તે જ દેવશર્મા હું છું." તે સાંભળીને રૂદ્ર ખુશી થયો અને ત્યાં જ જમ્યો. પછી ઉચિત સમયે એકાંતમાં શોકની અવસ્થા દેખાડતા તે રૂદ્રે કહ્યું કે–"હે સાર્થવાહ! નંદ અને સ્કંદે મને તમારી પાસે આ પ્રમાણે કહેવા મોકલ્યો છે, કે–"રાત્રિએ તમે અત્યંત નિદ્રાવાળા હતા ત્યારે અમે જોવામાં તે નિધાનના પ્રદેશમાં ગયા, તેવામાં કોઈક પુરુષો તે નિધાનને ગ્રહણ કરી વેગથી પલાયન કરી ગયા. તેના માર્ગે અમે દોડ્યા અને દૂર પ્રદેશ સુધી ગયા, પરંતુ તે નિધાનને ગ્રહણ કરનારા પ્રાપ્ત થયા નહીં. પછી પાછા વળવાને અશક્તિમાન તેમણે તમને તે વાત જણાવવા મને મોકલ્યો છે. તેથી કુવિકલ્પનો ત્યાગ કરી મારી સાથે તમે આવો, કે જેથી કાળના વિલંબ વિના તમને નંદ અને સ્કંદની સાથે મેળાપ કરાવી દઉં." તે સાંભળીને મુગ્ધ બુદ્ધિપણાએ કરીને સાર્થવાહે "બહુ સારું" એમ કહી અંગીકાર કર્યું. અને રૂદ્રે વિનયના ઉપચારની વૃત્તિવડે તેનું હૃદય પોતાને વશ કર્યું. પછી સાથે જ મળીને કેટલેક સુધી પ્રયાણ કર્યા પછી એક ગામમાં રાત્રિએ સાર્થવાહ અ.યંત નિદ્રામાં હતો ત્યારે તેનું સર્વસ્વ હરણ કરીને રુદ્ર વેગવડે પલાયન થયો, વસંતપુરમાં ગયો અને નંદ તથા સ્કંદને તે હરણ કરેલા વિત્તનો સમૂહ આપ્યો ત્યારે તે બન્ને તથા સુંદરી અને પુત્રવધૂ શીલવતી સર્વે અત્યંત ખુશી થયા. પછી કોઈક દિવસ મહાકષ્ટે કરીને સાર્થવાહ ત્યાં આવ્યો. ત્યારે કપટના સ્વભાવથી નંદ અને સ્કંદે તેની પ્રતિપત્તિ કરી, તેને ભોજન કરાવ્યું, અને વસ્ત્રદાનવડે સન્માન કર્યું. પછી ઉચિત સમયે સાર્થવાહે રુદ્રનો વૃત્તાંત કહ્યો. ત્યારે નંદે અને સ્કંદે કહ્યું કે–"હે સાર્થવાહ! તે દુરાચારી કોઈ ધૂર્ત્ત હશે. અમારો સંબંધી નથી, તેમજ અમારા કુળમાં કોઇનું રુદ્ર નામ પણ નથી." સાર્થવાહે કહ્યું કે–"ભલે એમ હશે." ત્યારપછી કાંઈક ભાતું આપીને વિદાય કરેલો સાર્થવાહ પોતાને સ્થાને ગયો. પછી તેઓએ ચિરકાળ સુધી દ્રવ્યના સમૂહનો દાન, ભોગ અને ઉપભોગ વિગેરે પ્રકારવડે વિલાસ કર્યો. તથા વંચનાથી ઉપાર્જન કરેલા દ્રવ્યના ઉપભોગ- વડે સર્વેએ પરભવમાં દુઃખને આપનાર અંતરાય કર્મ ઉપાર્જન કર્યું. કાળના ક્રમે કરીને યોગ્ય આયુષ્ય પાળીને સર્વે મરણ પામ્યા, અને મનુષ્ય તથા તિર્યંચ વિગેરે ગતિમાં ઉત્પન્ન થયા. મિત્રની સાથે વિસંવાદ અને પરધનના ગ્રહણવડે વૃદ્ધિ પામતા મોટા હર્ષના વશથી પૂર્વે ઉપાર્જન કરેલા મોટા અંતરાય કર્મના ઉદયવડે તેઓનો જ્યાં જ્યાં જન્મ

થાય છે, ત્યાં ત્યાં અત્યંત ઉદ્યમ કરતા છતાં પણ તેઓને ભોજનાદિકની પ્રાપ્તિ અવશ્ય થતી નથી. લોભથી પરાભવ પામેલા ચિત્તવાળા પ્રાણીઓ આ જગતમાં જે પાપનાં કર્મો કરે છે, તે કર્મો પરિણામે બાધા કરે છે. જેમ લુબ્ધ અને મુગ્ધ બિલાડો પોતાના મસ્તક ઉપર રહેલા ગાઢ લાકડીના ઘાતને નહીં જોતો એકદમ દૂધ તરફ અનુસરે છે, તેમ રાગાદિવડે મોહ પામેલા મનવાળા જીવો પણ અકૃત્યથી ઉત્પન્ન થયેલી દુઃખની પરંપરાવડે કટુક વિપાકને નહીં જાણતા અકૃત્યનું આચરણ કરે છે. દાહ જ્વરથી પરાભવ પામેલા માણસો જેમ સારા રસવાળા રસાલુને[1] પીએ છે, અને પછી તે અપથ્યથી હણાઇને કાષ્ઠની જેમ નિશ્ચેષ્ટ પડે છે, તેમ અજ્ઞાનથી હણાયેલા પ્રાણીઓ મોટા રસવડે કરીને અકૃત્યને સેવે છે, તેથી તેના કટુ વિપાકથી હણાયેલા તેઓ દુઃખના સમૂહને સહન કરે છે. થોડા દિવસના જીવિતને માટે જે પ્રાણીઓ જે પાપના સમૂહને ઉપાર્જન કરે છે, તે સરસવ માત્રના સુખને માટે મેરુપર્વત જેવડા મોટા દુઃખને ઉપાર્જન કરે છે. ઘણું કહેવાથી સર્યું. નંદ અને સ્કંદ તથા તે સ્ત્રીઓ દરેક જન્મમાં ક્ષુધાવડે હણાઇને તિર્યંચાદિક ગતિને વિષે ઘણા અંતરાય કર્મની નિર્જરા કરીને **કાંપીલ્ય** નગરમાં નંદનો જીવ **સાગર** શ્રેષ્ઠીનો પુત્ર **ધનદેવ** નામે થયો, અને સ્કંદ તેનો જ નાનો ભાઈ **ભાનુદત્ત** નામે થયો, તથા સુંદરી અને શીલવતી તેમની જ નાની બહેનો **સોમા** અને **સીતા** નામે થઇ. પૂર્વભવના લાંબા સહવાસને આશ્રીને તેમના ચિત્ત પરસ્પર ગાઢ પ્રેમથી બંધાયા. સર્વે અનુક્રમે વૃદ્ધિ પામ્યા, અને યોગ્ય કળાની કુશળતાવાળા થયા. તેની બન્ને બહેનોને તે જ નગરમાં સાર્થવાહના **શુભંકર** નામના એક પુત્રની સાથે પરણાવી. ધનદેવ અને ભાનુદત્ત પણ **કંચન** શ્રેષ્ઠીની **વિજયા** અને **જયંતી** નામની પુત્રીને પરણ્યા. પછી દ્રવ્યને ઉપાર્જન કરવા વગેરેમાં પ્રવૃત્ત થયા. આ પ્રમાણે કૃતકૃત્ય ( કૃતાર્થ ) થયેલા તેના પિતાએ કોઇ દિવસે બહુ શ્રુતવાળા, ઘણા શિષ્યોના પરિવારવાળા, અને એક ગામથી બીજે ગામ વિહાર કરીને આપ્ત થયેલા ગુણદત્ત નામના સૂરિની પાસે સાધુધર્મ સાંભળીને પ્રતિબોધ પામીને પ્રવ્રજ્યા અંગીકાર કરી. તથા અનેક સ્થળે વિહારવડે વિચરવા લાગ્યા. અહીં ધનદેવ અને ભાનુદત્ત અન્યોન્ય સ્નેહવાળા થઇને ખેતી કર્મવડે અને બીજી કળાઓના પ્રયોગવડે ઘણો દ્રવ્યનો સમૂહ ઉપાર્જન કરીને દીન અને અનાથ વિગેરેને દાન દેવામાં તત્પર થઇ સમુચિત ધર્મના આચરણવડે વર્તવા લાગ્યા. કાળના ક્રમે કરીને તેમને પણ પુત્રો થયા. તેમને ભણાવ્યા, તે યોવનને પામ્યા, સ્ત્રીઓનો પરિગ્રહ કરાવ્યો ( પરણાવ્યા ), દ્રવ્ય ઉપાર્જન કરવા માટે જોડ્યા. કાળના ક્રમે કરીને વ્યવહારમાં પ્રવર્તતા તેઓએ તથાપ્રકારે કોઈપણ રીતે પ્રધાન જનોનો ઉપચાર કર્યો, કે જે પ્રકારે તેઓ જ પોર જનોના કારણિકપણાને ( મુખ્યપણાને ) પામ્યા. પિતા પાસેથી પણ સર્વ દ્રવ્યનું આકર્ષણ કરીને મોટી ઋદ્ધિવાળા થયા. ધનદેવ અને ભાનુદત્ત વૃદ્ધપણાને પામવાથી તથાપ્રકારના કાર્ય કરવામાં

૧. ઘી, મધ, દહીં, ખાંડ, મરી વિગેરે પદાર્થો એકઠા કરેલ હોય તે.



અસમર્થ થયા, તેથી મોટા પરાભવને પામ્યા. ત્યારપછી તથાપ્રકારના ઓષધની સારવારના અભાવથી તેમની ભાર્યા વિજયા અને જયંતી મરણ પામી. આ અવસરે જીર્ણ નહીં થવાથી બાકી રહેલા પૂર્વભવે ઉપાર્જન કરેલા અંતરાય કર્મ તે બન્નેના ઉદયમાં આવ્યા. તેના વશથી તે બન્ને મહાનુભાવ ભાર્યાના મરણના દુ:ખવડે, પુત્રના પરાભવવડે અને પરિજનના અપમાનવડે અત્યંત દુ:ખી અવસ્થાને પામ્યા. ઘણું શું કહેવું ?

પૂર્વે કરેલા દુષ્કૃતના દોષવડે તેઓ તેવા કોઈપણ પ્રકારના પરાભવ સ્થાનને પામ્યા, કે જેથી વિકાળ સમયે ( સાંજે ) ભોજન પણ મહાકષ્ટથી મળતું હતું. અતિ કઠોર અને નિષ્ઠુર ( તુચ્છ ) ઘણા વચનોવડે તિરસ્કાર પામતા હતા, અને દુ:ખના સમૂહથી વ્યાપ્ત થયેલા તેઓ પ્રતિસમયે મૃત્યુને સારું માનતા હતા. આ પ્રમાણે દઢ રીતે મોટો વૈભવ છતાં પણ કર્મના દોષથી તેઓને ભયંકર આકારવાળું અત્યંત મોટું દૌર્ગત્ય આવી પડયું. કોઇક દિવસે ઉત્પન્ન થયેલા અતિ મોટા કોપવાળી પુત્રવધુઓએ ભોજનનો નિષેધ કરીને તેવા પ્રકારની કોઈપણ રીતે મોટી હીલના કરી, કે જે પ્રકારે મહાનુભાવ દુ:ખથી પીડા પામેલા તે બન્ને પોતાના શ્વાસને રૂંધી શીઘ્રપણે મરણને પામ્યા, અને ત્યાંથી વ્યંતરપણે ઉત્પન્ન થયા. ત્યાં પુત્રવધૂનો તિરસ્કાર સ્મરણ થવાથી ઉછળતા કોપવાળા તેમણે પોતાના પુત્રોને તેવા પ્રકારે કર્યા, કે જે પ્રકારે પરગૃહને વિષે ભિક્ષા માટે ભમવા લાગ્યા. તથા સોમા અને સીતા નામની તેમની બહેનો કાળના કર્મવડે પુત્રોવાળી થઇ. તે પુત્રો કળાના સમૂહમાં કુશળ થયા, ઘણું દ્રવ્ય ઉપાર્જન કર્યું અને ભાર્યાનો સંગ્રહ કર્યો, તથા વ્યાપાર કરવા લાગ્યા. તેમનો પિતા કાળધર્મ પામ્યો. આ અવસરે તે બહેનોને પણ ચિર કાળના ધનહરણની અનુમતિના આશ્રયવાળું અંતરાય કર્મ ઉદયમાં આવ્યું. તેના વશથી તેઓ પતિના દુ:ખવડે અને પુત્રોની અવજ્ઞાના વચનોના ત્રાસવડે અત્યંત આર્ત્તધ્યાનને પામી. ઉચિત કરતી હતી અને બોલતી હતી, તો પણ વહુઓ તેનો ધિક્કાર કરતી હતી, પરિજન પણ તેમને કાંઇ પણ ગણતો નહોતો, દિવસને અંતે પણ એક ગ્રાસ માત્ર પણ ભોજન પામતી નહોતી, અને ભોજનની ઇચ્છાવડે આવેલી તેમને પુત્રવધૂઓ કહેવા લાગી કે-" પતિના વિરહવાળી તમે શું પ્રાપ્ત કર્યું ? પરગૃહને વિષે કેમ ભિક્ષા માગતી નથી ? " આ પ્રમાણે પોતાના પુત્રોની સમક્ષ પણ વહુઓએ તર્જના કરી ત્યારે તેમણે અનશન ગ્રહણ કર્યું, અને તથાપ્રકારના પરિણામના વશથી મરીને તેઓ પણ વ્યંતરી થઇ. તેઓએ પણ વિભંગજ્ઞાનવડે પૂર્વકાળના પુત્રો અને વહુઓના અયોગ્ય કાર્ય જાણ્યા, તેથી તત્કાળ તેઓને કોપનો અતિરેક ( અધિકપણું ) વિકાસ પામ્યો, અને તેથી તેમનો સમગ્ર પરિગ્રહ ( ધનાદિક ) હરણ કરવાવડે કંગાળ જેવા કરીને તે વહુઓ અને પુત્રોને મૂકી દીધા. પછી કાળના ક્રમવડે મોટું આયુષ્ય પાળીને પ્રથમ ધનદેવ અને ભાનુદત્ત ત્યાંથી ચવ્યા, અને કુણાલા નગરીમાં **વિનયંધર** શ્રેષ્ઠીના પુત્ર થયા. ત્યારપછી તે સોમા અને સીતા પણ પોતાના સ્થાનથી ચવીને

પૂર્વની જેમ તેમની જ નાની બહેનપણે ઉત્પન્ન થઇ, અને પૂર્વના અભ્યાસવડે પરસ્પર ગાઢ પ્રેમવાળા તે ચારે દેહવડે અને બુદ્ધિના પ્રકર્ષવડે વૃદ્ધિ પામ્યા. ત્યાં પાણિગ્રહણ કર્યા વિના જ તેઓએ તથાપ્રકારના સારા મુનિની પાસે ધર્મ સાંભળીને સંસારનો વૈરાગ્ય ઉત્પન્ન થવાથી પ્રવજ્યા ગ્રહણ કરી, અને ઉગ્ર તપશ્ચરણ કરવાનો પ્રારંભ કર્યો. અને આ પ્રમાણે ધ્યાન કરવા લાગ્યા. "સંવેગના સારરૂપ સમગ્ર આગમ અને નીતિમાર્ગના સંબંધવડે શુદ્ધ ક્રિયામાં આસક્ત મનવાળા થઇને અહો ! કેવી રીતે અમે ભવરૂપી મહાસમુદ્રનું ઉલ્લંઘન કરીને શીઘ્રપણે મોક્ષસ્થાનને પામશું ?" આ પ્રમાણે પ્રતિસમયે શ્રેષ્ઠ ભાવનાઓને ભાવતા, નિરંતર ગુરુના પાદસેવનમાં તત્પર રહેતા, વૃદ્ધ, બાલ, માંદગીવાળા અને તપસ્વી સાધુઓના પ્રયોજનને વિષે સારી ભાવનાપૂર્વક પરાક્રમને ફોરવતા, ગામ અને કુળને વિષે મમતાનો ત્યાગ કરતા, પોતાના જીવની જેમ સર્વ પ્રાણીઓના સમૂહનું રક્ષણ કરતા, ઈંદ્રિયોનો અત્યંત જય કરવામાં જ એક ઉદ્યમને કરતા, ક્રોધાદિક સમૂહનો નિગ્રહ કરવામાં જ આસક્ત થતા, સમગ્ર દોષ રહિત પિંડ( ભોજનાદિક )નું ગ્રહણ કરતા, વસ્ત્રાદિક વસ્તુ, શય્યા અને આસનને સેવતા, શરીરને વિષે પણ સ્નેહ રહિત અને સંયમરૂપી અમૃતવડે તૃપ્તિને પામતા તેઓના દિવસો વ્યતીત થવા લાગ્યા. આ પ્રમાણે સ્વાધ્યાય અને ધ્યાનાદિકમાં ઉદ્યમવાળા એક સ્કંદ વિનાના તે ત્રણેએ પૂર્વે બાંધેલા અંતરાયકર્મને ઘણું ખપાવ્યું, અને સ્કંદે પૂર્વકાળમાં ઘણા સંકલેશને વશ થવાથી તથાપ્રકારનું ઘણું કર્મ ખપાવ્યું નહીં. પછી આયુષ્યનો ક્ષય થયો ત્યારે તે ચારે મરીને સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચવીને પ્રથમ હે અમાત્ય ! તે નંદનો જીવ તું શિવદત્ત નામે ઉત્પન્ન થયો. અને દેવભવની પૂર્વના ભવની સુંદરી નામની તારી ભાર્યા પણ આ વસંતસેના નામની તારી ભાર્યા થઈ છે. પૂર્વભવનો સ્કંદ પુત્ર હમણાં આ દેવપ્રસાદ નામનો તારો પુત્ર ઉત્પન્ન થયો છે અને પૂર્વભવની શીલવતી પુત્રવધૂ હમણાં સોમા નામની દેવપ્રસાદની ભાર્યા થઇ છે. આ પ્રમાણે પૂર્વે કરેલા સાધારણ કર્મવડે તમે એક કુટુંબના વાસમાં જોડાયા છો, તથા હે અમાત્ય ! હમણાં તારા પુત્રના ઉત્પન્ન થયેલા મોટા અંતરાયના દોષથી બીજાઓને ( તમને ) પણ આ દારિદ્ર પ્રાપ્ત થયું છે, અને રાજાનું અસન્માન ( રાજાનું અપમાન પામ્યો છે ) પ્રાપ્ત થયું છે. આ પ્રમાણે મુનિરાજે કહ્યું ત્યારે તે બન્નેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, અને ચિરકાળનું છતાં પણ જાણે હમણાનું જ હોય તેમ પોતાનું સર્વ દુશ્ચરિત્ર પ્રગટ થયું, તથા મોટા સંવેગને પામેલા તે બન્ને પોતાના આત્માને નિંદવા લાગ્યા. આ વૃત્તાંત સાંભળીને વસંતસેના અને સોમા પણ પૂર્વભવને જાણનારી થઈ. આ અવસરે મુનિએ કહ્યું કે "હે અમાત્ય ! જે તેં મને પૂછ્યું હતું કે "પૂર્વે અમે શું દુષ્કૃત કર્યું હતું ?" તે મેં આ કહ્યું. તથા "તે દુષ્કૃતના નાશને નિમિત્તે કાંઇપણ કાર્ય કરવાનો ઉપદેશ આપો"

એમ જે તેં પૂછયું હતું, તેમાં તે દુષ્કર્મ તમે પ્રાયે કરીને ખપાવ્યું છે, પરંતુ દેવપ્રસાદનું તે દુષ્કર્મ હજુ પણ કાંઇક ખપાવાનું બાકી છે." ત્યારે તે આ પ્રમાણે સાંભળીને અત્યંત ભય પામ્યો, અને મુનિના ચરણમાં પડીને વિનંતિ કરવા લાગ્યો, કે–"હે ભગવાન ! તેને ખપાવવાનો કાંઇક પણ ઉપાય મને કહો." ત્યારે ભગવાને કહ્યું કે–"હે વત્સ ! મોટા નિશ્ચય વિના તેના ખપાવવાના ઉપાયનો નિર્વાહ કરી શકાશે નહીં." દેવપ્રસાદે કહ્યું કે–"હે ભગવાન ! તમે એવી શંકા ન કરો. દુઃખનો વિપાક મેં પ્રત્યક્ષ જોયો છે, તેથી મને હવે અનિશ્ચય શો હોય ?" તે સાંભળી તેની યોગ્યતા જાણીને સમગ્ર કર્મરૂપી વૃક્ષનું ઉન્મૂલન કરવામાં વાયુ સમાન ધર્મધ્યાનનો વિધિ કહેવાનું મુનિએ શરૂ કર્યું.

પૂર્વ દિશાની સન્મુખ કે ઉત્તર દિશાની સન્મુખ થઇને પવિત્ર આચારવાળો, ધ્યાતા (ધ્યાન કરનાર), સમાધિયુક્ત, સુખાસન ઉપર બેઠેલો, પવિત્ર શરીરવાળો, પલાંઠી બાંધીને (વાળીને), મન, વચન અને કાયાના વ્યાપારને રુંધીને, નાસિકાના અગ્રભાગ ઉપર નેત્ર રાખીને, શ્વાસ અને નિઃશ્વાસને મંદ કરીને, પોતાના દુશ્ચરિત્રની નિંદા કરતો, સર્વ પ્રાણીઓને ખમાવતો, પ્રમાદનો નાશ કરતો, તથા જિનેશ્વરના ધ્યાનમાં જ એકચિત્તવાળો થઇને ગણધર ગુરુનું સ્મરણ કરવું, તથા વાયુકુમાર દેવોએ શુદ્ધ કરેલા, મેઘકુમારોએ સીંચેલા (છાંટેલા), તથા ઋતુદેવતાઓએ જાનુ પર્યંત વિખેરેલા પુષ્પવાળા પૃથ્વીભાગને વિષે વૈમાનિક, જ્યોતિષિક અને ભુવનવાસી દેવોએ અનુક્રમે મણિ, સુવર્ણ અને રૂપાના મનોહર ત્રણ પ્રાકાર(ગઢ) રચ્યા હોય છે, પાદપીઠ સહિત અને ત્રણ છત્ર સહિત શ્રેષ્ઠ સિંહાસન સહિત ભામંડળ, ચૈત્યતરુ(અશોકવૃક્ષ) અને તોરણ વિગેરેવડે વ્યાપ્ત, ચક્રધ્વજ, સિંહધ્વજ, ધર્મધ્વજ અને ધ્વજપટવડે શોભે છે, વ્યંતરદેવોએ કરેલા સુવર્ણ કમળના ડોડાના મધ્ય ભાગમાં પાદયુગલને ભગવાન મૂકે છે, તેની આગળ ધૂપઘડી ચાલે છે અને ચામર વીંઝાય છે, તથા દેવોનો સમૂહ જય જય શબ્દની ઘોષણા કરે છે, આગળ ચાલતા ઇંદ્રો માર્ગમાં રહેલા લોકોને દૂર રાખે છે. પૂર્વ દ્વારથી ભગવાન સમવસરણમાં પ્રવેશ કરે છે. દેવોના વાજિંત્રોના શબ્દના સમૂહવડે આકાશનું વિવર ભરાઇ જાય છે. પછી જિનેશ્વર પૂર્વ દિશાની સન્મુખ બેસે છે, બાકીની ત્રણ દિશામાં દેવો ભગવાનના પ્રતિરૂપ કરે છે. રત્નના બનાવેલા દંડવાળા શ્વેત ચામરોને ઇંદ્રો હર્ષ સહિત પોતાના હાથવડે પ્રભુને વીંઝે છે, ચારે દિશાના ખૂણામાં (વિદિશામાં) રહેલા ભવ્ય જીવોના સમૂહ પ્રભુના પાદને સેવે છે, તથા બીજા પ્રકારના વલયની અંદર વિવિધ પ્રકારના તિર્યંચના સમૂહ પરસ્પર વૈરભાવનો ત્યાગ કરીને રહે છે અને પ્રભુના પાદને સેવે છે. પ્રભુનું સર્વ અંગ એકી સમયે જ ઊગેલા બારે સૂર્યમંડળની જેવું દેદીપ્યમાન હોય છે, પ્રભુનું રૂપ સુરેંદ્ર, અસુરેંદ્ર વિગેરેના સમૂહવાળા ત્રણે લોકને જીતનારું હોય છે તથા તેણે મોહરૂપી વૃક્ષનું ઉન્મૂલન કર્યું છે, રાગરૂપી મોટા રોગનો નાશ કર્યો છે, કોપરૂપી અગ્નિને શાંત કર્યો છે (બુઝવ્યો છે), તથા સમગ્ર દોષરૂપી વ્યાધિનું

અવંધ્ય ઔષધ સમાન તે છે. અનંત કેવળજ્ઞાનવડે તેમણે સમગ્ર વસ્તુનો પરમાર્થ પ્રગટ કર્યો છે, દુઃખેથી તરી શકાય તેવા સંસારરૂપી મોટા સમુદ્રમાં પડેલા જીવોનો ઉદ્ધાર કરવામાં તેમનું સામર્થ્ય છે. તથા ત્રણ લોકના મુગટ સમાન, ત્રણ લોકના ગુરુ, ત્રણ લોકના જીવોએ નમેલા ચરણવાળા, ત્રણ લોકનો ઉદ્ધાર કરવાના મહાત્મ્યવાળા જિનેંદ્રનું ધ્યાન કરવું. ત્રણ છત્ર અને કલ્પવૃક્ષની નીચે સિંહાસન ઉપર બેઠેલા પ્રાણીઓનો ઉપકાર કરવામાં તત્પર, મોક્ષમાર્ગના ધર્મનો ઉપદેશ આપતા, લોકના પાપનો નાશ કરનાર, પ્રાણીઓની સર્વ સંપદાના મૂળરૂપ, સમગ્ર લક્ષણોને ધારણ કરનારા, સર્વોત્તમ પુણ્યને ઉત્પન્ન કરનારા, ધ્યાન કરનારાઓને મોક્ષપદ સાધનારા, મહાયોગીના મનને આનંદ આપનારા, જન્મ, જરા અને રોગ રહિત થયેલા, સિદ્ધની જેમ ધર્મરૂપી કાયામાં રહેલા, હિમ, હાર અને ગાયના દૂધ જેવા નિર્મળ (ઉજ્વળ), અને કર્મના સમૂહને નાશ કરનાર એવા જિનેશ્વર પોતાની પાસે જ હોય તેવો પ્રતિભાસ થાય, ત્યાંસુધી નિશ્ચય ચિત્તવાળા થઇને ધ્યાન કરજે. તેનાથી પણ વધારે ભક્તિવાળો થઇને, ભૂમિ ઉપર જાનુને રાખીને તથા મસ્તકને નમાવીને જિનેશ્વરના ચરણને સ્પર્શ કરતા પોતાના આત્માને માનવો. જિનેશ્વરે રક્ષણને માટે આ અંગીકાર કર્યું છે, તે કર્મરૂપી પંકનો નાશ થવાથી તે સ્વરૂપ દેવાદિકે પણ જાણ્યું છે, એમ ચિંતવવું. ત્યારપછી તે જિનેશ્વર જાણે પાસે જ વર્તે છે એમ ધારીને ગંધાદિકવડે તેની સર્વાંગ પૂજા કરવી, સ્તુતિ કરવી, અને બોધિલાભાદિકની પ્રાર્થના કરવી. આ પ્રમાણે નિત્ય અભ્યાસ કરવાથી જિનેશ્વરના ગુણ અને રૂપાદિકનો સમ્યક્ પ્રતિભાસ થાય છે, સંવેગ થવાથી કર્મનો ક્ષય થાય છે, ક્ષુદ્ર જનોવડે અલંઘનીયપણું અને વચનનું અપ્રતિહતપણું પ્રાપ્ત થાય છે, રોગાદિકની અત્યંત શાંતિ થાય છે, અર્થને ઉપાર્જન કરવાના હેતુઓનું અવંધ્યપણું, પ્રાપ્તિપણું અને સમર્થપણું થાય છે. તથા એકાગ્ર ચિત્તવાળો થવાથી સૌભાગ્યાદિકને પણ પામે છે. અથવા આ સર્વ કેટલું માત્ર છે? મનુષ્ય, દેવ અને મુક્તિના સુખ પણ વિલંબ રહિતપણે હસ્તના વિષયને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે હંમેશાં સમવસરણમાં રહેલા જિનેશ્વરનું સ્મરણ કરી; તેને અંતે ધ્યાનનો સંવર કરી ઉચિત કાર્યમાં પ્રવર્તવું. આ પ્રમાણે હે દેવાનુપ્રિય દેવપ્રસાદ ! જો તું તારા કલ્યાણને ઇચ્છતો હોય તો પરમ ગુરુએ રચેલા આ ધ્યાન વિધિને તું સમ્યક્ પ્રકારે અંગીકાર કર." આ સર્વ સાંભળીને દેવપ્રસાદે કહ્યું કે–"હે ભગવાન ! ચિંતામણી રત્નને કોણ ગ્રહણ ન કરે ?" ત્યારે શિવ, દેવપ્રસાદ અને અમાત્ય વિગેરે સર્વેએ જિન ધર્મ ગ્રહણ કર્યો. દેવપ્રસાદે ધ્યાનના પરમાર્થને ગ્રહણ કરવામાં અને જાણવામાં સારભૂત ગૃહસ્થ ધર્મકાર્યનો વિધિ જાણ્યો. પછી અમાત્ય વિગેરેનો અંતરાય કર્મ ક્ષીણ થનાથી રાજસન્માન વિગેરે વૈભવનો વિસ્તાર પ્રાપ્ત થયો. કાળના ક્રમે કરીને મોટા ધ્યાનમાં આરૂઢ થવાવડે કર્મનો ક્ષય થવાથી દેવપ્રસાદ પણ રાજાના મોટા પ્રસાદને પામ્યો, અને સમૃદ્ધિને પામેલો તે કોઇપણ રીતે તથાપ્રકારે વિશેષે કરીને જિનેશ્વરના વંદન, પૂજન, પર્યુપાસના અને શાસન પ્રભાવના વિગે-

રેમાં પ્રવર્ત્યો, કે જેથી જ્ઞાનાવરણાદિક કર્મના ક્ષયોપશમવડે પ્રાપ્ત થયેલ નિર્મલ બુદ્ધિના પ્રસારવાળો થઈને તેણે સ્મશાનની જેવા ગૃહવાસને, બંધનની જેવા બંધુ જનને, વિષની જેવા વિષયના સંગને, રાક્ષસીના સમૂહ જેવા સ્ત્રીજનને, તથા કષ્ટના ભાજન જેવા ધનને વિચારીને( માનીને ) શ્રમણુસિંહ સાધુની પાસે દીક્ષા અંગીકાર કરી.

ત્યારપછી ગ્રહણ અને આસેવના શિક્ષાની સમ્યક્ આરાધના કરીને તે ખડ્ગની ધારા જેવી તીક્ષ્ણ સાધુ ક્રિયાને પાળીને છેવટે અનશન કરીને સનત્કુમાર દેવલોકમાં ઇંદ્રની જેવી વિશેષ ઋદ્ધિવાળો દેવ થયો. ત્યાં ચિર કાળ સુધી પાંચ પ્રકારના વિષય સુખને ભોગવીને ત્યાંથી ચવીને **ક્ષિતપ્રતિષ્ઠિત** નગરમાં મોટી રાજલક્ષ્મીના વિસ્તારના આડંબરવાળા અને અસાધારણ પરાક્રમવડે સમગ્ર સામંત રાજાના સમૂહને વશ કરનારા **મહીધર** નામના રાજાની **રેવતી** ભાર્યાને વિષે પુત્રપણે ઉત્પન્ન થયો. તેનું **સોમ** નામ સ્થાપન કર્યું. પછી શરીરના ઉપચયવડે અને બુદ્ધિના પ્રકર્ષવડે વૃદ્ધિ પામ્યો. તથા ક્રમે કરીને સમગ્ર લોકના લોચનને આનંદ ઉત્પન્ન કરનાર યુવાવસ્થાને પામ્યો, તો પણ તે મહાત્મા મદ અને કામદેવના દોષને દૂર કરી, ઇંદ્રિયોના વિકારને ઉપશમાવી તથા વિરુદ્ધ આચરણનું નિવારણ કરીને રહેવા લાગ્યો. પછી માતાપિતાએ તેને કહ્યું કે-" હે પુત્ર ! સમયને ઉચિત કાર્ય કરવામાં તત્પર થયેલ પુરુષ મોટી પ્રસિદ્ધિને પામે છે, તેથી હમણાં હે વત્સ ! પાણિગ્રહણ કરીને તથા રાજ્યલક્ષ્મીને ભોગવીને ચિરકાળે સર્વ વાંછિતને સમાપ્ત કરીને પછી ઉચિત કાર્ય કરજે. " સોમે કહ્યું કે-" હે પિતા ! એમ જ છે, પરંતુ પુત્ર, સ્ત્રી વિગેરે લક્ષણવાળા સ્નેહરૂપી તંતુવડે બંધાયેલા ગર્વિષ્ઠ પ્રાણીઓ સાંકળથી બાંધેલા હાથીની જેમ જરા પણ પરાક્રમ કરવાને સમર્થ થતા નથી, આત્માનું હિત કરવાને ઉત્સાહ પામતા નથી; અને તથાપ્રકારની અવસ્થાવાળા થઈને આગળ આગળ પ્રિયજનોના વિનિપાતથી થયેલા સુખ દુઃખની ચિંતાના સમૂહવડે સંતાપ પામીને પગલે પગલે દુભાય છે. પરંતુ પહેલી વયને વિષે જ તેનાથી નિવૃત્ત ચિત્તવાળો પુરુષ લાંબા માર્ગે ચાલેલા મુસાફરની જેમ માર્ગને જાણનારા મનુષ્યના સંયોગવડે કષ્ટને પામતો નથી, અથવા વિયોગવડે સુખને પામતો નથી. " માતાપિતાએ કહ્યું કે-" હે વત્સ ! અમારા વચનના આગ્રહવડે આ અમારી પહેલી પ્રાર્થનાનો ભંગ કરવો તારે યોગ્ય નથી. " કુમારે કહ્યું કે-" તે પ્રાર્થના કઈ છે ? " માતાપિતાએ કહ્યું કે-" સ્ત્રીનો પરિગ્રહ સર્વથા કરવો, એ જ અમારી પ્રાર્થના છે. " ત્યારે માતાપિતાનું વચન ઉલ્લંઘન કરવા લાયક નથી એમ વિચારીને તથા ચારિત્રનું આવરણ કર્મ છે એમ જાણીને કુમારે કહ્યું કે-" હે માતાપિતા ! પ્રથમ મેં તો તમને મારો અભિપ્રાય નિવેદન કર્યો. હવે તમને જેમ રુચે તેમ કરો. તમે ચિરકાળ સુધી પ્રભાવવાળા છો, તેથી ઇચ્છા પ્રમાણે આચરણ કરનારા મને કયો સમય છે ? " તે સાંભળીને માતાપિતા ખુશી થયા. પછી રાજાએ પ્રધાન પુરુષોને મોકલ્યા. તેઓ **પુરુષસિંહ** નામના સામંત રાજાની સર્વ લક્ષણે કરીને સહિત **ચંપકમાલા**

નામની પુત્રીને માગવા ગયા. ત્યાં કાળના વિલંબ વિના જ પુરુષસિંહ રાજાને જોયો. તેને તેઓએ આવવાનું પ્રયોજન કહ્યું. ત્યારે તે રાજા હર્ષ પામ્યો. સારા મુહૂર્તે તે કન્યાને આપી. ત્યાર પછી "સોમ રાજકુમારની પાસે જ વિવાહને માટે આને મોકલવી જોઈએ." એમ નિશ્ચય કરીને પ્રધાન પુરુષો પાછા ફર્યા. "તે કન્યાનો વૃત્તાંત મહીધર રાજાને જણાવ્યો. તેણે પણ જોશીઓને બોલાવ્યા અને હસ્તમેળાપનું લગ્ન( મુહૂર્ત ) પૂછયું. તેઓએ સારી રીતે વિચારીને પાસેનું જ લગ્ન કહ્યું. ત્યારપછી દૂતના વચનવડે પુરુષસિંહ રાજાને કહેવરાવ્યું, કે-" તમારી પુત્રી ચંપકમાળાને શીઘ્રપણે મોકલો, કેમકે વિવાહનું લગ્ન સમીપે જ આવ્યું છે." આ પ્રમાણે સાંભળીને પુરુષસિંહ સામંત રાજાએ અકસ્માત્ વિઘ્ન આવી પડવાનું નહીં વિચારીને ઉચિત સામગ્રી સહિત ચંપકમાળાને વિદાય કરી. પછી અસ્ખલિત( નિરંતર ) પ્રયાણવડે ક્ષિતિપ્રતિષ્ઠિત નગર તરફ જતી તેણીને માર્ગમાં દૂતો પાસેથી જાણીને તથા વચ્ચે પડીને **શતદ્વાર** નગરના રાજા **કાર્તવીર્યે** ગ્રહણ કરી. આ વૃત્તાંત મહીધર રાજાએ તથા પુરુષસિંહ સામંતે જાણ્યો. ત્યારે તે બન્ને ક્રોધના સમૂહને પામીને શીઘ્રપણે કાર્તવીર્ય તરફ ચાલ્યા. તે વખતે સોમ રાજપુત્ર આ વૃત્તાંત જાણીને, પોતાના મોટા લઘુપણાને વિચારીને, પિતાની પાસે જઈને, તેના પગમાં પડીને વિનંતિ કરવા લાગ્યો, કે-" હે પિતા! તમે પોતાને સ્થાને જ (અહીં જ) રહો. તે (કાર્તવીર્ય) શું માત્ર છે? જો કે તે ઘણા હાથી અને અશ્વવાળો હોય, જો કે ઘણી સંખ્યાવાળા સુભટોના પરિવારવાળો હોય, અને જો કે મોટા સામંત લોકની મોટી ઘટનાથી વ્યાપ્ત (સહિત) હોય, તો પણ હે પિતા! મર્યાદાનો લોપ કરનાર તેને મેં જીત્યો જ છે એમ તમે માનો. કેમકે મર્યાદાથી ભ્રષ્ટ થયેલો ક્ષત્રિય ઉદયને પામતો જ નથી. જેનો વિજય થવાનો હોય તેવાની બુદ્ધિ પણ હે પિતા! આવા પ્રકારની ન હોય તેથી આ કાર્યથી તમે વિરામ પામો, અને મને જ આદેશ આપો." આ પ્રમાણે તેણે કહ્યું ત્યારે રાજાએ ઘણા હાથી, અશ્વ અને યોદ્ધાના પરિવારવાળા અને ક્ષત્રિય યુદ્ધને અંગીકાર કરનાર તે કુમારને જલદી મોકલ્યો. પછી તે સીમાના પ્રદેશને પામ્યો. ત્યાર પછી તેણે દૂતના વચનવડે કાર્તવીર્ય રાજાને આ પ્રમાણે કઠોર વચનવડે કહેવરાવ્યું કે-" જેનું મરણ અને રાજ્યનો નાશ પ્રાપ્ત થયો હોય તેવા રાજાની પ્રાયે કરીને અનીતિ કરવાની બુદ્ધિ થાય છે, તેથી તેં આ અકૃત્ય કર્યું છે. તેથી જો કે પોતાની મેળે જ નાશ પામવાને ઉદ્યત થયેલા તને મરેલાને મારવા જેવું આ યુદ્ધનું ઉત્થાન કરવું અમને યોગ્ય નથી, તો પણ લોકોના હાસ્યથી ભય પામેલા અમે તે સહન કરતા નથી. તેથી અમે બીજું શું કરીએ? હવે તું યુદ્ધને અને નીતિને અનુસર. અહીં ઘણું કહેવાથી શું?"

આ પ્રમાણે કઠોર અક્ષર કહેવાથી કોપના વેગવડે રાતા થયેલા નેત્રની કાંતિના સમૂહવડે સભાલોકને રાતા કરતા કાર્તવીર્ય રાજાએ અર્ધચંદ્રના આકારથી શોભિત કરેલા (જણાવેલા) દૂતની પાસે સંનાહની (યુદ્ધની) ભેરી વગડાવી. ત્યારે પ્રલયકાળમાં ક્ષોભ



પામેલા પુષ્કરાવર્ત મેઘની ગર્જનાની જેવા તે ભેરીના મોટા શબ્દ શ્રવણના વિષયમાં આવવાથી ચપળ અને મોટા અશ્વોનો સમૂહ પ્રખર શબ્દ કરવા લાગ્યો, મુખ પરના ગુડાટોપવડે પર્વતની જેવા મોટા હાથીના સમૂહને તૈયાર કર્યા, વિવિધ પ્રકારના શસ્ત્રના સમૂહવડે રથના સમૂહ ભરી દીધા, ગણતરી ન કરી શકાય તેટલા ગર્વિષ્ઠ સુભટો ઉછળવા લાગ્યા. આ પ્રમાણે ચાર પ્રકારનું સૈન્ય તૈયાર થયું. ત્યારપછી મેરુપર્વતવડે મથન કરાતા મોટા સમુદ્રના શબ્દની જેવા યુદ્ધના વાજિંત્રોના શબ્દ થવા લાગ્યા, તથા બખતર પહેરેલા અને ધારણ કરેલા બાણવાળા મોટા સામંતોની સન્મુખ થતા મદોન્મત્ત હાથીઓવાળું કાર્તવીર્યનું સૈન્ય વેગથી ચાલ્યું. તેનું આગમન સાંભળીને સોમ રાજપુત્ર પણ પોતે જ વર્ષાઋતુના પ્રથમ મેઘની જેમ નિરંતર મૂકેલા બાણ, શૈલ, ભાલા, તિરિ, તોમર અને વિસરના વરસાદવડે આકાશતળને ઢાંકતો હોય તેમ કાર્તવીર્યની સાથે યુદ્ધ કરવા લાગ્યો. સામંતોની સાથે સામંતો જલદીથી યુદ્ધ કરવા લાગ્યા, અશ્વવારો મોટા કોપથી અશ્વવારોની સાથે યુદ્ધ કરવા લાગ્યા. સુભટો સુભટોની સાથે તથા સામાન્ય જનો સામાન્ય જનોની સાથે યુદ્ધ કરવા કરવા લાગ્યા. આ પ્રમાણે પડતા મોટા શસ્ત્રવાળું યુદ્ધ થવા લાગ્યું, કાયર માણસો નાશી જવા લાગ્યા, મોટા યોદ્ધાઓ રણસંગ્રામના ઉત્સાહને લીધે રોમાંચ-રૂપી કંચુકવાળા થયા. ક્ષયકાળની જેવો ભયંકર સંગ્રામ થયો, પોતાના સૈન્ય સહિત સિંહની જેવો પુરુષસિંહ રાજા પણ શત્રુના સૈન્યને મૃગના સમૂહની જેમ હણતો હણતો શીઘ્ર પ્રાપ્ત થયો. ત્યારપછી બન્ને સૈન્યની વચમાં આવી પડેલો ઘણા સૈન્યવાળો છતાં પણ તે કાર્તવીર્ય રાજાને ચોતરફ બાણના પ્રહારવડે તેવી રીતે કાંઇપણ કર્યું કે–દુઃસહ મૂઢપણાને અને દુઃખી અવસ્થાને પામ્યો, કે જેથી કરીને અત્યંત દુઃખાર્ત તે રાજા વેગથી પોતાના નગર તરફ પલાયન કરી ગયો. ત્યારપછી શત્રુના સૈન્યનો વિજય કરવાથી પ્રાપ્ત થયેલા વીર્યવાળા તે બન્ને સૈન્યો કાર્તવીર્ય રાજાની પાછળ લાગ્યા. તે વખતે બીજો કોઇ પણ છૂટવાનો ઉપાય નહીં જોવાથી ભય પામેલા તે રાજાએ પણ તત્કાળ તે ચંપકમાળાને તેમની સન્મુખ વિદાય કરી ( મોકલી ).

ત્યાર પછી નહીં નાશ પામેલા ધન, આભરણ અને વાહન વિગેરે સામગ્રી સહિત અક્ષત પરિવારવાળી તે કન્યાને પ્રાપ્ત કરીને સોમ કુમારના સિંહ જેવા પુરુષો સાથે મળીને જ ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમાં આવ્યા. ત્યાં વર્ધાપન થયું. વૈભવના સમૂહ સહિત સોમ રાજપુત્ર અને ચંપકમાળાનો વિવાહ થયો, સામંતોને સન્માન આપ્યું, નગરના લોકોની પૂજા કરી, સેવક અને પ્રકૃતિ વર્ગનો યથાયોગ્ય ઉપચાર કર્યો. ત્યાર પછી બન્ને પક્ષના મોટા હર્ષથી વ્યાપ્ત વિવાહનું પ્રયોજન સમાપ્ત થયું ત્યારે વિશેષે કરીને વસ્ત્ર અલંકાર વિગેરે સાર વસ્તુ આપીને મોટા સંતોષને પામેલો તે પુરુષસિંહ સામંત જેમ આવ્યો હતો તેમ પોતાના નગરમાં ગયો. રાજપુત્ર પણ પૂર્વે કરેલા કલ્પવૃક્ષની જેવા વિષય સુખને ચંપકમાળાની સાથે ભોગવતો દિવસોને નિર્ગમન કરવા લાગ્યો. પછી કોઇક દિવસે એકદમ રાજાએ તેને

કહ્યું કે–" હે વત્સ ! હવે તું રાજ્યને અંગીકાર કર અને અમે સિદ્ધિ ( મોક્ષ ) ગતિને નિમિત્તે મિત્ર, જ્ઞાતિ, સ્વજન અને પરિજન વિગેરેનો ત્યાગ કરી મૃગ, રૂરૂ, કપિ અને કપિંજલ વિગેરેનો મનોહર વિજન ( જન રહિત ) વનને વિષે રહેવાને ઇચ્છીએ છીએ. " સોમે કહ્યુ કે–" હે પિતા ! જેમ આ પૃથ્વી નાગરાજ વિના બીજા કોઇએ ધારણ કરી શકાય તેમ નથી, તે જ પ્રમાણે આ રાજ્યનો મહાભાર તમારા વિના બીજો કોણ ધારણ કરવા શક્તિમાન છે ? ચંદ્ર અને સૂર્યના કિરણોના સમૂહવડે પ્રકાશિત થતા આકાશતળને તુચ્છ છાયા માત્રની કાંતિવાળા શનિ અને બુધ પ્રકાશિત કરવાને શું શક્તિમાન છે ? " રાજાએ કહ્યું કે–" હે વત્સ ! પોતાના પુણ્યના પ્રભાવથી કલ્યાણને પામનારા આ જીવલોકને વિષે અમે કોણ છીએ ? અથવા અમારી શી શક્તિ છે ? તો પણ પ્રેમથી બંધાયેલી બુદ્ધિવાળા તારી જેવા મનુષ્યો આ પ્રમાણે ગૌરવને વિસ્તારે છે. " તે સાંભળીને " આ વાર્તાએ કરીને સર્યું " એમ બોલતો કુમાર પોતાને ઘેર ગયો. ત્યાર પછી શાસ્ત્રાર્થના શ્રવણને વિષે, ગુરુના ચરણકમળની સેવાને વિષે, ધર્મના ચિંતવનને વિષે, દેવોની પૂજાને વિષે તથા સમયને ઉચિત લોકના કાર્યને વિષે વર્તતા કુમારના કેટલાક લાંબા દિવસ ગયા ત્યારે ચંપકમાળાને **હરિશેખર** નામનો પુત્ર ઉત્પન્ન થયો. તેનું વર્ધાપન થયું, પિતામહ મોટા હર્ષને પામ્યો અને તેનો પિતા ઘણા પ્રકારના મનોરથના આરંભથી ભરાઇને રંજિત થયો. પછી તે ચાર વર્ષના પર્યાયને પામ્યો ત્યારે તેને વ્યાધિ ઉત્પન્ન થયો. વૈદ્યો તેની ચિકિત્સા કરવા લાગ્યા, પરંતુ કાંઈ પણ ફેર પડ્યો નહીં. કેવળ વૃદ્ધિ પામતા તે વ્યાધિથી તે બાળક મરણને પામ્યો. ત્યારે તેનું પારલૌકિક કાર્ય કરીને રાજકુમાર વિગેરે સર્વે અત્યંત શોકના સમૂહવડે ભરપૂર હૃદયવાળા થયા. તે જ વખતે **વિનયંધર** નામના મુનિવર્ય ત્યાં આવ્યા.તેને તે સર્વેએ પ્રણામ કર્યા ત્યારે મુનિએ આદર સહિત તેઓને કહ્યું કેઃ—

અરે ! તમે કેમ શોક કરો છો ! વિકાશ પામતો આ સાંસારિક સર્વ પદાર્થનો સમૂહ અવશ્ય અત્યંત અનિત્ય છે. કઠોર પવનથી હણાયેલા પીપળાના પાંદડા જેવું આ જીવિત ચંચળ હોવાથી જે કાંઇ પણ જીવાય છે, તે મોટું આશ્ચર્ય જાણો. મનુષ્યનું ઉચ્છ્વાસ માત્ર જ આ જીવિત હોવાથી સ્થિરતાની આશા શી રાખવી ? ચોતરફ ચાલતા પવનને રૂંધવા માટે કોઈ પણ શક્તિમાન નથી, જે જીવિત નિરંતર સમુદ્રની વેળાની જેમ જવું આવવું કરે છે, તે જીવિતનું સ્થિરપણું કોણ કરી શકે ? તે કહો. ઘણા મગર, મત્સ્ય અને પાણીથી ભરપૂર મોટા સમુદ્ર પણ કદાચ સુકવી શકાય, કદાચ પર્વતોને પણ પોતાના સ્થાનથી બીજા સ્થાને લઇ જઈ શકાય. પરંતુ ચંચળ જીવિતને નિષ્પ્રકંપ ( સ્થિર ) કરવાને શક્તિમાન ન જ થવાય. આ પ્રમાણે રહેલા સંસારને વિષે અહો ! ડાહ્યા પુરુષોએ શેનો ( કોનો ) શોક કરવો ? જો હરિ ( વાસુદેવ ), ચક્રવર્તી, ઇંદ્ર, દાનવ અને ભટ્ટિય વિગેરે પણ મરણને પામે છે, તો પછી માત્ર બાળકના મરણને જોવાથી કયો વિસ્મય છે ? "

પર્વતોના પણ પરમાણુઓને નિપુણપણાએ કરીને હરણ કરે છે, તે યમરાજરૂપી પવનનું પ્રતિવિધાન (ઉપાય) શી રીતે કરાય? જેમ પક્ષીઓ એક વૃક્ષ ઉપર રાત્રિએ રહીને પ્રભાતસમયે પોતપોતાની ઇચ્છાને અનુસરીને કોઇ પક્ષી કયાંઇ પણ જાય છે, તે જ પ્રમાણે અન્ય અન્ય સ્થાનથી એક કુટુંબમાં આવેલા જીવો યમરાજરૂપી સૂર્યના ઉદયકાળે બીજી બીજી યોનિને વિષે જાય છે. આ પ્રમાણે વિચારીને તેના અનુમાનવડે સમગ્ર પદાર્થોનું ક્ષણભંગુરપણું સારી રીતે જાણીને ધર્મને માટે જ ઉદ્યમ કરો." આ પ્રમાણે સાંભળીને રાજા અને રાજપુત્ર શોકનો ત્યાગ કરી તથા મુનિવરના ચરણને નમીને આ પ્રમાણે કહેવા લાગ્યા, કે-"મોહરૂપી અંધકારમાં પડેલા અને કૃત્ય અકૃત્યને નહીં જાણતા અમને સન્માર્ગ દેખાડનારા તમોએ માર્ગને વિષે સ્થાપન કર્યા. જે મોહરૂપી અંધકારનો સમૂહ સૂર્ય ચંદ્રવડે પણ હણવાને શક્તિમાન ન થવાય, તે અમારો મોહરૂપી અંધકાર હે ભગવાન! તમે વચનરૂપી કિરણોવડે અત્યંત હણ્યો. ચિર કાળે કરેલા સુકૃતવાળા જીવોને તમારી જેવા મુનિઓ જોવામાં આવે છે, કેમકે ચિંતામણિ રત્ન કદાપિ અપુણ્યવાનના હાથમાં શું રહે છે?" આ પ્રમાણે ચિર કાળ સુધી તે મુનિવરની સ્તુતિ કરીને તથા મોહના સંમોહને દૂર કરીને રાજા અને કુમાર વિગેરે પોતપોતાના કાર્યમાં ઉદ્યમી થયા. પછી તે સાધુએ પણ અન્ય સ્થાને વિહાર કર્યો. ત્યાર પછી કેટલાક લાંબા દિવસો ગયા ત્યારે ચંપકમાળા દેવીને પણ વિવિધ પ્રકારના રોગનો સમૂહ પ્રાપ્ત થયો અને ગ્લાનપણાને પામી. ત્યારે વૈદ્યોને બોલાવ્યા. તેઓએ તેણીનો ચિકિત્સા વિધિ પ્રારંભ્યો, પરંતુ કાંઇપણ વિશેષ (ફેરફાર) ન થયો. ત્યાર પછી ત્રિક, ચતુષ્ક અને ચર્ચરને વિષે પડહ વગાડવાપૂર્વક આ પ્રમાણે આઘોષણા કરાવી, કે-"જે માણસ આ દેવીને નીરોગ શરીરવાળી કરે, તેને રાજા મનવાંછિત અર્થ આપશે." તે સાંભળીને કલિંગ દેશમાં જન્મેલો એક વૈદ્ય ત્યાં આવ્યો. તેને રાજકુળમાં લઇ ગયા. તેણે દેવીને જોઇ, રોગનું નિદાન (કારણ) સાંભળ્યું. ત્યારે પોતાની બુદ્ધિવડે રોગની શાંતિના મોટા ઔષધનો નિશ્ચય કરીને તે વૈદ્યે કહ્યું, કે—"હે મહારાજા! જો આ દેવી માત્ર સાત રાત્રિ સુધી જ મદિરાની સાથે પંચુંબરીના ફળને ખાય, તો સારા શરીરવાળી થઇ જાય" ત્યારે આ હકીકત ચંપકમાળાને કહેવરાવી. ત્યારે સર્વજ્ઞના ધર્મમાં નિશ્ચય સ્થાપન કરેલા મનવાળી તેણીએ કહ્યું, કે—"મોટા પવનથી ચંચળ થયેલા કમલિનીના પત્રના અગ્રભાગમાં લાગેલા જળબિંદુની જેવા આ ચંચળ જીવિતને માટે કયો ડાહ્યો માણસ આવું અકાર્ય કરે? એમ કર્યા છતાં પણ કદાચ વીજળીની જેવું ચપળ જીવિત નાશ પણ પામે. જો કદાચ તે જીવિત શાશ્વત થતું હોય, તો તેવું કરવું પણ શોભે. શ્રી વીતરાગના ધર્મને જાણીને તથા જીવિતનું અનિત્યપણું જાણીને કયો માણસ આવું પાપ કરીને પોતાના આત્માને છેતરે? તેથી ભલે કાંઇ પણ થાઓ. હવે તો હું પંચ પરમેષ્ઠીના ચરણકમળને છોડીને બીજા કોઇનું પણ સ્મરણ નહીં કરું, વંદન નહીં કરું, અને પૂજન નહીં કરું. આ પ્રમાણે કરેલા

નિશ્ચયવાળી મારું મરણ કે જીવિત ગમે તે થાઓ, કેમકે અકાર્યને સેવન કરનારા તે જીવિતવડે પણ મારે સર્યું. પોતાની પ્રતિજ્ઞાનો ભંગ નહીં કરીને તથા પોતાના કુળક્રમના આચારનો નાશ નહીં કરીને જે મરણ થાય તે પણ જીવિત જ છે. અને તેથી ઊલટું થાય તો જીવિત પણ મરણ જેવું જ છે. પ્રતિજ્ઞાનો ભંગ કર્યા વિના જેણે મરણ પણ અંગીકાર કર્યું હોય તે જ આ જગતમાં ધન્ય છે, અને તેની જ ચંદ્ર જેવી નિર્મળ કીર્તિ છે. આ પ્રમાણે વિશુદ્ધ ચિત્તવાળી તે પંચ નમસ્કારનું સ્મરણ કરતી મરણ પામીને સ્વર્ગની લક્ષ્મીનું પાત્ર થઇ. ત્યાર પછી તેનું પારલૌકિક કાર્ય કરીને સોમ કુમાર યમરાજાનું અત્યંત સ્વચ્છંદશીલપણું જાણીને તથા વ્યાધિથી વ્યાપ્ત થયેલાનું અનિવારિત પ્રસરપણું નિશ્ચય કરીને યોગ્ય સમયે પોતાના પિતાને કહેવા લાગ્યો, કે–" હે પિતા ! હવે ગૃહવાસને વિષે શું રહેવું ? જૂદા જૂદા ગૃહવ્યાપારના કરવાવડે આત્માને શું અગાધ ભવસમુદ્રમાં નાંખવો ? તથા જાણતા પુરુષોએ પણ અનિત્યતાદિક અગ્નિની જ્વાળાની શ્રેણિના સમૂહની મધ્યે શું વસવું ? તથા વળી બાળપણને વિષે પણ જેણે ચારિત્ર ગ્રહણ કર્યું હોય, તેના પાદ વાંદવા લાયક છે, કે જેઓએ અગ્નિના જેવો દુઃસહ પ્રિયનો વિયોગ અનુભવ્યો જ નથી. તેથી હે પિતા ! સર્વથા પ્રકારે મોહનાં પ્રચારને સ્ખલના પમાડવા માટે તમે સહાયભૂત થાઓ. હવે મારે ગૃહવાસમાં ઉત્પન્ન થતાં સુખે કરીને સર્યું." આ પ્રમાણે હે મોટા રાજા ! નિશ્ચિત મતિવાળા પોતાના પુત્રને તેના પિતાએ અનુમતિ આપી. ત્યારે તે મહાત્મા કુમાર મારા કેવળજ્ઞાનની ઉત્પત્તિ જાણીને પાંચસો રાજપુત્રો સહિત શીઘ્રપણે અહીં આવ્યો અને દુર્લભ ચારિત્રને તથા ગણધર પદવીને પામ્યો.

આ પ્રમાણે પાંચમા ગણધરની કાંઇક વક્તવ્યતા કહી. હવે છઠ્ઠા ગણધરની તે વક્તવ્યતાને હું કહું છું, તે તમે સાંભળો.

---

## અથ છઠ્ઠા ગણધરનું વૃત્તાંત

સર્વે દ્વીપ અને સમુદ્રની મધ્યે સ્થાનને પામેલો જંબૂદ્વીપ નામનો દ્વીપ એક લાખ યોજનના પરિમાણવાળો છે. તેના કપાળના તિલક સમાન ઐરવત નામના ક્ષેત્રમાં ઇંદ્રના નગર જેવું મનોહર સુવર્ણપુર નામનું નગર છે. જે નગરમાં કમળોને જળ-(જડ)નો સંગ છે, અરિષ્ટ રત્નોનું જ કૃષ્ણપણું (શ્યામપણું) છે, રાત્રે ચક્રવાક પક્ષીને જ પ્રિયનો જ વિયોગ છે, પરંતુ લોકોને આ કાંઇ પણ નથી. તે નગરમાં ગર્વિષ્ઠ દુષ્ટ માણસોના નાશ કરવાવડે યશના સમૂહને પામેલો અને મોટા રાજાઓના સમૂહવડે નમાયેલા ચરણવાળો શિવધર્મ નામે રાજા છે. તેને વામદેવ નામનો મંત્રી છે તે બુદ્ધિવડે સાક્ષાત્ બૃહસ્પતિ જેવો છે, તથા સારી રીતે જોડેલી મનની એકાગ્રતાના પ્રયોગવડે

સીમાલની કુટિલતાને જાણનાર છે. તેને શિવા નામની ભાર્યા અને બંધુમતી નામની પુત્રી છે. તે પુત્રી અસમાન રૂપલક્ષ્મીવડે દેવવધૂ( અપ્સરા )ની શોભાને નીચી કરે છે. તે બંધુમતી એક દિવસ દાસીઓના સમૂહ સહિત તથા પુષ્પની છાબડી, ધૂપ, ચોખા અને દીવાને હાથમાં રાખનાર કિંકરના સમૂહવડે અનુસરાતી નગરની બહાર ઇશાન ખૂણામાં રહેલા કામદેવના મંદિરમાં ગઇ. ત્યાં કામદેવની પૂજા કરીને આમતેમ ફરતી તેણીને તે પ્રદેશમાં ચિત્ર આળેખવામાં પ્રવર્તેલા એક ચિત્રકારના પુત્રે જોઇ. તે વખતે " અહો ! આનું રૂપ ? અહો ! આની સુંદરતા ? અહો આનું લાવણ્ય ? અને અહો ! આનો વિલાસનો વિભ્રમ ? " એ પ્રમાણે મોટા વિસ્મયને પામેલા તેણે તેણીના અંગ અને પ્રત્યંગને નિપુણ બુદ્ધિથી જોઇને સાવધાનપણે કામદેવના ભવનની સન્મુખ રહેલી ભીંતના એક ભાગ ઉપર તેણીનું મનોહર રૂપ આળેખ્યું. પછી તે અમાત્યની પુત્રી પણ એક ક્ષણ વાર ત્યાં રહીને પોતાને ઘેર ગઇ. પછી કોઇ પણ પ્રકારે પૂર્વના નશીબે કરીને તેણીના ઉપર મોટો અનુરાગ થવાથી તરત જ મહાઘોષ નામના સેનાપતિના હેમદત્ત નામના પુત્રે ભોજનાદિક વ્યાપારનો ત્યાગ કર્યો, અને પ્રધાન પુરુષોને મોકલીને નમ્રતા સહિત પ્રાર્થનાપૂર્વક મંત્રીની પાસે તે મંત્રીપુત્રીની પરણવા માટે માગણી કરી. ત્યારે રૂપ, યૌવન અને ગુણાદિકવડે આ યોગ્ય છે એમ જાણીને મંત્રીએ સારે દિવસે બંધુમતીનું વેવિશાળ કર્યું. બાદ પરસ્પર વસ્ત્ર અને તાંબૂલ આપવાનો ઉપચાર થયો. ત્યાર પછી એક દિવસે કામદેવના ભવનને વિષે યાત્રા પ્રારંભી ( ઉત્સવ થયો ). ત્યાં નાટકનો વિધિ પ્રવર્ત્યો. લોકો જોવાને માટે આવ્યા. પછી યાત્રાનો વૃત્તાંત જાણીને નગરના અને દેશના લોકો સહિત શિવધર્મ રાજા પોતે પણ આવ્યો. મોટા વિસ્તારથી પ્રેક્ષણક ( નાટક ) શરૂ થયું. ત્યાર પછી કોઇ પણ પ્રકારે કોમળ નવા કમળની જેવા વિકસ્વર ચક્ષુને આમતેમ નાંખતા તે રાજાએ ભીંતમાં આળેખેલું બંધુમતીનું રૂપ જોયું.—તે વખતે વજ્રલેપની જેવા તેણીના રૂપને વિષે રાજાના નેત્ર અત્યંત લીન થયા, અને માખીની જેમ તે દૃષ્ટિ પાછી વળી નહીં. તથા રાજાનું હૃદય પણ તેના અનુમાર્ગે તથાપ્રકારે કોઇ પણ રીતે લાગી ગયું, કે જેથી જલદીથી ચોરે હરણ કરેલ ધનની જેમ તે પાછું વળ્યું નહીં. તે વખતે લોકોએ સમગ્ર વ્યાપારે કરીને રહિત અને નિશ્ચળ સમગ્ર અવયવવાળા તે રાજાને જાણે પથ્થરમાં ટાંકણાવડે કોતરેલ હોય તેવો જોયો. અંતઃકરણમાં રૂંધેલા સર્વ ( ત્રણે ) યોગવાળો અને તેમાં જ પોતાના ચૈતન્યને સ્થાપન કરનાર તે રાજા પરપુરમાં પ્રવેશ કરનાર યોગીની જેમ જણાયો નહી. કાંઇ મંત્ર નથી, તંત્ર નથી, મુદ્રાનો વિન્યાસ નથી, તથા મંડળનું આલેખન નથી, તો પણ રાજા ચેતના રહિતપણે પરાધીન થયો, એ આશ્ચર્ય છે. ત્યાર પછી રાજાએ કોઇપણ પ્રકારે મોટા કાદવમાં પડેલા ઘરડા બળદની જેમ ચક્ષુને ખેંચીને દેવલક-( પૂજારી )ને પૂછ્યું કે–" અરે ! શું પાતાલ વનિતાનું કે શું દેવની અપ્સરાનું ? કે શું વિદ્યાધર રાજપુત્રીનું કે બીજી કોઇનું ? આ રૂપ આળેખ્યું છે ? " ત્યારે વિનય

સહિત મસ્તક નમાવીને તેણે કહ્યું કે-" હે દેવ ! ચિત્રકાર જાણે છે. " રાજાએ કહ્યું કે-" જો એમ હોય તો ચિત્રકારને બોલાવ. " તેણે " જેવી દેવની આજ્ઞા " એમ કહીને તે ચિત્રકારને આણ્યો. ત્યારે ભયથી સંભ્રાંત લોચનવાળો તે તેના પગમાં પડીને વિનંતિ કરવા લાગ્યો કે-" હે દેવ ! મને આજ્ઞા આપો." ત્યારે કમળના પત્ર જેવા વિકસ્વર લોચનવડે જોવાપૂર્વક પોતાના હાથવડે પાનબીડું આપીને તેને એકદમ પોતાની પાસે આસન અપાવ્યું. તેના ઉપર તે બેઠો. પછી, રાજાએ તેને પૂછ્યું કે-" અરે ! કોનું રૂપ જોઇને તેં આ રૂપ આળેખ્યું છે ? તે તું કહે." ત્યારે તેણે કહ્યું કે-" દેવ ! અમાત્યની પુત્રીનું આ રૂપ છે.-તે મેં કાંઇક લેશ ઉદ્દેશવડે અહીં આળેખ્યું છે. પરંતુ સર્વ રૂપને સાક્ષાત્ પ્રજાપતિ કદાચ આળેખી શકે, તે પણ વ્યાકુળતા રહિત હોય તો જ આળેખી શકે. અથવા તો કરોડ નેત્રો હોય તો તેણીનું રૂપ જોઈ શકે, અને લાખ હાથ હોય તો તેણીનું રૂપ આળેખી શકે. તેણીના સૌભાગ્યાદિક ગુણોનું વર્ણન સ્ફુટ રીતે કરવાને અસંખ્ય મુખવાળો પણ સમર્થ થઇ શકે નહીં. આ પ્રમાણે હોવાથી બીજો માણસ શું કરી શકે ? " આ પ્રમાણે તેણે કહ્યું ત્યારે કામદેવના ક્રોધથી મૂકેલા બાણના વરસાદની વેદનાને મહાકષ્ટવડે રૂંધીને તે વ્યાકુલતાને ઉદ્દેશીને રાજા તરતજ ઊભો થયો, અને રાજલોકને પોતપોતાને ઘેર જવાને માટે વિદાય કરીને પોતે પોતાના ભવનમાં પેઠો. ત્યાં તેણીના વિરહરૂપી અગ્નિવડે સર્વ અંગમાં તાપ પામેલો શય્યાના નિસ્સહમાં શરીરને મૂકીને રહેવા માટે અસમર્થ થયેલો છે તે બોલવા લાગ્યો કે—

" અરેરે ! કમળના વલયાદિક લાવીને શય્યા રચો, હિમની વૃષ્ટિ કરો કે જેથી પ્રલય કાળના અગ્નિ જેવો મારા શરીરનો આ દાહ તત્કાળ વિનાશ પામે. શું આજે મર્યાદા રહિત ( ઘણા ) તેજવાળા બારે ઉગ્ર સૂર્યો એકી વખતે જ ઉદય પામ્યા છે ? અથવા તો શું યુગક્ષયના વાયુવડે વૃદ્ધિ પામેલી જ્વાળાવાળો આ અગ્નિ સમગ્રને બાળી નાંખવા પ્રવૃત્ત થયો છે ? કે જેથી ચંદ્ર, હિમ, હાર અને મોટા મેઘને અગ્નિની જ્વાળા જેવા હું સાક્ષાત્ પ્રગટ માનું છું. તથા શરીરને લગાવેલો આ ચંદન રસ પણ મોટા વડવાગ્નિની જ્વાળા જેવો ભાસે છે." આ પ્રમાણે કામની અત્યંત વિષમ દશામાં પડવાથી વિપરીત વચનોને બોલનારા રાજાને જોઈને અમાત્યે કહ્યું કે-" હે દેવ ! આ ક્ષત્રિય જન્મની સાથે રહેલી ધીરતાને છોડીને સામાન્ય જનને લાયક આવા વ્યાપારમાં કેમ પ્રવર્તો છો ? " ત્યારે જાણે સાંભળતા ન હોય તેમ રાજાએ આ પ્રમાણે કહ્યું કે-" હે અમાત્ય ! ચિત્રમાં આળેખેલી તે યુવતી તારી પુત્રી સંભળાય છે. " અમાત્યે કહ્યું-" હાં. હે દેવ ! એમ જ છે. " પછી રાજાનો અભિપ્રાય જાણીને કાંઇ પણ કારણને ઉદ્દેશીને અમાત્ય પોતાને ઘેર ગયો, અને પોતાના વૃદ્ધ જનોની સાથે રાજાના વ્યતિકરને વિચારવા લાગ્યો. તેવામાં અહીં શિવધર્મ રાજા કામદેવરૂપી મોટા ગ્રહવડે ગ્રહણ કરાયો હોવાથી વિલાસ સહિત હાસ્યરૂપી જ્યોત્સ્નાવડે દિશાના સમૂહને સ્નાન કરાવતી (પ્રકા-

શિત કરતી ) અને કમળના પત્ર જેવા લાંબા નેત્રવાળી તેને જ સંભારતો જાણે ક્ષણમાં મૂર્છા પામ્યો હોય, ક્ષણમાં જાણે ઉન્મત્ત થયો હોય, ક્ષણમાં જાણે વિલાસવાળો થયો હોય, ક્ષણમાં જાણે ધીરજવાન થયો હોય, અને ક્ષણમાં જાણે કાયર થયો હોય, તેમ વર્તવા લાગ્યો. ત્યારે પ્રધાન પુરુષોએ "આ રાજા કામને વશ થયો છે" એમ જાણીને અમાત્યને બોલાવ્યો. અને કહ્યું કે-"હે અમાત્ય ! તમારી પુત્રી રાજાને આપો-અત્યંત વહાલી પુત્રી પણ બીજાને અવશ્ય દેવાની જ છે. જો તે સ્વામીને માટે હોય તો શું પર્યાપ્ત ન થયું ? જેના જીવવાથી બાળ અને વૃદ્ધ સહિત આ લોક જીવે છે, તે પુરુષનું શંકા રહિતપણે સર્વ પ્રયત્નવડે રક્ષણ કરવું જોઈએ. પોતાનું જીવિત આપવાવડે પણ ચાકરોએ સ્વામીનું રક્ષણ કરવું યોગ્ય છે, તો પછી પુત્રી, ધન અને સ્વજન વિગેરે બાહ્ય વસ્તુની શી ગણતરી ? તેથી કરીને કાળના વિલંબ વિના પુત્રી આપવાના મહોત્સવ કરવાવડે સ્વામીનું મનવાંછિત પૂર્ણ કરવું યોગ્ય છે." ત્યારે અમાત્યે કહ્યું કે-"તમે સમયને ઉચિત જ કહ્યું છે. કેવળ તે પુત્રી સેનાપતિના પુત્ર હેમદત્તને બહુમાનપૂર્વક અનેક પ્રકારે માગણી કરવાથી પૂર્વે આપેલી છે, અને પરસ્પરના ( બન્નેના ) ઘરને વિષે વેવિશાળના મહોત્સવને આશ્રીને ભોજન, વસ્ત્ર અને પાનબીડા આપવા વિગેરે કાર્ય કર્યાં છે. અને થોડા જ દિવસને છેડે હસ્તગ્રહણને ઉચિત વિશેષ પ્રકારના ગ્રહાદિકવાળા સુલગ્નનો નિશ્ચય કર્યો છે. આ પ્રમાણે હોવાથી પોતે જ આપીને પોતે જ કેમ લઇ લેવાય ? વળી નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે-"રાજાઓ એક જ વખત બોલે છે, ધાર્મિક પુરુષો એક જ વખત બોલે છે, અને એક જ વાર કન્યા અપાય છે. આ ત્રણે એક જ વખત એક જ વાર થાય છે." ત્યારે પ્રધાન જનોએ કહ્યું કે-"હે અમાત્ય ! અહીં તારો અપરાધ શો છે ? અહીં રાજાભિયોગ જ અપરાધ પામે છે." અમાત્યે કહ્યું કે-"તમે જાણો." તેઓએ કહ્યું-"જાણ્યું જ છે. કુળ જેને આધીન હોય, તે પુરુષનું આદરવડે રક્ષણ કર, કેમકે ગાડાના તુંબનો નાશ થવાથી આરાઓ આધારવાળા હોતા નથી." અમાત્યે કહ્યું કે—"આ કોને પ્રિય ન હોય ?" પ્રધાન પુરુષોએ કહ્યું કે-"જો એમ હોય તો જોશીઓને બોલાવો, અને હસ્તમેળાપને યોગ્ય લગ્ન જોવરાવો." ત્યારે "ભલે એમ હો," એમ કહીને સર્વ કાર્ય કર્યું. ત્યાર પછી શુભ મુહૂર્તને વિષે મોટા વિસ્તારવડે રાજાને અમાત્યની પુત્રી પરણાવી. વિવાહ પૂર્ણ થયો. પ્રધાન લોકો ખુશી થયા. હૃદયમાં ઇચ્છેલી સ્ત્રીના લાભવડે રાજા આશ્વાસન પામ્યો. નગરના લોકો ખુશી થયા. આ વૃત્તાંત કોઇ પણ પ્રકારે સેનાપતિના પુત્ર હેમદત્તે જાણ્યો. ત્યારે હૃદયની અંદર ગાઢ કોપને પામ્યા છતાં પણ રાજાને કાંઇ પણ કરવાને અશક્ત તે-"શું કરું ? કોને કહું ? અને કયા ઉપાયને આરંભું ?" ઇત્યાદિક કુવિકલ્પની પરંપરાવડે વ્યાકુળ મનવાળો તે તેવા પ્રકારના દુઃખના અધિકપણાને પામ્યો, જે જેથી યુક્ત અને અયુક્તને નહીં જાણતો, ભક્ષ્ય અને અભક્ષ્યને નહીં ઓળખતો તથા કહેવા લાયક અને નહીં કહેવા લાયકને નહીં જાણતો તે એકદમ ઉન્મત્ત

થઈ ગયો. તેથી દરેક શહેરમાં, દરેક ભવનમાં, દરેક દેવાલયમાં અને દરેક પ્રધાન જન પાસે નષ્ટ ચિત્તવાળો તે કહેવા લાગ્યો, કે-" રાજાએ મારી સ્ત્રીને ગ્રહણ કરી. શું કોઇ પણ ઠેકાણે કોઇ પરોપકાર કરવામાં જ એક બદ્ધ ચિત્તવાળો સત્પુરુષ છે ? કે જે તે રાજાની પાસેથી લઇને મને તે આપે ? " આ પ્રમાણે સર્વત્ર બોલતા તેને કોઇ પણ પ્રકારે રાજાએ સાંભળ્યો ( જાણ્યો ) ત્યારે તેણે પ્રતિહારીને પૂછયું કે-" અરે ! કોણ છે ? " તેમણે કહ્યું કે-" હે દેવ ! સેનાપતિનો પુત્ર હેમદત્ત નામનો છે. " રાજાએ કહ્યું કે-" શા માટે તે આવું બોલે છે ? " પ્રતિહારે કહ્યું કે-" હે દેવ ! આનો પરમાર્થ અમાત્ય જાણે છે." ત્યારે રાજાએ તે વૃત્તાંત અમાત્યને પૂછયો. " તેણે કહ્યું કે-" હે દેવ ! આ વીતી ગયેલી વિકથાવડે શું ફળ છે ? " રાજાએ કહ્યું કે-" હે અમાત્ય ! ખેદ કરવાથી સર્યું. જેવું હોય તેવું કહે. " અમાત્યે કહ્યું કે-" હે દેવ ! જો આવો આગ્રહ હોય તો સાંભળો.— ચિત્રકના પુત્રે ચિત્રમાં આળેખવાવડે જે આ મારી પુત્રી આળેખી છે, અને મોટા આગ્રહવડે વ્યાપ્ત બુદ્ધિવાળા મેં તમને પરણાવી છે. તે પુત્રી પ્રથમ બહુમાન અને બહુ પ્રાર્થનાપૂર્વક સેનાપતિના પુત્રને મેં આપી હતી. તેનો અભાવ થવાથી નષ્ટ ચિત્તવાળો આ જાણે પિશાચથી પરાભવ પામ્યો હોય તેમ કદાચિત કાંઇ પણ આ પ્રમાણે સ્વચ્છંદપણે બોલતો ફર્યા કરે છે. " આ સર્વ વાર્તા મૂળથી સાંભળીને-" અરે રે ! અનાર્ય લોકને ઉચિત એવું મર્યાદા વિનાનું આ કાર્ય મેં આચર્યું છે. " એમ વિચારીને અત્યંત ખેદને પામેલો રાજા કહેવા લાગ્યો કે—

જ્યાં રાજાઓ પણ લોકોના અપવાદની શંકા તજીને અયોગ્ય કાર્યમાં પ્રવર્તે છે, ત્યાં ક્ષત્રિયની વાર્તા પણ હણાઇ ગઇ. હે પાપી જીવ ! જેમાં માત્ર સરસવ જેટલું જ સુખ છે, અને મેરુપર્વતથી પણ વધારે અપયશ છે, તેવું આ કાર્ય કરવું તે તારે શું યુક્ત છે ? અપયશવડે મલિનપણાને પામેલું આ તારું જીવિત પણ શું શ્લાઘા કરવા લાયક છે ? હું તો સારા ચારિત્રરૂપી ગુણવાળાનું મરણ પણ મહોત્સવ માનું છું. " આ પ્રમાણે ઘણે પ્રકારે ખેદ કરતા રાજાને જોઇને અમાત્યે કહ્યું કે-" હે દેવ ! અહીં તમારો શો દોષ છે ? તમે આ જાણ્યું નહોતું, કે આ પુત્રી કોઇને આપી છે. પ્રધાન પુરુષોના આગ્રહથી જ આ મેં તમને પરણાવી છે.-કદાચ કોઇ પણ પ્રકારે કુળ, પર્વત અને સમુદ્ર વિગેરે પોતાના સ્થાનને તજે છે, પરંતુ તમે હવે મોટા કષ્ટને પામ્યા છતાં પણ કદાપિ પોતાના સ્થાનનો ( મર્યાદાનો ) ત્યાગ કર્યો નથી. તેથી હે પૃથ્વીનાથ ! આ નિરર્થક શોકવડે શું ફળ છે ? હવે સન્નીતિરૂપી તુલા( ત્રાજવા )નું આલંબન કરનાર તમે જેમ ઉચિત લાગે તેમ કરો. " આ પ્રમાણે અમાત્યના કહેલા વચનને સાંભળવાવડે અયોગ્ય આચરણના પશ્ચાત્તાપને દૂર કરીને રાજા હેમદત્ત નામના સેનાપતિના પુત્રને બોલાવીને કહેવા લાગ્યો, કે-" અરે ! તું તારી ગૃહિણી( સ્ત્રી )ને જાણે છે કે નહીં ? " ત્યારે જરાક ચેતના પામેલા સેનાપતિના પુત્રે કહ્યું કે-" હે દેવ ! હું તેણીને મારા

આત્માની જેમ જાણું છું." ત્યારે મનમાં અત્યંત કરૂણાને પામેલા રાજાએ મનોહર શ્રૃંગારને ધારણ કરનારી, ઉદાર શરીરવાળી બંધુમતી વિગેરે પાંચ અંતઃપુરની સ્ત્રીઓને બોલાવીને સેનાપતિના પુત્રને બતાવી. ત્યારે વિશેષે કરીને ચિત્તની સમાધિને પામેલા તેણે સંભ્રમથી ભરાયેલા નેત્રવડે આદર સહિત જોઇને તે બંધુમતીને દેખાડી કે-" હે દેવ ! આ ભાર્યા મને આપી છે." તે સાંભળીને પશ્ચાત્તાપ પામેલા રાજાએ વિચાર્યું કે-" આવા નિર્મળ મતિવાળા પણ આને લોકોએ ઘેલો કરી દીધો. બીજાના હૃદયમાં વર્તતા દુઃખને બીજો કોઇ જાણી શકતો નથી. આ સ્ત્રીને માટે જ આવા પ્રકારના મોટા દુઃખને પામ્યો છે તેથી આ મહાનુભાવને આ આપવી. હજી પણ કેટલાક સત્પુરુષો દુઃખથી ઉપાર્જન કરેલા ધનને અને જીવિતને પણ બીજાના સંતોષને માટે આપે છે, તો પછી આ સ્ત્રીને રાખવાથી શું ફલ ?" આ પ્રમાણે વિચારીને રાજાએ પોતે જ મોટા હર્ષને પરાધીન થયેલા હૃદયવાળા હેમદત્તને તે સ્ત્રી આપી. ત્યારે તે કમળના પત્ર જેવા દીર્ઘ નેત્રવાળી તેણીને ગ્રહણ કરીને પોતાને ઘેર ગયો. તે વખતે ભુવનના અંતરાલને ભરી દેનાર રાજાનો યશ વિસ્તાર પામ્યો. વિશેષ એ કે-" હું અમાત્યની પુત્રી થઇને તથા રાજાની મોટી રાણી થઇને હવે તેના ચાકરની ભાર્યાપણાને હું શી રીતે પામીશ ? તેથી આ તો અત્યંત મોટી નિંદાનું સ્થાન છે." એમ વિચારીને તે બંધુમતી ચિત્તમાં સંતાપને પામી. ત્યાર પછી તેણીએ પાન, ભોજન અને શણગાર વિગેરેનો ત્યાગ કર્યો, હસ્તતળ ઉપર મુખને સ્થાપન કરીને કાંતિ રહિત થઇને શૂન્ય ચક્ષુના નિક્ષેપવાળી અને મૌનને ધારણ કરનારી તે હેમદત્તના ઘરમાં રહી. તેનો અભિપ્રાય નહીં જાણતા હોવાથી મનમાં હર્ષ પામેલા સેનાપતિએ પણ પુત્રવધૂના આગમનનો મોટો ઉત્સવનો આરંભ પ્રવર્તાવ્યો. નગરના લોકોને ભોજન કરાવ્યું, પાનબીડા આપ્યા, માગધ અને દીનાદિકને વાંછિત દાન આપ્યું. પછી દિવસનો અંત થયો ત્યારે સેનાપતિએ આ વાત જાણી કે-વિનય સહિત કહ્યા છતાં પણ પુત્રવધૂ ભોજન કરતી નથી. આ વાત તેણે અમાત્યને કહી. તેણે પણ ઘણા વચનની રચનાવડે ઘણા પ્રકારે સમજાવી તો પણ તેણીએ કોઇ પણ પ્રકારે કાંઇ પણ અંગીકાર કર્યું નહીં. તે જાણી ગભરાયેલા ઘરના જનો " હવે શું કરવું ?" એમ વિચારીને ચિત્તમાં વ્યાકુલ થયા. સેનાપતિ અને હેમદત્ત પણ મોટા શોકને પામ્યા. કોઇ પણ પ્રકારે અમાત્યે તેણીને કહ્યું કે-" હે પુત્રી ! તારું મનવાંછિત તું કહે." ત્યારે તે બોલી કે-" હવે મારે ઘરવાસવડે સર્યું. ઘરમાંથી નીકળીને તાપસની દીક્ષા લઇને પછી હું ભોજન કરીશ." આ પ્રમાણે કરેલા નિશ્ચયવાળી તેણીને વિસર્જન કરી અને તે તાપસી થઇ. પછી સમાન વયવાળા મિત્રોવડે હાંસી કરાતા અને સંતાપને પામેલા તે હેમદત્તે વિચાર્યું કે-" હવે મારા આ જીવિતને ધિક્કાર હો કે જેથી પાપી અને દુષ્ટ શીલવાળી આણે પણ આ પ્રમાણે મારો ત્યાગ કર્યો, તો હવે મારે પણ ઉગ્ર તપ કરવો યોગ્ય છે." ત્યાર પછી આ સર્વ વૃત્તાંત માતાપિતાને કહીને તે નીકળી ગયો, અને

પંચાગ્નિ તપ ગ્રહણ કરવા માટે શીઘ્રપણે કલિંગ દેશમાં ગયો. ત્યાં જઈને પૂર્વ કાળના વૈરાગ્યને વહન કરતો તે ત્રિપુરમધ્યાકાર નામના વનમાં ગયો. તે વન જંબૂ, જંબિર, નિંબ, તાલ, તમાલ વિગેરે મોટા વૃક્ષોના સમૂહવડે શોભતું હતું તથા રિષ્ઠ, કલકંઠ, શુક, સારિકા, જીવંજીવ અને કપિંજલ વિગેરે પક્ષીઓના સમૂહના કોલાહલે કરીને વ્યાપ્ત હતું. તે વનમાં પોતાની ચારે દિશાના ભાગમાં રચેલા અગ્નિના મોટા ચાર કુંડમાંથી નીકળતી મોટી જ્વાળાના સમૂહવડે તપતો અને મસ્તક ઉપર પ્રચંડ સૂર્યમંડળના કિરણોના સમૂહવડે વિશેષે કરીને કપાળતલમાં વૃદ્ધિ પામતા તાપવાળો તે તાપસ કદાપિ પાંચ દિવસને છેડે, અને કદાપિ આઠ દિવસને છેડે પારણું કરતો હતો. આ પ્રમાણે દુઃખે કરીને આચરી શકાય તેવા વિશેષ તપને અંગીકાર કરીને તે રહેવા લાગ્યો. તે વખતે તે પ્રદેશમાં રહેલા નગર અને આકર વિગેરેમાં તેની પ્રસિદ્ધિ પ્રસરી. દુષ્કર તપાનુષ્ઠાન સાંભળવાથી ઉલ્લાસ પામતી મોટી ભક્તિના સમૂહથી ભરપૂર મનવાળા રાજા, ઈશ્વર, શ્રેષ્ઠી અને સેનાપતિ વિગેરેવડે જેના ચરણ સેવતા હતા તેવો તે દિવસોને નિર્ગમન કરવા લાગ્યો.

શિવધર્મ રાજા પણ તે દિવસથી આરંભીને વિષયમાં વિરક્ત ચિત્તવાળો થઈને વિચાર કરવા લાગ્યો કે–" ચિરકાળ સુધી યથોકત ( શાસ્ત્રમાં કહેલી ) નીતિવડે આ પૃથ્વીતળનું કલંક રહિતપણે પાલન કર્યું, દુઃખે કરીને નિગ્રહ કરી શકાય તેવા અને મનુષ્યોને કલહ ઉત્પન્ન કરવામાં ઉદ્ભટ (ઉદ્ધત) એવા ચરટોનો (ધાડ પાડનાર) પણ નિગ્રહ કર્યો, તથા સમ્યગ્‌દૃષ્ટિપણાએ કરીને સાધુઓને પણ યોગ્ય આચારને વિષે જોડયા, ધર્મનો વિરોધ દૂરથી નાશ કર્યો અને બીજું પણ મારી ભૂમિકાને ઉચિત કાર્યનો સમૂહ સંપૂર્ણ કર્યો. હવે જો કોઇ પણ પ્રકારે મારે સુગુરુની સાથે સંયોગ થાય, તો તેણે કહેલા ધર્મવિધિને અંગીકાર કરીને હું આત્માના હિતનો આરંભ કરું." આ પ્રમાણે તે વિચારવા લાગ્યો. આ અવસરે સૂર્ય અસ્ત પામ્યો અને રાત્રિરૂપી મોટા સમુદ્રના કલ્લોલોની જાણે શ્રેણિ હોય તેવો સમૂહ પ્રસર્યો. કાળના પરિણામવાળા મોટા મત્સ્યોના પુચ્છની છટાના આચ્છોટનવડે ફુટેલા આકાશના વિભાગરૂપી છીપલીના સંપુટથી ઉછળેલા મોતીના સમૂહ જેવો તારાનો સમૂહ પ્રગટ થયો. ત્યારે પ્રદોષની ક્રિયા કરીને તે રાજા સુખશય્યામાં સૂતો. તેણે પ્રભાતસમયે સ્વપ્નમાં કિરણોના સમૂહથી વિકાસ પામેલા અને તત્કાળ કમળના સમૂહને વિકસ્વર કરનાર સૂર્યને જોયો. તે અવસરે મૃદંગ, મર્દલ, ઉદ્દામ અને ભેરીના શબ્દના સમૂહવડે બીજા શબ્દોને મંદ કરનારા મંગળ વાજિંત્રો વાગવા લાગ્યા ત્યારે રાજા જાગૃત થયો. પછી પ્રભાતનું કાર્ય કરીને તે સભામંડપમાં બેઠો, મંત્રી અને સામંતો વિગેરે તેની પાસે આવ્યા અને યોગ્ય સ્થાને બેઠા. રાજ્યના કાર્યોનું ચિંતવન કર્યું. જનપદના વિસંવાદ( તકરાર )ને છેદ્યા, અનીતિ માર્ગે જનારાને શિક્ષા કરી. આ અવસરે હસ્તતળમાં વસ્ત્ર રાખીને તથા "અન્યાય અન્યાય" એમ મોટી વાણીવડે બોલતો એક પુરુષ રાજાની દૃષ્ટિમાર્ગે પડ્યો. ત્યારે પ્રતિહારને રાજાએ પૂછ્યું કે–" અરે ! આ

બિચારો શું બોલે છે ?" પ્રતિહારે કહ્યું કે–"હે દેવ ! હું કાંઇ પણ જાણતો નથી." રાજાએ કહ્યું કે–"તેને અહીં બોલાવીને પૂછ." ત્યારે પ્રતિહારે તેને સભામાં પ્રવેશ કરાવ્યો. રાજાએ તેને પૂછયું કે–"અરે ! કોણે તારો પરાભવ કર્યો છે ?" ત્યારે તેણે કહ્યું કે–"હે દેવ ! સાંભળો.—

આ જ નગરમાં હું દેવલ નામનો ગૃહપતિ છું. મારે નાના ચાર ભાઈઓ છે અને ચાર બહેનો છે, તથા પુત્રો, પુત્રીઓ અને તેના પણ પુત્રો અને પુત્રીઓ, તથા બહેનોના પુત્રો અને પુત્રીઓ ઘણા છે. તે સર્વે અત્યંત સ્નેહથી બંધાયેલા વસે છે. તેઓ સર્વે સરખા હૃદયપણાએ કરીને વર્તતા ગૃહકાર્યનું ચિંતવન કરવામાં તત્પર થઈને દિવસો નિર્ગમન કરે છે. એક વખતે કોઇ પણ સુકૃતના ત્યાગવડે અથવા અકાળે કોપ પામેલા યમરાજના વશથી મંત્રતંત્રના ઉપચારને નહીં ગણતો અને તથાપ્રકારના પ્રતિવિધાનને નિષ્ફળ કરતો મહાવ્યાધિ મારા કુટુંબને પ્રાપ્ત થયો. બે ત્રણ દિવસ ગ્લાનપણું પામીને દેવતાએ માગેલું આપવું, શાંતિકરણ અને ગ્રહપૂજા વિગેરે વિવિધ ઉપાયો કર્યા છતાં પણ મનુષ્યો નાશ પામવા લાગ્યા. તેમના મરણના મહાદુઃખરૂપી તીક્ષ્ણ ભાલાવડે વિંધાયેલા હૃદયવાળો, તેના ઉપશમનો કોઈ પણ ઉપાયને નહીં જોતો અને પોતાના પણ મરણની શંકાને પામેલો હું જેટલામાં રહું છું તેટલામાં છાયાની[1] ક્રીડાની જેમ, ગંધર્વ નગરની જેમ, માયા ઇંદ્રજાળના વિલાસની જેમ, અને સ્વપ્નમાં જોયેલા વસ્તુના સમૂહની જેમ સર્વ કુટુંબ નાશ પામ્યું. માત્ર અધમ યમરાજના ભયથી ભય પામેલા અને છેદેલા પત્રની જેમ કંપતા મને અને મારા મોટા પુત્રને તેમના મૃતકાર્ય કરવા માટે ભગવાન વિધાતાએ બચાવ્યા. મરેલાના પારલૌકિક કૃત્ય કરીને શૂન્ય ઘરની જેમ પોતાના ઘરનો ત્યાગ કરીને હું આમતેમ રહેવા લાગ્યો. અન્ય દિવસે તે મારો મોટો પુત્ર નંદનોદ્યાનમાં સમવસરેલા, ઘણા સમૂહથી પરિવરેલા અને અનેક ભવ્ય પ્રાણીઓને ધર્મનો ઉપદેશ આપતા વિજયઘોષ સૂરિની પાસે કોઇક રીતે ગયો. ત્યાં તે સૂરિએ શું મનને મોહ પમાડનાર ચૂર્ણ નાંખવાવડે કે શું ઉગ્ર વિદ્યાના બળવડે તેને વશ કર્યો ? તે જાણી શકાતું નથી. પછી મસ્તકના કેશના સમૂહનો લોચ કરી હસ્તતળને વિષે ધારણ કરેલા કોમળ [1]પેરંત અને [2]પિંછિકા વિગેરે ઉપગરણવાળો અને ધર્મધ્યાનને પામેલો તે સર્વત્ર શોધ કરતા મેં આજે મહાકષ્ટવડે જોયો, અને મેં તેને પૂછયું કે–"હે વત્સ ! તે આ શું આરંભ્યું ( કર્યું ) ?" તે જાણે મને ન ઓળખતો હોય તેમ કાષ્ઠની જેવો મૌનને આલંબન કરીને રહ્યો. ઘણી વાર બોલાવ્યા છતાં પણ જેટલામાં તે કાંઇપણ ન બોલ્યો તેટલામાં હે પૃથ્વીનાથ ! હજારગુણા થયેલા, પૂર્વે નાશ પામેલા કુટુંબના દુઃસહ શોકના આવેગવાળો હું બીજું કાંઇ પણ કરવાને

૧. પોતાના શરીરની છાયા સાથે ક્રીડા કરવાની જેમ. ૨ મુખવસ્ત્રિકા. ૩ ઓઘો.

અસમર્થ થવાથી તમને આ વૃત્તાંત કહેવાને હું આવ્યો છું." આ પ્રમાણે તેણે પોતાનું વૃત્તાંત કહ્યું ત્યારે સર્વ સભાના લોકો હસવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે-"હે દેવ ! હમણાં ધર્મોપદેશ આપનારા સાધુઓને સંકટ પ્રાપ્ત થયું, કે જ્યાં આવો અન્યાય કહેવામાં આવે છે." ત્યારે કાંઇક હસતા ( ફરકતા ) ઓષ્ઠપુટ, દેહ અને મસ્તકવાળા રાજાએ કહ્યું કે-" અરે મુગ્ધ ! જો સંસારના નિર્વેદનથી અથવા મરણના ભયથી તારા પુત્રે પ્રવ્રજ્યા અંગીકાર કરી, તો તેમાં શું સાધુને દૂષણ પ્રાપ્ત થયું ? વળી હે મૂઢ ! તારા ભાઇ, પુત્ર અને નપ્તૃ વિગેરે મરી ગયા, તેના સંબંધી કાંઇ શોક નથી, અને જે મહાનુભાવો સંસારનું ક્ષણભંગુરપણું જોઇને ( જાણીને ) અને " ધર્મને સાધવામાં તત્પર એવું મરણ પણ સારું છે." એમ ભાવના ભાવીને દીક્ષા અંગીકાર કરી, તેનો તું આ પ્રમાણે શોક કરે છે ? અહો ! તારી મહામોહની મૂઢતા ! અહો ! તારું વિચાર રહિતપણું ! વળી આ જગતમાં જે ધર્મ રહિત મરણ પામ્યો હોય તે અત્યંત શોક કરવા લાયક છે, પરંતુ જે ધર્મને પામ્યા હોય તે જીવિતમાં અને મરણમાં બન્નેમાં કીર્તિના સ્થાનને પામે છે. કુટુંબના ક્ષય થયા છતાં પણ જે ધર્મને પામ્યો તે જ હૃદયમાં ખટકે છે અને બાકીનું જરાપણ ખટકતું નથી. અહો ! મોહનું માહાત્મ્ય કેવું છે ? જો અગ્નિથી ઘર બળતું હોય ત્યારે કોઇ ઇષ્ટ માણસ ત્યાંથી નાશી જાય, તો તેને શું તે ઘરની અંદર રુંધવો ? આમ કરવું શું યોગ્ય છે ? તે જ પ્રમાણે જો તે કોઇ પણ વૈરાગ્યના કારણથી ગૃહવાસનો ત્યાગ કરી ધર્મને પામ્યો છે, તો તેને ત્યાંથી પાછો વાળવો શું યોગ્ય છે ? આ લોક નિરંતર મૃત્યુ, જરા, રોગ અને શોક વિગેરેરૂપ અગ્નિવડે બળતો જ છે તેમાંથી નીકળતા જીવને જે નિવારણ કરે, તે મોટો શત્રુ જ છે." આ પ્રમાણે રાજાએ કહ્યું, ત્યારે યથાર્થ બોધને પામેલો તે દેવળ પોતાના હસ્તસંપુટને કપાલતલ ઉપર સ્થાપન કરીને કહેવા લાગ્યો, કે-" હે દેવ ! તમે સાચું કહ્યું. હું શું કરું ? કે જેથી કોઇપણ મોહના દુષ્ટ વિલાસવડે પ્રત્યક્ષ દેખાતા ગુણવાળા ધર્માર્થમાં પણ મારું મન પ્રવર્તતું નથી, અને સમગ્ર દોષના સમૂહરૂપ સંસાર સંબંધી કાર્યમાં મોટા ઉત્સાહથી પ્રવર્તે છે. માત્ર હમણાં હે દેવ !

પછી ગુરુએ ધર્મકથા પ્રારંભી.—" હે શ્રેષ્ઠ નર ( રાજા ! ) આ નગરમાં જે કાંઈ મન અને નેત્રને અધિક આનંદ ઉત્પન્ન કરે છે, તે સર્વ ધર્મનું જ ફળ છે એમ શંકા રહિત તું જાણ. વળી તે ધર્મ જીવહિંસાદિક સર્વ પાપોને વર્જવાથી હોય છે, અને તે પાપોનો ત્યાગ હંમેશાં સદ્દગુરુના ઉપદેશવડે સંભવે છે, કેમકે આ જીવ પોતે જ મિથ્યાત્વ અને પ્રમાદાદિક વેરીથી બંધાયેલો હોવાથી યોગ્ય અયોગ્યને તથા કૃત્ય અકૃત્યને જાણી શકતો નથી. વળી તથાપ્રકારે જાણતા છતાં પણ વિપરીત બુદ્ધિપણાએ વર્તતો તે જીવ અંધ માણસની જેમ ભયંકર દુર્ગતિરૂપી કૂવામાં અવશ્ય પડે છે, તેથી કરીને યથાસ્થિત અર્થના અવબોધ( જ્ઞાન )થી વ્યાપ્ત, શ્રદ્ધા( સમકિત )રૂપી જ્ઞાનના સારવાળું અનુષ્ઠાન( ક્રિયા ) અતુલ્ય ફળવાળું તું સારી રીતે જાણ. સર્વે જીવો અનંત વાર મનુષ્ય ભવમાં જન્મને પામ્યા છે, પરંતુ પરિપૂર્ણ ધર્મની સામગ્રી કદાપિ પ્રાપ્ત કરી નથી તેથી હે નરવર ( રાજા ) ! આ સામગ્રી પામીને હવે પ્રમાદરૂપી મદિરાના મદનો ત્યાગ કરીને સદ્ધર્મના કાર્યને વિષે અત્યંત ઉદ્યમી મનવાળો તું તૈયાર થા. આ રાજ્યાદિક થોડા[1] પદાર્થો પ્રારંભમાં મધના જેવું મધુરપણું ધારણ કરે છે, અને પછી મોટા તાલપુટ નામના વિષના સદૃશપણાને ધારણ કરે છે. પોતાને આધીન આનંદવાળા અને અવિનાશિત મોક્ષસુખને છોડીને કયો ડાહ્યો માણસ તુચ્છ અવસ્થાવાળી ( ક્ષણભંગુર ) વસ્તુને વિષે આનંદ પામે ? વળી તે મોક્ષસુખને જીવ કલંક રહિત યતિની ક્રિયા( ચારિત્ર )વડે પ્રાપ્ત કરે છે, અથવા સારા શ્રાવકોની ક્રિયાવડે પ્રાપ્ત કરે છે. આ બે સિવાય બીજો કોઈ ઉપાય નથી. શુભ ક્રિયાને પામીને પણ કુકર્મના દોષથી કેટલાક અજ્ઞાની જીવો **નાગદત્ત**ની જેમ ફરીથી પણ મિથ્યાત્વને પામે છે." તે સાંભળીને રાજાએ કહ્યું કે–" હે ભગવાન ! તે નાગદત્ત કોણ ?" ત્યારે સૂરિમહારાજે કહ્યું કે–" સાંભળ.—

**મગધ** દેશમાં **દેવશાપુર** નામનું નગર છે. તેમાં બે મિત્રો છે. **રામ** નામે વણિકપુત્ર અને **નાગદત્ત** નામે બ્રાહ્મણપુત્ર છે. તે બન્ને પરસ્પર મોટા પ્રેમવડે વર્તતા હતા અને દિવસોને નિર્ગમન કરતા હતા. કોઈક દિવસ ત્યાં વૈરાજ્ય ( રાજા રહિતપણું ) થયું, તેથી ત્યાંના લોકો ચોર વિગેરેવડે પીડા પામવા લાગ્યા. તે વખતે નગર સહિત તે દેશને દુઃખી અવસ્થાવાળો જાણીને રામ અને નાગદત્ત દક્ષિણ દેશમાં ગયા. ત્યાં તથાપ્રકારની ચેષ્ટામાં (વ્યાપારમાં) પ્રવર્ત્યા. અને મોટા કાષ્ઠને કાપવાવડે પ્રાણવૃત્તિને (આજીવિકાને) કરવા લાગ્યા. એક વખતે કાષ્ઠાદિકને માટે દરવાજા પાસે (બહાર) ગયા. ત્યાં કાયોત્સર્ગે રહેલા, અત્યંત ધ્યાનના પ્રકર્ષમાં ચડવાવડે મેરુપર્વતની જેવા નિશ્ચળ તથા વાયુ રહિત તરંગ વિનાના મોટા સમુદ્રની જેવા સ્તબ્ધ એક **મહાબલ** નામના સાધુને જોયા. તે વખતે તેના દર્શનથી મોટા હર્ષને પામેલા તે બન્ને જેટલામાં એક ક્ષણ વાર બીજા વ્યાપારનો ત્યાગ કરીને

---

૧. અથવા ઘણા.

ઊભા રહીને જ તેને જોવે છે, તેટલામાં કોયલના કંઠની જેવી સ્વચ્છ કાંતિવડે મેઘના સમૂહની શોભાનો તિરસ્કાર કરનાર અને મોટી ફણાના વિસ્તારવડે ન જોઈ શકાય તેવો એક મોટો સર્પ ડાબી બાજુની ગુફામાંથી નીકળીને આમતેમ ભમીને કાંઈ પણ ભોજનના સમૂહને નહીં પામવાથી ઉછળતા મોટા કોપરૂપી અગ્નિવાળો તે સર્પ તે સાધુને ડંસીને ફરીથી તે જ ડાબી બાજુની ગુફામાં પેઠો.

તો પણ તે સાધુને તેના વિષનો વિકાર થયો નહીં, અને તેથી જરા પણ ધર્મધ્યાનથી ચલાયમાન થયા નહીં. તે વખતે વિસ્મય પામેલા રામ અને નાગદત્ત પરસ્પર વિચાર કરવા લાગ્યા, કે-" આ ભગવાન અતિશયવાળા છે. તેના ચરણકમળ મોટા પુણ્યના સમૂહથી પામી શકાય છે. આ પ્રત્યક્ષ કલ્પવૃક્ષ જ છે, તેથી આનું અવલંબન કરવું યોગ્ય છે." આ પ્રમાણે નિશ્ચય કરીને પારેલા કાયોત્સર્ગવાળા તે સાધુની પાસે ગયા, તેના પગમાં પડીને વિનંતિ કરવા લાગ્યા, કે-" હે ભગવાન ! આ પ્રમાણે કાયોત્સર્ગે રહેલા તમે શીત અને આતપ વિગેરેવડે કેમ બાધા પામતા નથી ? કે જેથી આ પ્રમાણે અવિચળ (સ્થિર) રહો છો ? " સાધુએ કહ્યું, કે-" હે મહાઅનુભવવાળા ! ધ્યાનની કાષ્ઠા( દિશા-સીમા-હદ)ને પામેલા સાધુઓ શીત વિગેરેથી બાધા પામતા નથી કે જેથી આ પ્રમાણે કહેવાય છે અને અનુભવાય છે-ધ્યાનને વિષે ભાવિત ચિત્તવાળો અને નિર્જરાની અપેક્ષાવાળો સાધુ શરીર સંબંધી ઘણા પ્રકારના શીત અને આતપ વિગેરેવડે બાધા( પીડા) પામતો નથી." આ પ્રમાણે સાંભળીને તે બન્નેનું મન વિસ્મય પામ્યું. " આ પ્રત્યક્ષ ચિંતામણિ સર્વ પ્રકારે આરાધવા યોગ્ય છે. વળી આની આરાધના કરવાથી રોગ, દારિદ્ર અને ઉપદ્રવ વિગેરેનો નાશ થાય છે." આ પ્રમાણે તે બન્નેને તે રુચિકારક થયું. ત્યાર પછી " વિનંતિ કરવાનો આ અકાળ છે." એમ વિચારીને તે બન્ને સાધુની પાસે જ સૂતા. રાત્રિને સમયે કોઈ પણ પ્રકારે તેમની નિદ્રા નાશ પામી, તેથી જેટલામાં નેત્રકમળને વિકસ્વર કરીને પોતાની પાસે જુએ છે, તેટલામાં કાયોત્સર્ગે રહેલા ભગવાનની ગુણસ્તુતિ કરવામાં તત્પર, આરંભેલા શુદ્ધ કાગલી ગીતવાળા, મનોહર નૃત્યના ઉપચારને કરનારા અને વચ્ચે વચ્ચે વાગતી વીણાના શબ્દવડે વ્યાપ્ત દેવોના સમૂહને જોયો. આથી તેઓ વિશેષ પ્રકારે હર્ષ પામ્યા. પછી પ્રભાતસમય થયો ત્યારે અત્યંત સ્નેહપૂર્વક મુનિના ચરણમાં પડીને તેઓ કહેવા લાગ્યા, કે-" હે ભગવાન ! અત્યંત દૌર્ગત્યથી પીડા પામેલા અમે રત્નના નિધાન જેવા તમને ઘણે કાળે પ્રાપ્ત કર્યા, તેથી હવે તમારા ચરણકમળની આરાધના કરવાને અમે ઇચ્છીએ છીએ." સાધુએ કહ્યું-" તેમાં શું અયોગ્ય છે ? માત્ર સારા સાધુઓને ગૃહસ્થનો પરિગ્રહ અયોગ્ય છે, તેથી જો તમે મને અનુસરવા ઇચ્છતા હો, તો પ્રવ્રજ્યા ગ્રહણ કરો, મારી સમીપે રહો, અને એક ગામથી બીજે ગામ વિચરો." તે બન્નેએ આ અંગીકાર કર્યું અને શુભ મુહૂર્તે તેની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ક્રિયાના સમૂહને

પાળવામાં તત્પર અને પરમ ગુરુની શુશ્રૂષા વિગેરે ગુણોને પામેલા તે બન્ને વિચરવા લાગ્યા. પછી કોઇ એક સમયે તે સાધુએ તેમને બોધ આપ્યો, કે—

"હે દેવાનુપ્રિયો! સાક્ષાત્ કલ્પવૃક્ષની લતા જેવી આ જિનેશ્વરની દીક્ષા માત્ર એક દૌર્ગત્ય દોષનો જ નાશ કરનારી નથી, પરંતુ બીજા પણ મનવાંછિતને પ્રાપ્ત કરવામાં એક તત્પર છે, અને તેને વિષે જ એકચિત્તવાળા ધીર પુરુષોને તે પ્રત્યક્ષ જોવામાં આવે છે. આ જિનેશ્વરની દીક્ષાથી જ ચક્રી, ઇશ્વર, તીર્થંકર અને ગણધરની પદવી, આમોષધિ વિગેરે અનેક પ્રકારની લબ્ધિઓ, સુંદર અને ઉદાર શરીરનું રૂપ, સૌભાગ્ય, ભોગ, લાભ અને આજ્ઞાનું ઐશ્વર્ય વિગેરે સર્વે પ્રયત્ન વિના જ પ્રાપ્ત થાય છે. વળી આ દીક્ષા જ સર્વ પ્રકારના ઉત્પન્ન થતા દુઃખને જલાંજળિ આપનાર ( નાશ કરનાર ) છે, તથા આ દીક્ષાથી જ શાશ્વત સુખની શ્રેણિ( સમૂહ )ના સારરૂપ મોક્ષ પણ પ્રાપ્ત થાય છે. તેથી કરીને આ ચારિત્રને વિષે એક ક્ષણ માત્ર પણ પ્રમાદનું આચરણ કરનારા ન થશો. કેમકે આ ચારિત્ર( દીક્ષા )ને કાંઇપણ અસાધ્ય નથી. તે બાબત ઘણું કહેવાથી શું ?" આ પ્રમાણે સાંભળીને રામ અને નાગદત્તે વિતર્કનો ત્યાગ કરવાપૂર્વક "તે પ્રકારે હો" એમ સર્વ અંગીકાર કર્યું, પરંતુ નાગદત્તને બ્રાહ્મણ જાતિની સાથે વૃદ્ધિ પામેલા શુચિપણારૂપ પિશાચાદિકના કારણથી કલ્પાદિક મુનિના આચારો રૂચતા ન હતા, અને બીજાને ( રામને ) તે આચારો અમૃતની જેમ પરિણમ્યા. આ પ્રમાણે ચિરકાળ સુધી પ્રવ્રજ્યાનું પાલન કરીને છેવટે મરણ પામીને તે બન્ને **સૌધર્મ** દેવલોકને વિષે **પુષ્પાવતંસક** નામના વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાં આયુષ્ય પાળીને ત્યાંથી ચવ્યા સતા તે બન્ને **વસંતપુર** નગરમાં **પદ્મદત્ત** નામના શ્રેષ્ઠીના પુત્રપણે ઉત્પન્ન થયા. ત્યાં બાળાવસ્થાથી જ પરસ્પર પ્રેમવાળા તે બન્ને એક જ સ્થાને શયન, ભોજન અને ગમન વિગેરે ચેષ્ટા ( ક્રિયા ) કરવામાં તત્પર થઇને દિવસોને નિર્ગમન કરવા લાગ્યા. એક દિવસ ત્યાં **અનંત** નામના કેવળજ્ઞાની આવ્યા. તેને વાંદવા માટે નગરના સર્વ લોકો ગયા. રામ અને નાગદત્ત પણ ગયા. ભગવાન કેવળીએ તેઓને મોક્ષસ્થાનના ફળવાળો બન્ને પ્રકારનો ધર્મ કહ્યો. તે સાંભળીને ઘણા ભવ્ય જીવો પ્રતિબોધ પામ્યા. રામ પણ પૂર્વ ભવમાં પાળેલા ધર્મપણાએ કરીને તત્કાળ જિનધર્મમાં એકચિત્તવાળો થયો, પરંતુ નાગદત્ત તેનાથી વિપરીતપણાએ કરીને કેવળીના વચનને અનેક પ્રકારે સાંભળ્યા છતાં પણ તથા હેતુ, યુક્તિ અને દૃષ્ટાંતવડે ઉપદેશ અપાયા છતાં પણ પ્રતિબોધ પામ્યો નહીં.

કેવળીનું વચન અત્યંત મનોહર છતાં પણ દુષ્કર્મવડે દૂષિત થયેલા મનવાળા જીવને મલિન વસ્ત્રને વિષે કેસરના રંગની જેમ જરા પણ લાગતું નથી ( અસર કરતું નથી ). તે અધન્ય જીવના શ્રવણને વિષે જેમ જેમ કેવળીનું વચન પ્રવેશ કરે છે, તેમ તેમ દૂધવડે સર્પના વિષની જેમ તેનું મિથ્યાત્વ વૃદ્ધિ પામે છે. આ પ્રમાણે હે રાજા! ધર્મવડે કાંઇક પણ સ્પર્શ કરાયેલા કેટલાક પ્રાણીઓ દુષ્કર્મવડે દૂષિત મનવાળા હોવાથી ધર્મના અત્યંત

અયોગ્યપણાને પામે છે. જેમ કેટલાક દુર્બુદ્ધિવાળા માણસો નિધાનને પામીને પણ તેની ઉપેક્ષા કરે છે, તેમ જિનધર્મને પામીને પણ કેટલાક આનંદ પામતા નથી (ઉપેક્ષા કરે છે). જેમ કોઇક વહાણુ સમુદ્રને કાંઠે પામ્યા છતાં પણ પ્રમાદના વશથી ભાંગી જાય છે, તેમ કેટલાક જીવો ધર્મ પામ્યા છતાં પણ ફરીથી મિથ્યાત્વને પામે છે. હે રાજા! દરેક સમયે ઉત્તરોત્તર (આગળ આગળ) વિશુદ્ધિના પ્રકર્ષના પ્રબંધને પામેલા જિનધર્મને વિષે નિપુણ બુદ્ધિવાળો કયો માણસ પ્રમાદ કરે?" આ પ્રમાણે ઘણા પ્રકારે સૂરિ. મહારાજે તેવી રીતે કોઇપણ પ્રકારે દૃષ્ટાંતો સહિત જિનધર્મ કહ્યો, કે જેવી રીતે (જેથી) તે રાજા ધર્મની સન્મુખ દૃઢ (અત્યંત) થયો. દેવલ પણ સર્વ કુવિકલ્પનો ત્યાગ કરી પોતાના પુત્રે આચરણ કરેલા ચારિત્રને જ પામ્યો. શિવધર્મ રાજા પણ સમ્યક્ પ્રકારે શ્રાવકધર્મને અંગીકાર કરીને જેમ આવ્યો હતો તેમ (પોતાને ઘેર) ગયો, અને હંમેશાં જિનવંદન, પૂજન વિગેરે ધર્મકાર્ય કરવાવડે દિવસોને નિર્ગમન કરવા લાગ્યો. હવે આ તરફ તે હેમદત્ત દુષ્કર પંચાગ્નિ તપવાળા તાપસવ્રતને ચિરકાળ સુધી કરીને છેવટે ભક્તપાનનો ત્યાગ કરી તથા મરણ પામી અસુરકુમારને વિષે ભુવનપતિ દેવપણાને પામ્યો. ત્યાં ઉત્પન્ન થયો તે જ વખતે મોટા વિસ્મયને પામેલા તેણે "મેં પૂર્વ ભવે શું યજ્ઞ કર્યો? કે તપસ્યા કરી? કે દાન આપ્યું? કે જેના પ્રભાવથી મેં આ દિવ્ય દેવની ઋદ્ધિ પ્રાપ્ત કરી?" આ પ્રમાણે વિચારતા તેણે વિભંગ જ્ઞાનના પ્રયોગથી પૂર્વ ભવ જોયો, અને ભાર્યાના અપમાનના કારણવાળું તાપસ દીક્ષાનું વિધાન જાણ્યું.

ત્યાર પછી તત્કાળ શિવધર્મ રાજાને આશ્રીને તેને મોટા કોપનો સંરંભ ઉત્પન્ન થવાથી "અહો! તે દુરાચારી આજે કયાં છે? હમણાં જ તેને યમરાજના મુખરૂપી ગુફામાં મોકલું." એમ વિચારીને વેગથી તે દોડ્યો. તેને પરિજને વિનંતિ કરી કે-"હે દેવ! આ પ્રમાણે અવસર વિના (કારણ વિના) પ્રચંડ કોપનો આડંબર કેમ થયો? પ્રથમ તો આ સિંહાસનને તમે શોભાવો (તેના ઉપર બેસો). પછી ચિરકાળથી જતા રહેલા નાથના શોકનો અંત આવવાથી તુષ્ટમાન થયેલી અને તમારા મુખકમળના દર્શનથી વૃદ્ધિ પામતા વિલાસ અને હાસ્યવાળી આ અસુરકુમારીઓવડે પરિજનને પ્રમોદ આપનાર અને આદરપૂર્વક ભૃત્યોએ પ્રગટ કરેલા છત્ર, ભૃંગાર અને રત્નના સમૂહવાળો મંગળ મહોત્સવ કરાઓ." તે વખતે મોટી ઇર્ષ્યાથી પ્રસરતા કોપવડે રાતા નેત્રનો વિક્ષેપ કરતો તે તેઓના વચનને નહીં માનીને પોતાના ભવનમાંથી નીકળ્યો. અને મનને પણ જીતનારા વેગવડે શિવધર્મ રાજાના ભવનને પ્રાપ્ત થયો, અને ત્યાં રાજાના ઉગ્ર પ્રભાવને જોઇને પણ તેણે તેનો ત્યાગ કર્યો નહીં. ત્યારે કાપેલી દાઢાવાળા સર્પની જેમ તેનો સંરંભ (ઉદ્યમ) નિષ્ફળપણાને પામ્યો અને રાજાનું રક્ષણ કરનારા અત્યંત મોટા વ્યંતરોના તિરસ્કારથી ભગ્ન થયો. તેથી લજ્જાવડે કરમાઇ ગયેલા મુખકમળવાળો તે વેગવડે પાંછો વળ્યો. તે વખતે અસુરકુમારીઓએ તેને કાંતિ રહિત અને ઉત્સાહ રહિત જોયો. અહીં શિવધર્મ રાજા

પણ આજ્ઞાના ખંડન રહિત, શત્રુની વિરુદ્ધ વાસનાનો નાશ કરનાર, નિર્મળ માનવાળા, પ્રતિપક્ષના સ્થાનને દળી નાંખનાર (નાશ કરનાર), નિરંતર અપાતા દાનવાળા અને ભયથી પીડા પામતા પ્રાણીઓનું રક્ષણ કરનાર મોટા રાજ્યનું પાલન કરીને તથા સર્વજ્ઞના ધર્મની સમ્યક્ આરાધના કરીને, છેવટે ચતુર્વિધ આહારનો ત્યાગ કરવામાં તત્પર થઈ હૃદયને વિષે આદરપૂર્વક પંચ નમસ્કારને પરાવર્તન કરતો ( ગણતો ) તે કાળ કરીને ( મરીને ) ઈશાન દેવલોકમાં ઇંદ્રના સામાનિક દેવપણે ઉત્પન્ન થયો. પછી છ પ્રકારની પર્યાપ્તિવડે પર્યાપ્તપણાને પામેલો તે મહાત્મા તુષ્ટમાન થયેલી ચાર અગ્રમહિષીવડે, ચાર લોકપાળવડે, અંગરક્ષકોવડે, ત્રણ પર્ષદાવડે, સાત સૈન્યવડે, સાત સેનાધિપતિવડે, તથા જય જય શબ્દને બોલતા દેવો અને દેવીઓવડે, વારંવાર મંગલિકના સમૂહને કરતા અને વિવિધ પ્રકારના ગીત અને નૃત્યના ઉપચારને પ્રગટ કરતા દેવ અને દેવીઓવડે, ચોતરફ પરિવરેલો તે દેવ જેટલામાં સુખાસન ઉપર બેઠેલો રહે છે, તથા દેવલક્ષ્મીના લાભનુ કારણરૂપ પૂર્વભવે કરેલ દાન, તપ, દિવ્ય અવધિજ્ઞાનવડે જાણે છે, તેટલામાં તાપસના ભવમાં અસુરપણાને ઉપાર્જન કરનાર અને ચિતામાં નાંખેલા પોતાના મોટા શરીરને અગ્નિની જ્વાળાના સમૂહને સ્તંભિત કરવાવડે જ સંભાવના કરેલ ચિરકાળના ભાર્યાના વિયોગના વૃત્તાંતવાળા વેરને સમાપ્ત કરતા હેમદત્તને જોયો, તથા "હા! હા! આ અત્યંત દેદીપ્યમાન કરેલો પણ અગ્નિ રાજાના શરીરને કેમ બાળતો નથી?" એમ શોકના સમૂહથી વ્યાપ્ત થયેલા અને "હવે શું કરવું?" એવા વિચારથી મૂઢ થયેલા સમસ્ત લોકોને જોયા. તે વખતે તત્કાળ ઉછળેલા કોપાગ્નિવાળો શિવધર્મ રાજાનો જીવ ઇંદ્રનો સામાનિક દેવ દેવસભાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે-"રે! રે! દેવો! યમરાજના મુખમાં પેસવાની ઇચ્છાવાળા અને દુષ્ટ ચરિત્રવાળા આ અધમ અસુરની અતિ દુષ્ટ ચેષ્ટાને તમે જુઓ, જુઓ. મારું શરીર બાળવાને માટે ચિરકાળથી ચિતાને વિષે નાંખ્યું છે તો પણ આ દુરાચારી અગ્નિનું સ્તંભન કરીને તેને બળવા દેતો નથી. બીજો થોડો પણ મારો પ્રત્યુપકાર સ્ફુટ રીતે કરવાને અશક્તિમાન એવો તે [1]ચહુંટિકાવડે વૈરને સમાવવા ( વેર વાળવા ) ઇચ્છે છે." આ પ્રમાણે અમર્ષ ( ઇર્ષ્યા-ક્રોધ ) સહિત બોલતા સ્વામીને જોઇને વિવિધ પ્રકારના શસ્ત્રોને હાથમાં ધારણ કરનારા, ગાઢ વજ્રના બખ્તરવડે શરીરને શોભાવતા અને સ્વામીના પરાભવને નહીં સહન કરતા સેનાધિપતિઓ વેગથી તેની સન્મુખ દોડ્યા. ત્યારપછી વીજળીના ઢગલા જેવા દેદીપ્યમાન શરીરવાળા અને "અરે! રે! નહીં પ્રાર્થના કરવા લાયકની ( અનિષ્ટની ) પ્રાર્થના કરનારા! અને દુરંત પ્રાંત લક્ષણવાળા! તું હવે અહીંથી ક્યાં જઇશ? પાતાલમાં પ્રવેશ કર્યા છતાં પણ તારો મોક્ષ નહીં થાય." એ પ્રમાણે બોલતા તેઓને જોઇને તે અધમ અસુર નાશી ગયો. અને તેને દૂર કાઢી મૂકીને

૧ દુષ્ટ ચેષ્ટાવડે.

વિશેષે કરીને ગોશીર્ષ( ચંદન ) અને અગરૂના સારભૂત કાષ્ઠોવડે તે રાજાના શરીરનો સત્કાર( સંસ્કાર ) કરીને તે ઠેકાણે મોટો થુભ( સ્તંભ ) સ્થાપન કરીને તેઓ પોતાને સ્થાને ગયા. આ પ્રમાણે શિવધર્મ રાજાનો જીવ મોટી દેવલક્ષ્મીને ચિરકાળ સુધી ભોગવીને જિનેંદ્રના ચરણનું સ્મરણ કરતો તે મહાત્મા ત્યાંથી ચવ્યો. પછી આ જ ભરતક્ષેત્રને વિષે **પોતનપુર** નામના નગરમાં **નાગબળ** નામના રાજાની **સુંદરી** નામની રાણીના ગર્ભને વિષે પુત્રપણે પ્રગટ થયો. યોગ્ય સમયે તેનો જન્મ થયો અને તેનું વર્ધાપન થયું. પછી યોગ્ય સમયે તે પુત્રનું **શ્રીધર** નામ સ્થાપત કર્યું. પછી પાંચ ધાવમાતાવડે પાલન કરાતો તે તમાલ વૃક્ષના બાળક( નાના તમાલ વૃક્ષ )ની જેમ દેહના ઉપચયવડે વૃદ્ધિ પામ્યો. પછી કળાના સમૂહનો અભ્યાસ કરી સમાન વયવાળા સામંત રાજાના પુત્રોની સાથે વિવિધ પ્રકારની ક્રીડાવડે ક્રીડા કરતો તે દિવસોને નિર્ગમન કરવા લાગ્યો. પછી મોટા યૌવનને પામેલા તેને નહીં ઇચ્છતા છતાં પણ **પ્રસેનજિત** રાજાની **રાજીમતી** નામની કન્યા પરણાવી. તેણીની સાથે સમયને યોગ્ય કોઈ વખત વિષયના વ્યાસંગ( આસક્તિ )વડે, કોઈ વખત હાથી અને અશ્વના વાહનવડે, કોઈ વખત ચિત્રવિચિત્ર પાંદડાને છેદવાના વિનોદવડે અને કોઇ વખત ગૂઢ શાસ્ત્રના પદાર્થની ભાવનાવડે તે વર્તતો હતો, તેવામાં કોઇ એક દિવસે રાજસભાને વિષે સર્વ સામંતો, મંત્રીઓ, સંધિપાળો અને સેનાપતિ વિગેરે પ્રધાન જનોની મધ્યે રહેલા રાજાની પાસે તે બેઠો હતો અને વિવિધ પ્રકારની વાતો થતી હતી ત્યારે વિનયથી મસ્તકને નમાવતા પ્રતિહારે આવીને વિનંતિ કરી, કે-" હે દેવ ! હજારો વાર પૂછ્યા છતાં પણ પ્રયોજનને નહીં કહેતો કોઈ એક પુરુષ કેવળ તમારા દર્શનને જ ઇચ્છતો દ્વારમાં રોકેલો રહ્યો છે." રાજાએ કહ્યું, કે-" તેને અહીં પ્રવેશ કરાવ." ત્યારે પ્રતિહારે તેને પ્રવેશ કરાવ્યો. પછી તે રાજાના પગમાં પડીને ( નમીને ) વિનંતિ કરવા લાગ્યો, કે-" હે દેવ ! હું આ નગરમાં જ રહેનાર **ભાનુ** નામના શ્રેષ્ઠીનો **દત્ત** નામનો પુત્ર છું. સર્વ વ્યસનના સંગમપણાએ કરીને નિરંતર ધનના નાશને કરતા મને મારા પિતાએ કહ્યું, કે—" હે વત્સ ! જેમ મધમાખીઓવડે માત્ર મુખમાં જ ગ્રહણ કરેલા રસના કણિયાના સમૂહ એકઠા થવાથી કેટલેક કાળે ઘરની જેવડો મધના બિંદુનો સમૂહ થાય છે, તેમ ઘણા પ્રકારના કર્મ, શિલ્પ, વેપાર અને વિદ્યાવડે એક એક કોડીને એકઠી કરવાથી ઘણે કાળે ધનની વૃદ્ધિ થાય છે. ઘણે પ્રકારે વૃદ્ધિ પમાડેલો તે ધનનો સમૂહ પણ મોટા પવનવડે રૂના ઢગલાની જેમ વેશ્યા અને જુગાર વિગેરેવડે નાશ પામે છે તેથી હે પુત્ર ! જો તું પરિમિત વ્યય ( ખર્ચ ) કરતો વર્તે, તો સુખેથી તારો નિર્વાહ થાય, અન્યથા તું જલદીથી અત્યંત દુ:ખને પામીશ." તે સાંભળીને પિતાની પાસે " જેમ તમે કહો છો તેમ હું વર્તીશ." એમ માત્ર વચનવડે જ અંગીકાર કરીને ફરીથી હું ઇચ્છા પ્રમાણે ધનનો ખર્ચ કરવા પ્રવર્ત્યો. ત્યાર પછી કોઇક દિવસે **સૂરદેવ** નામના એક યોગીની સાથે મારો પ્રીતિ-

ભાવ થયો. તેણે એક દિવસ મને કહ્યું, કે-" મારી પાસે સુગુરુના ઉપદેશથી પ્રાપ્ત થયેલો યક્ષિણી કલ્પ છે. જો તું સહાયકારક થાય, તો કેયૂર નામના વિવર( ગુફા )માં પ્રવેશ કરવાવડે પોતે જ જોયેલો થાય ( સિદ્ધ થાય ). " ત્યારે મેં તે અંગીકાર કર્યું. પછી આ વાત માતાપિતાને કહ્યા વિના જ હું યોગીની સાથે કેયૂર વિવર તરફ ગયો. ત્યાં બળિદાન કરવાપૂર્વક અમે બન્નેએ પ્રવેશ કર્યો, અને કલ્પમાં લખેલાને અનુસરીને ઘણા પૃથ્વી ભાગને અમે ઉલ્લંઘન કર્યો, અને ભવનની મધ્યે રહેલા મણિમય સિંહાસન ઉપર બેઠેલી તથા તેની બન્ને બાજુ દાસ દાસીના ચપળ હસ્તતળવડે અત્યંત ચલાવેલા ચામરવાળી ભગવતી યક્ષિણીને અમે જોઇ. તેને જોઇને જાણે નિધાન પ્રાપ્ત થયું હોય તેમ અમે ખુશ થયા. પછી યથાયોગ્ય પ્રતિપત્તિ ( સેવા-પૂજા ) કરીને અમે મણિપીઠિકા પાસે બેઠા. પછી યક્ષિણીએ અમને કહ્યું કે-" તમે આવ્યા ? " એમ તેણે પૂછયું, ત્યારે અમે કહ્યું કે-" હે દેવી ! તમારા ચરણકમળના પ્રભાવથી અમે અહીં આવ્યા. " યક્ષિણીએ કહ્યું-" જે નગરમાંથી તમે આવ્યા છો, તે નગરમાં નાગબળ નામનો રાજા છે. " ત્યારે મેં કહ્યું-" હે દેવી ! હા. એમ જ છે. " પછી એક ક્ષણ નિર્ગમન કરીને દેવીએ કહ્યું, કે-" નાગબળ રાજાને શ્રીધર નામે પુત્ર છે ? " મેં કહ્યું.-" હે દેવી ! હા. એમ જ છે. " ત્યારે યક્ષિણીએ કહ્યું કે-" તે મહાનુભાવ આ ભવની પૂર્વના ચોથા ભવમાં મારો ભાઇ હતો. " ત્યારે અમે કહ્યું કે-" હે દેવી ! હમણાં ( આ ભવમાં ) તેનો વિયોગ કેમ થયો ? " ત્યારે દેવીએ કહ્યું કે-" આ વાત મૂળથી સાંભળો.—

**મરહટ્ઠ** દેશમાં **અરિષ્ટપુર** નામનું નગર છે. ત્યાં **અશોકદત્ત** નામે વણિક હતો. તેને **ધનદેવ** નામે પુત્ર હતો, અને **ધનવતી** નામની પુત્રી હતી. તે બન્ને પરસ્પર વધતા પ્રેમવાળા વૃદ્ધિ પામ્યા. કોઇક દિવસે અશોકદત્ત મરણ પામ્યો. ત્યારે ભાઇએ બહેનને ગૌરવવડે વૃદ્ધિ પમાડી અને યોગ્ય સમયે પરણાવી. બાપના થોડા પણ વિરહને નહીં સહન કરતી તેને મોટા કષ્ટથી સાસરાને ઘેર લઇ ગયા. ત્યાં દૈવના દુષ્ટ યોગવડે કરીને શૂળની વેદના ઉત્પન્ન થવાથી તેણીનો ભર્તા મરી ગયો. તેનું પારલૌકિક કાર્ય કરીને તે ભાઇને ઘેર પાછી આવી. ભાઇએ કોમળ વાણીવડે તેણીને કહ્યું કે-" હે બહેન ! તું સંતાપ કરીશ નહીં, અને જરા પણ દીનતા કરીશ નહીં. મારા ઘરમાં તું જ પ્રમાણભૂત ( મુખ્ય ) છે. જે માણસ તારું થોડું પણ પ્રતિકૂળપણું કરશે, તે મારો મોટો શત્રુ જાણવો. " આ પ્રમાણે સાંભળીને તેણીનો સંતાપ કાંઇક શાંત થયો, અને ભાઇના ઘરની ચિંતા કરવા ( સારસંભાળ કરવા ) લાગી પરંતુ ભાઇની ભાર્યાને અમર્ષ ( ક્રોધ ) ઉત્પન્ન થયો, તેથી "મારા જીવતાં છતાં કોણ આ ઘરના સ્વામીપણાને પામી છે ? " એમ દરેક દિવસે વૃદ્ધિ પામતા અપરિમિત ( મોટા ) ચિત્તસંતાપવાળી તે તેણીના છિદ્ર ( દોષ ) જોવા પ્રવર્તી. તથા પોતાના પતિને કહેવા લાગી, કે-" આ તારી બહેન હંમેશાં ગૃહકાર્યની આ પ્રમાણે ઉપેક્ષા કરે છે, આ પ્રમાણે કઠોર શબ્દ બોલે છે, આ પ્રમાણે જૂદા જૂદા

ઘરને વિષે ભ્રમણ કરે છે, તથા વળી તેણીએ આ આપ્યું, આ ખાધું, આ હરણ કર્યું અને આ આચરણ કર્યું." આ પ્રમાણે દરેક ક્ષણે તે બોલવા લાગી, તથા તેણીના લઘુ છિદ્રને પણ મોટું કરીને પતિને કહેવા લાગી, તો પણ પવનવડે પર્વતના શિખરની જેમ તે પતિનું ચિત્ત જરા પણ ચલાયમાન થયું નહીં. પછી કાળના ક્રમે કરીને તે સ્ત્રીને પુત્રભાંડ (પુત્ર, પુત્રી) ઉત્પન્ન થયા. અને તેથી અવકાશ મેળવીને તે વિશેષે કરીને પરિજનોને આજ્ઞાના નિર્દેશમાં સ્થાપન કરવા લાગી. બહેનની સાથે મોટા દ્વેષને કરતી અને બીજા દ્વેષને નહીં જોતી તે પતિને કહેવા લાગી, કે-"આ બહેન આ પ્રમાણે શુદ્ધ શીળવાળી નથી, તે તે સ્થાનોને વિષે વર્તતી તેને મેં દેખી છે અને સાંભળી છે." આ પ્રમાણે તેને આશ્રીને દરેક માણસ પ્રત્યે બોલતી તે ભાર્યાને ભાઇએ કઠોર વાણીવડે તિરસ્કાર કર્યો, ત્યારે તે રોતા છોકરાવાળા ઘરને છોડીને મોટા કોપથી બીજે ઘેર ગઈ. આ સર્વ વૃત્તાંત બહેને જાણ્યો. ત્યારે દુઃશીલપણાના દોષને પામેલી તે ભોજનનો ત્યાગ કરીને "હવે હું શુદ્ધ થઈશ ત્યારે ખાઇશ." એમ નિશ્ચય કરીને ઘરના એક ખૂણામાં સંતાઇને રહી. પછી મધ્યાન્હ સમયે ધનદેવ દુકાનના માર્ગથી ઘેર આવ્યો. ત્યાં ધનવતીને નહીં જોતો અને બાળકોને રડતા જોઇને તે પૂછવા લાગ્યો, કે-"ધનવતી કયાં છે?" ત્યારે ચાકરોએ કહ્યું કે-"આ ઠેકાણે રહેલી છે." ત્યારે તે તેણીની પાસે આવ્યો, અને કહેવા લાગ્યો કે-"હે બહેન! ઘરના વ્યાપારનો ત્યાગ કરીને આ પ્રમાણે તું કેમ વર્તે છે?" ત્યારે તેણીએ પોતાનો વૃત્તાંત કહ્યો. તે સાંભળીને અશ્રુના જળવડે વ્યાપ્ત નેત્રવાળો તે તેણીના ચરણ ઉપર પોતાનું મસ્તક મૂકીને ત્યાં સુધી રહ્યો, કે જ્યાં સુધી કોપનો ત્યાગ કરીને તે તે સ્થાનથી ઊભી થઇ, અને ઘરનું કાર્ય ચિંતવવા (કરવા) લાગી. તથા રડતા પુત્રોથી સંતાપ પામેલો તે પોતાની ભાર્યાને પણ ઊંચાનીચા (સારા નરસા) વચનવડે સ્થાપન(સ્થિર) કરીને ઘેર લાવ્યો. પછી પૂર્વના પ્રવાહવડે (પ્રથમની જેમ) ઘરના માણસો વર્તવા લાગ્યા. ત્યાર પછી કોઇક સમયે બહેને વિચાર કર્યો કે-"હવે મારે ઘરમાં રહેવું યોગ્ય નથી. જો કે કપટ રહિત પ્રેમના અનુસંબંધવાળા આ મારા ભાઇને પોતાની મર્યાદા ઉલ્લંઘન કરાવવાને ઇંદ્ર પણ શક્તિમાન નથી, તો પણ આ ભોજાઈ મર્યાદા રહિત છે, અને બાળકોનો ત્યાગ કરી બીજે ઘેર જતી રહે છે, તેથી ભાઇને તે મોટું સંતાપનું કારણ છે. તેથી ચિત્તના સંતાપને ઉત્પન્ન કરનારા આ ઘરવાસવડે શું?" આ પ્રમાણે તે વિચાર કરતી હતી તે સમયે ઘણી સાધ્વીઓના પરિવારવાળી રાજિમતી નામની પ્રવર્તિની (ગુરુણી) તે ગામમાં આવી. તેની પાસે તે ગઇ. ધર્મદેશના સાંભળી તેથી સંવેગના સારવાળી અને ધર્મના વ્યાપારમાં સન્મુખ એવી તેને બુદ્ધિ ઉત્પન્ન થઇ. પછી તે વાંદીને પોતાને ઘેર ગઇ. ત્યાં ભાઇને પોતાનો અભિપ્રાય કહ્યો. તે સાંભળીને તે શોક કરવા લાગ્યો ત્યારે તેણીએ ધીમે ત્યાં સુધી તેને સમજાવ્યો, જ્યાંસુધી મોટા આગ્રહથી તેણીને તેણે

રજા આપી. પછી સારા તિથિ, મુહૂર્ત અને યોગને વિષે યોગેશ્વર નામના ગણિએ ચતુર્વિધ સંઘની સમક્ષ તેણીને દીક્ષા આપી, અને રાજિમતી સાધ્વીને સોંપી. તથા "હે મોટા પ્રભાવવાળી! હવે તું શ્રમણ ધર્મને વિષે સારી રીતે વર્તજે" એ પ્રમાણે ધર્મોપદેશ સહિત અનુશિષ્ટિ(આજ્ઞા) આપીને યોગોપધાન વિગેરે ક્રિયાના સમૂહને વિષે સારી રીતે પ્રવૃત્તિવાળી કરી. ત્યાર પછી કેટલાક દિવસ ત્યાં રહીને તે પ્રવર્તિનીએ ત્યાંથી બીજે ઠેકાણે વિહાર કર્યો, તેણીએ પણ તેની સાથે વિહાર કર્યો. આ પ્રમાણે કેટલોક લાંબો કાળ ગયા પછી ફરીથી અનિયમિત વિહારવડે વિચરતી તે પ્રવર્તિની સહિત અરિષ્ટપુરનગરમાં આવી, તેના દર્શનથી ધનદેવ તુષ્ટમાન થયો અને તેની ભાર્યા કષાયવાળી થઇ, પરંતુ પતિની રક્ષા કરવા માટે બાહ્યવૃત્તિથી વિકસ્વર મુખકમળવાળી થઇને "અહો! બહુ સારું કર્યું કે અહીં વિહાર કરવાવડે અમારા ઉપર અનુગ્રહ કર્યો." એમ બોલતી તે તે સાધ્વીના ચરણમાં પડી, અને હંમેશાં તેની સેવા કરવા લાગી. તથા ધનદેવ તે દિવસથી ઘરના વ્યાપારનો ત્યાગ કરી સમય પ્રમાણે સાધ્વીની સેવામાં તત્પર થયો. "કયો તે દિવસ હશે? કે જે દિવસે બહેને અનુસરેલા માર્ગને અંગીકાર કરીને સર્વ સાવદ્યવ્યાપારનો ત્યાગ કરીને પાપરૂપી પર્વતને વજ્રાશનિરૂપ, મોટા કલ્યાણરૂપી વેલડીના સમૂહને જળની નીક(નદી) સમાન, ભવરૂપી સમુદ્રના કાંઠારૂપ સંયમની આરાધના કરતો હું કયારેય વિહાર કરીશ?" એ પ્રમાણે નિરંતર મનોરથની ભાવના કરતા અને પુત્ર ગૃહાદિકને એ વસ્તુની બુદ્ધિથી જોતો તેને તેની ભાર્યાએ જાણ્યો. "જયારે આ મારો પતિ આ બહેન સાધ્વીને મળ્યો, ત્યારથી આરંભીને જ સર્વને ત્યાગ કરવાની ઇચ્છાવાળો હોય તેમ જણાય છે, તેથી જેટલામાં હજુ દીક્ષાદિક કાંઇપણ ગ્રહણ ન કરે, તેટલામાં મારે તેના અભિપ્રાયનો વિઘાત કરવો યોગ્ય છે." આ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને મોટા મૂલ્યવાળા સુવર્ણાદિકના આભરણો ભોજનની મધ્યે ગુપ્ત રીતે નાંખીને ભિક્ષા લેવા માટે ઘરમાં પેઠેલી તેની બહેન સાધ્વીને તેણીએ તે ભોજન આપ્યું. પછી જાણે ઉત્તમ ભાવ હોય તેમ મોટા વિસ્તારવડે તેણીને વાંદીને વિદાય કરી. પછી જેટલામાં તે સાધ્વી કેટલાક પગલાં આગળ ચાલી નહીં, તેટલામાં ગૃહકાર્યમાં જોડાયેલા ધનદેવ ભર્તાની પાસે જલદી જલદી જઇને તેણીએ કહ્યું કે–"હે સ્વામી! તારી બહેનના ચરિત્રને તું જો, જો. ઘરનો સર્વ સાર લઇને તે અહીંથી નીકળી ગઇ." તે સાંભળીને "અરે! મહાપાપણી! એવું કેમ સંભવે?" એમ કહીને તેણે તે ભાર્યાનો તિરસ્કાર કર્યો. ત્યારે તેના વિશ્વાસને(ખાત્રીને) માટે તે સાધ્વીને પાછી વાળીને પોતાના ઘરમાં આણી, અને કહ્યું કે–"તમારું પાત્ર દેખાડો." ત્યારે તે સાધ્વીએ તેણીનો અભિપ્રાય નહીં જાણવાથી પોતાનું પાત્ર દેખાડયું નહીં, ત્યારે તેણીએ બળાત્કારે તે પાત્ર લઇને તેમાંથી આભરણો બહાર કાઢીને પતિને દેખાડ્યાં. તે જોઇને તે વિલખો થયો (શરમાયો). સાધ્વી પણ પોતાના ઉપાશ્રયે ગઇ, અને તે સર્વ વૃત્તાંત તેણીએ પ્રવર્ત્તિનીને કહ્યો. ત્યારે તેણીએ કહ્યું કે—"હે મોટા

પ્રભાવવાળી! તારો કોઇક દુષ્કર્મનો સમૂહ તને પ્રાપ્ત થયો. તેથી કરીને હમણાં તપસ્યાદિકને વિષે વિશેષ ઉદ્યમ કરવો યોગ્ય છે." ત્યારે તેણીએ 'तहत्ति' 'બહુ સારું' એમ કહીને અનિક્ષિપ્ત (નિરંતર) માસ માસના તપકર્મ કરીને ભોજન કરવાનું આરંભ્યું. તેથી તેનું શરીર ક્ષીણ થયું, અને ઊભા થવું વિગેરે કાયમાં અસમર્થ થઈ. ત્યારપછી પ્રવર્તિનીની રજા(આજ્ઞા) લઇને મોટી સમાધિને પામી સર્વ પ્રાણીઓના સમૂહને ખમાવ્યા, ગુરુની સમક્ષ બાલ્યાવસ્થામાં કરેલા દુર્વિલાસની વિશેષે કરીને આલોચના લીધી, તથા ચતુર્વિધ આહારનું પ્રચ્ચખ્ખાણ અંગીકાર કર્યું. પછી પંચ નવકારનું સ્મરણ કરતી તે મરણ પામીને સનત્કુમાર દેવલોકમાં મધ્યમ આયુષ્યવાળા દેવોને વિષે દેવપણું પામી. તથા મહાપ્રભાવવાળો ધનદેવ સૂક્ષ્મ બુદ્ધિવડે ભાર્યાના કપટનો વ્યાપાર નિશ્ચય કરીને તત્કાળ સ્મશાનની જેવા ઘરનો ત્યાગ કરીને **યોગેશ્વર** નામના ગણીની પાસે દીક્ષા ગ્રહણ કરીને તેવું કોઇક પ્રકારનું ઉગ્ર તપનું અનુષ્ઠાન અંગીકાર કર્યું, કે જેથી ક્ષીણ શરીરવાળો તે અનશન કરીને, પ્રાણનો ત્યાગ કરીને સૌધર્મ દેવલોકમાં દેવ થયો. ત્યાંથી કાળના ક્રમવડે ચ્યવીને **સુવર્ણપુર** નગરમાં **શિવધર્મ** નામનો રાજા થયો. તથા તે દુરાચારી ભાઇની ભાર્યા તેવા પ્રકારના અભ્યાખ્યાન (દોષ) આપવાવડે ઘણા પ્રકારની નિંદાને પામીને વાત, પિત્ત વિગેરેથી ઉત્પન્ન થયેલા રોગોવડે વ્યાકુળ થઇને મરણ પામીને, કેટલાક લાંબા કાળ સુધી સંસારમાં ભમીને, તેવા પ્રકારના વિશેષ અજ્ઞાન તપ કરવાવડે કર્મની લઘુતાને પામીને કોઇક પ્રકારે મંત્રીની પુત્રી થઈ. અને ત્યાં પૂર્વના પ્રતિબંધના વશથી શિવધર્મ રાજાનું ભાર્યાપણું પામ્યા છતાં પણ દેવપણે થયેલા સાધ્વીના જીવે પૂર્વકાળના ક્રોધના વશથી વિયોગવાળી કરી અને તાપસીનું વ્રત ગ્રહણ કરાવ્યું. ત્યારપછી કાળના ક્રમવડે સનત્કુમાર દેવલોકથી ચ્યવીને તે ધનવતીનો જીવ **વાણુજગ્રામ** નામના નગરમાં **સાંબ** નામના વણિકની **સુંદરી** નામની પુત્રી થઇ. ત્યાં મિથ્યાદૃષ્ટિના સંગવડે અને સારા સાધુના દર્શન નહીં થવાથી તે મિથ્યાત્વને પામી. તથા તે જ નગરમાં રહેનારા **વસુમિત્રના** વસુ નામના પુત્રની સાથે પરણી, યુવાવસ્થાને પામેલી તેણીને વિષે અત્યંત રાગવાળો થયો, થોડા કાળમાં જ તે મરણ પામ્યો. અને તે મહાનુભાવ ગંગાનદીને સામે કાંઠે **પારસપુર** નામના નગરમાં ગ્રામરક્ષકના પુત્રપણે ઉત્પન્ન થયો. અને તે સ્ત્રી નિષ્કલંક શીલ પાળવામાં તત્પર, પ્રાણનાથના વિયોગરૂપી મહાદુઃખથી પરાભવ પામેલી અને અનેક પ્રકારના અજ્ઞાન તપવિશેષ કરવામાં આસક્ત થયેલી તે માતાપિતાના આગ્રહથી બાર વર્ષ સુધી રહીને પછી મરણને માટે ગંગા સાગર તરફ ચાલી. અનુક્રમે સાર્થની સાથે ચાલતી તે વિધિ(કર્મ)ના વશથી તે જ પારસપુરના સીમાડામાં એક વૃક્ષની નીચે રહી. તે વખતે કોઇ પણ પ્રકારે મિત્રજનની સાથે રમતો તે પૂર્વનો ભર્તા વસુ તે જ પ્રદેશમાં આવ્યો. ત્યારે તે મહાનુભાવ તેણીને જોઇને "મેં આને ક્યાં જોઇ છે?" એમ ઇહાપોહ, માર્ગણા અને ગવેષણાના વશથી જાતિ સ્મરણને પામ્યો, અને તેણીને

પોતાની ભાર્યા જાણીને તેણે પાન ભોજનનો ત્યાગ કર્યો, અને જાણે સ્તંભિત થયો હોય તથા ચિત્રમાં આળેખેલો હોય તેમ તે રહ્યો. તે જાણીને નગરના લોકો અને સ્વજનો ત્યાં એકઠા થયા ( આવ્યા ). તેઓએ તેને પૂછયું કે–" હે વત્સ ! આ પ્રમાણે તું કેમ વર્તે છે ?" તેણે કહ્યું કે–" આ તીર્થયાત્રા માટે આવેલી સુંદરી મારી પૂર્વભવની ભાર્યા છે. આના વિના હું અવશ્ય મારા પ્રાણનો ત્યાગ કરીશ." આ પ્રમાણે તેનો નિશ્ચય જાણીને તેના પિતા વિગેરે જનોએ પ્રીતિવાળા વચનવડે તેણીને બોલાવી, અને તેનો વૃત્તાંત કહ્યો. ત્યારે ચિરકાળની વાર્તા, હાસ્ય અને ભોજનના અનુભવેલા વૃત્તાંત જણાવવાવડે તેણીને વિશ્વાસ થયો, કે–" અવશ્ય તે આ મારો પતિ છે " એમ જાણીને પણ મોટા હર્ષના સમૂહને પામી. તે માણસો પણ મનમાં આશ્ચર્ય પામીને કહેવા લાગ્યા કે—

" આ અમારો પુત્ર કયાં ? અને આ પણ મહાનુભાવવાળી અહીં કેમ કોઈ પણ કર્મના વશથી અતિ વિયોગવાળી છતાં પણ સંયોગવાળી થઇ ? અહો ! આશ્ચર્ય છે કે– દેશાંતરમાં ગયેલા પણ જેનો અને ભવાંતરમાં ગયેલા પણ જેનો જેની સાથે સંયોગ કે વિયોગ થતો હોય તે તેનો સંયોગ કે વિયોગ વિધાતા કરે છે. ગમ્ય અને અગમ્યને જાણતો નથી, તથા સન્માર્ગ અને ઉન્માર્ગને પણ જાણતો નથી, તો પણ જે જેનો સંબંધી હોય, તે તેના ( પૂર્વભવના સંબંધે કરીને ) તેની સાથે જોડાય છે. અહીં બહુ વિસ્તાર કરવાથી સર્યું. હે સુતનુ ( સારા શરીરવાળી ) ! અહીં તારો જરા પણ દોષ નથી. તું પૂર્વ ભવના પતિને અનુસર, અને મરણની ઇચ્છાનો ત્યાગ કર. સર્વ સ્ત્રીઓને વિષે પ્રતિજ્ઞાનો નિર્વાહ કરનારી તું એક જ છે. આ જગતમાં તારા સિવાય બીજી કોણ આવું દુષ્કર કાર્ય કરવા સમર્થ છે ? તારું શીલરૂપી રત્ન પ્રશંસા કરવા લાયક કેમ ન હોય ? કે જે( શીળ )ના પ્રસાદથી અત્યંત દુર્ઘટ ( દુર્લભ ) પણ પૂર્વ ભવનો ભર્તા સુઘટિત ( સુલભ ) થયો. આવા પ્રકારનો વૃત્તાંત શાસ્ત્રમાં સંભળાય છે, પણ લોકમાં દેખાતો નથી. અહો ! અઘટિતને ઘટિત કરવામાં વિધાતાનું પણ હું આશ્ચર્ય માનું છું." આ પ્રમાણે વિસ્મય પામેલા માણસો મરણને માટે તૈયાર થયેલી પણ તેણીના ચિત્તને પાછું વાળીને તેણીને પૂર્વ ભવના પતિને ઘેર તરત જ લઈ ગયા. ત્યાં અત્યંત સ્નેહથી ભરપૂર મનવાળા તેણે ગૃહની સ્વામિની કરી. ત્યાર પછી તે શેષ આયુષ્યનું પાલન કરીને મરણ પામી. અને અહીં યક્ષની અંગના થઇ, તે જ હું હમણાં અહીં વર્તું છું, અને પૂર્વભવના સ્મરણને પામેલી હું નિરંતર પૂર્વભવના ભાઈનું સ્મરણ કરું છું. તે મારો ભાઇ હમણાં શ્રીધર નામનો રાજપુત્ર ઉત્પન્ન થયો છે. તથા હે દેવાનુપ્રિયો ! તમે બન્ને તેવા પ્રકારના સુકૃતના સમૂહને ભજવાવાળા નથી ( અથવા ભાગીદાર નથી ); કે જેથી અહીં ભોગ અને ઉપભોગની યોગ્યતાને તમે પામો. તેથી કરીને તમે જેમ આવ્યા તેમ પાછા જાઓ. તથા આ મોતીનો હાર તે મોટા પ્રભાવવાળા મારા ભાઇ નાગબળ રાજાના પુત્ર અને પોતાના

કુળનો ઉદ્ધાર કરનાર શ્રીધરના કંઠમાં સ્થાપન કરીને આ મારો પૂર્વભવનો વૃત્તાંત કહેજો." આ પ્રમાણે કહીને તે યક્ષિણીએ તેમને મોતીનો હાર આપ્યો તથા કેટલાક રત્નો અમને આપીને તેણીએ અમને રજા આપી. ત્યાર પછી હે દેવ! અમે કાંઇ પણ જાણ્યું નથી. માત્ર તે ગુફાના દ્વારને વિષે સુતેલાની જેમ અને મદોન્મત્તની જેમ અમે ચેતના રહિત થઇને રાત્રિનું નિર્ગમન કરીને પ્રાતઃકાળે સૂર્યોદય થયો ત્યારે દૂર થયેલી નિદ્રાના વિકારવાળા અમે ઊઠીને હાર અને રત્નની ગાંઠ ( પોટકી ) ગ્રહણ કરી અસ્ખલિત ( નિરંતર ) પ્રયાણવડે આ નગરમાં આવ્યા. જેટલામાં અમે તે ગાંઠ છોડી, તેટલામાં એક હાર જ જોયો. અને તેણે આપેલા રત્નો કોઇ પણ ઠેકાણે ગયા, તે ખરેખર ભગવતી જ જાણે." આ પ્રમાણે સાંભળીને "આ બન્ને નિર્ભાગીના મસ્તકના મુગટરૂપ છે." એમ કહીને રાજસભાના લોકોએ તેમની હાંસી ( મશ્કરી ) કરી. રાજપુત્ર શ્રીધર પણ પૂર્વે અનુભવેલા વૃત્તાંતના સ્મરણથી ક્ષણ માત્ર જાતિસ્મરણ થવાથી મૂર્છાવડે મીંચાયેલા નેત્રવાળો થઇને પછી બોધ ( શુદ્ધિ ) પામીને સિંહાસન ઉપર બેઠો. ત્યાર પછી તે પુરુષે દિશાના સમૂહને ઉદ્યોત કરનાર અને આમળાના ફળ જેવા મોટા મોતીનો બનાવેલ હાર કુમારના કંઠને વિષે સ્થાપન કર્યો. પછી તેને ઉચિત પ્રસાદ ( દાન ) અપાવ્યું, અને તે જેમ આવ્યો હતો તેમ પોતાને સ્થાને ગયો. ત્યાર પછી નાગબળ રાજાએ "આવું પૂર્વે સાંભળ્યું નથી, અને જોયું પણ નથી." એ પ્રમાણે વિચાર કરીને કહ્યું કે—"હે વત્સ શ્રીધર! શું આ એમ જ છે?" ત્યારે રાજપુત્રે કહ્યું કે—"હે પિતા! સ્ફુરાયમાન મોટી પ્રભાના પ્રવાહવાળો આ હાર નેત્રના વિષયમાં આવ્યા છતાં શું તમોને સંદેહ ભાસે છે ( રહે છે )?" તે સાંભળીને રાજા અને સભાના લોકો આશ્ચર્ય પામ્યા. તે દિવસથી આરંભીને રાજપુત્રની મતિ મોટા વૈરાગ્યને પામી, તેથી માયા ઇંદ્રજાળની જેમ પરમાર્થ રહિત સમગ્ર સંસારનું સ્વરૂપ જાણવા લાગ્યા. આ માતા પિતાના ચિત્તનું રક્ષણ કરવા માટે બાહ્યવૃત્તિથી કેટલાક લાંબા દિવસ સુધી રાજ્યકાર્યનું પાલન કરીને કોઇક દિવસે તે રાજાની પાસે ગયો. જેટલામાં સર્વ સંગના વિષયમાં કાંઇક કહેવા લાગ્યો તેટલામાં અંતઃપુરમાં મોટો કોલાહલ ઉછળ્યો. ત્યારે "આ શું?" એમ વિચારીને સર્વ રાજલોકો ઊંચા મુખ કરીને જોવા લાગ્યા. તે વખતે નિરંતર પડતા અશ્રુના સમૂહવડે વ્યાપ્ત નેત્રવાળી અને અત્યંત હા હા શબ્દના સમૂહને કરતી પ્રિયંકરા નામની દાસચેટી (દાસી) આવી. ત્યારે "હે ભદ્રા આ શું છે?" એમ રાજાએ તેને પૂછ્યું, ત્યારે તેણીએ કહ્યું કે–"હે દેવ! તે આ તમારો નાનો પુત્ર દેવની સેંકડો માનતા કર્યા છતાં પણ, સ્કંદ ( કાર્તિક સ્વામી ), મુકુંદ ( કૃષ્ણ ) અને મિહિર વિગેરે દેવોની પૂજા કર્યા છતાં પણ, દિવ્ય ઔષધિનો પ્રયોગ કર્યા છતાં પણ, વિવિધ પ્રકારના મંગળ પ્રવર્તાવ્યા ( કર્યા ) છતાં પણ, મૃત્યુંજયની માલાના મંત્રોની ઉદ્દઘોષણા કર્યા છતાં પણ તથા હાથમાં વિવિધ પ્રકારના શસ્ત્રને ધારણ કરનારા સુભટના સમૂહ સમીપે રાખ્યા છતાં પણ કોઇ

પણ દોષવડે કુમાર હમણાં જ મરણને પામ્યો, તેનું કારણ કાંઇ જણાતું નથી." આ સાંભળીને રાજા અત્યંત શોક કરવા લાગ્યો, તેને તે રાજપુત્રે કહ્યું કે-"હે દેવ! સંસારમાં સંભવતા સર્વ પદાર્થોનું ક્ષણભંગુરપણું જાણતા છતાં પણ તમે કેમ આ પ્રમાણે શોક કરો છો? સંસારના સ્વરૂપને નહીં જાણતો મૂઢ જન જો પ્રિયાના વિયોગરૂપી દુ:ખવડે પીડા પામીને નિષ્ફળ અત્યંત શોક કરે છે, તો સ્વભાવથી જ સમગ્ર શાસ્ત્રના અર્થને જાણનારા તમે અનિષ્ટને નહીં જોયેલાની જેમ આ પ્રમાણે કેમ શોક કરો છો? અસંભવિત પદાર્થોના સંભવમાં શોક કરવો તે યોગ્ય છે, પરંતુ દરેક સમયે જીવોનું ક્ષણભંગુરપણું હોવાથી તે શોક અત્યંત નિષ્ફળ છે. તેથી કરીને તમે ધીરજને ધારણ કરો, અને વિરામ રહિત (નિરંતર) શોકના પ્રસરનો સર્વથા ત્યાગ કરો. આ જગતમાં જે ઉત્પન્ન થયા છે, તે સર્વનો આ ભાવ (સ્થિતિ) રહેલો છે. પરમાર્થથી આ જગતમાં કોઇ પણ પદાર્થ સ્થિર નથી. માત્ર માર્ગમાં ચાલેલાને વિષે મુસાફરની જેમ કોઇક જલદી જાય છે, અને કોઇક ધીમે ધીમે જાય છે. આ સચરાચર ત્રણ જગતને ગળવામાં (ખાવામાં) ઉદ્યમી થયેલા યમરાજને જાણીને તેનો કાંઇક પ્રતિકાર કરવાનો ઉપાય હે રાજા! તમે વિચારો." આ પ્રમાણે તેણે કહ્યું ત્યારે શોકના સંરંભનો ત્યાગ કરીને રાજાએ કહ્યું કે-"હે વત્સ! તેના પ્રતિકારનો ઉપાય તું કાંઇ પણ જાણે છે?" ત્યારે કુમારે કહ્યું કે-"હે પિતા! હું કાંઇક જાણું છું. અને વિસ્તારથી તો તમારા ચરણકમળના પ્રસાદવડે જાણીશ." રાજાએ કહ્યું કે-"હે વત્સ! તું જેટલું જાણતો હોય, તેટલું પ્રથમ કહે." કુમારે કહ્યું-"હે પિતા! સદ્‌ગુરુના ઉપદેશવડે નિરંતર તેના વિધાનરૂપ ક્ષાંતિ, માર્દવ અને આર્જવ વિગેરે ગુણોના અભ્યાસથી યમરાજનો પ્રતિઘાત થાય છે એમ શાસ્ત્રમાં સંભળાય છે." રાજાએ કહ્યું-"હે વત્સ! એમ કરવાને કોણ શક્તિમાન હોય?" રાજપુત્રે કહ્યું-"જો તમે મારા ઉપર પ્રસાદ કરો, તો હું આ સર્વ કરું." રાજાએ કહ્યું-"હે વત્સ! અમે તો આ કરવાને અશક્ત છીએ. જો તું આ કરવાને સમર્થ હો, તો તારે નિર્વિઘ્ન હો, જલદીથી તે તું કર. કેમકે-સર્વ કુટુંબનો નાશ પ્રાપ્ત થયો હોય ત્યારે તેની મધ્યેથી જો કોઇ પલાયન થાય (બહાર નીકળી જાય), તો તેને પકડી રાખવો, એ શું સ્વામીને લાયક છે?" હે અશ્વસેન રાજા! આ પ્રમાણે રાજાએ કહેલો તે કુમાર મારી પાસે આવીને દીક્ષા ગ્રહણ કરીને ગણધર થયો છે."

આ પ્રમાણે છઠ્ઠા ગણધર સંબંધી વૃત્તાંત કહીને હવે હું સાતમા ગણધરના વિષયવાળું વૃત્તાંત કાંઇક કહું છું, તે તમે સમ્યક્ પ્રકારે સાંભળો—

## સાતમા ગણધરનું વૃત્તાંત.

આ જ જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે દેવોને પણ વિસ્મય કરનારું, મોટા કિલ્લાવડે વ્યાપ્ત અને ખાઇરૂપી વલયવડે વીંટાયેલું સુરપુર નામનું નગર છે. તેમાં અસમાન સાહસ, સત્ય અને શૂરતા વિગેરે ગુણોવડે સામંત રાજાના સમૂહને વશ કરનાર **વિક્રમાકર**

નામનો રાજા છે. જાણે પ્રત્યક્ષ રાજલક્ષ્મી હોય તેવી લક્ષ્મી નામની તેને ભાર્યા ( પટ્ટરાણી ) છે. તેને વિક્રમસેન નામે પુત્ર છે. તે સર્વ વ્યસનના સંગવાળો છે, હાથીની જેમ સ્વચ્છંદચારી, સમગ્ર વ્યસનનું સ્થાન, પ્રકૃતિ ( પ્રધાન ) જનોને ઉદ્વેગ કરનાર અને નગરના લોકોને દ્વેષ ઉત્પન્ન કરનાર છે. આ પ્રમાણે હીન ( દુષ્ટ ) આચારવડે વર્તતો તે કાળને નિર્ગમન કરે છે. અને રાજા પોતાના અંતઃકરણમાં મોટા સંતાપના સમૂહને વહન કરે છે. તેના અન્યાયના આચરણ સાંભળવાથી બાળ હાથીની જેમ તેને ગ્રહણ કરીને શિક્ષા આપવા માટે તે સમર્થ થતો નથી, અને પુત્ર છે તેથી તેને કાઢી મૂકવાને પણ શક્તિમાન નથી. તેથી કરીને આ પ્રમાણે વ્યાઘ્ર અને દુસ્તરી( ભયંકર નદી )ની વચ્ચે પડેલાની જેમ વ્યાકુળ મનવાળો તે જરા પણ કાર્યના પરિચ્છેદ( નિયમ )ને કરવા અસમર્થ થયો, તેથી એકાંતમાં રહેલા તેણે મંત્રીઓને પુત્રનો વ્યતિકર ( વૃત્તાંત ) કહ્યો. મંત્રીઓ પણ તેનો અભિપ્રાય જાણીને કહેવા લાગ્યા કે–" હે દેવ ! આ માર્ગ ( વાત ) પ્રસિદ્ધ જ છે, કે–"विषवृक्षोऽपि संवर्द्धयन् स्वयं छेत्तुमसांप्रतम् ( વિષના વૃક્ષને પણ વધારીને ( મોટો કરીને ) પોતે છેદવો અયોગ્ય છે ) " તેથી હે દેવ ! દૈવના ખરાબ યોગવડે આવા પ્રકારના પદાર્થને વિષે તિરસ્કાર કરવો યોગ્ય નથી, બીજા કાર્યોમાં તે ( તિરસ્કાર ) સ્થાન ( યોગ્ય ) છે. તથા લોકમાં પણ આ કહેવાય છે, કે–" દુષ્ટ પુત્ર હોય છે, પણ માતા દુષ્ટ હોતી નથી. " તેથી કરીને આ ચિંતા મૂકીને પોતાના રાજ્ય કાર્યોનું ચિંતવન કરો. રાજાએ કહ્યું કે–" હે મંત્રીઓ ! આ અન્યાય કરનારા પુત્રને શાસન નહીં કરનાર હું બીજા મનુષ્યને કેમ શાસન કરીશ ? અને એ પ્રમાણે કરવાથી સમાન દૃષ્ટિપણું કેમ કહેવાય ? " મંત્રીઓએ કહ્યું કે–" હે દેવ ! કદાચ એમ હોય છે, પરંતુ આ પુત્ર વયના પરિણામના વશથી કદાચ શિક્ષાને પામે. કેમકે વયના પરિણામને વિષે, શાસ્ત્રનું શ્રવણ કરવાને વિષે અને ભોગ તથા વૈભવના ભંગને વિષે ઉન્માર્ગે ગયેલું પણ મન પ્રાયે કરીને સન્માર્ગે આવે છે. આવા પ્રકારની નીતિ પણ કદાચ રાજગૃહને વિષે કાંઇક કાર્ય કરે છે. કેમકે જેથી કરીને આ જગતમાં કોઈપણ વસ્તુ એકાંતથી ઉપચાર રહિત નથી." આ પ્રમાણે મંત્રીજનોએ કહ્યું ત્યારે રાજાએ तहत्ति ( બહુ સારું ) એમ અંગીકાર કરીને તેની ઉપેક્ષા કરવાવડે રાજા રાજ્યકાર્યને ચિંતવવા લાગ્યો. હવે તે રાજપુત્ર રાજાની પાસેથી વરાટિકા ( કોડી ) માત્ર પણ નહીં પામવાથી તથા દ્યૂત અને વેશ્યા વિગેરેના વ્યસનને વિશે ધન પૂરવાને ( આપવાને ) અસમર્થ હોવાથી તલવર( તળાટી )ની સાથે મિત્રાઈ કરીને નગરને લૂંટવા ( ચોરવા ) પ્રવર્ત્યો. અને જૂદા જૂદા ધનવાનના ઘરની સારવસ્તુ હરણ કરવાના વશથી લોકનો પ્રવાહ ઉઠયો ( થયો ) કે–" જેઓ નગરના પ્રધાન છે, તેઓ જ નગરને લૂંટે છે. " પછી કોઇક દિવસે ચોરના ઉપદ્રવથી દુઃખી થયેલ મહાજન એકઠા થઈને રાજકુળમાં ગયા. નગરના લૂંટવાનો વૃત્તાંત કહ્યો. ત્યારે રાજા ક્રોધ પામ્યો અને કોપવડે રાતા થયેલા નેત્રવાળા તેણે તલવરની તર્જના કરી, કે–" અરે !

આ શું છે ?" તેણે કહ્યું, "હે દેવ! મોટા ક્ષેત્રના એક ખૂણામાં પડેલા પક્ષીના સમૂહને રક્ષણ કરવા માટે શું કોઇપણ સમર્થ છે ? કલીબ પ્રકૃતિવાળા (બાયલા) વેપારીઓ તૃણથી સ્પર્શ કરાય તો તેનો તરત જ ત્યાગ કરે છે, અને થોડા માત્રનો જ નાશ થવાથી મોટો કોલાહલ કરે છે." રાજાએ કહ્યું કે-"જો તું તારા આત્માનું કલ્યાણ ઇચ્છતો હોય, તો હવે ફરીથી આ પ્રમાણે બોલીશ નહીં. આવા પ્રકારના તારા વચનના કહેવાથી હું એમ માનું છું, કે તારું કુશળપણું નથી." તલવરે કહ્યું-"દેવ (તમે) જાણો." રાજાએ કહ્યું-"ગયેલી વાત કહેવાથી શું ? હવેથી તું સારી રીતે નગરની રક્ષા કરજે." એમ કહીને તેને વિદાય કર્યો.

વિશેષ એ કે-રાજાએ રાત્રિએ પોતાના વેષનો પરાવર્ત કર્યો, અને [1]કાર્પટિક થઇને એક જીર્ણ દેવાલયમાં એક ઠેકાણે જઇને સૂતો. ત્યાં એક ક્ષણ માત્ર ગયો ત્યારે કૂતરાના શબ્દવડે જેનું આવવું સૂચવન થયું છે એવા બે પુરુષો તેમાં પેઠા. અને "અરે! અહીં કોઇ સૂતેલો રહ્યો નથી ?" એમ તેઓ બોલ્યા. ત્યારે ન સાંભળતો હોય તેમ રાજા મોન રહ્યો. તે પ્રદેશમાં ગાઢ અંધકાર હોવાથી તે રાજાને નહીં જોતા તેઓ પરસ્પર કહેવા લાગ્યા કે-"અરે! શું તું નથી જાણતો ? કે આજે રાજાએ તલવરને વિરૂપ કહ્યું (ઠપકો આપ્યો) તેથી તું જઇને આ વાત વિક્રમસેન કુમારને કહે, કે જ્યાંસુધી કેટલાક દિવસો ન જાય, ત્યાંસુધી નગરનું લૂંટવું યોગ્ય નથી." ત્યારે બીજાએ કહ્યું કે-"ઠીક હું તેમ કરું છું." એમ કહીને તે કોઇપણ ઠેકાણે ચાલ્યો. જતા એવા તેણે એક ખૂણામાં નિર્ભય અને ગુપ્ત રહેલા રાજાને પોતાના પગવડે સ્પર્શ કર્યો. તે વખતે મનમાં શંકા થવાથી તેણે પૂછ્યું કે-"તું કોણ છે ?" ત્યારે ગાઢ નિદ્રામાંથી જાણે જાગ્યો હોય તેમ અંગનો ભંગ કરતો (આળસ ખાતો) રાજા બોલ્યો કે-"હું અહીં રહું છું." તેણે કહ્યું-"તું કોણ છે ?" રાજાએ કહ્યું-"હું કાર્પટિક છું." તલવરના પુરુષે કહ્યું-"સાચું છે કે તું કાર્પટિકના જેવો જણાય છે, એમ ન હોય તો આ પ્રમાણે સર્વ ચેષ્ટાને રૂંધીને કેમ ગુપ્ત રહ્યો હોય ?" રાજાએ કહ્યું-"તું જે જાણે તે સાચું." તલવરના પુરુષે કહ્યું-"ચાલો. તું કોઇપણ હો. આ સ્થાનથી તું ઊઠી જા (જતો રહે) અજાણ્યો માણસ અહીં રહેવાને પામતો નથી." રાજાએ કહ્યું-"તું જે કહે છે, તે હું કરું છું." એમ કહીને રાજા ત્યાંથી નીકળ્યો. તે પુરુષ પણ કાર્ય સાધેલું જાણીને પોતાને સ્થાને ગયો. પછી પ્રભાત સમયે સભામાં બેઠેલા રાજાએ તલવરને તથા રાત્રિએ જોયેલા તે પુરુષોને બોલાવ્યા, અને કહ્યું કે-"અરે! કુમારને સહાય આપવાવડે નગરના લોકોને નિર્ધન કરવા માટે તમે તૈયાર થયા છો ?" તલવરે કહ્યું-"હે દેવ! પાપ શાંત થાઓ. આ પ્રમાણે કોણ કહે છે ?" રાજાએ કહ્યું-"તારા પુરુષો કહે છે." તલવરે કહ્યું-"તે પુરુષો કોણ છે ?"

---

[1] કાવડ લઇને ભિક્ષા માગનાર.

ત્યારે રાજાએ રાત્રિએ જોયેલા તે પુરુષોને હાથવડે પકડીને તેને દેખાડ્યા, અને તેમની પરસ્પર કરેલી વાત કહી બતાવી. ત્યારે તલવરે તે પુરુષોને પૂછયું કે–" અરે ! શું હું ચોરી કરાવું છું એમ તમે કહો છો ? " ત્યારે રાત્રિની વાત સાંભળવાવડે રાજાના સાક્ષાત્ દર્શનની સંભાવના થવાથી ક્ષોભ પામેલા તે પુરુષો મૌન ધારણ કરીને રહ્યા. ત્યારે ઉત્પન્ન થયેલા મોટા કોપના આડંબરવાળા રાજાએ લંગડા ગધેડા ઉપર બેસાડવા વિગેરે ધિક્કાર કરવાપૂર્વક તે તલવરને મરાવ્યો. ત્યારે મનમાં પોતાના દુષ્કર્મની શંકા પામેલો વિક્રમસેન રાજકુમાર પણ નગરમાંથી નીકળી ગયો. રાજાએ તેની ઉપેક્ષા કરી. અખંડ (નિરંતર) પ્રયાણ કરવાવડે જતો તે કુમાર એક મોટી અટવીને પામ્યો. ત્યાં ભૂખ અને તરશવડે ગ્લાનિને પામ્યો, તેથી વૃક્ષના ફળ ખાવા લાગ્યો. તે વખતે તે સ્થાને આવેલા, કાળા શરીરવાળા, જાણે કળિયુગના પુત્ર હોય તેમ ભયંકર રૂપવાળા અને શોકના સમૂહવડે મીંચાયેલા નેત્રવાળા ભિલ્લોએ તેને જોયો. અને 'આ ઉદાર (સુંદર) આકારવાળો છે' એમ તે પુરુષને પૂછવાથી તેની મૂળ ઉત્પત્તિ જાણીને તથા ભૂમિતળ ઉપર પોતાના મસ્તકના સમૂહને લોટાવી તેને પ્રણામ કર્યા. ત્યારે આદર સહિત સંભ્રમને દેખાડતા કુમારે તેઓને પૂછયું કે—" તમે કયાંથી આવ્યા છો ? " તેઓ બોલ્યા—" હે સ્વામી ! સાંભળો.—

અહીંથી નજીકમાં ઊંચા કિલ્લા જેવા પર્વતના કટકવડે બાંધેલા નિવાસવાળી **અનામિકા** નામની મોટી પલ્લી છે. ત્યાં અમારો સ્વામી, સામ, ભેદ વિગેરે ચાર પ્રકારની નીતિમાં કુશળ, શરદ ઋતુના સૂર્યની જેમ પ્રધર્ષ કરી ન શકાય તેવા તેજના પ્રસરવાળો અને ક્રોધવાળી દૃષ્ટિના નાંખવા માત્રથી જ ત્રાસ પામેલા સીમાડાના રાજાઓવડે વિવિધ પ્રકારની સેવા કરાતો દિવાકર નામનો પલ્લીપતિ છે. કોઇ એક દિવસે શિકારી પુરુષોવડે પરિવરેલો તે મહાનુભાવ શિકાર કરવા ગયો. અને ત્યાં " અહીં સારંગ જાય છે, આ શશક (સસલું) છે, અહીં હાથી દોડે છે, અહીં ભુંડનો સમૂહ શબ્દ કરે છે, અહીં રીંછ રહેલા છે, અહીં ભિલ્લ અને કોલ સહિત ભલ્લુંક દુઃસહ આક્રંદ કરે છે, અહીં શાર્દૂલ (સિંહ) પણ પ્રવર્તે છે, અને અહીં આ ચિત્રાઓ જાય છે." આ પ્રમાણે શિકારી માણસોએ મોટો પ્રાણીનો સમૂહ કહ્યો, ત્યારે તે ભિલ્લનો સ્વામી મૃગયારસમાં રસિક (પ્રીતિવાળો) થઇને રમવા લાગ્યો. કર્ણ પર્યંત ચડાવેલા પ્રચંડ અને ચપળ ધનુષ્યની દોરીથી મૂકેલા બાણોવડે આકાશને જાણે ઢાંકતો હોય તેમ હરણ વિગેરેને મારવા લાગ્યો. એક જ બાણના પ્રહારથી શ્વાપદના કરેલા તુમુલ શબ્દવડે તે વન, સાથે રહેનારા પ્રાણીઓના ઘાતને જોઇને જાણે રડતું હોય તેમ દેખાવા લાગ્યું. હાથી, ગવય, હરણ, ચિત્રક, તરચ્છ અને ભલ્લુંક વિગેરે સર્વ દિશાઓમાં નાશી ગયા, તેથી તેના આવવાવડે તત્કાળ તે વન શૂન્ય જેવું થઇ ગયું. આ પ્રમાણે એક ક્ષણવાર ઉત્કર્ષથી મૃગયા રમીને (શિકાર કરીને) આમતેમ ફરતા તે મહાત્માએ કોઇપણ પ્રકારે ભવિતવ્યતાના વશથી વિવિધ પ્રકારના

સિંહના સમૂહ જેમાં શબ્દ કરતા હતા તેવા અને મોટા એક મહાશૈલના વનનિકુંજમાં પ્રવેશ કર્યો. પછી ત્યાં જેટલામાં તે કેટલાક પગલાં આગળ ગયો, તેટલામાં મોટા કોપરૂપી અગ્નિવડે વિકાસ પામતા રાતા નેત્રના વિક્ષોભવાળો, કંપાયમાન ડોકના કેસરાના વિસ્તારથી શોભતો, લાંબા પુંછડાની છટાવડે તાડન કરેલા પૃથ્વીપીઠથી મોટી ઉછળતી રેણુના મિષવડે મનમાં નહીં સમાતા અમર્ષના સમૂહને જાણે બહાર કાઢતો હોય તેવો, અને આગળ સન્મુખ ઉઘાડેલી દાઢાવડે ભયંકર મુખરૂપી ગુફાવાળો સિંહ પ્રાપ્ત થયો, અને તેની આગળના ભાગમાં વિશેષે કરીને ઉલ્લાસ પામેલી કરચપેટારૂપી વીજળીની છટાના વિસ્તારથી રાતા થયેલા નેત્રની કાંતિવડે જાણે કે તે પ્રદેશને પ્રકાશ કરતી હોય તેવી તે જ સિંહની ભાર્યા દોડી. પછી જાણે બે પ્રકારે યમરાજા થયો હોય તેવા તે બન્ને ક્ષુદ્ર સત્ત્વવાળાએ એકી સાથે તે મહાનુભાવ પલ્લીપતિને ઉપદ્રવ કરવાનો પ્રારંભ કર્યો. તેનો પરિવાર જન પણ તે વખતે પ્રયોજનના વશથી કોઇક કોઇક ઠેકાણે તૃષા અને ક્ષુધાથી પીડા પામીને વ્યવધાનવાળા પ્રદેશમાં ગયો, તો પણ મોટા ચિત્તવાળો તે પલ્લીપતિ ધનુષ્યનો ત્યાગ કરી યમરાજની જિહ્વા જેવા ભયંકર ખડ્ગને હાથમાં ગ્રહણ કરી રંગમંડપમાં મલ્લની જેમ ખડ્ગને નચાવતો તે પ્રકારે પ્રવર્ત્યો, કે જે પ્રકારે વીજળીની છટાવડે ઉત્કટ મેઘની જેવો તેમણે જાણ્યો. તે વખતે વિશેષ કરીને કોપના વિકાસને પામેલા તેઓએ તેની સન્મુખ થઇને ખડ્ગના ઘાતને નહીં ગણીને કઠોર હસ્તની ચપેટાવડે તેને ઉપદ્રવ કરવાનું શરૂ કર્યું. તે વખતે તેનો ખડ્ગ પડી ગયો ત્યારે તે પલ્લીપતિ છરી લઇને મારવા લાગ્યો. તત્કાળ તે મહાત્મા તેવા કોઇ પણ પ્રકારના યુદ્ધના ઉત્કર્ષને પામ્યો, કે જેથી તેને કઠોર નખનો ઘાત કમળના પાંદડા જેવો કોમળ લાગ્યો. અને કોઇ પણ પ્રકારે સિંહના કકડા કરીને જાણે દિશાઓને બળિદાન આપવા માટે હોય તેમ સિંહની પ્રિયાને છરીવડે મારવા લાગ્યો. કેવળ સિંહને ધારણ કરનારી અને કઠોર ડાઢના સમૂહ જેવી તથા નખની કાંતિથી વ્યાપ્ત તે છરી તેના હાથમાંથી તત્કાળ પડી ગઈ. ત્યારે તે સિંહણ કઠોર નખ અને લાંબી દાઢવડે તથા હાથના પ્રહારવડે તે પલ્લીપતિને મારવા લાગી. આ અવસરે સેંકડો સર, ભુસર, સેલ્લ અને ભાલાને એકઠા કરતા ( ધારણ કરતા ), હા ! હા ! હા ! હા ! એમ અતિ મોટા રુદનના શબ્દોવડે વાચાળ મુખવાળા, હા ! નાથ ! અમે હણાયા, તમે કેમ આવી અવસ્થાને પામ્યા ? હા ! હા ! આશાને હણનારા હે અધમ વિધાતા ! તેં આ ઘણું અયુક્ત કર્યું. હા ! ચંડી દેવી ! તું પણ આવી કેમ થઈ ? શું કોઇ પણ ઠેકાણે વ્યાક્ષેપવાળી ( વ્યાકુળ ) થઇ છે. ? આ પ્રમાણે શોક કરતા ભિલ્લો ચોતરફથી દોડ્યા. ત્યાર પછી સિંહની સુંદરીને યમરાજને ઘેર મોકલીને તે ભિલ્લો પલ્લીપતિને ઉપાડીને પલ્લીમાં ગયાં. કઠોર નખના ઘાતને રૂઝવવા માટે તેઓએ ઉપક્રમ કર્યા, પરંતુ ખળ પુરુષની મૈત્રીના યોગની જેમ તે સર્વે નિષ્ફળ થયા. પછી દીન, દુઃસ્થ અને પરિજનની મોટી જીવરક્ષા કરતાં છતાં પણ અત્યંત દુઃખથી પીડા પામેલો તે પલ્લીપતિ મરણ પામ્યો. પલ્લીપતિના પુત્રરહિતપણાએ કરીને સેવકનો સમૂહ,

સામાન્ય માણુસો અને સ્વજન અત્યંત શોક પામ્યા. નાયક રહિતપણાને લીધે ઉદ્ધત લોકો મર્યાદાનું ઉલ્લંઘન કરી પરધન અને પરસ્ત્રી વિગેરે ગ્રહણ કરવા લાગ્યા, તેથી પલ્લીને વિષે તેવા પુરુષને નહીં જોતા પ્રધાન લોકોએ અમને આદેશ આપ્યો, કે " તમે કોઈ પણ ગુણવાન પુરુષને શીઘ્ર અહીં લાવો, જેથી તેને પલ્લીપતિને સ્થાને સ્થાપન કરીએ, અમે તેની આજ્ઞામાં રહીએ. " તેથી હે રાજપુત્ર ! તમે પ્રસાદ કરો, તમારા ચરણકમળના સ્પર્શવડે પલ્લીને પવિત્ર કરો, ત્યાં નાથ રહિત એવા અમારા તમે નાથ થાઓ, તમારાથી બીજો કોઇ આવા પ્રકારની પ્રધાન પદવીને ધારણ કરવાની યોગ્યતાને પામતો નથી, કેમકે સૂર્યવડે પ્રકાશ કરવા લાયક આકાશમંડળને ઉદ્યોતિત કરવાને અદ્યોત( ખજવો ) સમર્થ નથી. "

આ પ્રમાણે સાંભળીને-" અહો ! તેવા પ્રકારના શાસ્ત્રને નહીં જાણતા છતાં પણ આ ભિલ્લોનો વચનવિન્યાસ કેમ આવો કોઇ અપૂર્વ છે ? " એમ વિચારીને રાજપુત્ર તુષ્ટમાન થયો, અને તેઓની સાથે પલ્લીમાં ગયો. તેને ભિલ્લના સમૂહે પ્રણામ કર્યા, અને શુભ મુહૂર્ત્તે તેને પલ્લીપતિને સ્થાને સ્થાપન કર્યો. પછી નહીં નમતા જનોને નમાવીને, અનીતિનો નાશ કરીને તથા ઉદ્ધત માણસોનું દમન કરીને તે પૂર્વની સ્થિતિ કરતાં અધિક નાયકધર્મને પામ્યો. નિરંતર જીવોના સમૂહનો ઘાત કરવાવડે મોટા હર્ષને પામતો અને મદિરાપાનને આધીન થયેલો તે દિવસો નિર્ગમન કરવા લાગ્યો. સ્વભાવથી જ તે ક્રૂર ચેષ્ટાવાળો અને અનર્થમાં વ્યાપ્ત બુદ્ધિવાળો હતો, તો પછી આવા પ્રકારના ઘણા પાપ પ્રકૃતિવાળા માણસોના સંગથી તેવો થાય તેમાં શું આશ્ચર્ય ? પછી તે પલ્લીના સીમાડામાં રહેલા રાજાઓના પુર, આકર અને નિગમને લુંટવાવડે પ્રાપ્ત કરેલા ધન અને સુવર્ણ આપવાવડે ભિલ્લના સમૂહને સંતોષ પમાડતો તથા સ્ત્રી, બાલ, વૃદ્ધ અને વિશ્વાસવાળાને ઘાત કરવામાં યમરાજની જેમ તત્પર થયેલો તે પોતાની આપત્તિને નહીં જાણીને ઇચ્છા પ્રમાણે વિચરવા લાગ્યો. તેવામાં કુસુમપુર નગરમાંથી **વૈશ્રમણ** નામનો સાર્થવાહ દીન અને દુઃસ્થ જનોને માગ્યા પ્રમાણે આપવાની આઘોષણા કરાવવાપૂર્વક ધનની જેમ અનેક લોકોવડે પરિવરીને ( સહિત ) કુંભપુરને આશ્રીને ( ઉદ્દેશીને ) ચાલ્યો. તથા અનેક કરભ, વેસર, વૃષભ અને સેંકડો ગાડાં સહિત આવતો તે ત્યાં પ્રાપ્ત થયો, કે જ્યાં તે અટવીનો સમીપ ભાગ હતો. આ વખતે વર્ષાઋતુ પ્રાપ્ત થયો, તેથી વીજળીની છટાના આટોપવડે વ્યાપ્ત મેઘના સમૂહવડે આકુળ ( સહિત ) આકાશતળ થયું, મોટી જળની વૃષ્ટિવડે પથિકજનની વ્યાપારને નિવારણ કરનાર અને દિગ્ગજના ગંભીર કંઠના શબ્દની જેવી ગર્જનાનો નિર્ઘોષ પ્રવર્ત્યો. લીલા ઘાસના સમૂહવાળું પૃથ્વીતળ દુઃખે કરીને જઇ શકાય તેવું થયું. હવે તે વૈશ્રમણ સાર્થવાહની સાથે પ્રથમથી જ ચાલેલા, સુસ્થિત મુનિના ચક્ષુરૂપ, જીવદયામાં જ મુખ્ય ચિત્તવૃત્તિવાળા, અસંયમ જીવિતને તૃણ સમાન માનતા, વિચારના વિષયમાં પણ ન આવે તેવા તપ કરવામાં તત્પર, મોટા યોગવાળા અને અનેક સાધુઓના પરિવારવાળા ભગવાન **સુમંતભદ્રસૂરિ** તે જ અટવીના પ્રદેશમાં આવ્યા. તે વખતે અનેક જીવોવડે વ્યાપ્ત અને ઊગેલા નવાંકુરે કરીને

વ્યાસ પૃથ્વીતળને જોઈને સૂરિમહારાજે મુનિઓને કહ્યું કે–"અહો ! હવે શું કરવું ? વિહાર કરવાનો આ અકાળ છે. આ પ્રમાણે આ પૃથ્વીતળ કાદવથી વ્યાસ થયું છે, કીડીઓ, કોડીઓ, કુંથવા અને કંથુના અધિક સમૂહવાળું જોવાને પણ શક્ય નથી, બીજના ઊગવાથી અત્યંત ઉછળતું છે, પિંગ અને સ્નિગ્ધ અંકુરાના સમૂહવડે અતિ વ્યાસ થયું છે, તેથી સાધુજનના પગના આક્રમણ (પગ મૂકવા–ચાલવું) વિગેરેને અયોગ્ય છે. અહીં અનેક પ્રકારના સુકૃત્યોને મધ્યે સમગ્ર પ્રાણીઓનું રક્ષણ કરવું તે જ ધર્મનું મૂળ કહ્યું છે, તેથી આવા અયોગ્ય કાળને વિષે ચાલતા સારા વિવેકી સાધુઓને પણ તે (રક્ષણ) શી રીતે સંભવે ?" ત્યારે સાધુઓએ કહ્યું કે–"આવા અર્થનો નિર્ણય કરનારા તમે જ છો, તેથી હે ભગવાન ! આ પ્રસ્તાવમાં અમને જે લાયક હોય, તે કહો." આ પ્રમાણે જેવામાં સૂરિ અને સાધુઓ પરસ્પર વાતો કરે છે, તેવામાં વિક્રમસેને મોકલેલી ભિલ્લોની ધાડ આવી પડી. અને તે ધાડ સુભટોને કાઢી મૂકીને, સાર્થનું રક્ષણ કરનાર પુરુષને પાડી નાંખીને અને નાયક પુરુષને દૂર કરીને સાર્થને લૂંટવા લાગી. માત્ર વર્ધન નામના વિક્રમસેન કુમારના પ્રધાન પુરુષે "આ સાધુઓ સુશ્રાવકના પિતા અને ગુરુ છે." એમ જાણીને તે સાધુઓનું ભિલ્લોથી રક્ષણ કર્યું અને તેઓને પલ્લીમાં લઈ ગયો. તેમને યોગ્ય આશ્રમ દેખાડ્યો. ત્યાં વિચિત્ર પ્રકારના તપવિશેષ અને શાસ્ત્રની પરિભાવના વિગેરે પોતાના કાર્યમાં ઉદ્યમવાળા તે સૂરિ સાધુઓના સમૂહ સહિત રહ્યા. સાર્થના લોકો નિર્દય ભિલ્લોની ધાડથી પીડા પામીને કોઈ પણ ઠેકાણે જતા રહ્યા. આ પ્રમાણે વર્ષાઋતુ સમાસ થયો ત્યારે અને મેઘની વૃદ્ધિ તુચ્છ (બંધ) થઈ ત્યારે શુક્લધ્યાનના પ્રકર્ષ ઉપર ચડેલા અને ઉત્તરોત્તર કર્મની વિશુદ્ધિને પામતા તે સૂરિમહારાજને મોહનીય, જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાય આ ચાર કર્મનો ક્ષય કરવાથી અનંત કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયું. તે વખતે તેના પ્રભાવથી ક્ષોભ પામેલા દેવો અને દાનવોએ આવીને આકાશમાં દેવદુંદુભિઓ વગાડ્યા, રણઝણ શબ્દને કરતા ભમરાઓથી વ્યાસ પાંચ વર્ણના પુષ્પોની વૃષ્ટિ કરી, તથા અસુરસુંદરીઓ અને સુરસુંદરીઓએ આદર સહિત નૃત્ય પ્રવર્તાવ્યું (પ્રારંભ્યું). તે જોઈ વિક્રમસેન પલ્લીપતિ ક્ષોભ પામ્યો અને પૂછવા લાગ્યો કે–"અરે ! આ શું છે ?" ત્યારે કાર્યના મધ્ય(તત્ત્વ)ને નહીં જાણતા હોવાથી પરસ્પરના મુખને જોવામાં તત્પર થયેલા ભિલ્લાદિક સેવકોએ તેનો ઉત્તર નહીં આપવાથી મનમાં વિસ્મય પામેલ તે પલ્લીપતિ વારંવાર પૂછવા લાગ્યો ત્યારે વર્ધને કહ્યું કે–"હે રાજપુત્ર ! પૂર્વે લૂંટેલા સાર્થમાંથી આ સાધુઓ અહીં આવીને રહ્યા છે. પ્રધાન તપવાળા તેને ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળના પદાર્થોના સમૂહને જાણવામાં સમર્થ દિવ્ય અનંત જ્ઞાન ઉત્પન્ન થયું છે. તેના પ્રભાવથી પ્રેરણા કરાયેલા આ સુર, અસુર વિગેરે તેનો મહિમા કરે છે." આ પ્રમાણે સાંભળીને અત્યંત કૌતુકથી વ્યાસ થયેલ રાજપુત્ર બોલ્યો કે–"દેવો કેવા છે ? અરે રે ! અશ્વને જલદી તૈયાર કરો, કે જેથી હું ત્યાં જઈને જોઉં." આ તેનું વચન સાંભળીને

તરત જ ઉતાવળા માણુસોએ તૈયાર કરેલા જાતિવંત ( શ્રેષ્ઠ ) અશ્વ ઉપર ચડીને પાસે રહેલા કેટલાક પાયદળવડે પરિવરેલો તે વર્ધને બતાવેલા માર્ગવડે મુનિજનના આશ્રમમાં ગયો. ત્યાં ચલાયમાન મણિના કુંડળવાળા, દેદીપ્યમાન શરીરની કાંતિના સમૂહવાળા, વિચિત્ર મણિના આભૂષણુવાળા, માણુસોના મનને આનંદ આપનારા, મોટા નવા યૌવનવાળા અને અસમાન રૂપવડે શોભતા દેવોને વર્ધને પોતે જ પ્રથમ જોયા, અને ત્યારપછી રાજાના પુત્રે જોયા. પછી તેઓની શોભાને અને પોતાની શોભાને જોતો, તથા સુગંધને પણ ગ્રહણ કરતો રાજપુત્ર આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો, કે–" અત્યંત સુંદર શૃંગારવડે મનોહર અને જાણે તપાવેલા જાત્ય ( શ્રેષ્ઠ ) સુવર્ણમય હોય તેમ સ્ફુરાયમાન મોટી કાંતિવાળું દેવોનું શરીર કયાં ? અને કઠણ ચર્મ, અસ્થિ, સ્નાયુ, રસ, રુધિર અને માંસથી બનેલું, ખરાબ નીકળતા મળવાળું અને પીગળી જતું આ મારું શરીર કયાં ? કપૂર અને અગરૂના જેવો મોટો ઉછળતો પરિમલ( ગંધ )ના ઉદ્ગારવાળો અને સ્વભાવથી જ સિદ્ધ દેવોના શરીર સંબંધી ઉત્તમ સુગંધ કયાં ? અને દુ:સહ એવા સર્પ તથા શ્વાનના મડદાવડે વ્યાપ્ત બિલાડાના દુર્ગંધ જેવો અમારા જેવાના મલિન શરીરથી ઉત્પન્ન થયેલ દારૂણ ( ખરાબ ) ગંધ કયાં ? તથા વળી આ નથી જણાતું કે–આ મહાનુભાવ કયા કર્મવડે આવા હોય છે ? તથા ભૂખ્યા થાય ત્યારે શું ખાય છે ? તેઓ કયાં વસે છે ? તેનો પરિવાર કોણ છે ? કેટલો લાંબો કાળ તેઓ જીવે છે ? ફરીથી ( મરીને ) તે અહીં ઉત્પન્ન થાય છે ? કે ત્યાં જ ઉત્પન્ન થાય છે ? અથવા તો મારે આ વિચાર કરવાવડે શું છે ? આ જ નિર્મળ કેવળજ્ઞાનવાળા શ્રેષ્ઠ મુનિને આ સર્વ શંકાના સ્થાનને પૂછું." આ પ્રમાણે જાણવાની ઇચ્છાવાળો પલ્લી-પતિ અશ્વ ઉપરથી ઉતરીને સૂરિની સમીપે ગયો. તેના પગમાં પ્રણામ કરી ઉચિત સ્થાને બેઠો. "આ ધર્મને યોગ્ય છે" એમ જાણીને કેવળીએ તેને બોલાવ્યો. ત્યારે મસ્તક-મંડળને કાંઇક નમાવીને રાજપુત્રે પૂર્વે કહેલો શંકાનો સમૂહ પૂછયો, ત્યારે કેવળી કહેવા લાગ્યા, કે–" જે જીવો પૂર્વ ભવમાં દાન દેવાના સ્વભાવવાળા, જીવહિંસાની વિરતિવાળા, અસત્ય બોલવાથી વિમુખ, પરિમિત મૈથુન સેવનાર, પરિમિત પરિગ્રહવાળા, મદ્ય માંસ ને ત્યાગ કરનારા અને જિનેશ્વરે કહેલા ધર્મમાં દઢ બુદ્ધિવાળા હોય, તે બીજા ભવમાં દેવ-લક્ષ્મીને પામે છે, તેઓનું ભોજન પણ કવળવાળું નથી, પરંતુ મનોહર ગંધ અને રસ-વાળું અને ઉત્તમ સ્પર્શવાળું મનવાંછિત ભોજન કરે છે, તથા નિર્મળ સ્ફટિક મણિનાં બનાવેલા મોટા પ્રમાણુવાળા વિમાનની શ્રેણિવડે મનોહર સૌધર્માદિક દેવલોકને વિષે તેઓ વસે છે, તેમાં નિરંતર નૃત્યના ઉપચાર પ્રવર્તે છે, તથા નિર્મળ રત્નના સમૂહના અતિ દેદીપ્યમાન અને પ્રસરતી પ્રભાના મોટા સમૂહવડે અંધકારનો સમૂહ નાશ પામ્યો હોય છે. તેનો પરિવાર પોતપોતાના ચિરકાળના કરેલા સુકૃતને અનુસારે કોઇને કોઇપણ હોય છે. તેમના જીવિતના વિષયમાં શું કહેવું ? કે જેમનું પ્રેક્ષણુક પણ ( એક નાટક પણ ) ચાર હજાર વર્ષે સમાપ્ત થાય છે. પછી ત્યાંથી ચવીને ફરીથી ત્યાં જ દેવપણું પામતા

નથી, પરંતુ પોતપોતાના કર્મને અનુસારે મનુષ્યને વિષે અથવા તિર્યંચને વિષે ઉત્પન્ન થાય છે.” આ પ્રમાણે રાજપુત્રના સમગ્ર શંકાના સમૂહને દૂર કરીને સૂરિએ અમૃત રસના જેવી મનોહર વાણીવડે તેને આ પ્રમાણે કહ્યું.—

“દેવલક્ષ્મીનું સુખ વિગેરે આ અહીં કલ્પના માત્ર છે એમ તું ન જાણ, કેમકે કેવળજ્ઞાનીના વચનવડે અને પોતાના આત્માવડે તે સ્ફુટ દેખાયું છે. તેથી તેના લાભને માટે કઠણ અને સુંદર ધર્મક્રિયાને તું કર. તેમાં સ્વભાવથી વજ્રઘાતની જેવા ભયંકર જીવહિંસા વિગેરે અતિ દુ:ખદાયક પાપના સ્થાનોને દૂર કર, તથા ઘણા પ્રાણીઓનો નાશ કરનાર માંસ, મદિરા અને મધનો ત્યાગ કર. ઉત્તમ સાધુના વર્ગની સેવા કર, તેના કહેલા માર્ગને સમ્યક્ પ્રકારે અનુસર, તથા વિષયાદિક સંગોનું પરિણામે વિરસપણું જાણ. ઇચ્છા પ્રમાણે ચાલનારા દુર્દાંત ઇંદ્રિયોરૂપી ગજેંદ્રો ભવિષ્યમાં મોટા તીક્ષ્ણ દુ:ખના સમૂહને ઉત્પન્ન કરનાર છે એમ ભાવના કર. વૃદ્ધિ પામતી અને મોટા વિસ્તારવાળી પ્રમાદરૂપી લતાને તું કાપી નાંખ, નહીં તો તે (લતા) દૂર દૃષ્ટિના પ્રચારને શીઘ્રપણે હરણ (નાશ) કરશે. તે (દૃષ્ટિપ્રચાર) હરણ કરાયે સતે અંધ(શૂન્ય) મનવાળા તેઓ સર્વથા પ્રકારે યોગ્ય કે અયોગ્ય માર્ગને પણ જાણતા નથી, તથા ઉચિત કૃત્ય અકૃત્યને પણ સ્ફુટરીતે જાણતા નથી. તેવો દુ:ખનો સમૂહ કોઈ નથી, કે સંસારરૂપી અરણ્યમાં સદા ગતિ આગતિને કરતા તમે જેનું પાત્ર નહીં થાઓ. આ પ્રમાણે ગુરુએ વિસ્તાર સહિત વસ્તુતત્ત્વનો પરમાર્થ કહ્યો ત્યારે તે રાજપુત્ર પ્રતિબોધ પામ્યો, અને સમગ્ર અનાર્યલોક પણ પ્રતિબોધ પામ્યો. તે વખતે તે સર્વે ગુરુના ચરણકમળમાં મસ્તકને નમાવીને પૂર્વકાળે કરેલા કલિલાલિંગિત અનેક અકૃત્યો-(પાપ)નું ચિંતવન કરવાથી તેમને મોટો પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો, તેથી કહેવા લાગ્યા કે—“હે ભગવાન! સર્વ પ્રકારે મોટા પાપને તજનારા અમે હવે કેવી રીતે થશું? અથવા પૂર્વના દુષ્કૃતથી આત્માનું રક્ષણ શી રીતે કરવું? તમે તેનો ઉપાય કહો.” ત્યારે સૂરિએ કહ્યું કે—“હે મહાનુભાવો! સર્વ દોષના સમૂહનો નાશ કરવામાં સમર્થ, મોટા ગુણરૂપી રાજાના સમૂહને સભામંડપની જેવો અને ઇચ્છિત સુખના સમૂહનું સ્થાનરૂપ હિંસાદિકની નિવૃત્તિ જેમાં પ્રધાન છે એવો ઉપદેશનો સમૂહ મેં તમને પહેલાં જ કહ્યો છે. વહાણની જેવા તે ઉપદેશને અત્યંત અંગીકાર કરનારા તમે અપાર સંસારરૂપી સમુદ્રને અવશ્ય તરી જશો.” આ પ્રમાણે ગુરુએ કહ્યું ત્યારે કેટલાક લોકો વિકલ્પનો નાશ કરી ચારિત્રને પામ્યા, બીજા કેટલાક સ્થૂલ પ્રાણાતિપાતાદિકની નિવૃત્તિને વિષે નિરંતર બુદ્ધિને સ્થાપન કરી જીવાદિક નવ પદાર્થના વિસ્તારને વિષે રુચિને સ્થિર કરી શ્રાવકની પદવી અંગીકાર કરીને રહ્યા. તથા બીજા કેટલાક તેવા પ્રકારના ચારિત્રનો વિઘાત કરનાર ઘોર કર્મના ઉદયવડે વિરતિપણાનો નાશ થવાથી સંસારનો અંત કરનાર જિનેશ્વરને જ દેવની બુદ્ધિથી અને સારા સાધુને જ ગુરુની બુદ્ધિથી અંગીકાર કરીને અવિરત સમ્યગ્દૃષ્ટિવાળા થયા. રાજપુત્ર પણ મદિરાપાન, શિકાર અને જીવહિંસા વિગેરે પાપના સ્થાનોને દૂરથી

( અત્યંત ) ત્યાગ કરી તેવા કોઇપણ પ્રકારના નિર્મળ મતિજ્ઞાનરૂપી નેત્રના આલોક-( પ્રકાશ )ને પામ્યો, કે જેનાવડે દરેક ક્ષણે પૂર્વે કરેલા પાપના વ્યાપાર આ અસાર સંસારના દુઃખની પરંપરાનું કારણ છે એમ સ્મરણ કરતો પોતાના આત્માને નિંદવા લાગ્યો, દુષ્ટ જીવિતની ખિંસા( તિરસ્કાર ) કરવા લાગ્યો, ભૂતકાળના પર્યાયની ગર્હા કરવા લાગ્યો, વૈરીની જેમ કષ્ટને કરનાર પાપીજનના સંગની વિચિકિત્સા કરવા લાગ્યો, ઇંદ્રિયોને અનુકૂળ છતાં પણ મનોહર આહારાદિકને વખાણતો નહોતો, મોટા સુગંધવાળી માલતી પુષ્પની માળાની પણ શ્લાઘા કરતો નહોતો, સારા રૂપવાળી સ્ત્રી વિગેરેને પણ જોતો નહોતો, કર્ણને મનોહર પંચમ સ્વરને પણ વખાણતો નહોતો, અને માખણના જેવા કોમળ સ્પર્શવાળી શય્યાને પણ ઇચ્છતો નહોતો. પરંતુ માત્ર આ પ્રમાણે જ વિચારતો હતો કે-“ નરકની જેવા અને વધતા પ્રયાસવાળા આ પલ્લીના નિવાસનો દૂરથી ત્યાગ કરીને કેવી રીતે ( ક્યારે ) હું તેવા બીજા સ્થાનને અનુસરીશ ? કે જે સ્થાને સારી તીર્થંકરની પ્રતિમાને, સારા જ્ઞાની મુનિને અને મંદરાચળ જેવા સુંદર શૃંગારવાળા સારા જિનચૈત્યને જોઇશ ? મિથ્યાત્વીની મતિનું મથન કરનાર જિનેશ્વરના વચનને હું કેવી રીતે સાંભળીશ ? સમ્યગ્દૃષ્ટિવાળા સદ્ધર્મ કરનારા લોકને હું કેવી રીતે અનુસરીશ ? ” આ વિગેરે મોટા અને અતિ વિશુદ્ધ બુદ્ધિના પ્રકર્ષવડે વૃદ્ધિ પામતા ઉત્સાહવાળો તે રાજપુત્ર ધર્મની પ્રાપ્તિ કરવાવડે જૂદા પ્રકારનો થયો. આ પ્રમાણે હમેશાં કેવળીના ચરણકમળની ઉપાસનાવડે ઉત્પન્ન થયેલા શ્રેષ્ઠ વિવેકવાળો તે વિક્રમસેન રાજપુત્ર વિરુદ્ધ ક્રિયાના સમારંભનો ત્યાગ કરવાથી સારા શ્રાવકપણાને પામ્યો. કેવળીએ પણ વર્ષાઋતુ ગયા પછી બીજે ઠેકાણે વિહાર કર્યો તેના વિયોગથી શોકવડે વ્યાકુળ થયેલ રાજપુત્ર ઘેર રહેવાને અસમર્થ થયો, તેથી ફરીથી બીજે ગામ ગયેલા ગુરુ પાસે જઈ તેને વાંદીને તથા તેની શિક્ષાને સાંભળીને ઘેર આવ્યો, અને ધર્મ વિરુદ્ધ આચરણ કરનારા સર્વ પરિજનને જોઇને વર્ધનને કહેવા લાગ્યો કે-“ હે મોટા ભાગ્યવાન ! તેં જે કર્યું, તે બીજો કોઇ પણ કરી શકે તેમ નથી. ભિલ્લોના ઉપદ્રવ રહિત અહીં પલ્લીના નિવાસને વિષે મુનિપતિને આવાસ કરાવતા તેં જ અમને પરમાર્થથી ( ખરેખર ) આવા પ્રકારના ગુણના પ્રકર્ષની પદવી ઉપર સ્થાપન કર્યા છે. અન્યથા ( એમ ન હોય તો ) અધમ ચેષ્ટાનો ત્યાગ શી રીતે સંભવે ? પરંતુ જો હવે કોઇ પણ રીતે ચંડાળના પાડા જેવી આ ભિલ્લપલ્લીનો ત્યાગ કરવાથી ધર્મ અને અર્થના સાધનનો નિર્વાહ થાય, તો આ ગુરુજનની સામગ્રીથી પ્રાપ્ત થયેલી વિવેકના સારવાળી મારી વાસના વૃદ્ધિ પામે. ” ત્યારે વર્ધને કહ્યું કે-“ હે રાજપુત્ર ! જે તારા પુણ્યના પ્રકર્ષવડે આ પ્રમાણે અઘટિતને ઘટિતના જેવો ધર્મનો સંયોગ કોઇ પણ રીતે પ્રાપ્ત થયો, તે તને સ્વસ્થાનને વિષે પણ કાંઇક પ્રાપ્ત થશે. માટે ઉત્સુક થઇશ નહીં. ” આ પ્રમાણે તે બન્ને પરસ્પર વાત કરતા હતા ત્યારે પ્રતિહારે આવીને કહ્યું કે-“ હે રાજપુત્ર ! સ્વામી વિક્રમાકર રાજાના પ્રધાન

પુરુષો દ્વારને વિષે તમારા દર્શનમાં ઉત્સુક રહ્યા છે." ત્યારે ફરકતા જમણા નેત્રવડે અભ્યુદયને સૂચવેલા રાજપુત્રે કહ્યું કે-"તેમને જલદી પ્રવેશ કરાવ." ત્યારે તહત્તિ (બહુ સારું )એમ કહીને પ્રતિહારે તેમને પ્રવેશ કરાવ્યા. તે વખતે રાજપુત્ર વિનય સહિત તેમની સન્મુખ ઊભો થયો. ઉચિતપણે આદર સત્કાર કરાયેલા તેઓ સુખાસન ઉપર બેઠા, અને કહેવા લાગ્યા કે-" હે રાજપુત્ર! ધર્મક્રિયામાં આસક્ત થયેલું તમારું ચિત્ત સાંભળીને મોટા હર્ષને પામેલા દેવે ( રાજાએ-પિતાએ ) તમને લાવવા માટે અમને મોકલ્યા છે તેથી આ ખરાબ નિવાસનો ત્યાગ કરો, અને કાળના વિલંબ રહિત પ્રયાણ કરો." તે વખતે વર્ધને કહ્યું કે-" હે રાજપુત્ર! આ યોગ્ય જ છે. હવે કાળના વિલંબવડે સર્યું" ત્યારે હૃદયને વિષે મોટા હર્ષને ધારણ કરતો તે રાજપુત્ર એક સેવકને પલ્લી-પતિપણે સ્થાપન કરીને ત્યાંથી નીકળ્યો અને અનુક્રમે સુરપુર પહોંચ્યો. પછી મંત્રી, સામંત અને પુરના પ્રધાન જનોવડે અનુસરાતો તે રાજભવનમાં પેઠો. પિતાના ચરણમાં પડ્યો ( નમ્યો ). ત્યારે ગાઢ આલિંગન કરીને મોટા સંતોષપૂર્વક રાજાએ તેને કહ્યું કે-" હે વત્સ! અવશ્ય અમારો કોઇક કુશળ કર્મનો ઉદય છે, કે જેથી તું તેવા પ્રકારના અન્યાયમાં આસક્ત બુદ્ધિના પ્રસારવાળો થયા છતાં પણ સમગ્ર વિરુદ્ધ આચારનો સંવર કરીને સમ્યક્ પ્રકારે વર્તે છે. હે વત્સ! આ દુષ્કર છે-અતિ દુષ્કર કાર્ય પણ કરી શકાય છે, અતિ દુર્ગમ એવા માર્ગમાં પણ ક્રમે કરીને જવાય છે. પરંતુ મોટા માણસ પણ સ્વભાવનું રૂંધવું કરી શકતા નથી, તેથી હે વત્સ! તેં તેવું કાંઇક પણ કર્યું, કે જે બીજો કોઇ પણ કરી શકે નહીં. લક્ષ્મીવડે જોવાતા માણસનો ભાવ આ પ્રમાણે પરાવર્તન પામે છે. સારા ગુણોથકી હાનિને પામે એવું પ્રાયે કરીને દેખાય છે, પરંતુ અવગુણોથી પાછું વળવું, તે કોઇ પણ ઠેકાણે દેખાતું જ નથી." ત્યારે રાજપુત્રે કહ્યું કે-" હે પિતા! ગુરુજનના પ્રસાદવડે અત્યંત દુર્લભ પણ ઇચ્છિત પ્રાપ્ત થાય છે, તો અહીં શું કહેવું?"

ત્યારપછી તે રાજપુત્રે પલ્લીના નિવાસથી આરંભીને કેવળીના દર્શનવડે ધર્મની પ્રાપ્તિ પર્યંત સર્વ પોતાનો વૃત્તાંત કહ્યો. તે સાંભળીને રાજાએ કહ્યું કે-" હે વત્સ! હવે રાજ્યના મોટા ભારનું થોડું થોડું પણ તું વહન કર કેમકે હવે અમે પણ દરેક ક્ષણે ક્ષીણ થતા શરીર, બળ અને બુદ્ધિવાળા વર્તીએ છીએ." રાજપુત્રે કહ્યું-" પિતા ( તમે ) જેમ આજ્ઞા આપો, તેમ હું કરું." ત્યારપછી રાજાએ સારી તિથિ, મુહૂર્ત્ત અને યોગને વિષે તે રાજપુત્રને યુવરાજની પદવીએ સ્થાપન કર્યો. તેને મુક્તિ આપી, અને હાથી અશ્વ વિગેરે સૈન્ય આપ્યું. આ પ્રમાણે અંગીકાર કરેલા ધર્મના ગુણની આરાધનામાં તત્પર થયેલો, જિનવંદનાદિક કાર્યમાં નિશ્ચળ ચિત્તવાળો અને સમ્યક્પ્રકારે બુધજનોએ પ્રશંસા કરવા લાયક આચારવડે વર્તતો તે રાજપુત્ર કાળને નિર્ગમન કરવા લાગ્યો. પછી કોઇક વખતે સીમાડાના રાજા બળવર્ધન ભૂપતિની સાથે વિરોધ ઉત્પન્ન થયો. તે વખતે મોટા વિક્ષેપવડે વિક્રમાકર રાજા પોતે જ ચાલ્યો, ત્યારે કુમારે તેને વિનંતી કરી કે-" હે

દેવ ! આ અયોગ્ય કાર્યનો સંરંભ કેમ કરો છો ? તે મહાનુભાવ કેટલો માત્ર છે (શું હિસાબમાં છે ?) કે જેથી તેને આશ્રીને તમે જાઓ છો ? તેથી મને આજ્ઞા આપો, તમારો પ્રતાપ જ સર્વ દુઃસાધ્યને સાધનાર છે." તે સાંભળીને રાજાએ મંત્રીઓની સન્મુખ જોયું. ત્યારે આકાર અને ચેષ્ટામાં કુશળપણાએ કરીને રાજાનો અભિપ્રાય જાણીને તેઓએ કહ્યું કે-"હે દેવ ! પુરુષાચારને જે ઉચિત છે, જે પ્રભુભક્તિને સદૃશ છે અને જે કુળક્રમને યોગ્ય છે, તે જ કુમારે કહ્યું છે. તેથી આની પહેલી જ પ્રાર્થનાનો ભંગ કરવો નહીં." ત્યારે મંત્રીઓના વચનની ભાવના ભાવીને યુવરાજને તંબોલનું બીડું આપવાપૂર્વક વિદાય કર્યો. 'तहत्ति' (બહુ સારું) એમ કહીને, રાજાની આજ્ઞા મસ્તકવડે અંગીકાર કરીને ઘણા હાથી, અશ્વ, રથ અને યોદ્ધાના સમૂહવડે અનુસરાતો તે નગરમાંથી નીકળ્યો. તથા ગર્જના કરતા મદોન્મત્ત હાથીઓના કંઠના શબ્દવડે આકાશનો વિસ્તાર ભરાઈ ગયો, હેષારવ કરતા મોટા અશ્વના સમૂહવડે પૃથ્વીપીઠ વિક્ષોભ પામી, ઘણા શસ્ત્રોવડે પૂર્ણ મોટા લષ્ટ રથોના વહનવડે દિશાઓના વિવર (આંતરા) ભરાઈ ગયા, ભયંકર મૂકેલા હક્કા પોકારવડે સુભટનો સમૂહ ઉત્કર્ષતાને પામ્યો. તથા દરેક ક્ષણે સારા શુકન થવાથી બમણા ઉત્સાહવડે મનોહર કાંતિવાળો, મદોન્મત્ત હાથીના સ્કંધ ઉપર બેઠેલો, મસ્તક ઉપર શ્વેત છત્રને ધારણ કરતો, "અત્યંત જય પામો, જીવો, આનંદ પામો અને અભ્યુદયને ઓઢો (પામો)." એ પ્રમાણે બોલતા બંદી (ભાટ-ચારણ)ના સમૂહવડે ચોતરફથી પરિવરેલો, તથા મળેલા મોટા અને તંત્ર (શાસ્ત્ર)ને જાણનારા સામંત રાજાઓવડે સેવાયેલા પગવાળો તે યુવરાજ પોતાના દેશની સંધિએ (સીમાડાએ) પહોંચ્યો. તે વખતે રાજનીતિનું સ્મરણ કરતા તે રાજપુત્રે મંત્રીઓને બોલાવ્યા અને એકાંતમાં બેઠો, તથા "હવે શું કરવા લાયક છે ?" એમ તેમને પૂછ્યું. ત્યારે તેઓ બોલ્યા કે-"હે યુવરાજ ! રોગ, શત્રુ અને સર્પ નાના હોય તો પણ તેને મોટા ધારવા જોઈએ, તેથી યુવરાજે (તમે) યોગ્ય કર્યું, કે જેથી આ પ્રમાણે વિચારપૂર્વક કાર્યના પરિચ્છેદ (નિર્ણય)નો આરંભ કર્યો." આ પ્રમાણે વાત કરે છે તેટલામાં ગૂઢચર પુરુષો આવ્યા. પ્રતિહારના નિવેદન કરવાથી યુવરાજની પાસે તેઓ ગયા. તેઓએ તેને પ્રણામ કર્યા અને ઉચિત આસન ઉપર બેઠા. તેમને યુવરાજે પૂછ્યું કે-"તમે ક્યાંથી આવ્યા ?" તેઓએ કહ્યું કે—"હે રાજપુત્ર ! અમે બળવર્ધન રાજાના [1]સ્કંધાવારમાંથી આવ્યા છીએ. હમણાં ત્યાં જે થયું, તે તમે સાંભળો.—બળવર્ધન રાજા ઋદ્ધિના સમુદાયવાળા રાજ્યવડે કરીને તેવા કોઈપણ બુદ્ધિના [2]વિપર્યાસને પામ્યો, કે જેથી પોતાના રાજ્યાદિકના અપહાર (હરણ)ની શંકાથી તેણે સર્વ પુત્રોનો વિનાશ કરવાનો આરંભ કર્યો. તે જાણીને મંત્રીઓએ તેઓમાંથી

૧ સૈન્યનો પડાવ, છાવણી. ૨ ઉલટાપણાને

એક દેવરાજ નામના રાજપુત્રને કોઇક ઉપાયવડે રાજ્યની રક્ષા માટે વિદાય કર્યો. આ મંત્રીઓનો વૃત્તાંત બળવર્ધન રાજાએ જાણ્યો તેથી તેને મોટો ક્રોધ ઉત્પન્ન થયો; અને તેનો વિનાશ કરવા માટે પુરુષોને નીમ્યા ( આજ્ઞા આપી ). મંત્રીઓએ તેમને જાણ્યા, તેથી તેઓ વેગથી નાશી ગયા, અને તે દેવરાજ નામના રાજપુત્રને પરિવરીને તમારા સ્કંધાવારની સમીપે આવીને રહ્યા છે. તેઓએ અમને કહ્યું કે—" યુવરાજને પ્રણામ કરવા-પૂર્વક આ પ્રમાણે કહેજો, કે-અમે તમારા ચરણકમળની સેવા કરવા ઇચ્છીએ છીએ." તો હવે આ બાબતમાં તમારી શી આજ્ઞા છે ? " આ પ્રમાણે સાંભળીને યુવરાજે મંત્રીઓના મુખ તરફ દૃષ્ટિ નાંખી. ત્યારે તે મંત્રીઓએ કહ્યું કે—" હે યુવરાજ ! નીતિ માર્ગ આવો છે કે—" उपकारगृहीतेन शत्रुणा शत्रुमुद्धरेत् । पादलग्नं करस्थेन कंटकेनैव कंटकम् ॥ १ ॥ " (" પગમાં લાગેલા કાંટાને જેમ હાથમાં રહેલાં કાંટાવડે કાઢી નંખાય છે, તેમ ઉપકારથી ગ્રહણ કરેલા શત્રુવડે શત્રુને કાઢી નાંખવો-દૂર કરવો. " ) તેથી કરીને તે બળવર્ધનના પુત્રને પ્રધાન પુરુષોને મોકલવાવડે અહીં અણાવીને, વિશેષ પ્રકારના વસ્ત્ર, આભરણ, હાથી અને અશ્વ વિગેરે આપવાવડે તેનું સન્માન કરીને મોટી સભાદિક સામગ્રી સહિત તેને બળવર્ધન રાજાની સન્મુખ ( સામે ) મોકલો. આ પ્રમાણે કરવાથી તેના મંત્રીજનો અને સામા પક્ષના સામંતાદિક પણ પ્રવેશ કરાયેલા થાય છે, અને તુચ્છ ( થોડા ) સેવકના સમૂહવાળો બળવર્ધન રાજા પણ અવલપણાને પામે છે. " આ પ્રમાણે સાંભળીને—" આ યુક્તિયુક્ત છે" એમ વિચારીને યુવરાજે તે વચનને બહુ સારું માન્યું, અને તે જ પ્રમાણે શત્રુના પુત્ર દેવરાજને અણાવ્યો ( બોલાવ્યો ). અને યથાયોગ્ય સર્વ પ્રતિપત્તિ ( સન્માન ) કરી, તથા ગૌરવપૂર્વક યુવરાજે તેને પૂછ્યું, કે—" હે કુમાર ! હવે શું કરવું છે ? " ત્યારે દેવરાજે કહ્યું કે—" અત્યંત ( વારંવાર ) બોલેલા અને સાહસથી ( વિચાર્યા વિના ) કરેલાં કાર્યો છેવટે મોટા પુરુષોને પણ અત્યંત લઘુપણું પમાડે છે. તે જ ઉત્તમ માણસો છે, કે જેઓના મનવાંછિત કાર્યો [1]પ્રાપ્તિવડે જ જણાય છે, પરંતુ વાણીના વિલાસવડે જણાતા નથી. બીજાઓની વાણીનો વિસ્તાર દિવસે દિવસે ઉત્સાહવાળો થાય છે, પરંતુ તેના કાર્યની સિદ્ધિ જન્માંતરમાં પણ દેખાતી નથી. તેથી હે યુવરાજ ! સર્વ શંકાનો ત્યાગ કરીને આટલું જ જાણો, કે—જ્યાંસુધી કાર્યની સિદ્ધિ નહીં થાય ત્યાંસુધી હું અહીંથી પાછો વળીશ નહીં. " આ પ્રમાણે સહાયકારક વચનનો વિન્યાસ સાંભળીને પોતાને તુલ્ય સહાયની સામગ્રી આપીને તેણે તે દેવરાજને તરત જ બળવર્ધન રાજાની સન્મુખ મોકલ્યો. ત્યારે તે રાજપુત્ર મંગલોપચાર કરીને યુવરાજના વિજય સ્કંધાવારમાંથી નીકળ્યો. કપટ રહિત પ્રકટ કરેલા પુરુષાર્થના અભિમાનવાળો તે વેગવડે જઇને શત્રુના સૈન્યની સમીપે રહ્યો. પછી તેણે શત્રુના સામંતોને ભેદ પમાડવા માટે વિશ્વાસુ માણસોને મોકલ્યા. ત્યારે તેઓએ જઇને કેટલાકને દાનવડે, કેટલાકને સામ વચનવડે, કેટલાકને ભેદવડે અને

૧ સમાપ્તિવડે.

કેટલાકને પ્રચંડ ( મોટા ) દંડના આડંબરવડે પિતાથી જૂદા પાડ્યા. તે રાજાઓ વિજય, વસુંધર અને શ્રીધર વિગેરે નામના હતા. ત્યારપછી તેઓના ભેદનો નિશ્ચય પામીને (જાણીને) તેણે બળવર્ધન રાજાની સાથે યુદ્ધનો પ્રારંભ કર્યો. પછી કુંડળરૂપ કરેલા ધનુષ્યથકી નીકળતા તીક્ષ્ણ બાણોની વૃષ્ટિવડે પરસ્પરના [1]ચિન્હોનો સમૂહ નાશ પામ્યો, સવડની સન્મુખ આવતા સુભટોએ સામા પક્ષના સુભટોને પાડી નાંખ્યા, કાપી નાંખેલા પ્રચંડ વીર પુરુષોના મસ્તકોથી ( ખોપરીઓથી ) પૃથ્વીપીઠ ભૂષિત થઇ ગઇ તેમજ નિરંતર વીર પુરુષોએ મૂકેલા તીરી, તોમર અને નારાચના ઘાતની શંકા પામેલા અશ્વના સમૂહ ઉન્માર્ગે જતા રહ્યા. આ પ્રમાણે તે બન્ને સૈન્યનો મોટા યુદ્ધનો સંમર્દ પ્રવર્ત્યો ત્યારે દેવરાજ આગળ રહીને તથા પૂર્વે ભેદ પમાડેલા વિજય વિગેરે સામંત રાજાના સમૂહે પાછળ રહીને કોઇ પણ પ્રકારે એક કાળે જ પ્રયોગ કરેલા (નાંખેલા) વિચિત્ર શસ્ત્રના પ્રકારની પરંપરાવડે પરાઙ્મુખી કર્યો ( હરાવ્યો-માર્યો ), કે જેથી અત્યંત વિહ્વળ ( બેભાન ) થયેલો અને શત્રુ સુભટોના હાથોહાથના યુદ્ધમાં બલહીન બનેલ બળવર્ધન રાજા પૃથ્વી ઉપર પડ્યો. તેને સૈનિકો મારી નાંખવા લાગ્યા ત્યારે "જે રાજાનો ઘાત કરે તે મારો ઘાત કરનાર છે." એમ બોલતા દેવરાજ કુમારે તેનું રક્ષણ કરીને યોગ્ય બંધનવડે તેના શરીરને બાંધીને પ્રધાન પુરુષોને સોંપ્યો. આ અવસરે "નાયક વિનાનું સૈન્ય હણાયું" એમ કહીને શત્રુનું સૈન્ય નાશી ગયું, તેથી હાથી, અશ્વ, રથ, ખજાનો અને કોઠાર વિગેરે સર્વ પોતાને આધીન કર્યું. ત્યારપછી યુદ્ધભૂમિમાં પડેલા સુભટોના વ્રણો રૂઝાવવાની ક્રિયા વિગેરેમાં સેવક જનોને જોડીને ( કહીને-સોંપીને ) રાજપુત્ર પાછો વળ્યો, અને વિક્રમસેન યુવરાજની પાસે ગયો. તે વખતે તેણે ચોરની જેમ બાંધેલા બે હાથવાળા બળવર્ધન રાજાને કુમારના પગની પાસે મૂક્યો, અને યુદ્ધમાં પ્રાપ્ત કરેલા હાથી, અશ્વ, ખજાનો અને કોઠાર વિગેરે રાજ્યલક્ષ્મીનો વિસ્તાર સોંપ્યો.

તે વખતે મીંચાયેલા નેત્રકમળવાળા, નાશ પામેલા લાવણ્યવાળા, અત્યંત શોભા રહિત અને બાંધેલા બે હસ્તકમળવાળા રાજાને સાક્ષાત્ જોઇને યુવરાજ વિચારવા લાગ્યો કે-" પોતાના કાર્યના વિસંવાદમાં પોતાના માણસોનું પણ શત્રુપણું જુઓ. જેનાથી જન્મ, વૃદ્ધિ અને કળાના સમૂહની પ્રાપ્તિ થઇ છે, તે પિતા પણ અહો ! વૈરની બુદ્ધિથી કેમ બંધાય છે ? તો પણ મૂઢ માણસ પુત્રાદિકને માટે પાપનું આચરણ કરે છે, ભાઇને પણ છેતરે છે, અને તત્કાળ અકાર્યને કરે છે. અથવા તો પુત્રનો શો દોષ છે ? કે જેને દોષ રહિત છતાં પણ કુવિકલ્પથી વ્યાપ્ત થયેલા ચિત્તવાળા પિતાએ પણ આ પ્રમાણે હણવાનો પ્રારંભ કર્યો. બન્ને લોકમાં અત્યંત વિરુદ્ધ આવું કાર્ય કરવું કેમ યોગ્ય હોય ? કોઇ પણ કારણથી કોઇ પણ વિનિપાત( આપત્તિ ) પ્રાપ્ત થાય છે, તે સત્ય જ છે. અથવા તો બન્ને લોકમાં પણ મોટો દોષ પ્રાપ્ત કરવામાં પ્રેતની દયિતા જેવી, દુઃખે કરીને નિવારણ

---

૧ લક્ષણ.

કરી શકાય તેવી પાપિષ્ઠ ભોગની પિપાસા જ મોટી શક્તિવાળી છે. આ ભોગપિપાસાએ નચાવેલા જીવોની સારી બુદ્ધિ નાશ પામે છે, અને અયોગ્ય કાર્ય કરવામાં ઉદ્યમવાળી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. લોકના અપવાદને ગણુતો નથી, સિધ્ધાંતના સારની વ્યાખ્યાની અપેક્ષા કરતો નથી, ગુરુજનથી લજ્જા પામતો નથી અને પોતાના કુળના કલંકને પણ જાણુતો નથી. કેવળ ઉન્માદરૂપી મોટા પિશાચને આધીન મતિ થવાથી મૂઢ માણસના મનનો પ્રચાર તેવું કાંઇક કરે છે, બોલે છે અને ચિંતવે છે કે જેથી કાળના વિલંબ રહિત શત્રુના ચિત્તમાં સંતાપ ઉત્પન્ન કરીને જીવની સુખ-લક્ષ્મીનું હરણુ કરવામાં ચતુર એના મોટા અનર્થને પામે છે. અરે ! મોહરૂપી મોટા ગ્રહવડે જેનું હૃદય નિગ્રહ કરાયું છે, તથા જેની અધમ ચેષ્ટા છે, તેવા મનુષ્યની બુદ્ધિ પરમાર્થ જોવામાં કેમ અતિ વિમુખ થાય છે ? અથવા તો સદ્‌ગુરુના સંસર્ગ રહિત મતિ-વાળા આ પુરુષોનો શો દોષ છે ? પરંતુ તૃણુનું ભક્ષણુ કરવામાં જ તત્પર ચિત્તવાળા પશુઓને પુણ્યના યોગથી સુગુરુનો યોગ થાય છે. જો કલ્પવૃક્ષની જેવો સુગુરુનો સંગમ મને કોઇ પણુ પ્રકારે તે વખતે ન થયો હોત, તો હું પણુ તેવો પાપી જ હતો. તેથી કરીને ચિંતામણીને પણુ નીચે કરનારા તથા મોટા મનવાંછિત કાર્યને સંપૂર્ણ કરવામાં મોટી બુદ્ધિવાળા તે ગુરુમહારાજના ચરણુકમળને હું કેવી રીતે જોઇશ ? તે દિવસ, તે સમય અને તે નક્ષત્ર કયું હશે ? કે જે કાળે ગુરુના પાદરૂપી વૃક્ષની નીચે રહેલો હું તપ કરીશ ?" આ પ્રમાણે ઉત્પન્ન થયેલા મોટા વૈરાગ્યની વાસનારૂપી અમૃતના મોટા દ્રહમાં મગ્ન થયેલો તે યુવરાજ જાણે ચિત્રમાં આળેખ્યો હોય તેમ નિરુદ્ધ યોગવાળો ( સ્થિર ) થયો. આ પ્રમાણે સ્થિર અને મંદ નેત્રના વ્યાપારવાળા અને કાંઇ પણુ નહીં બોલતા તેવા પ્રકારના તેને જોઇને મંત્રી જનોએ કહ્યું કે-" હે યુવરાજ ! કેમ તમે આ પ્રમાણે અન્ય ચિત્તવાળાની જેમ રહો છો ? નિષ્કપટ પ્રેમથી બંધાયેલા મનવાળા સ્વામીના કાર્યને પોતાના સામર્થ્યવડે સંપૂર્ણ કરનારા અને મોટા પ્રભાવવાળા દેવરાજ રાજપુત્રે આણેલ શત્રુ રાજાના હાથી અશ્વ વિગેરે સહિત સપ્તાંગ[1] રાજ્યલક્ષ્મીનો સમૂહ તમે સાક્ષાત્ કેમ જોતા નથી ?" તે સાંભળીને તત્કાળ પોતપોતાના વિષયોની સન્મુખ પ્રવર્તેલા ઇંદ્રિયો-ના વ્યાપારવાળો રાજપુત્ર પોતે તે પ્રકારે જોઇને મનમાં મોટા હર્ષને પામ્યો. અને સવા લાખ ગામ સહિત પિતાની ભુક્તિ( રાજ્ય )ને તથા શ્વેત છત્ર, મુગટ અને ચામર વિગેરે રાજાના ચિહ્ન દેવરાજને આપીને મોટા હર્ષ સહિત કહેવા લાગ્યો કે-" હે મહારાજા દેવરાજ ! બીજું પણુ કાંઇક તું કહે ( માગ ), કે જેથી તારું પ્રિય કરાય." ત્યારે કપાળ-તળ ઉપર બે હસ્તકમળ રાખીને દેવરાજે કહ્યું કે-" હે યુવરાજ ! આથી બીજું શું પ્રિય કહેવું ? તો પણુ એટલું કહું છું કે-તમારા પગના નખરૂપી ચિંતામણિનું દર્શન મને વારંવાર થાઓ !" ત્યારે " તારી ભક્તિથી શું અસંભવિત છે ?" એમ બોલતા

૧. સાત પ્રકારની.

યુવરાજે બળવર્ધન રાજાને બંધનથી મુક્ત કરાવ્યો, અને કહ્યું કે–" હે મહારાજા ! હવે શંકાનો ત્યાગ કરી, કોપના સંરંભનો પરિહાર ( નાશ ) કરી ઉપશમને ભજો, મૈત્રીભાવને અનુસરો અને કલિંગ દેશના અધિપતિપણાને અંગીકાર કરો." ત્યારે બળવર્ધન રાજાએ કહ્યું કે–" હે યુવરાજ ! હવે રાજ્ય અને ગૃહવાસના સંગવડે સર્યું–આ સંસારમાં ન્યાય માર્ગનું ઉલ્લંઘન કરીને જે કાર્યો કરાય છે, તે કાર્યો અહીં જ અવશ્ય આવા પ્રકારના દુઃખ વિપાકવાળા થાય છે તેથી તેમની વિશુદ્ધિને માટે વનવાસના સેવનવડે અને કંદફળના ખાવાવડે હું પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરીશ." આ પ્રમાણે નિવેદન કરીને ( કહીને ) તાપસના તપ વ્રતને અંગીકાર કરી વિરક્ત બુદ્ધિવાળો તે બળવર્ધન રાજા તત્કાળ વનવાસમાં લીન થયો. પછી યુવરાજ પણ અત્યંત સેવકપણાને પામેલા દેવરાજને તેના ભોગવટામાં ( રાજ્યમાં ) મોકલીને પોતાના નગર તરફ પાછો વળ્યો. માર્ગમાં જતા તેને **કોસંબપુરની** પાસે **શરવન** નામના આશ્રમમાં નિર્જન પ્રદેશને વિષે રહેલા પૂર્વે જોયેલા સમંતભદ્રસૂરિ દષ્ટિના વિષયમાં આવ્યા ( જોયા ). તેથી અત્યંત પરિતોષના વશથી પ્રસરતા રોમાંચવાળો, તથા જાણે રત્નનું નિધાન પ્રાપ્ત કર્યું હોય અને જાણે સર્વ પૃથ્વીનું અધિપતિપણું પ્રાપ્ત કર્યું હોય તેમ મોટા ઉત્સાહથી કાંતિવાળા મુખની શોભાવાળો તે ત્રણ પ્રદક્ષિણાપૂર્વક સમ્યક્ પ્રકારે ગુરુના ચરણને પ્રણામ કરીને તથા બીજા સાધુઓને પ્રણામ કરીને ઉચિત સ્થાને બેઠો. ધર્મદેશના સાંભળ્યા પછી વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તેણે કેવળીને પૂછ્યું કે–" હે ભગવાન ! કયા કર્મના ઉદયવડે હું પહેલાં ક્રૂર પ્રકૃતિપણાને પામ્યો હતો ?" ત્યારે કેવળીએ કહ્યું કે–" હે રાજપુત્ર ! સાંભળ—

પૂર્વકાળે કલિકાળે કદાપિ પૂર્વે નહીં દેખેલું, પૂર્વ દિશારૂપી સ્ત્રીના કપાળનું તિલકરૂપ તથા ભુજંગવર્ગના સંગમવાળું છતાં પણ પ્રસિદ્ધ વિનય અને આનંદે કરીને શોભતું **કુસુમખંડ** નામનું નગર હતું. તેમાં મોટી ઋદ્ધિવડે સમૃદ્ધિવાળો **કુળચંદ્ર** નામે શ્રેષ્ઠી હતો. તેને **ગુણશેખર** નામે પુત્ર હતો, તે અત્યંત વ્યાધિથી પીડા પામવા લાગ્યો, ઓષધ, દેવપૂજન, મંત્ર અને તંત્ર વિગેરે ઉપચાર કરવાવડે પણ કોઈપણ પ્રકારે સારો થયો નહીં. જાણનારા ઘણા માણસોને તે દેખાડયો. [1]ચત્વરપૂજા વિગેરે વિવિધ ઉપાયો કર્યા, તેનાવડે પણ તેને જરા પણ પ્રતિકાર પ્રાપ્ત થયો નહીં. છેવટ માત્ર નાસિકામાં જ શ્વાસ રહ્યો, તેથી અલ્પ જીવિતવાળો થયો. તેની પાસે દુઃખથી પીડા પામેલા માતાપિતા વિગેરે સ્વજનવર્ગ રહ્યા હતા. તે વખતે મંત્રતંત્રના પરમાર્થને વિષે કુશળ **ધર્મરુચિ** નામના સાધુ ગોચરચર્યાવડે ઊંચાનીચા ઘરોને વિષે ભિક્ષાને માટે ભમતા ભમતા તે પ્રદેશમાં આવ્યા. તે વખતે તેની વિશેષ પ્રકારની આકૃતિવડે તેના માહાત્મ્યના અતિશયની સંભાવના કરતો કુલચંદ્ર શ્રેષ્ઠી પરિજન સહિત ઊભો થઈને મોટા વિનયવડે તે સાધુના

૧ ચાર માર્ગ એકઠા થાય તે–ચોક.

ચરણમાં પડયો, અને કહેવા લાગ્યો કે–"હે ભગવાન! પ્રસાદ કરીને આ બાળકને નીરોગી કરો, અને આરોગ્ય શરીરવાળો આ તમારા ચરણકમળની સેવા કરનાર થશે." ત્યારે ભગવાને પણ મુહૂર્ત્તના બળવડે તેનો ઉપકાર જાણીને કહ્યું કે–"જો આ સાધુપણું અંગીકાર કરે, તો નીરોગી થાય." શ્રેષ્ઠીએ કહ્યું–"એમ જ છે. તમે જેમ કહેશો તેમ તે અવશ્ય કરશે." તથા તે પુત્રને પૂછયું કે-"હે પુત્ર! ભગવાન કહે, તે તું કરીશ?" તેણે કહ્યું–"અવશ્ય કરીશ." ત્યારે તેને ત્રણ વાર સોગન ખાવાનું કહીને યોગવડે મીંચાયેલ નેત્રવાળા તે સાધુએ તેની સન્મુખ થઈને તેવા કોઇ પરમાક્ષરનું સ્મરણ કર્યું, કે જેથી ક્રોધવાળી અને ચેષ્ટાવાળી વ્યંતરી બૂમ પાડીને નાશી ગઈ. તે જ વખતે તે બાળક સ્વસ્થ શરીરવાળો થયો. ભોજનની ગંધને પણ સહન કરતો ન હતો, તે તત્કાળ ભોજન કરવા પ્રવર્ત્યો. ધર્મરુચિ ભગવાન પણ તેને સર્વવિરતિ આપવા માટે ત્યાં જ એક માસકલ્પ રહ્યા. ત્યારપછી તે બાળકને દીક્ષા આપી. તેની સાથે સાધુએ ગામ, નગર અને આકર વિગેરે ઠેકાણે વિહાર કર્યો, પરંતુ તે ક્ષુલ્લક સાધુ શરીરના સામર્થ્યને પામ્યા છતાં પણ તથા-પ્રકારે ચારિત્રની પ્રશંસા કરતો નથી, પ્રતિલેખનાદિક ક્રિયા પણ યોગ્ય કાળે કરતો નથી, હાથમાં પાદપુંછણને ધારણ કરતો નથી, વાચનાગ્રહણ કરવા માટે પ્રાપ્ત થયા છતાં પણ મુખવસ્ત્રિકાને મુખની સન્મુખ ધારણ કરતો નથી, અને શિખામણ આપ્યા છતાં પણ અવિશ્વાસને પામે છે. આ પ્રમાણે ઠેકાણે ઠેકાણે ( દરેક ઠેકાણે ) પ્રતિકૂળ આચારવડે વર્તતા તેને ધર્મરુચિએ કહ્યું કે—"હે મૂઢ! શું તને નથી સાંભરતું? કે અત્યંત વ્યાધિવડે વ્યાકુળ સર્વ અંગવાળા તને પહેલાં નીરોગી કર્યો અને મરણથી બચાવ્યો. અરે બાળક! ધર્મના પ્રભાવવડે આ નીરોગતા તને થઇ છે, અને ધર્મને અભાવે તારી પૂર્વની જ સ્થિતિ જ થશે, તેથી હવે પ્રમાદ કરીને મનુષ્યપણું વિગેરે સામગ્રીના લાભને નિષ્ફળ ન કર; કેમકે આ સંસારરૂપી અરણ્યમાં ભમતા પ્રાણીને ફરીથી આ મનુષ્યપણું દુર્લભ છે. જો કે કડવા ઔષધની જેમ જીવ ધર્મના અનુષ્ઠાનને ઇચ્છતો નથી, તો પણ આત્માના હિતને માટે તેને તેમાં જ જોડવો જોઈએ. જો તું તારા આત્માની કુશળતા ઇચ્છતો હોય તો, બાળચેષ્ટાને ન કર, ઉત્તમ પ્રકૃતિને અનુસરતું કર, અને પ્રમાદરૂપી મદિરાનો ત્યાગ કર. આ પ્રમાણે શિક્ષા આપ્યા છતાં પણ જેટલામાં તે દુષ્ટ શીળપણાનો ત્યાગ કરતો નથી, તેટલામાં તે મુનિએ તેને શિક્ષાને માટે જ પૂર્વની અવસ્થા પમાડ્યો. તેથી મોટી શરીરની પીડાવડે તેની ઇંદ્રિયોનો વ્યાપાર પરાધીન થયો, અત્યંત કરુણાવાળું રૂદન કરવા લાગ્યો અને તેણે આહાર ગ્રહણ કરવાની ઇચ્છાનો ત્યાગ કર્યો. ફરીથી સાધુએ તેને કહ્યું કે—"હે મુગ્ધ! ધર્મથી વિમુખ થયેલા તને ફરીથી તેવી જ વ્યાધિની વેદના થશે, એમ મેં તને શું પહેલાં કહ્યું ન હતું?" તે સાંભળીને મોટી દેહની પીડાના વશથી ઉત્પન્ન થયેલા પશ્ચાત્તાપવાળો તે પોતાના આત્માની નિંદા કરતો સાધુના ચરણમાં પડ્યો, અને બોલ્યો કે—"હે ભગવાન! મેં તમારા વચનને જે પ્રતિકૂળ કર્યું, તેની ક્ષમા કરો. હવે હું મરણ

પર્યંત તમારી વાણીનું ઉલ્લંઘન નહીં કરું. હે ભગવાન ! તમે જ મારા પિતા છો, માતા અને બંધુ પણ તમે જ છો, તેથી તમે મારું રક્ષણ કરો અથવા ઉપેક્ષા કરો, આથી વધારે બીજું શું કહું ? " આ પ્રમાણે કહેતા તેને ધર્મરુચિએ રોગ રહિત અંગવાળો કર્યો, કેમકે નમેલા જીવો ઉપર વાત્સલ્ય કરવું, એ સત્પુરુષની પ્રકૃતિ જ છે. આ પ્રમાણે તે ચેલ્લક ( બાળ ) સાધુ આરોગ્યને પામીને, સર્વ પ્રમાદના સમૂહનો ત્યાગ કરી, યથાર્થ રીતે સંયમનું પાલન કરી છેવટે મરણ પામીને સૌધર્મને વિષે દેવ થયો. ત્યાંથી ચવીને વૈતાઢ્ય પર્વત ઉપર દક્ષિણ શ્રેણિને વિષે **ભોગપુર** નામના નગરમાં **રામ** નામના વિદ્યાધરનો પુત્ર **પવનવેગ** નામે વિદ્યાધર થયો. ત્યાં પૂર્વ ભવના અભ્યાસના વશથી ફરીને પણ તેને સર્વવિરતિ ગ્રહણ કરવાનો ભાવ થયો, અને લોકો તેને દાર-પરિગ્રહ કરવાનું કહેવા લાગ્યા તે વખતે સંશયમાં ડોળાતો તે " હવે હું શું કરું ? અને શું ન કરું ? " એમ વિચારતો રહે છે, તેટલામાં એક માણસ મસ્તકને ધુણાવતો તેની પાસે આવ્યો, અને કહેવા લાગ્યો, કે—" હે પવનવેગ ! મારા વૃત્તાંતને તું જો ( સાંભળ ).—એક પુરુષ મરી ગયો છે, એમ ધારીને મધ્ય રાત્રિએ કોઈક સ્ત્રીએ તેનો ત્યાગ કર્યો, પરંતુ ભવિતવ્યતાના વશથી ચંદ્રની પ્રભાના સમૂહવડે આશ્વાસિત શરીરવાળો અને શીતળ વાયુવડે અત્યંત પ્રસન્ન થયેલો તે પ્રભાતસમયે નેત્ર ઉઘાડીને જોવા લાગ્યો. ત્યારે લોકોએ તેને પૂછ્યું કે—" હે ભદ્ર ! કોણે તને આવી દુઃસ્થ અવસ્થા પમાડ્યો છે ? " ત્યારે તેણે કહ્યું કે—" જો તમને કૌતુક લાગતું હોય, તો સાંભળો—

હું આ જ નગરમાં સુંદર નામનો કુલપુત્ર છું. મારી ભાર્યા ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી **વસુંધરી** નામની છે. તે બાહ્ય વૃત્તિથી સ્નેહ અને અનુરાગવડે આસક્ત છે. પોતાના શીલની સંપદાએ કરીને બીજી સ્ત્રીઓને હસે છે. હું પણ તેની બાહ્યવૃત્તિના વિનયની પ્રવૃત્તિવડે અને સારી રીતે પ્રયોગ કરેલા શીળના દંભ પ્રગટ કરવાવડે વશ કરાયેલા ચિત્તવાળો થવાથી તેણીને જ ગૃહની સ્વામિની તરીકે સ્થાપન કરીને ધન ઉપાર્જન કરવા વિગેરે કાર્યમાં વર્તવા લાગ્યો. એક દિવસે **બાળચંદ્ર** નામના મિત્રે મને કહ્યું કે—" તારી ભાર્યા દુઃશીલ છે. " તે સાંભળી રોષ પામેલો હું કહેવા લાગ્યો કે—ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી અને વિનયવાળી પણ જો તે મારી સ્ત્રી પણ દુઃશીલ હોય, તો આ પૃથ્વી ઉપર સ્ત્રીઓનું શીલ દૂર નાશ પામ્યું. જગતમાં કહેવાય છે કે દુર્જનોને ન કહેવા લાયક કાંઈ પણ નથી, એ સત્ય છે, કે જેથી તે મારી ભાર્યાનો પણ દુઃશીલતાનો દોષ અત્યંત કહેવાય છે, તે જ પ્રમાણે સ્ત્રીઓ દોષ રહિત હોય તો પણ તેના દોષનું કીર્તન કરાય

પોતાના ઘરમાં પેઠો, અને વસવાનું માગીને ઘરના એક પ્રદેશને વિષે સૂતો. તે વખતે ઘરની પાસે રહેનારા એક પુરુષની સાથે ઇચ્છા પ્રમાણે વિલાસ કરતી તે વસુંધરીને મેં પોતે જ જોઇ, તેથી મિત્રના વચનને વિષે મારો નિશ્ચય થયો કે બાળચંદ્રે સાચું જ કહ્યું છે, પણ મોટા મોહવડે મૂઢ થયેલી મતિવાળા મેં તથાપ્રકારે તે અંગીકાર કર્યું નહીં. તો હવે શું પ્રત્યક્ષ થઇને આ પાડોશી દુરાચારીનો નિગ્રહ કરું ? કે આ દુષ્ટ ભાર્યાની નાસિકાના છેડાને કાપીને ઘરમાંથી કાઢી મૂકું ? અથવા તો આમ કરવાથી શું ? પ્રથમ તો રાત્રિના છેડા સુધી તેઓના દુર્વિલાસને હું જોઉં " એમ વિચારીને મૌન રહ્યો. પરંતુ ઉપપતિના મનમાં તર્ક ઉત્પન્ન થયો કે–" આના ભર્તાએ ચાર તરીકે મોકલેલો આ કાપડી કદાચ હશે ? " એમ વિચાર થવાથી તે મને જોવા ઊભો થયો. પછી મારી સમીપે તે આવ્યો. મેં તેને જાણ્યો. તે ઊભો રહ્યો. ફરીથી કપટવડે સૂતો, તેણે મને ઓળખ્યો, અને આ પોતાનો અભિપ્રાય વસુંધરીને કહ્યો. ત્યારે શંકા પામેલી તે આના નિશ્ચયને નિમિત્તે ધીમે ધીમે ( મારી ) પાસે આવવા લાગી. તે વખતે દૈવના દુર્યોગના વશથી મને મોટો ખાંસીનો ઉપદ્રવ થયો, તેથી તે જાણવાવડે કરીને શીઘ્રપણે તે પાછી વળી. તેણીને ઉપપતિએ પૂછ્યું કે–" આ શું ? " તેણીએ કહ્યું કે–" કાર્ય નાશ પામ્યું. તે આ મારો પતિ કાપડીના કપટવડે આપણા દુર્વિલાસને જોવા માટે પોતે આ પ્રમાણે રહ્યો છે. " ઉપપતિએ કહ્યું કે–" ત્યારે હવે હું શું કરું ? " તેણીએ કહ્યું કે–" આને મારી નાંખ. " તેણે કહ્યું કે–" જો શસ્ત્રવડે આને હણું, તો તેના શરીરમાંથી ઉઠેલી ( નીકળેલી ) રુધિરની ધારાની શ્રેણિ લોકોના નેત્રના વિષયમાં આવવાથી અવશ્ય આપણા નાશને માટે થાય. તેથી આને પાડીને અત્યંત ગળાનું વેટક ( દાબણું ) આપવાવડે ઉચ્છ્વાસ રહિત કરીને મૂકીએ. " આ પ્રમાણે નિશ્ચય કરીને તે બન્ને દોડયા, મને એકદમ ગ્રહણ કર્યો ( પકડયો ), ભૂમિ ઉપર પાડ્યો, માટીના પિંડની જેમ લાકડી અને મુષ્ટિવડે મને કૂટ્યો, તથા મારા કંઠપ્રદેશને વિષે તેવા કોઇપણ પ્રકારે અંગૂઠો સ્થાપન કર્યો, કે જેથી હું ચેતના રહિત થઇને કાષ્ઠની જેમ પૃથ્વીપીઠ ઉપર પડયો. પછી 'સર્વ પ્રકારે આ મરી ગયો' એમ નિશ્ચય કરીને અહીં રાજમાર્ગમાં મને મૂક્યો. પછી આયુષ્યના નિરુપક્રમપણાએ કરીને તથા આવા પ્રકારના ભાવના અવશ્યંભાવિપણાએ કરીને ચંદ્રના કિરણોના સમૂહવડે વ્યાપ્ત થયેલા દેહવાળો હું ચેતના પામ્યો, અને પ્રભાત સમયે જીવતો થયો. આવા પ્રકારના અનર્થનું નિમિત્ત સ્ત્રીજન છે. " આ પ્રમાણે બોલતો હું પોતાને સ્થાને ગયો. આ વૃત્તાંત રાજાએ સાંભળ્યો ત્યારે તેની ભાર્યાના નાક કાન કાપીને તેને ગામ બહાર કાઢી મૂકી. અને બીજા-( જારપુરુષ )ને ગધેડા ઉપર ચડાવી નગરમાં સર્વ ઠેકાણે ભમાડી મરણ પમાડયો. " આ પ્રમાણે સાંભળીને મનમાં અત્યંત વૈરાગ્યને પામેલો પવનવેગ વિદ્યાધર આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો કે–" અહો ! જુઓ. વિષયરૂપી વિષ અને માંસમાં લુબ્ધ થયેલા જીવો પરમાર્થનો વિચાર કર્યા વિના કોઇપણ પ્રકારે તેવી રીતે વર્તે છે, કે જેથી સંસારરૂપી સમુદ્રમાં

પડે છે (ડૂબી જાય છે). અનીતિરૂપી નટના પેટકના નાટક જેવો અને દુઃખરૂપી વૃક્ષોના દંગ (ઢગલા-સમૂહ) જેવો વિષયનો વ્યાસંગ જેઓએ થોડો પણ નથી કર્યો, તેઓ ધન્ય છે. આ વિષયનો વ્યાસંગ સારા જ્ઞાનરૂપી નેત્રને અંધકાર જેવો છે, વિવેકરૂપી તારાઓનો અપહાર (અદૃશ્ય) કરવામાં મેઘપટલ જેવો છે; લજ્જારૂપી કમળને હિમના સમૂહની વૃષ્ટિ જેવો [1]દુર્ધર્ષ છે, સુગતિરૂપી વનને બાળવામાં મોટા અગ્નિ જેવો છે, (સુગતિરૂપી) મોટા પર્વતના શિખરનો નાશ કરવામાં વજ્ર જેવો છે, તથા દુર્વાસનારૂપી મોટા સમુદ્રને ઉછાળવામાં મોટા ચંદ્રોદય જેવો છે. તેથી કરીને હવે ધર્મની બુધ્ધિવાળા મારે મોટા અનર્થના એક કારણરૂપ અને સાક્ષાત્ [2]ધૂમકેતુ જેવા સ્ત્રીના પરિગ્રહે કરીને સર્યું." આ પ્રમાણે નિશ્ચય કરીને તે પવનવેગે તે સમયે આવેલા સિંહરથ નામના રાજર્ષિ પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી, અને દુષ્કર તપનું આચરણ કરવામાં તત્પર થઇને વિહાર કરવા લાગ્યા. વિશેષ એ કે કોઇ પણ દુષ્કર્મના દોષવડે સૂત્રાર્થને જાણતો તે બુધ્ધિના વિપરીતપણાએ કરીને પ્રમાદના સ્થાનોમાં વર્તવા લાગ્યો. તેથી ગુરુએ મધુર વાણીવડે તેને કહ્યું કે-"હે વત્સ! કિંપાકના ફળની જેવા પ્રારંભમાં મધુર અને પરિણામે મહાદુઃખને ઉત્પન્ન કરનાર પ્રમાદને તું કેમ અનુસરે છે (સેવે છે)? શું આ પ્રમાદના ભયંકરપણાને તું જાણતો નથી? તે (ભયંકરપણું) આ પ્રમાણે છે—" ચૌદપૂર્વી, આહારક, મનજ્ઞાની વગેરે મહાપુરુષો પણ *(પ્રમાદ-પરવશ થતાં)* ત્યાંથી પડ્યા છતાં તે જન્મ પછીના તરતના બીજા ભવમાં નરકમાં પડે છે". આ નરકમાં પડવું તે પ્રમાદ વિના સંભવતું જ નથી. જો તેવા પ્રકારના સાધુઓને આ છે, તો તારા જેવાની શી ગણતરી? બીજા પણ જે કોઇ અત્યંત દુઃખ કરનારા અનર્થો થાય છે, તે સર્વે આ પ્રમાદે કરેલા જ થાય છે, તેથી તેના વિજયને માટે તું યત્ન કર. પ્રમાદ કરવામાં સુખ થોડું છે પણ દુઃખ તો સર્વથા અસંખ્ય છે, તેથી ઘણા સુખની ઇચ્છાવાળો કયો ડાહ્યો પુરુષ આ પ્રમાદનું આચરણ કરે? મનુષ્યપણું તુલ્ય છતાં પણ કેટલાએક મોક્ષાદિકમાં જે જાય છે, અને બીજા કેટલાક ઘોર નરકમાં જાય છે, તે અપ્રમાદ અને પ્રમાદની સ્ફુરણા તું જાણ." આ પ્રમાણે શિક્ષા આપેલો તે ફરીથી ભવનો ભય ઉત્પન્ન થવાથી કાંઇક ઘોર તપ કરીને, છેવટ મરણ પામીને સૌધર્મ દેવલોકમાં અત્યંત દેદીપ્યમાન શરીરવાળો દેવ તરીકે ઉત્પન્ન થયો. ત્યાં આયુષ્ય પાળીને આયુષ્યનો ક્ષય થયો ત્યારે ત્યાંથી ચ્યવીને અહીં વિક્રમસેન નામનો તું રાજપુત્ર થયો છે. હે રાજપુત્ર! પ્રથમ તું અત્યંત ગર્હિત(દુષ્ટ) આચારવાળો થયો, તેનું કારણ કલંક સહિત ચારિત્રના પરિણામની પ્રાપ્તિ છે. પ્રમાદરૂપ દોષવડે, સહસાવડે, અથવા અનાભોગવડે ખંડિત કરેલા અને વિરાધના કરેલા મૂલ ગુણોવાળાની આવી જ ચેષ્ટા હોય છે. પછી ફરીને પણ માર્ગાનુસારી-

૧ દૂર કરી ન શકાય તેવો. ૨ આઠમો ગ્રહ.

પણાથી પુણ્યની પરિણતિના વશવડે કોઇને દુર્નયને વિષે પણ સારી વિશેષ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. શક્રના ભયથી જેણે દીક્ષાને ગ્રહણ કરી હતી તે જમુણ નામના દંડ સાધુનું ખંડન કર્યા છતાં પણ તેની સુગતિનો લાભ સંભળાય છે. અહીં આ પ્રસંગે કરીને સર્યું. હે વિક્રમસેન ! જે તેં પૂછ્યું હતું કે પ્રથમ હું દુષ્ટ ચેષ્ટાવાળો કેમ થયો ? તેનું આ કારણ મેં કહ્યું. આ પ્રમાણે ભગવાને કહ્યું ત્યારે તે યુવરાજ પૂર્વ ભવની દુષ્ટ ચેષ્ટાનું સ્મરણ કરીને વારંવાર પોતાના આત્માને નિંદવા લાગ્યો, અને મનમાં સંવેગ ઉત્પન્ન થવાથી તે કહેવા લાગ્યો, કે-" હે ભગવાન ! તમે આ યથાર્થ ( સત્ય ) કહ્યું. નિર્ભાગ્યવાળો હું સંયમરૂપી રત્નને સર્વથા પ્રકારે અત્યંત અયોગ્ય છું. કે જે હું પૂર્વ ભવે તેવા પ્રકારના સુસાધુની સંગતિને પામ્યા છતાં પણ ધર્મક્રિયાને આશ્રીને સંઘટન અને વિઘટન તથા ફરીથી સંઘટનને હું પામ્યો હતો. અથવા તો હજુ પણ કાંઇ નાશ પામ્યું નથી કે જેથી દુષ્કૃત્યને કરનાર પણ હું તમારા ચરણરૂપી ચિંતામણીના વિષયને પામ્યો છું, તેથી હવે મારે ગૃહવાસવડે સર્યું. સર્વ સાવદ્ય ક્રિયાના ત્યાગની પ્રધાનતાવાળી, સારા જ્ઞાનાદિક ગુણરત્નોના નિધાનરૂપ અને મોક્ષ નગરના રાજ્યને સાધનારી પ્રવ્રજ્યા મને આપો." ત્યારે કેવળીએ કહ્યું કે-" હે રાજપુત્ર ! તારી જેવાને આ ઉચિત છે, પરંતુ માતાપિતાને બોધ આપીને, ભગવાન જિનેશ્વરની પૂજા કરીને, તથા વૈભવને ઉચિત દીનાદિકને સંતોષ પમાડીને મોટા હર્ષથી પ્રવ્રજ્યા લેવી જોઇએ, એવો અનુક્રમ છે. તેથી આ રીતને અનુસરવાવડે તારી જેવાને ઉદ્યમ કરવો યોગ્ય છે." તે સાંભળીને 'તહત્તિ' ( બહુ સારું ) એમ ગુરુના વચનને અંગીકાર કરીને રાજપુત્ર અલક્ષિત[1] ( શીઘ્ર ) પ્રયાણવડે માતાપિતાની પાસે ગયો ત્યાં વિનયના પ્રયોગપૂર્વક પોતાના આત્માને મૂકાવીને, જિનપૂજાદિક પૂર્વે કહેલા વિધાનને કરાવીને તે રાજપુત્રે કેવળીની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. પછી પાંચ પ્રકારના આચારનું પાલન કરવામાં તત્પર રહીને તે ચિરકાળ સુધી સંયમલક્ષ્મીનું પાલન કરી અનશનાદિક કરવાવડે પ્રાણનો ત્યાગ કરી પ્રાણત કલ્પને વિષે દેવ થયો. ત્યાં કથા, ખ્યાતિ વિગેરેને ઉલ્લંઘન કરનારા મોટા સુખના સમૂહને ભોગવીને આયુષ્યનો ક્ષય થયો ત્યારે ત્યાંથી ચ્યવીને **વિદેહ** દેશના અલંકાર જેવી **મિથિલા** નગરીમાં **નમિ** નામના મોટા રાજાની **યશોધરા** નામની પટ્ટરાણીના ગર્ભને વિષે સારા સ્વપ્નવડે સૂચવન કરાતો તે પુત્રપણે ઉત્પન્ન થયો. ઉચિત સમયે તેનો જન્મ થયો, તેનું વર્ધાપન કર્યું, બારમો દિવસ પ્રાપ્ત થયો ત્યારે તેનું **વારિસેન** નામ સ્થાપન કર્યું. કાળના ક્રમે બાળપણું પામ્યો, તેને કળાનો સમૂહ ગ્રહણ કરાવ્યો. પૂર્વ ભવમાં અભ્યાસ કરેલા ચારિત્રના પ્રત્યયથી તે રાજ્યાદિકમાં આસક્ત થતો નથી, સ્ત્રીઓની સાથે રમતો નથી, તથા નંદન ઉદ્યાન વિગેરેમાં આનંદ પામતો નથી. કેવળ-" દ્વાદશાંગીને જાણનારા નિઃસંગ સાધુઓ કયાં હશે ? કર્મની મલિનતાને હણનારા કેવળી ભગવાન કયાં હશે ? તથા અપરિમિત લબ્ધિવાળા ચૌદપૂર્વીઓ

૧. કોઈ ન જાણી શકે તેમ.

ક્યાં હશે ?" આ પ્રમાણે હંમેશાં જોતો અને પર્યુપાસના કરતો તે દારસંગ્રહને નહીં કરતો અને સંસારના સુખની અભિલાષા નહીં કરતો પ્રવ્રજ્યાના ગ્રહણના વિષયમાં માતાપિતાની આજ્ઞા લઈને કેટલાક રાજપુત્ર સહિત મારી કેવળજ્ઞાનની લક્ષ્મીને સાંભળીને આશ્રમસ્થાનને વિષે આવ્યો, અને પ્રવ્રજ્યા ગ્રહણ કરી. હે શ્રી અશ્વસેન રાજા! ત્યારપછી તે આ મહાત્મા ગણધરપદને પામ્યો.

આ પ્રમાણે સાતમા ગણધરના વિષયવાળી વક્તવ્યતા કહી, હવે આઠમા ગણધરના વિષયવાળી તે વક્તવ્યતાને હું કહું છું, તે તમે સાંભળો.—

---

## આઠમા ગણધરનો વૃત્તાંત.

આ જ જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે કુણાલ નામના દેશમાં કુશસ્થળ નામનું ગામ છે. ત્યાં **કોલ્લાક** નામનો ગૃહપતિ છે, તેને **વઈસા** નામની ભાર્યા છે. તેમને **સંતડ** નામનો પુત્ર અને **દેવકી** નામની પુત્રી છે. તે બન્ને પરસ્પર સ્નેહમાં સંગત થઇ ગૃહકાર્યમાં વર્તે છે. કાળના ક્રમે કરીને પિતાએ તે બન્નેને પરણાવ્યા, પરંતુ કોઈ પણ દુષ્કર્મના યોગથી ચોથા મંડળનું પરિભ્રમણ અર્ધ થયું ત્યારે દેવકીનો વર વિહ્વળ અંગવાળો થયો. તેના નેત્રનો વ્યાપાર નાશ પામ્યો, ઊંચો ઉચ્છ્વાસ વૃદ્ધિ પામ્યો, કટીયંત્ર અતંત્ર (શિથિલ) થયું. જેટલામાં સ્વજનવર્ગ અહીંથી તહીંથી કાંઈક વૈદ્યનું ઓષધ અને મંત્રાદિક કરે છે, તેટલામાં તે મરણ પામ્યો. તે વખતે અત્યંત દુઃખી થયેલા બન્ને પક્ષના જનોએ હાહારવપૂર્વક રૂદનનો શબ્દ કર્યો, તેની ઊર્ધ્વ દેહક્રિયા કરી. પછી "હવે શું કરવું ?" "અરે! બીચારી દેવકી કઈ ગતિને પામશે ?" એમ કોલ્લાક ખેદ પામવા લાગ્યો. આ અવસરે ગામના વૃદ્ધજનો ઊભા થયા અને કહેવા લાગ્યા કે-"ચોથું મંડલક સમાપ્ત નહીં થવાથી તેને ફરીથી બીજા વરને પણ અપાય તથા ઋષિનું વચન પણ એવું છે કે-"**गते मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ। पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥ १ ॥**" (પતિ નાશી ગયો હોય, મરણ પામ્યો હોય, પ્રવ્રજ્યાવાળો થયો હોય, નપુંસક હોય અને પતિત (ભ્રષ્ટ) થયો હોય, આ પાંચ આપત્તિમાંથી કોઇ એક હોય ત્યારે તે નારીનો બીજો પતિ કરાય છે.) ત્યારે કોલ્લાકે કહ્યું કે—

"પતિના હાથને લાગેલી કન્યા તે પતિના મરણને લીધે જો બીજાને અપાય, તો તે અમારા કુલમાં મોટું કલંક છે, તેથી હું તેવા પ્રકારના વ્યવહારમાં નહીં પ્રવર્તું." ત્યારે "જેમ તને રૂચે તેમ કર." એમ બોલતા ગામના જનો પોતાને સ્થાને ગયા. હવે તે દેવકી મોટા વૈધવ્યના દુઃખરૂપી વજ્રાશનિના પડવાવડે વજ્ર જેવા શરીરવાળી જાણે જીવિતવડે ત્યાગ કરાઇ હોય અને જાણે મોટી મૂર્છાના આવવાવડે સર્વ અંગે આલિંગન કરાઈ હોય તેમ જરાપણ શરીરના

સત્કારને નહીં કરતી અને ભોજનાદિક કાર્યને નહીં ઇચ્છતી ત્યાંસુધી રહી, કે જ્યાંસુધી દિવસની લક્ષ્મી ( શોભા ) નાશ પામી. તે વખતે સંધ્યા પ્રગટ થઇ, પક્ષીઓનો કોલાહલ પ્રસર્યો અને તમાલ વૃક્ષના ગુચ્છ જેવો અંધકારનો સમૂહ ઉછળ્યો. તે વખતે હૃદયમાં નહીં સમાતા શોકનાં સમૂહવાળી તે પોતાનો અભિપ્રાય કોઇને નહીં કહીને " હવે મારે જીવવાથી શું ? " એમ નિશ્ચય કરીને આસન ઉપરથી ઊઠી. સંધ્યાના દીવાની જેમ ઘરના જનો પોતપોતાનું કાર્ય કરવા લાગ્યા ત્યારે કોઇના પણ જાણવામાં નહીં આવેલી તે ઘરમાંથી બહાર નીકળી, અને " ફરીથી આવા પ્રકારના દુઃખનું ભાજન ( સ્થાન ) હું ન થાઉં. " એમ બોલતી તે ઘરની પાસે જ રહેલા [1]અગાધ કૂવામાં તરત જ પડી. તે વખતે " કૂવામાં આ શું પડયું ? " એવો મોટો કોલાહલ થયો, લોકો દોડયા, યુવાન પુરુષો કૂવામાં પેઠા ત્યાં દેવકીને દીઠી, તેને બહાર કાઢી, તે વખતે તે જીવિત રહિત થઈ. ત્યારે બમણા દુઃખને પામેલા માતાપિતા વિગેરે સ્વજનોએ તેનું પારલૌકિક કૃત્ય કર્યું. ત્યારપછી તેના માતાપિતાને તેણીના મરણથી તેવો કોઇપણ પ્રકારનો ચિત્તસંતાપનો [2]અતિરેક થયો, કે જેથી તે બન્ને જણ મરણ પામ્યા. પછી વિશેષે કરીને મોટા વિરહના દુઃખને પામેલો સંતડ માતા પિતાના શરીરના સત્કારાદિક ( સંસ્કારાદિક ) શેષ કૃત્ય કરીને, તેના અસ્થિ( હાડકાં ) ગ્રહણ કરીને તેનો પ્રવાહ કરવા માટે ગંગા મહાનદી તરફ ચાલ્યો, જતો તે મોટી અટવીમાં પડ્યો ( આવ્યો ). ત્યાં તસ્કરોએ હાથમાં પોટલીવાળા તેને જોયો અને તે લેવા માટે તેઓએ આરંભ કર્યો ત્યારે અસ્થિના રક્ષણને માટે તે વેગથી નાઠો. તેની પાછળ તસ્કરો દોડ્યા. તેઓએ તેની પીઠના પ્રદેશમાં યષ્ટિવડે માર્યો. તે ઘાતથી ઘેઘુર થયેલા શરીરવાળો તે પૃથ્વીતળ ઉપર પડ્યો, તો પણ માતાપિતાના પ્રણયવડે અસ્થિની પોટલી નહીં મૂકતા તેને તેઓએ મુષ્ટિવડે માર્યો તેના કંઠ ઉપર પગ મૂકીને ધનમાં મૂઢ થયેલા તેઓએ તે અસ્થિની પોટલી ઉપાડી અને ઇચ્છિત પ્રદેશમાં ગયા. પરિશ્રમવડે અને તસ્કરોએ કરેલા નિર્દય ઘાતના સમૂહવડે શરીરની મોટી વેદના પામેલો તે સંતડ વિચારવા લાગ્યો કે-" માણસ મનમાં જૂદું ચિંતવે છે અને તેનાથી બીજું જ સમય આવી પડે છે, તેથી અધમ વિધાતાનો વ્યાપાર વિચારને ઉલ્લંઘન કરે તેવો કોઇક જૂદો છે. જો ઇંદ્રિયાર્થના વિષયમાં પ્રવર્તતા જીવને નિર્દય મનવાળો વિધાતા વિઘ્ન કરે, તો તે ભલે કરો, તેમાં હું તેનો દોષ દેખતો નથી, પરંતુ પિતૃજનના શરીરના અસ્થિને તીર્થમાં પ્રવાહ કરવાના મનવાળા મને આ પ્રમાણે વિઘ્ન કરે, તો તે મને અત્યંત અયુક્ત ભાસે છે. અથવા તો હીન બુદ્ધિવાળો વિધાતા સર્વે મનવાંછિતને હણે છે. જો આટલું પણ તે સહન કરતો નથી, તો મારે મરવું જ યોગ્ય છે. મારા આ જીવિતને ધિક્કાર છે કે જેને ( મારે ) માતા નથી, પિતા નથી, બહેન નથી, તથા મનવાંછિત બીજું પણ કાંઇ પ્રાપ્ત થયું નથી. પૂર્વે કરેલા સુકૃતના સમૂહવડે ઘણા

૧ તાગ ન આવે તેવા. ૨ અધિકપણું.

વાંછિત અર્થ પૂર્ણ થયા છતાં પણ કેટલાક ધન્ય પુરુષો મનુષ્યભવને વિષે રાગી થતા નથી અને ઉત્તરોત્તર દેવલોકના અનુપમ સુખની સંપત્તિ ઇચ્છે છે. તથા આ લોક સંબંધી અર્થના સમૂહને તૃણ જેવા માને છે, પરંતુ અમારી જેવા મૂઢજનો અનેક દુઃખના સમૂહરૂપી કાદવમાં મગ્ન થયા છતાં પણ ખાઇમાં પડેલા ભુંડની જેમ અહીં જ નિવાસને ઇચ્છે છે." આ પ્રમાણે મહાનુભાવ માતાપિતાના અસ્થિની પોટલીનો નાશ થવાથી મનમાં મોટા દુઃખને વહન કરતો મરણ પામવાના મનવાળો થઇ અત્યંત મોટા શિવલિ નામના વૃક્ષ ઉપર ચડયો. ગળામાં બાંધવા માટે વલ્લીના સમૂહથી બનાવેલો પાશ તૈયાર કર્યો. આ અવસરે એક શુક (પોપટ) પોતાના કોટરમાં (માળામાં) આવ્યો. તેને શુકીએ સ્ફુટ વાણીવડે કહ્યું કે-"હે પ્રિયતમ! કેમ આટલી બધી રાત્રિએ તું આવ્યો?" શુકે કહ્યું-"હે પ્રિયા! આજે મેં આશ્ચર્યભૂત વૃત્તાંત સાંભળ્યું. તેમાં મને ઘણી વાર લાગી." તેણીએ કહ્યું-"જો એમ છે, તો મને પણ તે વૃત્તાંત કહે." તેણે કહ્યું-"સાંભળ-હું આજે કોઇપણ પ્રકારે મલયગિરિ ઉપર ગયો. ત્યાં શંખપુરના સ્વામી શ્રેષ્ઠ રાજર્ષિ **સૂરદેવ** નામના સાધુ દુષ્કર તપના માહાત્મ્યવડે વિશેષ પ્રકારની જંઘાચારણ લબ્ધિ પામ્યા. પછી વિઘ્ન રહિતપણે ધર્મધ્યાનના પ્રકર્ષ ઉપર ચડવા માટે એક નિર્જન વનનિકુંજને વિષે કાયોત્સર્ગે રહ્યા. ત્યાં એક **સોમિલ** નામનો બ્રાહ્મણ શંકા પૂછવાની ઇચ્છાથી તે સાધુની સમીપે આવ્યો. સાધુ પણ તે વખતે વિકળતા રહિત (દઢ) કાયોત્સર્ગ કરી અંગોપાંગ સહિત શરીરના નિરોધવડે તરંગ રહિત મોટા સમુદ્રના મહિમાની તુલના કરતા તેવા પ્રકારના ધ્યાનના પ્રકર્ષ ઉપર ચડયા, કે-જેમાં પ્રલય કાળના શીતળ પણ પવનની વ્યાપ્તિ તેને થઇ નહીં. કઠોર પવનથી પ્રેરાયેલો અગ્નિ પણ તેના દેહને ઉપદ્રવ કરી શકતો નહોતો. દેવ અને અસુર સહિત લોક પણ હળબોળ (ઘોઘાટ) કરીને તેને ચલાયમાન કરી શકતો નહોતો, તો પછી ભુજંગ (સર્પ) વિગેરે દુષ્ટ પ્રાણીઓની પીડાને તો કોણ (કેમ) ગણે? આવા પ્રકારના ધ્યાનમાં એકાગ્ર મનવાળા, શૈલરાજ(મેરુ)ની જેવા સ્થિર અને સૌમ્યતાવડે કરીને જાણે ચંદ્રબિંબ પૃથ્વી પર આવ્યું હોય તેવા તેને જોઇને તેના મુખની સન્મુખ પોતાના લોચન સ્થાપન કરીને તે બ્રાહ્મણ ત્યાં સુધી રહ્યો, કે જ્યાં સુધી તે સાધુ ધ્યાનને મૂકીને શિલા ઉપર બેઠા. તે વખતે પોતાના કપાળપટ્ટવડે ભૂમિતળનો સ્પર્શ કરી, શ્રેષ્ઠ મુનિને વાંદી તે બ્રાહ્મણે પૂછયું કે-"હે ભગવાન! ચિર કાળે મેં તમને ચિંતારત્નથી પણ અતિ દુર્લભ દર્શનવાળા કોઇ પણ પ્રકારે પ્રાપ્ત કર્યા તો હવે મને તમે કહો કે-મેં અન્ય (પૂર્વ) ભવને વિષે શું કર્યું હતું? કે જેથી બીજા બીજા વ્યાધિથી શરીરની પીડાને પામેલો હું તીક્ષ્ણ બાણની શય્યામાં સુતેલાની જેમ સુખને પામતો નથી." તે સાંભળીને નિર્મળ અવલોક(જોવા)વાળા અવધિજ્ઞાનવડે તેના દુષ્કર્મને જાણીને કરુણાવડે પૂર્ણ હૃદયવાળા તે સાધુ કહેવા લાગ્યા કે-"હે બ્રાહ્મણ! તું અને તારો ભાઇ જે પ્રકારે દુઃખના સમૂહનું ભાજન થયા છો, તે પ્રકારે તે સર્વ હું કહું છું. તું સાવધાન ચિત્તવાળો થઇને સાંભળ.—

ગજેંદ્રના કુળવડે જેનો અવકાશ ( પ્રદેશ ) વ્યાપ્ત છે, તથા વૃક્ષના સમૂહની ગહનતાવડે સૂર્યના કિરણોના પ્રસારને નિવારણ કરનાર, અને ક્રોધવાળા વનના રેરિભ( પશુ )વડે પરસ્પર પ્રારંભ કરેલા શીંગડાની છટાના આસ્ફોટનવડે ઉછળતા અગ્નિના કણિયાવડે ભયંકર દાવાનળવાળી **વિંધ્યાટવી** નામની મોટી અટવી છે. ત્યાં એક પ્રદેશમાં રહેલા આશ્રમપદને વિષે બે બ્રાહ્મણના પુત્રો માતાપિતા સાથે કજીયો કરીને આવ્યા. ત્યાં કુલપતિએ ધર્મ કહેવાથી પ્રતિબોધ પામી તાપસવ્રત તેમણે અંગીકાર કર્યું. પછી કંદ, મૂળ અને ફલાદિકના ભોજનવડે, ત્રણે સંધ્યાએ દેવની પૂજા કરવાવડે અને અતિથિજનનું સન્માન કરવાવડે પ્રવર્તતા તે બન્ને દિવસોને નિર્ગમન કરવા લાગ્યા. એક વખત તેવા પ્રકારના વિશેષ ફળોની પ્રાપ્તિ નહીં થવાથી પરિપક્વ થયેલા અને દેખાતી મનોહર કાંતિવાળા ઉમરાના ફળો વનમાંથી લઈને આવ્યા. અને દેવતા તથા અતિથિનું સ્મરણ કરીને ભોજન કરવા લાગ્યા. તે વખતે તે ફળો ફોડીને જેવામાં સૂક્ષ્મ દૃષ્ટિવડે જુએ છે, તેવામાં ચોતરફ કૃમિની આકૃતિવાળા ઘણા જીવો જોયા. તે વખતે મોટી વિચિકિત્સાને પામેલા તે પરસ્પર વિચારવા લાગ્યા કે –" આ કયો ધર્મ કહેવાય ? કે જેમાં જીવોનો વધ થાય ? પહેલાં ગુરૂએ કંદ, મૂળ અને ફળના ભેદો નિર્જીવ છે એમ ગુરુએ કહ્યા હતા, તે આવાં પ્રકારના દેખાય છે તો તેને સાધુ કેમ ખાય ? તેથી હવે અહીંથી દૂર પ્રદેશમાં રહેલા હસ્તિ તાપસ પાસે જઈને " પોતાના એકને જ માટે અનેક જીવો હણવા, તે શું યોગ્ય છે ? " એમ આપણે પૂછીએ. નહીં પરીક્ષા કરેલા સુવર્ણની જેમ નહીં વિચારેલા ધર્મનો વ્યાપાર અવશ્ય સારો નથી. " આ પ્રમાણે નિશ્ચય કરીને તે બન્ને હસ્તિ તાપસની પાસે ગયા. ત્યાં આદરપૂર્વક તેને પ્રણામ કરીને પૃથ્વીપીઠ ઉપર બેઠા અને વિનયથી મસ્તક નમાવીને પૂર્વે કહેલા સંશયના અર્થને પૂછવા લાગ્યા. ત્યારે તે તાપસે વિચાર કરીને કહ્યું કે–સર્વ પ્રાણીઓના સમૂહને સુખ આપનારાં તાપસોને આ કંદાદિકનું ભોજન સર્વથા અયોગ્ય છે, તેથી કરીને જ અમારા ગુરુએ હાથીના માંસની અનુજ્ઞા આપી છે. એક જ વધવડે કરીને હાથીનું માંસ ઘણા દિવસ સુધી શરીરની સ્થિતિ કરે છે, તેથી તે બહુ ગુણવાળું છે. જેથી કરીને એક જીવના વધવડે અનેક પ્રાણીઓનું રક્ષણ થાય તે મોટો ધર્મ છે, તેથી કરીને તે હાથીનો વધ પણ દોષ કરનાર નથી. ઘણા ગુણોની સિદ્ધિને માટે દોષના લેશનું હોવાપણું ઇષ્ટ જ છે. જેમ સર્પે ડસેલી આંગળીનો છેદ કરવો તે બાકીના શરીરની રક્ષાને માટે યોગ્ય જ છે. " આ પ્રમાણે પોતાની બુદ્ધિથી હેતુ અને ઉદાહરણનો સમૂહ કહેવાવડે તે તાપસે તે બન્ને મુગ્ધના ચિત્તનું આકર્ષણ કર્યું. ત્યારે તે બન્નેએ હસ્તિ તાપસના વ્રતને અંગીકાર કર્યું. ત્યાર પછી તેની વિધિ પ્રમાણે વર્તતા અને અજ્ઞાનથી હણાયેલી બુદ્ધિવાળા તે બન્ને ધર્મના મિષવડે ઘણું પાપ બાંધીને મરણ પામીને વ્યંતરને વિષે ઉત્પન્ન થયા. ત્યાં દશ હજાર વર્ષનું આયુષ્ય પાળીને ચ્યવીને **કૌશાંબી** નગરીમાં તે બન્ને એક ગરીબ બ્રાહ્મણના પુત્ર થયા. ત્યાં અભ્યાસ કરીને વેદ અને શાસ્ત્રમાં કુશળ થયા. યજ્ઞની

ક્રિયામાં તથા પિતૃશ્રદ્ધાદિક કરવામાં કાર્ય કરવાવાળા (હુશિયાર) થયા. તેથી રાજા, ઈશ્વર, શ્રેષ્ઠી અને સેનાપતિ વિગેરે યજ્ઞાદિક કરાવવા માટે તેમને બોલાવતા હતા. એક દિવસ કૌશાંબીના રાજાએ દુઃસ્વપ્ન જોયું, ત્યારે તેણે વેદશાસ્ત્રના પરમાર્થને જાણનારા ઉપાધ્યાયોને પૂછ્યું કે –"આનું શાંતિવિધાન શું કરવું ?" તેઓએ કહ્યું કે–"હે દેવ ! એકસોને-આઠ અશ્વોવડે હોમની વિધિ કરો, કેમકે આ કરવાથી દુઃસ્વપ્ન, કુગ્રહ, દુષ્ટ નિમિત્ત, ભૂત અને પ્રેતની પીડાઓ શાંત થાય છે." ત્યારે રાજાએ અશ્વમેધ યજ્ઞની સામગ્રી તૈયાર કરાવી, એકસોઆઠ શ્રેષ્ઠ અશ્વો મંગાવ્યા, અગ્નિકુંડ ખોદાવ્યા, પછી પહેલાં કહેલા બે બ્રાહ્મણનાં પુત્રોને બોલાવ્યા, તથા રાજાએ પૂજા સત્કારપૂર્વક તેમને યજ્ઞ-કાર્યને વિષે નીમ્યા, ત્યારે તેમણે અશ્વોને અધિવાસિત કર્યા. દરેર સામગ્રી તૈયાર થયા પછી અશ્વમેધ યજ્ઞનો પ્રથમ ઉપક્રમ પ્રારંભ્યો. પછી યજ્ઞ કરનાર તથા કરાવનારની રક્ષા, શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, વૃદ્ધિ માટેનો સિદ્ધ ભગવંતો અને શ્રી તીર્થંકરદેવાધિદેવોના નામપૂર્વકનો આ પ્રમાણે મંત્રોચ્ચાર કર્યો ॥ ॐ लोक प्रतिष्ठितान् चतुर्विंशती तीर्थंकरान् ऋषभाद्यान् वर्धमानान्तान् सिद्धान् शरणं प्रपद्यामहे, ॐ पवित्रमग्निमुपस्पृशामहे, येषां जातं सुजातं येषां धीरं सुधीरं येषां नग्नं सुनग्नं ब्रह्मचारिणां उदितेन मनसा अनुदितेन मनसा देवस्य महर्षिभिर्महर्षयो जुहोति, याजकस्य यजंतस्य च एषा रक्षा भवतु शान्तिर्भवतु शक्तिर्भवतु श्रद्धा भवतु तुष्टिर्भवतु वृद्धिर्भवतु स्वाहा ॥ ઉપર પ્રમાણે શાંતિમંત્રનો ઉચ્ચાર કરીને જેટલામાં અશ્વના સમૂહને હોમવાનો આરંભ કરવા માટે તે બન્ને બ્રાહ્મણપુત્રો પ્રવર્ત્યા, તેટલામાં એક અશ્વને તેવા પ્રકારનો ઉપક્રમ જોવાવડે જાતિ-સ્મરણ થયું, તેથી તેણે પૂર્વભવ સંભાર્યો, કે–" આ પ્રમાણે હું ચિરભવને વિષે બ્રાહ્મણોવડે હણાઈને અગ્નિમાં હોમાયો છું, તેથી હવે હું તેવું કરું કે જે પ્રકારે આ બન્ને ઉપાધ્યાયના વિનાશવડે બાકીના સર્વ અશ્વોને શાંતિ થાય." એમ વિચારીને પછી તેણે પોતાની પાછલી તીક્ષ્ણ ખરીના પ્રહારવડે તે બન્નેને હૃદયસ્થળમાં તેવી રીતે હણ્યા, કે જેથી તે બન્ને મરીને પ્રાણીની હિંસારૂપી મોટા મિથ્યાત્વના માર્ગની પ્રરૂપણા વિગેરે પાપના સ્થાનોવડે ઉપાર્જન કરેલા પાપના સમૂહવડે ભારે શરીરવાળા થઈને લોઢાના પિંડની જેમ **સીમંતક** નામના નરકાવાસરૂપી ગંભીર ગુફામાં નિમગ્ન થયા (ઉત્પન્ન થયા). અને ત્યાં તર્જન, તાડન, સામલી વૃક્ષ ઉપર આરોપણ, વૈતરણી નદીમાં પ્રવાહન, છેદન, ભેદન, વજ્રશિલા ઉપર આસ્ફાલન, વજ્રાનલ અને કુંભીપાક વિગેરે મોટા દુઃખના સમૂહને સંદેહ રહિત ચિરકાળ સુધી અનુભવીને આયુષ્યકર્મ ક્ષીણ કરી ત્યાંથી નીકળીને ફરીથી **જવલન** નામના બ્રાહ્મણના તે બન્ને પુત્ર થયા. પૂર્વભવમાં સાથે ભમવાના સંબંધથી પરસ્પર પ્રેમવાળા તે વૃદ્ધિ પામ્યા. વેદનું પઠન વિગેરે બ્રાહ્મણના સદાચારને નહીં કરતા દ્યૂતાદિકના વ્યસનથી હણાયેલા અને મનવાંછિત ધનને નહીં મેળવતા તે બન્ને ચોરી વિગેરેમાં પ્રવર્ત્યા, તે તેમના પિતાએ જાણ્યું, તેથી રાજાના કારણિક પુરુષની સમક્ષ ટેરવે

તિરસ્કાર કરીને તેમને પોતાના ગૃહમાંથી કાઢી મૂકયા. આમતેમ ભમતા તે બન્ને **ભૂતિલ** નામના ધાતુવાદીને મળ્યા. તેણે તેમને ભોજન કરાવ્યું અને કાંઇક વસ્ત્ર વિગેરે આપવાવડે તેમનું સન્માન કર્યું.

પછી તેમને કહ્યું કે–" અરે ! જો તમે મારું વચન અંગીકાર કરો, તો હું તે પ્રકારે કરું, કે જે પ્રકારે મોટી ઋદ્ધિના વિસ્તારવાળા થઇને તમે મરણ પર્યંત વિત્તનો વ્યય કર્યા છતાં પણ કુબેરની જેમ અખૂટ ધનવાળા વિલાસ કરી શકો." ત્યારે તેમણે કહ્યું કે–" તમે જે આજ્ઞા આપશો તે અમે હમણાં કરશું." એમ કહીને તેની સેવા કરવા લાગ્યા. પછી દૃષ્ટિને મોહ પમાડનાર તેણે એક કરિપ ( કર્ષ ) પ્રમાણ સુવર્ણને સિદ્ધ કરનાર પ્રગટ પ્રયોગ દેખાડ્યો ત્યારે તે બન્ને વિશેષે કરીને તેની સેવા કરવામાં તત્પર થયા. એક દિવસ તે ભૂતિલ ધાતુવાદીએ તે બન્નેને કહ્યું કે–" હે પુત્રો ! હમણાં ઔષધિના રસને અનુવેધ કરવામાં સારભૂત રસ નથી, તેથી તમે તુંગાર નામના મોટા પર્વત ઉપર ચાલો, કે જેથી ત્યાં લક્ષવેધક નામની રસકુંપિકાથકી રસને ગ્રહણ કરીને આપણે પાછા આવીએ. અને પુત્ર, પૌત્રાદિક સાત સંતતિ ( પેઢી ) સુધી દારિદ્રને જલાંજલિ આપીએ." તે સાંભળી મુગ્ધ બુદ્ધિપણાએ કરીને તેમણે આ અંગીકાર કર્યું. પછી શુભ મુહૂર્તે ઘડા જેવડા બે તુંબડા અને બે દોરડા તથા તે કાળને ઉચિત બીજા પણ ઉપકરણના સમૂહ ગ્રહણ કરીને તે ભૂતિલ તેમની સાથે અખંડિત પ્રયાણવડે પૂર્વે કહેલા મોટા પર્વત ઉપર ગયો. ત્યાં અત્યંત ગંભીર રસનો કૂપ જોયો. સર્વે હર્ષને પામ્યા. ચારે દિશામાં ભૂતને બળિદાન નાખ્યું, યોગિનીનું કુળ તૃપ્ત કર્યું, પૂજાનો ઉપચાર કર્યો, પોતાના શરીર ઉપર ચંદનનો રસ લગાડ્યો, મન ઇચ્છિત ભોજન અપાવ્યું, બે શ્વેત વસ્ત્ર પહેર્યા, હાથમાં એક એક તુંબડાને ધારણ કરતા, તથા મજબૂત રીતે હાથને વિષે દોરડાને ધારણ કરતા તે બન્ને બ્રાહ્મણ પુત્રોને તે ભૂતિલે રસ કૂપની અંદર પ્રવેશ કરાવ્યો. તે વખતે અત્યંત જીવના અંતને કરનાર મોટા કષ્ટને વિચાર્યા વિના યમરાજના મુખરૂપી ગુફાની જેવા ભયંકર કૂવાને વિષે તે બન્ને પેઠા. એકાંતપણે ફળમાં આસક્ત થયેલા અને અત્યંત સ્વાર્થવાળા મૂઢ પ્રાણીઓ પ્રત્યક્ષ દેખાતા પણ પ્રાણના નાશને જેતા ( વિચારતા ) નથી, તેથી કરીને જ પતંગીયા વિગેરે તે મોટા રૂપવાળી પ્રદીપની શિખાને વિષે અવસ્થાન કરવાથી ભસ્મની રાશિપણાને પામે છે. પછી દોરડાના અવષ્ટંભ ( અવલંબન )વડે કટિતટને વિષે તુંબડાને બાંધીને જેટલામાં રસકૂપિકાની અંદર કાંઠા ઉપર પગ સ્થાપન કરીને નીચા મુખવાળા થઇને રસનું તુંબડું ભરવા લાગ્યા, તેટલામાં શુષ્ક શરીરવાળા અને ઉછળતા અનિષ્ટ ગંધના સમૂહવાળા જીવ રહિત પુરુષોને તેમાં જોયા. તે વખતે ભયના ભારવડે કંપતી કાયાવાળા અને " આ શું છે ? " એવા તર્કથી વ્યાકુળ થયેલા તે બન્ને વિચાર કરવા લાગ્યા કે–" કોઇ આ મુસાફરોએ તૃષાથી પીડા પામીને શું આમાં પ્રવેશ કરીને પછી આમાંથી નીકળવાનું નહીં જાણવાથી ક્ષુધાએ કરીને શું મરણ

પામ્યા છે ? અથવા તો રસ લેવાના અર્થી એવા આ જનોને અવિધિએ કરીને સાક્ષાત્ રસ ગ્રહણ કરવાથી કોપ પામેલા અહીં રહેલા ભૂતાદિકે શું આવી અવસ્થાને પમાડ્યા છે ? કૂવાની પૂજાને નિમિત્તે તેઓને અહીં નાંખ્યા છે ? કેમકે આવા પ્રકારના કાર્યની સિદ્ધિ પૂજા વિના થઇ શકતી નથી." આ પ્રમાણે જેવામાં ભયના ભારથી કંપતા શરીરવાળા તે બન્ને ઘણો વિચાર કરતા હતા, તેવામાં જાણે મરણને કહેતું હોય તેમ તેમનું ડાબું નેત્ર ફરકવા લાગ્યું. આ પ્રમાણે જાણે જીવિતથી મુક્ત થયા હોય તેમ તેમણે ધીમે ધીમે બન્ને તુંબડા ભરીને તેને દોરડાવડે બાંધ્યા અને ભૂતિલને જણાવ્યું. તેણે પણ કહ્યું કે– "પ્રથમ તુંબડાને કાઢું, પછી તમને ખેંચી કાઢીશ." ત્યારે યમરાજાએ જોયેલ તેમણે "તહત્તિ" અંગીકાર કર્યું. ભૂતિલ ખુશી થયો. બન્ને તુંબડાને ગ્રહણ કરીને કાર્યની સિદ્ધિવાળો તે બન્ને બ્રાહ્મણને રસકૂપકની પૂજાના નિમિત્તે યોજના કરીને ( બલિદાન આપીને ) પોતાના ઇષ્ટ સ્થાને ગયો. તે બન્ને બ્રાહ્મણપુત્રો ક્ષુધાથી પીડા પામીને મરણ પામ્યા. પછી તે બન્ને જઘન્ય આયુષ્યવાળા વ્યંતર કિલ્બિષિક દેવ થયા. ત્યાંથી આયુષ્યનો ક્ષય થયો ત્યારે ચ્યવ્યા છતાં તેમાંથી એક મલય પર્વતને તટે ( તળેટીયે ) બિલ્લેલક નામના નગરમાં હે ભદ્ર ! તું સોમિલ નામે બ્રાહ્મણનો પુત્ર ઉત્પન્ન થયો છે, અને બીજો કુણાલ દેશમાં કુશસ્થલ ગામમાં સંતડ નામે કોલ્લાક નામના ગૃહપતિનો પુત્ર થયો છે. હમણાં પોતાની બહેનના કૂવામાં પડવાથી થયેલા મરણના દુઃખવડે તેના માતાપિતા મરી જવાથી તેના અસ્થિની પોટલી ગ્રહણ કરીને તીર્થમાં પ્રવેશ કરવા માટે જતા તેને તસ્કરોએ લૂંટ્યો. અસ્થિની પોટલીના નાશથી મોટા શોકના સમૂહને ધારણ કરતો તે પોતાના પ્રાણના ત્યાગમાં ઉદ્યમ કરવાની ઇચ્છાવાળો વર્તે છે, તેથી હે સોમિલ ! તારા પૂર્વભવના ભાઇની આ ગતિ છે. હવે તું પણ હે મહાનુભાવ ! પૂર્વ ભવમાં કરેલા દુષ્કર્મના દુર્વિલાસથી મોટા તીક્ષ્ણ દુઃખના પાત્રરૂપ થઇને આવી દુઃખી અવસ્થાને અનુભવે છે. તથા વળી.—

કોઇક વખત ઉત્પન્ન થયેલા મોટા દાહ( જ્વર )વડે સર્વ અંગમાં દુભાતો, કોઇક વખત ઇષ્ટ જનના વિનાશથી ઉત્પન્ન થયેલા વિરહથી આર્ત્ત થયેલો, કોઇક વખત પ્રયત્નથી નિધાનરૂપ કરેલા ધનના નાશથી મોટા શોકવાળો થયેલો, કોઇક વખત સ્નેહવાળા પ્રેમી જને કરેલા અપમાનના દુઃખથી વ્યાપ્ત થયેલો, કોઇક વખત અલાભના વશથી ઉછળતા મોટા ચિત્તના સંતાપવાળો, કોઇક વખત પેટના શૂલ વિગેરે ભયંકર વ્યાધિવડે દીન શરીરવાળો, તથા કોઇક વખત કારણ વિના આવી પડતા ગૃહજનના કજીયાવડે વ્યાકુળ દેહવાળો, તું હે ભદ્ર ! કાંઇ પણ સુખને પામતો નથી. આ પ્રમાણે છતાં જો તારા હૃદયમાં હજી પણ કાંઇ સંશય વર્તતો હોય, તો હે મહાયશ ! કહે, અને કહીને કૃતાર્થ થા." આ પ્રમાણે કહેવાયેલા તે સોમિલ બ્રાહ્મણને જાતિસ્મરણ જ્ઞાન થયું, તેથી પૂર્વે અનુભવેલી અનર્થની પરંપરાનો વિચાર કરીને પૂર્વ કાળના દુઃખના અનુભવથી પણ અતિ અધિક

 

દુઃખના સમૂહથી હૃદયમાં દુભાઇને કહેવા લાગ્યો કે-" હે ભગવાન ! તમે જે કહ્યું, તે સર્વ સાચું જ છે. હવે મારે આ સંશયનું સ્થાન પૂછવાનું છે કે-અત્યંત દુઃખના સમૂહથી વ્યાપ્ત થયેલા આ દેહને જો પર્વત ઉપરથી પડવાવડે, અગ્નિમાં પ્રવેશ કરવાવડે કે ઊંચે લટકવાવડે ત્યાગ કરાય, તો શું કાંઇ પણ તેનો પ્રતિકાર થાય કે નહીં ? " ભગવાને કહ્યું કે-" હે ભદ્ર ! તેમ કરવાથી થોડો પણ પ્રતિકાર ન થાય. કેવળ વિશેષે કરીને દુઃખની પરંપરા આ પ્રમાણે પ્રાપ્ત થાય છે,—

જેમ અન્ય પ્રાણીઓનું જીવિત સર્વથા પ્રકારે પ્રયત્નવડે હણવું ન જોઇએ, તેમ પોતાના જીવિતને પણ ન જ હણવું જોઇએ તે સ્ફુટ જ છે, પરંતુ તપ, નિયમ, કોપનો નિગ્રહ અને ઇંદ્રિયોનું દમન વિગેરે પ્રકારવડે દુઃખનો ક્ષય જોયો છે, પણ દેહનો વિનાશ કરવાથી દુઃખનો ક્ષય જોયો નથી. દોષોનો વિનાશ કરવાથી દુઃખનો વિનાશ થાય એમ જિનેશ્વરે કહ્યું છે. તેમાં વળી અજ્ઞાન, મિથ્યાત્વ અને રાગાદિક દોષ કહેલા છે. આ સર્વે આભ્યંતર શત્રુઓ સર્વ દુઃખના સમૂહનું મૂળ છે, અને તે દોષો વિવેક, સદ્જ્ઞાન અને સદ્ભાવનાવડે નાશ પામે છે, તેથી કરીને હે સોમિલ ! તેના વિનાશને માટે અત્યંત પ્રયત્ન તું કર. પોતાની મેળે જ (જાતે જ) નાશ પામવાવાળા આ દેહને હણવાથી શું ફળ થાય ? વળી પર્વત ઉપરથી પડવાથી ભૂમિ પર રહેલા પ્રાણીઓનો વિનાશ થાય છે, અને તેનાથી ઉત્પન્ન થયેલું જે પાપ તે તેનાથી પણ મોટું તીક્ષ્ણ દુઃખ છે. તે જ પ્રમાણે જળ અને અગ્નિ વિગેરેમાં પડવાવડે તેમાં રહેલા જીવોના પ્રાણનો વિનાશ થવાથી ઘણા પ્રકારનું અનિષ્ટ ફળ જોયું છે. આ પ્રમાણે જાણીને હે ભદ્ર ! સંયમના યોગને વિષે તું આદર કર અને ઇચ્છિત અર્થને નહીં સાધ, તારી વિરુદ્ધ મતિનો (મિથ્યાત્વનો) ત્યાગ કર. " આ પ્રમાણે જાણીને આ બ્રાહ્મણે વ્યામોહનો ત્યાગ કરી તે મુનીશ્વરની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. હે સુતનુ ! આવા પ્રકારનું સારું વિધાન મેં આજે સાંભળ્યું. તે વિધાન અત્યંત આશ્ચર્યભૂત અને અત્યંત ચિત્તને પરિતોષ ઉત્પન્ન કરનારું છે. " આ પ્રમાણે સાંભળીને તે સંતડને પૂર્વ ભવમાં અનુભવેલા ભાવો સાંભરવાથી જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, તેથી સર્વ "તહત્તિ" અંગીકાર કરી તે તે શુકને આશ્રીને આ પ્રમાણે કહેવા લાગ્યો કે-" હે કારણ વિનાના બંધુરૂપ શ્રેષ્ઠ પક્ષી ! તારે ભાગી ન જવું. હું તને કાંઇક કહું છું.-જે સોમિલ નામનો બ્રાહ્મણ તેં કહ્યો તે મારો પૂર્વ જન્મનો ભાઇ છે. જે ભાવો (વૃત્તાંત) શ્રેષ્ઠ મુનિએ કહ્યા, તે પણ યથાર્થપણે જ મેં અનુભવ્યા છે. અને હમણાં હું મરવાના અભિપ્રાયથી આ વૃક્ષ ઉપર ચડયો છું અને કોઇ પણ સુકૃતના વશથી તારી સાથે મારો મેળાપ થયો છે. હે શુક ! તેં સર્વ અભિપ્રાય કહ્યો. હવે હું તને આ પ્રાર્થના કરું છું, કે-જો તે ભગવાન અહીં કોઇ પણ પ્રકારે આવે, તો અવશ્ય હું પણ સોમિલે આચરેલા માર્ગને અનુસરૂં. પરંતુ જો તું તે ભગવાનની પાસે જઇને આ મારો અભિપ્રાય પ્રગટ કરે, તો આ મારું વાંછિત સિદ્ધ થાય. અન્યથા તેના અભાવે વાંછિત અર્થની પ્રાપ્તિ શી રીતે થાય ! " ત્યારે શુકે કહ્યું કે-" જો

માત્ર આટલાથી જ આ પ્રયોજન સિદ્ધ થતું હોય, તો તું ખેદ ન પામ. આ હું તેની સમીપ ચાલ્યો." એમ કહીને રાત્રિને અંતે તે શુક આકાશતળમાં ચાલ્યો, કાળના વિલંબ રહિતપણે મલયાચળ પહોંચ્યો અને સૂર્યની જેવા તેજવડે ભુવનને ઉદ્યોત કરનાર શૂરદેવ રાજર્ષિને જોયા. તેને વાંદીને તે શુકે સંતડનો સર્વ અભિપ્રાય કહ્યો. ત્યારે સોમિલે કહ્યું કે-"હે ભગવાન! તે કોણ છે?" સાધુએ કહ્યું કે-"મેં તને જે તારા પૂર્વભવનો ભ્રાતા કહ્યો હતો, તે આ છે." ત્યારે તેણે પૂર્વ કહેલું સંભારીને ગુરુના ચરણમાં પડીને કહ્યું કે-"તેને પણ સર્વ સંગના ત્યાગના પ્રત્યાખ્યાનવડે તેના પર પ્રસાદ કરો. અને તે મહાનુભાવની સાથે ચિરકાળે મને પણ દર્શન થાઓ." આ પ્રમાણે તેણે કહ્યું ત્યારે પરોપકારમાં જ એક તત્પરપણાએ કરીને સાધુએ તે અંગીકાર કર્યું. પછી ઉચિત સમયે સોમિલ સાધુને હસ્તતલમાં લઇને, તમાલ પત્રની જેવા શ્યામ આકાશ ઉપર ઉડીને તે મુનિવર શુકે દેખાડેલા માર્ગવડે તે અટવીના પ્રદેશને પ્રાપ્ત થયા, કે જ્યાં તે સંતડ રહ્યો હતો. ત્યાં પ્રાસુક પ્રદેશમાં ઉતરેલા (રહેલા) તે ભગવાનના દર્શનથી મોટા આનંદના સમૂહથી ઝરતા (વિકસ્વર) નેત્રવાળો અને પોતાના કપાલતળવડે પૃથ્વીપીઠને તાડન કરતો તે સંતડ સાધુના ચરણમાં પડીને (નમીને) તેના સત્ય ગુણોની સ્તુતિ કરવા લાગ્યો-

હે ભગવાન! તમારા દર્શન થવાથી અત્યંત દુઃખરૂપી જળના મોટા પ્રવાહવડે વ્યાપ્ત સંસારરૂપી સમુદ્રને હવે હું ઉતરી ગયો હોઉં એમ માનું છું. હે નાથ! ચિંતામણિ રત્નના વિભ્રમને નીચે (દૂર) કરનાર તમારી જેવા સુસાધુરૂપી રત્નો જ્યાં દેખાય છે, તે આ પૃથ્વી કેમ ન નમાય? પરનો ઉપકાર કરવામાં લાલસાવાળી કોની આવી પ્રવૃત્તિ દેખાય છે? તથા સંસારરૂપી કૂપમાં પડેલા પ્રાણીઓનો આ પ્રમાણે ઉદ્ધાર કરવામાં કોણ સમર્થ છે? હે ભગવાન! પોતાના કાર્યમાં પરાઙ્મુખ મનવાળા તમારાવડે જ ભવ્ય પ્રાણીઓના સમૂહનું રક્ષણ કરવાથી આ પૃથ્વી નાથવાળી કરાય છે. હે ભગવાન! તમે સદ્ધર્મરૂપી મોટો ભાર તેવી રીતે કોઈપણ પ્રકારે વહન કર્યો છે (ઉપાડ્યો છે) કે જેની રીતે તે માર્ગમાં લાગેલા બીજાઓનું પણ ચિત્ત ચમત્કાર પામે છે, તો હવે હે નાથ! ઘણા પ્રકારના દુઃખના સમૂહથી નાશ પામેલી બુદ્ધિના પ્રસારવાળા મને જલ્દી દીક્ષા આપવાથી પ્રસાદ કરો." આ પ્રમાણે તેણે કહ્યું ત્યારે તેને પ્રવ્રજ્યાનું સ્વરૂપ વિસ્તાર સહિત કહીને તથા પ્રવ્રજ્યા લેવા માટે તેના ચિત્તનો ઉત્સાહ જાણીને મુનિએ તે સંતડને પ્રવ્રજ્યા આપી. દેવતાએ તેને ધર્મના ઉપગરણ આપ્યા. ત્યારપછી પૂર્વભવો સાથે રહેવાના પ્રેમના ભાવે કરીને વર્તતા અને ધર્મને માટે શુદ્ધ બુદ્ધિને ધારણ કરનારા તે બન્નેને ગ્રહણા, સેવના વિગેરે શિક્ષા દેવામાં તત્પર થયેલા, સૂત્ર અને અર્થની વાચના આપતા, ભવ્યજનોને મુક્તિ માર્ગમાં જોડતા અને અપૂર્વ અપૂર્વ તપવિશેષને સેવતા (કરતા) તે ભગવાન અનિયત વિહારવડે પૃથ્વી ઉપર વિચરવા લાગ્યા. કોઇક દિવસે તેવા પ્રકારના વ્યાધિના વિધુરપણાવડે જીવિતનો અંત સમીપે આવ્યો એમ સંભાવના કરતા સંતડે અનશન ગ્રહણ કર્યું.

અંત પર્યંતની સમગ્ર આરાધનાનું વિધાન કરીને તેણે પંચ નવકારનું સ્મરણ કર્યું, સર્વ પ્રાણીઓને ખમાવ્યા, આ લોકની આશંસા વિગેરે દોષને જરાપણ નહીં કરતા તેણે ઉત્તમ અર્થ આરાધ્યો અને પ્રાણનો ત્યાગ કર્યો. પછી તે મહાત્મા પ્રાણત દેવલોકને વિષે વીશ સાગરોપમના આયુષ્યવાળો, ઇંદ્રના જેવા વૈભવવાળો અને અતિ દિવ્ય રૂપને ધારણ કરનાર દેવ ઉત્પન્ન થયો. મનોહર રૂપ અને લાવણ્યવાળો તે વિષયસુખને સારી રીતે ભોગવીને અસ્ખલિત ( સંપૂર્ણ ) આયુષ્યને પાળીને કાળે કરીને ચવ્યો સતો તે **પોતનપુર** નગરને વિષે સમગ્ર ક્ષત્રિયકુળમાં પ્રધાન ( મુખ્ય ) **શ્રી સમરસિંહ** નામના રાજાની **પદ્મા** નામની પ્રધાન ભાર્યા( પટ્ટરાણી )ના ગર્ભને વિષે પુત્રપણે ઉત્પન્ન થયો, અને યોગ્ય સમયે તેનો જન્મ થયો. તે વખતે નગરમાં મોટો હર્ષ પ્રવર્ત્યો. રાજાએ દીન અને અનાથ વિગેરેને મોટું દાન અપાવ્યું. મોટા હર્ષને પામેલા પુરુષોને નહીં દેવા લાયક શું છે ? અને નહીં કરવા લાયક શું છે ? હવે જ્યારથી આરંભીને તે મહાત્મા માતાના ગર્ભમાં ઉત્પન્ન થયો, તે દિવસથી જ તે માતા ભદ્ર યશવાળી થઇ, તેથી તે જ નિમિત્તને અનુસરીને કુળના વૃદ્ધ જનોએ ઉચિત સમયે તે પુત્રનું **ભદ્રયશ** નામ સ્થાપન કર્યું. પાંચ ધાવમાતા પાસે રહેલો તે દેહવડે વૃદ્ધિ પામ્યો, અને કુમારપણાને પામ્યો ત્યારે તેને સમગ્ર કળાનો સમૂહ ભણાવ્યો. પછી સુરગુરુ( બૃહસ્પતિ )ની જેમ સર્વ શાસ્ત્રને વિષે કાળક્ષેપ વિના મોટા પ્રકર્ષને પામ્યો સતો કોઇક વખત સમાન વયવાળા રાજકુમારો સહિત ઇચ્છા પ્રમાણે ક્રીડા કરતો, કોઇપણ પ્રકારે **મત્તકુંજર** નામના ઉદ્યાનમાં ગયો. અને ત્યાં આમતેમ ફરતો તે એકલો જ કદલીની લતાના ગૃહમાં પેઠો. અને ત્યાં સર્વ અંગોને વિષે તીક્ષ્ણ લોઢાની ખીલીઓવડે વીંધાયેલા અને મોટા દુઃખના ભારથી અત્યંત ઉછળતા ગર્જારવ શબ્દવાળા એક પુરુષને જોયો. ત્યારે વિસ્મય પામેલો રાજપુત્ર વિચારવા લાગ્યો કે-" શું આ બિભીષિકા છે ? દષ્ટિનો વિભ્રમ છે ? કે બુદ્ધિનો વિપર્યાસ છે ? અથવા ભલે, કાંઇ પણ છે. દુઃખથી પીડાયેલા પ્રાણીઓનું રક્ષણ કરવું તે પુરુષનો ધર્મ છે, તેથી આનો પ્રતિકાર ( સેવા ) હું કરું " એમ વિચારીને તે તેની પાસે ગયો, લોઢાની ખીલીઓ દૂર કરી, તેથી તેની વેદના કાંઇક મંદ થઇ. ત્યારે રાજપુત્રે તેને પૂછ્યું કે-" હે ભદ્ર ! તું કોણ છે ? તારું નામ શું છે ? તથાપ્રકારની મારણાંતિક આપદાને કેમ ( કોનાથી ) પામ્યો છે ? સાચે સાચું કહે. " ત્યારે દીર્ઘ વિશ્વાસ મૂકીને અશ્રુજળવડે વ્યાપ્ત નેત્રવાળા તેણે કહ્યું કે-" હે મહાભાગ્યવાન ! હે જીવિત આપનારા ! જો કાંઇ પણ કહેવા યોગ્ય હશે, તો તે હું તને નિવેદન કરીશ. પણ સર્વથા ન કહેવું તે જ સારું છે.— જેનાથી સજ્જનોના મનમાં સંતોષ ઉત્પન્ન થાય, તે જ કહેવા લાયક છે. અને જે તેનાથી વિપરીત હોય, તે ન કહેવું જ યોગ્ય છે. જે મારી આવી અવસ્થા તેં સાક્ષાત્ જોઇ, તે હું નિર્લજ્જ પોતાનું નામ પણ તને કેમ કહું ? જેનાથી મારી આવી અવસ્થા થઇ છે, તે પણ લજ્જા પામેલા મારે તારી પાસે શી રીતે કહેવી ? માટે આ સર્વ અનુચિત જ

છે. આ પ્રમાણે કહીને તે તેવા કોઇક મોટા દુઃખના અતિરેકને પામ્યો, કે જેથી મૂર્છાવડે મીંચાયેલા નેત્રવાળો તે ચેતના રહિત થયો. તે જોઇને "મેં નામ વિગેરે પૂછીને આ મહાનુભાવને ફરીથી આવા પ્રકારની દુસ્થ અવસ્થાને કેમ પમાડયો ?" એ પ્રમાણે શોકને પામેલા રાજપુત્રે દુકૂળ વસ્ત્રના છેડાના પવનવડે અને શીતળ જળના કણીઆ નાંખવા વિગેરેવડે તેના શરીરની સંવાહના કરીને તેને કાંઈક સ્વસ્થ કર્યો. ત્યારે તે પુરુષે તે જ આશમને વિષે રહેલી સંરોહણી નામની ઔષધિ મંગાવી અને વ્રણોને વિષે તેના રસનું સિંચન કરાવ્યું. ત્યારે મણિ, મંત્ર અને ઔષધિનો અચિંત્ય પ્રભાવ હોવાથી તે સગુણ ( સારા ) શરીરવાળો થયો. રાજપુત્ર તેને પોતાના ભવનમાં લઇ ગયો અને તેને સ્નાન, વિલેપન અને ભોજન વિગેરે કરાવ્યું. સ્વસ્થ થયેલા શરીરવાળા તેને ઉચિત સમયે રાજપુત્રે કહ્યું કે–"તીક્ષ્ણ દુઃખ ઉત્પન્ન થવાથી તારું ચિરકાળનું વૃત્તાંત હું જાણું છું તેથી પૂછવું યોગ્ય નથી, તો પણ મારું પાપી મન પૂર્વાપરનું સ્વરૂપ સાંભળ્યા વિના કોઇ પણ રીતે રતિને પામતું નથી માંટે બન્ને ઠેકાણે નિવૃત્તિને કરનાર કોઈ પણ ઉપાય નથી. શું કરીએ ?" ત્યારે તે પુરુષે તેનો અભિપ્રાય જાણીને કહ્યું કે–"જો એમ હોય, તો હે રાજપુત્ર તું મૂળથી જ સાંભળ.—

વૈતાઢ્ય પર્વતના પૂર્વ ભાગમાં **ભોગપુર** નામનું નગર છે. તેમાં **સમર** નામનો વિદ્યાધર રાજાનો અમાત્ય છે. તેને બે પુત્રો છે. તેમાં મોટો હું સાગર નામનો છું, બીજો **રુદ્રદેવ** નામનો છે. તે બન્નેને શાસ્ત્ર ( અથવા શસ્ત્રવિદ્યા ) ભણાવ્યા, અને આકાશગામિની વિગેરે વિદ્યાઓ જણાવી ( શીખવી ). અનુક્રમે યુવાવસ્થાને પામ્યા અને ગૃહનાં કાર્યો ચિંતવવા લાગ્યા, પરંતુ તે નાનો ભાઇ પગલે પગલે મારા છિદ્ર શોધવા (જોવા ) લાગ્યો. થોડા પણ ખૂણા( છિદ્ર )ને પામીને તેને બમણું કરીને પિતાને કહેવા લાગ્યો. ત્યારે તે મહાનુભાવ ( પિતા ) ગાઢ પ્રેમ હોવાથી તે સાંભળીને તેની અવહીલના કરવા લાગ્યો, પરંતુ મને આશ્રીને કાંઈ પણ કહેતા નહોતા. બે વાર, ત્રણ વાર, પાંચ વાર આલપાલ કરતા અને જેમ તેમ બોલતા તે નાના ભાઇને જોઇને પિતાએ નિશ્ચય કર્યો, કે–"ખરેખર, આ આનો પૂર્વ ભવનો શત્રુ હોવો જોઈએ." ત્યાર પછી તેણે ઘણા પ્રકાના વિરુદ્ધ વચનં કહ્યા છતાં પણ પિતા મારા પ્રત્યે કાંઈ પણ અનુચિત વચન બોલતા નહોતા. એ પ્રમાણે દિવસો જવા લાગ્યા. કોઈ પણ રીતે મારી કાંઈ પણ દુસ્થ અવસ્થાને નહીં જોતો રુદ્રદેવ પોતાના ચિત્તમાં ઘણો દુભાવા લાગ્યો. ઘરના જનોએ તેનો અભિપ્રાય જાણ્યો. પછી કોઇક દિવસ મારા શરીરનું કારણ (વ્યાધિ) થયું તેથી ઔષધાદિક ઉપચારો આરંભ્યા. તે વખતે વિરુદ્ધ ઔષધની સંયોજના કરતા રુદ્રદેવને પિતાએ જાણ્યો, તેથી તેની નિર્ભર્ત્સના ( તિરસ્કાર ) કરી, ત્યારે તે વિલખા મુખવાળો થઇને "હું કાંઈ કરતો નથી." એમ કહીને તે પ્રદેશથકી દૂર થયો. ત્યારથી પિતાએ તે પ્રદેશ જન રહિત કર્યો, અને પોતે જ સર્વ આદરવડે મારા શરીરની સ્થિતિને ચિંતવવા લાગ્યા. કેટલાક દિવસોને કે

હું પ્રગુણ (સારા–નીરોગી) શરીરવાળો થયો. ત્યારે મને પિતાએ કહ્યું કે–"હે વત્સ ! આ રૂદ્રદેવની સાથે કોઇ પણ વખત ભોજન, શયન, ચંક્રમણ (ફરવું) અને અવસ્થાન (રહેવું) વિગેરે કાંઇ પણ કરીશ નહીં. આ તારા કલ્યાણને ઇચ્છનાર નથી, તેથી કદાપિ કાંઈક અનર્થને ન ઉત્પન્ન કરે." તે વચન મેં અંગીકાર કર્યું. ત્યાર પછી રૂદ્રદેવે જાણ્યું કે–"આ ભાઈ મારી પાસે આવતો નથી, તેણે મને વિરુદ્ધ આચરણવાળો જાણ્યો તેથી હવે બાહ્ય વૃત્તિથી સ્નેહ બતાવીને વિશ્વાસ પામેલા આને મોટી આપત્તિના સમૂહમાં પાડું." એમ વિચારીને મારી સાથે તેણે મોટી પ્રીતિ આરંભી (કરી), અને ઉચિત સમયે પુષ્પ, પાન અને ફળ આપવા વિગેરેવડે મારો ઉપચાર કરવા લાગ્યો. આ પ્રમાણે પ્રેમ દેખાડતા તેના ઉપર હું વિશ્વાસવાળો થઈને, કુવિકલ્પનો ત્યાગ કરીને તેની સાથે જ શયન વિગેરેમાં વર્તવા લાગ્યો. પછી એક દિવસ તે મને પુષ્પાવતંસક નામના ઉદ્યાનમાં લઇ ગયો. વિવિધ પ્રકારની ક્રીડાવડે મને ક્રીડા કરાવી અને એક લતાગૃહમાં પ્રવેશ કરાવ્યો. ત્યાં **શામલ** નામના શ્રેષ્ઠીની મલયસુંદરી નામની પુત્રી પુષ્પને ચુંટવાનું કામ કરવાથી અત્યંત પરિશ્રમવડે વ્યાકુળ શરીરવાળી થઇને વિશ્રામ કરવા પ્રવર્તી. પછી ચિરકાળે ઉપાયને પામેલા રૂદ્રદેવે મને કહ્યું કે–"તું આ લતાગૃહને વિષે નિમેષ માત્ર વિશ્રાંતિ લે. જેટલામાં હું અહીં સમીપના પ્રદેશમાંથી ઔષધિના સમૂહને લઇને પાછો આવું છું. પછી આપણે બન્ને સાથે મળીને આપણે ઘેર જઈશું." તે મેં મુગ્ધ બુદ્ધિપણાએ કરીને અંગીકાર કર્યું. રૂદ્રદેવ તે પ્રદેશથી નીકળ્યો, કેટલાક વૃક્ષોને આંતરે રહીને તેણે મોટા શબ્દવડે કહ્યું કે–"કોઇક પુરુષ શામલ પુત્રીને ધર્ષણા કરે છે (પકડે છે)" તે સાંભળીને વિવિધ પ્રકારના શસ્ત્રો ધારણ કરનારા વનના આરક્ષક પુરુષો દોડ્યા. લતાગૃહમાં પેઠા. ત્યાં વિશ્વસ્ત (શાંત) શરીરવાળી અને પોતાની સખીઓની મધ્યે રહેલી શામળ શ્રેષ્ઠીની પુત્રીને જોઇ. અને એક પ્રદેશમાં રહેલા તથા અવિરુદ્ધ ચેષ્ટાવડે વર્તતા મને જોયો. ત્યારે મનમાં વિસ્મય પામીને તેઓએ વિચાર્યું કે–"સમર અમાત્યના પુત્ર તે રૂદ્રદેવે તથાપ્રકારનું અનુચિત કેમ કહ્યું ?" તે વખતે–"કંદર્પે (કામદેવે) આ પ્રમાણે ઉલ્લાપ કર્યો હશે." એમ મેં માન્યું. પછી તેઓએ મને જોયો, અને કહ્યું કે–"હે અમાત્ય પુત્ર ! તમે અહીં કેમ રહ્યા છો ?" મેં કહ્યું કે–"વિશ્રાંતિને કારણે હું રહ્યો છું." ત્યારે તેઓ વિલખા (લજ્જાવાળા) થઇને આકારનો સંવર કરીને જેમ આવ્યા હતા તેમ પાછા ગયા. હું પણ એક ક્ષણને નિર્ગમન કરીને કાર્યના તત્ત્વને નહીં જાણતો પોતાને ઘેર ગયો. ત્યાં રૂદ્રદેવે મને જોયો અને સંભ્રમ સહિત (ભ્રાંતિથી-ઉતાવળથી) મને પૂછ્યું કે–"કેટલે વખતે તું આવ્યો ?" પછી વિકાળ સમયે (રાત્રિએ) વનના આરક્ષક પુરુષોએ આવીને મારા પિતાને પૂર્વનો સર્વ વૃત્તાંત કહ્યો. ત્યારે પિતાને મોટો શોક થયો. અને આનું પરિણામ સુંદર (સારૂં) નહીં થાય" એમ ચિંતાવાળા થયા. કોઇ એક સમયે પિતાએ મને ઉદ્યાનનો તે વૃત્તાંત કહ્યો. ત્યારે હું ફરીને રૂદ્રદેવથી દૂર રહ્યો. તેણે પોતાનો દોષ જાણ્યો તેથી ઉદ્યાનથી આરંભીને

સર્વ બાહ્ય વિકારનો સંવર કરીને, સંલીન ( એકાગ્ર મનવાળો ) થઇને તથા મધ્યસ્થપણાનું અવલંબન કરીને મોટા મુનિની જેમ વર્તવા લાગ્યો. તે પ્રમાણે વર્તતા તેના ઘણા વર્ષો ગયા. ત્યાર પછી તેની પ્રવૃત્તિવડે પિતા વિગેરે માણસો રાજી થયા. પછી કોઇક દિવસે **શ્યામાર્ય** નામના તપસ્વી સાધુ ત્યાં આવ્યા. તેને વાંદવા માટે મારા પિતા તથા નગરના લોકો ગયા.

ત્યાં મુનિએ પ્રાણીવધ, અસત્ય, ચોરી અને કામ( મૈથુન )નો ત્યાગ જેમાં પ્રધાન છે એવો સર્વજ્ઞે કહેલો ધર્મ વિસ્તારથી કહ્યો. અત્યંત ક્ષમાના સારવાળો, દયાની પ્રધાનતાવાળો અને દોષરહિત, મિથ્યાત્વનો ત્યાગ, ઉદ્યમથી થયેલા વિશુદ્ધ પરિણામવાળો એવો ધર્મ કહ્યો. આવા ધર્મથી રહિત અને ઘણા પ્રમાદવાળા જીવોને ઘણા પ્રકારે આ વિકટ ભવાટવીરૂપી કડાઇમાં ભમવાનું જરા પણ વિરામ પામતું નથી. આ પ્રકારના ધર્મના વિધાનથી રહિત ચિત્તવાળો જે મનુષ્ય આ જગતમાં મનવાંછિતને માગે છે ( ઇચ્છે છે ) તે મોટો મૂર્ખ છે એમ હું માનું છું. જેમ ઉખર ભૂમિને વિષે કોઇ માણસ સારા ચોખાને વાવીને તે ચોખાને પામવા ઇચ્છે છે, તેમ ધર્મકર્મમાં વિમુખ થયેલ જીવ હૃદયમાં ઇચ્છેલા સુખને માગે છે. અથવા તો જેમ હૃદયને વિષે પ્રયત્નના ( પુરુષાર્થના ) કાર્યમાં ઉદ્યમવાળો થયેલો પણ માણસ ગતિ ( ગમન ) રહિત હોય તો ઇચ્છિત દિશાને પામતો નથી, તેમ ધર્મ રહિત જીવ પણ ઇચ્છિતને પામતો નથી. આ પ્રમાણે હૃદયમાં વિચારીને આ જીવલોકને વિષે સુખને માગનારા ( ઇચ્છનારા ) સર્વ જીવોએ પ્રથમ ધર્મનો ઉદ્યમ કરવો. તથા જે કોઈ ઘર, ધન અને સ્વજન વિગેરે વિષયવાળા મનના વિક્ષેપ છે, તે પણ પરમાર્થના વિચારવડે અત્યંત નિઃસાર છે. ઘણી વાર સંસારમાં ભમતા અને પરસ્પર પુત્ર પિતા વિગેરે રૂપવડે વર્તતા કોનો કોણ સ્વજન છે ? ઘર, દ્રવ્ય વિગેરે જે પદાર્થો છે, તેનાવડે આપત્તિમાં પડેલો પ્રાણી કોઇ પણ પ્રકારે થોડા પણ ઉપકારને પામતો નથી. આથી કરીને જ ધીર પુરુષો સૂક્ષ્મ બુદ્ધિવડે સંસારનું અસુંદર સ્વરૂપ જાણીને સમગ્ર સંગનો ત્યાગ કરીને સાધુ થયા છે." ઇત્યાદિ ધર્મદેશના સાંભળીને મહાભાગ્યવાન મારા પિતા સાધુને નમીને, હૃદયને વિષે વૈરાગ્ય ઉત્પન્ન થવાથી ઘેર જઈને તરત સર્વ સ્વજનોને બોલાવીને કહ્યું કે–"હવે મારી બુદ્ધિ નિઃસંગવાળી થઈ છે, તેથી પૂર્વે મેં ગર્વવડે, પ્રમાદવડે, હાસ્યવડે અથવા રોષવડે કાંઇ પણ અપરાધ કર્યો હોય, તે તમારે ક્ષમા કરવો. આ મારા પુત્રો પરસ્પર કાંઇ પણ પ્રીતિવાળા અથવા સારું શીખેલા નથી, તેમને સારી રીતે શિખામણ આપીને ન્યાય માર્ગમાં સ્થાપન કરવા." મને પણ પિતાએ એકાંતમાં કહ્યું કે–"હે વત્સ ! આ નાનાભાઇની સાથે જરા પણ સંગમને તું કરીશ નહીં." આ પ્રમાણે શિખામણ આપીને, અને કહીને તથા સર્વ જનોને ખમાવીને શ્યામાર્ય સાધુની પાસે મારા પિતા ચારિત્રવાળા થયા. ત્યાર પછી તપ, વિનય, જ્ઞાન, દર્શન અને સંયમના વ્યાપારમાં આસક્ત મનના

પ્રસારવાળા તે સાધુએ ગુરુની સાથે ગામ, નગર અને આકર વિગેરેને વિષે વિહાર કર્યો. પછી મને મારા ભાઇએ કપટથી કહ્યું કે-" આટલા દિવસ મુગ્ધપણાથી અને અજ્ઞાનના વશથી મેં તારી સાથે સારી ચેષ્ટા કરી નથી, તે તારે જરા પણ હૃદયમાં ધારણ કરવું નહીં. હવે તું મારા પિતા સમાન અને ગૃહજનોની ચક્ષુરૂપ થયો છે. પૂર્વનું ખરાબ મનપણું સર્વથા પ્રકારે થોડું પણ ધારણ કરીશ નહીં. અને મને શંકા રહિતપણે કિંકરની જેમ આજ્ઞા કરવામાં પ્રવર્તજે. " આ વિગેરે તેના ઉલ્લાપ ( વચન ) સાંભળવાવડે તેના પૂર્વના દુશ્ચરિત્રનો સમૂહ ભૂલી જઇને તથા અવગ્રહ રહિત ( શુદ્ધ ) પ્રેમને પરવશ થયેલા હૃદયવાળો તે " સર્વથા પ્રકારે આ રૂદ્રદેવ અન્યથા ( અસત્ય ) બોલનાર નથી, " એમ નિશ્ચયને પામ્યો. પછી હમણાં ( આજે ) તેણે સ્નેહથી મને કહ્યું કે-" ચાલ, જંબૂદ્વીપની દક્ષિણની પદ્મવર વેદિકાને આપણે જોઇએ. મને મોટું કૌતુક છે. " ત્યારે તેની અનુકૂળ વૃત્તિવડે હું ચાલ્યો. પછી અમો બન્ને જન વાયુ જેવા વેગવડે આકાશતળનું નહીં ઉલ્લંઘન કરીને જેટલામાં આ પોતનપુરના પરિસહમાં આ ઉદ્યાનમાં પ્રાપ્ત થયા, તેટલામાં રૂદ્રદેવે કહ્યું કે-" અહો ! આનું રમણીયપણું ? અહો ! પુષ્પોનો મોટો સુગંધ ? અને અહો ! ફળોના ભારથી નમેલી શાખાવાળા વૃક્ષોની સ્નિગ્ધ ( શીતળ ) છાયા ! તો હે ભાઇ ! આવ. અહીં આપણે ક્ષણ માત્ર વિશ્રાંતિ લહીએ. " ત્યારે મનમાં વિકલ્પ કર્યા વિના મેં તે અંગીકાર કર્યું. અમે બન્ને આરામમાં પેઠા અને આ લત્તાગૃહને વિષે રાતા અશોકના પલ્લવોવડે સંથારો રચ્યો. તેમાં મને સુવાડ્યો. તે મારા શરીરની સંવાહના કરવા લાગ્યો. ત્યાં પ્રદેશના મનોહરપણાએ કરીને, શીતળ પવનવડે શરીરના આશ્વાસનવડે અને તથાપ્રકારની વેદનાના સમૂહના અવશ્ય આવી પડવાના સંભવથી મને અત્યંત નિર્ભર (ગાઢ) નિદ્રા આવી. પછી પોતાના કુળમાં ધૂમકેતુ[1] જેવા તે ભાઇએ પૃથ્વી ઉપર અત્યંત લીન થયેલા શરીરવાળા મારા હસ્ત, ચરણ વિગેરે અવયવોમાં પૃથ્વીપીઠને ભેદતી અને અત્યંત દુઃસહ, પૂર્વે આણેલી તીક્ષ્ણ અગ્રભાગવાળી લોઢાની ખીલીઓ ખોડી ( પરોવી ). આ પ્રમાણે મરણાંતિક દુઃખને ઉત્પન્ન કરીને હર્ષ પામેલા ( વિકસ્વર ) મુખવાળો તે દુષ્ટ વેગથી નાશી ગયો. આ અવસરે હે રાજપુત્ર ! કોઇ પણ રીતે તું આવ્યો ન હોત, તો હું અવશ્ય મરણ પામત. તેં મારા શરીરને સારું કરીને મને પૂછ્યું-તું કોણ છે ? વિગેરે. તે બાબતમાં શું કહેવું ?—

એક જ ઉદરમાં ઉત્પન્ન થયેલા ભાઇ પણ જ્યાં આવું અયુક્ત આચરણ કરે છે ત્યાં તમારી જેવાને કહેવાને શું યોગ્ય છે ? આવા પ્રકારનો વ્યતિકર કહેવાથી બીજા ( સાંભળનાર માણસનું પણ હૃદય લજ્જાથી સો કકડાવાળું કેમ ન થાય ? તો પછી સારા કુળમાં ઉત્પન્ન થયેલા, લોકમાં પ્રસિદ્ધિ પામેલા, થોડા પણ અપવાદના સ્થાનમાં લજ્જા પામનારા

૧. આઠમો ગ્રહ.

અને બીકણ એવા મારી જેવાનું હૃદય સો કકડાવાળું થાય તેમાં શું કહેવું ? જગતમાં જય પામતા જેઓના ઘરનું દુશ્ચરિત્ર પ્રગટ થાય, તેઓની કુલીનતા અથવા કુશળતા કેવી રીતે વર્ણન કરાય ? તો પણ હે રાજપુત્ર ! માતાપિતાની જેવા તારી પાસે પોતાના ઘરનું દુશ્ચરિત્ર કહ્યા છતાં પણ તેવા પ્રકારનું લઘુપણું થતું નથી, એમ હું માનું છું." આ પ્રમાણે કહીને તે વિદ્યાધર વિરામ પામ્યો ત્યારે વિસ્મય પામેલા રાજપુત્રે વિચાર્યું કે-" આ સંસારનું સ્વરૂપ દુર્જ્ઞેય ( દુઃખે કરીને જાણી શકાય તેવું ) અને વિષમ છે, તેથી તેને ધિક્કાર છે. ગૃહવાસ, સંગતિ, રચના અને ઉલ્લાસ ( વિલાસ ) આ સર્વ કોને માટે કરવા ? અથવા અત્યંત પ્રેમથી બંધુની બુદ્ધિવડે કોને જોવો ? અથવા હમણાં અર્થાવંધ ( ધનનો સમૂહ ) કયાં રહેલો હોય ? કે જ્યાં પોતાનો ભાઈ પણ આવું અત્યંત વિરુદ્ધ આચરણ કરે છે ? અથવા તો અહીં અન્ય ( પૂર્વ ) જન્મનું વેર જ સ્ફુટ ( પ્રગટ ) કારણ હોવું જોઈએ, અન્યથા આવા પ્રકારની વિરુદ્ધ બુદ્ધિ કેમ હોય ? " આ પ્રમાણે જેટલામાં વિસ્મયથી વ્યાકુળ મનવાળો તે રાજપુત્ર રહ્યો છે, તેટલામાં પ્રતિહારે આવીને વિનંતિ કરી કે-"હે રાજપુત્ર ! સમરસિંહ દેવ ( રાજા ) આજ્ઞા કરે છે કે તું જલ્દી આવ, કે જેથી ત્રણ જગતને પૂજ્ય યાદવ કુળરૂપી આકાશતળમાં ચંદ્ર જેવા ભગવાન અરિષ્ટનેમિના સંતાનમાં રહેલા ગુણદત્ત નામના કેવળીના પાદને વંદન કરવા માટે જઇએ." આ પ્રમાણે સાંભળીને હર્ષવડે વિકસ્વર લોચનવાળો રાજપુત્ર વિદ્યાધરને પોતાના હાથમાં ગ્રહણ કરીને ઊઠયો. મનોહર શૃંગાર કરીને તથા શ્રેષ્ઠ રથ ઉપર ચડીને રાજાને મળ્યો. ત્યારે તેની સાથે રાજા મોટી ઋદ્ધિના સમુદાયવાળી સામગ્રી સહિત નગરમાંથી નીકળ્યો, અને **મત્તકોકિલ** નામના ઉદ્યાનમાં ગયો. તે વખતે દેવોએ બનાવેલા જાત્યકાંચનના મોટા શતપત્ર( કમળ ) ઉપર બેઠેલા અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાનના પદાર્થોને પૂછવા માટે આવેલા દેવોના સમૂહે આદર સહિત ચરણની સેવા કરાતા કેવળી ભગવાન પણ સંસારના ભીરુ ભવ્ય પ્રાણીઓના સમૂહને ધર્મ કહેવા પ્રવર્ત્યા હતા. તે અવસરે પરિવાર સહિત રાજા આવ્યો અને ત્રણ પ્રદક્ષિણાપૂર્વક કેવળીને તથા બાકીના સાધુઓને વાંદીને ઉચિત સ્થાને બેઠો. ભગવાને પણ સમ્યગ્દર્શનના સારવાળો, સંસારસમુદ્રને તારવામાં વહાણ જેવો, જીવહિંસા, મૃષાવાદ અને ચોરીની વિરતિવાળો, નિઃસંગપણાના આધારવાળો ( બ્રહ્મચર્યવાળો અને અપરિગ્રહવાળો ), સમગ્ર મનવાંછિત પદાર્થોને આપવામાં કલ્પવૃક્ષ જેવો, તથા ભવરૂપી વૃક્ષોના વનને બાળવામાં અગ્નિ જેવો ધર્મ મોટા વિસ્તારથી કહ્યો-તથા સુરેંદ્ર અને અસુરેંદ્રની વિશેષ સંપત્તિનું અવંધ્ય કારણ અને લાવણ્ય, સારી સુંદરતા અને મોટા ગુણ એ સર્વ ધર્મનું ફળ છે એમ કહ્યું. તથા ધર્મ વિરુદ્ધ આચરણ કરવાથી આ લોકમાં અને પરલોકમાં તેનો દારૂણ વિપાકવાળો પાપનો પરિણામ ઘણા પ્રકારના હેતુના સમૂહવડે કહ્યો. તથા જે કાંઇ સ્વભાવથી જ વિરસ ( રસરહિત ) અને દુઃખનું અવંધ્ય કારણરૂપ દુઃખનું

ફળ છે, તે સર્વ ચિરકાળે (પૂર્વકાળે) કરેલા દુષ્કૃત્યોનું કટુકપણું તું જાણ." આ પ્રમાણે કેવળીએ વસ્તુનો પરમાર્થ કહ્યો ત્યારે પોતાના મસ્તક ઉપર બે હાથ સ્થાપન કરીને પૂર્વે કહેલા સંશયને પૂછવાની ઈચ્છાવાળા ભદ્રયશ રાજપુત્રે કહ્યું કે-"હે ભગવાન ! આ વિદ્યાધરના ભાઈ વિદ્યાધરે મારણાંતિક અનર્થ ઉત્પન્ન કરવાવડે આવા પ્રકારનું અનુચિત કેમ કર્યું ?" ત્યારે કેવળીએ કહ્યું કે-"પૂર્વ જન્મમાં નિકાચિત કરેલા વૈરનો દોષ અહીં અપરાધી છે." રાજપુત્રે કહ્યું કે-"આણે શો અપરાધ કર્યો હતો ?" ત્યારે કેવળીએ કહ્યું કે-"સાંભળ.-આ ભવની પૂર્વના ત્રીજા ભવે કનકસ્ખલ નામના ગામમાં વસિષ્ઠ ગોત્રવાળા અગ્નિસિંહ નામના બ્રાહ્મણને બે પુત્રો શંકર અને કેશવ નામે હતા. તેમાં પહેલો પ્રકૃતિથી ભદ્ર હતો અને બીજો સ્વભાવથી જ કુટિલ હૃદયવાળો હતો. તે બન્ને વૃદ્ધિ પામ્યા અને ગૃહનાં કાર્ય ચિંતવવા લાગ્યા. કાળના ક્રમે કરીને તેમના માતા-પિતા સ્વર્ગે ગયા. ત્યારે તેમના મરણકાર્યને કરીને શંકર અને કેશવ પરસ્પર એકચિત્ત-પણાએ કરીને ગૃહના કાર્યમાં ઉદ્યમ કરતા અને લોકની સ્થિતિને સમ્યક્ પ્રકારે પાલન કરતા હતા તેથી લોકોને સંમત થયા. પરંતુ કુટિલ ચિત્તપણાએ કરીને વર્તતા કેશવને શંકરે કહ્યું કે—"હે વત્સ ! કુટિલ હૃદયવાળા મનુષ્ય સારા શીલવાળા હોય તો પણ સર્પ જેવા તેના ઉપર લોકો કોઇ પણ પ્રકારે વિશ્વાસ કરતા નથી, તેથી હિતના અર્થી જનોએ તેનો ત્યાગ કરવો યોગ્ય છે. ઋજુ (સરલ) પ્રકૃતિવાળાને જે કાર્ય સિદ્ધ થાય છે, તે કુટિલ પ્રકૃતિવાળાને સિદ્ધ થતું નથી. કેમકે તેઓ ગુણને કરતા છતાં પણ બીજાને દોષની શંકા ઉત્પન્ન કરે છે." આ પ્રમાણે મોટા ભાઇએ સ્ફુટ અક્ષરથી તેને તેના હિતને માટે કહ્યું, તો પણ તે કોપ પામ્યો. કેમકે મૂઢ જનો શીરીતે હિતને પામે ? તો પણ તે આકારનો સંવર કરીને હૃદયને વિષે પશ્ચાત્તાપને ધારણ કરતા છતાં પણ બાહ્ય વૃત્તિવડે પૂર્વના પ્રવાહથી (પૂર્વની જેમ) વ્યવહાર કરવા લાગ્યો. એક દિવસ પણ્ય (કરી-યાણા)ની ગાડી ભરીને શંકરે તેને વેપાર કરવા માટે દેશાંતરમાં મોકલ્યો. ત્યાં તે ક્રય-વિક્રય કરીને ઘણા દ્રવ્યનો સમૂહ ઉપાર્જન કરીને કેટલાક લાંબા કાળે પાછો ફરીને પોતાને ઘેર આવ્યો; પરંતુ મૂળ દ્રવ્યના પણ મધ્યમાંથી કેટલુંક દ્રવ્ય ગુપ્ત કરીને મોટા ભાઇને થોડો અર્થનો સમૂહ દેખાડયો.

ત્યારે કોપ પામેલા તેણે કહ્યું કે—"અરે ! તેં આ મૂળ વિત્તને પણ હાનિ કેમ પમાડયું ? અહો ! તારું કળામાં કુશળપણું ! અહો ! તારા લાભના ઉદયનો પ્રકર્ષ ? તું આ પ્રમાણે કેવી રીતે કુટુંબનો નિર્વાહ કરીશ ?" ત્યારે કેશવે કહ્યું કે—"હું શું કરું ? આય અને વ્યયથી શુદ્ધ આટલું જ દ્રવ્ય મેં ઉપાર્જન કર્યું છે." તે સાંભળીને શંકર મૌન રહ્યો. કેશવે પોતાના સેવકવર્ગને નિષેધ કર્યો કે—"મોટા ભાઇએ પૂછયા છતાં પણ તમારે કોઇએ તેને દેશાંતરમાં ઉપાર્જન કરેલા વિત્તનું સ્વરૂપ કહેવું નહીં." ત્યાર પછી કોઇક દિવસ કેશવને એક કર્મકરની સાથે યુદ્ધ થયું. દુર્વચન અને હાથના ચપેટાના

પ્રહારવડે મોટું અયુક્ત યુદ્ધ થયું. ત્યારે તે કર્મકરે કોપ થવાથી દેશાંતરમાં ગયેલા કેશવ સંબંધી દ્રવ્ય ઉપાર્જનનો સર્વ વ્યવહાર શંકરને કહ્યો. ત્યારે મૌન ધારણ કરીને વિકારને નહીં દેખાડતો શંકર ગુપ્ત રહ્યો અને ત્રણે સંધ્યા સમયે ચોતરફ ઘરમાં જોવા લાગ્યો. કોઈક દિવસે પ્રભાત સમયે ઉઠેલા શંકરે સૂક્ષ્મ દૃષ્ટિવડે આગળનું બારણું જોતાં એક પ્રદેશમાં કોમળ અને સ્નિગ્ધ ધૂળના સમૂહવડે આચ્છાદન કરેલા પૃથ્વીભાગને જોવાવડે જાણ્યું કે—"ખરેખર અહીં કાંઈક પણ અર્થનો સમૂહ નિધાનરૂપ કર્યો છે (ગુપ્ત રાખ્યો છે)." ત્યાર પછી તે સ્થાન નિર્જન થયું ત્યારે તે પૃથ્વીપીઠને ખોદીને તેમાંથી વીશ ખોટ્ટિકા સુવર્ણનું નિધાન ઉપાડયું (બહાર કાઢયું). પછી તેને ઘરને વિષે સ્વચ્છ કર્યું (ગુપ્ત કર્યું) અને તે ખાડો ધૂળથી પૂર્ણ કર્યો. જેમ પહેલાં હતું તેમ કરીને પોતાનું કાર્ય કરવા પ્રવર્ત્યો. પરંતુ તાંબાની વીશ ખોટ્ટિકા નિપુણ સોનીના હાથવડે સુવર્ણના રસવડે વ્યાલ કરાવીને (રસ ચોપડાવીને) શંકરે પૂર્વને સ્થાને નિધાનમાં નાંખી, કે જેથી કેશવ તેનાથી મોહ પામે. એ પ્રમાણે કેટલોક કાળ ગયો. એક વખત તે બન્નેને મોટો ચિત્તનો ભેદ થયો તેથી તેમણે પોતપોતાને યોગ્ય જુદા ઘર કરાવ્યા. ધન, ધાન્ય અને ક્ષેત્ર વિગેરે નવ પ્રકારનો પરિગ્રહ વહેંચી લીધો. પછી અર્થનું ઉપાર્જન અને ભોજન વિગેરે કાર્યમાં જુદી જુદી પ્રવૃત્તિવડે પ્રવર્ત્યા. કાળના ક્રમે કરીને કેશવ તુચ્છ (અલ્પ) ધનવાળો થયો. પછી રાત્રિએ તેણે એકલાએ જઈને પૂર્વે નાંખેલા નિધાનના પ્રદેશને ખોદ્યો. તેમાંથી નિધાન બહાર કાઢયું. તેમાં વીશે ખોટ્ટિકા જોઇ તેના લાભથી તે રંજિત (ખુશી) થયો. પછી તથાપ્રકારનું કાર્ય આવ્યું ત્યારે તેણે એક ખોટ્ટિકા વેચવાને માટે સોનીને બતાવી. તે જોવા માત્રથી જ અત્યંત કુશળપણું હોવાથી તે સોનીએ કહ્યું કે–"હે કેશવ ! આ કૃત્રિમ (બનાવટી) સુવર્ણ છે, સાચું નથી." તે સાંભળીને કેશવ ક્ષોભ પામ્યો, કે–"પોતાના હાથે જ નાંખેલું આ સુવર્ણ કૃત્રિમ કેમ થયું ? અહો દૈવની પ્રતિકૂલતા કેવી છે ?" એમ સંતાપ કરતા તેને ફરીથી સોનીએ કહ્યું કે–"જો તને વિશ્વાસ આવતો ન હોય તો હું તને વિશ્વાસ કરાવું." કેશવે કહ્યું–"હા, તેમ કર." ત્યારે સોનીએ તે ખોટ્ટિકાના બે ખંડ (કકડા) કરીને તાંબું પ્રગટ કર્યું. ત્યારે જેવી રીતે આ છે, તેવી રીતે સર્વ ખોટ્ટિકાઓ આવા પ્રકારની જ હશે." એમ ધારીને કેશવ મનમાં મોટા સંતાપને પામ્યો. તેને ફરીથી સોનીએ કહ્યું કે–"આવા પ્રકારના કૂટ (ખોટા) સુવર્ણને જોવાથી કદાચ રાજાના પણ નિગ્રહને યોગ્ય તું થઇશ, તેથી તેને ઘરમાં ગુપ્ત કરજે." ત્યારે "બહુ સારું" એમ તેનું વચન અંગીકાર કરીને કેશવ પોતાને ઘેર ગયો અને તે કૂટ સુવર્ણને ગુપ્ત સ્થાને રાખ્યું. અત્યંત ચિત્તના સંતાપના અતિશયને પામેલો તે વિચારવા લાગ્યો કે–"આવા પ્રકારના અર્થનું નિર્માણ કરવામાં અહીં કયું કારણ સંભવે ? શું પૂર્વનું દુષ્કૃત જ હશે ? પિશાચાદિકનો દુર્વિલાસ આ હશે ? અથવા તો આને ગ્રહણ કરીને તેને સ્થાને આ પ્રમાણે (કૃત્રિમ) સ્થાપન કર્યું હશે ? આ દ્રવ્યના વિપર્યાસનું (અદલાબદલાનું) નિર્માણ સારી રીતે જાણી

શકાતું નથી. " આ પ્રમાણે મોટી સેંકડો શંકારૂપી પવનની લહેરોવડે હરણ કરાયેલા હૃદયવાળો તે તેવા કોઇ પણ શોકને પામ્યો, કે જેથી તેની રતિ (પ્રીતિ) દૂર જતી રહી. ભોજનની ઇચ્છા છેદાઈ ગઈ, રાત્રિએ નિદ્રા પણ દૂર નાશી ગઈ, કુળની લજ્જા નાશ પામી, અને ધીરજતા પણ જતી રહી. જાણે મદોન્મત્ત થયો હોય, મૂર્ચ્છિત થયો હોય, અને ચિત્રમાં આળેખેલો હોય તેમ નિશ્ચળ શરીરવાળો તે તેવી અવસ્થાને પામ્યો, કે જેથી મરેલાના શરીરવાળો દેખાવા લાગ્યો. તે સદા લાંબા નિ:શ્વાસ મૂકવા લાગ્યો, આળોટવા લાગ્યો, અંગભંગ કરવા (શરીરને મરડવા) લાગ્યો, અને વિવિધ પ્રકારના વિકાર દેખાડવા લાગ્યો. અરે રે! અર્થ મોટો અનર્થ જ છે. આ રીતે તેવા પ્રકારે કોઈ પણ રીતે તેના દેહને વિષે મહાદુ:ખ વૃદ્ધિ પામ્યું કે જે રીતે ઉત્પન્ન થયેલ પ્રબળ (મોટા) જ્વરરૂપી ભયંકર વેદનાથી પીડા પામેલો તે પરાધીન રહ્યો. તે વખતે લોકોમાં વાર્તા થઇ કે-" કેશવ છેવટની (મૃત્યુની) દશાને પામ્યો છે અને તેના રોગનું ઉત્થાન કોઇપણ સમ્યક્ પ્રકારે જાણી શકતો નથી." આ સર્વ વૃત્તાંત શંકરે જાણ્યો. અને ત્યાર પછી પોતાની બુદ્ધિથી સંભાવના કરી કે-" સુવર્ણ-ને આશ્રીને ખરેખર આને રોગનું કારણ થયું છે." એમ વિચારીને ભાઈના પ્રતિબંધથી હૃદયમાં ઉલ્લાસ પામતો તે શંકર કેશવની પાસે ગયો, અને સ્નેહ સહિત તેણે તેને પૂછયું, કે-"હે ભાઈ! શરીરના કારણનું શું નિદાન છે?" ત્યારે કેશવે કહ્યું કે-" હું સારી રીતે જાણતો નથી. કોઇપણ પ્રકારે એમ ને એમ જ ભોજનની ઇચ્છા વિગેરે મારા ભાવો દૂર નાશી ગયા છે. હમણાં તો શરીરની તેવી કોઇપણ અધરતા (તુચ્છતા) વર્તે છે, કે જેથી થોડા કાળનું જ જીવિત જણાય છે." તથા અશ્રુજળવડે વ્યાપ્ત નેત્રવાળા કેશવે ફરીથી કહ્યું કે-"હે ભાઈ! આ મારી છેલ્લી પ્રાર્થના છે, કે-ઘરના માણસોની સાથે તું સારી રીતે વર્તજે." આ પ્રમાણે તેણે કહ્યું ત્યારે મોટા સ્નેહના અનુબંધને પામેલા શંકરે-"વિક્રમ અને વ્યવસાયવડે ભગવતી લક્ષ્મી સુલભ જ છે, પરંતુ સહોદર ભાઈ દુર્લભ છે, તથા બન્ને ભવમાં વિરુદ્ધ એવા આ દ્રવ્યવડે શું ફળ છે?" એમ વિચારીને કહ્યું કે-"હે વત્સ! તું ધીર થા. હું તે પ્રકારે કરીશ, કે જે પ્રકારે થોડા કાળમાં જ તું રોગરહિત શરીરવાળો થઇ જઈશ." ત્યારપછી એકાંત કરાવીને શંકરે અમૃતની છટા જેવી હરણ કરેલા સુવર્ણની ખોટ્ટિકાના ગ્રહણની વાત તથા તેનાથી બીજા (કૃત્રિમ) સુવર્ણને નાંખવાની વાત કેશવના શ્રવણપુટમાં નાંખી. તે સાંભળીને તત્કાળ તેના બન્ને નેત્ર વિક-સ્વર થયા, શરીરનો ઉત્સાહ ઉછળ્યો, રતિ પોતાને સ્થાને (હૃદયમાં) આવી, ભોજન કરવાની ઇચ્છા થઇ અને ઉઠીને શંકરના પગમાં તે પડ્યો. તેને કહેવા લાગ્યો કે-"હે ભાઇ! તેં સારું કર્યું, કે જેથી આ રીતે આ ધન તેં હરણ કર્યું, અને મહાપાપને કર-નાર તથા અસત્ય પ્રતિજ્ઞાવાળો હું આવા પ્રકારની શિક્ષાને યોગ્ય છું. મેં સર્વ પ્રકારે અયોગ્ય કર્યું છે. હવે આજથી જાવજ્જીવ સુધી આવા પ્રકારના દુષ્ટ વિલાસની નિવૃત્તિ

છે." ત્યારે શંકર ખુશી થયો સુવર્ણની ખોટિકા બહાર કઢાવી, તેને તે બન્નેએ અર્ધ અર્ધ કરીને ગ્રહણ કરી (વહેંચી લીધી). કેશવ પોતાના હૃદયમાં અત્યંત દુઃખ પામ્યો તો પણ કાંઇ પણ ઉપાય કરવાને અશક્તિમાન તે "સર્વનો નાશ થતો હોય ત્યારે પંડિત પુરુષ તેમાંથી અર્ધનો ત્યાગ કરે છે." એ નીતિવચનને વિચારીને પોતાના આત્માને સ્થિર કરીને ભોજનાદિક કરવા લાગ્યો. પછી કોઇક વખત કામભોગમાં વિરક્ત થયેલ શંકર તેવા પ્રકારના સ્થવિર સાધુની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરીને દુષ્કર તપક્રિયામાં તત્પર થઇ સમ્યક્ પ્રકારે સંયમ પાળવા લાગ્યો. અહીં પૂર્વના અભિપ્રાયને વહન કરતા કેશવે "તે (મારો ભાઇ સાધુ) મરી ગયો." એમ વિચારીને શંકરના પુત્રને અધિક્ષેપ (તિરસ્કાર) સહિત કહ્યું કે–" અરે! તારા પિતાએ અમારા દ્રવ્યના સમૂહને આ રીતે ગ્રહણ કર્યો છે. તેમાંથી કાંઇક બાકી રહેલ મને આપ્યું છે. મેં પણ તેની અનુવૃત્તિએ કરીને તે વખતે કાંઇપણ કહ્યું નહીં, તેથી હવે તારે આપવું જોઇશે." આ પ્રમાણે કહીને મોટો કજીયો આરંભ્યો. બન્ને પક્ષના માણસોએ કારણિક પુરુષોને આ વૃત્તાંત કહ્યો. ત્યારે કાર્યના મધ્ય(તત્ત્વ)ને નહીં જાણતા તેઓએ પણ શંકરના પુત્ર પાસેથી કેશવને કાંઇ દ્રવ્ય અપાવીને તેમનો કજીયો છેદ્યો. ત્યાર પછી એક દિવસ વિહાર કરતો શંકર સાધુ ત્યાં આવ્યો. તેને સર્વ જનોએ વંદના કરી. પછી જન રહિત થયું ત્યારે પુત્રે કેશવનો સર્વ વૃત્તાંત તેને કહ્યો. તે સાંભળીને સાધુ કાંઇક કષાય થયો, તો પણ પોતાના આત્માને સંવરીને તે મનમાં વિચાર કરવા લાગ્યો.—

"હે જીવ! પુત્રના વિષયવાળા પ્રતિબંધનો ત્યાગ કરીને સંયમ યોગને વિષે જ તું રહે, કે જેથી આ જગતમાં તે સંયમ જ મોટો સાર (પરમાર્થ) છે. અને બીજા (બાકીના) પુત્રાદિકના સંયોગો અત્યંત અનર્થને વધારનારા છે, તથા આ ભવ અને પર ભવમાં અત્યંત દુઃખના સમૂહની આણ સમાન (જેવા) છે. આ સંસારમાં જે કોઇ અનર્થો છે, તે સર્વે સંગથી ઉત્પન્ન થયેલા છે એમ જાણ. તેથી કરીને જ તેના ત્યાગમાં અત્યંત ઉદ્યમ કરવો કહ્યો છે. તે આ ભાવ વંદન છે, તે આ શુભરૂપી ઘરનો નિરોધ છે, કેમકે આ સંગનું વિધાન સુગતિરૂપી ઘરનું વિધાન (ઢાંકણું) છે. ધર્મતુલાની જેમ જોતું રાગ અને દ્વેષને વિષે સદા સમાન રહીશ, તો હે હૃદય! અવસ્થિત સ્વભાવવાળી મોટી શ્લાઘાને તું પામીશ." આ પ્રમાણે ભાવના ભાવીને, ફરીથી મધ્યસ્થપણાનું આચરણ કરીને તથા પ્રમાદ માર્ગનો ત્યાગ કરીને તે મહાત્મા ઉદ્યમવાળો થયો. આ પ્રમાણે ચિરકાળ સુધી સંયમને પાળીને છેવટે મરણ પામીને સૌધર્મ દેવલોકને વિષે પલ્યોપમના આયુષ્યવાળો દેવ થયો. કેશવે પણ ગૃહસ્થના દીર્ઘ પર્યાયને ઉલ્લંઘન કરીને પર્યંત સમયે તથાપ્રકારના મુનિની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી અને ઘોર સરાગ સંયમને કરીને (પાળીને) છેવટ મરીને અસુરને વિષે દેવ (અસુર) થયો. અને ત્યાં પલ્યોપમના આયુષ્યવાળો તે દિવ્ય દેવસુખને ભોગવવા પ્રવર્ત્યો. હવે તે શંકર સાધુનો

જીવ કાળના ક્રમવડે આયુષ્યના ક્ષય થયો ત્યારે ત્યાંથી ચ્યવ્યો સતો વૈતાઢ્ય પર્વત ઉપર ભોગપુર નામના નગરમાં વિદ્યાધર રાજાના અમાત્ય સમરનો **સાગર** નામે તું પુત્ર ઉત્પન્ન થયો છે. કેશવનો જીવ પણ અસુરનિકાયથી ચ્યવીને તારો નાનો ભાઇ **રૂદ્રદેવ** નામે ઉત્પન્ન થયો છે. પૂર્વભવની ઈર્ષ્યાના વશથી હે સાગર વિદ્યાધર ! તે તને ક્ષુદ્ર ઉપદ્રવ કરવા આ પ્રમાણે ઉદ્યમી થયો છે." આ સર્વ સાંભળીને જાતિસ્મરણને પામેલા તે ભદ્રયશ રાજપુત્રને મોટો સંવેગ ઊત્પન્ન થયો. તેથી "હવે મિત્ર, સ્વજન, ધન અને પરિવારના પ્રતિબંધવડે સર્યું" એમ નિશ્ચય થવાથી વિશેષે કરીને સર્વવિરતિનો પરિણામ તેને ઉલ્લાસ પામ્યો, પછી તે કેવળીને વાંદીને પોતાને ઘેર ગયો. માતાપિતાથકી પોતાને મુક્ત કરીને વિદ્યાધરના પુત્રો સહિત તથા બીજા રાજપુત્રો સહિત અહીં આશ્રમ પ્રદેશમાં આવ્યો, અને મારી પાસે તેણે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. સર્વ સુર, અસુર અને રાજાઓને પૂજવા લાયક તથા મોક્ષ આપવામાં દક્ષ એવી મોટી ગણધર પદવીને તે આ બુદ્ધિમાન પામ્યો છે.

આ પ્રમાણે આઠમા ગણધરનું પૂર્વ વૃત્તાંત કાંઈક મેં કહ્યું. હવે નવમા અને દશમા ગણધરનું તે વૃત્તાંત કાંઇક કહું છું તે તમે સાંભળો.—

## નવમા અને દશમા ગણધરનું પૂર્વ વૃત્તાંત.

સર્વત્ર વિસ્તાર પામેલા યશના પ્રવાદવાળું, જંબૂદ્વીપના મુગટ સમાન દક્ષિણ દિશાના અલંકારરૂપ અને કુરુદેશની મધ્યે પ્રતિષ્ઠાને પામેલું **હસ્તિનાપુર** નામે નગર છે. તેમાં અસમાન સાહસ( પરાક્રમ )વડે શત્રુવર્ગને વશ કરનાર, મનોહર ગુણના સમૂહના અધિકપણાથી માગણ મનુષ્યોના સમૂહવડે ઘણા યુદ્ધોમાં પ્રાપ્ત કરેલા શત્રુના વિજયને કીર્તન કરાતો **વિજયપાલ** નામે રાજા છે. તેને સર્વ અંતઃપુરમાં મનોહર રૂપ અને લાવણ્યવડે સુંદર અંગવાળી **તિલકસુંદરી** અને **સૌભાગ્યસુંદરી** નામની બે ભાર્યા ( પટ્ટરાણી ) છે. તેમાં પહેલીને સર્વગુણવાળો **વિજયચંદ્ર** નામનો પુત્ર છે, અને બીજીને **પદ્મદેવ** નામે પુત્ર છે. તે બન્ને પુત્રો બાળકને યોગ્ય ક્રીડા વિશેષે કરીને ચોતરફ રમતા રહે છે.–તે બાળકો રૂપની લક્ષ્મી( શોભા )વડે વૃદ્ધિ પામ્યાં, રાજાના મનના મનોરથ પૂર્ણ થયા. તેમના દર્શનથી વૈરીવર્ગ ખેદ પામવા લાગ્યા અને રાજા સંતાન( પુત્ર )ના વિચ્છેદનું દુઃખ પામતો હતો. તે પુત્રો જેમની દ્રષ્ટિપથમાં આવે છે, તેમને દેવાંગના પણ રુચતી નથી ( અથવા દેવો પણ રુચતા નથી ). તથા તેઓ જે ઠેકાણે ફરે છે, તે ઠેકાણે ત્યાંના લોકો બીજા કોઈની શ્લાઘા કરતા નથી. આ પ્રમાણે તેઓ પૂર્વ જન્મમાં ઉપાર્જન કરેલા મોટા પુણ્યના ઉદયવડે શોભતા હતા, કૌતુકના વશથી માણેકની જેમ લોકોના એક હાથથી બીજા હાથમાં જતા હતા, જાણે સાક્ષાત્ ચંદ્ર આવ્યા હોય તેમ તેઓ લોકોને મોટો આનંદ ઉત્પન્ન કરતા હતા, અને પ્રથમ ઉગવાવડે કરીને જાણે બાલ ( નાના ) કલ્પવૃક્ષ

હોય તેમ તેઓ મનોહર દેખાતા હતા. હવે કોઇક દિવસ પૂર્વે નિકાચિત કરેલા અશુભ કર્મના ઉદયના વશથી વિજયચંદ્રની માતા તિલકસુંદરીને અત્યંત ઉદયમાં આવેલો જલોદરનો વ્યાધિ ઉત્પન્ન થયો, તેથી કરીને કમળની જેવા સુંદર તેના બે હાથ ક્ષીણ થયા, મુષ્ટિવડે ગ્રહણ કરાય તેવો મધ્યભાગ( કેડ ) કળશથી પણ મોટો થયો, અને બે જંઘા માત્ર અસ્થિ અને ચર્મપણાને જ પામી. તેની ચિકિત્સાને માટે રાજાએ ઘણા વૈદ્યોને બોલાવ્યા. તેઓએ વિવિધ પ્રકારનાં ઔષધો આપ્યાં, પરંતુ થોડા માત્ર પણ ઉપકાર થયો નહીં. તેથી તિલકસુંદરી આકુળતાવાળી થઇ અને પોતાના અધરય( મરણ )નો નિશ્ચય કરતી તેણીએ રાજાને બોલાવ્યો. અને બે હાથ જોડીને તેને કહ્યું કે—"હે દેવ! હવે હું દેવના ચરણકમળને જોવાને અવશ્ય અયોગ્ય છું. તેથી મારા ઉપર જો તમારો કાંઇક પ્રતિબંધ ( પ્રેમ ) હોય તો દાનાદિક મારું પારલૌકિક કાર્ય કરો." ત્યારે અશ્રુના જળવડે વ્યાલ નેત્રવાળા અને હૃદયમાં નહીં સમાતા દુઃસહ દુઃખવાળા રાજાએ કહ્યું કે—"હે દેવી! કાનને વજ્રાશનિના પડવા જેવું આવું વચન તું કેમ બોલે છે?—મારે આ રાજ્યવડે શું છે? અથવા રાજ્યલક્ષ્મીનું મારે શું કામ છે? અથવા ચતુરંગ સૈન્યવડે શું છે? અથવા તેવા જીવિતવડે પણ શું છે? કે જેથી કરીને હે સુતનુ! તારા વિરહમાં આ બધાનું શું કામ છે? તેથી હવે હું પોતાનું જીવિત આપીને પણ સર્વ યત્નવડે કરીને તે પ્રકારે કરું, કે જે પ્રકારે તારું શરીર આરોગ્ય( રોગ રહિત ) થાય." આ પ્રમાણે રાજાએ કહ્યું ત્યારે દેવીએ કહ્યું કે-"હે પ્રિયતમ! આવા પ્રકારની અવસ્થાને પામેલા આ અધમ શરીરને રોગ રહિત કરવા માટે સેંકડો ઇંદ્રો પણ સમર્થ નથી, તો પછી અયોગ્ય સ્થાને તમે કેમ કલેશ પામો છો?" રાજાએ કહ્યું કે-"હે દેવી! આ અમંગળ કથાએ કરીને (કહેવા વડે) સર્યું." આ પ્રમાણે બોલતો તે રાજા મોટા સંરંભવડે આસ્થાન( સભા )મંડપમાં જઇને બેઠો. ત્યાં મંત્રીઓને બોલાવ્યા. તેમને તિલકસુંદરીના શરીરના કારણનો વૃત્તાંત કહ્યો. ત્યારે મંત્રીઓએ કહ્યું કે-"હે દેવ! વિશિષ્ટ( સારા ) વૈદ્યોને તે દેવી દેખાડો, તેઓ ઔષધાદિક પ્રતિકાર કરે." રાજાએ કહ્યું કે-"સર્વ કર્યું છે તો પણ કાંઇ પણ પ્રતિકાર થયો નથી તેથી બીજા ઉપાયને વિચારો." આ અવસરે **વામદેવ** નામના મંત્રીએ કહ્યું કે-"હે દેવ! હમણાં મને સાંભર્યું, કે સમગ્ર શાસ્ત્રના પરમાર્થને જાણનાર ભૈરવ નામનો અમારો( આપણો ) ગુરુ છે. તેને કાત્યાયની દેવીનો મંત્ર સિદ્ધ થયો છે, આકર્ષણ, મુષ્ટિનો ભેદ અને દષ્ટિનો બંધ વિગેરે કૌતુકને વિષે મોટા સામર્થ્યને પામેલો છે, તથા અંગુષ્ઠમાં ઉતારેલી દેવતાના વચનવડે ભૂત, ભવિષ્ય અને વર્તમાન ભાવોને જાણનાર છે. તેને આ કાર્યમાં પૂછવું યોગ્ય છે. કેમકે આવા પ્રકારના અનેક કાર્યોમાં તેનો વિશ્વાસ જોવામાં આવ્યો છે. તે આ પ્રમાણે.—

લાભ અને અલાભને વિષે, જીવિત અને મરણને વિષે તથા જય અને અજયને વિષે તેણે જે કાંઇ કહ્યું હોય, તે કેવળીના કહ્યા જેવું થાય છે. હે દેવ! રોગી મનુષ્યના વિષય-

માં તેણે રૂપ જોવાથી જે વ્યાધિ સાધ્ય કે અસાધ્ય કહ્યો હોય, તે તે જ પ્રમાણે નિશ્ચે પ્રાપ્ત થાય છે. તેના મહાત્મ્યને કહેનારા, આશ્ચર્યકારક, ભૂત, પિશાચ વિગેરેનો નાશ કરવામાં પ્રવીણ અને અતિ ઘણા અતિશયો દેખાય છે. તેથી હે દેવ! કાળને પ્રાપ્ત થયેલા આ રોગનો વૃત્તાંત તેને કહેવો, કે જેથી કદાચ દેવીને તેનાથી પણ ઉપચાર પ્રાપ્ત થાય." આ પ્રમાણે તેના વચનને સમ્યક્ પ્રકારે અંગીકાર કરીને રાજાએ પ્રધાન પુરુષને મોકલીને તે ભૈરવને બોલાવ્યો. તે કહ્યા પછી તરત જ આવ્યો. અપાવેલા આસન ઉપર તે આશીર્વાદ આપવાપૂર્વક બેઠો. રાજાએ તેની સાથે આદર સહિત ભાષણ કર્યું અને કુશળ વાર્તા પૂછી. અને પછી ઉચિત સમયે પોતાના હસ્તતળનો અંજળિ બાંધીને (બે હાથ જોડીને) રાજાએ તેને કહ્યું કે-"હે ભગવાન! મારા પર પ્રસાદ કરીને તમે વિચારો, કે દેવીના શરીરની નીરોગતા કેવી રીતે થશે?" ત્યારે ભૈરવે કહ્યું કે-"હે મોટા રાજા! આ દેવીનો જેવો વાયુનો પ્રવાહ છે, તેવા પ્રવાહવડે તેનું આરોગ્ય સંભવતું નથી." રાજાએ કહ્યું-"હે ભગવાન! એ શી રીતે?" ભૈરવે કહ્યું-"સાંભળો.-જે તરફ વાયુ વહેતો હોય, તે તરફ જો પ્રશ્ન કરનાર રહ્યો હોય, તો કાર્યની સિદ્ધિ જાણવી. અને તેનાથી અન્યથા પવન હોય, તો તે કાર્યનો વિપર્યાસ (અસિદ્ધિ) જાણવો. શ્વાસના પ્રવેશને વિષે જીવવું હોય છે, અને તે શ્વાસના નીકળવાને વિષે મરણ જાણવું. વળી આતુર(રોગી)ના પ્રશ્નથી તરત જ ચંદ્ર (જમણા) વાયુનો સંચાર હોય તો જીવે, અને સૂર્ય(ડાબા) વાયુનો સંચાર હોય તો મરી જાય. પરંતુ વિશેષ એ કે-વાયુના પ્રવેશ વખતે કલેશ સહિત થાય. આ પ્રમાણે ચંદ્ર અને સૂર્યના વાયુના સંચારને વિષે ગુરુએ આવું ફળ કહ્યું છે." રાજાએ કહ્યું કે-"હા. એમ જ છે. પરંતુ વાત, પિત્ત, શ્લેષ્મ અને પરિશ્રમ વિગેરે દોષોવડે જુદા પ્રકારે પણ વાયુનો સંચાર જોયો છે. અને તેમ હોવાથી આ લક્ષ્ય સમ્યક્ પ્રકારે જણાતો નથી, તેથી દેવતાના વચનવડે દેવીના રોગના વિનાશ વિષે કાંઇક નિશ્ચય કરો." ભૈરવે કહ્યું કે-"ભલે એમ કરું." પછી તેણે મંડળ આળેખ્યું. તેમાં સારા શરીરવાળી, સ્નાન કરેલી, પહેરેલા શ્વેત રેશમી વસ્ત્રવાળી અને ચંદનના રસવડે પૂજેલા (વ્યાપ્ત) અંગવાળી કુમારિકાને બેસાડી. અને મંત્રના સામર્થ્યવડે આવેશ (પ્રવેશ) ગ્રહણ કરાવ્યો અને દેવતાવડે સંક્રમ કરાયેલી તે બોલવા લાગી ત્યારે રાજાએ પોતના હાથવડે કપૂર અને અગરૂના સારવાળો ધૂપનો ઉદ્‌ગાર ઊંચો નાંખ્યો. પછી કુમારીએ "સ્ફુટ અક્ષરવડે જે પૂછવું હોય તે પૂછો." એમ કહ્યું. ત્યારે રાજાએ કહ્યું કે-"હે ભગવતી! પ્રસાદ કરીને તિલકસુંદરી દેવીની આરોગ્યતા કહો." કુમારીએ કહ્યું કે-"હે મોટા રાજા! હવે દેવીનું ધર્મરૂપી ઔષધ કરો, કેમકે લાખો દેવતાઓવડે પણ આરોગ્યતા કરી શકાય તેમ નથી." ત્યારે રાજા તે જ વખતે વિલખો અને મુખની શ્યામ કાંતિવાળો થયો, તથા તેના બન્ને નેત્રો અશ્રુનાં જળવડે વ્યાપ્ત થયાં. તેને કુમારીએ કહ્યું કે-"હે મોટા રાજા! આ પ્રમાણે અન્ય જનને ઉચિત ધૈર્યનો ત્યાગ કરીને તમે કેમ વર્તો છો?-પૂર્વ ભવને વિષે રાગદ્વેષથી

દૂષિત થયેલા અને અજ્ઞાનવડે વ્યાપ્ત થયેલા જીવે જે અનિષ્ટ ફળવાળું અશુભ કર્મ કર્યું હોય, તે કર્મ પોતાના શરીરવડે ભોગવ્યા વિના વિવિધ પ્રકારના ઔષધવડે, દેવોના સમૂહવડે અને દાનવોવડે પણ દૂર કરવાને શક્ય નથી." રાજાએ કહ્યું કે-"હે દેવી! આણે પૂર્વ ભવે શું કર્યું હતું ? તે કહો." કુમારીએ કહ્યું-"એણે પૂર્વભવે જે કર્યું હતું, તે સાંભળો.—

બંગાલ દેશમાં **પદ્મખંડ** નામનું નગર છે. તેમાં **અભયકુમાર** નામનો શ્રેષ્ઠી હતો. તેને **શાંતિમતી** નામની ભાર્યા હતી. તે બન્નેના ચિત્ત જિનધર્મને પામેલા હતા, તેથી શક્તિ પ્રમાણે ધર્મમાં તત્પર થયેલા તે બન્ને કાળને નિર્ગમન કરતા હતા. એક દિવસ શાંતિમતીએ અત્યંત પ્રયત્નવડે ભોજન નીપજાવ્યા છતાં પણ કોઇક વિષમ પ્રયોગવડે તે ભોજન વિરસપણાને પામ્યું ત્યારે તેણીએ વિચાર્યું કે-"શું આ ભોજનનો હું ત્યાગ કરું ? કે કોઇને આપું ?" આ પ્રમાણે ચિંતાવડે વ્યાકુળ મનવાળી તે થઇ તે વખતે **ધર્મયશ** નામના સાધુ ભિક્ષાને માટે ત્યાં આવ્યા, ત્યારે ભોજનનો ત્યાગ કરવામાં અસમર્થ થયેલી તેણીએ તે ભોજન તે સાધુને આપ્યું. તે સાધુએ પણ પોતાની બુદ્ધિથી ઉદ્ગમ અને ઉત્પાદના દોષથી વિશુદ્ધ (રહિત) નિશ્ચય કરીને તે ભોજન પ્રાપ્ત થાય તે પ્રમાણે ગ્રહણ કર્યું. કાર્ય સિદ્ધ થયું એમ જાણીને તે સાધુ પાછા ફર્યા, અને ગુરુની સમીપે આવ્યા. પછી તેનું પ્રતિક્રમણ કર્યું, ઇરિયાવહી કરી, અને ગમન તથા આગમનની આલોચનાપૂર્વક તે ભોજન ગુરુને બતાવ્યું. ગુરુ પણ તે વખતે કાંઇક અકુશળ શરીરવાળા હતા, તેથી ભોજન કરવા માટે બેઠા. પછી દેવના ચરણકમળનું સ્મરણ કરીને તથા બાલ, ગ્લાન વિગેરેની ચિંતા કરીને રાગ દ્વેષ રહિત મનવાળા તે ગુરુએ ભોજન કરવાનો આરંભ કર્યો. તે વખતે વિકારવાળા અને પરિપાકના દોષથી વિરસપણાને પામેલા તે ભોજનનો આહાર કરતા હતા ત્યારે તે સૂરિના શરીરને વિષે અતિ દુસ્સહ જ્વર અને અતિસાર વિગેરે મોટા રોગો ઉત્પન્ન થયા. ત્યારે સાધુઓએ ઔષધાદિકવડે તેનો સારી રીતે ઉપચાર કર્યો. મહાસત્ત્વ(વીર્ય)વાળા તે ગુરુ મોટા કષ્ટવડે પ્રગુણ (સારા) શરીરવાળા થયા. પછી પ્રાણીઓનું રક્ષણ કરવા માટે શાસ્ત્રના અર્થનું વ્યાખ્યાન કરીને ભવ્ય જીવોને પ્રતિબોધ કરીને, જિનકલ્પને વિષે આત્માનું પરિકર્મ કરીને તે ગુરુ દેવલોકની લક્ષ્મીને (સ્વર્ગને) પામ્યા. તથા મોટા પ્રભાવવાળી તે શાંતિમતી અત્યંત વિરુદ્ધ ભોજનના દાનવડે અને પર્વત જેવડા મોટા દુઃખને ઉત્પન્ન કરવાવડે પાપના સમૂહને બાંધીને પછી મૃત્યુ પામીને સાધુના શરીરને પીડા ઉત્પન્ન કરવાના દોષવડે નિંદવા લાયક સર્વ જાતિઓમાં ઉત્પન્ન થઇ. ત્યાં કોઇ વખત પ્રલય કાળના અગ્નિ જેવા જ્વરવડે તે મરણ પામી. કોઇ વખત તીવ્ર અને દુસ્સહ શ્વાસ અને કાશની વેદનાવડે મરણ પામી, કોઇ વખત તડતડ શબ્દ કરતી ભયંકર વીજળીથી તાડન કરાયેલી તે તરત જ મરણ પામી, કોઇ વખત

દુસ્સહ વિષવાળા સર્પવડે હરણ કરેલા ચૈતન્યવાળી મરણ પામી, કોઇ વખત ક્ષુધાવડે, કોઇ વખત મોટી પિપાસા( પીવાની ઇચ્છા )વડે અને કોઇ વખત અગ્નિ તથા જળ વિગેરે વડે મરણ પામી. આ રીતે અનેક પ્રકારે દુઃખની પરંપરાને અનુભવીને થોડા કર્મનું લઘુપણું થવાથી તે કોઇ દારિદ્રના કુળમાં પુત્રીરૂપ ઉત્પન્ન થઈ. મોટા દુર્ભાગ્યના દોષથી દૂષણ પામેલી તેણીને કોઇએ પરણી નહીં. પછી મોટા વૈરાગ્યની વાસનાના વશથી મોટા પાપના સમૂહનું ઉપાર્જન જાણીને તેનો વિનાશ કરવા માટે તે સાધુની પાસે ગઇ. તેની પાસે તેણીએ ધર્મ સાંભળ્યો. અને તે જ દિવસથી તેણીએ છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે દુષ્કર તપનો વ્યાપાર આરંભ્યો. પછી કાળને સમયે મરીને હે મોટા રાજા ! તે તારી અગ્રમહિષી( પટરાણી )-પણે ઉત્પન્ન થઇ છે. અને હમણાં નિર્જરા નહીં પામેલા પૂર્વના શેષ દુષ્કર્મના ઉદયના વશથી ઉત્પન્ન થયેલા જલોદરના મોટા રોગવાળી અને થોડા બાકી રહેલા આયુષ્યવાળી તે આ પ્રમાણે વર્તે છે. હવે આયુષ્યનો ક્ષય પામીને તે મરી જશે." આ પ્રમાણે સમગ્ર વૃત્તાંત જણાવીને દેવતાવડે સંક્રાંત થયેલી તે કુમારી વિરામ પામી. રાજા પણ તથાપ્રકારનું તિલકસુંદરીનું શરીર જાણીને મોટા શોકના સમૂહને ધારણ કરતો ભેરવને વિદાય કરીને અંતઃપુરમાં ગયો. ત્યાં તિલકસુંદરીને દેખી અને કહ્યું કે—" હે સુતનુ ! જે પ્રમાણે તું કહે છે, તે પ્રમાણે દેવતાવડે આક્રાંત થયેલી કુમારીએ કહ્યું. આ વ્યાધિનો ઉપશમ નથી, અને તેને આશ્રીને પાસે રહેલું મરણ પ્રાપ્ત થયું છે." તિલકસુંદરીએ કહ્યું કે— "કયા કારણે દેવતાએ આ કહ્યું ?" ત્યારે રાજાએ તે દેવતાએ કહેલો પૂર્વ ભવનો સર્વ વૃત્તાંત તેણીને નિવેદન કર્યો ( કહ્યો ). ત્યારે તે સમગ્ર પણ પોતે અનુભવેલાને વિચારતી તે જાતિસ્મરણને પામીને તથા મોટા અનિષ્ટ કષ્ટની પરંપરાને જોઇને તેણી પોતાનાં આત્માનો ઘણા કાળ સુધી શોક કરવા લાગી કે—" હે પાપી જીવ ! આત્માનું અનર્થ કરનારું તેં શું કર્યું કે જેથી અયોગ્ય ભક્ત આપવાવડે તેવા પ્રકારનું પાપ ઉપાર્જન કર્યું ? થોડા અર્થને માટે ઘણાનો ત્યાગ કરવો એ કરવાને શું યોગ્ય છે ? હા ! હા ! જીવ ! અનાર્ય અને દુર્જનની જાતિમાં ઉત્પન્ન થયેલો તું દુઃખનું સ્થાન થયો છે. ઉગ્ર વિષવાળા આહારનો કવલ ( કોળીયો ) કરવો સારો છે, ખડ્ગ ઉપર સૂવું સારું છે, સિંહની દાઢાના સમૂહને ખજવાળવાનું કરવું સારું છે, અગ્નિની મોટી જ્વાળાની શ્રેણિમાં ચાલવું અથવા તેની ઉપર રહેવું સારું છે, અથવા ભાલાના અગ્રભાગ ઉપર પ્રબંધવડે આસન કરવું સારું છે; પરંતુ વિચાર કર્યા વિના સેંકડો અનર્થને ઉત્પન્ન કરનાર વસ્તુના સમૂહનું જે કરવું તે સારું નથી, માટે હવે પૂર્વે અંગીકાર કરેલા જિનધર્મનું તું સ્મરણ કર." આ પ્રમાણે પૂર્વ ભવમાં કરેલા દુશ્ચરિત્રને વારંવાર નિંદતી અને મોટા સંવેગને પામેલી તે દેવીને રાજાએ કહ્યું, કે—" હે દેવી ! કુમારીએ કહેલો આ વૃત્તાંત શું સત્ય છે ? " તેણીએ કહ્યું— " હે નરવર ! આ સર્વ સત્ય થયું છે.—તેથી હવે પરભવના પથ્ય ( હિતકારક ) ભાતારૂપ કાર્યને વિષે ઉદ્યમ કરવો યોગ્ય છે." રાજાએ કહ્યું કે—" હે દેવી ! જેમ તને ભાસે

તેમ કર. વિશિષ્ટ તપ, ચારિત્ર અને જ્ઞાનવાળા સાધુઓને તથા દીન અને દુઃખી માણસોને ધર્મને માટે ધન આપ, અને બીજું પણ ધર્મકાર્ય કર. તે આ રાધાવેધ જેવા પ્રસ્તાવને સત્ત્વ રહિત મનુષ્યો આરાધવાને શક્તિમાન નથી, તેથી હે દેવી ! તું તેમાં ઉદ્યમવાળી થા." આ પ્રમાણે રાજાએ કહ્યું ત્યારે તિલકસુંદરીએ સર્વે અંતઃપુરની સ્ત્રીઓને (દાસીઓને) અને સૌભાગ્યસુંદરીને બોલાવી. પછી પોતાના કપાળપટ્ટ ઉપર હાથરૂપી કમળના કોશને સ્થાપન કરીને (હાથ જોડીને) તેઓને કહ્યું કે—" અહીં મેં મદવડે, ક્રોધવડે, લોભવડે અથવા છેતરવાના પ્રયત્નવડે (માયાવડે) તમારું જે કાંઈ અનુચિત આચરણ કર્યું હોય, તે સર્વ તમારે ખમવું. હૃદયમાં થોડો પણ ખેદ ધારણ ન કરવો." તથા સૌભાગ્યસુંદરીને પણ પોતાના અલંકાર આપવાપૂર્વક પ્રેમ સહિત કહ્યું કે—"હે બહેન ! હાસ્ય અને દ્વેષ વિગેરેવડે જે કાંઇ મેં અપરાધ કર્યો હોય, તે સર્વ મારા અપરાધ તું ક્ષમા કરજે, અને આ વિજયચંદ્ર રાજપુત્રને પદ્મદેવ રાજપુત્રની જેમ જોવો. ઘણું શું કહું ? તારા ઉત્સંગમાં જ મેં તેને નાંખ્યો છે. જેમ ઉચિત લાગે, તેમ તું કરજે." પછી તેણીએ વિજયચંદ્ર કુમારને પણ કહ્યું કે—"હે પુત્ર ! હવેથી આ તારી માતા છે, તેને મારાથી પણ અધિક ગૌરવવડે તારે જોવી (જાણવી). અને હે વત્સ ! આજ કે કાલ અકલ્યાણને ભજનારી હું મરણને શરણ થઇશ." પછી સૌભાગ્યસુંદરીએ કહ્યું કે—"હે દેવી ! હવે તું પુત્રની ચિંતા ન કરીશ. વિજયચંદ્ર મારો પહેલો પુત્ર છે અને ત્યાર પછી (બીજો) પદ્મદેવ છે." આ પ્રમાણે અંતઃપુરની સ્ત્રીઓ મોટા ચિત્તના સંતાપને ધારણ કરતી તાપિચ્છ(તમાલ પત્ર)ના ગુચ્છ જેવી (શ્યામ)મુખની કાંતિવાળી "આવા અંતવાળો આ જીવલોક છે." એમ બોલતી તે સ્ત્રીઓ તિલકસુંદરીને સારી રીતે ખમાવીને જેમ આવી હતી તેમ ગઇ. સૌભાગ્યસુંદરી દેવી પણ વિજયચંદ્ર રાજપુત્રને આદર સહિત ગ્રહણ કરીને સંસારના અસારપણાને વિચારતી પ્રતિચારિકા(દાસી)પણાને અંગીકાર કરીને તેણીની પાસે જ રહી. નિરંતર નેત્રમાંથી પડતા અશ્રુના પ્રવાહવાળા અને શોક કરતા એવા રાજાને પણ તિલકસુંદરીએ કહ્યું કે—"હે દેવ ! બીજા મનુષ્યની જેમ તમે આ પ્રમાણે શોક કેમ કરો છો ? શું આ જગતમાં નિત્ય રહેનારા કોઇ જનને તમે જોયો કે સાંભળ્યો છે ? કે જેથી કરીને આ પ્રમાણે ઘણી રીતે તમે પીડા પામો છો, ખેદ પામો છો અને સંતાપ પામો છો ?—જ્યાં સુધી આ જીવનો સમૂહ છે અને જ્યાં સુધી ચાર ગતિવાળો આ સંસાર છે, ત્યાં સુધી જન્મ, જરા અને મરણ વિગેરેનો સંભવ રહેલો જ છે." આ પ્રમાણે રાજાને શાંતિ આપીને તથા સર્વ સંગનો ત્યાગ કરીને પરમેષ્ઠીનું સ્મરણ કરતી દેવી દેવલોક(સ્વર્ગ)ની લક્ષ્મીને પામી. પછી રાજા પણ તિલકસુંદરી પરલોકમાં ગઇ ત્યારે તેનું પરલોક સંબંધી કાર્ય કરીને કાળના ક્રમે કરીને તેના પ્રેમને પુત્ર ઉપર આરોપણ કરીને અલ્પ શોકવાળો થયો. તથા બન્ને પુત્રોને વ્યાકરણ, કાવ્ય, છંદ અને કથા વિગેરે શાસ્ત્રના

સમૂહને ભણાવ્યા. કરવાલ, કુંત, શરાસન, ચક્ર, સેલ વિગેરે શસ્ત્રના નાંખવાને વિષે મોટી કુશળતાને પમાડયા. હાથી, અશ્વ અને મલ્લના પરિશ્રમને કરાવ્યા, અને મોટા યૌવનને પામેલા તે બન્નેને મોટા વૈભવવડે રાજપુત્રીઓ પરણાવી. તે બન્ને પુત્રો પરસ્પર સ્નેહવડે વર્તીને કાળનું નિર્ગમન કરવા લાગ્યા. રાજા પણ આ માતાના વિયોગવાળો છે એમ જાણીને દયાવડે વિશેષે કરીને વસ્ત્ર, અલંકાર વિગેરે આપવાવડે તે વિજયચંદ્ર રાજપુત્રનો ઉપચાર કરતો હતો. અને " આ તો બે પાંખ સહિત છે " એમ જાણીને બીજા પુત્રનો તેવો ઉપચાર કરતો ન હતો. પછી સ્ત્રીજનનું સારા વિચારપણું નહીં હોવાની તથા બુદ્ધિના પ્રકર્ષનું તુચ્છ જોવામાં પ્રધાનપણે હોવાથી હૃદયની અંદર ઉત્પન્ન થયેલા ઈર્ષ્યાના સમૂહવાળી સૌભાગ્યસુંદરી વિચારવા લાગી કે—" કાંઇ પણ કારણવડે રાજા વિજયચંદ્ર ઉપર દાન, સન્માન વિગેરેવડે અધિક પ્રેમ દેખાડે છે, પણ મારા પુત્ર ઉપર દેખાડતા નથી. આવું કરવું શું રાજાને યોગ્ય છે ? અથવા તો મારાથી પણ વિજયચંદ્રની માતા અધિક પ્રસાદનું સ્થાન હતી. તેના સંબંધથી પુત્ર પણ તેવો જ થયો. આટલા માત્રથી પણ કયો દોષ નથી ? વળી જો મારા પુત્રને છોડીને રાજા કોઇપણ પ્રકારે આને રાજ્ય પણ આપશે તો ઘણું અયોગ્ય થશે." આ પ્રમાણે વિચારતી તે દિવસોને નિર્ગમન કરવા લાગી. ત્યાર પછી કોઇક અવસરે કાળસેન નામના ભિલ્લપતિની સાથે અકસ્માત વિરોધ ઉત્પન્ન થયો. ત્યારે ઉત્પન્ન થયેલા મોટા કોપવાળો રાજા પોતે તેનો નિગ્રહ કરવા માટે ચાલ્યો. ત્યારે તેના પગમાં પડેલા વિજયચંદ્ર કુમારે રાજાને પાછો વાળ્યો, અને કેટલાક હાથી, અશ્વ અને પદાતિવડે પરિવરેલો તે રાજપુત્ર પાંચ દિવસને યોગ્ય શંબલ( ભાતું ) લઇને અન્ય દિશા તરફ પ્રયાણ દઇને ( કરીને ) વેગથી પલ્લીની સન્મુખ ચાલ્યો. એક દિવસે કરીને માર્ગના બાર યોજન ઉલ્લંઘન કરીને સૂર્ય અસ્ત પામ્યો ત્યારે, કઠણ ખરીવડે ખોદેલી પૃથ્વીની રજના સમૂહવડે ગાયોના સમૂહે આકાશને આચ્છાદિત કર્યું ત્યારે તથા પોતાના માળા તરફ ગમન કરવામાં પ્રવર્તેલા પક્ષીના સમૂહનો કોલાહલ થતો હતો ત્યારે ગૂઢચર પુરુષોએ પણ નહીં જાણેલો, પલ્લીપતિએ મોકલેલા આરક્ષક પુરુષોએ પણ નહીં દેખેલો તથા યમરાજની જેમ જેનું આગમન જણાયું નથી એવો તે રાજપુત્ર કાળસેન ભિલ્લપતિના ભવનમાં પેઠો. અને " રે રે દુરાચારી ! તારા ઉપર વિજયબળ રાજા કોપ પામ્યો છે, તેથી કોઇપણ બળવાનનું શરણ અંગીકાર કર. તારો મોક્ષ નહીં થાય." એ પ્રમાણે બોલતા રાજપુત્રે ગાઢ કરની ચપેટાવડે તેને મારીને પાડ્યો અને બાંધ્યો. પછી એક ક્ષણવારમાં સારભૂત ધન, કનક, કાંસુ અને વસ્ત્ર વિગેરે ગ્રહણ કરીને અને પલ્લીપતિને કેદીની જેમ ગ્રહણ કરવાવડે વશ કરીને તે કુમાર પાછો વળ્યો. માત્ર પાંચ રાત્રિવડે જ પોતાના નગરમાં પ્રાપ્ત થયો. રાજાના ચરણમાં પલ્લીપતિને નાંખ્યો અને તે પલ્લીમાંથી ગ્રહણ કરેલું ધન, કનક વિગેરે તેની પાસે મૂક્યું. તે જોઇ રાજા અતિ હર્ષ પામ્યો, તેથી કુમારને યુવરાજ પદવી આપી. તથા હાથી, અશ્વ, ખજાનો અને કોઠાર વિગેરે આપ્યા.

ત્યારપછી કોઈ દિવસે ધારણ કરેલા શ્વેત છત્રવાળા, હાથણીના સ્કંધ ઉપર ચડેલા, પાસે ચાલતા મજબૂત અશ્વના સમૂહવડે રાજમાર્ગને રૂંધતા, માર્ગણના સમૂહવડે ગવાતા ગુણના સમૂહવાળા, ઘણા લોકોવડે જોવાતા, આનંદ કરનારી રાજલક્ષ્મીના વિસ્તારવાળા અને રાજપાટીએ નીકળેલા તે રાજપુત્રને જોઇને ગવાક્ષ( બારી )માં રહેલી સૌભાગ્યસુંદરી તેની મોટી સમૃદ્ધિ જોવાને અસમર્થ થવાથી મોટા ચિત્તના સંતાપને પામી, અને વિચાર કરવા લાગી કે-" હવે શું કરવું યોગ્ય છે ? આ સપત્નીના પુત્રને મારા પ્રણયના ભંગની અપેક્ષા રાખ્યા વિના રાજાએ આવી પદવીએ સ્થાપન કર્યો. હવે કદાચ રાજ્યલક્ષ્મીને પણ પામશે, તેથી હજુ જ્યાંસુધી આ રાજ્યને પામ્યો નથી ત્યાંસુધીમાં કોઇપણ પ્રયોગવડે આના પ્રાણનો નાશ કરવો યોગ્ય છે." આ પ્રમાણે નિશ્ચય કરીને તેણીએ કાર્મણ કર્યું, પાણીની સાથે તેનો સંચાર કર્યો ( પાણીથી મિશ્ર કર્યું ). તે પાણીનો ઉપભોગ કર્યા પછી તરતજ તે વિજયચંદ્ર દેહનો દાહ વિગેરે દોષોવડે ગ્રહણ કરાયો. તેણે આ વૃત્તાંત રાજાને જણાવ્યો. તેણે પણ ઉત્પન્ન થયેલા મોટા દુઃખથી મંત્ર, તંત્ર વિગેરે જાણનારાને જણાવ્યું. તેઓએ વ્યાધિનો વિનાશ કરનાર વિવિધ પ્રકારનો ઉપક્રમ ( ઉપાય ) આરંભ્યો પરંતુ કાંઈપણ વિશેષ થયો નહીં ( ગુણ થયો નહીં ). ત્યારે તેનો પ્રતિકાર નહીં થવાથી વિલખા મુખવાળા મંત્રાદિકને જાણનારા તેઓ જેમ આવ્યા હતા તેમ પાછા ગયા. રાજપુત્ર પણ દરેક દિવસે દુર્જનની જેમ અવકાશ પામેલા વ્યાધિવડે અંત્યંત પરાભવ પામ્યો. તેના બન્ને હાથ કૃશ થયા, શરીરનું સામર્થ્ય ક્ષીણ થયું, તથા મુખ, નેત્ર અને નાસિકાના વિભાગ સંકોચ પામ્યા, તેથી લજ્જાવડે કોઇને પોતાનું શરીર નહીં દેખાડતો તથા અત્યંત દુર્દર્શનપણાવડે પોતે પણ પોતાના આત્માનો સંદેહ કરતો તે આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો, કે—

મોટા રોગથી વ્યાપ્ત થયેલા અને સાથે ધૂળની ક્રીડા કરનારા મિત્રોને પણ ઉદ્વેગ કરનારા મારે હવે અહીં રહેવું યોગ્ય નથી. જ્યાં પિતા પણ પ્રેમની પ્રધાનતાવડે પ્રતિપત્તિવાળો અને મોટા સ્નેહવાળો હોવા છતાં પણ અવળા મુખને કરે છે, અને પૂર્વના બહુમાનનું ખંડન કરે છે તેવા સ્થાને પણ કટાક્ષ સહિત જોનારા ક્ષુદ્ર લોકના કાંઇક હાસ્યવડે જોવાયેલા બુદ્ધિમાન પુરુષે રહેવાની બુદ્ધિ કરવી યોગ્ય નથી, પરંતુ આપત્તિમાં પડેલા અને બીજાના પરાભવને નહીં સહન કરનારા અભિમાની પુરુષને પોતાનું અદર્શન ઉચિત છે. તો શું હવે અગ્નિનું સાધન, જળમાં પ્રવેશ કે ગિરિના શિખર ઉપરથી ભ્રગુપાત કરીને આત્માનું મૂકવું ( મરણ ) યોગ્ય છે ? આ સર્વને મધ્ય કાંઈ પણ પ્રાપ્ત થયેલું જણાતું નથી, તેથી શાસ્ત્રને જાણનારા મુનિને પૂછીને અહીં જે કોઇ યોગ્ય હોય, તે હું કરું." પછી તેનો બાલ મિત્ર શુભંકર નામનો છે, તેને તેણે કહ્યું કે—" તું અહીંથી જઇને કોઇક કુશળ મુનિને આ પ્રમાણે પૂછ, કે—" જે માણસ મરવાને જ અહીં ઇચ્છતો હોય, તે ગિરિપાત વગેરેની મધ્યેથી કયું મરણ અંગીકાર કરે ? શાસ્ત્રને વિષે કયું મરણ

શ્રેષ્ઠ કહેવાય છે ? " ત્યારે તેણે " तहत्ति ( બહુ સારું ) " એમ અંગીકાર કરીને **ક્ષેમદત્ત** નામના સાધુની પાસે જઇને વિનયથી નમીને ઉચિત મરણ પૂછ્યું. મુનિએ પણ આ પ્રમાણે કહ્યું કે—" ગિરિના શિખર ઉપરથી પડવું વિગેરે મરણો અનેક જીવોના દુઃખના હેતુ ( કારણ ) છે તેથી તે કરવા યોગ્ય નથી. પરંતુ તપ, નિયમ અને સંયમના ઉદ્યોગવડે શોભતા મનુષ્યોના પોતાના ક્રમે કરીને પ્રાપ્ત થયેલા મુખ્ય આરાધનાવાળા મરણને સર્વજ્ઞ ભગવાન વખાણે છે. " તે સાંભળીને તેણે રાજપુત્રને તે વાત સમ્યક્પ્રકારે કહી. ત્યારે મરણથકી નિવૃત્ત થયેલા ચિત્તવાળા તેણે વિચાર્યું, કે—" તે દેશમાં હું જાઉં, કે જ્યાં ગયેલા મને કોઇ પણ જાણતા ન હોય, કેમકે અહીં રહેલો હું કાંઇપણ કરવાને શક્તિમાન નથી. દેખાતા મનોહર, સુશ્લિષ્ટ અને સુંદર અવયવવાળું તે મારું શરીર પણ આવી અવસ્થાને પામ્યું. અરે ! હવે હું શું કરું ? અથવા તો આ પ્રમાણે સંતાપ કરવાવડે શું ? પોતે કરેલા દુષ્ટ કર્મોનો અનુભવ કર્યા વિના મોક્ષ કદાપિ થતો જ નથી. જેઓનું સંપત્તિમાં જેવું મન હોય, તેવું વિપત્તિમાં પણ તુલ્ય ( સમાન ) હોય, તે જ ધીર પુરુષો છે. જો એમ ન હોય, તો જગતમાં કોઇ પણ અધીર નહીં કહેવાય. આ જગતને વિષે પણ કોઇ મનુષ્ય એકાંત સુખી નથી એમ હું માનું છું. તેથી હે જીવ ! થોડા પણ ચિત્તના સંતાપને તું ન કર. જો ચક્રવર્તી અને વાસુદેવ પણ કર્મના વશથી આપત્તિને પામે છે, તો કીડા સરખો મારી જેવો મનુષ્ય કેમ સંતાપ કરે છે ? " આ પ્રમાણે ધીરજને ધારણ કરતો તે રાત્રિના બે પહોર વ્યતીત થયા ત્યારે કોઇને આ વાત કહ્યા વિના વેષનું પરાવર્તન કરીને તથાપ્રકારનું કાંઇક શંબલ( ભાતા )ને યોગ્ય વસ્તુ ગ્રહણ કરીને પોતાના ઘરમાંથી બહાર નીકળ્યો. ધીમે ધીમે ચાલતો તે પત્રાલય( પ્રાસાલય ) નામના ગામને પામ્યો, અને પરદેશીના મઠને વિષે રહ્યો. ત્યાં એક [1]કાર્પટિકે તે કુમારના શરીરને જોઇને તથા રોગનું નિદાન જાણીને નિપુણ બુદ્ધિથી આ પ્રમાણે કહ્યું, કે-" હે મોટા પ્રભાવવાળા ! તું ક્યાં વસે છે ? અને તારા આ રોગનો સંભવ ક્યાંથી થયો ? " કુમારે કહ્યું કે-" હું હસ્તિનાપુરમાં વસું છું, રોગનું ઉત્થાન ( ઉત્પત્તિ ) કોનાથી થયું છે, તે હું જાણતો નથી. " કાર્પટિકે કહ્યું કે-" જે ઘરમાં તું રહે છે, તે ઘરમાં શું તારી સપત્ની માતા કે પ્રતિકૂલ ભાર્યા ? કે કોઇ વિરુદ્ધ પુરુષ છે કે નથી ? " રાજપુત્રે કહ્યું કે-" સપત્ની માતા છે, પરંતુ તેવા વિરુદ્ધ આચારવાળી મેં જાણી નથી. " કાર્પટિકે કહ્યું-" પ્રથમ તે હો. તેણીને પુત્ર છે કે નથી ? " કુમારે કહ્યું-" છે. " કાર્પટિકે કહ્યું-" તો કાર્યનો વિનાશ થયો. હે મહાનુભાવ ! પ્રતિકૂળ થયેલી સપત્ની માતાએ પોતાના પુત્રના ઇચ્છિત અર્થના વિનાશની શંકા થવાથી ભોજનાદિકના મિષવડે તારા ઉપર આ કાર્મણ કર્યું છે, એમ હું સંભાવના કરું છું. " કુમારે કહ્યું કે-" અહીં શું ન સંભવે ? કોણ કવિજન જાણે છે કે-મોટા સમુદ્રને

૧ કાપડિએ.

ઓળંગીને લંકાપુરીને ચોતરફ વીંટી લેશે ? એમ કોણ જાણે છે કે રાક્ષસનો નાયક (રાવણ) સ્નેહી થશે ? અથવા તો એમ કોણ જાણે છે કે સુવર્ણના મૃગવડે રામ પોતે હરણ કરાશે ? અહો ! એવું આ જગતમાં શું છે કે જે ન સંભવે ?" ત્યારે કાર્પટિકે કહ્યું કે—"હે મહાનુભાવ ! તેં સારું કહ્યું. આવા પ્રકારનું સારું કહેનારા તારો પોતાના (મારા) શરીરનો ત્યાગ કરવાવડે પણ કાંઇક ઉપકાર થાય તો બહુ સારું થાય. માત્ર એ જ વિશેષ છે કે તું આ ઇચ્છે છે કે નહીં ? તે હું બરાબર જાણતો નથી." રાજપુત્રે કહ્યું કે—"હે મહાભાગ્યવાન ! આરોગ્યની સંપદાને કોણ ન ઇચ્છે ? કોણ સુખને ન ઇચ્છે ? કમળના પત્ર જેવા નેત્રવાળી આવતી લક્ષ્મીને કોણ ન ઇચ્છે ? દુ:ખી અવસ્થાને પામેલો પણ કોણ જીવિતને ન ઇચ્છે ? આ પ્રમાણે હોવાથી તું નિ:શંક મનવાળો થઇને જે ઉચિત લાગે તે કર." આ પ્રમાણે રાજપુત્રે કહ્યું ત્યારે તે કાર્પટિકે કપટનો ત્યાગ કરીને છિદ્રવાળા વેણુ દંડના મધ્યમાંથી મોટી ઓષધિથી સિદ્ધ કરેલી એક ગુટિકા કાઢીને તેને ત્રણ વર્ષની છાશની સાથે ચૂર્ણ કરીને રાજપુત્રને આપી. તે ખાવાથી તેને વમન (ઊલટી) અને વિરેચન થયું અને વિકાળ સમયે (સાંજે) તેને ખીરનું ભોજન કરાવ્યું. પછી બીજે ત્રીજે દિવસે પણ ફરીથી પૂર્વ કહેલા વિધિ પ્રમાણે ગુટિકા આપી, તેથી તેનો સર્વ કાર્મણ દોષ નાશ પામ્યો. અને તે રાજપુત્ર ફરીથી નવા શરીરવાળો થયો. પછી આ મારો મોટો ઉપકારક છે એમ જાણીને તે કાર્પટિકને શેષ શંબલ-(ભાતા) વડે પૂજીને તે કહેવા લાગ્યો કે—"હે મહાનુભાવ ! આ પ્રકારના મોટા ઉપકાર કરનારા તમને ત્રણે લોકનું દાન આપવું તે પણ થોડું છે, તો પછી બીજા પદાર્થો આપવા તે શું કામના છે ? જેથી તમને શું આપું ? અથવા શું કરું ? આવા પ્રકારની અવસ્થાને પામેલા મારે સંપત્તિ કઇ હોય ? માત્ર જો કદાચ વિજયચંદ્ર નામનો રાજપુત્ર સમૃદ્ધિ પામેલો છે એમ કોઇની પાસેથી સાંભળો, તો સર્વથા ફરીથી પણ દર્શન કરજો." એમ કહીને તે રાજપુત્ર પૂર્વ દેશ તરફ ચાલ્યો. ક્રમે કરીને જતો તે **પાટલીખંડ** નામના નગરને પ્રાપ્ત થયો. માર્ગના અત્યંત પરિશ્રમથી શરીરની કિલામના (કષ્ટને) પામેલો તે નગરને પાસે રહેલા રક્ત અશોક વૃક્ષની નીચે મણિપીઠિકા ઉપર વિશ્રાંતિને પામ્યો અને તે પ્રદેશના રમણીયપણાએ કરીને પણ વિશ્રાંતિને પામ્યો, શીતળ વાયુના સ્પર્શવડે સુખ નિદ્રાને પામેલો તે અત્યંત સૂતો..તે વખતે તેણે સ્વપ્ન જોયું કે—"મારા ઉદરમાંથી નીકળેલા અત્યંત વિસ્તારને પામેલા આંતરડાઓવડે પાટલીખંડ નગર ચોતરફથી વીંટળાઇ ગયું." આ સ્વપ્ન જોઇને જાગૃત થયેલો તે વિચારવા લાગ્યો કે પૂર્વે કદાપિ નહીં જોયેલા આ સ્વપ્નનું શું ફળ હું માનું ?

હવે આ તરફ તે નગરમાં **કીર્તિશેખર** નામનો રાજા એક વખત રાત્રિએ નિવૃત્તિ ન પામી શકે તેવાં મોટા વ્યાધિની વેદનાથી વ્યાપ્ત થયો. ઓષધાદિકના સંયોગ કર્યા છતાં પણ, દેવતાના સમૂહને પૂજ્યા છતાં પણ, નવ ગ્રહોને તૃપ્ત કર્યા છતાં અને પુરોહિતે

શાંતિકર્મ કર્યા છતાં પણ તે મરણને પામ્યો. તે વખતે તેવા પ્રકારના પુત્રાદિકના રહિતપણાથી ચોતરફ દુષ્ટ દાયાદો (ભાગીદાર)ના સમૂહ પ્રાપ્ત થયા ત્યારે મંત્રી અને સામંત વિગેરે પ્રધાન લોકોએ ગુપ્ત રીતે તે રાજાનું પરલોક સંબંધી કાર્ય કરીને શ્રેષ્ઠ હાથી, અશ્વ વિગેરે પાંચ દિવ્ય તૈયાર કર્યા અને " આ દિવ્યો જેને પ્રતિષ્ઠિત કરશે, તે રાજા થશે. " એમ નિશ્ચય કરીને તે દિવ્યો નગરને વિષે ફેરવ્યા, પરંતુ રાજ્યને યોગ્ય પુરુષ જેવામાં આવ્યો નહીં, ત્યારે નગરની બહારના ભાગને જેતા જેતા તે દિવ્યો ત્યાં ગયા, કે જ્યાં તે રાજપુત્ર સ્વપ્નના અર્થને વિચારતો રહેલો હતો. તે વખતે તે શ્રેષ્ઠ હાથીએ પોતાના ગળાનો ગર્જારવ કરીને પોતાની પીઠ ઉપર તેને સ્થાપન કર્યો, તે જ વખતે અશ્વે પ્રગટ હેષારવ કર્યો, મેઘની ગર્જના જેવું ચાર પ્રકારનું વાંજિત્ર વાગવા લાગ્યું, રાજપુત્રના મસ્તક ઉપર છત્ર પોતાની જાતે જ ધારણ થયું, તેની બન્ને બાજુએ કિંકરોએ ઊંચા કરેલા ચામરો વીંઝાવા લાગ્યા, તથા નમસ્કાર કરતા મંત્રી અને સામંતો તેની ફરતા પરિવર્યા. આ પ્રમાણે ચિર( પૂર્વ )ભવના કરેલા સુકૃતને અનુસારે રાજ્યલક્ષ્મીના વિસ્તારને પામેલા તે મહાત્માએ ત્યારપછી નગરમાં પ્રવેશ કર્યો. તે વખતે નગરમાં મોટો ઉત્સવ થયો, તથા અનીતિને કરનારા, લોકોને લૂંટનારા ચોર( ધાડ પાડનાર )ના સમૂહ દૂર નાશી ગયા. ત્યારપછી તે રાજા મોટી રાજ્યલક્ષ્મીને ભોગવતો હતો ત્યારે તેનો એક શૂરસેન નામનો સામંત તેને નમસ્કાર નહીં કરતો ગર્વ સહિત આ પ્રમાણે બોલ્યો, કે—" જેની જાતિનો વિશેષ જાણ્યો નથી એવા આ કોઇકને વિવેક રહિત તિર્યંચોએ રાજાને સ્થાને સ્થાપન કર્યો છે, તેને કયો કુશળ પુરુષ પ્રણામ કરે ? આ [1]જનંગમ છે કે બીજો છે ? એમ જેને જાણ્યો નથી, તેને પણ રાજ્ય ઉપર સ્થાપન કરીને અરે રે ! આ મૂઢજનો નમે છે. વાણીની ચતુરાઇ વિગેરે મનોહર ગુણના સમૂહો દૂર રહો, પરંતુ જેને વિષે જાતિની પણ વિશુદ્ધિ નથી, તેને વિષે બીજું તો શું હોય ? " આ પ્રમાણે વિનય રહિત વચનના સમૂહને બોલતા તેને સાંભળીને અત્યંત કોપ પામેલા રાજાએ પ્રતિહાર પુરુષને આ પ્રમાણે કહ્યું કે—" રે રે પ્રતિહાર ! તું એકલો જ જઇને દંડવડે તેને અત્યંત મારીને તથા ગાઢ રીતે બાંધીને જલદી મારી પાસે લાવ. " આ પ્રમાણે રાજાએ કહેલો તે તેના માહાત્મ્યથી મોટા વીર્યના ઉલ્લાસને પામીને તેવા કોઇપણ પ્રકારના બળના પ્રકર્ષને પામ્યો કે જેથી હરિ, હર વિગેરેને પણ તૃણ જેવા માનતો તે મોટા સંરંભવડે યમરાજની જેમ દંડને ઉછાળતો અને પાદક્ષેપની સ્ખલનાને નહીં પામતો તે શૂરસેન સામંતની પાસે ગયો. અને તેને કહેવા લાગ્યો કે—" રે રે ! ચોતરફ મોટા શત્રુપણાને પ્રગટ કરનાર દુષ્ટ સામંત ! તું હવે પોતાના કોઇ પણ શરણનું સ્મરણ કર. " આ પ્રમાણે બોલતા તેના મસ્તક ઉપર દંડવડે તડ દઇને

૧ માણસોને અનુસરવા લાયક-માનવા લાયક.

માર્યો. તે વખતે તેને બાંધવા માટે તૈયાર થયેલા તે સામંતના બન્ને હાથ પોતાની જાતે જ પાછા મુખવાળા થયા, તથા ઊંચા કરેલા વિવિધ શસ્ત્રના સમૂહવાળા તેના સેવકોનો સમૂહ પણ જાણે સ્તંભિત થયો હોય અને જાણે લેપનો બનાવેલો હોય તેમ નિશ્ચળ રહ્યો. ત્યારપછી—"અહો! આ નવા રાજાના પાપનો પ્રકર્ષ કેવો છે? કે જેથી પોતાના શરીરના પણ પ્રભુરૂપે વર્તતા મને આ એકલા અધમ પુરુષે બાંધ્યો." આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતા તેને બળદની જેમ આગળ કરીને તે પ્રતિહાર વિજયચંદ્ર રાજાની પાસે લઈ ગયો, અને બોલ્યો કે—"હે દેવ! તે આ દુષ્ટ સામંતને હાથીના બચ્ચાની જેમ બાંધીને હું તમારા ચરણકમળની પાસે લાવ્યો છું." તે વખતે સૂર્યની જેવા પ્રસરતા મોટા તેજના સમૂહવાળા તે રાજાને જોવાને પણ અસમર્થ, કોશિટાની જેમ નીચા મુખ અને નેત્રવાળા, કાંતિ રહિત મુખવાળા તથા લાંબા અને ઉષ્ણ નિઃશ્વાસવડે શરીરના મોટા સંતાપને સૂચવન કરતા ( જણાવતા ) તે સામંતને મંત્રીઓના સમૂહે કહ્યું, કે—"હે શૂરસેન! તેં આ ઘણું અયોગ્ય કર્યું છે કે જેથી રાજાના સિંહાસન ઉપર બેઠેલા તથા પૂર્વ ભવે સારી રીતે આચરેલા તપ અને દાનવડે વૃદ્ધિ પામેલા મોટા પુણ્યના સમૂહવડે મોટા અભ્યુદયને પામેલા આ દેવને તેં તેવા પ્રકારની અવજ્ઞાના સમૂહવડે અત્યંત અનુચિત વચન કહ્યું, અને તેના પાદપીઠ ઉપર લોટતા પોતાના મસ્તકમંડળને નમાવ્યું નહીં. તથા આના માહાત્મ્યને નહીં જાણતો તું જેમ તેમ બોલ્યો, તેથી હવે કપાળતળવડે પૃથ્વીપીઠને તાડન કરીને ( નમીને ) "હે મહારાજા! હવે ફરીથી હું આવું કાર્ય નહીં કરું, આ મારા એક અપરાધને ક્ષમા કરો." એમ બોલીને દેવને પ્રસન્ન કર. નહીં તો અવિનયરૂપી રથમાં બેઠેલો તું યમરાજના મંદિરમાં જઈશ." આ પ્રમાણે મંત્રીઓનું વચન સાંભળીને મોટા પશ્ચાત્તાપને પામેલો તે શૂરસેન કહેલી વિધિ પ્રમાણે વિજયચંદ્ર રાજાને ખમાવીને કહેવા લાગ્યો કે—"હે નરેંદ્રચંદ્ર[1]! જે હું આટલું પણ જાણતો નથી, કે પુણ્ય વિના નરેંદ્રની લક્ષ્મી હોય જ નહીં, અથવા જેને સમગ્ર રાજલોક સેવકની જેમ નમે છે, તેની અવજ્ઞા કેમ કરાય? હું માનું છું કે-અધમ વિધાતાએ આ વિડંબનાને માટે મને પુરુષના રૂપમાં ધારણ કરનાર પશુ જ કર્યો છે, તેથી હે દેવ! મારા આ સમગ્ર અપરાધને તમે ક્ષમા કરો. હવેથી તો હે સ્વામી! તમે જ મારી ગતિ અને તમે જ મારી મતિ છો. જેથી કરીને બાળકોનો દુર્વિલાસ બુધજનોના મનમાં કદાપિ દુઃખને ઉત્પન્ન કરતો નથી, તેથી કરીને હે નાથ! હવે તમે મારા ઉપર કલ્પવૃક્ષની જેમ મનવાંછિતને કરનાર પ્રસાદવાળી ચક્ષુ કરો." આ પ્રમાણે તેણે કહ્યું ત્યારે વિજયચંદ્ર રાજાનો કોપવિકાર અત્યંત શાંત થયો, જેથી તેણે તત્કાળ તેને બંધનથી મુક્ત કર્યો, પંચાંગ

૧. સર્વ રાજાઓમાં ચંદ્ર જેવા.

પ્રસાદ અપાવ્યો, તથા અભય આપવામાં પ્રધાન એવો પોતાનો હસ્તપલ્લવ તેની પીઠ ઉપર સ્થાપન કર્યો. આ પ્રમાણે તે શૂરસેનનું સન્માન કરીને તેને સ્વસ્થાને વિદાય કર્યો. પછી ભયથી નમતા સામંતમંડળવાળા અને અસ્ખલિત શાસનવાળા રાજ્યને ભોગવતો તે રાજા કાળને નિર્ગમન કરવા લાગ્યો.

હવે કોઈક દિવસે પવનથી પણ અધિક વેગવાળા કેટલાક ઘોડેસ્વારો વડે પરિવરેલો (સહિત) અને પોતે જાત્ય અશ્વ ઉપર ચડેલો તે વિજયચંદ્ર રાજા અશ્વવાહનિકા-(અશ્વક્રીડા)ને માટે નગરમાંથી નીકળ્યો. ત્યાં નિરંતર કશા( ચાબક )ના ઘાતથી ભય પામેલા અશ્વે ગ્રહણ કરેલા મોટા વેગવડે લાંબા માર્ગનું ઉલ્લંઘન કરીને જેટલામાં તે રાજા કેટલાક યોજન ગયો, તેટલામાં જેનું પૂર્વે પ્રાપ્ત થએલું ધન ચોરોએ હરણ કર્યું છે, તથા બંદીગ્રાહવડે જેને પકડીને લઈ જવાય છે એવા દુઃખી મનવાળા તે પૂર્વના ઉપકારી કાર્પટિકને જોયો. તેને જોઇને રાજાએ તેને ઓળખ્યો (જાણ્યો), તેથી તેણે ચોરોને કહ્યું કે-" અરે! આ મહાનુભાવને આ પ્રમાણે પ્રયત્નવડે કેમ લઇ જાઓ છો ? " ચોરોએ કહ્યું કે-" આ પૂર્વનો વેરી છે, તેથી પોતે કરેલા કર્મને યોગ્ય ફળ આને અવશ્ય આપવું જ જોઇએ. " તે વખતે આકાર અને ઈંગિત( ચેષ્ટા )માં કુશળપણાએ કરીને રાજાએ તેઓનું અશોભનપણું જાણીને કહ્યું કે—" હે લોકો! આણે તમારો શો અપરાધ કર્યો છે? આ મહાનુભાવ કોઇનું પણ વિરુદ્ધ કરે, એમ સંભવતું નથી; કેમકે વિરુદ્ધ આચરણ કરનારા પુરુષો તમારી જેમ ચક્ર, ધનુષ્ય, ખડ્ગ અને મુદ્‌ગર વિગેરે શસ્ત્રોને ધારણ કરનારા હોય છે. તેથી તમે કોઈક દુષ્ટો છો માટે અરે ઓ પુરુષો! આ અનાર્યોને પકડો. " એમ બોલતા રાજાને ઉત્તર આપ્યા વિના જ તેઓ દિશાઓમાં નાશી ગયા. જતા એવા તેઓને અત્યંત વેગવાળા અશ્વના સમૂહને હાંકીને તે રાજપુરુષોએ પકડ્યા. કાર્પટિકને પણ પ્રણય-પૂર્વક ગાઢ આલિંગન કરીને રાજાએ પૂછ્યું કે—" હે મહાનુભાવ! તમે આ દુષ્ટ જનોના વિષયને કેમ પામ્યા ? " કાર્પટિકે કહ્યું કે—" સાંભળો. હું પૂર્વે ઉપચાર કરેલા વિજય-ચંદ્ર રાજાના દર્શનને માટે જતો હતો. તે વખતે આ ચોરોએ તેનું આપેલું જ ધન ઉઠાવીને (હરણ કરીને) બંદીગ્રાહવડે મને લઇ જવાનો આરંભ કર્યો, પરંતુ કોઇક સુકૃતના વશથી હે મહારાજા! તમે સન્મુખ થયા. " ત્યારે " આ મને ઓળખતો નથી " એમ વિચાર કરતાં રાજાએ તેને કહ્યું કે—" હે મહાભાગ્યવાન! તમે વિજયચંદ્ર રાજાનો શો ઉપચાર કર્યો હતો? " કાર્પટિકે કહ્યું કે—" વ્યવહારથી મેં તેના શરીરના રોગનો કાંઇક નાશ કર્યો, અને નિશ્ચયથી તો મેં કાંઇ કર્યું નથી; કેમકે તે પુણ્યશાળી પુરુષ છે તેથી પોતાના માહાત્મ્યથી જ કદાપિ રોગાદિકની પ્રાપ્તિ નથી. " ત્યારે રાજાએ વિચાર્યું કે—" અહો! આનું વચનનો વિભાગ કરવામાં કુશળપણું કેવું છે? અહો! આની ગંભીરતા કેવી છે? તથા અહો! ઉપમા રહિત ઉપકાર કરવાનું આનું આચરણ કેવું

છે ?" આ પ્રમાણે રાજા વિચારે છે, તે વખતે ઊંટ ઉપર ચડેલો અને મોટા વેગવાળો એક રાજપુરુષ ત્યાં આવ્યો, અને કહેવા લાગ્યો કે-" હે દેવ! તમારા મોટા કાળના વિલંબના વિચારવડે વ્યાકુળ થયેલા મંત્રીમંડળે મને મોકલ્યો છે, તેથી દેવ ( તમે ) પ્રસાદ કરીને અહીંથી પાછા ફરો." ત્યારે તે કાર્પટિક પુરુષને પોતાના અશ્વ ઉપર બેસાડીને તે રાજા પોતાના નગરમાં ગયો. ત્યાં પોતાની સાથે સ્નાન, ભોજન, શયન અને તંબોલ( પાન )નું દાન વિગેરે ઉપચારવડે તથા મોટા મૂલ્યવાળા દોગુલ્લ ( રેશમી વસ્ત્ર ) અને મણિના અલંકાર આપવા વડે તેનું સન્માન કર્યું. તે વખતે અસદૃશ પ્રતિપત્તિના વિશેષને જોઇને કાર્પટિક વિચારવા લાગ્યો કે—" ( મારામાં ) દાક્ષિણ્યનો અભાવ છતાં પણ, વિયોગના પ્રતીકાર( ઉપાય )નો વિરહ( અભાવ ) છતાં પણ, ઉપકારનો અભાવ છતાં પણ અને ચિરકાળની રૂઢિનો નાશ થયા છતાં પણ આ રાજા બંધુની જેમ, પરમ મિત્રની જેમ, સ્નેહી સ્વજનની જેમ અને પરમ ઉપકારીની જેમ મને આ પ્રમાણે બહુમાન કેમ આપે છે ? તેથી "હે રાજા! તમે મારો ઉપકાર કેમ કરો છો ?" એમ શું હું તેને પૂછું ? અથવા એવું પૂછનારને ગામડીયાપણું ઉત્પન્ન થાય છે. એવો કોઇ પણ સમય આવશે, કે જે વખતે આને પણ હું જાણીશ, પરંતુ મોટા જનની પાસે જેમ તેમ બોલવું યોગ્ય નથી." આ પ્રમાણે વિચારીને તે મૌન રહ્યો. એ રીતે કેટલાક દિવસો ગયા તો પણ કાર્યના મધ્યને (તત્ત્વાર્થને) નહીં જાણનાર તે રહેવાને અસમર્થ થવાથી એક દિવસ રાજાને કહેવા લાગ્યો કે-"હે દેવ! તમારું વત્સલપણું હજાર મુખવડે પણ વર્ણન કરી શકાય તેવું નથી, તમારા રૂપનો અતિશય લાખ લોચનવડે પણ જોઇ શકાય તેવો નથી, તથા તમારા ગુણની સંપદા પણ ઇંદ્રવડે પણ પ્રકાશ કરી શકાય તેવી નથી, તો પછી મારી જેવો જડ પ્રકૃતિવાળો પુરુષ તમારા સ્વરૂપને કેમ પ્રગટ કરી શકે ? મોટા પુણ્યના સમૂહવડે જેનું દર્શન પામી શકાય તેવા પ્રકારના તમને જોઇને નેત્રના નિર્માણના ફળને પામેલો હું થયો છું. હવે હે દેવ! જો તમે મને અનુમતિ આપો, તો હું વિજયચંદ્ર રાજાના દર્શન માટે જાઉં, કેમકે તેણે તે વખતે મને વારંવાર પ્રાર્થના કરી હતી, કે-" જ્યારે તમે મને ઋદ્ધિને પામેલો સાંભળો ત્યારે સર્વથા પ્રકારે તમે મને મળજો." તે સાંભળીને કાંઇક હાસ્યના વશથી ફરકતા ઓષ્ઠપુટવાળા રાજાએ કહ્યું કે-"હે મહાભાગ્યશાલી! તે જ હું વિજયચંદ્ર તમારા પ્રભાવથી આવી સંપદાને પામેલો છું." કાર્પટિકે કહ્યું-"હે મહારાજા! રોગવડે શરીર ક્ષીણ થવાથી તે કાળની તમારા શરીરની સ્થિતિને વિચારતો હું હમણાં અતુલ્ય રૂપલક્ષ્મીને જોવાથી મૂઢ થયો છું. જો કે મંગળની આવલિને વિષે લોકો તમને વિજયચંદ્ર રાજાના નામે ગાય છે અને તે હું સાંભળું છું, તો પણ સરખા નામવાળા ઘણા રાજાઓ પૃથ્વી ઉપર હોય છે, એમ શંકા થવાથી મને તમારો નિશ્ચય થયો નહીં. તેથી કરીને તમે આવા પ્રકારની રાજ્યલક્ષ્મીના વિસ્તારને જે પામ્યા છો, તે બહુ સારું થયું. તથા વળી—અખંડ મંડળની કાંતિવાળું ચંદ્રબિંબ અને

કિરણોના સમૂહવડે અંધકારના સમૂહનો નાશ કરનાર સૂર્યબિંબ કોને હર્ષ ઉત્પન્ન ન કરે ? દાન દેવામાં જ એક રસિક બનેલા પુરુષના મોટા ધનના લાભને અને તમારા જેવાની પણ આવા પ્રકારની મોટી રાજ્યલક્ષ્મીને કોણ ન વખાણે ?" ત્યારે રાજાએ કહ્યું કે–"હે મહાભાગ્યવાન ! જો તમે તે વખતે મારા રોગને દૂર કર્યો ન હોત, તો આવા પ્રકારની સમૃદ્ધિનો ઉદય કયાંથી થાત ? તેથી પરમાર્થથી તો આ સર્વ તમારે આધીન જ છે. તેથી કરીને હવે તમે આ ધન, કનક, કોશ, કોઠાર, ચતુરંગ સૈન્ય, પુર અને આકર વિગેરે સર્વને ગ્રહણ કરો." કાર્પટિકે કહ્યું કે–"હે દેવ ! અસમાન પુણ્યના પ્રકર્ષની ખાણરૂપ તમારી જેવાને નહીં દેવા લાયક શું છે ?

પરંતુ પુણ્ય રહિત પુરુષોને આપેલી લક્ષ્મી પણ જેમ તેમ નાશ પામે જ છે. અને તે લક્ષ્મીનો નિવાસ તો વિષ્ણુના વક્ષસ્થળને વિષે જ છે. તમે મને જે ઘણું ધન પહેલાં આપ્યું હતું, તે પણ મારું ધન ચોરોએ હરણ કર્યું, તો આવા પ્રકારના મનુષ્યને રાજ્યલક્ષ્મી કેમ સ્થિર થાય ? જળના પૂરવડે દિશાઓને પૂરી દેનાર નદીઓનું સ્થાન જેમ સમુદ્ર જ છે, તેમ હે નરેંદ્ર ! લક્ષ્મીનું સ્થાન તમે જ છો, પણ બાકીના મનુષ્ય લક્ષ્મીનું સ્થાન નથી." ત્યારે રાજાએ કહ્યું કે–"ભલે એમ હો, પરંતુ હવે તમારે જાવજીવ સુધી મારી પાસેથી નીકળી જવું નહીં." આ પ્રમાણે કાર્પટિકને નિશ્ચય કરાવ્યો, તેને સામંતને સ્થાને સ્થાપન કર્યો અને તેને ગામ અને આકરની સમૃદ્ધિવાળી મોટી પૃથ્વી આપી. આ પ્રમાણે રાજ્યલક્ષ્મીને ભોગવતા તે બન્નેના દિવસો જાય છે.

આ તરફ વિજયબળ રાજા વિજયચંદ્ર રાજપુત્રના અતિ તીક્ષ્ણ વિયોગના દુઃખને અનુભવતો અને બાહ્ય વૃત્તિથી જ રાજ્યના વ્યાપારને ચિંતવતો જેટલામાં રહે છે, તેટલામાં પદ્મદેવ નામના બીજા રાજપુત્રને પૂર્વના કોઇ પણ પાપકર્મના ઉદયથી અતિસાર વિગેરે મોટા વ્યાધિઓ ઉત્પન્ન થયા, તેથી સૌભાગ્યસુંદરી પોતાના ચિત્તમાં ક્ષોભ પામી. તેને માટે મંત્ર, તંત્ર વિગેરે ઉપચારો પ્રારંભ્યા, પરંતુ થોડો પણ ઉપકાર થયો નહીં. પણ વ્યાધિની વિશેષ વૃદ્ધિ થઈ. પૂર્વે કરેલા દુષ્કૃતના સ્મરણવડે અત્યંત મલિનતાને પામેલી સૌભાગ્યસુંદરી વિચારવા લાગી કે–"અહો ! ખરાબ રીતે કરેલા વિશેષ કર્મોનો પરિણામ છેવટે કટુક અને અસુંદર થાય છે કે જેથી કરીને તે મહાત્મા વિજયચંદ્ર રાજપુત્ર ભક્તિમાન છતાં પણ અને થોડો પણ વિકાર નહીં દેખાડતા છતાં પણ મેં કાર્મણના પ્રયોગથી તેવી અવસ્થાને પમાડ્યો હતો, તેનો જ આ પ્રગટ વિપાક છે." આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતી તે જેટલામાં રહે છે, તેટલામાં અત્યંત શીઘ્રપણે પાદક્ષેપ કરતી (ચાલતી), અશ્રુના જળવડે વ્યાપ્ત લોચનવાળી, તથા "હા ! વત્સ ! ફરીથી તને કયાં જોવો ? હે પાપી દેવ ! આ પ્રમાણે એક પદમાં જ (એકી સાથે જ) પુરુષરત્ન રહિત પૃથ્વીતળને કરવાને તું ઉપસ્થિત કેમ થયો છે ?" આ પ્રમાણે પ્રલાપવડે વાચાળ મુખવાળી ધાવમાતા

આવી, અને કહેવા લાગી કે–" હે દેવી સૌભાગ્યસુંદરી ! આ પ્રમાણે વ્યાકુળતા રહિત તું કેમ રહે છે ? પદ્મદેવ પુત્ર પર્યંતદશાને પામ્યો છે, તે તું શું નથી જાણતી ? તેની ચેતના નાશ પામી છે, દષ્ટિનું બળ ગળી ગયું છે, ફરીથી પાછો ન વળે તેવો મોટો (દીર્ઘ–લાંબો ) ઉચ્છ્વાસ અત્યંત વૃદ્ધિ પામ્યો છે, વાચા બંધ થઈ છે, મહાનિદ્રા વિસ્તાર પામી છે અને શરીર દ્રવિત ( શિથિલ ) થયું છે." આ પ્રમાણે સાંભળીને જાણે કે અકસ્માત્ પડેલા વજ્રવડે ( વીજળીવડે ) તાડન કરાઇ હોય તેમ મૂર્છાવડે મીંચાયેલા નેત્રવાળી સૌભાગ્યસુંદરી પૃથ્વીપીઠ ઉપર પડી ગઈ. ત્યારે તે કાળને ઉચિત એવા શીતળ ઉપચાર વિગેરે પ્રતિકારના વશથી તે ચેતનાને પામી, અને દુઃખના સમૂહવડે ભરાયેલા અંગવાળી તે રોવા લાગી કે–" હે વત્સ ! મંદ ભાગ્યવાળી મને મૂકીને તું કયાં ચાલ્યો ગયો છે ? હા વત્સ ! ફરી તને કયાં જોવો ? " વિગેરે વિલાપ કરતી અને ઉરસ્થળ ( છાતી ) તથા મસ્તકને તાડન કરતી તે પદ્મદેવ રાજપુત્રની પાસે ગઈ. ત્યાં નાસિકાના નિઃશ્વાસ માત્રથી જ અનુમાન કરવા લાયક જીવિતવાળા કુમારને જોયો. તે વખતે નિઃસહ પૃથ્વી ઉપર સર્વ અંગને નાંખીને હાહારવવડે અત્યંત રોતી તે કહેવા લાગી કે–" હે વત્સ ! તું આમ કેમ રહે છે ? મંદ ભાગ્યવાળી મને જવાબ કેમ આપતો નથી ? અથવા ચક્ષુ નાખવા માત્રવડે પણ કેમ આનંદ આપતો નથી ? " આ અવસરે વિજયબળ રાજા ત્યાં આવ્યો, અને તેવા પ્રકારની અવસ્થાવાળા રાજપુત્રને જોઈને અંતઃકરણમાં મોટા શોકનો વેગ પ્રસરવાથી કહેવા લાગ્યો કે–" હે દેવી ! આપણે મંદ ભાગ્યવાળા લોકસમૂહના ઉપલા ભાગે (પ્રથમ) વર્તીએ છીએ, કે જે આપણો એક પુત્ર દેશાંતરના અતિથિપણાને પામ્યો, અને બીજો પુત્ર આવી દશાને પામ્યો. " આ વિગેરે શોકના વચનોને તેઓ બોલતા હતા તેવામાં અત્યંત દુસ્સહ વ્યાધિથી વ્યાપ્ત અંગવાળો તે રાજપુત્ર પવનથી હણાયેલા દીવાની જેમ બુઝાઈ ગયો. તે વખતે મોટા દુઃખના સમૂહથી વ્યાપ્ત થયેલા અંતઃપુરની સાથે રાજા સામાન્ય માણસની જેમ ધીરજનો ત્યાગ કરીને રોવા લાગ્યો. ત્યારપછી આક્રંદ શબ્દના સમૂહવડે આકાશતળને ભરી દેતા પરિજનોએ તત્કાળ તે રાજપુત્રનું સમગ્ર મૃતકાર્ય કર્યું. રાજા પણ તે પ્રકારે કોઇ પણ રીતે મોટા શોકરૂપી પર્વતવડે દબાયો, કે જે પ્રકારે તેનો મોટો ઉચ્છ્વાસ પણ મહા કષ્ટે કરીને નીકળવા લાગ્યો. તેણે સમગ્ર રાજ્યકાર્યનો ત્યાગ કર્યો, અને સમગ્ર કાયાનો વ્યાપાર રૂંધીને યોગીની જેમ વર્તવા લાગ્યો. ત્યારે તેને મંત્રીઓએ આ પ્રમાણે કહ્યું, કે–" હે દેવ ! તમારે આ પ્રમાણે વિરામ રહિત ( નિરંતર ) શોક કરવો યોગ્ય નથી, કે જેથી તમારા વિપરીત ચિત્તપણાએ કરીને આખું જગત્ સીદાય છે. હે નરેંદ્ર ! ત્રણ જગતમાં ઉત્પન્ન થયેલ જે કોઇ ચર અને અચર વસ્તુ છે, તે સર્વ ઉત્પત્તિ અને નાશે કરીને સહિત જ છે; તેથી અહીં શોક કરવાવડે શું ફળ છે ? હે દેવ ! આ શોક કરવાથી કોઇ થોડો પણ ગુણ નથી, પરંતુ માત્ર અર્થનો વિનાશ અને પ્રયોજનની હાનિ થાય છે. હે દેવ ! પરલોકમાં ગયેલા જીવને રૂદનાદિકમાંથી કોઈએ પણ કદાપિ પાછો વાળ્યો નથી, તેથી નિષ્ફળ શોકે

કરીને શું ?" આ પ્રમાણે ઉપદેશ આપેલો રાજા કાંઈક સંતાપની શાંતિને પામ્યો, અને કહેવા લાગ્યો કે-"હે મંત્રીઓ ! આ કોણ નથી જાણતું ? કે શોક વિગેરે કરવાથી પોતાના શરીરની હાનિ સિવાય બીજો કોઇ પણ ઉપકાર થતો નથી. કેવળ અત્યારે અમે પરિણત (વૃદ્ધ) વયવાળા થયા છીએ, અને પુત્રોની આવી ગતિ થઇ છે. પ્રથમ તો પહેલો પુત્ર તેવા કોઇ સ્થાને ગયો છે કે જ્યાં નામ પણ જણાતું નથી, અને બીજો પુત્ર ભવાંતરમાં ગયો. આ પ્રમાણે થવાથી પૂર્વના રાજાઓએ પાળેલી આ પૃથ્વી હું સંતાન રહિત થવાથી કેવી થશે ? આવો મારો મોટો ચિત્તનો સંતાપ શરીરનો ઉપદ્રવ કરે છે." ત્યારે મંત્રીઓએ કહ્યું કે-"હે દેવ ! કેદખાનાના અધિકારમાં નીમેલો બંધુમિત્ર નામનો પુરુષ હમણાં જ આવ્યો છે. તેણે કહ્યું કે-"હૃષ્ટપુષ્ટ શરીરવાળા વિજયચંદ્રને મેં સાક્ષાત્ જોયો છે, અને પદ્મખંડ નગરમાં પુત્ર રહિત રાજા મરણ પામવાથી પાંચ દિવ્યોએ રાજાને સ્થાને સ્થાપન કરેલો તથા મંત્રી અને સામંતાદિકે આદર સહિત સ્થાપન કરેલો તે રાજલક્ષ્મીને ભોગવે છે." આ પ્રમાણે સાંભળીને હૃદયની અંદર કાંઇક ઉછળતા સંતોષવાળા રાજાએ કહ્યું કે-"હે મંત્રીઓ ! જો આ સાચું હોય તો ફરીથી પ્રધાન પુરુષોને મોકલવાવડે તેનો નિશ્ચય કરીને મને કહો." એમ કહીને વિસર્જન કરેલા મંત્રીઓ પોતાને સ્થાને ગયા. રાજા પણ પુત્રના વિયોગરૂપી વજ્રવડે જર્જરિત હૃદયવાળી અને ત્યાગ કરેલા પાન-ભોજનવાળી સૌભાગ્યસુંદરીને આશ્વાસન આપવા માટે અંતઃપુરમાં ગયો. ત્યાં દાસીએ આપેલા આસન ઉપર બેઠો અને કહેવા લાગ્યો કે-"હે દેવી ! આ પ્રમાણે એકદમ જ સર્વ આહારના ત્યાગને અંગીકાર કરીને મોટા શોકના સમૂહથી ભરપૂર થયેલી તું કેમ વર્તે છે ? શું આ પ્રમાણે કરવાથી કાંઇ પણ રક્ષણ થશે ? અથવા પરલોકમાં ગયેલો પુત્ર પાછો આવશે ? તેથી હવે તું શરીરની સ્થિરતા કર, સ્નેહની ગ્રંથિને શિથિલ કર અને હૃદયને મજબૂત કર; કેમકે દેવ, મનુષ્ય અને અસુર સહિત આ લોકમાં આવી જ ભવસ્થિતિ છે, કે જન્મેલા જીવનું અવશ્ય મરણ થવું જ જોઇએ." ત્યારે વસ્ત્રના છેડાવડે મુખને ઢાંકીને પૂર્વે કરેલા દુષ્કર્મના સ્મરણવડે હજારગુણા ઉત્પન્ન થયેલા શોકના સમૂહને હૃદયમાં ધારણ કરવાને અશક્તિમાન થયેલી તે દેવી કંઠ મૂકીને રોવા લાગી. તેને રાજાએ કોઈ પણ પ્રકારે ધારણ કરી અને કહ્યું કે—"હે દેવી ! આ મારી શિખામણવડે આવો વિશેષ શો થયો ? કે આ પ્રમાણે અત્યંત કઠોર રૂદન કરવાને તું પ્રવર્તી છે ?" ત્યારે દુઃખ સહિત સૌભાગ્યસુંદરીએ કહ્યું કે—"હે દેવ ! મારી સંકથાએ કરીને સર્યું. હું મોટા પાપને કરનારી અને ધર્મની વેરી છું; કે જેથી અયોગ્ય કર્મનું આચરણ કરતી મેં અપયશને ગણ્યો નથી, અસંખ્ય દુઃખની પ્રાપ્તિ જાણી નથી, થવાનો કટુ વિપાક વિચાર્યો નથી, અને પરલોકનો વિરુદ્ધ વ્યવહાર જોયો નથી." રાજાએ કહ્યું કે—"હે [1]સુતનુ ! આમાં તારો શો દોષ છે ?

---

[1] સારા શરીરવાળી.

કેમ આત્માને વારંવાર નિંદે છે ? પોતાના કર્મને વશ થયેલા પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને વિનાશ પામે છે. તેમાં માતાપિતાનો શો દોષ છે ? " ત્યારે સૌભાગ્યસુંદરીએ કહ્યું કે—" હે દેવ ! અનાર્ય એવી મેં તેવું કાંઇ પણ પાપવાળું દુષ્કર્મ કર્યું છે, કે જે કર્મ કહેવાને, સહન કરવાને અને ગુપ્ત રાખવાને હું શક્તિમાન નથી. તે કર્મનું આ સમગ્ર દુર્વિલસિત આવી પડયું છે. ઉચ્છેદને પામ્યા છતાં પણ તે કાળની પ્રાપ્તિ વિના પણ ફળવાળું થયું છે. " ત્યારે રાજાએ કહ્યું કે—" હું કાંઇ પણ કાર્યના તત્ત્વને જાણતો નથી, તેથી આના પરમાર્થને વિસ્તારથી સ્ફુટ વાણીવડે તું કહે. " ત્યારે ગુપ્ત વાતને હૃદયમાં ધારણ કરવાને અશક્ત થયેલી તેણીએ રાજપુત્રના વિષયવાળો સર્વ કાર્મણનો વૃત્તાંત કહ્યો. તે સાંભળીને રાજા દ્રઢ રીતે અત્યંત કલુષિત ( મલિન ) મનવાળો થયો, તો પણ ગંભીરપણાને લીધે તેણે પોતાના મુખની શોભા અન્યથા ( જૂદા પ્રકારની ) કરી નહીં. ફરીથી દેવીએ કહ્યું કે—" હે દેવ ! હું મોટા પાપને કરનારી છું, કેમકે તિલકસુંદરીએ પોતાનું સર્વસ્વ આપવાપૂર્વક પોતાના પુત્રને લાવીને " આ પુત્ર મેં તને આપ્યો, તે તું સારી રીતે જો " એમ પ્રીતિપૂર્વક બોલતી તેણીના વચનને મેં અનાર્યાએ મનમાં સ્થાપન કર્યું નહીં. અરે રે ! અકૃતજ્ઞ લોકોમાં હું પહેલી થઇ. તેથી હે દેવ ! તે આ અનીતિરૂપી વૃક્ષ પુત્રના મરણરૂપી પુષ્પની સંપત્તિવાળો થયો છે અને હજુ પણ પરભવમાં વિવિધ પ્રકારના દુ:ખના સમૂહરૂપી ફળવાળો થશે. તેથી કરીને હે દેવ ! પુત્રના વિયોગરૂપી તીવ્ર વજ્રાગ્નિ વડે બળતા આ શરીરને સુરનદી( ગંગા )માં નાખવાવડે બુઝાવવાને હું ઇચ્છું છું." ત્યારે રાજાએ કહ્યું કે—" અવશ્ય થવાના ભાવો( પદાર્થો )નું તું માત્ર મોટું નિમિત્ત થઇ છે તેથી હવે ખેદને મૂકી દે, અને સમયને ઉચિત કાર્ય કર." ત્યારે સૌભાગ્યસુંદરીએ કહ્યું કે—" હે રાજા ! જે પ્રકારે તમારી સંતતિના વિચ્છેદના વિષયવાળું હૃદયનું કલુષપણું મારા મનને દુ:ખી કરે છે, તે પ્રકારે પુત્રના વિયોગનું દુ:ખ મારા મનને દુ:ખી કરતું નથી. મેં અનાર્યાએ કેવળ મારો આત્મા જ અનર્થમાં પાડયો નથી, પરંતુ મોટા પુત્રના નાશવડે હે નરનાથ ! તમને પણ મોટા અનર્થમાં પાડયા છે." આ પ્રમાણે મોટા ચિત્તના સંતાપની ઉપેક્ષા કરતા રાજાએ તેણીને વિજય અને રાજ્યના લાભવાળો વિજયચંદ્રનો વૃત્તાંત કહ્યો. તે સાંભળવાવડે જેમ ઘી નાંખવાવડે અગ્નિની જ્વાળાની શ્રેણિ દેદીપ્યમાન થાય તેમ સૌભાગ્યસુંદરી હૃદયની અંદર અત્યંત દેદીપ્યમાન થઇ. ત્યાર પછી મોટા કષ્ટથી દેવીને ભોજન કરાવીને તથા મનોહર વાણીવડે શિખામણ આપીને રાજા પોતાના ભવનમાં ગયો, અને વિચાર કરવા લાગ્યો કે–" અહો ! સ્ત્રીઓનું ચરિત્ર દુર્લક્ષ્ય ( દુ:ખે કરીને જાણી શકાય તેવું ) છે. જો કદાચ કેવળજ્ઞાનરૂપી લોચનવાળા કોઇક જાણતા હોય તો તે સંભવે છે. તે આ પ્રમાણે—

સ્ત્રીઓ બીજું ( જૂદું ) બોલે છે, બીજું કરે છે, હૃદયમાં બીજું ધારણ કરે છે, બીજાને લઇ જાય છે, હઠવડે બીજાને કાર્યમાં જોડે છે. તથા કોમળ, મધુર અને મનોહર

વાણીવડે બીજા પુરુષને બાંધે છે. આ પ્રમાણે પાપી સ્ત્રીઓનો સર્વ વ્યાપાર જુદો જુદો જ છે. તથા વિચારો કે-તિલકસુંદરીએ ઉપચાર( સેવા ) કર્યા છતાં પણ તે પાપણીએ તેના પુત્રનું આવું ભયંકર અકાર્ય કર્યું. અકાર્ય કરીને પણ દુઃખને આધીન થવાથી હૃદયને મધ્યે થોડું પણ ધારણ કરવાને અશક્તિમાન થયેલી તેણીએ તે સર્વ કહ્યું. તેથી સર્વ આ પ્રમાણે કહેવાય છે કે-સ્ત્રીઓ તુચ્છ છે, કુટિલ છે, અયોગ્ય કાર્ય કરવામાં તત્પર છે, કુળ અને શીલને મલિન કરનારી છે, તથા અનર્થની પથારી છે. સાપણના જેવી ઘણા અનર્થને કરનારી સ્ત્રીઓને જેઓએ દૂરથી ત્યાગી છે, તે સત્પુરુષો ધન્ય છે, તે જ પુરુષો સુખી છે, તે જ ભયંકર ભવરૂપી સમુદ્રના પારને પામ્યા છે, તેઓએ જ આ જગતમાં વિજય પત્ર મેળવ્યું છે, તેઓ જ આ જગતમાં દેવ અને દાનવોને પણ વાંદવા લાયક થયા છે, દુઃખે કરીને સાધી શકાય તેવું પણ વાંછિત કાર્ય તેઓને જ સિદ્ધ થયું છે, કે જેઓ ગાઢ યોગરૂપી બખ્તરવડે ચારિત્રરૂપી શરીરનું રક્ષણ કરીને વિલાસ સહિત, ચપળ અને સુંદર લોચનવાળી સ્ત્રીઓના વિષયમાં આવ્યા ન હોય ( તે જ ધન્ય છે વિગેરે. )" આ પ્રમાણે વિચારીને સાંસારિક વિષયોના સુખની અપેક્ષા રહિત થયેલો રાજા પોતાના મનમાં ધર્મ કરવાને માટે અત્યંત ઉદ્યમવાળો થયો, તેથી કરીને તેણે, મંત્રીઓને બોલાવીને કહ્યું કે-" તમે વિજયચંદ્ર રાજાની પાસે જાઓ. અને તેવી રીતે કોઈ પણ પ્રકારે તેને કહો, કે જે રીતે તે મહાત્મા અહીં આવીને રાજ્યના મોટા ભારને ઉપાડીને મને ભાર રહિત કરે. " ત્યારે " દેવ જેમ આજ્ઞા આપે તેમ અમે કરીએ. " એ પ્રમાણે મસ્તકવડે તે આજ્ઞાને અંગીકાર કરીને તરત જ **સુગુપ્ત** અને **વામદેવ** વિગેરે મંત્રીઓ મહાપુરુષ ચડકર સહિત નગરમાંથી નીકળ્યા. વિલંબ રહિત પ્રયાણવડે તેઓ પદ્મખંડપુરમાં પ્રાપ્ત થયા. તેઓએ રાજાને જોયો. રાજાએ પણ "આ પિતાના મંત્રીઓ છે" એમ જાણી તેમનું સન્માન કર્યું. પછી ઉચિત સમયે તેઓએ રાજાનો આદેશ કહ્યો. પછી તે રાજ્યને સારી સ્થિતિવાળું કરીને કાર્પટિક સામંત સહિત તથા મોટા હાથી, અશ્વો વિગેરે સામગ્રી સહિત શીઘ્ર ગતિવડે તે હસ્તિનાપુરે પહોંચ્યો. તેના આવવાવડે અત્યંત હર્ષ પામેલા પુરજનોએ વાયુવડે ઉછળતી અનેક પતાકાવડે વ્યાપ્ત તે નગર કર્યું. ત્રિક, ચતુષ્ક અને ચર્ચરને વિષે નૃત્યના ઉપચાર પ્રવર્તાવ્યા, અને શુભ તિથિ, મુહૂર્ત અને યોગને વિષે મોટા વૈભવવડે વિજયચંદ્ર રાજાને રાજમહેલમાં પ્રવેશ કરાવ્યો. તેણે પોતાના પિતાને જોયો, તે રાજાએ અત્યંત સ્નેહથી આલિંગન કરીને પોતાના ખોળામાં તેને બેસાડ્યો અને મૂળથી આરંભીને પૃથ્વી પર ભ્રમણ કરવાનો વૃત્તાંત પૂછયો. ત્યારે મનમાં હર્ષ પામેલા વિજયચંદ્ર રાજાએ સર્વ વૃત્તાંત કહ્યો. ત્યારપછી ઉચિત સમયે પદ્મદેવ રાજપુત્રના વિનાશનો વૃત્તાંત કહીને વિજયચંદ્રને કહ્યું કે-" હે વત્સ ! હવે તારે મારી પ્રાર્થનાનો ભંગ કરવો નહીં. હવે તું પૂર્વના રાજાઓના અનુક્રમે આવેલા આ રાજ્યના મોટા ભારને અંગીકાર કર. " તે સાંભળીને વિજયચંદ્ર પિતાની ઘરવાસના સંગની ત્યાગબુદ્ધિ જાણીને

શરીરમાં અપ્રીતિવડે વ્યાપ્ત થઇ શોક કરવા લાગ્યો, તેને રાજાએ મધુર વચનવડે સ્થાપન કરીને ( શાંત કરીને ) તત્કાળ તૈયાર કરેલા તીર્થના જળથી ભરેલા સુવર્ણના કળશો વડે નહીં ઇચ્છતા છતાં પણ અભિષેક કરીને તેને રાજાને સ્થાને સ્થાપન કર્યો. અને મંત્રી, સામંત વિગેરે પ્રધાન જનોવડે પરિવરેલા રાજાએ તેને પ્રણામ કર્યા, અને કહ્યું કે-" હે વત્સ ! પહેલાં જ રાજલક્ષ્મીને પામેલો હોવાથી સર્વ કાર્યને જાણનારા તને થોડું પણ શીખવવા જેવું નથી, તો પણ તને આ કહું છું, કે-થોડો પણ ધનનો વિષય પોતાના મરણ પર્યંત ( સુધી ) વિઘ્ન કરનાર છે, તો પછી ચિત્તનો વ્યાક્ષેપ ઉત્પન્ન કરવામાં તત્પર એવી રાજલક્ષ્મી વિઘ્ન કરનાર કેમ ન હોય ? તેથી હે વત્સ ! શયન, આસન અને ભોજન વિગેરે કાર્યોમાં પ્રમાદ રહિત ( સાવધાન ) થઇને પોતાના આત્માનું રક્ષણ કરજે, કેમકે તે મૃત્યુના સ્થાનો છે. તથા ધર્માર્થને વિષે ક્ષણ માત્ર પણ મોટો પ્રયત્ન કરજે. કેમકે ધર્મ રહિત પુરુષો રાજ્યલક્ષ્મીને ભોગવવા સમર્થ થતા નથી. તથા હે વત્સ ! આ પ્રજાજનનું પણ તથાપ્રકારે કોઇ પણ રીતે તારે પાલન કરવું, કે જેથી તે હંમેશાં તને આશીર્વાદ આપવામાં વાચાળ મુખવાળા થાય. " પુત્રને આ વિગેરે ઘણી શિખામણ આપીને રાજા વનવાસને પામ્યો. ત્યાં તાપસની દીક્ષા ગ્રહણ કરીને તેના ધર્મકાર્યમાં ઉદ્યમવાળો થયો. સૌભાગ્યસુંદરી વિજયચંદ્ર રાજાની મોટી રાજલક્ષ્મી જોઇને હૃદયમાં તેવા કોઇ આઘાતને પામી, કે જેથી તરતજ મરણ પામી. વિજયચંદ્ર રાજા પણ બે રાજ્યની પ્રાપ્તિથી વૃદ્ધિ પામતા મોટા કોશ અને કોઠારવાળો થવાથી બીજા રાજાઓ કરતાં અધિક રાજલક્ષ્મીના વિસ્તારવાળો થયો. તેણે ચિરકાળ સુધી વિષયસુખને ભોગવ્યું. પછી સમગ્ર કળામાં કુશળ પોતાના પુત્રને વિષે રાજ્યની ચિંતા સ્થાપન કરીને કોઇક દિવસ ધર્મની સન્મુખ મતિ થવાથી તે વિચારવા લાગ્યો કે-" પૂર્વ ભવે ઉપાર્જન કરેલો કોઇપણ મારો પુણ્યનો સમૂહ છે, કે જેના વશથી પ્રતિકૂળ વસ્તુ પણ અનુકૂળપણે પરિણમે છે, તેથી હવે ફરીને પણ પરલોકના સુખને વહન કરનાર ધર્મનું આચરણ કરું. " એમ વિચારીને તે વાત તેણે કાર્પટિક સામંતને કહી. તેણે પણ " બહુ સારું " એમ કહીને તે અંગીકાર કર્યું. ત્યારપછી ધર્મને વિશેષ જાણવાની ઇચ્છાથી તે બન્ને પુરુષદત્તસૂરિની પાસે ગયા.

રનો સ્નેહ કરવો તે પણ બંધન જેવો છે એમ નિશ્ચય કર્યો. આ સમગ્ર ત્રણ લોક પણ પરમાર્થથી દુ:ખી જ જોયું, તથા આ જનસમૂહને શરણ રહિત, અજ્ઞાની, જુદી જુદી આવી પડતી આપત્તિના સમૂહવાળો અને અસત્ ચેષ્ટામાં પ્રવર્તેલો જોયો. ત્યાર પછી તે બન્ને જનો ધર્મના મોટા અનુરાગવાળા થયા, રાગદ્વેષરૂપી અગ્નિવડે બળતા પ્રાણીઓના સમૂહને જાણીને ( જોઈને ) પોતાના તે અગ્નિને શમાવવામાં અમૃત જેવા દીક્ષાવિધિને કરવા માટે તૈયાર થયા. પછી સૂરિને નમીને પોતાને ઘેર ગયા. ત્યાં પોતાના પુત્રને રાજ્ય આપવા વડે પૃથ્વીનું રક્ષણ કરીને વિજયચંદ્ર રાજાએ પોતાના બે હાથ જોડીને કાર્પટિક સામંતને કહ્યું કે–" હે મહાભાગ્યશાળી ! પરમાર્થના વિચારવડે કહીએ તો હું જે આ આટલી બધી વિભૂતિના સમૂહને પામ્યો, તે આ સર્વ તારા પ્રસાદનો જ વિલાસ છે. અને હવે પરલોકમાં હિત કરનાર અનુષ્ઠાન( ક્રિયા )ની સન્મુખ ચિત્તની વૃત્તિ થવાથી તૃણની જેવા નિ:સાર સંસારસ્વરૂપને અવધારણ કરતા અમે ધર્મધુરાનો ઉદ્ધાર કરવા ઇચ્છીએ છીએ. જો તું કહે, તો પદ્મખંડ નગરને આપવાવડે તને રાજપદે સ્થાપન કરું, અથવા બન્ને રાજ્યના વ્યાપારની સંભાળ માટે નિરૂપણ કરૂં, અથવા બીજું જે કાંઇ તને રુચતું હોય તે હું તને આપું, તેથી સર્વથા પ્રકારે મનવાંછિતને પ્રગટ કર." આવા પ્રકારનું વચન સાંભળવાથી ઉત્પન્ન થયેલા મોટા કોપના સમૂહવડે ઝરતા અશ્રુજળથી વ્યાપ્ત લોચનવાળા કાર્પટિક સામંતે કપટ રહિતપણે કહ્યું કે–" હે દેવ ! આવું અયોગ્ય સંભાવનાવાળું વચન તમે કેમ બોલો છો ? શું હું તમારા ચરણકમળના વિયોગવાળો એક મુહૂર્ત્ત માત્ર પણ રહેવાને ઉત્સાહવાળો છું ? અથવા તો તમારા મુખને જોવા રહિત નિ:સાર રાજ્યના લાભ વિગેરેથી શું ફળ છે ? વળી હે મહારાજા ! મને આશ્રીને તમે જે કહ્યું કે–" જે તને મનવાંછિત હોય તે કહે, કે જેથી તે પણ આપું." એમ જે કહ્યું, તે પણ હે દેવ ! તમારાં વિરહમાં કેમ સંભવે ? કેમકે મોટા સારવાળા પાણીના વરસવાથી પણ પર્વતના શિખર ઉપર તે પાણી કાંઇપણ અવસ્થાનને ( રહેવાને ) પામતું નથી. તેમ તમારા સમીપપણાથી ઉત્પન્ન થયેલો સમૃદ્ધિનો સમૂહ અમારી જેવા નિષ્પુણ્યને સ્વતંત્રપણે થવાને કેમ લાયક હોય ? તેથી કરીને હે દેવ ! જેમ ગૃહવાસને વિષે તમારા ચરણકમળના મહાત્મ્યથી લક્ષ્મી પ્રાપ્ત થઇ, તેમ પરલોકને વિષે પણ તમારા સમીપપણાથી તે લક્ષ્મી મને પ્રાપ્ત થાઓ,–આ પ્રમાણે હે દેવ ! દુષ્કર કાર્ય પણ તમારી સાથે જ હોવાથી મને પ્રાપ્ત થયું છે; અથવા આ કહેવાથી શું ? મારું જીવિત અને મરણ તમારી સાથે જ છે." આ પ્રમાણે તેનો નિશ્ચય જાણીને દીન અને અનાથ વિગેરે લોકોને મનને આનંદ કરનાર મોટું દાન અપાવીને, કેદખાના વિગેરેમાં રૂંધેલા અપરાધી મનુષ્યના સમૂહને મુક્ત કરાવીને તથા સંઘ અને જિનાલયની પૂજા કરીને કેટલાક રાજપુત્ર સહિત કાર્પટિક સામંતની સાથે પુરુષદત્તસૂરિની પાસે વિજયચંદ્ર રાજાએ ચારિત્ર ગ્રહણ કર્યું. પછી મુનિધર્મની ક્રિયાને જાણીને તે બન્ને તે પ્રકારે કોઇ

પણ રીતે પાંચ પ્રકારના આચારની આરાધના કરવા લાગ્યા, કે જે રીતે તેમનું શરીર અને કર્મરૂપી શત્રુનો સમૂહ અત્યંત ક્ષીણ થયો. ત્યાર પછી ગુરુની આજ્ઞા લઇને તે બન્નેએ સંલેખના કરવાપૂર્વક અને આરંભ કરેલ આરાધનાની વિધિ કરવાપૂર્વક અનશન ગ્રહણ કર્યું. ત્યાર પછી આયુષ્યનો ક્ષય થયો ત્યારે કાર્પટિક મુનિ અને વિજયચંદ્ર રાજર્ષિ મરણ પામીને સૌધર્મ દેવલોકમાં પુષ્પાવતંસક નામના વિમાનમાં બન્ને દેવપણે ઉત્પન્ન થયા. ત્યાં પોતાનું આયુષ્ય પાળીને ત્યાંથી ચ્યવીને આ જ ભરતક્ષેત્રને વિષે શ્રાવસ્તિ નગરીના રાજાના બન્ને પુત્રો થયા.

તેમાં પહેલાનું નામ જય અને બીજાનું વિજય. ધર્મમાં તત્પર તે બન્ને કુમારપણાને પામ્યા અને પરસ્પર દૃઢ પ્રેમવાળા થયા. સાથે જ શાસ્ત્રને ભણ્યા, સાથે જ કળાના સમૂહને શીખ્યા, સાથે જ શયન, ભોજન અને ફરવા વિગેરેમાં વર્તવા લાગ્યા. મોટા યૌવનરૂપી ગુણ ઉપર આરૂઢ થયા, તો પણ વિષયના સંબંધથી અત્યંત વિમુખ થયા, નિરંતર મુનિના ચરણકમળની આરાધનામાં ઉદ્યમી થયા, સ્રીપરિગ્રહના વિષયવાળી કથાને પણ સાંભળવાને અસમર્થ થયા, અને ભાવથી જાણે સર્વવિરતિ અંગીકાર કરી હોય તેમ ભાવના ભાવવા લાગ્યા. આ રીતે એક ચિત્તવાળા તે બન્નેએ કેટલાક દિવસો નિર્ગમન કર્યા, તેટલામાં તેમને સ્વપ્નમાં દેવતાએ સ્ફુટ વાણીવડે આ પ્રમાણે કહ્યું, કે—"હે ! હે ! મહાપ્રભાવવાળા ! હવે તમારું જીવિત થોડું રહ્યું છે, તેથી આશ્રમપદને વિષે જઇને કેવળજ્ઞાનરૂપી લક્ષ્મીવડે સહિત શ્રી પાર્શ્વનાથ ભગવાનના ચરણની પાસે દીક્ષા અંગીકાર કરીને સુર અને અસુરને પણ માનવા લાયક ઉત્તમ ગણધર પદવીને ભજો." ત્યારપછી તરત જ નિદ્રાના વિકારનો નાશ થવાથી તે બન્ને વિચારવા લાગ્યા કે—"નહીં જોયેલું અને નહીં સાંભળેલું આ એક સરખું સ્વપ્ન અમે કેમ જોયું ? આવું જોવાથી તેનું સારું વિશિષ્ટ ફળ હોવું જોઈએ." એ પ્રમાણે વિચાર કરતા તેઓ સ્વપ્નમાં કહેલા થોડા આયુષ્યને જાણીને, આ સ્વપ્નનો વૃત્તાંત માતાપિતાને કહીને ઉત્તમ આચારવાળા તે બન્ને કેટલાક પ્રધાન પુરુષ સહિત આશ્રમપદને વિષે પ્રાપ્ત થયા. અને મારા પાદમૂલને વિષે નિર્વદ્ય પ્રવ્રજ્યાને પામ્યા. તથા તે બન્ને ગણધરના ગ્રહણની ઉત્તમ પદવીને પામ્યા છે. આ પ્રમાણે હે અશ્વસેન રાજા ! દશે ગણધરોનો પૂર્વે થયેલો કથાનો સમૂહ જે તેં મને પ્રથમ પૂછયો હતો, તે સમગ્ર મેં તને કહ્યો." તે સાંભળીને પોતાના કપાળ ઉપર બે હસ્તપુટરૂપી કમળકોશને ધારણ કરતો તે રાજા બોલ્યો કે—

"હે નાથ ! એમજ છે. બુદ્ધિમાન પણ કયો પુરુષ આવું સમ્યક્ પ્રકારે કહેવાને સમર્થ હોય ? અથવા હે પ્રભુ ! લોકાલોકને પ્રકાશ કરનારા જ્ઞાનવાળા તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાન વૃત્તાંતને જાણનારા તમોએ આ જે કહ્યું તે થોડું જ છે. હે મોટા પ્રભુ ! મહાસત્ત્વવાળા આ દશે ગણધરો ધન્ય છે, કે જેઓ તમારા ચરણકમળ જોઇને હર્ષ

પામે છે. હંમેશાં ભુનાર્થને સમર્થ કરવામાં એક સામર્થ્યવાળી, સંશયનો નાશ કરનારી, અમૃત જેવી અને સદ્ધર્મના સારવાળી તમારી વાણીને સાંભળે છે, તેઓના જ જીવિતને, જન્મને, વિજ્ઞાનને, જ્ઞાનને, નિપુણતાને અને મનુષ્યપણાના લાભને હું અત્યંત મહાફળ વાળા માનું છું, કે જેઓ હે નાથ! તમારી આજ્ઞામાં વર્તનારા, ત્રણ ભુવનને પણ પૂજ્ય અને તમારા ચરણકમળની સેવામાં તત્પર થઈને સુખે કરીને દિવસો નિર્ગમન કરે છે. અને વધતા પ્રયાસવાળું અમારું જીવિત દુર્ગતિના ફળવાળું જ છે કે જેઓ તુચ્છ રાજ્યના કાર્યમાં સદા ઉદ્યોગી રહે છે. પરંતુ સંતાપને કરનારા પણ ઘરને અને બંધનરૂપ પણ બંધુના પ્રતિબંધને તજીને શીઘ્રપણે નિરંતર તમારા પાદની સેવા કરતા નથી.

આ પ્રમાણે રાજા જેટલામાં વચનવડે સ્તુતિ કરે છે, તેટલામાં શક્ર ( ઇંદ્ર ) વિનય સહિત મસ્તકને નમાવી તથા કપાળતળ ઉપર બે હાથ સ્થાપન કરી મોટા વૃદ્ધિ પામતા હર્ષથી કહેવા લાગ્યો, કે—" મેઘના જેવા ઘોર શબ્દને કરનાર, શઠ, અત્યંત વૃદ્ધિ પામતા દ્વેષવાળા કમઠે હે નાથ! તમારા ઉપર વેતાળના સમૂહ વિગેરેના ભયંકર ઉપસર્ગ કેમ કર્યા? તમારું દર્શન પરમ આનંદને કરનારું છે, અને સમગ્ર દોષનો સંહાર કરનાર છે, તેને પ્રાકૃત જનો કેમ વખાણતા નથી કે જેથી વિના કારણે કોતુક કરે છે?" ત્યારે જગદ્ગુરુ પાર્શ્વનાથ ભગવાન ઇંદ્રની સન્મુખ બોલ્યા કે—" પૂર્વ જન્મની મારી ભાર્યાનું આ કાર્ય છે. અરવિંદરાજાના રાજ્યમાં મારા ભાઇનું મેં અપમાન કર્યું, તેથી ઘણા પ્રકારે વૈરનો પ્રબંધ થયો. જે ત્યાં વધ થયો, તે વળી હાથી થયો, પછી વિદ્યાધર થયો, પછી રાજપુત્ર થયો, પછી ચક્રવર્તી થયો, તે શ્રમણ ( સાધુ ) થયો, તે વખતે તેણે શુભધ્યાનને હણ્યું. આ પ્રમાણે હે ઇંદ્ર! વૈરનું નિમિત્ત હજુ સુધી તે પોતાના મનમાં ધારણ કરે છે. આવા પ્રકારના કરેલા વિવિધ ઉપસર્ગો શું શું દુઃખ ન કરે કે જે દુઃખ ઇંદ્રિયોને લાગેલ ન હોય? જો કે મોટા ગુણવાળી તીર્થંકર પદવીને હું પામ્યો તો પણ વિરામ પામ્યો નહીં." આ પ્રમાણે કર્ણના વિવરમાં ઉતરેલા વેરના કારણને સાંભળીને ઇંદ્ર વિગેરે જનો જ્ઞાનના નિધાનરૂપ જિનેશ્વરનું સ્મરણ કરતા તુષ્ટ મનવાળા થઇને પોતપોતાને સ્થાને ગયા. આ પ્રમાણે વિઘ્નના સમૂહનો નાશ કરનારા જગદ્ગુરુ પાર્શ્વનાથના મોટા કલ્યાણના સમૂહથી ભરાયેલા આ ચરિત્રને વિષે દશ ગણધરોના પૂર્વવૃત્તાંતના વિસ્તારવડે તથા તીર્થના વિસ્તારવડે યુક્ત મોટા વૃત્તાંતવાળો આ ચોથો પ્રસ્તાવ લેશવડે કરીને ( સંક્ષેપથી)કહ્યો.

**ઇતિ ચતુર્થ પ્રસ્તાવ.**





# પંચમ પ્રસ્તાવ.



આ પ્રમાણે મોટા અર્થવાળું જગદ્દગુરુનું તીર્થ પ્રવર્તનનું વર્ણન કરીને હવે તેનું જ મોક્ષગમનરૂપ ધર્મકથાને હું કહું છું. હવે તે મહાત્મા પાર્શ્વ જિનેશ્વર અશ્વસેન વિગેરે પ્રધાન જનની અનુજ્ઞા લઈને સાધુના સમૂહથી પરિવરેલા (પ્રભુ) વિહારવડે આશ્રમપદથી બહાર નીકળ્યા. તેની આગળ પ્રવર્તેલ (ચાલેલ) પાંચ વર્ણના રત્નોવડે બનાવેલા ધર્મચક્ર વડે તેમને માર્ગ દેખાડવામાં આવ્યો. તેના મસ્તક ઉપર આદર સહિત દેવોએ ધારણ કરેલા, મોટા પ્રમાણવડે આકાશકમળની શંકાને કરનારા તથા મહાદેવના હાસ્ય અને હંસ જેવા ઉજ્વળ(શ્વેત) છત્રવડે શોભતા હતા, અનેક લઘુ પતાકા વડે શોભતા અને પ્રચંડ (મોટા) વજ્રના દંડવડે ઊંચા મોટા ધ્વજવડે દૂરથી જણાતા હતા. મોટા ફીણના ઢગલાને અનુસરનારા (શ્વેત) અને સુવર્ણના દંડવાળા તથા મનોહર બે ચામરવડે વીંઝાતા હતા. માખણની જેવા સુખ સ્પર્શવાળા અને અનુક્રમવડે માર્ગને અનુસરનારા નવ સુવર્ણકમળને વિષે બે ચરણને સ્થાપન કરતા હતા. પ્રલય કાળના મેઘની ગર્જના જેવા દેવોના હસ્તરૂપી કોણવડે[1] વગાડેલા આકાશદુંદુભિના શબ્દવડે રાગદ્વેષરૂપી મોટા શત્રુનો વિજય પ્રગટ કરતા હતા. આકાશમાં ચાલતા મણિના પાદપીઠ સહિત સિંહાસન વડે મનોહર સમૃદ્ધિનો સમુદાય જણાવતા હતા, તથા દુષ્કર્મ કરનારા મનુષ્યની જેમ માર્ગના કાંટાઓ નીચું મુખ કરીને રહેતા હતા. ભક્તજનોની જેમ સારા શુકનો પ્રદક્ષિણ (જમણા) પ્રવર્તતા હતા, પ્રભુના અપ્રતિબદ્ધ વિહારથી રંજિત થયો હોય તેમ વાયુ અનુકૂળ વાતો હતો, મોક્ષરૂપી મોટા ફળને આપવાના અભાવથી જાણે જીતાયા હોય તેમ વૃક્ષો નમતા હતા, ચાર પ્રકારના દેવનિકાયો જાણે અતિશયના સમૂહના અભિલાષવડે હોય તેમ ચોતરફ પરિવર્યા હતા, અને જાણે આનંદના જળ હોય તેમ આકાશમાંથી ગંધોદક પડતા હતા. આ રીતે, ગામ, નગર અને આકર વિગેરેને વિષે વિચરતા, દુર્ભિક્ષ, મારિ, ડમર અને અવૃષ્ટિ વિગેરે મનુષ્યોના દુઃખના સમૂહને પોતાના માહાત્મયવડે દૂર કરતા, દરેક નિવાસસ્થાનને વિષે ભવ્ય પ્રાણીઓના સમૂહને પ્રતિબોધ કરતા, તથા **પ્રસેનજિત** અને કરકંડુ વિગેરે રાજાના સમૂહને ધર્મમાર્ગમાં સ્થાપન કરતા તે પ્રભુ **મથુરા** નગરી પહોંચ્યા, જે નગરી કેવી છે ? (તે કહે છે.)—

---

૧. વીણા વગાડવાનો દાંડો.

ઉછળતા, મોટા અને ચંચળ કલ્લોલરૂપી બાહુલતા વડે પ્રિયતમાની જેવી યમુના નદીએ આલિંગન કરેલો જે નગરીનો પ્રાકાર શોભે છે. હિમવાન નામના મોટા પર્વતની સ્થળીની જેમ નીહાર ( બરફ ) અને હારમણિની જેવી શ્વેત ( ઉજ્વળ ) જેની પ્રાસાદની પરંપરા એક સરખી છે. જે નગરીમાં અત્યારે પણ સુપાર્શ્વ તીર્થની પ્રવૃત્તિથી ઉત્પન્ન થયેલ મનોહર શોભાવાળું સાક્ષાત્ દેવોએ બનાવેલું શુભ દેખાય છે. જે નગરીની પાસે અત્યારે પણ યાદવના શોકવડે નીકળેલા કાજળ સહિત નેત્રના જળ( અશ્રુ )થી જાણે પૂર્ણ થઇ હોય તેવી શ્યામ જળવાળી યમુના નદી વહે છે. જે નગરીમાં અત્યારે પણ હર્ષથી ઉછળતા રોમાંચવાળા વૃદ્ધ જનો ચાણુર, કેશી અને કંસ વિગેરેને હણવામાં હરિના સામર્થ્યને કહે છે ( વખાણે છે ). આવા પ્રકારના ગુણવડે મનોહર તે મથુરા નગરીની સીમા( નજીક )ને પામેલા જગદ્ગુરુને માટે દેવોના સમૂહે તે નગરીની પૂર્વ દિશામાં મણિ, સુવર્ણ અને રૂપ્યમય, સેંકડો કપિશીર્ષ( કાંગરા )વડે સુંદર તથા ચાર મોટા દરવાજા અને વાવડીવડે શોભતા ત્રણ ગઢના વલય બનાવ્યાં. અને તેની મધ્યે જિનેશ્વરના ત્રણ પ્રતિરૂપવડે શોભતું, મોટું, ચોતરફ મુખવાળું સિંહાસન રચ્યું, તે સિંહાસન વાયુવડે કંપતા મોટા પલ્લવવડે શોભતા મોટા પ્રમાણવાળા કંકેલી વૃક્ષવડે શોભતું હતું, ચોતરફ બળતા અગરૂ અને કપૂરના ધૂપની ધૂમઘટિકાઓ સ્થાપન કરી, તથા પૃથ્વીમંડળ ઉપર જાનુપ્રમાણવાળો પાંચ વર્ણના પુષ્પનો સમૂહ નાંખ્યો. આ અવસરે પ્રાણીઓના મિથ્યાત્વરૂપી દાહને શાંત કરનારા, દયામય પ્રવાહને પ્રવર્તાવનારા તથા જાણે સાક્ષાત્ દશ પ્રકારના શ્રમણધર્મવડે પરિવરેલા હોય તેમ દશ ગણધરના સમૂહવડે પરિવરેલા તીર્થનાથ સંયમલક્ષ્મી સહિત પૂર્વ દિશાના દ્વારવડે સમવસરણમાં પ્રવેશ કરીને પ્રદક્ષિણા દેવાપૂર્વક "તીર્થને નમસ્કાર હો" એમ બોલતા સિંહાસન ઉપર પૂર્વ દિશાની સન્મુખ બેઠા. ( હવે બાર પર્ષદા કહે છે )—ત્યાર પછી અગ્નિ ખૂણામાં ગણધર મુનિઓ, દેવાંગનાઓ અને સાધ્વીઓ બેઠી, અને જિનેશ્વરની પર્યુપાસના કરવા લાગી, પછી દક્ષિણના દ્વારવડે પ્રવેશ કરીને વાણવ્યંતર, ભવનપતિ અને જ્યોતિષી દેવીઓ સ્વામીને નમસ્કાર કરીને નૈઋત્ય ખૂણામાં બેઠી ત્યારપછી પશ્ચિમ દ્વારવડે પ્રવેશ કરીને વાણવ્યંતર, ભવનપતિ અને જ્યોતિષ દેવો પ્રભુને પ્રદક્ષિણા દઈને વાયવ્ય ખૂણામાં બેઠા. ત્યારપછી ઉત્તર દ્વારવડે પ્રવેશ કરીને વૈમાનિક દેવ, મનુષ્ય અને નારીનો સમૂહ જિનેશ્વરની સ્તુતિ કરીને સંતુષ્ટ થઈને ઇશાન ખૂણામાં બેઠા. ત્યારપછી હરિ ( સિંહ ), હરણ, સર્પ, મૂષક ( ઉંદર ), અશ્વ અને પાડા વિગેરે મહા કર સદા વૈરવાળા ચિત્રક, બિરલા, ગજ, શરભ અને ગવયના સમૂહ બીજા પ્રાકાર( ગઢ )ની મધ્યે સર્વજ્ઞના વચન સાંભળવા માટે જાણે એક જ માતાથી ઉત્પન્ન થયા હોય તેમ પરસ્પર પ્રેમવડે બેઠાં. તે ( પ્રેમ ) આ પ્રમાણે—જગદ્ગુરુ જિનેશ્વરના પ્રભાવવડે સર્પ સૂર્યના તાપથી તપેલા અંગવાળા મૂષક( ઉંદર )ને ઊંચો કરીને પોતાના ફણામંડળની ઉપર ધારણ કરે છે. સૂર્યના કિરણોના સમૂહથી વ્યાકુળ થયેલા સર્પને પણ કરુણાને પામેલ મોર પણ

પોતાના નાચતા પીંછાના મંડળવડે રક્ષણ કરે છે. વનનો હાથી સંરંભ સહિત પોતાના બાળકની જેમ અશ્વને સાફ કરે છે (રક્ષણ કરે છે), મોટો હાથી પણ પોતાના દાંતના અગ્ર ભાગ વડે કેસરી સિંહને ખજવાળે છે. મૃગરાજ (સિંહ) પણ અન્યોન્ય પ્રાણીઓથી પીડાતા મૃગના બાળકને પોતાના પુત્રની જેમ પોતાના ઉત્સંગ(ખોળા)માં બેસાડીને બાધા રહિત કરે છે. શાર્દૂલ પણ ચિત્રક, શશક અને વરાહ વિગેરે વિશેષ પ્રકારના પશુઓને સ્નેહથી ભરેલા મંદ નેત્રપુટવાળો થઇને પોતાના બંધુની જેમ જુએ છે. આ પ્રમાણે જ્યાં (સમવસરણમાં) તિર્યંચનો વર્ગ પણ મત્સરને દૂર કરનાર અને જગદ્ગુરુ પાર્શ્વનાથના મોટા માહાત્મ્યથી દયા ઉત્પન્ન થવાથી જાણે એક જ ઉદરમાં ઉત્પન્ન થયા હોય તેમ વર્તે છે, અને સદ્ધર્મ સાંભળવામાં તલ્લીન થાય છે, તો પછી ત્યાં દેવ અને મનુષ્ય લોકો વેરનો ત્યાગ કરે તેમાં શું આશ્ચર્ય? પછી ત્રીજા પ્રાકારવલયની અંદર મનુષ્ય અને દેવોનો બહુ પ્રકારનો યાન, વિમાન અને વાહનાદિકનો સમૂહ રહે છે. આ પ્રમાણે મનુષ્ય, તિર્યંચ અને દેવના સમૂહો પોતપોતાના સ્થાને બેઠા ત્યારે સંસારના ભયનો ભંગ કરવામાં સમર્થ ધર્મકથા ભગવાને આરંભી. "હે ભવ્ય જીવો! ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળના તીર્થંકરોએ મોક્ષપુરના સરળ માર્ગરૂપ, સમગ્ર કલ્યાણનું કુલભવનરૂપ, દુઃખરૂપી વૃક્ષને ઉન્મૂલન કરવામાં પ્રલય કાળના ક્ષોભ પામેલા અતિ કઠોર વાયુરૂપ, અતિ ભયંકર દુર્ગતિરૂપ લતાના સમૂહનો છેદ કરવામાં કુહાડારૂપ, દુષ્કર્મરૂપી અંધકારનો નાશ કરવામાં એક શરદ ઋતુના પ્રચંડ સૂર્યરૂપ, અને મનવાંછિત પ્રાપ્ત કરવામાં પ્રગટ કલ્પવૃક્ષના પ્રભાવરૂપ તથા વિધેય બુદ્ધિવડે કલંક રહિત ધર્મ જ કહ્યો છે. વળી તે ધર્મ દાન, તપ, શીલ અને ભાવના ભેદથી ચાર પ્રકારે કહ્યો છે. તેમાં પહેલું દાન ત્રણ પ્રકારનું કહ્યું છે—જ્ઞાનદાન, અભયદાન અને ત્રીજું સદ્ધર્મ કરનારાના વિષયમાં ઉપષ્ટંભદાન. તેમાં જે જ્ઞાનદાન છે તે દીવાની જેમ પદાર્થોને પ્રકાશ કરનારું છે, અને મોક્ષ નગર તરફ ચાલેલા જીવોને સાક્ષાત્ સાર્થવાહ જેવું છે. જે જ્ઞાનદાન આપવાથી જીવ સર્વને વિષે વિચક્ષણ થાય છે—બંધને વિષે અને મોક્ષને વિષે તથા જીવ અજીવ વિગેરેના જ્ઞાનને વિષે, પુણ્ય અને પાપને વિષે આ સર્વને વિષે અવશ્ય કુશળપણું પામે છે. ત્યાર પછી શુદ્ધ સદ્ધર્મની ક્રિયામાં પ્રવૃત્તિ કરે છે.. તથા પ્રાણિવધાદિકને તજે છે, અને નિરવદ્ય વૃત્તિને અનુસરે છે. આ પ્રમાણે કરવાથી મોટા દેવલોકને અથવા મોક્ષસુખને પામે છે. તથા નારક અને તિર્યંચના દુઃખના સમૂહને અત્યંત રૂંધે છે, અથવા તો જ્ઞાનના પ્રસાદવડે કયું કલ્યાણ ન પામે? અથવા ઘણું કહેવાથી શું? જેણે તત્ત્વબુદ્ધિથી જીવોને જ્ઞાનદાન કર્યું હોય, તેણે બન્ને ભવનાં સુખ આપ્યાં છે. વળી તે જ્ઞાનદાન ભણવું અને ગણવું એ પ્રકારથી; પુસ્તકાદિક આપવાથી અને તેના ઉપષ્ટંભથી ખરેખર બીજું સર્વ આપ્યું જ છે.

જ્ઞાન આપવાના મહાત્મ્યથી જીવ અરિહંતપણાને અને ગણધરપદવીને પામે છે. અને ક્રમે કરીને શીઘ્રપણે અપુનર્ભવ(મોક્ષ)ના લાભને પણ પામે છે. આ પ્રમાણે પ્રથમ

જ્ઞાનદાનનું સ્વરૂપ કહ્યું. હવે હું અભયદાનને કહું છું, અને તે પૃથિવ્યાદિક જીવોના રક્ષણવડે થાય છે. તેમાં પૃથ્વીકાય, અપૂકાય, વનસ્પતિકાય, વાયુકાય અને અગ્નિકાય ( એ પાંચ એકેંદ્રિય ) તથા દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય અને પંચેંદ્રિય જીવોની હિંસાને જે વર્જે છે, તેને ડાહ્યા માણસો અભયદાન કહે છે. વળી તે અહિંસા મન, વચન અને કાયાવડે જીવની રક્ષા કરવાથી, શત્રુ મિત્રપણાની સમાનતાથી અને મોટી ભાવની વિશુદ્ધિથી હોય છે. પરંતુ આવા પ્રકારનું ઉત્તમ અને બન્ને લોકમાં હિતને ઉત્પન્ન કરનાર અભયદાન શિવલક્ષ્મીએ જોયેલા વિશેષ પ્રકારના જીવોને સંભવે છે. જેથી કરીને સર્વ જીવો મોટી આપત્તિમાં પડ્યા છતાં પણ પોતાના જીવિતને જ ઇચ્છે છે. તેથી કરીને આ અભયદાન જ કુશળ પુરુષે આપવા લાયક છે. મરણના ભયથી વ્યાકુળ હૃદયવાળા કયા કયા પુરુષો પોતાના જીવિતને માટે રાજ્યાદિક સંપદાનો ત્યાગ કરીને [1]માતંગપણાને નથી પામ્યા ? જેથી કરીને રાજ્યાંગ સમગ્ર પૃથ્વીની સમૃદ્ધિ આપવાથી પણ આ જીવિતદાન અત્યંત પ્રિય છે, તેથી કરીને તે ( જીવિત ) જ આપવા લાયક છે. આ સંસારમાં જે દીર્ઘ આયુષ્ય, રોગ રહિતપણું અને લોકના લોચનને આનંદ આપનારું રૂપ થાય છે, તે અભયદાનનું ફળ જાણવું. આ પ્રમાણે અભયદાન પ્રકાશ કર્યું ( કહ્યું ) હવે હું ધર્મોપગ્રહ દાનની પ્રરૂપણા કરૂં છું. ( જણાવું છું ). વળી તે ( ધર્મોપગ્રહ દાન ) જ્ઞાનાદિકવડે યુક્ત, પાત્રરૂપ, બ્રહ્મચારી અને સ્વાધ્યાય ધ્યાનમાં સ્થાપન કરેલા ચિત્તવાળા સારા સાધુને વિષે નવ કોટિશુદ્ધ અન્ન, પાન અને વસ્ત્રાદિ દ્રવ્ય વડે જે સારી રીતે ઉપગ્રહ[2] કરવો, તે અહીં ઉપગ્રહ કરનારું દાન કહ્યું છે. વળી તે ચાર પ્રકારે શુદ્ધ હોય તો કેમ કલ્યાણને ઉત્પન્ન ન કરે ? ( ચાર પ્રકાર આ પ્રમાણે )—દાયકશુદ્ધ, ગ્રાહકશુદ્ધ, કાળશુદ્ધ અને ભાવશુદ્ધ. આ પ્રમાણે વિચારીને આપેલું તે દાન શીઘ્રપણે પાપની નિર્જરા કરે છે. જ્યાં દાતા શ્રાવક મદ રહિત હોય, સમુદ્રની જેમ નિર્વાણ રહિત હોય અને કલ્પ્ય તથા અકલ્પ્યની વિધિને જાણતો હોય, તે દાયકવિશુદ્ધ કહેવાય છે. ક્ષાંત્યાદિ ગુણવડે યુક્ત, ગુરુની ભક્તિવાળો અને ચારિત્રવાળો સાધુ જ્યાં અતિથિ થાય, તેને ગ્રાહકશુદ્ધ કહે છે. તથા ઉચિત સમયને વિષે જે અપાય, તે કાળવિશુદ્ધ કહેવાય છે, અને હૃદયની વિશુદ્ધિવડે જે અપાય તે ભાવશુદ્ધ કહેવાય છે. આ પ્રમાણે મોક્ષના અર્થી ડાહ્યા પુરુષોને આ ચાર વિશુદ્ધિવાળું દાન ( જિનેશ્વરોએ ) કહ્યું છે, તથા વળી અનુકંપા દાનનો જિનેશ્વરોએ કદી નિષેધ કર્યો નથી. આ પ્રમાણે ત્રણ પ્રકારનું દાન જે લોકો ચિત્તની અત્યંત શુદ્ધિવડે આપે છે, તેઓ આ સંસારસમુદ્રને ગાયના પગલાની જેમ લીલાવડે કરીને ઓળંગે છે. મોટા દુર્ગતિરૂપી દ્વારના પિધાન ( ઢાંકવા ) જેવું આવા પ્રકારનું દાન સંસારવાસથી વિરક્ત થયેલા કોઇકને જ પુણ્યવડે પ્રાપ્ત થાય છે. કલ્પવૃક્ષ વિગેરે પરિમિત અને આ લોક સંબંધી જ કાંઇક મનવાંછિત ફળ આપે છે, પરંતુ આવા પ્રકારનું દાન તો જે ન આપે, તે કોઇ પણ ફળ નથી. આ ત્રણ

૧ ચંડાળપણાને. ૨ ટેકા—આશ્રય.

પ્રકારના દાનને વિષે મહાસત્ત્વવાળા **લક્ષ્મીધર**નું દૃષ્ટાંત છે, કે જે વિરાધનાવડે અલક્ષ્મીને અને આરાધનાવડે લક્ષ્મીને પામ્યો છે. તેનું ચરિત્ર હમણાં કહું છું, તેને જરા પણ વ્યાક્ષેપને નહીં કરતા તમે મનને એકાગ્ર કરીને સાંભળો—

આ જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે ભરતક્ષેત્રમાં પ્રયત્નરૂપ યથાર્થ નામવાળી **જયંતી** નામની નગરી છે. તેમાં રાજાના લક્ષણોયુક્ત શરીરવાળો અને અનીતિરૂપી મેઘને દૂર કરવામાં મોટા વાયુ જેવો **જયશૂર** નામે રાજા છે. તેના સર્વ અંતઃપુરના તિલક સમાન **જયાવળી** નામની ભાર્યા છે. તેણીને સમગ્ર કળામાં કુશળ **જયદેવ** નામે મોટો પુત્ર છે અને **દેવધર** નામે નાનો પુત્ર છે. નીતિમાર્ગમાં અવિરુદ્ધ આચરણવડે પોતપોતાના કાર્યમાં જોડાયેલા તે સર્વે કાળને નિર્ગમન કરતા હતા, પરંતુ બન્ને રાજપુત્ર ભાઈઓ કોઈ પણ કર્મના દોષવડે પરસ્પર વિરુદ્ધ વૃત્તિવાળા અને અયોગ્ય વચનને બોલતા હતા. તેમને રાજાએ બોલાવીને કહ્યું કે–" અરે ! તમે સહોદર થઈને પણ પરસ્પર કલહને કરો છો, તેના ભેદનું સ્વરૂપ કાંઈ દેખાતું નથી, આ અત્યંત અયોગ્ય છે. આ જગતમાં આનાથી બીજો કોઈપણ સુંદર સંબંધ નથી. તેમાં પણ જે વૈરભાવ રાખવો તે મોટું આશ્ચર્ય છે. ભવન, ઉદ્યાન, ભોગ અને વૈભવ વિગેરે મોટા પદાર્થના સમૂહ પ્રાપ્ત થાય છે, પરંતુ એક ઉદરમાં ઉત્પન્ન થયેલા ભાઈઓ પ્રાપ્ત થતા નથી, તો અહિં વેર કેમ કરવું ? ઉત્તમ અને નીચ મનુષ્યોનું વિરુદ્ધપણું થાય ત્યારે વિશેષ કોપ કરી શકાય છે; તેથી હવે તમારે સ્નેહથી જ વર્તવું." આ પ્રમાણે પિતાએ કહ્યું ત્યારે " બહુ સારું " એમ અંગીકાર કરીને તેઓ પોતાને ઘેર ગયાં અને બે ત્રણ દિવસ પરસ્પર પ્રેમથી રહ્યા. ત્યારપછી ફરીથી પોતાની વ્યવસ્થા છોડીને પોતાની પ્રકૃતિને પામ્યા. ઘણી રીતે સીધું કરેલું પણ કૂતરાનું પૂંછડું વકતાને છોડતું નથી. ત્યારપછી તેઓના [1]અતિવર્તકપણાને જોઈને રાજાએ સીમાડાના જયને નિમિત્તે સૈન્યની તૈયારી પ્રારંભી. પછી વિજય યાત્રાને માટે ચાલેલા રાજાને જાણીને તે બન્ને રાજપુત્રો રાજા પાસે આવ્યા, અને પ્રણામ કરીને વિનંતિ કરવા લાગ્યા કે–"હે પિતા ! આ તર્ક વિના જ ( અકસ્માત ) ચતુરંગ સૈન્યની તૈયારી કેમ પ્રાપ્ત થઈ ? શું કોઈ પુરુષ યમરાજના મંદિર તરફ ગમન કરવાને બાંધેલા આદરવાળો થયો છે ? અથવા શું જીવિતના વિષયમાં કોઈની મતિ સર્વથા નાશ પામી છે ? અથવા શું કોઈ [2]ધારા તીર્થને પામીને દેવપુરમાં જવા ઇચ્છે છે ? કે જેથી કોઈ રાજા અહીં પિતાની સાથે યુદ્ધ કરવાને ઇચ્છે છે ? " આ પ્રમાણે રાજપુત્રોએ કહ્યું ત્યારે કાંઈક સંતોષવડે ઉઘડેલા ઓષ્ઠપુટવાળા રાજાએ કહ્યું કે—" મારા પુત્રોએ આ સારું કહ્યું. હે વત્સો ! સાંભળો. વત્સદેશનો રાજા **અરિદમન** એક તરફ મારા દેશને ઉપદ્રવ કરે છે, અને બીજી તરફ સિંધુ-સોવીર દેશનો અધિપતિ

૧ પોતાની પ્રકૃતિથી પાછું ન વળવું તે. ૨ શસ્ત્રની ધારારૂપી તીર્થ.

વૈરીસિંહ રાજા પૃથ્વીનો પરાભવ કરે છે. આ પ્રમાણે હોવાથી-જીવતા છતાં પણ જે રાજાની ભાર્યા જેવી પૃથ્વીનો શત્રુઓ પરાભવ કરે છે અને કર લે છે, અથવા ભોગવટામાં પાડે છે, તો તે પણ શું સ્વામી કહેવાય ? તે મરીને શું સદ્‌ગતિને પામે ? અત્યંત અધમ ચેષ્ટાવાળા તેના નામને પણ કોણ ગ્રહણ કરે ? તેથી હે વત્સો ! તે બન્નેના એક સમયે જ વિજયને માટે આ સૈન્યની તૈયારી કરવાનો આરંભ કર્યો છે. ” ત્યારે રાજપુત્રોએ કહ્યું કે—“હે પિતાજી ! એમ છે, તો પ્રસાદ કરીને અમને આદેશ આપો. અમો બન્ને જઈને તેમનો નિગ્રહ કરીએ. ” ત્યારે મોટા સંતોષને ધારણ કરતાં રાજાએ કપૂરની પારી ( વાટકી ) સહિત પાન બીડા આપવાપૂર્વક અરિદમનને આશ્રીને જયદેવ રાજપુત્રને મોકલ્યો અને સિંધુસૌવીર દેશ તરફ દેવધર રાજપુત્રને મોકલ્યો. ત્યારપછી યુદ્ધમાં નિપુણ પુરુષોના ઉત્સાહ પામતા મોટા [3]ફોરક્કના સમૂહવડે ઊંચા કરેલા તીક્ષ્ણ ખડ્‌ગોની કાંતિની છટાવડે વીજળીના વિલાસને પ્રગટ કરતા, પ્રલયકાળના વાયુએ ઉછાળેલા અંજન પર્વતના શિખર જેવા મોટા હાથીના સમૂહરૂપી ( અથવા સમૂહવડે ) મેઘના આડંબરવાળા, નિરંતર નીકળતા સામંતના છત્રોના સમૂહવડે સૂર્યના કિરણના વિસ્તારને નિવારણ કરનારા, પવનવડે ઉછળતા રથના ઉજ્વળ ધ્વજપટરૂપી પ્રગટ થયેલી બલાકાની પંક્તિવડે મનોહર અને વર્ષાકાળની લક્ષ્મી ( શોભા ) જેવા બન્ને રાજપુત્રોના ચતુરંગ સૈન્યો તૈયાર થયા. ત્યારપછી વાગતા ચાર પ્રકારના વાજિંત્રના શબ્દવડે ભુવનની અંદર રહેલા પ્રાણીઓના સમૂહને ક્ષોભ પમાડતા જયદેવ રાજપુત્ર અને બીજો દેવધર રાજપુત્ર એ બન્ને પ્રયાણમાં રહ્યા. પછી મોટા સૈન્ય સહિત જયદેવ રાજપુત્ર જલદીથી અરિદમન રાજાના દેશની સંધિ( સીમા )એ જઇને રહ્યો. અરિદમન રાજા પણ સમગ્ર સૈન્ય અને વાહન સહિત, મોટા આરંભવાળો તથા સામંત અને દંડનાયક સહિત તેની સન્મુખ થયો. પછી બંદીજનોના કહેવાથી ઉત્સાહ પામેલા સુભટોના સમૂહે મૂકેલા બાણના વિસ્તારવાળું અને નાશી જતા કાયર માણસવાળું તેમનું મોટું યુદ્ધ થયું. તે વખતે વિઘટિત ( જુદા પાડેલ ) હાથીના સમૂહવડે ભયંકર, યુદ્ધ કરતા રાજાને અપહસ્તિત* કરનાર, વિખરાયેલા અશ્વના સમૂહવાળું, ઘાત કરવાથી પાછા વળેલા સામંતવાળું તથા પોતાના પક્ષના મોટા વીર પુરુષના ખંડિત માહાત્મ્યવાળું અને કેટલાક અવશેષ માણસોવાળું પોતાનું સૈન્ય જોઇને તત્કાળ રાજપુત્ર ક્ષોભ પામ્યો.-

“ અરે રે ! હું સાક્ષાત પરાક્રમ પ્રમાણે સંગ્રામ કરતા છતાં પણ એકદમ આ સમગ્ર સૈન્ય કેમ હીન ( ઓછું ) થઇ ગયું ? આ મારા સામંતાદિકો પણ કેમ એકદમ પલાયન કરી ગયા ? અથવા આ અશ્વના સમૂહ એકદમ કેમ ફાટી ગયા ( મરી ગયા-નાશી ગયા ) ? આ સેનાપતિઓ પણ પોતાના દેહની રક્ષા કરવા માંટે સારા તપસ્વીની જેમ ગુપ્ત વૃત્તિવડે ( રહેવાવડે ) કેમ કાળનું નિર્ગમન કરે છે ? આ પ્રમાણે સર્વ સૈન્ય અયોગ્ય વ્યાપારને

૩ પરાક્રમ, ફુત્કાર. * હાથ પકડીને બહાર કાઢી મુકેલ.

પામેલું થયું તેથી વિજયના અભિલાષવાળો પણ હું અસહાય ( એકલો ) શું કરું ? શું હું શીઘ્રપણે વૈરીરૂપી અગ્નિને વિષે પતંગની જેમ પડું ? અથવા તો આ ખળ પુરુષોના ચિત્તને સંતોષ ઉત્પન્ન કરવાવડે શું ? કદાચ જીવતો માણસ અવશ્ય કલ્યાણને પામે છે. તેથી મારે આ યુદ્ધભૂમિમાંથી પલાયન કરવું યોગ્ય છે." આ પ્રમાણે નિશ્ચય કરીને શીઘ્ર ગતિવાળા અશ્વ ઉપર ચડીને રાજપુત્ર જયદેવ એક દિશામાં પલાયન કરી ગયો અને મોટા કષ્ટથી એક તાપસના આશ્રમમાં પહોંચ્યો. ત્યાં અશ્વ ઉપરથી નીચે ઉતર્યો. તાપસો તેની સન્મુખ ઊભા થયા, અને "આ ચારે આશ્રમનો ગુરુ છે." એમ જાણીને તેઓએ મોટા આદરથી તેની પૂજા કરી. કંદમૂળ વગેરેનું ભોજન કરાવ્યું. કંકેલીના પલ્લવોવડે શય્યા રચી. તેમાં તે રાજપુત્રને વિશ્રાંતિ કરાવી. ઉચિતતા પ્રમાણે તાપસ કુમારોએ તેની સંવાહના કરી, તેથી તે કંઇક શરીરની આકુળતા રહિત થયો અને પાંચ રાત્રિ સુધી ત્યાં જ રહ્યો. પછી બીજે દિવસે દેશાંતરથી એક તાપસ ત્યાં આવ્યો. તેને જયદેવ કુમારની સમક્ષ જ કુળપતિએ પૂછયું કે—"હે ઉત્તમ મુનિ ! તું કયાંથી આવ્યો છે ? અથવા ત્યાં લોકપ્રવાદ શો છે ?" ત્યારે તે આવેલા તાપસે કહ્યું કે—"હું જયંતી નગરીની સમીપથી આવ્યો છું. ત્યાં લોકપ્રવાદ અત્યંત અસદૃશ સંભળાય છે, કે-જયસૂર નામના રાજાએ પોતાના બન્ને રાજપુત્રોને "પરસ્પર કલહ કરતા ઘરમાં રહે છે, તો શું પ્રયોજન સાધી શકશે ?" એમ વિચારીને જયદેવ નામના રાજપુત્રને અરિદમન નામના સીમાડાના રાજાને દમન કરવા ( જીતવા ) મોકલ્યો, અને બીજો દેવધર નામનો રાજપુત્ર છે, તેને સિંધુસૌવીર દેશના રાજા સાથે યુદ્ધ કરવા મોકલ્યો. તેમાં તેણે સિંધુસૌવીરના રાજાને જીત્યો અને બાંધીને ગ્રહણ કર્યો, તેની સાતે અંગવાળી લક્ષ્મી પ્રાપ્ત કરી, તથા મોટા હર્ષને અને કીર્તિના સમૂહને તે પામ્યો. તથા જયદેવ રાજપુત્ર કોઇપણ કારણથી સંગ્રામમાં શત્રુનો વિજય નહી પામવાથી પોતાના સૈન્યનું દલન કરાવીને પલાયન કરી ગયો, અને કયાં ગયો ? તે જણાતું નથી તેથી સર્વત્ર તેનો મોટો અપયશ વિસ્તાર પામ્યો. વાયુની જેમ સર્વ દિશાઓમાં આ લોકપ્રવાદ પ્રસર્યો છે." આ પ્રમાણે સાંભળીને તે જયદેવ રાજપુત્ર મોટા અપયશરૂપી કલંકના ભાજનરૂપ પોતાને માનતો વિચારવા લાગ્યો, કે—"હવે મારે સર્વથા પ્રકારે અહીંથી પોતાના ઘર તરફ જવું યોગ્ય નથી, કેમકે ત્યાં ગયેલા મને શત્રુવડે પરાભવ પામેલો જાણીને નગરની સ્ત્રીઓ આંગળીઓવડે દેખાડશે, દુર્જનો હાંસી કરશે, સર્વદા અમર્ષવાળો દેવધર રાજપુત્ર હીલના કરશે, પિતા મારો પરાભવ કરશે, માતા અવાસ્તવિક બુદ્ધિથી

સૂરિને જોયા. તેને જોઇને રાજપુત્રે વિચાર્યું કે— " અહો ! આ મહામુનિ ધન્ય છે, કે જેઓ સંસારના કાર્યથી બાહ્ય ( રહિત ) મતિવાળા સ્વાધ્યાય અને ધ્યાન વિગેરેવડે પોતાના આત્માનું પરિકર્મ ( સંસ્કાર–શુદ્ધિ ) કરીને તથા રાગ, દ્વેષ, કષાય અને દુર્મતિરૂપી મોટી વેલડીનું ઉન્મૂલન કરીને પોતાના આત્માને શ્રેષ્ઠ મોક્ષમાર્ગમાં સ્થાપન કરે છે; પરંતુ તેઓ પુણ્યના વશથી કોઇક જ પ્રાણીઓના નેત્રના લક્ષ્યને પામે છે ( જોવામાં આવે છે ). જેથી કરી આ મુનિના નિર્મળ પાદકમળને મેં જોયા, તેથી કરીને આજે મારો શત્રુ-સમૂહ અત્યંત હણાઇ ગયો. આજે જ મને લક્ષ્મી પ્રાપ્ત થઇ, આજે જ પૂર્વ ભવમાં ઉપાર્જન કરેલ મારું મોટું પાપ નાશ પામ્યું અને આજેજ મારું ઇચ્છિત અવશ્ય અધિક-પણે સિદ્ધ થયું. " આ પ્રમાણે તેમને જોવાથી વિકાસ પામેલા મોટા હર્ષવાળો તે રાજપુત્ર સંગમસિંહ સૂરિના ચરણમાં પડયો. ગુરુએ તેને ધર્મલાભ આપ્યો. પછી તે પૃથ્વીપીઠ ઉપર બેઠો. " વિશેષ લક્ષણોવડે અંકિત( સહિત ) શરીરવાળો આ છે. " એમ જાણી-ને સૂરિએ તેને આદર સહિત કહ્યું કે— " હે વત્સ ! તું કયાંથી આવે છે ? " ત્યારે રાજ-પુત્રે " આ ગુરુ છે " એમ જાણીને કાંઇક ઉદ્દેશથી પોતાનો વૃત્તાંત કહ્યો. તે સાંભળીને સૂરિએ કહ્યું કે— " હે રાજપુત્ર ! પૂર્વ ભવે કરેલા મોટા પુણ્યના સમૂહવડે રહિત જીવોની આવી જ ગતિ હોય છે. એમ ન હોય તો મનુષ્યપણું તુલ્ય છતાં પણ જય પરા-જય વિગેરે ભાવો વિસદૃશ ( જુદી રીતના ) કેમ પ્રત્યક્ષ જ દેખાય છે ? આ પ્રમાણે વિવિધ પ્રકારના ભાવોને વિચારીને કુશળ પુરુષે મનવાંછિત અર્થને સાધવામાં શ્રેષ્ઠ એવા ધર્મમાં યત્ન કરવો જોઇએ,—અને તે ધર્મ અતિ દુષ્કર તપવિધિવડે, પાંચ મહાવ્રતોની રક્ષાવડે અને ઇંદ્રિયોના નિગ્રહવડે મોટી ઉન્નતિને પામે છે. ઉપશમ વિગેરે દશ પ્રકારની વિશુદ્ધ ક્રિયાના સમૂહને કરવાવડે, નિરંતર અપૂર્વ અપૂર્વ ( નવાનવા ) શાસ્ત્રના અભ્યાસા-દિકવડે, બેંતાળીશ દોષ રહિત સારા આહારને સેવવાવડે ( કરવાવડે ), નિરંતર ગામ, નગર અને આકર વિગેરેના વિષે મમતાના ત્યાગવડે, નિરંતર બાળ, ગ્લાન વિગેરેનો યથાશક્તિ ઉપચાર કરવાથી તથા ભવ્ય જીવોને ઉપકાર કરનાર સદ્ધર્મની દેશના કરવાથી જ ધર્મ મોટી ઉન્નતિને પામે છે. આ વિગેરે સુકૃતની સેવા વિના ધર્મની સિદ્ધિ મોટાઇને નથી પામતી-અને કદાપિ મનવાંછિતને ઉત્પન્ન કરતી નથી; માટે હે રાજપુત્ર ! હમણાં તું આ વિષાદનો સર્વથા ત્યાગ કરીને એક ધર્માર્થને જ અનુસર, કારણ કે આ ધર્મના વિયોગવાળા જીવોની થોડી પણ કાર્યસિદ્ધિ જોઇ નથી, તેથી બુદ્ધિમાન જનોને સદા આમાં જ પ્રયત્ન કરવો યોગ્ય છે. જેઓ કારણને તજીને કાર્યને સિદ્ધ કરવા ઇચ્છે છે, તે મૂઢ જનો માટીના પિંડ વિના પણ ઘટ કરવાને ઇચ્છે છે. " આ પ્રમાણે સૂરિએ તેને ધર્માર્થનો વિસ્તાર પદાર્થ તેવી રીતે કહ્યો, કે જે રીતે તે રાજપુત્રની વિષયવાસના છેદાઇ ગઇ, તેને સંવેગ પ્રાપ્ત થયો. તેથી સર્વ સંગનો ત્યાગ કરીને, સૂરિની પાસે દીક્ષા ગ્રહણ કરીને સારા આચરણમાં બદ્ધ લક્ષ્યવાળો થયો, સુખના સંગનો

અત્યંત નિરપેક્ષ થયો, સૂત્ર અને અર્થને પ્રાપ્ત કરવામાં તત્પર થયો, પરોપકારને વિષે જ આગ્રહને બાંધનાર થયો, અને સમગ્ર પ્રાણીઓના સમૂહને બાંધવરૂપ માનવા લાગ્યો. ગામ, નગર અને નિગમને વિષે ગુરુની સાથે અપ્રતિબદ્ધ વિહાર કરવા લાગ્યો, અને બાળ તથા સ્થવિર સાધુના કાર્ય કરવામાં પ્રવર્તવા લાગ્યો. પછી તેણે આ પ્રમાણે વાર્તા સાંભળી કે–જયંતી નગરીના જયશૂર રાજાએ પરલોકમાં જતી વખતે દેવધર કુમારને રાજાને સ્થાને સ્થાપન કર્યો. તેને સામંત અને મંત્રી વિગેરેએ પ્રણામ કર્યા. પ્રકૃતિજનોવડે પરિવરેલો તે પિતાથી પણ અધિક પ્રતાપવાળો, વૃદ્ધિ પામતા મોટા કોશ અને કોઠારવાળા અને આજ્ઞા-સારવાળા નિષ્કંટક રાજ્યને પાળે છે. આ પ્રમાણે સાંભળીને જયદેવ મુનિ વિશેષે કરીને સંસારમાં ઉત્પન્ન થયેલી વસ્તુને વિષે ચિત્તના વ્યાસંગ( આસક્તિ )નો ત્યાગ કરી તથા અંગ અને ઉપાંગ સહિત સિદ્ધાંતના ઉપધાન, પઠન અને તેના અર્થના અવધારણ કરવામાં બદ્ધ લક્ષ્યવાળો થઇ જાણે સાક્ષાત સાધુનો સમ્યક્ આચાર હોય તેમ શોભવા લાગ્યો. પ્રવ્રજ્યાના થોડા પર્યાયવડે કરીને પણ અંગ, ઉપાંગ અને પયન્ના વિગેરે શાસ્ત્રના પરમાર્થમાં કુશળ થયો. તેવા અવસરે કાંપિલ્યપુર નગરમાં સર્વ દર્શનના અભિપ્રાય જાણવામાં કુશળ અને સર્વ ધર્મના માર્ગને દૂષણ આપવામાં પ્રવર્તેલા એક નાસ્તિકવાદીએ તે પ્રકારે કોઇ પણ રીતે સર્વ લિંગી જનોનો પરાજય કર્યો, કે જેથી તે લોક જાણે મૂક હોય તેમ કાંઇ પણ બોલવાને શક્તિમાન થયો નહીં. ત્યારે કાંપિલ્યપુરમાં વસનારા શ્રાવક લોકોએ ધર્મના વિઘ્નની પ્રાપ્તિનો તર્ક થવાથી ( જોવાથી ) એક શ્રાવકને તેના હાથમાં લેખ આપીને સંગમ-સિંહસૂરિની પાસે મોકલ્યો. તેણે આવીને તે સૂરિના પગમાં પ્રણામ કરીને તે લેખ આપ્યો. તેમાં " નાસ્તિકવાદીનો પરાજય કરવા માટે તમારે કોઇ વાદ કરવામાં કુશળ હોય તેવા સાધુને મોકલવા અથવા તમારે પોતે જ આવવું. " એ પ્રમાણે અર્થના તત્ત્વવાળો લેખ સૂરિએ વાંચ્યો. ત્યારપછી તરત જ કેટલાક સારા હુશિયાર વૃદ્ધ તપસ્વીના પરિવાર સહિત જયદેવ સાધુને આવેલા શ્રાવકની સાથે મોકલ્યો. ત્યારે તે સાધુ સારા શુકનની પ્રાપ્તિથી ઊછળતા ચિત્તના ઉત્સાહવાળો અખંડ( નિરંતર ) પ્રયાણવડે કાંપિલ્યપુરમાં આવ્યો. ત્યાં હંમેશા પટહ વગાડવાપૂર્વક ધર્મના વ્યાપારનું ખંડન કરતા તે નાસ્તિકવાદીને તે સાધુએ નિવાર્યો અને તેને રાજસભામાં લઇ ગયો. ત્યાં " જે જેનાવડે જીતાય, તે તેનો શિષ્ય થાય. " એવી પ્રતિજ્ઞા કરીને નાસ્તિકવાદીની સાથે તે સાધુએ ઉપન્યાસ ( વાદ ) પ્રારંભ્યો. પછી સર્વજ્ઞે રચેલા હેતુ, દૃષ્ટાંત અને યુક્તિના સમૂહના થોડા એક પણ પ્રત્યુત્તરને જાણે કે કાળે કોળિયા-રૂપ કર્યો હોય તેમ નહીં આપતાં તે નાસ્તિકવાદીનો જયદેવ મુનિએ પરાજય કર્યો. પછી તરત જ તેના કેશના સમૂહ સહિત મિથ્યાત્વનો ઉચ્છેદ કરીને તેને પોતાનો શિષ્ય કર્યો. તેને સાધુવેષ આપ્યો. રાજાએ સાધુને વિજયપત્ર આપ્યું, નગરના લોકોએ તેની પૂજા કરી. આ પ્રમાણે શિષ્યપણાને પામેલા તે નાસ્તિકવાદી સહિત જયદેવ સાધુ સર્વજ્ઞ-ના શાસનની પ્રભાવના કરીને સંગમસિંહસૂરિની પાસે આવ્યો. તે સૂરિએ તેનું સન્માન

કર્યું. પછી કોઈક દિવસ પોતાનું થોડું આયુષ્ય જાણીને સૂરિએ સર્વ સાધુવર્ગની સાથે વિચાર કરીને જયદેવ મુનિને સૂરિપદે સ્થાપન કર્યો. પછી ગચ્છ અને ગણની અનુજ્ઞા કરીને કૃતિકર્મ આપવાપૂર્વક વ્યાખ્યાન કરાવીને ગુરુએ તેને અનુશાસન કર્યું ( ઉપદેશ આપ્યો ). તે આ પ્રમાણે—

સમથ વસ્તુને પ્રગટ કરવામાં સૂર્ય જેવા અરિહંતો અસ્ત પામ્યા ત્યારે તેમના ગણધરો સન્માર્ગને દેખાડે છે. તે ગણધરની પદવી અનર્ઘ્ય( અમૂલ્ય ) સંઘની સમક્ષ હમણાં તને આપી છે, તેથી તને કાંઈક ઉપદેશ અપાય છે. જેમ શંખને ધોળો કરવો એ વૃથા છે તેમ સમથ શાસ્ત્રાર્થના સમુદ્રરૂપ તને ઉપદેશ આપવો તે વૃથા છે, તો પણ આ કલ્પ ( શાસ્ત્રનો રિવાજ ) છે, તેથી તે દોષવાળું નથી. છત્રીશ ગુણોરૂપી મોટા રત્નોના રોહણાચળ અને ભવ્ય પ્રાણીઓના નેત્ર સમાન તું હે મહાયશવાન! હવે અનુયોગ કરવામાં યત્ન કરજે. અને તું પોતે યથાસ્થિત સામાચારીનું આચરણ કરજે; કેમકે ગુરુ યતનાવાળા ન હોય તો શિષ્યો સારા ગુણમાં સજ્જ ન હોય. તું સુખના શીળવાળો થઈને પ્રમાદીપણાને અંગીકાર કરીશ નહીં. અન્યથા પોતાને અને બીજાને જલદીથી નાશ કરીશ. આ વિષે કેટલું માત્ર કહેવું ? કે જે મંગુમ વિગેરે મોટા શ્રુતધરો પણ સુખશીલતાપણાએ કરીને કટુક વિપાકવાળા ફળને પામ્યા છે. આ પ્રમાણે નિરંતર સૂત્ર અને અર્થ આપવાવડે ઋણથી મુક્ત થવાય છે અને એ જ પ્રમાણે શિષ્યાદિક વંશ-( પરંપરા )નો અવિચ્છેદ થાય છે. આ સૂરિપદથી બીજા કોઈ પદને વિદ્વાનો પ્રધાનપણે પ્રશંસા કરતા નથી ( કહેતા નથી. ) અને બીજી કોઈ ક્રિયાને સંસારનો ઉચ્છેદ કરનારી કહેતા નથી. ભવ્યજનોને સદ્ધર્મની દેશના પણ સમાન દૃષ્ટિથી કરવી, કેમકે જેમ પૂર્ણને વિષે તેમ તુચ્છને વિષે પણ કહેવું, ઈત્યાદિ શાસ્ત્રમાં કહ્યું છે. જેથી કરીને આચાર્યો ચિરકાળ સુધી પ્રવચનને ધારણ કરે છે, તેથી તેમણે ઉદ્યમી મનવડે નિરંતર સંઘનું કાર્ય ચિંતવવું જોઈએ. સ્વગચ્છને વિષે અને પરગચ્છને વિષે સદા વિસંવાદને ( ભેદને ) વર્જવો. અને ભય રહિત થઈને સર્વનો પ્રકાશ કરવો. દેશ, ક્ષેત્ર, કાળ, પુરુષ અને પર્ષદાને સારી રીતે જાણીને વિધિ પ્રમાણે સૂત્ર, અર્થ અને તે બન્ને આપવામાં પ્રવૃત્તિ કરવી. આવા પ્રકારના અર્થના જ્ઞાન રહિત ગુરુઓ અહિત વાણીને પણ બોલીને [1]અર્થી એવા પણ ભવ્ય જીવોના અનર્થને કરે છે. ઉત્સર્ગ અને અપવાદ માર્ગને જાણનારા અને વિષય પ્રમાણે સેવનારા, જિનેશ્વરના શાસ્ત્રને જાણનારા અને તેના હેતુને જાણનારા ગર્વ કરતા જ નથી. ઘણું શું કહેવું ? જે પ્રમાણે પૂર્વ પુરુષનો માર્ગ જરા પણ ગ્લાનિને પામે નહીં, પ્રમાદરૂપી દોઘટ્ટનો સમૂહ ઉન્માર્ગે ન પ્રવર્તે, ઉદ્યત વિહાર ખંડિત ન થાય, મમતા વૃદ્ધિ ન પામે, ઈંદ્રિયોના સમૂહરૂપી અશ્વનું સૈન્ય અતિ ચંચળ ન થાય, સંયમ

---

૧ ધર્મની અથવા સૂત્રાર્થની પ્રાર્થના કરનારા

સીદાય નહીં, કરુણા વિપરીતપણાને પામે નહીં, અપયશ પ્રસરે નહીં અને સારી ચેષ્ટા રૂંધાય નહીં, તે પ્રમાણે હે મહાયશવાળા ! તું દઢ સાવધાન થઈને વર્તજે. અન્યથા પોતાની સંયમલક્ષ્મીને અવશ્ય તું હારી જઇશ. માર્ગથી ભ્રષ્ટ થયેલાને માર્ગદર્શકની જેમ અને ચક્ષુ રહિત ( અંધ ) માણસને દોરનારાની જેમ, શત્રુથી ભય પામેલાને શરણું આપવું જોઇએ. ( આપનારની જેમ ) અને મોહરૂપી વ્યાધિથી વ્યાકુળ થયેલા ભવ્ય જીવોને અસાધારણ સારા વૈદ્યની જેમ તારે પણ તેના જેવું જ વર્તવું. હવે આ પ્રસંગે કરીને સર્યું. આ પ્રમાણે સાંભળીને "તમારી અનુશિષ્ટિ( શિખામણ )ને અમે ઇચ્છીએ છીએ" એમ કહીને વિનયથી નમ્ર થયેલો તે જયદેવસૂરિ સમ્યક્પ્રકારે અંગીકાર કરીને સૂર્યની જેમ વચનરૂપી કિરણોવડે ભવ્ય જીવોરૂપી કમળના સમૂહને પ્રતિબોધ કરવા લાગ્યો. અને પછી સંયમસિંહસૂરિ સમ્મેતપર્વતની મોટી શિલાના તળ ઉપર રહીને, અનશન અંગીકાર કરીને તથા સારી રીતે ઉત્તમ અર્થની આરાધના કરીને દેવલોકમાં ગયા.

આ પ્રમાણે કેટલોક કાળ ગયો ત્યારે તથાપ્રકારના, કાળને ઉલ્લંઘન કરેલા, વિરસ અને અરસ આહારાદિકના દોષવડે જયદેવસૂરિને જ્વરાદિક રોગ ઉત્પન્ન થયા અને ગ્લાનિપણાને પામ્યા. તેથી તેને વૈદ્યને દેખાડ્યા. તે વૈદ્યોએ કહેલા નિરવદ્ય ઓષધાદિકવડે સ્થવિર મુનિઓ તેનો પ્રતિચાર( સેવા ) કરવા લાગ્યા. તેમાં થોડો પણ રોગનો પ્રતિકાર થયો નહીં, પરંતુ સમીર( વાયુ )ના ક્ષોભાદિકવડે શરીરના વિકાર અધિક બળવાન થયા. ત્યારે વૈદ્યોએ તેના શરીરના પ્રતિકારને નિમિત્તે સૂરણ વિગેરે કંદવિશેષ આપવાનું કહ્યું ત્યારે તે અનંતકાય હોવાથી સ્થવિર સાધુઓએ તે અંગીકાર કર્યું નહીં, અને વ્યાધિથી વ્યાકુળ થયેલા સૂરિએ તે સાધુઓની તર્જના કરી, કે—"અરે ! મૂઢ સાધુઓ ! તમે શાસ્ત્રના પરમાર્થને જાણતા નથી. ( શાસ્ત્રમાં આ પ્રમાણે છે )." 'પિંડ, શય્યા, વસ્ત્ર, પાત્ર અને ઓષધ વિગેરે કાંઇક શુદ્ધ પદાર્થ [1]કલ્પ્ય છતાં અકલ્પ્ય થાય છે, અને અકલ્પ્ય છતાં કલ્પ્ય થાય છે. ઉપયોગની શુદ્ધિના પરિણામથી દેશ, કાળ, પુરુષ અને અવસ્થાને સારી રીતે જોઇને કલ્પ્ય થાય છે, પણ કલ્પ્ય વસ્તુ એકાંતપણે કલ્પ્ય થતી નથી.' તમે ભણ્યા છતાં પણ મૂઢ હોવાથી પરમાર્થને જાણતા નથી, કે જે તમે આવી દુઃસ્થ અવસ્થાવાળા મારા ઉપર સારી રીતે વર્તતા નથી કે જેથી એક એકાંત પક્ષને જ અંગીકાર કરીને વર્તતા તમે વૈદ્યે કહેલા દોષવાળા ઓષધને તમે લાવતા નથી." ત્યારે સ્થવિર સાધુઓએ કહ્યું કે—"હે પૂજ્ય ! જિનવચનના સારને જાણનારા યતિએ તે જીવોની હિંસા કરવી કેમ યોગ્ય હોય ? જો તમે કહેતા હો, તો ગૃહસ્થને ઘેર બનેલા પ્રાસુક અનંતકાયવડે અમે તમારો પ્રતિકાર કરીએ. તેનાથી બીજું કરવું અમને રુચતું નથી." આ પ્રમાણે તેઓએ કહ્યું ત્યારે મનમાં મોટા કષાયને વહન કરતા સૂરિએ સ્થવિર સાધુઓને નહીં કહીને નાના

---

૧ વાપરવા લાયક—ખપે તેવો.

સાધુઓને કહ્યું, કે-"હે શિષ્યો ! અમારા ઓષધને માટે સૂરણાદિક લાવજો, અને તેને આ પ્રમાણે [1]ઉપસ્કાર કરીને ભોજનની વેળાએ મારી પાસે લાવજો." ત્યારે શાસ્ત્રાર્થના બોધ રહિત તેઓ તે જ પ્રમાણે કરવા લાગ્યા. અને "આ સૂરિ અગ્નિની જેમ સર્વનું ભક્ષણ કરનાર છે" એમ લોકમાં અપયશ પસર્યો. ત્યાર પછી "આ અસંયમી છે." એમ જાણીને [2]સાંભોગિક અને બીજા ( અસાંભોગિક ) મુનિઓએ તેની સાથે બોલવું, વાંદવું, વિગેરે પ્રતિપત્તિનો ત્યાગ કર્યો. ત્યારે મોટા કોપના સમૂહથી ભરાયેલો તે સૂરિ આ પ્રમાણે વિચારવા લાગ્યો કે-"દુષ્ટ શિક્ષા પામેલાઓના દુર્વિનયના પ્રતિબંધને જુઓ. જો કોઇપણ રીતે રોગના વ્યાકુલપણાથી નિરવદ્ય વૃત્તિનો ત્યાગ કરીને સાવદ્ય વૃત્તિના પ્રતિકારવડે પોતાના શરીરનો ઉપચાર કરું છું, તે પોતાના ગચ્છની સારવાર કરવા માટે તપસ્યા કરવામાં અત્યંત ઉદ્યમવાળો થઇશ અથવા આ સમયે સૂત્રાર્થનો અવિચ્છેદ કરવા માટે ઉદ્યમવાળો થઇશ, તો સાંભોગિક સાધુઓ વંદન, આલાપ વિગેરે પ્રતિપત્તિનો ત્યાગ કરે છે તે શું યોગ્ય છે ? અથવા તો આ વિચારવડે શું ? જો કોઇ પણ રીતે પ્રૌઢ શરીરવાળો થઇશ, તો આઓને જે ઉચિત હશે તે સર્વ હું કરીશ. આ પ્રમાણે વૃદ્ધિ પામતા મોટા ક્રોધવાળો તે દિવસોને ઉલ્લંઘન કરતો, ગુપ્ત રીતે તુચ્છ ભોજન કરતો, વૈદ્યે કહેલા ઓષધને એક મનથી જ વાપરતો રહેવા લાગ્યો. તેવામાં વેદનીય કર્મના ક્ષયોપશમના વશથી તથા ઓષધાદિક દ્રવ્યના માહાત્મ્યથી તે નીરોગ શરીરવાળો થયો. ત્યારે પૂર્વના અમર્ષને સ્મરણ કરતા તેણે સ્થવિર સાધુઓને, સાંભોગિક સાધુઓને તથા બીજા ( અસાંભોગિક ) સાધુઓને અપૂર્વ ( નવા ) સૂત્રાર્થ સંબંધી જ્ઞાનના દાનનો ત્યાગ કર્યો. તેઓએ ઘણી પ્રાર્થના કર્યા છતાં પણ "સૂત્રાર્થનું વ્યાખ્યાન કરવાને શક્તિમાન નથી." એમ આલંબનને તે પામ્યો. તથા સાંભોગિક સાધુઓનો પરાભવ કરવા માટે નવી નવી સમાચારીની પ્રરૂપણા કરવાવડે અને તેનાથી પણ કાંઇક અધિક તપવિશેષને પ્રગટ કરવાવડે તે સૂરિ ધર્મિષ્ઠ વિશેષ પ્રકારના ગૃહી જનોને વશ( સ્વાધીન ) કરવા લાગ્યો. તેઓના અભિપ્રાયને અનુસરવાવડે અને વિશેષ પ્રકારના બાહ્ય અનુષ્ઠાનને પ્રગટ કરવાવડે અત્યંત ભ્રાંતિવાળા લોકને જાણીને તે સૂરિ આ પ્રમાણે પ્રરૂપણા( ઉપદેશ ) કરવા લાગ્યો,—"હે ભવ્યો ! કાંઇપણ કષ્ટ અનુષ્ઠાન કરવામાં તત્પર અને પોતાના અભિપ્રાયથી સંવિગ્ન વિહારીપણાને પામેલા જે આ તપસ્વીઓને તમે જુઓ છો, તે સર્વ સૂત્રવિરુદ્ધ ક્રિયાને કરનારા છે, તેથી તેઓ દાન આપવાને અને વંદનાદિક સન્માનને લાયક નથી." આ પ્રમાણે સાંભળીને ધર્મવાળા લોકે કહ્યું કે—"હે ભગવન ! જો એમ છે, તો તમે અન્યત્ર વિહાર કરે સતે ( છતે ) તમારી જેવા સાધુજનને અભાવે સર્વ આરંભમાં પ્રવર્તેલા અને ધન, સ્વજન વિગેરે સાવદ્ય કાર્યમાં વર્તનારા અમે દાનધર્મ વિના આ અપાર સંસારસાગરને શી રીતે તરશું ? તથા [3]કૃતિકર્મ વિના પ્રત્યાખ્યાનાદિક ક્રિયાને

૧ સંસ્કાર કરીને-સાફ કરીને ૨ એક સામાચારીવાળા-પરસ્પર આહારપાણી વસ્ત્રપાત્રના વ્યવહારવાળા. ૩ ગુર્વાદિકને વિધિપૂર્વક વંદના કરવી તે.

અમે શી રીતે કરી શકીએ?" ત્યારે જયદેવસૂરિએ કહ્યું કે-"હે મહાનુભાવ! તમે મુગ્ધ (ભોળા-સરળ) છો. શું તમે આ સાંભળ્યું નથી? કે-ભગવાન જિનેશ્વરના સમૂહે દીક્ષા ગ્રહણ કરવાની ઈચ્છા થઇ ત્યારે એક વર્ષ સુધી અનુકંપાદાન આપ્યું હતું, તેથી તેના અનુમાનથી જ તમારે ગુપ્તિમાં નાંખેલા, દીન અને દુઃસ્થિતિવાળાને અશન, પાન વિગેરે આપવું યોગ્ય છે. આ દાનવડે જ તમોને સંસારનો ઉત્તાર થશે; પરંતુ યોગ્ય ક્રિયાથી રહિત થયેલા સાધુઓને આપેલું જે દાન તે તેમના પ્રમાદની અનુમોદનાને લીધે સંસારનું કારણ જ થશે. વંદન પણ સ્થાપનાચાર્યને સ્થાપીને તેની પાસે દેવાય છે અને પ્રત્યાખ્યાન પણ કરાય છે." આ પ્રમાણે સાંભળી તે લોકો તે જ પ્રમાણે પ્રવર્ત્યા, પરંતુ સ્થવિર મુનિઓએ આવી પ્રરૂપણા કરતા તે સૂરિને કહ્યું, કે-"હે ભગવાન! આ પ્રમાણે ધર્મોપગ્રહ દાનને કહેતા તમોએ સિદ્ધાંતમાં અત્યંત દૃઢ રીતે કહેલા વચનનો અત્યંત નિષેધ કર્યો. વળી તમે જે કહ્યું કે-સાધુલોક યથોક્ત ક્રિયા કરનારા નથી, તેથી ગુપ્તિમાં નાંખેલાને અનુકંપાદાન આપવું યોગ્ય છે, તે પણ તમારે કહેવું યોગ્ય નથી, કેમકે પોતાના બળની તુલના કરનારા તેઓનું સંઘયણ, ધૃતિ અને બળ વિગેરેને અનુસરતું યથોક્ત ક્રિયાનું કરવાપણું હોય છે. પહેલા અને છેલ્લા આઠ આઠ(જિનેશ્વર)ના આંતરામાં તીર્થનો વિચ્છેદ નથી, (એમ જે કહ્યું છે) તે યતિને અભાવે શી રીતે ઘટી શકે? સાધુને અભાવે જ્ઞાન અને દર્શનવડે તીર્થ હોઈ શકે નહીં એમ પણ કહેવું યોગ્ય છે, કેમકે સિદ્ધાંતમાં આ પ્રમાણે કહ્યું છે, કે-"નિર્ગ્રંથ (ચરિત્ર) વિના તીર્થ ન હોય અને તીર્થ વિના નિર્ગ્રંથ ન હોય જ્યાં સુધી છ કાયનો સંયમ છે ત્યાંસુધી બન્નેનું અનુવર્તન છે. વળી જે ગુપ્તિમાં નાંખેલા અનુકંપાદાનને યોગ્ય કહ્યા, તે પણ જીવહિંસામાં આસક્ત હોય છે, તેથી તે પોષણ કરવાને યોગ્ય કેમ હોય? તે આ પ્રમાણે.-પ્રત્યક્ષ જીવ સહિત પાણીને પીએ છે, જૂ વિગેરેને હણે છે, ચોરી વિગેરેમાં આસક્ત છે, તે જ દોષવડે બંધાયા છે. જો તે પાપી ચોરાદિકને ભક્તપાનને આપવારૂપ પરિપોષણવડે ધર્મ થતો હોય, તો સિંહાદિકને પણ તે ધર્મ થાઓ. તેથી કરીને ગુપ્તિમાં નાંખેલા અંધ અને પાંગળા વિગેરેને અનુકંપા કરવી યોગ્ય છે, અને તેવા પ્રકારનું કાંઇક દાન પણ ઉપેક્ષા કરવા લાયક છે. અહીં તીર્થંકરનું જે દૃષ્ટાંત કહ્યું તે યુક્ત નથી, કેમકે તેમનો આ કલ્પ (આચાર) છે, કે સર્વ પ્રાણીઓના સમૂહના વિષયવાળું વરવરિકાપૂર્વક તે દાન છે. તથા સાધુને દાન આપવાનો નિષેધ કરવાથી દાનાંતરાય વિગેરે દોષો પ્રત્યક્ષ જ જોયા છે, તે સાધુદાનને અભાવે સાધુની હાનિ થાય છે. તે સાધુની હાનિ થવાથી અવશ્ય તીર્થનો નાશ પ્રાપ્ત થાય છે. તેથી આ ભવ્યજનોને તેં સાક્ષાત્ ભવકૂપમાં નાંખ્યા. તથા ગૃહીજનો શીળ, ભાવના અને તપ કરવા સમર્થ નથી. કેવળ દાનમાત્ર વડે કરીને જ આ અપાર ભવસાગરને કાંઇક તરવાને ગૃહાદિક વ્યાપારમાં નિરંતર બંધાયેલા લોકો ઇચ્છે છે.

તે દાનને પણ નિવારણ કરનાર તું તેઓનો શત્રુ થાય છે. આ અર્થ (ધન) બાહ્ય, અનિત્ય, અસાર, [1]અનાનુગામી ક્લેશને સ્થાપન કરનાર (આપનાર), ઘણા કષ્ટથી પામવા લાયક અને અનર્થના સમૂહને આપનાર છે. કેટલાક ધન્ય પુરુષો તેનાથી વિપરીત રીતે તેને સારા સ્થાને સ્થાપન કરીને ધર્મ ઉપાર્જન કરે છે, અને બીજા મલિન મનવાળા મોટા મૂઢજનો તેવા કોઇપણ પ્રકારનું કપટ કરીને પોતાનું અથવા બીજાનું ધન અવશ્ય ગ્રહણ કરીને તે પ્રકારે કોઇ પણ રીતે તેઓ વર્તે છે કે જે પ્રકારે ધનના ફળને પ્રાપ્ત કરતા નથી. વળી સ્થાપનાચાર્યની પાસે જે તેં [2]સંવરણનું ગ્રહણ કર્યું, તે પણ ગુરુના વિરહે તે સંવરનો અભાવ થવાથી અતિ અયુક્ત છે, કેમકે ગુરુની સાક્ષીએ જ સંપૂર્ણ વિધિવડે કરેલો વિશેષ ધર્મ કહેવાય છે, અને સાધુની સમીપે વોસરાવાથી (તજવાથી) સંપૂર્ણ આજ્ઞાનું કરવું થાય છે. શંકા, ઉત્તર, અપૂર્વ પઠન અને અપૂર્વ અર્થનું ગ્રહણ વિગેરે કાર્ય સદ્ગુરુ વિના કોઇપણ રીતે સ્થાપનાચાર્યની પાસે સંભવતા નથી. અને તેના (સાધુના) ત્યાગવડે વંદનાદિ[illegible]દેશમાં પ્રવર્તેલા તે સાધુ ઉપર પ્રદ્વેષ જ કર્યો છે. તે સિવાય બીજું ફળ હું માનતો [illegible]." આ પ્રમાણે પૂર્વસૂરિએ બતાવેલા માર્ગથી વિપરીત બોલતા તે સૂરિને અધર્મથી ભય પામેલા સ્થવિર મુનિઓએ નિવાર્યો, તો પણ અતિ મોટા ક્રોધના વશથી તે સૂરિ તેનાથી પાછો ફર્યો નહીં. તેથી તેને અચિકિત્સિત જાણીને સ્થવિર મુનિઓ મૌન રહ્યા.

આ પ્રમાણે વસ્ત્ર, પ્રતિગ્રહ વિગેરે યથાયોગ્ય ઉપગ્રહ દાનને નહીં કરતા તથા દાન દેવામાં પ્રવર્તેલા જનોને નિવારણ કરતા તે કોપ પામેલા સૂરિએ દાનાંતરાય કર્મ નિબિડ (ગાઢ) બાંધ્યું, તથા શાસ્ત્ર અને વ્યાખ્યાન વિગેરેનો ત્યાગ કરવાથી જ્ઞાનાવરણીય કર્મ ઉપાર્જન કર્યું (બાંધ્યું). તથા અનુચિત વૃત્તિવડે અનંતકાયનો પરિભોગ કરવાથી અભય-દાનની વિરાધના કરી. આ પ્રમાણે ત્રણે પ્રકારના દાનરૂપી કલ્પવૃક્ષને મૂળથી જ ઉખેડીને, વિપરીત અભિપ્રાયની પ્રરૂપણાવડે મોહના પ્રારોહ(અંકુરા)ને ઉપાર્જન કરીને, પોતાને અને બીજાને અનર્થ-કલ્પનામાં પાડીને અને તથાપ્રકારના ભાવની આલોચના અને પ્રતિક્રમણ નહીં કરીને તે સૂરિ કાળ કરીને વ્યંતરમાં ઉત્પન્ન થયો. અને ત્યાં જઘન્ય આયુષ્યને પાળીને ત્યાંથી ચ્યવીને એક હીન (નીચ) કુળને વિષે પુત્રપણે ઉત્પન્ન થયો. ત્યાં પણ પૂર્વે નિકાચિત કરેલા અશુભ કર્મવડે કરીને અત્યંત મૂઢ મનવાળો, દાનાંતરાયના દોષથી કોઇપણ ઠેકાણે વરાટિકા(કોડી-પૈસા) માત્રને પણ નહીં પામતો, ક્ષુધા અને તૃષાથી પીડા પામતો તથા મોટા ક્લેશથી પરાભવ પામેલો તે કેટલાક લાંબા કાળ સુધી જીવીને મરણ પામ્યો. પછી નરક અને તિર્યંચ વિગેરે સ્થાનોમાં ઘણીવાર ઉત્પન્ન થયો અને મરણ પામ્યો. લાખ અને કરોડ સંખ્યાવાળા દુઃખો અનુભવીને ફરીથી પણ હીન-

૧ આગળ આગળ અનુસરનારું નહીં. ૨ વંદન અને પચ્ચખ્ખાણ.

કુળને વિષે પુરુષપણે ઉત્પન્ન થયો. ત્યાં પણ પુરુષાર્થ રહિત તે જાણે કાષ્ઠ અને લેપથી ઘડેલો ( કરેલો ) હોય તેમ કોઇપણ કાર્ય કરવામાં ઉપયોગીપણાને પામ્યો નહીં. એ પ્રમાણે ચિરકાળ સુધી સંસારસાગરમાં ભ્રમીને દુઃખથી પીડા પામેલો તે સમુદ્રની જેમ કઈ આપત્તિનું સ્થાન ન થયો ? કોઇ ઠેકાણે દેહને દાહ ઉત્પન્ન કરનારી ક્ષુધાવડે, કોઇ ઠેકાણે તૃષાવડે, કોઇ ઠેકાણે અજ્ઞાનવડે વિષને પણ અમૃતની જેમ ભક્ષણ કરીને, કોઇ ઠેકાણે રાજાદિકને ગાળો દેવાવડે અને કોઇ ઠેકાણે અગ્નિ વિગેરેમાં ક્રીડાવડે આત્માને નાંખીને તે મરણ પામ્યો. આ પ્રમાણે અજ્ઞાનથી હણાયેલ, ઘણો યત્ન કર્યા છતાં પણ લાભ રહિત, અત્યંત વિરુદ્ધ અંગવાળો અને પોતાના પિતાને પરાભવ કરવા લાયક થઇને તે ફરીથી વેણાતટ નગરમાં હીન જાતિને વિષે બુદ્ધિ રહિત અંગવાળો મોગ્ગલ નામે આભીરનો પુત્ર થયો. ત્યાં એક ગૃહપતિને ઘેર કામ કરવા લાગ્યો. ત્યાં દિવસને છેડે નીરસ ભોજનને પામતો હતો. પછી કોઇ એક દિવસે ગૃહપતિએ તેને એમ આજ્ઞા આપી કે-" મારી આ વૃદ્ધ માતાને વાવમાં લઈ જઈને ત્યાં તેને પખાળીને જલદી આવ. " ત્યારે શીઘ્ર ગતિવડે તે ગયો, ત્યાં તેની માતાને વસ્ત્રની જેમ મોટા શિલાતળ ઉપર અજ્ઞાનથી હણાયેલા મનવાળો તે ત્યાં સુધી પખાળવા લાગ્યો, કે જેટલામાં તે વૃદ્ધ માતા માત્ર શ્વેત અસ્થિરૂપે જ થઇ (રહી.) પછી સંતુષ્ટ મનવાળા તેણે તેણીના શ્વેત અસ્થિ ગ્રહણ કરીને, ઘેર જઇને ગૃહપતિને દેખાડી કે-"આ તારી માતાને મેં એવી રીતે પખાળી કે જે પ્રકારે સ્ફટિક મણિની જેવા ઉજ્વળ શરીરવાળી તે થઇ. " આ પ્રમાણે બોલતા તેને કોપ પામેલા ગૃહપતિએ કહ્યું, કે-" અરે પાપી ! મારી માતાને તેં કેમ મારી નાંખી ? " ત્યારે તેણે કહ્યું કે-" તું મારા ઉપર કેમ કોપ કરે છે ? તારું વચન જ મેં કર્યું છે. " તે સાંભળીને " આ મોટો મૂર્ખ છે. " એમ જાણીને મૌન ધારણ કરીને હૃદયમાં સ્ફુરાયમાન કોપવાળો તે ગૃહપતિ માતાના સર્વ મરણકાર્યને કરીને તેને અટવીમાં લઇ ગયો. ત્યાં અર્ધ છેદેલાં અને પડતા મોટા વૃક્ષના સ્કંધને અપાવીને તેને તેણે મરણ પમાડ્યો. આ વિગેરે જીવિતના અંતને ઉત્પન્ન કરનારા ભયંકર અજ્ઞાનના વિલાસ કેટલા કહી શકાય ? આ પ્રમાણે ચિર કાળ સુધી ઘણા તીક્ષ્ણ દુઃખને સહન કરવાવડે તેણે મોટા દુષ્કર્મની નિર્જરા ઉપાર્જન કરી અને તેના જ્ઞાનાવરણાદિ કર્મ કાંઇક બાકી રહ્યા ત્યારે તે કોઇક થોડા સુકૃતના વશથી રાજગૃહ નગરમાં શતક નામના શ્રેષ્ઠીને ઘેર પુત્રપણે ઉત્પન્ન થયો. પછી ઉચિત સમયે તેનું સાગર નામ સ્થાપન કર્યું. પછી જેટલામાં જન્મના દિવસથી એક માસ પણ પૂર્ણ થયો નથી તેટલામાં તેનો પિતા મરણ પામ્યો, અને છ માસને અંતે તેની માતા મરણ પામી. ત્યારે ગૃહસાર ( ઘરની વસ્તુ ) જેને પ્રાપ્ત થયો તે તેણે હરણ કર્યો. સાગર પણ સ્વજનોવડે અનાદરથી બકરીનું દૂધ વિગેરે દેવાવડે ઉપચાર કરાયો, ત્યારે મહાકષ્ટની કલ્પનાવડે એક વર્ષ માત્રના પર્યાયવાળો થયો. ત્યાર પછી અન્ય ઘરે ભિક્ષાને માટે ભમવાવડે પ્રાપ્ત થયેલ રૂક્ષ ( લુખી ) ભિક્ષાના કવળને ખાવાવડે શરીરની સ્થિતિ( પાલન )ને

કરતો તે યુવાવસ્થાને પામ્યો. તેનું વિવેકરૂપી લોચન જરા ઉઘડયું, યોગ્ય અને અયોગ્યનો વિચાર કરવામાં કાંઈક સન્મુખ તેની બુદ્ધિ થઈ, તથા શુભ અને અશુભ (અથવા સુખ અને અસુખ)ને જાણવામાં તત્પર તેની હુશિયારી થઇ. તેવામાં મહાકવિના કાવ્યના પ્રબંધની જેવો સ્ફુરાયમાન પ્રવર અલંકારના સારવાળો નિર્મળ વસંત ઋતુ પ્રાપ્ત થયો. તેનું માહાત્મ્ય સર્વત્ર વિસ્તાર પામ્યું, નગરના લોકો દાન આપવા લાગ્યા, અનશનને પામેલા મુનિજનની જેમ આહાર અને ભૂષણનો ત્યાગ કર્યો, જેમ નંદનવનને વિષે તેમ ત્રિક, ચતુષ્ક અને ચચ્ચરને વિષે વિવિધ પ્રકારના વિલાસવાળા, શોભાવાળા અને ચર્ચરી ગાવામાં મુખર મુખવાળા સ્ત્રીઓના સમુદાય વિલાસ કરવા લાગ્યા, સર્વત્ર નૃત્યની વિધિ પ્રવર્તી, કામી જનોના સમૂહ ઈચ્છા પ્રમાણે વિલાસ કરવા લાગ્યો, તથા ચોતરફ કથક (કથા કરનાર), પ્લવક (કૂદનાર), નટ, નાટક કરનાર અને બંદીના સમૂહ ફરવા લાગ્યા. તે વખતે પોતાની તથાપ્રકારની દુરવસ્થાને જોતા સાગરે વિચાર્યું કે–"આટલા મોટા જગતને વિષે વિધાતાએ પુણ્યશાળી જનની દૃષ્ટિને દૂર કરવા માટે એક મને જ બનાવ્યો (ઉત્પન્ન કર્યો) છે, એમ હું માનું છું. અત્યંત મનોહર શૃંગાર અને સારા નેપથ્યવાળા અને ચંદ્રની જેમ માણસોના મનને આનંદ કરનારા કેટલાક મહાનુભાવો દાન આપે છે અને વિલાસ કરે છે. તથા બીજા પુણ્ય રહિત, શૂન્ય, પોતાના જીવિતમાં પણ ખેદ પામેલા, અને પોતાના આત્માને પોતે જ પગલે પગલે નિંદતા અમારી જેવા અસાર, શિષ્ટ (સારા) લોકના પરાભવના સ્થાનરૂપ, અને પુરુષાર્થ રહિત એવા લોકોને તેના દુષ્કર્મવડે બનાવ્યા છે. અરે રે! છાયા પુરુષની જેમ અહીં તેઓ માત્ર આકારથી જ પુરુષરૂપે છે, અને પરલોકને વિષે કેવા થશે તે કોણ જાણે છે? દુષ્કર તપસ્યા કરી નથી, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ચિત્તનું નિયંત્રણ કર્યું નથી અને તથાપ્રકારનું સારું ચારિત્ર કાંઈ જરા પણ આચર્યું નથી; તેથી મારી જેવા પરભવને વિષે પણ કલ્યાણના ભાગી શી રીતે થશે? તેથી આ પ્રમાણે પ્રતિવિધાનને કર્યા વિના અમારે રહેવું યોગ્ય નથી." આ પ્રમાણે મોટા વૈરાગ્યને પામેલી મતિવાળો તે સાગર વિલાસ કરતા લોકોને જોવાને અસમર્થ થયો, તેથી તાપસના આશ્રમમાં ગયો. ત્યાં કુલપતિની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી અને શરીરની અપેક્ષા વિના દુષ્કર તપના વિધિની આરાધના કરવા પ્રવર્ત્યો. તે આ પ્રમાણે:—

કોઈક વખત માસિક તપના અંત સમયે વૃક્ષ ઉપરથી પડેલાં, શુષ્ક અને પાકાં પાંદડાંવડે પારણું કરતો હતો. કોઇ વખત [1]ઉષ્ટ્રિકાની અંદર પ્રવેશ કરીને, મનનો રોધ કરીને, ઇંદ્રિયોના પ્રચાર બંધ કરીને તથા પ્રાણને સ્થિર કરીને ધ્યાન કરતો હતો. કોઇક વખત વનસ્થળીમાં (વનનો એક ભાગમાં) જઇને સૂર્યમંડળની સન્મુખ નેત્રપુટને નિશ્ચળ રાખીને તપેલા શરીરવાળો તે આતાપના લેતો હતો. કોઇ વખત વૃક્ષની શાખા ઉપર

૧ ઉંટના આકાર જેવું લાંબા આકારવાળું વાસણ.

બન્ને ચરણ રાખીને નીચા મુખવાળો થઇને લીલા વનના દાહથી ઉત્પન્ન થયેલ મોટા ધૂમની શિખાને પીતો હતો. તથા કોઇક વખત બુદ્ધિના બળવાળો અને વિશ્વાસવાળો તે માસના પારણાને કાળે શુષ્ક સેવાળની મંજરીને તલસાંકળીની જેમ ખાતો હતો. આ પ્રમાણે મોટું અજ્ઞાન તપ કરવાવડે માંસ અને રુધિર રહિત શરીરવાળો અનશન કરીને મરણ પામીને મહર્દ્ધિક અસુર થયો. ત્યાંથી આયુષ્યના ક્ષયવડે ચવ્યો સતો **મંગલાવતી** નગરીમાં **વનદેવ** નામના શ્રેષ્ઠીની **વસુમતી** નામની ભાર્યાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. ઉચિત સમયે તેનો જન્મ થયો. બાર દિવસ ગયા ત્યારે તેનું **બાળચંદ્ર** નામ પાડયું. બાળપણાને ઉલ્લંઘન કર્યું ત્યારે તેને ભણવા માટે ઉપાધ્યાયને સોંપ્યો. ઉપાધ્યાયે તેને ગૌરવથી ભણાવવાનો આરંભ કર્યો. પૂર્વ કાળ( ભવ )ના જ્ઞાનાવરણને લીધે અત્યંત અભ્યાસ કરતાં છતાં પણ તેને એક અક્ષર પણ આવડયો નહીં ત્યારે ઉપાધ્યાય ખેદ પામ્યો, તેથી તેણે બાળચંદ્રને વિસર્જન કર્યો ત્યારે તે પોતાને ઘેર ગયો. પિતાએ તેને પૂછયું ત્યારે તેણે પોતાનો વૃત્તાંત કહ્યો. ત્યારે પિતાએ તેને બીજી લેખશાળામાં મોકલ્યો. ત્યાં પણ તેમ જ થયું. એ પ્રમાણે પાંચ લેખશાળામાં તેને મોકલ્યો અને તે જ રીતે પાછો આવ્યો. ત્યારે પિતા ખેદ પામ્યો. પછી "હવે હું શું કરું ?" એમ વિચારીને પુત્રને વિદ્યાની પ્રાપ્તિ થવા માટે મંત્ર-તંત્રાદિક કરાવવા લાગ્યો. પથ્થરની જેમ તેને એક અક્ષર પણ પ્રાપ્ત નહીં થવાથી પિતા અને બાળચંદ્ર ઉદ્વેગ પામ્યા. ત્યાર પછી ભગ્ન ઉત્સાહવાળા અને આનંદ રહિત તે બન્ને ઘેરથી નીકળીને ઉદ્યાનમાં ગયા. ત્યાં એક વૃક્ષની છાયામાં બેઠા. ત્યાં પાસે તમાલ વૃક્ષની નીચે બેઠેલા અવધિજ્ઞાનવડે ભૂત અને ભવિષ્યના ભાવને જાણનારા અને ભવ્ય જનોવડે સેવા કરાતા **મુનિચંદ્ર** નામના એક સાધુને જોયા. ત્યારે પિતાએ બાળચંદ્રને કહ્યું કે-"હે વત્સ ! આ કોઇક મુનિને તું જો. તેને હું અતિશય જ્ઞાનવાળા જાણું છું કેમકે લોકો તેને પિતાની જેમ અને દેવની જેમ સેવે છે." બાળચંદ્રે કહ્યું કે-"હે પિતા ! જો એમ હોય તો ત્યાં જઇને તેને આપણે વાંદીએ, અને આ પૂર્વે કરેલા કર્મનું સ્વરૂપ પૂછીએ." પછી "ભલે એમ કરીએ." એમ બોલીને તે બન્ને તેની પાસે ગયા. મોટા આદરથી મુનિને વાંદીને તેની સમીપે બેઠા. ત્યાર પછી સમયને પામીને શ્રેષ્ઠીએ સાધુના પગમાં પડીને તેને પૂછયું કે-"હે ભગવાન ! મોટા આદરથી ભણાવ્યા છતાં પણ આ મારા પુત્રને એક અક્ષર પણ આવડતો નથી. તેનું શું કારણ ?" ત્યારે અવધિજ્ઞાનના બળથી તેનો પૂર્વ વૃત્તાંત જાણીને સાધુએ કહ્યું કે-"હે ભદ્ર ! જયદેવસૂરિના ભવમાં વર્તતા તારા પુત્રે જ્ઞાનદાનનું ખંડન કરવાથી અત્યંત જ્ઞાનાવરણીય કર્મ ઉપાર્જન કર્યું છે. અનંતકાયાદિકના ભક્ષણવડે અને અભયદાનને નહીં કરવાવડે વિરૂપપણું અને અલ્પ આયુષ્યપણું બાંધ્યું છે. તથા સાધુવર્ગના દાનના વિચ્છેદનું આચરણ કરવાવડે લાભાંતરાય કર્મને નિકાચિત કર્યું છે. આ કર્મોનો વિપાક આણે દરેક જન્મમાં અનેક પ્રકારે સહન કર્યો છે. તે એવો અત્યંત

દુઃસહ છે કે જે કહેવાને પણ પાર પામી શકાય એમ નથી. તે આ પ્રમાણે–સાધુને દાન આપવાનો વિચ્છેદ કરવાથી ક્ષુધા, તૃષા વિગેરે દુઃખોને અનુભવીને તે અનેક પ્રકારે મરણ પામ્યો છે. જ્ઞાનદાનના અભાવવડે આણે પૂર્વે તેવું કાંઇક કર્મ કર્યું (બાંધ્યું) છે, કે જેથી આનું પણ જ્ઞાન અનેક પ્રકારે વિનાશપણાને પામ્યું છે. પોતાના જીવિતના રક્ષણને માટે અત્યંત અનુકંપા રહિત(નિર્દયપણા)એ કરીને તેવું કાંઇક અયુક્ત કર્યું છે, કે જે સેંકડો દુઃખથી પલ્લવિત થયું છે (વિકસ્વર થયું છે.) તું એક જ જાણે છે, કે આને શ્રુતજ્ઞાન પ્રાપ્ત થતું નથી, તેથી હે ભદ્ર! મેં તને આ બાકીનું સ્વરૂપ પણ કહ્યું." આ પ્રમાણે તે સાધુએ ચિરકાળના સર્વ ભવનો વૃત્તાંત લેશ ઉદ્દેશવડે (સંક્ષેપવડે) કહ્યો ત્યારે જાતિસ્મરણને પામેલો તે બાળચંદ્ર મૂર્છાથી નેત્રને મીંચીને પૃથ્વીપીઠ ઉપર પડ્યો. ત્યારે પિતાએ ઉત્તરીય વસ્ત્રના છેડાવડે નાંખેલા પવનથી તેના શરીરનું સમાશ્વાસન (સાવધાનપણું) કરીને પૂછયું કે–"હે વત્સ! તને આ શું થયું?" ત્યારે તેણે ચિર કાળનો સર્વ પૂર્વ વૃત્તાંત કહ્યો. ત્યારપછી તેવા પ્રકારના ચિર વૃત્તાંતનું સ્મરણ થવાથી ભય પામેલો અને પોતાના દુશ્ચરિત્રના કટુક વિપાકનો ક્ષય કરવા માટે મનમાં મોટા સંવેગને પામેલો તે બાળચંદ્ર મુનિના ચરણકમળને પોતાના કપાલપૃષ્ઠવડે સાફ કરતો બોલવા લાગ્યો કે–"હે ભગવાન! મારા ઉપર પ્રસાદ(કૃપા) કરીને આ પૂર્વે કરેલા દુષ્કૃતને શુદ્ધ કરવામાં સમર્થ પ્રાયશ્ચિત્ત મને કહો." ત્યારે સાધુએ કહ્યું કે—

"હે વત્સ! સમગ્ર દોષનો સંહાર(નાશ) કરનારી, જિનેશ્વરે ઉપદેશ કરેલી અને યથોક્ત ક્રિયાવડે આચરણ કરેલી પ્રવ્રજ્યાને જ પ્રાયશ્ચિત્તરૂપ સારી રીતે કહી છે. પાપરૂપી મોટા પંકને પ્રક્ષાલન કરવામાં સમર્થ અને મોક્ષસુખને પ્રાપ્ત કરવાના કારણરૂપ આનાથી બીજું કોઈ પણ અનુષ્ઠાન પ્રગટ નથી. જ્યાં સુધી પ્રબળ વાયુના વિલાસરૂપી જિનેંદ્રની દીક્ષા પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી પાપરૂપી રેણુનો પ્રસાર થાય છે અને ત્યાં સુધી જ દુષ્કૃતરૂપી વલ્લરી(વેલડી)પણ વિસ્તાર પામે છે." આ પ્રમાણે તે શ્રેષ્ઠ મુનિએ કહ્યું ત્યારે બાળચંદ્રે પિતાને ઘણી રીતે સમજાવીને તેની આજ્ઞા લઇને તે મુનિચંદ્ર સાધુની પાસે દીક્ષા ગ્રહણ કરી. અને સૂત્રાર્થ વિગેરે ધર્મકાર્યમાં પ્રવર્ત્યો, તથા પૂર્વે કરેલા દોષથી વિપરીત ચેષ્ટાને વિષે વિશેષે કરીને પ્રવર્ત્યો. એ પ્રમાણે પાંચ પ્રકારની [1]અનુવર્તનામાં તત્પર થયેલા તે મહાત્માએ સંયમને વિષે તેવા કોઇ પણ પ્રકારનો ઉદ્યમ કર્યો, કે જે પ્રકારે તેણે શરીરનો પ્રયાસ ગણ્યો નહીં, કાળનો વિભાગ વિચાર્યો નહીં, રોગાદિકના પ્રતિકારની ભાવના કરી નહીં, અને શીત તથા તાપનો અતિરેક જાણ્યો નહીં. ઘણું શું કહેવું?–બાલ અને શિખનારા વિગેરે સાધુઓને નિરંતર ભક્તપાન આપવાવડે, જ્ઞાન ભણવામાં ઉદ્યમી થયેલાને અત્યંત ઉપષ્ટંભ (ટેકો–આશ્રય) કરવાવડે અને પોતાના

૧ ગ્લાનાદિકનો ઉપચાર કરવામાં

જીવથી પણ અધિક બીજા પ્રાણીઓના સમૂહની રક્ષામાં તત્પર થવાવડે તેણે પ્રમાદ રહિત-પણે સંયમક્રિયામાં તત્કાળ ઉદ્યમ કર્યો. વળી-સુકૃત કર્મવાળા અને દુઃખથી ભય પામેલા તેણે પ્રવ્રજ્યાના દિવસથી આરંભીને બે ત્રણ દિવસ સુધી જ કદાચ વિકૃતિ( વિગય )નો ઉપભોગ કર્યો હોય, આહારનું ગ્રહણ પણ તેણે પરિમિત ( અમુક-થોડા ) દિવસ જ કર્યું હશે. જેણે નિશ્ચય અંગીકાર કર્યો હોય, તેને અસાધ્ય શું છે ? અથવા [1]દુરધિગમ શું છે ? આ પ્રમાણે પ્રધાન( મુખ્ય ) વૈરાગ્યવાળા શુદ્ધ ધર્મની ક્રિયા કરવાવડે પૂર્વે કરેલા સમગ્ર દુષ્કૃતના સમૂહને હણીને દુષ્ટ કર્મના અંશને હણનારા તે મહાત્મા તે ધ્યાન ઉપર આરૂઢ થયો, કે જે ધ્યાનવડે દેવોના સમૂહે પૂજેલો તે સર્વાર્થસિદ્ધ વિમાનને વિષે દેવ-લક્ષ્મીને પામ્યો. ( દેવ થયો ) પછી આયુષ્યના ક્ષયવડે ત્યાંથી ચ્યવીને આ જંબૂદ્વીપના ભરતાર્ધને વિષે વઇદેશા નામની નગરીમાં કુબેરની જેવા વૈભવવાળા ભવદેવ નામના શ્રેષ્ઠીની **વિમલા** નામની ભાર્યાના ગર્ભને વિષે તે મહાભાગ્યવાન પુત્રપણે ઉત્પન્ન થયો. ઉચિત સમયે તેનો જન્મ થયો. તેનું વર્ધાપન થયું. પછી પિતાએ મોટી ઋદ્ધિથી તેનું **લક્ષ્મીધર** નામ સ્થાપન કર્યું. પછી પાંચ ધાત્રીમાતાવડે કરાતા સમગ્ર કાર્યવડે વૃદ્ધિ પામતા શરીરવાળો, અનુપમ રૂપ અને લાવણ્યવડે મનોહર લીલાના વિલાસવાળો, કાંઇક દર્શના વશથી વિજ્ઞાન અને જ્ઞાનના પરમાર્થને ગ્રહણ કરતો, મસ્તકના મણિની જેમ વિદ્વાનોને પણ મોટી શોભા ઉત્પન્ન કરતો, નિરંતર વિત્ત આપવાવડે સંતોષ પામેલા બંદીના સમૂહવડે સ્તુતિ કરાતો, મિત્ર, સ્વજન અને બંધુના વાંછિત અર્થ પૂર્ણ કરવામાં પ્રત્યક્ષ કલ્પવૃક્ષ સમાન, તથા તરુણ સૂર્ય જેવા સ્વચ્છ (તેજસ્વી) દેહની પ્રભાવડે અંધકારના સમૂહનો નાશ કરનાર તે મહાત્મા પરિપૂર્ણ તારુણ્ય લક્ષ્મીને પામ્યો. કેવળીના વચનથી પૂર્વભવનો સર્વ વૃત્તાંત જાણીને સંવેગ પામેલો તે ત્રણ પ્રકારનું અત્યંત દાન આપીને તે બુદ્ધિમાન પ્રવ્રજ્યા ગ્રહણ કરીને, જિનધર્મની સારી રીતે આરાધના કરીને, સર્વ કર્મનું નિર્મથન કરી મોક્ષપુરમાં પ્રાપ્ત થયો. આ પ્રમાણે દાન અને અદાનનું વિવિધ પ્રકારનું ફળ જાણીને ભવ્ય પ્રાણીઓએ તેવી રીતે કોઇપણ પ્રકારે વર્તવું જોઇએ, કે જે પ્રકારે શીઘ્રપણે સંસારનો ભંગ( નાશ ) થાય. દાન સુખનું નિધાન છે, દુર્ગતિરૂપી મોટી ગુફાનું પિધાન( ઢાંકણું ) છે, કલ્યાણને પ્રાપ્ત કરનાર છે, સમગ્ર સુખનું પ્રધાન કારણ છે. જન્માંતરમાં પણ જેઓએ દાન આપ્યું છે, જેઓએ સુકૃત ઉપાર્જન કર્યું છે, સુગતિરૂપી વિલાસિની( સ્ત્રી )એ આદર સહિત જેઓને જોયા છે, તથા બરફ અને હારના જેવી શ્વેત( ઉજ્વળ ) કીર્તિ જેઓએ પામવા લાયક છે, તેઓની જ મતિ દાનને માટે ઉછળે છે, બીજાની મતિ ઉત્સાહ પામતી નથી. અહીં ઘણું કહેવાથી શું ? જો તમને સ્વર્ગ અને મોક્ષનાં સુખ પ્રિય હોય, તો હંમેશાં દાનને વિષે જ પ્રતિબંધ ( આગ્રહ ) કરો. આ જગતમાં જે કાંઇ મન અને નેત્રનું દર્શન ( જોવાલાયક

[1] દુઃખે કરીને મળી શકે તેવું.

વસ્તુ ) છે, તે નિર્વૃતિને ( સુખને-મોક્ષને ) ઉત્પન્ન કરનાર છે, તે સર્વ વિકળતા રહિત ( પરિપૂર્ણ ) અને ઉદાર દાનનું ફળ સ્ફુટરીતે તું જાણ. ક્ષુધા અને તૃષાથી વ્યાકુળ થયેલાને જે શ્રેષ્ઠ ભોજન અને જળની પ્રાપ્તિ થાય છે, રોગથી વ્યાપ્ત થયેલાનું રક્ષણ કરનાર ઔષધાદિકનો જે લાભ થાય છે, માર્ગમાં ચાલવાવડે કરીને દુઃસ્થ થયેલા જેઓને તત્કાળ શય્યાની પ્રાપ્તિ થાય છે, તે સર્વ દાનરૂપી શ્રેષ્ઠ કલ્પવૃક્ષનો વિલાસ છે, એમ જાણ. સર્વ ઉપાયના કારણરૂપ ધનદાન કરવામાં પણ જેની શક્તિ નથી, તેઓ પોતાના જીવિતની અપેક્ષા રહિત થઇને તપ કેમ કરે છે ? ખેતી અને રાજસેવા વિગેરે ઘણા પ્રકારના દુઃખવડે ધન ઉપાર્જન કરીને તેને ભોગવ્યા વિના અને દાન કર્યા વિના અનંત જનો નાશ પામ્યા છે. આ પ્રમાણે દાન ધર્મના વિષયવાળું દષ્ટાંત સંક્ષેપથી કહીને હવે તપ ધર્મ સંબંધી દષ્ટાંત કહેવાય છે.

---

## તપધર્મ ઉપર ધનશર્મા સાર્થવાહની કથા.

રસ, રૂધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શોણિત ( આ સાત ધાતુ ) તથા અશુભ કર્મો જેનાવડે તપે છે, તેને અહીં યથાર્થ તપ કહ્યો છે. વળી તે તપ બાહ્ય અને આભ્યંતર ભેદવડે બે પ્રકારે અહીં ( શાસ્ત્રમાં ) કહ્યો છે. તેમાં બાહ્ય તપ અનશનાદિક ભેદવડે છ પ્રકારે કહ્યો છે. અનશન, ઊનોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા એ છ પ્રકારે બાહ્ય તપ છે. બહારના અંગને તપાવવાવડે કર્મની નિર્જરાનું કારણરૂપ આ તપ છે, અને અભ્યંતર તપ પ્રાયશ્ચિત્ત વિગેરે છ ભેદવાળો છે. પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય તથા સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ આ છ પ્રકારે આભ્યંતર તપ છે. આ બાર પ્રકારના તપને આચરીને વિશુદ્ધ શુભ ભાવવાળા ધીર પુરુષો અનંત પાપોની નિર્જરા કરે છે. જેમ સુકાવા વિગેરે વડે રોગોનો વિનાશ નિશ્ચયથી દીઠો છે, તેમ કર્મનો વિનાશ અનશનાદિકવડે જાણવો. જ્યાં [1]અપવર્તનાદિક થોડો પણ ઇંદ્રિયોનો વ્યાપાર થતો નથી, તેવું ઉગ્ર નિકાચિત કર્મ પણ તપવડે નાશ પામે જ છે. ઋષિહત્યા વિગેરે જે દારુણ રસવાળા પાપો કહેવાય છે, તે પણ જીવની અપેક્ષા રહિત કરેલા તપવડે કરીને ક્ષીણ થાય છે. ત્યાં સુધી દારિદ્ર હોય છે, ત્યાં સુધી રોગની ઉત્પત્તિ હોય છે, ત્યાં સુધી મોટું દૌર્ભાગ્ય હોય છે અને ત્યાં સુધી અનિષ્ટ અને અનિષ્ટિત[2] ચિત્તનો સંતાપ ઉત્પન્ન થાય છે કે જ્યાં સુધી હજુ પણ ભવ્ય મનુષ્ય તપ કરવામાં ઉદ્યમ નથી કરતો. અને તે તપ પણ કોઇ પણ પ્રકારે ( જેમ તેમ ) કર્યો હોય, તો છેવટે અશુભ ( અસુખ ) પ્રાપ્ત થાય છે. આ અર્થને વિષે ધનશર્મા સાર્થવાહનું દષ્ટાંત કહેવાય છે, કે જે ( સાર્થવાહ ) તપના પ્રસાદ( પ્રભાવ )વડે મોટા સન્માન અને યશને પામ્યો.

---

૧ પ્રવૃત્તિનો અભાવ, પાછું વાળવું.　　૨ પાર ન આવે તેવો.

સર્વ દ્વીપ અને સમુદ્રની મધ્યે રહેલા જંબૂદ્વીપના દક્ષિણાર્ધ ભરતક્ષેત્રની પૃથ્વીના વિસ્તારનું ભૂષણરૂપ તથા ભૂત, પિશાચ વિગેરે પીડા રહિત જયપુર નામનું નગર છે. તેમાં ગુણરૂપી રત્નોના સમુદ્રરૂપ, નીતિશાસ્ત્રના સ્થાનરૂપ અને સર્વ રાજાઓમાં પ્રધાન (મુખ્ય) **જયવરાહ** નામનો રાજા છે. તેને **શિવા** નામની ભાર્યા ( રાણી ) અને **ભવનવરાહ** નામે પુત્ર છે. તે સર્વે પોતપોતાના કાર્યમાં ઉદ્યમી થઇને દિવસો નિર્ગમન કરે છે. એક વખત તે રાજા પાછલી રાત્રિએ જાગ્યો અને વિચારવા લાગ્યો, કે-" અહો ! હવે અમારે શી રીતે રહેવું ? કે જે અમે નિરંતર પાપ કરવામાં ઉદ્યમવાળા, અપરિમિત આરંભ અને પરિગ્રહવાળા, અનેક પ્રાણીઓના સમૂહનો ઘાત કરવામાં તત્પર અને બીજાને સંતાપ કરનારા છીએ. તથા વળી કદાપિ ( કોઇક વખત ) હાથી, અશ્વ અને પદાતિની ચિંતાના સમૂહના સંતાપવડે, કદાપિ મોટા ભયંકર કામદેવના ધનુષ્યકાંડવડે ખંડિત થયેલા વિવેકના વિલાસવાળા ઇંદ્રિયોના પરવશપણાવડે, કદાપિ મોટા પિશાચ જેવા કષાયના અધિકપણાના વશથી ઉલ્લાસ પામતી મલિનતાવડે, તથા કદાપિ બીજા બીજા મંડલેશ્વર(રાજા)ની લક્ષ્મીના વિસ્તાર( સમૂહ )ને હરણ કરવાની ઇચ્છાના વિચારવડે ક્ષણે ક્ષણે પરાભવ પામતા અમે જરા પણ સુખે રહેવા પામતા નથી. પરલોકના હિતને માટે તૈયાર થયા છતાં પણ એક મુહૂર્ત્ત માત્ર પણ મનનો નિરોધ કરવાને શક્તિમાન થતા નથી, તથા રાગદ્વેષરૂપી મોટા પવનવડે તેવી રીતે કોઇ પણ પ્રકારે ફેંકાઇએ છીએ કે જે પ્રકારે, કોઇ પણ રીતે પોતાના સ્થાનને પામતા નથી. આ પ્રમાણે વળી સંસારમાં ઉત્પન્ન થતા અત્યંત ભયંકર અને તીક્ષ્ણ દુઃખો શાસ્ત્રને વિષે સંભળાય છે, અને અમે તો સંસારને અત્યંત વધારનારા પાપને વિષે આસક્ત ચિત્તવાળા થયા છીએ. કટુક વિપાકવાળા અને અનિષ્ટના કારણરૂપ તથાપ્રકારના પાપસ્થાનકના દુર્વિલાસને જાણતા છતાં પણ તેનો ત્યાગ કરીને ધર્મના ગુણને વિષે અમે રમતા નથી. અરે રે ! મોટા દુઃખને કરનારો મોહ વિષમ છે. સમગ્ર જગતને હું ભંગુર જાણું છું, આ જગતમાં સમગ્ર સુખને પણ તુચ્છ માનું છું, ઇંદ્રિયોના સમૂહને પણ પોતાના કાર્યમાં સજ્જ થયેલા જોઉં છું, તો પણ મારી મતિ પાપથી વિરામ પામતી નથી. નિરંતર ધર્માર્થને સાધન કરનારી મારી મતિ નાની છે, અને ગૃહાદિક પાપ પ્રયોજનની મતિ મોટી છે. આ પ્રમાણે હોવાથી દુઃખરૂપી જળથી ભરેલા આ સંસારસમુદ્રને મારે શી રીતે ઓળંગવો ? " આ પ્રમાણે તત્ત્વના અવલોકન( જોવા )માં રાજાના સત્‌જ્ઞાનરૂપી નેત્ર સ્થાપન થયા ત્યારે પ્રભાતકાળના વાજિંત્ર વાગવા લાગ્યા, તથા [1]અહમહમિકયાએ કરીને બોલતા બંદી અને વિંદારચના સમૂહનો શબ્દસંમર્દ ઉછળવા લાગ્યો. ત્યારે રાજા પ્રભાતનું કાર્ય કરીને સભામંડપમાં બેઠો. ત્યાં રાજકાર્યનું ચિંતવન કરીને સભામંડપમાં લોકનો પ્રચાર વિરલ ( અલ્પ )

---

૧ હું પહેલો, હું પહેલો એમ.

થયો ત્યારે રાજાએ **વામદેવ** નામના મંત્રીને પૂછયું કે-" શું આ નગરને વિષે મનોહર જ્ઞાનના અવલોકનવાળા કોઇ સારા તપસ્વી છે કે નહીં ? " મંત્રીએ કહ્યું કે-" હે દેવ ! ભવસમુદ્રમાં પડતા પ્રાણીઓને હસ્તાવલંબન આપનારા તથા શ્રુતરૂપી મકરંદ( મધ )ના અભિલાષી શિષ્યોરૂપી ભમરાના સમૂહને કદંબ વૃક્ષ સમાન ભગવાન **જંબુનાગ** નામના સૂરિ હમણાં જ આવ્યા છે. " તે સાંભળીને હર્ષના સમૂહથી ભરપૂર હૃદયવાળો રાજા મંત્રીને પારિતોષિક આપીને ભ્રકુટિ નાંખવા માત્રમાં જ તૈયાર કરેલા હાથી ઉપર ચડીને કેટલાક પ્રધાન લોક સહિત તે સૂરિને વંદન કરવા ગયો. બહારથી જ રાજચિહ્નનો ત્યાગ કરીને વ્યાખ્યાનભૂમિના પ્રદેશમાં પેઠો. મોટા વિનયવડે ગુરુના ચરણમાં પડ્યો. ગુરુએ તેને આશીર્વાદ આપ્યો. પછી તે ઉચિત આસને બેઠો. ગુરુએ પણ ધર્મકથા પ્રારંભી. આ અવસરે કોઢથી નાશ પામેલા ( વ્યાપ્ત ) શરીરવાળો, અનેક છિદ્રોના મુખમાંથી નીકળતા પરૂથી મિશ્ર કૃમિના સમૂહથી કાયાની કિલામનાને પામેલો, પ્રબળ વાયુના ક્ષોભથી કટિતટને મરડતો, તિમિરાદિક રોગવડે હણાયેલા નેત્રના વ્યાપારવાળો તથા વારંવાર પોતાના આત્માને દુર્વચનોવડે આક્રોશ કરતો કોઇ એક પુરુષ લોકો પાસેથી અતિશય જ્ઞાનવાળા ગુરુનું આગમન સાંભળીને પોતાના દુષ્કર્મને પૂછવાનું મન થવાથી (પૂછવા માટે) સભામાં પેઠો. મુનિપતિના ચરણમાં પડ્યો. તે વખતે " અહો ! રોગની ખાણરૂપ આ પુરુષ ભગવાનને શું પૂછશે ? " એમ જાણીને કૌતુકવડે તેમાં જ આપેલી એક દૃષ્ટિવાળા લોકો ઉપયોગવાળા થયા. અને તે પુરુષ શોકના વશથી નીકળતા અશ્રુજળવડે વ્યાપ્ત લોચનવાળો થઇને ગુરુને પૂછવા લાગ્યો કે-" હે ભગવાન ! ચિરકાળથી વિશિષ્ટ જ્ઞાનીના માર્ગનું અવલોકન કરતા મેં આટલા ચિરકાળ સુધી કોઇ પણ ઠેકાણે તેવા કોઇને જોયા કે સાંભળ્યા નથી. અને હમણાં મારા કોઇ શુભ ઉદયવડે તમે અહીં પ્રાપ્ત થયા છો, તેથી મારા ઉપર કરુણા કરીને કહો, કે-પૂર્વકાળે મેં શું દુષ્કર્મ કર્યું છે ? કે જેથી જન્મથી આરંભીને જ મને દુઃખનો સમૂહ પ્રાપ્ત થયો ? " ત્યારે અવધિજ્ઞાનવડે તેના પૂર્વભવને જાણીને ભગવાને કહ્યું કે-" હે ભદ્ર ! તું સાંભળ. મરહટ્ટ દેશમાં **કોશંબ** નામનું ગામ છે. ત્યાં **શંખ** નામનો વણિક્ હતો. તે મોર, લાવંડ, કારંડ, બક, કાકડા, કપોત, કપિંજલ, શુક અને સારિકા વિગેરે પક્ષીના સમૂહના ઇંડાં કર્મકર માણસો પાસે મંગાવીને કેટલાંક ( ઇંડાં ) કાચાં, કેટલાંક પાકાં અને કેટલાંક ભડથાંરૂપ કરીને વેચતો હતો, તથા બીજા હરણ, વરાહ, રૂરૂ, [1]ગોરહર, ગો અને ગવયના માંસ સારીરીતે સંસ્કારવાળા કરીને તેના અર્થી લોકોને આપતો હતો. આવા પ્રકારના અત્યંત અધમ કર્મવડે વૃત્તિ ( આજીવિકા )ને કરતો તે કાળનું નિગમન કરતો હતો. તેથી તેણે પાપનો મોટો સમૂહ ઉપાર્જન કર્યો. તે પાપના ભારવાળો થવાથી તે ભવમાં પણ મોટા રોગના સમૂહવડે

૧ નાનો વાછડો.

શરીરને વિષે બાધા પામેલો તે વિરસ રૂદન કરતો મરી ગયો. પછી અનેક પંચેંદ્રિયોના વિનાશ કરવાથી ઉત્પન્ન થયેલ મોટા પાપવડે ઉપાર્જન કરેલા ક્લિષ્ટ કર્મના ઉદયવડે તે સાતમી નરકપૃથ્વીમાં અપ્રતિષ્ઠિત નામના મોટા નરકાવાસમાં પાંચસો ધનુષ્ય ઊંચા શરીરવાળો તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળો નારકી થયો.

તથા વળી ત્રણ ભુવનના તામસ ( કાળા ) અશુભ પુદ્ગલોવડે જાણે તેના અંગોપાંગ ઉત્પન્ન થયા હોય, વચનના વિષયમાં ન આવે તેવા અતિ મોટા તીક્ષ્ણ દુઃખના સમૂહની જાણે ખાણ હોય, દુષ્કર્મ પ્રકૃતિરૂપી નરના પેટકનો જાણે અતિ રૂદ્ર ( ભયંકર ) રંગપ્રદેશ ( નાટકનો પ્રદેશ ) હોય તેવો, ભયંકરને પણ ભય ઉત્પન્ન કરનાર, અને સાંભળવાથી પણ ઉદ્વેગને ઉત્પન્ન કરનાર, આવા પ્રકારનો તે પાપી નિરંતર મોટા દાહથી તાપ પામીને હા ! હા ! હા ! હા ! એમ આક્રંદના શબ્દના રવવડે પાતાળને ભરી દેતો, આયુષ્યના પર્યંત સુધી દુઃસહ મોટી વેદનાથી હણાયેલો ત્યાં રહીને પછી ત્યાંથી કોઇ પણ પ્રકારે નીકળીને તિર્યંચપણાને પામ્યો. ત્યાં પણ પોતાના આયુષ્યના અંત સુધી વિવિધ પ્રકારની આપત્તિના સમૂહને ભોગવીને ફરીથી નરકમાં, પાછો ફરીથી તિર્યંચમાં અરઘટ્ટ( રેંટ )ની ઘડીના ન્યાયવડે અસંખ્ય કાળ સુધી દુઃખોને અનુભવીને પૂર્વે કરેલા દુષ્કૃતના અવશેષવડે હાલમાં તે પૂર્વ કાળના શંખ વણિકનો જીવ આ તું શેર કુળમાં અનેક રોગની ખાણરૂપ થયો છે; તેથી હે મહાનુભાવ ! કેમ કંઠ છૂટો મૂકીને રુદન કરે છે ? અને વિલાપ કરે છે ? હે ભદ્ર ! રુદનવડે કે વિલાપવડે પૂર્વે કરેલા ભયંકર પાપકર્મનો થોડો પણ આધારવાળો વિરહ થતો નથી, પરંતુ અત્યંત કઠોર છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે અતિ મોટા તપ કરવાવડે વિરહ થાય છે, તેથી જો તું દુઃખના ક્ષયને ઇચ્છતો હોય, તો તે તપને વિષે ઉદ્યમ કર." આ પ્રમાણે મુનિપતિએ કહ્યું ત્યારે જાતિસ્મરણ ઉત્પન્ન થવાથી પ્રત્યક્ષ અનુભવેલા પૂર્વ કાળના સર્વ અર્થ( વૃત્તાંત )ની વિભાવનાવડે ઉત્પન્ન થયેલા મોટા ભયથી આતુર મનવાળો તે પુરુષ ગુરુના પગમાં પડીને કહેવા લાગ્યો કે-" હે ભગવાન ! જેમ તમે કહ્યું, તેમ જ પાપકર્મવાળા, પોતાના જ વેરી અને આવવાના દુઃખના સમૂહને નહીં વિચારતા મેં જીવહિંસાદિક કારણોવડે ઘણું દુઃખ ઉપાર્જન કર્યું છે. હવે તેનું મથન ( નાશ ) કરવા માટે શો ઉપાય કરું ? જો તમારી આજ્ઞા હોય, તો ગિરિના શિખર ઉપરથી પડવા વિગેરેવડે આવા પ્રકારના મોટા પાપને કરનારા આ મારા આત્માને હું હણું, અથવા બીજા કોઇ પ્રકારે કરીને આત્માનો ત્યાગ કરું. સર્વથા મારે આ આત્માનું પ્રયોજન નથી." ત્યારે મુનિપતિએ કહ્યું કે-" હે મહાનુભાવ ! આ નિઃસાર ( નિષ્ફળ ) એવા ગિરિશિખર ઉપરથી પડીને મરવા વિગેરેવડે શું ? પરંતુ વિચિત્ર પ્રકારના તપવિશેષરૂપી અગ્નિવડે કંચનની જેમ આત્માને કર્મરૂપી કલંકને દૂર કરવાવડે વિશુદ્ધ કર." આ પ્રમાણે સાંભળીને તે રોગીએ કહ્યું કે-" તમે જે આજ્ઞા આપો, તે જ હું કરું." એમ કહીને તેણે પક્ષ પક્ષના નિરંતર તપ કર્મવડે મરણ પર્યંત અભિગ્રહ કરવાપૂર્વક

શરીરનું શોષણ અંગીકાર કર્યું. ત્યાર પછી જયવરાહ રાજા ચિત્તના વ્યાક્ષેપ રહિત તે સમય વિચારીને સંસારનો મોટો ભય થવાથી સૂરિના ચરણકમળને નમીને વિજ્ઞપ્તિ કરવા લાગ્યો, છે-"હે ભગવાન ! જો એમ છે, તો જીવવધાદિક પાપસ્થાનમાં આસક્ત થયેલા અને નિરંતર પ્રમાદી ચિત્તવાળા અમારી જેવાનો આ ભવસમુદ્રનો ઉતાર શી રીતે થશે ?" ત્યારે સૂરિએ કહ્યું કે-" હે પૃથ્વીનાથ ! આ સંસારસમુદ્ર ઉતરવામાં અહીં સમ્યકત્વ જ પહેલું ઉત્તમ કારણ કહ્યું છે.—

વળી તે (સમ્યકત્વ) જીવાદિક તત્ત્વાર્થની શ્રદ્ધારૂપ, કદાગ્રહના સમૂહથી રહિત અને શંકાદિક દોષથી વિશુદ્ધ કહ્યું છે. અને તેમાં શાસ્ત્રના અર્થના શ્રવણમાં [1]પ્રતિબંધવડે વ્યાપ્ત બુદ્ધિ થાય છે, ધર્મનો અનુરાગ પણ ભાર્યાથકી પણ વધારે થાય છે. તથા જિનેશ્વરના ચરણકમળની પૂજાવડે તે પ્રતિબંધ દૃઢ થાય છે. અને ગુરુની વૈયાવચ્ચને વિષે શક્તિ પ્રમાણે પ્રવૃત્તિ કરવી. તેમાં જિનેશ્વરની પૂજા ધૂપ ૧, અક્ષત ૨, વાસ ૩, દીપ ૪, પુષ્પ ૫, ફળ ૬, ભક્ષ્ય( નવેદ્ય ) ૭ અને વારિપાત્ર ૮ (કળશ) વડે વર્ણન કરી છે. એક એક( વસ્તુ )વડે પણ જિનનાથની કરેલી પૂજા કયા વાંછિતને અવશ્ય નથી આપતી ? તો પછી તે આઠેવડે કરેલી પૂજાનું શું કહેવું ? સંસારસમુદ્રમાં પડતા પ્રાણીઓનું રક્ષણ કરનાર આ (પૂજા) જ છે, તથા મનવાંછિત આપવામાં મોટા ચિંતામણિરૂપ પણ આ જ છે. આદરથી કરેલા આટલા માત્રથી જ ધીર પુરુષો સંસારમાં ઉત્પન્ન થયેલા દુ:ખોને જલાંજલિ આપે છે. તેમાં શું આશ્ચર્ય છે ? ઓષધ, ભક્ત, પાન અને વિશ્રામણાદિક કાર્યવડે ગુરુની પણ જે મોટી પ્રતિપત્તિ( ભક્તિ ) કરવી, તે પણ સમકિતનું લિંગ (ચિન્હ) છે. આવા પ્રકારના લિંગવાળું આ સમકિત જેના હૃદયપીઠને વિષે સારી રીતે સ્થાપન કરેલું રહેલ છે, તેને સંસારનો ભય દૂર નાશી જાય છે અને તેને સંસારસમુદ્ર ગાયના પગલા જેટલો જ થાય છે, પરંતુ પરમાર્થથી ભય પામેલા અન્ય તીર્થિકો પણ પતંગની જેમ જરા પણ તેમના મનનો ક્ષોભ કરતા નથી. આ સમકિત પ્રાપ્ત થયે સતે જો કોઈ પણ પ્રકારે મોટા શુભ કર્મના ઉદયવડે નિરવદ્ય વિરતિની મતિ ઉત્પન્ન થાય, તો શું સિદ્ધ ન થાય ? તે વિરતિ પાંચ અણુવ્રતરૂપ, ત્રણ ગુણવ્રત પ્રધાનવાળી અને ચાર શિક્ષાવ્રતના સારવાળી ( બાર પ્રકારની ) સાંસારિક દુ:ખને મથન કરનારી છે. કેટલાક જીવોને યથોક્ત સમકિતરૂપી રત્નનો લાભ થયા છતાં પણ મોટા પુણ્યના સમૂહના રહિતપણાથી આ વિરતિનો સંભવ થતો નથી, પરંતુ ધન્ય જીવોને જ આ વિરતિ ગુરુ આપે છે, અને ધન્ય જીવો જ આના પારને પામે છે. પણ ગુરૂકર્મી જીવો પાર પામતા નથી. કોઈ પણ પ્રકારે જેઓ અતિચારરૂપી પંક રહિત આ વિરતિના પારને પામ્યા છે, તે કૃતપુણ્ય જીવો દુ:ખના પારને અત્યંત પામ્યા છે, તેથી હે રાજા ! પહેલાં જે તેં કહ્યું હતું કે-નિરંતર

૧ આસકિત.

પાપમાં આસકત અમારી જેવાનો આ ભવસમુદ્રથી મોક્ષ કેવી રીતે થાય ? તેમાં જિનેશ્વરોએ સંસારથી મૂકાવવામાં સમર્થ હેતુરૂપ સમકિત મૂળવાળો અને વિરતિપ્રધાન આ મોટો ધર્મ કહ્યો છે. જેમ લાકડાનો મોટો [1]કૂટ પણ અગ્નિના એક કણિયાવડે પણ બળી જાય છે, તેમ આ વિરતિવડે મોટો પણ પાપનો સમૂહ અવશ્ય વિનાશ પામે છે. હે રાજા ! જો તું પાપરૂપી પંકનો નાશ કરનાર જિનેશ્વરના શાસનને વહન કરે છે ( માને છે), તો કહેલા સ્વરૂપવાળા તે શાસનને તું આદરથી ગ્રહણ કર." આ પ્રમાણે કહેવાથી મોટા હર્ષના સમૂહવડે ઉછળતા રોમાંચવાળો તે રાજા જેમ નદીના પાણીના પૂરવડે હરણ કરાતો ( તણાતો ) માણસ કાંઠે રહેલા વૃક્ષના આલંબનને પામે, જેમ મોટા દૌર્ગત્યથી ચંપાયેલો માણસ કલ્પવૃક્ષને પામે, તથા જેમ વેરીના સમૂહવડે રૂંધાયેલો માણસ મોટા નાયકને પામે, તેમ દેશવિરતિ ધર્મને પામ્યો. ત્યારપછી કેટલાક દિવસ સુધી અતિચારના ભેદના વિષયવાળા બારે વ્રતોના [2]યથોક્ત સૂક્ષ્મ વિચારના સારને જાણીને તે રાજા તેનું પાલન કરવામાં ઉદ્યમી થયો. સૂરિએ પણ અન્યત્ર વિહાર કર્યો. હવે પૂર્વે કહેલ કોઢના રોગથી નાશ પામેલા શરીરવાળો તે પુરુષ નિરંતર પક્ષક્ષમણ તપવડે પૂર્વે કરેલા દુષ્કર્મના સમૂહને ક્ષીણ કરવાથી જાત્ય સુવર્ણના જેવી સ્વચ્છ શરીરની કાંતિવડે શોભતો, સર્વ રોગના સમૂહવડે મૂકાયેલો, અતિ કઠોર તપવિશેષવડે રંજિત થયેલા દેવ દાનવો જેનું પ્રતિહાર-પણું કરતા હતા તેવો, તથા ગુરુની જેમ અને દેવની જેમ લોકોવડે સેવા કરાતો હતો, તેને એક વખત રાજપાટીમાં નીકળેલા રાજાએ જોયો. ત્યારે તરુણ સૂર્યની જેવા ઉદાર શરીરના દર્શનથી વિસ્મય પામેલા રાજાએ પાસે રહેલા માણસને પૂછયું કે-" હે ! હે ! કોણ આ મહાનુભાવ તપસ્વીરૂપે નહીં છતાં પણ તપસ્વીની જેમ ગૌરવથી લોકોવડે પૂજાય છે ? " ત્યારે તે પરિજને ( નોકરે ) કહ્યું કે-" હે દેવ ! શું તમે આને નથી જાણતા ? " રાજાએ કહ્યું-" હું નથી જાણતો. " પરિજને કહ્યું-" તે આ કોઢ વિગેરે વિવિધ રોગથી આતુર શરીરવાળો પુરુષ છે, કે જે મુનિની પાસે તમે ધર્મ સાંભળતા હતા ત્યારે આવીને દુઃખ સહિત રુદનનો પોકાર કરીને, મુનિ પાસેથી પૂર્વજન્મનો વૃત્તાંત સાંભળીને, પક્ષક્ષમણને છેડે ભોજનનો નિશ્ચય કરીને, જિનધર્મને અંગીકાર કરીને જેમ આવ્યો હતો તેમ પાછો ગયો હતો. પછી પક્ષક્ષમણ તપના માહાત્મ્યવડે તેના સર્વ રોગનો સમૂહ નાશ પામ્યો, તેથી કરીને જ નિરંતર દેવ, દાનવ અને મનુષ્યના સમૂહવડે નમસ્કાર કરાતો આ પ્રમાણે વર્તે છે. " આ સાંભળીને વિસ્મય પામેલો રાજા વિચારવા લાગ્યો કે-" અહો ! તપકર્મનું માહાત્મ્ય અચિંત્ય છે, કે જેથી આવા પ્રકારના અત્યંત અસંભવિત ભાવો ( પદાર્થો ) દેખાય છે. વળી આ સત્ય કહેવાય છે કે—

જે દૂર હોય છે, જે દુઃસાધ્ય હોય છે અને જે અત્યંત દુર્લભ હોય છે, તે સર્વે

---

૧ ઢગલો. ૨ શાસ્ત્રમાં કહેલા.

તપવડે સાધ્ય થાય છે. કેમકે તપ [1]દુરતિક્રમ છે. તે તપવડે જ પૂર્વે કરેલા દુષ્કૃતનો નાશ થાય છે. અહો ! જિનેશ્વરોએ તે તપ વ્યાધિને મથન કરનારું મોટું ઔષધ જોયું છે." આ પ્રમાણે વિચારતો રાજા કૌતુકથી તે પુરુષની સમીપે ગયો. તે રાજાની સન્મુખ ઊભો થયો, અને પ્રમોદના વશથી વિકસ્વર લોચનવાળા તેણે તેના કુશળ સમાચાર પૂછ્યા. ત્યારે હસ્તનું સંપુટ ( બે હાથ ) જોડીને રાજાએ આદરથી તેને કહ્યું કે-" હે મહાભાગ્યવાન ! તારા કુશળ વૃત્તાંતની પૃચ્છા કરવી યોગ્ય છે, કે જે તું તેવા પ્રકારના મોટા વ્યાધિવડે વ્યાપ્ત શરીરવાળો હોવા છતાં પણ આવા પ્રકારની કામદેવની જેવી દેહશોભાને પામ્યો છે." તે સાંભળીને ગુરુનું સ્મરણ થવાથી આનંદવડે ઝરતા અશ્રુના પૂરવડે પૂર્ણ થયેલાં નેત્રવાળા તેણે તેને કહ્યું કે-" ભાગ્યહીન છતાં પણ, પાપપ્રકૃતિના પ્રકર્ષવડે દુષ્ટ કુષ્ઠાદિક વ્યાધિવડે વ્યાપ્ત છતાં પણ, દારિદ્રવાળો છતાં પણ, વિજ્ઞાન અને જ્ઞાન રહિત છતાં પણ, વિશિષ્ટ ( સારા ) લોકથી બાહ્ય છતાં પણ અને મોટી નિંદવાલાયક દશાને પામ્યા છતાં પણ જે ગુરુના મુખકમળમાંથી નીકળેલા રમણીય સારા ઉપદેશના વશથી સર્વ વ્યાધિ રહિત થઈને આવા શરીરવાળો, મનુષ્ય અને દેવને પૂજવા લાયક હું વર્તું છું, તે મુનિરાજ ગુરુને હું હંમેશાં નમું છું." રાજાએ કહ્યું-" આ એમ જ છે. તું ધન્ય છે, કે જે તારો ગુરુને વિષે આવા પ્રકારનો પક્ષપાત છે. તેથી શીઘ્રપણે તારા હસ્તતળના વિષયવાળી મોક્ષલક્ષ્મી છે." ત્યારે તેણે કહ્યુ કે-" હે મોટા રાજા ! તે એમ જ છે. ગુરુના ચરણરૂપી કલ્પવૃક્ષને શું અસાધ્ય છે ?" પછી પરસ્પર વાતો કરવાવડે એક ક્ષણ નિર્ગમન કરીને રાજા પોતાને ઘેર ગયો. અને ત્યાં તપના અચિંત્ય માહાત્મ્યને વારંવાર વિચાર કરતો તે અંગીકાર કરેલા અણુવ્રત, ગુણવ્રત અને શિક્ષાવ્રતને વિષે વિશેષે કરીને અતિચારના પરિહારમાં તત્પર થયો. પ્રત્યય ( વિશ્વાસ ) ઉત્પન્ન થવાથી વચ્ચે વચ્ચે શક્તિ પ્રમાણે તપકર્મને વિષે વર્તવા લાગ્યો. એક વખત ચાતુર્માસિક પર્વને દિવસે આહાર, શરીરસત્કાર અને પાંચ વિષયોના ત્યાગવાળા સર્વ વ્યાપારના ત્યાગરૂપ પોષધને અંગીકાર કરી રાત્રિએ રાજા ભવન( મહેલ )ના એક ભૂમિભાગમાં જઈને ધર્મધ્યાનમાં સ્થાપન કરેલા નિશ્ચળ મનવાળો જેટલામાં રહે છે, તેટલામાં અત્યંત ભયંકર મેશ અને મેઘના સમૂહ જેવા શ્યામ શરીરવાળો, અત્યંત ફરકતા ફણાના મણિની કાંતિવડે ભયંકર સર્પવડે બાંધેલી મસ્તકની કેશજટાવાળો, મારવાડના કૂવા જેવા ( ઊંડા ) નેત્રવાળો, લાંબી કાષ્ઠની લાકડીને છેડે રાખેલા સુકા અને નાના તુંબડાની જેવા અતિ લાંબી ગ્રીવાના અગ્ર ભાગમાં લાગેલા માંસ અને રુધિર રહિત મસ્તકમંડળને ધારણ કરતો, મડદાના વક્ષઃસ્થળમાં રૂંધાયેલા પશુના આંતરામાં રહેલ ભયંકર નાસિકામાંથી મૂકેલા ફુત્કારના વાયુના નીકળવાવડે જાણે કોપરૂપી અગ્નિને ઉછાળતો હોય તેવો, અત્યંત ગંભીર નાભિના વિવર( છિદ્ર )માં શબ્દ સહિત પ્રવેશ કરતા ઘુવડના આડંબરવડે દુઃખે કરીને જોઈ શકાય તેવો, તે જ વખતે

૧ ઉલ્લંઘન ન કરાય તેવું.

કાપેલા શાર્દૂલના ચર્મરૂપી વસ્ત્રવડે ઢાંકેલા શુષ્ક કટિતટવાળો, તાલવૃક્ષને અનુકરણ કરનાર ( જેવા ) મોટા અને માંસ રુધિર રહિત બે જંઘાવાળો, નિષાદના સરખા ચરણતલવાળો, સો કાકીડાવડે બનાવેલી વનમાળાના આભારણવાળો, નોળીયાવડે કરેલ કર્ણપૂરવાળો, ( કાનના આભૂષણવાળો ), દરેક ક્ષણે કહ કહ એમ કહીને હાસ્ય કરતો, દરેક ક્ષણે કરતાલને વગાડવાપૂર્વક નૃત્ય કરતો, એક હાથમાં યમરાજની ભ્રકુટિના જેવી કુટિલ કર્ત્રિકા-( છરી-કાતર )ને ધારણ કરતો અને બીજા હાથમાં મડદાને ધારણ કરતો, તથા પૂર્વ ભવના વેરને વહન કરતો એક વેતાલ તે પ્રદેશમાં આવ્યો, અને કહેવા લાગ્યો કે— "રે ! રે ! જો તું ચિર કાળ સુધી જીવવા ઇચ્છતો હોય, તો પ્રારંભેલા આ તપવિશેષનો જલદી ત્યાગ કર અને મારા ચરણમાં પ્રણામ કર, નહીં તો જેમ આ દુષ્ટને હણીને મેં મારા હસ્તરૂપી કોટર( ગુફા )માં રાખ્યો છે તેમ હે ભદ્ર ! મારા વચનને નહીં કર તો તને પણ રાખવો પડશે." આ પ્રમાણે વારંવાર કહ્યા છતાં પણ જેટલામાં તે રાજા સદ્ધર્મના ધ્યાનથી ચલાયમાન નથી થતો, તેટલામાં તે વેતાલ અત્યંત કોપ પામ્યો. પછી મોટી ફણાવડે ઉગ્ર સર્પ, મોટા સિંહ અને મદોન્મત્ત હાથીવડે તથા જળ અને અગ્નિવડે તેની કદર્થના કરી, તો પણ અચળ મનવાળા તેને જાણીને તે રાજાને હસ્તસંપુટવડે ઉપાડીને વિરૂપ, હરિ, હરણ, શરભ, કરિ અને કોલવડે ભયંકર સમુદ્રના કાંઠા ઉપર નાંખ્યો. અને કહ્યું કે-"અરે ! તું જો અહીં પ્રાપ્ત થયા છતાં પણ મારું વચન નહીં કરે તો, હું તને અવશ્ય યમરાજને ઘેર મોકલીશ." આ પ્રમાણે મોટા સંરંભવડે વારંવાર બોલતો, મોટા કોપના વેગથી દાંતવડે ઓષ્ઠપુટને ડશતો ( કરડતો ) અને લાંબી કરેલ એક વામપ્રમાણ હાથીના અંકુશના આકારવાળી દાઢાવડે દુષ્પ્રેક્ષ્ય મુખરૂપી કંદરાવાળો તે થયો, અને ધર્મ-ક્રિયાથી જરા પણ ચલાયમાન નહીં થયેલા તે રાજાને જોઇને તેને મારી નાંખવા માટે જેટલામાં તે તીક્ષ્ણ કર્ત્રિકારૂપી શસ્ત્રને ઊંચું કરીને દોડ્યો, તેટલામાં તે રાજાના સત્ત્વથી તુષ્ટમાન થયેલા તે પ્રદેશના ક્ષેત્રપાળે તેને બાહુરૂપી પરિઘ( ભોગળ )માં પકડ્યો, અને કહ્યું કે-"રે ! રે ! અધમ વ્યંતર ! અધમ ચેષ્ટાવાળા ! મર્યાદા રહિત ! સાર રહિત ! અને હે નિર્ભાગ્ય ! આવા પ્રકારના પુરુષરત્નને મારી પૃથ્વીના પ્રદેશને વિષે તું અવશ્ય રહીશ નહીં, તેથી મારા નેત્રના માર્ગથી ચાલ્યો જા." આ પ્રમાણે આક્ષેપપૂર્વક તેણે તિરસ્કાર કરેલો તે વેતાલ નાસી ગયો. આ અવસરે રાત્રિ પ્રભાતરૂપ થઇ ત્યારે રાજાએ કાયોત્સર્ગ પાર્યો, અને પૌષધનો વિધિ સમાપ્ત કર્યો. પછી વૃક્ષની નીચે બેઠેલા ક્ષેત્રપાળે કહ્યું કે-"હે મોટા રાજા ! અસમાન સત્ત્વરૂપી ધનવાળા તારી જેવાને પણ આવા પ્રકારની આપદાઓ આવી પડે છે તે મોટું આશ્ચર્ય છે. તથા વળી—

ભલે ગ્રહો પીડા કરે, આપત્તિઓ આવી પડે અને વ્યાધિઓ ઉત્પન્ન થાય, તે બાબતમાં પાપમાં આસક્ત થયેલા પ્રાણીઓને કાંઇ પણ વિસ્મય નથી, પરંતુ સદ્ધર્મના નિધાનરૂપ તથા સત્ય, શૌચ અને સુશીલતા વિગેરેવડે યુક્ત તારી જેવાને પણ જો આવી

આપત્તિ આવે, તો તું કહે કે–" હું ક્યાં જાઉં ? " ત્યારે કાંઇક હસીને રાજાએ કહ્યું કે–" હે શ્રેષ્ઠ સુર ! પૂર્વ જન્મમાં કરેલા પાપનો પોતે અનુભવ કર્યા વિના મોક્ષ કેમ થાય ? તેથી આ મહાનુભાવ( વેતાલ )નો શો દોષ છે ? કેમકે મારા કર્મવડે સેવકની જેમ હું હિત કાર્યને વિષે જોડાયેલો છું " તે વખતે પ્રશમના સારવાળું તેનું વચન સાંભળવાથી વૃદ્ધિ પામતા ચિત્તના સંતોષવાળા ક્ષેત્રપાળે કહ્યું કે–" હે શ્રેષ્ઠ નર ! આ અરણ્ય ધન્ય છે કે જ્યાં ચિર કાળના કરેલા સુકૃતના મોટા સમૂહના યશથી પામી શકાય તેવો અને મૂર્ત્તિમાન જાણે ધર્મ હોય તેવો તું કોઇ પણ દિવ્ય યોગે કરીને પ્રાપ્ત થયો છે. " ત્યારે રાજાએ કહ્યું કે–" હે શ્રેષ્ઠ દેવ ! તે વેતાલને તેં કેમ નિવારણ કર્યો ? મને પીડા કરીને આ ભવમાં પણ ચિર કાળના દુષ્કૃતનો અંત ભલે કરે. કેમકે પૂર્વે કરેલું કટુક વિપાકવાળું દુષ્કૃત પછી પણ સહન કરવાનું છે, તો હમણાં પણ તે સહન કરવાથી ત્યાર પછી નિરંતર સુખ થાય. " ત્યારે ક્ષેત્રપાળે કહ્યું કે–" હે શ્રેષ્ઠ પુરુષ ! શું રાજ્યને પામેલા તેં કોઇ દેવ કે દાનવની પ્રમાદથી કે હાંસીથી વિરાધના કરી હતી ? કે જેથી આ પ્રમાણે અત્યંત કોપ પામેલા તેણે વિચાર કર્યા વિના આ અરણ્યમાં નાંખ્યો ? " ત્યારે રાજાએ કહ્યું કે–" હે શ્રેષ્ઠ દેવ ! આ ભવને વિષે થોડી પણ દેવાદિકની કરેલી વિરાધના મને યાદ આવતી નથી, અને પરભવ સંબંધી તે વિરાધના હોય તો તે તું જાણે જ છે. " આ પ્રમાણે સાંભળી તે ક્ષેત્રપાળ રાજાને વિષે મોટો પક્ષપાત થવાથી અવધિજ્ઞાનના ઉપયોગવડે ચિર કાળના વૈરની પરંપરાના અનુબંધને જાણીને કહેવા લાગ્યો કે–" હે મોટા રાજા ! કોઇ પણ વખત કારણ વિના કાર્ય ઉત્પન્ન થતું નથી, તેથી આની સાથે જે વેરનું કારણ છે તે તું સાંભળ. "—

આ જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે **શતદ્વાર** નામના નગરમાં **કપિલ** નામે બ્રાહ્મણ હતો. તેને **શ્રીમતી** નામની ભાર્યા હતી. સમગ્ર શાસ્ત્રનો પારગામી હોવાથી શ્રુતના ગર્વને ધારણ કરતા તે કપિલે એક વખત પટહ વગડાવવાપૂર્વક આવી આઘોષણા કરાવી, કે–" જો કોઇ છએ દર્શનને વિષે વિદ્વાનના વાદને વહન કરતો હોય, તો તે મારી સાથે ન્યાયમાર્ગમાં અવગાહન કરો. " આ પ્રમાણે તેના વચનના વિન્યાસથી પરાભવ પામેલ કોઇપણ કાંઇપણ જેટલામાં બોલ્યો નહીં, તેટલામાં ઉત્સાહ પામેલો તે " शून्याः परप्रवादाः " ( પરના પ્રવાદો શૂન્ય છે ) એમ કહેવા લાગ્યો. આ પ્રમાણે શંકા રહિત ત્રિક, ચતુષ્ક અને ચર્ચરને વિષે કરાતી આઘોષણાને વિહારની ચર્યામાં નીકળેલા, જિનવચનમાં ભાવિત મનવાળા, અનેક પરવાદીના વિજયવડે જયપત્રને પામેલા અને અનેકાંતવાદમાં કુશળ **ધર્મરુચિ** નામના મુનિએ સાંભળીને તે પુરુષોને નિવાર્યા, કે–" હે લોકો ! આવી ઘોષણા હવે ફરીથી કરશો નહીં. " ત્યારે તેઓએ તે હકીકત કપિલને કહી. તે સાંભળીને રોષ પામેલો કપિલ ધર્મરુચિની સાથે વાદ કરવા ઉપસ્થિત થયો. તે બન્ને પક્ષ રાજસભામાં ગયા. " જે જેનાવડે જીતાય, તે તેનો શિષ્ય થાય. " એ

પ્રમાણે વ્યવસ્થા કરીને રાજાની સમક્ષ પરસ્પર ન્યાય માર્ગનું અવગાહન કરવા લાગ્યા. પછી વાદના વિધિનું દુર્લક્ષપણું હોવાથી ધર્મરુચિ મુનિએ અત્યંત કુશળપણાથી કપિલને જીત્યો. સાધુએ વિજય પત્ર પ્રાપ્ત કર્યું. પછી રાજાદિકની સમક્ષ જ તેને દીક્ષા આપીને તેની સાથે ધર્મરુચિ મુનીશ્વર ત્યાંથી નીકળ્યા. કપિલને ઉદ્દેશીને તેની ભાર્યા શ્રીમતી કોપ પામી, કે–" ખોટા પંડિતપણાના વાદવડે ભગ્ન થયેલા આ પાપીએ તેવું કર્યું, કે જેથી પોતાનો આત્મા ન હોય, અને હું સુખવાળી ન હોઉં." હવે કપિલે પણ જિનધર્મને અંગીકાર કરી સૂત્ર અને અર્થની પરિભાવનામાં તત્પર થઇ ચારિત્રને વિષે કાંઇક રાગવાળો થઇ ધર્મરુચિની સાથે બહાર વિહાર કર્યો. કેટલાક ચિરકાળ સુધી ગામ, આકર વિગેરેમાં વિહાર કરી ધર્મરુચિ સહિત તે જ શતદ્વાર નગરમાં આવ્યો. તેની પ્રવ્રજ્યાના દિવસથી લોકોએ તે શ્રીમતીની નિંદા કરી હતી, કે–" તારા મોટા દૌર્ભાગ્યના દોષથી તે બ્રાહ્મણ અહીંથી જતો રહ્યો. એમ ન હોય તો પ્રવ્રજ્યાને મૂકીને પાછો અહીં કેમ ન આવ્યો હોય?" આ પ્રમાણે વિના કારણે કોપ પામેલા લોકથી દુઃખ પામેલી તેણીને કોઇએ કહ્યું કે–" કપિલ અહીં આવ્યો છે તેથી ઓષધાદિકવડે તું તે પ્રમાણે કર, કે જે પ્રકારે તે તારે આધીન થાય." તે સાંભળીને તે શ્રીમતી ધર્મરુચિ સાધુની પાસે ગઇ. તેણીએ કપિલ સહિત તે ભગવાનને વંદના કરી. ક્ષણવાર પર્યુપાસના કરીને, તેના પગમાં પડીને કહેવા લાગી કે–" હે ભગવાન! આજે મારે ઘેર આવીને અવશ્ય તમારે યથાયોગ્ય સિદ્ધ થયેલા ભોજનને ગ્રહણ કરવાવડે મારા ઉપર અનુગ્રહ કરવો." ત્યારે ધર્મરુચિએ કહ્યું કે–" હે ભદ્રા! આજે અમે ચતુર્થ તપ વિશેષ કર્યો છે, તેથી આહાર ગ્રહણ નહીં કરીએ, અને કપિલ જ્યાં ત્યાં જઇને અહાર ગ્રહણ કરશે." ત્યારે તેણીએ કહ્યું કે–" તો પણ મારી સમાધિ(શાંતિ)ને નિમિત્તે અવશ્ય કાંઇક પણ ગ્રહણ કરવું; નહીં તો હું ભોજન નહીં કરૂં." ત્યારે ધર્મરુચિએ તે અંગીકાર કર્યું, તે પોતાને ઘેર ગઇ. વશીકરણના ઓષધના સંયોગવાળો મોદક તૈયાર કર્યો. ભોજનસમયે ધર્મરુચિ ત્યાં આવ્યા. તેણીએ તેને મોદક વહોરાવ્યો. તેને કપિલને માટે ધર્મરુચિએ ગ્રહણ કર્યો અને તે પોતાના આશ્રમમાં ગયો. ગમનાગમનની આલોચના કરીને કપિલે તે મોદકનો આહાર કર્યો. દ્રવ્યના દુર્યોગથી પ્રાપ્ત થયેલા કાર્મણ પ્રયોગના દોષવડે તેને મોટી વેદના ઉત્પન્ન થઇ, અને પંચ નમસ્કારનું સ્મરણ કર્યા વિના તે કપિલ મરણ પામ્યો અને અટવીમાં વાનર થયો. તે દુષ્ટ સ્ત્રીએ આપેલા તેવા પ્રકારના ભોજનથી ઉત્પન્ન થયેલ તેના મરણનો વિપાક ધર્મરુચિએ જાણ્યો, તો પણ મોટા પ્રશમનું અવલંબન કરીને તેણે કોઇને આ કાંઇપણ કહ્યું નહીં. પરંતુ તે બ્રાહ્મણી તેનું મરણ સાંભળીને તેવું કાંઇપણ દુઃખ પામી, કે જેથી રાત્રીએ નિદ્રાને નહીં પામતી ઉત્પન્ન થયેલા વિસૂચિકાના વિકારવાળી વિચારના વિષયમાં પણ ન આવે તેવી પીડાવડે આયુષ્યનો ઉપક્રમ કરીને મરણ પામી, અને તે જ અટવીમાં સર્પણપણે ઉત્પન્ન

થઈ, કે જ્યાં તે વાનરરૂપે વર્તે છે. પછી આમતેમ ફરતા તે વાનરે કાજળના ઢગલા જેવી શ્યામ તે સર્પણને જોઇ. તેણીએ પણ તે વાનરને જોયો. તેમાં વિશેષ એ કે—વાનર તેણીને જોવાવડે કાંઇક સંતોષ પામ્યો. બીજી ( સર્પણ ) પણ તેને જોવાથી પૂર્વભવના અમર્ષના ( ઇર્ષ્યાના ) વશથી કોપ પામી, અને " કયા ઉપાયવડે મારે આને મારવો ? " એમ વિચારીને માયાના શીળપણાવડે ચેષ્ટા રહિત થઇને તેની દષ્ટિમાર્ગમાં પડી. તેને જોઈ.વાનરે પણ અનુકંપાવડે " શું આ બિચારી મરી ગઈ ? " એમ તર્ક કર્યો. પછી તેણીની પાસે આવીને અંગઉપાંગનું અવલોકન કરતો તેને તેણીએ અવસર પામીને તડ દઈને તેના ઓષ્ઠને ડંખ્યો. ત્યારે તેણીના ગાઢ વિષવિકારની વેદનાથી પરાભવ પામેલો તે વાનર તત્કાળ મરણ પામ્યો, અને તે જ અટવીમાં હરણ ઉત્પન્ન થયો. સર્પણ પણ પોતાના આત્માને કૃતકૃત્ય ( કૃતાર્થ ) માનતી તે જ પ્રમાણે વર્તતી વનના મોરવડે ગળી જવાઈ, અને તે જ અટવીમાં સિંહણરૂપે ઉત્પન્ન થઇ. તે બન્ને કાળના ક્રમે કરીને યુવાવસ્થાને પામ્યા. દૈવનાં દુર્યોગવડે એક ઠેકાણે મળ્યા. ત્યારે સિંહણે તે હરણને હણ્યો. ત્યારે તે તે જ અટવીના પ્રદેશમાં સર્પપણે ઉત્પન્ન થયો. બીજી પણ પ્રસવને સમયે ઉત્પન્ન થયેલી મોટી વેદનાવડે વ્યાકુળ થઇને મરીને નકુલી થઇ. તેણીએ પણ કોઇપણ પ્રકારે તે સર્પનો બાળક જોયો, અને પૂર્વના અમર્ષવડે તેનો વિનાશ કર્યો. ત્યારે તે તે જ પ્રદેશમાં વનકુર્કુટ થયો. બીજી પણ વિરૂપ પશુવડે ઉદરને ફાડવાથી મરીને તે જ પૃથ્વીના પ્રદેશમાં સિંચાણી પક્ષિણી થઇ. વિધિના વશથી તેણીએ તે વનકુર્કુટને જોયો. જોઇને રાતા નેત્રવાળી તેણીએ ચંચુના પ્રહારવડે તેવી રીતે કોઈપણ પ્રકારે હણ્યો, કે જેથી મરણ પામ્યો. બીજી પણ જાળમાં પડી અને ભિલ્લે તેણીને મારી નાંખી. આ પ્રમાણે વૈરિણી ભાર્યાએ પાંચ વાર કપિલને હણ્યો. જાણો કે થોડું પણ કરેલું વિપ્રિય ઘણા દુઃખના સમૂહને પ્રાપ્ત કરે છે. આથી કરીને જ કારણ વિના કોપ પામેલા મનુષ્યવડે હણાતા પણ મહાનુભાવ મુનિઓ થોડો પણ દ્વેષ કરતા નથી, કારણ કે તેઓ વિષવૃક્ષની જેમ થોડા પણ પ્રદ્વેષના દુઃખે કરીને સહન કરાય તેવા અને અવિચ્છિન્ન મોટા વિસ્તારવાળા કટુ વિપાકને જાણે છે. આ પ્રસંગે કરીને સર્યું. હવે કપિલે પાંચ વાર પ્રગટ થયેલા દ્વેષવડે તેણીને જે પ્રકારે હણી, તે પ્રકારે સાંભળો—

તે કપિલનો જીવ પણ વનકુર્કુટની પછી છઠ્ઠા ભવમાં સુનંદ નામનો બ્રાહ્મણપુત્ર થયો. બ્રાહ્મણીનો જીવ પણ વામન નામે દાસીપુત્ર ઉત્પન્ન થયો. કોઇપણ પ્રકારે તે બન્નેનું દર્શન થયું. પૂર્વના પશ્ચાત્તાપના વશથી વામને સુંદર ને દુર્વચનાદિકવડે કદર્થના કરવાનો પ્રારંભ કર્યો એક દિવસ સુનંદે ઉત્પન્ન થયેલા મોટા ક્રોધના આવેશવડે તેને લાકડીવડે માર્યો. મર્મસ્થાનમાં તાડન કરેલો તે તત્કાળ મરી ગયો અને વિંધ્ય પર્વતની પાસે મોટો હાથી થયો. બીજો પણ ક્ષુધાથી દુઃખી થયેલો શ્રેષ્ઠીના ઘરમાં સ્નિગ્ધ અને પ્રમાણથી અધિક ભોજનના ઉપભોગવડે પેટમાં શૂળ ઉત્પન્ન થવાથી મરીને તે જ વિંધ્યગિરિની પાસે શરભ થયો.

પછી કોઈ પણ પ્રકારે તેણે તે શ્રેષ્ઠ હાથી જોયો. ત્યારે મોટા કોપના અનુબંધવડે તેને મારીને પોતાની પીઠ ઉપર નાંખ્યો. તેના કલેવરમાં ઉત્પન્ન થયેલા કૃમિયાના સમૂહવડે ખવાતા શરીરવાળો તે શરભ મરી ગયો. તે બન્ને વિંધ્યગિરિની વનસ્થલીમાં પક્ષીપણે ઉત્પન્ન થયા. તેમાં બ્રાહ્મણીનો જીવ શુક ( પોપટ ) થયો. અને કપિલનો જીવ ઢિંક થયો. ત્યાં પણ વિધિના વશથી પરસ્પર દર્શન થયું. ત્યારે પૂર્વના વેરથી શુક વારંવાર તે ઢિંક પક્ષીને પાછળ પડખે અને આગળ ( સન્મુખ ) થઇને ચંચુના પ્રહારવડે તેનો પરાભવ કરવા લાગ્યો. ત્યારે કોપ પામેલા ઢિંકે સવા હાથ પ્રમાણવાળા પોતાના ચંચુ-મુખવડે હણેલો તે યમરાજને ઘેર ગયો ( મરણ પામ્યો ). ઢિંક પણ ભિલ્લે કર્ણ પર્યંત ખેંચેલા ધનુષ્યથી મૂકેલા એક જ બાણવડે વિનાશ પામ્યો ત્યારે તે માર્જાર થયો શુક પણ ઉંદર થયો. ત્યાં પણ બિલાડીએ તળના પ્રહારવડે હણેલો ઉંદર મરી ગયો અને સર્પ થયો. બિલાડો પણ પારધિના કૂતરાથી વિનાશ પામીને ગારુડિક પુરુષપણે ઉત્પન્ન થયો. તે આમતેમ ફરતો તે પ્રદેશમાં આવ્યો. તે સર્પ તે વખતે ક્ષુધાવડે પરાભવ પામવાથી બિલમાંથી બહાર નીકળ્યો. તેને તે ગારુડિક પુરુષે જોયો. ત્યારે પૂર્વકાળના વેરના અનુબંધને વહન કરતા તેણે તેને પકડીને કંડીયામાં નાંખ્યો. ત્યાં સંકુચિત અંગવાળો કોઇ પણ પ્રકારે શ્વાસના નિરોધવડે મરીને બ્રાહ્મણના કુળમાં પુત્રપણે ઉત્પન્ન થયો. તેનું **કંચનક** નામ પાડયું. ગારુડિક પણ બીજા ગારુડિક સાથે વિવાદ થવાથી સામા પક્ષના ગારુડિકે મૂકેલા સર્પવડે ડંસાયો. તેના વિષના અતિ ઉત્કટપણાએ કરીને તત્કાળ જ તથા-પ્રકારના મંત્ર અને ઓષધનો ઉપચાર છતાં પણ જીવિતથી મુક્ત થયો, અને કર્મના લઘુપણાના વશથી **તુંબવન** નામના ગામમાં **સાહિલ્લ** નામના શ્રેષ્ઠીના પુત્રપણે ઉત્પન્ન થયો. તેનું **સંગમક** નામ પાડયું. બીજો બ્રાહ્મણનો પુત્ર સંસારના વ્યવહારથી ભગ્ન થઇને નિર્ભાગ્યના મસ્તકના મુગટરૂપ પોતાના આત્માને દુઃખનું ભાજનરૂપ જાણીને **ત્રિલોચન** નામના કુલપતિની પાસે તાપસની દીક્ષા પામ્યો. ત્યાં વિશેષ પ્રકારના મોટા તપને કરીને અધિક કંદ, મૂળ અને ફળના ભોજનવડે આયુષ્ય પૂર્ણ કરીને મરણ પામીને વ્યંતર દેવ થયો. અને સંગમક કોઇ પણ પ્રકારે પુણ્યાનુબંધી પુણ્યના ઉદયવડે ભિક્ષા સમયે આવેલા સાધુના દર્શનવડે ભદ્રકપણાને પામેલો અને હમેશાં પર્યુપાસનાને પ્રવર્તેલો થયો. એક દિવસ ભોજનને સમયે માસક્ષમણના પારણાને માટે આવેલા સાધુને ભોજન આપવાવડે તે ભોગના ફળવાળા અતિ પુણ્યના પ્રકર્ષને ઉપાર્જન કરીને મરી ગયો. તે હે મહારાજા ! તું જયવરાહ નામે ઉત્પન્ન થયો છે. આ પ્રમાણે સાધુને દાન આપવાના પ્રભાવવડે તું પૃથ્વીપતિ થયો છે, અને પ્રકૃતિથી જ ( સ્વભાવથી જ ) સદ્ધર્મના અનુબંધમાં તત્પર બુદ્ધિવાળો અને સાધુના સંસર્ગથી વિશેષે કરીને દેશવિરતિ નામના ગુણસ્થાનકે આરૂઢ થયો છે. પર્વને દિવસે પોષધ અને ઉપવાસ કરીને રાત્રિએ કાયોત્સર્ગે રહેલો હતો, તે વખતે તે બ્રાહ્મણનો જીવ કે જે તાપસવ્રતમાં કરેલા કષ્ટ અનુષ્ઠાનના બળથી

વાણવ્યંતર દેવપણાને પામેલો છે, તેણે વિભંગ જ્ઞાનવડે ચિર કાળની વેરની પરંપરાને જાણીને વેતાલનું રૂપ કરીને ક્ષોભ પમાડ્યા છતાં પણ જેટલામાં તું ધ્યાનથી ચલાયમાન ન થયો, તેટલામાં ઉત્પન્ન થયેલાં કોપવડે તેણે તને ઉપાડીને મારી નાંખવા માટે અહીં સમુદ્રને કાંઠે નાંખ્યો.

આ પ્રમાણે હે રાજા! મેં તને કાંઇક વેરનું કારણ કહ્યું. હવે સમાધિ આત્માવાળો થઇને તું આત્મહિતનું આચરણ કર." આ સર્વ સાંભળીને રાજાને જાતિસ્મરણ જ્ઞાન થયું, તેથી એક ક્ષણવાર મૂર્છા પામેલો રહીને પ્રતિબોધ પામ્યો. અને વિચાર કરવા લાગ્યો કે– "અહો! મોટા મોહનો ભયંકર વિલાસ છે, કે જ્યાં દુર્વિલાસવાળાનો આવા પ્રકારનો વિપાક જોવામાં આવે છે, પરંતુ તે સત્યપુરુષો ધન્ય છે, કે જેઓ અનુત્તર મોક્ષને પામ્યા છે, જેથી કરીને તેઓ જીવોના કર્મબંધનું કારણ થતા નથી. આ અવસરે ફરીથી પણ વિકુર્વેલા ભયંકર રૂપવાળો ને પૂર્વ ભવનો વેરી વ્યંતર હાથમાં વિવિધ પ્રકારના શસ્ત્રને ધારણ કરતાં અને કિલ કિલ શબ્દને કરતા પોતાના સેવક વાણવંતરોથી પરિવરેલો તે પ્રદેશમાં આવ્યો, અને "હે અધમ રાજા! પૂર્વ ભવે મને મારવાનું દુઃખ કરીને હજુ પણ તું વિશ્વસ્ત રહે છે, તો હવે તું નથી." એમ બોલતા તેને ક્ષેત્રપાળે કહ્યું કે–"હે મહાનુભાવ! તું આવું અનુચિત કેમ બોલે છે? શું તું જ્ઞાનના બળવડે જાણતો નથી? કે મેં આનો શો અપરાધ કર્યો છે? અથવા આણે મારો શો અપરાધ કર્યો છે? જો પરસ્પર સરખા અપરાધનું વિશોધન હોય, તો નવા વેરના અનુબંધમાં પ્રવૃત્તિ કેમ કરવી? વેરની પરંપરાથી ઉત્પન્ન થયેલા કટુક વિપાકને તેં પોતે અનુભવ્યો છે, તેને તું શું નથી જાણતો?" તે સાંભળીને મૂળથી જ ઉપયોગ આપીને તે વાણવંતરે પાંચ વખત પરસ્પર કરેલા વિનાશને જાણ્યો. પછી તત્કાળ કોપ શાંત થવાથી ઊંચા કરેલા શસ્ત્રવાળા સેવકવર્ગને નિવારીને તે વ્યંતરે કહ્યું કે—"હે ક્ષેત્રપાળ! તમે મને સારું કહ્યું—પૂર્વના ભવને વિષે આ મહાત્માને જેટલીવાર હણ્યો હતો, તેટલીવાર મને પણ આણે અવશ્ય હણ્યો હતો. એમ થવાથી અત્યારે થોડું પણ વેરનું કારણ નથી તેથી હવે આની સાથે મારે ફરી વેર કરવાવડે સર્યું. બાળક પણ તથાપ્રકારના અનિષ્ટનો પ્રતિકાર કરીને સંતોષ પામીને તરત જ રૂદનથી વિરામ પામે છે. અને ત્યાર પછી આ બંધનો ત્યાગ કરે છે, તેથી હે રાજા! જે કાંઇ પણ મેં તને અહીં ભય પમાડ્યો હોય, તેને તું ક્ષમા કર અને હે ક્ષેત્રપાળ! વૃદ્ધિ પામતી વેરની આ મોટી વલ્લી(લતા)ને તેં જે મૂળથી જ ઉખેડી નાંખી, તે મોટું સારું કામ કર્યું." આ પ્રમાણે કહીને તે વ્યંતર તત્કાળ પોતાને ઘેર (સ્થાનકે) પાછો ગયો. આ અવસરે ક્ષેત્રપાળે રાજાને કહ્યું કે—"હે મોટા રાજા! પૌષધ અને ઉપવાસવડે તારી કાયા ગ્લાનિ પામી છે, તેથી તને પ્રિય લાગે તેવું કયું ભોજન હું લાવું? તે તું કહે" રાજાએ કહ્યું કે—"આવા પ્રકારની વિકટ અટવીમાં પડેલો હું સારા સાધુનો અતિથિસંવિભાગ કર્યા વિના કેમ પૌષધ ઉપવાસનું પારણું કરું? તેથી

મારે ભોજનવડે સર્યું. આ દુષ્ટ જીવે પહેલાં અનેક વખત ભોજન કર્યું છે, તો પણ અનંત કાળે પણ વાંછાનો વિચ્છેદ થયો નથી, તો પછી હમણાં પોતાના નિયમનું ખંડન કરીને ભોજન કરતા આ જીવને ( મને ) તે વાંછાનો વિચ્છેદ શી રીતે થાય ? ક્ષેત્રનાથ ! હું તેનો ( ભોજનનો ) અર્થી નથી." ત્યારે મોટી ભક્તિના પ્રકર્ષથી અસમાન વૃદ્ધિ પામતા પક્ષપાતવાળા ક્ષેત્રાધિપે કહ્યું કે-" હે રાજા ! એમ તું ન ન બોલ. દેહ સાધન વિના રહી શકતો નથી, અને તેનું સાધન આહારાદિક છે, તે( આહાર )થી આશ્રિત થયેલો દેહ ધર્માર્થને વિષે સમર્થ થાય છે. વળી તે ધર્માર્થ મોટો પુરુષાર્થ છે, તેથી તે ધર્માર્થ જે કોઇપણ પ્રકારે વિસ્તારને પામે, તે પ્રકારે કુશળ પુરુષે સર્વથા ઉદ્યમ કરવો જોઇએ. વળી જે તેં કહ્યું કે-" અતિથિને આપ્યા વિના હું કેમ ભોજન કરું ? " તે યોગ્ય કહ્યું છે. તેથી હવે ચાલ, હું તને અતિથિ દેખાડું." એમ કહીને રાજાને હસ્તતળવડે ગ્રહણ કરીને તે પ્રદેશની પાસે જ તે દેવે સારા સાધુના સમૂહવડે વ્યાપ્ત [1]ખેટને વિષે તેને મૂક્યો. તથા ઘણી ખાંડ અને ખાજાંવાળું ભોજન તે દેવે તેને આપ્યું. ત્યારે હર્ષથી રોમાંચ શરીરવાળા રાજાએ ભક્તિથી વાંદીને, મુનિઓને પડિલાભીને, જગદ્ગુરુનું સ્મરણ કરીને અતિ હર્ષ પામેલા મનવાળા તે રાજાએ ગુરુને આપ્યાથી બાકી રહેલા ભોજનનું વિધાન કર્યું. પછી ભોજન કરેલા રાજાને ક્ષેત્રાધિપે કહ્યું કે-" હે રાજા ! તું ચાલ, કે જેથી તને રાજ્ય ઉપર સ્થાપન કરીને હું પાછો વળું." રાજાએ કહ્યું કે-" હે શ્રેષ્ઠ દેવ ! કોઇપણ કુશળ કર્મના ઉદયથી કારાગૃહ જેવા ભયંકર ઘરથકી નીકળેલા મારે હવે સંસારસમુદ્રના વહાણરૂપ અને ધીર એવા આ શ્રેષ્ઠ મુનિઓની પાસે મારે રહેવું યોગ્ય છે. મને રાજ્યની પ્રાપ્તિ પણ કલ્યાણના કારણ જેવી થઇ છે, કે જેથી આવા પ્રકારના મુનિજનના ચરણકમળના દર્શનને હું પામ્યો." ત્યારે ક્ષેત્રાધિપે કહ્યું કે-" હે રાજા ! મારા હાથવડે તને તારા રાજ્ય ઉપર સ્થાપન કર્યા વિના હું કોઇપણ રીતે રતિને ( શાંતિને ) નહીં પામું." આ પ્રમાણે કહીને ક્ષેત્રાધિપ તરત જ રાજાને ઉપાડીને ઉપડ્યો અને જયપુરને પામ્યો, તથા ત્યાં તેને રાજાને સ્થાને સ્થાપન કરીને તુષ્ટ મનવાળો તે દેવ ઇચ્છિત સ્થાને ગયો પછી અહીં વર્ધાપન થયું, મંત્રી અને સામંતો આવ્યા. તેઓએ પગમાં પડીને કહ્યું કે-" હે દેવ ! તમે ગયે દિવસે ( કાલે ) કયાં રહ્યા હતા ? તે તમે કહો. અમને મોટું કૌતુક થયું છે. તેવું કોઇપણ સ્થાન નથી, કે જ્યાં લોકોએ સર્વ આદરપૂર્વક તમને જોયા ન હોય, તોપણ તમે દૃષ્ટિના માર્ગમાં પ્રાપ્ત થયા નહીં." ત્યારે પોતાનું ચરિત્ર કહેવામાં લજ્જા આવવાથી નીચી કંધરા રાખીને રાજાએ મંત્રી વિગેરેને કાંઇક કહીને મૌનનો આશ્રય કર્યો.

આ પ્રમાણે રાજાનો વૃત્તાંત થોડો જાણીને, મંગલાદિક કાર્ય કરીને મંત્રી વિગેરે

૧. ખેટ એટલે નિવાસનું અમુક ગામ.

જેમ આવ્યા હતા તેમ પાછા ગયા. રાજા પણ તે કાળને ઉચિત કાર્ય કરીને, હાથી, અશ્વ વિગેરે રાજ્યના અંગની સંભાળ કરીને, તથા પ્રેક્ષણક( નાટક ) આદિ કાર્ય સમય પ્રમાણે કરીને, તે કાર્ય વિદાય કરીને પછી સૂર્ય અસ્ત પામ્યો ત્યારે જિનપૂજા, વંદન અને સ્વાધ્યાય વિગેરે કાર્ય કરીને શય્યામાં બેઠો. અને ત્યાં વારંવાર પૂર્વે કરેલા દુષ્કૃતના કટુક વિપાકની ભાવના ભાવતો, ક્ષેત્રાધિપતિના કપટરહિત સ્નેહના અનુબંધવડે વ્યાપ્તપણાને ચિંતવતો, અને તપના મોટા માહાત્મ્યને જોતો કોઇપણ પ્રકારે નિદ્રા પ્રાપ્ત થવાથી રાત્રિને વિષે સૂતો. પછી અનુક્રમે પ્રભાત સમય થયો ત્યારે સાધુ-જનોની પર્યુપાસના કરવાને ઇચ્છતો તે રાજા રાજપાટિકાના વ્યપદેશ( મિષ )થી કેટલાક સેંકડો રાજપુત્રોવડે પરિવરીને અશ્વ ઉપર ચડીને ઘેરથી નીકળ્યો. પછી તે તે પ્રદેશોમાં ક્ષણ માત્ર અશ્વ વાહન કરીને નંદન ઉદ્યાનમાં ગયો. અને ત્યાં તે જ વખતે આવેલા ત્રણ કાળના સમૂહને જોવામાં ( જાણવામાં ) પ્રધાન અવધિજ્ઞાનવડે સર્વ ભાવને જાણનારા ભવદેવ નામના શ્રેષ્ઠ મુનિને જોયા. વૃદ્ધિ પામતા મોટા સંતોષવાળા રાજાએ તેને તથા બીજા મુનિઓને વાંદ્યા. ગુરુએ તેને ધર્મલાભ આપ્યો ત્યારે તે રાજા ઉચિત આસને બેઠો. પછી જ્ઞાનના અતિશયવડે પૂર્વભવનો વૃત્તાંત જાણીને મુનિએ સ્નેહવાળી ચક્ષુ નાંખવા-પૂર્વક રાજાને કહ્યું કે–" હે મહાભાગ્યવાન! તેં બહુ સારું કર્યું, કે પૌષધોપવાસ ગ્રહણ કરીને મોટા પ્રચારવાળા મનરૂપી મર્કટ( વાનર )ને રૂંધીને ભયંકર વેતાલે કરેલા હલબોલાદિક કદર્થનાવડે ભય પમાડયા છતાં પણ અને દુષ્ટ દૃષ્ટિથી વિસ્તારેલા તીક્ષ્ણ ભાલાવાળા ભિલ્લરૂપી રીંછવડે ભયંકર સમુદ્રને કાંઠે નાંખ્યા છતાં પણ તું આરંભેલા વિશુદ્ધ ધર્મના અનુષ્ઠાનથી જરા પણ ક્ષોભ પામ્યો નહીં. તેથી કરીને જ મહાસત્ત્વવાળા પુરુષો જ આ ધર્મના અધિકારી હોય છે. ક્ષુદ્ર પ્રાણીઓ કદાપિ ધર્મના ભારને વહન કરી શકતા નથી. તીર્થંકર, ચક્રવર્તી અને બળદેવ વિગેરે પ્રધાન પુરુષોએ જે ( ભાર ) વહન કર્યો છે, તે સદ્ધર્મનો ભાર બીજા પ્રાણીઓ શી રીતે વહન કરવા સમર્થ થાય? જેઓ ઉપાડેલા( ભાર )ને મોક્ષ પમાડે છે, તેઓ આ જગતમાં શ્લાઘા પામે છે. અને ઉપાડેલાને તજી દેવાવાળા તૃણની જેમ નિસ્સારપણાને પામે છે. આ પ્રમાણે સદ્ધર્મને વિષે નિશ્ચળતા થોડા પુણ્યવાળાને સંભવતી નથી, પરંતુ જેમને મોક્ષાદિકનો લાભ પાસે પ્રાપ્ત થયો હોય તેવા પુરુષોને જ સંભવે છે." આ પ્રમાણે શ્લાઘા કરેલો ( ઉત્સાહ પમાડેલો ) તે રાજા મોટા હર્ષને પામીને મુનિરાજના ચરણને નમીને આ પ્રમાણે પૂછવા લાગ્યો, કે-"હે ભગવાન! સર્વ પ્રકારે કહો, કે નિર્જરા નહીં પામેલો મારા પૂર્વભવનાં કર્મનો સમૂહ કેટલા વિપાકવાળો અને કેટલા ચિરકાળ સુધી હજુ રહેશે?" ત્યારે મુની-શ્વરે કહ્યું કે–"હે મોટા રાજા! મિથ્યાત્વ, અવિરતિ અને કષાય વિગેરે કારણોવડે અતિક્રાંત ( ગયેલા–ભૂતકાળના ) અનંત કાળવડે ઉપાર્જન કરેલા ઘણા પાપકર્મની નિર્જરા થઇ છે, અને ચારિત્રાવરણના ભાવવડે પરાભવ કરતું ઘણું પાપકર્મ હજુ રહેલું છે."

આ અવસરે એક સાધુએ આવીને વિનય સહિત ગુરુને કહ્યું કે-"હે ભગવાન! કાંઇક અધિક નવ પૂર્વ ભણીને પણ કેટલાક સ્થવિરકલ્પી મુનિઓ જિનકલ્પને અંગીકાર કરે છે, તેનું શું કારણ?" ત્યારે મુનીશ્વરે કહ્યું કે-"હે મહાનુભાવ! કાંઇક અધિક નવ પૂર્વવાળા તેઓ શ્રુતજ્ઞાનના અવલોકનરૂપ લોચનવડે પૂર્વ ભવે નિકાચિત કરેલા અને ઉદયમાં આવેલા કિલષ્ટ કર્મને ચારિત્રને રિક્ત ( ખાલી-વિનાશ ) કરવામાં સમર્થ જાણીને, તથા બીજા કોઇ પણ ઉપાયવડે તેનું પ્રતિવિધાન નહીં થાય એમ વિચારીને, નિરપવાદ ( અપવાદ રહિત-નિરંતર ) તપવિશેષના સારરૂપ દંડ ક્રિયાની જેવા જિનકલ્પને અંગીકાર કરીને, છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે અતિ મોટા અને દુ:ખે કરીને આચરી શકાય તેવા તપ કરીને, અત્યંત અપ્રમત્ત ચિત્તવાળા થઇને, સ્મશાન વિગેરેને વિષે કાયોત્સર્ગ કરીને, ઉપરના પાંચ ભક્તેષણા અને પાનૈષણાવડે ભક્તપાનને ગ્રહણ કરતા, જ્યાં સાંજ પડે ત્યાં જ નિવાસ કરતા, માર્ગને પૂછવા વિગેરે પ્રયોજનને વિષે એક બે વચનને બોલતા, વીરાસન અને ઉત્કટાસન વિગેરે સ્થાપનમાં વર્તતા, મોટો વ્યાધિ થયા છતાં પણ ઓષધાદિક ચિકિત્સાના ઉપચારને નહીં ઇચ્છતા, અને જીવિત તથા મરણને વિષે સમાન ચિત્તે વર્તતા તે મુનિઓ તે કર્મને ખપાવે છે. જો કદાચ તેઓ પ્રમાદાદિકને લીધે તે કર્મને ન ખપાવે, તો તેઓ દુષ્કર્મવડે સમગ્ર કલ્યાણના કારણરૂપ સંયમરૂપી ધનથકી ટાળી મૂકાય છે ( દૂર કરાય છે ). આ પ્રમાણે સાંભળીને વિસ્મય પામેલા જયવરાહ રાજા સૂરિને પૂછવા લાગ્યો, કે-"હે ભગવાન! જો તેઓને પણ આવા પ્રકારનો મહાભયંકર કર્મનો અનુબંધ છે, તો શું તે ( કર્માનુબંધ ) અમારી જેવાના પણ સમ્યક્ત્વાદિક ગુણને હરણ કરવામાં સમર્થ થાય કે નહીં?" ગુરુએ કહ્યું કે—"હે મોટા રાજા! આમાં શું આશ્ચર્ય છે? પોતપોતાની ભૂમિકાને અનુસારે નિકાચિત કરેલા દુષ્કર્મનો કોઇ પણ અવિષય નથી." રાજાએ કહ્યું કે—"હે ભગવાન! જો એમ છે, તો તમે કહો, કે શું હું નિર્વિઘ્નપણે આ ધર્મની આરાધના કરી શકીશ? કે કોઇ પણ કિલષ્ટ કર્મવડે તેનાથી હાનિને પામીશ?" ત્યારે ઉપયોગ સહિત થઇને ગુરુએ કહ્યું કે—"હે મોટા રાજા! આ સમયથી કેટલાક ઘણા દિવસો જશે ત્યારે કાંઇક રોગનું કારણ પામીને પૂર્વે નિકાચિત કરેલ કોઇક કિલષ્ટ કર્મોદયને પામશે, કે જેથી તું જિનધર્મથી બહાર થઇશ." ત્યારે ભય પામેલો રાજા "હે ભગવાન! હવે હું શું કરું?" એમ બોલ્યો, તેને સૂરિએ કહ્યું કે—"હે મોટા રાજા! તું વિશેષ તપ કર, કેમકે જિનકલ્પી મુનિના નાયકે ( તીર્થંકરે ) તપવડે નિકાચિત કર્મનો પણ ક્ષય જોયો છે." ત્યારે પ્રકૃષ્ટ તપવડે નાશ પામેલા કોઢની વ્યાધિવાળા પૂર્વ કહેલા પુરુષના દૃષ્ટાંતને વિચારતો રાજા પોતાના પુત્રને રાજ્યનું અર્પણ કરીને ગુરુએ ઉપદેશ કરેલા વિધિવડે નિક્ષેપ રહિત ( નિરંતર ) ઘરની પાસે રહેલી પૌષધશાળામાં નિવાસ કરીને પૂર્વ કહેલાં રોગનો સંભવ થયા છતાં પણ ચિત્તમાં ક્ષોભ પામ્યા વિના તેવી રીતે કોઇ પણ પ્રકારે રહ્યો, કે જે પ્રકારે તેવા પ્રકારના કિલષ્ટ કર્મને ખપાવીને સૌધર્મ દેવલોકમાં દેવપણાને પામ્યો.



પછી ત્યાંથી પણ ચવીને તે કૌશાંબી નગરીમાં પૌરજનોમાં પ્રધાન ઋષભદત્ત નામના શ્રેષ્ઠીના પુત્રપણે ઉત્પન્ન થયો. તેનું ધનશર્મા નામ પાડયું. અનુક્રમે તે દેહવડે અને દયા, દક્ષિણ્ય વિગેરે ગુણોવડે વૃદ્ધિ પામ્યો. એક વખત તે ગુરુની સમીપ ગયો. ત્યાં છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે વિશેષ તપને કરતા જનોને ( સાધુઓને ) જોઇને ઇહાપોહાદિકના વશથી તેને જાતિસ્મરણજ્ઞાન થયું. પૂર્વે ગુરુએ કરેલા ઉપદેશો સાંભળી સંયમ ઉત્પન્ન થવાથી પ્રવ્રજ્યા લેવાને તૈયાર થયો. ત્યારે ગુરુએ પણ "ચારિત્રને આવરણ કરનારું ભોગફળવાળું કર્મ હજુ પણ છે." એમ કહીને તેને નિષેધ કર્યો. પછી પ્રેમી જનતા આગ્રહવડે સ્ત્રીનો પરિગ્રહવડે કર્યો છતાં પણ અઠ્ઠમ અઠ્ઠમ તપકર્મવડે ભોજન કરતો અને યથોચિત સમયે દ્રવ્યનું ઉપાર્જન કરતો તે દિવસોને નિર્ગમન કરવા લાગ્યો. તથા વળી—

સર્વજ્ઞના ધર્મમાં નિશ્ચળ મનના પ્રચારવાળો તે મહાત્મા તેવી રીતે કોઇ પણ પ્રકારે થયો, કે જે પ્રકારે તે કાળના સર્વ ધર્મી પુરુષોના નિદર્શન( દષ્ટાંત )રૂપ થયો. તેણે પોતાના મનમાં હંમેશાં તેવા કોઈ પણ પ્રકારે નિશ્ચળ સમ્યક્ત્વને ધારણ કર્યું, કે જેને ક્ષોભ પમાડવા સુર, અસુરના સમૂહ પણ સમર્થ થયા નહીં. માતાપિતાના પ્રેમના ઉપરોધથી ગૃહસ્થનો વેષ ધારણ કર્યા છતાં પણ પ્રશાંતપણામાં વર્તતો તે સારા સાધુની જેવો દેખાતો હતો. આ પ્રમાણે તપવિશેષને વિષે મોટા રસને પામેલો તે એક વખત ઘરને વિષે તુચ્છ ( અલ્પ ) દ્રવ્યને જોઇને વિવિધ પ્રકારના પણ્યવડે પરિપૂર્ણ કરેલા (ભરેલા) ઊંટ અને બળદના સમૂહને તથા યોગ્ય ચાકરજનોને ગ્રહણ કરીને દ્રવ્ય ઉપાર્જન કરવાને નિમિત્તે ઉત્તરાપથમાં ગયો. તે કાળે મોટી આપત્તિમાં પણ નહીં મૂકતા તેવા દુષ્કર અઠ્ઠમ તપને કરવાથી તે મહાનુભાવને ઘણી વિશેષ લબ્ધિઓ પ્રાપ્ત થઇ. તે આ પ્રમાણે—

તેને જોવાથી જ ભયંકર ભૂત અને શાકિનીનો સમૂહ પણ નાશ પામે છે, જ્વર, ઉદર અને મસ્તકની વ્યાધિઓ હાથના સ્પર્શથી જ નાશ પામે છે, ખસ, કોઢ અને ગંડમાલા તેના ચરણની રેણુ માત્રથી જ ગ્લાનિ પામે છે ( સુકાઇ જાય છે ), દુષ્ટ વિષયવાળા સર્પનું વિષ તેના પગની પાનીવડે નાશ પામે છે, તથા શૂળ અને વિસૂચિકા વિગેરે વ્યાધિઓ તેના વચન માત્ર વડે જ વિનાશ પામે છે, અથવા તો પુણ્યવાનને શું સિદ્ધ ન થાય ? આવા માહાત્મ્યવાળો તે મહાસત્ત્વ ગજપુરમાં ગયો. ત્યાં કાંઇક પ્રાભૃત (ભેટણું) લઇને રાજાના દર્શન માટે રાજકુળમાં ગયો. તેને પ્રતિહારે જવાનો નિષેધ કર્યો. ત્યારે "હે પ્રતિહાર ! કેમ તું મને રાજાને જોવા નથી દેતો ?" એમ ધનશર્માએ કહ્યું ત્યારે પ્રતિહારે તેના કર્ણ પાસે રહીને કહ્યું કે-"હે મહાયશવાળા ! દેવને મોટી મસ્તકની વેદના થઇ છે, તેથી કોઈ માણસ પ્રવેશને પામતો નથી." ત્યારે ધનશર્માએ કહ્યું-"શું કાંઇપણ ઓષધાદિક ઉપચાર કર્યો ?" પ્રતિહારે કહ્યું-"જે ન કર્યું હોય, તેવું કાંઇ પણ નથી, પરંતુ કાંઇ વિશેષ થયો નથી ( ફેર પડ્યો નથી. )" ધનશર્માએ કહ્યું-"હે પ્રતિહાર ! જો

તું મને રાજાને દેખાડ તો, તરત સારું થઇ જશે, પરંતુ હું તેનો કાંઇક ઉપચાર કરું." ત્યારે તેણે કહ્યું-"તેમાં શું અયુકત છે ? પરંતુ તું અહીં જ રાહ જો, જેટલામાં હું રાજાને નિવેદન કરીને આવું." એમ કહીને તે રાજાની પાસે ગયો. તેની પાસે તેની વાત કહી. ત્યારે "તું તે મહાનુભાવને જલદી લાવ." એમ રાજાનું વચન સાંભળીને પ્રતિહાર પાછો આવ્યો, અને ધનશર્મા સહિત રાજભવનમાં પેઠો. ત્યારે પ્રણામ કરીને પ્રાભૃત આપીને તે ધનશર્મા આપેલા આસન ઉપર બેઠો. રાજાએ આદર સહિત તેની સાથે વાત કરી કે-"હે સાર્થવાહ ! તું કુશળ છે ?" ધનશર્માએ કહ્યું કે-"હે મહારાજા ! તમારા દર્શનવડે હું કુશળ છું." પછી રાજાએ કોશલિક (પ્રાભૃતની કોથળી) જોઇને કહ્યું કે-"હે સાર્થવાહ ! તું મારા શરીરની કુશળતાને જે ઉત્પન્ન કરે, તે જ તારું કોશલિક છે તેથી આ પ્રાભૃતને ઠેકાણે કર અને મારા શરીરની કુશળતા કર." ત્યારે "દેવની જેવી આજ્ઞા." એમ કહીને ધનશર્માએ પોતાના હસ્તતળવડે તેના મસ્તકમંડળને સ્પર્શ કર્યો. તત્કાળ વ્યાધિ નાશ પામ્યો. રાજા તુષ્ટમાન થયો અને ચિંતવી ન શકાય તેટલું પારિતોષિક (ઇનામ) તેને આપ્યું. પોતાના ભોગવટામાં તેને દાણ વિગેરેથી મુકત કર્યો, સર્વ સાર્થવાહોનો અધિપતિ કર્યો. પછી તેણે પોતાના ભાંડનો અદલોબદલો કર્યો. તેમાં તેને મોટો લાભ થયો. પછી સિદ્ધ કાર્યવાળો તે પોતાના નગરમાં આવ્યો. તેના યશનો પ્રવાદ સર્વત્ર વિસ્તાર પામ્યો. તેનું માહાત્મ્ય સાંભળવાથી કોશાંબી નગરીના રાજાએ તેને પૂજ્યો. પછી તપના માહાત્મ્યના વિષયમાં અત્યંત સારો પક્ષપાત ઉત્પન્ન થવાથી તે મહાત્મા એક દિવસ જિનદત્તસૂરિની પાસે દીક્ષા ગ્રહણ કરીને નિરંતર માસક્ષમણ તપવડે શરીરને અને કર્મના સમૂહને ક્ષીણ કરીને મુક્તિને પામ્યો.-આ પ્રમાણે તપને કાંઇ પણ અસાધ્ય નથી, એમ પોતાની મતિવડે વિચારીને, આલસ્યનો ત્યાગ કરીને ભવ્ય જીવોએ આ તપને વિષે સર્વથા યત્ન કરવો. અત્યંત સ્ફુરાયમાન કિરણોવડે જેમ હિમનો સમૂહ વિલય પામે છે, તેમ તપવડે હિંસાદિક મહાપાપ અવશ્ય વિલય પામે છે."

## શીલ ધર્મ ઉપર સુરેન્દ્રદત્તની કથા.

આ પ્રમાણે ત્રણ ભુવનના બંધુરૂપ શ્રી પાર્શ્વ જિનેશ્વરે તપ ધર્મ કહીને પર્ષદાની પાસે સારી રીતે શીલ ધર્મને કહેવાનો પ્રારંભ કર્યો. હવે શૂરવીરવડે શીલ ધર્મ કહેવાય છે, અને શીલ એટલે મનની વિશુદ્ધિ, અથવા પ્રાણીહિંસાદિક પાપના સ્થાનોનો ત્યાગ, અથવા ક્ષાંતિ, માર્દવ વિગેરેવડે ક્રોધાદિકનો નિગ્રહ, ક્ષણ લવનો પ્રતિબંધ, ઉત્તમ શ્રદ્ધા અને સંવેગ, સર્વ જીવોને વિષે ઇચ્છા રહિતપણે મૈત્રી કરવી, અથવા કલંક રહિત બ્રહ્મચર્ય પાળવું, તે શીલ કહેવાય છે. આ શીલ પુરુષને મોટી શોભા કરનારું આભરણ કહ્યું છે. આ શીલ રહિત પુરુષો સારી વિભૂષાવાળા હોય તો પણ શોભાને પામતા નથી. જે કોઇ જીવો અહીં મોક્ષમાં જાય છે, ગયા છે અને જશે, તે સર્વે નિર્મળ શીલ

પાળવાના પ્રસાદથી અવશ્ય જાણ. તપ વિના પણ અને દાન વિના પણ એક શીલ પાળવામાં જ ઉદ્યમવાળા મનુષ્યો સુરેંદ્રદત્તની જેમ અવશ્ય મોટા ઉદયને પામે છે. હવે સુરેંદ્રદત્તનું ઉદાહરણ કહેવાય છે, તે સાંભળો.—

આ જ ભરતક્ષેત્રને વિષે અવંતી દેશમાં સર્વ દિશાના મુખમાં પ્રસિદ્ધ, સમૃદ્ધિવાળા લોકોએ નિવાસ કરેલી શિપ્રા નામની મોટી નદીવડે શોભતી ઉજ્જયની નામની નગરી છે. તેમાં નરસિંહ નામનો રાજા રાજ્યલક્ષ્મીને ભોગવે છે. તેનો અત્યંત વિનયવાળો સેવક કુરૂદત્ત નામનો વિશ્વાસનું સ્થાન છે. તેને ધન્યા નામની સ્ત્રી અને સ્કંદક નામનો પુત્ર છે. નિરંતર રાજાના પ્રયોજનને સાધવાવડે કાળને ઉલ્લંઘન કરતા તેના દિવસો જાય છે. એક વખત રાજાના કહેવાથી તે ભીમ નામના પલ્લીપતિની પાસે ગયો. ત્યાં રાજાનો આદેશ જણાવીને તે પાછો વળ્યો. માર્ગમાં અટવીને મધ્યે ભય રહિત અત્યંત કંપતા શરીરવાળા તેને ક્ષુધાથી કલેશ પામતા એક સિંહે ખાધો. તેના મરણની વાત તેની સ્ત્રી ધન્યાએ સાંભળી. મોટા દુઃખના ભારથી ભરપૂર થયેલી તેણીએ તેનું પરલોક સંબંધી કાર્ય કર્યું. તેના પુત્રનું કાર્ય કરવામાં અસમર્થપણું હોવાથી રાજાએ તેની આજીવિકા રોકી. ચિર કાળથી પ્રાપ્ત કરેલ જીવિકાના રહિતપણાથી ક્ષુધાવડે ગ્લાનિ પામતી તે ધન્યા ઉજ્જયિની નગરીમાંથી નીકળીને પાસેના ગામમાં જઇને રહી. ત્યાં બીજાના ઘરને વિષે કાંઈક કામ કરતી તે દિવસને છેડે પ્રાપ્ત કરેલા પર્યુષિત ( વાસી ) અને લૂખા ભોજનની પ્રાપ્તિવડે પોતાના આત્માને અને પુત્રને પોષણ કરવા લાગી, પરંતુ તેવા પ્રકારના અનિષ્ટ ભોજનવડે શરીરમાં રોગ થવાથી તે પુત્ર મરણ પામ્યો. ત્યારે પતિના વિયોગથી પણ અધિક દુઃખના સમૂહવડે વ્યાપ્ત થયેલી તે કંઠ મૂકીને રોવા લાગી, તેને ગામના લોકોએ વારી, કે–" હે મોટા પ્રભાવવાળી ! તું કેમ સંતાપ કરે છે ? આ મૃત્યુલોક અવશ્ય જન્મ અને મરણની ઉત્પત્તિનું ક્ષેત્ર છે, તથા ઇષ્ટના વિયોગની અને અનિષ્ટના સંયોગની ખાણરૂપ છે, તેથી આવા પ્રકારના આ સંસારમાં જે થોડો કાળ પણ રહેવું પ્રાપ્ત થાય છે, તે મોટું આશ્ચર્ય છે." ઇત્યાદિ વચનોવડે ઉપદેશ કર્યા છતાં પણ તે જરાપણ રુદન અને વિલાપ વિગેરેને નહીં તજતી તે શોકના સમૂહવડે અત્યંત વ્યાપ્ત થઇ, અને નાશ પામેલા ચિત્તવાળી ( બેભાન થયેલી ) તે " હા વત્સ ! સ્કંદક ! દયા કરીને મંદ ભાગ્યવાળી મને સામું વચન ( જવાબ ) આપ." એમ વારંવાર બોલતી ઇચ્છા પ્રમાણે તે વિચરવા લાગી.

બીજાના ઘરોમાં અને દેવાલયોમાં પોતાના પુત્રને શોધતી તે રાત્રિને જાણતી નથી, દિવસને જાણતી નથી, સુખને જાણતી નથી, દુઃખને જાણતી નથી, ક્ષુધાને જાણતી નથી તથા તૃષાને જાણતી નથી. પુત્રના વિયોગના મોટા દુઃખથી તાપ પામેલી તે ગામની બહાર નીકળીને કોઇપણ પ્રકારે વાવ, કૂવા વિગેરેને વિષે ફરવા લાગી. તેવામાં ત્યાં એક તમાલ વૃક્ષની નીચે કોમળ શરીરવાળા બાળક શિષ્યવડે યુક્ત એક ચારણશ્રમણને જોયા. ત્યાં તે સ્વાધ્યાય કરતો હતો. તે વખતે તે ધન્યા પોતાના પુત્રની જેવા ક્ષુલ્લક ( બાળ )

મુનિને જોઈને સંતોષ પામીને કહેવા લાગી, કે-" હે વત્સ! તારા વિયોગને લીધે હું અહીં દુઃખી અવસ્થાને પામી છું. તેં મને પૂછયા વિના કેમ પ્રવ્રજ્યા ગ્રહણ કરી ?" ત્યારે તે ચારણ મુનિએ પુત્રના મરણવડે તેણીનું મૂઢ થયેલું હૃદય જાણીને કહ્યું કે-" હે ભદ્રા! જો તારો પુત્ર ધર્મને કરે છે, તો તેમાં અકલ્યાણ શું છે? જેમ તેમ પણ ધર્મમાં ઉદ્યમ કરવાનું કહ્યું જ છે." તે સાંભળીને તેણીના મનનો મોહ કાંઇક શાંત થયો. પછી મુનિએ સદ્ધર્મવચનના સાર-ઉપદેશ આપવાવડે તેણીને સ્થિરતાપૂર્વક તેવી રીતે શિખામણ આપી, કે જે રીતે તે તત્કાળ સારા ભાવવાળી થઈ. પછી તેણીને ધર્મ કહ્યો. તેણીએ કેટલાક નિયમો ગ્રહણ કર્યા અને વિશેષે કરીને વિષયની પ્રવૃત્તિથી નિવૃત્તિને ગ્રહણ કરી. પછી પૂર્વની સ્થિતિ પ્રમાણે બીજાના ઘરના કામ કરવાની પ્રવૃત્તિવડે નિર્વાહને કરવા લાગી. તથા જિનધર્મમાં આસક્ત ચિત્તવાળી અને સમાધિવાળી ( સાવધાન ) રહેવા લાગી. તે ચારણ મુનિએ પણ પરિવાર સહિત અન્યત્ર વિહાર કર્યો. વળી જો કે ધન્યા તેવા પ્રકારના વસ્ત્ર અને આભૂષણથી શોભાવાળી નહોતી, કુંકુમ ( કસ્તૂરી ) વિગેરે અંગરાગની સામગ્રીવાળી નહોતી, તથા પુષ્પ અને તંબોલની પ્રાપ્તિવાળી નહોતી, તો પણ યુવાવસ્થાના સ્વાભાવિક મનોહરપણાથી અને તેવા પ્રકારની વિશેષ અવસ્થાનું લોભ કરવાપણું હોવાથી ગામના યુવાન પુરુષો તેણીને ક્ષોભ પમાડવા લાગ્યા, અને સુંદર આલાપપૂર્વક તેને કહેવા લાગ્યા, કે-" હે ભદ્રા! તારે પુત્ર નથી, પિતા નથી અને માતા નથી, તેથી જો તું પતિને કરતી નથી, તો પેટનો નિગ્રહ કરવામાં ગાઢ કેમ રહે છે? હે મુગ્ધા (ભોળી) યૌવનલક્ષ્મીનું મુખ્ય ફળ પ્રિયનો સંગમ જ છે. તે પતિને અભાવે મનુષ્યપણું અને જીવિત વૃથા જ છે. સારા મનોહર રૂપવાળી હોય તો પણ અને સારા લાવણ્યવડે પૂર્ણ સર્વ અંગવાળી હોય, તો પણ પતિ વિનાની સ્ત્રી વનની કમલિનીની જેમ શોભતી નથી. હે સુતનુ! સ્વપ્નમાં પણ તારું પ્રતિકૂળ કરનાર કોઇ પણ નથી, તેથી શંકાનો ત્યાગ કરી અમારી ભાર્યા થવાનો સ્વીકાર કર." આ પ્રમાણે વિકારવાળી, અતિ કોમળ અને સ્નેહવાળી વાણીવડે ગામના યુવાન જનોએ ઘણીવાર કહ્યા છતાં પણ તે આ પ્રમાણે વિચારવા લાગી, કે-" વિધવાપણું, પુત્રનું મરણ, દારિદ્ર અને સ્વજનનો વિયોગ તથા કુગ્રામમાં નિવાસ આ સર્વે પ્રગટ રીતે પાપનાં ફળ છે. ગુરુજનના ચરણકમળની પાસે શંકરના હાસ્ય જેવા અને હંસ જેવા શીળને જાણીને તથા અંગીકાર કરીને થોડા જીવિતને માટે કોણ મલિન કરે? જો આ દુષ્ટ જીવને રતિ થતી હોય તો એમ પણ કરાય, પરંતુ દરેક સમયે અરતિ જ મોટા પ્રકર્ષને પામે છે. અથવા તો મેં પોતે જ ગ્રહણ કરેલ અતિ સારવાળા બ્રહ્મચર્યને દૂર કરીને આવા પ્રકારનું અકૃત્ય કેમ કરું?"

આ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને તેઓના અપાત્રપણાને (અયોગ્યપણાને) દૂર કરવા માટે તેણીએ કહ્યું કે-" હે ભદ્રો! તમે બહુ સુંદર કહ્યું, આ સમયને આ જ ઉચિત છે; પરંતુ કેટલાક દિવસ સુધી મેં પૂર્વે બ્રહ્મચર્યનો અભિગ્રહ કર્યો છે તેનો નિર્વાહ કરીને

પછી જે તમે કહો છો, તે હું કરીશ." આ પ્રમાણે કહ્યું ત્યારે તે ગામના યુવાનો પોતાનું કાર્ય કરવા માટે ગયા. બીજી ( ધન્યા ) પણ શીલખંડનની ઉત્પ્રેક્ષા કરતી પ્રયોજન સાધવાના મિષવડે ત્યાંથી નીકળીને સારા શ્રાવકના કુળ, જિનચૈત્ય અને સાધુ-સાધ્વીની સામગ્રીવાળા બીજા ગામમાં જઇને રહી અને વિશેષે કરીને ધર્મકાર્યમાં પ્રવર્તી. શ્રાવકનો સમૂહ સાધર્મિકપણાને લીધે તેને બ્હેનની જેમ, માતાની જેમ અને પુત્રીની જેમ જોવા લાગ્યો. તથા વળી તેણીને જુએ ત્યારે આલાપ ( વાતચીત ) કરે, કોઈ પણ પ્રકારે રોગ પ્રાપ્ત થયો હોય ત્યારે તેનો પ્રતિકાર ( ઉપાય ) કરે, વૃદ્ધિને વિષે સંભરણ ( પોષણ ) કરે, પ્રકરણાદિક( લગ્નાદિક )ને વિષે નિમંત્રણ કરે, ધર્મ ક્રિયામાં સ્ખલના પામી હોય ત્યારે પ્રેરણા કરે, અનુચિત કરતી હોય તો નિવારણ કરે અને અર્થનું વિસ્મરણ થયું હોય તો સંભારી આપે. આ પ્રમાણે નિરંતર શ્રાવકો કરુણાવડે કરતા હતા, તેથી તેણીને જિનધર્મને વિષે અત્યંત અધિક બહુમાન ઉત્પન્ન થયું. જિનેંદ્રના ધર્મનો અપૂર્વ મહિમા જુઓ, કે જે ધર્મવડે અન્ય અન્ય દેશમાં વૃદ્ધિ પામ્યા છતાં પણ લોકને પૂજ્ય થાય છે અને બંધુ જેવા થાય છે. ઘણું કહેવાથી સર્યું. મોટા અનુભાવવાળી અને જિનેશ્વરના વચનની ભાવનાવાળી તે વેદનીય કર્મના વશથી ઉત્પન્ન થયેલા મોટા જ્વરાદિક રોગના વિકારવાળી થઇ, તે વખતે પોતાના આત્માનું અધમપણું જાણીને મુનિજનની પાસે આલોચના કરીને ચતુર્વિધ આહારનું પ્રત્યાખ્યાન કરીને પંચ નવકારના ઉચ્ચાર કરવામાં તત્પર થઈને અને પાસે રહેલા શ્રાવકના સમૂહે આરાધના કરાતી તે મરીને સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થઈ. અને ત્યાં મોટા શબ્દાદિક પાંચ પ્રકારના સારવાળા સુખને ભોગવીને આયુષ્યનો ક્ષય થવાથી ચવીને આ જ ભરતાર્ધ ક્ષેત્રમાં ધન અને ધાન્યની સમૃદ્ધિથી વ્યાપ્ત ઘણા લોકોથી પરિવરેલી ( સહિત ) ચંપા નગરીમાં રાજાના માનવાળા **સુધર્મા** શ્રેષ્ઠીની **દેવકી** નામની ભાર્યાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો. પોતાને યોગ્ય સમયે તેની પ્રસૂતિ થઈ. બાર દિવસ ગયા ત્યારે તેનું **ધનદેવ** નામ પાડ્યું. પાંચ ધાત્રી માતાવડે લાલના કરાતો તે કુમારપણાને પામ્યો. સમગ્ર કળાના સમૂહને તે ભણ્યો. **વિનયવતી** નામની શ્રેષ્ઠી પુત્રીની સાથે તેને પરણાવ્યો. તે બંને જિનધર્મને સારી રીતે પાળે છે. પૂર્વ ભવે નિર્મળ શીળ પાળવાના પ્રભાવથી અતિ મનોહર લાવણ્ય અને સૌભાગ્ય વિગેરે મોટા ગુણોવડે શોભતો તે મહાત્મા જ્યાં જ્યાં જતો હતો ત્યાં ત્યાં પોતાના કાર્યનો ત્યાગ કરીને સ્ત્રીઓ સારી સ્નિગ્ધ( સ્નેહવાળી ) અને વક્ર દૃષ્ટિના નિક્ષેપવડે આદર સહિત તેને જોતી હતી. તેના ગુણના સમૂહથી વશ થયેલા હૃદયવાળા લોકો પણ તેની પ્રશંસા કરતા હતા, અને તેના વચનને જ સ્વીકારતા હતા. સર્વત્ર નગરમાં તેની પ્રસિદ્ધિ પ્રસરી કે-સુધર્મા શ્રેષ્ઠીનો પુત્ર રૂપે કરીને કામદેવ છે, સૌમ્યતાએ કરીને ચંદ્ર છે, અને લાવણ્યવડે કરીને મધુમય ( કૃષ્ણ ) છે. આ પ્રમાણે તે વિલાસ કરે છે, તે પ્રમાણે ચાલે છે અને તે પ્રમાણે બોલે છે. આ તેની પ્રસિદ્ધિ કોઈ પણ પ્રકારે શ્રવણની( કર્ણની ) પરંપરાએ

કરીને રાજાના અંતઃપુરને વિષે પણ પ્રાપ્ત થઇ, તેથી કૌતુકવડે આકુળ થયેલી તે (રાણી) વિચારવા લાગી કે-"તેને શી રીતે જોવો ?" પછી એક વખત વસંત ઋતુ આવ્યો તે વખતે કામદેવના મંદિરમાં યાત્રા પ્રારંભી, ઊંચી શ્વેત વિજય પતાકાવાળું અને સુશોભિત રાજમાર્ગવાળું નગર કર્યું, તથા ઠેકાણે ઠેકાણે મનોહર અને સારા નેપથ્ય( વેષ )વાળી નગરની સ્ત્રીઓની ચર્ચરી પ્રવર્તી. તેવામાં તે નગરના રાજા **કામપાળ** અંતઃપુરમાં પ્રધાન **ત્રિભુવનદેવી** નામની અંતઃપુરીને ( રાણીને ) પ્રશ્નનો ઉત્તર આપવાવડે સંતોષ પામવાથી વરદાન આપવા તત્પર થયો. તેને દેવીએ કહ્યું કે-"હે દેવ ! તમારા ચરણકમળનો પ્રસાદ હોવાથી કાંઇ પણ માગવાનું નથી. માત્ર કોઇ પણ વખત આ વસંત ઋતુનો મહોત્સવ જોયો નથી, તથા નગરના ત્રિક, ચતુષ્ક, ચચ્ચર, ભવન, વિચન અને વનનો વિભાગ જોયો નથી, તેથી પ્રસાદ કરીને તે જોવા માટે અંતઃપુરી જનને રજા આપો." ત્યારે રાજાએ તે અંગીકાર કર્યું. ત્યારે અંતઃપુરીનો જન ઇચ્છા પ્રમાણે જવાનું પામીને, શ્રેષ્ઠ શૃંગાર સજીને, પાલખીમાં બેસીને તથા મહલ્લય ( વૃદ્ધ ) વિગેરે પાસેના જનોથી પરિવરીને રાજભવનમાંથી નીકળ્યો, અને નગરીને મધ્યે ત્રિક, ચતુષ્ક વિગેરે જોઇને બહાર જોતો જોતો વનાદિકમાં ગયો. અને તે ધર્મદેવ રથમાં બેસીને પુરુષના પરિવાર સહિત તે વખતે મિત્ર જનની સાથે ક્રીડા કરતો હતો, તેને અંતઃપુરે જોયો, અને સંભ્રમવડે ભરેલા નેત્રવાળી રાજાની રાણી ત્રિભુવન દેવીએ વિશેષે કરીને જોયો તેના રૂપ અને લાવણ્યવડે હૃદયમાં હર્ષ પામેલી તેણીએ વિચાર્યું કે-"સારી કાંતિવાળા અને નિરૂપમ રૂપવાળા અનેક મનુષ્યો જોવામાં આવે છે, પરંતુ આવા લાવણ્યવડે સંપૂર્ણ સર્વ અંગોવડે સુંદર મનુષ્યો જોવામાં આવતા નથી. હું માનું છું કે-વિધાતાએ આ પૃથ્વી ઉપર આવા પ્રકારનો બીજો કોઇ મનુષ્ય કર્યો નથી. જો તેવો મનુષ્ય હોય, તો લોકો તેને જુએ, સાંભળે અને કીર્તન કરે." આ પ્રમાણે પૂર્વની પ્રસિદ્ધિના વશથી પણ તે રાણી ચિત્તમાં અનુરાગવાળી હતી અને તેના પ્રત્યક્ષ દર્શન થવાથી વિશેષ અનુરાગવાળી થઇ. પછી વૃદ્ધ વિગેરે પરિજનથી શંકા પામવાથી આકારનો સંવર કરીને અંતઃપુરી જનથી પરિવરેલી તે તે પ્રદેશોમાં ઇચ્છા પ્રમાણે વિચરીને પાછી વળી, અને શરીર માત્રવડે કરીને પોતાના ભવનમાં પેઠી; પણ ચિત્તવડે પેઠી નહીં. ત્યાં રણરણ શબ્દવડે વ્યાકુળ હૃદયવાળી તે એક તરફ તેના સ્વરૂપના અતિરેકનો પ્રકર્ષ અને બીજી તરફ રાજાનો ભય, એક તરફ કામદેવનો મોટો સંતાપ અને બીજી તરફ લજ્જાનો અતિરેક, એક તરફ મર્યાદાના ઉલ્લંઘનનો અપવાદ અને બીજી તરફ દુઃખે કરીને ઓળંગાય તેવો કામદેવના બાણનો પ્રહાર, આ પ્રમાણે દોલાયમાન મનવાળી તે ડાબા હસ્તકમળ ઉપર મુખને સ્થાપન કરીને નેત્રના વિક્ષેપ રહિત રહેવા લાગી. પછી તેવી રીતે રહેલી તેને પ્રિયંકરા નામની દાસીએ જોઇ, અને કહ્યું કે-"હે દેવી ! એકદમ જાણે આવા પ્રકારની દુઃસ્થ અવસ્થાને પામેલી હોય તેવી તું કેમ દેખાય છે ? તેનું કારણ કહે." દેવીએ કહ્યું કે-"હું કાંઇ પણ દુઃસ્થ અવસ્થાને પામી નથી.

માત્ર આવી રીતે જ કોઈક વખત કોઈપણ વાયુક્ષોભાદિક વિકારવડે આવા પ્રકારનું પ્રાપ્ત થાય છે." તે સાંભળીને પ્રિયંકરા મૌન રહી. પછી કેટલાક દિવસો ગયા ત્યારે મોટો કામદેવનો ઉન્માદ થયો, દરેક ક્ષણે તેના પરનો અનુરાગ અધિકપણાને પામ્યો, તેથી તે રહસ્યને ગુપ્ત રાખવા અશક્ત થયેલી તે ત્રિભુવનદેવીએ એકાંતમાં પ્રિયંકરાને કહ્યું કે-" હે ભદ્રા ! મારા જીવિતવડે હું તને શાપ( સોગન ) આપું છું કે-તારે આ વિચારનો ભેદ કરવો નહીં. અને તું જ મારા હૃદયથી નિર્વિશેષ ( સમાન ) છે તેથી તું મારા નિર્વેદનું કારણ સાંભળ.-જે વખતે મેં તે ધનદેવ નામના વણિકપુત્રને જોયો, તે જ વખતે કામદેવ જાણે હજાર બાણવાળો હોય તેમ સ્ફુરાયમાન થયો. તે કામદેવને પ્રયત્નવડે ગોપવતા છતાં પણ ગોપવી શકાયો નહીં, અને જાજ્વલ્યમાન અગ્નિ જેવો થયો. તેથી હું શું કરું ? અને ક્યાં જાઉં ? હું જાણું છું કે આ ચંદ્ર જેવા સ્વચ્છ પોતાના કુળને કલંકિત કરવાનું છે, જાવજ્જીવ સુધી અપયશના મોટા નાદવાળા મોટા પડહને વગાડવા જેવું છે, સુગતિરૂપી નગરથી પાછા વાળવામાં પ્રધાન દરવાજાના બે કમાડની ઘટના જેવું છે, ગુણરૂપી ધાન્યને કાયમ( નિરંતર ) મલિન પાણીના સમૂહના વિસ્તાર જેવું છે, મર્યાદા રહિત ( મોટા ) સમુદ્રને સુકાવવામાં વડવાનળ અગ્નિ જેવું છે, તથા બાલ્યાવસ્થાથી જ પાળેલા શીળને જલાંજળિ આપવા જેવું છે. તે આ પ્રમાણે હોવાથી હે સુતનુ ! તું કહે, કે મારે શું કરવું યોગ્ય છે ? દુઃખે કરીને વારી શકાય તેવા વેરીની જેવા કામદેવને સ્ખલના પમાડવા હું શક્તિમાન નથી. જો તું કહેતી હોય, તો તાલપુટ વિષના ભક્ષણવડે હું જીવિતનો ત્યાગ કરું; પરંતુ બીજે ( આડે ) માર્ગે લાગેલા મનને સારા માર્ગે સ્થાપન કરવાને હું સમર્થ નથી." ત્યારે પ્રિયંકરાએ કહ્યું કે-" હે દેવી ! તમે ધીરતાવાળા થાઓ, કેમકે સમયને ઉચિત જે કરવું તે જ કુશળ પુરુષનું લક્ષણ છે. વિચાર્યા વિના કાર્ય કરનારા મનુષ્યો શલભ-( તીડ )ની જેમ શ્લાઘા પામતા નથી, અને પોતાનું કાર્ય સાધતા પણ નથી. તેથી કરીને જો તે માણસને વિષે તમારો પ્રતિબંધ ( આગ્રહ--રાગ ) કોઇપણ પ્રકારે વિરામ પામતો ન હોય, તો તેની સાથે જે પ્રકારે તમારો સંગમ થાય, તે પ્રકારે હું કરું." ત્યારે રાણીએ કહ્યું કે-" હે વત્સા ! તું જ મારું વાંછિત કરી શકીશ. માત્ર વાયુની જેમ અવર્ણવાદ રોકવો શક્ય નથી." ત્યારે બીજીએ કહ્યું કે-" હે દેવી ! તમો આમાં વ્યામોહ કેમ કરો છો ? શું આ જગતમાં ઉપાય રહિત કાંઈપણ તમે જોયું છે ? તે આ પ્રમાણે-ઉન્માર્ગમાં પ્રવર્તેલા મહામરટ્ટ હાથીને સન્માર્ગમાં સ્થાપન કરવા માટે વિધાતાએ અંકુશ કર્યો છે. મોટા જળના ચપળ કલ્લોલોવડે દુઃખે કરીને તરી શકાય તેવા સમુદ્રને ઉલ્લંઘન કરવા માટે વિધાતાએ સારા કાષ્ઠમય વહાણ બનાવ્યું છે. છિદ્ર રહિત ( ગાઢ ) અંધકારના સમૂહવડે અંધકારવાળા ભવન( ઘર )ને પ્રકાશ કરવા માટે પ્રજાપતિએ( વિધાતાએ ) અગ્નિના જેવો દેદીપ્યમાન શિખાવાળો દીવો બનાવ્યો છે. આ પ્રમાણે હે દેવી ! તેવી કોઇ વસ્તુ નથી, કે જેનો ઉપક્રમ વિધાતાએ ન કર્યો હોય. આ પ્રમાણે હોવાથી તમે

થોડા માત્ર પણ સંક્ષોભ ( વ્યાકુળતા ) ધારણ ન કરશો. " ત્યારે ત્રિભુવનદેવીએ કહ્યું કે–" હે સુતનુ ! તું જેમ કહે છે, તે તેમજ છે. કેવળ સાવધાન રહેજે. કેમકે વાંછિત અર્થની સિદ્ધિ ઘણા વિઘ્નવાળી હોય છે અને ઘણા લોકો છિદ્ર જોવામાં તત્પર હોય છે. " ત્યારે પ્રિયંકરાએ કહ્યું કે–" હું એમજ કરીશ. " ત્યારપછી તે ધનદેવની પાસે જેવા તેવા પ્રયોગો કરીને જવા લાગી. કોઈક સમયે હંમેશાં આવવાવડે વિશ્વાસ ઉત્પન્ન થવાથી તેણીએ એકાંતમાં ધનદેવને કહ્યું કે–" હે મહાભાગ્યવાન ! રાજાની અગ્રમહિષી ( પટ્ટરાણી ) ત્રિભુવનદેવી તારા ગુણુના ગૌરવથી રંજિત થઈ છે, તેથી તારા દર્શનને અત્યંત ચાહે છે, તેથી સર્વથા પ્રકારે મારી સાથે ચાલ. " ધનદેવે કહ્યું કે–" હે ભદ્રા ! માતાની પાસે જવામાં શો દોષ છે ? પરંતુ સામાન્યથી પણ બીજાને ઘેર જવામાં જીવન પર્યંત મારી નિવૃત્તિ છે, તો પણ રાજાની રાણીના ભવનમાં નિવૃત્તિ હોય તેમાં શું કહેવું ? " તેણીએ કહ્યું–" એમ તું ન બોલ, ન બોલ. જો તારા દર્શન માત્રવડે પણ દેવીના મનમાં શાંતિ થાય, તો તેમાં અકલ્યાણ શું છે ? " ત્યારે જાણે પથ્થરમાં કોતર્યો હોય, તેમ તે ઉત્તર આપ્યા વિના જ મૌન રહ્યો ચિરકાળ સુધી પોતાના આત્માની કદર્થના કરીને અકૃતાર્થ થયેલી તે પ્રિયંકરી રાજાની રાણી પાસે ગઇ. તેણીને નિસ્તેજ મુખવાળી જોઇને ત્રિભુવન-દેવીએ કહ્યું કે–" હે હલા ( સખી ) ! તારા મુખની શોભાએ જ કહ્યું કે–પ્રસ્તુત કાર્યના વિષયમાં કાંઈ સિદ્ધિ થઈ નથી. " પ્રિયંકરીએ કહ્યું કે–" એ એમજ છે. જે વણિક્પુત્ર સારા રૂપવાળી સ્ત્રીજન ઉપર જરાપણ ચક્ષુને પણ નાંખતો નથી જ, તે રાજાના અંતઃપુરમાં શી રીતે આવે ? તેમાં પણ જે સજીવ અને નિર્જીવતા વચનની પરિભાવના( વિચાર )ને કરતો નથી, પથ્થરની જેવા તેને પોતાના કાર્યમાં શી રીતે સ્થાપન કરાય ? " ત્યારે રાજાની રાણીએ કહ્યું કે–" હે પ્રિયંકરી ! સર્વથા પ્રકારે પ્રતિવિધાન ( પ્રતિકાર–ઉપાય ) રહિત આ વ્યસન ( કષ્ટ ) આવી પડયું છે. તે પ્રાણની હાનિ( નાશ ) વિના વિરામ નહીં પામે, એમ હું સંભાવના કરું છું. " પ્રિયંકરીએ કહ્યું–" હે સ્વામિની ! તમે ઉત્સુક ન થાઓ.

અતિ દુર્લભ પદાર્થને વિષે કાળક્ષેપ વિના શી રીતે સિદ્ધિ થાય ? તેમાં પણ સંશય છે, તો પણ ઉદ્યમ મૂકવો ન જોઇએ. વળી હે દેવી ! તમે શું આ નથી સાંભળ્યું ? કે પૂર્વે ઉદ્યમના વ્યવસાયવડે શોભતા, વેળાવડે પોતાના બાળકનું હરણ કરવાથી ક્રોધને વહન કરતા ( પામેલા ) અને સમુદ્રને ખાલી કરવાનો નિશ્ચય કરીને જળબિંદુઓને લઈ જતા ટિટ્ટિભે( ટીંટાડીએ ) પણ સમુદ્રનો પણ વ્યાકુળપણાને પમાડ્યો. તેના ઉદ્યમથી મનમાં શંકા પામેલા તે સમુદ્રે પણ પોતાના રક્ષણને માટે પાણીનું હરણ કરી સ્ફુટ રીતે ઢાંકીને તેના બાળકને આપ્યો. આ પ્રમાણે હે દેવી ! થોડા માત્ર પણ વાંછિત પદાર્થની સિદ્ધિ જલદી થતી નથી, તો પછી સ્વભાવથી જ દુર્લભ પદાર્થની સિદ્ધિનું વિધાન જલદી કેમ

કાય ? " ત્યારે ત્રિભુવન દેવીએ કહ્યું કે—" એ એમ જ છે, પરંતુ કામદેવની પીડા દુઃખે કરીને ધારણ કરી શકાય તેવી છે. તે અંતરાળમાં ( વચમાં ) પણ શું કરશે ? તે જણાતું નથી. " એમ કહીને તે દેવી કામદેવરૂપી અગ્નિના દુઃસહ સંતાપને વિચારવા લાગી. ત્યારે પ્રિયંકરા ફરીથી ધનદેવની પાસે ગઈ. એક ક્ષણવાર તે તે કથાવડે રહીને ઉચિત સમયે તે કહેવા લાગી કે—" હે મોટા પ્રભાવવાળા ! તું સદ્ધર્મના માર્ગની ભાવનાવાળો, સત્ય બોલનાર અને સમગ્ર ગુણરૂપી રત્નનો રાશિ છે, પરંતુ જો કોઈ પણ પ્રકારે દાક્ષિણ્ય ગુણ તારામાં હોત, તો ત્રણ ભુવનમાં પણ કોઈ તારું મૂલ્ય કરી શકત નહીં. " ધર્મદેવે કહ્યું—" મોટા પ્રભાવવાળી ! તું આમ કેમ બોલે છે ? મેં દાક્ષિણ્ય રહિત થઈને તારું અનુચિત શું કર્યું છે ? અથવા તો અમારી જેવા કેટલા માત્ર શક્તિવાળા છે ? કે જે દાક્ષિણ્યને પામ્યા છતાં પણ કયા કાર્યને કરવામાં સમર્થ છે ? કેમકે શરીરના અંગનો ભાગ દેદીપ્યમાન છતાં પણ ખદ્યોતનો ( ખજવાનો ) બાળક પ્રચંડ સૂર્યમંડળની પ્રભાના સમૂહવડે પ્રકાશ કરવા લાયક આકાશનો ઉદ્યોત કરવા સમર્થ થતો નથી અથવા તો અત્યંત સંતોષના પ્રકર્ષને પામેલા પણ દુર્ગત ( દીન માણસ ) પોતાને ઘેર આવેલા પ્રેમી જનને શું આપી શકે ? તેથી હે મોટા પ્રભાવવાળી ! માત્ર પુરુષના આકારવાળા અમારી જેવાને વિષે જે કાંઈ ગુણ હોય, તે પણ અપૂર્વ લાભ જેવો માનવો. " પ્રિયંકરીએ કહ્યું કે—" એ સર્વ ભલે હો, પરંતુ હું જે કહું તે તું કર. એક વખત તું દેવીની પાસે આવ. " ધર્મદેવે કહ્યું—" રાણીનું હૃદય દુર્લક્ષ્ય ( ન જાણી શકાય તેવું ) હોય છે. મેં બીજાને ઘેર જવાનો પણ પ્રતિષેધ કર્યો છે, તેથી રાજાની પ્રિય ભાર્યા જનનું દર્શન પણ યોગ્ય નથી. તેથી હે ભદ્રા ! આ અર્થને વિષે ફરીથી એકદમ તને નિવારી છે, તેથી જો તું મારું કુશળ ઇચ્છતી હોય તો હવે ફરીથી તું અહીં આવીશ નહીં. " આ પ્રમાણે સ્ફુટ અક્ષરવાળી વાણીવડે તેણે નિષેધ કરેલી પ્રિયંકરી રાજાની રાણી પાસે ગઈ અને કહેવા લાગી કે—" હે દેવી ! વજ્રની ગ્રંથિ જેવા કઠોર હૃદયવાળા તે વણિકપુત્રને સમજાવવાને માટે ઇંદ્ર પણ સર્વથા સમર્થ નથી, તેથી તેને વિષે પ્રતિબંધની બુદ્ધિનો ત્યાગ કરો, સત્ત્વના ભારને અંગીકાર કરો, સ્વચ્છંદપણે ઉન્માર્ગમાં લાગેલા ઇંદ્રિયોરૂપી અશ્વના સમૂહનું દમન કરો, મર્યાદા રહિત આચારમાં પ્રવર્તેલા પ્રાણીઓની દુર્ગતિના તીક્ષ્ણ દુઃખની પ્રાપ્તિની વિડંબનાની ભાવના કરો, તથા આવા પ્રકારના અકૃત્યમાં આસક્ત ચિત્તવાળા પ્રાણીઓને મોટી આવી પડતી આપત્તિના સમૂહને જુઓ.—" હું કોણ છું ? મારું કુળ કયું છે ? ન્યાયશાસ્ત્રનો પરમાર્થ શો છે ? અથવા મારો પતિ કોણ છે ? " એમ હે દેવી ! તમે ચિંતવન કરો. આ જીવિત તુચ્છ છે, જળ સમુદ્રના કલ્લોલના સમૂહ જેવું ચંચળ છે, શરીર પણ ઘણા રોગના સમૂહવડે વ્યાપ્ત છે, અને યુવાવસ્થા પણ નેત્રના કટાક્ષ જેવી ચપળ છે. હે દેવી ! આ પ્રમા[illegible] અસાર [illegible] ! આ હોવાથી આત્માના હિતને ઇચ્છનાર કયો માણસ અકાર્ય કરવા[illegible]

"રાજા પણ તમારા ઉપર મોટા બાંધેલા પ્રતિબંધવાળા છે, તેથી જરા પણ વિકાર દેખાડ્યા વિના તે અવજ્ઞા કરવા યોગ્ય નથી." આ પ્રમાણે તેણીએ તથાપ્રકારે કોઈ પણ રીતે દેવીને અકૃત્યથી પાછી વાળી, કે જે પ્રકારે તે આશા રહિત થઇને મોટી દુઃખી અવસ્થાને પામી. પછી રાજાએ તેને તેવા સ્વરૂપવાળી જોઇ, અને પ્રેમ સહિત કહ્યું કે-"હે દેવી ! અત્યંત કરમાયેલા મુખકમળવાળી તું કેમ દેખાય છે ? શું વ્યાધિના વશથી કે કોઇએ અપમાન કરવાથી તું દિવસે દિવસે કેમ સીઝાય છે (સુકાય છે) ? તે તું કહે, કે જેથી તેનો ઉચિત ઉપાય કરીએ." ત્યારે હૃદયના દુઃખને ગુપ્ત રાખવામાં તત્પર તેણીએ કહ્યું કે-"હે દેવ ! હું કાંઇ પણ જાણતી નથી. માત્ર શરીરને સીદાતું જોઉં છું." ત્યારે રાજાએ તેણીના શરીરના પ્રતિકારને માટે ઘણા શાસ્ત્ર, મંત્ર અને તંત્રાદિકને જાણનારા અને રોગવિધિમાં કુશળ જનોને અણાવ્યા (બોલાવ્યા). ત્યારે રોગનું ઉત્થાન જુદું છે અને ઔષધ જુદું છે, તેથી પ્રતિકાર થયો નહિ અને વિશેષ દુઃખ ઉત્પન્ન થયું. તેથી વિલખા થઈને તેઓ પોતપોતાને ઘેર ગયા. દુઃસહ કામદેવરૂપી અગ્નિવડે સર્વ અંગમાં બળતી તે રાજાની રાણી તેવી અસમાધિને પામી કે જેથી તરત મરણ પામી. પછી કામદેવના વ્યાધિથી વ્યાકુળ તે મરીને તિર્યગ્જૃંભકદેવની ભાર્યાપણે ઉત્પન્ન થઈ. અને જૃંભક દેવની સાથે વિષયસુખને ભોગવતી તે રહેવા લાગી. એક વખત વિભંગજ્ઞાનના વશથી પૂર્વ ભવના વિનાશનો વ્યતિકર તેણીએ જાણ્યો, તેથી પૂર્વના સ્નેહના અનુબંધથી ફરીને ધનદેવને વિષે અનુરાગ થયો. તેથી "મારે આની સાથે વિષયનો ઉપભોગ કેવી રીતે થાય ?" એમ નિરંતર તે જ અર્થમાં ઉપયોગવાળી તે અવસરને શોધવા લાગી. પછી એક દિવસ તે જૃંભકદેવ વૈશ્રમણ નામના યક્ષાધિપતિની પાસે સેવાને નિમિત્તે ગયો. ત્યારે "આ અવસર છે." એમ જાણીને તે દેવી ધર્મદેવ પોતાના ઘરના એક એકાંત પ્રદેશમાં રાત્રિના પહેલા પહોરે સાવધાન મનના પ્રસારવડે મોટા વિસ્તારથી જિનપ્રતિમાની પૂજા કરતો હતો, તે વખતે તેની ભાર્યા વિનયવતીનું રૂપ કરીને (વિકુર્વીને) તેના જેવા જ શૃંગારવડે સાર શરીરવાળી તે પુયંગ[1]વર્ગને લઈ જતી તેની પાસે આવી, અને વિકાર સહિત ધર્મદેવને કહેવા લાગી કે—

"દેવના પાદની પૂજાનું ફળ અવિકલ (નિરંતર) ભોગના અંગના સમૂહની સામગ્રી છે. તે સામગ્રી, હે આર્યપુત્ર ! હમણાં તમારા હસ્તના વિષયમાં જ અત્યંત આવી છે, તેથી તમે આવો. પ્રથમ એક ક્ષણવાર આપણે પરસ્પર ક્રીડાવડે રહીએ. કેમ વિલંબ કરો છો ? તમે મુનિની જેમ નિર્વિકાર કેમ તમે વર્તો છો ?" આ પ્રમાણે સાંભળીને અત્યંત વિસ્મય પામેલા ધનદેવે તેને કહ્યું કે-"હે મુગ્ધા ! શું તું આટલું પણ જાણતી નથી

૧ પૂજાંગના સમૂહને.

કે દેવાલયને વિષે વિષયરૂપી અમિષમાં મોહ પામેલા પણ દેવો કદાપિ અપ્સરાઓની સાથે પણ હાસ્ય, ક્રીડા વિગેરે કરતા નથી. હે મુગ્ધા ! જો અવિરતિવાળા પણ તેઓ દેવાલયને વિષે આ પ્રમાણે રહે છે, તો તું અહીં આવું અનુચિત વચન કેમ બોલે છે ?" આ પ્રમાણે કહ્યા છતાં પણ જેટલામાં તે અનુચિત બોલવાથી વિરામ પામી નહીં, તેટલામાં તેણે વિચાર્યું કે-" અહો ! આ મારી ભાર્યા થઈને પૂર્વે કદાપિ નહીં કહેલું આવું વચન કેમ બોલે છે ? શું આ કોઈ આવા રૂપને ધારણ કરનારી પિશાચી કે બિભીષિકા છે ?" એ પ્રમાણે નિપુણતાથી જોતાં ( વિચારતાં ) તેણે નિમેષ ( મટકા ) રહિત ચક્ષુના નિક્ષેપવડે અને પૃથ્વીપીઠને નહીં સ્પર્શ કરતા તેના ચરણને જોવાવડે જાણ્યું, કે-" ખરેખર આ મારી ભાર્યા નથી, પરંતુ તેના આકારને ધારણ કરનારી કોઈ ક્ષુદ્ર વ્યંતરી છે." એમ વિચારીને તેણે કોપ પ્રગટ કરીને તેને કંઠમાં પકડીને કાઢી મૂકી. તે વખતે " અરે પાપી ! પહેલાં પણ વાંછિત અર્થને નહીં કરવાવડે અને જીવિતના અંતના કારણપણાએ કરીને તું મારો મોટો શત્રુ થયો છે, તેથી હવે હું તે પ્રકારે કરીશ, કે જે પ્રકારે શીઘ્રપણે યમરાજના અતિથિપણાને તું પામીશ." એમ ક્રોધ સહિત બોલતી અને તેના પુણ્યના પ્રકર્ષથી હણાયેલી તે તેનો કાંઇ પણ ઉપઘાત કરવાને અશક્ત થવાથી પોતાને સ્થાને ગઈ. તે જ વખતે જૃંભક દેવ પણ આવ્યો. તે વખતે કરુણા સહિત રુદન કરતી તેણીએ તેને કહ્યું કે-" હું ઉપવનમાં રહી હતી, ત્યાં ધર્મદેવ નામના વણિક્‌પુત્રે અનેક રીતે મને પ્રાર્થના કરી, પરંતુ પોતાના શીલને રક્ષણ કરતી મેં તેનું વચન અંગીકાર કર્યું નહીં." ત્યારે રોષ પામેલા તેણે આ પ્રમાણે કંઠમાં ગ્રહણ કરીને મને કાઢી મૂકી અને અસભ્ય વચનવડે મને ખરડી ( વ્યાપ્ત ) કરી. આ પ્રમાણે થવાથી જો તમે તેનો નિગ્રહ નહીં કરો, તો હું તમારી ભાર્યા નથી અને તમે મારા પતિ નથી." આ પ્રમાણે સાંભળીને મોટો ક્રોધ ઉત્પન્ન થવાથી ક્રોધના સમૂહથી ઓષ્ઠને ડંખતો, વજ્રના મુદ્‌ગરને હાથમાં ધારણ કરી જૃંભક દેવ વેગથી તેની સન્મુખ દોડ્યો ધર્મદેવ પણ દેવપૂજાદિક કૃત્ય પૂર્ણ કરી, ક્ષણ માત્ર સામાયિક ગ્રહણ કરવાપૂર્વક સ્વાધ્યાય કરીને, સામાયિકની ક્રિયા પારીને પંચ નવકારનું સ્મરણ કરતો રાત્રિને વિષે શય્યામાં રહ્યો. તે વખતે પૂર્વની રીતે વિનયવતી તેના ચરણની સંવાહનાદિક કરવા લાગી. આ અવસરે જૃંભક દેવ ક્રોધવડે ધમધમતો તેના વાસગૃહના દ્વાર પાસે આવ્યો, પરંતુ તે ધર્મધનના પ્રભાવથી હણાયેલો તે તેની પાસે જવાને શક્તિમાન ન થયો. તે વખતે ધર્મદેવે વિનયવતીને કહ્યું કે-" હે ભદ્રા ! આજે પ્રદોષ સમયે હું જિનપૂજા કરતો હતો તે વખતે તું વિકારવાળા વચન કહેવા કેમ પ્રવર્તી હતી ?" ત્યારે કાંઇક હસીને તે બોલી કે-" હે આર્યપુત્ર ! તમે આવું અયુક્ત કેમ બોલો છો ? દેવપૂજાદિકમાં પ્રવર્તેલા તમારી પાસે શું હું કોઇ પણ વખત તમારી પાસે આવી છું ? કે જેથી તમે આવું બોલો છો ?" ત્યારે ધર્મદેવ કાંઇક હસ્યો. ત્યારે આગ્રહ કરીને તેણીએ તેને પૂછ્યું કે-" હે આર્યપુત્ર ! આ હાસ્યનું કારણ શું છે ?" ત્યારે ધર્મદેવે ક્ષુદ્ર વ્યંતરીએ કરેલા તેવા

પ્રકારના રૂપાદિકનો વૃત્તાંત તેણીને કહ્યો. આ અવસરે પરમાર્થને પામેલા જૃંભકે પોતાની ભાર્યાનો દુર્વિલાસ જાણીને સંતોષ પામીને કહ્યું કે-" હે મહાનુભાવ ! તું સત્ય બોલવાના ધર્મવાળો ( સત્યવાદી ) છે, કે જેનું ( તારું ) આવા પ્રકારનું નિર્મળ શીલ છે, ધર્મની પ્રવૃત્તિ અસ્ખલિત છે, ઉપહાસ ન કરે તેવો વેષ છે, સત્યના સારવાળો ધર્મ-વ્યાપાર છે, સર્વથા પ્રકારે સારા ચરિત્રવડે તેં આ પૃથ્વી પવિત્ર કરી છે. હું પણ હમણાં કોઇક પ્રકારે પવિત્ર થયો છું, કે જેથી તું જોવામાં આવ્યો. " ત્યારે વિસ્મય પામેલા ધર્મદેવે કહ્યું કે-" હે મહાયશવાળા ! તું કોણ છે ? હું તને જાણતો નથી, માટે તારા આત્માને તું કહે. " દેવે કહ્યું કે-" હું વૈશ્રમણ યક્ષરાજનો સેવક જૃંભક નામનો વ્યંતર દેવ છું. " ધર્મદેવે કહ્યું-" અહીં આવવાનું શું કારણ છે ? " દેવે કહ્યું-" મારી ભાર્યાએ તારો કાંઇક અપરાધ કરીને અને મને તેનાથી વિપરીત કહીને મને કોપ ઉત્પન્ન કર્યો. તેથી હું તે અભિપ્રાયના તત્ત્વને શોધવા નિમિત્તે તારી પાસે આવ્યો છું, અને મેં સર્વ યથાર્થ વૃત્તાંત સાંભળ્યો, અને તેનો ગર્ભાર્થ ( તત્ત્વાર્થ ) પણ જાણ્યો, તેથી તને હું ખમાવું છું." ધર્મદેવે કહ્યું-" હે મહાયશવાળા ! આમાં તારો શો દોષ છે ? કેમકે સ્ત્રીવર્ગ એવો જ ઘણા અનર્થવાળો હોય છે. તે આ પ્રમાણે—

પોતે અકાર્ય કરીને તેને કરનાર બીજો છે એમ બતાવે છે, પરસ્પર પ્રેમવાળાને પણ મોટા યુદ્ધનો સંરંભ કરે છે. બુદ્ધિરૂપી ધનવાળાને પણ અવશ્ય તેવા કોઇપણ પ્રકારનો સંમોહ ઉત્પન્ન કરે છે, કે જેથી તે સર્વે બાળકની જેમ મૂઢ મનવાળા થઇને મુંઝાય છે. કપટની કુટી ( ઝુંપડી-ઘર ) સમાન, ઘણા પ્રકારના અનર્થરૂપી શીકારી પશુને રહેવા માટે મોટા પર્વતની ગુફા સમાન અને અનાર્ય એવી સ્ત્રીઓનો વિશ્વાસ કયો ડાહ્યો માણસ કરે ? પરંતુ હું તને પૂછું છું કે-આ દેવ યોનિવાળો થઇને પણ અધમ શરીરવાળા અમારી જેવાને વિષે રાગવાળી થાય, તેનું શું કારણ ? " ત્યારે વિભંગજ્ઞાનવડે પોતાની ભાર્યાનો પૂર્વભવ જાણીને જૃંભક દેવે કહ્યું કે-" હે ધર્મદેવ ! આ મારી ભાર્યા પૂર્વભવે આ જ નગરમાં રાજાની રાણી ત્રિભુવનદેવી હતી. તારા રૂપાદિક ગુણવડે વશ થયેલા હૃદયવાળી તે દાસીને મોકલવાવડે પણ તું નહીં આવવાથી આશા રહિત થઇને મરી ગઇ. તે પ્રત્યયને લીધે દેવીપણાને પામ્યા છતાં પણ પૂર્વના અનુરાગવડે આ પ્રમાણે ઉપસર્ગ કરવાનો આરંભ કર્યો. " આ પ્રમાણે સર્વ વિશ્વાસ રહિત જાણીને ધર્મદેવે જૃંભક દેવને રજા આપી અને ઉત્પન્ન થયેલા મોટા સંવેગના વેગવાળો તે વિચારવા લાગ્યો કે-" જો કોઇપણ પ્રકારે હું શીલ રહિત થયો હોત, તો આ વ્યંતરથકી અથવા રાજાથકી અત્યંત દુઃખથી પીડા પામીને મરણ પામત. તેથી કરીને પૂર્વભવે મેં કાંઇક પણ નિર્મળ કર્મ ઉપાર્જન કર્યું હશે, કે જેથી જિનેશ્વરે કહેલા આ શીલધર્મને હું પામ્યો. જેના આવા પ્રકારના ફળ પ્રત્યક્ષ દેખાય છે, તે શીલ ધર્મનો મહિમા સમગ્ર કહેવાને આ જગતમાં કોણ સમર્થ છે ? તેથી કરીને તે કયો દિવસ આવશે ? અથવા તે કયું મુહૂર્ત આવશે ? કે

જેમાં યથોક્ત (શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે) પરિપૂર્ણ શીલને હું પાળીશ?" આ પ્રમાણે ધર્મદેવની વિશુદ્ધ લેશ્યા વૃદ્ધિ પામી, અને સારા મનોરથ ઉત્પન્ન થયા ત્યારે સૂર્યોદય થયો. પછી તેવા પ્રકારના નિશ્ચળ ભાવવાળા તેણે દેવપૂજા અને ગુરુપૂજા વિગેરે કાર્યવડે દિવસના બે પહોર નિર્ગમન કર્યા. તે વખતે ભોજનનો સમય થયો તેથી તેને ભોજન કરવા માટે ઘરના માણસે ઉઠાડ્યો. ત્યારે દેવગુરુના સ્મરણપૂર્વક તે ભોજનમંડપમાં બેઠો. તેની પાસે પરિજન બેઠો. વિવિધ પ્રકારના શાક, ઓદન અને દાળ સહિત ભોજ્યનો વિધિ પીરસ્યો. જેટલામાં તે પોતાના મુખમાં કવળને નાંખતો નથી, તેટલામાં કયાંઇથી અકસ્માત્ પ્રત્યક્ષ કલ્યાણના નિધિરૂપ કૌશાંબી નગરીના રાજાનો ભત્રીજો **ભાનુદેવ** નામનો રાજર્ષિ બે માસના પારણાને માટે ઘરના આંગણામાં આવ્યા. અને ધર્મલાભ આપીને ઉચિત સ્થાને ઊભા રહ્યા, તેને ધર્મદેવે જાણ્યો. તે વખતે મોટા હર્ષને ધારણ કરતો અને "અહો! આજે સુકૃતરૂપી કલ્પવૃક્ષ ફળવાળો થયો, મોટી કલ્યાણની લતા પ્રગટ થઈ, અને વાંછિતની પ્રાપ્તિ થઇ, કે જેથી આવા પ્રકારના મુનિ આવા પ્રકારના સમયે કોઇ પણ ઠેકાણેથી આવ્યા." એમ બોલતો અને ઘણા રોમાંચવડે કંચુકની કાયાવાળો તે પીરસેલા વિવિધ પ્રકારના ભક્ષ્ય ભોજનવાળા થાળને પોતાના હસ્તતલવડે ઊંચો કરીને દેવા માટે ઊભો થયો. સાધુએ પણ સૂત્રના ઉપયોગવડે શુદ્ધિનો નિશ્ચય કરીને પાત્ર ધારણ કર્યું.

ત્યારે તેમાં તેણે ભોજન નાંખ્યું તે વખતે તે પ્રદેશમાં વર્તતા વ્યંતર દેવોએ હર્ષિત મનવડે તરત જ વસુધારા કરી, 'અહો! દાન, અહો દાન!' એમ ઉદ્ઘોષણા કરી, શબ્દ કરતા ભમરાઓ સહિત પુષ્પવૃષ્ટિ કરી, વાજિંત્રનો નાદ કર્યો, અને સુગંધી જળની વૃષ્ટિ કરી. તે વખતે મોટો હર્ષ ઉત્પન્ન થવાથી તે મહાત્મા (ધર્મદેવ) વિચારવા લાગ્યો, કે—"અહો! આ મોટા અભ્યુદયના નિધાનની જેવું ઉત્પન્ન થયું, કે જેથી આવા સમયે પ્રાસુક પ્રવર દાન વિદ્યમાન સતે આવા પ્રકારનું દાનને યોગ્ય સુપાત્ર પ્રાપ્ત થયું. તથા વળી જે વખતે મેં ખાવા માટે કરપલ્લવવડે કવળને ઊંચો કર્યો, તે જ વખતે સમ્યક્ દર્શન, જ્ઞાન અને સુંદર ચારિત્રવાળું શ્રેષ્ઠ પાત્ર કોઈ પણ ઠેકાણેથી અહીં પ્રાપ્ત થયું તથા નિર્દોષ ભોજ્યની વિધિવડે દાનને વિષે મારી બુદ્ધિ થઈ. આમાંથી એક એક વાંછિતને કરનારું પુણ્યવડે પ્રાપ્ત થાય છે." આ પ્રમાણે મોટા સંતોષને પામેલો તે સાધુને પડિલાભીને પોતે ભોજન કરીને સંસારથી વિરક્ત ચિત્તવાળો થઇને પરિજન પાસેથી તેનું નિવાસસ્થાન જાણીને તે જ ભાનુદેવ સાધુની પાસે ગયો. અને તેને વિનય સહિત વાંદીને તેની પાસે જેટલામાં બેઠો તેટલામાં કેટલાક હાથી, અશ્વ અને મનુષ્યના સમૂહથી પરિવરેલો **ભાનુદત્ત** નામનો રાજપુત્ર ત્યાં આવ્યો, અને ત્રણ પ્રદક્ષિણા કરીને હર્ષથી ઉછળેલા રોમાંચવાળો તે મોટી ભક્તિવડે તે મુનિના ચરણમાં પડ્યો. ત્યારે આદર સહિત ધર્મલાભ આપવાપૂર્વક સાધુએ તેને કહ્યું કે—"હે વત્સ! તું કયાંથી આવ્યો?" ભાનુદત્તે કહ્યું—"હે ભગવાન! તમારું

બે માસનું ક્ષમણ સાંભળીને હું કૌશાંબી નગરીથી તમને વાંદવા આવ્યો છું, અને આવા પ્રકારના ઉત્કૃષ્ટ તપને નિવારવા માટે આવ્યો છું." મુનિએ કહ્યું—"હે વત્સ! સારા ધર્મિષ્ઠના આ હણાયેલા કલેવરનો આ જ લાભ છે, કે જે દુરનુચર (મોટા) તપનું અનુષ્ઠાન કરાય. વળી બીજું—

મોક્ષના અર્થી પુરુષો દુષ્કર્મ ક્ષયનું કારણરૂપ મોટું ગાઢ તપ કરીને રોગના સ્થાનરૂપ, ઘણા અસ્થિ, વસા, મજ્જા, શુચિ, અનિષ્ટ અને દુર્ગંધી પુદ્ગલોના સમૂહથી ઉત્પન્ન થયેલા, વિનશ્વર(નાશવંત) અને નિઃસાર આ શરીરના ફળને ગ્રહણ કરે છે." ત્યારે રાજપુત્રે કહ્યું—"હે ભગવાન! તે તેમજ છે, પરંતુ આ શરીરથી જ ધર્મની પ્રસૂતિ છે તેથી સર્વ યત્નવડે તે રક્ષણ કરવા યોગ્ય છે. જેથી કરીને તમે પણ આમ કહ્યું હતું કે-સારા સમાધિવાળી સર્વ ઇંદ્રિયોવડે નિરંતર આત્માનું રક્ષણ કરવું જોઇએ. જો તે રક્ષણ ન કરાયો તો [1]જાતિપથને પામે છે, અને સારી રીતે રક્ષણ કરાયો હોય, તો સર્વ દુઃખોથી મુક્ત થાય છે." તે સાંભળીને "હે કુમાર! સારું, સારું, તેં ઉચિત કહ્યું." એમ કહીને સાધુએ તેને બહુમાન આપ્યું. અને આ પ્રમાણે ઉપદેશ આપ્યો કે-"હે વત્સ! કેટલાએક દિવસના જીવિતની પુષ્ટિને માટે ઇંદ્રિયોને આધીન થઇને ધર્મને વિષે એક ક્ષણ માત્ર પણ પ્રમાદી થઇશ મા. આ વિષયોનો સમૂહ પણ પ્રારંભમાં કાંઇક મધુરપણું આપીને છેવટે કિંપાકના ફળના સમૂહની જેમ દારુણ વિપાકવાળો થશે. વળી જે ધન, સ્વજન અને ભવન વિગેરે બાહ્ય આકારવડે કરીને મનને આક્ષેપ (મોહ) પમાડે છે, તે પણ વીજળીના પ્રકાશની જેમ સ્થિર નથી જ. તેથી સંસારના ભંગના કારણરૂપ દેવવંદન, પૂજન, સ્વાધ્યાય, ધ્યાન અને તપવિશેષને વિષે અત્યંત ઉદ્યમમાં તત્પર થજે. તું પોતે પણ નિર્મળ બુદ્ધિએ કરીને સહિત છે તેથી તને આ પ્રમાણે કેટલું કહેવું? તો પણ અમારો કલ્પ છે, તેથી હે વત્સ! તને મેં કાંઇક કહ્યું." ત્યારે પ્રણામ કરીને રાજપુત્રે કહ્યું કે-"હે ભગવાન! હજુ તમે તપમાં વર્તો છો? કે પાર્યું (પારણું કર્યું) છે?" સાધુએ કહ્યું-"આજે જ આ ધર્મદેવને ઘેર પાર્યું છે." ત્યારે તુષ્ટમાન થયેલા રાજપુત્રે પોતાના કંઠમાંથી ઉતારીને ધર્મદેવે નિષેધ કર્યા છતાં પણ મોટા મોતીનો હાર તેના ગળામાં નાંખ્યો, તથા સ્નેહના સારવાળા વચનોવડે તેની પ્રશંસા કરીને સાધુના ચરણને નમીને રાજપુત્ર જેમ આવ્યો હતો તેમ ગયો. ત્યારે મનમાં વિસ્મય પામેલા ધર્મદેવે મુનિવરને પૂછ્યું કે-"હે ભગવાન! અસમાન ભક્તિના પ્રકર્ષવડે અને ઉદાર આહારવડે મનુષ્યોને વિસ્મય ઉત્પન્ન કરનાર આ મહાનુભાવ કોણ છે?" સાધુએ કહ્યું-"આ ભાનુદત્ત કુમાર કૌશાંબી નગરીના રાજાનો ભત્રીજો અને અમારો સંસારીપણાનો પુત્ર છે, તે વંદનાદિકને કારણે અહીં આવ્યો છે." ત્યારે તે ધર્મદેવ સાધુને વાંદીને તરત જ તેના માર્ગે દોડ્યો.

---

૧ જન્મના માર્ગને-સંસારને

પ્રયત્નવડે તે મિથુન વિષયમાં આસકત થયું, તે પણ મુનિનું મન મેરુગિરિના શિખરની જેમ જરાપણ ચલાયમાન થયું નહીં. ત્યારે પ્રશાંત થયેલી કાત્યાયની તેને વાંદીને તથા ખમાવીને કહેવા લાગી કે–" હે મુનિવર! તમે ધન્ય છો, કે જેનું શીલ આવું અકલંક અને પર્વત જેવું અતિ નિશ્ચળ છે. હે મુનિનાથ! તમારા દર્શનવડે હું પણ આજે કૃતાર્થ થઇ છું. તમારાથી બીજો કોઇ આવા પ્રકારની કીર્તિને પામ્યો નથી. જમદગ્નિ, વાસ, દુર્વાસા વિગેરે જે મહામુનિઓ થઇ ગયા, તે પણ યુવતિના વિકારવાળા દર્શનવડે પણ મનમાં ક્ષોભ પામ્યા હતા. અને તેથી કરીને તત્કાળ પોતાના ઘર, સ્ત્રી અને વિષયના વ્યાસંગમાં સન્મુખ થયા હતા, પરંતુ તમને અનેક પ્રકારે ક્ષોભ પમાડ્યા છતાં પણ તમે જરા પણ ક્ષોભ પામ્યા નથી; તેથી એક જિનધર્મ જ સારભૂત ( શ્રેષ્ઠ ) છે, કે જેમાં શાંત રૂપવાળા આવા પ્રકારના મહામુનિઓ જાણે સાક્ષાત્ શીલનું ઘર હોય તેવા દેખાય છે." ઇત્યાદિ સુરેંદ્રદત્ત મહામુનિની સમ્યક્ પ્રકારે શ્લાઘા કરીને ( જિનધર્મમાં ) ઉત્પન્ન થયેલા બહુમાનવાળી તે દેવી પોતાને સ્થાને ગઇ. પછી સૂર્યનો ઉદય થયો ત્યારે ઘણા વિવિધ પ્રકારના તપ કરવાવડે ખપાવેલા મળવાળા તે સાધુએ કાયોત્સર્ગ પારીને અન્યત્ર વિહાર કર્યો. પછી કાળના ક્રમવડે નીસરણીના જેવી ક્ષપકશ્રેણિ ઉપર ચડીને સુરેંદ્રદત્ત અમૂલ્ય મોક્ષભવનને પામ્યો. આ પ્રમાણે એક શીલ જ સદ્ધર્મરૂપી કલ્પવૃક્ષનું મૂળ છે, દુઃખરૂપી અગ્નિને શાંત કરવામાં ( બાળવામાં ) છાણારૂપ છે અને મનવાંછિતને સિદ્ધ કરવામાં અનુકૂળ છે, સંસારના ભયને મસ્તકના શૂળ સમાન છે ઘણા પ્રકારના ગુણરૂપી ધાન્યનો સંચય કરવામાં મુશળ( સાંબેલા )રૂપ છે, અને અધર્મ કુકર્મને પીલનાર છે. આવા શીળને જે ધારણ કરે છે, તે મહાસત્ત્વવાળા છે.

---

## ભાવના ધર્મનું સ્વરૂપ.

આ પ્રમાણે ઉદાહરણ સહિત શીલધર્મને સારી રીતે કહીને હવે હું ઉદાહરણ સહિત ભાવના( ભાવ )ધર્મને કહું છું.

જે વિશુદ્ધ ચેષ્ટાવડે જીવ ભવાય છે ( ભાવિત કરાય છે ) અને વાસિત કરાય છે, તે ભાવના કહેવાય છે, અને તે જ્ઞાનાદિકના વિષયવાળી ઘણા પ્રકારની છે. કોઈ જીવ જ્ઞાનવડે, દર્શનવડે અને ચારિત્રવડે તથા તીર્થંકરની ભક્તિવડે અવશ્ય આ જગતમાં અત્યંત ભાવનાવાળો થાય છે. આ જગતમાં કોઈક જીવ સંસારની દુગંછાવડે, કામની વિરતિવડે, સાધુની સેવાવડે અને જિનધર્મની પ્રભાવનાવડે ભાવિત થાય છે, કોઈ મોક્ષ-સ્થાનના શુભ અનુરાગવડે અને સારા સંગવડે ભાવિત થાય છે, કોઈ મોક્ષનો અર્થી જીવ અનુચિતની અપ્રવૃત્તિવડે, નિંદાવડે અને ગર્હાવડે ભાવિત થાય છે, જે જીવ જે કોઈ કુશળ કર્મવડે નિશ્ચે ભાવિત થાય છે, તે ભાવના તેને જ ધર્મ ઉત્પન્ન કરનારી થાય છે. ભરત

ચક્રવર્તી શરીરના નિઃસારપણાએ કરીને, ભગવાન ચિલાતિપુત્ર પણ વંશના અગ્રભાગે લાગ્યા છતાં પણ વિષયના અત્યંત વિરાગપણાએ કરીને, વળી મરુદેવી માતા ઋષભદેવ જિનેશ્વરની ઋદ્ધિ જોવાથી ઉત્પન્ન થયેલા મોટા હર્ષવડે કરીને સંસારરૂપી વનના અગ્નિ સમાન ભાવનાને પામ્યા હતા, તેમ સંભળાય છે. ઘણા પ્રકારે જીવોને તે તે (જુદા જુદા) ભાવ ઉત્પન્ન થવાથી પરમાર્થવડે ભાવનાનું ઇયત્તા[1] પરિમાણ કરવાને ડાહ્યા પુરુષો પણ સમર્થ નથી. લવણ રહિત ભોજનની જેમ અને હૃદયમાં પ્રીતિ રહિત સ્ત્રીની જેમ ભાવના રહિત મોટો વિધિ પણ શ્લાઘા પામતો નથી. સિદ્ધાંતને વિષે સંભળાય છે કે–નવ ગ્રૈવેયકને વિષે અભવ્ય જીવોએ પણ અનંત શરીરો મૂકયા છે, પરંતુ જ્ઞાનાદિક ભાવના વિરહને લીધે મોટી તપશ્ચર્યા કર્યા છતાં પણ મોક્ષના સુખનો લાભ થયો નથી, કેમકે થોડી ધર્મક્રિયાવડે ગ્રૈવેયકમાં ઉત્પત્તિ પ્રાપ્ત થતી નથી. દાન, શીલ અને તપને વિષે જો કોઇ પણ રીતે ભાવના ન હોય, તો તે ( દાનાદિક ) સર્વે પોતાના કાર્યને સાધતા નથી. તપ વિગેરે ધર્મને કરનાર પણ ભાવના રહિત હોય તો **બ્રહ્મદત્ત**ની જેમ વાંછિત અર્થને પામતો નથી અને તેથી અન્યથા ( ભાવના સહિત ) હોય તો તે બ્રહ્મદત્તની જ જેમ વાંછિત અર્થને પામે છે. આ બન્નેના વિષયમાં પણ બ્રહ્મદત્તનું કથાનક સાંભળો.

ઊંચા પ્રાકાર ( ગઢ )ના પરિક્ષેપવડે શત્રુઓને પાછા હઠાવનારી, વખારા પર્વતના જેવા મોટા વરંડક( વંડી )વડે વીંટાયેલા સેંકડો પ્રાસાદોવડે શોભતી અને હિત, [2]અહિત અને વિવેકને જાણવામાં નિપુણ મનુષ્યોવડે મનોહર **સુકોશલા** નામની નગરી છે. તે નગરીને વિષે ઘાંચીના જ ઘરમાં ખળ( ખોળ )નો સંભવ છે, ગાંધીની દુકાનમાં જ કુષ્ઠ( કોઠા )નું દર્શન છે, ઔષધ શબ્દમાં જ રોહિણી ( એ નામની ઔષધિ )નું જ દલન( પીસવું ) છે, અને સરોવરમાં જ નાલિય( નાળીયેર )ની ઉત્પત્તિ છે, પરંતુ લોકોને વિષે ખળ( શઠ )નો સંભવ નથી, કુષ્ઠ( કોઢના રોગ )નું દર્શન નથી, રોહિણી( નક્ષત્ર )નું દલન નથી અને જુગારની ઉત્પત્તિ નથી. આવા પ્રકારની નગરીમાં બાલજાતિ, મંદજાતિ, મૃગજાતિ અને ભદ્રજાતિ એવા ચાર પ્રકારના શ્રેષ્ઠ હાથીરૂપી ચતુરંગ સૈન્યવાળો, બળદેવના જેવા સામર્થ્યવાળો અને સર્વ રાજાઓના મસ્તકનો મણિ સમાન **શ્રીહર્ષ** નામે રાજા છે. તેને રૂપાદિક ગુણોરૂપી મણિઓની રોહણાચળની ભૂમિરૂપ **ભાનુમતી** નામની ભાર્યા છે, અને સત્ય, સૌહિત્ય તથા ત્યાગ ( દાન ) વિગેરે ગુણવડે પ્રસિદ્ધિને પામેલો **સિદ્ધદેવ** નામે પુત્ર છે. હવે તે જ રાજાના પુરના લોકોનો કારણિક ( કામ કરનાર ) અને સારા યશવાળો **ધર્મયશ** નામના શ્રેષ્ઠિપુત્ર છે, અને તે રાજપુત્રનો પરમ મિત્ર છે. બીજા પણ બે તેના મિત્રો છે. તેમાં એક **ધનદેવ** નામનો મંત્રીપુત્ર અને બીજો **સોમદેવ** નામે પુરોહિત પુત્ર રાજપુત્ર વિગેરે તે ચારે મિત્રો સાથે જ ક્રીડા કરે છે અને સાથે જ

---

૧. આટલાપણું એવું માપ. ૨. અથવા હિત–અહિતના વિવેકને.

ભોજન, શયન વિગેરે ક્રિયા કરે છે. એ પ્રમાણે મોટા સ્નેહના અનુબંધવડે તેમના દિવસો જવા લાગ્યા. તેવામાં એક વખત વસંત માસ આવ્યો. તેમાં શ્રેષ્ઠ નેપથ્ય અને કાંતિવાળા, પોતપોતાના વૈભવને અનુસારે દીન અને અનાથ વિગેરેને દાન આપવામાં પ્રવર્તેલા, વિવિધ પ્રકારના વિલાસને કરનારા તથા ગીત નૃત્યાદિકને વિષે પોતાની ઇચ્છા પ્રમાણે દ્રવ્યના વિનિયોગને ( આપવાનું ) કરતા પુરીના જુવાન માણસોને જોઇને રાજપુત્રે કહ્યું કે-" હે હે મિત્રો ! તમે જુઓ. આ પુરીના યુવાન પુરુષો કુબેરને ઘેર જાણે જન્મ્યા હોય તેમ આય-વ્યયનો વિચાર કર્યા વિના ઇચ્છા પ્રમાણે ધનને કેમ આપે છે ? " ત્યારે મંત્રીપુત્રે કહ્યું કે-" હે રાજપુત્ર ! પૂર્વ પુરુષે ઉપાર્જન કરેલી લક્ષ્મીનું દાન અથવા ભોગ એ જ ફળ છે. અને આ બન્નેના અભાવે નાશ જ બાકી રહે છે, તે આ પ્રમાણે—દાન, ભોગ અને નાશ એ ત્રણ ગતિ ધનની છે. જે આપે નહીં અથવા ભોગવે નહીં, તે ધનનો અવશ્ય નાશ જ થાય છે. તેથી આ પુરુષો આ પ્રમાણે વિલાસ કરે છે, તે અયોગ્ય શું છે ? " ત્યારે રાજપુત્રે શ્રેષ્ઠીપુત્રના મુખની સન્મુખ જોયું. તેણે પણ કહ્યું કે-" હે રાજપુત્ર ! આને અયોગ્ય કોણ કહે ? માત્ર વિશેષ એ છે કે-પોતાના હાથે ઉપાર્જન કરેલા ધનવડે જેઓ વિલાસ કરે છે તે જ સત્પુરુષ છે, પણ બીજા સત્પુરુષ નથી. પૂર્વ પુરુષે ઉપાર્જન કરેલા ધનવડે સર્વ જનો વિલાસ કરવાનું જાણે છે, પરંતુ પોતે ઉપાર્જન કરેલા ધનવડે જે વિલાસ કરે છે, તે પુરુષો આ જગતમાં વિરલા જ છે." ત્યારપછી પુરોહિતના પુત્રે કહ્યું કે-" હે રાજપુત્ર ! આ કપોલ કલ્પનાવડે શું ? જેમ જેમ વિત્તની પ્રાપ્તિ અને તેનો ઉપભોગ તે પુણ્ય રહિતને સંભવતો નથી, તો પછી આ પોતે ઉપાર્જન કરવાનું અભિમાન નિષ્ફળ કેમ કહેવાય છે ? " આ પ્રમાણે પરસ્પર ભિન્ન માર્ગવાળા મિત્રોના વચનના વિસ્તારને સાંભળીને રાજપુત્ર વિચારવા લાગ્યો કે-" કોઇ કાંઇપણ ભલે બોલો, પરંતુ હું તો શ્રેષ્ઠીપુત્રના વચનને પરમાર્થરૂપ, અત્યંત ઉચિત, અનુપમ અને યશ ઉત્પન્ન કરનાર માનું છું, કેમકે જે વ્યવસાય ( ઉદ્યમ-વેપાર ) રહિત પુરુષો પૂર્વ પુરુષે ઉપાર્જન કરેલા ધનવડે દાન અને વિલાસ( ભોગ )ના વિસ્તારને કરે છે, તેઓ નામ માત્રથી જ પુરુષો છે." આ અવસરે મંત્રીપુત્રાદિકે રાજપુત્રને કહ્યું કે-"શું અમારું વચન અનુચિત જાણ્યું ? કે જેથી આ પ્રમાણે મનમાં વિચાર કરતો રાજપુત્ર કાંઇક વિતર્ક સહિત રહેલ છે ? " ત્યારે રાજપુત્રે કહ્યું કે-" હા. એમ જ એ છે, પરંતુ સમ્યક્ પ્રકારે વિચાર કરતા મને શ્રેષ્ઠીપુત્રનું વચન જ યુક્તિયુક્ત જણાયું છે. " ત્યારે મંત્રીપુત્રે અને પુરોહિતપુત્રે કહ્યું કે-" હે રાજપુત્ર ! એ પ્રમાણે કથાને વિષે જ સંભળાય છે, પરંતુ હમણાં તો પિતા અને પિતામહ વિગેરેએ ઉપાર્જન કરેલા ધનનો ઉપભોગ કરનારા લોકો કંઠે પકડીને કાઢી મૂકયા છતાં પણ ઘરનો ત્યાગ કરતા નથી. તથા દૌર્ગત્યને પામ્યા છતાં પણ દ્રવ્યનું ઉપાર્જન કરવું ઇચ્છતા નથી. " રાજપુત્રે કહ્યું—" એવા પ્રકારના પુરુષો પ્રાયે કરીને હોય છે. " ત્યારે

મંત્રીપુત્રાદિકે કહ્યું—" હે રાજપુત્ર ! પ્રાયે કરીને એમ કેમ કહો છો ? હાલમાં તો સર્વે એવા પ્રકારના જ છે. " રાજપુત્રે કહ્યું—" મારા જીવતા છતાં આવા પ્રકારનું કહેવાનો શો અવકાશ છે ? જો તમને ઘરનું શરણુ ( આધાર ) વિગેરે વલ્લભ ન હોય, અને પોતાના મનને કષ્ટમાં સ્થાપન કરવાને શકિતમાન હો, તો જૂદા જૂદા દેશની યાત્રાના વિહારવડે ધન ઉપાર્જન કરવાનો ઉદ્યમ અંગીકાર કરો. " ત્યારે મિત્રોએ કહ્યું કે—" એમ કરીએ, પરંતુ કેટલે કાળે પાછું આવવું ? " રાજપુત્રે કહ્યું—" ધનનું ઉપાર્જન થાય કે ન થાય, તો પણ અવશ્ય આ વસંત માસને સમયે જ પાછા આવવું, પરંતુ હાથ છે બીજો જેને એવા ( એકલા જ ) આપણે કોઈને કહ્યા વિના જ જવું. " ત્યારે સર્વેએ તે અંગીકાર કર્યું. બાદ સારા તિથિ મુહૂર્તને વખતે તે સર્વે પોતાના મંદિરમાંથી નીકળ્યા. તેમાં સિદ્ધદેવ રાજપુત્ર પૂર્વ દેશની સન્મુખ ગયો, મંત્રીપુત્ર ધનદેવ દક્ષિણ દેશને માર્ગે ગયો, પુરોહિત પુત્ર સોમદેવ ઉત્તર દિશાના માર્ગે ગયો અને શ્રેષ્ઠીપુત્ર ધર્મયશ પશ્ચિમ દિશામાં ગયો.

પછી જતો રાજપુત્ર દિવસના પહેલા અર્ધભાગે( મધ્યાહ્ન સમયે ) ભોજન કરવાને કારણે એક નાના ગામને વિષે જેટલામાં પેઠો, તેટલામાં " મનોહર અંગના લાવણ્ય અને રૂપવાળો આ છે. " એમ જાણીને કુલપુત્રે પોતાને ઘેર લઇ જઇને તેને જમાડ્યો. ત્યારપછી ત્યાંથી ચાલ્યો. અખંડ( નિરંતર ) પ્રયાણવડે જતો અને શુભ શુકનવડે શુભને સૂચવાયેલો તે **કુશાગ્ર** નગરને પામ્યો. ત્યાં નામે કરીને પ્રસિદ્ધ **વિજયદેવ** નામે રાજા છે, અને તે પુત્ર રહિત હોવાથી પૃથ્વીનો મોટો ભાર વહન કરે છે. તે રાજા રાત્રિએ સૂતો હતો ત્યારે પ્રભાતને સમયે તેણે સ્વપ્ન જોયું, કે—" કૂવામાં પડતા મને એક પુરુષે ધારણ કર્યો. " આ સ્વપ્ન જોઇને રાજાના હર્ષનો ઉત્કર્ષ વૃદ્ધિ પામ્યો, અને " કોનાથી મારું શું કલ્યાણ થશે ? " એમ તર્ક કરવા લાગ્યો. તે રાજપુત્ર પણ જુગારની ભૂમિ મધ્યે જઇને રહ્યો. તે વખતે તેને એક ભાટના પુત્રે જોયો. તેને સારી રીતે ઓળખીને તેણે જઇને વિજયદેવ રાજાને કહ્યું કે—" અહીં શ્રીહર્ષ મોટા રાજાનો પુત્ર રહ્યો છે. તે નામવડે સિદ્ધદેવ છે, લોકોત્તર ( અનુપમ ) રૂપ અને ધૈર્યનો આધાર છે, શૂરતા વિગેરે ગુણના સમૂહની નિવાસભૂમિ છે અને મહાસત્વવાળો છે. " તે સાંભળીને રાજાએ હૃદયમાં શુભ સ્વપ્નનો અર્થ વિચારીને જાણ્યું કે—" કૂવામાં પડવાના ભયથી રક્ષણ કરનાર તે જ આ પુરુષ છે. " એમ વિચારીને હર્ષ પામેલા તેણે અતિ મોટા ગૌરવવડે તે રાજપુત્રને બોલાવ્યો અને પુત્રની જેમ તેને પોતાની પાસે ધારણ કર્યો ( રાખ્યો. ) તથા હૃદયમાં હર્ષ પામેલા રાજાએ **કંચનમાળા** નામની પોતાની પુત્રી સારા મુહૂર્ત અને યોગને વિષે તેને આપી (પરણાવી). પછી તે રાજપુત્રને પોતાના પુત્રની બુદ્ધિથી જોતાં તે રાજાના કેટલાક દિવસો ગયા ત્યારે **કરેણુદત્ત** નામના સીમાડાના રાજાની સાથે વિગ્રહ થયો. ત્યારે મોટા ક્રોધને વહન કરતો તે રાજા ચતુરંગ સૈન્ય સહિત તેની સન્મુખ ચાલ્યો. ત્યારે તે વૃત્તાંત જાણીને અત્યંત નમ્રતા સહિત રાજપુત્રે રાજાના ચરણમાં પ્રણામ કરવાપૂર્વક વિનંતિ કરી કે–" હે દેવ ! હું સેવક

વિદ્યમાન છતાં તમે આ શું આરંભ્યું ? આવા પ્રકારનો પ્રસ્તાવ ( સમય ) સેવકજનોએ મોટા પૂર્વના પુણ્યવડે પ્રાપ્ત કરાય છે, તેથી હે દેવ ! મને આદેશ આપો." તે સાંભળીને "અહો ! પ્રધાન વિનયવાળો આનો વચનવિન્યાસ ? અહો ! ઉચિત કરવાપણું ? અને અહો ! ચિત્તનો અવષ્ટંભ કેવો છે ?" એમ વિચારીને હર્ષિત મુખવાળા રાજાએ બહુમાન સહિત સન્માન કરીને તે રાજપુત્રને આદેશ આપ્યો. ત્યારે તે તત્કાળ દેવ અને ગુરુના ચરણને પ્રણામ કરી, જયકુંજર ઉપર ચડીને ચતુરંગ સૈન્ય સહિત નગરમાંથી નીકળ્યો. પોતાના દેશની સીમાને ઓળંગી ગયો. તે વખતે રાજપુત્રનું આગમન સાંભળીને કરેણુદત્ત રાજા જરા પણ ક્ષોભ પામ્યા વિના સન્મુખ રહ્યો. ત્યારે તે રાજપુત્રે દૂતના મુખવડે ( વચનવડે ) તેને કહેવરાવ્યું કે—

"અહો ! તું અશક્તિમાન છે." એમ જાણીને જો કોઈ પણ પ્રકારે અમારા રાજાએ તારી ઉપેક્ષા કરી છે, તો આ વિચાર્યા વિના કાર્ય કરવું તે શું તને યોગ્ય છે ? હજુ પણ કાંઈ નાશ પામ્યું નથી, તું પ્રતિબોધ પામ, તારા દેશમાં જતો રહે અને સરોવરના હંસના વેગને અનુસરીને હાથીની જેમ તું કેમ મરે છે ?" આ પ્રમાણે દૂતે કહ્યું ત્યારે હૃદયમાં કોપ ઉછળવાથી ભૃકુટિના ભંગવડે અતિ ભયંકર કરેણુદત્ત રાજા આ પ્રમાણે કહેવા લાગ્યો, કે–"ભિક્ષાને માટે ભ્રમણ કરતો આ કોઈ પરદેશી આવ્યો છે, તેને દાસીની પુત્રી આપીને સંતોષ પમાડયો અને અત્યંત તેનું પોષણ કર્યું, તેથી ઉન્માદને પામેલો આ મહાપાપી હમણાં કેવું બોલે છે ? તે જુઓ. અથવા તો ભયને નહીં જોયેલા પુરુષોના આવા જ ઉલ્લાપ હોય છે. તેથી હે અધમ દૂત ! તું મારી દૃષ્ટિમાર્ગનો જલદી ત્યાગ કર, જા, અને તે પરદેશીને આ મારું વચન કહે. આ હું આવ્યો છું. મારા વચનને ગ્રહણ કરીને તું પલાયન કરીશ નહીં, કેમકે કાપડીયાની જેમ તારી જેવાને આ ( પલાયન ) સુલભ જ છે." આ પ્રમાણે કહીને તેણે દૂતને કાઢી મૂકયો ત્યારે ક્રોધવડે રક્ત નેત્રવાળા તેણે જઈને રાજકુમારને તેના ઉલ્લાપનો વૃત્તાંત વિશેષે કરીને કહ્યો. તે સાંભળીને તેને મોટો ક્રોધ ઉત્પન્ન થવાથી–"હવે મારે આ દુરાચારીને સાધ્યા( જીત્યા ) પછી ભોજન કરવું." એમ બોલતા તેણે તે જ વખતે વિલંબ રહિત પ્રયાણ કર્યું, અને મોટા હાથી, અશ્વ, રથ અને યોદ્ધા સહિત તે સિદ્ધદેવ રાજપુત્ર દોડયો. કરેણુદત્ત પણ "તે વરાક( બિચારા )ની શી શક્તિ છે ?" એમ બોલતો જેટલામાં ગીત નૃત્યાદિકમાં આસક્ત થયેલો રહે છે તેટલામાં કિંકરોના હાથના પ્રયત્નવડે વગાડેલા પટહ, ભંભા, મુકુંદ અને દુંદુભિના નિર્ઘોષવડે ભુવનના આંતરાને ભરી દેતો અને 'હણ હણ' એવા શબ્દવડે વાચાળ સુભટોના આડંબરવડે શત્રુને ક્ષોભ પમાડતો રાજપુત્ર મોટા વેગથી તેની સમીપે પ્રાપ્ત થયો. તે વખતે તરત જ અશ્વ ઉપર ચડેલા ચરપુરુષે આ વાત કરેણુદત્તને નિવેદન કરી, ત્યારે "કેમ હમણાં પણ તે દુરાત્મા પ્રાપ્ત થયો ?" એમ જાણીને ક્ષોભ પામ્યો, અને "અરેરે ! અશ્વના સમૂહને પલાણવાળા કરો, હાથીના સમૂહને

 

અંબાડીવાળા કરો, રથના સમૂહને તૈયાર કરો, અને યોદ્ધાના સમૂહને કવચવાળા કરો." એમ બોલતા તે રાજાને તરત જ સિંચાણાવડે કપોત( પારેવા )ની જેમ સન્નાહવાળા રાજપુત્રે પકડવા માંડ્યો, તે વખતે "જે પલાયન કરે તે જીવે" એમ સ્મરણ કરતો તે કરેણદત્ત રાજા માત્ર પોતાના શરીર સાથે જ નાશી ગયો. ત્યારે તેનો સ્કંધાવાર રાજપુત્રે લૂંટ્યો, પરંતુ "આ મારી બ્હેનો છે" એમ બોલતા તેણે તેના અંતઃપુરની સ્ત્રીઓનું સન્માન કરીને વિદાય કરી. બાકીનું હાથી, અશ્વ અને ભંડાર વિગેરે સર્વ ગ્રહણ કરીને તે રાજપુત્ર પોતાના નગર તરફ પાછો વળ્યો. વિજયદેવ રાજાને વધામણી આપી ત્યાર પછી તે રાજાએ સન્માન કરીને તે કુમારને યુવરાજપદને વિષે સ્થાપન કર્યો. પછી કોઈક દિવસ રાજાને નિવૃત્તિ ન પામે તેવો મોટો જ્વર ઉત્પન્ન થયો, તેથી રાજાએ પોતાનો અવસાન( મરણ )કાળ જાણ્યો. ત્યારે તેણે મંત્રી અને સામંતાદિકની સમક્ષ સિદ્ધદેવને પોતાને સ્થાને સ્થાપન કર્યો. સર્વ રાજ્ય આપ્યું અને આ પ્રમાણે ઉપદેશ આપ્યો કે-"હે વત્સ ! તું આ સાત અંગવાળા રાજ્યને કોઇ પ્રકારે તેવી રીતે પાળજે, કે જે પ્રકારે સ્વભાવવડે કુટિલ એવા ખળપુરુષો મને દોષ ન આપે; નહીં તો "સ્વભાવને જાણ્યા વિના રાજાએ આ પરદેશીને રાજા કર્યો." એમ બોલતા આ લોકોને નિવારવા કોણ શક્તિમાન હોય ? તથા વળી તું કુળને, શીળને, નીતિમાર્ગને, ધર્મને તથા પૂર્વ પુરુષના ક્રમને વિચારજે. ઘણું કહેવાથી શું ?" આ પ્રમાણે તેને શિખામણ આપીને મોટા જ્વરવડે વ્યાકુલ અંગવાળો તે રાજા મરણ પામ્યો તેના દેહનો સંસ્કાર કર્યો. ત્યારપછી અત્યંત શોકના સમૂહવડે વ્યાકુળ થયેલા સિદ્ધદેવ રાજાને મંત્રીઓએ પ્રતિબોધ કરીને રાજ્યચિંતામાં સ્થાપન કર્યો.

હવે આ તરફ તે મંત્રીપુત્ર ધનદેવ ક્રમે કરીને જતો કાંચીપુરીને પામ્યો. ત્યાં કાંઇ પણ વ્યવસાય( ઉદ્યમ )ને નહીં જાણવાથી કરણ[1]માંડવીમાં ગયો. ત્યાં વ્યવહારનું ચિંતવન થાય છે, તે સમયે ત્યાં અનેક ઝાગડું લોકોવડે વીંટાયેલ એક કુલપુત્ર આવ્યો. અને તે બોલવા લાગ્યો કે-"હે હે ! રાજચિંતકો ! તમે મારું વૃત્તાંત મૂળથી સાંભળો." ત્યારે તેઓએ કહ્યું કે-"વિશ્વાસવાળો થઇને તું કહે." ત્યારે તેણે કહ્યું કે-"બહુલ નામનો સંનિવેશ( ગામ ) છે. ત્યાં હું રહું છું. કોઇપણ દુષ્કર્મના વશથી વ્યાપ્ત થયેલા અને દૌર્ગત્યવડે દુભાતા ખરાબ મનવાળા મને એક દિવસ મારા મિત્ર દુર્લભ શ્રેષ્ઠીએ જોયો, અને કહ્યું કે-"તું કેમ સંતાપ પામે છે ? મારા વૃષભો ( બળદો ) ગ્રહણ કરીને તું ખેતી કર કે જેથી તારો નિર્વાહ થાય." ત્યારે "બહુ સારું" એમ કહીને મેં તેનું વચન અંગીકાર કર્યું. ખેતીનો પ્રારંભ કર્યો, પરંતુ પોતાના દૈવના વિપરીતપણાને જોતો હું વિકાળ સમયે ( સાંજે ) વૃષભોને શ્રેષ્ઠીને ઘેર લઇ જઇને બાંધવા લાગ્યો. એ

---

[1] ન્યાયકોરટ.

પ્રમાણે કેટલાક દિવસો ગયા. પછી કોઇક દિવસ સૂર્યાસ્ત સમયે વાળુ કરતો શ્રેષ્ઠી સાક્ષાત્ જોતો હતો ત્યારે તેને ઘેર વૃષભોને બાંધીને હું મારે ઘેર ગયો. શ્રેષ્ઠી ભોજન કરતો હતો ત્યારે જ તે વૃષભો કોઇ પણ પ્રકારે બંધનથી પોતાને મુક્ત કરીને ઘરમાંથી બહાર નીકળ્યા. શ્રેષ્ઠી પણ અન્ય અન્ય કાર્યના પ્રસંગથી કાંઇક કાળવિલંબ કરીને વૃષભોને જોવા લાગ્યો. 'તેને ચોરોએ હરણ કરેલા છે' એમ ધારીને તેને નહીં જોતો તે શ્રેષ્ઠી મારી પાસે માગવા લાગ્યો. મેં તેને કહ્યું કે-" તમારા દેખતા છતાં તે વૃષભો તમારે ઘેર બાંધીને મૂકયા હતા, તેની તમે ઉપેક્ષા કરી હશે. તેમાં મારો શો દોષ છે ? આ પ્રમાણે વૃષભો ગયા છતાં પણ જો તમે મારી પાસે માગતા હો, તો આપણે કારણિકોને કહીએ. જો તેઓ કહેશે, તો તે વૃષભોને પણ હું આપીશ." ત્યારે શ્રેષ્ઠીએ તે અંગીકાર કર્યું. પછી તેની સાથે આવતા માર્ગમાં ગાડાની સન્મુખ જતા ઘોડેસ્વારે મને કહ્યું કે-" આ ત્રાસ પામેલા ઘોડાને યષ્ટિવડે મારીને પાછો વાળ." આ પ્રમાણે તેણે કહ્યું ત્યારે મેં તે ઘોડાને માર્યો, તે વખતે કોઇપણ પ્રકારે મર્મસ્થાનમાં ઘાત થવાથી તે મરી ગયો. ત્યારે તે ઘોડેસ્વાર મારી પાસે ઘોડો માગવા લાગ્યો. મેં કહ્યું કે-" તારા કહેવાથી મેં ઘોડાને માર્યો, હવે મારે તને શું આપવું ? આમ છતાં પણ જો કારણિક પુરુષો અપાવશે, તો હું આપીશ." પછી તે પણ મારી પાછળ લાગ્યો. ત્યારપછી હું તે બન્ને સહિત આજે રાત્રિ સમયે આ નગરીમાં આવ્યો અને બહાર વટવૃક્ષની નીચે રહ્યો. મધ્યરાત્રિને સમયે વૈરાગ્ય પામેલા મેં વિચાર કર્યો કે-" હવે મારું જીવિત સર્વથા પ્રકારે નથી, તો પછી બીજાએ કરેલી વિડંબનાનો અનુભવ કરવાથી શું ? તેથી ઉલ્લંબન કરીને મરવું સારું છે." એમ વિચારીને હું વટ ઉપર ચઢ્યો. ત્યાં ઉત્તરીય વસ્ત્રવડે શાખા ઉપર અને મારા કંઠદેશ ઉપર પાસલો બાંધ્યો. ત્યાંથી આત્માને મૂકયો. ભારવાળા શરીરવડે કરીને તે પાશ તૂટી ગયો અને હું પૃથ્વી ઉપર પડ્યો. પરંતુ ત્યાં નીચે નટપેટકનો એક વૃદ્ધ માણસ સૂતો હતો તે પડતાં એવા મારાવડે પોતાના શરીરથી ચંપાયો ( દબાયો ), અને તે અભિઘાતવડે તે મરી ગયો. ત્યારે નટોએ પણ મને કહ્યું કે-" મારા પિતાને આપ." તેઓ પણ અહીં આવીને રહ્યા છે.

હવે હે કારણિક પુરુષો ! મારા ઉપર કાંઇક કરુણા કરીને ન્યાયમાર્ગ કહો કે જેથી હું પાપી જીવું. મારા જીવિત અને જન્મને ધિક્કાર છે, કે જે હું આવા મોટા ભયંકર દુષ્કર્મને વિષે પડ્યો છું. તેથી મારે ઘેર પણ કામ કરવા પામતો નથી. અરેરે ! જો મારો વિધિ વિમુખ હોય, તો ભલે મને વિત્તની સંપદા ન આપે પરંતુ જે મરણને પણ અટકાવે છે, તે તો મને અત્યંત મોટું દુઃખ છે. મારું જીવિત નથી, મરણ નથી, પ્રસ્તુત કષ્ટયાનો વિચ્છેદ નથી. હું કયાં જાઉં અથવા શું કરું ? હા ! હા ! હું મંદ ભાગ્યવાળો છું." ત્યારપછી કારણિક પુરુષોએ તે ઘોડેસ્વાર વિગેરેને પૂછ્યું ત્યારે તેઓએ પણ સર્વ એ જ પ્રમાણે કહ્યું. તે વખતે " આવા વ્યવહારમાં શું ઉચિત છે ? દોષવાળો કોણ છે

 

અને દોષ રહિત કોણ છે ? " એ પ્રમાણે વિચાર કરવા લાગ્યા છતાં પણ તે કારણિક પુરુષો જેટલામાં હવે શું કરવું ? એમ વિચારીને વ્યાકુળ થયેલા અને કાર્યના નિર્ણયને નહીં જાણતા કાંઇપણ ઉત્તર આપવામાં સમર્થ ન થયા. તેટલામાં મંત્રીપુત્ર ધનદેવે તેઓને કહ્યું કે-" તમે આ પ્રમાણે મૂઢ કેમ રહો છે કે જેથી વ્યવહારના નિશ્ચયને કરતા નથી ? આમાં વિષમતા શું છે ? " તે સાંભળીને તેઓએ તેની સન્મુખ જોઇને " અહો ! આ કોઇક સુંદર આકારવાળો છે. " એમ જાણીને અને બોલાવીને તે મંત્રીપુત્રને પોતાના આસન ઉપર બેસાડ્યો અને ગૌરવ સહિત તેને કહ્યું કે-" અહો ! મોટા અનુભાવવાળા ! જે ઉચિત હોય, તે કહો. " ત્યારે મંત્રીપુત્રે તે સર્વ વિવાદીઓને બોલાવ્યા. તેમાં પ્રથમ શ્રેષ્ઠીને પૂછ્યું કે-" આણે તારે ઘેર મૂકેલા વૃષભો શું તેં દેખ્યા હતા કે નહીં ? " શ્રેષ્ઠીએ કહ્યું-" હા દેખ્યા હતા. " મંત્રીપુત્રે કહ્યું-" જો એમ છે તો તારા નેત્રનું ખોદવું કરાય અને આ તને વૃષભો આપે. " પછી ઘોડેસ્વારને પૂછ્યું-" તેં ઘોડાને મરાવ્યો હતો કે નહીં ? " તેણે કહ્યું-" હા, મેં મરાવ્યો હતો. " મંત્રીપુત્રે કહ્યું-" તારી પણ જિહ્વાનો છેદ કરાય અને આ તને ઘોડો અપાવે. " પછી નટોને કહ્યું કે-" આ માણસ વટની નીચે રહે અને તમે ઉપર ચડીને પોતાને શાખા ઉપર લટકાવો, અને પાસલો તોડીને પડીને તેને મારી નાંખો. આ નિર્ણયનો નિયમ છે. " ત્યારે " આ એમ જ છે. " એમ કહીને કારણિક પુરુષોએ તે અંગીકાર કર્યું ત્યારે સર્વે પ્રતિવાદીઓ નાશી ગયા, અને કુળપુત્ર સંતોષ પામીને પોતાને સ્થાને ગયો. પછી નિર્મળ મતિવડે સારી રીતે નિશ્ચય કરેલા કાર્યના નિર્ણયથી તુષ્ટમાન થયેલા રાજાએ તે મંત્રીપુત્રને કારણિક પુરુષોની ઉપર સ્થાપન કર્યો અને તેને ઘણી આજીવિકા આપી. તેનાથી તે તત્કાળ મોટી ઋદ્ધિવાળો થયો. અથવા તો રાજાનો પ્રસાદ મોટા દારિદ્રનો પણ નાશ કરે છે.

હવે આ તરફ તે પુરોહિતનો પુત્ર સોમદેવ ઉત્તર દિશામાં ઘણા [1]કર્ણપુરની જેવા **ગર્જનપુરમાં** ગયો. ત્યાં **મહાબળ** નામે રાજા છે. તે અત્યંત યજ્ઞ કરવામાં આસક્ત હોવાથી નિરંતર યજ્ઞ કરાવે છે. તે કાર્યમાં ઉપરોહિતને નીમ્યો, તે યાજ્ઞિકનો વ્યાપાર કરતો હતો તેવા સમયે તે પુરોહિતપુત્ર ત્યાં આવ્યો. પુરોહિતે તેનું સન્માન કરીને તેને યજ્ઞકાર્યમાં નીમ્યો. પછી અશ્વમેધ નામનો મોટો યજ્ઞ પ્રારંભ્યો. ત્યારે કોઇપણ અશુભ કર્મના ઉદયવડે મંત્રોચ્ચારપૂર્વક હોમ કરાતે સતે ઇર્ષ્યાવાળા એક યાજ્ઞિકે તે સ્થાન જન રહિત થયું ત્યારે તેને ઉપાડીને અગ્નિકુંડમાં નાંખ્યો. તેનું શરીર બળી ગયું અને તે મરણ પામ્યો.

હવે આ તરફ તે શ્રેષ્ઠીનો પુત્ર ધર્મયશ **સિંધુસૌવીર** દેશમાં **વીતભય** નગરમાં ગયો. ત્યાં કોઇ પણ કુશળ કર્મના ઉદયથી તે જે જે વ્યાપાર કરતો હતો તે તે

---

[1] કર્ણનો અલંકાર.

વ્યાપારવડે ઘણો દ્રવ્યનો સમૂહ તેણે ઉપાર્જન કર્યો. દેશ, ક્ષેત્ર અને કાળને હું અહીં નિમિત્ત માત્ર જ માનું છું. એમ ન હોય તો વિત્ત રહિત પણ તે શીઘ્રપણે કેમ ઋદ્ધિને પામ્યો? જે સત્પુરુષો અતિ મોટા પુણ્યના સમૂહવડે જોવાયેલા હોય છે, તેઓના હાથના વિષયમાં જેમ તેમ પણ સમૃદ્ધિઓ આવે છે. અને તેનાથી (પુણ્યથી) રહિત પુરુષો મોટી સમૃદ્ધિથી યુક્ત હોવા છતાં પણ દૌર્ગત્યને પામે છે અને વ્યવસાય કરતા તેઓ મરણને અથવા અનર્થને પામે છે. આ પ્રમાણે આ પણ મહાત્મા મોટી ઋદ્ધિના વિસ્તારને પામીને પોતાના દેશ તરફ પાછા વળવા માટે ઉત્સાહિત મનવાળો થયો. તેવામાં નવા પત્ર અને પલ્લવવડે શોભતા વૃક્ષોના સમૂહવાળો, વિલાસ કરીને કોયલના શબ્દવડે મનોહર સુંદર વસંત સમય પ્રાપ્ત થયો. ત્યારે તેને સંભારીને તે પોતપોતાના સ્થાનથી તે રાજપુત્રાદિક કોશલા નગરીને ઉદ્દેશીને શીઘ્રપણે ચાલ્યા. હવે રાજપુત્ર પોતાના દેશની સ્વસ્થતા ચિંતવીને (કરીને) મોટા વૈભવવાળો ચતુરંગ સૈન્ય સહિત કોશલા નગરીમાં આવ્યો. મંત્રીપુત્ર પણ રાજાને ચિરકાળની વ્યવસ્થા નિવેદન કરીને રાજાએ આપેલા વિત્ત સહિત આવ્યો. એ જ રીતે શ્રેષ્ઠીપુત્ર આવ્યો. તેઓ પોતપોતાની સામગ્રીમાંથી દીન અને દુઃસ્થિતિવાળાને ધન આપતા અને લોકોવડે સ્તુતિ કરાતા પોતપોતાના ભવનમાં પેઠા. તેમના માતાપિતા ખુશી થયા, નગરમાં તેમનું વર્ધાપન કર્યું. તથા ત્રિક, ચતુષ્ક અને ચર્ચરને વિષે તેમની કીર્તિનો સમૂહ વિસ્તાર પામ્યો. તથા આવી વાત થઈ કે–" આ પુરોહિતનો પુત્ર યજ્ઞ કરાવતો હતો ત્યારે કોઈ પણ પ્રકારે હોમના અગ્નિવડે બળેલા અંગવાળો થયો (મરી ગયો)." આ પ્રમાણે સાંભળીને સમયે નહીં આવવાથી વિનાશનો નિશ્ચય કરીને રાજપુત્રાદિક મિત્રો તેનો શોક કરવા લાગ્યા. ત્યાર પછી તેના મરણનું કાર્ય કરીને પોતપોતાની વાતો કહીને રંજિત મનવાળા તેઓ પોતાની ભુજાવડે ઉપાર્જન કરેલા વિત્તના વિસ્તારને કહેવા લાગ્યા. પછી રાજપુત્રે કહ્યું કે–" હમણાં મેં મારા હૃદયમાં આ નિશ્ચય કર્યો છે કે-ઇચ્છિત અર્થની સિદ્ધિને વિષે એક પુણ્ય જ નિમિત્ત છે, તેથી કરીને કોઈ પણ પ્રકારે તે પુણ્ય જ જેવી રીતે વિસ્તારને પામે તેવી રીતે હે મંત્રીપુત્ર! અને શ્રેષ્ઠી પુત્ર! તમારે ઉદ્યમ કરવો યોગ્ય છે." ત્યારે તેઓએ કહ્યું કે–" હે, રાજપુત્ર! તે એમ છે, પરંતુ તે પુણ્ય કેવી રીતે વિસ્તારને પામે? તે જાણવા યોગ્ય છે." ત્યારે રાજપુત્રે કહ્યું–"સામાન્ય રીતે તો દીન અને દુઃસ્થ વિગેરેને ધન આપવાથી તે પુણ્યનો વિસ્તાર હું માનું છું, પરંતુ વિશેષે કરીને તો સુગુરુના મુખકમળથી જાણવા લાયક છે." ત્યારે "સુગુરુને ક્યાં જોવા?" એમ તે સર્વે વિચારવા લાગ્યા. આ અવસરે અજવાળામાં (પ્રકાશમાં) રહેલા તેઓએ નગરીમાંથી નીકળતા, વિવિધ પ્રકારના વાહન ઉપર ચડેલા અને મોટા શ્રૃંગારવાળા પુરજનોને જોયા, અને પરિવાર જનથી સાંભળ્યું કે–" પુષ્પાવતંસ નામના ઉદ્યાનમાં ભૂત અને ભવિષ્યના ભાવોને જાણનારા, ભાવ શત્રુનું ખંડન કરવામાં પ્રચંડ સામર્થ્યવાળા, સમગ્ર શાસ્ત્રરૂપી સમુદ્રના પારગામી, પારગતે (તીર્થંકરે) રચેલા

પ્રવચનમાં અનુરક્ત ચિત્તવાળા અને ચિંતવી ન શકાય તેવા તપોપધાનમાં તત્પર **પ્રભાસ** નામના સૂરિ સમવસર્યા છે. તેના ચરણના દર્શનને માટે આ લોકો આ પ્રમાણે જાય છે." આ સાંભળીને મોટા આનંદને ધારણ કરતા રાજપુત્ર, મંત્રીપુત્ર, શ્રેષ્ઠીપુત્ર પોતાના પરિજન સહિત સૂરિની સમીપે ગયા. ત્રણ પ્રદક્ષિણાપૂર્વક તેના ચરણમાં પડયા. યોગ્ય સ્થાને બેઠા. સુગુરુએ પણ તેના અભિપ્રાયને અનુસરતી ધર્મકથા પ્રારંભી કે–" જે બુદ્ધિનો અવિષય છે, જે પુરુષાર્થને અગોચર છે અને જે સારી રીતે જોયા છતાં પણ ચક્ષુના લક્ષ્યને વિષયને પામતું નથી, તે પણ પૂર્વે આચરેલા પુણ્યવાળા પુરુષોના પુણ્યના ઉદયથી પ્રાપ્ત થાય છે, કેમકે લોકને વિષે કારણ વિનાના કાર્ય દેખાતા જ નથી. વળી તે પુણ્ય દાનથી થાય છે અથવા શીલ પાળવાથી થાય છે. અથવા દુષ્કર તપ આચરવાથી અથવા શુભ ભાવનાના વશથી થાય છે. આ ચારે પુણ્યના અંગમાંથી એક એકને પણ આ જગતમાં જે મનુષ્યો આચરે છે, તેઓ ઉદીર્ણ (કહેલા) પુણ્યને ઉપાર્જન કરે છે. તે પુણ્યને અનુસરનારા સત્પુરુષો ગુફામાં, અરણ્યમાં, સ્મશાન મધ્યે, સરોવરમાં, સમુદ્રમાં કે નદી વિગેરેમાં ગયા છતાં કાંઇપણ દુઃખને પામતા નથી. દેશાંતરમાં ગયેલા તેઓ ગુરુની જેમ પૂજવા યોગ્ય થાય છે અને પિતાની જેમ ગૌરવવડે જોવાય છે. તેમાં શું આશ્ચર્ય છે? હવે તેમાં વિશેષ એ છે કે–પુણ્યનું મૂળરૂપ ઉત્તમ સમ્યકત્વ કહ્યું છે, વળી તે સમ્યકત્વ યથોક્ત ગુરુ, દેવ અને તત્ત્વજ્ઞાનથી પ્રતિબદ્ધ છે. તેમાં પ્રશમાદિક સર્વ ગુણના સમૂહનો આધાર, દુર્ધર શીલના મોટા ભારને ધારણ કરવામાં ઉત્કટ કંધરાવાળા અને ધીર ગુરુ જાણવા. દેવ પણ રાગદ્વેષાદિક દોષના અવિષય, મોટા સત્ત્વવાળા અને સુર, અસુર, ખેચર અને મનુષ્યના સમૂહવડે ભક્તિથી વંદાતા ચરણવાળા જાણવા. તથા જગતમાં પ્રસિદ્ધ જીવ, અજીવ વિગેરે પદાર્થો તત્ત્વ કહેવાય છે, તેઓનો યથાવસ્થિત બોધ સમ્યકત્વવડે શુદ્ધ હોય છે. તે સમ્યકત્વ કહેવાય છે. વળી તે સમ્યકત્વ મિથ્યાત્વના પુદ્ગલોનો નાશ થવાથી સુવિશુદ્ધ આત્માના પરિણામરૂપ અને મોટા સુકૃતના ભાર( સમૂહ )વડે પામી શકાય તેવું છે. તે સમ્યકત્વ પામવાથી તે કોઇપણ નથી, કે જે દુર્લભ પણ પ્રાપ્ત ન થયું હોય. વળી તે સમ્યક્ત્વ જિનેશ્વરને વંદન અને પૂજન વિગેરે કરવાથી વૃદ્ધિને પામે છે. હંમેશાં મુનિના ચરણની સેવાવડે, ધર્મશાસ્ત્રના શ્રવણવડે, શંકાદિક દોષનો ત્યાગ કરવાવડે, દુઃસંગના ત્યાગવડે, ઇદ્રિયોનો નિગ્રહ કરવાવડે, સાધર્મિક વર્ગના સંનિધાન( સમીપપણા–સંગ )વડે, દરેક દિવસે વૃદ્ધિ પામતા પ્રવચનના ગાઢ અનુરાગવડે, પ્રાણીવધાદિક અતિ દુષ્ટ કર્મપ્રકૃતિના વિરસપણાની ભાવનાવડે, ઘણા પ્રકારના વિવિધ [1]અપાય અને પ્રમાદને ત્યાગ કરવાની બુદ્ધિવડે, ઉચિત અર્થને સેવવાવડે તથા યથાશક્તિ તપના ઉદ્યમવડે તે સમ્યકત્વ પ્રાપ્ત થાય છે. વળી તે જળવડે સીંચેલા વટવૃક્ષના મોટા વિસ્તાર જેવું છે. આ વિષયમાં

૧ રાગાદિકથી ઉત્પન્ન થયેલ દોષ–અનર્થ.

કેટલું કહેવું ? જો તમારે નિરૂપમ સુખનું કામ હોય, તો યથોક્ત પુણ્યને માટે અત્યંત પ્રવૃત્તિ કરો."

આ પ્રમાણે સૂરિએ કહ્યું ત્યારે પર્ષદાના લોકો અને વિશેષે કરીને રાજપુત્રાદિક મનવાંછિત અર્થના પ્રશ્નના ઉત્તરની પ્રાપ્તિથી સંતુષ્ટ થયા, અને યથોક્ત સર્વજ્ઞના ધર્મને અંગીકાર કરીને પોતાના આત્માને કૃતકૃત્ય ( કૃતાર્થ ) માનતા જેમ આવ્યા હતા તેમ ગયા. સૂરિએ પણ અન્યત્ર વિહાર કર્યો. રાજપુત્ર વિશેષે કરીને ધર્મમાં તત્પર મનવાળો, સૂરિએ ઉપદેશ કરેલા ધર્મકાર્યની આરાધનામાં તત્પર અને જિનપૂજાદિક તે તે કાર્યો કરવામાં અત્યંત ઉદ્યમી થયો. તેને અનુસરવાવડે શ્રેષ્ઠીપુત્ર પણ તેવો થયો. તથા વળી મંત્રીપુત્ર કાંચીપુરીના રાજાએ મોકલેલા પ્રધાન પુરુષોને લાવવાવડે ધર્મના પરમાર્થમાં નિશ્ચળ ચિત્તવાળો થઇને રાજપુત્ર અને શ્રેષ્ઠીપુત્રને તે વાત કહીને કાંચીપુરીમાં ગયો. આ પ્રમાણે દિવસો ગયા ત્યારે ઉત્પન્ન થયેલા મોટા રોગવડે પોતાનો અવસાન( અંત ) સમય જાણીને શ્રીહર્ષ રાજાએ સિદ્ધદેવ રાજપુત્રને પોતાને સ્થાને સ્થાપન કર્યો, સર્વ રાજલક્ષ્મી અર્પણ કરી અને પોતે અનશન કરીને મરણ પામ્યો. સૌધર્મ દેવલોકને વિષે પલ્યોપમની સ્થિતિવાળા દેવ તરીકે ઉત્પન્ન થયો. તથા સિદ્ધદેવ રાજા જો કે બે રાજ્યની મોટી ચિંતાના સમૂહથી વ્યાકુળ હતો, તો પણ ગુરુજને ઉપદેશ કરેલા વિશેષ પ્રકારે દેવપૂજાદિક નિત્ય કૃત્યમાં નિશ્ચળ ચિત્તવાળો, દેવ, મનુષ્ય અને અસુર લોકવડે પણ ધર્મથી ક્ષોભ ન પમાડી શકાય તેવો, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષને વિષે કુશળ અને નિરંતર મુનિજનની પર્યુપાસનામાં તત્પર એવો તે દાનાદિક ધર્મકાર્યમાં ઉદ્યમ કરવા પ્રવર્ત્યો. પરંતુ શ્રેષ્ઠીપુત્ર ધર્મયશ નિરંતર વૃદ્ધિ પામતા દ્રવ્યવડે વિશેષે કરીને ઉલ્લાસ પામતા લોભના અતિરેકવાળો થવાથી ધર્મ-કાર્યને વિષે અનાદરથી પ્રવર્તવા લાગ્યો, તેથી તેને રાજાએ કહ્યું કે-" હે ધર્મયશ ! કેમ આ પ્રમાણે ધર્મકાર્યને વિષે તું મંદ આદરવાળા જેવો દેખાય છે ? શું આ યુક્ત છે કે ગુરુની સમક્ષ પોતે જ ધર્મગુણો અંગીકાર કર્યા છતાં પણ આ પ્રમાણે પ્રમાદ કરે છે ?" શ્રેષ્ઠીપુત્રે કહ્યું-" હે દેવ ! તમે ઘણા પુણ્યશાળી છો અને મોટી લક્ષ્મીના વિસ્તારને ભજ-વાવાળા છો, તેથી બીજાની દુઃસ્થિતિને નથી જાણતા." રાજાએ કહ્યું-" હે શ્રેષ્ઠીપુત્ર ! તારી કઈ દુઃસ્થિતિ છે ? દેશાંતરથી ધનનો વિસ્તાર તું લાવ્યો છે, અને પિતા, પિતામહ વિગેરે પુરુષની પરંપરાએ ઉપાર્જન કરેલા અસંખ્ય ધનનો સમૂહ વિદ્યમાન છે. વળી આ કહેવાય છે તે સત્ય છે, નિર્ધન માણસ ધનને ઇચ્છે છે, ધનવાન રાજ્યને ઇચ્છે છે અને રાજા પણ ઇંદ્રપણાને ઇચ્છે છે. એ પ્રમાણે વિચ્છેદ રહિત વિત્તની ઇચ્છાવાળા મૂર્ખજનો ક્ષયને પામે છે. હે શ્રેષ્ઠીપુત્ર ! આ અયુક્ત છે, એવા પ્રકારના લોકો નિંદા કરે છે, તે તો દૂર રહો, પણ એમ કર્યા છતાં પણ પાપી જીવની તૃપ્તિ દુર્લભ છે. જો તું અતુલ્ય સુખને ઇચ્છતો હોય, અથવા નિર્મળ ધર્મનો અભિલાષ કરતો હોય, તો પ્રયત્નવાળો થઇને

પોતાના આત્માને નિરંતર સંતોષ પદે સ્થાપન કર. ત્રણ ભુવનને વિષે પણ સંતોષથી બીજું કાંઇ સુખ વિદ્યમાન નથી, તેથી કરીને જ સિદ્ધના જીવો પોતાને આધીન આનંદ સુખવાળા કહેવાય છે." ત્યારે શ્રેષ્ઠીપુત્રે કહ્યું કે-"તે એમ જ છે. હવે તમે જેમ કહેશો તેમ હું કરીશ." પછી ક્રમે કરીને વર્ષાઋતુ આવી. ભગવાન જયસેન નામના સૂરિ ત્યાં રહ્યા. રાજા તેમને વંદન કરવા આવ્યો. પુરના લોક અને ધર્મયશ પણ આવ્યા. પછી આદર સહિત પગમાં પડીને સર્વે ઉચિત ભૂમિભાગ ઉપર બેઠા. સૂરિએ પણ ધર્મકથા પ્રારંભી, કે—

"જેથી [1]દૃશ્ય અને અદૃશ્ય અનેક પ્રકારના જીવોની ઉત્પત્તિ વર્ષાકાળમાં ઘણી થાય છે, તેથી જીવોને અભયદાન આપવા માટે દેશાંતર વિગેરેમાં જવું અને પ્રયોજન વિના ચાલવું, તે ગૃહસ્થીએ વિષ્ણુનો વૃત્તાંત સાંભળીને વર્જવું. તે આ પ્રમાણે-એક વખત વર્ષાઋતુમાં ત્રણ ભુવનના જનોવડે પૂજવાલાયક ચરણકમળવાળા અરિષ્ટનેમિ ભગવાન દ્વારકા નગરીમાં રહ્યા. ત્યાં કોઇક પ્રસ્તાવે( સમયે ) વાસુદેવ કૃષ્ણ પ્રભુને વંદન કરવા માટે આવ્યા, અને આદર સહિત પ્રભુના ચરણને વાંદીને ઉચિત પ્રદેશને વિષે બેઠા. તે વખતે જિનેશ્વરે ધર્મકથા પ્રારંભી, તેથી અનેક જીવો પ્રતિબોધ પામ્યા. પછી પ્રસ્તાવ( સમય )ને પામીને વાસુદેવે આ પ્રમાણે પૂછ્યું કે-"હે ભગવાન! વર્ષાકાળને વિષે ક્ષેત્રાદિકના પ્રતિબંધનો ( આગ્રહનો-મમતાનો ) ત્યાગ કરનારા મહાનુભાવ મુનિઓ ગામ, નગર વિગેરેને વિષે કેમ વિહાર નથી કરતા?" જિનેશ્વરે કહ્યું-"હે શ્રેષ્ઠ નર! ઘણા જીવોવડે વ્યાપ્ત વર્ષાકાળને વિષે મુનિઓ જીવની રક્ષાને માટે વિહારની ચર્યાનો ત્યાગ કરે છે, રાત્રિએ પાટ, પીઠ અને ફલક ઉપર સૂવે છે, તથા અધિક તપવિશેષને પણ કરે છે. તમારે પણ સ્ફુટરીતે આ સાંભળીને કરવા યોગ્ય છે." આ પ્રમાણે પ્રભુએ કહ્યું ત્યારે વાસુદેવે ચાતુર્માસ સુધી ઘણા જીવોના વિનાશના ભયથી નગરીની બહાર જવાનો ત્યાગ કર્યો. પછી વિગઇનો પણ ઘણો ત્યાગ કર્યો, તથા દિશાગમનનો સંક્ષેપરૂપ તપ કરીને જિનપૂજાદિકને વિષે તે પ્રવર્ત્યો." આ પ્રમાણે સાંભળીને રાજાએ ત્રણે સંધ્યાએ જિનવંદન, પૂજન, આઠમ અને ચૌદશે પૌષધનું ગ્રહણ, તથા તેના પારણાને દિવસે સાધુને દાન દેવાનો અભિગ્રહ ચાર માસ સુધી ગુરુની પાસે ગ્રહણ કર્યો. તથા વિજય યાત્રાનો નિયમ ગ્રહણ કર્યો." શ્રેષ્ઠીપુત્ર તે ધર્મયશે પણ રાજાની અનુવૃત્તિએ જ અભિગ્રહો અંગીકાર કર્યા. તથા પંચ પરમેષ્ઠીના મંત્રનું પરાવર્તન કરવાનો અભિગ્રહ કર્યો પછી એક ક્ષણવાર ગુરુની પર્યુપાસના કરીને રાજાદિક જેમ આવ્યા હતા તેમ ગયા.

અહીં હવે સિદ્ધદેવ રાજા જિનપૂજન, પૌષધ અને અતિથિદાન વિગેરે સર્વ કાર્યમાં તેવી રીતે કોઇપણ પ્રકારે અનુરાગી થયો, કે જેથી વિશેષે કરીને સમ્યક્પ્રકારે આરાધના

---

૧ જોવામાં આવે તેવા.

કરીને, અનશન અંગીકાર કરીને તથા મરણ પામીને અચ્યુત દેવલોકને વિષે મોટી દેવલક્ષ્મીને પામ્યો. બીજો ( શ્રેષ્ઠીપુત્ર ) પણ રાજાને અનુસરવાથી અને કાંઇક લોકલજ્જાથી જિનેશ્વરે કહેલા અનુષ્ઠાનને અત્યંત ભાવના રહિત કરીને, છેવટ મરીને સૌધર્મ દેવલોકમાં પદ્મોત્તર વિમાનમાં રહેલા દેવનો પલ્યોપમના આયુષ્યવાળો આભિયોગિક દેવ થયો. નિરંતર આજ્ઞાને ધારણ કરતો તે "હા ! હા ! પૂર્વજન્મમાં મેં શું અશુભ કર્મ કર્યું હશે ? " એ પ્રમાણે પગલેપગલે ( દરેક ક્ષણે ) અત્યંત પરિતાપ કરતો હતો. ત્યાર પછી કાળના ક્રમવડે ત્યાંથી ચ્યવીને તામલિપ્તી નગરીમાં જિનદત્ત વણિકને ઘેર પુત્રપણે તે ઉત્પન્ન થયો. ત્યારપછી ઉચિત સમયે તેનું બ્રહ્મદત્ત નામ પાડ્યું. કલાનો સમૂહ ભણીને તે યુવાવસ્થા પામ્યો. પછી ઉપરોધ( આગ્રહ )વડે કરેલ તથાપ્રકારના ભાવના રહિત દાન, શીલ અને તપવિશેષે કરીને ઉપાર્જન કરેલ નિરનુબંધ સુકૃતના લેશવડે કરીને સુકુલાદિક સામગ્રી પામ્યા છતાં પણ સર્વજ્ઞના ધર્મથી વિમુખ મતિવાળો તે દિવસોને નિર્ગમન કરવા લાગ્યો. પછી તેના પુણ્ય રહિતપણાએ કરીને દ્રવ્યનો સમૂહ હાનિ પામ્યો અને ધાન્યનો સમૂહ લીન થયો ત્યારે જિનદત્તે વિચાર્યું કે-" દરેક દિવસે ધન હાનિને પામે છે, તેનું શું કારણ હશે ? હું માનું છું કે-શું મારા જ પૂર્વભવના કરેલા કુકર્મના અનુભાવથી હશે ? કે આ બ્રહ્મદત્તનો દુર્વિલાસ આ છે ? અથવા શું કુટુંબની વિડંબનાવડે આ પ્રાપ્ત થયું છે ? આનો પરમાર્થ જણાતો નથી. તથા વળી વ્યવસાય ( ઉદ્યમ ) પણ સફળ થતો નથી. જે ધન પૂર્વે જેને આપ્યું હતું તે ધન ત્યાં જ લીન થઇ ગયું, મળવા લાયક છતાં પણ કાંઇ મળતું નથી. ( જેને ઉધારે ધન આપ્યું હતું, તે આપી શકે તેવો છે, તો પણ આપતો નથી. )

આ બિચારો પુત્ર પણ કારણ વિના ધનનો વ્યય કરતો નથી, તો પણ દરેક દિવસે હાનિ પામતું ધન હું જોઉં છું." આ પ્રમાણે ચિંતાથી વ્યાકુળ થયેલા પિતાને જોઇને પુત્રે આ પ્રમાણે કહ્યું કે-" હે પિતા ! તમે શ્યામ મુખવાળા અને ઉત્સાહ રહિત કેમ દેખાઓ છો ? " જિનદત્તે કહ્યું-" હે પુત્ર ! તને સર્વ( સમગ્ર ) શું કહેવું ? તથાપ્રકારના અપાયનો અભાવ છતાં પણ હાલમાં ધન નાશ પામ્યું." પુત્રે કહ્યું-" શું મારા કોઇપણ કર્મના દોષે કરીને આ પ્રમાણે એકીકાળે ધનનો નાશ થયો હશે ? " જિનદત્તે કહ્યું-" હે વત્સ ! તું શંકા ન કર. આ ( તારું વચન ) અયુક્ત છે, કેમકે ઉદય અને ક્ષય( નાશ ) વિગેરે ભાવો કોઇને કોઇ વખત થાય જ છે. આ જગતમાં ભવ્યજીવોને નિત્ય અવસ્થિત ( નિશ્ચળ ) ભાવો સંભવતા નથી, તેથી અમુકને આશ્રીને આ ધનનો ક્ષય થયો છે, એમ કહેવું શી રીતે યોગ્ય હોય ? " ત્યારે-" કરીયાણાના અભાવથી વેપારની નિષ્ફળતાવડે હું એમ નિશ્ચય કરું છું કે-આ દોષ મને આશ્રીને છે." આ પ્રમાણે પુત્રે કહ્યું ત્યારે જિનદત્તે કહ્યું કે-" હે વત્સ ! જે નિશ્ચયથી જાણ્યું ન હોય, તે બીજાને વિષે કહેવું પણ યોગ્ય

નથી, તો પછી પુત્રને વિષે કહેવું કેમ યોગ્ય હોય? પરંતુ હે પુત્ર! જો આ શંકા તારા હૃદયમાં દૃઢ રીતે વર્તતી હોય, તો તું કંચનપુરને વિષે ચાલ, કે જેથી ત્યાં રહેલા કેવળીને આપણે પૂછીએ." ત્યારે તેણે તે અંગીકાર કર્યું. પછી તે બ્રહ્મદત્ત અને જિનદત્ત કેટલાક મિત્રાદિક સહિત શીઘ્રપણે કંચનપુર ગયા. ત્યાં કેવળીને જોયા, તેને સર્વ આદરપૂર્વક વાંદીને ધનહાનિનો વૃત્તાંત પૂછયો ત્યારે તેણે કહેવાનો આરંભ કર્યો, કે–"હે જિનદત્ત! આ તારા પુત્ર બ્રહ્મદત્તે આથી પૂર્વના ત્રીજા ભવે સુગુરુની પાસે જિનપૂજા, પૌષધ અને અતિથિસંવિભાગ વિગેરે વિશેષ અભિગ્રહો ગ્રહણ કરીને ધનની ઈચ્છાથી મનનો વિક્ષેપ થવાથી મિત્ર રાજાના વચનના ઉપરોધથી ભાવના રહિત કાંઇક અનુષ્ઠાન કર્યા છતાં પણ માત્ર એકલી કાયક્રિયાવડે નિરનુબંધ સુખનો લેશ આપવાથી તે અભિગ્રહો ક્લિષ્ટ આભોગવાળી સુરલક્ષ્મીને કરનારા (આપનારા) થઇને હાલમાં તેલ અને વાટ રહિત દીવાની જેમ બુઝાઈ ગયા છે. સુખની ઉપાર્જના (પ્રાપ્તિ) રહિત થવાથી આ જ ગતિ હોય છે.

જેમ માત્ર અનુવૃત્તિથી કરેલ ઔષધ રોગનો નાશ કરતા નથી, તેમ ભાવના રહિત કરેલા દાનાદિક દુઃખને હણતા નથી. કષ્ટ ક્રિયા પણ જો ભાવનારહિત કરી હોય તો તે કાંઇક સુખ આપીને દુરંત દુઃખના વિસ્તારને અવશ્ય ઉત્પન્ન કરે છે, જેથી કરીને કહ્યું છે, કે–માત્ર કાયક્રિયાવડે ખપાવેલા યોગો મંડૂક (દેડકા)ના ચૂર્ણ જેવા થાય છે, અને તે જ યોગો ભાવનાવડે ખપાવ્યા હોય તો તે બાળી નાંખેલા મંડૂકની રાખ જેવા થાય છે; માટે હે બ્રહ્મદત્ત! તેં પૂર્વ ભવમાં જે દાનાદિક ભાવના રહિત કર્યું હતું તે આ છેવટે કટુકપણાને પામ્યું છે." આ પ્રમાણે કેવળીએ પૂર્વ કાળનો વૃત્તાંત કહ્યો ત્યારે જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થવાથી બ્રહ્મદત્ત પિતાને કહેવા લાગ્યો કે–"હે પિતા! ભગવાન કેવળીએ જે આ કહ્યું, તે સર્વ સત્ય જ છે. પાપકર્મને કરતારા મેં મહા અનુભાવવાળા સિદ્ધદેવ રાજાના ઉપરોધવડે દાન, તપ અને શીલનું અનુષ્ઠાન કર્યું, પરંતુ પોતાની ભાવનાવડે કર્યું નથી. તે કર્મ અશુભ દૈવના કુળપણે પરિણમીને હમણાં તેવા કોઇ પણ પ્રકારના અત્યંત નીરસપણાને પામ્યું છે, કે જેથી તમારી જેવાને પણ તે અનર્થરૂપે પરિણમ્યું. તેથી કરીને વિષ વૃક્ષની જેમ બીજાના પણ અનર્થને કરનારા મારા જીવિતને ધિક્કાર છે, માટે હે પિતા! મને સર્વથા અનુજ્ઞા આપો, કે જેથી જળ કે અગ્નિપ્રવેશ વિગેરે કરીને મારા આત્માનો હું ત્યાગ કરું." ત્યારે જિનદત્તે કહ્યું કે–"વત્સ! શ્રાવકકુળને વિષે આ મરણનો અત્યંત નિષેધ કર્યો છે." બ્રહ્મદત્તે કહ્યું કે–"જો એમ હોય તો મને છૂટો કરો, કે જેથી આ જ કેવળીના ચરણમાં શિષ્યપણું અંગીકાર કરી ભાવના સહિત તપશ્ચર્યાદિકવડે સુકૃતનું ઉપાર્જન કરું." જિનદત્તે કહ્યું, કે–"હે વત્સ! આ યુક્ત છે, પરંતુ હજુ પણ આવા પ્રકારના કૃત્યનો આ સમય નથી. કેમકે કામદેવના બાણનો પ્રહાર હરિ, હરાદિક દેવોને પણ વ્યાકુલ કરે છે, તો પછી તારી જેવા કોમળ હૃદયવાળા

તેને સ્ખલના પમાડવા કેમ સમર્થ થાય ? સુંદરતા અને લાવણ્ય સહિત મનોહર અંગવાળી મૃગાક્ષી(ઓ)ના કામદેવરૂપી ભિલ્લના બાણુસમૂહ જેવા દૃષ્ટિક્ષોભને પરાભવ કરવા કોણ સમર્થ છે ? સુગુરુના ઉપદેશરૂપી બખ્તરવડે મજબૂત અંગવાળા અને સદ્‌ગુણવડે ગૌરવવાળા પણ કયા પુરુષો અર્ધ નેત્રવડે જોનારી સ્ત્રીઓવડે ભેદાયા નથી ? હે વત્સ ! મોટા મરટ્ટ દોઘટ્ટના સમૂહની જેવો ઉન્માર્ગમાં પ્રવર્તેલો ઇંદ્રિયોનો સમૂહ પણ હમણાં સ્ફુટ રીતે સ્ખલનાવાળો નહીં થાય તેથી કરીને ઔષધની જેમ ધર્મક્રિયા પણ ઉચિત સમયે કરવી યોગ્ય છે. અન્યથા સર્વ કાર્ય વિઘ્ન રહિત અનિષ્ટ ફળવાળું થાય છે, તેથી હે પુત્ર ! વયના પરિણામને વિષે તારે આ પ્રમાણે આચરણ કરવું યોગ્ય છે, કેમકે શીતળ થયેલાને આ કામદેવરૂપી અગ્નિ શું કરે ? " બ્રહ્મદત્તે કહ્યું–" હે પિતા ! તમે કહો છો તે તેમ જ છે, પરંતુ ગૃહના વ્યાપારમાં રહ્યા છતાં પણ ઠેકાણે ઠેકાણે મનોરથ સંપૂર્ણ નહીં થવાથી પુણ્ય રહિત મનુષ્યનું ગૃહસ્થીપણું વિડંબનાના આડંબરરૂપ જ છે. " જિનદત્તે કહ્યું–" હે વત્સ ! જો એમ હોય, તો પ્રથમ કેટલાક લાંબા દિવસ કેવળીએ કહેલા ધર્મના અનુષ્ઠાનવડે આત્માની તુલના કર. અને પછી શરીરના પરિકર્મવાળો અને ઇંદ્રિયોના વ્યાપારને રુંધનારો થઈને પ્રવ્રજ્યાને પણ અંગીકાર કરજે, તેમાં તને કોણ નિવારે ? " ત્યારે " બહુ સારું " એમ તેણે અંગીકાર કર્યું. પછી બ્રહ્મદત્તે કેવળીને પૂછ્યું–" હે ભગવાન ! હવે હું મંદ ભાગ્યવાળો શું આચરણ કરું ? " ત્યારે કેવળીએ તેને ગૃહસ્થ જનને ઉચિત, ભાવનાપ્રધાનવાળો અને પૂર્વ ભવમાં આચરેલો કાર્યવિધિ જણાવ્યો. અને આ પ્રમાણે કહ્યું–" જેમ નાનો પણ સૂર્યકર દિશાઓમાં પ્રસરેલા મોટા અંધકારને પણ હણે છે, તેમ ભાવનાપ્રધાન થોડું પણ અનુષ્ઠાન પાપના સમૂહને હણે છે. અથવા તો જેમ કોટિવેધક નામના રસનો લેશ માત્ર પણ મોટા પણ ધાતુના સમૂહને ભાવે છે, તેમ ભાવનાનો લેશ અનુષ્ઠાનને ભાવે છે. ત્યારપછી તે કોટિવેધકવડે ભેદાયેલું ( વીંધાયેલું ) તાંબું મનવાંછિતને સાધનાર સુવર્ણ જેવું અવશ્ય થાય છે તેથી તેનો વેધ શ્લાઘા કરાય છે. આ પ્રમાણે હે મહાયશવાળા ! તું જે દાનાદિક કરવા ઇચ્છે છે, તે ધર્મવિધિને પ્રધાન ભાવના સહિત એકદમ આરંભ કર કે જેથી સમગ્ર કલ્યાણના સમૂહને મથન કરનાર પાપનો સમૂહ ક્ષય પામે, અને તત્કાળ વાંછિત અર્થ પ્રાપ્ત થાય. ભાવનારૂપ ગુણે કરીને જ અહીં રહેલા મને શ્રેષ્ઠ કેવળજ્ઞાન પ્રાપ્ત થયું છે, તે શું તું પ્રત્યક્ષ દેખતો નથી ? " બ્રહ્મદત્તે કહ્યું–" હે ભગવાન ! તમે આવી દિવ્ય કેવળજ્ઞાનની લક્ષ્મી શી રીતે પ્રાપ્ત કરી ? તે તમારું પોતાનું વૃત્તાંત કહો. " કેવળીએ કહ્યું–" સાંભળ—

" હું કુંકણ દેશમાં શ્રાવકનો પુત્ર **શૂરદેવ** નામે ગૃહપતિ હતો. વાણિજ્યાદિક ઉપાયવડે કુટુંબના નિર્વાહને કરતો હું દિવસોને નિર્ગમન કરતો હતો. એક દિવસ **વસુમિત્રસૂરિ**ની પાસે પ્રવ્રજિત થયેલા બે રાજપુત્ર ભાઈઓને મેં જોયા. તેમાં મોટો બાહુ અને બીજો ( નાનો ) સુબાહુ નામના હતા. તે બન્નેએ પ્રવ્રજ્યાને દિવસે જ જાવજીવ સુધી

વિગઇનું પચ્ચખ્ખાણુ ગ્રહણ કર્યું. ગુરુએ તેમની પ્રશંસા કરી, કે–" તમે ધન્ય છો, કે જેમનું આવા પ્રકારનું ઇચ્છા રહિતપણું છે. મોક્ષલક્ષ્મીવડે જોવાયેલાંને જ આવી શરીરની નિરપેક્ષતા સંભવે છે. તથા આ વિગઇનો પરિભોગ અત્યંત દોષ કરનાર કહેવાય છે કે-વિકૃતિ( મનોવિકાર )થી ભય પામેલો જે સાધુ વિકૃતિમાં રહેલી વિગઇ( દૂધ, દહીં વિગેરે )ને વાપરે છે, તે સાધુને વિકૃતિના સ્વભાવવાળી વિગઇ બળાત્કારે વિગતિ( કુગતિ)-માં લઇ જાય છે. વિકૃતિના પરિણામરૂપ બખ્તરવાળો મોહ જેને ઉદીરણા કરે છે, તે ઉદીરણા કરાયેલ સતે સારી રીતે ચિત્તનો જય કરવામાં તત્પર છતાં પણ કેમ અકાર્યમાં ન પ્રવર્તે ? તેથી કરીને ધન્ય પુરુષોને જ સર્વથા પ્રકારે રસના ત્યાગની ઇચ્છા હોય છે. અને આ ( રસ )ત્યાગ કરવાથી રસનેંદ્રિયને પણ બળ રહિત જ કરી છે. અને તે રસનેંદ્રિય નિર્બળ થવાથી પ્રાયે કરીને સર્વ ઇંદ્રિયોનું નિર્બળપણું જાણવું. કેમકે તે રસનેં-દ્રિયને આશ્રીને જ તેમનું સામર્થ્ય હોય છે. ઘણું કહેવાથી શું ?–સર્વ ઇંદ્રિયોમાં રસના ઇંદ્રિય દુ:ખે કરીને જીતાય તેવી છે, સર્વ કર્મમાં મોહનીય કર્મ, સર્વ ગુપ્તિમાં મન ગુપ્તિ અને સર્વ વ્રતોમાં બ્રહ્મચર્ય વ્રત દુ:સાધ્ય છે. તેથી કરીને પ્રસ્તુત સદ્ધર્મના કાર્યના વિષયમાં નિશ્ચળ થવું, કેમકે મનવાંછિત કાર્ય પ્રાયે કરીને ઘણા વિઘ્નવાળા દેખાય છે." આ પ્રમાણે ગુરુએ કહ્યું ત્યારે કપાળતલ ઉપર બે હાથ જોડીને " અમે એમ કરશું " એમ સમ્યક્પ્રકારે અંગીકાર કરીને તે બન્ને ઉગ્ર તપકર્મ કરવા લાગ્યા અને ગુરુની સાથે જ ગામ, આકર વિગેરેને વિષે વિહાર કરવા લાગ્યાં. પછી કેટલોક લાંબો કાળ ગયો ત્યારે તે સાધુઓ ગુરુની સાથે જ કુંકણ દેશમાં આવ્યા, અને એક શૂન્ય( નિર્જન ) ભવનમાં રહ્યા. ત્યાં એક સાધુએ શરીરના અધરપણાને ( હલકાપણાને ) જોઇને, અનશન અંગીકાર કરીને, સર્વ સંઘને ખમાવીને, થોડા પણ આ લોકના આશંસાદિક દોષના સમૂહને ત્યાગ કરીને, એક શિલાતલને પડિલેહીને, ઇંગિની મરણને, અંગીકાર કર્યું. તે વખતે " અતિ દુષ્કર કરનાર આ સાધુ છે." એમ જાણીને રાજા, ઇશ્વર, શ્રેષ્ઠી, સેનાપતિ અને સાર્થવાહ વિગેરે લોકો તેને વાંદવા આવ્યા. આ પ્રમાણે જતા અને આવતા પ્રધાન જનોને જોઇને **વિભાવસુ** નામના પુરોહિતે, જિનશાસનનો પ્રત્યનીક હોવાથી કુંકણ દેશના રાજા **અનંતદેવને** કહ્યું કે–" હે દેવ ! અહીં શ્વેતાંબર સાધુઓએ ઘણું અયોગ્ય આરંભ્યું છે." રાજાએ કહ્યું–" કેવું આરંભ્યું છે ? " પુરોહિતે કહ્યું–" એક સાધુ અપ્રાપ્ત કાળે મરણ પામવા ઉપસ્થિત થયો છે." રાજાએ કહ્યું–" તેમાં શો દોષ છે ? શાસ્ત્રને વિષે આ મોટા અભ્યુદયનું કારણરૂપ વર્ણન કર્યું છે. તે આ પ્રમાણે–આ લોકમાં બે જ પુરુષો ચંદ્રમંડળને ભેદનારા છે. એક પરિવ્રાજક અને બીજો યોગી. તેણે સન્મુખ રહેલા સૂર્યને હણ્યો છે, તેથી અમને આ કાંઇ પણ અયુક્ત જણાતું નથી." પુરોહિતે કહ્યું–" જો મારા વચન ઉપર વિશ્વાસ ન હોય તો તમે કાંઇક ઉપઘાતને જોશો." એમ કહીને તે મોન રહ્યો. રાજા પણ રાજ્યના કાર્યને ચિંતવવા લાગ્યો. પરંતુ રાજાનો યુવરાજ રાત્રિએ સૂતો હતો, તેને દુષ્ટ

વિષવાળો સર્પ ડસ્યો. તે જ વખતે તે કાષ્ઠ જેવો થયો. રાજા ખેદ પામ્યો. ગારુડિકોને બોલાવ્યા, વિષનો નાશ કરવાના ઉપક્રમો પ્રારંભ્યા. કાંઇ પણ વિશેષ આરામ થયો નહીં. આ અસાધ્ય છે એમ કહીને તેઓ જેમ આવ્યા હતા તેમ પાછા ગયા. રાજા પણ મોટા સંતાપને પામ્યો, તેને પુરોહિતે કહ્યું-"હે દેવ ! જે મેં તમને પૂર્વે કહ્યું હતું, તે આ છે." રાજાએ કહ્યું-"આ કાળને ઉચિત શું છે ?" પુરોહિતે કહ્યું-"બીજું શું કહેવું ? હજુ પણ તે સાધુઓને દેશમાંથી કાઢી મૂકો, જેથી બાકીનાની રક્ષા થાય." રાજાએ તે અંગીકાર કર્યું અને સાધુઓને દૂર કરવા માટે યમરાજના પુરુષ જેવા હાથમાં ઊંચા કરેલા દંડવાળા ભૃત્ય લોકોને મોકલ્યા. તેઓએ સૂરિને કહ્યું-"હે હે ! શીઘ્રપણે રાજાના દેશનો ત્યાગ કરો." મરણને માટે શિલાતલ ઉપર રહેલા આ સાધુને આ પ્રદેશથી દૂર કરો, કેમકે આ વ્યતિકરવડે રાજાનો રાજ્યને યોગ્ય પુત્ર સર્પવડે ડંસાયો છે. આ પ્રમાણે વિઘ્ન આવવાથી રાજાને ભય થયો છે. અને આનાથી બીજું કાંઇ પણ અકાળ ચક્ર ન આવી પડો એમ શંકા પામેલા રાજાએ અમને મોકલ્યા છે. તેથી હે સાધુઓ ! પ્રયાણ કરો, આરંભેલું મરણનું અનુષ્ઠાન સંવરો અને શીઘ્રપણે વેગવડે બીજે સ્થાને જાઓ." આ પ્રમાણે મર્યાદા રહિત બોલતા તેઓને જોઇને ભાવના સહિત તપ કરવાથી ઉત્પન્ન થયેલી વિવિધ લબ્ધિના માહાત્મ્યવડે "સિંગણાદિક કાર્ય ઉત્પન્ન થાય ત્યારે ચક્રવર્તીને ચૂર્ણ કરવો. જો મુનિ તેમ ન કરે, તો તે અનંતસંસારી થાય." આ વચનનું અનુસ્મરણ કરતા બાહુ સાધુએ તે પુરુષોને કહ્યું કે-"હે પુરુષો ! તમે આવું અનુચિત કેમ બોલો છો ? જો રાજપુત્ર પોતાના કર્મના કોઇ દોષવડે વિનાશ પામ્યો, તો તેમાં અમારો શો દોષ ? તેથી તમે રાજાને કહો કે-જ્યાં સુધી ઇંગિની મરણપ્રધાન અનશનને ગ્રહણ કરનાર આ સાધુ જીવે છે ત્યાં સુધી અમે કોઇ પણ ઠેકાણે જઇશું નહીં, અને ત્યારપછી જઇશું." ત્યારે તે પુરુષોએ પાછા આવીને રાજાને વાત કહી. ત્યારે રાજા ક્રોધ પામ્યો અને "જો સાધુઓ હમણાં જ ન નીકળી જાય, તો તેઓને મારી નાંખજે." એમ શિક્ષા આપીને તેણે તલવરને મોકલ્યો. ત્યારે તે જઇને વિવિધ શસ્ત્રને ઊંચા કરીને સાધુઓને મારવા તૈયાર થયો. ત્યારે બાહુ સાધુએ તપની શક્તિથી તે સર્વેને સ્તંભિત કર્યા. આ વાત રાજાએ સાંભળી ત્યારે તે કોપના સંરંભવડે વ્યાસ પરમાર્થને વિચાર્યા વિના હાથી ઉપર ચડીને ચતુરંગ સૈન્ય સહિત સાધુઓનો વિનાશ કરવા માટે ગયો. જ્યાં સુધી બાહુ સાધુના ચક્ષુના વિષયને પામ્યો ત્યાં સુધી તે ગમો. પછી સમગ્ર સૈન્ય સહિત પોતે સ્તંભપણાને પામ્યો. ચિત્રમાં આળેખેલ જેવા અને વજ્રલેપથી ઘડેલા જેવા રાજાને જોઇને રાજપુરુષોએ સામવચનવડે સાધુને પ્રસન્ન કર્યા કે-"ક્ષાંતિપ્રધાન તમે છો, તેથી આ અમારા દુર્વિનયને ક્ષમા કરો, ફરીથી અમે આવું નહીં કરીએ." એમ કહીને તેના પગમાં પડ્યા. સાધુએ કહ્યું-"અમે ક્ષમા કરી જ છે, પરંતુ રાજાએ અયુક્ત કર્યું છે કે જેથી નિરપરાધી સાધુઓનું અપમાન કર્યું. પરંતુ આમ છતાં પણ જો રાજા ગુરુના ચરણમાં

પડવાપૂર્વક ક્ષમા માગે, તો સર્વ સારું થાય." ત્યારે તેઓએ જઇને રાજાને તે હકીકત કહી. ત્યારે તે રાજા પણ વિચારમાં પણ ન આવે એવા સાધુના માહાત્મ્યની ઉત્પ્રેક્ષા કરતો માન મૂકીને સૂરિની પાસે ગયો. અને તેણે ગુરુના ચરણકમળને સ્પર્શ કરવાપૂર્વક ગુરુને ખમાવ્યા. ત્યારે ગુરુએ તેને શિખામણ આપી, કે—

"હે રાજા ! તું ધન્ય છે, કે જેથી નગરીમાં જાણે મોટા ધર્મના નિધાન હોય તેવા મુનિઓ વિઘ્નરહિત આ પ્રમાણે પરલોકનું હિત કરે છે. હે રાજા ! સાધુજનના કૃત્યવડે અકલ્યાણ થાય છે એમ તું શંકા કરીશ નહીં, કેમકે સર્વ લોકને પૂર્વે કરેલું અશુભ કર્મ જ અપરાધી છે." પછી કપાળતળ ઉપર બે હસ્તપલ્લવને આરોપણ કરી ગુરુને વારંવાર ખમાવીને રાજા બાહુ સાધુની સમીપે ગયો અને મોટા આદરપૂર્વક પ્રણામ કરીને વિનંતિ કરવા લાગ્યો કે—"હે ભગવાન ! કોપને મૂકી દો. આ જન તમારો સેવક છે, પરંતુ કાંઈક પાપકર્મ કરનારાએ આ પ્રમાણે મને વ્યામોહ પમાડયો, તેથી તમારે તેની ક્ષમા કરવી." પછી તેના મોટા મહાત્મ્યને વિચારતા રાજાએ સાધુના ચરણને પ્રાસુક જળવડે પખાળીને તે જળવડે સર્પથી ડસાયેલો યુવરાજ અભિષેક કરાયો ( સીંચાયો ) ત્યારે તેનો વિષના વિષયવાળો વિકાર નાશ પામ્યો, અને તત્કાળ જાણે સ્વપ્નથી જાગ્યો હોય તેમ ઊઠીને બોલવા લાગ્યો, કે—"અહો ! આ શું છે ?" ત્યારે તેને સર્વ વ્યતિકર કહ્યો. તે જાણીને તત્કાળ શૃંગાર સજીને તે કુમાર સાધુની સમીપે આવ્યો. મોટા આદરવડે વાંદીને રાજાદિકવડે ચમત્કાર સહિત જોવાતો તે ભૂમિપીઠ ઉપર બેઠો. સાધુએ પણ ઉચિત ધર્મકથા કહી. પછી મોટા સંતોષને ધારણ કરતો તે જિનધર્મને અંગીકાર કરી જેમ આવ્યો હતો તેમ પાછો ગયો. ( બીજા પણ ગયા. ) અનશનને પામેલા સાધુ પણ રાજા વિગેરે પ્રધાન લોકોવડે પૂજા મહિમાને કરતા પરલોકને પામ્યા. જિનશાસનની મોટી પ્રભાવના થઈ. આ પ્રમાણે આશ્ચર્ય કરનારા બીજા પણ બાહુ સાધુના ઘણા અતિશયને જોતાં હે બ્રહ્મદત્ત ! મેં સૂરિને પૂછયું કે—"હે ભગવાન ! તપસ્યા સરખી છતાં પણ બાહુ સાધુને આવા પ્રકારની ઋદ્ધિ પ્રાપ્ત થઈ, અને સુબાહુને ન થઈ તેનું શું કારણ ?" સૂરિએ કહ્યું—"હે ભદ્ર ! તેં સારું પૂછયું. આ વિશેષ પ્રકારની ઋદ્ધિઓ ભાવનાવડે વિશુદ્ધ તપાદિક કરવાવડે સંભવે છે, તેથી આ સુબાહુને તેવી ભાવનાનું રહિતપણું હોવાથી બાહ્ય તપાદિક કષ્ટચેષ્ટાવડે લબ્ધિવિશેષો શી રીતે પ્રાપ્ત થાય ?" આ પ્રમાણે સાંભળીને મોટા પ્રતિબોધને પામેલા મેં સંસારથી વિરક્ત ચિત્તવાળા થઇને તે જ સૂરિની પાસે દીક્ષા અંગીકાર કરી. પછી પ્રથમથી જ ભાવનાપ્રધાન તપના અનુષ્ઠાનવડે કર્મનું મથન કરવા માટે કોઇપણ રીતે તથાપ્રકારે પ્રવર્ત્યો, કે જેથી ઘનઘાતિકર્મના પ્રસારને હણીને આવા પ્રકારની નિર્મળ કેવળજ્ઞાન લક્ષ્મીને હું પામ્યો છું, તેથી હવે તમારી જેવાના ભૂત અને ભવિષ્યના વિષયવાળા સેંકડો સંશયોનો હું નાશ કરું છું." આ પ્રમાણે મૂળથી સાંભળીને ચિત્તનો વિશુદ્ધ પરિણામ ઉત્પન્ન થવાથી બ્રહ્મદત્તે પિતાની રજા લઈને તે કેવળીની પાસે દીક્ષા ગ્રહણ

કરી. તથા ભાવના સહિત વિચિત્ર તપસંયમ કરીને, સમગ્ર કર્મવૃક્ષનું ઉન્મૂલન કરીને કેવળ લક્ષ્મી સહિત મોક્ષને પામ્યો–આ પ્રમાણે ચિંતામાર્ગને ઓળંગે તેવા વાંછિત અર્થની પ્રાપ્તિ કરવામાં કલ્પવૃક્ષ સમાન ભાવના ધર્મને પાર્શ્વનાથ ભગવાને તે સભામાં કહ્યો. આ કહેવાવડે દાનાદિ ચાર પ્રકારનો ધર્મ મેં કહ્યો. આનાથી બીજો પાંચમો ધર્મ ત્રિભુવનને વિષે પણ નથી. તેથી કરીને અક્ષેપે કરીને ( શીઘ્રપણે ) મોક્ષના સુખને ઇચ્છનારા અને વાંછિત અર્થને ઇચ્છનારા જીવોએ આ ધર્મને વિષે જ પ્રયત્ન કરવો. જે કોઇ પણ મોક્ષમાં ગયા છે, તેઓ આના જ પ્રભાવથી ગયા છે એમ તું જાણ. તથા જેઓ જશે અને જાય છે તેઓ પણ અવશ્ય એ જ પ્રમાણે જાણ. કલ્યાણના ભાજનરૂપ જીવોની બુદ્ધિ આ દાનાદિક ભાવો( પદાર્થો )ને વિષે રમે છે, અને તેનાથી વિપરીત જીવોને અવજ્ઞાદિક દોષો હોય છે. આ પ્રમાણે દાન, શીળ, તપ અને ભાવનામય ચાર પ્રકારનો ધર્મ કહીને ત્રણ લોકના ગુરુ પાર્શ્વનાથ પ્રભુ દેવચ્છંદામાં ગયા.

ત્યાં પહેલો પહોર નિર્ગમન થયો ત્યારે પહેલા ગણધર શુભદત્ત જિનેંદ્રના પાદપીઠ ઉપર બેસીને લોકોને ધર્મ કહેવા લાગ્યા કે–સંખ્યાતીત ( અસંખ્યાતા ) ભવને વિષે બીજો પુરુષ જે કહે અથવા પૂછે, તે અનાદિશેષી આ છદ્મસ્થ જાણતો નથી. આ પ્રમાણે ત્રિભુવનમાં સૂર્ય સમાન પાર્શ્વનાથસ્વામીએ તેવા કોઇ પણ પ્રકારે બન્ને પ્રકારના અશિવરૂપી વ્યાધિથી આ પુરલોકને અત્યંત મુક્ત કર્યો, કે જે પ્રકારે અત્યારે પણ જગદ્‌ગુરુના ચરણના પ્રભાવથી ભાવિત મતિવાળા પુરુષો વાંછિત સર્વ અર્થને કરનારી જિનપ્રતિમાને પોતાના ઘરના ઉત્તરંગમાં ( ઉપરના ભાગમાં ) સ્થાપન કરે છે. જે સ્થાને ભગવાન સમવસર્યા હતા તે સ્થાને અસુરો અને સુરોએ બનાવેલું શ્રી પાર્શ્વજિનભવન હજી પણ મોટું આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. ત્યાર પછી ઘણા ભવ્ય જનોને પ્રવ્રજ્યા આપીને અને શ્રાવક ધર્મમાં સ્થાપન કરીને શુભદત્તાદિક ગણધરો અને સાધુના સમૂહવડે પરિવરેલા, જઘન્યથી પણ એક કરોડ દેવોથી પરિવરેલા અને પોતાના માહાત્મ્યવડે ડિંબ, ડમર, મારી, રોગ, અશિવ અને દુઃસ્થને દૂર કરતા પાર્શ્વનાથ ભગવાન મથુરાપુરીમાંથી નીકળ્યા.

" દેવ ( પાર્શ્વનાથ પ્રભુ ) કાસ, જ્વર વિગેરે રોગ શમાવવામાં પ્રસિદ્ધ ધન્વંતરી જેવા છે, દેવ વાંછિત અર્થ આપવામાં કલ્પવૃક્ષ સમાન છે, દેવ લક્ષ્મીનું મંદિર છે, દેવ સદ્‌ગતિને દેખાડનાર છે, તથા દેવ ભવરૂપી મોટી વલ્લીને ઉન્મૂલન કરવામાં પ્રચંડ અને મોટા યુગાંતના પવન સમાન છે, તે પાર્શ્વનાથ દેવ જય પામો. જેનું માત્ર નામ ગ્રહણ કરવાથી પણ રોગ, અગ્નિ વિગેરેથી ઉત્પન્ન થતા ભય નાશ પામે છે, ભૂતના ઉપદ્રવ અને શાકિનીએ કરેલા વિઘ્નો પણ નાશ પામે છે, રાજાઓ તત્કાળ વશ થાય છે અને શત્રુઓ મિત્ર થાય છે, તે ત્રણ જગતમાં પ્રસિદ્ધ ચરિત્રવાળા શ્રી પાર્શ્વનાથ પ્રભુ જય પામો. "

આ પ્રમાણે સુર, માગધ અને વૃંદારકના સમૂહવડે સ્તુતિ કરાતા તથા વીતભય, શ્રાવસ્તિ, ગજપુર, મિથિલા; કાંપિલ્યપુર, પોતનપુર, ચંપાપુરી, કાકંદીપુરી, શુકિતમતીપુરી, કોશલપુર અને રત્નપુર વિગેરે મોટા નગરોમાં રાજાના સમૂહને તથા સામંત, મંત્રી, શ્રેષ્ઠી, સેનાપતિ વિગેરે પ્રધાન લોકને પ્રતિબોધ કરતા અને એક ગામથી બીજે ગામ વિહાર કરતા **વારાણસી** નગરીને પામ્યા. અને ત્યાં પૂર્વ દિશાના ભાગમાં દેવોએ વિશાળ ત્રણ પ્રાકારવડે મનોહર, પાંચ પ્રકારના પુષ્પના સમૂહવડે શોભતા મણિમય પાદપીઠવાળું, નવા વિકસ્વર થયેલા મોટા પલ્લવવડે વ્યાપ્ત સેંકડો શાખાઓ સહિત કંકેલી વૃક્ષવડે અલંકારવાળું, વાયુથી ઉલ્લાસ પામતી ધ્વજાઓના સમૂહવડે વ્યાપ્ત થયેલા આકાશ–આંગણાના વિસ્તારવાળું તથા ચાર મુખવાળું, મોટું અને મણિના સમૂહવડે શોભતા સિંહાસન સહિત સમવસરણ રચ્યું. તેમાં ભક્તિના સમૂહવડે નમેલા ઇંદ્રોના સમૂહવડે સ્તુતિ કરાતા જગદ્‌ગુરુ શ્રી પાર્શ્વજિનેશ્વર પૂર્વદ્વારે પ્રવેશ કરીને સિંહાસન ઉપર બેઠા. તે વખતે જિનેશ્વરની પ્રવૃત્તિને માટે નીમેલા પુરુષોએ જિનેશ્વરનું આગમન નિવેદન કર્યું ત્યારે તે પ્રવૃત્તિને જણાવનારા પુરુષોને યથોક્ત પ્રીતિદાન આપીને મોટા હર્ષથી ઉત્પન્ન થયેલા રોમાંચવડે કંચુકવાળી કાયાવાળો, અંતઃપુર સહિત, અને પ્રધાન લોકવડે પરિવરેલો અશ્વસેન રાજા મોટા વૈભવવડે સમવસરણમાં આવ્યો. દૂરથી જ મોટા વિનયવડે પ્રવેશ કરીને, ત્રણ પ્રદક્ષિણા દેવાપૂર્વક વાંદીને ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો.—

"હે જગતના એક (અદ્વિતીય) અધિપતિ! પૂર્વભવે પ્રાપ્ત કરેલા નિર્મળ મોટા પુણ્યના સમૂહવડે પામવા લાયક અને મોક્ષપુરી તરફ ચાલેલાને વાહન જેવું જે તમારું શ્રેષ્ઠ ચરણકમળ આજે જોયું, તેથી આજે જ સૂર્ય ઉદય પામ્યો છે. આજે જ અંધકાર નાશ પામ્યો છે અને આજે જ સર્વ વાંછિત કાર્યનો સમૂહ સિદ્ધ થયો છે. આ મૂઢ જન પ્રભાસ, સરયુ, ગંગા, ગયા, નર્મદા, કાલિંદી( યમુના ), કુરુક્ષેત્ર, પુષ્કર, હિમાલય અને શારદાપીઠ વિગેરે તીર્થોમાં આત્માને કેમ પાડે છે ? કે જેથી કલ્પવૃક્ષની જેવા માહાત્મ્યવાળા અને સમગ્ર તાપને હરણ કરનાર ભગવાનની પાદછાયાને સર્વ આદરપૂર્વક સેવતા નથી ?" આ વિગેરે ઘણા પ્રકારે જગદ્‌ગુરુની સ્તુતિ કરીને તે રાજા મુનિજનને વાંદીને પૃથ્વીપીઠ ઉપર બેઠો. ભગવાન શ્રી પાર્શ્વનાથ પણ કરુણાના ભારવડે મંદ પોતાની દૃષ્ટિને પ્રાણીઓ ઉપર નાંખીને ધર્મ કહેવા લાગ્યા કે—જેવી રીતે પ્રાણીવધાદિક મોટા પાપસ્થાનોવડે જીવ બંધાય છે, અને તેથી વિપરીત ચેષ્ટાવડે પાપ નાશ પામે છે. અજ્ઞાનરૂપી અંધકારના સમૂહવડે જેનો સદ્દજ્ઞાનરૂપી દૃષ્ટિમાર્ગ હરણ કરાયો હોય તે ચાર ગતિવાળા મોટા ભયંકર સંસારમાં ભટકે છે. સિદ્ધાંતના સાંભળવારૂપ દિવ્ય અંજનવડે જેનું દૃષ્ટિનું સામર્થ્ય ઉત્પન્ન થયું હોય તે યુક્ત, અયુક્તને જાણીને શીઘ્રપણે તે સંસારથી નિવૃત્ત થાય છે અને જેવી રીતે લાંબા મોટા કાળથી એકઠા કરેલા સમગ્ર પાપરૂપી મળ( મેલ )ને પાણીની જેવી તપપ્રવૃત્તિવડે સમગ્રપણે ક્ષણવારમાં જ ક્ષાલન કરે છે. તેની

સર્વ પ્રાણીઓને સાધારણ વાણીવડે ત્રિભુવનપતિએ( પ્રભુએ ) હર્ષ પામેલી નવ પર્ષદામાં હિતોપદેશ કહ્યો ( આપ્યો ). ભવ્ય જન પ્રતિબોધ પામ્યા, દેવો આનંદવડે સુંદર નેત્રયુગલવાળા થયા, અથવા આખું જગત પણ મોટા સંતોષને પામ્યું. પછી પોતાના આત્માને કૃતકૃત્ય(કૃતાર્થ) માનતા અને હર્ષિત થયેલા નગરના લોકો જગન્નાથને વાંદીને પોતપોતાને સ્થાને ગયા. ત્યારપછી સભાની પૃથ્વીનો ભાગ થોડા જનોના પ્રચારવાળો થયો ત્યારે અત્યંત જ્ઞાન અને વિજ્ઞાનવડે નિપુણ બુદ્ધિવાળો, ગર્વવડે શેષજનની તૃણની જેમ અવગણના કરતો અને ભગવાનની સર્વજ્ઞપણાની પ્રસિદ્ધિની શ્રદ્ધા નહીં કરતો **સોમિલ** નામનો બ્રાહ્મણ ભગવાનની સમીપે આવ્યો. અને ગર્વવડે ઊંચી ડોકવાળો તે બોલવા લાગ્યો.—

"હે ભગવાન! સરિસવયા, માસ અને કુલત્થ તમારે ભોજ્ય છે કે અભોજ્ય છે?" ભગવાને કહ્યું—"હે ભદ્ર! સરિસવયા બે પ્રકારના છે.–એક તો ધાન્યવિશેષ (સરસવ) અને બીજા તુલ્ય વયવાળા પુરુષાદિક. તેમાં જે ધાન્યવિશેષ છે, તે અચિત્ત હોય તો ભક્ષ્ય છે, બીજા બધા અભક્ષ્ય છે. અને માસ પણ બે પ્રકારે છે. એક તો ધાન્યવિશેષ અને બીજા શરીરના અવયવો. તેમાં જે ધાન્યરૂપ અચિત્ત હોય તે ભક્ષ્ય છે અને બાકીના અભક્ષ્ય છે. તે જ રીતે કુલત્થ પણ જાણવા ( કળથી નામનું ધાન્ય અચિત્ત હોય તો ભક્ષ્ય, કુલસ્થ–સારા કુળમાં રહેલો )." આ પ્રમાણે ભુવનના ભાનુ સમાન શ્રી પાર્શ્વનાથસ્વામીએ કહ્યું ત્યારે પંડિતપણાનો ગર્વ નાશ પામવાથી દુષ્ટ શીળપણાનો ત્યાગ કરી પ્રતિબંધવડે વ્યાપ્ત બુદ્ધિવાળો તે બ્રાહ્મણ ભગવાનના ચરણમાં પડ્યો, અને સારા ભાવપૂર્વક કહેવા લાગ્યો કે–"હે ભગવાન! તમે અવશ્ય સર્વજ્ઞ છો, તમે જ પારગામી છો, હે દેવ! તમે જ કેવળજ્ઞાની છો, અને તમે જ પરમપુરુષ છો. આ વ્યાકરણો (ઉત્તરો) કહેવાને સ્વપ્નમાં પણ બીજો કોઇ જાણતો નથી. જે પ્રકારે તમે આ જાણો છો, તે પ્રકારે સર્વ ભાવોને પણ જાણો છો; તેથી હવે તમે ગુરુ છો, હું શિષ્ય છું. તેથી જે ઉચિત હોય, તે મને આદેશ કરો, તે હું કરું, આનાથી બીજાવડે સર્યું." આ પ્રમાણે કહેતા (પ્રાર્થના કરતા) તેને ત્રણ જગતને પ્રકાશ કરનારા ભગવાન પાર્શ્વનાથે સમ્યક્ત્વ, અણુવ્રત, ગુણવ્રત અને શિક્ષાવ્રતરૂપી ધર્મને વિષે સ્થાપન કર્યો. અને આ પ્રમાણે ઉપદેશ આપ્યો કે–"હે ભદ્ર! જો તારે ઘણા કલ્યાણનું કામ હોય, તો હવેથી તું આ ધર્મને વિષે જરા પણ પ્રમાદને કરીશ નહીં." ત્યારે "તમારી શિક્ષાને હું ઇચ્છું છું" એમ બોલીને નિશ્ચળ સમ્યક્ત્વને ધારણ કરતો અને દેશવિરતિપણાને અંગીકાર કરતો તે પોતાને ઘેર ગયો.

ત્યાર પછી કેટલાક લાંબા કાળ સુધી મલિનતા રહિત (શુદ્ધ) જિનધર્મનું પાલન કરીને કોઈ પણ શંકા, કાંક્ષા વિગેરે દોષવડે પતિત થયો. તેથી જિનધર્મનો ત્યાગ કરીને વાપી, કૂપ, તળાવ અને ઉદ્યાન વિગેરે લૌકિક ધર્મ કરવા પ્રવર્ત્યો. તેને છેડે (ત્યાર પછી) દીક્ષાપ્રોક્ષક તાપસોના મતને ગ્રહણ કરીને વનવાસમાં લીન થયો. છઠ્ઠ તપના પારણાને

વિધે પૂર્વાદિક દિશામાંથી કંદ, મૂલાદિક લાવીને ભોજન કરવા લાગ્યો. પછી એક દિવસ તેણે "જ્યાં ખાડા વિગેરેમાં હું પડીશ, ત્યાં જ હું અનશન કરીશ." એમ નિશ્ચય કર્યો. પછી કાષ્ઠમુદ્રાવડે મુખને બાંધીને તે ઉત્તર દિશાની સન્મુખ ચાલ્યો. ત્યાં પહેલો દિવસ અશોક વૃક્ષની નીચે હોમાદિક કૃત્ય કરીને રહ્યો ત્યારે તેને કોઇ દેવે કહ્યું કે—" હે સોમિલ મહર્ષિ ! તારી આ દુષ્પ્રવ્રજ્યા છે." આ પ્રમાણે સાંભળ્યા છતાં પણ જાણે ન સાંભળતો હોય તેમ ત્યાંથી નીકળી ગયો. ત્યાર પછી સપ્તપર્ણ વૃક્ષની નીચે તેણે નિવાસ કર્યો. ત્યાં ફરીથી પણ કોઇ અદૃશ્ય રૂપવાળા દેવે તેને આ પ્રમાણે કહ્યું કે–" હે સોમિલ મહર્ષિ ! આ તારી અત્યંત દુષ્પ્રવ્રજ્યા છે." પછી ત્રીજે દિવસે પીપળાની નીચે રહ્યો. ચોથે દિવસે ઉમરાના વૃક્ષની નીચે રહ્યો. ત્યાં પણ તેને દેવે તેમ જ કહ્યું. પછી પાંચમે દિવસે તે ( બ્રાહ્મણ ) બોલ્યો કે–" કોણ મને આ વારંવાર વિના કારણે કહે છે કે અત્યંત દુષ્પ્રવ્રજ્યા છે ? " ત્યારે દેવે કહ્યું કે–" હે મહાનુભાવ ! ' વિના કારણે ' એમ તું કેમ બોલે છે ? કેમકે ત્રણ ભુવનવડે વાંદવા લાયક ચરણકમળવાળા પાર્શ્વનાથ ભગવાનની પાસે સમ્યક્ત્વ મૂળ અણુવ્રતાદિ ધર્મને સમ્યક્ પ્રકારે અંગીકાર કરીને હમણાં વિપરીત બોધવડે સમ્યક્ પરિણામને હણીને અન્યથા પ્રકારે વર્તતો તું દેખાય છે, તેથી દુષ્પ્રવ્રજ્યાવાળો તું છે એમ તારી સન્મુખ અમે કારણ સહિત જ બોલીએ છીએ. જો ફરીથી ભુવનના એક પ્રભુ પાર્શ્વનાથ જિનેશ્વરને સ્વામીપણે ગ્રહણ ( સ્વીકાર ) કરીને સમ્યક્ પ્રકારે સમ્યક્ત્વ મૂળ અકલંક ગૃહી ધર્મને તું અંગીકાર કરે, તો આ જ્ઞાનને અનુસરનાર થોડું પણ તારું સમ્યક્ અનુષ્ઠાન હમણાં અવશ્ય સમગ્ર સુપ્રવ્રજ્યારૂપ થાય." ત્યારે અદૃષ્ટના ઉત્થાનરૂપ આ વચન સાંભળીને તેને શુભ ભાવ ઉત્પન્ન થયો. અને તેથી ફરીને પણ તેણે અણુવ્રતાદિક સહિત શ્રાવક ધર્મને અંગીકાર કર્યો. પરંતુ પ્રથમ અંગીકાર કરેલા ધર્મના ગુણનો ભંગ કર્યો હતો તેની આલોચના–પ્રતિક્રમણ નહીં કરવાથી કાળ કરીને શુક્રાવતંસક વિમાનમાં તે સોમિલ શુક્ર નામનો ગ્રહ ઉત્પન્ન થયો.—આ પ્રમાણે ધર્મવિધિને કરતા છતાં પણ પ્રાણીઓ અતિચાર સહિતપણું પામીને દુષ્કર કષ્ટને પામ્યા છતાં પણ સુગતિને પામતા જ નથી. આ પ્રમાણે જગતના નાથે કરુણાવડે અનેક ભવ્ય જનોને બોધ કરીને તથા સદ્ધર્મમાં સ્થાપન કરીને તે નગરીની બહાર વિહાર કર્યો. ગામ, આકર વિગેરેમાં ત્રણ ભુવનના પ્રભુ વિહાર કરતાં હતા ત્યારે દુષ્કર તપ આચરવાથી પરાજય પામેલા **શિવ, સુંદર, સોમ** અને જય નામના ચાર મુનિઓ વિશિષ્ટ કુળમાં ઉત્પન્ન થયેલા, ઘણા સિદ્ધાંતના શાસ્ત્રો ભણેલા અને ચિર કાળ સુધી આચરણ કરેલા વિચિત્ર તપશ્ચર્યાવાળા હતા. તેઓએ ભગવાનને આદરથી ત્રણ પ્રદક્ષિણાપૂર્વક વાંદીને આ પ્રમાણે કહ્યું કે–" હે ભગવાન ! અમે આ ભવમાં સિદ્ધિને પામશું કે નહીં ? " ત્યારે નિર્મળ કેવળજ્ઞાનવડે જોયેલા સકળ કાળ કળાના ભૂત અને ભાવી પદાર્થોના સમૂહવાળા ભગવાને કહ્યું કે–" હે મહાનુભાવો ! તમે ચરમ શરીરવાળા

છો, આ જ જન્મવડે જન્મમરણાદિક દોષ રહિત મોક્ષપદને પામશો. " તે સાંભળીને અત્યંત પરિતોષવાળા તે ચારે સાધુઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે–" જો આપણે આ ભવવડે જ મોક્ષ પામવાના છીએ, તો કષ્ટ અનુષ્ઠાનવાળા શિરલોચ, ભૂમિશયન અને દરેક ઘેર શુદ્ધ, ઉંછ, તુચ્છ પિંડનું ગ્રહણ વિગેરે કરવાવડે શું ? ભગવાનનું વચન કદાપિ અન્યથા થતું નથી. " એમ નિશ્ચય કરીને પ્રવ્રજ્યાનો ત્યાગ કરીને સુખે આજીવિકા કરવા માટે બૌદ્ધ શાસનને અંગીકાર કર્યું. જેથી કરીને તેમાં શાસ્ત્રનો આ પરમાર્થ છે.— " મનોહર ભોજન કરીને, મનોહર શયન અને આસન કરીને અને મનોહર ઘરમાં રહીને મુનિએ મનોહર ધ્યાન કરવું. " તથા કોમળ શય્યા, પ્રાતઃકાળે ઊઠીને પેયા (રાબડી પીવી ), મધ્યાહ્ન સમયે ભોજન કરવું, સાંજે પાન કરવું, અને અર્ધ રાત્રિએ દ્રાક્ષનો સમૂહ અને સાકર ખાવી. એમ કરવાથી છેવટ શાક્યપુત્રે મોક્ષ જોયો છે. " ઇત્યાદિ કષ્ટ અનુષ્ઠાનથી ભગ્ન થયેલા અને વિરસ અન્ન ખાવાથી પરાજય પામેલા હોવાથી રક્ત વસ્ત્ર, મસ્તકનું મુંડન અને એક ઘરે મનોહર ભોજનમાં લુબ્ધ થયેલા તેઓએ બાહ્ય વૃત્તિથી આ ધર્મ અંગીકાર કર્યો. અને ઇચ્છા પ્રમાણે સરસ આહારાદિકના ગ્રહણ વિગેરે કાર્યમાં પ્રવર્ત્યા. એ પ્રમાણે દિવસો જવા લાગ્યા. પછી એક દિવસ સરસ આહારના ગ્રહણવડે પુષ્ટ થયેલા શરીરવાળા તે ચારે જેટલામાં પરસ્પર કથા કહેવાવડે રહ્યા હતા, તેટલામાં જીવ વીર્યના ઉલ્લાસનું અચિંત્ય સમર્થપણું હોવાથી અને અવશ્ય ભાવીભાવનું ઉલ્લંઘનપણું નહીં હોવાથી પૂર્વે આચરણ કરેલા ચારિત્રવાળા તે શિવ વિગેરે ચારેને યુગને અંતે ક્ષીરસમુદ્રનાં જળકલ્લોલના સમૂહની જેમ જાણી ન શકાય તેવો સંવેગનો સમૂહ ઉછળ્યો, અનુચિત પ્રવૃત્તિનું સ્વાભાવિક વિરસપણું વિચાર્યું, પ્રમાદના દુર્વિલાસોનું મોટા કષ્ટમાં પાડવાનું કુશળપણું નિશ્ચિત કર્યું, [1]ચાતુર્યામ ચારિત્રના ખંડનથી ઉત્પન્ન થયેલા દુર્ભેદ પાપરૂપી [2]કવચનું અતિ તીક્ષ્ણ દુઃખદાયીપણું જાણ્યું. આથી ઉત્તરોત્તર વિશુદ્ધ પરિણામવાળા થયેલા તેઓ વિચારવા લાગ્યા કે—" તુચ્છ સુખના લેશની લાલસાવડે કરીને અવશ્ય વાંછિત અર્થને ઉત્પન્ન કરનારા ચિંતામણિ જેવા સંયમનો ત્યાગ કરીને અરે ! આપણે કેવા થયા ? અધન્ય એવા આપણે વિવેકનો ત્યાગ કરીને હા ! હા ! મિથ્યાત્વથી વ્યાપ્ત થયેલા કુદેવ અને કુગુરુએ બતાવેલા દુષ્ટ માર્ગમાં આપણે કેમ પ્રાપ્ત થયા ? હે પાપી જીવ ! ત્રણ લોકના તિલકરૂપ ભગવાન પાર્શ્વનાથ જગદ્ગુરુને છોડીને બીજા દેવને નમનાદિક કેમ કરે છે ? દુર્ધર સંયમના ભારને ધારણ કરનારા શૂરવીર સાધુઓના સંગને મૂકીને દાવાગ્નિની જેવા દુષ્ટ દુઃશીલવાળાના સંગને તું કેમ ભજે છે ? " આ પ્રમાણે દુષ્ટ કર્મને નિંદતા અને વૃદ્ધિ પામતા શુભ ભાવવાળા તેઓ સાત પ્રકારના મોહનીય કર્મને ખપાવીને શ્રેષ્ઠ ક્ષપકશ્રેણિ ઉપર ચડયા. ત્યારપછી મોહની એકવીશ પ્રકૃતિ-

---

૧ ચાર મહાવ્રત, ૨ બખ્તર.

ના સમૂહને જ્ઞાન, અંતરાય અને દર્શન એ ત્રણ સહિત ખપાવીને, કેવળી થઈને પછી શૈલેશીકરણને અંગીકાર કરીને નામ, આયુષ્ય, વેદનીય અને ગોત્ર એ ચાર કર્મને એકી સાથે ખપાવીને તેઓ મોક્ષપદને પામ્યા. ભગવાન પાર્શ્વનાથ પણ ગામ, નગર વિગેરેમાં વિહાર કરતા અને સો યોજન સુધી અરિ, મારી વિગેરે અશુભનો નાશ કરતા, **આમલકલ્પા** નગરીના કોષ્ઠક નામના ઉદ્યાનમાં આવ્યા. અને ત્યાં દેવોના સમૂહે બનાવેલા ત્રણ પ્રાકારના સહિત સમવસરણને વિષે મનોહર મણિના બનાવેલા મોટા સિંહાસન ઉપર બેઠા. અતિ મોટા પુણ્યના સમૂહવડે ક્ષોભ પામેલો ત્રિલોક તેની સેવા કરવા આવ્યો. પછી પરિતોષ પામેલા નગરીના લોકો રાજાની સાથે જ ભક્તિથી વાંદવા માટે ભગવાનની પાસે આવ્યા. જિનેશ્વરને ત્રણ પ્રદક્ષિણા કરીને તથા બીજા ગણધર વિગેરે મુનિઓને વાંદીને શિષ્યની જેમ વિનયથી નમ્ર થઈને પ્રભુની પર્યુપાસના કરવા લાગ્યા. ત્યારે ભગવાને પણ [1]વ્યાક્ષેપ રહિત અને હસ્તરૂપી કોષવડે શોભતા મસ્તકવાળી તથા સુર અને અસુર સહિત પર્ષદાને ધર્મ કહ્યો. ધર્મના પરમાર્થને સાંભળીને સર્વે પોતાને સ્થાને ગયા ત્યારે **નંદ** નામનો શ્રેષ્ઠી શ્રાવક, જિનધર્મની વિધિને જાણનાર, જીવાજીવાદિકના વિચારમાં કુશળ બુદ્ધિવાળો, વિશુદ્ધ ( સમ્યક ) દષ્ટિવાળો, તથા ઘણા પુત્ર, સ્વજન અને સ્રીઓ સહિત પ્રભુને વાંદવા આવ્યો. ( ભગવાનને વાંદીને ) રોમાંચવડે વ્યાપ્ત દેહવાળો, સંદેહને પૂછવા માટે કરેલા પ્રયત્નવાળો અને એકાગ્ર મનવાળો તે ભુવનબંધુ( પ્રભુ )ને કહેવા લાગ્યો, કે—" હે ભગવાન ! આજે અત્યંત સુંદર થયું, કે જેથી ત્રણ ભુવનરૂપી ભગવાનની અંદર પ્રકાશ કરવામાં એક દીવા સમાન તમને મેં સાક્ષાત્ જોયા, તેથી મારા પર પ્રસાદ કરીને મને કહો કે-સર્વજ્ઞના મોટા પક્ષપાતને ધારણ કરનારા મેં જિનેશ્વરનું સ્મરણ કરવા માટે અગ્યાર પુત્રોનાં અનુક્રમે **ઋષભથી** આરંભીને **શ્રેયાંસ** સુધી નામ સ્થાપન કર્યાં છે. તેઓ એક જ માતાપિતાથી ઉત્પન્ન થયા છતાં પણ પરસ્પર તેઓના સ્વભાવાદિકનું વિલક્ષણપણું છે, તેનું શું કારણ ? તે આ પ્રમાણે—મોટો પુત્ર શરીરે કુરૂપ છે, વળી બીજો કમળની જેવા સુગંધી નિઃશ્વાસવાળો છે, ત્રીજો ધનને હરણ કરનાર છે, ચોથો મોટા સૌભાગ્યવાળો છે, પાંચમો અતિ દુઃસ્થ રંક છે, છઠ્ઠો શરીરનો પ્રયાસ થોડો છતાં પણ ધન ઉપાર્જન કરનાર છે, સાતમો દરેક ક્ષણે ક્ષુધાવાળો છે, આઠમો કઠોર અને તુચ્છ વચન બોલનાર છે, નવમો અતિ ચપળ છે, દશમો પરિમિત ચાલનાર કદાપિ આપત્તિને પામતો નથી અને અગ્યારમો પુત્ર સાવદ્યનો ત્યાગ કરવામાં અતિ ઉદ્યમી છે. પરંતુ ત્યાગી, ભોગી અને લાભાદિક રહિત નથી. આ પ્રમાણે હે ભગવાન ! મારા આ સર્વે પુત્રો પૂર્વે કરેલા કયાં કર્મના ઉદયવડે ભિન્ન વૃત્તિવાળા થયા છે ? તે કહો." ત્યારે નિર્મળ દાંતની સ્ફુરાયમાન કાંતિના સમૂહવડે જાણે આકાશને ધવળ ( ઉજ્વળ ) કરતા હોય તેમ જગતના એક નાથ ધીમેથી બોલવા લાગ્યા, કે-" હે મહાનુભાવ ! અહીં મૂળથી કારણ સાંભળ.—

૧ વ્યાકુળતા.

"રમ્યતાદિક ગુણોવડે શેષ નગરીના જયવડે પ્રગટ થયેલી જાણે જયપતાકા હોય તેવી નિરંતર વહન થતા અરઘટ્ટની ઘડીના મુખમાંથી નીકળતી પાણીની નીકવડે સિંચાતા સ્નિગ્ધ ( લીલા ) વૃક્ષોના વનવડે જેનો વિસ્તાર શોભતો છે એવી **કાકંદી** નામની નગરી છે. જે નગરી શંકરની નગરીને જીતવા માટે જાણે રહી હોય એમ હું માનું છું, કેમકે જે નગરીમાં સ્ત્રીઓ ગોરી[1] ( ગોર વર્ણવાળી ) છે, ઐશ્વર્યવડે આનંદ પામનારા અનેક મનુષ્યો છે. ( શિવપુરીમાં એક જ ઇશ્વરનો નંદી-બળદ છે ), દેવપુત્રના આકારવાળા ઘણા વિનાયક-કુમારો છે ( શિવપુરીમાં વિનાયક એટલે ગણપતિ એક જ છે ), પ્રાલેય પર્વતની જેવા ઊંચા શિખરવાળા દેવમંદિરો ઘણા છે. ( પ્રાલેય પર્વત એક જ છે ). જ્યાં ( જે નગરીમાં ) તટ-કાંઠારૂપી કામદેવની તળાઇને ભરવાને ઉત્સુક-ઉતાવળા થયેલા સરોવરો પથ્થરના ખંડ-કકડા સમાન ચંદ્રના પ્રતિબિંબ પડતાં ચપળ કલ્લોલ-મોજાંરૂપી તાંતને કમળલતારૂપ હાથવડે ગ્રહણ કરીને નવી શોભાવાળા સમુદ્ર-ફીણરૂપી કપાસને સાફ કરે છે. આવા પ્રકારના ગુણોવડે મનોહર નગરીમાં **શ્રીપુંજ** નામનો શ્રેષ્ઠી છે, તેની **શીલમતી** નામની ભાર્યા છે. તે પુત્ર રહિત છે. તેથી નિરંતર ઘણા દેવોની સેંકડો માનતા કરીને તે થાકી ગઇ. પછી એક વખત ભિક્ષાને માટે આવેલા સાધુઓને તેણીએ પૂછયું કે-"હે ભગવાન ! સર્વ પ્રકારે કહો, હું પુત્રને શી રીતે પામીશ ?" તે તે સાધુઓએ કહ્યું-"અમે કાંઈ પણ જાણતા નથી, પરંતુ અમારા ગુરુ જાણે છે." તેણીએ કહ્યું-"તે કયાં રહે છે ?" તેઓએ આશ્રમ કહ્યો. ત્યારે પાછલી પોરસીએ તે સૂરિની સમીપે ગઇ. તેના પગમાં પડીને પોતાનો અભિપ્રાય કહ્યો. સૂરિએ કહ્યું-"હે ભદ્રા ! આવા અર્થને કહેવામાં સાધુનો અધિકાર નથી, કેમકે કહ્યું છે કે-સાધુએ ગૃહસ્થને નક્ષત્ર, સ્વપ્ન, યોગ, નિમિત્ત, મંત્ર અને ઓષધ કહેવું નહીં કેમકે તે મોટું અધિકરણ કહ્યું છે, તેથી જો તું કહેતી હોય તો વ્યભિચાર ( દોષ ) રહિત, સમગ્ર કલ્યાણનું કારણ અને મનવાંછિત અર્થને પ્રાપ્ત કરવામાં નિપુણ સર્વજ્ઞનો ધર્મ અમે કહીએ." તેણીએ કહ્યું-"એમ કરો." ત્યારે સૂરિએ સમ્યગ્દર્શન મૂળવાળો તથા અણુવ્રત, ગુણવ્રત અને શિક્ષાવ્રત પ્રધાનવાળો ગૃહસ્થ ધર્મ કહ્યો તે તેણીએ સારા ભાવપૂર્વક અંગીકાર કર્યો. ગુરુએ ઉત્સાહ આપ્યો કે-"હે દેવાનુપ્રિય ! મોક્ષલક્ષ્મીએ આદરપૂર્વક તને જોઇ છે. ભવિષ્યમાં થવાના કલ્યાણનું તું ભાજન( પાત્ર )રૂપ છે. આ ધર્મમાં તું નિશ્ચળ થજે, અને શંકાદિ કલંક રહિત આનું સારી રીતે પાલન કરજે.

હે ભદ્રા ! આ સંસારમાં જીવે પૂર્વે જે શુભ કે અશુભ કર્મ કર્યું હોય, તે કર્મ તે જીવને અનુભવવાનું જ છે, તેથી પુત્રાદિકનો મોહ નિષ્ફળ છે. આ અનંત સંસારમાં કયા કયા પુત્રાદિક પ્રાપ્ત નથી થયા ? આપત્તિમાં પડયા છતાં પણ તેઓએ કાંઈ આધાર

---

૧. શિવપુરીમાં ગોરી એટલે પાર્વતી એક જ છે.

(આશ્રય) કર્યો નથી. જેઓ આ ભવમાં પણ આપત્તિમાં પડેલાનો ઉપકાર કરનારા નથી, તેઓ અન્ય જન્મનો ઉપકાર કરવામાં શ્રદ્ધા કરવા લાયક નથી. પરંતુ આ ભવ અને પરભવને વિષે આ ધર્મ જ વાંછિત અર્થને આપવામાં સમર્થ છે, તો હે ભદ્રે ! આ ધર્મમાં જ તું હમેશાં અત્યંત ઉદ્યમવાળી થા. ચિંતામણિ અને કલ્પવૃક્ષ જેવા નિશ્ચળ ચિત્તે કરેલા જિનધર્મવડે મનવાંછિતની સિદ્ધિ થાય છે. આ પ્રમાણે સાંભળીને શીલમતીએ કહ્યું કે—"હે ભગવાન ! જો એમ હોય, તો કુળદેવતાની પૂજા કેમ કરવી ?" સૂરિએ કહ્યું—"જિનેશ્વરના ચરણકમળની પૂજા કરવાથી, બીજી પૂજાવડે શું છે ?" ત્યારે તેણીએ તે અંગીકાર કર્યું. પછી તે જ દિવસથી આરંભીને પુત્રલાભાદિકનો અપેક્ષા રહિત અત્યંત ભક્તિપૂર્વક અરિહંતની આરાધના કરવામાં તે પ્રવર્તી. પછી હંમેશાં જિનેશ્વરના ચરણનું દર્શન (પૂજન), મુનિનું દર્શન અને શાસ્ત્રાર્થનું શ્રવણ કરવાના વશથી ધર્મમાં મોટો પ્રતિબંધ (આગ્રહ–રાગ) થવાથી અન્ય દેવની સંકથાનો ત્યાગ કરી એક વખત તે વિચારવા લાગી કે—"એક કોટિ દ્રવ્યવડે કાકિણી ગ્રહણ કરવાને મૂઢ એવી મેં કેમ ઇચ્છા કરી હતી ? કે જેથી પુત્રને માટે મેં ધમ વિરુદ્ધ અનર્થો કર્યા ? કોઇ પણ પુણ્યવડે પ્રગટ રીતે ગુરુની સાથે મારો સંગમ થયો, તેથી વિવેક ઉત્પન્ન થયો અને ભવનું સ્વરૂપ જાણ્યું. તેથી ભોજન માત્રને ઇચ્છતી મારે મોટા નિધાનની પ્રાપ્તિ થઇ પુત્રને માટે ગુરુશુશ્રૂષા કરવાથી જિનધર્મ પ્રાપ્ત થયો." આ પ્રમાણે મોટા સંતોષમાં તત્પર થયેલી તે ત્રણે સંધ્યાસમયે એક જિનેશ્વરની જ પૂજા કરતી હતી તેવામાં પૂર્વે કરેલી પૂજાના વિચ્છેદથી ઉછળતા મોટા ક્રોધવાળી અને મોટા ફૂત્કાર શબ્દવડે પૃથ્વીપીઠને કંપાવતી કુલદેવતાએ તેણીને કહ્યું કે—"અરે મર્યાદાનો ત્યાગ કરનારી પાપિણી ! તું મારી પૂજા કરતી નથી, તો હવે તારું શું થશે ?"

એમ બોલતી તે કુળદેવીએ દીર્ઘ દેહથી ઉછળતા મુખના અગ્નિવાળા ભયંકર શ્યામ અને યમરાજની જેમ ભય ઉત્પન્ન કરનારા વેતાલો પ્રથમ દેખાડયા. ત્યાર પછી લાંબા ડક્કાર શબ્દવડે ભવનને વ્યાપ્ત કરતા અને કહ ! કહ ! કહ ! એમ બોલતા અતિ ભયંકર ડાકિનીના સમૂહ દેખાડયા. ત્યાર પછી મેઘ અને અંધકારના સમૂહ જેવી શ્યામ દેહની પ્રભાવડે રાત્રિને કરતા અત્યંત રાતા નેત્રવાળા અને ભયંકર આહારવાળા મોટા સર્પો દેખાડયા અને ત્યાર પછી પર્વતની જેવા હાથીઓ, પછી મોટા આટોપ( આડંબર )વાળા અને દઢ દાઢાના સમૂહવડે હાથીઓના સમૂહને કાપનારા સિંહો દેખાડ્યા તો પણ મનના કંપારા રહિત (નિશ્ચળ મનવાળી) અને એક માત્ર નવકાર મંત્રને જ સ્મરણ કરતી મહાસત્ત્વવાળી તે જરા પણ ચલાયમાન થઈ નહીં. ત્યારે ઉત્પન્ન થયેલા અતિ કઠોર અને મોટા ક્રોધવાળી તે દેવીએ ફરીથી પણ તેણીને કહ્યું, કે—"હે મૂઢ ! આમ છતાં પણ જો તું મને નમે, તો હું તને મૂકું, નહીં તો શીઘ્રપણે મોટા અનાર્થના સમૂહને તું દેખીશ." ત્યારે શીલમતીએ કહ્યું, કે,—"હે દેવી ! કેમ આ પ્રમાણે તું ક્રોધ

કરે છે ? હવે તો હું જિનેશ્વરને મૂકીને બીજાની સ્તુતિ કરતી નથી, સ્મરણ કરતી નથી; પૂજા કરતી નથી અને નમતી નથી. આ પ્રમાણે નિશ્ચયને પામેલી મને જેને જેમ રુચે તેમ તે ભલે મને ઉપદ્રવો કરો, કેમ કે મરણથી બીજું અધિક શું કરશે ? અને તે મરણ તો હમણાં સર્વજ્ઞના ચરણકમળને સ્મરણ કરતી મેં મોટા અભ્યુદયના નિમિત્તપણાએ કરીને અંગીકાર કર્યું જ છે." તે સાંભળીને "હજુ પણ તું દુષ્ટ શિક્ષાવાળી છે" એમ બોલતી દેવીએ રોતા તેના ભર્તારને તેની પાસે લાવીને મારી નાંખ્યો, તથા તેના ઘરનું સર્વસાર (ધનાદિક) હરણ કરીને અને તેણીને ઉપાડીને સિંહ, હરણ, શરભ, શાર્દૂલ, કોલ અને મહિષવડે વ્યાપ્ત જંગલમાં નાખી. પછી તીક્ષ્ણ તરવાર ઊંચી કરીને તેણીને ફરીથી કહ્યું કે—"હજુ પણ જો તું મને નમતી ન હો, તો ઇષ્ટ દેવનું સ્મરણ કર." ત્યારે શીલમતીએ કહ્યું કે—"શું અહીં પુનરુક્તિ કહેવી યોગ્ય છે ? જે તે પ્રકારે અવશ્ય મરણ તો થવાનું જ છે, તો આવો પ્રસ્તાવ કયાંથી મળે ?" ત્યારે કુળદેવતા શાંત થઇ. પરંતુ તેણીને નિશ્ચળ જોઇને તેણીના સત્ત્વવડે હૃદયમાં તુષ્ટ થયેલી તે દેવી તે ડમર (ઉપદ્રવ)-નો ઉપસંહાર કરીને આ પ્રમાણે કહેવા પ્રવર્તી કે—"ધર્મની સ્થિરતામાં બીજાની તો વાતો જ છે. જો તારા જેવી ધર્મમાં નિશ્ચળ હોય, તો તું એક જ છે; તેથી હે સુતનુ ! હવે જે કાંઇ કાર્ય મારાવડે સાધ્ય હોય, તે તું કહે. તારા અસમાન સત્ત્વરૂપી ધનવડે હું દાસી જેવી કરાઇ છું." ત્યારે શીલમતીએ કહ્યું કે—"હે દેવી ! જિનેંદ્ર ધર્મ પ્રાપ્ત થવાથી હવે કાંઇ પણ કાર્ય નથી, તો પણ આ ધર્મમાં સહાયકારક થા." કુલદેવતાએ કહ્યું—"આવા પ્રકારના ધર્મમાં નિશ્ચળ મનવાળી તને ત્રણે લોક સહાયકારક છે, તો પણ મારા જેવી તને શું કરે ? તો પણ પુત્રને કરનારી આ અગ્યાર ગુટિકાઓને હે મહા અનુભાવવાળી ! તું ગ્રહણ કર, અને પુત્રની સંતતિને માટે ખાજે." આ પ્રમાણે કહીને નહીં ઇચ્છતી એવી પણ શીલમતીના હસ્તતળમાં તે ગુટિકાઓ નાંખીને તે દેવી અદૃશ્ય થઇ ગઇ. શીલમતીએ પણ તે ગુટિકાઓ શ્રેષ્ઠીને બતાવી અને સર્વ વૃત્તાંત કહ્યો. ત્યારે અતિ સંતુષ્ટ થયેલો શ્રેષ્ઠી કહેવા લાગ્યો, કે-"હે સુતનુ ! સારા મુહૂર્તે આ ગુટિકાઓ તું ખાજે." તેણીએ કહ્યું-"હે આર્યપુત્ર ! જેટલો પુત્રનો વિસ્તાર હોય, તેટલો જ જીવને બંધ છે. અને તેની પછીનું કાર્ય કરવાવડે ધર્મમાં વિઘ્ન થાય છે, તેથી આ ગુટિકા ખાવાથી સર્યું." શ્રેષ્ઠીએ કહ્યું-"અરે મુગ્ધા ! તું લોકની સ્થિતિને જાણતી નથી, તે આ પ્રમાણે—

પુત્ર રહિત ઘર રાજા, ભાગીદાર અને દુષ્ટ જનોને ગ્રહણ કરવા લાયક થાય છે. અને વૃદ્ધપણું, વ્યાધિ અને આપત્તિની પ્રાપ્તિ વખતે હે સુતનુ ! અત્યંત મોટી ઋદ્ધિના વિસ્તારવાળા પુરુષનું રક્ષણ પુત્ર વિના બીજો કોઇ પણ કરતો નથી જ. તથા તે પુરુષના કરાયેલા જિનબિંબનું સ્તવન અને પૂજાદિક કૃત્ય પુત્ર વિના બીજો કોઇ કરતો નથી, અને

નામ પણ કોઇ ગ્રહણ કરતો નથી (લેતો નથી )." આ પ્રમાણે શ્રેષ્ઠીએ કહ્યું ત્યારે યથાર્થ અવબોધ થવાથી શીલમતીએ સારા મુહૂર્તે દેવ અને ગુરુને પ્રણામ કરીને અગ્યારે ગુટિકાઓ એકી સાથે ખાધી. ઔષધિના અચિંત્ય સામર્થ્યથી અગ્યારે પુત્રો ગર્ભમાં ઉત્પન્ન થયા, તેથી તેટલા ( અગ્યાર ) પુત્રોના ભારવડે પીડા પામેલી તેણીએ કુલદેવીનું સ્મરણ કર્યું. તે વખતે તે પ્રત્યક્ષ થઇ. તેને તેણીએ પીડાનો વૃત્તાંત કહ્યો. ત્યારે તેની પીડાનું હરણ કરીને તે દેવી જેમ આવી હતી તેમ પાછી ગઇ. પછી ઉચિત સમયે મનોહર રૂપને ધારણ કરનારા તથા કોમળ અને રાતા હાથપગવાળા અગ્યારે પુત્રનો જન્મ થયો. તેનું વર્ધાપન કર્યું. પછી યોગ્ય સમયે સર્વના અનુક્રમે ધનદેવ ૧, ધનરક્ષિત ૨, ધનપાળ ૩, ધનમિત્ર ૪, ધનગુપ્ત ૫, ધનધર્મ ૬, ધનાદિત્ય ૭, ધનશર્મા ૮, ધનવેગ ૯, ધનચંદ્ર ૧૦ અને ધનહરિ ૧૧ એ પ્રમાણે નામ સ્થાપન કર્યાં. ધાવમાતાઓ રાખી. અગ્યારે પુત્રો વૃદ્ધિ પામ્યા. આઠ વર્ષથી અધિક પર્યાયવાળા થયેલા તેમને ઉપાધ્યાયને સોંપ્યા. તેણે પણ આદર સહિત ભણાવ્યા અને યુવાવસ્થાને પામ્યા. તે સર્વેને તે જ નગરીમાં સમાન જાતિવાળા ઇભ્યોના ઘરને વિષે પરણાવ્યા. અને પિતાએ તેઓને દ્રવ્ય ઉપાર્જન કરવાના વ્યાપારમાં જોડયા. એક વખત તેમની માતાએ તેમને કહ્યું કે-" હે વત્સો ! જેમ દ્રવ્ય ઉપાર્જનમાં વર્તો છો તેમ સર્વ આદરવડે ધર્મને માટે પણ તમારે ઉદ્યમ કરવો યોગ્ય છે, કેમકે સર્વે પુરુષાર્થોને વિષે ધર્માર્થ જ ઉત્તમ છે. ધર્મથી જ અર્થ (ધન) પ્રાપ્ત થાય છે, ધર્મથી જ કામાર્થ પણ નિશ્ચે પ્રાપ્ત થાય છે, અને ધર્મથી જ નિયમે કરીને તત્કાળ મોક્ષ પણ પ્રાપ્ત થાય છે. ધર્મથી રૂપ, લાવણ્ય, મોટું સૌભાગ્ય અને લક્ષ્મી સહિતપણું પ્રાપ્ત થાય છે અને નિરવદ્ય (પાપ રહિત ) મનવાંછિત કાર્ય સિદ્ધ થાય છે. તે ધર્મ હંમેશાં જિનેશ્વરના ચરણકમળની પૂજા અને નમસ્કારાદિકવડે, સારા તપસ્વી( સાધુ )ઓની સેવા અને આરાધનાવડે, સિદ્ધાંતના શ્રવણવડે, અપૂર્વ શાસ્ત્રને ભણવાવડે તથા મોટા સંવેગ સહિત તપવડે સંભવે છે, તેથી આ સર્વ કાર્યોને વિષે હે વત્સો ! તમે ઉદ્યમ કરો." ધનદેવ વિગેરે પુત્રોએ કહ્યું-" હે માતા ! તમે જે કાંઇ આદેશ આપશો, તે સર્વ એક ચિત્તવાળા થઇને અમે તત્કાળ કરીએ. સર્વથા ધર્મકર્મથી વિમુખ ( રહિત ) અમારી જેવા બાળકોને હે માતા ! જો ખેદ પામ્યા રહિત તમે પણ કાર્યને નહીં કહો, તો સંસારકૂપમાં પડતા અમારી તમે પ્રગટ રીતે ઉપેક્ષા કરી છે, તેથી અમે તમને કહીએ છીએ કે-જે ઉચિત હોય તે કહો." આ પ્રમાણે ધનદેવાદિક પુત્રોનું વચન સાંભળીને હર્ષ પામેલી માતા વિચારવા લાગી કે-" અહો ! આ લોકપ્રવાદ કાંઇક ઉચિત ભાસે છે, કે-'દાન, ભોગાદિક ભાવો આ લોકના ઉપકારી છે, અને શુદ્ધવંશની સંતતિ આ લોક અને પરલોક બન્નેની ઉપકારી છે.' માત્ર જો જિનાલય કરાવ્યું હોય અને તેની અંદર જિનપ્રતિમા સ્થાપન કરી હોય, તો આ પુત્રો તેની પૂજા, વંદન વિગેરેમાં પ્રવર્તીને ધર્મમાં નિશ્ચળતાને પામે." એમ વિચારીને તેણીએ પોતાનો આ અભિપ્રાય શ્રીપુંજ શેઠીને કહ્યો. ત્યારે

તેણે હર્ષ સહિત તે અંગીકાર કર્યો. પછી સારાં મુહૂર્તે સારા શુકનની પ્રાપ્તિપૂર્વક શાંતિનાથ જિનેશ્વરની પ્રતિમા કરાવી. તથા રાજાની રજા લઇને સારા પૃથ્વીના ભાગને વિષે સિદ્ધાંતમાં કહેલા વિધિ પ્રમાણે જિનાલયનો પ્રારંભ કર્યો. પછી જિનાલય પૂર્ણ થયું ત્યારે ગુણરૂપી મણિવડે મોટા મૂલ્યવાળા સંઘ સહિત સુગુરુસૂરિએ ભણેલા મંત્રવડે પ્રતિષ્ઠા કરેલી ભગવાન શાંતિનાથ જિનેશ્વરની પ્રતિમા અમારીની આઘોષણાપૂર્વક મોટા વૈભવવડે સ્થાપન કરી. ત્યારપછી પોતાના જન્મ અને જીવિતને સફળ માનતા શ્રીપુંજ શ્રેષ્ઠીએ કુટુંબ સહિત શ્રમણ સંઘની પૂજા કરી, શ્રાવક વર્ગનું સન્માન કર્યું, પ્રકૃતિ લોકને ઉચિતતા પ્રમાણે વિભૂષિત કર્યો, તથા જિનપૂજાદિક હંમેશના કાર્યમાં અનુક્રમે પુત્રોના સમૂહને સ્થાપન કર્યો. તે આ પ્રમાણે—તે પહેલો પુત્ર જિનમૂર્તિને નિર્મળ ( સાફ ) કરે, બીજો પુત્ર પુષ્પનો સમૂહ લાવે, તેનાથી બીજો ( ત્રીજો ) તે પુષ્પને ગુંથે, બીજો ( ચોથો ) તે દેવને પૂજે, બે ( પાંચમો અને છઠ્ઠો ) ચામર ઢાળે, તેથી બીજો ( સાતમો ) આરતિ ઉતારે, બીજો ( આઠમો ) ધૂપની કડછી ( ધૂપધાણું ) ધારણ કરે, અને બાકીના ત્રણ સ્નાન કરાવે. પછી શ્રેષ્ઠી તે સમયને ઉચિત શ્રેષ્ઠ કવિની બનાવેલી, સર્વજ્ઞના વર્ણનના સારવાળી કાવ્યની પરંપરાને આદર સહિત બોલે. તથા સર્વ વધૂજન સહિત માતા બીજા ( સાંસારિક ) કાર્યોને મૂકીને મોટી વાણીવડે મંગળ ગીતને સારી રીતે ગાય છે. આ પ્રમાણે હંમેશાં કુટુંબ સહિત જિનેશ્વરના કાર્યમાં પ્રવર્તેલા શ્રીપુંજ શ્રેષ્ઠીના કેટલાક દિવસો ગયા ત્યારે અનેક સાધુના સમૂહથી પરિવરેલા મુનિચંદ્ર નામના કેવળી એક ગામથી બીજે ગામ વિહાર કરતા કરતા ત્યાં આવ્યા અને બહાર ઉદ્યાનમાં રહ્યા. તેમનું આગમન જાણીને લોકો આવ્યા અને શ્રેષ્ઠી પણ કુટુંબ સહિત આવ્યો. પછી તે સર્વેએ ભક્તિ સહિત કેવળીને વાંદ્યા અને તેઓ યોગ્ય સ્થાને બેઠા. કેવળીએ પણ હિતોપદેશવડે ઉત્કૃષ્ટ ગૃહી અને સાધુના વિષયવાળો બન્ને પ્રકારનો ધર્મ કહ્યો. ત્યારે કેટલાકે પોતાના સામર્થ્યને યોગ્ય કોઇક ધર્મ ગ્રહણ કર્યો. વિશેષ એ કે—શ્રીપુંજ શ્રેષ્ઠીએ વિનય સહિત નમીને કેવળીને કહ્યું કે—" હે ભગવાન ! આ મારો પુત્રાદિક પરિવાર હજુ સુધી તેવા પ્રકારનો ભેદવાળો નથી, તથા તેવા પ્રકારના નિરોધના કષ્ટને જોયું પણ નથી, તેથી પ્રસાદ કરીને ગૃહી ધર્મનો વિધિ વિસ્તારથી કહો, કે જેથી તેનું તત્ત્વ જાણીને પોતપોતાના સામર્થ્યને યોગ્ય વિરતિપણાને અંગીકાર કરે. " " ત્યારે બહુ સારું. એમ કરું " એમ બોલતા કેવળી કહેવા લાગ્યા. કે—

" ગૃહી ધર્મને વિષે સમ્યક્ત્વ મૂળ પાંચ અણુવ્રત અને ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એમ બાર વ્રત હોય છે. વળી સમ્યક્ત્વ અહીં જિનેશ્વરે કહેલા તત્ત્વોની મોટી શ્રદ્ધારૂપ, પ્રશમાદિક લિંગવડે જાણવા લાયક અને શુભ આયના પરિણામરૂપ છે. મોટા વૃક્ષના મૂળ જેવું અને ઘણા માળવાળા ઘરના પીઠબંધ ( પાયા ) જેવું વિરતિ ધર્મના કારણરૂપ પ્રથમ સમ્યક્ત્વ જ કહ્યું છે. અણુવ્રતાદિક વિરતિ છે. તેમાં પહેલું અણુવ્રત સંકલ્પ કરેલા, સ્થૂળ

અને નિરપરાધી જીવના ઘાતનો ત્યાગ કરવારૂપ છે. કન્યા, ગામ, પૃથ્વી, ન્યાસ( થાપણ )નો અપહાર અને સાક્ષીના વિષયવાળા સ્થૂલ અલિકનો ત્યાગ કરનારને બીજું અણુવ્રત હોય છે. સ્થૂલ સચિત્ત અને અચિત્ત વસ્તુના વિષયવાળા અદત્તને ગ્રહણ કરવાની જે વિરતિ તે વીતરાગ ભગવાને ત્રીજું અણુવ્રત કહ્યું છે. મનુષ્ય, તિર્યંચ અને દેવ સંબંધી પરસ્ત્રીઓના સ્થૂળ પરિભોગનો ત્યાગ કરનારાને ચોથું અણુવ્રત થાય છે. ધન, ધાન્ય, ક્ષેત્ર, સુવર્ણ, કુપ્ય ( વાસણ ), દ્વિપદ ( બે પગવાળા ) અને તિર્યંચના વિષયવાળું જે સ્થૂળ તે પાંચમું અણુવ્રત કહેવાય છે. ઊંચે, નીચે અને તિરછી દિશાઓના વિષયવાળું ચાર માસ અધિક કાળમાં રહેલું ક્ષેત્રના પરિણામનું જે કરવું તે પહેલું ગુણવ્રત કહેવાય છે. ભોગ અને ઉપભોગના વિષયવાળું અહીં બીજું ગુણવ્રત કહેવાય છે. તેમાં અહીં તાંબૂલ, આહાર અને [1]પુષ્પ વિગેરે ભોગ જાણવો અને પ્રાસાદ, શયન, અલંકાર અને સ્ત્રી વિગેરે ઉપભોગ જાણવો, કે જે હંમેશાં ઉપયોગમાં આવે, તે અનેક પ્રકારના ઉપભોગ કહેવાય છે. વિશેષ એ કે—અહીં ભોજનને વિષે મદ્ય, માંસ, રાત્રિભોજન, પાંચ જાતના ઉમરા, મધ, માખણ, બહુબીજ અને અનંતકાય વર્જવા. અને કર્મને વિષે ઇંગાલ કર્મ વિગેરે પંદર કર્મને વર્જવા તથા ગુપ્તિપાલ અને [2]ક્ષુણાધિકાર વિગેરે દુષ્કર્મનો ત્યાગ કરવો. અપધ્યાન, પ્રમાદનું આચરણ, હિંસ( ખડ્ગ વિગેરે )નું દાન અને પાપનો ઉપદેશ એ ચાર પ્રકારના અનર્થદંડને વિષે જે નિયમ કરવો, તે ત્રીજું ગુણવ્રત કહ્યું છે. સાવદ્ય યોગની વિરતિ અને નિરવદ્યનું જે સેવન કરવું તે સ્વરૂપવાળું સામાયિક નામનું પહેલું શિક્ષાવ્રત કહેવાય છે. એક દિવસની અંદર લાંબી દિશાના પ્રમાણનો જે સંક્ષેપ કરવો તે બીજું ( દિક્પરિમાણ નામનું ) શિક્ષાવ્રત કહેવાય છે. આ બીજા વ્રતોનું પણ ઉપલક્ષણ છે. ( એટલે કે માત્ર દિશાનો સંક્ષેપ કરવો એટલું જ નહીં પરંતુ અહિંસાદિક સર્વ વ્રતોનો સંક્ષેપ થઇ શકે છે ). જે ધર્મનું પોષણ કરે તે પોષધ વ્રત ( ત્રીજું શિક્ષાવ્રત ) કહેવાય છે, અને તે આહાર, દેહસત્કાર, અબ્રહ્મચર્ય અને વ્યાપારનો ત્યાગ કરવારૂપ ચાર પ્રકારનું છે. તે પૌષધ પર્વને દિવસે પોતાની શક્તિવડે સંપૂર્ણ કરીને તેના પારણાને વિષે મુનિને આપ્યા પછી પોતાને જે ભોજન કરવું, તે અતિથિસંવિભાગ નામનું વ્રત છે. આ ચોથું શિક્ષાવ્રત કહેવાય છે. એ પ્રમાણે બારે વ્રતો જાણવા. આ વ્રતોને એક વાર પાળવાથી પણ ગૃહીને વિરતિ હોય છે ( કહેવાય છે ) આ દેશવિરતિ ધન્ય જીવોને જ ગુરુ કહે છે, ત્યાર પછી તે વિરતિ ધન્ય જીવોના જ હૃદયમાં નિરંતર રહે છે, ધન્ય જીવો જ આને અંગીકાર કરે છે, અને જાવજ્જીવ સુધી અતિચાર રહિત આને ધન્ય જીવો જ અત્યંત પાળે છે. આ સિવાય બીજો કોઇ ગૃહીનો ધર્મ કહ્યો નથી. આ પ્રમાણે બાર વ્રતના સ્વરૂપની વર્ણનાના સારવાળો આ ગૃહી ધર્મ મેં તમોને કહ્યો. તેને તમો શક્તિ પ્રમાણે ગ્રહણ કરો. આ ધર્મ અંગીકાર કરવાથી ગંભીર ભવરૂપી કૂવાથકી આત્માનો ઉદ્ધાર

૧. એક જ વાર ઉપયોગમાં આવે તે.   ૨. ખોદવું તે.

કર્યો છે અને ઘણા અનર્થોથી દૂર કર્યો છે. જેઓએ પ્રયત્નવડે સર્વ અતિચાર રહિત આ ધર્મ પાળ્યો છે, તેઓ પણ શીઘ્રપણે સર્વવિરતિપ્રધાન ધર્મને સ્પર્શ કરે છે. ત્યાર પછી સાત આઠ ભવે સારા કુળ, જાતિ, રૂપ અને આરોગ્યતાને પામીને ચારિત્રના આરાધનવડે મોક્ષપદને પામે છે. આના પ્રભાવથી માણસને તેવું કાંઇ પણ નથી, કે જે સિદ્ધ ન થાય. મતિમાન પુરુષો આનાથી બીજા કોઇને શ્રેષ્ઠ કહેતા નથી. આ જ ઉત્તમ મંત્ર છે, રસાયણ છે, વચનું નિશ્ચે સ્તંભન છે અને તે જ આ વાંછિત અર્થ દેવામાં બીજો ચિંતામણિ છે. જે બાલિશ ( મુગ્ધ ) જીવો આ વિરતિ ધર્મથી વિમુખ ( રહિત ) હોય છે તેઓએ પોતાનો આત્મા સર્વ કલ્યાણથી વિમુખ કર્યો છે. તેવો કોઇ દુઃખનો સમૂહ નથી, કે જે સારી રીતે કહેલા દુઃખના સમૂહને ભવસાગરમાં પડેલા અને સંતાપને અનુભવતા તે પ્રાણીઓ નહીં પામે, તેથી હે મોટા પ્રભાવવાળા ! જો તમે સમસ્ત વ્રતોને ધારણ કરવામાં સમર્થ ન હો, તો એક એક વ્રતને પણ ગ્રહણ કરીને ધર્મને વિષે ઉદ્યમવાળા થાઓ. એક એક પણ સારી રીતે પાળેલા આ નિયમ( વ્રત )વડે કરીને અભ્યાસના વશથી જીવો કલ્યાણની પરંપરાને પામે છે. આ પ્રમાણે કેવળીએ બારે વ્રતનો વિસ્તાર કહ્યો ત્યારે પર્ષદાના લોકો રંજિત થયા અને પુત્ર સહિત શ્રીપુંજ શ્રેષ્ઠી વિશેષ રંજિત થયો. પછી ધનદેવ વિગેરે દશ પુત્રોએ વ્રત ગ્રહણ કરવાનો થોડો અભિલાષ હોવાથી કેવળીને પ્રણામ કરીને અનુક્રમે પ્રાણિવધની નિવૃત્તિથી આરંભીને દેશાવકાશિક સુધીના એક એક વ્રતને ગ્રહણ કર્યા. અને ધનહરિ નામના અગ્યારમા પુત્રે પર્વદિવસે પૌષધવ્રતને અંગીકાર કરીને તેના પારણાને દિવસે અતિથિદાન વ્રતને ભાવપૂર્વક ગ્રહણ કર્યું ( બે વ્રત લીધા ). તથા કોમળ હૃદયવાળા શ્રેષ્ઠીએ શીલમતીની સાથે સર્વે વ્રતો ગ્રહણ કર્યા. આ પ્રમાણે સર્વ કુટુંબ ધર્મમાં દૃઢ રીતે તત્પર થયું. આ પ્રમાણે દિવસો જવા લાગ્યા, પુત્ર, પૌત્રાદિક કુટુંબ વૃદ્ધિ પામ્યું. ઘણા દ્રવ્યનો વ્યય થવા લાગ્યો અને વિવિધ પ્રકારના મોટા આરંભો થવા લાગ્યા, ત્યારે ધનદેવ વિગેરે અગ્યારે પુત્રો જો કે પોતપોતાના અભિપ્રાયવડે વિરતિની વિરાધનાથી વિમુખ ( રહિત ) બુદ્ધિવાળા હતા, અને જો કે તેના ભંગના વિરસ વિપાકને જાણનારા હતા, તો પણ કોઇ પુત્ર કાંઇક વ્રતનો અતિચાર કરવા લાગ્યા.

પહેલા પુત્રે નિરપરાધી પણ સર્પને પોતાને ભય લાગવાથી હણ્યો હતો, તે દોષથી કાંઇક સંસારમાં અટન કરીને હમણાં કોઇ કુશળ કર્મવડે તારો પુત્ર થયો છે, પરંતુ પ્રાણીવધના એવા કાંઇક દોષે કરીને રૂપરહિત દેહવાળો થયો છે. ત્રીજા પુત્રે લોભથી પરાભવ પામેલા ચિત્તવડે મિત્રના ધનનો દ્રોહ કર્યો હતો, તે દોષથી તેના હાથમાં થોડું પણ ધન રહેતું નથી. પાંચમો પુત્ર જે દુઃસ્થ છે, તે લોભવડે વિરતિનું ખંડન કરીને ધન, ધાન્ય વિગેરે અતિ અધિક કરવાવડે ઘણો વ્યાકુળ થયો હતો. સાતમો પુત્ર પણ ભોગોપભોગ વ્રતનું ખંડન કરીને તિર્યંચમાં ઉત્પન્ન થયો. પછી કોઇપણ પ્રકારે લઘુકર્મી

થઈને તારો પુત્ર થયો છે. વિશેષ એ કે-તિર્યંચ ભવના અભ્યાસને લીધે આ દરેક ક્ષણે ક્ષુધાથી ગ્લાનિ પામે છે. અને ભોજન કરતા છતાં પણ તૃપ્ત થતો નથી. આ નવમો પુત્ર પણ સામાયિક ગ્રહણ કર્યા છતાં પણ મનનો નિરોધ નહીં કરવાથી હમણાં પણ ચપળતાને તજતો નથી. શાસ્ત્ર અને તેના અર્થના ચિંતન વિગેરેવડે જેઓ હંમેશાં પ્રવૃત્તિ કરે છે, તેઓ આ સંસારમાં આ મન વિગેરેને અત્યંત રૂંધીને તરી જાય છે. અગ્યારમો પુત્ર પણ સારા પૌષધને લીધે અવધનો ત્યાગ કરનાર હતો, પરંતુ સમ્યક્પ્રકારે અતિથિને દાન નહીં આપવાથી તે મહાત્મા થોડો કાળ પણ લાભ અને ઉપભોગને ભોગવવામાં જરાપણ સમર્થ થયો નથી. કેમકે અવિકલ ( શુદ્ધ ) દાનને અભાવે કરીને તે લાભાદિકની પ્રાપ્તિ કેમ થાય ? બાકીના ભદ્રિક પુત્રો પોતપોતાના નિયમને પાળવાના વશથી તેનાથી ઉત્પન્ન થયેલ નિર્મળ સુખરૂપી ફળના ભાજન થયા છે. તે આ પ્રમાણે.-જે અસત્યને બોલનાર ન હતો, તે અહીં સુરભિ (સારા) ગંધના નિશ્વાસવાળો શોભે છે, જે પરદારાનો ત્યાગી હતો, તે મોટા સૌભાગ્યને પામ્યો છે, દિક્પરિમાણના વ્રતવાળો હતો, તે તેનાથી બીજા ક્ષેત્ર( સ્થળ )માં રહેલા પ્રાણીઓના રક્ષણથી દેશાંતરમાં જવા વિના પણ વાંછિત અર્થને મેળવે છે. અને આઠમો પુત્ર અનર્થદંડના ત્યાગના બળવડે કાર્યને વિષે નિરવદ્ય બોલતો સતો લોકને સુખ કરનાર થયો છે. દશમા પુત્રે પણ પૂર્વે જેથી કરીને દેશાવકાશિક પાળ્યું હતું, તેથી તે આપત્તિનું થોડું પણ ભાજન થયો જ નથી. આ પ્રમાણે હે શ્રેષ્ઠી ! તારા પુત્રોના અસદૃશ ભાવના સંભવમાં વ્રતના વિષયવાળો સમગ્ર હેતુ લેશ માત્ર મેં દેખાડ્યો." આ પ્રમાણે વ્યાક્ષેપ રહિત ( સાવધાન ) ચિત્તવાળા સર્વ ધનદેવાદિક પુત્રો સમ્યક્ પ્રકારે અવધારણ કરીને ( વિચારીને ) જાતિસ્મરણને પામ્યા, પરમ પ્રભુ પાર્શ્વનાથના ચરણકમળમાં પડ્યા અને પોતાના આત્માને કૃતાર્થ માનતા તેઓ કહેવા લાગ્યા, કે—" હે ભગવાન ! આ એમ જ છે. હવે અમારે આ સંસારસમુદ્ર શી રીતે તરવો ? " ભગવાને કહ્યું—" દેશવિરતિનું પાળવું અથવા સર્વવિરતિનું પાળવું, એ જ ઉપાય છે. વિશેષ એ કે-દેશવિરતિના વિધાનવડે પરંપરાએ કરીને મોક્ષસુખનો સંભવ છે, અને સર્વવિરતિના વિધાનવડે શીઘ્રપણે મોક્ષસુખનો સંભવ છે." ત્યારે ધનદેવાદિક અગ્યારે પુત્રો એકી સાથે મોટો વૈરાગ્ય ઉછળવાથી ( થવાથી ) સર્વવિરતિને ગ્રહણ કરવા માટે નિશ્ચય બાંધીને ( કરીને ) માતપિતાને કહેવા લાગ્યા કે—" સાંસારિક પાપકૃત્યોથી વિરક્ત થયેલા અમે હવે પાર્શ્વનાથ મહાપ્રભુની પાસે દીક્ષા ગ્રહણ કરવા ઇચ્છીએ છીએ. હવે ધન, ભવન, સ્વજન અને વિષયના ઉપભોગના સુખે કરીને પર્યાપ્ત થયું ( સર્યું ), જગતના લોકોની આશાને પૂરનારા એક શ્રી પાર્શ્વનાથ જ મોટું શરણ છે. તે પ્રભુએ બતાવેલ મોક્ષના માર્ગે જવાને અમે ઇચ્છીએ છીએ તેથી તમે અમને અનુજ્ઞા આપો, અને ચિર કાળના સ્નેહનો ત્યાગ કરો." આ પ્રમાણે સાંભળીને માતાપિતા પણ કહેવા લાગ્યા કે—" હે પુત્રો ! અહીં અમે કેટલાક દિવસો સુધી જીવીએ ત્યાં સુધી ગૃહીજનને યોગ્ય

ધર્મની ક્રિયાવડે ઘરને વિષે વસો, અને અમારું મરણ પ્રાપ્ત થાય ત્યાર પછી આત્માનું પરિકર્મ ( મરણકાર્ય ) કરજો. અને પછી તમને જે કાંઇ રુચે તેનું અનુષ્ઠાન કરજો. તમને કોઇ નિવારશે નહીં." આ પ્રમાણે સાંભળીને તેઓએ ફરીથી પાર્શ્વનાથ જિનેશ્વરને પૂછયું, "હે ભગવાન ! દેશવિરતિ અને સર્વવિરતિની મધ્યે (વચ્ચે) અમારી જેવાને કરવા લાયક શું બીજો પણ કોઇ કરવા લાયક વિધિ છે ? તે કહો." ત્યારે સંદેહનું દલન (નાશ) કરનાર ત્રણ ભુવનનાં પ્રાણીઓવડે નમાતા ચરણવાળા જિનેશ્વર તેઓના ઉપર અમૃત રસની છાંટાના જેવી સ્વચ્છ ચક્ષુને નાંખતા આ પ્રમાણે કહેવા લાગ્યા.—"હે શ્રાવક-પુત્રો ! દેશવિરતિ અને સર્વવિરતિના મધ્ય વિભાગમાં વર્તતો અગ્યાર પ્રતિમાના વિધાન-( કરવા )નો પ્રધાન કાર્યવિધિ સારી ક્રિયા કરનારા ગૃહીજનોને યોગ્ય છે. તે વિધિને કરતા પ્રાણીઓ થોડા કાળમાં જ સંયમમાં સમર્થ થાય છે, કેમકે બળની તુલના નહીં કરનારા જીવો કાંઇક ધર્મક્રિયા કરીને પાછા વળે છે. ગૃહી ધર્મને વિષે સૌભાગ્યની ઉપર મંજરી( માંજર )ના જેવી ચૂડામણિ સરખી અગ્યાર પ્રતિમાનું સ્વરૂપ અહીં તમે સાંભળો. આ જગતમાં ગૃહસ્થી વિશુદ્ધ સમગ્ર વ્રત-સમૂહને પાળીને, સર્વથા એક ચિત્તવાળો થઇને તથા પવિત્ર જિનાલય અને જિનબિંબ કરાવીને ઘર અને પુત્રના પ્રતિબંધ( આગ્રહ )ના આલંબનવડે વસતો, દિવસે દિવસે વૃદ્ધિ પામતા અનગારી (સાધુ)ની દીક્ષાને ગ્રહણ કરવાંના વિષયની ઇચ્છાવાળો, કેટલોક કાળ નિર્ગમન કરીને સમગ્ર કાર્યનો ત્યાગ કરનાર, ધર્મમાં જ એક નિબદ્ધ (દૃઢ) બુદ્ધિવાળો, પોતાના સુખની અપેક્ષા રહિત, મોક્ષ મેળવવામાં જ એક લક્ષ્યવાળો જેટલામાં હજુ પણ સાવદ્યના અત્યંત ત્યાગવાળી પ્રવ્રજ્યા પ્રાપ્ત નથી થઇ, તેટલામાં (ત્યાં સુધી) પ્રતિમાના વિધાનવડે જ આત્માની તુલના કરું, એમ વિચારીને કપાળતળ ઉપર બે હસ્તકમળને સ્થાપન કરીને આ પ્રમાણે ગુરુને તે કહે કે-"હે ભગવાન ! શ્રાવકને યોગ્ય પ્રતિમાઓનું સ્વરૂપ કહો." ત્યારે તેની યોગ્યતા જાણીને સૂરિ કહે, કે-"અહો ! તું સાંભળ. અહીં દર્શન વિગેરે અગ્યાર પ્રતિમાઓ છે. દર્શન ૧, વ્રત ૨, સામાયિક ૩, પૌષધ ૪, પ્રતિમા ૫, બ્રહ્મ ૬, અચિત્ત ૭, આરંભવર્જન ૮, પ્રેષ્યવર્જન ૯, ઉદ્દિષ્ટવર્જન (ત્યાગ) ૧૦ અને શ્રમણભૂત ૧૧, તેમાં દર્શન એ સમ્યકત્વ કહેવાય છે, અને તે (સમ્યકત્વ) વિશેષ અભિગ્રહને ગ્રહણ કરવાવડે અંગીકાર કરનાર ગૃહીને હોય છે. વળી મિથ્યાત્વના વિરહથી શંકાદિ દોષ રહિત, સમગ્ર કદાગ્રહના સમૂહનો દૂરથી ત્યાગ કરનાર, જ્ઞાનાવરણનો સદ્ભાવ હોવાથી અનાભોગ સહિત છતાં પણ ભાવને દૂરથી ત્યાગ કરનાર, ધર્માસ્તિકાય વિગેરે ગુણે કરીને યુક્ત, શુભ અનુબંધવાળા, રાજાભિયોગ વિગેરે છ છીંડીથી રહિત, તથા ત્રણે કાળ વિકળતા રહિત પૂજાના સમૂહપૂર્વક જિનવંદન અને સાધુસેવામાં તત્પર એવા શ્રાવકને એક માસ માત્ર કાળના પરિમાણવાળી પહેલી દર્શન નામની પ્રતિમા હોય છે.

હવે બીજી વિશુદ્ધ સમ્યગ્ દર્શનવાળા, સ્થૂળ પાંચ અણુવ્રતના સ્વીકારવડે પ્રધાન

જે તે પ્રકારે પણ સંતુષ્ટ ચિત્તવાળા, પુત્રાદિકને વિષે અથવા તેવા પ્રકારના કામ કરનારને વિષે કુટુંબનો ભાગ નાંખનારા, તુચ્છ મમતાભાવવાળા( મમતા રહિત ) અને લોકવ્યવહારથી નિવૃત્ત થયેલા તથા ઘણીવાર સંવેગવડે ભાવિત બુદ્ધિવાળા તે જ શ્રાવકને નવ માસના પ્રમાણવાળી નવમી પ્રેષ્યપ્રતિહાર નામની પ્રતિમા કહેવાય છે. વળી બીજી–પૂર્વે કહેલા સર્વ ગુણોમાં ઉદ્યમવાળા, ઉદ્દિષ્ટ અને કરેલા ( ઉદ્દેશીને કરેલા ) આહારનો ત્યાગ કરનારા, શ્રમણ( સાધુ )થી જુદા લક્ષણને માટે શિખાને ધારણ કરનાર, સાધુની પર્યુપાસનામાં તત્પર, ચિત્તની પીડાને દૂર કરવા માટે પુત્રાદિકવડે નિધાનમાં નાંખેલા ધનને પૂછતી વખતે હું જાણું છું અથવા નથી જાણતો એમ અનુજ્ઞાને અંગીકાર કરતા તથા સૂક્ષ્મ જીવ, પુદ્ગલ વિગેરેમાં રહેલા પદાર્થની ભાવનામાં તત્પર થતા તે જ શ્રાવકને દશ માસના પ્રમાણવાળી દશમી ઉદ્દિષ્ટવર્જન નામની પ્રતિમા કહેવાય છે. વળી બીજી–પૂર્વે કહેલા અનુષ્ઠાનને અનુસરતા, ક્ષુરવડે મુંડિત થયેલા અથવા કરેલા લોચવાળા, રજોહરણ અને પાત્રને ધારણ કરવાવડે સાધુ જેવા, શરીરવડે ચારિત્ર ધર્મને સ્પર્શ કરતા, મમતાના વિચ્છેદના વશથી સ્વજનના ગામમાં જનારા, પરંતુ ત્યાં ગયા છતાં પણ પૂર્વે કરેલા ભોજનને ગ્રહણ કરનારા અને પછીથી કરેલા ભોજનને નહીં ગ્રહણ કરનારા તથા સારા સાધુની જેમ સર્વ કાર્યમાં ઉપયોગી ચિત્તવાળા તે શ્રાવકને જ અગ્યારમી શ્રમણભૂત નામની પ્રતિમા કહેવાય છે.

આ પ્રમાણે અગ્યાર માસની પ્રતિમાની ક્રિયાવડે આત્માની તુલના કરીને કેટલાક પુણ્યશાળી જીવો સમ્યક્ પ્રકારે પ્રવ્રજ્યાને અંગીકાર કરે છે. અને બીજા કેટલાંક પુત્રાદિકને વિષે સ્નેહ હોવાથી ગૃહવાસને અંગીકાર કરે છે. પોતાની યોગ્યતા જાણીને સર્વદા શુભ આચારવાળા હોય છે. આ પ્રમાણે પ્રતિમાના વિષયવાળું અને શ્રાવક વ્રતધર્મની ક્રિયાનું ચૂડામણિ ( મુગટ ) જેવું આ સમગ્ર અનુષ્ઠાન મેં કહ્યું. આ અનુષ્ઠાન કરીને જેઓ જિનેંદ્રની શ્રેષ્ઠ દીક્ષા( સર્વવિરતિ )ને પામ્યા હોય, તેઓનું મન દુઃસહ પરીષહોથી ઉપદ્રવ પામ્યું હોય તો પણ ચલાયમાન થતું નથી. આવા પ્રકારની ક્રિયા કરવામાં ધન્ય પુરુષોની જ બુદ્ધિ રમે છે, અને ધન્ય પુરુષો જ પ્રસ્તુત અર્થના અંતને ( મોક્ષને ) પામે છે, મોટી પરમસુખની સંપત્તિ તેઓના જ હસ્તકમળના વિષયમાં રહેલી છે, તેઓ જ ભયંકર ભવસમુદ્રને તરી ગયા છે, ત્રણ લોકરૂપી રણભૂમિમાં તેઓએ જ વિજયપતાકા પ્રાપ્ત કરી છે, કે જેઓએ આ અનુષ્ઠાનમાં તત્પર સુસાધુ ધર્મ અંગીકાર કર્યો છે.” આ પ્રમાણે સાંભળીને મોટા હર્ષને પામેલા તે ભાઈઓ સ્વામીને નમીને તથા સદ્ભૂત ( સાચા ) ગુણોની વાણીવડે સ્તુતિ કરીને અને પ્રતિમાના વિધિને જાણીને ધનદેવ વિગેરે સર્વે ભાઈઓ પોતાને ઘેર ગયા. પછી ઘરની સમીપે સ્થાપન કરેલી પૌષધશાળાને વિષે સમ્યક્ પ્રકારે સુગુરુની પાસે સર્વ વ્રતોનો સમૂહ જાણીને, ગ્રહણ કરીને તથા પાલન કરીને પછી સ્પર્શ કરેલ પ્રતિમાનું વિધાન કરવા લાગ્યા. પછી માતાપિતા સ્વર્ગે ગયા ત્યારે ઘરને વિષે

બંધ, વધ વિગેરે પાંચ પાંચ અતિચારનો ત્યાગ કરવામાં તત્પર અને વિશેષે કરીને ધર્મના શ્રવણ વિગેરે ગુણોવડે પ્રવર્તતા શ્રાવકને બે માસના અંત( પ્રમાણ )વાળી વ્રતપ્રતિમા કહેવાય છે. હવે બીજી-પૂર્વે અંગીકાર કરેલ ( બે પ્રતિમાના ) અનુષ્ઠાનમા સારી રીતે રહેલા અને જઘન્યથી મુહૂર્ત માત્ર કાળના પરિમાણવાળા તે જ શ્રાવકને સાવદ્ય કાર્યને વર્જવામાં પ્રધાન બન્ને સંધ્યાએ સામાયિક કરવાવડે, નિરવદ્ય ધર્મના ગુણને નિર્વાહ કરવાવડે તથા વિશેષે કરીને મનદુષ્પ્રણિધાન વિગેરે દોષોના સ્ખલના રહિત રક્ષણ કરવાવડે ત્રણ માસના પ્રમાણવાળી ત્રીજી સામાયિક પ્રતિમા કહેવાય છે. હવે બીજી-દર્શન, વ્રત અને સામાયિક એ ત્રણે પ્રતિમાના કૃત્યમાં નિરંતર પ્રવર્તેલા અને પર્વદિવસોને વિષે પરિપૂર્ણ પોષધનું પાલન કરવામાં તત્પર તે જ શ્રાવકને અપ્રતિલેખિત અને દુષ્પ્રતિલેખિત વિગેરે અતિચારના વર્જવાવડે ચાર માસના પ્રમાણવાળી ચોથી પોષધ પ્રતિમા હોય છે. હવે બીજી પૂર્વે અંગીકાર કરેલી પ્રતિમાઓના અનુષ્ઠાનને નહીં મૂકતા, અણુવ્રતાદિક ગુણોને ધારણ કરતા, સ્થિર ( નિશ્ચળ ), વિશેષે કરીને કૃત્ય અને અકૃત્યના જ્ઞાને કરીને સહિત, આઠમ અને ચૌદશને વિષે એક રાત્રિવાળી પ્રતિમાને ગ્રહણ કરતા, પ્રતિમાદિકના દિવસને વિષે સ્નાન નહીં કરતા, કચ્છને નહીં બાંધતા, રાત્રિએ જળપાન પણ નહીં કરતા, દિવસે બ્રહ્મચારી, રાત્રિએ મૈથુનનું પરિમાણ કરનાર, કાયોત્સર્ગને વિષે અત્યંત નિષ્કંપપણે એક જિનેશ્વરના જ ગુણસમૂહનું ધ્યાન કરનાર તથા પોતાના દોષના પ્રત્યનીકને કાંઈક વિચારતા તે જ મહાસત્ત્વવાળા શ્રાવકને પાંચ માસના પરિમાણવાળી પાંચમી પ્રતિમા કહેવાય છે. હવે બીજી પૂર્વે કહેલા ગુણો( પ્રતિમાઓ )ને અનુસરતા, મોહનીય કર્મનો વિજય કરનાર, રાત્રિએ પણ મૈથુનનો ત્યાગ કરનાર, શ્રૃંગારની વાર્તાથી વિમુખ ( રહિત ) થયેલ, મોટી વિભૂષાનો ત્યાગ કરનાર અને એકાંતમાં રહેલી સ્ત્રીની સાથે વાતનો પરિહાર કરનાર તે જ શ્રાવકને છ માસના પ્રમાણવાળી છઠ્ઠી [1]અબ્રહ્મત્યાગ નામની પ્રતિમા કહેવાય છે. હવે બીજી-પૂર્વની છ પ્રતિમાના અનુષ્ઠાનને કરનારા, સચિત્ત ચાર પ્રકારના આહારનો ત્યાગ કરનારા અને ધર્મને સાધવા માટે નિર્જીવ ( અચિત્ત ) આહારવડે પોતાનો ઉપચાર કરતા તે જ શ્રાવકને સાત માસના પ્રમાણવાળી સાતમી સચિત્તપરિત્યાગ( અચિત્ત ) નામની પ્રતિમા કહેવાય છે. હવે બીજી-દર્શનપ્રતિમા વગેરે પ્રારંભેલી વિશુદ્ધ ક્રિયાના સમૂહને અનુસરતા, પોતે ગૃહના સાવદ્ય આરંભનો ત્યાગ કરતા અને નિર્વાહને નિમિત્તે પૂર્વના પ્રયોગવડે જ સાવદ્ય આરંભમાં પણ કામ કરનારાને જ પ્રવૃત્તિ કરાવતા, અત્યંત અશિથિલ( દ્દઢ ) ભાવવાળા તથા એકાંત નિરનુકંપ( નિર્દય )પણાના ત્યાગ માત્રવડે પણ ગુણની વિભાવના કરતા તે જ શ્રાવકને આઠ માસના પ્રમાણવાળો આઠમી આરંભત્યાગ નામની પ્રતિમા કહેવાય છે. વળી બીજી-પૂર્વે અનુષ્ઠાન કરેલા સમગ્ર ગુણને અનુસરનારા, કામ કરનારની પાસે પણ સાવદ્ય વ્યાપારને નહીં કરાવતા, વિપુલ( ઉદાર ) ચિત્તને ભજનારા,

૧ અથવા બ્રહ્મપ્રતિમા કહેવાય છે.

જે તે પ્રકારે પણ સંતુષ્ટ ચિત્તવાળા, પુત્રાદિકને વિષે અથવા તેવા પ્રકારના કામ કરનારને વિષે કુટુંબનો ભાગ નાંખનારા, તુચ્છ મમતાભાવવાળા( મમતા રહિત ) અને લોકવ્યવહારથી નિવૃત્ત થયેલા તથા ઘણીવાર સંવેગવડે ભાવિત બુદ્ધિવાળા તે જ શ્રાવકને નવ માસના પ્રમાણવાળી નવમી પ્રેષ્યપ્રતિહાર નામની પ્રતિમા કહેવાય છે. વળી બીજી–પૂર્વે કહેલા સર્વ ગુણોમાં ઉદ્યમવાળા, ઉદ્દિષ્ટ અને કરેલા ( ઉદ્દેશીને કરેલા ) આહારનો ત્યાગ કરનારા, શ્રમણ( સાધુ )થી જુદા લક્ષણને માટે શિખાને ધારણ કરનાર, સાધુની પર્યુપાસનામાં તત્પર, ચિત્તની પીડાને દૂર કરવા માટે પુત્રાદિકવડે નિધાનમાં નાંખેલા ધનને પૂછતી વખતે હું જાણું છું અથવા નથી જાણતો એમ અનુજ્ઞાને અંગીકાર કરતા તથા સૂક્ષ્મ જીવ, પુદ્ગલ વિગેરેમાં રહેલા પદાર્થની ભાવનામાં તત્પર થતા તે જ શ્રાવકને દશ માસના પ્રમાણવાળી દશમી ઉદ્દિષ્ટવર્જન નામની પ્રતિમા કહેવાય છે. વળી બીજી–પૂર્વે કહેલા અનુષ્ઠાનને અનુસરતા, ક્ષુરવડે મુંડિત થયેલા અથવા કરેલા લોચવાળા, રજોહરણ અને પાત્રને ધારણ કરવાવડે સાધુ જેવા, શરીરવડે ચારિત્ર ધર્મને સ્પર્શ કરતા, મમતાના વિચ્છેદના વશથી સ્વજનના ગામમાં જનારા, પરંતુ ત્યાં ગયા છતાં પણ પૂર્વે કરેલા ભોજનને ગ્રહણ કરનારા અને પછીથી કરેલા ભોજનને નહીં ગ્રહણ કરનારા તથા સારા સાધુની જેમ સર્વ કાર્યમાં ઉપયોગી ચિત્તવાળા તે શ્રાવકને જ અગ્યારમી શ્રમણભૂત નામની પ્રતિમા કહેવાય છે.

આ પ્રમાણે અગ્યાર માસની પ્રતિમાની ક્રિયાવડે આત્માની તુલના કરીને કેટલાક પુણ્યશાળી જીવો સમ્યક્ પ્રકારે પ્રવ્રજ્યાને અંગીકાર કરે છે. અને બીજા કેટલાંક પુત્રાદિકને વિષે સ્નેહ હોવાથી ગૃહવાસને અંગીકાર કરે છે. પોતાની યોગ્યતા જાણીને સર્વદા શુભ આચારવાળા હોય છે. આ પ્રમાણે પ્રતિમાના વિષયવાળું અને શ્રાવક વ્રતધર્મની ક્રિયાનું ચૂડામણિ ( મુગટ ) જેવું આ સમગ્ર અનુષ્ઠાન મેં કહ્યું. આ અનુષ્ઠાન કરીને જેઓ જિનેંદ્રની શ્રેષ્ઠ દીક્ષા( સર્વવિરતિ )ને પામ્યા હોય, તેઓનું મન દુઃસહ પરીષહોથી ઉપદ્રવ પામ્યું હોય તો પણ ચલાયમાન થતું નથી. આવા પ્રકારની ક્રિયા કરવામાં ધન્ય પુરુષોની જ બુદ્ધિ રમે છે, અને ધન્ય પુરુષો જ પ્રસ્તુત અર્થના અંતને ( મોક્ષને ) પામે છે, મોટી પરમસુખની સંપત્તિ તેઓના જ હસ્તકમળના વિષયમાં રહેલી છે, તેઓ જ ભયંકર ભવસમુદ્રને તરી ગયા છે, ત્રણ લોકરૂપી રણભૂમિમાં તેઓએ જ વિજયપતાકા પ્રાપ્ત કરી છે, કે જેઓએ આ અનુષ્ઠાનમાં તત્પર સુસાધુ ધર્મ અંગીકાર કર્યો છે." આ પ્રમાણે સાંભળીને મોટા હર્ષને પામેલા તે ભાઈઓ સ્વામીને નમીને તથા સદ્ભૂત ( સાચા ) ગુણોની વાણીવડે સ્તુતિ કરીને અને પ્રતિમાના વિધિને જાણીને ધનદેવ વિગેરે સર્વે ભાઈઓ પોતાને ઘેર ગયા. પછી ઘરની સમીપે સ્થાપન કરેલી પૌષધશાળાને વિષે સમ્યક્ પ્રકારે સુગુરુની પાસે સર્વ વ્રતોનો સમૂહ જાણીને, ગ્રહણ કરીને તથા પાલન કરીને પછી સ્પર્શ કરેલ પ્રતિમાનું વિધાન કરવા લાગ્યા. પછી માતાપિતા સ્વર્ગે ગયા ત્યારે ઘરને વિષે

પુત્રાદિકને સ્થાપન કરીને પાર્શ્વનાથ જિનેશ્વરની પાસે તેઓએ ચાતુર્યામ (ચાર મહાવ્રતવાળો–સર્વવિરતિ) ધર્મ અંગીકાર કર્યો. આ વિગેરે ઘણા લોકોને દેશવિરતિ અને સર્વવિરતિને વિષે સ્થાપન કરીને દિશાઓને યશવડે ભરી દેતા પાર્શ્વનાથસ્વામી પૃથ્વીપીઠ ઉપર વિચરવા લાગ્યા. તથા અનેક સેનાપતિ, દંડનાયક, ઇભ્ય, સાર્થવાહ, શ્રેષ્ઠી, સામંત, મંત્રી અને વણિક્પુત્રોને પ્રતિબોધ પમાડ્યા, તથા બ્રાહ્મણના સમૂહને ઘણો બોધ પમાડ્યો, તેમાં કેટલાકને તે જગદ્ગુરુએ દીક્ષાવાળા કર્યા. ઘણું શું કહેવું? તથાપ્રકારે કોઇપણ રીતે સ્વામીએ પૃથ્વી ઉપર વિહાર કર્યો, કે જે પ્રકારે શેષ નયના મતોનું નામ પણ કોઇ જાણતો નહોતો, અથવા તો ચંદ્રનો ઉદય હોય ત્યારે તારાઓની પ્રભા કઇ હોય? શ્રી અશ્વસેન રાજા, પ્રસેનજિત વિગેરે રાજાઓને પણ સ્વામીએ સમ્યક્ પ્રકારે ચાતુર્યામ ધર્મને વિષે સ્થાપન કર્યા. ઠેકાણે ઠેકાણે ઇંદ્રવડે આદર સહિત સ્તુતિ કરાતા, નાગેંદ્રવડે હર્ષના વશથી સમ્યક્ પ્રકારે પૂજાતા અને ગંધર્વોવડે નિરંતર સારા મનોહર પદથી (ગાયનથી) ગવાતા પાર્શ્વનાથસ્વામી અંધકારનો નાશ કરી પૃથ્વીપીઠ ઉપર શોભવા લાગ્યા. પાર્શ્વનાથ સ્વામી પૃથ્વી પર વસતા (વિચરતા) હતા ત્યારે કોઢની કથા નાશ પામી, તથા ક્ષય નામનો મહારોગ ક્ષય પામ્યો, ભૂત, પ્રેત, પિશાચ અને શાકિનીનો સમૂહ શીઘ્રપણે દૂર નાશી ગયો, દુર્ભિક્ષ, ડમર, અશિવ અને મરકી પરસ્પર વૈર પામીને ક્ષારોદધિના પારને પામ્યા. "જે પ્રાણી પાર્શ્વનાથ પરમેશ્વરનું સ્મરણ કરે છે (કરતો હોય), કીર્તન કરે છે, પૂજે છે, સ્નાન કરાવે છે, આભૂષણ પહેરાવે છે, નમસ્કાર કરે છે, શોધે છે અથવા જુએ છે, તે પ્રાણીને આ પૃથ્વીમંડળ ઉપર ચાલતો કોઇપણ સર્પ ઉપદ્રવ ન કરે." એ પ્રમાણે ધરણેંદ્રે પોતે પૃથ્વી પર ચાલતા સર્પના સમૂહને આજ્ઞા આપી. તથા વળી, મનુષ્યોના સમૂહને મોટું સુખ ઉત્પન્ન કરવા માટે નાગાધિપે (ધરણેંદ્રે) જે પ્રભુના નામનો ઉચ્ચાર કરવાથી છત્રીશ ગુણની પ્રાપ્તિ અને હજાર મંત્રવિદ્યા સાક્ષાત્ રચી છે, તેનું ધ્યાન કરવાથી તેનાવડે જેમ સૂર્યવડે હિમ વિલય (નાશ) પામે છે તેમ ચર અને સ્થિર વિષના ઉદ્‌ગારવાળી દાઢારૂપી અગ્નિવડે દૃશ્ય અને અદૃશ્ય ઉત્પન્ન થયેલું દુઃસ્થપણું તત્કાળ વિલય પામે છે. જે પાર્શ્વનાથ પ્રભુની પાસે નિરંતર હાથમાં ધારણ કરેલા મોટા આયુધ-(શસ્ત્ર)વાળો **પાર્શ્વ** નામનો યક્ષ રહેલો છે, અને **પદ્માવતી** દેવી સમગ્ર વિઘ્નના સમૂહને હણે છે, તથા મસ્તક ઉપર બે હાથ સ્થાપન કરી કોટિ પ્રમાણ દેવોનો સમૂહ હંમેશાં શિષ્યોની જેમ વિનયને ધારણ કરતો અને કાર્યને કરનાર રહેલો છે તે જિનેશ્વર **પાર્શ્વનાથે** યશવડે દિશાઓને ભરપૂર કરી છે, સમગ્ર વિશ્વને પ્રકાશિત કર્યું છે, તેની શરીરની કાંતિ મહાદેવના કંઠ જેવી (શ્યામ) છે, ભવ્ય જીવોની આશાને પૂર્ણ કરનાર છે, મોક્ષનગરીમાં નિવાસ કરનાર છે, સંસારરૂપી પાશને છેદનાર છે અને દુરિત-(પાપ)નો નાશ કરનાર છે. નિર્મળ બુદ્ધિવાળા પણ કોનાવડે આ પ્રભુની થોડી પણ સ્તુતિ કરવાને સમર્થ થવાય? અથવા કયો ડાહ્યો પુરુષ પણ તેના ગુણોના અંતને પામવા

સમર્થ છે ? અચિંત્ય અને અસમાન તેનું માહાત્મ્ય કોણ જાણી શકે ? તથા દુઃખે કરીને જીતી શકાય તેવા આભ્યંતર શત્રુના સમૂહનો આવો વિજય બીજા કોનો છે ?

આ પ્રમાણે ત્રણ ભુવનની એક ચક્ષુરૂપ અને ભવરૂપી કૂપને વિષે પડતા પ્રાણીઓના સમૂહનો ઉદ્ધાર કરવામાં નિપુણ શ્રી પાર્શ્વનાથ જિનેશ્વર દશ ગણધરો, સોળ હજાર સાધુઓ, આડત્રીશ હજાર સાધ્વીઓ, એક લાખ અને ચોસઠ હજારથી કાંઈક અધિક સારા શ્રાવકો, ત્રણ લાખ અને ઓગણચાળીશ હજાર શ્રાવિકા, સાડાસાતસો ચૌદપૂર્વી, ચૌદસો અવધિજ્ઞાની, સાડાસાતસો મનઃપર્યવજ્ઞાની, હજાર કેવળજ્ઞાની, અગ્યારસો વૈક્રિય લબ્ધિવાળા, તથા દેવ અને અસુરોવડે પણ જીતી ન શકાય તેવા છસો વાદી મુનિ, આ સર્વેના સ્વામીપણાને અને માર્ગદર્શકપણાને ધારણ કરતા, અનુત્તર જ્ઞાન, દર્શન અને ચારિત્રવડે શોભતા તે પ્રભુ ત્રીશ વર્ષના પ્રમાણવાળા ગૃહસ્થપર્યાયની પછી સીત્તેર વર્ષ સુધી પ્રવ્રજ્યાપર્યાયને પાળીને પોતાના શેષ આયુષ્યને જાણીને **સમ્મેત્તગિરિ** શિખર ઉપર ગયા. તે સમ્મેતશિખર કેવું છે ?

જેમાં ચંદ્રની જેવી ઉજ્વળ અને ઊંચી શિલા ઉપર ઊગેલા અનેક વૃક્ષોનું વન ભમરાના સમૂહવડે વ્યાપ્ત કમળના કોશની જેમ શોભે છે. પાદોપગમે રહેલા અજિત જિનેશ્વર વિગેરેની પ્રાપ્તિ( દર્શન )વડે ગૌરવતાવાળું છે અને 'આ તીર્થ છે' એમ જાણીને દેવો પણ સર્વદા તેની સ્તુતિ કરે છે અને પૂજા કરે છે. જ્યાં ઇંદ્રનીલ અને દ્રોત્તડિમાં પ્રતિબિંબિત થયેલા મોટા તારાના સમૂહને અપ્સરાઓનો ( દેવીઓનો ) સમૂહ જાણે વીખેરેલા કમળનો ઉપચાર હોય તેમ શંકા કરે છે. નિરંતર બળતા ધૂપના ધૂમાડાની શ્રેણિના મિષથી જાણે તે શિખર જિનેશ્વરોના વિયોગથી ઉત્પન્ન થયેલા શોકના ઉષ્ણ અને લાંબા નિશ્વાસને મૂકતું હોય તેમ દેખાય છે. આવા પ્રકારના તે ગિરિના શિખર ઉપર દેવ-દાનવોવડે સ્તુતિ કરાતા, કિંનર અને ખેચરના સમૂહવડે ગીત ગવાતા અને સૌધર્મ ઇંદ્રના હસ્તકમળનો અવષ્ટંભ કરતા તે જગદ્‌ગુરુ ધીમે ધીમે ચડ્યા. અને ત્યાં એક મોટું અને નિર્મળ સ્ફટિક મણિનું શિલાતળ જોયું. ત્યાં ચતુર્વિધ આહારનું પચ્ચખ્ખાણ કરીને તથા તે કાળને યોગ્ય એવો હિતોપદેશ આપવાવડે પાસે રહેલા દેવોના સમૂહને અનુશાસન કરીને તે જગત્પ્રભુ પાદપોપગમવડે રહ્યા. ત્યાં રૂપાના થાળમાં રહેલ શ્રેષ્ઠ મરકતમણિનો સમૂહ જેમ શોભે, તેમ સ્ફટિક શિલાતળ ઉપર રહેલા શ્યામ કાંતિવાળા તે જિનેશ્વર શોભતા હતા. ફલિનીના પત્ર જેવા સ્વચ્છ પાર્શ્વનાથવડે સહિત સ્ફટિક મણિનું મોટું શિલાપટ્ટ ઉત્સંગમાં રહેલા પૂર્ણિમાના [1]ચંદ્રની શોભાને વહન કરે છે. તે શિલા ઉપર બેઠેલા પાર્શ્વનાથ ભગવાન માસિક સંલેખનાને અંતે શ્રાવણ શુદી આઠમે વિશાખા નક્ષત્રમાં ચંદ્ર રહ્યો હતો ત્યારે સ્વામીની પાસે

૧ સ્ફટિક શિલા ચંદ્ર જેવી, તે ઉપર રહેલા પાર્શ્વનાથ ચંદ્રને વિષે રહેલા કલંક જેવા શ્યામ.

રહેલ ચાર પ્રકારના દેવોનો સમૂહ અત્યંત દુઃખથી પીડા પામે સતે અને ચાર પ્રકા સંઘે વિવિધ પ્રકારની પરિદેવતા( રૂદન )નો આરંભ કરે સતે, પૂર્વે નહીં પ્રાપ્ત કરે શૈલેશીકરણનો આરંભ કરીને એક સમયે જ સમગ્ર નામ, આયુષ્ય, ગોત્ર અને વેદની કર્મ એક ક્ષણમાં જ ખપાવીને જે( મોક્ષ )ને માટે છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે ઉત્કૃષ્ટ તપર્દુ કરાય છે, દુઃસહ શીત અને આતપના સ્પર્શનું દુઃખ સહન કરાય છે, નિશ્ચળ ભૂત હાથી, અશ્વ અને પૃથ્વીરૂપ શ્રેષ્ઠ( મોટા ) રાજ્યનો ત્યાગ કરાય છે, સ્નેહી અને મનોહ બંધવોનાં સંબંધ ત્યાગ કરાય છે, ભલ્લુંક અને ભીલ્લોવડે ભયંકર મોટા અરણ્યમાં રહે વાય છે, ભિક્ષાથી પ્રાપ્ત થયેલ શુદ્ધ, તુચ્છ અને નીરસ અન્નજળ ખવાય છે, વિઘાતક સમૂહ વૈરીઓ વિસ્તાર કર્યા ( ફેંક્યા ) હોય ત્યારે સીત્કાર શબ્દ પણ કરાતો નથી, તથ નિરંતર અત્યંત અપ્રમત્તપણે રહેવાય છે, તે મોક્ષપદને તેત્રીશ શ્રેષ્ઠ મુનિઓ સહિત મહા પ્રભુ પાર્શ્વનાથ સો વર્ષના આયુષ્યવાળા થઇને (સો વર્ષનું આયુષ્ય ભોગવીને) પામ્યા

તે વખતે આસન ચલાયમાન થવાથી પ્રાપ્ત થયેલા તીક્ષ્ણ દુઃખથી પીડા પામેલ દેવોના સમૂહ સહિત, સ્નાન કરી, વિલેપન કરી, અલંકાર પહેરી તથા દિવ્યાંશુકને પહેરીને ઇંદ્રોએ ગોશીર્ષ, અગરૂ, કર્પૂર અને કાષ્ઠવડે રચેલી અને અગ્નિકુમાર દેવોના મુખમાંથી નીકળેલ અગ્નિની જ્વાળાએ કરીને સહિત ચિતાને વિષે જિનેશ્વરના શરીરને નાંખ્યું. બળેલા જિનેશ્વરના શરીરના બાકી રહેલા દાઢા વિગેરેના અસ્થિના કકડાને તે ઇંદ્રોએ ગ્રહણ કરીને પ્રભુના સ્મરણ અને પૂજનને માટે વજ્રના સમુદ્ગક( દાબડાં )ને વિષે નાંખ્યા. તે સ્થાને મોટા, ઊંચા અને પવનવડે ફરકતા લાંબા વાંસ ઉપર રાખેલા ધ્વજપટના આરોપ-વાળા મણિસ્તંભને રચ્યો. ત્યાર પછી મોટા શોકના વશથી નીકળતા અશ્રુના પ્રવાહવડે ધોયેલા મુખવાળા, આક્રંદના શબ્દવડે આકાશતળને અત્યંત ભરી દેતા તેઓ રૂદન કરવા લાગ્યા. સમગ્ર ત્રિભુવન એક ક્ષણ વારમાં વૃદ્ધિ પામતા અંધકારવડે ભયંકર થયું, મેશના જળના સમૂહવડે જાણે વ્યાપ્ત થયા હોય તેવા સૂર્ય ચંદ્ર પણ થયા. દેવ, મનુષ્ય અને અસુર-વાળા ત્રણે લોક રણરણ શબ્દવડે વ્યાકુળ થયા. તથા જાણે મત્ત થયા હોય અને જાણે મૂર્છા પામ્યા હોય તેમ દિવસ અને રાત્રિના વિભાગને નહીં જાણનારા થયા ત્યાર પછી ઇંદ્રો કોઇ પણ પ્રકારે પોતાના શોકના સમૂહને રૂંધીને જિનેશ્વરના પ્રભાવને સ્મરણ કરીને આ પ્રમાણે બોલવા લાગ્યા કે—" અહીં શોક કરવાવડે સર્યું. તે મોટા પ્રભુ શોક કરવા લાયક નથી, કે જેઓ સંસારરૂપી મોટા સમુદ્રના સામા પારને પામ્યા છે. તે જગદ્ગુરુ કેમ શોક કરવા લાયક હોય? કે જેમનું જગતને આશ્ચર્ય ઉત્પન્ન કરનારું અસમાન માહાત્મ્ય તે પ્રકારે હજુ પણ રહેલું દેખાય છે. તેમના નામને ગ્રહણ કરવાવડે પણ નિર્વૃત્તિ ( મોક્ષ ) થાય છે, સ્મરણ કરવા-વડે પણ સિદ્ધિ થાય છે તથા ચરણકમળને પૂજવાવડે પણ મોટું મનવાંછિત અવશ્ય સિદ્ધ થાય છે. " આ પ્રમાણે બોલતા દેવેંદ્રો અત્યંત મોટા સ્નેહને લીધે જાણે પાર્શ્વનાથ પ્રભુ પાસે જ રહેલા હોય તેમ માનતા આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા. સર્વ દિશાઓમાં



શ્રી પાર્શ્વનાથ (૨૩મા) જિનેશ્વરનું શ્રી સમેત્તશિખર પર્વત (તીર્થ) ઉપર નિર્વાણ (મોક્ષગમન)

પ્રસરતા અને ચોતરફ અતિ મોટા( કઠણ ) તપરૂપી શુક્લધ્યાનરૂપી અગ્નિવડે સુખસમૂહરૂપી કદલીવડે કંદલીની શ્રેણિ જેવા પાપધામ( પાપના ઘર-સાત નરક )ને બાળી નાંખનારી ( નાગરાજની ફણાથી શોભે છે ), અથવા પોતાના નિવાસસ્થાનની પ્રાર્થના માટે કામદેવે પોતે મોકલેલી જાણે દૂતની સંતતિ( પરંપરા ) હોય તેવી, અથવા નેત્રની શોભાવડે જીતાયેલી કરમાઇ ગયેલા નવા નીલ( કાળા ) કમળોની શ્રેણિ જાણે પ્રભુની આરાધના કરવા આવી હોય તેવી, અથવા લોકને વિષે સાત તત્ત્વને પ્રકટ કરવા માટે અતિ મોટા મેઘના પંકવડે જાણે મંડળ આળેખેલ હોય તેવી, અથવા હણાયેલી શોભાવાળા મોહરાજાને હણવા માટે જાણે ધૂમકેતુની પંક્તિ ઉદયને પામી હોય તેવી સુગંધી ( પ્રભુના ) મુખરૂપી કમળના સુગંધને લેવાની ઇચ્છાવાળી થવાથી રચેલા ( કરેલા ) [1]પરિવેષવાળી ભમરાની શ્રેણિ જાણે હોય તેવી, આવી રીતે ઘણી ઉપમાવાળી નાગરાજના ફણાની શ્રેણિ જે (પ્રભુ)ના મસ્તક ઉપર શોભે છે, તે પાર્શ્વનાથ પ્રભુને હું નમું છું. આ પ્રમાણે ઇંદ્રો સંસારમાં થનારા મોટા દુઃખરૂપી દોષ જેના ગયા છે ( દોષ રહિત ) એવા પાર્શ્વનાથની સ્તુતિ કરીને, હૃદયમાં મણિની જેમ પ્રભુને ધારણ કરતા અને અતિ મોટા શોકરૂપી દુઃખથી વ્યાકુળ થયેલા તે ઇંદ્રો પોતાને સ્થાને ગયા. આ પ્રમાણે જિનેશ્વર અને ગણધરોનો સમૂહ મોક્ષમાં ગયો. ત્યાર પછી અઢીસો વર્ષ સુધી તીર્થ પ્રવર્ત્યું. ત્યાર પછી ત્રણ ભુવનના એક તિલકરૂપ, મંગળના સ્થાનરૂપ અને આશ્ચર્યકારક મોટા સત્વને પામેલા **મહાવીર જિનેશ્વર** ઉત્પન્ન થયા.

તે પાર્શ્વનાથ પ્રભુનું તીર્થ પ્રવર્તતું હતું ત્યારે દેવતાઓએ વંદન કરવા લાયક ચંદ્રકુળને વિષે પ્રસિદ્ધ અને તપ, જ્ઞાન તથા ચારિત્રરૂપી રત્નોના નિધિ સમાન **શ્રીવર્ધમાનસૂરિ** વિશાળ વજ્ર શાખાને વિષે હતા, કે જેનું સ્મરણ કરતા લોકો હજુ પણ રોમાંચને વહન કરે છે. તે સૂરિને સૂર્ય અને ચંદ્રની જેમ જગતમાં પ્રસિદ્ધ **આચાર્ય જિનેશ્વર** અને **બુદ્ધિસાગરાચાર્ય** નામના બે શિષ્યો હતા. વળી તેમના બે શિષ્યો પૃથ્વીતલને વિષે અતિ પ્રસિદ્ધ હતા. તેમાં પહેલા **જિનચંદ્રસૂરિ** નામના અને બીજા **અભયદેવસૂરિ** નામના હતા. સિદ્ધાંતની વૃત્તિ( ટીકા )ની રચનાવડે તથા પ્રકરણોવડે ભવ્ય જનોનો ઉપકાર કરનારા તેમના ગુણના એક લેશને પણ વિસ્તાર કરવાને કોણ સમર્થ હોય ? તેમના શિષ્ય **પ્રસન્નચંદ્રસૂરિ** સર્વ ગુણના નિધાન હતા. તેના ચરણકમળની સેવા કરનારા **સુમતિ** ઉપાધ્યાય નામના શિષ્યે **સંવેગરંગશાળારાધન** નામનું શાસ્ત્ર જગતમાં પ્રસિદ્ધ કર્યું તથા તેમણે **મહાવીરચરિત્ર** રચ્યું અને **કથારત્નકોષ** રચ્યો. સુવર્ણના ઇંડાવડે( શિખરવડે ) શોભતા **મુનિસુવ્રતસ્વામી** અને **મહાવીરસ્વામી**ના ચૈત્યોવડે રમણીય **ભરુચ નગર**માં **આમદત્ત** શ્રેષ્ઠીના ઘરમાં રહેલા તે શ્રી દેવભદ્રસૂરિએ આ

૧ જુદા વેષવાળી.

શ્રીપાર્શ્વનાથ ચરિત્ર રચ્યું છે. તે ચરિત્ર અમલચંદ્ર ગણિએ ઇલ્લુક પુસ્તકને વિષે લખ્યું છે. અહીં જે મુનિઓ અને ગૃહીઓ ઉપકાર કરાયા છે, તેઓ સદા આનંદ પામો. અને આ જેઓએ કરાવ્યું છે તે હવે સાંભળો.

કપડવંજપુરને વિષે જય પ્રગટ કરવામાં ઉત્કટ( મોટા ) કુલમંદિરની જયપતાકા જેવો **ગોવર્ધન** નામે શ્રેષ્ઠી હતો. તેણે બાવન શિખરોવડે મનોહર અને સુવર્ણના મોટા કળશોવડે શોભતા શિખરવાળું **વાસુપૂજ્યજિનેશ્વરનું** મોટું ભવન( દેરાસર ) કરાવ્યું હતું. હવે તેના પુત્ર **સોઢાની** કુક્ષિમાં ઉત્પન્ન થયેલ જજ્જનાગ નામનો પુત્ર **છત્રાવલિ** નગરીમાં રહેતો હતો, અને શ્રાવકના ગુણને અનુસરતો હતો. તેને સુંદરીની કુક્ષિમાં ઉત્પન્ન થયેલ **સિદ્ધ શ્રેષ્ઠી** અને **વીર** નામના બે પુત્રો હતા, તથા **યશનાગ શ્રેષ્ઠી** નામનો ભાણેજ ત્રીજા પુત્ર જેવો હતો. તેઓએ જિનમંદિર, પ્રતિમા, પુસ્તક, સંઘ, સાર્થ અને સારા તીર્થની યાત્રા કરવા જગતમાં પોતાના જન્મ અને જીવિતનું ફળ પ્રાપ્ત કર્યું. ત્યાર પછી શ્રેષ્ઠી વીરે અનેક આભૂષણોવડે સહિત જાણે સુવર્ણમય હોય તેવું સારું અને મોટું શ્રી પાર્શ્વનાથનું બિંબ કાકાના પુત્ર **ગગ્ગય શ્રેષ્ઠી** અને **આમ શ્રેષ્ઠી** સહિત સંઘની સાથે મોટી ઋદ્ધિવડે નિર્વિઘ્નપણે તીર્થયાત્રા કરીને સ્થાપન કર્યું. વીરના પુત્ર **યશદેવ શ્રેષ્ઠીએ** અને **નન્ન ઠક્કુરે** સુખેથી બોધ પામી શકાય તેવું પરમેશ્વર શ્રી પાર્શ્વનાથનું આ ચરિત્ર કરાવ્યું ( રચાવ્યું ) વિક્રમના અગ્યારસો અડસઠ્ઠ (૧૧૬૮) મેં વર્ષે આ ચરિત્ર સિદ્ધ થયું (રચાયું). આ ચરિત્રમાં કાંઇ અનુચિત લખાયું હોય તો સૂરિઓએ ક્ષમા કરવું અને સુધારવું.

આ પ્રમાણે નિર્મળ કેવળજ્ઞાનવડે અલોક અને લોકના ભાવને જાણનારા પાર્શ્વજિનેશ્વરના ઘણા શાસ્ત્રોમાંથી ઉદ્ધરેલા આ શ્રેષ્ઠ ચરિત્રને વિષે સર્વ પ્રાણીઓના સમૂહનાં સંસારનો નાશ કરનાર નિર્વાણલાભ( મોક્ષપ્રાપ્તિ ) નામનો પંચમ સ્વરવાળો આ પાંચમો પ્રસ્તાવ સંપૂર્ણ થયો છે. મુનિસુવ્રતસ્વામીના પ્રસાદવડે **અંબા, સુદર્શના, બંભ, શાંતિ** તથા શ્રુતદેવતાના પ્રસાદવડે આ ચરિત્ર સમાપ્ત થયું. ત્રિલોકના પ્રભુ પાર્શ્વજિનેશ્વરનું આ સુંદર ચરિત્ર જેઓ એકમનવાળા થઇને કહે છે અથવા જેઓ જાણે છે, સાંભળે છે, તથા ભક્તિના સમૂહથી એ દયાવાળા જેઓ ચિત્તમાં ધારણ કરે છે, અને સર્વદા સ્તુતિ કરે છે, તેઓ રોગ, શોક, ધનનો ક્ષય, પ્રવાસ, વૈરી અને ભૂતાદિકથકી થતા મોટા દુઃખથી મુક્ત થઇને વાંછિત સુખને ભોગવે છે, લોકોને પૂજવા લાયક થાય છે અને તત્કાળ સ્વર્ગલોકની લક્ષ્મીને તથા મોક્ષને પામે છે. મંગલમ્

**પાંચમો પ્રસ્તાવ પૂર્ણ થયો.**

આ પ્રમાણે શ્રી પ્રસન્નચંદ્રસૂરિના પાદની સેવા કરનાર ( શિષ્ય )
શ્રી દેવભદ્રાચાર્યે રચેલું આ પાર્શ્વનાથચરિત્ર સમાપ્ત થયું. ॥ ॐ ॥

## પરિશિષ્ટ ૧ લું.

# *શ્રી પાર્શ્વનાથ પ્રભુનાં ૧૦૮ નામનો છંદ.

પાસ જિનરાજ સુણી આજ શંખેશ્વરા, પરમ પરમેશ્વરા વિશ્વ વ્યાપ્યો;
ભીડ ભાંગી જરા જાદવોની જઇ, થિર થઇ શંખપુરી નામ સ્થાપ્યો....પા૦ ૧.
સારકસાર મનોહરી મહારાજ તું, માન મુજ વિનતિ મન માચી;
અવર દેવોતણી આશ કુણ કામની ? સ્વામીની સેવના એક સાચી....પા૦ ૨.
તુંહી અરિહંત ભગવંત ભવતારણો, વારણો વિષમ ભય દુઃખ વાટે;
તુંહી સુખકારણો સારણો કાજ સહુ, તુંહી મનોહારણો સાચ માટે....પા૦ ૩.
અંતરીક અમીઝરા પાસ પંચાસરા, ભોંય સંથારા ભાભા ભટેવા;
વિજય ચિંતામણી સોમ ચિંતામણી, સ્વામી સીમ્રા તણી કરો સેવ....પા૦ ૪.
ફલવૃદ્ધિ પાસ મનમોહના મગસીઆ, તારસલા નમું નાહીં ત્રોટા;
સકભલેચા પ્રભુ અસગુલ અરજીઆ, બંભણા થંભણા પાસ મોટા....પા૦ ૫.
ગેળી ગોડી પ્રભુ નીલકંઠા નમું, હળધરા શામળા પાસ પ્યારા;
સુરસરા કંકણ-પાસ દાદા વળી, સુરજમંડળ નમું તરણતારા....પા૦ ૬.
જગવલ્લભ કલિકુંડ ચિંતામણી, લોઢણા સેરીસા સ્વામી નમીએ;
નાકોડા નાગા વળી કલિયુગા રાવણા, પોસીના પાસ નમી દુઃખ દમીએ....પા૦ ૭.
સ્વામી માણિક નમું નાથ સારોડીઆ, નકોડા નેરવાડી જગીશ;
કાયલી દોલતી શુસમીઆ સુજપુરા, ગાડરીઆ પ્રભુ ગુણ ગિરીશ....પા૦ ૮.
હમીરપુરા પાસ પ્રણમું વળી નવલખા, ભીડભંજન પ્રભુ ભીડ ભાંગે;
દુઃખભંજન અને ડોકરીઆ નમું, પાસ જીરાઉલા જગત જાગે....પા૦ ૯.
ઉજેન્તી ઉજ્જેણીએ સહસફણા સાહિબા, મહીમદાવાદ કોકા કઠેરા;
નારીંગાચ સુચલા ગાઉ ચાલેસરા, તવલી ફળવીહર નાગેંદ્ર નેરા....પા૦ ૧૦.
પાસ કલ્યાણ ગંગાભીઆ પ્રણમીએ, પલ્લવીહાર નાગેંદ્ર નાથા;
કુરકટ ઇશ્વરા પાસ છત્રા અહી, કમઠદેવે નમ્યા શક સાથા....પા૦ ૧૧.
તિમિર ઘોઘો પ્રભુ દુધીઆ વલ્લભા, સંખલા વૃત કલ્લોલા અણુઢા;
ધીંગડમલ્લા પ્રભુ પાસ ઝોટીંગજી, જાસ મહિમા નહિ જગત ગુઢા....પા૦ ૧૨.
ચોરવડી જિનરાજ ઉદામણી, પાસ અજાવરા નેવ નંગા;
કાપડેરા વજેણા પ્રભુ છે છળી, સુખ સાગરતણા કરે સંગા....પા૦ ૧૩.

* બીજા એક હજાર નામો પણ છે.

વીજુલા કુરગડુ મંડલિકા વલી, મહુરીઆ શ્રી ફલોધી અનિંદા;
આકુલા પાસ કંસારીઆ કંબરા, અનીપલા પાસ પ્રણમું આનંદા....પા૦ ૧૪.
નવસારીનાથ નવપલ્લવા પાસજી, શ્રી મહાદેવ વરકાણુવાસી;
પરાકલા ટાંકલા નવખંડા નમું, ભવ તણી જાય જેથી ઉદાસી....પાય ૧૫.
મનવાંછિત પ્રભુ પાસ જિનને નમું, પાસ નમું જેહ સાચા નગીના;
દુઃખ દોહગ તજી સાધુ મારગ ભજી, કર્મના કેથરીથી ન બીના....પા૦ ૧૬.
અશ્વ નૃપનંદ કુળચંદ પ્રભુ અલવળા, બીબડા પાસ કલ્યાણરાયા;
હોવે કલ્યાણ જસ નામથી જય હુવે, જનની વામા તણી જેહ જાયા....પા૦ ૧૭.
એક શત આઠ પ્રભુ પાર્શ્વનામે શુણ્યાં, સુખ સંપત્તિ લહ્યો સર્વ વાતે;
ઋદ્ધિ યશ સંપદા સુખ શરીરે સદા, નહી મણા માહરે કોઇ વાતે....પા૦ ૧૮.
સાચ જાણી સતવેથી મનમાં ગમ્યા, પાસ હૃદયે રમ્યા પરમ પ્રીતે;
સમિહિત સિદ્ધિ નવનિધિ પામ્યો સહુ, મુજ થકી જગતમાં કોણ જીતે ?....પા૦ ૧૯.
કાજ સહુ સારજે શત્રુ સંહારજે, પાસ શંખેશ્વરા મોજ પાઉં;
નિત્ય પ્રભાત ઊઠી નમું નાથજી, તુજ વિના અવર કુણ કામ ધ્યાઉં ?....પા૦ ૨૦.
અઢાર એકાસીએ ફાલ્ગુન માસીએ, બીજ ઉજ્જવલ પખે છંદ કરીઓ;
ગોતમ ગુરુતણો વિજય ખુશાલને, ઉત્તમ સંપદા સુખ વરીઓ*....પા૦ ૨૧

* સજ્જન સન્મિત્ર ઉપરથી ( પૃ. ૫૫૧ થી ૫૫૩ ).

સમાપ્ત